# યુગધર્મ

પુસ્તક    ચૈત્ર, ૧૯૮૦    અંક ૧

## ઇસ્લામના ઓલીઆ*

### ૧. તપસ્વી જાફેર સાદેક

તપસ્વી જાફેર સાદેક એ મહાપુરુષ મહમ્મદના દૌહિત્ર હતા. "તેજકર તોલ ઓલીઆ"ના લેખકે એ પુરુષનાં ભારે વખાણ કર્યાં છે. તે કહે છે કે સાદેક એ સાધુ સંપ્રદાયના એક આગેવાન હતા અને બધા લોકો તેમનામાં પૂર્ણ શ્રદ્ધા રાખતા. તેઓ ધર્મમાર્ગના નેતા, એકેશ્વરવાદીઓના ગુરુ, મહમ્મદીય સંપ્રદાયના આચાર્ય, ઇશ્વરાનુરાગી ભક્તમંડળીના અગ્રણી, પ્રભુપ્રેમી, વૈરાગી અને તપસ્વીઓના શિરોમણિ હતા. તેઓ તત્ત્વશાસ્ત્રમાં, શાસ્ત્રની વ્યાખ્યા કરવામાં તથા કુરાનનું રહસ્ય સમજાવવામાં એક્કા હતા.

તેમના વખતમાં મનસુર નામનો એક માણસ પોતાને અરબ દેશનો ખલીફ મનાવતો. સાદેકની કીર્તિ અને પ્રતિષ્ઠા સાંભળી મનસુર ઈર્ષાથી બળવા લાગ્યો. તેણે એક દિવસે પોતાના મંત્રીને હુકમ કર્યો કે, "ગમે તેમ કરીને સાદેકને પકડી મારી આગળ હાજર કરો."

---

* હિંદુ ધર્મના વિવિધ સંપ્રદાયોમાં જેમ અસંખ્ય સાધુઓ, તપસ્વીઓ અને પ્રાભાવિક પુરુષો થઈ ગયા છે તેમ ઇસ્લામ ધર્મમાં પણ અનેકાનેક સાધુપુરુષો અને તપસ્વી પ્રભુભક્તો થઇ ગયા છે. આપણા ગુજરાતી સાહિત્યમાં ઇસ્લામ ધર્મ તેમજ ઇસ્લામી ધર્મપુરુષો વિષે આજ સુધીમાં બહુ જ અલ્પ પ્રમાણમાં લખાયું છે. કેટલાય સૈકાથી આપણે ઇસ્લામ અને ઇસ્લામીઓના પરિચયમાં આવ્યા છીએ પણ ઇસ્લામના યથાર્થ આત્માનું દર્શન તો આપણામાંથી ભાગ્યે જ કોઇએ કર્યું હશે. જ્યાં સુધી આપણે પૂર્ણપણે પરસ્પરને સમજીએ નહિ, અને પરસ્પરની સંસ્કૃતિ અને ઇતિહાસનો સહાનુભૂતિપૂર્વક અભ્યાસ કરીએ નહિ ત્યાં સુધી આપણી એકતા માત્ર ઉપરછલી જ રહેવાની. આ લેખમાળામાં અમે મૂળ "તેજકર તોલ ઓલીઆં" નામના પુસ્તકને આધારે બંગાળીમાં પ્રસિદ્ધ થયેલા ચરિત્રોનો અનુવાદ આપીએ છીએ. એ ચરિત્રોમાં ઇસ્લામ ધર્મ અને ઇસ્લામી સંસ્કૃતિ કેવી તરવરી રહી છે તેની કલ્પના વાચક પોતે જ કરી શકશે.—લેખક.

ઉંડા પાણીમાં જઈ તેને ડૂબાડ્યો અને ગળકાં ખાવા લાગ્યો ત્યારે તેના મુખમાંથી " હે ભગવાન્ ! હે નાથ!" એવા ઉદ્‌ગાર નીકળ્યા. સાદેકે તરત જ તેને બ્હાર કાઢી બંધનમુક્ત કરવાનું ફરમાવ્યું. થોડી વાર પછી સાદેકે પૂછ્યું: " કેમ હવે ઇશ્વરનાં દર્શન થયાં ને ?" પેલાએ જવાબ આપ્યો કે, "જ્યાં સુધી મેં મારા તમારા જેવા પુરૂષની મદદ મેળવવા માટે બૂમો પાડી ત્યાં સુધી મારા અંતરના પડદા ન તૂટ્યા, પણ અંતે જ્યારે મેં ઇશ્વરનો સંપૂર્ણ આશ્રય માગ્યો ત્યારે મારા હૃદયનાં દ્વાર ઉઘડી ગયાં અને મારા મનની બધી અશાંતિ ક્ષણવારમાં ટળી ગઈ. "

સાદેકે કહ્યું: " જ્યાં સુધી તું મને મદદને માટે બૂમો મારતો હતો ત્યાં સુધી તું ભ્રમમાં હતો. હવે, તેં જે કંઇ પ્રાપ્ત કર્યું છે તેને તારી જીંદગી સુધી બરાબર કાળજીથી સાચવી રાખજે. "

### વચનામૃત

જે સાધક પાપ કરતાં પહેલાં ઇશ્વરથી બ્હીએ છે અને પાછળથી ક્ષમા માગે છે તે ઇશ્વરની નિકટ જઈ શકે છે. પણ જે તપસ્વી તપસ્યાનો નિઃશંકપણે આરંભ કરી પાછળથી અભિમાનમાં ફુલે છે તેની તપસ્યા તેને ઇશ્વરથી વધારે દૂર લઇ જાય છે.

પશ્ચાત્તાપ સિવાય ખરી સાધના ન સંભવે. પશ્ચાત્તાપને પ્રભુ સાધનાનું પૂર્વાંગ સમજે છે.

'સંયમી સાધુ શ્રેષ્ટ કે પરોપકારી ગૃહસ્થ શ્રેષ્ઠ ?' એ પ્રશ્નના ઉત્તરમાં સાદેક કહે છે કે સાધુ જ શ્રેષ્ઠ. કારણ કે ગૃહસ્થનું મન દ્રવ્યલાલસાથી રંગાએલું હોય છે અને સાધુના મનમાં ઇશ્વરનું જ ધ્યાન રમતું હોય છે.

જે માણસ જીવનની ખાતર જીવનની સાથે સંગ્રામ કરે છે તે ઇશ્વરનો મહિમા સમજી શકે છે પણ જે કોઇ, ઇશ્વરની ખાતર જીવનની સાથે યુદ્ધ કરે છે તે ઇશ્વરને મેળવે છે.

ઘોર અંધારી રાત્રે કાળા રંગના પત્થરમાં ન્હાનામાં ન્હાની કીડી બેઠી હોય તેમ મનુષ્યમાં ઇશ્વર વસે છે.

આપણો શત્રુ કોઈ જ્ઞાની પુરૂષ હોય તો તે પણ એક સદ્‌ભાગ્ય સમજવું.

ચાર માણસોથી સાવચેત રહેજેઃ (૧) જુઠાબોલું (૨) બેવકુફ, (૩) કૃપણ અને (૪) દુષ્ટ. જુઠાબોલો તમને કોઈક દિવસ છેતરશે, બીજો માણસ તમારૂં શુભ કરવા જતાં અશુભ કરી વાળશે, ત્રીજો માણસ પોતાના સ્વાર્થની ખાતર તમારો કીંમતી સમય બગાડશે અને ચોથો માણસ પોતાને જરૂર લાગશે ત્યારે તમને ખુવાર કરી નાંખશે.

## ૨. તપસ્વી આબિસ કેરોની

તપસ્વી આબિસ એ મહાપુરૂષ મહમ્મદના સમકાલીન હતા. તેઓ કોરોન દેશના રહેવાશી હોવાથી તેમની શાખ પણ કોરોની જ પડી હતી. હઝરત મહમ્મદને અને તેમને કોઇ વાર રૂબરૂમાં મળવું થયું ન હતું, છતાં હઝરત મહમ્મદની સાથે તેઓ અલૌકિક સંબંધ રાખતા. અંતર્દષ્ટિદ્વારા આબિસ મહાપુરૂષ મહમ્મદને જોઇ શકતા હતા. તપસ્વી આબિસ ઘણા એકાંતપ્રિય હતા, તેથી ઘણોખરો વખત નિર્જનતામાં જ ગાળતા. તેમનાં ધર્મપરાયણ વૃદ્ધ માતુશ્રી આંધળાં હતાં. આબિસ જંગલમાં ઉંટ ચારતા અને વૃદ્ધ માતાનું પાલનપોષણ કરતા. હઝરત મહમ્મદ આબિસને કોઇ વાર મળ્યા ન હતા, છતાં ઘણીવાર પોતાના ધર્મબન્ધુઓ પાસે તેની વાત કાઢતા. આબિસની શ્રદ્ધા વૈરાગ્ય અને ધર્મભાવ વિષે મહમ્મદનો ઘણો ઉંચો મત હતો. તેમણે પોતાના સહયોગીઓ પૈકી ઉમર અને અલીને એક વાર કહેલું કે, "તમે એક વખત આબિસને મળો અને મારી વતી સલામ બોલી આપણા સંપ્રદાય માટે પ્રભુને પ્રાર્થના કરે એમ કહેશો. "

મહાપુરૂષ મહમ્મદ જ્યારે મૃત્યુના બીછાને હતા ત્યારે તેમના શિષ્યોએ પુછેલું કે, " આપનું આ પવિત્ર વૈરાગ્યવસ્ત્ર હવે પછી કોને સોંપવું ?" તેમણે તે આબિસને જ આપવાની સૂચના કરી હતી. મહાપુરૂષના સ્વર્ગવાસ પછી કુફાનગરમાં ઉમર ફારૂકે ખોત્બ (સ્તોત્રવિશેષ) ભણતાં, શ્રોતાવર્ગને પૂછ્યું કે, " તમારામાંથી કોઈ કોરોનનો રહેવાશી છે ?" કેટલાકોએ હા પાડી, એટલે ઉમરે વધુમાં પૂછ્યું કે, " તમે કોઇને આબિસના સંબંધમાં કંઇ ખબર છે ?' કોરોનવાસીઓએ જવાબ આપ્યો કે, " અમે તો તેને

એક ઉન્મત્ત અથવા ગાંડા તરીકે જ ઓળખીએ છીએ. લોકોની વસ્તીમાં તે ભાગ્યે જ આવે છે, ઘણોખરો સમય જંગલોમાં જ વીતાવે છે." ઉમરે પૂછ્યું કે, "અત્યારે તેઓ ક્યાં હશે?" કોરાનવાસીઓએ કહ્યું કે, "ઘણું કરીને સરનાના જંગલોમાં ભટકતા હશે. ત્યાં આખો દિવસ તેઓ ઉંટ ચારે છે અને દિવસ આથમ્યા પછી માત્ર એક વાર સૂકી રોટલી ખાય છે. લોકોનો સમાગમ તેમને બિલકુલ પસંદ નથી. દુનિયાથી એમનું વર્તન સાવ નીરાળું છે. તેમને સુખદુઃખનું કે ખાવાપીવાનું પણ પૂરૂં ભાન નથી. લોકો જ્યારે હસતા હોય છે ત્યારે આબિસ રડે છે અને દુનિયા રડતી હોય છે ત્યારે આબિસ હસે છે."

પછી ઉમર અને અલી આબિસને મળવા રવાના થયા. તેઓ આબિસના રહેઠાણ પાસે પહોંચ્યા ત્યારે આબિસ નમાજમાં હતા. કોઇ બે જણ મળવા આવ્યા છે. જાણી નમાજ ટુંકામાં પતાવી અને અતિથિઓની પાસે આવી નમન કર્યું. ઉમરે વળતાં નમન કરી પૂછ્યું:

"આપનું નામ?"

"અબ્દુલ્લા." અર્થાત્ પ્રભુદાસ.

"આપણે બધા જ પ્રભુના સેવકો છીએ. આપનું ખરૂં નામ શું?"

"આબિસ."

"આપનો જમણો હાથ જરા બતાવશો?"

ઉમરે આબિસનો જમણો હાથ જોયો તો મહાપુરૂષ મહમ્મદે જે સફેદ ચિન્હ વિષે ઓળખાણ આપી હતી તે બરાબર મળી આવી. પછી ઉમરે આબિસના હાથ ઉપર ભક્તિભાવભર્યું એક ચુંબન કર્યું અને કહ્યું કે, "પ્રેરિત મહાપુરૂષે આપને સલામ કહ્યા છે અને તેની સાથે પોતાનું આ વૈરાગ્યવસ્ત્ર મોકલ્યું છે. તેમણે પોતાના ધર્મસંપ્રદાય વિષે આપના આશીર્વાદની માગણી કરી છે."

આબિસ કહે કે, "આશીર્વાદ આપવાનો મને શો અધિકાર છે? આપનાથી વધુ શ્રેષ્ઠ અત્યારે કોણ છે?"

ઉમરે જવાબ આપ્યો કે, "અમે તો અમારે જે કંઈ કરવાનું હતું તે કરી વાળ્યું છે. હવે આપ પ્રેરિત મહાપુરૂષની માગણી કબૂલ રાખો એ જ અમારી આપની પાસે યાચના છે."

આબિસે જાણવા માગ્યું કે, "મહાપુરૂષે જેમને વિષે વાત કહી છે તે હું પોતે જ છું એની તમે ખાત્રી કરી છે? મને લાગે છે કે તે પુરૂષ હું નહિ, પણ કોઇ બીજો જ હોવો જોઇએ."

"અમે એ બાબત બરાબર ખાત્રી કરી લીધી છે. મહાપુરૂષે આપનું જે ચિન્હ બતાવ્યું હતું તે સંપૂર્ણપણે મળતું આવ્યું છે." ઉમરે ઉત્તર આપ્યો.

"જો એમ જ હોય તો મને તે વૈરાગ્યવસ્ત્ર આપો એટલે હું આશીર્વાદ આપું." આબિસના કહેવા પ્રમાણે ઉમરે તે વસ્ત્ર આપ્યું. તે પછી આબિસ ત્યાંથી ઉઠી થોડે દૂર ગયા અને કહેતા ગયા કે, "તમે હમણાં અહીં જ એમજો. હું થોડી વારમાં આવું છું."

આબિસે આઘે જઇ, ધરતી ઉપર મસ્તક નમાવી ઉંચે આકાશ તરફ નજર કરી પ્રાર્થનારૂપે કહ્યું કે, "પ્રભુ, જ્યાં સુધી આ વસ્ત્ર આખો મહમ્મદીય ધર્મ-સંપ્રદાય મને અર્પણ ન કરે ત્યાં સુધી મારાથી તેનો શી રીતે સ્વીકાર થાય? પ્રેરિત મહાપુરૂષે અને અલી તથા ઉમરે પોતાની ફરજ બજાવી છે, હવે તારો શો હુકમ છે તે મારે જાણવું જોઇએ." એમ કહેવાય છે કે આબિસની પ્રાર્થનાના ઉત્તરમાં તે જ વખતે આકાશ-વાણી થઇ અને તેમણે તે વસ્ત્ર સ્વીકાર્યું.

એ પ્રમાણે વૈરાગ્યવસ્ત્ર સંબંધી વિધિ પૂરી થયા પછી ઉમરે પૂછ્યું કે, "આબિસ! આપે આટલા દિવસમાં કોઇ વાર પણ પ્રેરિત પુરૂષનાં દર્શન કેમ ન કર્યાં?"

આબિસે સામો પ્રશ્ન કર્યો કે, "આપે શું તેમનાં દર્શન કર્યાં છે?"

ઉમરે હા કહી. એટલે આબિસે ઉમેર્યું કે, "તમે ઘણું કરીને એ મહાપુરૂષનાં પોતાનાં નહિ, પણ તેમના કપડાંનાં જ દર્શન કર્યાં હશે. વારુ, કહો જોઇએ તેમના નેત્ર પરના ભમર સંયુક્ત હતા કે વિભક્ત?"

અલી કે ઉમર એ પ્રશ્નનો ખુલાસો કરી શક્યા નહિ.

આબિસે બીજો સવાલ પુછયો કે, " તમે હઝરત મહમ્મદના પરમ મિત્ર છો ને ?"

ઉમરે હકારમાં જવાબ આપ્યો. એટલે આબિસે પૂછ્યું: "વારૂ, કહો જોઇએ જે દિવસે શત્રુઓએ તેમના દાંત તોડી નાખ્યા તે દિવસે, તમે તેમના ખરા મિત્ર હો તો, તમે પોતે તમારા દાંત કેમ ન તોડી નાંખ્યા ?"

બન્ને જણ વિચારમાં પડી ગયા. આબિસે પોતાનું મ્હોં પ્હોળું કરી બતાવ્યું. તેમના બધા દાંત બરાબર મહાપુરૂષ મહમ્મદની જેમ પાડી નાંખેલા હતા.

આબિસે ખુલાસો કર્યો કે, " હું જો કે તેમને પ્રત્યક્ષ મળી શક્યો નહોતો, તો પણ તમે જોઈ શકશો કે મેં મારા બધા દાંત તે મહાપુરૂષની પેઠે જ તોડી નાંખ્યા છે. પહેલાં એક દાંત તોડયો, પણ મનને શાંતિ ન વળી, એટલે એકે એકે બધા દાંત ભાંગી નાંખ્યા."

ખરેખરા પ્રભુભક્તો પોતાના ગુરૂઓ માટે કેવો ભક્તિભાવ રાખે છે તે જોઈ અલી અને ઉમર શરમાયા. તેમને થયું કે, જેણે પ્રેરિત મહાપુરૂષને કોઇ દિવસ જોયા પણ નથી છતાં આટલો અદ્દભુત ભક્તિભાવ ભર્યો છે એ કેવું વિચિત્ર છે ? આવા પુરૂષના પગ પાસે બેસી આપણે ઘણું નવું શીખી લેવું જોઈએ.

ઉમરે કહ્યું: "આબિસ, બીજું તો શું પણ અમારે માટે પ્રભુને પ્રાર્થના કરજો."

આબિસે જવાબ આપ્યો કે, " પ્રાર્થના એ કંઇ મહેરબાની નથી. હું તો દરેક ઉપાસના વખતે વિશ્વાસુ અને શ્રદ્ધાળુ નરનારીઓને તેમનાં પાપોની ક્ષમા આપવા પ્રભુને પ્રાર્થના કરૂં છું."

ઉમરે કિંચિત્ ઉપદેશ સાંભળવાની ઇચ્છા બતાવી. એટલે આબિસે કહ્યું કે, " ઉમર, તમે ઇશ્વરને તો ઓળખ્યો છે ને ?"

ઉમરે હા પાડી.

આબિસે ઉમેર્યું કે, "તો હવે તમે બીજું કંઈ ન જાણો તો પણ હરકત જેવું નથી."

ઉમરની વિનંતીથી આબિસે ફરી પૂછ્યું કે, "પ્રભુ તમને પીછાને છે ?"

ઉમરે હકારમાં જવાબ આપ્યો. એટલે આબિસે ફરી કહ્યું કે, " લો હવે તમને બીજું કોઈ ન ઓળખે તો પણ હરકત નહિ."

જતાં જતાં ઉમરે પોતાની પાસેથી આબિસને કંઈક આપી જવાની ઈચ્છા બતાવી. એટલે આબિસે પોતાના ગજવામાંથી બે પૈસા બ્હાર કાઢી બતાવીને કહ્યું કે, "આ બે પૈસા મેં ઉંટચરામણમાંથી મેળવ્યા છે; જ્યાં સુધી એ પૂરેપૂરા વપરાઇ ન જાય ત્યાં સુધી મારાથી બીજું કંઇ ન લઈ શકાય."

છેવટે છૂટા પડતાં ઉમર અને અલીને કહ્યું કે, "આટલે સુધી દૂર આવતાં તમને બહુ તકલીફ પડી હશે, માફ કરશો. હવે, આપ ખુશીથી પાછા ફરો. કયામતનો દિવસ દૂર નથી. તે વખતે ધરાઇધરાઇને આપણે પરસ્પરનાં દર્શન કરી શકીશું. અત્યારે તો આપણે પરલોકનું બને તેટલું ભાતું બાંધવામાં જ રચ્યાપચ્યા રહેવું જોઇએ."

ઉમર અને અલી વિદાય થયા પછી આબિસ ત્યાંથી કુફા નગરમાં ગયા. તે બાદ હરમનાં પુત્ર હયાન સિવાય કોઇએ તેમનાં દર્શન કર્યાં હોય એમ જણાતું નથી.

હયાન કહે છે કે, "આબિસ સંબંધી લોકવાયકા સાંભળી મને મળવાની બહુ પ્રબળ ઇચ્છા થઇ. કુફામાં આવી મેં તપાસ કરવા માંડી. એક દિવસે અચાનક ફોરાત નદીમાં મેં તેમને હાથ, મુખ તથા પોતાનાં વસ્ત્ર ધોતા જોયા. તેમનાં લક્ષણો સાંભળ્યાં હતાં તે બધાં મળતાં આવ્યાં એટલે હું તેમની પાસે ગયો અને વંદન કર્યું. તેમણે પ્રતિવંદન કરી મારી સામે નીહાળ્યું. હું તેમના હાથને સ્પર્શ કરવા ગયો, પણ તેટલામાં તો તેમણે પોતાનો હાથ પાછો ખેંચી લીધો. મારા મુખમાંથી " આબિસ ! આપની પર પરમાત્માની રહેમ અને કૃપા ઉતરો " એવા ઉદ્ગાર નીકળી ગયા. મને આબિસ પ્રત્યે એટલો બધો ભક્તિભાવ સ્ફુર્યો કે તેમની આવી ગરીબ અને પામર અવસ્થા મને અસહ્ય થઈ પડી. મારી આંખમાંથી આંસુનો પ્રવાહ વહેવા લાગ્યો.

મને રડતો જોઇ આબિસ પણ રડી પડયા. છેવટે તેમણે કહ્યું કે, "હરમના પુત્ર હયાન, પ્રભુ તને દીર્ઘ આયુષ્ય અર્પે. તું અહીં શા માટે આવ્યો ? તને આ માર્ગ કોણે બતાવ્યો ?" અત્યારપૂર્વે હું કોઈ દિવસ તેમને મળ્યો ન હતો. છતાં તેઓ મારૂં અને મારા પિતાનું નામ શી રીતે જાણી શક્યા એ વિષે મને ભારે નવાઈ લાગી. મારા એક સવાલના જવાબમાં તેમણે ખુલાસો કર્યો કે, "જેમના જ્ઞાન પાસે દુનિયાની કોઇ ચીજ છુપી રહી શકતી નથી, તેમણે પોતે જ મને તમારે વિષે ખબર આપી છે. આત્મા આત્માને સહેજે ઓળખી શકે છે. શ્રદ્ધાળુ આત્માઓ પોતાના જેવા આત્માઓને એકદમ ઓળખી લે છે."

"આપ પ્રેરિત મહાપુરૂષના વિષયમાં કંઇ હકીકત અથવા ઉપદેશ આપશો ?" આબિસે જવાબ આપ્યો કે, "હું તેમના સમાગમમાં કદિ આવ્યો નથી. માત્ર અન્યના મુખેથી કેટલીક વાતો સાંભળી છે. મને ઉપદેશક, વક્તા કે વ્યાખ્યાતા થવાની જરાય ઇચ્છા નથી. મારે બીજું ઘણું કાર્ય કરવાનું હોય છે, એટલે એવી એવી વાતોમાં હું નથી પડતો."

"કુરાનનું એકાદ પ્રવચન ઉચ્ચારો તો આપના મુખેથી સાંભળવાની મારી તીવ્ર ઇચ્છા છે."

"શયતાનને છોડી ઇશ્વરનો આશ્રય લ્યો" એટલું બોલતાંમાં જ આબિસની આંખમાંથી પાણી વહેવા લાગ્યું.

વિશેષમાં તેમણે કહ્યું કે, "ઇશ્વરે પોતે જ ફરમાવ્યું છે કે 'મેં કેવળ મારી ઉપાસના કરવા માટે જ મનુષ્યો તથા દેવોને સર્જ્યા છે. આકાશ તથા પૃથ્વી ઉપર તેમ જ આકાશ તથા જમીનની વચ્ચે જે કંઈ છે તે બધું માત્ર લીલાની ખાતર નહિ, પણ ઉદ્દેશપુરઃસર રચ્યું છે.' પરન્તુ લોકોને તેની પરવા જ ક્યાં છે ?"

ઇશ્વરીય મહિમા તથા કૃપા વિષે બોલતાં તેમનો કંઠ ગળગળો થઈ ગયો અને એવી ચીસ નીકળી ગઈ કે મને લાગ્યું કે જરૂર આબિસ બેહોશ થઈ ગયા હશે. થોડી વારે તેઓ સાવધ થયા અને મને પૂછ્યું કે, "હયાન, તમને અહીં કોણ લઇ આવ્યું ?"

મેં જવાબ આપ્યોઃ "આપની સાથે પ્રીતિ જોડી સુખી થઇશ એવી આશાથી હું અહીં આવી ગયો."

આબિસે કહ્યું: "હું નથી સમજી શકતો કે જેણે પ્રભુને ઓળખ્યા છે તે માણસ પ્રભુને છોડી અન્ય સાથે પ્રીતિ જોડી શી રીતે સુખી થઇ શકે ?"

મેં ઉપદેશરૂપે બે શબ્દો કહેવાનો આગ્રહ કર્યો, એટલે તેમણે કહ્યું કે, "જ્યારે સુવા જાઓ ત્યારે મૃત્યુને ઓશીકે રાખજો, ઉઠો ત્યારે આંખ આગળ રાખજો. નજીવા પાપને પણ નાનું કે નજીવું માની લેવાની ભૂલ ન કરતા. ઇશ્વરના મહત્ત્વ તરફ હમેશા નજર રાખજો, દરેક પાપ આપણને ઇશ્વરના ગુન્હેગાર બનાવે છે એ યાદ રાખજો. પાપને ન્હાનું ગણશો તો તમારો ઇશ્વર પણ એટલો જ ન્હાનો બની જવાનો."

"મારે હવે ક્યાં જઇને વસવું ?" એ પ્રશ્નના ઉત્તરમાં મને 'શામ દેશ'માં રહેવાની ભલામણ કરી. "મારે મારી આજીવિકા શી રીતે ચલાવવી ?" એ પ્રશ્નના ઉત્તરમાં તેમણે કહ્યું કે, "જેનું હૃદય શંકાશીલ છે તેને કોઈ ઉપદેશ અસર કરી શકતો નથી. મને એવા મનુષ્યો માટે ખરેખર ખેદ થાય છે."

કંઇક વિશેષ સંભળાવવાની માગણી કરી, એટલે આબિસે બોલવું શરૂ કર્યું કે, "હે હરમના પુત્ર, તારા પિતા મૃત્યુ પામ્યા છે; આદમ, હવા, નૂહ, એબ્રાહિમ, મુસા અને દાઉદ પણ પરલોકમાં જઇ રહ્યા છે; મહાપુરૂષ મહમ્મદ પણ ચાલી નીકળ્યા. અને અરેરે મારા મિત્ર ઉમર પણ ગુજરી ગયા." ઉમરનું સ્મરણ થતાં જ તેઓ એકદમ રૂદન કરવા લાગ્યા.

મેં કહ્યું કે, "ઉમર તો હજી હયાત છે."

આબિસે કહ્યું: "પ્રભુએ પોતે મને ઉપરના મૃત્યુના સમાચાર આપ્યા છે." થોડી વાર શાંત રહી તેઓ બોલ્યાઃ "હું અને તમે બધા મરેલા માણસોમાં જ લેખાઇએ."

પ્રાર્થના પછી તેમણે મને કહ્યું કે, "ઇશ્વરના ગ્રન્થનો અને ઓલીઆઓનો માર્ગ ન ભૂલતા એ જ મારી તમને ભલામણ છે. પ્રત્યેક ક્ષણે મૃત્યુનું સ્મરણ કર્યા કરવું. લોકસમાગમમાં જવું થાય તો તેમને સદુપદેશ આપવો. મનુષ્ય માત્ર પ્રભુનો દાસ છે. સમાજથી અલગ થઇ જશો તો કોણ જાણે ક્યારે ધર્મભ્રષ્ટ થઇ

નીચે ગબડી પડશો. તમારા અધઃપાતની તમને ખબર પણ નહિ પડે. "

થોડી વાર રહીને કહ્યું કે, "હે હરમના પુત્ર, હવે તમે વિદાય થાઓ. આ આપણી છેલ્લી મુલાકાત છે. તમે પ્રભુપ્રાર્થના વખતે મને યાદ કરજો અને હું પણ તમને યાદ કરીશ. તમે આ માર્ગે રવાના થાઓ અને હું પેલે માર્ગે રવાના થાઉં છું. મારી તો ઘણીય ઇચ્છા હતી કે એ તપસ્વી પુરુષના સહવાસમાં બેચાર કલાક રહું. પણ મને એટલીયે અનુમતિ ન મળી. પોતે રડયા અને મને પણ રડાવ્યો. તેઓ દેખાતા બંધ થયા ત્યાં સુધી હું તેમની પાછળ એકી ટસે તાકી રહ્યો. ત્યાર બાદ મેં તેમને વિષે કંઈ સમાચાર ન સાંભળ્યા."

રબિય કહે છે કે, " એક દિવસ સવારની ઉપાસના વખતે હું આબિસ પાસે જઈ ચડયો. તે વખતે તેઓ ઉપાસનાથી પરવારી નામજપમાં રોકાયા હતા. બીજી વારની ઉપાસનાનો વખત થયો ત્યાં સુધી તેમણે માળા ફેરવ્યાં કરી. બીજી ઉપાસના પછી ત્રીજી ઉપાસના સુધી પણ માળા જ ફેરવ્યાં કરી. એ પ્રમાણે બરાબર ત્રણ દિવસ અને ત્રણ રાત પર્યંત ઉપાસના અને નામજપનો ક્રમ ચાલુ રહ્યો. એ ત્રણ દિવસ તેમણે કંઇ ખાધું નહિ તેમ જ ઉંઘ કે આરામ પણ ન લીધો. ચોથા દિવસની રાત્રિએ તેમની આંખો સ્હેજ મળી ગઈ. પણ શાંત નિદ્રા આવે તે પહેલાં તો તેઓ એકદમ ઝબકીને ઉભા થઇ ગયા અને પ્રભુને ઉદ્દેશી પ્રાર્થના કરતાં બોલ્યા કે, ' હે ભગવન્, તંદ્રાથી ભરેલાં મારાં નયનો અને ભૂખથી વ્યાકૂળ બનેલા મારા પેટ સામે જોઈ મને ક્ષમા કરજે. ' તે પછી હું ત્યાંથી ચાલી નીકળ્યો. મેં સાંભળ્યું છે કે આબિસ કોઇ વાર પણ રાત્રે સુતા નથી. તેઓ માને છે કે રાત્રિ પ્રભુના ભજન માટે છે. રાત્રિ બીછાણુ પર બેસી ઉપાસના કરવા માટે છે. તેમણે પોતાના જીવનની રાત્રિઓ લગભગ પ્રભુના ભજનમાં અને નામસ્મરણમાં જ વિતાવી છે. તેઓ રાત દિવસ થાક્યા વિના દેવતાઓની જેમ પ્રભુભક્તિમાં જ તલ્લીન રહેવાની આકાંક્ષા રાખતા. "

કોઇએ આબિસને પૂછ્યું કે, " ઉપાસના સમયની માણસની તલ્લીનતા કેવી હોવી જોઇએ ? "

આબિસે ઉત્તર આપ્યો કે, " તે વખતે કોઇ કટકા મારે તો પણ ખબર ન પડવી જોઇએ. "

એક જણે આબિસની ભક્તિવિષયક વ્યાકૂળતાનું કારણ પૂછ્યું ત્યારે તેને આબિસે કહ્યું કે, " તમે જ કહો કે, તમને પોતાને સવારમાં ઉઠતાંની સાથે જ, આજે સાંજ સુધી જીવતા રહેશો કે કેમ એવી શંકા અંતરના ઉંડાણમાંથી ઉદ્ભવે તો તમારી કેવી દશા થાય ? "

પેલો પ્રશ્નકર્તા કંઇ જવાબ ન આપી શક્યો. એટલે પછી આબિસે જ ખુલાસો કર્યો કે, " લાંબી મુસાફરીમાં ખાવાનું ખૂટી જાય અને જેવી દશા થાય તેવી જ તે દશા સમજી લેવી. "

એક વાર આબિસે ત્રણ દિવસના ઉપવાસ કર્યા. ચોથે દિવસે બ્હાર નીકળ્યા તો માર્ગમાં એક રૂપીઓ પડેલો જોયો. કોઇનો ભૂલથી પડી ગયો હશે એમ ધારી તેમણે તેને સ્પર્શ ન કર્યો. માર્ગમાં શાકપાંદડાં જે મળે તે ખાવા માંડ્યાં. એટલામાં એક કૂતરો મ્હોંમાં તાજી રોટલી લઇને ત્યાં આવી ચડયો અને બરાબર આબિસની સામે મૂકી. કોણ જાણે આ કોની રોટલી હશે-એમ ચિંતવી આબિસે તે ન લીધી. કહેવાય છે કે કૂતરે પોતે ઇશારાથી એ રોટલી ખાઇ જવાની સૂચના કરી. ત્યાર બાદ આબિસે તે રોટલી સ્વીકારી અને કૂતરો પોતાના માર્ગે ચાલ્યો ગયો.

આબિસના પાડોશીઓ કહે છે કે અમે તો આબિસને ગાંડો જ સમજતા હતા. ઉપવાસ પછી પારણું ક્યારે કરવું તેનો તેમને કંઇ ચોક્કસ નિયમ ન હતો. તેઓ મ્હોટે ભાગે ખોર્મા ફળનાં બીજ એકઠાં કરતા અને તેના વેચાણમાંથી જે પૈસા મળે તેમાંથી અનાજ ખરીદી ઉપવાસનું પારણું કરતા. કોઇ વાર ખોર્માના બીજને બદલે ફળ મળી જાય તો એ ફળ વેચી તેના પૈસા ગરીબગરબાંઓને આપી દેતા. તેઓ એક સાવ સડેલું અને માર્ગમાંથી મળી આવેલું વસ્ત્ર હંમેશાં પહેરી રાખતા. સવારની નમાજ પહેલાં તેઓ ઘરની બ્હાર ચાલ્યા જતા તે ઠેઠ રાત્રિની ઉપાસના પછી ઘેર પાછા આવતા. તેઓ જ્યાં જતા ત્યાં છોકરાઓ તેમની પાછળ હુરિયો કરતા, દોડતા અને છૂટા કાંકરા પણ મારતા. આબિસ તેમને કહેતા કે, " બચ્ચાઓ, મહેરબાની કરીને બહુ મ્હોટા પત્થર ન મારતા. મને લોહી ન નીકળે એવી રીતે તમે મારજો કારણ કે જો લોહી નીકળશે તો નમાજ અશુદ્ધ થઇ જશે. મને મારા શરીરની

જરાય ચિંતા નથી; પણ મારા નમાજમાં કોઇ જાતનો અંતરાય ન નડવો જોઇએ."

આબિસને કોઇએ આવીને કહ્યું કે, "અહીંઆ નજીકમાં જ એક માણસ ત્રીસ વર્ષ થયાં કબ્રસ્તાનમાં પડયો રહે છે, ખભે એક શબવસ્ત્ર રાખે છે અને આખો દિવસ રડયાં કરે છે." આબિસે કહ્યું કે, "મને તેની પાસે લઇ જાઓ."

આબિસે જઇને જોયું તો પેલો માણસ સાવ લેવાઇ ગયો હતો. તેના મ્હોં પરનું બધું તેજ હણાઇ ગયું હતું. રોઇરોઇને થાકવાથી એક બાજુ પડયો હતો. આબિસે કહ્યું કે, "ભાઇ, આ કબ્રસ્તાન અને આ શબવસ્ત્ર એ બંને તને ઈશ્વરથી જુદો પાડી રહ્યાં છે. તું એ બે વસ્તુઓમાં જ બંધાઈ ગયો છે. એ એ જ વસ્તુઓ, તારા પ્રભુપ્રાપ્તિના માર્ગમાં મ્હોટો અંતરાય નાંખે છે."

આબિસના એ પ્રમાણેનાં વાકયો સાંભળતાં જ તેના અંતરમાં એક પ્રકારનો અપૂર્વ પ્રકાશ થયો. તેણે પોતાની આત્મવિપદ પ્રત્યક્ષ નીહાળી. તેના મુખમાંથી એકદમ કારમી ચીસ નીકળી અને એ જ કબ્ર ઉપર તેણે તત્કાળ દેહ છોડી દીધો.

આબિસ જીવનના છેલ્લા દિવસો દરમિયાન અલીની સાથે મળી ધર્મયુદ્ધમાં જોડાયા હતા અને એ જ યુદ્ધમાં માર્યા ગયા હતા.

મુસલમાનોમાં આબિસી નામનો એક સંપ્રદાય છે. તેઓ ગુરૂની આવશ્યકતા સ્વીકારતા નથી. આબિસે જો કે હઝરત મહમ્મદના પ્રત્યક્ષ દર્શન ન્હોતાં કર્યાં, પરંતુ તેઓ હઝરતમાં જ જીવતા હતા એમ તેમના જીવનચરિત્ર પરથી સ્પષ્ટ જણાઇ આવે છે.

### વચનામૃત

જેમને સારૂં સારૂં ખાવાનું, સારૂં સારૂં પહેરવાનું અને સારા સારા ધનવાન લોકોનો પરિચય બહુ ગમે તેમને માટે નરક નજીક છે એમ સમજવું.

જેણે ઇશ્વરને ઓળખ્યો છે તેની પાસે કોઇ વસ્તુ અજાણી રહેતી નથી.

નિર્જનતા નિરાપદ છે. પણ મનમાં બીજી કોઈ જાતના તર્કવિતર્ક કે ચિંતા ન ઉપજે તે સૌથી વિશેષ નિરાપદ અવસ્થા જાણવી. બ્હારની નિર્જનતા એ કંઇ ખરી નિર્જનતા નથી. દ્વૈત અવસ્થામાં શયતાન છેતરવાનો પ્રયત્ન કરે છે. તમારા કાળજાને બરાબર કાબુમાં રાખજો, નહિતર શયતાન ચુપચુપપણે તેમાં દાખલ થઇ જશે.

ઉન્નતિ શોધવા જતાં મને વિનય પ્રાપ્ત થયો, પુરૂષાર્થ શોધવા જતાં મને સત્ય સાંપડયું, ગૌરવ શોધવા જતાં મને ઇશ્વરનો ભય પ્રાપ્ત થયો, મહત્ત્વની પાછળ ભટકતાં મને ધૈર્ય પ્રાપ્ત થયું, શાંતિ શોધવા જતાં મને વૈરાગ્ય પ્રાપ્ત થયો અને સંપત્તિ શોધવા જતાં મને નિર્ભયતા હાથ લાગી.

ભીમજી હરજીવન સુશીલ

# 'નાસિક-પંચવટી' ક્યાં આવી ?*

શ્રી રામકથા અત્યંત પ્રાચીન કાળથી આપણા આબાલવૃદ્ધોને બહુ પ્રિય થઇ પડી છે. તેનું એક પ્રમાણ સંસ્કૃતમાં અને માગધીમાં લખાએલા જુના ગ્રન્થો એ છે. બીજું પ્રમાણ એ છે કે હિંદુસ્થાનના લગભગ દરેક પ્રાંતના લોકોમાં એવી શ્રદ્ધા છે કે આપણા પ્રાંતમાં શ્રી રામચંદ્ર આવી ગયા હતા; તેની નિશાની તરીકે ત્યાં શ્રી સીતારામના ચરણસ્પર્શથી પવિત્રિત તરીકે કેટલાંક સ્થળો બતાવવામાં આવે છે. ગુજરાત કાઠિયાવાડ એક જ એવો પ્રાંત છે કે જ્યાં શ્રી રામના આવી ગયાનાં સ્મરણચિન્હો જોવામાં આવતાં નથી. કોસલથી અતિ દૂર પંચનદ, ત્યાં પણ શ્રી રામના પુત્રની રાજધાની વસાવવામાં આવી હતી. અસ્તુ. લોકોની માન્યતા એ એક વસ્તુ છે; ઐતિહાસિક સત્ય એ બીજી વસ્તુ છે. લોકો માને છે અથવા યાત્રા કરવા જાય છે તેથી તે ક્ષેત્રમાં શ્રી રામ આવી ગયા હતા એમ માનવું સકારણ હોતું નથી. કોઇક વાર ઇતિહાસ તેથી ઉલટું બતાવે છે. આનું એક ઉદાહરણ આજે વિદ્વાનો આગળ મૂકવાની રજા લઉં છું.

રામાયણકાલીન હિંદુસ્થાનની ભૂગોળ વિષે હું કેટલાક દિવસથી વિચાર કરૂં છું. તેમાં નાસિક-પંચવટી બાબત લૌકિક શ્રદ્ધા અને ઐતિહાસિક સત્ય, આ બેની વચ્ચે વિરોધ મને દશ્યમાન થવા લાગ્યો. વધારે વિચાર કરતાં તે વિરોધમાં મજબૂતી આવતી જાય છે.

અત્યારનું નાસિક સૌ કોઈ જાણે છે. નાસિકથી બે માઇલ પંચવટી છે. વનવાસી સીતા, રામ અને લક્ષ્મણ ત્યાં ઘણા દિવસ રહ્યાં હતાં અને ત્યાંથી રાવણે સીતાનું હરણ કર્યું એવી માન્યતા છે. શૂર્પણખાના નાસિકાછેદન ઉપરથી તે સ્થાનને નાસિક નામ મળ્યું છે એવી પ્રથા છે. પ્રસ્તુત નાસિક ગોદાવરીના ઉગમથી બહુ દૂર નથી.

આપણી ચર્ચા માટે રામાયણ કથાની બીજી એ વિગત ધ્યાનમાં રાખવાની જરૂરીઆત છે. દંડકારણ્યમ ફરતાં ફરતાં શ્રી રામ અગસ્ત્યના આશ્રમે આવ્યા અને તે ઋષિના કહેવાથી જનસ્થાનગત પંચવટીમાં રહેવા ગયા. એટલે જનસ્થાન, નાસિક, પંચવટી એ બધાં સ્થળો અગસ્ત્યાશ્રમથી બહુ દૂર ન હતાં એમ માનવું સયુક્તિક છે.

એવી વિગતોનું વર્ણન જે સ્થાન સંબંધે આપણા પ્રાચીન ગ્રન્થકારો કહે છે તે નાસિક-પંચવટી હોઇ શકે.

તે જાણવા બે જાતનો પુરાવો આપણી આગળ છે. મુખ્ય પુરાવો આર્ષ ઇતિહાસ રામાયણનો પહેલો. મહાભારત અને બીજા પુરાતન આર્ષ ગ્રન્થોનો પણ વિચાર સાથે સાથે કરી શકાય. બીજો આનુષંગિક એટલે આર્ષ ગ્રન્થોના આધારે લખાએલ કાવ્યનાટકાદિ સાહિત્યમાં મળી આવે છે. આ બેમાંથી પહેલી જાતના પુરાવાનો વિચાર થોડાઘણો થએલો છે પરંતુ કાવ્યનાટકોનો અભ્યાસ એ દૃષ્ટિથી કરેલો મારા જાણમાં તો નથી.

રામકથાવિષયક લલિત વાઙ્મય અલ્પ વા ઉપેક્ષણીય નથી. સંસ્કૃતમાં તથા પ્રાકૃતમાં શ્રી રામના આખ્યાનોપાખ્યાનો ઉપર કાવ્ય તથા નાટકો પુષ્કળ છે. તેમનું પરિશીલન કરી, રામાયણકાલીન ભૂગોળ વિષે ગ્રન્થકારનો શો અભિપ્રાય છે તેનો તુલનાત્મક અભ્યાસ કરવો એ બહુ મનોરંજક છે. રામાયણકાલીન

---

* સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ ભાવનગર આગળ રજુ કરવામાં આવેલો નિબંધ.

ભૂગોળ એટલે સમગ્ર હિંદુસ્થાનની ભૂગોળ. તેમાં સ્થળોનું નામાંતર, તેમ જ નામોનું સ્થળાંતર થયું છે. પ્રયાગ અલ્લાહાબાદ થયું છે. કુંડિનપુરે મધ્યહિંદુસ્થાનથી પશ્ચિમહિંદુસ્થાન તરફ પ્રયાણ કર્યું છે. તેમ જ નાસિક-પંચવટીએ પણ 'પૂર્વાચળ' નો ત્યાગ કરીને 'પશ્ચિમાચળ' ઉપર નિવાસ કર્યો છે. આ નામાંતર-સ્થળાંતરનો ઇતિહાસ તપાસતાં આપણા પ્રાચીન ઇતિહાસનાં કેટલાંક અંગો ઉપર સારું અજવાળું પડે એવો સંભવ છે.

નાસિક-પંચવટી-જનસ્થાનની બાબતમાં પ્રાચીન સાહિત્ય ગ્રંથોમાં જ માહિતી મળે છે. તેનું ટુંકમાં સંકલન કરવાનો પ્રસ્તુત નિબંધનો ઉદ્દેશ છે. અત્રે, ખ્રિસ્તની ૧૪મી શતાબ્દી પહેલાં થયેલા ગ્રન્થકારોનો વિચાર કર્યો છે. એ કાલમર્યાદા બાંધવાનાં કારણો બે છે. ૧૪મી શતાબ્દી સુધી ગ્રન્થરચના ઘણીખરી સંસ્કૃતમાં જ થઈ છે. દેશી ભાષાના ગ્રન્થો અપવાદાત્મક છે. ગુજરાતી, મરાઠી, બંગાળી વાઙ્મયનો વિસ્તાર ૧૪મી શતાબ્દી પછી જ થયેલો જોવામાં આવે છે. સિવાય, પ્રાકૃતમાં થયેલી અને સંસ્કૃતમાં થતી હતી તે ગ્રન્થરચના જુદી. એવા વિસ્તીર્ણ વાઙ્મયમહોદધિનું મંથન એકલાના જ હાથથી થવાનું લગભગ મુશ્કેલ છે. માટે એક વિશિષ્ટ કાલ લઇ તેમાં થયેલા ગ્રન્થોની પ્રસ્તુત પ્રશ્નને લગતી વિચારણા કરવી તે વધારે ઉપયુક્ત ને સુસાધ્ય છે એમ માનીને એ અલ્પ પ્રયત્ન કરવામાં આવ્યો છે. એ એક કારણ. બીજું કારણ આથી વધારે મહત્ત્વનું છે. જનસ્થાનના સ્થાન વિષે પ્રાચીન કલ્પના શી હતી તે જોવાનો આપણો પ્રધાન ઉદ્દેશ છે માટે પ્રાચીન ગ્રન્થોનો જ આધાર ગોતવો જોઇએ. ગ્રન્થ જેટલો વધારે પ્રાચીન તેટલો તેનો મત વધારે વિચારણીય. નાસિક ક્યાં છે તે વિષેની ૧૪મી શતાબ્દી પછીથી લોકપ્રથા અને અત્યારની સમજણ એમાં બહુ અંતર છે એમ મને લાગતું નથી. આ બે કારણોથી ૧૪ શતાબ્દી પછીના ગ્રન્થોનો વિચાર અહીંઆ કર્યો નથી.

આ લેખમાં ગ્રન્થકારોનો નિર્દેશ કાળના ઉલટા અનુક્રમથી (વ્યુત્ક્રમથી) કરવામાં આવ્યો છે; એટલે ૧૪મી સતાબ્દીના જયદેવથી પ્રારંભ કરીને ખ્રિસ્તપૂર્વ થએલા કાલિદાસ સુધીના ગ્રન્થકારોની સાક્ષી લીધી છે. ગ્રન્થકારોનો જે કાળ મેં દર્શાવ્યો છે તે બાબત કેટલેક ઠેકાણે મતભેદ થાય તે શક્ય છે. ઉદાહરણ તરીકે કાલિદાસનો સમય. હું તેને ખ્રિસ્તપૂર્વ મૂકું તો કેટલાક ઇતિહાસસંશોધકો તેને ખ્રિસ્તપશ્ચાત્ પાંચમી અથવા છઠ્ઠી શતાબ્દીમાં મૂકે છે. પરંતુ એ કવિકાલ-વિષયક મતભેદ અત્યારે ગૌણ ગણીએ તો ચાલે. કવિઓના ગ્રન્થોમાંથી જે વચનોનો આપણે વિચાર કરવાના છીએ તેમનું પ્રસ્તુત પ્રકરણ સંબંધીનું મહત્ત્વ ઓછું કરતું નથી.

હવે આપણે આપણા લીધેલા કાળમાં સૌથી અર્વાચીન કવિ જયદેવ, તેને તપાસીશું.

જયદેવઃ—જયદેવ નામના બે કવિઓ છે. એક 'ગીતગોવિંદ'કાર અને બીજો 'પ્રસન્નરાઘવ'કાર. આ બીજો આપણો જયદેવ. તેનો સમય લગભગ ખ્રિસ્ત ૧૪મું શતક છે.

પ્રસન્નરાઘવના પાંચમા અંકમાં રામના વનપ્રવાસની હકીકત છે. અયોધ્યાથી નીકળીને ઋષ્યમૂક પર્વત પર આવ્યા પછી રામે સુગ્રીવ સાથે સખ્ય કર્યું ત્યાં સુધીના પ્રવાસનું વર્ણન વિવિધ પાત્રોના મુખથી કર્યું છે. પ્રથમ ગંગા, યમુના અને સરયૂ પ્રવેશ કરે છે, અને રાવણકૃત સીતાહરણનો વૃત્તાંત કલહંસના મુખથી તેમના જાણવામાં આવે છે. આ સંભાષણમાંથી અમુક ભાગ પ્રસ્તુત પ્રકરણમાં બહુ અગત્યનો હોવાથી અહીંઆ ઉદ્ધૃત કરું છું.

સરયૂઃ—कियतां पुनरह्नां परिवर्त्तेन रघुराजमतिक्रान्तं वर्त्मेन।

(ભાવાર્થઃ—સરયૂઃ કેટલા દિવસોમાં રામ રઘુરાજની પાર ગયા?)

कलहंसः—उत्तरकोसलास्तु त्रिचतुरैरेवाहोभिरतिक्रान्ताः। अथ पुरमथनमौलिमालतीमालां मन्दाकिनीमतीत्य कलिन्दगिरिकरिकपोलमदवारिधारां कालिन्दीमप्यतिक्रान्ताः। ......ततः शबरशरदलितविन्ध्यकरिकुम्भतटीविमुक्तमुक्ताफलप्रकरकोरकिततीरलताविलान—परिच्छदां शर्मदां नर्मदामलोत्याचिरेण गोदा-

**वरीपरिसरं प्रयाताः। तत्र शूर्पणखा सौमित्रिशरदलितनिजनासिकारुधिरसीधुरसमास्वादितवती।**

( ભાવાર્થઃ—ત્રણ ચાર દિવસોમાં જ ઉત્તરકોસલ પાર થયા અને ગંગા, યમુના અને નર્મદા ઓળંગીને થોડા વખતમાં ગોદાવરી તટે આવી પહોંચ્યા. ત્યાં શૂર્પણખાએ સ્વનાસિકારુધિરનો આસ્વાદ લીધો. )

પછી, જનસ્થાનનિવાસી નિશાચરો સાથે રામનું યુદ્ધ અને અંતે સીતાનું હરણ એટલો વૃત્તાંત કલહંસ કહે છે.

પછી સાગર અને ગોદાવરી પ્રવેશ કરે છે. તેઓ તરફથી ઉપરિનિર્દિષ્ટ ત્રણ નદીઓને જટાયુના વધના સમાચાર મળે છે. છેવટમાં તુંગભદ્રા આવે છે. તે વાલિનું મૃત્યુ, સુગ્રીવને વાનરચક્રવર્તિ પદવીની પ્રાપ્તિ અને સીતાને શોધવા માટે કપિઓના પ્રયાણ સુધીની હકીકત જણાવે છે અને અંક પૂરો થાય છે.

સાતમા અંકમાં રામ લંકાથી અયોધ્યા પાછા આવે છે તે વખતના વર્ણનમાં નીચેનો શ્લોક છે.

રામઃ—**एवमेतत् ।**

**उल्लङ्घ्य नीरधिमतीत्य च दण्डकानि**
**नद्यौ च मेकलकलिन्दसुते व्यतीत्य ।**
**प्राप्ताः शिखण्डिशतमण्डितशाखिखण्ड-**
**मेते वयं शिखरिणं ननु चित्रकूटम् ॥ ७८ ॥**

(ભાવાર્થઃ—સમુદ્ર, દંડકારણ્ય, ગંગા ને યમુના ઓળંગીને આપણે ચિત્રકૂટ પર્વતે પહોંચ્યાં છીએ. )

એ વર્ણન ઉપરથી એટલું તો સ્પષ્ટ છે કે જયદેવના મત પ્રમાણે દણ્ડકારણ્ય અને જનસ્થાન ( જ્યાં નાસિક હોવું જોઇએ) નર્મદાની દક્ષિણમાં હતાં. થોડો સૂક્ષ્મ વિચાર કરીએ તો આપણને લાગશે કે 'ગોદાવરી સહચર' સાગર અને તુંગભદ્રા એમના પ્રવેશો સાભિપ્રાય કરાયેલા છે. ગોદાવરી કાંઠે આવ્યા પછીનો વૃત્તાંત ગોદાવરી મારફત જ કહેવરાવવો તે સાહજિક અને મનોહર છે. તેમ જ એ વૃત્તાંતમાં સાગરના સાહચર્યનું વર્ણન છે, માટે તે દૃષ્ટિએ 'જ્યાં બની તે સ્થાન, એટલે જનસ્થાન-પંચવટી-નાસિક સમુદ્રસમીપ હોવાનું—ગોદાવરી સમુદ્ર સંગમ સમીપ હોવાનું—કવિ સૂચિત કરે છે એમ મને લાગે છે. એ અનુમાન નિર્દોષ હોય તો જયદેવના મત પ્રમાણે જનસ્થાન-પંચવટી એટલે અત્યારનું નાસિક નહિ પરંતુ મદ્રાસ ઇલાકામાં ગોદાવરીના મુખની પાસે કોઇ ઠેકાણું હોવું જોઇએ એમ સિદ્ધ થાય છે. બીજા કેટલાક પ્રાચીન કવિઓનો મત પણ એવો જ છે એવો પુરાવો આગળ દાખલ કરવામાં આવશે.

એવા અનુમાનથી ઉપર ઉદ્ધૃત કરેલા ઉતારાના આધારે એમ કહી શકાય કે ઋષ્યમૂક અને કિષ્કિંધા તુંગભદ્રાની પાસે—અથવા દક્ષિણમાં—હતાં અને દંડકારણ્ય સમુદ્ર અને નર્મદા એ બેની વચ્ચે હતું.

આપણા અનુમાનને એક શબ્દનો વાંધો આવે તેમ છે. **नर्मदामतीत्याचिरेण........गोदावरीपरिसरं प्रयाताः ॥**

( નર્મદા ઓળંગીને થોડા વખતમાં ગોદાવરી પાસેના પ્રદેશમાં આવ્યા. ) પશ્ચિમ સમુદ્ર પાસેના નાસિક અને નર્મદા વચ્ચેના અંતર કરતાં પૂર્વ સમુદ્ર પાસેના નાસિક અને નર્મદા વચ્ચેનું અંતર પુષ્કળ મોટું છે અને તે થોડા વખતમાં કાપી શકાય એમ કહી ન શકાય. પશ્ચિમ કિનારા પાસેના નાસિક વિષે કદાચ તેમ કહી શકાય. પરંતુ, એ શંકા અપરિહાર્ય નથી. એક તો એ કે તેને આપણે કવિકૃત કાળસંક્ષેપ—જેનો લાભ નાટકકારો ઘણી વાર લે છે અને જેને નાટ્યશાસ્ત્ર અનુમતિ આપે છે—માનવો જોઇએ. કારણ મૂળ રામાયણમાં તેનું વર્ણન નથી. દંડકારણ્યમાં વિરાધવધ કર્યા પછી અગસ્ત્યાશ્રમને પંચવટી રામ ગયા ત્યાં સુધી ઘણો સમય—નવદસ વર્ષો —વીતી ગયો હતો એમ મૂળમાં છે. કવિએ તેનો સંક્ષેપ કર્યો છે તે ગેરવ્યાજબી ન ગણાય. નાસિકનું સ્થળાંતર થાય તો મૂળ વર્ણનને વિરોધ આવતો નથી. એટલે તદનુસાર 'અચિરેણ' ને કવિકલ્પિત કાળસંકોચ માનવો એ જ યુક્ત છે. બીજું, ઉપર જે પ્રવેશસંગતિ બતાવી છે તેને અનુકૂળ 'અચિરેણ' નો અર્થ કરવો જોઇએ; માટે પણ તેનો કેવળ વાચ્યાર્થ લેવો એ ઠીક નથી. સાગરગોદાવરીના સાહચર્યને ઉપકારક એવા સ્થાનમાં જનસ્થાન-પંચવટી હોવી જોઈએ, સત્યાદિ

પાસેની પંચવટી એ પ્રકારની નથી; કારણ ત્યાં ગોદાવરીનો ઉગમ છે. સમુદ્ર સંગમની પાસે સાહચર્યનું વર્ણન યોગ્ય હોઇ શકે.

બીજો કવિ ક્ષેમેન્દ્રઃ—એ એક કાશ્મીરક કવિ છે. તેનો સમય ખ્રિ૦ સ. ૧૦૨૦–૧૦૮૦ છે. એના અનેક ગ્રન્થો છે તેમાંથી રામાયણમંજરી નામક ગ્રન્થમાં રામાયણની કથા સારાંશરૂપમાં આપેલી છે તેનો આધાર નીચેના મજકુરને માટે લીધો છે.

ચિત્રકૂટ ઉપર ભરતસમાગમ થયા પછી રામાદિ ત્રિવર્ગ અત્રિ ઋષિના આશ્રમે આવ્યો. ત્યાં એક રાત રહીને બીજે દીવસે તેઓએ દંડકારણ્યમાં પ્રવેશ કર્યો. ત્યાં વિરાધવધ કરીને તે સ્થાનથી દોઢ યોજન ઉપર આવેલા શરભંગના આશ્રમે તે ગયા (અરણ્યકાંડ ૩૯૩). પછી સુતીક્ષ્ણાશ્રમ ત્યાં પુરા સાડાનવ વરસ નિવાસ કર્યો (**चिरे तस्थौ ययुर्यावद्दने सार्धाः समा नव ॥** અરણ્યકા-૩-૪૪૨). પછી રામ અગસ્ત્યાશ્રમ પહોંચ્યા. અગસ્ત્યાશ્રમ સંવાદમાંથી નીચેના શ્લોકો મહત્ત્વના છેઃ

**योजनार्धसहस्रेऽस्मिन्पादे विन्ध्यस्य दक्षिणे ।**
**पर्जन्यान्येव ववृधुर्ववुश्च नः समीरणाः ॥**
**ततोऽहं सुरकार्यार्थी संघर्षे मेरुविन्ध्ययोः ।**
**हिमाद्रिशिखराच्छून्यां प्राप्तःश्वेतामिमां पुरीम् ॥**

अरण्य० ४७७–८.

એ ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે અગસ્ત્ય મુનિનો આશ્રમ વિંધ્યની દક્ષિણ બાજુમાં ઘણો દૂર—પાંચસો યોજન—હતો. અગસ્ત્યના કહેવાથી ગોદાવરી ઉપર આવેલી પંચવટી પ્રતિ રઘુનંદન રહેવા આવ્યા (અ૦ ૪૮૨). એટલે પંચવટી અગસ્ત્યાશ્રમ પાસે કોઈ ઠેકાણે હોવી જોઈએ. અત્યારની પંચવટીની આસપાસ અગસ્ત્યાશ્રમ હોવાની પ્રસિદ્ધિ નથી. અગસ્ત્યાશ્રમ પૂર્વ કિનારા પાસે આવેલો પ્રસિદ્ધ છે જેનું વર્ણન પુરાણોમાં મળી આવે છે. માટે પંચવટી અગસ્ત્યાશ્રમ પાસેની એટલે પૂર્વ તરફની હોવી જોઇએ. ક્ષેમેન્દ્ર એમ જ કહે છે. અગસ્ત્યાશ્રમથી રામ ગોદાવરી ઉપરની પંચવટી પ્રત્યે ગયા ( અરણ્ય૦ ૪૮૨ ). ત્યાં હેમંત ઋતુ વીતાડી. અહીંઆ ઋતુવર્ણનમાં એક શ્લોક નીચે પ્રમાણે છેઃ

**याताख्योदश समा वर्षशेषव्रतोऽधुना ।**
**मयूर इव पर्जन्यं भरतस्त्वां प्रतीक्षते ॥ ५७६ ॥**

ઉપર કહ્યું છે કે સુતીક્ષ્ણાશ્રમ મૂક્યો, તે વખતે સાડાનવ વરસ પૂરાં થયાં હતાં; પંચવટીમાં આવ્યા ત્યારે તેર વરસ પૂરાં થયાં. અગસ્ત્યાશ્રમમાં રામચંદ્રે એક જ રાત્રિ ગાળી હતી. એથી એવું અનુમાન કરવામાં બાધ નથી કે સુતીક્ષ્ણાશ્રમથી પંચવટી આવતાં ત્રણ-સાડા ત્રણ વરસનો સમય થયો હતો. એવું જો હોય તો સુતીક્ષ્ણાશ્રમથી અગસ્ત્યાશ્રમ અને પંચવટી ઘણાં જ દૂર હોવાં જોઇએ. કહેવાની મતલબ કે પૂર્વ તરફ આવેલા અગસ્ત્યાશ્રમ પંચવટી વિષે એ કાલપરિમાણ વધારે સુસંગત લાગે છે.

પછી પંચવટીમાં બનેલી ઘટનાઓનું ક્રમવાર વર્ણન છે. શૂર્પણખા, વિરૂપકરણ, ખરાદિવધ, સીતાહરણ અને જટાયુમરણ. કનકમૃગવધ પ્રસંગમાં રોહિણ પર્વતનો ઉલ્લેખ છે અને સીતાને રાવણ લઈ જતી વખતે માર્ગમાં ગોદાવરી નદીનો ઉલ્લેખ છે ( **अरण्य० ७३९** અને ૮૬૦). ત્યારબાદ પતંગાશ્રમમાં શબરીને રામે દર્શન દીધું, ને પછી દક્ષિણ તરફ આવેલા પંપા સરોવરે રામલક્ષ્મણ આવી પહોંચ્યા ( **एष ते दक्षिणः पन्था यत्र पम्पासरो महत् । अरण्य० ७०९२** ). પછી વાલિવધ અને સુગ્રીવાભિષેક, કિષ્કિંધામાં. અહીંઆ એક મુદ્દો જોવા જેવો છે. પંચવટીથી પંપા–કિષ્કિંધા સુધીનો પ્રવાસ બહુ થોડી મુદતમાં થયો છે. પંચવટી કિષ્કિંધા પાસે હોય તો જ એમ બને. અત્યારની પંચવટી અને કિષ્કિંધા વચ્ચેનું અંતર ધ્યાનમાં લેતાં કોઇને પણ લાગશે કે રામાયણકાલીન પંચવટી બીજે સ્થળે હોવી જોઇએ. અત્યારે આગગાડીની સહાયથી પણ નાસિકથી કિષ્કિંધા જતાં રામે પગરસ્તે જે સમય લીધો તેથી વધારે આપણને જોઈએ. એટલી દૂરનો પ્રવાસ રામે કર્યો હોત તો તેનું સૂચક ચિન્હ–વચલા પ્રદેશનું વર્ણન વિગેરે–રામાયણમાં અને ઇતર ગ્રન્થોમાં આપણને અવશ્ય મળી આવત. તેના અભાવે આપણે માનવું જ જોઇએ કે પંચવટી કિષ્કિંધા પાસે—અત્યારના મદ્રાસ ઇલાકામાં કોઇ ઠેકાણે—હોવી જોઈએ. અસ્તુ.

કિષ્કિંધા સમીપ માલ્યવાન્ પર્વત પાસે, પ્રસ્રવણ ગિરિ ઉપર વર્ષાકાળ રામે વ્યતીત કર્યો, અને સીતા-

શુદ્ધિનો પ્રયત્ન તદનુકૂળ રાખ્યો (किष्किंधा ૨૯૨–૯). શરદૃઋતુ શરૂ થયા પછી વાનરોની ટુકડીઓ ચારે દિશા તરફ મોકલવામાં આવી. ચાર દિશામાં શોધ કરવાનાં સ્થળોનાં નામો સુગ્રીવે વાનરોને કહ્યાં હતાં. દક્ષિણ તરફ જામ્બુવત્પ્રભૃતિ જે વાનરો ગયા હતા તેઓને દીધેલી માહિતી નીચે પ્રમાણે છેઃ

सोऽब्रवीज्जाम्बवन्मुख्यान्सनीलाङ्गदवायुजान्।
भवद्भिर्दृश्यतामाशा दक्षिणा मम दक्षिणैः॥
नर्मदालिङ्गितो विन्ध्यस्ततो वेगवती नदी।
कृष्णवर्णा सवरदा देविका वायुमत्यपि॥
मेकलोत्कलिका जम्बुर्वाहिनी वेत्रवत्यपि।
दशार्णा निषधाश्चाश्च देशाः पुण्ड्रककामला॥
श्रीखण्डशैलो मलयः कावेरी वलयांचितः।
स पाण्डयविषयः श्रीमानगस्त्याश्रममण्डितः॥
ततो विधातुरादेशादतरङ्गो महोदधिः।
हेमशृङ्गतटे यस्य महेन्द्रः शक्रसेवितः॥
समुद्रादुद्गतश्चान्यो गिरिश्चन्द्रार्कयोः सुहृत्।
यस्येन्दुः सेवते शृङ्गं रौप्यं हैमं च भास्करः॥
पारेसमुद्रं विद्युत्वान् विश्वकर्मकृतो गिरिः।
उशीरभोजनामा च ततोऽद्रिः काञ्चनद्रुमः॥
देहान्तकाले पश्यन्ति तान्वृक्षान्सर्वजन्तवः।
पितृलोकस्ततो घोरः कान्ता यमपुरी ततः॥
महर्षेः पुण्यतपसस्तृणाङ्केराश्रमस्ततः।
कल्पवृक्षैः परिवृतः स्वर्गैणेवित्य सेवितः॥
विचिन्त्य ज्ञायतां तूर्णं देशेष्वेतेषु मैथिली।
अतः परमनालोकमसूर्यमजनं जगत्॥

किष्किंधा–२३२–२३९, २४१–२.

આમાં એક વાત તો સ્પષ્ટ છે. અગસ્ત્યાશ્રમ પાંડ્ય દેશમાં છે. અર્થાત્ પંચવટી પણ તે તરફ હોવી જોઈએ. બાકી જે ભૌગોલિક માહિતી છે તેમાં પૂર્વાપર વિરોધ છે. વિન્ધ્ય, નર્મદા, કૃષ્ણવરદા નદીઓ કિષ્કિંધાથી દક્ષિણમાં હોવાનું લખ્યું છે તે ઉપર ઉદ્ધૃત કરેલા શ્લોક ૪૭૮–૮૨ની સાથે વિસંગત છે. તેમાં અગસ્ત્યાશ્રમ વિંધ્યાદ્રિના દક્ષિણપાદ ઉપર આવેલો જણાવ્યો છે. અગસ્ત્યના નિર્દેશથી રામ પંચવટીમાં ગયા હતા તે વિંધ્ય ઓળંગીને ફરીથી ઉત્તરે આવ્યા હશે એ સંભવનીય નથી. ક્ષેમેંદ્રકૃત વર્ણનોમાં એવો પરસ્પર વિરોધ ઉત્તરકાંડમાં પુનઃ આપણી નજરે આવે છે. લંકાથી અયોધ્યા પાછા જતાં રામે સીતાને પૂર્વપરિચિત સ્થળોની ઓળખાણ જે ક્રમથી કરાવી તે આ પ્રમાણેઃ ૧ સમુદ્ર, ૨ સેતુ, ૩ વેળાવન, ૪ મહેન્દ્રગિરિ, ૫ માલ્યવાન્ પર્વત જ્યાં 'वानरराजगुप्ता राजधानी' છે, અને જ્યાં પ્રિયાવિયોગથી વિશેષ તાપદાયિ થયેલો વર્ષા સમય રામે વ્યતીત કર્યો હતો તે, ૬ પંપા સરોવર, ૭ જટાયુ મરણસ્થાન, ૮ અગસ્ત્યાશ્રમ, ૯ અન્યાશ્રમ વિગેરે. (જુઓ ઉત્તરકાંડ શ્લોક ૧૪૧–૧૫૦) અહીંઆ કિષ્કિંધા, પંપા અને અનુક્રમથી પરસ્પર અગસ્ત્યાશ્રમ દક્ષિણે હોવાનું કહ્યું છે. એટલે કિષ્કિંધા સૌથી દક્ષિણે આવી. પરંતુ ઉપર આવેલા કિષ્કિંધાકાંડના શ્લોકોમાં કિષ્કિંધા સૌથી ઉત્તરે આવે છે. અરણ્યકાંડ અને ઉત્તરકાંડ એનાં વર્ણનોની પરસ્પર સંગતિ છે. પણ આ બન્નેનો કિષ્કિંધાકાંડમાં આવેલા વર્ણન સાથે વિરોધ છે.

સાથે સાથે એ પણ નમૂદ કરવામાં વાંધો નથી કે રામાયણમંજરીમાંનું ભૂગોળવર્ણન ભારતમંજરીમાંના ભૂગોળવર્ણન સાથે તુલના કરીને જોતાં બેમાં પુષ્કળ વિરોધ દેખાશે. પરંતુ તે વિષે અત્રે વિસ્તાર કરવાની જરૂર નથી. આપણા પ્રસ્તુત પ્રશ્ન પૂરતું જોતાં તે વિરોધ આપણા અનુમાનને બહુ બાધક થાય તેવો નથી. પંચવટી કિષ્કિંધા નજદીક હોવી જોઈએ તદ્વિરુદ્ધ ક્ષેમેંદ્ર જતો નથી.

અરણ્યકાંડમાં 'રામપ્રલાપ' નામક એક પ્રકરણ છે, તેમાં રામ લક્ષ્મણને કહે છેઃ

व्रज जानीहि सौमित्रे यदि जीवति जानकी।
जलजाहरणे व्यग्रा जाह्नवी पुलिने स्थिता।
इति तारप्रलापस्य लक्ष्मणस्तस्य शासनात्।
भ्रान्त्वा मदाकिनीकूले न सा दृष्टेत्युवाच तम्॥
राघवेण हृतां तस्मै सीतां शंसेति खेचरैः।
प्रेरितापि न पौलस्त्यभयादूदे निम्नगा॥

अरण्य० १०१६–१८

અહીંઆ જાહ્નવી મંદાકિની ત્રિમાર્ગગા આ શબ્દોથી તુંગભદ્રા નદી ઉદ્દિષ્ટ છે.* તુંગભદ્રાને તીરે સીતાની શોધ કરવાનું રામ લક્ષ્મણને કહે છે.

પૂર્વકાળમાં તુંગભદ્રાને દક્ષિણગંગા કહેવામાં આવતું એવું કેટલાક શિલાલેખોમાં જોવામાં આવે છે. તેમ જ બિલ્હણકૃત વિક્રમાંકદેવચરિતમાં આવેલો નીચેનો શ્લોક જુઓ:

**ततः कतिपयैरेव प्रयाणैः प्रणयिप्रियः ।**
**तां क्षोणीपतिरद्राक्षीद्दक्षिणापथजाह्नवीम ॥६२॥**

અહીંઆ 'દક્ષિણાપથ જાહ્નવી' એટલે તુંગભદ્રા. રામ કહે છે કે જાનકી તુંગભદ્રાપુલિનમાં કમળો ભેગાં કરતી હોય તો હે લક્ષ્મણ, જોઈ આવ. લક્ષ્મણ ગયો પણ રાવણના ભયથી નદીએ કાંઇ પણ કહ્યું નહિ. એ ઉપરથી સ્પષ્ટ નથી થતું કે પંચવટીમાં રહેતી વખતે સીતા તુંગભદ્રા તીરે હંમેશ જતી હતી, જેથી ત્યાં તપાસ કરવાનું રામ કહે છે ? એમ હોય તો રામની પંચવટી તે અત્યારની પંચવટી ન હોઇ શકે.

સારાંશ ક્ષેમેન્દ્રના મત પ્રમાણે નાસિક-પંચવટી-જનસ્થાન હાલના મદ્રાસ ઇલાકામાં આવે છે.

**राजशेखरः**—આ કવિ ખ્રિસ્ત નવમી શતાબ્દીના અંતે અને દસમીના આરંભમાં થઈ ગયો. એના પ્રબંધોમાં એક **बालरामायण-महानाटक**-આપણા વિષય વિશે બહુ અગત્યનું છે.

બાલરામાયણના ૭મા અંકમાં રામે અયોધ્યાથી પ્રયાણ કર્યું ત્યાંથી સીતાહરણ, જટાયુવધ સુધીનો વૃત્તાંત છે. તેમાં ભૂગોળવિષયક ઉપયુક્ત માહિતી વિશેષ નથી. જરૂર જેટલો ભાગ એ છે:

**सुमन्त्रः—तदित्थं वर्तिते प्रयाणे**
**गिरिषु जयपताका विन्ध्यशैलस्य पाणिः**
**द्विपकुलनिचिताम्भाः प्रेयसी दक्षिणाब्धेः।**
**नयनपथमथागान्नर्मदा देव तेषां**
**शिशिरितजलसिन्धोश्चन्द्रिकेव प्रसूता ॥**
**( ૬૨ )**

*

દસમો અંક વધારે મહત્ત્વનો છે. તેમાં લંકાથી અયોધ્યા જતાં માર્ગમાં દેખાતા સ્થલાદિકનું વર્ણન છે.

સિંહલદ્વીપ છોડ્યા પછી પ્રથમ સમુદ્ર આવ્યો. તે ઓળંગતાં. એ ઉપરથી સ્પષ્ટ છે કે નવમી શતાબ્દીને આખરે તો સિંહલદ્વીપ તે જ લંકા એવી સમજણ હતી. માલ્યવાન્ પર્વત રામે જોયો ( શ્લો. ૫૧ ). આગળ જતાં મલય પર્વત ( શ્લો. ૫૪ ). મલય ઉપરથી રત્નપ્રસૂતામ્રપર્ણી વહે છે ( શ્લો. ૫૫ ). પછી અગસ્ત્યાશ્રમ ( શ્લો. ૫૮–૫૧ ). ત્યાં વિમાનમાંથી ઉતરીને બધાએ અગસ્ત્ય લોપામુદ્રાનું દર્શન કર્યું અને ફરી વિમાનારૂઢ થઈ માર્ગનું આક્રમણ શરૂ કર્યું. ઉપર જતાં પહેલ વહેલો દ્રવિડદેશ રામની નજરમાં આવ્યો ( શ્લો. ૫૭ ). જમણી બાજુ આંધ્રદેશ. તે દેશમાં ભીમેશ્વર મહાદેવનું પ્રસિદ્ધ સ્થાન હતું. એ જ દેશમાં ગોદાવરી નદી સાત પ્રવાહમાં વિભક્ત થઇને સમુદ્રસંગમ કરે છે. એ વર્ણન જે શ્લોકમાં છે તે પ્રસ્તુતમાં અગત્યનો હોવાથી અને આગળ ફરીથી તેનો ઉલ્લેખ આવવાનો છે માટે અહીંઆ ઉતારી લઉં છું:

**वाक्सारं वाङ्मि समुद्भवेऽभिनये नित्यं रसोल्लासतो।**
**वामाङ्ग्यः प्रणयन्ति यत्र मदनक्रीडामहानाटकम्॥**
**अत्रान्ध्रास्तव दक्षिणेन त इमे गोदावरीस्रोतसां ।**
**सप्तानामपि वारिनिधिप्रणयिनां द्वीपान्तराणि श्रिताः**
**॥ ७० ॥**

સાથે કર્ણાટક દેશ પણ જોવામાં આવ્યો જેમાંથી કાવેરી નદી વહે છે ( શ્લો. ૭૨ ). પછી આગળનો મહારાષ્ટ્ર દેશ.

**(सुग्रीवः—भरताग्रज)** અહીંઆ રાજશેખરમાં આવેલી માહિતીમાં આપાતતઃ વિરોધ છે. કાવેરી નદી કર્ણાટકમાં નથી. દ્રવિડ દેશમાં છે. રાજશેખરનો દ્રવિડ તે

* પ્રસંગ સીતાહરણ પછી તરત જ આવે છે.

+ સંસ્કૃત સ્પષ્ટ ન હોવાથી છોડી દીધું છે.

અત્યારનો કેરલ હોય તો તેનું વર્ણન અગસ્ત્યાશ્રમના પહેલાં આવવું જોઈએ. કવિએ નામકરણમાં ગોટાળો કર્યો લાગે છે. દેશોની યાદીમાં આ જે ક્રમભંગરૂપ દોષ તેનો પરિહાર કદાચ એ પ્રમાણે કરી શકાય: અગસ્ત્યદર્શન કરી વિમાનમાં બેસીને ઉપર જતાં વેંત બધાએ જ્યારે આજુબાજુ જોયું ત્યારે તેઓની નજરમાં આ ત્રણ દેશ આવ્યા. પ્રથમ ગોદાવરી કાઠે આંધ્રદેશ જે સામે જ હતો. પછી બીજો આંધ્રની દક્ષિણે આવેલો દ્રવિડ દેશ અને ત્રીજો દ્રવિડ પાસે છે તે કર્ણાટ દેશ. પરમપૂજ્ય અગસ્ત્ય મુનિના આશ્રમે પ્રથમથી જ ધ્યાન ખેંચાતું હોવાથી તેની દક્ષિણે આવેલી કાવેરી તરફ પ્રથમ દુર્લક્ષ થયું, પરંતુ પછી વિમાન ઉપર ચઢતાં તરત તે પ્રદેશ તરફ દૃષ્ટિ ગઈ હશે. અસ્તુ. ગમે તેમ હોય; આપણે જે આગળ અનુમાન બાંધ્યું છે કે અગસ્ત્યાશ્રમ, જનસ્થાન, પંચવટી, કિષ્કિંધા પૂર્વ સમુદ્ર પાસે હોવાં જોઈએ તેને ઉપર દર્શાવેલો વિરોધ બાધિત કરતો નથી.

**अयमग्रे महाराष्ट्रविषयः ।** ( મહારાષ્ટ્રનું વૈદર્ભ એ બાજુનું નામ હતું ) **रामः—सोऽयं पुरः पुरो विदर्भविषयः सारस्वतीजन्मभूः ।** ( શ્લો. ૭૪ ).

પછી નર્મદા નદી અને ડાબી બાજુ લાટ દેશ દેખાય છે. પછી અનુક્રમે અવન્તી રાજધાની ઉજ્જયિની, માલવ દેશ, યમુના નદી, પાંચાળ દેશ વિગેરે.

એટલા સારાંશ ઉપરથી જનસ્થાન વિષે રાજશેખરનો અભિપ્રાય સ્પષ્ટ સમજી શકાય. જનસ્થાન નર્મદાની જ નહિ કિંતુ ગોદાવરીની પણ દક્ષિણમાં હોવું જોઈએ, અને એ ગોદાવરી પ્રદેશ તે સાંપ્રતના નાસિક પાસેનો—ગોદાવરી ઉગમ પાસેનો—નહિ, પરંતુ જ્યાં ગોદાવરી સાત હાથથી સમુદ્રને ભેટે છે, જ્યાં ગોદાવરી-સમુદ્ર સંગમ છે ત્યાંનો હોવો જોઈએ. હાલના નાસિક પાસે સંગમનું વર્ણન બીલકુલ અસ્થાને થાય અગસ્ત્યાશ્રમનું વર્ણન ગોદાવરી પહેલાં આવેલું હોવાથી આશ્રમ નદીની દક્ષિણે અને તેની પાસે જનસ્થાન–પંચવટી હોવાં જોઈએ.

સારાંશ, રાજશેખરના અભિપ્રાય પ્રમાણે રામની નાસિક–પંચવટી તે હાલની નહિ.

**मुरारिः**—આ કવિ નવમી શતાબ્દીના આરંભે અથવા આઠમીના અંતે થઈ ગયો હશે. તેનું **अनर्घराघव** નાટક પ્રસિદ્ધ છે. તેના ત્રણ અંકો, ચોથો, પાંચમો, અને છઠ્ઠો આપણા વિષયના સંબંધમાં મહત્ત્વના છે.

વાલ્મીકિરામાયણ કથામાં મુરારિએ નાટકાનુરોધે કેટલાક ફેરફાર કર્યા છે; તેમાં તે એક ઠેકાણે એવી કલ્પના કરે છે કે સુગ્રીવ, જાંબુવાન, હનુમાન વિગેરે વાલીથી અસંતુષ્ટ હતા. તેમને સુગ્રીવને અભિષેક કરવો હતો અને તેમાં રામચંદ્રનું સાહાય્ય લેવું હતું તે માટે તેઓએ એક કપટપ્રબંધ રચ્યો. મતંગાશ્રમમાં રહેતી શ્રમણા નામક સિદ્ધ શબરીને જાંબુવાને કહ્યું: ' તમે પરકાયપ્રવેશ વિદ્યા જાણો છો તો હનુમાનના રક્ષણ નીચે અયોધ્યા જઈને કૈકેયીની દાસી જે મંથરા તેના શરીરમાં પ્રવેશ કરો, અને રામ દંડકારણ્યમાં પિતૃનિદેશથી આવે એવી અમુક યુક્તિ કરો, જેથી તેનું વાલિવધપૂર્વક સુગ્રીવ સાથે સખ્ય થાય. ' એ વાત રાવણના એક પ્રધાન માલ્યવાનના કાને આવતાં તેને પણ હર્ષ થયો કારણ રાવણનું વેર વાળવાનું હતું. ( **विराधप्रभृतिभिरधिष्ठितेषु विन्ध्यगिरिगह्वरेषु विहरतो रामस्य सुकरं कलत्रापहरणम् ।** ) જનકે રાવણની માગણીનો અસ્વીકાર કરીને સીતા રામને આપી હતી. અસ્તુ. આ સંબંધમાં માલ્યવાન્ એક ઠેકાણે કહે છે:

**ततश्च सापि शबरयोगिनी सुग्रीवगुणानुरोधेन सर्वमोमित्युरसिकृत्य तदैव विदेहाभिमुखी प्रस्थितेति मे जनस्थानविहारिभिर्निशाचरैरागत्य निवेदितम् ।"**

( ભાવાર્થ:—શબરીએ વિદેહ તરફ પ્રયાણ કર્યું એમ મારા જનનિવાસી રાક્ષસોએ ખબર આપી છે ) એ કથાભાગ ઉપરથી સ્પષ્ટ થાય છે કે વાલી સુગ્રીવનું સ્થાન કિષ્કિંધા, શબરીનું સ્થાન મતંગાશ્રમ, અને નિશાચરોનું સ્થાન જનસ્થાન, બધાં પરસ્પર સમીપ હોવાં જોઈએ. અત્યારના નાસિક પંચવટી વિષે એવું કહેવું સુસંગત લાગતું નથી.

રામના અયોધ્યાનિર્ગમનથી સીતાહરણ સુધીનો વૃત્તાંત વિવિધ પાત્રોના મુખથી પાંચમા અંકમાં વર્ણવ્યો

છે. વિષ્કંભકમાં શ્રમણા અને સુગ્રીવસચિવ જાંબવાન એમનો સંવાદ છે. ચિત્રકૂટથી ભરત નિવૃત્ત થયા પછી, જનસ્થાનવાસી ખરદૂષણાદિ રાક્ષસોએ મોકલેલા વિરાધનો વધ રામે ચિત્રકૂટમાં કર્યો. પછી પિતાની ઔર્ધ્વદૈહિક ક્રિયા કરીને દક્ષિણનો માર્ગ લીધો, અને

**क्रमेणैव सुतीक्ष्णादीनुपस्थाय महामुनीन्**
**अगस्त्यशासनादास्ते पञ्चवट्यां रघूद्वहः ॥४॥**

(ભાવાર્થઃ–અનુક્રમે સુતીક્ષ્ણાદિ મહામુનિઓને વંદન કરી અગસ્ત્યની આજ્ઞાથી પંચવટીમાં રામ હાલ રહે છે) એટલું સાંભળતાં જ જાંબવાન કહે છેઃ

**तर्हि हस्तगत एव अस्माकं कियदन्तरमृष्यमूकजनस्थानेयाः ।**

( ભાવાર્થઃ– એમ હોય તો રામ આપણા હાથમાં આવ્યો જ સમજવો. ઋષ્યમૂકજનસ્થાન વચ્ચે કેટલું અંતર છે ? ) આ ઉપરથી નિર્વિવાદ સિદ્ધ થાય છે કે જનસ્થાન (એટલે નાસિક પંચવટી) ઋષ્યમૂક પાસે જ હોવું જોઇએ. પછી શૂર્પણખા, વિરૂપકરણ, ખરાદિવધ, એ કારણેથી રામનું રાવણ સાથે બંધાયેલું શત્રુત્વ શ્રમણા જાંબવાનને નિવેદન કરે છે. એટલામાં રાવણ સીતાહરણ કરે છે અને તે જ વખતે મલયપર્વત તરફથી આવતા જટાયુ જાંબવાનને દેખાય છે.

જટાયૂ કહે છેઃ

**प्राप्तैवेयमस्माभिः पञ्चवटी । यदजूगोदावरीतरङ्गसीकरसेकसुकुमारमांसलपरिसरारण्यमालिन्यो जनस्थानसीमानः ।** સીતાને લઈ જતા રાવણને જોઈને જટાયૂ તેની સાથે યુદ્ધ કરે છે અને તેમાં મરણ પામે છે. અહીંઆ વિષ્કંભક પૂરો થઇ અંકની શરૂઆત થાય છે, અને રામલક્ષ્મણ પ્રવેશ કરે છે. લક્ષ્મણ રામને કહે છેઃ

× × ×
× × **विन्ध्यवनवीथिभूमयः ॥** એમાં વિંધ્યવન ભૂમિ દક્ષિણમાં આવેલી લક્ષ્મણ કહે છે. આ અંકમાં વિંધ્ય પર્વતનો ઉલ્લેખ આગળ પણ આવે છે ( શ્લોક ૧૭, ૧૮ વિ૦ ).

ત્યાં નજીક માલ્યવાન્ પર્વત હતો ( **लक्ष्मणः– आर्य, अयमितो गिरिर्माल्यवान्** ( શ્લોક ૨૦. ૧૧ વિ૦ ). એ દંડકારણ્યનો એક ભાગ હતો ( **रामः—हा प्रिये दण्डकारण्यविहारि स ब्रह्मचारिणीः** )

તે ઠેકાણે રામે દુંદુભીના અસ્થિકૂટનો પ્રક્ષેપ કર્યો, અને તન્નિમિત્ત વિગ્રહમાં વાલિવધ કરીને સુગ્રીવને રાજ્યાભિષેક કર્યો.

**गुहः–देव, दुन्दुभिं नाम दैत्येन्द्रं निष्पितपेव कपीश्वरीः ।**
**तस्य कङ्कालकूटोयं कुमारेणविलोडितः॥१५॥**

**तन्निमित्तजन्मा संप्रति वालिनो महानभियोगः संभाव्यते ।**

**गुहः ( ससंभ्रमम् ) कुमार पश्य पश्य**
**सप्तालानयं भितार्त्वालिप्रहरणे कृतान्**
**हत्वा च वालिनं बाणो रामतूणीरमागतः ॥५१॥**

**अनर्घराघव**ના પાંચમા અંક ઉપરથી એક વાત સ્પષ્ટ છે. જનસ્થાન, પંચવટી, માલ્યવાન્ પર્વત અને કિષ્કંધા, બધાં પરસ્પર સમીપ હોવાં જોઇએ. અત્યારનાં નાસિક પંચવટી બહુ દૂર છે.

આ અંકમાં એક વાત આપણા અનુમાનને વિરોધી છેઃ **दृश्यन्तामम्बुराशी०** આ વચનમાં કહ્યું છે તેમ વિંધ્યવન દક્ષિણમાં આવે તો જનસ્થાન અને કિષ્કંધા વિંધ્યની ઉત્તરે થાય.

હિંદુસ્થાનની ભૂગોળ જોતાં એ વર્ણન ભૂલભરેલું જ ગણવું જોઈએ અથવા તે કવિનું ભૂગોળવિષયક અપૂર્ણ જ્ઞાન બતાવે. કદાચ આપણે એમ માની શકીએ કે પૂર્વ સમુદ્ર તરફ જનસ્થાનમાં આવેલા પર્વતોને કવિએ વિંધ્યનો ભાગ ગણ્યો હોય. વિંધ્ય એટલે મેરૂ—હિમાલય જેવો મહાન પર્વત—એવી જુની કલ્પના, અને કવિ ઉત્તરનો કાશ્મીરનિવાસી તેથી વિંધ્ય સમગ્ર દંડકારણ્ય વ્યાપી રહ્યો છે એમ કવિની કલ્પના થઇ હોય તો તેમાં અસંભવનીય કંઇ નથી. પરંતુ એ ભૂલ જ છે એમ માનીએ પણ, જનસ્થાન કિષ્કંધા પાસે છે

એવો જે કવિનો મત તે અગ્રાહ્ય માનવાનું કારણ નથી.

હવે સાતમો અંક જોઈએ.

વિમાનમાં બેસીને લંકાથી નીકળ્યા પછી પ્રથમ સમુદ્રવર્ણન અને સેતુવર્ણન છે. પછી સીતાએ ઈચ્છા દર્શાવતાં વિમાન ચંદ્રમંડલ સુધી ઉન્નત થયું ત્યારે સર્વેનું ધ્યાન કર્પૂરગૌર હિમાલયે અને સુવર્ણમય મેરૂએ ખેંચ્યું. થોડી વાર પછી વિમાન નીચું આવતી વખતે મરૂ દેશ દેખાય છે; ત્યાર બાદ વિમાન પૃથ્વીની સમીપથી ચાલવા માંડે છે. માર્ગમાં દેખાતાં સ્થળોનો ક્રમ નીચે પ્રમાણે છે:

(૧) મૌક્તિકસંભૂતિ સિંહલદ્વીપ,

(૨) રોહણગિરિ ઉપરનો અગસ્ત્યાશ્રમ,

(૩) એક બાજુ (अन्यतः) મુક્તાખનિતામ્રપર્ણી,

(૪) બીજી બાજુ ( अन्यतः ) મલયાચલ,

(૫) આગળ જતાં ( अग्रे ) બીજો અગસ્ત્યાશ્રમ.

**( एतदपरं पुरो लोपामुद्रासहचरमुनेराश्रमपदम् )**

( શ્લોક ૯૪ )

એ આશ્રમ પૂર્વ સમુદ્ર પાસેનો જ હોવો જોઇએ એ સ્પષ્ટ છે. એ ઠેકાણે સુગ્રીવ કહે છે: " **अहो चिरेणाघ चतुर्दशलोकैकदण्डधरे धर्मासनाधिकारिणि रामदेवे दण्डकारण्यगृहमेधिनां तपोधनानामृद्धयः ।**

એ ઉપરથી સમજાય છે કે આ સમંતાતના પ્રદેશનું દંડકારણ્ય એ નામ હતું. ત્યાંથી વિમાન ઉપડતાં

(૬) તે **हिरण्यहरिणविहारकान्तारस्थली** ઉપર આવ્યું. પાસે

(૭) પંચવટી ( શ્લોક ૯૭ ) અને,

(૮) પ્રસ્રવણ પર્વત ( શ્લોક ૯૮ ) હતાં

તે જોઇને સીતાએ જનસ્થાનાધિષ્ઠાત્રી દેવતાઓને વંદન કર્યું ( **सीता:-(कपोतहस्तं कृत्वा) भगवत्यो जनस्थानदेवताः एषा वः परिचारिका जानकी प्रणमति** ).

ત્યાં એક બાજુ ( अन्यतः ) ·

(૯) ગોદાવરી નદી. બીજી બાજુ **अन्यतः परिवृत्त्या विलोकितेन**

(૧૦) માલ્યવાન્ પર્વત ( શ્લોક ૧૮૦ ) જ્યાં રામે સીતાવિરહ પછીનો વર્ષાકાલ વીતાડયો. વિમાન ચાલતાં આગળ

(૧૧) મહારાષ્ટ્ર રાજ્યધાની કુંડિન નગર ( **इदमग्रे महाराष्ट्रमण्डलैकमण्डनं नाम नगरम् ।**). મહારાષ્ટ્રને વિદર્ભ કહેતા હતા (શ્લોક ૧૦૧, ૧૦૨).

(૧૨) તેની જમણી બાજુ, આંધ્રદેશમાં સપ્તગોદાવરી પાસે આવેલું ભીમેશ્વર મહાદેવનું સ્થાન (**दक्षिणतः आन्ध्रविषयलक्ष्मयाः सप्तगोदावरीहारकपालैकनायको भगवान् भीमेश्वरः** ).

(૧૩) ત્યાં જ પાસે ( अन्यतः ) દ્રવિડરાજપુરી કાંચી ( **द्रविडमण्डल मौलि × × × मणि × काञ्चीनामधेयमायतनमनिके तनस्य**).

(૧૪) ડાબી બાજુ ( वामतः ) ઉજ્જયિની.

(૧૫) अन्यतः ચેદિના કલચુરિ

કલચુરીઓની રાજ્યધાની માહિષ્મતિ ( **कलचुरिकुलनरेन्द्रसाधारणाग्रमहिषी माहिष्मती नाम चेदिमण्डलमुण्डमाला नगरी ।** )

વિમાન ચાલતાં આગળ

(૧૬) યમુના,

(૧૭) ગંગા વિ૦ નદીઓ

(૧૮) વારણસી, વિગેરે.

ઉપરની યાદીમાં એકાદ બે ઠેકાણે ભૂગોળવિષયક ભૂલો થયેલી લાગશે. પરંતુ આપણા પ્રશ્નને લગતું જોતાં મુરારિનું પ્રામાણ્ય સ્વીકારવામાં બાધ આવે તેમ નથી. યાદીમાં અનુક્રમ સંખ્યા ૫ થી ૧૧ સુધીના સ્થળોનાં નામો જોતાં સિદ્ધ થાય છે કે અગસ્ત્યાશ્રમ, જનસ્થાન, પંચવટી, નાસિક બધાં સ્થળો પૂર્વ સમુદ્ર પાસે આવેલાં હોવાં જોઈએ.

**अनर्घराघव** ઉપર **रुचिपति उपाध्याय**ની ટીકા છે. ટીકામાં એક ઠેકાણે તે કહે છે: '**जनस्थानं मल्याद्रिः समीपे रक्षोवासस्थानम् ।**'

બીજે એક ઠેકાણે પણ લખે છે: "**पञ्चवटी दण्डकारण्ये तपोवनम्** " પંચવટી જનસ્થાનમાં હતી એ તો પ્રસિદ્ધ છે, તેથી દંડકારણ્યની વ્યાપ્તિ દક્ષિણમાં મલય પર્વત સુધી હતી એવો રુચિપતિનો મત હતો એમ દેખાય છે.

બીજું જનસ્થાન મલયાદ્રિ પાસે હોવાનું તે જણાવે છે તો પછી અત્યારનું નાસિક જનસ્થાન ન હોઇ શકે.

સારાંશ, રુચિપતિના મત પ્રમાણે એટલે રુચિપતિના સમયના લોકમત પ્રમાણે—લગભગ ખ્રિ૦ ૧૩મી શતાબ્દી સુધી—જનસ્થાન વિગેરેનું સ્થાન અત્યારે મનાય છે તેથી જુદું હતું—પૂર્વ સમુદ્ર પાસે હતું.

કાલિદાસના **रघुवंश** ઉપરથી એવું જ અનુમાન નીકળે છે એમ આગળ બતાવવામાં આવશે.

હનુમન્તરાય બલવન્તરાય ભીડે

નાંના સરકારી નોકરો વેઠે કામ કરાવીને મહેનતાણાની રાતી પાઇ આપતા નથી. કાંઇ સંદેશો મોકલવો હોય તો તરત ઢેડને બોલાવવાનો રિવાજ થઈ પડયો છે. પોતાના ખેતરનું કામ બગડતું હોય તો પણ પટેલનું કામ કરવું જ પડે. કામ ન કરે તો ગામમાંથી કાઢી મૂકવાની અથવા ઘરબાર લુંટી લેવાની ધમકી અપાય છે. ઢેડ લોકોની બાબતમાં શરમાવા જેવી સ્થિતિ એવી છે કે જો તે ખ્રિસ્તી થઈ જાય તો મીશનરી તેમનું ઉપરાણું લઇને લડવા આવે એટલે વેઠનું ખરૂં દુઃખ માત્ર હિંદુ ઢેડને જ સહન કરવું પડે છે. પોલિસના નોકરો ગામમાં આવે ત્યારે તેમને માટે લાકડાં; છાણાં, જોઇએ તે તથા ઘોડાને માટે ઘાસચારો લાવવાનો હુકમ થાય તે ગમે ત્યાંથી લાવ્યા વિના છુટકો જ નહિ. અને જો ખેડુ લોકો ન આપે તો ગાળો તથા મારનો વરસાદ તેમના પર વરસે. એટલે બીકના માર્યા તેમને કોઇનો માલ ઉપાડી લાવવો પડે. આવી રીતે સરકારની પોલિસ રક્ષણ કરવાને બદલે ભક્ષણ કરે છે, અને ચોરી કરતાં શીખવે છે.

## પાણીનો ત્રાસ

બીજો અસહ્ય ત્રાસ પીવાના પાણીનો છે. જે ગામડાંઓમાં અંત્યજો માટે જુદા કુવા ન હોય, ત્યાંની હાડમારી જેમણે પ્રત્યક્ષ જોઇ હોય તે જ સમજી શકે. અંત્યજોથી કુવો તો વાપરી શકાય જ નહિ. એટલુંજ નહિ, પણ જે હવાડામાં ગાય, ભેંસ અને કુતરાં પાણી પીતાં હોય તેમાંથી પણ અંત્યજોથી પાણી લેવાય નહિ. જ્યારે કોમળ હૃદયનો માણસ હવાડાનું પાણી તેમને આપે ત્યારે જ તે લઇ શકે. હવાડામાં કપડાં ધોયલું પાણી આવે તો તે પીને સંતોષ માનવો પડે. દરેક ગામમાં ઢોરને માટે પાણીની સગવડ થાય છે, પણ અંત્યજોને માટે કોઇ વિચાર કરતું જ નથી. તેમને ન્હાવાને માટે પુરતું પાણી મળતું નથી તે છતાં આપણે ખોટી આશા રાખીએ છીએ ને શીખામણ આપીએ છીએ કે ઉચ્ચ વર્ણની માફક તેઓ હમેશાં ન્હાઇધોઇને સ્વચ્છ રહેતાં શીખે. ઢેડ ભંગીના કાચા કુવા હોય છે તેનાં પાણી ઉનાળામાં બગડી જાય છે અને રોગો પણ પેદા થાય તેની બીજા લોકોને શી પરવા ?

## ચમારોની હાડમારી

ચમાર લોકોની આજીવિકાનો આધાર ચામડાં કેળવવા ઉપર છે, અને તેને માટે ગામથી થોડે દૂર કુંડ કરવા પડે છે. કુંડ માટે જોઇતી જગ્યા ગામથી વધારે દૂર હોય તો ચોર લોકોનો ત્રાસ થવાનો સંભવ રહે છે. ગામની આસપાસની જમીન લાગવગવાળા પટેલીઆઓની હોય એટલે ચમારોને મળી શકતી નથી. તેથી કરીને એક સ્વાભાવિક અને કિંમતી ધંધો ધીમે ધીમે નાશ પામે છે, અને ચમારોને બીજો ધંધો શોધવો પડે છે.

## રહેઠાણ

સામાન્ય રીતે એવું જોવામાં આવે છે કે શહેરોમાં જે ગંદામાં ગંદો ભાગ હોય ત્યાં ઢેડ ભંગીઓને મકાન બાંધવા માટે જગ્યા મળે છે. જ્યારે ગામડાંનો વિસ્તાર થાય છે ત્યારે પ્હેલી ધાડ ઢેડવાડા ઉપર આવે છે અને ઢેડવાડો દૂર કહાડવા માટે વ્યવસ્થા કરવામાં આવે છે. જો ઝુપડાં કુવા વિગેરે માટે તેમને પૈસા તથા કાટમાલ મળે છે તો પણ નવું મકાન બાંધતાં વધારે ખરચ થાય છે અને તે થતાં સુધી તેમને અનેક પ્રકારનાં દુઃખો અને અગવડો સહન કરવાં પડે છે. ઢેડવાડાઓમાં ફાનસ બત્તી ભાગ્યે જ રાખવામાં આવે છે અને પોલિસનું રક્ષણ પણ જૂજ હોય છે, તેથી ચોરીના ત્રાસમાંથી પણ મુક્ત રહેતા નથી.

## કેળવણી

સામાન્ય નિશાળોમાં અંત્યજનાં છોકરાં ભણવા જાય તો તેમને ઓટલા ઉપર અથવા કેટલીક વખતે ખુલ્લા રસ્તામાં મકાનની પાસે બેસાડવામાં આવતાં હતાં. આ પદ્ધતિ વડોદરા રાજ્યમાંથી લગભગ બિલકુલ જતી રહી છે પણ અંત્યજ શિક્ષકો બીજા શિક્ષકો કરતાં ઉતરતી પંક્તિના હોય છે તેથી શિક્ષણનો લાભ અંત્યજોને મળવો જોઇએ તેટલો મળતો નથી. નવસારી પ્રાંતમાં મિડલ તથા હાઇસ્કૂલોમાં તેમને દાખલ કરવામાં આવતા નથી, અને ઉદ્યોગશાળાનાં બારણાં પણ તેમને માટે બંધ થયા છે.

## સરકારી સંસ્થાઓમાં અંત્યજો

સરકારી હુકમને અન્વયે અંત્યજોને દરેક કચેરી તથા કોરટમાં છૂટથી જવાનો અધિકાર છે. ઘણે ઠેકાણે એવી વ્યવસ્થા થાય છે કે અંત્યજ આવે ત્યારે પાથરેલી

જપ્તમ ઉપાડી લેવામાં આવે છે. ન્યાય કચેરીઓ સિવાયની બીજી કચેરીઓમાં તેમને ભાગ્યે જ પેસવા દે છે. લાઇબ્રેરીમાં વાંચવાની છૂટ મળતી નથી, અને જો તેવી છૂટ નિયમમાં આપેલી હોય છે તો તેનો અમલ થતો નથી. સેંકડો વર્ષથી હડધુત થયેલી પ્રજા ડરતી ડરતી ચાલે છે.

### દવાખાનાંનો લાભ

દાક્તર લોકોને અસ્પૃશ્યતાની સુગ હોતી નથી તે છતાં બધાં દવાખાનાંઓમાં ઢેડ ભંગીઓને દૂર રાખવામાં આવે છે. દાક્તરની પાસે જતા પહેલાં કેસ કઢાવવો પડે, તે નીકળતાં કલાકો વીતી જાય. ઘણુંખરાં દવાખાનાઓમાં અંત્યજો બારીની બહાર અથવા ઓટલાની નીચે ઉભા રહ્યા હોય તેને દૂરથી દાક્તર પૂછે કે દરદ શું થયું છે? યોગ્ય પરીક્ષા થયા વગર દવા કરવામાં આવે છે ને તેને લીધે ભયંકર પરિણામ પણ આવે છે. આંખ દુઃખવા આવી હોય અને પોપચાં સૂજ્યાં હોય તો તેને ધોઇ કરીને સંભાળથી ઉઘાડી જે તપાસ થવી જોઇએ તે નહિ થવાને લીધે આંખ ફુટી ગયેલી જોવામાં આવી છે. ગંભીર દરદથી પીડાતા અંત્યજોને દવાખાનામાં રાખવાની હમેશાં આનાકાની થાય છે. અંત્યજોને અડકવાની બાબતમાં દાક્તર તરફથી હરકત નડતી નથી પણ બીજા દર્દીઓની લાગણી દુખાશે એવી ભૂલભરેલી માન્યતાને લીધે એ કોમ તરફ બેદરકારી બતાવવામાં આવે છે. દાક્તરો સિવાય કમ્પાઉન્ડરો તથા બીજા નોકરો આભડછેટને લીધે ખૂબ દુઃખ દે છે. જખમ થયો હોય તો તેને યોગ્ય દવાઓથી ધોઇ સાફ કરીને ઉપર દવા ઉપચાર કરીને પાટા લગાડવા જોઈએ. તેમ નહિ કરતાં અંત્યજોને માત્ર દવા મલમ આપવામાં આવે છે.

### ધર્મશાળા

સરકારી મકાનમાં જવાની છૂટ મળવી જોઈએ તે જ પ્રમાણે ધર્મશાળાઓમાં ઉતરવાની છૂટ અંત્યજોને હોવી જોઇએ. આજે તો ગમે તેવો પૈસાદાર માણસ હોય, ગમે તેવા દુઃખથી પીડાતો હોય તો તેને ધર્મશાળામાં મુકામ મળી શકે નહિ અને મુસાફરી વખતે તાપ, તડકો, ટંડી, અને વરસાદ ખુલ્લામાં સહન કરવાં પડે. સ્ત્રીઓ તથા બાલકોને પણ ધર્મશાળાનો આશ્રય મળે નહિ.

### વ્યક્તિ સ્વાતંત્ર્ય

અંત્યજોને હમેશ ગાળો ભાંડીને નીચે દબાયલા રાખવામાં બીજી વર્ણોનો સ્વાર્થ સમાયલો છે. ત્યારે અંત્યજો ભણીગણીને સારે ધંધે વળગશે કે વ્યાપાર હુન્નરે વળગી જશે ત્યારે વેઠ અને સોંઘી મજુરી કોણ કરશે? તેથી અંત્યજોને કચડી નાંખવા જોઇએ અને ઉઠવા જાય તો મારવા એવો રીવાજ થઈ ગયો છે. ઘણાં ગામડાંઓમાં અંત્યજ સ્ત્રી પુરૂષોથી સારાં કપડાં પહેરી શકાય નહિ. લગ્ન પ્રસંગે જો હાક કરવામાં આવે, વાજાંનું બેન્ડ બોલાવ્યું હોય તો ઉચ્ચ વર્ણનું અપમાન થયેલું ગણાય. કેટલાંક ગામડાંમાં તો મંગળ કાર્યમાં ઢોલ પણ વગાડવા દેતા નથી. સાચી ધાતુના દાગીના પહેરવા તે મોટો ગુન્હો ગણાય અને ત્રાંબા પીત્તળના બેડાથી પાણી ભરે એ સ્થિતિ તો અસહ્ય થઇ પડે. સમાનતાના હક્ક માગનારા સ્વરાજ્યવાદીઓએ પોતાની આંખ આગળ આવો ભયંકર અન્યાય થાય તે દૂર કરવો જોઇએ.

ગામમાં ઢોર મરી જાય ત્યારે તેને ખેંચવાનું કામ ખાલવા અથવા ચમાર કરતા. ચમાર લોકો મુએલાં ઢોરનું માંસ ખાતા હતા, અને હજી પણ ખાય છે, જો કે એકંદર એ રીવાજ કાંઈ ઓછો થતો જાય છે. ઢોર મરી જાય એટલે ચમાર લોકોએ ફરજીઆત ખેંચવું જ જોઈએ એ રીવાજ આજના જમાનામાં ચાલી શકે નહિ. એવો પ્રશ્ન ઉભો થાય છે કે ત્યારે કોણ ખેંચે? અને તેનો ઉત્તર પણ સહેલો છે કે બીજા દેશોમાં કોણ ખેંચે છે? અંત્યજોને મારી ઠોકીને તેમની પાસેથી અમુક કામ ફરજીઆત લેવાની વ્યવસ્થા સમાજે કરી હતી તે તુટી જાય છે, બીલકુલ તુટી જશે. તેને લીધે ગંભીર ઉથલપાથલ થશે, અણધારી મશ્કેલીઓ નડશે એ બધું આપણે જાણીએ છીએ. તે છતાં એક કોમને મારના કે ત્રાસના જુલમથી નીચે રાખી શકાશે નહિ. આ વીસમી સદીનો સંદેશો છે, વીસમી સદીનું કાર્ય છે કે પછાત અને અજ્ઞાન કોમોને સમાનતા મળે—સમાનતા શિક્ષણને માટે, આત્મનિર્ણયને માટે, આત્મસિદ્ધિને માટે.

## આર્થિક ઉન્નતિ

જે અંત્યજ ભાઈઓએ યોગ્ય શિક્ષણ લીધું હોય તેમને નોકરી મળવી જોઈએ. વડોદરા સરકારે હુકમો તો ઘણા કાઢ્યા છે પણ અંત્યજ નોકરોની સ્થિતિ ઘણી જ કફોડી થઈ જાય છે. યોગ્ય લાયકાતવાળાઓને નોકરીમાં રાખવા ઉપરાંત તેમને વિશેષ લાભ આપવાની જરૂર છે. જ્યારે દરેક ખાતામાં અંત્યજો આવશે ત્યારે આભડછેટનો ત્રાસ તુટી જશે. અંત્યજોને ઉદ્યોગનું શિક્ષણ ખાસ આપવું જોઈએ. કેટલાક વણકરોની સ્થિતિ સાધારણ સારી છે. તે સિવાયના અંત્યજો અત્યંત ગરીબાઈમાં રીબાય છે. તેમને નૈતિક ઉન્નતિનો લાભ આર્થિક સ્થિતિ સુધાર્યા વિના નહિ થઈ શકે. આજે તેમને કોઈ દુકાન કાઢવા ન દે, કોઈ દુકાન ભાડે ન આપે કે વેચે નહિ, અને દુકાનમાંથી કોઈ માલ ખરીદે નહિ. સામાજિક અસહકાર ભારે થઈ ગયો છે.

## અસ્પૃશ્યતા

અસ્પૃશ્યતાના સામાજિક શસ્ત્ર વડે અંત્યજોને કચડી રાખ્યા છે તે દુષ્ટ રાક્ષસી રૂઢિનો નાશ કરવો જોઈએ. આજે ઉચ્ચ ગણાતા માણસોને જોતાં ઢેડભંગી પોતાનાં કપડાં સંકેલે છે. અંત્યજ પોતાને હલકા ગણે છે. એ કોમમાંથી સ્વમાનની લાગણી છુંદી નાંખી છે, પણ તે સતેજ કરવાની છે. એ માત્ર શિક્ષણ આપવાથી નહિ થાય. તેમને મનુષ્યના હક્કો મળશે ત્યારે થશે. પ્રેમ અને ભ્રાતૃભાવ બતાવીશું ત્યારે તેમનામાં હિંમત આવશે. એ પ્રજા નીચ છે, અને નીચ રહેવા માટે જ સરજાયલી છે એવી માન્યતા જડમૂળથી કાઢી નાંખવી જોઈએ.

આપણી શાળાઓમાં અંત્યજના છોકરાંને વગર સંકોચે દાખલ કરવાં જોઈએ. હિંદુઓને મુસલમાનોના રીતરિવાજો તરફ ગમે તેટલો તિરસ્કાર હોય, તેઓ અસ્વચ્છ રહેતાં હોય, માંસાહાર કરતાં હોય તે છતાં મુસલમાન છોકરાં એકઠાં ભણે છે તે જ પ્રમાણે અંત્યજ બાલકોને દાખલ કરવાં જોઈએ. સમાજમાં તેમનો અનાદર થવો ન જોઈએ, કારણ કે તેમની સ્થિતિ સુધરશે તો જ પરદેશી પ્રજા, અંગ્રેજ સરકાર, મહેણું મારતી અટકશે. હાલમાં તો સ્વરાજ્ય નહિ આપવા માટે એક સુંદર બ્હાનું મળ્યું છે.

અસ્પૃશ્યતાનું નિવારણ રાજ્યસત્તાની મદદથી વહેલું થઈ શકે, પણ જ્યાં તે ન મળી શકે ત્યાં પહેલ કરવાને માટે અંત્યજ સેવા મંડળ જેવી સંસ્થાની મદદથી કામ શરૂ થઈ શકે. શિક્ષણ ઉપરાંત અંત્યજોની નૈતિક, આર્થિક તથા સામાજિક સ્થિતિ સુધારવા માટે પ્રયાસ કરવાનો છે તે ઉચ્ચભાવનાવાળા સ્વયંસેવકો કરી શકે. જો વડોદરાના કેળવણી ખાતાને સારા શિક્ષકો મળે તો કેટલો ફાયદો થાય? મુંબાઈ ઈલાકાની બે કરોડ માણસની વસ્તીમાંથી ૩૮,૦૦૦ અંત્યજ બાળકો કેળવણી લે છે, ત્યારે વડોદરાની ૨૦ લાખની એટલે ૧/૧૦ વસ્તીમાં ૧૩,૦૦૦ બાળકો શાળાઓમાં છે. રાજસત્તા, પૈસો અને સારા શિક્ષકો ત્રણે એકઠાં થાય ત્યારે આ મહાન પ્રશ્નનો નીકાલ થાય. અસ્પૃશ્યતાના હિમાયતીઓ ભલે બુમ પાડે, અંત્યજોદ્ધારના પ્રવાહને કોઈ અટકાવી શકવાનું નથી.

સુમન્ત મહેતા

# ગુજરાતના ધાર્મિક ઇતિહાસની રૂપરેખા*

## પ્રાચીન કાળથી ઇ. સ. ૧૩૦૦ સુધી

કોઈ પણ દેશનો ખરો ઈતિહાસ તેમાં કોણ કોણ રાજાઓ કયારે થઈ ગયા, તેઓએ કોની સાથે લડાઇઓ કરી, તેઓના કોણકોણ અધિકારીઓ કયા કયા પ્રાંત ઉપર અધિકાર ચલાવતા હતા આની કેવળ રાજકીય માહિતીથી જ પુરો થતો નથી. તે દેશની ધાર્મિક, આર્થિક, સામાજિક, વિગેરે વિષયોની પણ યોગ્ય માહિતી તેની સાથે આપવી જોઇએ. રાજકીય ઇતિહાસનું ધાર્મિક ઇતિહાસ વિગેરે કરતાં અનેક દષ્ટિઓથી અધિક મહત્ત્વ હોવાથી તે જાણવા માટે લોકો વધારે પ્રયાસ કરે છે તે યોગ્ય જ છે, અને તે જ કારણથી અમુક દેશનો ઇતિહાસ એટલે તે દેશનો કેવળ રાજકારણનો ઇતિહાસ આવી સમજ થાય છે. તથાપિ અન્ય-વિષયક ઇતિહાસનું પણ યોગ્ય મહત્ત્વ છે એ થોડા વિચારાંતે માલુમ પડશે.

ગુજરાત દેશનો પ્રાચીન કાળથી આજ સુધીનો રાજકીય ઈતિહાસ તૈયાર કરવાના કામમાં જેમ ઉત્કીર્ણ લેખોનો અત્યંત ઉપયોગ થાય છે, તેમ જ તેનો ધાર્મિક ઇતિહાસ, વાઙ્મયાત્મક ઇતિહાસ, આર્થિક ઇતિહાસ, વગેરે તૈયાર કરવા માટે પણ થાય છે. ઉત્કીર્ણ લેખો તે તે કાળના વસ્તુસ્થિતિનિદર્શક હોવાથી તેઓનું મહત્ત્વ ઇતિહાસના સાધનોમાં ઘણી વખત મુખ્ય તરીકે માનવામાં આવે છે. છેલ્લા પાંચ વરસમાં ગુજરાતનાં સેંકડો પ્રકટ અને અપ્રકટ ઉત્કીર્ણ લેખોના અધ્યયનથી મને જે ગુજરાતના જુદા જુદા કાળની ધાર્મિક સ્થિતિ સંબંધી માહિતી થઈ છે તે પ્રસ્તુત લેખમાં આપું છું. તે સર્વથા પરિપૂર્ણ અને બરોબર છે એવો દાવો હું કરતો નથી. તેમાં ન્યૂનાધિક અને યોગ્ય દુરસ્તીઓ કરવા માટે સૂચનાઓ કરવાનો અધિકાર તતજ્ઞ પંડિતોનો છે.

## બુદ્ધ કાળ

સમ્રાટ્ અશોક પહેલાં એટલે ઇ. સ. પૂર્વે ત્રીજી શતાબ્દીના પહેલાં ગુજરાતમાં સર્વત્ર વૈદિક ધર્મનો અને તેના અંતર્ગત કૃષ્ણ તથા શિવસંપ્રદાયનો પ્રચાર હતો એમ આપણે દ્વારકા અને સોમનાથ વિષેની અનેક પૌરાણિક કથાઓ વિગેરે ઉપરથી જાણી શકીએ. અશોક પહેલાં મહાવીર અને ગૌતમ બુદ્ધના વખતથી એટલે ઈ. સ. પહેલાં છઠ્ઠી શતાબ્દીના વખતથી મગધ દેશમાં જૈન ધર્મનો તથા બુદ્ધ ધર્મનો થોડો થોડો પ્રચાર થવા લાગ્યો હતો. અશોકના પિતામહ મહાસમ્રાટ્ ચંદ્રગુપ્ત મૌર્ય પોતાના આખરના આયુષ્ય કાળમાં સામ્રાજ્ય ત્યાગ કરી અને જૈન ધર્મની દીક્ષા લઈ ભદ્રબાહુ નામના જૈન સાધુ સાથે ઠેઠ દક્ષિણમાં મહિષમંડલ-(મ્હૈસુર)માં શ્રવણબેળગોળામાં તપ કરવા ગયા હતા એમ આપણને જૈનકથાઓ ઉપરથી જણાય છે. આ વાતમાં યદિ સત્યતા હશે તો તે વખત બિહાર દેશ બહારના પણ કોઇ લોકો જૈન મતાનુયાયી થયા હશે. તથાપિ આપણા ગુજરાત દેશમાં જૈન ધર્મનો પ્રવેશ તે વખતે તો થયેલો દેખાતો નથી જ પણ હું આગળ બતાવું છું તે પ્રમાણે સેંકડો વરસ સુધી થયો ન હતો.

તથાપિ બુદ્ધ ધર્મનો પ્રસાર મગધ પ્રાંતની બહાર ગુજરાતમાં જ કેવળ નહિ પણ સર્વત્ર ભારતવર્ષમાં અને તેની બહાર પણ જે થવા લાગ્યો તે અશોકના વખતથી જ. તે પહેલાં તે ધર્મના થોડા જ અનુયાયીઓ હતા, અને તેઓ પણ બિહાર પ્રાંતની અંદર જ હતા

* સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ ભાવનગર આગળ રજુ કરવામાં આવેલો નિબંધ.

એમ આપણે માની શકીએ. પોતે બનાવેલા ધર્મશાસનો લોકોને સમજાવવા માટે અશોકે ઠેકઠેકાણે પત્થર ઉપર તથા સ્તંભ ઉપર કોતરાવેલા કેટલાક લેખો હિંદુસ્તાનમાં મળી આવ્યા છે. તેમાંથી એક આપણા પ્રાંતમાં જુનાગઢમાંથી પણ મળી આવ્યો છે. જો કે અશોકે બુદ્ધ ધર્મના પ્રસાર માટે તે બોધવચનો લોકો સામે મૂક્યાં છે તો પણ તે અમુક એક વિશિષ્ટ ધર્મના મતો અથવા વચનો તરીકે નથી. હરેક માનવી પ્રાણીએ સન્માર્ગથી કેવી રીતે ચાલવું, પોતાનો 'ધર્મ' પાળવાની તેને કેટલી આવશ્યકતા છે એ બતાવનારાં તે અબાધિત અને વિશિષ્ટ ધર્મમતબાહ્ય નીતિવચનો છે. આવા બોધવચનો આપવાનું કારણ અશોકની બુદ્ધ ધર્મ પર નિઃસીમ આસ્થા હતી એ નિર્વિવાદ છે. તે બોધવચનો લોકોને વાંચવા માટે પત્થર પર લખાવી રાખી અશોક સ્વસ્થ બેઠો નથી. તેને તે બોધવચનોની લોકોના મન ઉપર વિશેષ અસર કરવા માટે ચારે તરફ પ્રચારકો મોકલ્યા હતા. અવરાંતકમાં—પશ્ચિમ કિનારાના દેશોમાં ધર્મપ્રચાર કરવાનું કામ ધર્મરક્ષિત નામના એક યવનને સોંપાયું હતું. ગુજરાતમાં સાહજિક રીતે તે જ પ્રચાર કરતો હતો. આવાં અનેક કારણોને લીધે તે વખતે અશોકે પોતે જ એક લેખમાં કહ્યા પ્રમાણે ઘણા લોકોને બુદ્ધ ધર્મ માટે લાગણી ઉત્પન્ન થઇ અને કેટલાક તો તે ધર્મના અનુયાયી પણ બન્યા.

અશોક પછીનાં અઢીસો ત્રણસો વર્ષના કાળના શિલાલેખો વિગેરે ગુજરાતમાંથી ન મળવાથી તે વખતનો ધાર્મિક ઇતિહાસ તો શું પણ રાજકીય ઇતિહાસ પણ જાણવો મુશ્કેલ છે. તે કાળમાં કોઈ પરદેશી ગ્રીક, પાર્થિઅન વિગેરે રાજાઓનો થોડો ઘણો અમલ ગુજરાત ઉપર હશે એમ તેઓના શિક્કાઓ અહીંઆ મળી આવે છે તેના ઉપરથી તેમજ કેટલાક ગ્રીક ઇતિહાસકારોના કહેવા ઉપરથી અનુમાન થાય છે. પરંતુ તે રાજાઓ સંબંધી માહિતી અત્યંત અસ્પષ્ટ અને અધુરી છે. તેઓ કયા ધર્મના હતા એ ચોક્કસ કહી શકાતું નથી. પરંતુ તે વખતના વૈદિક ધર્મ અને બુદ્ધ ધર્મ પરધર્મવાળા લોકોને સ્વધર્મમાં જરાય સંકોચ વિના દાખલ કરતા હતા એ ઉપરથી એમ કહી શકાય છે કે, તેઓ હિંદુ થઇ ગયા હતા, અને વૈદિક ધર્મ તથા બુદ્ધ ધર્મ બન્નેને માન આપતા હતા. કેમકે તેઓને બંને ધર્મો પાળની પ્રજામાં લોકપ્રિયતા મેળવવાની જરૂર હતી.

ક્ષત્રિયકાળના જે કંઇ લેખો મળ્યા છે તેઓમાંથી બ્રાહ્મણ ધર્મ કે બુદ્ધ ધર્મ વિષે કંઇ માહિતી ન મળવાથી અશોકના કાળમાં બુદ્ધ ધર્મના પ્રસારનું જે કામ શરૂ થયું તે એકસરખું ચાલતું હતું કે નહિ તે કહેવા માટે આપણી પાસે સ્પષ્ટ આધાર નથી એમ કહેવું પડે છે. ગ્રીક રાજાઓ સંબંધમાં ઉપર કહ્યા પ્રમાણે ક્ષત્રિય રાજાઓ પણ મૂળ હિંદુસ્થાન બહારના અને પરધર્મના હતા પણ થોડા જ કાળમાં હિંદુ થઈ ગયા હતા.

## ગુપ્ત કાળ

ગુપ્ત કાળથી એટલે લગભગ ઈ.સ. ની ચોથી શતાબ્દીથી વૈદિક ધર્મનું તેમ જ તેની સાથે સંબંધ ધરાવનારી કેટલીક વિદ્યાઓનું સારી પેઠે પુનરુજ્જીવન થવા લાગ્યું. તથાપિ તે વખતે પણ બુદ્ધ ધર્મને માનનારા કેટલાક માણસો હતા એમ હિંદુસ્થાનના તે કાળના ઇતિહાસ ઉપરથી માલુમ પડે છે. તે કાળની ધર્મસ્થિતિ સંબંધી માહિતી આપે એવો ગુજરાતમાં તત્કાલીન એક પણ લેખ મળતો નથી. ગુપ્તવંશકાલીન સ્કન્દગુપ્તનો એક જ લેખ મળ્યો છે. પરંતુ તેમાં તત્કાલીન ધર્મસ્થિતિ સંબંધી કાંઈ પણ માહિતી આપેલી નથી.

## વલભી કાળ

ગુપ્ત કાળ પછી વલભી કાળ આવ્યો. તે વખતે લગભગ ઇ. સ. ૪૬૫થી ૭૭૫ સુધી ગુજરાતના મોટા ભાગ ઉપર વલભીના મૈત્રક રાજાઓ અમલ ચલાવતા હતા. તે રાજાઓનાં ઘણાં તામ્રપત્રો, લગભગ ૯૦ મળી આવ્યાં છે અને તેમાંથી તત્કાલીન ધર્મસ્થિતિ સંબંધી સુદૈવે સારી માહિતી મળી આવે છે. વલભીના રાજાઓના કુલદેવ શિવ હતા એમ તેઓના પ્રત્યેક તામ્રશાસન સાથે જોડેલી રાજમુદ્રા ઉપરથી જણાય છે. કારણ કે તે મુદ્રા ઉપર શિવના વાહન પોઠિયાનું ચિન્હ હોય છે. વલભીના મૈત્રક વંશમાં કુલ ૧૯ રાજાઓ થઇ ગયા. તેઓમાંથી ત્રણ સિવાય બાકી બધા પોતાને પરમમાહેશ્વર એટલે મોટા શૈવ કહેતા હતા. ફક્ત ધ્રુવસેન પહેલો પોતાને પરમ ભાગવત એટલે મોટો વિષ્ણુભક્ત અને તેનો ભાઇ અને ઉત્તરાધિકારી ધરપટ્ટ પોતાને પરમાદિત્યભક્ત એટલે મોટો સૂર્યભક્ત કહેતા હતા. ઓગણીસ રાજાઓમાં કેવળ એક જ રાજા પોતાના રાજ્યકાળની આખરના વરસોમાં બ્રાહ્મણ ધર્મ એટલે શિવની ઉપા-

સના છોડી તે બુદ્ધની ઉપાસના કરવા લાગ્યો, એમ તેના બે ત્રણ તામ્રપત્રોમાં તેણે પોતાને પરમોપાસક એટલે મોટો બુદ્ધભક્ત એવું પદ લગાડેલ છે તે ઉપરથી દેખાય છે. તથાપિ ઘણુંખરા વલભીના રાજાઓ વૈદિકધર્મી અને શિવભક્ત હતા. એકંદર રીતે જોતાં તે કાળમાં સર્વત્ર શિવપૂજાનો પ્રચાર હતો એમ કહેવામાં કાંઈ વાંધો નથી. ડૉ. ભગવાનલાલ ઇંદ્રજીના મત પ્રમાણે વલભી કાળમાં જ સોમનાથની પ્રખ્યાતિ વિશેષ થઈ એમ માની શકાય. ગુજરાતમાં તે વખતનું એક પણ મંદિર શંકરનું કે બીજા દેવનું હાલમાં દેખાતું નથી અગર તે સંબંધનો એક પણ શિલાલેખ મળતો નથી. તથાપિ ખાસ વલભીમાં કેટલાક મોટામોટા શિવમંદિરો ઘણું કરીને મૈત્રક રાજાઓએ બાંધેલા હતાં એમાં કાંઈ શંકા નથી. કેમકે હાલના વળા ગામ પાસે—જ્યાં જુના વખતનું વલભી નગર હતું ત્યાં—કેટલાંક મોટાંમોટાં શિવલિંગો અને સ્વાભાવિક આકારના તથા તે કરતાં થોડા નાના આકારના પત્થરના પોઠિયાઓ જમીનમાં દટાઈ ગએલા મળી આવે છે. તે જ પ્રમાણે વલભીમાં વિષ્ણુનું તથા સૂર્યનું મંદિર હશેએમ આપણે ઉપર આપ્યા પ્રમાણે પરમ ભાગવત અને પરમાદિત્યભક્ત આ બે રાજાઓના ઉપપદો ઉપરથી માની શકીએ. દેવીના મંદિર વિષે વલભીના બે તામ્રપત્રોમાં ઉલ્લેખ છે. બ્રાહ્મણ ધર્મના બીજા દેવો સંબંધમાં આપણે કાંઈ જાણી શકતા નથી.

યદ્યપિ વલભીના રાજાઓ બ્રાહ્મણ ધર્મના ચુસ્ત અનુયાયીઓ હતા તો પણ હિંદુ રાજાને સ્વાભાવિક એવુ માન તેઓ પરધર્મને આપતા હતા. ગુપ્ત કાળથી બ્રાહ્મણ ધર્મનું જોસભેર સર્વાંગી પુનરુજ્જીવન થવા લાગ્યું તેથી હિંદુસ્થાનમાં સર્વત્ર બુદ્ધ ધર્મની પડતી થવા લાગી, તે એટલી કે પ્રસિદ્ધ ચીની પ્રવાસી હુએન સંગ (ઇ. સ. ૬૩૦ થી ૬૪૫) હિંદુસ્થાનમાં ફરતો હતો ત્યારે તેને તે સ્થિતિ સારી રીતે માલુમ પડી. તથાપિ સૌરાષ્ટ્રમાં બુદ્ધ ધર્મનું માન બહુ ઓછું થયું હોય એમ લાગતું નથી. વલભીના રાજદરબારમાં તેને સારું માન મળે એવી તેની યોગ્યતા તે વખતે હતી એમ આપણને વલભીના તામ્રપત્રો ઉપરથી માલુમ પડે છે. વલભીના રાજાઓ બુદ્ધધર્માનુયાયીઓને સારો આશ્રય આપતા હતા એટલું જ નહિ પણ ઉપર કહ્યા પ્રમાણે તેઓમાંથી એક રાજાએ બુદ્ધ ધર્મની દીક્ષા લીધી હતી. તેમ જ રાજવંશની એક સ્ત્રીએ પણ બુદ્ધ ધર્મ સ્વીકાર્યો હતો અને પોતે વલભીમાં એક મોટો બૌદ્ધ વિહાર બાંધી તેને કાયમનું માનનીય સ્થાન આપ્યું હતું. તે રાજકન્યાના—તેનું નામ દુહા હતું—આશ્રયથી અને તીવ્ર લાગણીથી હજારો બૌદ્ધ ભિક્ષુઓ પરદેશથી આવી ત્યાં બુદ્ધ ધર્મનો અભ્યાસ કરવા રહેતા હતા. વલભીમાં દુહાનો વિહાર બહુ જ મોટો હતો. બીજી પણ એક સ્ત્રીએ, જેનો સંબંધ ઘણું કરીને રાજવંશ સાથે હતો, તેણે વલભીમાં સ્વતંત્ર વિહાર બંધાવ્યો હતો. રાજ્યના કોઈ અધિકારીઓએ પણ બુદ્ધ ધર્મ સ્વીકારી દુહાના વિહાર પાસે પોતાના વિહારો બંધાવ્યા હતા. એક રાજાએ પણ એક વિહાર બંધાવ્યાનો પ્રત્યક્ષ ઉલ્લેખ છે. આ વિહારોમાં પ્રત્યેક બૌદ્ધ ભિક્ષુની રહેવાની, જમવાની, કદાચ માંદો પડે તો તેને ઔષધપાણી આપવાની, વિગેરે દરેક પ્રકારની સગવડ કરવામાં આવતી હતી. વિહારોમાં ધાર્મિક પુસ્તકોનો પણ સંગ્રહ કરવામાં આવતો હતો, એ ધ્યાનમાં લેવા લાયક છે. આવા એકાધિક કારણોને લીધે દેશદેશના મોટામોટા બૌદ્ધ ભિક્ષુઓ ત્યાં અધ્યયન નિમિત્તે રહેવા આવતા હતા. તે કાળમાં વલભી બુદ્ધ ધર્મને લગતી વિદ્યાઓનું એક મહાન વિદ્યાપીઠ હતું. હુએન સંગ પછી થોડા જ વરસમાં હિંદુસ્થાનમાં આવેલો બીજો બૌદ્ધ પ્રવાસી ઈત્સિંગ લખે છે: 'હિંદુસ્થાનમાં બે મોટી વિદ્યાપીઠો છે: એક બિહાર પ્રાંતમાં નાલંદા તથા બીજી સૌરાષ્ટ્રમાં વલભી. ચીન દેશમાં જે મોટી મોટી વિદ્યાપીઠો છે તેઓના જેવી જ આ છે અને ત્યાં આસ્થાવાળા વિદ્યાર્થીઓ દૂરદૂરથી આવી બબ્બે ત્રણ ત્રણ વરસો સુધી રહી બૌદ્ધ તત્ત્વજ્ઞાનનો એકનિષ્ઠાથી અભ્યાસ કરે છે.' વલભીના વિદ્યાપીઠની કીર્તિ ચીન દેશ સુધી એટલી ગઈ હતી કે ઈત્સિંગની છઠ્ઠી શતાબ્દીના પ્રારંભમાં થઇ ગએલો બુદ્ધપંડિત સ્થિરમતિ અને તે જ સદીની આખરમાં થયેલો બુદ્ધપંડિત ગુણમતિ આ બન્નેને ચીનમાં બહુ માન સાથે બોલાવવામાં આવ્યા હતા.

વલભી રાજ્ય સાથે જ વલભી નગરનો, તેના મોટા મોટા બૌદ્ધ વિહારોનો તેમ જ બુદ્ધ ધર્મનો નાશ થયો. ત્યાર પછી ક્યાંય પણ શિલાલેખમાં કે તામ્રપત્રમાં તે ધર્મનું નામ પણ આવતું નથી. અપવાદ તરીકે ગુજરાતમાં આવેલ અડાલજમાં જમીનમાંથી મળી આવેલી એક બુદ્ધની મૂર્તિની બેસણી ઉપરનો બે લીટીવાળો

એક લેખ મળ્યો છે. તેમાં ફક્ત બુદ્ધ ધર્મનું '**દેય-ધર્મોઽયં......**' આ પ્રસિદ્ધ વાક્ય કોતરેલું છે. તેમાંના અક્ષરો લગભગ નવમી શતાબ્દીના છે. એ લેખ બુદ્ધ ધર્મની ગુજરાતમાંથી મળેલી છેલ્લી નિશાની છે.

ગુજરાતમાંથી બુદ્ધ ધર્મનો નાશ કેવી રીતે અને બરાબર ક્યારે થયો તે કહેવાનું કામ બહુ જ અઘરું છે. આરબ લોકોએ આક્રમણ કરી વલભીનો અને બુદ્ધ ધર્મને માન આપનાર મૈત્રક રાજવંશનો નાશ કર્યો, તે પછી તે ધર્મને આશ્રય આપનારો કોઈ રહ્યો ન હતો. લગભગ તે જ અરસામાં કુમારિલ ભટ્ટ તથા આદ્ય શંકરાચાર્યે ધર્મ સંબંધમાં આખા હિંદુસ્થાનમાં જે ક્રાંતિ કરી તેના પરિણામમાં બુદ્ધ ધર્મના જે કોઈ થોડા અનુયાયીઓ રહ્યા હશે તેઓ બ્રાહ્મણ ધર્મમાં દાખલ થયા અને પશ્ચિમમાં દ્વારકામાં પોતાનો એક મઠ સ્થાપી શંકરાચાર્યે પહેલેથી ચાલતા આવેલા શિવસંપ્રદાયને અપૂર્વ પુષ્ટિ આપી.

આ સંબંધમાં એક વિશેષ વાતની નોંધ કરવી પડે છે, તે એ કે ગુજરાતમાં ચૌલુક્ય કાળ સુધી એટલ ઇ. સ. ૧૦૦૦ પહેલાંના જૈન ધર્મ સંબંધી ક્યાંય પણ ઉલ્લેખ મળતો નથી. હિંદુસ્થાનના બીજા પ્રાંતમાં અને ખાસ કરી મથુરામાં તે ધર્મ સંબંધીના કેટલાક શિલાલેખો ઈ. સ. ની શરૂઆતના એક બે સૈકાના મળ્યા છે. પરંતુ ગુજરાતમાં તો બીલકુલ જ નથી. વલભી કાળ ગુજરાતમાં ઘણો જ શાંતિવાળો અને આબાદ હતો એમ દેખાય છે. તે વખતના શત્રુંજયમાહાત્મ્ય નામના જૈન લોકોના એક ગ્રંથમાં એમ લખ્યું છે કે તેનો કર્તા ધનેશ્વર વલભીના રાજા શીલાદિત્યનો ગુરૂ હતો. તેણે સં. ૪૭૭ માં વલભીમાં જૈન સૂત્રો લખાણમાં મૂકવા માટે જૈન આચાર્યોની એક પરિષદ્ ભરી હતી. બીજા એક જૈન લોકોના કલ્પસૂત્ર નામના પુસ્તકમાં એમ લખ્યું છે કે વલભીમાં ધ્રુવસેનના વખતમાં વીરસંવત ૯૮૦ માં એક જૈન પરિષદ્ ભરાઇ હતી અને તે વખતે લોહિત્યસૂરિના શિષ્ય દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે સિદ્ધાંતો લખી કાઢ્યા. આવી જ બીજી એક દંતકથા છે કે આનંદપુરના ધ્રુવસેનની સાથે ઇ. સ. ૯૯૩ માં જૈન ધર્મ સંબંધમાં પ્રવચનો થતાં હતાં. આવી અનેક દંતકથાઓ જૈન લોકોમાં છે પરંતુ તે વિશ્વાસપાત્ર નથી એમ જણાય છે. કેમકે દાખલા તરીકે પહેલી દંતકથા સંબંધમાં કહીએ તો આપણને એમ માલુમ પડે છે કે વિક્રમ સંવત ૪૭૭ એટલે ઈ. સ. ૪૨૧ માં ધ્રુવસેન હોવાનું જ અશક્ય છે. કેમકે તે વખતે વલભી રાજની જ શરૂઆત થઇ હતી કે નહિ તેમાં સંશય છે. બીજી અને ત્રીજી દંતકથાઓ સંબંધમાં આટલી અસંભવનીયતા આવતી નથી તો પણ તે કાળ તથા રાજાના નામ સંબંધી બરોબર બંધ બેસતી નથી.

બીજું એ જોવું જોઇએ કે વલભી રાજાઓના ઉપર કહ્યા પ્રમાણે ૯૦ તામ્રશાસનો અત્યાર સુધી મળ્યાં છે. તે બ્રાહ્મણોને તથા બુદ્ધ સંઘોને દાનાર્થ આપેલાં છે. તે વખતે વલભીમાં જો જૈન ધર્માનુયાયીયો હોત અને તેઓ પણ ઉપર બતાવ્યા પ્રમાણે રાજા સાથે વિશેષ પરિચય ધરાવનારા હોત તો જૈન ધર્મ સંબંધનું એક પણ તામ્રશાસન કે લેખ કેમ ન મળત ?

વઢવાણ શહેર વર્ધમાનસ્વામીના નામથી વસેલું હતું. ત્યાં સં. ૩૧૯ નો એક લેખ છે આવો તે વખતે જૈન ધર્મનું અસ્તિત્વ બતાવવા માટે કોઇ માણસ કદાચ આક્ષેપ મૂકશે તો તે સંબંધમાં એટલું જ કહેવાનું છે કે, વર્ધમાનસ્વામી મગધ પ્રાંતમાં થઇ ગયા હતા. તેના નામનું વસેલું વર્ધમાનપુર ત્યાં છે. વઢવાણ સાથે તેનો કાંઇ પણ સંબંધ દેખાતો નથી. બીજું સં. ૩૧૯ નો જે શિલાલેખ કહેવામાં આવે છે તેના અક્ષરો વિગેરે જોતાં એમ જ નિશ્ચિત થાય છે કે, તે સં. ૧૩૧૯ નો હશે અને કોતરનારની ભૂલથી અથવા હજારનો આંકડો ન આપવાના એક રિવાજ પ્રમાણે તે સંવતમાંનો પ્રથમનો અંક રહી ગયો છે.

આવાં અનેક કારણોને લીધે એમ માનવું પડે છે કે તે વખતે વલભીમાં તો શું, પણ ગુજરાતમાં જૈન ધર્માનુયાયીઓ ન હતા અને કદાચ હશે તો બહુ જ થોડા અને વિશેષ મહત્ત્વના ન હતા. ઇ. સ. ની દશમી શતાબ્દીની શરૂઆતના કોઇ લેખો પડિહાર સમ્રાટોના વખતના કાઠીઆવાડમાંથી મળી આવ્યા છે. તેઓ પણ જૈન ધર્મ સંબંધી કાંઈ પણ માહિતી ન આપતાં, ઉલટી રીતે સૂર્યોપાસના તથા શિવોપાસના તે વખતે કાઠીઆવાડમાં ચાલતી હતી એમ બતાવે છે. આ બધા વિવેચનથી એમ જ કહેવું પડે છે કે ગુજરાતમાં સૌથી પહેલાં જૈન લેખ ચૌલુક્યકાલીન જ છે. તે પહેલાં જૈન ધર્મનું કાંઇ

પણ ચિન્હ મળતું નથી. આ સંબંધમાં પ્રસિદ્ધ વિદ્વાન્ મુનિ જિનવિજયજીનાં વાક્યો ખાસ ધ્યાનમાં લેવા લાયક છેઃ

"ભારતના ઇતિહાસમાં જેને 'મધ્યયુગ' (એટલે ઇ. સ. ૫૦૦ થી ૧૦૦૦ સુધી) કહેવામાં આવે છે, તે યુગના જૈન લેખો ભાગ્યે જ મળી આવે છે. જૈન ઇતિહાસ માટે આ એક વિચારણીય પ્રશ્ન છે. કેવળ લેખોની દૃષ્ટિએ જ નહિ પરંતુ સમુચ્ચય જૈન સાહિત્યની દૃષ્ટિએ પણ આ પ્રશ્ન વિચારવા જેવો છે. શ્વેતાંબરીય સૂત્ર સાહિત્યને બાદ કરતાં, બીજું સાહિત્ય પણ એ યુગમાં જૈનોના હાથે વધારે લખાયું નથી. તેમ જ સ્થાપત્ય પણ જાણવા જેવું કે નોંધવા જેવું મળ્યું નથી. હિંદુસ્થાનના રાષ્ટ્રીય ઇતિહાસની દૃષ્ટિએ પૂર્ણ જાહોજલાલીવાળો ગણાતો એ કાળ જૈન ઇતિહાસની દૃષ્ટિએ બહુ જ અપ્રકાશિત દેખાય છે. લગભગ ૪૦૦–૫૦૦ વર્ષ જેટલા એ 'મધ્યયુગ' માં જૈન ધર્મની અને તેમાં ખાસ કરીને શ્વેતાંબર સંપ્રદાયની શી સ્થિતિ હતી, તે જાણવા માટે કાંઈ પણ ઉલ્લેખયોગ્ય પુરાવાઓ અદ્યાપિ મળ્યા નથી. એ યુગનો મહાન ચીની મુસાફર હ્યુએન સંગ આખા હિંદુસ્થાનમાં મુસાફરી કરી ગયો હતો અને બૌદ્ધ અને બ્રાહ્મણ ધર્મના અનેકાનેક સંપ્રદાયોનો વિસ્તૃત હેવાલ તે પોતાની નોંધવહીમાં લખી ગયો હતો. પરંતુ તેની એ વિશાળ નોંધમાં હિંદુસ્થાનની છેક દક્ષિણે રહેતા થોડાક દિગંબરોની સૂચના સિવાય જૈન સમાજ, જૈન સાહિત્ય, જૈન સ્થાપત્ય, કે જૈન સાધુઓના સંબંધમાં એક પૂરી લીટી પણ લખાએલી જડતી નથી."*

## ચૌલુક્ય કાળ

ચૌલુક્ય કાળ ગુજરાતમાં એક ઉત્કૃષ્ટ કાળ હતો. તે કાળમાં જ જૈન ધર્મનું નામ ગુજરાતમાં પ્રથમ જણાવવામાં આવ્યું, અને તે કાળમાં જ જૈન ધર્મની મહત્તા અતીવ વધી ગઇ. જૈન ધર્મની ઉન્નતિ એટલે બ્રાહ્મણ ધર્મની પડતી હોવી જ જોઇએ એવું કાંઈ નથી. તે ધર્મની સ્થિતિ પણ તે વખતે સારી જ હતી. તે કાળમાં જેમ હેમચંદ્ર, અરિસિંહ, અમરચંદ્ર, માણિક્યચંદ્ર, મલ્લિષેણ જેવા મોટા મોટા જૈન પંડિતો થઈ ગયા, તેમ જ ઉવ્વટ, દ્યાદ્વિવેદ, વિષ્ણુ, વાગ્ભટ, સુભટ, નાનાક એવા અનેક વિદ્વાન બ્રાહ્મણો પણ થઈ ગયા. ચૌલુક્ય રાજાઓ ઘણાખરા બ્રાહ્મણધર્મી જ હતા, અને તેઓના કુલદેવ શિવ હતા, એમ તેઓના અનેક શિલાલેખો, તામ્રલેખો, વિગેરે ઉપરથી દેખાય છે. ચૌલુક્ય વંશનો પ્રસ્થાપક મૂળરાજ શૈવ હતો અને તેણે અણહિલવાડ પાટણમાં અને બીજે કેટલેક ઠેકાણે ત્રિપુરુષપ્રાસાદ, મૂલેશ્વર, વિગેરે શિવાલયો બંધાવ્યાં. પ્રબંધચિંતામણિ જેવા જૈન ગ્રંથમાં યદ્યપિ મૂળરાજે કોઇ જૈન મંદિરો બંધાવ્યાનું કહ્યું છે, તથાપિ તેનો અર્થ એટલો જ કે મૂળરાજ હિંદુ રાજાની હમેશની પદ્ધતિ પ્રમાણે, તે વખતમાં ઘણા લોકોમાં માન્યતા પામેલા, જૈન ધર્મ વિષે પ્રેમ રાખતો હતો અને તેના અનુયાયીઓને સારો આશ્રય આપતો હતો. તથાપિ એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે ચૌલુક્ય રાજાઓના અત્યાર સુધી જેટલા તામ્રપત્રો મળી આવ્યાં છે તેઓમાં એક પણ જૈન સાધુને કે મંદિરને આપેલું મળતું નથી.

એક વાત બ્રાહ્મણો સંબંધમાં ધ્યાનમાં રાખવા લાયક છે. ગુજરાતના બ્રાહ્મણોમાં ઔદીચ્ય બ્રાહ્મણ નામનો જે એક મોટો વર્ગ છે, તે પોતાના સંબંધમાં એવી દંતકથા કહે છે કે તેઓને સોલંકી વંશના મૂળરાજે ઉત્તર હિંદુસ્થાનમાં આવેલા કુરુક્ષેત્રમાંથી બોલાવ્યા અને મોટા માન સાથે સારો આશ્રય આપ્યો. તે જ પ્રમાણે તેના વંશજ સિદ્ધરાજ જયસિંહે કેટલાક ઔદીચ્ય બ્રાહ્મણોને સિદ્ધપુરમાં, કેટલાકને હળવદમાં, કેટલાકને સિહોરમાં અને કેટલાકને વળામાં ગરાસો કરી આપ્યા. પરંતુ દુર્દૈવની અથવા ખરૂં કહીએ તો નવાઈની વાત એ છે કે અત્યાર સુધીમાં તે સંબંધમાં એક પણ વિશ્વાસ રાખવા લાયક લેખ કે તામ્રપત્ર ઉપલબ્ધ થયું નથી. તેથી તે બ્રાહ્મણોનું ઔદીચ્ય નામ શા ઉપરથી પડયું, તેમ જ તેઓ ગુજરાતમાં કયા પ્રસંગે આવ્યા, તે સંબંધમાં નિશ્ચયાત્મક કાંઇ પણ કહી શકાતું નથી.+ ગુજ-

* જુઓ મુનિ જિનવિજયજીકૃત પ્રાચીન જૈન લેખસંગ્રહ, પ્રસ્તાવના પા. ૧૧

+ પાટણના મહારાજ સિંધરાજ જયસિંહ સોલંકીએ હળવદના બ્રાહ્મણોને તે ગામ દાન કરી આપ્યું, આવો મત લખઈ સં. ૧૧૫૬ મહા શુદ ૫ વાળું એક તામ્રપત્ર ઔદીચ્ય બ્રાહ્મણો તરફથી બતાવવામાં આવે છે, પરંતુ તે અનેક કારણોથી તદ્દન ખોટું છે.

રાતની એકંદર લોક વસ્તીમાં, તેમ જ બ્રાહ્મણ જ્ઞાતિની લોક વસ્તીમાં ઔદીચ્ય બ્રાહ્મણોનો વર્ગ એટલો મોટો છે, તેમ જ બ્રાહ્મણેતર જ્ઞાતિઓ સાથે ધાર્મિક વિગેરે બાબતોમાં તેઓનો એટલો નજીકનો સંબંધ છે કે તેમના સંબંધી ઉપર આપવામાં આવેલી માહિતી પૂરી અને સમાધાનકારક નથી. સાથે સાથે એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે ઔદીચ્ય બ્રાહ્મણોનો વર્ગ ચૌલુક્ય કાળમાં પણ વિદ્વતા, રાજકારણ વિગેરે દૃષ્ટિથી ખાસ મહત્ત્વનો નહોતો એમ દેખાય છે. તેઓમાંથી એકાદો બ્રાહ્મણ કદાચ વિદ્વાન થયો હશે અને તેને એકાદ ચૌલુક્ય રાજાએ એકાદું તામ્રપત્ર આપ્યું હશે, તેમ જ એકાદ બ્રાહ્મણે રાજકારણમાં પ્રવીણતા બતાવી કોઈ પ્રસંગે મોટી જગ્યા મેળવી હશે એટલું જ. બાકી તેઓની દંતકથા પ્રમાણે તેઓનું મહત્ત્વ ઇતિહાસમાં દેખાતું નથી. ચૌલુક્યોના વખતમાં વિદ્વતા અને રાજકારણમાં નાગર બ્રાહ્મણો જ અગ્રેસર હતા, એ વાત તેઓએ બનાવેલા ગ્રંથો, તેઓને ચૌલુક્ય રાજાઓએ આપેલાં તામ્રપત્રો તેમ જ તેઓને રાજ્યમાં મળેલી મોટી મોટી જગ્યાઓ વિગેરે ઉપરથી સ્પષ્ટ થાય છે. વલભી કાળથી નાગર બ્રાહ્મણો મહત્ત્વનું સ્થાન ઉપભોગે છે, એ વલભીના વખતના તેઓના અનેક તામ્રપત્રો ઉપરથી, તેમ જ અણહિલવાડ પાટણના વખતનાં ઉપર બતાવેલાં સાધનો ઉપરથી દેખાય છે. ચૌલુક્ય કાળમાં નાગર બ્રાહ્મણોનું મુખ્યસ્થાન આનંદપુર અથવા વડનગર ખરેખર બૌદ્ધિક વિદ્યાઓનું કેન્દ્ર હતું અને ચૌલુક્ય રાજાઓએ યદિ કોઈ બ્રાહ્મણોને સારો આશ્રય આપ્યો હશે તો તે નાગર બ્રાહ્મણોને જ. ઔદીચ્ય, શ્રીમાળી, શ્રીગૌડ, વિગેરે બ્રાહ્મણોને તેઓએ બોલાવ્યા એમ કહેવા કરતાં ગુર્જર પ્રતિહાર સમ્રાટોની અવનત દશાની વખતે, તેઓ આશ્રયાર્થ આવ્યા એમ કહેવું અધિક સયુક્તિક દેખાય છે. મારા આ કથનને પુષ્ટિ આપે એવા ફક્ત બે દાખલા જ અહીંઆ આપું છું.

સોમેશ્વરદેવકૃત સુરથોત્સવ નામના કાવ્યના પંદરમા સર્ગમાં તે કવિએ પોતાના પૂર્વજોની સારી હકીકત આપેલી છે. તેમાં તે લખે છે કે, તેના 'સોલ' નામના એક પૂર્વજને, મૂળરાજ સોલંકીએ પોતાનું પુરોહિતપણું વંશપરંપરાથી આપ્યું. તે પ્રમાણે સોમેશ્વર દેવ સુધી, એટલે ચૌલુક્ય રાજા બીજા ભીમ સુધી, તેઓનું રાજ્યપુરોહિતપણું અબાધિત ચાલતું આવ્યું. એ વંશ 'નગર'ના એટલે વડનગરના રહેનાર, વસિષ્ઠ ગોત્રી અને ગુલેચા નામવાળો હતો, તેથી તેઓ નાગર હતા એ સંબંધમાં કંઇ પણ શંકા નથી. મૂળરાજે ઔદીચ્ય બ્રાહ્મણોને બોલાવ્યા હોત તો આ પુરોહિતની જગ્યા નાગર બ્રાહ્મણને ન મળત. હાલમાં માત્ર પ્રત્યેક રાજાનો પુરોહિત ઔદીચ્ય બ્રાહ્મણ જ દેખાય છે. હવે બીજા પુરાવાથી રાજકારણમાં પણ નાગર બ્રાહ્મણોને માન હતું તેમ દેખાય છે. પ્રભાસપાટણમાં સં. ૧૨૭૨નો ચૌલુક્ય રાજા બીજા ભીમદેવના વખતનો એક બહુ જ ઉપયોગી લેખ છે. તેમાં તેણે પોતાના મંત્રી શ્રીધર નામના નાગર બ્રાહ્મણ મારફત પ્રભાસપાટણમાં મેઘધ્વનિ નામે સોમનાથનો મંડપ બનાવ્યાનું લખ્યું છે. આ લેખમાં મૂળરાજથી બીજા ભીમ સુધી, ચૌલુક્ય રાજાની વંશાવલિ આપી છે અને તે રાજાઓના મંત્રી તરીકે કામ કરનાર શાંડિલ્ય ગોત્રી, વત્સાકુલ અવટંકવાળા—જેને હાલમાં વરતા કહેવામાં આવે છે—બીજા એક નાગર બ્રાહ્મણના વંશની, પહેલા પ્રમાણે જ લાંબી અને અવિચ્છિન્ન વંશાવલિ આપી છે. આ બે નાગર વંશોની વંશાવલિઓ નાગરોના ઇતિહાસ માટે અત્યંત ઉપયોગી છે એટલું જ નહિ, પણ તે ગુજરાતના ચૌલુક્ય રાજાઓના ઇતિહાસ માટે પણ ઉપયોગી છે. કેમકે ચૌલુક્ય રાજવંશ, ગુલેચા પુરોહિતવંશ, અને વરતા મંત્રીવંશ, એમના વંશોનો અઢીસો વરસના લાંબા કાળ સુધી અને કેટલીક પેઢીઓ સુધી પરસ્પર નજીકનો સંબંધ હતો એમ તેઓ ઉપરથી દેખાય છે.

તે વખતના નાગર બ્રાહ્મણો પણ વલભી કાળ પ્રમાણે વેદવિદ્યા વગેરેમાં તેમ જ રાજકારણમાં સારી રીતે નિષ્ણાત હતા, એમ કેટલાક શિલાલેખો વગેરે ઉપરથી દેખાય છે. તે વખતના મોટા મોટા સુંદર અને વિદ્વતા સાથે રચાએલા શિલાલેખો નાગર બ્રાહ્મણોએ જ લખેલા હતા, એમ ઘણી વખત લેખની નીચે આવનાર, તેઓના નામ ઉપરથી જણાય છે. એટલું જ નહિ પણ જૈન લોકોના મોટા મોટા લેખો પણ નાગર બ્રાહ્મણોએ જ લખાવેલા હતા. ચૌલુક્ય કાળની શરૂઆતથી આખર સુધી, એટલે લગભગ વિ. સં. ૧૦૦૦ થી ૧૩૫૦ સુધી, જેમ મોટા મોટા પંડિતો અને કવિઓમાં નાગર બ્રાહ્મણો તથા જૈનોનાં નામો

આવે છે તેમ ઔદીચ્ય બ્રાહ્મણોનાં નામો વિશેષ મળતાં નથી. જેઓના 'નાગરત્વ' સંબંધના સ્પષ્ટ ઉલ્લેખો છે, એવા ઉવ્વટ, હાદ્દિવેદ, સોમેશ્વરદેવ, નાનાક વિગેરે મોટા મોટા વૈદિક પંડિતો અને કવિઓ ચૌલુક્ય કાળમાં થઈ ગયા. એકંદર રીતે જોતાં એમ કહી શકાય છે કે વિદ્વતા અને રાજકારણમાં નાગર બ્રાહ્મણ અને જૈન જાતિઓ બહુ જ ઉંચે દરજ્જે પહોંચેલી હતી, અને તેઓની જ સ્પર્ધા ચાલતી હતી.

નાગર બ્રાહ્મણો સંબંધી મારે અહીંઆ એક નોંધ કરવાની છે કે હાલમાં નાગર અને નાગર બ્રાહ્મણ એવા જે બે સ્પષ્ટ વિભાગો દેખાય છે તેવા તે વખતે ન હતા. હાલના નાગરોને પોતાના નામ સાથે બ્રાહ્મણ શબ્દ લગાડવામાં સંકોચ લાગે છે. તેઓ બ્રાહ્મણ શબ્દનો ભિક્ષુક શબ્દના અર્થમાં ઉપયોગ કરે છે. તથાપિ પૂર્વકાળમાં સર્વ નાગર જ્ઞાતિ પોતાને 'નાગર બ્રાહ્મણ' પદ મોટા અભિમાન સાથે લગાડતી હતી એમ માલુમ પડે છે.

ચૌલુક્ય રાજાઓના ધર્મ સંબંધી ઉપર કરેલા લાંબા વિવેચનથી વાચકના મન ઉપર મારે આટલી જ વાત ઠસાવવાની છે કે ચૌલુક્ય કાળમાં મોટા મોટા જૈન શેઠીઆઓએ અનેક મંદિરો બંધાવેલાં માલુમ પડે છે. ઘણી વખત ચૌલુક્ય રાજાઓના મુખ્ય મંત્રીઓ જૈન ધર્માનુયાયીઓ હતા. એવાં અનેક કારણોથી ચૌલુક્ય રાજાઓ જૈનમતાનુયાયીઓ થયા હતા વિગેરે કહેવામાં આવે છે પણ તેમાં બહુ સત્ય નથી. ખાસ જૈન ધર્મ ઉપર આસ્થાવાળા અનુયાયી તરીકે કુમારપાળ રાજાનું નામ લેવામાં આવે છે. આ એક રાજા સિવાય બાકી બધા ચૌલુક્ય રાજાઓ, બ્રાહ્મણ ધર્મના જ અનુયાયીઓ હતા એમ શિલાલેખો વિગેરે ઉપરથી જણાય છે. માત્ર તેઓ પરધર્માસહિષ્ણુ ન હતા અને જૈન ધર્મને પણ સારૂં માન આપતા હતા, એટલું જ.

યદ્યપિ ચૌલુક્યોના વખતમાં જૈન ધર્મના ઘણા લેખો મળી આવે છે, અને બ્રાહ્મણ ધર્માનુયાયીના તે કરતાં ઓછા મળી આવે છે, તથાપિ જે કોઇ મળી આવે છે તેમના ઉપરથી એટલું ચોક્કસ થાય છે કે તે વખતના રાજાઓની, તેમ જ ઘણાખરા લોકોની શિવ સંપ્રદાય માટે લાગણી બહુ જ હતી. ચાલુક્ય રાજાઓએ, તેમના માંડલિક રાજાઓએ, તેઓના અધિકારીઓએ, તેમ જ કેટલાક ખાનગી ગૃહસ્થોએ બંધાવેલા કેટલાક અતિ વિશાળ અને સુંદર શિવમંદિરો ખંડિત સ્થિતિમાં અત્યારે પણ જોવામાં આવે છે. યદ્યપિ કુમારપાળ રાજા, જૈન મતાનુયાયી થયા હતા, તથાપિ ગુજરાત દેશની અંદરના તેમ જ ગુજરાત બહારના માળવા, રાજપુતાના, કોંકણ વિગેરે ઠેકાણાના તેના માંડલિક રાજાઓએ અને પ્રાંતાધિકારીઓએ સર્વત્ર શિવમંદિરો બંધાવ્યાના ઉલ્લેખો મળી આવે છે. પાટણના સોમનાથની મહત્તા વલભી રાજાઓએ કરી હશે, અને તેમાં આદ્ય શંકરાચાર્યે વૃદ્ધિ કરી હશે. પરંતુ એટલું સ્પષ્ટ છે કે ચૌલુક્ય રાજાઓના વખતમાં સોમનાથની મહત્તા બહુ જ વધી ગઇ હતી. કોઈ ચૌલુક્ય રાજાઓ અને તેઓના માંડલિકો પોતે સોમનાથની પૂજા કરવા માટે ત્યાં જતા હતા, એમ શિલાલેખો બતાવે છે. સ્વાભાવિક રીતે જ, ઘણા લોકોમાં તેની ભક્તિ વધી ગઈ. આ કારણને લીધે સોમનાથના મંદિરમાં અખૂટ સંપત્તિ દટાદટ ભરાઇ ગઈ હતી. ગિઝનીના મહમદને સોમનાથ ઉપર હલ્લો કરવાનું એક કારણ હિંદુ ધર્મ ઉપર પ્રહાર કરવાનું અને બીજું સોમનાથ ઉપર પ્રહાર કરી ત્યાંની અપાર સંપત્તિ લુંટી લઇ જવાનું હતુ. મોટી નવાઇની વાત એ છે કે, આ હકીકત સંબંધી ગુજરાતના શિલાલેખોમાં જરા પણ ઉલ્લેખ નથી, તો પછી બીજા પ્રાંતના શિલાલેખો સંબંધી શી વાત કરવી ? તેમ જ એક પણ જૈન કે બ્રાહ્મણ ગ્રંથમાં તેનો ઉલ્લેખ નથી. તથાપિ મુસલમાન તવારિખોનો તે સંબંધનો એટલો ભારી પુરાવો છે કે તે વિષે શંકા આણવાનું કાંઇ પણ કારણ નથી.

જો કે મહમદ સોમનાથનું મંદિર તોડી અને મૂર્તિ ફોડી અખૂટ સંપત્તિ લઇ ગયો તો પણ સોમનાથ વિષેનું માહાત્મ્ય તે કાળમાં કિંચિત પણ ઓછું થયું ન હતું. એટલું જ નહિ પણ સોમનાથ પાટણમાં જે ઘણા મોટા મોટા અને સારા શિલાલેખો મળી આવે છે તે બધા મહમદ પછીના કાળના છે, અને તેઓમાં સોમનાથનું મંદિર ફરીથી બંધાવ્યાના અને તેની નજીકમાં જ કેટલાંક બીજાં મંદિરો, જલાશયો, વિગેરે મોટાં મોટાં મકાનો બંધાવ્યાના ઉલ્લેખો મળી આવ્યા

લીધે તે એટલો વધી ગયો છે, ને મંબંધના અસંખ્ય શિલાલેખો મળી આવે છે. એક માણસે સહજ વિનોદ કરવાના હેતુથી ઉદ્ગારો કાઢ્યા કે જૈન મૂર્તિઓ એટલી છે કે તેઓની સંખ્યા ખાસ જૈન લોકોની સંખ્યા કરતાં પણ મોટી છે. આ વાતમાં કદાચ અતિશયોક્તિ હશે, પરંતુ એટલું તો ખરું કે ગુજરાતમાં જૈન મૂર્તિઓ બહુ જ છે. તથાપિ સાથે સાથે એમ પણ કહેવું જોઈએ કે જૈન લોકોની બીજા ધર્મીઓ કરતાં આ એક વિશેષતા હોય છે કે તેઓ જે મૂર્તિની સ્થાપના કરે છે, જે જે મંદિરો બંધાવે છે તેમાં તે સંબંધી લેખ જરૂર રાખે છે. એટલે જૈન શિલાલેખોની સંખ્યા પણ ગુજરાતમાં બહુ જ છે. જૈન લોકોનો આ ગુણ કહો કે વ્યસન કહો પણ તેઓના શિલાલેખો આપણા દેશનો પ્રાચીન ઇતિહાસ તૈયાર કરવાના કામમાં ઘણા જ ઉપયોગી થાય છે, એ વાત કબૂલ કરવી પડે છે. ઘણાખરા જૈન લેખો એકાદા તીર્થંકરની મૂર્તિ સ્થાપ્યા સંબંધના હોય છે, અને તેમાં સંવત્, મૂર્તિ સ્થાપનારનું નામ, જેના શ્રેય માટે મૂર્તિની સ્થાપના કરવામાં આવી હતી એવા પોતાના માતાપિતા વિગેરે વડિલોનું નામ, તેમ જ તે મૂર્તિની પ્રતિષ્ઠા કરનાર જૈન સૂરિનું નામ, તેનો ગચ્છ, ગુરુપરંપરા, વિગેરે માહિતી આપેલી હોય છે. ઘણી વખત આ મૂર્તિનું ચોવીસ તીર્થંકરોમાંથી એક તીર્થંકરના 'બિંબ'નું નામ પણ આપેલું હોય છે. મૂર્તિની સ્થાપના કરનારો માણસ કદિ સાધારણ હોય અને તેનો તત્કાલીન રાજકારણ સાથે કાંઈ પણ સંબંધ ન હોય, ત્યારે ઘણી વખતે તેનો શિલાલેખ ઐતિહાસિક બાબતો જાણવાના કામમાં વિશેષ ઉપયોગી થઇ શકતો નથી. આવા લેખો જૈન સાધુઓનો પરંપરા, તથા તેઓના ગચ્છો, વિગેરે જૈન ધર્મના ઇતિહાસની ઉપયોગી માહિતી મેળવવા માટે માત્ર ઉપયોગી થાય છે. હમેશ કાંઈને કાંઈ ઉપયોગી બાબતની નોંધ કરવાની જૈન લોકોની—વ્યાપારી લોકોની સાહજિક જ વૃત્તિ હોવાથી કોઈ વખત જૈન લેખો ઉપરથી આપણને તત્કાલીન ઐતિહાસિક માહિતી સાથે, આર્થિક, સામાજિક, ભૌગોલિક વિગેરે માહિતી પણ મળી આવે છે. જે સ્થળમાં જૈન 'બિંબ' સ્થપાયું તે સ્થળનો અધિકારી, તેની નીમણૂંક કરનાર રાજાનું નામ, તે રાજા યદિ કોઈ સાર્વભૌમ રાજાનો માંડલિક હોય તો તેનું નામ વિગેરે માહિતી જૈન લેખોમાં કોઈ વખત મોટી કાળજીથી આપેલી હોય છે

ગુજરાતમાં જૈન લોકોનાં સૌથી પ્રસિદ્ધ સ્થાનો બે છેઃ એક શત્રુંજય અને બીજું ગિરનાર. શિલાલેખો વિગેરે ઉપરથી આબુ પર્વત આ બે સ્થાન કરતાં પ્રાચીન કાળથી પ્રસિદ્ધ છે, પરંતુ તે રાજપુતાનામાં હોવાથી આપણા લેખની મર્યાદામાં આવતો નથી. શત્રુંજયના મુખ્ય દેવ પહેલા તીર્થંકર આદિનાથ છે, અને ગિરનાર ઉપરના મુખ્ય દેવ બાવીસમા તીર્થંકર નેમિનાથ છે. શત્રુંજયનું માન મોટું છે તથાપિ ગિરનાર પર્વત પર લેખો બહુ જુના, મહત્ત્વના અને પુષ્કળ છે. શત્રુંજય પર્વત ઉપરના ચૌલુક્યકાલીન લેખો બહુ જ થોડા છે; આધુનિક કાળના—વિશેષ કરીને અકબર પછીના કાળના—વધારે છે. યદ્યપિ આ કાળમાં ગુજરાતમાં જગાએ જગાએ સેંકડો જૈન મંદિરો બંધાવવામાં આવ્યાં, તીર્થંકરોની હજારો મૂર્તિઓ સ્થપાવી અને તે માટે લાખો કરોડો કહીએ તો કાંઈ વાંધો આવે એવું નથી એટલા રૂપીઆ ખર્ચ થયું. તથાપિ તેમાંનો મોટો ભાગ ગિરનાર અને શત્રુંજય ઉપર જ ખરચાયો એમ જોવામાં આવે છે. ત્યાંના શિલાલેખોની સંખ્યા સાહજિક રીતે જ મોટી અને મહત્ત્વની છે. તથાપિ હમણાં જ કહ્યા પ્રમાણે ખાસ કુમારપાળના વખત સુધીના જૈન લેખો ગિરનારમાં પણ બહુ ઓછા મળે છે, અને શત્રુંજય ઉપર તો મળતા જ નથી. ચૌલુક્ય રાજા બીજા ભીમદેવના વખતમાં તેના માંડલિક લવણપ્રસાદના કારભારીઓ વસ્તુપાળ અને તેજપાળ, નામના બે ભાઈઓ હતા. તેઓ પહેલેથી જ વ્યાપારને લીધે ધનાઢ્ય થયા હતા. પછી કારભારીનું પદ હાથ આવ્યું. તે ભાઇઓ મોટા ગુણી અને ધાર્મિક પણ હતા. તેઓએ કેટલીક વખત સંઘપતિ થઇ ગિરનાર અને શત્રુંજયની મોટી મોટી યાત્રાઓ કરી એમ આપણને ત્યાંના કેટલાક લેખો ઉપરથી તેમ જ ઐતિહાસિક ગ્રંથો ઉપરથી માલુમ પડે છે. ત્યાર પછી તે સ્થાનોનો, વિશેષ કરીને ગિરનારનો મહિમા બહુ જ વધી ગયો, અને મોટામોટા જૈન ભાવિક વ્યાપારીઓની ગિરનારની યાત્રા કરી ત્યાં કાંઇ ધર્મકૃત્ય કરવાની પદ્ધતિ જ પડી ગઇ. ગિરનાર ઉપર નેમિનાથાદિ તીર્થંકરોના બહુ વિશાળ અને સુંદર મંદિરોના જીર્ણોદ્ધાર તથા વસ્તુપાળ તેજપાળના સ્મરણાર્થે નવા મંદિરોની બાંધણી તથા મૂર્તિઓની પ્રતિષ્ઠાપના કરવામાં આવી હતી અને તે પ્રસંગે શિલાલેખો કોતરી રાખવાનો રિવાજ પડયો.

દત્તાત્રેય બાલકૃષ્ણ ડિસકળકર

# યુનાઇટેડ સ્ટેટ્સના મારા અનુભવો

જગતનું તંત્ર ચલાવવાનું તો સર્વે દેવોએ રાજીનામું આપ્યું હોય એમ લાગે છે. વિષ્ણુ પાતાળમાં પોઢયા અને શિવજી હિમાલય પર વાનપ્રસ્થ થયા. આજે તો દુનિયાં લક્ષ્મીજીની નચાવી નાચે છે! અસ્થિર મનનાં લક્ષ્મીજી ઠરીઠામ રહેવાનું પસંદ કરતાં નથી. એશિયાને રડતો મુકી યુરપ ગયાં. એને પણ આજે રખડતો નાંખી અમેરિકા સીધાવ્યાં. દુનિયામાં આજે અમેરિકા આટલી પ્રસિદ્ધિ અને સન્માન પામ્યો છે એ પ્રતાપ લક્ષ્મીજીના. બાકી ત્યાં નથી પુરાણી સંસ્કૃતિના કીર્તિસ્તંભો, કે નથી કોઈ મહાકવિએ એનાં યશોગાન ગાયાં, કે નથી કોઇ કલાવન્તે એનાં સૌંદર્યનાં ચિત્રો દોર્યાં! લક્ષ્મીજીનું પાટનગર ન્યુયોર્ક એની વિશાળતાથી જ મનુષ્યને ગભરાવી મુકે. એનાં ગગનચુમ્બી ઘરો પૈસો કેટલી ટોચે પહોંચે તેનો ખ્યાલ આપે. એમાં કળા કે કારીગરીનો વાસ નથી. પરંતુ આરામ ( કંફર્ટ ) એ જ એમનું સૂત્ર છે. એટલે ઘર અંદરથી બધી જાતની યાંત્રિક સગવડવાળું હોય એટલે બસ. આ આરામદેવની પૂજા જબરી થાય છે. એને અનેક જીંદગીના ભોગો અપાય છે. એનો પ્રસાદ મેળવવાને લોકો અથાગ મહેનત કરે છે! એટલે જાગી ત્યે મરતાં સુધી ઘડીની ફુરસદ વિના મથ્યાં જ કરવું પડે! એ ફુરસદ મેળવવા થોડા વખતમાં વધારે કામ કેમ થાય એની કરામતો અને અખતરામાં ઘણો વખતનો ભોગ અપાય છે! વખતની કીંમત એટલી બધી વધી ગઇ છે કે ત્યાંના લોકોમાં એક જાતની દોડધામ કરવાની રીત આવી ગઇ છે. ખાસ કરીને ન્યુયોર્કમાં તમને એમ જ લાગે કે રસ્તામાં બધા લોકો ચાલવાને બદલે દોડે છે. તમે થોડા દિવસ ત્યાં રહ્યા હોય તો તમને પણ એ વહેણમાં તણાવું પડે. એક વખત મેં એક માણસને પૂછ્યું કે આ બધી ધમાલ અને દોડાદોડ કરો છો તે શેને માટે? એણે ટૂંકાણમાં જવાબ આપ્યો:- 'મરવા માટે.' મારા મનમાં તો થયું કે જો આખરે મરવું જ છે તો આટલી ઉતાવળ શા માટે?

પૈસા વિના મનગમતો આરામ તો ન જ મળી શકે. એટલે પૈસા મેળવવાને અનેક જાતના ઉદ્યોગ અને વેપારનું તો આ દેશમાં પૂછવું જ નહિ. દેશ તદ્દન નવો છે, ત્યાંની ભૂમિ પણ હજી સંપૂર્ણ ખેડાયલી નથી, એટલે આજે પેદાશ છે તેના કરતાં ઘણું વધારે પેદા થઈ શકે. એ લેખે તો એ કાચા સોનાની ખાણ જ ગણાય. ત્યાંની વસ્તી પણ દેશના પ્રમાણમાં ઓછી છે. એની સરખામણીમાં, હિંદુસ્થાન એનો ½ મો ભાગ છે, જ્યારે વસ્તીમાં હિંદુસ્થાન ત્રણ ગણો મોટો છે! એની વિશાળતા અને એનું દ્રવ્ય જોતાં અન્ય દેશોના ભૂખે મરતા લોકો પોતાનું નસીબ અજમાવવા ત્યાં જાય તો તેમાં નવાઈ જેવું કાંઇ નથી.

અમેરિકા એ દેશ દેશના લોકોથી બનેલો છે. ન્યુયોર્કમાં પગ મુકતાં જ લાગે કે ત્યાં અઢારે વર્ણના લોકો આવીને વસેલા છે. ધોળા રંગથી માંડી ઘઉંવર્ણા, પીળા, કાળા, દરેક રંગ ત્યાં દેખાય છે. યુનાઇટેડ સ્ટેટ્સ ડંકાસ મારે છે કે (Sho is tho molting pot of all nations of tho world) દુનિયાના ભિન્ન ભિન્ન લોકો ત્યાં જઈ એકત્ર થઇ એક-દેશીય બને છે. આ તદ્દન ખરૂં નથી. જુદા જુદા દેશના લોકો ક્યાં લગી પોતાની રીતભાત અને ભાષા મુકતા નથી! ન્યુયોર્ક એક નાની દુનિયા જ છે. ત્યાં પણ ચાઇના ટાઉન, સીરીઅન ટાઉન, ગ્રીક ટાઉન, ઇટાલીયન ટાઉન, વગેરે ભાગ છે જેમાં એક જ દેશના લોકો પોતાનું ટોળું જમાવી એકત્ર રહે છે. ચાઇના ટાઉનમાં ગયા હોઇએ તો ચીનમાં જેવા સાંકડા રસ્તા તેવા જ સાંકડા રસ્તા અને ગલીઓ માલમ પડે. અને એટલો જ ગંદવાડો! આવા પરદેશી જેઓને અમેરિકન શહેરી બનવું હોય તેને અમેરિકન બનાવવાનો પ્રયત્ન ચાલે છે. એટલે એને અંગ્રેજી-શિખવવામાં આવે છે. મોટાને અંગ્રેજી શિખવાનું

ઘણું અઘરૂં પડે છે. બાળકો તો નિશાળમાં જાય ત્યાં એમને બધું અંગ્રેજીમાં જ શિખવું પડે. તેથી ઘણીવાર એવું બને છે કે નાનાં બાળકો પોતાના માબાપને અંગ્રેજી શિખવે છે. એક લાઇબ્રેરીઅન બાઇ મને કહેતી હતી કે ઘણીવાર નાનાં છોકરાંઓ મારી પાસે આવે છે અને પૂછે છે કે મારા બાપને માટે કઇ ચોપડી લઇ જાઉં કે મારી માને કેવી ચોપડી સ્હેલી પડશે, ત્યારે મને બહુ હસવું આવે છે. બાળકો પણ માબાપના ગુરૂ બની શકે ! ઘણે ભાગે પરદેશીઓને અમેરિકન બનાવવાનું (અમેરિકનાઇઝેશનનું ) કામ ત્યાંના (Settlements ) આશ્રમો કરે છે. આ આશ્રમો વિષે આગળ વધારે કહેવાનું છે એટલે અહીં તો એટલું જ જણાવીશ કે આ સંસ્થાઓ લોકસેવાનું કામ બહુ જ સારી રીતે બજાવે છે. બે ત્રણ પેઢી પછી જ લોકો સ્વદેશને ભૂલી અમેરિકાને પોતાનો દેશ ગણવા માંડે છે; અને પૂરા અમેરિકન શહેરી બને છે. જો કે એમાં પણ કેટલાએક અપવાદ છે. પરંતુ જ્યાં લગી નવા નવા લોકો આવ્યાં જ કરે ત્યાં લગી આ કામનો અંત આવે જ નહિ, એટલે એક રીતે યુનાઇટેડ સ્ટેટ્સે ઈમીગ્રેશનનો કાયદો પસાર કર્યો છે તે ખોટું ગણાય નહિ. યુરપ અને એશિયાનો ગમે તેવો કચરો અમેરિકા જતો. આમાંથી બચવાને કાયદાએ ઠરાવ્યું કે માણસને પોતાની ભાષામાં લખતાં વાંચતાં ન આવડે તો ત્યાં જઈ શકાય નહિ. બીજું દરેક દેશનું એ લોકોએ પ્રમાણ બાંધી આપ્યું. અમુક દેશમાંથી આટલાં જ માણસો આવી શકે. જો એ સંખ્યા પુરાઇ જાય તો બીજાને આવવાની મનાઈ થાય. જાપાનના ધરતિકંપ વખતે રશીઅનોને માટે આ એક મોટો સવાલ થઈ પડયો હતો. જાપાનની સરકારે પરદેશીઓને(રેફ્યુજીસને) પોતપોતાના દેશમાં જવાની સૂચના કરી, ત્યારે રશીઅનોને શું કરવું તે બીલકુલ સુઝ્યું નહિ. પોતાના દેશમાંથી નાસી આવેલા એટલે ત્યાં તો પાછાં જવાય જ નહિ. ઘણાંએ અમેરિકા જવાનો વિચાર કર્યો કારણ આજીવિકાનું કંઈ પણ સાધન મેળવી શકાય તો તે અમેરિકામાં જ. પરંતુ આ કાયદો આડે આવ્યો ! શહેરી બનવાનો કાયદો પણ શરૂઆતમાં ગમે તેવા લોકોને અમેરિકન બનતા અટકાવવાના ઈરાદાથી કર્યો હશે, ખાસ કરીને પીળા વર્ણના–જાપાની, ચીના વગેરેની સ્હામે. કારણ કે એવી માન્યતા છે કે એ જાત સ્હેલાઇથી સ્હેળભેળ થઈ શકતી નથી. જો કે હવે તો એ કાયદામાં રાજકીય તત્ત્વ વધારે ઉમેરાયું છે એટલે હવે તો લગભગ બધા જ એશિયાના લોકોને શહેરી થતા અટકાવવામાં આવ્યા છે. હિંદુસ્થાનીઓ સ્હામે આ કાયદો થોડા મહિના થયાં જ લાગુ પાડવામાં આવ્યો છે. ત્યાંના આપણા વતનીઓની માન્યતા છે કે અંગ્રેજ સરકારની ઈચ્છાને આધીન થઈ અમેરિકન સરકારે આ કાયદો પસાર કર્યો છે. આમાં સત્ય હોઈ શકે. આડકતરી રીતે અંગ્રેજ સરકારનું અમેરિકામાં ઘણું ચલણ છે. ઈંગ્લંડનું નચાવ્યું અમેરિકા નાચે છે. ત્યાંની કેટલીક યુનીવર્સીટીઓ પણ ઈંગ્લંડના હાથમાં છે. લડાઇ વખતે હિંદુસ્થાની વિદ્યાર્થીઓને ત્યાં બહુ હેરાન કરેલા, અને કેટલેક ઠેકાણે હજી પણ કરે છે. જે ખુદ ઈંગ્લંડની યુનીવર્સીટીમાં ન્હોતું કરી શકયા તે ત્યાં કરી શકયા હતા. એક પ્રોફેસર સાથે વાત કરતાં મેં જણાવ્યું કે અમેરિકા દેશ સ્વતંત્ર છે છતાં કોઇના કહેવાથી શા માટે અમને હેરાન કરો છો ? તેના જવાબમાં એણે કહ્યું કે અમેરિકાએ સ્વતંત્ર રાજ્યસત્તા બેસાડી છે પણ બુદ્ધિમાં તો હજી યુરપના ગુલામ જેવું જ છે ! આમાં જરા પણ અતિશયોક્તિ નથી. રાજમંડલમાં ('લીગ ઑફ નેશન્સ'-માં ) ન જોડાવવાનું એક કારણ તો એ છે કે એને એની સ્વતંત્રતા ખોવાની બ્હીક લાગે છે !

આપણને શહેરી થતા અટકાવવાને બીજાં પણ સબળ કારણો છે. ત્યાં વસતા આપણા લોકોનો મોટો ભાગ મજુરવર્ગનો બનેલો છે. એશીઆના મજુરોમાં મુખ્યત્વે જાપાની, ચીના અને હિંદુસ્થાનીઓ છે. એશીઆના લોકો થોડા પૈસામાં રહી શકે અને મહેનત વધારે એટલે ત્યાંના મજુરો એમની સાથે સરસાઇમાં ઉતરી શકતા નથી. ચીનાઓ અને જાપાનીઓને તો શહેરી થતા અટકાવ્યા હતા. હવે આપણા લોકોને બાતલ કર્યા. એમાં ઘણે અંશે આપણા લોકોનો પણ વાંક કહેવાય. જે દેશના શહેરી બનવું હોય તે દેશના જેવા વેશ તો કરવા જ જોઇએ. રહેણીકરણી આપણા દેશમાં પાળીએ છીએ તે ત્યાં પાળવા જઇએ તો બધા સાથે એક થઇ જવાય નહિ. ત્યાં ફરિયાદ એ જ છે કે આપણા લોકો ત્યાં ભળી જઇ શકતા નથી ને અલગ જ રહે છે. આપણા લોકો જે મજુર તરીકે ગયા છે, તે એવી રીતે રહે છે કે આપણને પણ શરમ આવે. જીવનની કળા તો આપણા દેશમાં ઘણાં થોડાંને આવડે છે. સાદાઇથી રહેવું એ ખરૂં છે પણ સાથે સૌન્દર્યનો પણ ખ્યાલ

હોવો જોઇએ. જીવનમાંથી કલાને બાદ કરીએ તો આપણા અને જનાવરોમાં કશો ફેર નથી. આપણા લોકો જો જનાવરની માફક રહેવાનું પસંદ કરે તો ત્યાંના લોકો એને પોતાના તરીકે ન લેખે એ સ્વાભાવિક જ છે. જે કારણથી આફ્રિકામાં હિન્દીઓને અલગ રાખવાનું (સેગ્રીગેશન) થાય છે તે કારણ અમેરિકામાં પણ લાગુ પડે છે. માત્ર મનમાં લાગે એટલું જ કે આ કાયદો આખા દેશને લાગુ પડે છે. એટલે આપણા સારામાં સારા લોકો પણ યુરપના કચરા તો શું પણ હબસીથી પણ હલકા ગણાય!

એશિયાના મજુરોનો મોટો ભાગ અમેરિકાને પશ્ચિમ કીનારે એટલે કેલિફોર્નીઆ અને ઓરીગનમાં વધારે રહે છે. આ કારણથી એ પ્રાંતોમાં પૂર્વના લોકો સ્હામે અણગમો છે. જો કે યુનાઈટેડ સ્ટેટ્સને માટે કહેવાય છે કે ત્યાં એકે ભાગ એવો નથી જ્યાં કોઇ કોઇની સ્હામે ના હોય. હિંદુસ્થાનને માથે આરોપ છે કે આપણે ત્યાં એકતા નથી માટે આપણે સ્વરાજ્યને લાયક નથી. પરંતુ એવી એકતા તો અમેરિકામાં પણ નથી જ. ત્યાંના પૂર્વ કીનારા એટલે ન્યુયોર્ક અને બૉસ્ટન તરફ યાહુદી લોકો સ્હામે ગુસ્સો છે. શીકાગો તરફ રોમન કેથલિક સ્હામે તિરસ્કાર છે. અને દક્ષિણ પ્રાંતોમાં તો હબસીઓ તરફ કેટલો જુલમ ગુજારાય છે તે જગજાહેર છે.

ન્યુયોર્કની જાહોજલાલી અને પૈસો મોટે ભાગે યાહુદીના હાથમાં છે. એ લોકો જાતે મહેનતુ છે અને ખંતથી પૈસો એકઠો કરે છે. આખરે પૂર્વની બુદ્ધિ તીક્ષ્ણ વધારે, એટલે બીજા સાથે સરસાઇમાં ફાવી જાય તો નવાઈ નહિ. પરંતુ એ લોકો સ્હામે ફરિયાદ છે કે એમનામાં સંસ્કૃતિ નથી. માત્ર પૈસો મેળવી જાણે છે. દરેક સારી વસ્તુને પણ ખરાબ કરી પૈસો મેળવવાનું સાધન બનાવે છે. દાખલા તરીકે ત્યાંની મોટી મોટી નાટકશાળાઓ યાહુદીના હાથમાં છે. સારી કૃતિનાં નાટકોને એમા જવલ્લે જ સ્થાન મળે છે. લોકોની હલકી વૃત્તિઓ પોષાય અને આનંદ પામે એવાં નાટકો વધારે જોવામાં આવે છે. કારણ કે એમાં પૈસો છે. નાટકો કરતાં સીનેમા વધારે લોકપ્રિય છે. તેનું એક કારણ તો એ કે લોકો આખા દિવસની મ્હેનતથી એટલા થાકેલા હોય છે કે નાટક સમજવા જેટલું કામ પણ મગજ કરી શકતું નથી. સીનેમા તો જોઇએ તેટલો વખત આનંદ; પછી ભૂલી જવાનું. બીજું કારણ યાહુદીની વણિકબુદ્ધિ. ઓછો પૈસો ખરચી વધારે કેમ મેળવવો એ જ એની દાનત. આ કારણને લીધે અસાર લગી ન્યુયોર્કમાં કલાને બીલકુલ સ્થાન નથી. યાહુદી સ્હામે ગુસ્સો એટલો વધ્યો છે કે હવે કેટલીક યુનીવર્સીટી તથા કૉલેજોમાં એમને દાખલ કરતા નથી. એક યાહુદી મહેતીજી આ બાબત મને વાત કરતાં લગભગ રડી પડી. 'અમારી વિરુદ્ધ કેટલી લાગણી છે તે બ્હારનાને ખબર ના પડે' એણે કહ્યું. 'અમારી નિશાળની યાહુદી છોકરીઓને પ્હેલાં કોલમ્બીઆ યુનીવર્સીટીની બર્નાર્ડ કૉલેજમાં દાખલ કરતા. આ વર્ષે બે છોકરીઓને અટકાવી. બન્ને છોકરીઓ બહુ જ હોંશીઆર હતી. એટલે કારણ કંઈ સમજાયું નહિ. પણ હવે ખબર પડી કે યાહુદી છે માટે જ!' યુરપની કૉલેજમાં પણ આડકતરી રીતે યાહુદી છોકરાઓને દાખલ થવા દેતા નથી એમ મારા સાંભળવામાં આવ્યું હતું!

હબસીની સ્થિતિ તો બહુ જ કફોડી છે. ત્યાંના મહાપુરૂષ અબ્રાહમ લીન્કને એમને ગુલામગિરિમાંથી તો મુક્ત કર્યા, પરંતુ દક્ષિણ પ્રાંતોમાં તો હજી એમને ગુલામ જ ગણવામાં આવે છે. ધોળા લોકની હોટેલમાં એનાથી જવાય નહિ. ટ્રામમાં પણ એમને બેસવાની જગા જુદી. એમની નાટકશાળાઓ પણ જુદી. ત્યાંના રાજ્યકારભારમાં પણ એમને હક્ક નહિ. ગુલામો હતા તેવામાં જે (લી-ચી-ન્ગ) મારી મારીને ચામડી ઉતારે કે જીવતા બાળી મુકે એવું હતું તે હજી પણ સુધરેલા અમેરિકામાંથી નાબુદ થયું નથી. દક્ષિણ પ્રાંતોના માણસો સાથે વાત કરતાં જણાયું કે હબસી એ ગુલામ છે તે હજી એ લોકો ભૂલી શકતા નથી. દક્ષિણ પ્રાંતોમાં હબસીની સંખ્યા ધોળા લોક કરતાં એટલી વધારે છે કે જો એમને સમાન હક આપે તો ધોળા લોકોને ત્યાં રહેવું ભારે થઇ પડે એ એમની મોટી બ્હીક છે. આ જુલમમાંથી બચવાને ઘણા હબસી ઉત્તર પ્રાંતોમાં ચાલ્યા જાય છે, કે જ્યાં એમને સમાન હક મળી શકે. આ કારણથી પણ દક્ષિણ પ્રાંતોના લોકોના મન ઉત્તર પ્રાંતોના લોકો સાથે અંદરખાનેથી ઉચાં રહે છે. વૉશીન્ગટનનાં એક બાઇ સાથે આ બાબત વાત કરતાં એણે કહ્યું કે, 'યાન્કીઓએ આવી અમારૂં બધું બગાડયું.' હું વિચારમાં પડી. મેં કહ્યું કે 'યાન્કી' શબ્દ તો સાધારણ રીતે બધા અમેરિકનોને માટે અમે વાપ-

રીએ છીએ. એણે કહ્યું "અમને યાન્કી ના કહેનો. ઉત્તર પ્રાંતના લોકોને અમે તિરસ્કારમાં યાન્કી કહી બોલાવીએ છીએ." દક્ષિણ પ્રાંતના રહેવાસીઓના પૂર્વજો યુરપના ખાનદાન કુટુમ્બના હતા, જ્યારે ઉત્તર પ્રાંતના લોકો તો મધ્યમ વર્ગના લોકોથી ઉત્પન્ન થએલા. સમાનતાના ધામરૂપ ગણાતા (ડેમોક્રેટીક) અમેરિકામાં પણ હજી આ ભાવના રહી છે! અને રહેશે ત્યાં સુધી હબસીનો સવાલ ઉકેલાશે નહિ. પરંતુ હવે તો તેમણે પણ માથું ઉંચકવા માંડ્યું છે. એ લોકોએ પણ મોટી મોટી સંસ્થાઓ ઉભી કરી છે. જેમ જેમ એમની સંખ્યા વધતી જાય છે તેમ તેમ બીજા અમેરિકનોના મનમાં મોટો ભય ઉત્પન્ન થવા માંડ્યો છે. આગળ જતાં એ લોકો બળવો ઉઠાવે તો ધોળા લોકોનું શું થાય?

ગુલામગીરીના સંબંધમાં ઉત્તર અને દક્ષિણ પ્રાંતાની લડાઇ પછી જ્યારે હબસીને છુટા કર્યા તે વખત 'કુ ક્લુક્સ ક્લેન' નામની એક છૂપી ટોળી ધોળા લોકના રક્ષણાર્થે સ્થાપવામાં આવી હતી. આજે એ સંસ્થા ઘણીજ બળવાન બની ગઇ છે. મોટી સત્તાવાળી પુરૂષો એના સભાસદ હશે એમ ધારવામાં આવે છે. હમણાં એનો ઉદ્દેશ બદલાયો છે. અમેરિકામાં અનેક જાતો વસી છે તેમાં અંગ્રેજો (એંગ્લો સેક્સન્સ) પોતાને બહુથી ઉંચા માને છે. અમેરિકા દેશ ખરી રીતે એમનો છે એમ જ માને છે. અમેરિકાની સંસ્કૃતિ અને મોટાઇ પણ એમને લીધે જ છે, એવી પણ એમની માન્યતા છે. એ લોકોનો ધર્મ ઘણે ભાગે પ્રોટેસ્ટંટ છે. બીજે નંબરે લેટીન જાતિઓ એટલે ફ્રેંચ, ઇટાલિયન વગેરે આવે છે. આ લોકોનો ધર્મ ઘણે ભાગે રોમન કેથોલિક છે. આ કારણથી લોકલાગણી એમની વિરૂદ્ધ છે. અમેરિકામાં પણ ધર્માંધતા છે ખરી! ખ્રીસ્તી ધર્મનું જોર જેટલું યુરપમાં નહિ હોય તેટલું અમેરિકામાં છે. ખ્રીસ્તી ધર્મનો પાછળ અમેરિકા પુષ્કળ પૈસા ખર્ચે છે! ત્રીજે નંબરે સેમીટીક જાતો એટલે યાહુદીઓ. હબસી અને બીજા છેલ્લા આવે. ત્યાંના મૂળ વતની રેડ ઇન્ડીઅન બહુ ગણત્રીમાં નથી. એમની સંખ્યા દિનપરદિન ઓછી થતી જાય છે. જૂદી જૂદી જાતો વચ્ચે લગ્નવ્યવહાર સામે કોઇ પણ જાતનો કાયદો નથી. તો પણ એવાં લગ્ન લોકપ્રિય નથી. 'કુ ક્લુક્સ ક્લેન' નો ઉદ્દેશ અમેરિકાને અંગ્રેજોનો બનાવવાનો છે. એટલે બીજી જાતો પર એ છૂપી ટોળી ઉઘાડેછોક જુલમ ગુજારે છે. ઘણી વાર ખૂનો પણ થયાં છે. એક સુધરેલા દેશમાં આવી સંસ્થા ધોળે દિવસે ધાડપાડુનો ધંધો કરે અને અમેરિકન સરકાર એને કંઇ કરી શકે નહિ એ નવાઇ જેવું જ ગણાય.

આવી જાતના અનેક વિકટ સવાલો છે, જે અમેરિકાની એકતાની આડે આવે છે. ત્યાંનો એક ભાષાને લીધે અમેરિકા એક દેશ છે એવું લાગે. જેટલો હિંદુસ્થાન એ શબ્દ વિશાળ છે તેટલો જ અમેરિકા એ શબ્દ પણ વિશાળ છે. બન્ને દેશના સવાલો કેટલેક અંશે સરખા છે. પરંતુ અમેરિકામાં એ સવાલો ઉકેલવા વધારે સ્હેલા પડે. ત્યાંની કામ કરવાની રીત ઘણી જ પધ્ધતિસર હોય છે, એટલે કામ મોટા પાયા પર અને સંગીન થાય છે. જર્મની બાદ કરતાં કોઇ પણ બીજા દેશમાં આટલું પદ્ધતિસર કામ થતું નહિ હોય. એક સંસ્થા ઉભી કરી બરાબર ચલાવવી એ અમેરિકનને મન બાળકની રમત છે. એમાં એક વ્યક્તિના માથા પર જ બધો કામનો બોજો રહેતો નથી. પરંતુ એક વાર ધોરણ નક્કી કર્યું એટલે બધું યંત્રની માફક નિયમિત રીતે ચાલે છે. જો કે ઘણી વાર એવી ફરિયાદ સાંભળવામાં આવે છે કે બધું એટલું યાંત્રિક થઇ જાય છે કે અંદરનો આત્મા નષ્ટ થઇ જાય. એમાં સત્ય હોય કે ના હોય પણ એટલું તો ખરૂં જ છે કે એમની મોટી મોટી સંસ્થાઓ ચલાવવાની રીતથી આપણને માન ઉપજ્યા વિના રહે નહિ. અમેરિકા પાસેથી જો કંઇ શિખવાનું હોય તો આ મુખ્ય છે. એવી કેટલીક સંસ્થાઓ વિષે આગળ ખ્યાલ અપાશે.

હંસા મહેતા

# મહર્ષિ બુદ્ધ

બુદ્ધના જન્મ પહેલાં એટલે કે ઇ. સ. પૂર્વે છઠ્ઠા કે સાતમા સૈકામાં ઉત્તર હિંદુસ્તાનમાં નાનાં મોટાં અનેક રાજ્યો હયાત હતાં. પહેલાં આ રાજ્યો મહાજનસત્તાક કે ગણસત્તાક હતાં. પણ બુદ્ધના સમયમાં તેમાંના ઘણાંખરાં એકસત્તાક રાજ્યપદ્ધતિના અમલ નીચે પૂર્ણ પણે આવ્યાં હતાં. એકસત્તાક રાજ્યપદ્ધતિ વિષે વિસ્તારથી કહેવાની જરૂર દેખાતી નથી. આજકાલ હિંદુસ્તાનમાં સંસ્થાનિકોની પોતાના સંસ્થાનમાં જેવી પ્રતિબંધ વિનાની સત્તા છે, તેવી જ તે સમયે એકસત્તાક મહારાજાઓની હતી. મોગલ બાદશાહ પ્રમાણે અથવા શિવાજી પ્રમાણે આજુબાજુનાં રાજ્યો ઉપર હલ્લો કરી કબજે કરવાની પૂરી છૂટ હતી. પ્રજા ઉપર જોરજુલમ કરીએ તો બંડ થાય, અને બહારના બીજા બધા રાજાઓ સાથે સદ્ભાવ ન રાખીએ તો તે બધા ભેગા થઇ પોતાના ઉપર હલ્લો કરે અને પોતાનો પરાભવ કરે એટલી જ સર્વસત્તાધિકારી રાજાઓને બીક રહેતી હશે. આ રાજાઓમાં બિંબિસાર રાજા જેવા સજ્જન રાજા પણ થતા. તે પોતાની પ્રજાનો અને પાડોશના રાજાઓનો પ્રેમ સંપાદન કરવા તત્પર રહેતા. પરંતુ, તેમાંના ઘણાખરા એકસત્તાધિકારી રાજાઓનો પોતાના રાજ્યોનો વિસ્તાર કરવાનો લોભ અમર્યાદિત રહેતો.

મહાજનસત્તાક અથવા ગણસત્તાક રાજ્યપદ્ધતિનો વિશેષ ખુલાસો કરવો જોઇએ. આજકાલ બંગાળામાં જેવા રાજાઓ છે, તેવા પૂર્વે ગણસત્તાક રાજ્યોમાં નિરનિરાળા ગામમાં રાજાઓ હતા. ફરક એટલો હતો કે હાલના રાજાઓ ફક્ત નામધારી છે, જ્યારે આ પ્રાચીન રાજાઓને પોતાનું રાજ્ય ચલાવાનો અધિકાર હતો. આ રાજાઓના કુળમાં જે પ્રમુખ હોય તે પોતાની ખેતીની દેખરેખ રાખતો અને રાજધાનીના શહેરમાં એકત્ર થઇ બહુમતે રાજ્યનું નિયંત્રણ કરતો. આ ભેગા થવાના સ્થાનને 'સંથાગાર' કહેતા હતા. સંથાગારનો ઉપયોગ કેવળ રાજ્યવ્યવસ્થાનો વિચાર કરવા માટે થતો હતો એમ નહોતું. જો કોઇ પ્રસિદ્ધ શ્રમણ અથવા બીજા રાજ્યનો નામાંકિત રાજા આવે તો તેની પરોણાગત આ સંથાગારમાં કરવામાં આવતી. ધાર્મિક વ્યાખ્યાનો પણ અહીંઆ જ થતાં. ટુંકામાં આજકાલની પાર્લમેંટો અને નગરમંદિરો ( Town Halls ) નું આ સંથાગારોમાં મિલન થયું હતું.

ગણસત્તાક રાજાઓ રાજદરબાર ચલાવવા માટે પોતામાંથી એક રાજાને અધ્યક્ષ તરીકે પસંદ કરતા અને તેને મહારાજા કહેતા. તે આખી જીંદગીભર આ પદ ઉપર રહેતો અથવા થોડા વખત પછી બીજા રાજાની પસંદગી થતી એ વિષે સ્પષ્ટ પુરાવો મળતો નથી. મહારાજાનો અધિકાર કેટલો હતો એનું પણ સવિસ્તર વર્ણન ક્યાંયે નથી. પણ પોતાની સત્તાથી તે બધું કામ મુકરર કરી શકતો નહિ. વારંવાર બધા રાજાઓની સભા બોલાવી તેમનો મત લેવો પડતો, અને તે પ્રમાણે પોતાની પદ્ધતિ નક્કી કરવાની ફરજ પડતી. રાજાઓની સભાની સંમતિથી તે સેનાપતિ વગેરે પોતાના અધિકારીઓ પસંદ કરતો.

આ ગણસત્તાક રાજ્યમાં ન્યાયપદ્ધતિ કેવી હતી, એનું એક ગ્રંથમાં* થોડુંક વર્ણન મળે છે. રાજપુરુષો ગુન્હેગારોને પકડે એટલે તેને એકદમ શિક્ષા કરવામાં આવે એમ નહોતું. 'વિનિશ્ચય મહામાત્ર' નામનો જે અધિકારી હતો તેની સમક્ષ તેને ઉભો કરવામાં આવતો.

---

* મહાપરિનિબ્બાન સુત્તની અટ્ઠકથામાં આવું વર્ણન આવે છે. એના ઉતારા અને ભાષાન્તર માટે જુઓ પુરાતત્ત્વ પુ. ૨. અં. ૨.

તે ગુન્હેગાર નથી એમ જો જણાઇ આવે તો તે અધિકારી તેને છોડી દેતો. પણ તે ગુન્હેગાર ઠરે તો તેને શિક્ષા ન કરતાં 'વ્યવહારિક' નામના અધિકારી પાસે મોકલતો. તેની ચોકસીમાં તે ગુન્હેગાર નથી એમ જણાઇઆવે તો તે તેને છોડી દેતો, અને ગુન્હેગાર ઠરે તો 'અંતઃકારિક' નામના અધિકારી પાસે મોકલતો. તેને પણ તે ગુન્હેગાર નથી એમ સમજાય તો તે પણ તેને છોડી દે, અને ગુન્હેગાર ઠરે તો 'અષ્ટકુલિક' નામના અધિકારી પાસે મોકલાવે. આ પ્રમાણે ગુન્હેગારની તપાસ ખુદ મહારાજા સુધી થાય અને ત્યાં કાયદાનું પુસ્તક વંચાવી તેમાં લખેલા નિયમ પ્રમાણે ગુન્હેગારને દંડ કરવામાં આવતો. અહીંઆ જણાવેલા અધિકારીઓ બીજું શું કામ કરતા, અને તેમનો અધિકાર કયા કયા ખાતામાં હતો તેનો ઉલ્લેખ ક્યાંય પણ મળતો નથી. પણ આ ઉપરથી એટલું અનુમાન કાઢી શકાય છે કે ગુન્હેગારને એકદમ શિક્ષા ન થતી, પણ પૂરેપૂરી તપાસ પછી જ શિક્ષા થતી હશે અને એકંદર રાજ્યપદ્ધતિ ન્યાયથી અને સાવધાનપણાથી ચાલતી હશે.

કોસલ દેશની ઉત્તરે હિમાલયની તળેટીમાં રહેનારા શાક્યોનું રાજ્ય ગણસત્તાક હતું. તેમાં ૭૦૦ રાજાઓ હતા, અને કપિલવસ્તુ નામની રાજધાનીમાં પોતાના સંથાગારમાં એકઠા થઇ તે પોતાની રાજ્યવ્યવસ્થા કરતા. બુદ્ધનો પિતા શુદ્ધોદન શાક્ય, કપિલવસ્તુની પૂર્વે ૧૪ માઇલ ઉપર લુંબિની નામના ગામમાં રહેતો હતો, અને ત્યાં જ બુદ્ધનો જન્મ થયો હતો.

શુદ્ધોદન રાજાને માયાદેવી અને મહાપ્રજાપતી ગૌતમી એમ બે સ્ત્રીઓ હતી. આ બન્ને સુપ્રબુદ્ધ નામના શાક્યની કન્યાઓ હતી. એક દિવસે માયાદેવી ફરતાં ફરતાં એક વૃક્ષ નીચે ઉભી. નવમાસ પૂર્ણ થયા હોવાથી ત્યાં જ તેને પ્રસવવેદના શરૂ થઈ અને મહર્ષિ બુદ્ધને તેણે ત્યાં જ જન્મ આપ્યો. આ સમાચાર નજીકના પ્રદેશમાં રહેતા અસિત નામના ઋષિને મળ્યા. તે શુદ્ધોદન રાજાને ઘેર આવ્યો. તેની વિનંતિથી નવીન જન્મેલા બાળકને તેની સમક્ષ લાવવામાં આવ્યો. તેનાં લક્ષણો જોઈ અસિત ઋષિની આંખમાંથી એકદમ અશ્રુધારા વહેવા લાગી તે જોઇ શુદ્ધોદન અને તેનાં સગાંસંબંધી ગભરાઇ ગયાં, અને ઋષિને પૂછ્યું: "આપને આ બાળક વિષે શું કંઇ ભય લાગે છે?"

અસિતે કહ્યું: "આ બાળક જગદુદ્ધારક થવાનો છે પણ હું અતિવૃદ્ધ થયો હોવાથી એનું પરાક્રમ જોવાનું અને તેનો લાભ લેવાનું મારા નસિબમાં નથી, એટલે મારે માટે જ મને ખોટું લાગે છે—આ છોકરા વિષે નહિ. શાક્યકુળની કીર્તિ આ અજરામર કરશે, એ વિષે શંકા નથી. તે માટે તમે આનંદિત થાઓ."

માયાદેવી બુદ્ધિના જન્મ પછી સાતમે દિવસે પરલોકવાસી થઇ અને તેથી આ કોમળ બાળકના રક્ષણનો બધો ભાર મહાપ્રજાપતી ગૌતમી ઉપર પડ્યો. તેણે પોતાના છોકરા કરતાં પણ અધિક સંભાળથી તેનું પાલન કર્યું. નામ પાડવાને દિવસે, 'ગૌતમ' એવું નામ રાખવામાં આવ્યું, પણ બૌદ્ધ ગ્રંથોમાં એ જન્મ્યો ત્યારથી તે તેને તત્ત્વજ્ઞાનનો બોધ થયો ત્યાં સુધી તેને 'બોધિસત્ત્વ' પણ કહેલો છે. ગૌતમ વિષે શુદ્ધોધન રાજાને ઘણી જ આસ્થા હતી. શાક્ય રાજાઓની અંતર્ગત રાજ્યવ્યવસ્થા જો કે સ્વતંત્ર હતી તો પણ કોસલ રાજાઓનું સ્વામિત્વ તેમને કબૂલ કરવું પડતું, અને તેટલે અંશે તેમનું સ્વાતંત્ર્ય નષ્ટ થયું હતુ, એમ કહેવામાં હરકત નથી. અસિત ઋષિના અને બીજા કેટલાક બ્રાહ્મણોના કહેવાથી ગૌતમ મોટો પરાક્રમી થશે અને શાક્યોને ફરીથી સ્વાતંત્ર્ય મેળવી દેશે. કિંબહુના, શાક્યોનું રાજ્ય સર્વત્ર ફેલાવશે એ જાતનો મનોરથ શુદ્ધોદનના મનમાં ઘોળાતો હોય તો તેમાં જરા પણ આશ્ચર્ય નથી. એટલું ખરૂં કે, શુદ્ધોદને ગૌતમને ઉછેરવામાં અને શિક્ષણ આપવામાં કોઇ પણ જાતની કમીના પડવા દીધી નહિ.

પરંતુ, ગૌતમનો સ્વભાવ ક્ષત્રિય કુળને ન શોભે એટલો વિલક્ષણ હતો. એક દિવસે તે પોતાના પિતાની સાથે ખેતરમાં ગયો. શુદ્ધોદન રાજા બીજા શાક્ય રાજાઓની માફક પોતાના મજુરોની સાથે મહેનત કરતો. (આજકાલના કેટલાક અમેરિકન લક્ષાધીશો પ્રમાણે તે સમયના ક્ષત્રિય રાજાઓ મહેનત કરવામાં શરમાતા નહોતા એટલું જ નહિ પણ આળસુ રાજાઓની તેના લોકમાં અને બીજા રાજલોકમાં નિંદા થતી હતી.) શુદ્ધોદન રાજા પોતાનું ખેતર સમારવામાં ગુંથાએલો હતો. અહીંઆ જાંબુ વૃક્ષ નીચે નાનો ગૌતમ સમાધિમાં મશગુલ થઇ ગએલો હતો. તે શેનું ધ્યાન કરતો હતો વારૂ? વ્યવહારની ખટપટ અને માયાફોડમાંથી ક્ષણભર પોતાનું મન છૂટું કરી,

તે નિરપેક્ષ પ્રેમસુખનો આસ્વાદ લેતો હતો. શુદ્ધોધનની દાસીઓએ ગૌતમને જોયો, અને તે ધ્યાનસ્થ બેઠો છે એ બધાને કહ્યું. તેને જોઇને શુદ્ધોધન રાજા અતિશય ચકિત થયો. આ છોકરો આટલી નાની વયમાં આટલો ધ્યાનસ્થ થઈ શકે છે, તો પછી આગળ જતાં એ શું કરશે? આ ધ્યાનશક્તિનો સાર્વભૌમ સત્તાધિકારી થવામાં તે ઉપયોગ કરશે શું?

શાક્ય રાજાઓ પોતે જો કે ખેતીવાડી કરવામાં બહુ મહેનત લેતા, તો પણ પોતાના છોકરાઓ ઉપર કામનો બોજો પડવા દેતા નહોતા. શ્રીમંત શાક્ય તરુણો માટે ત્રણ નિવાસો રહેતાઃ એક શિયાળામાં રહેવા માટે, બીજો ચોમાસામાં અને ત્રીજો ઉન્હાળામાં રહેવા માટે. ચોમાસાના ચાર મહિનામાં સંગીત અને નાચતમાશા સતત ચાલતા હતા. યોગ્ય સમયે લગ્ન થયા પછી ગૌતમની જુવાની પણ આવી જ મોજમાં પસાર થતી હતી. પરંતુ તેનો સ્વભાવ વિચારશીલ હોવાથી તેને આવા સુખમાં ચેન પડતું નહોતું. શાક્યોનું સ્વાતંત્ર્ય નષ્ટ થયું હતું, અને તેમના દેવદહના શાક્યો અને કપિલવસ્તુના શાક્યો, એવા બે વિભાગ થયા હતા. અને તેઓમાં રોહિણી નદીના પાણી માટે અને બીજી નાની મોટી બાબતોમાં ટંટા થતા હતા! ઠીક. પણ શાક્યોની બહારના ક્ષત્રિયો શું સુખી હતા કે? તેમની પાસે સૈન્ય અને સંપત્તિ ઘણાં હતાં ખરાં, પણ તે પોતપોતામાં લડાઇ કરી પોતાનો સંહાર કરતા હતા. એટલે કે પાણી સુકાઈ ગયેલા ખાળમાં જેમ માછીઓ જીવનને માટે તરફડે છે, તેમ આખી મનુષ્ય જાત એકબીજાના વિરોધથી અત્યંત તરફડતી હતી, અને આ જોઇ ગૌતમનું પ્રેમળ મન કંપિત થતું હશે.

ગૌતમ ભરજુવાનીમાં હતો, તો પણ ઘરડાં માણસોને જોઈ તેનો જુવાનીનો મદ નષ્ટ થયો હતો. રોગી માણસને જોઈ આરોગ્ય મદ અને મરેલા માણસને જોઈ જીવનનો મદ નષ્ટ થયો હતો. તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, 'સામાન્ય લોક, જુવાનીના, આરોગ્યના, અને જીવનના મદથી મસ્ત થઈ બીજાઓની અવજ્ઞા કરે છે, પણ મને મનુષ્ય પરિવર્તનશીલ છે, એ સ્પષ્ટ દેખાઇ આવે છે, અને તેથી હું બીજા લોકોની જેમ અવજ્ઞા કેવી રીતે કરી શકું? આજ સુધી દાસદાસી, ઘોડાગાડી, ઘરબાર અને સંપત્તિમાં ગુંચાઇ ગયેલો હતો. જો હું પોતે પણ જરાધર્મા, વ્યાધિધર્મા અને મરણધર્મા છું, તો પછી આ વસ્તુઓ શી રીતે નિત્ય હોઇ શકે? આ વસ્તુઓ મને સદાની સુખશાંતિ શી રીતે આપે?' એટલે કે બીજા માણસોનો ઘાત કરી પોતાનો અથવા પોતાના કુળનો વૈભવ વધારવો એ પણ ગૌતમને અત્યંત ઘાતક લાગ્યું જ. પણ મનુષ્ય જાતિમાં જીવનને માટે ચાલેલો ફોગટ તરફડાટ બંધ થવો જોઇએ, એવું પણ તેને લાગતું. મોજશોખ છોડી, બેસી રહેવાથી આ તરફડાટ બંધ થવાનો નથી, અને સર્વને તારવાનો સર્વસાધારણ માર્ગ શોધી કાઢયા સિવાય બીજો માર્ગ નથી, એવી તેના મનની પાકી ખાતરી થઈ હોવી જોઇએ.

આવા વિચારોમાં હતો, એ અરસામાં ગૌતમને એક પુત્ર થયો. તેનું નામ 'રાહુલ' રાખવામાં આવ્યું. જે બંધનો હતાં તેમાં વળી એક ઉમેરો થયો એમ ગૌતમને લાગ્યું. પણ પોતાની સમક્ષ ચાલતા જીવન માટેના કલહથી તેનું મન ઉદ્વિગ્ન થયું હોવાથી બીજાં બંધનો સાથે આ બંધન પણ તોડવું તેને કઠણ લાગ્યું નહિ. શુદ્ધોધન અને મહાપ્રજાપતીને કહ્યા વગર છન્ન નામના નોકરને સાથે લઈ ઘોડા ઉપર સ્વાર થઇ, તેને પોતાના મનપસંદ ઘરનો અને દેશનો ત્યાગ કર્યો, અને તે તરત જ 'આળાર કાલામ' નામના તપસ્વી પાસે આવ્યો, અને તેનો શિષ્ય થયો. આળાર કાલામે તેને યોગની સાત પાયરીઓ શિખવી, પણ તેટલાથી તેની તૃપ્તિ થઈ નહિ. આ માર્ગ સાર્વજનિક થઇ શકે નહિ, અને તે વડે મનુષ્ય જાતિનો ઉદ્ધાર થવાનો નથી, એવી તેની ખાત્રી થઇ તેથી તે કાલામનો પંથ છોડી, ઉદ્રક રામપુત્ર પાસે ગયો. તેણે બોધિસત્ત્વને યોગની વળી એક પાયરી શિખવી. તે ઉપરની પાયરી હતી તો પણ, કાલામના અને રામપુત્રના માર્ગમાં ગૌતમને વિશેષ ફરક દેખાઈ આવ્યો નહિ, અને તેનો પણ પંથ છોડી તે રાજગૃહમાં આવ્યો.

તેવામાં ભિક્ષાટણ માટે રાજમહેલ પાસેથી જતા ગૌતમને બિંબિસાર રાજાએ જોયો અને પોતાનો દૂત મોકલી, તે ક્યાં રહે છે એની ખાતરી કરાવી. ઉચ્ચ-નીચ કુટુંબોમાં મળેલું ભિક્ષાન્ન લઇ બોધિસત્ત્વ પાંડવ પર્વતની તળેટીએ આવ્યા, અને ત્યાં વાસ કર્યો. બિંબિસાર રાજાએ ત્યાં આવી, તેની મુલાકાત લીધી, અને પોતાની પાસે રહી સંપત્તિ ભોગવવાનો આગ્રહ કર્યો. પોતે સંપત્તિ માટે ભિક્ષુ થયો નથી, એમ કહી બિંબિ-

સાર રાજાની વિનંતિ તેણે માન્ય કરી નહિ, અને ફરતાં ફરતાં નિરંજલા નદીના કાંઠે આવી ત્યાંના રમણીય પ્રદેશમાં અઘોર તપશ્ચર્યા શરૂ કરી ઉપવાસ કર્યા, અને અનેક તરેહનું દેહકષ્ટ કર્યું. પણ ખરા ધર્મ માર્ગનો તેને બોધ થયો નહિ. પણ આ સ્થિતિમાં એક દિવસે પોતાના પિતાના ખેતરમાં નિરપેક્ષ પ્રેમમાં પોતે કેવો મગ્ન થયો હતો, તેનું તેને સ્મરણ થયું. અને તે પોતાને જ કહેવા લાગ્યો: " તે જ શું સંબોધનો ખરો માર્ગ નહિ હોય ? તે નિષ્પાપ સુખથી હું શા માટે બીઉં ? પણ તે સુખ આ રીતે દેહને કષ્ટ દઈ મેળવવું શકય છે શું ? "

તે દિવસથી ધીમેધીમે શરીરને આવશ્યક અન્ન ગ્રહણ કરવાની બોધિસત્ત્વે શરૂઆત કરી. દેહદંડથી તેને મોક્ષનો સરળ માર્ગ મળશે, એવી આશાથી બ્રાહ્મણ જાતિના પાંચ ભિક્ષુઓ તેની સેવા કરતા હતા. પણ અન્ન ગ્રહણ કરતાં વેંત ગૌતમ માર્ગભ્રષ્ટ થયો છે, એવી તેમની પકી ખાત્રી થઇ અને તેઓ તેને છોડી વારાણસી ચાલ્યા ગયા. અહીંઆ બોધિસત્ત્વે પોતાના મોક્ષ માર્ગની શોધ, તે જ રીતે આગળ ચલાવી.

વૈશાખ સુદ પૂર્ણિમાનો દિવસ હતો. તે દિવસે સુજાતા નામની એક જમીનદારની પુત્રીએ બોધિસત્ત્વને ઉત્તમ ભિક્ષા આપી, અને તે જ રાત્રે તેને સંબોધી માર્ગનો લાભ થયો. તે જે પિંપળાના ઝાડ નીચે બેઠા હતા, તે ઝાડ આજે હયાત નથી, પણ તેને સ્થાને બીજું પિંપળાનું ઝાડ છે. અને તેની પાસે જ પ્રસિદ્ધ બુદ્ધગયાનું મંદિર છે. આ સ્થાનને બૌદ્ધો જગતમાં અત્યંત પવિત્ર માને છે.

આજ પર્યંત ગૌતમ બોધિસત્ત્વ હતા. પણ હવે સંબોધી માર્ગનો લાભ થવાથી તે બુદ્ધ અથવા સંબુદ્ધ થયા. આ માર્ગ કોને શિખવવો એનો તે વિચાર કરવા લાગ્યા. તેના અત્યંત અધિકારી આળાર કાલામ અને ઉદ્રક રામપુત્ર એ બન્ને મરણ પામ્યાની તેમને ખબર પડી. તેથી તેમને પોતાની તપશ્ચર્યાના સમયે મદદ કરનારા પાંચ બ્રાહ્મણ ભિક્ષુને સૌથી પહેલો ઉપદેશ કરવાનો નિશ્ચય કર્યો. અને નિરંજલા નદીનો પ્રદેશ ( બુદ્ધગયા ) છોડી તે વારાણસીમાં આવ્યા. તે સમયે પંચવર્ગીય ભિક્ષુ ઋષિપત્તનમાં રહેતા હતા. સંબુદ્ધને દૂરથી જોઈ તેઓએ પોતપોતામાં એવો બેત કર્યો કે એને માટે એક આસન રાખવું, પરંતુ એનો બીજી કોઇ પણ રીતે આદરસત્કાર કરવો નહિ. પણ જ્યારે બુદ્ધ પાસે આવ્યા, ત્યારે તેમનો આ બેત ટકી શકયો નહિ. બધા ઉઠી ઉભા થઇ ગયા. એકે તેમનું પાત્રચીવર લીધું, બીજો પગ ધોવાને પાણી લાવ્યો, ત્રીજો બેસવા માટે પાટલો લાવ્યો. આ રીતે પોતાની ઇચ્છા વિરુદ્ધ, તેઓએ સંબુદ્ધનો આદરસત્કાર કર્યો.

હું સંબુદ્ધ થયો છું એવું બુદ્ધે તેઓને કહ્યું, પણ તેઓને તે સાચું લાગ્યું નહિ. તેઓએ કહ્યું: " તે જાતની તપશ્ચર્યાથી પણ તું સંબુદ્ધ થઈ શકયો નહિ. હવે દેહને હૃષ્ટપુષ્ટ કરી તું શી રીતે સંબુદ્ધ થઇ શકે ?" બુદ્ધે કહ્યું: " આની પૂર્વે સંબોધિ જ્ઞાન પ્રાપ્ત થયાની બડાઇ મેં કદિ પણ હાંકી છે ? હું જે કંઇ કહું તે જો તમે શાંતપણે સાંભળશો તો તમને આ માર્ગનો બોધ થશે. " ધીમે ધીમે તે પાંચેને બુદ્ધનો ઉપદેશ ગમ્યો અને તેના તેઓ શિષ્ય થયા. ચાતુર્માસ પૂરા થતાં, આ શિષ્યોને પોતાની સાથે લઇ બુદ્ધ રાજગૃહમાં આવ્યા. રસ્તામાં તેમણે પુષ્કળ શિષ્યો કર્યા. રાજગૃહમાં આવતાં બિંબિસાર રાજાએ તેમનું બહુમાન કરી, વેળુવન નામનો બાગ ઇનામમાં આપ્યો.

કોસળ દેશની રાજધાની શ્રાવસ્તીમાં સુદત્ત નામનો એક ધનવાન વેપારી રહેતો હતો. તે ગરીબોને અન્ન આપવામાં તત્પર હોવાથી તેને 'અનાથપિંડિક' કહેતા હતા. તેણે શ્રાવસ્તી પાસે જેતવન નામના બાગમાં બુદ્ધને માટે એક આરામ (વિહાર) બાંધ્યો. બૌદ્ધ સાહિત્યમાં આ અનાથપિંડિકનો આરામ અત્યંત પ્રસિદ્ધ છે, કારણ બુદ્ધ ભગવાને ત્યાં અનેક ચોમાસાં કરેલાં. બીજા પણ નાનાં મોટાં શહેરોમાં ધનવાન લોકોએ બૌદ્ધ સંઘ માટે આરામ બાંધ્યા હતા. પણ ચાતુર્માસ સિવાય બુદ્ધ ભગવાન આ આરામમાં કવચિત્ જ રહેતા હશે. ઉત્તર હિંદુસ્તાનમાં નદીનાળાં પુષ્કળ હોવાથી ચોમાસામાં પ્રવાસ કરવો કઠિન હતો, અને તેથી જ ચાતુર્માસમાં બુદ્ધ ભગવાન પોતાના સંઘની સાથે કયાંય પણ એક ઠેકાણે રહેતા. આ સમય પણ લોકકલ્યાણ કર્યા સિવાય પસાર થતો નહોતો. જે વિહારમાં બુદ્ધ ભગવાન ચાતુર્માસમાં રહે, તેની આસપાસના પ્રદેશમાંથી લોકો આવતા અને ધર્મશ્રવણ કરતા.

આજકાલ જેવી ફરતી શાળાઓ કે પુસ્તકાલયો હોય છે, તેવા જ પ્રકારની બુદ્ધે સ્થાપેલી સંઘની સંસ્થા

હતી. આ ભિક્ષુઓ આઠ મહિના દેશમાં ફરી ગામે ગામ લોકોને ઉપદેશ કરી ચોમાસાના ચાર મહિના એકાદ શહેરની કે મોટા ગામની પાસે વાસ કરી લોકોને ધર્મ શિક્ષણ દેતા. જ્યાં ભિક્ષુઓ માટે વિહાર નહોતા, ત્યાં ચોમાસામાં પૂરતી ઝુંપડીઓ બાંધી ઉપાસક લોકો તેમની વ્યવસ્થા કરતા હતા.

બુદ્ધ ભગવાન પ્હો ફાટતાં જ ઉઠતા. તે સમયે તે ધ્યાન કરતા કે વિહારની બ્હારની બાજુએ ચંક્રમણ (આમ તેમ શાંતિથી ફરવું) કરતા. સવારના પ્હોરમાં ભિક્ષા માટે ગામમાં જતા. ત્યાં કોઇ જે કંઇ પ્રશ્ન કરે તો તેને ઉત્તર દઇ ધર્મોપદેશ કરી સન્માર્ગે લગાડતા. ભિક્ષાપાત્રમાં રાંધેલા અન્નની જે ભિક્ષા એકત્ર થાય તે લઇ તે વિહારમાં પાછા આવતા હતા, અને મધ્યાહ્ન કાળ પહેલાં ભોજન કરતા હતા. ધર્મોપદેશમાં ગુંથાવાથી કે બીજા કોઇ પણ કારણથી ભિક્ષાટણને માટે મોડું થાય તો, તે મધ્યાહ્ન કાળ થયા પહેલાં રસ્તામાં એકાદા ઝાડ નીચે અથવા ધર્મશાળામાં બેસી ભોજન કરતા અને પછી વિહારમાં આવતા. ભોજન પછી થોડી વિશ્રાંતિ લઇ ધ્યાન કરતા, અને સંધ્યાકાળે ગૃહસ્થો કે ભિક્ષુઓને ઉપદેશ કરતા. રાત્રે ફરીથી ધ્યાન અને ચંક્રમણ કરતા. મધરાતના સુમારે જમણી બાજુએ જમણા પગ ઉપર ડાબો પગ મુકી અને ઓશીકે જમણો હાથ મુકી સુતા. આ પ્રકારના શયનને 'સિંહ શય્યા' કહે છે. જે સમયે તે પ્રવાસમાં જતા તે સમયે તેમની પાસે બહુધા ભિક્ષુઓનો મોટો સમુદાય રહેતો. જે ગામમાં મુકામ થાય તે ગામમાંથી નજીકના ગામમાં જઇ ત્યાં ભિક્ષાગ્રહણ કરી ત્યાં અથવા તેની આગળના ગામમાં તે રાત્રે મુકામ કરતા. જ્યાં વિહાર ન હોય, ત્યાં એકાદ બાગમાં રહેતા. પહેલેથી કોઇએ આમંત્રણ કર્યું હોય તો બીજે દિવસે મધ્યાહ્ન કાળ પ્હેલાં તેને ઘેર ભિક્ષા ગ્રહણ કરવા જતા. ભિક્ષુસંઘને આમંત્રણ કર્યું હોય તો બધા ભિક્ષુઓ તેમની સાથે જતા.

ગૌતમ બોધિસત્ત્વે ૨૯ વર્ષની ઉમ્મરે ગૃહત્યાગ કર્યો; ૬ વર્ષ સખ્ત તપશ્ચર્યા કરી ૩૫ મે વર્ષે બુદ્ધ પદની પ્રાપ્તિ કરી, અને ૪૫ વર્ષો સુધી લોકોદ્ધારને માટે થાક્યા વગર પરિશ્રમ કરી ૮૦ મા વર્ષે કુશિનારામાં તેમનું પરિનિર્વાણ થયું. એટલે કે પોતાના આયુષ્યના ૫૧ વર્ષો તેમણે મનુષ્ય જાતિના કલ્યાણ માટે પસાર કર્યા એમ કહેવામાં હરકત નથી. પોતાના એકના એક છોકરા-રાહુલ-ને ભિક્ષુ કર્યો. આ ઉપરથી પોતે શોધી કાઢેલો ધર્મમાર્ગ લોકોમાં ફેલાવી તેઓનું કલ્યાણ થાય, એ વિષેની તેમની ઉત્સુકતા સ્પષ્ટ દેખાઇ આવે છે. બીજા ઋષિઓ જંગલમાં રહી કેવળ પોતાના ઉદ્ધારનો માર્ગ શોધી કાઢતા હતા, પરંતુ બુદ્ધે પોતાનો જ નહિ, પણ અખિલ માનવ જાતિના ઉદ્ધારનો માર્ગ શોધી કાઢ્યો એટલે તેમને મહર્ષિ કહે છે.

ધર્માનંદ કોસંબી

# કવિતા શિક્ષણ*

૧

લખતાં લખતાં હાથ બેસે છે, કલ્પના અને લાગણી વાણીનું સાધન વાપરતાં શીખે છે, અને યદચ્છાએ ફણગો ફૂટી કલ્પાવેલી વિચારવૃક્ષને વળગે છે, તથા બંને સાથે સાથે એકબીજાને પોષતાં વધી ખીલે છે. આમાં મોટે ભાગે તો લેખક પોતે જ ગુરુ છે અને પોતે જ શિષ્ય છે. પોતે જ વિધાયક અને વિવેચક અને ભોક્તા ત્રણે છે. અને તોપણ ઉછરતા લેખકને તેના પ્રયાસના આરંભમાં તેની કૃતિઓના ગુણદોષ સકારણ તારવી દેખાડનાર મળી જાય, તો તેનો વિકાસ જલદી અને અંગાંગમાં પ્રમાણસર થવા સંભવ છે. જેમ જોડણી, શબ્દાર્થ, વ્યાકરણ, દલીલનું શાસ્ત્ર, છંદોનાં ગણિતિક માપ અને અલંકારોનાં બાહ્ય રૂપ શીખવી શકાય છે, તેમ ગદ્યપદ્યનાં વધારે ઉંચાં ઉંડાં અને સૂક્ષ્મ લક્ષણ પણ અમુક હદ સુધી શીખવી શકાય છે. જે દેશોમાં કેળવણી ઉંચામાં ઉંચા પગથિયા સુધી માદરી જબાંમાં અપાય છે, ત્યાં નિબંધ લેખન, પદ્યરચના, અલંકાર, ટુંકી વાર્તા નવલ નાટક કાવ્યાદિમાં વસ્તુસંકલના, શૈલી અને વિષયના સંવાદ વિસંવાદ, પાત્ર વસ્તુ અને વાતાવરણના સંબંધ, સાહિત્યનાં વિશિષ્ટ રૂપોનાં લક્ષણ, એ દરેક રૂપના ઐતિહાસિક ઉદયાસ્ત. આદિ ઘણું ઘણું સ્વભાષાની ઉત્તમ મધ્યમ કૃતિઓને દૃષ્ટાંત કે પદાર્થ પાઠની જગાએ રાખીને, અથવા શાસ્ત્રીય પૃથક્કરણના વિષય બનાવીને, સાથે સાથે શિખાઉને પોતાને મનોયત્નો આપી આપીને દરેક ન્હાનામોટા નિર્ણયના કારણોમાં ઉતરી ઉતરીને, શીખવવામાં આવે છે. આવું શિક્ષણ જ સાહિત્ય શિક્ષણનું ઉત્તમાંગ છે. આપણે ત્યાં આપણી ભાષાદ્વારા ઉંચું શિક્ષણ આપવાની શરુવાત હવે થતી આવે છે, તો આપણે ત્યાં પણ સાહિત્ય શિક્ષણનાં આ ઉંચાં અંગો ધીમે ધીમે ખીલ્યા વગર નહીં રહે. પરંતુ હાલ તો એમાંનું કંઇ જ છે નહીં. દરેક લેખક સાહિત્યના આંગણાંમાં પેસતાં ઉમરેથી ઠોકરો ખાય છે. ઘણાખરા એ ને એ ઠોકરો ખાય, અને જરામાં ત્યજી શકાય એવા દોષોથી ભરેલી બલ્કે એ દોષો વડેજ નિર્માયલી જેવી કૃતિઓ ઢગલા બંધ આપણાં વધતાં જતાં માસિકો અને ન્હાનાં મોટાં પુસ્તકોમાં ઉભરાય છે. લખાય છે વધારે અને વધારે, પરંતુ સારી, ફરી - ફરીને વાંચવા લાયક, અને ચિરંજીવી તેજસ્વી કૃતિઓનું પ્રમાણ વધતું જણાતું નથી. અનુવાદો અને અનુકૃતિઓમાં પણ મૂલની ખૂબી ક્યાં છે અને શી છે તે પકડવાની શક્તિ અને તે ગુજરાતીમાં ઉતારવાની શક્તિ વધતી જણાતી નથી. સાહિત્યક્ષેત્રના જુદા જુદા કિત્તામાંથી અત્યારે સૌથી માઠી સ્થિતિ કવિતાની જણાય છે. દોષોથી ખદબદતી અને નિઃસત્વ કવિતાઓ જેટલી—ચોમાસાના આરંભમાં પ્રકટ થતી ક્ષણજીવી જીવાત સમી—ઉભરાય છે, તેટલી અને તે પ્રમાણમાં બેડોળ અને ગંદી, આજનાં માસિકો આદિમાં ટુંકી વાર્તાઓ પણ ઉભરાતી નથી. વળી વિશેષ શોચનીય એ છે કે તે ને તે લેખક સારી ગણાય એવી તેમ સારી ન જ ગણી શકાય એવી કૃતિઓ લખે છે અને પ્રકટ કરે છે; જે ચોકખું બતાવી આપે છે, કે લેખકને પોતાને પોતાની ઘટનાઓમાં સારૂં શું અને ઉતરતું શું છે, તેની ચોકખી સમઝ ઓછી છે. કોઈ કોઈ સારી કૃતિ પ્રકટ કરી હોય, એવા લેખકો પણ બીજી કૃતિઓમાં અક્ષમ્ય દોષો રહેવા દે છે. કવિતામાં દોષો અને ગુણો કોને કહેવા, તેનું જાણે સર્વમાન્ય વા શાસ્ત્રીય ધોરણ હોય જ નહીં, એ જાતની અન-

* સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ ભાવનગર આગળ રજુ થએલો નિબંધ.

વસ્થા ચાલી રહેલી લાગે છે. બેશક, સાહિત્ય અને કલાની સૃષ્ટિમાં કવિતાનો પ્રદેશ કેટલાક મોટા અને ગંભીર મતભેદોનું માનીતું ક્ષેત્ર છે. એક પણ મોટો લેખક સંભારી શકાતો નથી, જેની દૃષ્ટિએ બીજા એવાજ મોટા લેખકમાં કેટલાક (પોતાને) અસહ્ય દોષો ન હોય: વાલ્મીકિ અને વ્યાસ, કાલિદાસ અને ભવભૂતિ, હોમર અને વર્જિલ. સોફોક્લીસ અને યુરીપિડીસ, હિરોડોટસ અને થ્યુસીડિડીસ. પ્લેટો અને એરિસ્ટોટલ, શેક્સપીયર અને સ્કૉટ, શેલિ અને બાઇરન, ડિકન્સ એને થેકરે, ટેનિસન અને બ્રાઉનિંગ, મોરિસ અને સ્વિન્બર્ગ, મિલ્ટન અને ડેન્ટી, ગ્–અ–થ અને હ્યૂગો, બાર્કલી અને શોપનહાવર, સ્પાઇનોઝા અને કૅન્ટ,—દિલચાહ્યુ તે જોડકું લ્યો અને વિચાર કરી જુવો. પરંતુ તેથી શું? જુદી જુદી જાતિ અને જુદી જુદી શૈલીઓના અકારણ અનુચિત ખીચડાને રુચિવૈવિધ્ય વા સિદ્ધાન્ત-ભેદની-ઢાલ રક્ષી શકતી નથી. સામાન્ય વિષય ઉપરની સામાન્ય કૃતિઓમાં આવી ઉંડી પર્યેષણાના બચાવ આગળ કરવા એ વિતંડાવાદજ. વળી ઘણા ઘણા દોષ કોઈ પણ દૃષ્ટિએ દોષજ ગણાય એવી શાસ્ત્રીય ચોકસાઈ તો કવિતાના પ્રદેશમાં યે છે. આ પ્રમાણે કવિતાના પ્રદેશમાં પણ ચર્ચા આરંભીશું અને ચલાવ્યે રાખીશું તો એકમતિની—સકારણ એકમતિની—આણ ઘણી છે એમ જોવામાં આવશે, અને તે વધારે જીવંત અને દૂરગામી થતી અનુભવાશે. આવી એકમતિ વિધાયક ચર્ચાનો આરંભ સમય 'પોતે જ' 'માગી' રહ્યો છે અને તેમાં બને તો સહાયભૂત થવું એ 'કર્તવ્યબુદ્ધિથી પ્રેરાઇને આ નિબંધ લખવામાં આવે છે. એમાં જે જે કૃતિઓના દાખલા ટાંકવામાં આવશે તેના તેના કર્તાઓની બધી કે બીજી કૃતિઓને માટે કાંઇ પણ સામાન્ય સમગ્ર અભિપ્રાય આપવાનો અગર તેમની અંગત ટીકા કરવાનો આશય છે જ નહીં. નમુનાઓના દોષ અને ગુણ બને બતાવીશ. તેમ દોષપ્રધાન નમુના જ નહીં લઉં. ગુણપ્રધાન નમુના પણ આપીશ. તથાપિ શુદ્ધ શાસ્ત્રીય પ્રયાસમાં ય આવાં લાંછન કલ્પીને તે છે જ એમ માની લેઈ અન્યને બતાવવા મથનારા કલહરસિક નારદજીઓનો તોટો હોતો નથી, એટલે પ્રસંગોપાત્ત આટલો ઇશારો કરવો પડે છે.

સુભાગ્યે *પહેલા ચાર દાખલા ટાંકું છું તેના કર્તાઓનાં નામ જાહેર છે નહીં અને જાહેર થવાનાં પણ નથી. દાખલો ૧ લો અને ૩ જો ઉછરતા લેખકોએ લખેલા છે. એમણે એ કરતાં સારી કવિતા લખેલી છે અને આગળ ઉપર વધારે સારી લખી શકે એવા છે. આ કૃતિઓ શિષ્યભાવે એમણે એક મિત્રને દેખાડી, તેણે તેમાંના દોષ બનાવી આપવાના હેતુથી દાખલો ૨ જો અને ૪ થો લખેલા છે. એ બે પણ સારી કવિતાના દાખલા નથી, મનોયત્ન માત્ર છે. મૂળ વિષયોને વળગીને અને ન છૂટકે જ કંઈ ઉમેરીને લખેલાં મનોયત્નો છે. ૧ લા દાખલામાંની નકામી વિગત ૨ જામાં છોડી દીધી છે, ૩ જાની પુનરુક્તિઓ ૪ થામાં છોડી દીધી છે. ૧ લો અને ૩ જો બને દાખલામાં પંક્તિઓ અસ્પષ્ટ છે, અને આખા વિષયની પણ ચોકખી છાપ ઉઠતી નથી, એ દોષ મનોયત્નોમાં નથી; ૪ થા દાખલાંમાં વિષયને સુગ્રથિત રૂપે અને ટુંકામાં મુકતાં સ્પષ્ટતા આવી છે. તો ૨ જામાં ધુમસ અને રણની ભ્રાંતિના દેખાવને તથા તે દૂર કરનાર સવિતાના કિરણને વર્ણવવામાં ઉચિત લંબાણ વડે, તથા જે બોધ પ્રાર્થના રૂપે એ કૃતિનું વક્તવ્ય છે તેની રેખા વિશેષ ઉપસાવવાથી સ્પષ્ટતા આવી છે. અને કર્તાઓએ પોતાની કૃતિઓ માટે પાડેલાં નામ પણ મનોયત્નોમાં સ્પષ્ટતાની ખાતર ફેરવી નાખ્યાં છે. આ દાખલાઓ ઉપર આથી વધારે સમય નહીં લઇએ. (૧) છંદ રચના: (૨) 'દૃષ્ટિ-ચંદ્રકિરણ'ને ઠેકાણે 'ત્વદક્ષિસુધા', 'દેહવન્ત વિભુનો' ને બદલે 'મૂર્તા વિભુપ્રણયની'; (૩) 'હાર્યો ન હું તદપિ, શાંતિ ન સ્હેજ છાંડી' જેવા વિષયને પ્રતિકૂલ અંશનો ત્યાગ; વગેરે અગત્યની પણ ઝીણી બાબતો ઉપર લંબાણ નહીં કરિયે. અને દાખલા ૨ અને ૪ ના દોષ-વિષયના પોતાના દોષ ન ગણિયે તથાપિ તેના કથનમાં રહેવા દીધેલા દોષ, અથવા 'ફૂલકોમલ દેહ' જેવો મૂલમાંનો અંશ નથી રાખ્યો એ પ્રકારનો દોષ,—એવું એવું પણ વાંચનારને જાતે જોવા ઉપર રાખીશું.

હાથ હજી બેઠો નથી ત્યાં સુધીની કૃતિઓમાં જે એક દોષ સામાન્ય રીતે આવે છે તે ઉપલા દાખલાઓમાં ખાસ ધ્યાન ખેંચતો નથી. નવા લેખકોની અસ્પષ્ટતા તેમના મગજમાં અનેક વિચારતંતુઓની ગુંચવણને લીધે, તેમના લખાણમાં આ કારણથી આવતા રૂપકખીચડાને લીધે અને ભિન્ન ભિન્ન દશાનાં સ્વપ્નોને લીધે થાય છે. દાખલા ૫ માની પહેલી જ લીટી તપાસો:—

* બધા દાખલા લેખની છેવટે આપ્યા છે.

અંધારે જ્યોતિરેખાશી વસેછે વ્યોમ દીપિકાઃ–
તું ગૃહદેવી છે, ઘરદીવી છે, ને એવી સુંદર છે કે ગૃહદીપિકા તો શું વ્યોમદીપિકા છે. અંધારે ઝગતા તારા જેવી છે. કર્તા કહેવા માગે છે આ: એ કહી શકે તો તે કથનમાં કવિત્વ પણ હોય કદાચ; પરંતુ વાંચનાર જાતે વપરાયલા શબ્દોના સૂચનો ઉપરથી વિચારનું જે પુરું રૂપ ઉપજાવે તેમાં કવિતા હોય એ પૂરતું નથી; વિચારને ઇષ્ટ અને યોગ્ય રૂપમાં શબ્દો કથે તો જ તે શબ્દોમાં વિચારમાં હોય તેટલી અને તેવી કવિતા ઉપલી પંક્તિના શબ્દો કર્તાના મગજમાં ચાર તંતુની ગુંચવણ રૂપે પડેલો વિચાર કહી શકે છે એમ ભાગ્યે મનાશે.

> બીજી લીટી જુઓ: જે દેવામાં ડુબો ચડયો હોય તેની
> પ્રથમ જરૂર શી છે ? માર્ગ દર્શનની ?
> બીજા શ્લોકની છેલ્લી બે લીટી લ્યોઃ—
> ઉરને ઉર "થકી" ગુંથું; વારુ; અને
>
> તે બીછાવું

અહીં 'તે' એટલે ? પોતાનું ઉર ? બ્હેનનું ઉર ? કે ગુંથેલું ઉરયુગલ ? વળી કયાં બીછાવવું છે ? બીછાવીને શું કરવું છે ? અથવા બીછાવું એ ઉપમાનાર્થ પાછળ અનુક્ત ઉપમેયાર્થ શો છે ? કર્તા વાત્સલ્યમુર્તિ કોને કહેવા માગે છે–પોતાના ઉરને, બ્હેનના ઉરને, ગુંથેલા ઉરયુગલને ? કે એ શબ્દ પ્રભુનું વિશેષણ છે ? અથવા તો આ ચારે વાત ખોટી હોઇ વાત્સલ્યમૂર્તિ એ સ્વર વ્યંજનોનું ઉચ્ચારણ કર્તાને કર્ણપ્રિય જણાતાં તે અહીં ગોઠવી દીધું છે કેવલ ? વારુ; નિર્ણયક જવાબ મળે ત્યાંસુધી આપણે આ લીટીના મધ્યમાં લટકતાં રહેવું પસંદ કરતા નથી. પરંતુ વાત્સલ્યમૂર્તિ પ્રભુને ચરણે કર્તા કયું ઉર ધરાવે છે અથવા તો પ્રભુને ચરણે કઇ વાત્સલ્યમૂર્તિ ધરાવે છે, એ કશુંજ આપણાથી કળાય એમ નથી. જેના મગજમાં ગુંચવણ તેની કવિતાં વાંચનારને મુંઝવણ.

આગળ ચાલિયે. 'દૃષ્ટિ સ્પર્શન' માં 'સ્પર્શન' કેવલ પાદપૂર્તિ નથી તો શું ઉમેરી આપે છે !

ભગિનીસ્નેહમાં, ભગિનીસ્નેહ દ્વારા પણ, પ્રભુદર્શન સુધી પ્હોંચાય એ વિચાર સાચો છે. ઉંચો છે, કથવા જેવો છે; એ કલાથી કહેવાય તો તે ઉક્તિ ઉંચી કવિતા બની રહે; પણ તેને માત્ર કથી નાખવામાં કવિતા નથી.

ચોથો શ્લોક મુકાબલે સારો છે. પણ 'ગૂઢ' એટલે શું તેનો વિચાર કર્તાને થયો હોત તો વધારે બંધ બેસતું વિશેષણ યોજી શકત. પાંચમો શ્લોક મ્હડિયાતો છે; પણ એમાં ય એક બે શબ્દ પૂરો વિચાર કર્યા વગર લખી નાખ્યા છે. એ શબ્દ કયા ? 'કંઇ' ? ના; ઓછી વત્તી ઉજાળે એ તો ઠીક કહ્યું છે. મ્હને વાંધા પડતો લાગે છે. 'સર્વ', અને તેથી ઓછા પ્રમાણમાં 'કુંળી'.

પછીના શ્લોકમાં કર્તા કહેવા માગે છે "સૌમાં પ્હેલી"; "પ્રથમ સૌ" નો એ અર્થ થઇ શકતો નથી. વળી આપણા જીવનમાંની છેક સામાન્ય બાબતની પાછળ આટલા શબ્દો અને "કવિતા!" વાપરવા, તો તે બાબત લડાવીને કે લલિત નવીનતાથી કહેવી જોઇએ.

પછીનો શ્લોક છે ત્યાં મૂકવામાં ક્રમભંગ છે. કવિના મનમાં વિષયનો જે સારબોધ છે તેનો એક અંશ આ શ્લોકમાં કહ્યો છે, તો તેનું યોગ્ય સ્થાન કૃતિના અંત આગળ છે.

આઠમો શ્લોક છઠ્ઠા કરતાં ઘણો સારો છે. કર્તાના મનમાં જે બ્હેન અને ચંદ્ર, બ્હેનનું ગાન અને ચાંદની, કાળી રાત્રી અને પોતાના મનમાંની ભુંડી ચિંતા, અને ચાંદની અને ચંદ્ર જેમ તેમ બ્હેન અને બ્હેનનું ગાન આવકારલાયક સંપૂર્ણ વિપર્યય શી શાંત મીઠી અમોઘ રીતે કરનારાં—એ પ્રમાણે વક્તવ્ય છે; જે ખરેજ સુંદર કવિતા છે; પરંતુ તેને માટે એમણે જે શબ્દો યોજ્યા છે, તેમાં એ સમજાય અને સુંદર લાગે એમ ઉતર્યું છે ખરું ?

પછીના શ્લોકોની તપાસણી વાંચનારને સોંપાશું. કર્તાએ પોતાના વિષય ઉપર વધારે મનન કરીને વિચારો, વર્ણન, ભાવ સારબોધનાં અંગોને અન્યોન્ય પોષક બની રહે એમ એકરૂપમાં યથાયોગ્ય ગોઠવીને લખ્યું હોત એટલે કે લખતાં લખતાં ઉત્તેજિત કલ્પનાના કીમિયા વડે એમ બની આવે ત્યાં સુધીની ધીરજ રાખી હોત અને તે પહેલાંજ સંતોષ માની

લીધો નહોત તો કૃતિ વધારે ટુંકી વા લાંબી અને વધારે સારી થાત એમાં શક નથી.

૬ઠ્ઠા દાખલામાં પણ લેખકને ક્યાં અટકવું તે ખબર નથી. ૬ ઠ્ઠી કડી વિષયના શીર્ષકમાં જ આવી જાય, અને કડી ૩,૪ અને ૫ થી કશો લાભ નથી. આ દાખલામાં બીજી ખામી 'Tone ટોન' એટલે પ્રમાણની છે. ટોન માટે આપણે, હું ધારૂં છું કે, રંગ માત્રા શબ્દ વાપરી શકીએ. વિષય કરુણ રસનો છે ખરો. પરંતુ તે ઘેરા રંગનો જોઈએ કે આછા ? વિષયનું સંપૂર્તિરૂપ અવયવ (Complimentary part) પણ લલિત રીતે અંદર લઇ લેઇએ તો કરુણરસ આછો બને છે, અને સાથે આલેખન વધારે સાચું બને છે, તે કર્તાએ લખેલી પ્હેલી બે કડીઓને દાખલામાં આપેલી નવી કડીઓ સાથે સરખાવતાં જણાશે.

આ સર્વ દાખલાઓમાં કર્તા સાચી ઉર્મિથી પ્રેરાયો છે, અને લખતાં લખતાં કંઈક વિચાર અને કલા ઉર્મિ સાથે ભળ્યાં છે. પૂરતાં વિચાર કલા ન આવી શક્યાં એ તેમની ખામી મોટી છે, પણ તેમની ખામી એ જ. પરંતુ કેટલીક વાર ઉર્મિ વિચાર કે પ્રસંગ કશા વગર કવિતા 'રચવી' એજ હેતુથી લખનાર આરંભે છે, અને રમ્ય લાગતો શબ્દરણત્કાર ઉપજાવે છે. આવી કૃતિઓ ગમે ત્યાં શરુ થાય, ગમે તેમ ચાલે, અને સાહિત્યનું એટલું સદ્‌ભાગ્ય જો ઘણુંખરું તો પૂરી થવા જ ન પામે ! દાખલો ૭ મો આ જાતની 'રચના'નો દાખલો ગણી શકાય. મોટા કવિઓની રચના પદ્ધતિવિશે જે કાંઇ વિશ્વસનીય નોંધાયું છે તે ઉપરથી જણાય છે, જે કેટલાકને હાલતાં ચાલતાં રાતને દિવસ કવિતાની લગની જ લાગી રહેતી. કંઇ પણ જુવે, વાંચે સાંભળે, મગજ જરા સળવળે ને બે કે ચાર પંક્તિ રચાઈ જાય, કોઇ કોઈ કવિ એવા પણ થઇ ગયા છે, જેઓ આવી પંક્તિઓ, ચિત્રકારો સ્કેચો (sketches) અને વૈજ્ઞાનિકો નમૂના સંગ્રહે છે તેમ, સંગ્રહી રાખે, અને પોતે જે કંઈ કૃતિ ખાસ ચાકપર ચડાવેલી હોય તેમાં આવા નમુના ઘટતા ફારફેર સાથે યોગ્ય સ્થલે ગોઠવી દે. મહાકવિઓને * માટે આ પદ્ધતિ ખોટી નથી. પ્રતિભા બધો વખત એકસરખી સ્ફુરતિ નથી, તે એની ન્હાનામાં ન્હાની લીલા આમ સંગ્રહી રાખવામાં વિનમ્રતા અને સદુપયોગની હાથોટી બને છે. વળી એ પણ યાદ રાખવાનું છે કે એઓ બેચાર આવા કકરાઓનો સદુપયોગ કરતા હશે, તો સોળસોને નાપાસ કરી કચરામાં વિસર્જન પણ કરતા હશે. પણ આપણે તો અહીં કવિપદ મેળવવાની ઇચ્છાથી પ્રેરાતા નવા સવા મહાકાંક્ષી લેખકોની વાત ચાલે છે. અને એવા ભાઇઓને સ્પષ્ટ સદાગ્રહથી સલાહ આપવી પ્રાપ્ત થાય છે, કે આવી પદ્ધતિ એમને માટે છેક જ ખોટી છે. સારા કવિઓ અને સારી કવિતા વાંચો, તેમાં ગુણ કયા અને શેમાં રહ્યા છે, અને શા કારણથી તે ગુણ ગણાય છે, એ સર્વ વિષયનું મનન કરો, જ્ઞાન ચોતરફ વધારો, સારૂં ગદ્ય લખવાનો મહાવરો પાડો, ભાષા શક્તિ મેળવો અને ખીલવો, એ માર્ગ જ આ વિષયમાં સાચા ભક્તનો રાજમાર્ગ છે. એમ કરતાં કરતાં પ્રેરણા જાગશે અને યોગ્ય વિષય જડશે અને ખીલવી શકશો, તો તમે પણ કવિ થશો, કેમ નહીં ? હાલના સમયના—કોઇ પણ સમયના—મોટા ગણાતા કવિ અને વિદ્વાન અને વિવેચક અનુદાર અને મત્સરી પણ હશે; ભલે રહ્યા ! પ્રતિભા તો ઇશ્વરના આત્મમન્દિરનો કિરણ છે. ત્હમારી કોઇ કોઇ કૃતિમાં એ જરા પણ ચમકશે, તો ઝમાનો અને ઝમાનાના આગવા ઝખ મારે છે. તમે પોતે તમારી કૃતિઓના નિખાલસ અને ઉંડામાં ઉંડા ટીકાકાર બનો, ત્હમને જે દોષ જણાય તે બીજાઓ ગુણ ગણે તોપણ દોષ જ ગણો, અને તે સુધારી સુધારીને આપબળે જાતિપ્રયાસે ઉંચા ચ્હડો. સાહિત્ય ગિરિરાજનો ચ્હડાવ આ રીતે જ ચ્હડવાનો છે; ભાષામાતા ત્હમને કેડે બેસાડીને ચ્હડાવવાની નથી.

---

* અમારા ભરૂચાઓના ધીરજકાકા વળી જુદી જાતના કવિ હતા, ખારી, ખાંટો જેડો, જાડી બંગિયણ, દુધાધરી દાળ, ઇરકી ભીયાંવટાં, અમદાવાદી બગલા, સુરતી લવંગિયા, ભાગ્યેરાઇ તોર, ચરણાઓની અરસિકતા, સાહેબોના કાચા કાન, આદિ ચાહો તે ભૂલોક તરંગલોકના વિષય ઉપર એમના વાક્ચાતુર્યની ધારા ચોટવાળા છંદોમાં ઉડતી. આપણે કૃત્રિમ મધપુડા ખરીદીને તેને ગમે તે સ્થળે ગમે તે ઋતુમાં માંડી તેમાં ગધમાખ વસાવીને યથેચ્છ મધ મેળવી શકિએ કિએ અમુક જાણીતી મર્યાદાઓની અંદર. ધીરજકાકાનું ચિત્તતંત્ર આવો બનાવટી મધપુડો હતું. નવી કેળવણીએ આવા શીઘ્રકવિઓની વેલ જડમૂળથી ઉખેડી નાખી છે, તેમાં કવિતાને હાનિ થઇ નથી; ચાર ઘડીના મિજલસી વિનોદને મોટી ખોટ ગઇ છે.

૨

હવે અનુવાદો જોઇએ. સારા એટલે કે મૂળની ખૂબી ઝીલેલી હોય અને સાથે ગુજરાતી સ્વતંત્ર લખાણના ગુણ પણ હોય એવા અનુવાદો જેમ વધારે થાય તેમ ભાષાસમૃદ્ધિ વધે છે, ભાષાની શક્તિ પણ ખીલે છે, જિજ્ઞાસુને મૂળ ભાષા શીખે તો જ અમુક કૃતિના રસ જ્ઞાન ભાવના પ્રાપ્ત થાય એ પ્રકારની પરવશતા ઘટે છે, દેશની સંસ્કૃતિમાં નવા તંતુ વણાતા આવે છે. સારા અનુવાદ લખવા એ નથી સહેલું કામ ને નથી હલકું. દરેક ભાષાના ઇતિહાસમાં અનુવાદના યુગ-યુગો આવે છે અને આવવા જ જોઇએ. કોઈ પ્રજામાં પ્રતિભાનો ફાલ પુષ્કળ આવે અને તેનું સાહિત્ય એકદમ નવો પ્રકાશ પ્રસારે, કે તેનાં કિરણ વત્તાઓછા પ્રમાણમાં દરેક ખેડાયલી ભાષા અને સજીવન પ્રજા ઝીલે છે જ. વધારે સમૃદ્ધ સજીવન અને ખેડાયલાં હોય તેમનામાં જિજ્ઞાસા અને તે તૃપ્ત કરવાની શક્તિ બંને સારાં વિકસેલાં હોય,

દેશર ખબરદાર અને 'પાગલ' અને મેઘાણીના જેવું રૂઢ ગુજરાતી લખતાં થાય, તો જ તેમને વાહન તરીકે વાપરીને ગુજરાતીમાં ઉર્દૂ વગેરેનું બલ કંઇ યે આવી શકે; આ લાભ મેળવવાને માટે બીજો એટલો સંભવિત માર્ગ અત્યારે તો દેખાતો નથી. ફ્રેંચ, જર્મન, લેટીન, અને ગ્રીક એ યુરોપીય ભાષાઓ અને સાહિત્યોમાં બલ આપણને પણ મળતાં થાય, એવી ઇચ્છા મ્હારા જેવા વિદ્યાભક્તને તો થાય, પરંતુ હાલ તુરતમાં તો એવી ઇચ્છા સ્વપ્નપ્રદેશમાંની ઇચ્છા જેવી લાગે છે. ફ્રેંચ અને લેટીનમાં ઉંચી ડિગ્રી (degree) મેળવેલા એવા ગુજરાતી પદવીધરો ગુજરાતમાં છેક નથી એમ નથી, પરંતુ ગુજરાતી લખતાં જ શીખેલા ન હોય એવા ગુજરાતીને બીજી ભાષા-ભાષાઓનું ગમે તેવું જ્ઞાન પ્રાપ્ત થયું હોય તેનો લાભ તેઓ બીજાને આપવા અસમર્થ છે.

સ્થાન છે,' એ તરજુમા છે અનુવાદ નથી, એટલે કે એમાં શબ્દે શબ્દને વળગી રહેવાયું છે. આ પાંચે સ્થલે રા. રામચંદ્રનો અનુવાદ ન્હડે છે, તો એમાં Ages pass and still એ ટુંકાવી નાખ્યું છે, 'અવિરમ' શબ્દ વાપર્યો છે તેને ગુજરાતી શબ્દ ભાગ્યે ગણી શકાય, અને

**'તે દ્વારે નિત નવલા સુરવર તેં ગાયા કઇં છંદ'**
એ પંક્તિ નબળી છે. બેશક, રા. રામચંદ્રની કૃતિ સંગીતદષ્ટિએ પણ સારી હોવાથી વધારે અસરકારક છે, અને તેથી જ, છેલ્લી કડીનો ભાવ મૂલના જેવી સચોટતાથી કર્તા નથી કથી શકયા તે વધારે ખૂંચે છે.

ઇંગ્રેજી ગીતાંજલિના બીજા બે અનુવાદ પણ જાણીતા છે, અને હવે પછીના ત્રણ દાખલા નમૂનાઓમાં ઉતાર્યા વગર જોઇશું, તેમાં એ ચારે અનુવાદનો મુકાબલો કરીશું.

ગીતાંજલિના ૬ ઠા પદમાં

Honour it with a touch of pain from thy hand and pluck it,

એ નાજુક વિચારના અનુવાદમાં આપણા બંને કર્તા તેમ સ્વ. કનુબ્હેન પણ હાર્યા છે; વળી છેલ્લામાં 'કરકમલ,' તો રા. રા. મણિભાઇ હરીભાઇ દેસાઇના અનુવાદમાં 'પવિત્ર હસ્ત,' એમ ખોટું ઉમેરીને લખ્યું છે.

૧૦ મા પદનો રા. રામચંદ્રનો અનુવાદ નકામો છે. The poorest and the lowliest and the lost જેમ ઇંગ્રેજીમાં દરેક કડીમાં આવે છે, તેમ અનુવાદમાં ય તે ને તે શબ્દો ફરી ફરીને આવવા જોઇએ; એક ને એક બિંદુએ ઘા ફરી ફરીને પડવાથી જે અસર થાય તે ઇષ્ટ હોવાથી. રા. મણિભાઇને શબ્દવૈવિધ્યમાં જ સદાય કલા વસતી લાગે છે. વળી પ્રથમ વાકયનો અર્થ એમણે ખોટો કર્યો છે તો સ્વ. કનુબ્હેને છેલ્લાં વાકયનો ખોટો કર્યો છે. પણ એકંદરે મૂલની કંઈ યે છાયા એમના અને સ્વ. નંદકુંવરબાના અનુવાદોમાં છે.

એક વધારે દાખલો જોઇએ; ૩૫ મું–અતલ વિચાર ગાંભીર્યનું–૫૬. પદ્ય અને ગદ્યનો અપ્રમેય તફાવત ખ્યાનમાં રાખિયે તો રાણીશ્રી નંદકુંવરબાનો રવીન્દ્રનાથ ઠાકુરના આ શ્રેષ્ઠ પદ્યોમાંના એકનો અનુવાદ, આરસી જેમ બધી જ રેખા ઝીલે એવો, સર્વાંગશુદ્ધ છે. અમર પદ્યરચનામાં જે શબ્દે શબ્દની અચલતા હોય છે, તે અપદ્યાગદ્ય કે ગદ્યમાં સંભવે નહીં, એટલે બીજા ગદ્ય અનુવાદો એવા ને એવા સારા, જો કે જુદા શબ્દોમાં, સંભવે ખરા, એટલી જ એમાં ઉણપ છે. સ્વ. કનુબ્હેનનો અનુવાદ નબળો છે. રા. મણિભાઇ અને રા. રામચંદ્રના અનુવાદ એટલા નિષ્ફળ નથી લાગતા.

આ સવ દાખલાઓનું ઝીણું નિરીક્ષણ જિજ્ઞાસુને સોંપી, હવે આપણે શ્રીમદ્ભગવદ્ગીતાના આપણા બે જાણીતા અનુવાદ ખોલિયે. ગટુલાલજીના અનુવાદને નમૂનાપટમાં ગ સંજ્ઞા આપી છે. રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિના અનુવાદને ન્હા સંજ્ઞા આપી છે.

**कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत्**

એ શ્લોકાર્ધના બંનેના અનુવાદ દુષ્ટ છે. (દાખલા ૧૦ અને ૧૧). ગટુલાલ કૃપાવિષ્ટ, વિષીદન્, અને પરા ત્રણેમાં હાર્યા છે. ન્હાનાલાલે પરાનો અર્થ પરમ કર્યો છે, જે ન ચાલે, પરમનું પરમ્ કરી નાખ્યું છે, જે ન ચાલે, કૃપા શબ્દ એ ને એ રાખ્યો છે, જે પણ ન ચાલે, કેમકે ગુજરાતીમાં એ શબ્દનો આપણે જે સામાન્ય અથ કરિયે છિયે, તે એ શબ્દનો અર્થ અહીં પૂરતો ન ગણાય; વળી આવિષ્ટને માટે ભર્યો પણ ન ચાલે. પરંતુ આમ એક જ લીટીને પકડવી અને તે ઉપર શિકારી પ્રાણીની ક્રૂર રમત રમવી, એ પદ્ધતિ સારી નથી. એ આખો વિભાગ જોઇએ.

એ વિભાગના બંને અનુવાદ સાથે સાથે વાંચી જતાં સરખામણી કાર્યની એક નવી મુશ્કેલી દેખા દે છે. ગની ભાષા મુકાબલે જૂની છે, ઓછી ખીલેલી છે; ન્હાના એટલે કે આપણા સમયની ભાષાના જેટલી છૂટ અને પ્રવાહીપણું એમાં નથી. ગ અંત્યાનુપ્રાસ આવશ્યક ગણે છે, એ વગરના અનુષ્ટુપ ગુજરાતીમાં કોઇ વાંચશે જ નહીં એવી માન્યતા જે દાયકામાં ખોટી ન હતી, તે દાયકામાં એમણે અનુવાદ લખ્યો છે, અને અંત્યાનુપ્રાસથી ભગવદ્ગીતા જેવા વિષયમાં લાભ કવચિત જ, ઘણે ભાગે તો એ બંધન જ નીવડે છે. ગ અંત્ય લઘુવાળી પંક્તિઓ પણ ન છૂટકે જ રહેવા દે છે.

વ્યાકરણ અને વાક્યરચના જુવો; હુણ્ણે જેવું રૂપ, **રહ્યામા-ન-થનારને જેવો સમાસ, ય, યે, ઓ શબ્દ, શું શબ્દના किं फलम्, कस्मात्**, વગેરે અર્થમાં વિકારી અવિકારી બંને રૂપમાં યથેચ્છ પ્રયોગ, વિભક્તિ પ્રત્યયોનો છૂટથી લોપ, ક્રિયાપદનાં સર્વભેદ અને પ્રેરકભેદનાં રૂપ, વગેરે વગેરેના લાભ ન્હાનેં મળે છે. સામાન્ય વાંચનારાનાં પણ સંસ્કૃત શબ્દોનાં જ્ઞાન અને પરિચય વધ્યાં, તેનો ય એમને લાભ મળે છે. વળી એની પદ્ધતિ પણ જૂની છે. એ દરેક શબ્દને, દરેક વિભક્તિને, દરેક રૂપને વળગી રહે છે. કૃષ્ણનું જે ઠેકાણે જે નામ આવે છે તે જ તેમને વાપરવું છે. જે જે સ્થળે નામ આવે છે તે દરેક સ્થલે અનુવાદમાં પણ એમને એ જોઇએ—કેમ જાણે, પાઠ કરતાં કરતાં વાંચનારને જેટલી વાર એ મહિમાવંતુ નામ આવી જાય તેટલું નગદ પુણ્ય પ્રાપ્ત થાય! વળી એને અનુવાદ કરવો છે પંક્તિએ પંક્તિએ; આખું વાક્ય, આખો પ્રસંગ ગુજરાતીમાં વધારે સારાં ઉતારાય માટે કંઇક જતું કરવું પડે તે જતું કરિયે, કંઇક કાંપિયે, કંઇ લંબાવીયે, કંઇ પુનરુક્તિઓ છાંડી નાખિયે, જરા જરાં જ: અને એ પ્રમાણે સમગ્ર સિદ્ધિ વિશેષ મેળવિયે તો શબ્દશુદ્ધિ કોઇ કોઇ બિંદુએ ભલે ચૌદ આના જ આવે,—આ એમનો આદર્શ જ નહીં. સમશ્લોકીપણામાં પણ અપવાદ નામે એમને અગ્રાહ્ય; એવા એવા વિચાર જ એમના રૂઢિજડ મગજમાં અસ્થાને. કેટલા શ્લોકમાં ઉપજાતિ ખીલી આવે છે, અને ક્રમભંગ પણ રસપોષક અસરકારક બની શકે તથા ઉક્તિનો અંત દર્શાવે છે એટલો તો ઉચિત છે, એવી કશી ફીણવટ આપણા શાસ્ત્રીઓની કક્ષામાં ન મળે.

ભાષા અને સાહિત્યની ખીલવટ આવા મહત્વના લાભ અમુક સમયે લેખકને આપે છે, તે સાથે વત્તાઓછા ગેરલાભ પણ જોડાયા હોય છે. છૂટ અને અતિછૂટ વચ્ચેની સીમા કોઇ કાળે કોઇ વિષયમાં દૃઢ હોતી નથી. છૂટનો ઉપભોગ લેનારા અસાધારણ સંયમી ન હોય તો અતિછૂટમાં ય જઈ પડે. આ ટુંકા નમુનામાં પણ એક ઝીણો દાખલો મળી આવે છેઃ—

જાણે કે મનડું ભમે

વક્તા અર્જુન છે તથાપિ તેના મુખમાં પોતાના મનને માટે મનડું શબ્દ મુકતાં રા. ન્હાનાલાલને સંકોચ ન લાગ્યો. ન લાગે. ન્હાનાલાલ, લલિત, અને એમના જેવાઓને ન લાગે! ભાર હું ઉપર જ પડે છે, એ વળી આ પાદની વિશેષ ખૂબી!

આરિક વિગતો જવા જ દઇએ. રા. ન્હાનાલાલનો અનુવાદ વધારે પ્રેરણી છે. ભાષા વધારે પ્રવાહી અને સમૃદ્ધ બની છે, પદ્ધતિ વધારે ઉદાર અને પુખ્ત બની છે, તેનો લાભ એમને મળ્યો છે. યુગેયુગે અને કેટલીક વાર તો દાયકે દાયકે શિષ્ટ સાહિત્ય કૃતિઓનાં નવા નવા અનુવાદ થાય છે અને થવા જોઇએ, તેનો એક ખુલાસો આ પ્રકારનો છે. સંસ્કૃત ભાષા અને ઉપનિષદની ફિલસુફીનો સારો વિદ્વાન હોય, તેમ ગુજરાતી ભાષા અને પદ્યરચના ઉપર હાથ બેઠો હોય, તથા રા. ન્હાનાલાલને પ્રિય અતિછૂટમાં સરી ન પડે એટલો સંયમી હોય, એવા લેખકને હાથે ભગવદ્‌ગીતાનો નવા જીવંત અનુવાદ થવાની ખરેખરી જરૂર છે.

પણ પ્રાચીન ઉપનિષદો અને પુરાણોના પ્રાચીન ભાગના અનુવાદ મુકાબલે સહેલા છે; તેમ તેમનામાંથી સાહિત્ય લગની ચર્ચા માટે વિશેષ મળે એમ હોતું નથી. હવે જરા ઉંચુ નિશાન તાકિયે. અનુવાદચર્ચાના છેલ્લા નમુના તરીકે કાલિદાસ વિરચિત વિક્રમોર્વશીય નાટકના રા. રા. કેશવ હર્ષદ ધ્રુવ અને સ્વ. કિલાભાઈ ઘનશ્યામ ભટ્ટ એ પંડિતોના જાણીના અનુવાદોમાંથી પાંચમા અંકના શ્લોક સરખાવી જોઇએ. પહેલા માટે કે અને બીજા માટે કિ સંજ્ઞા રાખીશું. સ્થલ અને સમય પૂરતાં ન હોવાથી પ્હેલા દશ શ્લોક જ લઇશું. ( નમુનો ૬, દાખલા ૧૨ અને ૧૩ ) આ બે દાખલા પ્રથમ પદ્યરચનાદૃષ્ટિએ, પછી ભાષાદૃષ્ટિએ, અને ત્યાંથી આગળ વધીને અર્થની દૃષ્ટિએ તપાસિયે. સાથે સાથે મેં પણ દશમાંથી આઠ શ્લોકના અનુવાદ નમુના ૬માં ત્રીજી હારમાં મુક્યા છે (ગ), માત્ર શીખાઉની સેવા કરવાના હેતુથી, તે ઉપર નજર જશે.

હું સળંગ પદ્યરચનાનું કુદરતી પ્રવાહીપણું માગું છું તે સૌ જાણે છે. પરંતુ મ્હારી માગણી કુદરતી પ્રવાહીપણાની છે. વિચાર-ભાવને વળે વળે પદ્ય તેવોને તેટલો જ વળી ખાઇ શકે એનું નામ કુદરતી પ્રવાહીપણું. શરીર એક ગમ જાય અને સીંચણ બીજી ગમ, એને સ્મરત ગણિયે તો ભલે. પરંતુ એમાં અંગ અને વા

નનો મેળ તો જવલ્લેજ રહે. સામાન્ય રીતે તૂટવાનો સંભવ એવી સ્થિતિઓમાં પણ કસરતી હોય તે મેળ રાખી શકે છે; માટે જ સર્કસોમાં તેનાં એવાં વિધાનો તાળીઓથી વધાવવામાં આવે છે. પણ એવી ચેષ્ટાઓને હાલતાં ચાલતાં સાધવા મથે વા સાધવાની ભલામણ કરે, તેનું નામ શાસ્ત્ર નહીં પણ મૂર્ખાઈ; એ કલા નથી અપકલા છે. સંસ્કૃત નાટકોના અનુવાદોમાં તો ડગલે ડગલે એક એક જ પદ્ય રચવાનું, તેમાં આ સળંગ પદ્યરચનાના મોટા અને જુદા ધોરણનો આશ્રય ના ચાલેઃ પદ્યના લયમાં વિચાર બરાબર ગોઠવાયો હોય, અને એમ પૂર્ણ અસરકારકતાથી કથાયો–કવાયો હોય, એ જ એ પદ્યમાં ગુણ. પૂર્વાર્ધમાંથી ઉભરાઈને વિચારનો કોઈ કણ ઉત્તરાર્ધમાં જગા લે, તે આવા સંજોગોમાં દોષ; ગમે તેવો ઝીણો તોપણ દોષ. આ દૃષ્ટિએ કેના શ્લોક ૧,૨, અને ૮ કિના શ્લોકો જોડે સરખાવોઃ એ શ્લોકોમાં કિની પદ્યરચના ચ્હડે.

લઘુગુરુની બાબત જુવો. કેટલેક ઠેકાણે સારામાં સારા પદ્યકારો પણ યથેચ્છફેરફાર કરે છે; સૌથી ઓછી છૂટ લેનાર, સૌથી કડક ધોરણ પાળનાર આપણા ઝમાનામાં, મ્હારી જાણ પ્રમાણે, સ્વ, મણિશંકર ભટ્ટ હતા. પણ—

**ચંળવીચળ** (કે ૯)! **અનિ ંતિ** (કે ૮.)! બીજા કોઈના લખાણમાં હોય તો એ પોતે જ ન કહે ખરું કે પદ્યનું અને ભાષાનું ખૂન થાય છે!

'વર્ણસગાઈ' જુવો. 'શુન્યનું છાગુ" (કે ૩) અને **'થારી ધરાય નહિ ધીરજ'** (કિ. ૯) સુંદર છે. **'અનિ' તિ કાંતિ વળી'** (કે ૮) **'એ મુજપિતા હું સુત એનો** (કિ ૧૦) **'રાજે રેણુ અરુણો** (કે ૪), **'તેણે કરિને મણિએ** (કે ૫)—જાણે ઢોલક વાગી! કેટલાકને આવી રચનાઓ પ્રિય લાગે છે. યોગ્ય પ્રસંગે સૌને પ્રિય લાગે. પણ કર્ણપ્રિયતાનો વિષય રુચિ રુચિ પ્રમાણેના મતભેદનો છે, એ સદા યાદ રાખવાનું છે. ચાર આઠ કાનની સત્તા તળે આપણી ગુજરાતી પદ્યપ્રવૃત્તિ આવી જશે તે તે દરેક સમયમાં એ પદ્યપ્રવૃત્તિ નિર્જીવ જ હોવાની. ગમે તેવા સર્વમાન્ય લેખકને પણ આવી બાબતમાં પોતાનો જ ડંકો પૂરે એવી હઠ કરવાનો હક્ક નથી. દરેકે પોતાનો ખરો મત સ્પષ્ટતા અને મીઠાશથી જણાવવો અને વાત જતી કરવી.

આર્યાગીતિ આદિના માપનો વિષય અહીં જાણીને છોડેલો રાખ્યો છે. આ મોટા અને સૂક્ષ્મ પણ સાથે રસિક વિષયમાં જેને જિજ્ઞાસા હોય તેને રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાએ આખું પિંગલ સાહિત્ય મથીને વસન્ત માસિકના કેટલાક અંકોમાં થોડાં વર્ષ ઉપર એક વિદ્વાન અને દાખલાઓની ચર્ચાથી ભરેલો નિબંધ પ્રકટ કરેલો છે, તે ધ્યાનપૂર્વક ભણી જવા ભલામણ કરું છું. મેં એમાંથી જે સારબોધ ગ્રહણ કર્યો તે મેં તે પછી તુરત વસન્તમાં જ એક ટૂંકા લેખ દ્વારા અને અભિજ્ઞાન શકુંતલા નાટકના મ્હારા અનુવાદમાંની આર્યાગીતિ આદિના દાખલા સાથે પ્રકટ કરેલો છે. હું પોતે પદ્યરચનામાં ઘણી છૂટ લઉં છું, કવિતા નિયમોને માટે નથી, નિયમો કવિતાને માટે જ હોઇ શકે એ સૂત્રનો યાવદાયુ હિમાયતી છું, ગુજરાતી પદ્યરચનાને ચોતરફ ખીલવવા યથામતિ મથું છું. તથા કાલિદાસની જ વાણી આ વિષયમાં ધરાવીને કહું છું જેઃ—

पुराण मित्येव न साधु सर्वं
न चापि वृत्तं नवमित्यवद्यं ।
संतः परीक्ष्यान्यतरद्भजन्ते
मूढः परप्रत्ययनेयबुद्धिः ॥

પ્રાચીન પ્રાચીન ન સાધુ તેથી,
નવીન હો વૃત્ત ન નિંદ્ય તેથી;
જાને જુવે છે કસ કોઈ સંત
ચીલે વહે ભાખ્યું ભણે અનંત.

અને તો પણ પ્રથમથી જ સ્વીકારું પણ છું, જે "સંસ્કૃતિના સૈકાઓથી રૂઢ થઈ ગયેલાં રૂપોમાં સુધારો કરવાનું કામ, સંસાર સુધારાના કામ જેટલુંજ, રાજકીય કે આર્થિક સુધારાના કરતા વધારે દુર્ઘટ છે. દલીલો અને શાસ્ત્રીય ચર્ચા માત્ર આપણા બુદ્ધિ આચરણની સપાટીને સ્પર્શી રહે. લાગણીઓ, રસેંદ્રિયો, ભાવનાઓ જેમ જેમ બદલાય અને ફરતી આવે તેમ તેમ જ આવા સુધારા થઇ શકે."* સ્વ–પ્રત્યયમાં વિશ્વાસ જેનો હાથ પદ્ય રચનામાં બેઠો હોય અને ભાષાને ઘડતાં ઘડતાં ઘડાયો હોય તેવાને છાજે. વળી એવા આત્મવિશ્વાસુએ પણ જાહેર ટીકા અને શિક્ષણના સાહસમાં ઝંપલાવતાં ઘણું ઘણું સમાલવું પડે. વિચારશુદ્ધિ, પદશુદ્ધિ, પદ

---

* ભાષકારમાં 'શબ્દ (સંયોગ) પદનો નિબંધ ૫ (૨૪)

લાલિત્ય, અને સંગીત એ ચારેની બાજુ વિષય અને કૃતિના ઢૉળ પ્રમાણે સમાલવી પડે; કવિતાવિકાસ, પદ્યવિકાસ, આદિની ઐતિહાસિક દષ્ટિ કેળવવી પડે; અને છક્કડ મારે તે છક્કડ ખાય પણ, એ ન્યાયે આવી પડતી સર્વે અવસ્થામાં પોતાની જવાબદારી તલના તેત્રીશમા ભાગ સુધી સમઝવી પડે. અને વળી સુજનતા તો પાજ્યેજ છૂટકો. અર્થના અનર્થ કરે, રીસામણાં મનામણાં કરે વા માગે, તોબરો તાણે, ગાળ દઇ બેસે, એક મારું ઉહું–એ કોઇનો આશ્રય લે, તે ગમે તેવા મોટા સાક્ષર હોય તથાપિ આ સર્વના સમાન હક્કના અને જાહેર ચર્ચા વડે લોકમત કેળવીને સત્ય પ્રચારણ કરવાના પ્રજાશાસક ઝમાનામાં, તેમનું વક્તવ્ય મુદ્દે સાચું હોય તથાપિ ન ગે સંભળાય.

માટે જે વર્ગને ખાસ ધ્યાનમાં રાખીને આ નિબંધ લખું છું તે ઉછરતા લેખકોને સ્પષ્ટ જણાવીશ કે–ભાઇઓ, ત્હમે પદ્યરચનામાં એકદમ મ્હારી કે રા. ન્હાનાલાલની કે રા. ખબરદારની નકલ કરવા ન જશો. અમારે પગથિયે ચ્હડતાં હજી ત્હમને વાર છે. . ગ ત્હમે રૂઢ નિયમો પાળી પાળીને હાથ બેસાડો. ે નિયમો પાળતાં પાળતાં એ નિયમો પાછળનાં સત્વની ઝાંખી કરતા થાઓ. પર–પ્રત્યયને ડગલે ડગલે પૂરા વિશ્વાસથી અનન્ય વફાદારીથી ચાલનારની ચટતામાં જ પારંગત થાઓ. એમ કરતાં કરતાં ત્હમારૂં પોતાનું નેત્ર ઉઘડશે, ત્હમારો પોતાનો કાન સૂક્ષ્મતર થશે. આ પ્રમાણે સ્વતંત્રતાને યોગ્ય થયા પછી સ્વતંત્રતા લેવા માંડજો. અમારે પ્હેલ કહાડી નવી પગથી પાડવાની પાળી માથે પડી, તે અમે ઝંપલાવ્યું, અને અમારૂં તો ગમે તે થયું; ત્હમને અમારા અભૂતપૂર્વ અનુભવમાંથી ઉગારવાની અને ત્હમારી પ્રગતિ સમતોલ થાય અને વધુ ફલદાયી નીવડે એવી હિતબુદ્ધિથી આ સલાહ આપવામાં આવે છે. અમે મોટા ત્હમે અમારૂં કર્યું કરવા જનાર કોણ–એવી ફેકિયતથી આમ નથી લખાતું,–એ ત્હમારાથી માની શકાય તો માનજો, અને સલાહનું મૂલ્ય તે પ્રમાણે આંકજો. જે ઝમાનામાં સાહિત્યમાં બંડખોર વૃત્તિ સામાન્ય થઈ જાય, તે સાહિત્યમાં બે ત્રણ દાયકા તો અનવસ્થાજ પ્રવર્તે, અને એવી અનવસ્થા દરમિયાન સમતોલ પ્રગતિ અને કુદરતી વિશુદ્ધિ અશક્ય બને છે, ભલે પછીના દાયકાઓમાં બંડોમાંના સત્વને લીધે જ ફલવત્તા વધેલી જણાય. અને વળી બે ત્રણ દાયકા એટલે શું તેનો જરા ખ્યાલ રાખો; એવી એવી બાબતો તેના નિયત મૂર્ત રૂપમાં જોઇ લેવાની શક્તિ કેળવો. બે ત્રણ દાયકા એટલે કેટલાક અત્યંત આશાજનક કિશોરોનું આખું જીવન અને અથેતિ કૃતિસંગ્રહ! શ્રી ગણેશાય નમઃ થી માંડીને અચ્યુતં કેશવં સુધીનો આખો ખેલ એ બે ત્રણ દાયકામાંજ ખલાસ. પછીના સમયમાં સાહિત્ય ક્ષેત્રમાં ફલદ્રુપતા વિવિધતા શક્તિ પ્રકાશ આદિ ગમે તેટલાં વધવા પામે, પરંતુ તેમાં એ બાપડા જે હોમાઇ ગયા તેઓનું શું વળે?

નમુના ૬ ઠાની ત્રીજી હારમાં ૬ ઠો શ્લોક છે તે દ્દોહડવેલી ગીતિ છે. દ્દોહડવેલી આર્યા, ગીતિ, સોરઠા, આદિ હું જ લખું છું; બીજા કોઇએ આજ સુધીમાં લખેલ જોવામાં આવ્યાં નથી. દ્દોહડવેલ એટલે એક પાદ વધારે. ઉક્ત શ્લોકમાં ૧૨ માત્રાનાં બે ને ઠેકાણે ત્રણ પાદ છે. રૂઢ નિયમો અને રૂઢ સંગીતપદ્ધતિ આ છૂટની વિરુદ્ધ છે. વળી

જણાય ઘેરા અંતરીક્ષ–આરે ( ખ ૪ ),
મૌલિરત્ન સહ જાલિમ ગગનેથી ( ખ ૬ ),

એ રચનાઓ રૂઢ નિયમોના નમૂના નથી. રૂઢ નિયમો શા છે તે ઉપર્યુક્ત [રા. રા. દીવટિયાના નિબંધમાં સારી રીતે નોંધ્યા અને ચર્ચ્યા છે. અને હું તે નિયમોને કયા અર્થમાં કઈ દષ્ટિએ તોડતાં ય સાચું છું, તે મ્હારા ઉપર્યુક્ત સારગ્રાહી લેખમાં જણાવેલું છે, એટલે અહીં પુનરુક્તિ કરતો નથી.

મણિ એ ખગના મુખમાં ( ક ૪ ), લવલીદલશી મુખની ( ક ૮ ), એ રચનાઓ નિયમ પ્રમાણેની છે, તથાપિ મ્હને એ ૭ ૭ની ત્રિપુટી ઉપર ભાવ નથી.

આર્યાગીતિ આદિ રચનાઓ ગુજરાતીમાં ઓછી થઇ ગઇ છે, તે એક દુર્ભાગ્ય લાગે છે. એ પદ્યબંધ આખી પંક્તિનો સંવાદ જાળવીને અંદરનાં ચાર ચાર માત્રાનાં એકમોને માટે પૂરેપૂરી છૂટ રાખતાં અને વૈવિધ્ય ખીલવતાં, અર્ધ સંગીત અથવા ( recitation ) ની રીતે વાંચતાં અને ઉચ્ચારતાં જેટલો અસરકારક છે તેટલો વિવિધમય અને સ્વતંત્ર છે. દોહરા ચોપાઇ અનુ-

ષ્ટુપ જેવાની લાંબી ધારા વહે તેટલી એની પણ ઉડાવવા જઇયે તો એકસુરી કંટાળો લાગે એ જુદી વાત, પરંતુ ટુંકા વિષય માટેના પદ્યબંધ લેખે એનો ઘણો વધારે ઉપયોગ થવો ઘટે છે.

હવે આપણા નમૂનાઓની ભાષા ઉપર આવિયે. સંસ્કૃત નાટકોની રૂઢિ પ્રમાણે રાજા એ તો ઉત્તમ પાત્ર; તેના મુખમાં 'સઉ મોર' (કે ૧) જેવી ગ્રામ્યતા ન શોભે. કિ ૩ માં 'સોતા' શબ્દ છે તે પણ આ ટીકાને પાત્ર છે. 'સુહવે શકે ! (કે ૩) જેવી રચના વખાણી શકાતી નથી. 'લોચનિયાં ભિંજાયે' (કે. ૯) માટે ઉપર રા. ન્હાનાલાલની ગીતામાં અર્જુન પોતાના મનને મનડું કહે છે, તેની ટીકા જેવી. કિ. ૧ માં માત્ર વિહગ છે તે કરતાં ગુજરાતી સાહિત્યમાં એ પંખીને માટે 'સીચાણો' નિંદાશબ્દ તરીકે રૂઢ છે તે વધારે સારો છે (કે ૧); કિ ૨ માં મુખ છે તે કરતાં કેનો વધારે સ્પષ્ટ ચાંચ શબ્દ ચડે. કિ ૯ ના જેવો સારો શ્લોક કેના આ ભાગમાં એકે જણાતો નથી.

અર્થના પેટાભાગ ઉપર પાછું કંઇક લંબાણ થશે. મૂલના બીજા અને ત્રીજા શ્લોકને સાથે ધ્યાનમાં લ્યો. પંખી પાસે હતો ત્યાં સુધી લટકતા મણિનાં જે કુંડાળાં તેજકુંડાળાં લાગતાં હતાં, તે હવે મણિના કિરણપરિવેશ જેવાં જ જણાય છે, અને આથી ગયેલો મણિ ઉલટો મોટો થઇ ગયો હોય એવી ભ્રાંતિ થાય છે. કાલિદાસના **अलातचक्रप्रतिमं रागरेखावलयं** (૨) અને 'પ્રભાપલ્લવિત મણિ' (૩) એ બેમાં, એ બેના સાંનિધ્યમાં આ અર્થવિશેષ અનુક્ત છતાં સ્પષ્ટોક્ત છે. એવી અનુક્તોક્તિમાં વિશેષ સુંદરતા છે; તજ્જ્ઞતાલાયકીનું ઔચિત્ય એમ જ સધાય છે, ભવભૂતિ જેવાનાં આંગળી કરી કરીને દેખાડનારાં પીંજણશાં વર્ણનો ઘટે નહીં. અને આ મત સ્વીકારતાં ખંચાય તેઓ પણ કબૂલ કરશે જે કાલિદાસ અનેક વાર આમ જ કરે છે. આપણા બે અનુવાદકોમાંથી એકેમાં આ સૂક્ષ્મ સુંદર અર્થ કયાં છે ? કાલિદાસ એટલે જ મૂર્ત, આંખે ઉડીને વળગે એવી, સુંદરતાની મૂર્તિ; પંક્તિએ પંક્તિએ ચિત્ર દોરી શકો એવી મૂર્તતા. આખી દુનિયાના સાહિત્યમાં એનાથી વિશેષ ચિત્રમયતા નહીં જડે. અને એના અનુવાદ કરવા નીકળિયે છિયે–હું જેવા ચશ્મેધણ ! દુનિયાનો ન્યાય, દુનિયાની રસિકતા, દુનિયાની અમરતા એવી જ. અને દિવસો અને રાત્રિઓના પરિશીલન પછી એ અગાધ રૂપસાગર અગાધ છે એટલું ય માંડ માંડ જોઇ શકિયે છિયે, તો અમારા વાંચનારા, અમે પ્હેરાવિયે તે ચશ્મા પ્હેરીને જોનારા, વિશેષ શું જોઇ શકવાના !

ટીકાકાર, અનુવાદક અને સ્વતંત્ર લખનાર, જે કથવા માગતા હો તે અર્થને ત્હમે પોતે સ્પષ્ટ જુવો; જોઇ જોઇને મનન કરો જે એ અર્થમાં બીજ, થડ, પાન, પુષ્પ, ફલ કયાં કયાં કયાં કયાં; એની અંદર જે એક સરખો રસ વહે છે તે જાતે પામો અને વાંચનારને પમાડવા મથો, આખો વૃક્ષ યથાવત્ બાહ્યાંતર સ્વરૂપમાં, તેની શક્તિ–અશક્તિ, તેજ–છાયા, ઉંચાઇ ઉંડાઇમાં અને તેના કુદરતી ઉપવન વા વનમાં–પ્રથમ જાતે નિહાળો અને પછી તે નિહાળ્યા પ્રમાણે આલેખવા મથો. આલેખતાં આલેખતાં અનેક ચિત્ર ફાડવાં પડશે, એમ કરતાં કરતાં કરતાં જ ખરૂં ચિત્ર સાધી શકશો, ન અન્યથા.

આ સધાય તેનું નામ perspicuity વિશદતા, પ્રસાદ, ખરો પ્રસાદ આ જ. સાહિત્ય કૃતિનું

**कुसुममिव लोभनीयं यौवनमंगेषु संनद्धं.**

(નવયૌવનનો ખીલ્યો ફુલફુલશો બ્હાર અંગાંગે)*

તે આ. પદ લાલિત્યનો પ્રસાદ તો માત્ર પરિમિત વિચાર શક્તિના બાલકોને રમવાનો ઘુઘરો. અને કૃત્રિમ કવિતામય વાણી (poetic diction પોયેટિક ડિક્શન) એ તો પ્રસાદ નહીં એટલુંજ નહીં પણ તેની છ્વલેણ શોકય ! ત્હમે ખરી રાણીને ચાહો છો કે શોકયને, તે લખવા માંડો તેના આરંભમાંથી જ નિશ્ચય કરી રાખજો; કેમ કે પડી ગયેલી ટેવો અને જામેલા રાગમાંથી પછી આંખ ઉઘડયે પણ મુકત થવું વિષમ છે.

---

*અનુવાદ કૌંસમાં મુકયો છે, કારણ કે નહીં તો સંસ્કૃતમાંની નાન્યતર જાતિ અને અનુવાદની નરજાતિ એ બેની વાકયમાં ટકકર થાય. ઉપર, ચૈત્ર ૧૯૬૪ ના વસંતમાં પ્રકટ થયેલું મ્હારૂં ચર્ચાપત્ર જોશો તેમાં આ પંક્તિનો અનુવાદ જુદા શબ્દોમાં, **लोभनीयं** શબ્દને વળગી રહીને, કર્યો છે. એ તરજુમામાં બે દોષ છેઃ ને ખીલ્યું અંગાગે, આખો પાદ ગુરૂઓનો જ, એવી પદ્યરચના ઠીક નથી; ફુલસમાન એમાં **कुसुममिव** નો માત્ર શબ્દાર્થ છે; ફુલથી લચાઇ જતા લોભનવાળી લતાનો બ્હાર જેની આંખ આગળ હોય તેને એ ફીકું પડે.

રચનામાં અસરકારકતાનું સાચું સાધન આ પ્રસાદ છે. ઉત્કૃષ્ટ સાહિત્ય કૃતિઓની અપ્સરા જેવી અમરતા અને મોહકતા આને આભારી છે. રસ કેટલો આછો કે ઘેરો, શબ્દ કેટલો આકરો કે મૃદુ, વાક્યરચનામાં કર્તાક્રિયાપદ વિશેષણ વ્યવસ્થા અને ભાર વ્યવસ્થા, એ તમામ અંગનાં યથાયોગ્ય સૌષ્ઠવમાં જ, આખા શરીરની કાંતિ જેવો, પ્રસાદ વસે—લસે છે. પદલાલિત્ય કે અલંકરણ કે શબ્દશુદ્ધિ કે લાઘવ એવા કોઈ એક જ અંગમાં એનો અધ્યારોપ કરનારા કાણા છે. સાહિત્ય ક્ષેત્રમાં એવો અંધહસ્તિ ન્યાય ઘણો ચાલે છે, માટે ખાસ ચેતવા રહેવાનું છે. સપાટીથી તલ સુધી જે કૃતિમાં પારદર્શક વિચારશુદ્ધિ નહીં, તેમાં પ્રસાદ હોય જ ક્યાંથી ?

બીજો શ્લોક જુઓ. કાલિદાસ ઉપમા વડે તાદૃશ ચિત્ર કલ્પનામાં પાડે છે, ત્યાં અનેરૂ'' (કે) શું ? શા માટે ? મ્હને અહીં મ્હારા કેટલાક કેળવાયલા પણ ગુજરાતી શબ્દ ભંડોળમાં ભીખારી મિત્રો સાંભરે છે. એઓ વાતચિતમાં જ્યાં બંધબેસતા શબ્દો જોઈએ ત્યાં ઘણીવાર ઈંગ્રેજી શબ્દો વાપરે છે; જ્યાં ઇંગ્રેજી ના વપરાય એવા સંજોગમાં સપડાય કે "ગેલું—ગેલું" એમ ફાંફાં મારે છે. 'જેની જોડ વા ઉપમા નથી એવો સ્પષ્ટ અર્થ ન હોય. છતાં 'અનેરૂ'' શબ્દ વપરાયો હોય. એવે સ્થળે તે અજુગતો છે. શબ્દબાહુલ્ય ગદ્યપદ્યની કેટલીક શૈલીઓમાં ચાલે, એટલું જ નહિ પણ આવશ્યક છે, અને વળી ઠીક ગધાયું હોય ત્યાં ભૂષણ રૂપ છે. પરંતુ કાલિદાસના અનુવાદમાં, અને આવે સ્થલે ! મ્હારાથી તો ન ખમાય, જો કે ગુજરાતી શબ્દ ભંડોળમાં રા. કેશવલાલ જેવા માતબર આ જમાનામાં કોઈક જ હશે, તે હું સારી રીતે જાણું છું.

એ જ શ્લોકમાં અંગારક શબ્દ વાપરીને એઓ શ્લેષ વડે મંગલ ગ્રહનું સૂચન અંદર આણે છે. + એ પણ અસત્ય છે. કાલિદાસમાં આ ઠેકાણે એવો શ્લેષ નથી એટલુંજ નહીં પણ ૪ થા શ્લોકમાં એ મંગલને જે રીતે ઉપમાન પદે આણે છે, તેથી સ્પષ્ટ છે કે તે પહેલાં કોઈ સ્થલે મંગલનું સૂચન પણ અનિષ્ટ છે. બધી કલાનું એક આવશ્યક તત્ત્વ આ છે, કે જે રંગ, જે અસર, મોટ, જે જે ચિત્ર અમુક બિંદુએ મુકેલું હોય, તે તે જ બિંદુએ રાખવું જોઈએ.

૬ઠા શ્લોકમાં બન્ને અનુવાદક કંચુકી જેવા પ્રિયંવદ દરબારીના એ શબ્દોને ઉતારવામાં હાર્યા છે. બન્નેએ

**रोपेण ते मार्गणतां गतेन अनेन (बाणेन)**
**निर्भिन्नतनुः...**

એ શબ્દોને ઉતારવામાં હાર્યા છે. બન્નેએ શ્લોકમાં ગાંઠનું ઉમેર્યું પણ છે: કે ઉમેરે છે "બિજા તંબુની પાસ" કે ઉમેરે છે "વામી". કયું ઉમેરણ વધારે ખરાબ ?

આ ૮માં "વિશેષ તેજસ્વી" એ ઉમેરણ છે; કાલિદાસની કૃતિઓમાં બીજાં આવાં સ્થલો જુવો અને એ ઉમેરણ વિશે ઠીક લાગે તે મત બાંધો. વળી આ આઠમા શ્લોકમાં આપણા બન્ને અનુવાદકોની કૃતિ મ્હને તો રચના કરતાં વધારે ઘેરા રંગે ચીતરી, સુંદર વસ્તુને બેડોળ કરીને દેખાડનારી લાગે છે; સારાં ચિત્રોને જેમ છાપખાનું પ્રતિકૃતિઓની હજારો નકલ કહાડી આપે છે તે બજાવતાં, મૂલ જેવા નાજુક રંગ કે રંગમિશ્રણ એનાથી ન જ છપાય, તેથી જેવું બન્યું એવું કરી આપે છે, તે પ્રમાણે.

આ દોષ કે ૯ માં વળી વિશેષ ઉત્કટ રૂપમાં છે

"ભચડી ભુજયુગ્મમાંહે
આલિંગવા જ ચળવીચળ અંગ થાયે"

આ વિશે શું કહું ? શૈલીના એમના આદર્શ મ્હારા આદર્શોથી કોઈ ને કોઈ અંશમાં અત્યંતાત્યંત ભિન્ન હોવા જોઈએ, બીજું તો શું કહી શકું ? વાત્સલ્યની પરાકાષ્ઠામાં પણ પ્રધાન લાગણી આનંદની પ્રસન્નતા રહે છે; શૃંગારની પરાકાષ્ઠાનું જુદું લક્ષણ છે. પુત્રને ભેટવાના પ્રસંગમાં આવા શબ્દો યોજનાર લેખક લાંબા વિરહને અંતે ફરી મળતી પ્રિયાને ભેટવાના પ્રસંગને માટે આથી ઘણા વધારે ઉત્કટ શબ્દો જોઈએ, તે ક્યાંથી કહાડશે !

(અપૂર્ણ)

બલવંતરાય કલ્યાણરાય

---

+ જુવો એમનો વિક્રમોર્વશીયને અંતે આપેલો શબ્દકોષ.

# પરિશિષ્ટ

## નમૂનો ૧ લો

### દાખલો ૧.

#### અસ્પષ્ટ દર્શન

ઊઠયો ત્યજી શયન આજ, સખિ, પ્રભાતે.
પૂરાં કર્યાં સકલ કાર્ય સવારનાં મેં,
ચાલ્યો પછી ગૃહ થકી ધરિ * વસ્ત્ર સર્વે.
ઠંડી અતી શિશિરની નવ લેખવી તે. ૧

દ્રષ્ટી ન દેખિ શકતી કંઈ માર્ગમાં તો,
ઘેર્યો મને ધુમસ કોટ થકી ઘણો જે;
હાર્યો ન હું તદપિ શાંતિ ન રહેજ છાંડી.
પ્રાચીન પંક્તિ મુકિ આગળ મીટ માંડી. ૨

સામે અસીમ રણુ જેવું કંઈ જણાયું,
ઊભો રહ્યો ઘડિક સ્તબ્ધ બની જ ત્યાં હું:
આ શું હશે? કુદરતી નવ ખેલ આવો?
દીઠી ન મેં જિવન માંહિ દિલેર એવો? ૩

દેખ્યું સરોવર ભર્યું ગત રાત્રિએ જ્યાં
આજે નિહાળું રણ શુષ્ક વિશાળ હું ત્યાં;
કિન્તુ રહ્યો ક્ષણિક ભાસ, પછી ફરિ મેં
પાછું સરોવર યથાસ્થિત ત્યાં ઉભું રે ૪

માયા તણા પડળ આવરિ ચક્ષુ લે જે,
ના સત્ય વસ્તુ કદિ ભાસતિ દ્રષ્ટિએ તો,
યાચું પ્રભો કૃપિ હું સત્યનું જ્ઞાન થાવા,
એવો સદા પ્રકૃતિ ખેલ વિચિત્ર આવા. ૫

---

### દાખલો ૨.

#### માર્જના

ઊઠયો ત્યજી શયન આજ, સખિ, પ્રભાતે,
ચાલ્યો અને તુરત ધૂન વાર્યો અકેલો,
ચાલ્યો દિશા વગર લક્ષ્ય વિના જ ઘેલો,
ઠંડી અતી શિશિરની, નવ લેખવી તે. ૧
બાગ્નર ને સદનહાર રહ્યાં પછાડી,
ચાલ્યો વધ્યો જ ઝડપે ધુનમાં અગાડી;
ઘેરી લીધો અજબ ત્યાંજ વિચિત્ર દશ્યે.—
ગંધેલું ધૂળ રવિ આકાશમાંથી ઈશે. ૨
ગોપારા શો ધુમસ કોટ રહ્યો રચાઈ,
ને જ્યાં હતું સર વિશાળ મનોજ્ઞ સામે,
ત્યાં તો દિઠું રણ અગાધ ધગંધું આજે,
ઊર્મી છબી નિરખિ એ, નકલી જ કાંઈ. ૩
આ શું હશે? કુદરતી નવ ખેલ કેવો—
દીઠો ન ક્યાંહિ નહિ વા કલ્પેલ એવો?
છે છે સરોવર વિશાળ મનોહરું જ્યાં,
આશી નિહાળું રણજાળ બિહામણી ત્યાં? ૪
ત્યાં ઊનથૂં અજબ આંસુ રુવીતૃકેરું.
ગોરંભ એ તિમિર ધૂળ તણો જ તૂટયો;
તે કારમો રણ તણો પણ ભ્રહ્મ ફીટયો,
દીઠું ફિરે જ ફરિ તે સર સ્વચ્છ મીઠું. ૫
માયાવિ વ્હેમ-મય નેન મહીં ભરાય.
મીઠાં સજીવ ધ્રુવ સત્ય અદૃશ્ય થાય,
માગું પ્રભો સત્ય, સદા ત્યહાં મ્હને તું
લેજે ઉગારિ, દઇ આંસુ સવીનુ કેરું. ૬

---

* કવિઓ હ્રસ્વ દીર્ઘની છૂટ અત્યંત લે છે,—જ ના ચિન્હ પણ બાહુ થોડાં મુકે છે; કેટલી બધી છૂટ લેવાય છે તે પુરેપુરૂં જણાઈ આવે એ પ્રમાણે કેટલુંક મુદ્રણ વખતો વખત થતું હોય તો આ અતિછૂટ જતે શરમાઇને કંઇક મર્યાદામા આવે; એટલે આ દાખલાઓ નમુના તરિકે છાપવાના છે જ, તો તેમાં હ્રસ્વ દીર્ઘ જેમ વૃત્ત માગી લે તે પ્રમાણે લખ્યાં છે, અને તે પ્રમાણે જ છાપવાનાં છે. બધી કવિતાઓં આહીં પ્રમાણે જોડણી લખવી અને છાપવી એમ કહેવા કે સુચવવા પણ નથી માગતો. કવિઓને કોઈ કોઇ વખત તો એમના ઉચ્ચારણની કૃત્રિમતાનું પ્રતિબિંબ બનાવવું જોઇએ; એટલા માટે જ આ તસ્દી લીધી છે.

# નમૂનો ૨ જો

## દાખલો ૩.

### જાદુઈ વદન

રાત્રી અને દિન સચિન્ત, સખી, વિતાવ્યાં,
નાના પ્રકાર, દુખ શોક વિશે ઘડાયાં;
આવી પળો કંઇક ધૈર્ય સહુ ગળ્યું જ્યાં,
આશ્વાસનું વદન એકજ તાહરૂં ત્યાં. ૧

દુઃખો મહીં રહી નિમગ્ન રહ્યો હતો જ્યાં,
હૈયું કઠોર દુખથી જડ આ હિરે જ્યાં,
અશ્રુય એક ન ખરી દુખ હૈય શામે,
ત્હેવાં વસંત દગમંદે સખિ, ત્યાં તું જાણે. ૨

એ દૃષ્ટિએ હૃદયસાગર ભરતિ આવે,
કે મોહની મહિં વિષાદ તણાઈ જાયે;
અંકૂરતી પ્રણય ધૈર્યની લાગણી જ્યાં,
ઉત્સાહ ઑર વધિ સુકિત નથી સુઝે ત્યાં. ૩

કાર્યે ચઢ્યા જગતના ઉર મસ્ત થાતું
જ્યાં ઉર સ્નેહ કવિતા પણ ભૂલિ જાતું,
વૈરાગ્નતા વસતિ જ્યાં ઉરમાંહિ ત્યારે
એ દૃષ્ટિચંદ્ર કિરણે દ્રવી ઊર જાયે. ૪

હૈયા તણા, સખિ, સુકોમળ ભાવ સારા,
મૂખે અહો તરવરંત નિહાળું ત્હારા;
ભાવીય સારું તુજ ભાવ વિષે વિચારું,
સામર્થ્ય મૂજ સહુ કેન્દ્રિત ત્યાંજ દેખું. ૫

એવું અહો વદનમાં તુજ જાદુ શું કે
જ્યાં ગાઢ શોક દુખ યે સખિ માર્ગ મૂકે;
ક્યાંથી શિખ્યાં પ્રિયતમે મધુરી પ્રભુતા
વીસંવદન્ત પુષ્પકોમલ દેહથી આ? ૬

ર્‌હેજો સખી તમ અખંડ વિદગ્ધતા એ,
વાધો સદાય તવ આત્મિક દ્રવ્ય, આશે!
સૌભાગ્ય ર્‌હો અમર જે સખિદેહરૂપે
ક્યાં [illegible] વસ્યો સમીપે. ૭

## દાખલો ૪.

### જીવનસખી

રાત્રી અને દિન સચિન્ત, સખી, વટાવ્યાં,
શોકાગ્નિની વિવિધ ભઠ્ઠિ મહીં તવાયાં;
આવી પળો વિષમ ધૈર્ય ગયાં ગળી જ્યાં
મુદ્રાજ એક કુમળી તુજ ઠારતી ત્યાં. ૧

દિઙ્‌મૂઢ બુદ્ધિ જગમાર તળેજ જ્યારે,
*નિશ્ચેષ્ટ ને વમળકુંડ હૈયું જ્યારે,*
રે આંસુયે ખુટિ વરાળી જતાંજ જ્યારે,
આધાર ત્યાં, સખિ, ત્વદક્ષિસુધાજ મ્હારે. ૨

ને જ્યાં કઇક સુખનેહ તણો પ્રકાશ
આવી ઉરે પ્રકટતો જ ઉમંગ આશ,
ખોવે અહો હૃદય શું સખિરી તમારૂં—
ચિંતા કયહાં ગમ કયહાં ઉડિ જાય વારૂ? ૩

એ નેત્ર વક્ત્ર હૃદયે કંઇ બોધ બાંધ્યા
તે સ્નેહ તે પ્રગતિ તે દ્યુતિનાજ ભીઠા;
ભાવીય મ્હારું દયિતે તુજમાં વિચારૂં
સામર્થ્ય જે મુજ કંઈ, સખિ સર્વ તે તું. ૪

ર્‌હેજોજ, જીવનસખી તમ સૌ કલા એ,
વાધો સદૈવ તમ આત્મિક સત્વ ભાસે;
મૂર્તિ વિશુ પ્રણયની જ ખરે, સખી, હો
છાજો ભવોભવજ આ તવ દાસને જો. ૫

## નમૂનો ૪ થો

### ઇંગ્રેજી ગીતાંજલિનું પદ ૧ લું

( રા. રા. રામચંદ્ર અધ્વર્યુનો અનુવાદ )

દાખલો ૮.

એ હારો આનંદ, મુજને કીધ અનંત, એ હારો

વાર વાર ભંગુર ભાજન આ ખાલી તુંહી કરંત,
અભિનવ જીવનથી વળિ એને તૂંજ સદૈવ ભરંત એ૦

હૈં ગિરિકંદર ન્હાનકડી આ વાંસલડી વહિ સંગ,
તે દ્વારે નિત નવલા સુસ્વર તેં ગાયા હૈં છંદ એ૦

કરવર કેરા સ્પર્શે અમરથી નિજ મર્યાદ ત્યજંત,
આહ્લાદે બહુ અંતર મ્હારૂં ઉદ્‌ગિરણ અકળ સૃજંત એ૦

વામન સમ હૂંસો કર મ્હારા તુજ પ્રદાન નિરંત,
અવિરમ કંઇ જુગથી વરષાવે ઊણા હજીય રહંત એ૦

( સ્વ. નંદકુંવરબા, ભાવનગર મહારાણી સાહેબ, નો અનુવાદ )

દાખલો ૯.

હેં મ્હને અમર બનાવ્યો છે એવી ત્હારી લીલા છે. આ ભાંગી જાય તેવા પાત્રને તું ફરીફરીને ખાલી કરે છે, અને નિરંતર નવા જીવનથી ભર્યા કરે છે.

આ બરૂની ન્હાની વાંસળીને તું ટેકરીઓ તથા ખીણોની ઉપર ઉઠાવી ગયેલ છે, અને તેના દ્વારા નવાં નવાં ગાન તેં ઉઠાવ્યાં છે.

ત્હારા હાથના અમૃત સ્પર્શથી મ્હારૂં નાનું હૃદય હર્ષમાં પોતાની સીમાઓને ભૂલી જાય છે, અને અવાચ્ય વાણીને જન્મ આપે છે.

ત્હારી અનંત બક્ષિસો આ મ્હારા બહુ ન્હાના હાથ ઉપર જ આવે છે; યુગો ચાલ્યા જાય છે, અને છતાં તું વરસાવ્યા કરે છે, અને હજી પણ ભરાવાનું સ્થાન છે.

---

( મૂલને ઇંગ્રેજી પુસ્તકમાંથી જોઈ લેવું. આ પછી બીજાં થોડાં પદોના ચાર ગુજરાતી અનુવાદોની નિબંધમાં કરેલી સરખામણી કરેલી છે તે સર્વ પણ તે તે પુસ્તકમાંથી જોઇ લેવાં. )

## નમૂનો ૫ મો

શ્રીમદ્ ભગવદ્ ગીતા. અધ્યાય ૧ શ્લોક ૨૮ થી ૪૬
( વિદ્યાર્થીએ મૂલ સંસ્કૃત શ્લોકો પણ જોવા. )

### દાખલો ૧૦ ગ.

વિષાદી આમ પરમ કૃપા આવિષ્ટ ઉચરે:
દેખીઆ સ્વજનો, કૃષ્ણ, આવિયા યુદ્ધ—આદરે,
મારાં ઢીલાં પડે અંગો, મુખ સર્વ સુકાય છે.
મારા શરીરમાં કંપ, રોમાંચ પણ થાય છે.
હાથમાંથી ધનુ પડે, ચામડી સઘળી બળે,
ન શકું છું સ્થિર રહી, મારૂં હૃદય શું ચળે !
નિમિત્તો પણ દેખું છું ઉંધાં કેશવ આ હવે,
પછી શ્રેય નથી જોતો હણી સ્વજન આહવે.
કૃષ્ણ ઇચ્છું ન વિજય, નહિ રાજ્ય સુખો અને,
ગોવિંદ, અમને રાજ્યે, ભોગે શું ફળ જીવને,—
રાજ્ય ભોગ અને સૌખ્ય જે અર્થે ઇચ્છીયા હમે
પ્રાણ ધનો તજી તે આ, ઉભા છે રણ ઉદ્યમે.
( એક શ્લોક આહં છોડી દીધો છે )
હણતા પણ એઓને, ઇચ્છું ન હણવા જરી,
ત્રૈલોક્ય રાજ્યાર્થે પણ, શું મહી-અર્થ, મધ્વરિ !
ધાર્તરાષ્ટ્રો હણી હર્ષ, જનાર્દન, થશે કિયો ?
અમોને પાપજ થશે હણી એ આતતાયિઓ.
અમે ન મારવા યોગ્ય ધાર્તરાષ્ટ્ર સ્વબાંધવ,
થઇએ સ્વજનો મારી સુખિયા કેમ માધવ ?
એ જો પણ નથી જોતા, કુલક્ષયજ દોષને,
ને મિત્રદ્રોહમાં પણ, લોભે ચિત્તે અતોષને,
અમે ન ધારવું કેમ આ પાપથી નિવર્ત્તન,
કુલ ક્ષય થકી દોષ જોનારાએ જનાર્દન ?
કુલક્ષયે નાશ પામે કુલધર્મો અનાદિ જે,
પરાભવે ધર્મનાશે, અધર્મ કુલ સર્વને.
તેથી કુલસ્ત્રીઓ કૃષ્ણ, કલંકી થાય દુષ્ટણે,
વાર્ષ્ણેય, દૂષિત નારી વર્ણસંકરને જણે.
કુલને ને કુલઘ્નોને, નાખે નરક તે નકી.
પડે છે પિતરો એના હીન પિંડજલો થકી.
આ દોષો કુલઘાતીના વર્ણસંકર—સાધન,
જાતિના કુલના ધર્મો જાય તેથી સનાતન;
કુલધર્મો જે જનોના જનાર્દન નહી કદા,
શ્રુતોથી સુણિયો વાસ, તેઓનો નરકે સદા.
અહો ! અરે ! અમે ધારી મહાઘ કરવા મથ્યા—
જે રાજ્ય સુખના લોભે સ્વજનો મારવા વળ્યા.
અયુદ્ધ નિઃશસ્ત્ર મને જો શસ્ત્રધર મારશે,
ધાર્તરાષ્ટ્રો રણે, મારૂં અધિક ક્ષેમ તે થશે !

---

### દાખલો ૧૧ મ્હા.

( રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિનો અનુવાદ )

પરમ કૃપા ભર્યો આમ ખેદવન્તો વદ્યો ત્યદા:
દેખી આ સ્વજનો કૃષ્ણ હમેલા યુદ્ધ વાંછતા,
ગળે છે ગાત્ર સૌ મ્હારાં, ને મોં સુકાઈ જાય છે;
કંપારી કાયને છૂટે, અને રોમાંચ થાય છે;
સરે ગાંડીવ હાથેથી, ને દાઝે છે બધી ત્વચા;
નથી શક્તિ ઉભા રહેવા, જાણે કે મનડું ભમે !
ને નિમિત્તોય પેખું છું સૌ અવળાંજ કેશવ !
નથી જોતો કંઇ શ્રેય, યુદ્ધમાં સ્વજનો હણે.
ન વાંછું જય, ગોવિંદ, રાજ્ય કે સુખ ઇચ્છું ના,
અમારે, કૃષ્ણ, શું રાજ્યે શું ભોગે કે શું જીવિતે—
વાંછીયે જેમને કાજે, રાજ્ય ને ભોગને સુખો,
તે ઉભા રણ રોપી આ. તજીને પ્રાણ ને ધન !
( એક શ્લોક અહિં છોડી દીધો છે. )
એમને હું હણાતાંયે, ન ઇચ્છું હણવા પ્રભો !
ન ત્રિલોકરાજ્યાર્થેયે, તો પૃથ્વી એક કાજશું !
હણીને કૌરવો, કૃષ્ણ, અમારે હર્ષ હોયશો ?
પાપજ અમને લાગે, હણીયે આતતાયી તે,
માટે નથી અમે યોગ્ય મારવા બાંધુ કૌરવો:
સ્વજનોજ હણી કેમ પામિયે સુખ, માધવ !
કુલનાશે કર્યા દોષ, મિત્રદ્રોહનું પાતક,
લોભમૂર્છિત હૈયાના, જો કે તે દેખતા નથી.
કુલનાશે કર્યા દોષ, પેખનારે જનાર્દન
અમારે પાપથી આવા, કહો શેં ન વિરામવું ?
કુલનાશે નાશ પામે કુલધર્મો સનાતન,
ધર્મ નાશે કુલે આખે આણ વર્તે અધર્મની.
અધર્મો ઘેરતાં થાય દુષ્ટાચારી કુલસ્ત્રીઓ.
સ્ત્રીઓ દુષ્ટ થતાં, કૃષ્ણ, જન્મે છે વર્ણસંકર.
કુલને કુલઘાતીને નાખે સંકર નર્કમાં
પડેજ તેમના પિત્રી લોપાતાં પિંડતર્પણ.
વર્ણસંકરકારી આ દોષથી કુલઘાતિના,
હુબે છે જાતિધર્મો ને કુળધર્મોય શાશ્વત;
કુલધર્મો હુબ્યા જેના તે જનોના જનાર્દન.
સદાનો નર્કમાં વાસ થાય, એમ સુણેલું છે.
અરેરે ! હા ! મહાપાપ, ખેડવા નીકળ્યા હમે,
કે રાજ્ય સુખના લોભે, સ્વજનો હણવા ઉઠયા !

( ઉપજાતિ )

અશસ્ત્ર સામા નથનારને જ્હને,
આવી અહિં જો કર શસ્ત્ર ધારિને,
હણે રણે કૌરવ બંધુ માહરા,
તો ક્ષેમ મ્હારૂં વધુ થાય, હે હરિ !

---

કાલિદાસ વિરચિત વિક્રમોર્વશીયઃ અંક ૫ શ્લોક પહેલા ૧૦

દાખલો ૧૨ કે

( રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ કૃત અનુવાદ )

૨ જી આવૃત્તિ ૧૯૧૨

ક્યાં છે એ મોત માગતો સીચાણો ચોર જેહણે
સદ્ધ મોર કરી ચોરી મંદિરે જ મહીપને ૧

સુવર્ણસૂત્રે મણિ ચાંચ માંહે,
ગ્રહી, લઈ ચક્કર વેગમાં એ
ઉડંત અંગારકશું અનેરૂં,
દોરે રચૂં વર્તુલ તેજકેરૂં. ૨

કિરણે હરિ મોટેરા મણિરૂપે દિશા મુખે,
અશોકગુચ્છનું છોગું ગોધ એ સુહવે શકે ! ૩

રાજે રેણે અરુણો મંગલ કાળા ધન નિકટ જેવો,
મણિએ ખગના મુખમાં આપે આગ્રે પણે તેવો ૪

હું એ સંગમનીયે પામ્યો સંગમ પ્રિયા તણો કરિને
તેણે કરિને મણિએ મુજને પ્રિયછે, ન મણિ કરિને ૫

એ વધ્ય આ બાણ મિષેજ આપે
હણાઇ પૃથ્વીપતિના પ્રતાપે
સેલ ગુન્હાની અરિપૂરિ પામી
મુવો, પડી ભૂ પર રત્ન વામી. ૬

( ૭ મો શ્લોક કેમાં નથી. )

સામળિ પડિ'તી કુચની
દીટડિ, ને આંખડી જતી'તિ ઢળી;
લવલીદલશી મુખની
પીળચટી બનિ'તિ કાંતિવળી. ૮

જોતાં ઠરે હૃદય લોચનિયાં ભિંજાયે,
વાત્સલ્યભાવ ઉરમાં વળિ ઊભરાયે;
ને ધૈર્ય ખોઈ બચટી ભુજયુગ્મમાંહે,
આલિંગવાજ સળવીચહ અંગ થાયે. ૯

એહ પિતાને સુત હૂં લહંતાં ઉભરાય ભાવનો આવો,

(સ્વ. હિલાભાઈ ઘનસ્યામ ભટ્ટકૃત અનુવાદ)

માગતો મૃત્યુ પોતાનું ક્યાં છે વિહગતસ્કર ?
પ્હેલી ચોરી કરી જેણે નિજ રક્ષક મંદિર ૧

મણી પરોવેલ સુવર્ણ સૂત્રે
ગ્રહી મુખે ગોળ ઉડે સપાટે
તે રંગરેખાથિ અલાત ચક્ર
સમાં કુંડાળાં કરતો વિહંગ ૨

પ્રભાથી પલ્લવો સોતા મણિથી કરતો ખગ
અશોક ગુચ્છના જેવો દિશાનો અવતંસક ૩

મંગળ ધાટા ઘનના વાદળ પાસે નિરાસમે જેમ
શોભે શ્રેષ્ઠ મણીઆ ખગથી દુર લઈ જવાયલો તેમ ૪

રત્નજ છે તે માટે એ મણી ઉપર નથી પ્રેમ મ્હારો
પણ એ સંગમ નિયથી સખે સમાગમ થયેલછે મ્હારો ૫

આ મારવા યોગ્ય બળે ત્હમારે
વીંધાયેલો બાણ તણે સપાટે
આકાશથી રત્નની સાથ પક્ષી
પડયો બિન્ન તં પુનિ પાસ આવી ૬

ઉર્વશી માંહિ જન્મેલા ઇલાના ધન્વિ પુત્રથી
કુમાર આયુનો બાણ લે શત્રુ પ્રાણ જે હરી ૭

કાળી સ્તન દીટડિએ લવલીદલશી ફિક્કીવદન કાંની
આંખો ભારે ભારે તેવામાં લાગતી હતી એની ૮

આંસુ ભરાય નયને નિરખ્યાધિ એને
વાત્સલ્યભાવ ઉપજે મન મોદ પામે
ધારી ધરાય નહિં ધીરજ અંગ કંપે
આવે મને ઉમળકો જઈ ભેટવાને ૯

ઉપજે આવી પ્રીતિ સુણતાં એ મુજપિતા હું સુત એનો

૫

( વિદ્યાર્થી સરખામણી કરી શકે માટે
સૂચવેલા અનુવાદ ખંડ. )

ક્યાં છે એ મોત માગતો સીચાણો ચોર માહરો
પહેલી ચોરીજ કીધી છે જેણે રક્ષકમંદિરે ૧

પંખી અતીવ દુરે જણાય ઘેરા અન્તરીક્ષ આરે
મણિ ને પંખી જાણે રાતે મંગલ જલદશિખા કોરે ૪

સંગમનીયે સંગમ મ્હારો પુનરપિ પ્રિયાસહે સાધ્યો
તે કારણથી પ્રિયએ નહિ કેવલ રત્ન છે માટે ૫

નૃપવર, દંડ ઉચાર્યો
રોષે, તે બાણકાય આપ સજી,
ધાઈ તસ્કર પુઠે,—
આ એણે જ પછાડયો
મૌલિરત્ન સહ જાલિમ ગગનેથી. ૬

ઉર્વશિ અપ્સરા માતા સુધન્વી ઐલ તાતના
આયુ કુમારનો બાણ શત્રુનો કાળ જાણજે ૭

મુદ્રા લગીર પાંડુર લવલીદલથી વિશેષ તેજસ્વી
નયનો લગીર મંથર અને કુચાગ્રો જરા કાળાં ૮

ભીની ભિની મુખ નિહાળિ નિહાળી આંખો,
વાત્સલ્ય ચિત્ત ઉપને, મન મોદ પામે,
થાઉં અધીર ફરકી ઉઠતાંજ અંગ
આવે અને ઉમળકો લઈ ભેટવાને ૯

કરોમિં ઉછળે આવી, માત્ર જાણતાં પિતાજી આ મ્હારા

# યરોડાનો આશ્રમ

## (૨)

### જેલમાં રેંટીઆ

ગાંધીજી હંમેશાં કહે છે કે આખા દેશમાં એક પણ માણસ શ્રદ્ધાપૂર્વક રેંટીઓ ચલાવતો હશે ત્યાં સુધી આખા દેશમાં તેનો પ્રચાર થવાની આશા રાખી શકાશે. ગયા બે વરસ દરમ્યાન કદાચ ગાંધીજીએ પોતે જ વધારેમાં વધારે શ્રદ્ધાપૂર્વક અને નિયમિત રીતે કાંત્યું હશે. તેની અસર બ્હાર દેશમાં કેટલી થઇ એ માપવું મુશ્કેલ છે. પણ યરોડા જેલમાં તો તેની આશ્ચર્યકારક અસર જોતજોતામાં થઇ ગઇ.

ગાંધીજી યરોડા આવ્યા ત્યારે તેઓ સાબરમતીથી પોતાનો રેંટીઓ લઇ આવ્યા હતા. તે તેમની સાથે મુસાફરી કરતો જેલની ઓફિસ સુધી આવ્યો. પણ સુપરિન્ટેન્ડન્ટે તેને ત્યાં જ અટકાવ્યો. બીજે દિવસે સવારે ગાંધીજીએ તો સાફ કહી દીધું કે રોજ ઓછામાં ઓછો અડધો કલાક હું કાંતું તો જ હું ખાઈ શકું એવું વ્રત મેં લીધું છે, તેથી જો રેંટીઓ નહિ આપો તો મારે અપવાસ કરવા પડશે. પહેલાં તો સુપરિન્ટેન્ડન્ટને એમ લાગ્યું કે ગાંધીજી કાંઈ ચાલાકી કરે છે અને લાંઘણ (હંગર સ્ટ્રાઈક) કરીને સરકારને હેરાન કરવા માગે છે. પણ થોડી જ વારમાં ગાંધીજીના વ્રતનું રહસ્ય જેલરના સમજવામાં આવ્યું ને તેણે સુપરિન્ટેન્ડન્ટને તે સમજાવ્યું. તરત જ ગાંધીજીનો તેમ જ ભાઈ શંકરલાલનો રેંટીઓ, પિંજણ, પુણીઓ વગેરે સારો સાજ તેમની ઓરડીઓમાં આવી પહોંચ્યો.

ગાંધીજી આશ્રમમાંથી થોડી પુણી લઇ આવ્યા હતા તે રખેને તરત ખૂટી જાય અને તેથી અપવાસ પડે એવી શંકાથી તેઓ પહેલાં તો વ્રત મુજબ અડધો જ કલાક કાંતતા. પણ થોડા માસમાં ગાંધીજી પોતે પીંજવાનું શીખી ગયા. એટલે તેમણે પોતાને માટે જેલમાંથી રૂ જ માગવા માંડયું. તેમ જ બીજા રાજદ્વારી કેદીઓને આશ્રમના જેવા રેંટીઆ પૂરા પાડીને ઉંનો વાદરો સુતર કંતાવવાની તેમણે સલાહ આપવા માંડી. થોડી જ વારમાં ભલા જોન્સ સાહેબને આ વાત ગમી ગઇ. તેમણે પંદર વીસ સારા રેંટીઆ, બે ત્રણ પીંજણો, પીંજવાની ચટાઈઓ, ત્રાક, ચમરખાં વગેરે તૈયાર કરવાનો હુકમ આપ્યો અને ગાંધીજીની જ સલાહ લઇને રૂની ખરીદી પણ કરી. જેલના એક બે કેદીઓને ગાંધીજીએ પીંજવાનું પણ શીખવ્યું. રેંટીઆ તૈયાર થયા એટલે ભાઇ જયરામદાસ, ભણુસાલી વગેરે ભાઈઓએ તો તેને તરત જ વધાવી લીધા. જેલના કારખાનામાં જેટલી પુણી તૈયાર થાય તે બધી ગાંધીજીની પાસે જ આવે, ત્યાંથી જ 'અંધારી' અને 'સેપરેટ' માં વસતા ભાઈઓને જરૂર પ્રમાણે પહોંચાડાય, તેમનું સુતર પાછું બધું ગાંધીજીની પાસે જ આવે અને સુતરનો ઠીક જથ્થો થતો જાય તેમ તે કારખાનામાં મોકલાતો જાય. જોન્સ સાહેબને કે તેમના કોઇ અધિકારીને આ કામની કાંઈ ખબર જ નહિ એટલે દરેક કેદી પાસે દરરોજ કેટલું કંતાવવું, કેવા સુતરને પાસ કરવું, તેને સુધારવા વિષે કેવી સૂચનાઓ આપવી વગેરે બાબતોમાં તેઓ ગાંધીજીના કહ્યા પ્રમાણે જ કરતા. આમ ચાર પાંચ માસમાં ખુદ સરકારના ઘરમાં સરકારી અમલદારોની મારફત પંદરેક રેંટીઆ ચલાવવા માંડ્યા.

આમ વરસથી પણ વધારે વખત ચાલ્યું હશે એવામાં પુણી ખરાબ આવતી જણાઈ અને તેથી સૌનું સુતર પણ બગડતું જણાયું. તેજ અરસામાં નવા સુપરિન્ટેન્ડન્ટ કર્નલ મરે પધાર્યા. ગાંધીજીએ તેમને સમજાવ્યું કે, 'હવે અમારા યાર્ડની બહાર બે ચાર માણસો જ નિયમિત રીતે કાંતે છે તે સારૂ તમે કારખાનામાં ત્રણચાર માણસને રૂ સાફ કરવા પર અને એક બે માણસને પીંજવા પર રોકો છો એ બરાબર નથી. અદ્દાબા બારદાસીગો અને લોંકરો કાજળ તખતામાં રૂ સાફ કરી શ' ...

છે. તેથી તમે જો એક પીંજનારને જ અહીં મોકલી આપો તો મારી દેખરેખ નીચે વધારે સારૂં પીંજશે, મારા સાથીઓ પણ પીંજશે અને હાલ જે કાંતે છે તે સૌને અમે જોઇતી સારી પુણી પહોંચાડી શકીશું. આ વાત કર્નલ સાહેબને ગમી અને તેમણે તરત જ પીંજનાર કેદીને પીંજણ વગેરે સામગ્રી સાથે અમારે ત્યાં મોકલી આપ્યો. પહેલાં તો ગાંધીજી પોતે જ તેમની હંમેશની રીત મુજબ પીંજણ સાફ કરવાને અને પીંજવાને બેસી ગયા. પીંજનારને જોઇતી તાલીમ થોડા જ દિવસમાં મળી ગઈ અને સવારના સાતથી તે બપોરના ત્રણ સુધી પીંજણના સરથી અમારો વાસ ગાજવા લાગ્યો. બહાર ચોગાનમાં પણ રૂના ઢગ તપાવવાને માટે નાંખ્યા હોય, બીજું કેટલુંક રૂ ઓસરીમાં ઝૂડાતું અને સાફ થતું હોય અને ત્રણ ચાર રેંટીઆ પણ ચાલ્યાં કરતા હોય તેથી ન્હાની સરખી વણાટશાળા જેવો દેખાવ થઇ રહેતો.

પણ તેમાં ઉણપ રહી માત્ર વણાટની અને સાળની. ભાઇ મંઝરઅલીને મનમાં ગાંધીજીની પાસે વણવાનું શીખવાની મુરાદ હતી પણ તે તો સમયને અભાવે તેમના મનમાં જ રહી ગઇ. તેઓ ગયા એટલે તો અમારા યાર્ડમાં સાળ જોવાની આશા તો છોડી જ દીધી હતી. પણ પીંજવાની વ્યવસ્થા અમારે ત્યાં જ થઇ એટલે ગાંધીજીના દિલમાં નવું જોર આવ્યું. તેમણે કર્નલ મરેને એ પણ સમજાવ્યું કે હાથનું જે સુતર અમે બધા કાંતીએ છીએ તે પાકું છે કે નહિ તે જોવાની ખાતર પણ કેવળ હાથના જ સુતરના તાણાવાણાનું કપડું વણવાને ઓછામાં ઓછી એક સાળ તો રાખવી જોઇએ. આ વાત પણ સાહેબને કંઇક રૂચી હતી. પણ એવી રીતે વણવાને જોઇતું સુતર તૈયાર થાય તે પહેલાં તો ગાંધીજી બીમાર થયા. તેઓ સાસૂન ઇસ્પિતાલમાં છૂટયા તેને બીજે જ દિવસે પીંજનાર અને પીંજણ બધુંએ અમારે ત્યાંથી ઉપડી ગયું. અને ગાંધીજીએ ઘડેલી વ્યવસ્થા થોડા દિવસમાં એટલી બધી તૂટી ગઇ કે કંઇક દિવસ તો અમારે લગભગ ગોદડામાંથી કહાડેલું હોય એવું મેલું ગાંઠાગાંઠાવાળું રૂ પીંજ્યા વગર એમને એમ કાંતવું પડયું !

### ઘંટી

વળી પાછા આપણે ગાંધીજીની દિનચર્યાની દોરી હાથમાં લઇએ. પહેલાં તો ગાંધીજી સાડા દસેક વાગે રેંટીઓ પૂરો કરીને થોડો વખત સુતે સુતે વાંચતા અને પછી ન્હાતા. પણ ગયા જુન માસમાં મને એક બે દિવસ તાવ આવ્યો, દાક્તરે મેલેરિયા પારખ્યો અને દવા લેવાની સાથે હલકી કસરત તરીકે હાથે એટલી ઘંટી ચલાવવાની સૂચના કરી. ચક્કી તો આપણાં કેદીઓમાં ઘણી જ ભારે ગણાવાથી બદનામ થએલી છે. તેથી હું તો તેનું નામ સાંભળીને જ ગભરાયો. પણ ગાંધીજીએ મેજરની વાતને ટેકો આપ્યો અને મને હિંમત આપી. બીજે જ દિવસે પાછળની ઓસરીમાં ચક્કી ગોઠવાઈ ગઈ. એક શેર ઘઉં દળવાને કાઢયા. એક બાજુએ ગાંધીજી ઉભા અને બીજી બાજુએ હું, ભાઇ મંઝરઅલી, વૉર્ડરો વગેરે. ગાંધીજીએ કેટલેય વરસે ઘંટીને હાથ લગાડ્યો અને પહેલાનાં કરતાં તબિયત ઘણી જ નાજુક છતાં અમે બધા ત્રણ ચાર આંટા ચલાવતાં હારી જઇએ અને ગાંધીજી તો હળવે હળવે ચલાવતા જાય, હસતે હસતે ટકોર કરતા જાય ને અમને પ્રોત્સાહન પણ આપતા જાય. બે ત્રણ દિવસમાં તેમણે ઘંટી જરા હલકી કરી, પાંચ સાત દિવસમાં અમારો હાથ ટેવાઇ ગયો અને પછી અમને કોઈને ગાંધીજીની સહાય કે સલાહની ખાસ જરૂર રહી નહિ. અમે ધાર્યું કે હવે ગાંધીજી બસ કરશે અને અમને એકલાને ઘંટીની ફાવે તેટલી રમત કરવા દેશે. પણ એમણે તો નિયમિત રીતે અમારી કોઇની સાથે રહીને પાંચેક રતલ દળવાનો મક્કમ નિશ્ચય જણાવ્યો. અમે તેમને ખૂબ જ વાર્યા, તેમની નાજુક તબિયતને નુકશાન થાય, એ પણ સૂચવ્યું. પણ તેમના શરીરની શાસ્ત્રીય ચર્ચામાં અમે તેમને કેમ પહોંચી શકીએ ? તેમણે તો ઉલટી એવી દલીલ કરી કે થોડા દિવસથી ચક્કી કરવાથી મને વધારે સારૂં પચે છે. અમારા હાથ હેઠા પડયા. પણ આદન* નામના અમારા સોમાલી વૉર્ડરે છુટ ન મૂકી.

---

* આદન સ્વરૂપમાં ને સ્વભાવે અસલ સિપાઇ હતો. તે સોમાલી એટલે હબસી જેવો જ દેખાય–ગુંચળાવાળા ટુંકા વાળ, જાડા હોઠ, પાકો કાળો રંગ પણ તેની સાથે ચમકતી આંખો અને ઉજળા દૂધ જેવા દાંત. તે સોમાલી મુલકમાંથી વેપાર કરવા મીસર ગએલો, ત્યાંથી એડન. ત્યાં બીજા સોમાલીઓની સલાહથી બ્રિટીશ સરકારની પોલિસમાં દાખલ થયો. તેવામાં લડાઈ શરૂ થઈ એટલે ચુસ્ત મુસલમાન હોવાથી તરત જ અરબના લશ્કરમાં ભળી અંગ્રેજોની સામે લડવા લાગ્યો. લડાઈ પૂરી થઇ ત્યારે શત્રુસૈન્યમાં ભળી ગએલા બિનવફાદાર નોકર તરીકે તેને દશ વરસની સજા થઇ.

પહેલો તો તેણે મને જ ધમકાવ્યો. તેણે કહ્યું: 'સંકરલાલ હોતા તો મહારાજકુ ચક્કી કદિ નહિ પીસને દેતા. પહેલે એક દફે મહારાજને ચક્કી ચલાનેકી બાત કીથી મગર સંકરલાલને ઇતની જીદ કીયી કે મહારાજકુ એ બાત છોડની પડી.' પણ અમે શંકરલાલ જેવા સત્યાગ્રહી નથી એમ એણે પારખ્યું એટલે ગાંધીજીને જ તે ખૂબ સમજાવવા લાગ્યો. વાતમાં હાર્યો ત્યારે તેણે કરામત કરવા માંડી. ગાંધીજી આવે તે પહેલાં એકલો કે અમારી કોઈની સાથે મળીને બને તેટલું પીસી કહાડે એટલે ગાંધીજીને ભાગે ઓછું આવે. પણ એમ ગાંધીજીને ક્યાં સુધી છેતરી શકાય ? એકબે દિવસમાં તાલ જોઈ લઈને પહેલાં પીસાઇ ગયા હોય એટલા ઘઉં તેઓ ફરીથી મંગાવે એટલે આદન હસતે હસતે ખૂબ તકરાર કરે. ગાંધીજી તેને મશ્કરીમાં ઉડાવે ને પોતાનું ધાર્યું જ કરે.

આમ કોઈની મદદ લઈને ગાંધીજીએ પાંચ શેર દળવાનું શરૂ કર્યું એટલે પછી તે તેમની દિનચર્યામાં કાયમ થઈ ગયું. રેંટીઓ પૂરો કરે એટલે હાથમોં ધોઈને ગાંધીજી સીધા ચક્કી પર જાય જ. તે વખતે તેમના જોડીદારને ખબર પણ ના આપે તેથી તે વખતસર ત્યાં ઉભો ન હોય તો પણ ગાંધીજી તો ચલાવવા જ માંડે. પછી એ ઘંટીના રવથી ઝબકીને ઉઠે અને દોડે. ગાંધીજી તેને હસતે હસતે વધાવી લે અને તેની ચિંતાને દૂર કરે. કોઈક વાર પાંચ સાત મિનીટ કે એથી વધારે વાર પણ જોડીદારને આવતાં થઇ જાય. પણ ગાંધીજીએ કોઈ દિવસ કોઇને પણ એ વિષે ઇશારો સરખોયે કર્યો હોય એમ યાદ નથી. છતાં ચક્કી પર ગાંધીજીને એકલા જ ઉભેલા જુએ એટલે વોર્ડરો અને બરદાસીઓ અંદર અંદર વાતચીત અને પછી દોડાદોડ કરવા માંડે અને એક અથવા વધારે માણસો તેમની મદદે પહોંચી જાય.

દિનચર્યાના એકે એક કાર્યને ગાંધીજી કેટલું મહત્ત્વનું ગણતાં અને કેટલા ખેંચાઇને પણ તે પાર પાડતા તે જોવાનો ખરેખરો અવસર ગયા ડીસેમ્બર માસમાં મળ્યો. ઘંટીનું કામ એ દિવસનાં બધાંએ કામોમાં શરીરને વધારેમાં વધારે શ્રમરૂપ હતું. તેથી આહાર અધુરો હોય અને શરીર નબળું પડે ત્યારે પહેલામાં પહેલું તે જ કમ કરવું જોઇએ. ભાઈ મંઝરઅલીના વખતમાં એક અઠવાડિયા સુધી કેવળ દૂધ ઉપર ગાંધીજી રહેલા અને તેટલામાં ત્રણ રતલ વજન ખોએલું ત્યારે તો તેમણે ઘંટી ચાલુ રાખી જ હતી. પણ ગયા નવેમ્બર માસમાં સરકારની સામે છેલ્લી લડત લડતાં તેમણે ૭ અઠવાડિયાં સુધી ફળ છોડયાં અને સાત રતલ વજન ગુમાવ્યું ત્યારે તો દિનપ્રતિદિન તેમનું શરીર ઘણું જ નબળું પડતું જતું હતું. આ પ્રયોગને છેલ્લે દિવસે તો પાણીનો લોટો ઉપાડતાં પણ તેમનો હાથ ખૂબ ધ્રુજી ગયો અને પૂજ્ય કસ્તુરબાને અને બીજા કુટુંબીઓને ઑફિસમાં મળવા જતાં દાદર પર પગ પણ થરથરી ગયા. આટલી નબળાઇ આવી ગઇ છતાં છેલ્લા દિવસ સુધી ગાંધીજીએ પૂરા પાંચે રતલ ઘઉં દળેલા. કદાચ તેમને માટે આવો અતિશ્રમ અયોગ્ય અને અનર્થકારક પણ નીવડયો હશે. છેક શરીર નાકબૂલ કરે ત્યાં સુધી ધારેલો ક્રમ અવિશુદ્ધ પાર પાડવાનો તેમનો અદ્ભુત આગ્રહ તેમને માટે અતિશય માનપ્રદ છે તેમ આપણને ઘણો જ બોધદાયક છે.

## ચામકુશ્રિ

ગાંધીજી બે વાર કાંતતા ત્યારે આશરે સાડા દશ વાગે ચક્કી પર જતા અને તે પૂરી કર્યા પછી ન્હાતા પહેલાં થોડીવાર સુતે સુતે વાંચતા. ગયાં ચોમાસામાં તેમણે અધોજે પુણી સ્હવારે જ કાંતવાનું રાખ્યું ત્યારે તેમાં અગિયાર કે સાડા અગિયાર પણ થઈ જતા અને ચક્કી કરીને સ્નાનગૃહમાં પહોંચતાં, બાર ઉપર થઇ જતા. છેવટે જ્યારે તેમણે ૩૦ નંબરનું સૂતર કાંતવા માંડ્યું ત્યારે વજનનું માપ નહિ રહેવાથી તેઓ અગિયારના ઘંટ સાંભળીને રેંટીયો છોડતા અને તેથી ઘણુંખરું બાર વાગતા પહેલાં જ ન્હાવા જતા.

ગાંધીજી ન્હાવા જાય એટલે તેમના સ્થાન આગળ ગંગાપા દોડધામ કરી મૂકે. ગાંધીજીની પાવડીઓ સંભળાતી બંધ થઇ ન હોય એટલામાં તો ગંગાપા બીજાની મદદ લઇને ગાંધીજીનો ખાટલો નીચે તડકામાં મૂકે, તેમની પથારી, ચાદર અને ધાબળીઓ ખંખેરીને એકની ઉપર બીજી પાથરે. પછી તરત જ ગાંધીજીની ઓરડીમાં બેસવાની જગા ઉપરથી જેલની તરફ ધાબળીઓ ને ચાદરનું બીછાનું સ્હવારથી બહાર તડકામાં નાંખ્યા હોય ને પાછાં બરાબર પથરાય, ગાંધીજીને માફક આવતા હોય તેમ તેમના તકીઆ પણ ગોઠવાય અને ગાંધીજીનાં ખડાં પાછાં સંભળાય એટલે

જોઇએ. જો તેઓ ચૂકી જાય અથવા તો સુધારેલો ઉચ્ચાર કરવામાં ગાંધીજીની ફરી ભૂલ પડે તો ખૂબ હસાહસ થાય, મીઠી મશ્કરીઓ ઉડે અને સૌને ગાંધીજીના ઉર્દૂ અભ્યાસનો અનુભવ થાય.

આ વિષયમાં હું કેવળ અજ્ઞાન હોવાથી કાંઇ વધારે જણાવી શકું એમ નથી. પણ ભાઇ મંઝરઅલી ઘણીવાર કહેતા હતા તેટલું જ ઉમેરીશઃ ગાંધીજી ગુરુ તરીકે તો કેટલાએ કસ કાઢે છે પણ શિષ્ય બને છે ત્યારે તો તેમના ગુરુ બનવાની ધૃષ્ટતા કરનારની પગલે પગલે બારીક ઉલટ તપાસ કરીને ખરેખર તોબા પોકરાવે છે.

## ઇસ્લામની આરસી

હિન્દી કે હિન્દુસ્તાની ભાષા બાળબોધ કે ઉર્દૂ લીપીમાં લખાયેલી હોય તે જ આ દેશની રાષ્ટ્રભાષા થઇ શકે એવી શ્રદ્ધા ગાંધીજીના દિલમાં ઘણાંએ વરસથી દૃઢ થયેલી છે. રાષ્ટ્રભાષા વિના રાષ્ટ્રીય ઐકય સાધી ન શકાય. હિંદુસ્તાનનું રાષ્ટ્રીય ઐકય એટલે ખરૂં જોતાં હિન્દુમુસલમાનની એકતા. આ એકતાની સિદ્ધિને માટે જેમ મુસલમાનોએ હિન્દી અને દેવનાગરીનો પરિચય મેળવવો જોઇએ તેમ હિન્દુઓએ વિશેષ કરીને હિન્દુસ્તાની અને ઉર્દૂ લીપીનું જ્ઞાન અવશ્ય મેળવવું જોઇએ. પરસ્પર ભાષાના જ્ઞાનથી જ એક બીજાના ધર્મ અને સંસ્કૃતિની કાંઇક પીછાણ થઇ શકે અને કાંઇક કદર પણ કરી શકાય. સમજથી જ સહાનુભૂતિ જામે અને હિન્દુમુસલમાનના રાજકીય સંપમાંથી તેમના રાષ્ટ્રીય ઐકયનું ઘટાદાર વૃક્ષ ખીલી શકે.

ગાંધીજીનો ઉર્દૂ ભાષાસાહિત્યનો અભ્યાસ જેમજેમ વધતો ગયો તેમ તેમ તેની રાષ્ટ્રીય ઉપયોગિતાનું દૃષ્ટિબિન્દુ કાંઇક ગૌણ થતું લાગ્યું. ઉર્દૂમાં એક આરસીની માફક હિન્દુસ્તાનના મુસલમાનોનું અને તેમના મોલવી–મૌલાનાઓની મનોવૃત્તિનું સ્વચ્છ પ્રતિબિંબ તેમને દેખાતું ગયું. આથી ગાંધીજી ઇસ્લામના અને તેની તવારીખના વિશાળ વિષયમાં વધારે ને વધારે ઉંડા ઉતરતા ગયા. તેમણે મહમદ પેગંબર વિષે અંગ્રેજીમાં બને તેટલાં પુસ્તકો વાંચ્યાં, કાંઇક ઉર્દૂમાં પણ વાંચ્યાં ને એ ઉપરથી તેમની આંખ આગળ પેગંબર સાહેબની એટલી સ્પષ્ટ મૂર્તિ ખડી થઈ હતી કે એ ગુજરાતીમાં તેમનું જીવનચરિત્ર લખવાનો પણ વિચાર કરતા હતા. જેમ પેગંબર સાહેબ ઉપર તેમ પહેલા ચાર ખલીફા અને પેગંબરના બીજા સોબતીઓના ઉપર પણ ગાંધીજી આફરીન હતા. તે સૌની સાદાઈ અને ધર્મપરાયણતાના જે અદ્ભુત દાખલાઓ તેઓ વાંચતા તેમાંથી કાંઇક કાંઇક કવચિત્ અમને સંભળાવતા અને ઉમૈયાના વંશજોએ દમાસ્કસમાં ખિલાફતની રાજધાની જમાવી ત્યારથી ઇસ્લામમાં થયેલા પરિવર્તન ઉપર હમેશાં ઘણા આવેશથી જરા ટીકા કરતા. તેઓ ઘણીએ વાર કહેતા કે " દુનિઆના બધાએ ધર્મોને હજુ સુધી ખરેખરો અવકાશ જ કયાં મળ્યો છે ? બૌદ્ધ ધર્મને ૨૬૦૦ વરસ થયાં, ખ્રિસ્તી ધર્મને ૨૦૦૦ અને ઇસ્લામને ૧૩૦૦. મનુષ્યજાતિના સમગ્ર ઈતિહાસમાં *તો તે ક્ષણ જેવાં જ ગણાય ને તેમાં પણ ખરેખરો* શુદ્ધ ખ્રિસ્તી ધર્મ તો પહેલાં ૮૦ વરસ જ ટકયો. શુદ્ધ ઇસ્લામ ધર્મ પૂરાં ૫૦ વરસ પણ ન નભ્યો. એ બધાએ ધર્મોનું પૂરેપૂરું પાલન કર્યા પછી જ તેનું ખરૂં પારખું પામી શકાય."

જેમ ઇસલામના મૂળ શુદ્ધ પ્રવાહ વિષે ગાંધીજીએ ખૂબ જ્ઞાન મેળવ્યું તેમ તેની આજ સુધીની તવારીખ વિષે પણ તેમણે બને તેટલું વાંચ્યું. તેઓ જેમ જ્ઞાન મેળવવામાં શૂરા છે તેમ તેનો પ્રયોગ કરવામાં પૂરા છે. તેથી બધુંએ વાંચી વિચારીને તેઓ ઉર્દૂ ભાષા સાહિત્યનો ઇતિહાસ, તેની આજની સ્થિતિ ને તેમાં કરવા જોઇતા સુધારાના વિષય ઉપર ફરીફરીને આવતા. જેમ જેમ તેમનું જ્ઞાન વધતું ગયું તેમ તેમ તેમને વધારે ને વધારે સાલવા માંડયું કે ઉર્દૂને માટે મૂળમાં હિંદી ભાષાનું ચોકકું લીધેલું હોવા છતાં પણ તેમાં ધીમે ધીમે ફારસી અને અરબ્બી શબ્દો જ વધારે ને વધારે સિંચાતા ગયા. અને આ ભાષાના વિષયમાં પણ ધર્માંધતા એટલે સુધી વધી ગઇ કે જ્યાં અરબ્બી શબ્દો વપરાય ત્યાં તેના વિભક્તિ પ્રયોગો પણ ઉર્દૂની રીતે નહિ પણ અરબ્બીની રીતે જ થાય. આથી ઉર્દૂનો સારો અભ્યાસ મુસલમાન આમ વર્ગને માટે પણ મુશ્કેલ થઇ ગયો છે તો પછી હિન્દુઓ જેવા પરધર્મીઓને તો તે સ્વાભાવિક રીતે અત્યંત વિકટ લાગે. ગાંધીજીએ જેલમાં આવીને જ્યારે ઉર્દૂ શીખવા માંડયું ત્યારે થોડા જ અઠવાડિયામાં તે અભ્યાસ પૂરો કરવાનો અને પછી નિરાંતે આસાનીથી ગમે તેવાં ઉર્દૂ પુસ્તકો વાંચવાનો વિચાર રાખ્યો હતો. પણ જેમ જેમ ઉર્દૂમાં ફારસી અને ખાસ

કરીને અરબ્બીનું મિશ્રણું તેઓ પારખતા ગયા તેમ તેમ તેમનો પંથ વધારે ને વધારે લાંબો થતો જણાયો. અને તેની સાથે હિન્દુસ્તાનની 'એક જ' રાષ્ટ્રભાષાના તેમ જ હિન્દુમુસલમાનના ઐક્યના સવાલ પણ વધારે દુર્ગમ લાગવા માંડ્યા.

આ વિષે તો ગાંધીજી પોતે જ પોતાની વિચારસરણિ પહેલી તકે વિસ્તારથી આપણી આગળ રજુ કરશે. હું તો તેમના એક બે બોલ જ ટાંકીને સંતોષ પામીશ: "ઉર્દૂ વાંચતો તો હું મુસલમાનોના હૃદયમાં વધારે ને વધારે ઉંડો ઉતરતો જાઉં છું. જેમ હિન્દી ભાષા કેળવવામાં હિન્દુઓએ સંસ્કૃત શબ્દો ભરી મૂકીને ધર્માંધતા બતાવી છે તેમ મુસલમાનો પણ ઉર્દૂને શણગારવાને અરબ્બીનો ઉપયોગ કરતા ગયા છે. આમ બન્ને ભાષા મૂળમાં એક હોવા છતાં પણ તેના પ્રવાહ વધારે અને વધારે જૂદા પડતા ગયા છે. ભાષાની આવી ખીલાવટમાં બન્નેની ભેદબુદ્ધિનું ચોખ્ખું પ્રતિબિંબ પડે છે. અને જો આ વહેણ બન્ને વખતસર બદલશે નહિ અને પોતપોતાના ધર્મની મૂળ ભાષા પર જવાને બદલે દેશના આમ વર્ગની દૃષ્ટિથી ભાષામાં વધારે ઐક્ય કેળવશે નહિ તો હિન્દુ મુસલમાનનાં દિલ સંધાવાં મુશ્કેલ લાગે છે."

## સાંજનું લેખનવાંચન

સાંજે ચાર સાડાચાર વાગે ભોજન પૂરું કરીને બરાબર સાત વાગ્યા સુધી ગાંધીજી વિવિધ વિષયનાં પુસ્તકો પથારીમાં સુતે સુતે વાંચતા. આગળ જણાવ્યું છે તે મુજબ ગયા ઓક્ટોબર માસમાં ભાઈ મંઝરઅલીને છૂટવાનો દિવસ નજીક આવતો ગયો ત્યારે પાંચ સાડાપાંચ સુધી તેમની જોડે ઉર્દૂ વાંચતા અને પછી બાકી રહેલા વખતમાં પરચુરણ અભ્યાસમાં ગૂંથાતા. એ સમય દરમ્યાન અશાન્તિની તેમ જ શાન્તિની અવધિ આવતી. ચાર વાગ્યા પહેલાં કોઇ સાર્જન્ટ ગણી ન ગયો હોય તો પાંચ વાગ્યા સુધીમાં તે આવી જ જાય. વળી ચાર વાગ્યે લાઇબ્રેરી ખુલે અને ગોરાઓ ગાંધીજીની પાસે જ થઇને ઓસરીના પથ્થર ઉપર જોરથી બુટ અફાળતા એક પછી એક આવે અને જાય. સવાચારેક વાગે યાર્ડના બધાએ વૉર્ડરો ને બરદાસીઓની હાર જમાવીને ગંગાપા સૌને હોંશથી સાંજનું ભોજન પીરસે. બધા જમી અને તાંસળા સાફ કરીને ઓસરીમાં કે ચોગાનમાં થોડુંઘણું ફરે એટલામાં બાંધની તૈયારી થાય. અને જુદો હવાલદાર કમરપરે પાછળ ભેરવેલું પોતાનું 'બેટન' એક હાથે સંભાળતો અને બીજા હાથમાં કુંચીઓના બે મ્હોટાં ઝુમખાં ખખડાવતો બધી માટે તૈયાર થવા સૌને ચેતવે. ને પાંચના ઘંટ સાંભળે એટલે તરત જ અમારા વિભાગમાં પાંચ સાત કેદીઓને એક પછી એક કોટડીઓમાં પૂરતો જાય અને તાળાં ધબાધબ વાસતો જાય. તે પછી ગોરા કેદીઓને તેમનાં વિભાગમાં બંધ કરી આવે. અને છેવટે અમારા યાર્ડનાં મ્હોટા દરવાજાને તાળું વાગે ને "સબ બરાબર?" "બરાબર" "રામ રામ," "રામ રામ"નો છેવટનો સંવાદ દરવાજા ઉપરથી કરીને હવાલદાર અને ગંગાપા છૂટા પડે એટલે સુમસામ શાન્તિ ચોમેર ફેલાઇ જાય. છતાં પૂરેપૂરી તો નહિ જ. કારણ કે થોડી જ વારમાં 'અંધારી' અને 'સેપરેટ'માં દૂર દૂર બંધ થયેલા સિંધી કેદીઓ મોટા સાદે વાતો કરે અને સામે જ પૂરાયલા ગોરાઓ પણ થોડી જ વારમાં "અલ્લા પા...પા...પા...પા...પા"ની વારંવાર ચીસો પાડીને તેની પાસે રોટલા અને બીડીની ભીખ માગવા માંડે. જેમ અન્ધકાર અને શાન્તિ વધારે ગાઢ બને તેમ વળી ગાયન ગાવાની અને સીટીઓ વગાડવાની ઉર્મિઓ ગોરાઓને વધારે થઇ આવે. ને રાત્રે આઠ સાડાઆઠ વાગે ગાંધીજી પ્રાર્થના પૂરી કરીને પથારીમાં સૂવે ત્યારે જ તે પૂરેપૂરી શમી જાય.

આમ ચારથી સાડાપાંચ સુધીમાં ગાંધીજીના માથા ઉપર જ ગરબડ થતી હોય તો પણ તેથી જરા પણ બેચેન થયા વિના ગાંધીજી પોતાનો અભ્યાસ કરી શકતા. પણ એટલું તો ખરૂં જ કે તે પછી જામતી પરમ શાન્તિ તેમને અત્યંત પ્રિય લાગતી અને લગભગ પ્રાતઃકાળની સંપૂર્ણ એકાગ્રતા ફરીથી સાયંકાલે જ ભોગવી શકતા.

ઑક્ટોબરની આખરમાં ભાઈ મંઝરઅલી ગયા પછી ગાંધીજીએ ઉર્દૂનો સાંજનો અભ્યાસ બંધ કર્યો અને તે સમય બને ત્યાં સુધી લખવામાં જ ગાળવાનો સંકલ્પ કર્યો. રોજ રહવારે ગીતાજીના બબ્બે શ્લોકનું કાચું સૂચીપત્ર તૈયાર કરને કરતે કાચું લખાણ છેક પૂરું કર્યું. તે પછી દરેક અક્ષરવાર લખેલા શબ્દોને વળી કક્કાવારી પ્રમાણે ગોઠવવાની ઘણીએ રીતો અમારી સાથે ચર્ચા જોઇ અને છેવટે અક્ષરવાર લખેલા એકે એક શબ્દને કાગળના ન્હાનાન્હાના ટુકડાઓ પર લખીને તેને પાનાની માફક ચીપી કક્કાવારી પ્રમાણે ગોઠવવાનું નક્કી કર્યું.

પાનાંઓ પર શબ્દો લખી તેને ગોઠવવાનું કામ કેટલુંક તેઓ બપોરે કરે અને તે પૂરૂં કરીને કક્કાવારી પ્રમાણે તેઓ સાફ નકલ સાંજે કરે. કામ જેમ આગળ વધતું ગયું તેમ ગાંધીજીનો આનન્દોત્સાહ પણ ખીલતો ગયો. તે જેમ પૂરૂં થવા આવ્યું તેમ તેમ તેમની ઝડપ પણ વધતી ગઇ અને તેમણે નવેંબરની છેલ્લી તારીખ સુધીમાં આ કામ પૂરૂં કરવાનો સંકલ્પ કર્યો હતો તે ચાર પાંચ દિવસ વહેલો પરિપૂર્ણ થયો. તે વખતે અતિશય સંતોષ પામીને તેમણે કહ્યું: "મ્હારે હમેશાં આવું જ થાય છે. અમુક તારીખ પહેલાં કામ પૂરૂં કરવું ધાર્યું હોય છે ત્યારે તે ચાર પાંચ દિવસ વહેલું જ પતી જાય છે. છેલ્લા બે ત્રણ દિવસમાં તો રોજ દોઢસો બસો શબ્દો ગોઠવીને લખી નાંખ્યા. પેન્સીલથી નોટમાં ચારે બાજુએ અને વળી કાગળની છૂટી કરચો ઉપર એટલું બધું લખ્યું હતું કે તેમાંથી કાંઇ ખોવાઇ જવાની દહેશત રહેતી હતી એટલે બધુંએ સાફ લખાઈ ગયું તેથી મને બહુજ નીરાંત થઇ ગઈ."

આ પછી દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડતનો ઈતિહાસ તેમણે લખવા ધાર્યો હતો. તે મારી પાસે લખાવવાની મ્હેં બહુ જ આગ્રહપૂર્વક વિનંતિ કરી. તે તેમણે ખુશીથી સ્વીકારી: સાબરમતી જેલમાં તેઓ હતા ત્યારે તેમણે નવજીવનમાં તરત પ્રકટ કરવાની સ્વામી આનંદાનંદની માગણીથી આ ઈતિહાસનાં ત્રણ ચાર પ્રકરણો લખ્યાં હતાં. તેમને સજા થઇ અને તેઓ યરોડા આવ્યા એટલે એ લખાણ અટકી ગયું હતું. મેં તે પ્રકરણો વાંચી લીધાં—એવી આશાથી કે હવે આગળ લખાવશે તેનું સંધાણ હું સમજી શકીશ. પણ પછી ગાંધીજીએ તે વાંચીને તરત જ રદ કર્યાં અને કહ્યું કે એ તો સ્વામીની ખાસ માગણીથી ટૂંકામાં ઉતાવળથી લખનો હતો પણ હવે તો શાંતિથી લખું છું એટલે ઘણું જ વધારે લંબાણથી લખીશ. એટલે એ પ્રકરણોનાં પાનાં ગાંધીજીએ ફેંકી દીધાં—મૂલ્યો—પાછળની કોરી બાજુએ ચીઠ્ઠી ચપાટી લખવાને માટે તે બધાંએ સંઘરી રાખ્યાં.

મેં લખાવવાની માગણી કરી ત્યારે તેમણે પહેલું જણાવ્યું કે, "લખાવવાની તો ટેવ કેટલાએ વખતથી નથી એટલે હવે બરાબર લખાવતાં ફાવશે કે નહિ તે તો કોણ જાણે." મ્હેં ઉમેર્યું, "આપ છૂટા હતા ત્યારે પણ કોણ જાણે શાથી કેટલાએ વખતથી બધુંએ હાથે જ લખતા." તેમણે જણાવ્યું: "ખરૂં છે; હું પંજાબની તપાસમાં ગયો અને મહાદેવ મારાથી છૂટા પડયા ત્યારથી જ ઘણીએ વાર કોઈ બરાબર લખે એવું સાથે રહેતું નહિ એટલે હાથે જ લખવાની ટેવ પડી ગઈ." પણ મ્હારી તો ખાત્રી જ હતી કે દક્ષિણ આફ્રિકાની લડત તો ગાંધીજીની આંખ આગળ થયેલી એટલે તેમના મનમાં તો તે વિષે હકીકત સપાટાબંધ ગોઠવાતી જશે અને તેમની ભાષાનો પ્રવાહ પણ સહેલાઇથી વહેતો જશે. ને બન્યું પણ એમ જ. ગીતાજીનું પાકું લખાણ પૂરૂં કર્યા પછી બે જ દિવસમાં તેમણે સાંજે ચાર વાગે દક્ષિણ આફ્રિકાનું મંગળાચરણ કર્યું અને નવા ઉત્સાહમાં છના ઘંટ ન સંભળાવાથી લગભગ સાડા છ સુધી તેમણે લખાવ્યું. પછી તો રોજ સાડાત્રણ અને પોણાચારની વચ્ચે જમવાનું પૂરૂં થાય એટલે પહેલાં તો ગાંધીજી વાંચતા હોય. તે ચોપડીમાં જ તરત ગિરફતાર થાય. બરાબર ચાર વાગે હું તેમના ખાટલાની બાજુ ઉપર લખવા બેસી જઉં એટલે મને જોઇને ચોપડી અને ચશ્મા તેઓ બાજુ પર મૂકે અને પહેલે દિવસે લખેલું છેલ્લું વાકય પૂછીને તરત જ લખાવવામાં લીન થઇ જાય. છના ઘંટ સાંભળે એટલે તરત તેઓ સાવધાન થાય ને લખાણ છેક તૂટી ન જાય એટલું પૂરૂં કરીને બનતી ત્વરાથી બંધ રાખે.

ફેબ્રુઆરીની આખર સુધી તો મારે યરોડામાં રહેવાનું જ હતું એટલે ગાંધીજીને ઉમેદ હતી કે સત્યાગ્રહનો આખો ઈતિહાસ મારી પાસે જ પૂરો લખાવી શકશે. પણ એ લખતાં લગભગ સવા માસ થયો એટલામાં તો ગાંધીજીને મંદવાડે ઘેરી લીધા. તે પછી સાસુન હૉસ્પિટાલમાં જતાં પહેલાં લગભગ સાત દિવસ ગાંધીજી પથારીવશ રહ્યા તે દરમ્યાન પણ તેમણે લખાવવાનો વિચાર છેક છોડયો ન્હોતો. બે ત્રણ દિવસમાં આંકડી અને તાવ નરમ પડયાં એટલે એક દિવસ તેમણે મને લખવાને બોલાવ્યો. તે વખતે તેમનાં અંગેઅંગ કળતાં હતાં અને માથું બહુ જ દુઃખતું હતું. તેથી મેં મુલતવી રાખવાની વિનંતિ કરી તે તેમણે ન માની. બહુ જ ધીમે ધીમે તેમણે પોણોએક કલાક લખાવ્યું, અને પછી અટકયા. જેલમાં એમનું એ છેલ્લું જ લખાણ. તેને બીજે દિવસે પણ લખવાને બોલાવ્યો હતો ખરો, પણ કાંઇક પરચુરણ વાત નીકળી ને મોડું થઇ ગયું એટલે તેમણે પોતે જ મોકુફ રાખ્યું

### સંધ્યાકાળનું ચંક્રમણ

૭ વાગે લખાવવાનું પૂરું કર્યા પછી ગાંધીજી પાછા વાંચવામાં ડૂબી જતા. બરાબર સાતના ટકોરા સાંભળે એટલે ઉઠે, સ્હવારને માટે ચોપડીઓ વગેરે ગોઠવી દે અને હાથમ્હોં ધોઇને ચોગાનમાં ફરવા માંડે. ચોમાસામાં તો સાધારણ રીતે અંગ ઉપર ન્હાની ચાદર જ ઓઢતા. અંધારૂં સાડા સાત, પોણા આઠે થાય એટલે અમારા યાર્ડના બે વિભાગની વચ્ચે આવેલા આખાએ ચોગાનના લંબચક્રગોળમાં ગાંધીજી ફરતા. શિયાળો આવ્યો એટલે સાત વાગે તો અંધારૂં થઇ ગયું હોય અને ઠંડી વધારે પડતી હોય એટલે ન્હાની ચાદરની ઉપર એક મ્હોટી ચાદર ઓઢીને અને તેનાથી ઢીંચણની નીચેનો ભાગ પણ બને તેટલો ઢાંકીને ગાંધીજી અમારી કોટડીઓની પાસે જ આવેલી સાફ પગથીઆમાં ચાંદનીના કે વીજળીના પ્રકાશમાં આઠ વાગ્યા સુધી આંટા મારતા.

જેમ બીજા કામમાં તેમ આમાં પણ ગાંધીજી સમય વિષે પૂરેપૂરા સાવધાન રહેતા. વાંચવાનો ગમે તેટલો રસ જામ્યો હોય તો પણ સાત વાગે તે બંધ થાય જ. માત્ર કોઈ વખતે ઘંટ ચૂકી જવાથી જ તેમની એક કલાકની કસરતમાં કમીના આવી શકે. તેજ પ્રમાણે ફરતાં ફરતાં ગાંધીજી વિચારના વહનમાં કયાંયે તણાતા હોય અથવા ભાઈ મંઝરઅલી સાથે ગમે તેટલી ગરમાગરમ ચર્ચા ચાલતી હોય તો પણ આઠના ઘંટ સાંભળતાં જ ગાંધીજી બધુંએ સમેટીને ઓરડી તરફ વળવા જ માંડે. પહેલાં કરીથી હાથમ્હોં ધુવે અને પછી પ્રાર્થના કરવા બેસી જાય.

સંધ્યાકાળની આ લટારમાં ઘણુંખરૂં ભાઇ મંઝરઅલી અને પછીથી ભાઈ અબ્દુલ ગની સામેલ હોય. કોઇક જ વાર તેઓ સાથે સાથે શાન્તિથી ચાલતા હોય. ઘણુંખરૂં ઉર્દુમાં ધીમેધીમે કાંઇક વાત ચાલ્યાં જ કરે. ગાંધીજીના સાથી કાંઇક સવાલ રજૂ કરે અથવા બ્હારની કાંઈક હકીકત સાંભળીને ગાંધીજીનો અભિપ્રાય માગે. પહેલાં તો ગાંધીજી તેમની બધી વાત અને તેમની દલીલો શાન્તિથી સાંભળ્યાં જ કરે. પછી ગાંધીજી પોતાના અભિપ્રાય અને દલીલો રજૂ કરે. તેનું રહસ્ય એકદમ ન સમજાય એથી ફરીને કવચિત્ જોસભેર ચર્ચા ચાલે. છેવટે ગાંધીજી બુદ્ધિના તર્કવિતર્ક ઉપરથી અન્તરના ઉંડા અનુભવમાં ઉતરે. જોતજોતામાં એક વિચક્ષણ વિચારકને બદલે તેઓ વિશ્વદર્શી દર્શનકાર અથવા શાસ્ત્રકારરુપે પ્રકટ થાય. તેમના વામન જેવા સૂક્ષ્મ સ્વરુપમાંથી તેમના આત્માનું સર્વતોગામી વિરાટ સ્વરુપ પ્રકટી ઉઠે. તેમનો એકેએક ભાવ આશ્ચર્યચકિત કરી નાંખે, એકેએક શબ્દ આદેશ રુપ લાગે. સાંભળનારની બુદ્ધિ વશ થાય, દિલ મોહિત થાય અને જીભ બંધ થાય. આવે પ્રસંગે ખરેખરૂં એ ભાન થતું કે જે કર્મયોગી પુરુષ આ ન્હાના સરખા પિંજરામાં પૂરાયલા છે અને જે એક કેદી તરીકે તેમ જ મનુષ્ય તરીકે રાતદિવસ આદર્શ જીવન ગાળે છે તેમની બુદ્ધિ ને કલ્પના અકાશથી પણ ઉંચી ઉડે છે, પાતાળના પટંતરને પણ ભેદે છે અને તેનો સર્વવ્યાપી સર્વશક્તિમાન આત્મા આખા વિશ્વમાં પરમ સત્યને શોધતો ને પ્રકાશતો સ્થળકાળથી અલિપ્ત રહીને સ્વતંત્રપણે વિચરે છે.

આટલે વખતે જ્યારે એ બાગમાં વિહરતા શુભ્રવસનસુશોભિત મહાત્માજીનું દર્શન હું કરૂં છું ત્યારે પહેલાં તો અઢીહજાર વરસ ઉપર ચાતુર્માસમાં શિષ્યગણ સાથે પ્રાતઃકાળે ને સંધ્યાકાળે ચંક્રમણ કરતા ભગવાન બુદ્ધનું સ્મરણ થાય છે. પણ તેમના પછી જે વખત વહી ગયો છે તે દરમ્યાન દુનિયાએ ઘણા વારાફેરા જોયા છે, અસંખ્ય પાપ કર્યાં છે તેમ જ નિઃસીમ દુઃખ પણ સહન કર્યાં છે. કદાચ તેથી જ બુદ્ધ ભગવાનના દયાધર્મમાં ગાંધીજીએ સહન કરવાનો મન્ત્ર પણ ઉમેર્યો છે. અને આજે આખી અવનિમાં જેમ એ મન્ત્રનો વધારેમાં વધારે સ્પષ્ટ અને હૃદયંગમ ઘોષ તેમણે કર્યો છે તે જ પ્રમાણે તેની પરમસિદ્ધિ પણ તેમના જ જીવનની ક્ષણેક્ષણમાં જોવામાં આવે છે. આથી કે કોણ જાણે બીજા શાથે કારણથી ગાંધીજીના એ ધવલ વસ્ત્રનો, એ શુષ્ક નિર્બળ અંગલતાનો, એ નિશ્ચલ ધીર ગંભીર ગતિનો અને એ નિશ્ચયાત્મક પ્રૌઢ વાણીનો વિચાર કરતાં મારા મનમાં એક જ ભાવ વધારે ને વધારે ઉંડો જામે છે કે પૃથ્વીના પટ પર આજે સત્ય અને અહિંસાનો, પ્રેમ અને ધર્મનો દિગ્વિજય કરવા માટે જો કોઈ માણસ વધારેમાં વધારે દારુણ દુઃખ કે વધારેમાં વધારે ભયંકર યાતના—જેવી પુરાણ કાળમાં સેંકડો ખાનદાન પુરુષો અને અમીર સ્ત્રીઓએ, સુકુમાર યુવાનોએ અને સુન્દર કુમારીકાઓએ સહન

કરી છે તેવી—આજે કોઇ વધારેમાં વધારે ઉલ્લાસથી અને વધારેમાં વધારે સાત્વિક બુદ્ધિથી સહન કરે એમ હોય તો એ ગાંધીજી જ છે. આથી જ તેમના કંઠમાંથી દૂરદૂરથી કોઇ દેવદૂતના સ્વર સાંભળતો હોઉં, તેમના શુભ્ર વસનમાં કોઈ પયગંબરની ઝળહળતી જ્યોત જોતો હોઉં એમ ઘડીભર મને ભાસે છે.

## રાત્રિચર્યા

ગાંધીજી આઠ વાગે ફરવાનું પૂરું કરીને તરત જ પ્રાર્થના કરવા બેસે. પછી આશરે સાડા આઠ પોણા નવ વાગે પથારીમાં દાખલ થાય. અમે પાસે ખોખાં પર બેસીએ, ભાઇ મંઝરઅલી ગાંધીજીના અંગે અંગ પર તેલ મસળતા જાય, અને અમારી વાત ઉર્દુમાં ધીમે ધીમે ચાલતી જાય. શરૂઆતમાં જ્યારે પ્રાર્થના કંઇક વહેલી થતી હતી, ત્યારે ગાંધીજીએ નવ વાગતાં સુધી વાત કરવાનો ઠરાવ કર્યો હતો. તેમ છતાંયે જ્યારે ચર્ચાનો કંઇક પણ રસ જામે ત્યારે નવના ઘંટ તો કોઇને સંભળાય જ નહિ, અને કોઇકને સંભળાય, તો થોડીક જ વારમાં વાત સમેટી લેવાનું ધારીને કોઇને જણાવે નહિ. આમ ઘણીએ વાર દસ કે સાડાદસ પણ થઇ જતા. દરરોજ નવનો સમય પાળવાનો ફરીફરીને નિશ્ચય કરીએ, ને ફરીફરીને હસતે હસતે તોડીએ. પણ બે ત્રણ મહિનામાં એવી ચર્ચાની સામગ્રી પણ ખૂટી. અને પછી નવ સાડા નવ સુધીમાં ગાંધીજી જંપી જતા. તેમની મચ્છરદાની ખાટલા ઉપર ઝુલતી હોય, તે ખોલીને ચારે બાજુએથી બાંધી લઈએ, ને પછી ગાંધીજી 'રામ રામ' કે 'નારાયણ નારાયણ'નું સ્મરણ કરતા ઘણુંખરૂં પાંચ સાત મિનીટમાં નિદ્રાવશ થઇ જાય.

જેલમાં જતા પહેલાં ગાંધીજીની ઉંઘ ઘણી જ ઓછી થઈ ગઈ હતી. આશ્રમમાં તેમને દસ વાગે પણ સુતેલા કોઇ જુએ, તો તેને બીક લાગે કે તેઓ સવારે દોઢ બે વાગે જરૂર ઉઠશે ને તેથી તેમની પાસે સુતાં પણ ડરે. જેલમાં ગાંધીજીનું શરીર કંઇક નબળું પડેલું હોવાથી અને તેમનું મન કંઇક નિશ્ચિંત રહેવાથી તેમની ઉંઘનું ધોરણ કંઈક વધેલું લાગતું. છતાં નવ કે દસ વાગે પણ સુતા પછી ગાંધીજી રાતમાં એક બે વાગે ઓછામાં ઓછું એક વાર તો જાગી જ જાય. પછી ઘણુંખરૂં ત્રણ વાગે પણ જાગે. અને પછી એક ઝોકું આવી જાય, તેટલામાં ચારનો ઘંટ સંભળાય.

જેમ દિવસના કાર્યક્રમમાં ગાંધીજી આળસનો અંતરાય ન આવવા દે તેમ રાત્રિની નિદ્રામાં પણ મગજની ભ્રમણાને સહન ન કરે. એક દિવસ તેમણે કહ્યું: "હું ગઇ કાલે રાત્રે દોઢ વાગે જાગી ગયો તે વખતે દક્ષિણ આફ્રિકાનું લખાવવા વિષે ઓચિંતા વિચારો આવવા લાગ્યા. પણ મને તરત જ થયું, કે આ વખત કંઇ એ વિચાર કરવાનો નથી. એવા કંઇ કંઇ વિચારો મધરાતે મને ગોટવી નાંખે છે. તેને ઘણોય નિશ્ચય કર્યા છતાં નથી રોકી શકતો ત્યારે છેવટે રામ નામનું સ્મરણ કરૂં છું. એ ધુન બરાબર જામે છે, એટલે થોડી જ વારમાં ઉંઘી જાઉં છું."

## ઉપવાસ અને મૌનવાર

ગાંધીજીનો નિત્યક્રમ મેં સૂચવ્યો. હવે એક નૈમિત્તિક ક્રમ જણાવવાનો રહે છે. હાલ ખ્રિસ્તીઓની આખી દુનિયા રવિવારનો તહેવાર પાળી, તે દિવસ ખાસ મોજમજામાં ગાળે છે. સુરત આર્યો સોમવારે અર્ધ ઉપવાસ કરે છે. ગાંધીજી રવિવારે ઉપવાસ કરીને, અને સોમવારે મૌન પાળીને જીવનમાં તપસ્યાની જ્યોત ઝળકતી રાખે છે.

ગાંધીજી જેલમાં રવિવારે સવારે જમી લે, તે પછી સોમવારે સવારે જ જમે. તેમનું મૌન રવિવારે બપોરે બાર વાગે શરૂ થાય, તે સોમવારે બાર વાગ્યા સુધી ચાલે. એટલે રવિવારે બપોરે બે વાગે ઉર્દુ શિક્ષકને બોલાવ્યા વિના પોતે એકલા જ અભ્યાસ કર્યા કરે. ત્રણ વાગે નિયમ મુજબ બહાર આવી ખાટલા પર તો બેસે પણ જમવાનું કે વાત કરવાનો અંતરાય ન હોવાથી તેઓ સાત વાગ્યા સુધી અખંડ કામ કર્યા કરે. તે દિવસે જેલ પણ ત્રણ વાગે બંધ થઈ જાય એટલે પાછલા પહોરની શાન્તિ અદ્ભુત લાગે. ગાંધીજી પહેલાં તો એ ચારે કલાક સુતે સુતે વાંચવામાં જ ગાળતા. પણ ત્યારે ગીતાજીનું પાકું લખાણ તૈયાર કરતા હતા, ત્યારે તો તેઓ ભૂખે પેટે પથારીમાં પલાંઠી વાળીને બેઠે બેઠે બે કે ત્રણ કલાક સુધી એકાગ્રપણે લખ્યાં જ કરે. એ જોઇને અમને કંઇક કોમલ ભાવ થતા, ને કંઈક અદ્ભુત માન ઉપજતું. તેમના નિર્બળ શરીર પર તેમના પ્રચંડ નિશ્ચયબળની

અને શોધની અગત્યતામાં બન્ને રીતે પ્રથમ પંક્તિમાં રહેલા આ ગુજરાતી સંશોધકને પુરાતત્ત્વે જે માન અને મહત્ત્વ આપ્યું છે તે સર્વથા ઉચિત જ છે.

ફિલસુફી—તત્ત્વજ્ઞાનના લેખો પણ એટલા જ અગત્યના છે. કાલતત્ત્વ અને આધ્યાત્મિક વિકાસક્રમ ઉપરના લેખોમાં સર્વદર્શનના મતોનો બહુ સમર્થ રીતે સંગ્રહ અને સમન્વય કરેલો છે. એ દૃષ્ટિથી લખેલા પૌર્વાત્ય તત્ત્વજ્ઞાનના જૂદા જૂદા વિષય ઉપરના પંડિત સુખલાલજીના વધારે લેખો જોવા અમે ઉત્સુક છીએ. તે સિવાય ચિત્તની પાંચ વૃત્તિઓ ઉપરનો લેખ પૌર્વાત્ય પ્રાચીન શાસ્ત્રનું આધુનિક દૃષ્ટિએ પૃથક્કરણ છે. તત્ત્વજ્ઞાનના અભ્યાસીને આવા લેખોમાંથી ઘણું જાણવાનું મળશે.

સાહિત્ય વિભાગમાં આપણા ઐતિહાસિક સાહિત્ય ઉપરના લેખમાં ગત સાહિસની રૂપરેખા આપેલી છે. બૌદ્ધ સાહિત્યના ઇતિહાસ ઉપર પણ એવો જ સારો લેખ છે. અમારૂં ખાસ ધ્યાન સંસ્કૃત નાટક સાહિત્ય ઉપરના લેખે ખેંચ્યું છે. એ જ લેખકે આ પહેલાં આર્યવિદ્યાવ્યાખ્યાનમાળાના એક લેખમાં સંસ્કૃત નાટક વિશેના મતોની ચર્ચા કરેલી હતી અને આમાં તે જ વિષય ઉપર એક લેખાવલી તેમણે યોજી જણાય છે. આ પ્રથમ લેખમાં તેમણે સંસ્કૃત નાટકની પ્રાચીનતા સમર્થ રીતે સિદ્ધ કરી છે. જ્યોતિષ અને ગણિતશાસ્ત્ર ઉપર પણ તે તે વિષયના નિષ્ણાત અધ્યાપકોના લેખો પ્રસિદ્ધ થયા છે.

આ ત્રિમાસિકમાં આગળ જતાં સ્વાધ્યાયનો વિભાગ વિસ્તારવામાં આવ્યો છે તે યોગ્ય જ કર્યું છે, તેથી અંગ્રેજી નહિ જાણનાર અને બીજાં માસિક સુલભ ન હોય તેવાઓને પણ આ વિષયોમાં માહિતી મળી શકશે. પુસ્તકને અંતે આપેલી સૂચી મહત્ત્વનું અંગ છે. આપણા લેખકોએ હવે આ પદ્ધતિનું વધારે અનુકરણ કરવું જોઈએ.

પુરાતત્ત્વની સમસ્ત પ્રવૃત્તિ જોતાં સંતોષ થાય છે કે આખું વરસ એક સરખી રીતે વિદ્વત્તાપૂર્ણ લેખો તેમાં પ્રકટ થયા છે. વૈદિક જૈન અને બૌદ્ધ ત્રણેય સાહિત્યોનો તેમાં સુયોગ કરવામાં આવ્યો છે, અને આ રીતે ગૂજરાતી સાહિત્યમાં હવે તત્ત્વજ્ઞાન અને ઇતિહાસનાં સ્વતંત્ર સંશોધનો થશે એવી આસ્થા ઉત્પન્ન થાય છે. અમે આશા રાખીએ છીએ કે સમસ્ત ગૂજરાત આ પ્રવૃત્તિને ઉત્તેજન આપશે.

વ્યાપારી ભૂગોળ ભા. ૧ લો—ગૂજરાત વિદ્યાપીઠ પુસ્તક ૨૭ મું. લેખક ચંદુલાલ ભગુભાઈ દલાલ, અધ્યાપક ગૂજરાત મહાવિદ્યાલય, અમદાવાદ. પ્રકાશક ગૂજરાત વિદ્યાપીઠ. પૃ. લગભગ ૫૦૦ કિંમત રૂ. ૨–૮–૦

અત્યારે એક બાજુ સમસ્ત પ્રજા જ્યારે સમજી ગઈ છે કે સ્વભાષા દ્વારા આપી શકાય તે જ કેળવણી કહેવાય ત્યારે બીજી બાજુ કેટલાએક વિદ્વાનોને એ સંબંધી સંદેહ રહી જાય છે. અમે કબુલ કરીએ છીએ કે આપણી ભાષા પૂરી ખેડાયલી નથી, તેમાં પાઠ્ય પુસ્તકો નથી. પણ તેટલા માટે એ દિશાનો પ્રયત્ન જ ન કરવો એ તો વાતને અનંત કુંડાળે નાંખવા બરાબર છે. જે કાંઇ અપૂર્ણતા હોય તે સુધારવાનો એક જ ઉપાય છે અને તે એ કે સ્વભાષા દ્વારા શિક્ષણ પૂર્ણ શ્રદ્ધાથી શરૂ કરી દેવું.

આ પુસ્તક આપણા સાહિત્યમાં ઘણા લાંબા વખતની ખોટ પૂરી પાડે છે. આપણી કેળવણીમાં ભૂગોળના અભ્યાસ તરફ સર્વેએ દુર્લક્ષ જ કર્યું છે અને સાહિત્યે પણ એટલું જ દુર્લક્ષ કર્યું છે. વળી આ પુસ્તક આપણા દેશના દૃષ્ટિબિન્દુથી લખાયું છે એ એની ખાસ વિશેષતા છે. અને ભાષા સર્વને સુગમ લખેલી છે એ એના લેખકે ખરેખર ઘણું ડહાપણ કરેલું છે.

વિદ્યાપીઠ આ રીતે પોતાના અધ્યાપકો દ્વારા ગૂજરાતી સાહિત્યની ઘણી સેવા બજાવી શકશે.

તથાગત—પ્રકાશક નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન, ભાવનગર. કિંમત સાડ ચાર આના.

આ પુસ્તક શાળાઓમાં ધર્મશિક્ષણ માટે અતિ ઉપયોગી છે. તેના પ્રકાશક લખે છે તેમ તથાગતનું પુણ્ય ચરિત ઉગતી પ્રજામાં નવચેતન રેડશે.

શરીરવિકાસ—શ્રી દક્ષિણામૂર્તિભવન તરફથી આ નામનું એક માસિક ચાલતું. તેમાં આવેલા લેખો આમાં

એકત્ર કરી પ્રસિદ્ધ કરેલા છે. દરેક માબાપે અને શિક્ષકે પોતે સમજીને વિદ્યાર્થીઓને આ અગત્યના વિષયમાં જે શીખવવું આવશ્યક છે તેનો આમાં સમાવેશ થાય છે. કેટલાએક લેખો તો તે તે વિષયોના નિષ્ણાતોએ અને ખાસ અભ્યાસીઓએ લખેલા છે. વિષયનું નિરૂપણ શાસ્ત્રીય રીતે કરેલું છે અને તેમાં આપણા પ્રાચીન આયુર્વેદના પણ અનુભવસિદ્ધ વિચારો ગૂંથેલા છે. આ પુસ્તક આપણા અભ્યાસીઓમાં શરીર તરફ દુર્લક્ષ કરવાની જે ટેવ પડી ગઇ છે તે સુધારવાને બહુ ઉપયોગી થશે.

**વિદ્યાર્થી**—પ્રકાશક દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનના વિદ્યાર્થીઓ. કિંમત ૧-૮-૦. ઉપરની સંસ્થાના વિદ્યાર્થીઓ વિદ્યાર્થી નામનું એક હસ્તલિખિત માસિક કાઢતા તેમાંના કેટલાક લેખોનો આ સંગ્રહ છે. વિદ્યાર્થીઓનું જ માસિક અને વિદ્યાર્થીઓ જ પ્રકાશક એ જોઇ અમને ઘણો હર્ષ થાય છે. બધા લેખો અમને ઘણા સારા લાગ્યા છે. લેખકોમાંથી કેટલાએક તો આગળ ઉપર સારા લેખકો થશે એવી આશા બંધાય છે. કોઈ શાળા ખંતથી સ્વભાષા દ્વારા કેળવણી આપવાનો સદાગ્રહ રાખે તો પરિણામ કેવું સરસ અને કેટલા ઓછા સમયમાં આવે તેના પુરાવા તરીકે આ પુસ્તક અમે વાંચવાની ખાસ ભલામણ કરીએ છીએ. વિદ્યાર્થીઓ અને શાળાઓ તો આ પુસ્તક જરૂર લેશે પણ બીજો વાંચનાર વર્ગ પણ બાળકોના આ પ્રયાસને ઉત્તેજન આપવા ચૂકશે નહિ એવી અમે આશા રાખીએ છીએ.

**રથયાત્રા**—પ્રકાશક સુમન્ત મહેતા, યુગધર્મ કાર્યાલય અમદાવાદ. કિંમત એક આનો. ડૉ. રવીન્દ્રનાથ ટાગોરની આ નાટિકાનો અનુવાદ યુગધર્મમાં આવી ગયેલો તે અહીં પુસ્તકાકારે પ્રસિદ્ધ કર્યો છે તે યોગ્ય કર્યું છે. નાટિકા રસિક સુવાચ્ય અને નિશાળના મેળાવડાઓમાં ભજવી શકાય એવી છે. નિશાળોમાં ખાસ ઈનામ આપવા યોગ્ય છે અને અંત્યજોની શાળામાં મફત વહેંચાવવા યોગ્ય છે.

**રાજમુગટ**—પ્રકાશક અમૃતલાલ દલપતભાઇ શેઠ. કિંમત ગ્લેઝ કાગળ રૂ. ૧-૦-૦ રફ કાગળ રૂ. ૦-૧૨-૦ સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણી ક્રમાંક ૯. આ વારતા સૌરાષ્ટ્રમાં કટકે કટકે આવેલી અહીં પુસ્તકાકારે પ્રસિદ્ધ કરી છે. લેખકનું પોતાના પ્રાંત માટેનું વાત્સલ્ય સ્પષ્ટ દેખાઇ આવે છે અને તેથી તે કાઠીઆવાડમાં અને સામાન્ય રીતે આખા હિંદમાં રહેલી કેટલીક માનસિક નબળાઇઓ સ્પષ્ટ દેખાડી આપી તેને નિર્મૂળ કરવાના કેટલાએક ઉપાયો નવલકથાના રૂપમાં ચર્ચે છે.

**श्री बुद्धगीता-सत्य ग्रंथमाला संख्या १४. अनुवादक श्री स्वामी सत्यदेवजी परिव्राजक. मूल्य ।।।)** ધમ્મપદનું આ હિંદીમાં ભાષાન્તર છે.

**જગતના યુવકોને સંદેશ**—પ્રકાશક સેવામંડળ સુરત. એક પૈસો.

**સેવા મંડળ સુરત. ચોથા વર્ષનો અહેવાલ.**

રા.

# જ્ઞાનગોચરી

## સ્ત્રીઓની જાગૃતિ

તુર્કસ્તાન, મીસર, કોરીઆ વગેરે દેશોની સ્ત્રીઓમાં કાંઇ અજબ જાગૃતિ આવી છે. ગયા દશકામાં કોરીઆમાં થયેલા પરિવર્તનનું વર્ણન એક કોરીઆવાસી બાઈ નીચે પ્રમાણે કરે છેઃ—

પ્રાથમિક શાળાઓમાં અભ્યાસ કરતી છોકરીઓની સંખ્યા દશગણી થઇ છે, એટલે કે પહેલાં ૪,૦૦૦ હતી તે આજે ૪૨,૦૦૦ની થઇ છે. પહેલાં વિવાહ કરતી વખતે છોકરીઓની સંમતિ લેવાતી નહિ; આજે છોકરીઓને પૂછીને જ સંબંધ થાય છે. સાસુઓનો ત્રાસ અદૃશ્ય થઇ ગયો છે. પહેલાં પુરુષો ઘરની સૌ ચીજો ખરીદતા; હવે સ્ત્રીઓ પોતાના હાથે જ પોતાની ચીજો ખરીદે છે. સ્ત્રીઓ હવે છૂટથી મુસાફરી કરે છે. પડદાનો રિવાજ નીકળી ગયો છે. જાહેર સભાઓમાં જે પહેલાં પડદા અને ચક નંખાતા તે હવે નજરે નથી પડતા. સ્ત્રીઓ દુકાનદાર બની છે. કેટલીક ગરીબ સ્ત્રીઓ કારખાનાઓમાં દાખલ થઇ છે અને કેટલીકે મિશનરી બાઇનું સેવાજીવન સ્વીકાર્યું છે. આજે સરકારી ગણત્રી મુજબ કોરીઆમાં સ્ત્રીઓની ૫૮ સંસ્થાઓ છે. દશ વરસ પહેલાં ત્યાં એકેય નહોતી.

પરદેશીના જુલમ અને અન્યાયની સામે કોરીઆવાસીઓએ સ્વતંત્રતાની લડત માંડી છે એ સૌ કોઇ જાણે છે. આજે એમની દૃષ્ટિ પોતાની અંદરના જુલમ અને અન્યાય તરફ વળી છે અને તેઓ આત્મશુદ્ધિ કરવા પ્રેરાયા છે. પહેલાં રાજકીય જાગૃતિ, પછી આત્મશુદ્ધિ અને પછી સ્વતંત્રતા એ જગતના સ્વતંત્રતાની ઈતિહાસનો ક્રમ છે અને કોરીઆ તેમાંથી છટકી શક્યું નથી.

મીસરમાં પણ તે જ હકીકત બની છે. ત્યાંનું વુમન સીટીઝન નામનું પત્ર કહે છે કે, "મીસરના સ્ત્રીસંઘના પ્રયત્નથી લગ્ન માટે છોકરાની ઉમર ઓછામાં ઓછી ૧૮ વર્ષની અને છોકરીની ઉમર ઓછામાં ઓછી ૧૬ વર્ષની હોવી જોઇએ એ કાયદાને ત્યાંના પ્રધાનમંડળે બહાલી આપી છે અને એથી એ દેશમાંથી બાળલગ્નનો રિવાજ નાબૂદ થયો છે." આપણા દેશમાં ઉમર ઓછામાં ઓછી ૧૪ વરસની રાખવી, ૧૩ વરસની રાખવી કે ૧૨ વરસની રાખવી એ વિષે હજુ ચર્ચા ચાલે છે અને કમિટી કાંઈ નિર્ણય પર આવી નથી! આનું કારણ આપણી શિક્ષિત સ્ત્રીઓની નિર્બળતા નથી શું?

પણ મીસરની સુશિક્ષિત સ્ત્રીઓ આટલેથી જ અટકી નથી. આતો તેમની પાશેરાની પહેલી પૂણી છે. તેઓ પડદાનો રિવાજ દૂર કરાવવાને મથી રહી છે, છોકરાઓ જેટલી જ છોકરીઓને અભ્યાસની અનુકૂળતા મળે તે માટે મથી રહી છે અને લગ્નનો કાયદો ફેરવાવવા પ્રયત્ન કરી રહી છે. આજે ઇસ્લામી શરીઅત મુજબ મીસરમાં કોઈ પણ પુરુષ મરજી મુજબ એકથી વધારે સ્ત્રીઓ પરણી શકે છે અને મરજી મુજબ તેમને તલાક (છૂટાછેડા) પણ આપી શકે છે. મીસરનો સ્ત્રીસંઘ આ શરીઅતમાં ફેરફાર કરાવવા ચાહે છે; પુરુષને ખાસ કારણો સિવાય બીજી સ્ત્રી નહિ પરણવા દેવાનો અને જુની સ્ત્રીને તલાક નહિ આપવા દેવાનો કાયદો કરાવવા માગે છે. મીસરનાં મોટાં મોટાં શહેરોમાં ગોરી વેશ્યાઓએ બજારો માંડયાં છે; મીસરનો સ્ત્રીસંઘ એ અનીતિનાં બજારોને જડમૂળથી ઉખેડવા ચાહે છે અને એ માટે કાયદો કરાવવા પ્રયાસ કરે છે.

તુર્કીની સ્ત્રીઓએ ગયા તા. ૧૧ મી માર્ચે સભા ભરી પુરુષોને એકથી વધારે સ્ત્રી પરણવા દેવાનો રિવાજ નાબૂદ કરવા ત્યાંની પ્રજાકીય

સભાને અરજ કરી છે અને આ સ્ત્રીઓની આગેવાન મુસ્તફા કમાલ પાશાની જ સ્ત્રી લતીફા ખાનુમ છે. તુર્કસ્તાનમાં જાહેર સભાઓમાંથી તો પડદાનો રિવાજ ઘણા વખતથી નીકળી ગયો છે, હવે રેલગાડીઓમાંથી પણ એ પડદા અને ચકાને રજા મળી છે અને બુરખાનો તો લગભગ સમૂળગો નાશ થયો છે. એમ કહેવાય છે કે ખલીફને તુર્કસ્તાનમાંથી રજા આપવાનું એક કારણ આ પણ છે કે તેની હાજરીથી મુલ્લાંઓનું જોર વધી પડે છે અને તેઓ ઇસ્લામી શરીઅતથી વિરુદ્ધ સ્ત્રીઓને થતો ઇન્સાફ સહન કરી શકતા નથી. બીચારા એક મુલ્લાને તો આ માટે સજા પણ થઈ ગઈ, છતાં હજુ તુર્કસ્તાનની સ્ત્રીઓનો માર્ગ નિષ્કંટક થયો નથી. અમને લાગે છે કે તુર્કસ્તાન, મીસર વગેરે દેશોની પ્રગતિની અસર આખી ઇસ્લામી આલમ પર થશે અને એથી ઇસ્લામી શરીઅતમાં જે ફેરફાર થશે એમાંથી હિંદુસ્તાનના મુસલમાનો મુક્ત રહેવાના નથી. આ પ્રગતિનું મોજું ક્યારે હિંદુસ્તાનના કિનારે અથડાશે એની જ અમે ઉત્સુકતાથી રાહ જોઈએ છીએ."

## અમેરિકામાં દારૂનિષેધનાં મીઠાં ફળ

જાનેવારી માસની ૧૨મી થી ૧૬મી તારીખના દિવસોમાં વોશિંગ્ટન શહેરમાં દારૂનિષેધ મંડળની પરિષદ મળી હતી તે વખતે નીચેની હકીકત રજુ થઇ હતીઃ—

દારૂનિષેધના ચાર વરસમાં (૧) ૮૭૩,૦૦૦ માણસોની જીંદગી બચી છે અને વીમા કંપનીઓને ૬૭૮,૭૬૯,૦૦૦ ડોલર (૨ અબજથી વધારે રૂપિયા) નો ફાયદો થયો છે;

(૨) ૪૦ લાખ ઓછા માણસો દારૂડીઆ તરીકે પકડાયા છે;

(૩) દારૂડીઆઓને અને તેમનાં કુટુમ્બોને મદદ કરવામાં જે અઢળક નાણાં પહેલાં ખર્ચાઇ જતાં તે બચ્યાં છે અને દાન કરનારી સંસ્થાઓ પાસે એ જાતની મદદની રકમમાંથી ૭૪ કરોડ રૂપીઆની રકમ ફાજલ પડી છે;

(૪) મિલો અને કારખાનાઓમાં અકસ્માત મરણનો ભોગ થઇ પડતા માણસોમાંથી ૧૦ લાખ માણસો બચ્યા છે;

(૫) સેવિંગ બેન્કોમાં અબજ ડોલરનો અને વીમા કંપનીઓમાં ૧૧ અબજ ડોલરનો માત્ર ૧૯૨૩ ની સાલમાં જ વધારો થયો છે;

(૬) મજુરી મોંઘી હોવા છતાં ૧૯૨૩ ની સાલ કરતાં ૩,૦૦૦ વધારે નવાં ઘર બંધાયાં છે;

(૭) દારૂ પાછળનો પૈસો બચતાં કામદારોનાં છોકરાંઓની હાઇસ્કુલો અને કોલેજો પર દરોડો પડ્યો છે અને દાખલ થવા ઇચ્છનાર તમામને કેવી રીતે દાખલ કરવા એ સવાલ ઉભો થયો છે.

આ બધાનું મૂળ ૧૭૭,૭૯૦ પીઠાંઓની ઉઠામણી. હિન્દુસ્તાનમાં બિહાર સરકારના આબકારી ખાતાના પ્રધાન ગણેશદત્ત સિંગ કહે છે કેઃ

"અમારે તો કરનું સૌથી મોટું સાધન આબકારી ખાતું છે (એટલે કે દારૂ તાડી અફીણ વગેરેની આવકનું ખાતું) એટલે આબકારી ખાતું કાઢી નાંખો તો પ્રજાને સોંપેલાં તમામ ખાતાં બંધ થઈ જાય."

આનો અર્થ એટલો જ કે પ્રજાને સોંપાયેલાં ખાતાં ( Transferred Departments ) ચલાવવાં હોય તો દારૂતાડીની આવકમાંથી જ ચલાવી શકાય. બીજી રીતે કહીએ તો પ્રજા દારૂ પીને જ સુધારાને સફળ કરી શકે. હિન્દુસ્તાન અને અમેરિકા પૃથ્વીના ગોળા પર સામસામે આવેલાં છે; આથી એ બે દેશની ગુરુત્વાકર્ષણની દિશા સૃષ્ટિરચનાના નિયમ મુજબ એક બીજાથી ઉંધી છે. કદાચ આને લીધે જ અંગ્રેજ સરકારે એ બે દેશની સુધારાની દિશા પણ એકબીજાથી ઉંધી રાખી હોય તો તે સૃષ્ટિરચનાના નિયમ અનુસાર છે અને એથી તેની સામે કોઈ વાંધો લઈ શકે નહિ. માત્ર સરકારે એ વાત સ્પષ્ટ કરી દેવી જોઈએ.

## સમાજ સેવા

સુરતના સેવામંડળનું ચોથું વર્ષ ગયા ડીસેમ્બર માસમાં પૂરું થયું, તેનો વાર્ષિક મેળાવડો ચૈત્ર સુદ ૧-૨-૩ ને રોજ ઉજવવામાં આવ્યો. ત્રણે દિવસે જુદા જુદા પ્રમુખ, જુદા જુદા વક્તાઓ, તથા જુદાં જુદાં નાનાં પ્રદર્શનો તથા ખેલો એવી રમ્ય ગોઠવણ રાખવામાં આવી હતી. પ્રથમના દિવસે શ્રી. અમૃતલાલ ઠક્કર, બીજે દિવસે કવિ ન્હાનાલાલ તથા ત્રીજે દિવસે સ્વામી શ્રી આત્માનંદ સરસ્વતી પ્રમુખ હતા. પહેલે દિવસે ચિત્રોનું તથા કલાનું નાનું પણ સુંદર પ્રદર્શન હતું, તથા ઉત્તમ નીવડેલા બાલ ગાયનકારનાં ગાયનો થયાં. બીજે દિવસે સંગીતના ઉસ્તાદોનાં દેશી વાદ્યો સાથેનાં ગાયનો થયાં, અને ત્રીજે દિવસે સ્કાઉટ્સ અને બીજા વિદ્યાર્થીઓના

અંગકસરતના ખેલો થયા. આમ આ વાર્ષિક ઉત્સવમાં સુરતીઓની વિધવિધતા દેખાતી હતી.

પ્રથમ દિવસના પ્રમુખ શ્રી. ઠક્કરે સેવાધર્મ સંબંધી ઉલ્લેખ કરતાં કહ્યું કે તે ગહન છે એમ સંસ્કૃત કવિએ કેમ કહ્યું છે તે સમજાતું નથી. આપણી હાલની સામાજિક સ્થિતિમાં તો જરા જેટલી સેવાને પણ મહત્ત્વની ગણનામાં આવે છે, તથા સાધારણ સેવકને મોટા પુરૂષ ગણનામાં આવે છે. દાક્તરોની સેવાની, તેઓ પૈસા લેતા છતાં પણ, કેટલી બધી કદર કરવામાં આવે છે! મીશનરી અથવા ધર્માર્થ કામ કરનાર વૈદ દાક્તરોના તો લોકો પગ ધોઇને પૂજે છે. મીરજ તથા આણંદના મીશનરી દાક્તરોની તથા મુંબઈની રૂક્મિણી સુતિકાગૃહ જેવી ઇસ્પીતાલના દાક્તરોની લોકપ્રિયતા ઘણી જ છે. સેવાસ્થાન વિષે બોલતાં તેમણે કહ્યું કે આપણો મોટો દેશ બે ભાગમાં વહેંચાયેલો છે: શહેરો અને ગામડાં. શહેરોમાં મોટા ધંધા રોજગાર, કારખાનાંઓ, તથા વેપાર છે, અને બધી જાહેર હિલચાલો તથા સમાજસેવાનાં કેન્દ્રો શહેરોમાં જ છે એ વાત ખરી; પરંતુ સમગ્ર દેશની વસ્તીનો ૯૦ ટકા જેટલો ભાગ ગામડાઓમાં (એટલે ૫૦૦૦ થી ઓછા જનસમૂહમાં) રહે છે, એ વાત ક્ષણભર પણ ભૂલવી ન જોઇએ. જેની સેવા કરવાની જરૂર છે તે બધાએ ગામડામાં જ વસે છે. જે અભણ છે, દરિદ્ર છે, જેની દૃષ્ટિ વિશાળ કરવાની જરૂર છે, તે બધા ગામડામાં જ વસે છે. મુંબઈ, અમદાવાદ કે સુરત જેવા શહેરોમાં સેવામંડળો ભલે કામ કરે અને શહેરીઓને મદદ કરવા પ્રયત્ન કરે. પણ વધારે સહાયની જરૂર તો આપણા ગામડીઆ ભાઈઓને છે, અને તે માટે સેવાની યોજનાઓ ગામડાંઓના નાના નાના સમૂહોમાં થવાની અતિ આવશ્યકતા છે. વળી આપણી સમાજના બીજા ધોરણે પણ બે વિભાગ પાડી શકાય: કહેવાતી ઉચ્ચ કોમો, અને કહેવાતી હલકી કોમો. ઉચ્ચ કોમોની સંખ્યા-વસ્તીપત્રક પ્રમાણે-ઘણી જ થોડી છે, કુલ વસ્તીના ભાગ્યે ૧૦-૧૫ ટકા હશે. કહેવાતી નીચી કોમો—કોળી, કણબી, માળી, વાઘરી, કાળીપરજ, અંત્યજ તથા અંગ મહેનતથી પોતાનો ગુજારો કરનારી એવી બીજી કોમો—થી જ દેશ ભરેલો પડયો છે. દેશ કાંઇ વાણીઆ, બ્રાહ્મણ, પારસી કે મોલવીઓનો મોટે ભાગે બનેલો નથી. ઉંચી કહેવાતી કોમો પોતપોતાની કોમની સેવા કરે છે, કરવા સમર્થ છે, પણ ઉંચ કોમ નીચ ગણાતી કોમની સેવા કરે તે જ ખરી સેવા છે. બ્રાહ્મણ પોતાની જ્ઞાતિની સેવા કરે, તેને જ માટે કેળવણી ફંડ સ્થાપે, અથવા દવાખાનું કાઢે તેમાં સેવા નથી, નિઃસ્વાર્થ સેવા નથી, પણ કોળીની કે દુબળાની સેવા કરે તે ઘણી ઉંચા પ્રકારની, કેવળ નિઃસ્વાર્થ સેવા ગણાય. આવા પ્રકારની સેવાનો અવકાશ આપણે ત્યાં પુષ્કળ છે. પણ તેને માટે શહેર મૂકીને ગામડાંમાં જઇને વસવાની જરૂર છે એ વાત નિરંતર ધ્યાનમાં રહેવી જોઇએ. શહેરનાં સુખસગવડ, ગાડીઘોડા છોડીને રેલ્વેના સાધનથી ઘણામે ગાઉ દૂર, તારટપાલની સગવડ વિનાના ગામડામાં રાતદિવસ વસવાની જરૂર છે.

અશિક્ષિત મુસલમાનોની કેળવણીમાં [ ક્ષિત હિંદુઓએ રસ લેવાની જરૂર છે. જેમ તે કામ સર સયદ અહમદ કરી શકે તેમ પંડિત મદનમોહન પણ કરી શકે. ધારાળાઓ, ભીલો, અંત્યજો, કાળીપરજોને માટે અંગ્રેજ સરકાર કે શ્રીમંત ગાયકવાડ બોર્ડિંગો કાઢે તો ઉંચવર્ગના હિંદુઓ તેમને માટે ભગ ઉઠાવીને શિક્ષણ કેમ ન આપે? નડિયાદ પાસે ઉત્તરસંડામાં વાઘરી કોમને માટે તથા ગોધરા પાસે ધારાળા કોમને માટે સરકારી બોર્ડિંગો નીકળી છે; ડાંગના જંગલમાં આહવામાં તથા વ્યારામાં કેનેડાના ખ્રિસ્તી મીશને ભીલોને માટે આશ્રમો ખોલ્યા છે તે આપણામાંથી કેટલા થોડાએ જોયા હોય છે! તો પછી તેમને શિક્ષણ આપવાની તથા અન્ય સહાય આપવાની વાત તો દૂર જ રહી. મારે પણ શરમ સાથે કબુલ કરવું પડે છે કે આ બધા આશ્રમો મેં જોયા નથી.

આપણા દેશમાં દલિત (Suppressed) કોમોનો કાંઇ તોટો નથી. અંત્યજો ઉપરાંત વાઘરી, ચોધરા, ધોડીઆ, ભીલ, દુબળા, વારલી, વિગેરે અનેક પહાડી તથા જંગલમાં રહેનારી કોમો છે. અંત્યજોની સેવા કરનાર અનેક આત્મારામ પંડિતો આપણને જોઈએ છે. તેમજ ભીલ-કાળીપરજ કોમોની સેવા કરનાર સેંકડો સેવકોની જરૂર છે. ઔદિચ્ય બ્રાહ્મણ પરિષદ્ કે ખડાયતા પરિષદો તો ભલે ભરાય, પણ વાઘરી, ધારાળા અને ભીલ પરિષદો વિના હવે આપણને ચાલશે નહિ, અને તેને માટે તે તે કોમોમાંથી સેવકો હાલ બહાર આવી શકે તેમ નથી તેથી શહેરોમાં વસનારી ઉંચી કોમના લોકોએ બહાર આવીને એકેક દલિત કોમનું સેવાકાર્ય ઉપાડી લેવું જોઇએ.

ત્રાવણકોર રાજ્યમાં વાઈકોમ ખાતે અંત્યજોના માનુષી હક્કોના રક્ષણ અર્થે ત્યાંની કોંગ્રેસ કમિટીએ જે કાર્ય કરવા માંડયું છે તે ખરેખર પ્રશંસાને પાત્ર છે. એકેક બ્રાહ્મણ, એકેક ઢેડ, અને એકેક ચમાર સાથે જઇને અસ્પૃશ્યતા તથા દૂરતાના નિવારણ અર્થે ભાઈઓની માફક પ્રયત્ન કરે તે દૃશ્ય રમણીય અને સાત્ત્વિક છે. ત્યાંના બ્રાહ્મણો અને નાયરો (ક્ષત્રિઓ) ની ખરી કસોટીનો પ્રસંગ આવ્યો છે, અને તેમાંથી તેઓ ઠીક રીતે પસાર થાય છે.

દલિત કોમોને આપણે કેવી રીતે દળી નાંખીએ છીએ, ચગદી નાંખીએ છીએ, તેનો એક દાખલો થોડા દિવસ ઉપર મારી નજરે આવ્યો. પાંચમહાલ જીલ્લાના ઝાલોદ તાલુકાના એક રાજપુત તાલુકદારને ત્યાં એક દુંડી-ખવાસણ-હતી. તે અનેક કારણોથી તેને ત્યાંથી જતી રહી. તેને પોસાયું નાહ

જરૂર સમજાઇ, તથા વૈદ્યોના રક્ષણ માટે ઐક્ય અથવા સંગઠનની જરૂર માલુમ પડી.

(૨) આયુર્વેદના શિક્ષણમાટે એક ચોક્કસ અભ્યાસક્રમ નક્કી થયો અને વિદ્યાર્થીઓની પરીક્ષા લઈ તેમને પદવી આપવા માટે વિદ્યાપીઠ સ્થપાયું.

(૩) અભ્યાસક્રમ તથા પરીક્ષાઓ માટે ધોરણ ઠરાવ્યું હોય તો તે પ્રમાણે શિક્ષણ આપવાની વ્યવસ્થા એક દાખલારૂપ સંસ્થા તરફથી થવી જોઇએ. તેટલા માટે અલાહાબાદ જેવા મધ્યસ્થ સ્થળે આયુર્વેદ મહાવિદ્યાલય ઉઘાડવાનો પ્રયત્ન થયો.

આટલી પ્રગતિ તો થઈ અને ત્યાર બાદ મંદી આવી. અત્યાર સુધી યોજનાઓ રચવાની હતી, નકશાઓ ચીતરવાના હતા—અને હવે વખત આવ્યો છે જમીન ખોદવાનો, પાયા નાંખવાનો તથા ચણવાનો. હવાઇ કિલ્લા ઘણા વિશાળ અને સુશોભિત હોઇ શકે પણ જ્યારે ખોદવાનો વખત આવે ત્યારે જ ખાત્રી થાય કે જો મોટું મકાન બાંધવાની શક્તિ ન હોય તો નાનું મકાન ચાલી શકે, અથવા તેનાથી ચલાવી લેવું પડે. મારી સૂચના એવી છે કે હાલમાં " અખિલ ભારતવર્ષ " નો વિચાર પડતો મૂકીને " પ્રાન્તિક " પ્રવૃત્તિ હાથમાં લેવી. એક દૃષ્ટાંત આપું. ૧૯૧૬ની સાલમાં પ્રો. કર્વેએ પુનામાં મહિલા વિદ્યાપીઠની સ્થાપના કરી અને તેને " અખિલ ભારતવર્ષીય " બનાવવાનો પ્રયત્ન કર્યો. તેની વ્યવસ્થા માટે જે મંડળ (સેનેટ) નીમાયું તેમાં બંગાળા, બિહાર, ઉત્તર હિંદુસ્તાન, કરાંચી, મહિસુર, મદ્રાસના સભ્યોને

વાતો નીચા કોમો—જેઓના અનુભવથી આપણે જાણીએ છીએ અંત્યજ તથા અંગ મેહેનતથી ..
બીજી કોમો—થી જ દેશ ભરેલો પડયો છે. દેશ કાઇ વાણીઆ, બ્રાહ્મણ, પારસી કે મોલવીઓનો મોટે ભાગે બનેલો નથી. ઉંચી કહેવાતી કોમો પોતપોતાની કોમની સેવા કરે છે, કરવા સમર્થ છે, પણ ઉંચ કોમ નીચ ગણાતી કોમની સેવા કરે તે જ ખરી સેવા છે. બ્રાહ્મણ પોતાની જ્ઞાતિની સેવા કરે, તેને જ માટે કેળવણી ફંડ સ્થાપે, અથવા દવાખાનું કાઢે તેમાં સેવા નથી, નિઃસ્વાર્થ સેવા નથી, પણ કોળીની કે દુબળાની સેવા કરે તે ઘણી ઉંચા પ્રકારની, કેવળ નિઃસ્વાર્થ સેવા ગણાય. આવા પ્રકારની સેવાનો અવકાશ આપણે ત્યાં પુષ્કળ છે. પણ તેને માટે શહેર મૂકીને ગામડાંમાં જઇને વસવાની જરૂર છે એ વાત નિરંતર ધ્યાનમાં રહેવી જોઇએ. શહેરનાં

કે પર પ્રાન્તનાસભ્યો ક્વચિત જ હાજર રહે છે, અને એ વિદ્યાપીઠમાં આજે મહારાષ્ટ્ર તથા ગુજરાત જોડાયાં છે. વ્યવસ્થાપક મંડળના સભ્યોને મુસાફરી ખર્ચ મળે છે તે છતાં હાજર રહેતા નથી. જ્યારે દરેક પ્રાન્ત પોતપોતાની સંસ્થા સ્થાપી, અનુભવી મેળવીને પછી એક મધ્યસ્થ—મધ્યવર્તી વિદ્યાપીઠ તથા પાઠશાળા સ્થાપવા માટે તૈયારી કરશે ત્યારે તે વિદ્યાપીઠની પ્રતિષ્ઠા સર્વમાન્ય થશે. જો હાલમાં ચાલતી વિદ્યાપીઠને ટકાવી રાખવી હોય તો બનારસ વિદ્યાપીઠ જોડે ગોઠવણ ન થઈ શકે ?

મારી બીજી સૂચના છે કે ગુજરાત પ્રાન્તના વૈદ્યોનું સંમેલન અમદાવાદમાં ભરવું. મુંબઇ સુરતના વૈદ્યો તેમ જ કાઠીઆવાડના વૈદ્યોને અમદાવાદ અનુકૂળ થઇ પડશે. જ્યાં સુધી કેટલાક ઉત્સાહી વૈદ્યો થોડો ઘણો સ્વાર્થત્યાગ કરીને આયુર્વેદની સેવા કરવા માટે બહાર નહિ પડે ત્યાં સુધી આ કાર્ય આગળ પડવાનું નથી એ તો નક્કી છે. પણ એક વખત સંગઠન થાય તો યોગ્ય કાર્યવાહકો નીકળી આવશે. ગુજરાતી વૈદ્યો એક નાનું સંમેલન મેળવવા જેટલો ઉત્સાહ પણ એકઠો ન કરી શકે એ માનવામાં આવતું નથી. મહારાષ્ટ્રમાં મ્યુનિસિપાલિટીઓ અને લોકલબોર્ડો તરફથી આયુર્વેદ ઔષધાલયો ખોલાયાં છે તેવાં ગુજરાતમાં કેમ ન નીકળે ? આપણાં દેશી રાજ્યોએ આયુર્વેદને ઉત્તેજન આપ્યું નથી અને વૈદ્યોની કદર કરી નથી તે સંગઠન થયા પછી જરૂર મેળવી શકાય એમ હું માનું છું.

સુમન્ત મહેતા

# નોંધ

## અવલોકન

ઉતરતા થોડા માસમાં ઘણા ગંભીર બનાવો બન્યા છે. તુર્કી સાથે સંધિ થઈ અને પછી ઓચિંતી ખિલાફત તૂટી. રૂશીઆમાં લેનિન ગૂજરી ગયો અને કામદાર પક્ષ ઈંગ્લંડમાં સત્તાધીશ થયો. મહાત્મા ગાંધીજી લગભગ મરણશય્યા પર સુતા, ઉઠયા અને છૂટયા. શિખોની ગુરૂદ્વારા સમિતિ સરકારે ગેરકાયદેસર ઠરાવી ને તેના ચુનંદા અગ્રણીઓ પકડાયા. છતા જૈતુની યાત્રા કરતાં સેંકડો શિખ મરાયા અને ઘાયલ થયા, હજારો પકડાયા અને પકડાય છે. સ્વરાજ્ય પક્ષના નરવીરોએ મુંબાઇ, કલકત્તા જેવી કેટલીએ મ્યુનિસિપાલિટીઓ હાથ કરી છે અને કેટલાએ પ્રાન્તોમાં ધારાસભાને વશ કરી તેઓ સરકારને હંફાવે છે. આની સાથે ખાદીનું કાર્ય ધીમેધીમે દેશભરમાં ચાલે છે, રામેશરા અને બોરસદમાં કંઈક કંઈક અખતરાઓ થાય છે, ને વાઇકોમ અને પેટલાદ જેવા રજવાડામાં પણ સત્યાગ્રહના સૂર સંભળાય છે.

આમ છતાં પ્રજાસાગરના હૃદયમાં નથી થતું કંઈ મહામન્થન કે નથી તેની સપાટી પર ઉછળતી કંઇ તોફાની તરંગમાલા. તેથી એમ જ લાગે કે જાણે સને ૧૯૨૨ માં ગાંધીજીએ બારડોલીની લડત મોકુફ રાખી ત્યારથી જ ભરતી પુરી થઈ અને પાણી નીચે જ ઉતરતાં ગયાં. પણ આવી દેખીતી સુષુપ્તિમાં પણ ઈશ્વરનો કંઈક સંકેત કેમ ન હોય?—જૂની જાગ્રતિની કંઠીમાં પણ કોઈ અવનવા ચેતન-સમારંભની છૂપી તૈયારી કેમ ન હોય?

## ખિલાફતની તૂટ

આ દ્દષ્ટિએ ખિલાફતનો વિચ્છેદ થયો જ બોધદાયક છે. તે વિષે ઓચિંતી ખબર મળી ત્યારથી મુસલમાન ભાઇઓનાં દિલ ઘણાં વ્યાકુલ થઈ ગયાં છે. અને ખિલાફત કમિટીએ વધારે ચોક્કસ માહિતી મેળવવા માટે કમાલ પાશાને તાર કર્યા છે, તેના સંતોષકારક જવાબ હજી મળ્યા નથી. છતાં નવી ઉગતી તુર્ક પ્રજાનો ગંભીર ઠરાવ અને તેની મનોવૃત્તિ ચોખ્ખાં દેખાય છે. અંગોરાની સભાએ એવો ઠરાવ કર્યો છે કે તુર્કસ્તાન દેશમાં સમગ્ર રાજ્યસત્તા એ સભામાં જ એકત્રિત થયેલી હોવાથી ખલિફની જૂદી પદવી બીનજરૂરી અને નુકસાનકારક છે ને તેથી તે રદ કરવામાં આવે છે, ને ખલિફની તમામ ધાર્મિક સત્તા ધર્મના અને ધર્માદાના ખાતાને સોંપવામાં આવે છે. કેવળ તુર્કીની દૃષ્ટિએ આ ઠરાવની સામે કોઈ ભાગ્યે જ વાંધો લઈ શકશે. સૌ જાણે છે કે સન ૧૯૦૮માં તુર્કીમાં રાજપરિવર્તન થયા થયા પછી પણ ખલિફ સુલતાનની સત્તા એ દેશને રાજકીય અને ધાર્મિક, સામાજિક અને શિક્ષણની પ્રગતિમાં અતિશય અંતરાયરૂપ થતી. નવી લોકસભાએ ખલિફની રાજ્યદ્વારી સત્તા હમણાં છીનવી લીધી, પણ દુનિયાની જૂનામાં જૂની રાજગાદીની આસપાસ સદીઓથી જામેલો સડો આમ ક્ષણવારમાં સાફ થઈ શકે જ નહિ અને તેમાં રહેલાં ઝેરી બીજ ગમે ત્યારે ફુટીને ફાલી નીકળે. જૂના જમાનાના મૌલવીઓ અને મુલ્લાઓના પણ આશ્રયદાતા ખલિફ જ એટલે ધર્મના એકે કાનુનમાં અથવા સમાજના એકે રીતરિવાજમાં કંઇ સુધારો થઈ જ ન શકે. તેથી ખલિફની જૂદી અંગત પદવી નાબૂદ કરવામાં અને તેની સત્તાઓ લોકશાસનના ધોરણ મુજબ

ધારાસભાઓમાં અને બીજા તમામ હોદ્દાઓમાં સમતોલ વહેંચણી સહેલાઈથી કરી શકાય. ધર્મના જેવા ગંભીર વિષયને આવા સોદાના ત્રાજવામાં મૂકવાથી હિન્દુઓ ખૂબ ખીજાય એ સ્વાભાવિક છે. વળી, એવી પણ અફવા ફેલાઈ કે મૌ. મહમદઅલીએ અજમેરમાં એમ કહ્યું કે મહાત્મા ગાંધી કરતાં પણ એક દુરાચારી મુસલમાનને હું ચઢીઆતો ગણું. અને જો કે ગાંધીજી વિષે મહમદઅલીનો પૂજ્યભાવ જાણીતો છે છતાં બન્ને અલીભાઈઓને એ વિષે ફરી ફરીને ખુલાસા કરવા પડ્યા અને ગાંધીજીને પણ સાત્વિક ભાવે તેના પર વિગતવાર ટિપ્પણ આપવું પડ્યું, એ બન્ને કોમ વચ્ચે ફેલાએલી બેદિલીનો અચૂક પુરાવો છે.

આમ રોગ તો ચોક્ખો વર્તાય છે. પણ તેનો ઉપાય શો ? હિન્દુઓ મસ્જીદો આગળ તાંસાં ન વગાડે અને મુસલમાનો ઈદ સિવાય ગાયને હાથ ન લગાડે એવી સંધિ કરવાથી પણ વળવાનું નથી. જો વળે એમ હોત તો નીઝામબહાદુરે ગોવધની બંધી કરી તે પછી પોતાના રાજ્યના ઘણા હિન્દુઓને વટલાવવાની પેરવી કરવાનો આક્ષેપ તેમના પર ન આવત. બીજી પાસ હિન્દુઓ પોતાની શક્તિ અને સ્વમાન કેળવવાને માટે જાતીય સંગઠન કરે એ ગમે તેટલું જરૂરનું હોય, તેમ ખિલાફત કમિટીઓની રચનાથી મુસલમાનોમાં જાગૃતિ ફેલાવવાથી ગમે તેટલો લાભ હોય તો પણ માત્ર એવા એકદેશીય પ્રયાસોથી જ રાષ્ટ્રીય ઐક્ય સધાવાનું નથી એ તો દેખીતું જ છે.

આ ઐક્યની ચાવી સૌ શોધે છે,—અમે પણ શોધીએ છીએ. અત્રે એક જ સવાલ પૂછીશું કે યુરોપમાં બસો વરસ પર કેથોલિક અને પ્રોટેસ્ટંટની વચ્ચે જે ઝગડા ચાલતા હતા, આપણે ત્યાં પણ હિન્દુઓ અને જૈનો વચ્ચે સદીઓ પર જે વિતંડાવાદ× થતા હતા તે આજે કેમ શમી ગયા છે ? કારણ સ્પષ્ટ જણાય છે. પોતપોતાના ધર્મના રૂઢિવિધિથી પર તેના શુદ્ધ રહસ્યનું જ્ઞાન, અને પરસ્પર મનની વધારે કદર અને સહિષ્ણુતા અને જીવનવ્યવહારમાં વધારે સમાગમ ને મિલાવટ. હિન્દુઓ અને મુસલમાનો તેમના દિલમાં એકબીજા વિષે રૂઢ થએલા મ્લેચ્છ અને કાફરના ભાવ દૂર નહિ કરે ભેદબુદ્ધિની દિવાલો તોડી સંસ્કાર અને સાહિત્યના જીવન અને કલાના વિશાળ પ્રદેશમાં પ્રેમભાવથી નહિ ભળે અને ભેટે ત્યાં સુધી તેમની સાચી એકતા દૂર જ રહેશે.

× એટલે સુધી કે આગ્રહો કહેવા લાગ્યા કે **'हस्तिना ताड्यमानोऽपि न गच्छेज्जैन मंदिरम्'** હાથી મારે તો પણ જૈન મંદિરમાં તો ન જ જવું.

## ધારાસભાની લડત

હિન્દુમુસલમાનની તકરારથી તેમ ધારાસભાની ચર્ચાથી વાતાવરણ છેક ઘેરાઇ ગયું છે. ચુસ્ત પક્ષની અને સ્વરાજ્ય પક્ષની સામસામી દલીલોથી તુમુલ યુદ્ધ ચાલ્યાં જ કરે છે. મતભેદમાંથી લગભગ અંગત રાગદ્વેષ ઉપજ્યા હતા અને મોટા-મોટા—પ્રતિસ્પર્ધીઓ—વચ્ચે લગભગ બોલવાવહેવાર પણ નહોતો રહ્યો. સદ્ભાગ્યે ગાંધીજી ફરીથી આપણી વચ્ચે વિરાજે છે. તેમણે બન્ને પક્ષના ધુરંધરોને બોલાવીને ખૂબ વાતચીત કરી છે અને જુહૂના સાગરતીર પરથી શો આદેશ નિકળશે તે જાણવાને આખો દેશ આજે તલસે છે.

દરમ્યાનમાં એક બે બાબતો આપણે ચોખ્ખી રીતે સમજી લઈએ. સ્વરાજ્ય પક્ષના કાર્યવાહકોએ એકંદરે જોતાં ધણુંધારી અને અસાધારણ ફત્તેહ મેળવી છે તેની તો ભાગ્યે જ ના પાડી શકાશે. આ સાલ ધારાસભાઓ મળી તે પહેલાં ચુસ્ત પક્ષના હિમાયતીઓ ફરીફરીને કહેતા હતા કે મધ્ય પ્રાન્ત સિવાય બીજે કોઇ પણ ઠેકાણે સ્વરાજ્ય પક્ષની બહુમતિ નહિ થાય, ને તેથી તેઓ સરકારના વહીવટને જરાએ આંચ નહિ પહોંચાડી શકે. પણ ખુદ દિલ્હીની જ ધારાસભામાં સ્વરાજ્યપક્ષના કુશળ કારભારીઓએ સ્વતંત્ર પક્ષની સાથે સંધિ કરીને બહુમતિ સાધી અને ખરચ વિષે સરકારની કેટલીયે દરખાસ્ત નામંજુર કરી. એટલુંજ નહિ પણ હિન્દી સરકારનું જુના અને નવા કરનું આખું 'બીલ' નામંજુર કરીને સૌને હેરત પમાડ્યા. સરકારને જરા હેરાન કરી અને વિલાયતમાં પણ કંઈક છાપ પાડી. બંગાળામાં પણ સ્વરાજ્ય પક્ષે મુસલમાન ભાઈઓ સાથે મળીને પ્રધાનોના પગાર અને કેળવણી તથા વૈદક ખાતાંનો કેટલો ખરચ નામંજુર કરીને જરા ચમકારો કર્યો. મધ્ય પ્રાન્તમાં તો અવધિ આવી. સ્વરાજ્યપક્ષે

આખુંયે અંદાજપત્ર નામંજુર કર્યું એટલે સરકારે ધારાસભાને બરખાસ્ત કરી, પ્રધાનોને રજા આપી પોતાના ખાતાનો બધો ખરચ 'સર્ટીફીકેટ' થી મંજુર કર્યો, તેમ પ્રધાનોના ખાતાનો વહીવટ પોતાના હાથમાં લઈને તેનો જૂનો જ ખરચ કાયમ રાખ્યો ને નવો બધો ખરચ કાપી નાંખ્યો. સરકાર ધારે છે કે તેણે સ્વરાજ્ય પક્ષને બેવકૂફ બનાવ્યો; લોકો ધારે છે કે તેમણે સરકારને હંફાવી!

આ બનાવો જેટલા અણધાર્યા તેટલા જ અસાધારણ છે. પાંચ વરસ ઉપર જો આવું કાંઈ બન્યું હોત તો આગેવાનોના જયઘોષથી આખો દેશ ગાજી ઉઠત. લોકોમાં સ્વમાન અને શ્રદ્ધાનો જોર જ જુસ્સો ખીલી ઉઠત, અને તેથી પ્રેરાઇને કાંઈ જબરાં પગલાં ભરવાને પ્રજા તૈયાર થાત. પણ આવી કાંઈ અસર આજે નથી દેખાતી. ઘણાખરા લોકો પંડિત મોતીલાલજીની ને દાસ બાબુની વાહવાહ કરે છે પણ તેમનો ઉત્સાહ જરા પોચો લાગે છે, તેમના બોલ જરા ફીકા જણાય છે. બીજું થાય પણ શું? છેલ્લાં પાંચ વરસમાં આ દેશની નવી તવારીખ ઘડાઇ છે. સન ૧૯૧૯ માં કાળા કાયદા સામે સત્યાગ્રહની શરૂઆત થઇ અને પછી પંજાબ-ગુજરાતમાં રમખાણ થયાં ત્યારથી જ ધારાસભાના વિવાદ વિસારે પડવા લાગ્યા. સન ૧૯૨૦ માં મહાસભાએ અસહકારનો ધ્વજ ફરકાવ્યો, સન ૧૯૨૧ માં પ્રજાશક્તિમાં ભરપૂર પૂર આવ્યું, આશરે ૩૦,૦૦૦ માણસો કેદમાં ગયા, સેંકડોએ જાન આપ્યા ને અપાર કષ્ટ સહન કર્યાં: કટલાએની સારી માલમિલકત ફના થઈ. આવા ગંભીર બનાવો બન્યા પછી ધારાસભાની છત વિનોદરૂપે કોઈને ભલે ગમે. મંદીના હાલના વખતમાં કોઈને એમાં ચડતીની ઝાંખી ભલે થાય. પણ એથી પ્રજાનું હૃદય તો ન જ હલમલી શકે; પ્રજામાં નવા આવેશ અને ઉત્સાહનો ફુવારો ફુટી ન જ શકે.

ગાંધીજીના સત્યાગ્રહનો પંથ જેમને વિકટ અને કંટાળાભરેલો લાગ્યો અને રચનાત્મક કાર્યક્રમ નિરસ અને કંઇક નિરૂપયોગી પણ લાગ્યો તેમણે કોઇ પણ રીતે રાજકીય લડત ચાલુ રાખવાના હેતુથી જ ધારાસભાની લડતનો રસ્તો લીધો. પણ એનો કડાઈ ગયેલું જૂનું હથીઆર. નવી ભાવના અને નવા પ્રાણવાળી પ્રજાને તે ન જ ખપે. ગાંધીજીનું એ સત્ર પ્રજાના દિલમાં ઉંડું ઉતરી ગયું છે કે સ્વરાજ્ય સરકારની પાસેથી નહિ પણ પ્રજાની પાસેથી જ માગવાનું છે—પ્રજાને જ બરાબર સજ્જ કરીશું તો તેને સ્હેજમાં સ્વરાજ્ય મળી શકશે. ખરૂં કામ આજે દિલ્હી અને સીમલામાં નહિ પણ ગામડામાં અને ઝુંપડામાં ખેડવાનું છે. ખરી લડત મુઠ્ઠીભર ગોરાઓની સામે નહિ પણ દેશમાં વસી ગયેલા અજ્ઞાન અને અશ્રદ્ધાની સામે ચલાવવાની છે. સ્વરાજ્યપક્ષે આ સત્યનું વિપર્યય કરવામાં ગંભીર ... કરી છે. અને દેશની શક્તિ અને ઉત્સાહને ક... આડે રસ્તે દોર્યાં છે.

પણ હવે ખરો સવાલ તો એ છે કે ધારાસભા દાખલ થયેલા સ્વરાજ્યવાદીઓ તરફ મહાસભા કેવું વલણ રાખવું અને તેમણે ધારાસભામાં કેવી ર... વર્તવું?

પહેલો સવાલ તો સહેલો છે. ધારાસભાના આગે વાનોની શકિત અને દેશભકિત કોઈથી ઉતરતાં નથી તેમને દેશસેવા માટે જે માર્ગ યોગ્ય લાગ્યો તે અનુસરવાને તેમને હક છે જ. વળી કોકનાડાની મહાસભાએ પહેલાં ની તેમ જ દિલ્હીની સભાના સૌ ઠરાવોને મંજુર કર્યા છે. એટલે ખરૂં જોતાં ધારાસભાના યોદ્ધાઓને 'અસહકારી' ભાઈઓ તરીકે સ્વીકારી લીધા છે. તેથી મહાસભા તરફ વફાદારીની ખાતર પણ સૌએ સ્વરાજ્ય પક્ષના ઉપર કડવી ટીકા કરવાનું છોડી દઈને તેમના તરફ કેવલ ભ્રાતૃભાવ જ ખીલવવો જોઇએ.

... આ ઉપરથી એ પણ દેખીતું છે કે ધારાસભામાં હવે કઈ રીતે ... કામ લેવું એ વિષે છેવટનો નિર્ણય કરવાનો અધિકાર ... પણ સ્વરાજ્યપક્ષનો જ ગણવો જોઈએ. અને હજી તેમણે ... કંઈ કાર્યરેખા સૂચવી નથી તેમ જ ગાંધીજીએ પણ ... કંઈ સલાહ આપી નથી તેથી એ વિષે ચર્ચા હાલ મો... રાખવી એ જ યોગ્ય છે.

## મધ્યમાર્ગ

સ્વરાજ્યની નવી યોજના ઘડવાને વિષે હાલ બે દરખાસ્ત આપણી સામે મોજુદ છેઃ એક ડાકટર બેસંટની અને બીજી સ્વરાજ્ય પક્ષની. પહેલી મુજબ નવા ધોરણસર ચુંટાએલી ધારાસભાના આગેવાનોની સભા બોલાવવી; બીજી મુજબ તે સભાને તેમ જ મહાસભાના વધારે અને સરકારના ઓછા પ્રતિનિધિઓનું સંમેલન મેળવવું. તે જે યોજના ઘડે તે સરકારે મંજુર રાખી કાયદાના રૂપમાં પસાર કરવી. સ્વરાજ્યની યોજના વડી ધારાસભામાં પસાર તો થઈ પણ હિન્દી વજીરે તે ઉપર ઠંડુ પાણી રેડયું તેથી સ્વરાજ્યપક્ષે ધારાસભાને તોડવાને થોડા હથોડા પણ મારી જોયા, અને દેશમાં થોડો ખડખડાટ પણ થયો.

તેની કંઈક અસર વિલાયતમાં પણ થઇ હોય એમ ઉપર ઉપરથી લાગે છે. તાજેતરમાં બ્રિટિશ આમની સભામાં સુધારા વિષે બે ત્રણ દરખાસ્તો જુદા જુદા પક્ષ તરફથી રજુ થઇ છે. તેમાંની એક તો આવી ગઇ અને ઉડી પણ ગઇ. પણ તે વિષે ખુલાસો કરતાં ઉપપ્રધાન મિ. રિચર્ડ્ઝે જણાવ્યું કે હિન્દી સરકાર હાલના બંધારણના સુધારા વિષે વિચાર કરે છે, એટલુંજ નહિ પણ તે વિષે પ્રજાના પ્રતિનિધિઓની સાથે પહેલેથી પૂરી મસલત કરવાનો પણ વિચાર રાખે છે. હમણાં વડા પ્રધાને ભાષણ કર્યું તે ઉપરથી પણ આ વાત ચોક્કસ જણાય છે.

સ્વરાજ્યપક્ષે આ વાત ઉપર બહુ હુમલાઇ ગયો નથી પણ અંદરખાનેથી તેમાં પોતાનો વિજય ગણતો હોય એ સ્વાભાવિક છે. ડાકટર બેસંટના પ્રતિનિધિમંડળમાં શ્રી. શાસ્ત્રી, ડૉ. સપ્રુ જેવા પીઢ રાજપુરૂષો ઈંગ્લંડ જાય છે. શ્રી લાલા લજપતરાય તબિયતના કારણસર તે જ દિશામાં ગયા છે. આ બધા ઉપરથી ચતુર માણસોના મન ઉપર એવી અસર થાય કે આ બધાનાં પરિણામે કંઇક સંમેલન થાય, સ્વરાજ્યપક્ષના આગેવાનો સરકાર સાથે લડીઝગડીને તેની પાસેથી ખેંચી શકાય તેટલું મેળવે, તે માટે પોતાને અભિનંદન આપે અને વળી તેની સામે ટીકા કરતો કરતે પણ તેના અમલમાં સામેલ થાય. આવી ચાલ ચાલવા માટે કોઈ. સ્વરાજ્ય પક્ષનો વાંક કાઢી શકશે નહિ—ઉલટું તેમને તેમની નેમ બાહોશીથી પાર લાવવા માટે સૌ મુબારકબાદી પણ આપશે. પણ એટલું તો ચોખ્ખું છે કે સુરત પક્ષે બંધારણની અપૂર્ણતાને લીધે નહિ પણ સરકારની બુરી દાનતના કારણસર જ તેની સામે અસહકાર આદર્યો છે. નવા સુધારાના ખોળિયાથી નહિ પણ દરરોજના રાજવહીવટથી જ તે સરકારની દાનતનો કયાસ કરે છે. એટલે નવા સુધારાથી પણ અસહકારીઓની વૃત્તિ કે વર્તનમાં કંઈ પણ ફેરની આશા રાખવી મિથ્યા છે.

## પેટલાદ તાલુકામાં ગંભીર મામલો

વડોદરા રાજ્યના પેટલાદ તાલુકામાં નવું સેટલમેન્ટ લાગુ કર્યું છે, અને તેમાં ગયા સેટલમેન્ટ કરતાં એકંદર ૧૨૩ ટકા જેટલો વધારો થયો છે. નરવાના વહિવટવાળાં ગામોમાં લોકોની સંમતિ લીધી નથી, વધારો કરવાનાં કારણો સમજાવ્યાં નથી, નવાં ખતો થયાં નથી અને માત્ર આપખુદીથી હુકમો થયા છે. બીજાં ગામોને માટે પણ જે વધારો થયો છે તે લડાઇના વખતમાં પાકના મોટા ભાવ આવેલા તે કાયમ જ રહેશે એમ માની લઇને મૂકેલા ભાવ પર છે. આ બધી બાબતમાં સરકારે ફરી વિચાર કરવાની જરૂર છે એમ પેટલાદના ખેડુત ભાઈઓ માને છે.અધુરામાં પુરું ગયે વર્ષે વરસાદ થોડો પડેલો અને પાક સારો થયો નહિ તે છતાં નવા સેટલમેન્ટ પ્રમાણે જમીન મહેસુલ ભરવાનો હુકમ થયો તેથી ત્યાંના ખેડુતવર્ગમાં ભારે અસંતોષ તથા ગભરાટ ફેલાઇ ગયો. અવ્યવસ્થિત અને અસંગઠિત પ્રજા જે કાંઈ કરી શકે તેવી પ્રવૃત્તિમાં અમૂલ્ય વખત ગુમાવ્યો અને અરજીઓને દાદ ન મળવાથી કેટલાક આગેવાનો અને વડોદરા રાજ્યના અમાત્યને રૂબરૂ મળવા ગયા. પરિણામ ઘણુંજ નિરાશાજનક આવ્યું તેથી શી રીતે ન્યાય મેળવવો એ પ્રશ્ન પર ભારે ચર્ચા થઇ, અને છેવટ એવા નિર્ણય પર આવ્યા કે તાલુકાનો પ્રજામત જાણવા માટે વડતાલમાં સભા ભરવી અને તેમાં જે ઠરાવ થાય તે શ્રીમંત મહારાજા સાહેબ આગળ રજુ કરવો. વડનાલમાં તા. ૩૧–૧૨–૨૩ ને દિવસે સભા મળી તેમાં ખેડુત મંડળની સ્થાપના થઇ, અને નાર મુકામે પહેલી પરિષદ ભરવાનું નક્કી કર્યું, અને તેના પ્રમુખ તરીકે ધર્મજના શ્રી. રાવજીભાઇ ભાઇલાલની નીમણૂંક કરી. શ્રી રાવજી-

ભાઇ વડોદરા રાજ્યના ખેતીવાડી ખાતાના વડા અધિકારી હતા તથા મુલ્કી ખાતાનો બ્હોળો અનુભવ પણ તેમણે મેળવેલો. તેથી જ ખેડુત મંડળનું સુકાન તેમના હાથમાં મૂક્યું. પરિષદ્ તા. ૨૭-૧-૨૪ ના દિવસે નાર ગામે મળી અને તેમાં ઠરાવ થયો કે સરકારે નિષ્ણાત અમલદારોની સમિતિ નીમવી. તે સમિતિએ પ્રજાકીય પ્રતિનિધિઓની બધી હકીકત તથા તકરાર સાંભળી લઇને નવા સેટલમેંટ વિષે નિવેદન કરવું. ચાલુ સાલે પાક નિષ્ફળ ગયો છે તેથી મહેસુલ મુલતવી રાખવા તથા છુટ મુકવાનો હુકમ કરવો. વડોદરાના મહારાજાની તબિયત નાદુરસ્ત હોવાને લીધે ના. દીવાન સાથે વાત થઇ અને સરકાર તરફથી ન્યાય તથા દયાની આશા રાખીને પ્રજા શાંત થઇ. જ્યારે સરકાર તરફથી જાહેરનામું નીકળ્યું ત્યારે તેમાં કેટલાંક ગામોને દુષ્કાળને લીધે રાહત આપવામાં આવી. પણ નવા સેટલમેન્ટ વિષે જરા પણ તેમાં ઉલ્લેખ નહોતો. ખેડુત પ્રજા મંડળની બીજી બેઠક પેટલાદમાં મળી તેમાં એક ડેપ્યુ‑ ટેશન શ્રી. મહારાજાને અથવા ના. દીવાનને મળી આ બાબતનો નિર્ણય કરવાનું ઠરાવ્યું. વડોદરાના દીવાન ડૉ. મનુભાઇ નંદશંકરે નવા સેટલમેન્ટ વિષે ફરી વિચાર કરવાની ચોકખી ના પાડી તેથી તા. ૧૨ મી એપ્રિલને દિવસે ત્રીજી બેઠક ધર્મજમાં મળી. સરકારની હઠને લીધે પ્રજાવર્ગની લાગણી ખુબ દુખાયેલી તથા ઉશ્કેરાયલી. આ સભામાં આશરે ૭ હજાર માણસો એકઠાં થયેલાં. જો સરકાર નવા સેટલમેન્ટ વિષે વિચાર ન જ કરે તો મહેસુલનો બીજો હપ્તો ભરવો નહિ એવો વિચાર ઉદ્દામ વર્ગનો થયેલો. એક દિવસને બદલે બે દિવસ સુધી સભા ચાલી રહી અને સંપૂર્ણ વિચાર કર્યા બાદ એવું ઠરાવવામાં આવ્યું કે નવા સેટલમેન્ટના ન્યાયાન્યાય માટે અમલદાર વર્ગની સમિતિ નીમવા માટે ફરી માગણી કરવી. પ્રજાવર્ગ મહેસુલ ભરવા માગે છે અને તેમની દાનત શુદ્ધ છે તે પુરવાર કરવા માટે જુના સેટલમેન્ટ પ્રમાણે બધો હપ્તો ભરી દેવો, પણ વધારાના કરની એક રાતી પાઇ પણ ભરવી નહિ. ડેપ્યુટેશનને દાદ મળતી નથી તેથી માત્ર પેપરો દ્વારા જાહેરાત કરવી અને નવા સેટલમેન્ટ પ્રમાણે પૈસા ન ભરાય તેટલા માટે વ્યવસ્થા કરવી. પ્રજામંડળના હેતુ તથા ઉદ્દેશ પાર પાડવા માટે દરેક ગામડામાં ગ્રામ્ય મંડળ સ્થપાયું છે તેમાં જોસભેર રચનાત્મક કાર્ય કરવું એવો બીજો ઠરાવ થયો. તા. ૧૫ મી એપ્રિલે બધો હપ્તો ભરી દેવો જોઇએ એટલે બધી વ્યવસ્થા એકદમ કરવાની હતી, પણ પ્રજાવર્ગમાં એટલો બધો ઉત્સાહ હતો કે ગામડાંઓમાં કામ કરવા માટે સ્વયંસેવકો તે ક્ષણે જ તૈયાર થઇ ગયા અને બીજે જ દિવસેથી પોત‑ પોતાને થાણે ગોઠવાઈ ગયા. દરેક ગામડાંએ તેમને રહેવા માટે વ્યવસ્થા કરી આપી. જોઇતાં નાણાં માટે ફાળાથી રૂ. ૩,૦૦૦ ભરવાની કબુલાત આપી. તે ઉપરાંત પરિષદમાં જ રૂ. ૨,૫૦૦ સત્યાગ્રહ ફંડ તરીકે ભરાઇ ગયા. આ બધા કામની આગેવાની શ્રી રાવજીભાઈએ કબુલ કરી અને તેમને મદદ કરવા માટે બોરસદ સત્યાગ્રહના સેનાપતિ શ્રી. મોહનલાલ પંડ્યા તથા ગુજરાતમાં કેળવણી જેવા શાન્ત વિષયોમાં ગુંથાઈ રહેલા દાક્તર સુમન્ત મહેતા તૈયાર થયા. આ બન્ને ભાઇઓ જોડાયા તેથી પ્રજાના ઉત્સાહ‑ માં ઘણો જ વધારો થયો. આ ત્રણે આગેવાનો વડોદરા રાજ્યમાં અમલદાર હતા. સરકારની સામે લડત કરવી પડે તો વિચારપૂર્વક અને શાન્તિથી કામ ચલાવી શકે એવા મોટી વયના, શાન્ત પ્રકૃતિના તથા અનુભવી નેતાઓની જરૂર પડે. જો સત્યાગ્રહ કરવો પડે તો તેની વ્યવસ્થા કરવા માટે શ્રી. મોહનલાલભાઇ તથા તેમના કેટલાક સૈનિકો જોડાયા તેથી ખેડુતભાઇઓને ખુબ વિશ્વાસ આવ્યો. આ પ્રમાણે પ્રજાવર્ગે પોતાની તૈયારી કરી દીધી છે અને હવે સરકાર કેવાં પગલાં લે છે તે જોવાનું છે.

ગામડાંઓમાં છેલ્લા બે મહિનામાં જે રચનાત્મક કાર્ય થયું છે તે પણ જાણવા જેવું છે. આશરે ૨૦૦ તકરારો લવાદથી ચુકવાઈ છે. તેમાં કેટલીક તો ઘુજ રકમની નહિ પણ બે ત્રણ હજાર રૂપીઆ જેટલી મોટી રકમ વિષે હતી તે પણ ચુકવાઈ છે. વહિવટદાર‑ ની કચેરીમાં કામ ઓછું થઇ ગયું છે, જેલમાં કેદી ઓછા થયા છે. દારૂનિષેધનો અમલ દરેક ગામે કર્યો છે તેથી કેટલીક દુકાનોમાં વકરો થતો નથી. હોળીના તહેવારોમાં પણ દારૂની ખપત ઓછી થઇ ગઇ હતી. નોંધણી કામદારોએ એક રૂપીઓ ૭ આનાની લાગત ગેરકાયદેસર લાગુ પાડી હતી તે જતી રહ્યાનું સાંભળ્યું છે. પોલિસના અમલદારો લાંચ લઇને ગુન્હા છુપાવતા તે પણ કાંઇક બંધ થયું છે. અંત્યજોને માર મારવા

માટે પાટીદાર ભાઈઓએ માફી માગીને દંડ ભર્યો છે. અમલદારો પાસે જઈને ખટપટ કરવાનો રિવાજ પડ્યો હતો તે નરમ થયો છે અને લોકોમાં હિંમત તથા સ્વમાન આવ્યાં છે. ઈશ્વર કરે ને આ જુસ્સો ચાલુ રહે. સત્યાગ્રહને લીધે પ્રજામાં વિનય વધશે. પેટલાદ તાલુકાની પ્રજાની સખત કસોટી થશે, પણ સરકાર પણ સમજશે કે આ જમાનામાં આપખુદી તથા જહાંગીરીનું જોર ટકી શકે નહિ. જો વડોદરાની સરકાર સુલ્તાદના પગલાં લેવાની મુર્ખાઇ કરશે તો તેમને કડવા ઝેરના ઘુંટડા પીવા પડશે. પ્રજાની માગણી ઘણી જ જુજ અને ન્યાયપુરઃસર છે. સેટલમેન્ટમાં વધારો થાય તેની વિરુદ્ધ એક શબ્દ બોલાતો નથી, માત્ર એ શા માટે થયો, તેને માટે કેવા પુરાવા, કેવી હકીકત અમલદારોએ રજુ કરી છે તે જાણવાની માગણી છે. ને હકીકત ખરી છે કે નહિ તે કર ભરનાર ખેડુતો શા માટે ન જાણવા માગે? ભલે મહેસુલમાં ૧૨૩ ટકા કરતાંયે વધારે ભરવાનું આવે પણ આજે તો જમાબંધીના રીપોર્ટ ગુપ્ત રાખવામાં આવે છે. વડોદરાના મહારાજાની વૃદ્ધાવસ્થામાં અમલદારો સત્તાનો દુરૂપયોગ કરવા બેઠા હોય એવો ભાસ થાય છે. આજની પ્રજા જુલ્મી હુકમોને માન નહિ આપે. અમે અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છીએ કે વડોદરાના દીવાન મનુભાઇ તથા એમનું મંત્રીમંડળ ન્યાય કરવાને ચુકશે નહિ.

## અંત્યજની લડત

અંત્યજની ઉન્નતિ માટે કેટલાયે વખતથી કંઇં પગલાં ભરાય છે. પણ મોડીવહેલી તે વિષયમાં ગરમાગરમી થશે જ એમ લાગતું હતું. તેથી તેમના હિતૈષી ગણાતા ત્રાવણ્કોર રાજ્યના વૈકોમ ગામમાં પહેલી લડત જામી છે તેને અમે અંતઃકરણપૂર્વક વધાવી લઇએ છીએ. ખાસ કરીને એટલા માટે કે ત્યાં સવાલ તેમની અસ્પર્શ્યતાનો નહિ, તેમ મંદિર કુવાનો ઉપભોગ કરવાનો નહિ પણ એક મહામંદિરની આસપાસના રસ્તા પર છુટથી ફરવાના હકનો છે. રાજ્યની એવી દલીલ છે કે એ રસ્તાની આસપાસ મંદિરની દીવાલ નથી છતાં તે તેની મિલ્કતના ભાગરૂપ છે અને તેટલે અંશે બીજા રાજમાર્ગથી જુદા છે. પણ આ દલીલની કંઇં કિંમત નથી. જે કોઇ જાહેર રસ્તા પર ઉજળિયાત કહેવાતા માણસો ફરી શકે ત્યાંથી અંત્યજો પણ જઇ જ શકે અને તે અધિકાર સિદ્ધ કરવાને સત્યાગ્રહનું અંતિમ શસ્ત્ર પણ ઉગામવું જ પડે.

મહાસભાના સ્વયંસેવકોએ વૈકોમમાં છાવણી નાંખી ને અંત્યજોને સાથે રાખીને નિષિદ્ધ રસ્તા પર ફરવાનું ઠરાવ્યું. એટલે તેનાં નાકાં પોલિસે બંધ કરી દીધાં પણ કોઈને પકડ્યા નહિ. આમ જેલ જવામાં કે રસ્તા પર ફરવામાં નિષ્ફલ થવાથી કોઈ સ્વયંસેવકોએ ઉપવાસ કરવા માંડ્યા. આ શુદ્ધ સત્યાગ્રહ ન જ કહેવાય એમ તરત જ બતાવીને ગાંધીજીએ લડતને ખોટે રસ્તે જતી ઉગારી લીધી છે. સ્વામી શ્રી શ્રદ્ધાનંદજીએ આ આદેશ વિષે શંકા ઉઠાવી છે. પણ તેઓ પોતે ખુલ્લી રીતે સત્યાગ્રહના મૂલ સિદ્ધાંત વિષે પોતાની અશ્રદ્ધા જાહેર કરે છે એટલે તેમનો વાંધો બહુ વિચારણીય નથી.

સત્યાગ્રહની પહેલાંની અને આ લડતમાં એક મોટો ભેદ છે તે કદાચ સૌના લક્ષમાં બરાબર નહિ આવ્યો હોય. આમાં પણ એક રાજ્ય સામે જંગ મચાવ્યો છે તેથી તે રાજકીય હોવાનો ભ્રમ ઉત્પન્ન થાય એમ છે. પણ આપણે સ્પષ્ટ રીતે સમજવું જોઇએ કે આમાં સરકાર સામે થઇ છે તે પોતાના હકની ખાતર નહિ, પણ ત્યાંના બ્રાહ્મણ વાણીઆ વગેરેના પ્રતિનિધિ તરીકે અને તેમના જ પરંપરાના હક સાચવવા માટે જ. એ પણ ચોખ્ખું જ દેખાય છે કે હાલ સ્વયંસેવકોને સરકાર હેરાન કરે છે તે કરતાં પ્રજાવર્ગ ગલીકુંચીમાં રાત્રે અંધારામાં ખુબ વધારે સતાવે છે. એટલે ખરું જોતાં આ લડત રાજા સામે નહિ પણ પ્રજા સામે છે. બીજે કોઇ પ્રસંગે કદાચ અંત્યજોના સેવકોને પોતાના સગાંસંબંધીઓ અને દેશી ભાઇઓ સામે સીધી લડતમાં ઉતરવું પડે તો અમે નવાઇ પામીશું નહિ.

## ભાવનગરમાં પરિષદની બંધી

ભાવનગરમાં સર પ્રભાશંકર પટ્ટણી સાહિત્ય પરિષદનો સમારંભ શોભાવતા હતા તે દરમ્યાન જ કાઠિયાવાડ રાજકીય પરિષદની બેઠક ત્યાં મેળવવાની બંધી રાજ્ય તરફથી કરવામાં આવી. આ અકસ્માત ઘણાને બહુ નવાઇભરેલો અને દુઃખદાયક લાગ્યો હશે. આ હુકમવાળા દરબારી ગેઝેટમાં જણાવ્યું છે તે પ્રમાણે અત્યાર સુધીમાં ભાવનગર રાજ્યે કદિ આવી આપખુદી કરી નથી. ગયા

વરસમાં પોતાની જ સામે કાયદેસર ચળવળ કરનાર પ્રજામંડળની બેઠક ભરવામાં કંઇ હરકત નહોતી કરી. વળી કાઠિયાવાડના બીજા રાજાઓ તથા અધિકારીઓ પર ટીકા થાય એટલા જ કારણસર પણ બંધી નથી કરી. પણ આ પરિષદ્‌ની પહેલાંની બેઠકોમાં ભાષણો કરવામાં તથા ઠરાવો ઘડવામાં યોગ્ય સંયમ નથી રખાયો તેથી જ આ હુકમ ન છૂટકે કાઢવાનું જણાવ્યું છે.

દરબારની આ દલીલ અસંતોષકારક લાગે છે. પરિષદ્ સામે પરિષદ્ તરીકે જ વાંધો ન હોય તો તેને પહેલેથી શા માટે રોકવી જોઇએ ? જો અમુક માણસો જ વધારે પડતાં ભાષણ કરતા હોય તો પછીથી કાંતો તેમને નમાલા ગણી હસી કાઢી શકાય અથવા ગંભીર ગણી તેમની સામે કાયદેસર પગલાં ભરી શકાય. પણ રાજ્યાધિકારીઓની સૂચનાઓ મળ્યા પછી નવી બેઠકનું કેવું સ્વરૂપ ઘડાય છે તે તપાસવાને કંઇ પણ રાહ જોયા સિવાય આમ અણધાર્યું પગલું ભરવામાં સત્તાધીશોએ વધારે પડતો ગભરાટ તેમ જ અધીરાઇ બતાવ્યાં છે.

હુકમમાં જણાવ્યું છે કે પરિષદની સભામાં તેમ જ તેની કંઇ પણ તૈયારીમાં જે ભાગ લેશે તે સૌને પકડવામાં આવશે. આ દૃષ્ટિથી તો સ્વાગત સમિતિના સૌ સભાસદોને એક સપાટે આજે જ પકડી શકાય. પણ અમને એવી વિશ્વાસપાત્ર ખબર મળી છે કે ખુદ પરિષદની બેઠક મળશે તે પહેલાં દરબાર કંઇ પણ પકડાપકડી કરનાર નથી. એટલે શું હજારો માણસો પરિષદમાં હાજરી આપવાને ચારે દિશામાંથી ભાવનગરમાં ભેગાં થશે તે પછી પરિષદ્‌ના સુશોભિત મંડપની આસપાસ પોલિસ ઓચિંતો ઘેરો ઘાલશે અને સૌને દાખલ થવાને મના કરશે ? તે વખતે પરિષદ્‌ના કારભારીઓ તેમ જ સૌરાષ્ટ્રની સમસ્ત પ્રજા સત્યાગ્રહ શરૂ કરશે એમ લાગે છે. અમે આશા રાખીએ છીએ કે ભાવનગરના શાણા મુત્સદ્દીઓ આમ રજનું ગજ નહિ કરી મૂકે અને મામલો છેક વિકટ થઇ જાય તે પહેલાં પરિષદ્‌ના નેતાઓ સાથે મસલતને કરીને સભા મળવા દેશે.

---

## સાહિત્ય પરિષદ્

ભાવનગરમાં મળેલી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં જાણીતા વિદ્વાનોમાંથી બહુ થોડા હાજર હતા. સાહિત્યપ્રેમી વિદ્વાન વર્ગમાં ખાસ જાણીતા નહીં એવા પણ પ્રતિષ્ઠિત ગુજરાતીઓએ આ પરિષદ્‌માં આગળ પડતો ભાગ લીધો હતો એ આ અધિવેશનની બીજી વિશિષ્ટતા હતી. સર પ્રભાશંકર પટ્ટણીના સત્કારમંડળના પ્રમુખ તરીકેના ભાષણો એ આ અધિવેશનની સૌથી વધારે આકર્ષક વિશિષ્ટતાઓમાંની એક હતી. એમની છટા, એમના ઉન્નત વિચારો, એમનાં બંધબેસતાં દૃષ્ટાન્તો, અને એમના સચોટ લાઘવથી આખી પરિષદ્‌ને એમણે મંત્રમુગ્ધ જ કરી નાખી હતી.

ધિ. ઑનરબલ લલ્લુભાઇ શામળદાસ આ અધિવેશનમાં સત્કારમંડળના ઉપપ્રમુખ હતા; પરંતુ પ્રમુખની ગેરહાજરીથી રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીએ પ્રમુખ તરીકેના કર્તવ્યનો લગભગ બધો જ ભાર રા. રા. લલ્લુભાઇ ઉપર જ નાખી દીધો અને એ આખું કાર્ય લલ્લુભાઇએ જે કાબેલિયત અને મીઠાશ અને ખામોશથી આદિથી અંત સુધી પાર ઉતાર્યું તેથી તેઓ ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના ઇતિહાસમાં કાયમનું સ્થાન ખાટી ગયા છે. રા. રા. લલ્લુભાઈ હોય નહીં અને આ અધિવેશન આટલી સુવ્યવસ્થાથી આવા અગત્યના નિર્ણયો કરીને અને લોકપ્રીતિ મેળવીને પાર ઉતરે નહીં, એ પ્રમાણે અધિવેશનમાં હાજર રહેલા ન્હાનામોટા સર્વ શ્રોતાઓ લગભગ સર્વાનુમતે સ્વીકારી લેશે.

આ અધિવેશનની ત્રીજી વિશિષ્ટતા પ્રિન્સિપાલ સંજાનાએ પૂરી પાડી આપી હતી. આ વયોવૃદ્ધ વિદ્વાન નોકરી ઉપરથી નિવૃત્ત થઇને ભાવનગરના જ વતની થઇ રહ્યા છે અને તેમણે પ્રમુખ સાહેબની પસંદગીની દરખાસ્ત રજુ કરતાં જે ભાષણ કર્યું અને પછી અધિવેશન દરમિયાન ભર્તૃહરિના કેટલાક શ્લોકો અને તે શ્લોકોના પોતાના સમશ્લોકી અનુવાદ રજુ કર્યા એ બે ભાષણોથી શ્રોતાવર્ગને એમણે આનંદાશ્ચર્યમાં લીન કરી નાખ્યા. કોઈ પણ ગુજરાતી વિદ્વાનને લજવાવે એવી શુદ્ધ ગુજરાતીની અસ્ખલિત ધારા

એક પારસી બંધુ વર્ષાવે તેથી કયા ગુજરાતીને આશ્ચર્યની સાથે આનંદ થયા વગર રહે ?

વિભાગી પ્રમુખો અને પરિષદ માટે પધારેલા સાક્ષરોમાં મદ્રાસના જાણીતા કવિ રા. રા. અરદેશર ફ્રેશમજી ખબરદાર લોકોનો સૌથી વધારે આદર ખાટી ગયા હતા. એમનો તેજસ્વી દેખાવ, એમનો બુલંદ અવાજ, એમના વ્યાખ્યાનમાં શુદ્ધિ, સરલતા, કલ્પના, અને વિવેકશક્તિની રમ્ય મેળવણી, એમની હાજરજવાબી અને એમનો ઉત્સાહ એ સર્વથી આખા ભાવનગરને એમણે જાણે એઓ ત્યાં પહોંચ્યા તે ક્ષણથી આંજી જ નાંખ્યું.

વિષયવિચારિણી સમિતિમાં સૌથી વધારે ચર્ચા પરિષદ મંડળની સ્થાપના અને ભંડોળ કમિટિના સવાલો ઉપર જ થઇ હતી. પ્રો. ઠાકોરે ભંડોળ કમિટને વિશે જે અનેક ગેરસમજુતીઓ ફેલાવા પામી છે તે દૂર કરી એ કમિટિ વિશેની ખરી માહિતી આપવાની આ તકનો પૂરેપૂરો લાભ લીધો હતો. અને પરિણામે એમના ઉપર કે ભંડોળ કમિટિ ઉપર જરા પણ આક્ષેપ નહીં એવા ઠરાવો જ પરિષદે ઘડયા હતા. પરિષદ મંડળનું બંધારણ વગેરે છેલ્લી પરિષદે ઘડેલું તે જ માન્ય ન રાખતાં, તે ફરી ઘડવાને માટે પરિષદે એક મોટી અને વગવાળી કમિટિ નીમી છે અને પરિષદે કરવાના ન્હાના મોટાં કાર્યો માટેની વ્યવહારૂ યોજનાઓ ઘડવાનું વિકટ કાર્ય પણ આ કમિટિ તથા તે પછી અને તેના યોજેલા બંધારણ પ્રમાણે સ્થપાનાર પરિષદ મંડળને માથે જ નાંખ્યું છે, અને એ પ્રમાણે ભાવનગરીઓએ રચનાત્મક કાર્ય કરવામાં જે દક્ષતાની સાથે દૂરંદેશી પણ આવશ્યક તે બને દર્શાવ્યાં છે. આ બાબતમાં ત્યાં મળેલા ઘણા વિદ્વાનોને આ પરિષદનું કામ છેલ્લી પરિષદના કામકાજના કરતાં વધારે સંગીન લાગ્યું હોય તો તેમાં નવાઇ નથી; જો કે આ ટીકા અમે અમદાવાદની પરિષદને જરા પણ ઉતારી પાડવાના ઉદ્દેશથી નથી કરતા.

વિષયવિચારિણી સમિતિમાં બીજી મહત્ત્વની બાબત જૈનભાઈઓએ પોતાના સાહિત્યનો વિભાગ પણ પરિષદે સ્વીકારવો જોઇયે જ એ પ્રમાણે આગ્રહી માગણી કરેલી તે હતી. ભાવનગરે આનો એવો નિકાલ કર્યો કે જૈનવિભાગ એમણે જુદો પાડયો હતો તે પણ પાછો સાહિત્ય વિભાગમાં જ લઇ લીધો. કોમી ભેદોને આખા ગુજરાતની સંસ્થામાં સ્થાન ન હોય એ તત્ત્વને ઘટતું વજન આપવામાં આવે તો એ જ નિકાલ ખરો અને હવે પછીની પરિષદોએ વળગી રહેવા જેવો ગણાવો જોઇએ.

વિષયવિચારિણી સભાને અંગે ત્રીજી મહત્ત્વની બાબત એ સ્પષ્ટ જોવામાં આવી કે અમદાવાદની પરિષદે પરિષદને માટે જે બંધારણ સ્વીકારેલું છે તેમાંના કેટલાક મહત્ત્વના અંશ અમલમાં મુકી શકાય એવા વ્યવહારૂ નથી એમ સાબીત થયું. સત્કાર મંડળી, સભ્યો, કમિટિઓના સભ્યો, માજી પ્રમુખો અને વિભાગી પ્રમુખો, આદિમાંથી કેટલા કેટલા માણસોની વિષયવિચારિણી સભા બનાવવી એ મોટી બાબતનું વ્યવહારૂ નિરાકરણ આવતી પરિષદમાં જ કરી લેવું પડશે એમાં શક નથી.

પ્રોફેસર કાન્તિલાલ છગનલાલ પંડ્યાનું વિજ્ઞાન વિભાગના પ્રમુખ તરીકેનું વ્યાખ્યાન વિચારપૂર્ણ અને સંગીન હતું. વૈજ્ઞાનિક પરિભાષા ઘડતાં જે મુશ્કેલીઓ પડે છે તેનું એમનું દિગ્દર્શન વ્યાપક અને પૂરેપૂરૂં ધ્યાનમાં લેવું ઘટે એવું હતું.

ઇતિહાસ વિભાગના પ્રમુખ પ્રો. ખુશાલ શાહ નાદુરસ્ત તબીયતના કારણથી ભાવનગર આવી શકયા નહીં. પરંતુ આથી કરીને એમનું વ્યાખ્યાન પરિષદમાં વંચાયું જ નહીં, એ વ્યવસ્થા વખાણવાલાયક તો કેમ કહી શકાય ? નિબંધો પણ એક છપાયા હતા નહીં. જે લેખકો પોતાના નિબંધો પોતે છપાવીને લાવેલા તેમની જ નકલો શ્રોતાગણને મળી શકી, એ પણ ભાવનગરના કાર્યવાહકોની વ્યવસ્થામાં એક ખામી જ ગણાશે. ત્રીજી ખામી જે નિબંધો પરિષદમાં વંચાયા તે બધા કોઇએ પણ બરાબર તપાસેલા ન હતા એ હતી. આનો એક દાખલો ટાંકીશું. રા. રા. ખબરદારનું વ્યાખ્યાન તા. ૧૮ મીએ પાછલે પ્રહરે વંચાયું હતું. તા. ૨૦ મીએ સવારે પરિષદ આગળ વંચાયેલા એક નિબંધમાં આ વ્યાખ્યાન ઉપર ટીકાના બે પેરેગ્રાફનો પણ સમાવેશ થયો હતો. વળી નિબંધલેખકે પોતાના નિબંધની છાપેલી પ્રતો પણ શ્રોતાઓમાં વ્હેંચી હતી. આ નિબંધ ક્યારે લખાયો, મંત્રીઓએ

ક્યારે તપાસી પાસ કરાવ્યો અને ક્યારે છપાયો ? ન તપાસ્યો એ વ્યવસ્થાભૂલ મોટી ગણાય કે તપાસ્યો તથાપિ તેમાં વિભાગી પ્રમુખના ઉપર અંગત ટીકા જેવું લખાણ રહેવા દીધું એ ભૂલ મોટી ગણાય ? આગામિ પરિષદોમાં આવું ચાલવા ન પામે તેટલા માટે જ આ દાખલો અહીં ટાંકિયે છિયે.

અને છેવટે, ભાવનગર પરિષદને મળેલા નિબંધોમાં કહેવું પડે છે કે ખરેખર સારા નિબંધોનું પ્રમાણ બહુ ઓછું હતું. એક ને એક અને જાણીતી બાબતો ફરી ફરીને કહે એવા પિષ્ટપેષણરૂપ નિબંધો ઘણા હતા; અને એમાંના એક જ વિષયના એકથી વધારે નિબંધો પરિષદમાં વંચાયા પણ હતા. પરિષદના અમૂલ્ય વખતનો આથી વધારે લાભ શ્રોતાઓને મળે એવી વ્યવસ્થા કરી આપવાની એના ચાલકોની ફરજ દેખીતી છે અને અમે આશા રાખીએ છીએ કે આવી વ્યવસ્થાત્રુટિઓથી મુક્ત રહેવા આગામિ પરિષદો બનતો પ્રયાસ કરશે જ.

વલ્કલ.

## વૈશાખનો અંક

"યરોડાની લડત"—મહાત્મા ગાંધીજીએ કારાવાસ દરમ્યાન સરકારની સામે ચલાવેલી સત્યાગ્રહની લડતો વિષે રા. ઇન્દુલાલ યાજ્ઞિકનો એક લેખ પ્રકટ થશે.

"યરોડાનો આશ્રમ"—એ લેખ ફાગણના અને ચાલુ અંકમાં મળીને પૂરો થયો છે.

---

આ માસિક અમદાવાદ સિવીલ હોસ્પિટલની સામે પાનાભાઇની વાડીમાં વસન્ત મુદ્રણાલયમાં ચીમનલાલ ઇશ્વરલાલ મહેતાએ છાપ્યું અને નંદલાલ મણિલાલ શાહે યુગધર્મ કાર્યાલય માટે અમદાવાદ ભદ્ર પાસે આવેલા એ કાર્યાલયના મકાનમાંથી પ્રસિદ્ધ કર્યું.

# યુગધર્મ

પુસ્તક ૪ વૈશાખ, ૧૯૮૦ અંક ૨

## કવિતા શિક્ષણ

( ૨ )

૩

હવે આપણો વિષયાનુક્રમ આપણી આગળ અનુકૃતિઓને આણી મૂકે છે. અનુકૃતિ શબ્દને જરા તાણિયે, તો દુનિયાનું ઘણુંખરૂં સાહિત્ય એ વર્ગમાં પડે એ જાણીતું છે. માણસ અનુકરણશીલ પ્રાણી છે, અનુકરણ કરતાં કરતાં પ્રયાસમાં સ્વતંત્ર શક્તિ પણ ભળે છે. અને એમ બાલક વધી વધીને માણસ થતામાં વાચા અને રીતભાત, હુન્નર અને કલા શીખે છે અને ખિલવે છે. હોમરનાં જેવાં મહાકાવ્ય લૅટિનમાં કેમ નહીં, લાવ હું જ રચી જોઉં, એ મહાકાંક્ષાએ વર્જિલ પ્રેરાયો. હોમર અને વર્જિલ જેવાં મહાકાવ્યો પોતપોતાની ભાષામાં વિરચવાની મહાકાંક્ષા ડેન્ટી, ટૅસો, સ્પેન્સર, મિલ્ટન, માઈકેલ મધુસૂદન, દત્ત આદિને સ્ફુરી. મિલ્ટને વિષયો પસંદ કરેલા તેમાં, કેટલાક એની પ્હેલાંના કવિઓની માફક એની યાદીમાં ય, "રાજા આર્થર અને તેના ગોળ ટેબલ ઉપર વિરાજતું એના મહાન સાથીઓનું બંધુમંડલ," એ વિષય પૌરાણિક ઇતિહાસની પદ્ધતિએ, મહાકાવ્ય રચાય એમ, રચવા માટે હતો. આ વિષય જેમ મિલ્ટન પ્હેલાં તેમ પછી પણ ઘણાં કવિહૃદયોને આકર્ષતો રહ્યો, અને ઓગણીસમી સદીમાં "કવિતાયોગ્ય વિષયના અભાવવાળા ખાલી ઝમાનાના ગાયકગણો (The idle singers of an empty day) જાણે એના ઉપર, અને તેને મળતા નૉર્વીજિયન, જર્મન, ફ્રેંચ, આઈસલાન્ડિક, આઇરિશ અને ફારસી રાસાઓ (sagas) ઉપર તૂટી જ પડયા. સ્કૉટે 'ધિ લે ઑફ ધિ લાસ્ટ મિન્સ્ટ્રલ' (The Lay of the Last Minstrel છેલ્લા બારોટનો પ્રબંધ) એ કાવ્ય લખ્યું તે વખણાયું, એટલે એણે પોતે અને એના પછી બીજાઓએ એવી અનેક પદ્યવાર્તાઓ રચી; લિરિક (Lyric), એપિક (epic), અને ડ્રામૅટિક (dramatic), ત્રણે મિશ્રણ કરીને, અને આખો રંગબંગ ભવ્યને બદલે જનસ્વભાવ તથા અનુભવની સામાન્ય કોટિને છાજે એવો રચીને, સ્કૉટની જ વેવર્લી (Waverley) નામે ગદ્યકૃતિમાંથી ઐતિહાસિક નવલકથા ઉદ્‌ભવી, અને એ વટવૃક્ષ આખી દુનિયામાં વડવાઈઓ નાખે છે. ઉ–વૉલ્ટ વ્હિટમાને અપદ્યાગદ્ય આરંભ્યું, એટલે કે એ વિશિષ્ટ રચનાના લેખક તરીકે ઘણા લોકોનું ધ્યાન સૌથી પ્હેલું એણે આકર્ષ્યું, અને એ કૃત્યાપ્રધાન બીજ ગુજરાતીમાં ય વવાયું છે.

કાવ્ય એટલે મર્યાદાઓ વડે સ્પષ્ટ અંકિત પટ વા દેહવાળી, એકપુદ્દગલ એટલે કે સ્વતંત્ર આત્માવાળી છે એ છાપ પાડી શકે એવી, કલ્પના અને કલાના સહધર્મચારે સાધેલી, વિશિષ્ટ શૈલીતંતુઓ વડે સજાયલી, દર્શને દર્શને દિદક્ષા વધતી જાય એવા ચમત્કાર વાળી સહૃદયનાં સ્મરણો અને સ્વપ્નોમાં ય વણાઈ જાય ને **किमपि द्रव्य** બને એવી, સુંદરતા મૂર્તિ.* કવિહૃદય એવી મૂર્તિ જ્યાં જુવે છે, ત્યાંથી પોતાને હાથે પોતાની વાણીમાં એવી પણ નવી રચવા પ્રાણ પાથરે છે, અને કલ્પનાકલ્પિત, ભાવસમુલ્લસિત, વિચારપોષિત, ભાવનાફલના અવનવા ફાલ આપી આપીને જીવનનું ઉદ્‌ભાવન કરનારી સાહિત્યવાડી વધે છે.

નર્મ કવિતામાંનાં ટિપ્પણો અને કલાપીનાં કાવ્યો જુવો: શેલિ, બાઇરન, વડર્સવર્થ, સ્કૉટ, ટેનીસન, આદિમાંથી એઓએ કેટકેટલું અનુકરવા પ્રયાસ કરેલા, અને સરવાળે કેટલું થોડું લઈ શક્યા છે. પાલ્ગ્રેવ ગોલ્ડન ટ્રેઝરી ( Palgrave's Golden Treasury of Songs and Lyrics ) પાઠ્યપુસ્તક તરીકે યુનિવર્સિટીમાં દાખલ થઈ, અને વીશથી વધારે વર્ષ ચાલી સહૃદય પ્રોફેસરોને હાથે શીખવાઇ. તે દરમિયાન આપણી આર્ટ્સ કોલેજોમાં ઈંગ્રેજી કવિતા ભણતા ઘણા ય ગુજરાતીઓનું ઈંગ્લિશ લિરિક કવિતાએ અને આઇડીલો (Idylls) એ કેટલું બધું આકર્ષણ કરેલું તે જાણીતું છે. હરિલાલ હ. ધ્રુવ, મણિલાલ નભુભાઇ, ગોવર્ધનરામ અને રા. રા. નરસિંહરાવ એ સમયના લગભગ આરંભમાં કોલેજોમાં પેઠા હતા. તો રા. રમણભાઈ, મણિશંકર, રા. રા. આનંદશંકર અને રા. રા. ન્હાનાલાલ એ સમયને લગભગ અન્તે કોલેજોમાંથી નીકળ્યા હતા. એ ઝમાનાની કૃતિઓમાં વર્ડ્સવર્થ, શેલિ, બાયરન, ગોલ્ડન ટ્રેઝરી આદિનાં અનુકરણો છે તેની નવાઈ નથી; એવાં અનુકરણો ના જ હોય તો તે નવાઈ ખરી.

પરંતુ અનુકૃતિ શબ્દને આવા વિશાળ અર્થમાં અહીં હું યોજવા ઇચ્છતો નથી. અર્વાચીન ગુજરાતી સાહિત્યનાંની કૃતિઓમાંથી કેટકેટલી કયા અર્થમાં અનુકૃતિઓ છે, એવું મોટું પર્યેષક સંશોધન અહિં ઉપાડવાનો મ્હારો ઇરાદો જ નથી. મ્હારે અહિં બે ત્રણ બીજા નમુના લઇને તેમની જ વત્તિઓછી અને માર્ગદર્શક નિરીક્ષા કરવી છે. અને તેટલા માટે પ્રથમ તો અનુકૃતિ શબ્દની સંકુચિત અને વિશિષ્ટ વ્યાખ્યા બાંધવી પ્રાપ્ત થાય છે. રા. નરસિંહરાવની ચંદ્ર શેલિના મેઘની અને પ્રોમીથિયસ અન્બાઉન્ડ ( Prometheus unbound)માં ના કેટલાક અંશની, એમની સ્મરણસંહિતા દુનિયાનાં કરુણકાવ્યોની, સ્વ. દોલતરામનું ઇન્દ્રજીતવધ માઈકલ મધુસૂદન દત્તના કાવ્યની, મ્હારી 'પ્રેમનો દિવસ' એ ભાષાના ખંડો બ્રાઉનિંગના ડ્રામેટિક લિરિકોની, અનુકૃતિઓ ગણવી હોય તો બેશક ગણી શકાય. અનુકૃતિ શબ્દને પૂરતો વિસ્તાર આપી લઇયે તો, પણ એવો વિશાલ અર્થ મ્હને આજના વિષયને માટે ઉપયોગી નથી. અનુકૃતિઓ કહેવાય છે તેવી ઘણી કૃતિઓ બહુ તો તે તે માતા—માતાઓની પુત્રીઓ છે, તે તે જાતની કૃતિઓ છે. અનુકૃતિઓ નથી. માતાનું હાર્દ, પુત્રીમાં એક બે મુખ્ય અંશમાં ખરે, તથાપિ એ જાતે એક સ્વતંત્ર વ્યક્તિ છે, વિશિષ્ટ લક્ષણોવાળી માતાની છાયા માત્ર નથી. રા. રા. કનૈયાલાલ મુનશીની નવલ–નવલોમાંના કોઇ અંશ ડૂમા ( Dumas ) ની કોઇ નવલ–નવલોમાંના કોઈ અંશમાંથી ઓધે ઉતરી આવેલા કે ચોકખા અનુકરેલા પણ હશે; કરણઘેલાના કેટલાક ગુણ તેમ દોષ સ્કૉટની નવલ–નવલોમાંથી ઓધે ઉતરી આવેલા કે ચોકખાં અનુકરેલા હશે; પરંતુ એટલા ઉપરથી પછીની કૃતિને આગલી કૃતિ–કૃતિઓની અનુકૃતિ કહીને વિષયને પડતો ન મુકાય. પછીના કર્તાને ન્યાયની ખાતર, તેની કૃતિની સ્વતંત્રતા પણ જેટલી જેવી હોય તેવી તેટલી બતાવવી પડે, માટે પરિભાષાની ચોક્કસાઇ પણ અનુકૃતિ શબ્દનો કંઈક પરિમિત અર્થ માગે છે. અમુક કૃતિને પ્હેલાંની કોઇ કૃતિ સાથે આદિથી અંત સુધી સરખાવતાં, તે મોટે ભાગે એ પ્હેલાંની કૃતિના પ્રતિબિંબ જેવી લાગે. અને પ્રતિકૃતિ છે એમ ઠરાવવા, જેટલી બન્નેની નિકટતા તો ન હોય, ત્યારે જ પછીની કૃતિ તે આગલી કૃતિની નકલ વા અનુકૃતિ: અનુવાદ અથવા

---

* આપણી જાણીતી વ્યાખ્યાઓ **अदोषौ शब्दार्थौ ...रसात्मकं वाक्यं, रमणीयार्थ प्रतिपादकः शब्दः** આદિ મ્હારા જેવા અપંડિતને મુક્તક કાવ્યને જ વિષય વર્તુલના મધ્યબિંદુએ રાખીને રચાયલી જણાય છે. પણ આવો વિષય આમ ટિપ્પણમાં તો—બહુ મોટો, એક આખો ઐતિહાસિક નિબંધ તો શું પણ ગ્રંથ માગે એટલો મોટો છે, એમ કહીને પડતો મુકવો જ પડે.

લગભગ પૂરી પ્રતિકૃતિ નહીં. તેમ સ્વતંત્ર પુત્રી ગણાવા જેટલી ભિન્ન પણ નહીં. માટે તે અનુકૃતિ.

રા. રા. નરસિંહરાવની ચંદા તમે વાંચી હશે; સ્વ.કલાપીની કમલિની તમે વાંચી હશે; બન્ને સાથે સાથે કોઇ વાર વાંચી છે ? વાંચી જુવો. એ જ છંદ. એ જ લંબાઈ. એ જ રમતિયાળ લલિત દશ્યોનું લાલિત્ય લડાવનાર શૈલીઃ કમલિની ચંદાની અનુકૃતિ છેઃ બન્ને રમકડાં સુન્દર વિનોદ વસ્તુઓ છે. ચંદા પૂરતી લોકપ્રિય છે. કમલિની એટલી જાણીતી નથી. ગુજરાતને હજી સૌન્દર્યની જાતપરખ ઓછી છે. કોઇને કોઇએ ગુજરાતી સૌન્દર્યને પણ ગુજરાતને બતાવી આપવાની સેવા બજાવવી પડે છે. કમલિની તરફ આ નિબંધ વડે ધ્યાન ખેંચતાં મ્હને આનંદ થાય છે.*

એમાં કઈ કૃતિ ચ્હડે ? આવા સવાલ સાહિત્યક્ષેત્રમાં શિખાઉઓ જ પૂછે. દરેક સારી કૃતિમાં વિશિષ્ટતા હોય છે. અને ઘણી વિશિષ્ટતાઓ એક બીજાથી અપરિમેય હોય છે. મોતી ચ્હડે છે કે રત્ન? બળદ ચ્હડે કે હાથી ? ત્રીજો સવાલ પૂછું. સ્ત્રી ચ્હડે કે પુરુષ ?

બેશક આવાં સામા સવાલ એમાંથી કયો કવિ ચ્હડે એવા પ્રશ્નને ઉડાવવાને માટે જેટલા વ્યાજબી ગણાય, તેટલા તે એક જ જાતની બે કૃતિઓની સરખામણીમાંથી છટકવાને માટે ઉપયોગી નથી. અને તો પણ આટલું તો એવી સરખામણીમાં ય ઘણીવાર વિસરાય છે, કે પ્રસ્તુત બે કૃતિઓ એક જાતની હોય તથાપિ તે બે જુદા કર્તાની છે. અને દરેક સારા કર્તામાં કંઇ ને કંઇ લાક્ષણિક અંશ હોવાનાજ; તેની દરેક જાતની કૃતિમાં, જો તે કૃતિ તેને હાથે સારી સધાઇ હોય તો. વળી વિષય જુદા જુદા તેનો ય ફેર પડે. કમલિનીનો વિષય ચંદાના જેટલો આકર્ષક ન જ હોઇ શકે, કવિએ તે સાધવામાં ઘણી વધારે ક્લેશ મેળવી હોય તો પણ. ચંદાના વિષયમાં વ્યોમ, મેઘ, સિંધુ, ઝાડ તળેનાં ચાંદરડાંથી માંડીને ગ્રહઉપગ્રહોનાં વિશ્વભ્રમણ સુધીના પેટા વિષયો કુદરતી રીતે આવે, એટલું જ નહીં પણ એ દિવ્ય ગોળાઓનું સ્વર્લોકસંગીત ( કડી ૯ ) પણ આવે. કમલિનીમાં પણ કવિએ વિષયોની લગભગ ચંદાના જેટલી રસિક પરંપરા યોજી છે. તે એના વિજયને માટે વિચારશીલ વાંચનાર એના કલા ચાતુર્યને ઉંચું ગણવાને પણ લલચાય. અને, સામી બાજુએ વિષય જાતે લોકપ્રિય બને તેવા હોય. પરંતુ તેને યોગ્ય રસ એકસરખો સધાય છે તો જ તે લોકપ્રિય બને છે. આ વિષયમાં ચંદાને મુગ્ધ કુમારિકાવસ્થામાં દાખલ થતી, પણ બાલિકાનું રમતિયાળપણું હજી એવું ને એવું ટકેલું છે, એ પ્રકારની વર્ણવી છે, કિશોરાવસ્થાની કોઇ અપ્સરાપુત્રી જેવીઃ આમાં એના રસની લોકપ્રિયતા છે. અને કેટલીક નબળી કડીઓ છે, તો પણ એકંદરે આ રસ એકસરખો સધાયો છે તે કલાવિજય, કલાપીનો કમલિનીના છેક જુદી જાતના કલાવિજયથી ઉતરતો ગણવો કે ચ્હડતો, તેમાં જુદા જુદા અધિકારી નિરીક્ષકો રુચી પ્રમાણે જુદા જુદા મત આપે એમ પણ બનવા જોગ છે.

દરેક કર્તામાં વિશિષ્ટતા હોય છે, એ હમણાં જ આવી ગયું. આવી વિશિષ્ટતાઓના વર્ગમાં તેના લાક્ષણિક દોષો પણ આવે છે. આ દિવ્ય ગોળાઓનાં સ્વર્લોક સંગીત (The music of the heavenly spheres) ની કડી જુવોઃ

" એવી મેઘની રેત સરસું નાવ મુજ ઘસડાય જ્યાં,
મધુરા રસીલા મંદ ઝીણા સુંદરા સુર થાય ત્યાં;
માત્ર દિવ્યજનો સુણે એ મીઠું ગાન મનોહરું;
ને સુણે હરણું માહરું, ને ઊંઘ મીઠી લે ખરું."

આ દિવ્ય ગંગીત અમુક સ્થળોમાં અમુક સંજોગોમાં અમુક ક્ષણોમાં જ થાય છે ? ના એ થાય છે તે જો સત્ય હોય તો તો નિરંતર ચાલી રહે છે. ચાલી રહેલું જ છે. આ દૃષ્ટિએ જોતાં, કડી સાત આઠ અને નવને સાથે લઇને તેમનો એકંદર અર્થ કર્તાને લાભ મળે એ કરિયે, વળી કવિને ઘણીવાર અછડતું દર્શન જ કરાવવું પડે, જે વિષયો કવિ છેડે અથવા એના વર્ણન અલંકાર આદિમાંથી સૂચિત થાય તે સર્વનું સંપૂર્ણ દર્શન અશક્ય, એ બધુંયે સ્વીકારિયે; તથાપિ જેટલું અંશદર્શન કવિતામાં આવે તેટલું પૂરા સંસની સાથે રમ્ય રીતે બંધબેસતું તો હોવું જોઇએ: અને તે અહિં કવિથી સધાયું નથી.

* 'હૃદયત્રિપુટી' વિશેના મ્હારા વ્યાખ્યાન માટે જુઓ 'હિન્દુસ્થાન' પત્રનો ઇ. સ. ૧૯૨૨ ની દિવાળીનો અંક.

વળી બીજું; આ નવમી કડી ચોથી પંક્તિનો શો અર્થ ? કર્તા પોતે ય કહી શકશે ખરા ? હરિગીતના ઘૂઘરામાં રમતિયાળ રમ્ય શબ્દો વગાડતાં વગાડતાં આ ચોથી લીટી પણ વગાડી લેવી: એટલી વાર વાંચનારે પોતાની બુદ્ધિને, કવિના કે ચંદાના મૃગલાની માફક જ, મીઠી ઉંઘ લેવા દેવી.

વિચારમાં કંઇ ઉતરતાં ( અથવા વ્હડતાં ) જે ભાંજગડો આવે છે, જે ઉઠવા ન દેવી અથવા તો તેની નિરાકૃતિ સાધવી, એમાં જ વિચાર અને કલાનો વિજય છે, તેવી આ પ્રમાણે રા. નરસિંહરાવની સારામાં સારી કવિતા ય એમને એમ પડી રહેલી હોય છે; એ સપાટી ઉપર વિહરતી કવિતા તેમને જાણે જોતી જ નથી. જેને જેને ગૂંચો ખટકે તે તે તેટલાઓ નૃત્યલીન કવિતાને માટે અપાત્ર! લોકો પણ મોટે ભાગે સપાટી જોઇને જ મોહનારા, એટલે આ ગૂંચો અને આવા દોષો તેમને જણાયે નહીં.

કલાપીના દોષ જુદી તરેહના છે. એ ધુની વિધાયક[?]જે કંઈ કરવા માંડે છે તે અધીર ઝડપથી ઘડી નાંખે છે. એટલે બેપરવાઇમાં કોઈ ઠેકાણે અનુચિત શબ્દ, સૂચન, આદિ રહી જાય છે. કમલિનીની ૭ મી કડીમાં 'શાન્તરસ' એ શબ્દો વિચારો, વિચારતાં જ જોશો કે અહિં 'શાન્ત' વિશેષણ બેસતું નથી; કયું વધારે બંધબેસતું, તે પણ એકાએક સુઝે તેમ નથી.

કલાપીએ કમલિનીનો જે અંત યોજ્યો છે, તે આ મોટે ભાગે આછા રંગનો રહેવો જોઇએ એવા વિષયને માટે જરા ઘેરો પડી જાય એવો છે. એક બાજુએ આવો વિસંવાદ ચંદામાં નથી તો બીજી બાજુએ—

આગીયાનું નીલવરણું તેજ ( કમલિની, કડી ૨ )ચંદ્રલાંછનનું તલ ભ્રૂકમાન અને કાજળ આંજેલ આંખ રૂપે સૂચન (કડી ૪) પતંગીયાંનું અપ્સરારૂપે વર્ણન (કડી૧૫) હંસલાની ડોલરમાલા સમી ડોક ( કડી ૨૦ ) સંધ્યાના આરંભના રંગની કોકિલની ફીકી જેવા દ્રાક્ષરસ સાથે સરખામણી (કડી ૨૪), રાત્રિમાં સિંહની અંગાર જેવી આંખ ( કડી ૨૭ ).—

એની એની વર્ણન ખૂબી પણ ચંદામાં મળે તેમ નથી.

જે કવિ વા કૃતિ પાસેથી જે મળી શકે તે લેવું અને તે પ્રશ્નો તેને નખાણનો, મગદૂર ઉપરાંતની માગણીઓ કરી અગર આશા રાખી રાખીને તે મળે નહિ માટે અસંતુષ્ટ થવું એમાં સમભાવની વૃત્તિ નથી; વિવેક સહૃદયતાથી કે શાણી ન્યાયવૃત્તિથી યે એવો અસંતોષ વેગળો છે. જે હાટમાં જે સોદો જ ન હોય,—જેમકે ટુંક વાર્તામાં પાત્રોનો ચારિત્ર્યવિકાસ,—તેને માટે ત્યાં ઉભા ઉભા વાણોતરને જીભનો સ્વાદ ચખાડવો, એમાં વ્યવહારુતા પણ નથી. મીઠાશથી વિદાય થઇબીજું હાટ શોધવું

મતલબ કે સાહિત્યચર્ચા, મોટે ભાગે ગુણદર્શી અને ગુણદર્શક હોવી જોઈએ, ઝમાને ઝમાને કવિઓ ટીકાકારો, પર્યેષકો અને વિદ્વાનોમાંથી સમદર્શી હોય છે, તે આ ધોરણ ફરી ફરીને પોતાને આવડે તે બધા સૂરમાં પોકાર્યા કરે છે. અને બોધ્યા કરે છે. તથાપિ સાહિત્યચર્ચામાંથી દોષદર્શિતા અને દોષદર્શકતાની નિંદ પ્રવૃત્તિઓ ઓછી થતી નથી. તેનું કારણ જનસ્વભાવ છે. વિચિત્રતાપ્રજકો, પોતાના સાંકડા વર્તુલની બ્હાર નાને વખાણી ન શકનાર ધૂમાવિષ્ટ નિંદકો, અને એવા એવા આ ક્ષેત્રમાં પોતાનાં ટટ્ટુ હાંકયે જ રાખે છે. અને પરપત્યયનેય તેમ જ્ઞાનલવદુર્વિદગ્ધ લોકનાં દોડાદોડ અને શોરબકોરને લીધે શાંત સ્વભાવના અને સ્વતંત્ર બાંધવાની શક્તિવાળા ઘણા કવિતાભક્તો મતામતિના ખંડનમંડનમાં પડતા જ નથી. કવિ અને કૃતિ માટે જે સત્તા ધીમે ધીમે છેવટનો નિર્ણય આપે છે, તે આ રૂપધ્યાસી મૌન સમદર્શી લોકમતની સત્તા છે, છાપે વ્હડતા અને વાદવિવાદનું ધાંધલ મચાવતા લોકમતની સત્તા નથી.

રા. રા. નરસિંહરાવની કવિતાને સપાટીપર પ્રકાશવતી કહું છું; તે કવિતાસંગ્રહની એકંદરે લેવાનુંછે. અપવાદ રૂપે કેટલુંક ઉંડું અને સૂક્ષ્મ પણું છે જ. આપણે આ ચાલતા અનુકૃતિ પ્રકરણમાં લઇ શકીયે એવો આનો એક વિશિષ્ટ દાખલો એમના કૃતિસંગ્રહમાંથી મળી આવે છે. કમલિની મૂલનાથી લગભગ સ્વતંત્ર જેવી અનુકૃતિ છે. તો આ નવા દાખલામાંની અનુકૃતિ મૂલના લગભગ અનુવાદ જેવી છે. વસન્ત માસિકના ગોવર્ધનસ્મારક અંક, અધિક ચૈત્ર ૧૯૬૩ના અંકમાં રા. નરસિંહરાવના "સ્વ. ગોવર્દ્ધનરામનાં છુટક સ્મરણો" એ ગદ્ય લેખનો અંતભાગ જુવો. અને સાથે સાથે સમાલોચક ત્રૈમાસિકના ગોવર્દ્ધનસ્મારક અંક, આષાઢ ૧૯૬૩ના અંક માં એમની જ "ગોવર્દ્ધન-

શાંઈ" એ પદ્યકૃતિ જુવો, ગદ્યકૃતિ જાન્યુઆરી ૧૯૦૭માં, પદ્યકૃતિ ફેબ્રુઆરીમાં લખેલી છે. બંનેને સરખાવો. પદ્યકૃતિ નૂપુરઝંકારમાં સંગ્રહેલી છે. (પૃષ્ઠ ૯૩ ૪) અને ઉપલા ગદ્યલેખનો અંતભાગ એ જ ચોપડીના ટિપ્પણમાં કર્તાએ ફરી છાપેલો છે (પૃ. ૨૪૫).

ગદ્યમાં "પ્રભાતના અંધકારમાં ઘેરાં પ્રભાતિયાં ગાતો, રાત્રિના ચમકતા અંધારામાં ઉંડા ભાવ ઉદ્દીપતો, સાગર"–એમ વિકલ્પ છે. અનુકૃતિમાંથી એ વિકલ્પ ઉડી ગયો છે. આને લાભ ગણીશું કે હાનિ?

ગદ્યમાં "તારાજડિત આકાશથી તે ફાસ્ફરસના પ્રકાશે* ચમકતા તરંગના ફેન સુધી સર્વત્ર એકાકાર કારમી સંવેદના સ્ફુરાવનારૂં, શાન્તિનું પુર વ્યાપી રહ્યું છે." આ પણ અનુકૃતિમાં આછું જ જણાય છે.

અનુકૃતિમાં એક વિશેષતા આ છેઃ

"ઉદધિ સુરનાં આછાં બિંબો બની નભતારલા
ધ્વનિત કરતા એ ગાનોને શું વ્યોમ ગુહા વિશે!"

આ કલ્પના કુદરતી કે લલિત ગણી શકાય તેવી નથી, વિચિત્ર અને દુરૂહ (conceit) છે. એનો આટલો બચાવ થઇ શકે ખરો, કે કરૂણ રસમાં અને ખાસ કરીને વિરહકાવ્યમાં કંઇને કંઈ conceit આવી જાય એ કુદરતી નથી. વિરહીના મગજમાં લાગણીના પૂર પ્રમાણે છેક ઘેલછાના સીમાડા સુધીની conceits ચક્રો વમળો અને બુદબુદો જેવી ફુટયા કરે છે.

અંતે ગદ્યમાં માત્ર વસ્તુકથન છે. કેટલીકવાર નર્યું કથન જાતે ઉંચી અમર કવિતા પણ હોય છે. જુવોઃ—

"આ સમયે આ દેખાવમાં પ્રતિબિંબિત થઇને એ પ્રેમલ મૂર્તિ, એ મિત્રનો મધુર આત્મા, જાણે મ્હને વીંટી વળે છે.

અહિં આ સમયે ઉંડી શાંતિ ફરે,
તહિં એ મુજ મિત્રની મૂર્તિ તરે!"

* કર્તાએ પ્રકાશથી લખ્યું છે. થી પાસે પાસે બે વાર આવી ગયો એટલે મેં જરા ફેરવ્યું છે. વળી કારમી એટલે? અનુકૃતિમાં ય કર્તા એ શબ્દ વાપરે છે. (કડી-૨) નર્મકોષમાં "ચમત્કારિક અદ્ભુત, મારકણું, સુંદર" એમ અર્થ આપ્યા છે. Penetrating yet ineffable એવો અર્થ લાગે છે. અને એમ હોય તો, તેને માટે કારમી શબ્દ ઠીક નથી.

અનુકૃતિમાં કર્તા એની "કવિતા" કરવા ગયા છે. અને મારા નમ્ર મતે ફાવ્યા નથી. છેલ્લી કડી તો—લખાઈ ભલે, તથાપિ પાછી—છેકી નાંખવી જોઇતી હતી. જે આવશ્યક નહીં, તે બધુંયે કલામાં નકામું બલ્કે હાનિકારક, એ કલાલાઘવનો નિયમ મોટા મોટા કવિઓને પણ અતિ કઠણ પડે છે. આની સામે બચાવમાં એટલું જ સુઝે છે, કે વિરહકાવ્યમાં પુનરૂક્તિ, નબળી ઉક્તિ, અસ્પષ્ટતા આદિ પણ હોયઃ લાંબુ કાવ્ય હોય તેમાં આવું કેટલુંક ભૂષણરૂપ પણ લેખી શકાય.

આ પ્રમાણે આપણી બન્ને કૃતિઓની સરખામણી પુરી થાય છે. કઇ ચ્હડે? બેશક, બીજી જે પદ્યકૃતિ ને અનુકૃતિ છે તે કરતાં પ્હેલી લખેલી ગદ્યકૃતિ ચ્હડે. પણ આટલી ચર્ચાથી સંતોષ માનીને આપણા વિષયના બીજા વિભાગને ઉપાડવાનું હજી બની શકે તેમ નથી. સ્વર્લોક સંગીતની ચર્ચામાં આપણે જોયું તેમ અહીં પણ, સાહિત્ય ચર્ચામાં માત્ર કૃતિને વળગી રહેવું અશક્ય છે; કૃતિ ઉપરથી તેમાં આલેખેલા વિષય ઉપર પણ ઘણીયે વાર જવું પડે છે; અને તે વિષય જેમ આપણા જીવનને અને આપણા સમયને વધારે સંકળાયેલો તેમ તેનામાં આપણને પોતા ભણી ખેંચી લેવાનું બળ વિશેષ હોય છે. આ કૃતિયુગલમાં આલેખાયલું સ્વ. ગોવર્દ્ધનરામનું ચિત્ર આ પ્રકારનો વિષય છે. એ ચિત્ર પ્રમાણે સરસ્વતીચન્દ્ર, સાક્ષરજીવન, અને સ્નેહમુદ્રાના કર્તામાં ગાન ખરૂં, શાન્તિ ખરી, વિશાલતા ખરી, અપૂર્વતા, મહત્તા, ભવ્યતા ખરી; પણ–પણ—પ્રકાશની આછી સુરખી કે તારાટપકી જ. અને તે પણ ધુમસ રજના પડદા આડે જે કંઇ દેખાય તેટલી જ!

આ ચિત્ર વિષે શું ધારવું? એને સત્ય ગણવું? સત્ય એટલે? મ્હારા ચિદાકાશમાં ગોવર્દ્ધનરામની છાપ આથી જુદી, અત્યંત જુદી, ત્હમારા ચિદાકાશમાં એથી ય જુદી:—તે ભલે રા. રા. નરસિંહરાવના મગજ, હૃદય, કલ્પના, આદિ આખા ચિત્-તંત્રમાંના એમના ગોવર્દ્ધનરામ; આ. તેઓની સાથે લાંબો મિત્રતાસંબંધ કબૂલ, પરંતુ એ અંગત અને સ્થૂલાવિષ્ટ અનુભવોને અલગ રાખીને ગોવર્દ્ધનરામને એક બુદ્ધિ સત્ત્વ તરીકે આપણા કર્તા આ પ્રકારના જ જુવે છે, અને માને છે. અને

એમની સત્યવાદિની કલા, માલિકીની દષ્ટિ અને પ્રતીતિનું પ્રતિબિંબ અમર રંગો અને રેખાઓમાં આલેખી આપે છે. ગદ્ય જેને પ્રિયતર તેને માટે કર્તાએ એ ચિત્ર તેમાં આલેખ્યું છે; પદ્ય જેને પ્રિયતર તેને માટે એ જ ચિત્ર એમણે તેમાં આલેખ્યું છે. ધારો કે એ ચિત્ર તમને ખૂંચે છે.—પરન્તુ તેમાં એમનો કે એમની કલ્પનાનો શો દોષ વારુ ! સૌને પોતપોતાના દર્શન મંતવ્યને વળગવાનો અને આગળ કરવાનો અને તેને યથાશક્તિ દીર્ઘાયુ અને વ્યાપક બનાવવાનો એકસરખો હક્ક છે. અને અગર જોકે છેલ્લે સરવાળે ત્હમારું એમનું અને આપણુ દરેકનું માપ, પોતપોતાના આવા આવા દર્શન મંતવ્ય લેખવર્તન આદિ સમગ્ર કૃતિકલાપમાંના સલાસલ અને ગુણદોષ ઉપરથી જ નીકળવાનું છે એ સિદ્ધ, તથાપિ એ છેલ્લો સરવાળો શો આવશે તે આગળથી જાણવાની શક્તિ કોઇ ધરાવતું નથી, એટલે એ જે આવશે તે મ્હારા લાભનો જ આવવાનો, એવી શ્રદ્ધા અને આશા રાખવાનો પણ આપણ દરેકે દરેકને નિર્વિશેષ હક્ક છે. તમને એ હક્ક ખરો તો રા. નરસિંહરાવને પણ તેટલે જ દરજ્જે ખરો. પરમતસહનના સમભાવને સાહિત્યમાં પણ સ્થાન છે.

સાહિત્યચર્ચામાં સ્થળે સ્થળે ફુટી નીકળતા અભાવ, ટીકા, નિંદા,—અથવા તો સામી બાજુએ અતિપ્રશંસા,—આદિના ફુવારા, ચર્ચા પ્રસ્તુત કૃતિના પોતાના સાહિત્યલક્ષ ગુણદોષ વિશે જેટલા નથી ઉડતા, તેટલા એ કૃતિ વડે મૂર્ત થતા, સુચવાતા કે સ્પર્શાતા વિષય-વિષયોને લગતા અનેક ન્હાના મોટા મતભેદને લઈને ઉડે છે. સાહિત્યકૃતિ પોતે બાપડી રહી જાય છે બાજુએ, પોતાનાં નાજુક અંગોને જેમ તેમ સંકોરતી; ધર્મ, નીતિ, સમાજ, રાજ્ય, આદિના હઠીલા ઝગડા સાહિત્યની શુદ્ધ ચર્ચા મોડી થતાંમાં ન થતાંમાં અહિં પણ કુદી પડે છે, અને સામસામા આથડે છે. મણિલાલ નભુભાઇ જેવા ટીકાકાર નરસિંહરાવ જેવા સુધારકની કુસુમમાલાને વખોડે જ. રમણભાઇ જેવા નવલોહિયા તરુણ સામે ઉતરીને એ જ કુસુમમાલાને, ગુજરાની કવિતા મહેલના ઉંચામાં ઉંચા કળશ ઉપર—પ્રેમાનંદથીયે ઉંચી ટોચે, એકવાર તો મુકે જ. તરુણ મસ્ત ઠેકડો મારે તે ગગનચુમ્બિ ન હોય તો તે તરુણ જ શેનો !

જીવનચરિત, ઇતિહાસ, ઐતિહાસિક નવલ અને નાટક અને કાવ્ય, એવાં સાહિત્યને વળી બીજી જાતનાં વમળ પણ નડે છે. પ્રજાઅસ્મિતાના હોડા જોરથી ઉછળતા હોય એવા સમયમાં આવી કૃતિઓની સાચી સુંદરતા જોવાય કે નયે જોવાય, પરંતુ તેમાંના જે અંશ અસ્મિતાપોષક વા અસ્મિતાવિઘાતક માની લેવાય, એવા અંશો ઉપર લોકમતની ઇમારત ચણાય છે. ઔરંગઝેબ અને શિવાજી પાત્રો હોય તેવા ઇતિહાસ, નવલ, નાટક, કે કાવ્યમાં એકને રાક્ષસ જેવો અમાનુષ અને બીજાને દેવ જેવો અમાનુષ આલેખ્યો હોય, એ ગંભીર આલેખનદોષો જ એ કૃતિના મોટા ગુણ તરીકે ગવાઇ ગજવાઈ રહે છે; અને લોકપ્રિયતાની પ્યાસી કલમો એવી એવી વસ્તુના અનેકાનેક ચિત્રો ચિત્રે છે. અને ફુલાઈ ફુલાઇને સાહિત્ય વ્યોમને ટેકવનાર થાંભલા પોતે જ હોય એમ અક્કડને અક્કડ ઉભી રહે છે; વળી તે પોતાના મજલિયા વાદિત્રો આદિને આગળ પાડે છે, સાચા સાહિત્યચંદ્રો તરફ રાહુની જેમ વર્તે છે. અને ઉજળાં ઉજળાં માનસસરને પણ વ્હલોવી વ્હલોવીને ડહોળી નાંખે છે.

રાજ્ય સમાજ આદિમાં હોડાઓ અને વમળો ચાલ્યા જ કરવાનાં. એ વાતાવરણમાં ઉછરેલા, એ હવામાં ઉભેલા આપણે, એ હવા વાતાવરણના દોષને દોષ માનીશું જ, એવા દોષ અતિ ઉપર ન જાય અને ધીમે ધીમે ઓછા થાય તેના એક જ ઉપાય લેખે સત્યને સૌન્દર્યની સેવા અને લગનીની અમૂલ્ય ઉપયોગિતા આપણા અંતઃકરણમાં વસશે, અને સત્ય અને સૌન્દર્યના સ્વયંભૂ આકર્ષણ ઉપરાંત તેમની આ વિશિષ્ટ ઉપયોગિતાથી પ્રેરાઇને આપણા ચિદાગારમાં આપણે સત્ય અને સૌન્દર્યને માટે એક સૂક્ષ્મ શાંત પવિત્ર દેવઘર જેવી, સ્થૂલ રાગપરાગથી બનતાં સુધી અલગ, ભૂમિકા વિરચી રાખીશું, તેમ તેમ જ સત્ય સુંદર સાહિત્ય આપણી પ્રજામાં નિખાલસ અને મધુર આદર પામીને પોષાતું જશે, વર્તમાનપત્રોની કટારો, નાસ્તિકોના વાદવિવાદ, અને સાહિત્ય પરિષદ જેવી મિજલસો સાહિત્યશોખીનોમાંના જેટલા ચારિત્રવાન પુરુષોના ચિદાગારમાં જેટલે દરજ્જે આવું રાગપરાગ વિમુક્ત, પવિત્ર, શાન્ત, સૂક્ષ્મ દેવઘર બનાવવામાં મદદ કરી શકે, તેટલે અંશે જ સંગીત સાહિત્યસેવા અને સંસ્કૃતિપોષણ કરી શકે છે, નેથી વધારે, તસ-

માત્ર પણ નહિ. *

પરમતસહનની આવશ્યકતા જોતાં જોતાં જરા આગળ નીકળી ગયા. નિબંધ પણ લાંબો થઈ ગયો છે. એટલે હવે આપણે અનુકૃતિનો બીજો એક જ દાખલો જોઈ શકીશું.

કલાપીનો ' વૃદ્ધ ટેલિયો ' વર્ડ્સવર્થવિરચિત ' એક્સકર્શન ' (Excursion) એ કાવ્યના પ્રથમ સર્ગ ' ધિ વૉન્ડરર ' (The Wanderer વટેમાર્ગુ ) ની ટુંકાવેલી અનુકૃતિ છે. માર્ગરેટ ( Margaret ) ના જીવનની વાત અથેતિ કહેનાર ' વટેમાર્ગુ ' નો શ્રોતા (કવિ પોતે) સાથેનો સંબંધ કેવો હતો અને કેમ બંધાયો, વગેરે વર્ણન અને ઇતિહાસથી વર્ડ્સવર્થ પોતાનો સર્ગ આરંભે છે; એ આખો વિષય કલાપીએ છોડી દીધો છે. તેમાંથી થોડી વિગત લઈને સાથે તેમાં આપણા દેશકાલને બંધબેસતી કલ્પિત વિગત સાંધીને કલાપી વર્ડ્સવર્થના વટેમાર્ગુ'માંથી પોતાનો 'ટેલિયો' ભિખારી ઉપજાવી લે છે. અને તે માર્ગરેટ (બાલાં) ની હકીકત કહેતાં કહેતાં વચ્ચે ટુંકમાં જ પોતાના વિષેનું પણ કહી લે છે. એટલે વાતના તંતુની સળંગતા જળવાય છે.

કાવ્ય વિષય ' બાલાં ' ના જીવનને લગતી વિગતો કલાપી મૂલમાં વર્ડ્સવર્થે માર્ગરેટની જે કલ્પી છે તે જ રાખે છે. અને તે વિગતોનું વર્ણન ટુંકમાં કરીને કલાપી વિષયને ટુંકાવતાં રસની જે પાકી માત્રા સધાય તે સાધે છે, અને ગુજરાતી કવિતામાં, સાદી ભાષા, સાદી કડી, સાદી વિગત, સાદાઈ નરી, એ સાધનો વડે જ મર્મભેદક કરુણરસનો એક ઉત્તમ નમૂનો સર્જે છે. વર્ડ્સવર્થનું કાવ્ય લાંબું છે. તે સાથે તેનો ઉદ્દેશ અને પદ્ધતિ બંને જુદાં છે. એ મહાકવિની વિશિષ્ટ કૃતિઓમાં શાંત રસ પ્રધાન હોય છે, અને કુદરતનાં વર્ણનો માનવ બનાવો અને વિતકોના કરતાં ઉતરતી અગત્યતાનાં હોતાં નથી. એની કાવ્ય કલામાં, ટુંકમાં કહિયે તો માનવપાત્રો કુદરતી સજીવન—અનંતતામાં જ્હેતિયા જીવ જેવાં—આંબા પીપળા ઉપરનાં કીડી મકોડી જેવાં હોય છે. શ્રદ્ધા અને શાન્તિ, પ્રકાશ, અને આત્મા પણ વર્ડ્સવર્થના કલાપટમાં કુદરત મહામૈયાના હોય છે; એ મહામૈયાના અતિ વિશાળ ઉછંગોદરમાં—મનુજ પંખી ઉડે છે. અને થોડું મ્હાલે છે તો થોડું સહન કરે છે. અને વિતકથી ગાંડું થઈ જાય છે, તો પાછી કુદરતના અજબ્ય અમીથી દર્દની ખટક ધીમે ધીમે સહ્ય પણ બને છે; મધ્યાહ્નના સૂર્ય પછી જેમ સંધ્યાની પરિણામરમણીયતા કુદરતી રીતે જ આવે છે, તેમ વર્ડ્સવર્થનાં આઇડિલો ( Idylls ) માં અવસાન શાંત તેજોમય સમતામાં આવે છે. કુદરત માણસને આ પ્રમાણે ઘડે છે, પશુનો ' દ્વિજ ' બનાવે છે; કુદરતથી માણસ આ પામે છે: એ મત્ય રૂપસુંદર અને મનોવેધક રીતે શીખવનાર કવિ-ગુરુ અથવા ઋષિ (prophet) વર્ડ્સવર્થ. આ પ્રમાણે ઘડાઇ ઘડાઇને વૃદ્ધ થઇ ગયેલો તથાપિ અંગે અને બુદ્ધિમાં મશક્ત રહેલો જેવો વર્ડ્સવર્થનો ' વટેમાર્ગુ ' છે, તેવો જ કલાપીનો ' ટેલિયો ' છે. માર્ગરેટ—બાલાંના જીવનની અતિકરુણ ઘટનાને માટે એના હૃદયમાં દર્દ થઈ થઇને એ આખો ઈતિહાસ એને દુઃખરસનો ભરેલો તો એવોને એવો રહ્યો છે, પરંતુ એ દુઃખરસમાં હવે ખટક નથી; બીચારીને અહોહો ! જુવોને માથે દુઃખનાં ઝાડ ઉગ્યાં, એ પ્રમાણેની અનુકંપા ખટકનું સ્થાન લે છે; અને તીવ્ર ખટકને બદલે આ સરલ અને શાંત અને મૃદુલ—વ્હેતી અનુકંપાસરિત્ વર્ણનને સુંદરતા અર્પે છે. વળી, વિધીનો ખેલ એવો !—એ પ્રકારની દૃષ્ટિનો કોમળ પ્રકાશ પણ એના ઉપર એક સરખો પડે છે. પરંતુ કલાની આવી નાજુક સર્જકતા આગળ પૃથક્કરણ અને સમજુતી વૃથા કાલક્ષેપ છે. ટેલિયાના કેટલાક ઉદ્ગાર જાતે જ જુવોઃ—

* કલાપ્રદર્શન, પુરાવસ્તુસંગ્રહ, સંમેલન, ચર્ચા અમુક કાર્યો અને પ્રયાસોની યોજના, સર્વ માટે લોકોમાં સહાનુભૂતિ આદર, અને બનતી મદદ કરવાની વૃત્તિનો ફેલાવઃ સાહિત્ય પારષદ્ પ્રવૃત્તિના આ સર્વ મોટા લાભની સંખ્યા જેટલી લાંબી ગણાવવી હોય તેટલી ગણાવી શકાય; એ ખરું; તથાપિ તત્વ દૃષ્ટિએ જોતાં, એ અનેકાનેક લાભ એક જ આત્માનાં—વિર્જૃમ્ભણ માત્ર છે; એ આત્મા ઉત્પન્ન કરવો, વધારે વધારે માણસોમાં સચેત કરવો, તે એક આખી લાભપરંપરાના મૂળરૂપ એક જ સંગીન લાભ, બીજ નિક્ષેપથી દેવધર જેવો પુદ્ગળ-ચિદાકારમાં બંધાયો, એટલે તેમાંથી તરુઓ, અને થોડાક કાળમાં તરુઓની વધતી જતી સંતતિરૂપ આખું વન પણ પેદા થાય. અથવા તો બીજી રીતે જુવો, કે અમુક દૃષ્ટિબિંદુ—બંધાઇને માણસ કર્તા-વક્તા બને છે, તે પછી તેની અનેકાનેક કૃતિઓ જન્મે છે જ; સંજોગો, માર્ગ, આદિ પ્રમાણે ભિન્ન ભિન્ન, તથાપિ બધીયે એક દૃષ્ટિબિંદુ એક જ રસની પેદાશ, એક આત્માનીજ લીલા.

ઓલ્યો ધીમે, અરે બાપુ! દુઃખીનાં દુઃખ શાં પુછો!
ન જાણે તે ન જાણે છે વાતોથી દુઃખીનાં દુઃખો.
(શ્લોક ૮)

× × ×

રે મ્હેરબાન! નહિ મૃત્યુ ભલાનું વ્હેલું.
ને શુષ્કને મળવા બહુ કાળ લાંબો! ૧૭
આ નેત્ર કૈં નિરખતાં અહિં આસપાસ
જેનું કશું નયન જોઈ શકે ન ત્હારાં:
આ સ્થાનમાં સમયના પલટા કંઇ છે.
રે! સ્થૂલ ભૂમિ પણ કૈં પલટા સહેતી! ૧૮

રે ભાઇ! આખર બધાંય મરી જવાનાં,
સેતું ન મૃત્યુ વળિ આપણુ એકલાને:
જે જે પદાર્થપર પ્રેમ જનો કરે છે
તે તે પદાર્થ પણ તે જન સાથ જતા! ૧૯

તે વ્હાલની અગર ચીજ ફરી જતી મૌ.
વીતેલની પ્રીતિતણૂં ફરતૂં બધૂયે:
હા! ત્રુર્ત સુંદર સહૃપ કુરૂપ થાતૂં.
વીતેલની ગહિ શકે ન નિશાનિયે કો! ૨૦

× × ×

'જે સર્વને જગતમાં નવ તે મ્હને છે,
જે ના મ્હને વળિ ત્હનેય રહ્યું નહિં એ,'
એવી જ નિત્ય કંઈ વાત અમે કરીને
ના જાણતાં હૃદયમાં ગજાનૂં હતૂં શું! ૨૮
'જે અન્યને જગતમાં નવ તે મ્હને છે,'
એ લાગણી ઉપર વિશ્વબંધુ ફરે આ;
એ લાગણી નરક સ્વર્ગ તણી વસેલા,
ને એવતી જ અમ ઊર હળ્યાં પ્રભુમાં ૨૯

× × ×

અરેરે! હર્ષની લ્હેરી સુકોચાની વહે નહિ!
અરેરે! કષ્ટની રેલો વધે છે કાલ આજથી! ૪૭

× × ×

અમે તે અલ્પની સામે, ગમે તે દુષ્ટની ભણી,
કૃતઘ્ની ને મહાપાપી તિરસ્કારની દૃષ્ટિ છે! ૫૧

× × ×

સહેવાનું અહિ નાખ્યું, બાકી આજ નથી કશું,
કપાતૂં આયુ કષ્ટોથી મ્હારૂં તો દીર્ઘ છે થયું.. ૫૭

હશે ભાઇ! હશે ભાઈ! દુઃખી હું નવલેશ છું:
જીવતાં હું નથી થાક્યો: મોતથીયે નહિં ડરૂં. ૫૮

× × ×

જિજ્ઞાસા કાજ દર્દીની વાતો ના સુણવી ઘટે,
ઇચ્છા એવી જ મરેલાંમાં રાખતાં કપો થવે. ૧૧
કોઈનાંયે દુખોમાં છે યોગ્ય ના સુખ પામવું.
મરેલાં તો પ્રભુનાં છે, તેનું માન જ રાખવું. ૧૨

પરંતુ આપણે સર્વે જાણતાંય નથી જ. કે
દર્દીના દર્દની વાતે આપણું મિત્ર કો વસે. ૧૩

દર્દથી જે મળે તે કૈં દર્દની વાતથી મળે,
દર્દીની કો કથામાં તો દર્શનો પ્રભુનાં જડે. ૧૪

દુનીયામાં સદા વીતે તેની આ મુજ વાત છે,
કશા છે ના. નવું છે ના, રસીલુંય નહિં કશું. ૧૫

× × ×

અહિં મધ્યાહ્ને આ જગત-સઘળૂં ગાઢ સુખમાં
દિસે લેતું ઝોલાં, સહુ ગમ બધૂં શાંત સરખું,
દિસે છે અત્યારે જગત પર આરામની ઘડી,
અને ના સત્ય તે રમણિય બધૂં હર્ષમય છે. ૮૬
અહિં જન્તુઓનાં ગણગણ ઉડે વૃક્ષ વિટપે,
બધાંયે શાન્તિથી મધુર સુરીલો મેળ રચતાં:
અરે! ત્યારે શાં આ ગમગિન 'રહે વૃદ્ધ' નયનો!
ઘટે ના આ દેવા રુદન કરવા આપણ ઉરો. ૮૭

ઘટે વ્હોરી લેવી નહિ જ નબળાઈ જન તણી;
ગયાં સ્વર્ગે તેનાં દરદ બહુ જૂનાં સ્મરિ સ્મરિ;
મરેલાંનાં સત્યો મરણ સુધિના ના મળિ શકે.
અને રાહ્ય જોવી, વધુ પણ કશું ના થઇ શકે. ૮૮

પ્રભુના-આરામો ઉપર નયનો બંધ કરતાં
ઘટે ન્હાની વાતો ઉપર નવ આંસુ ટપકવાં,
અહિં થોડી કાંઇ દુખમય વિચારો હૃદયમાં
અરેરે! શાને કૈં દખલ કરવી આ કુદરતે? ૮૯

અંજલી ગમગીનીની સદાયે અરપ્યા થકી
પ્રભુની પામવા પ્રીતિ બિન્દુ હર્ષ તણું વપૂ. ૯૦

× × ×

એ તો બિચારી દશ વર્ષ આમે
મૂરી અહો! એ દશ વર્ષ પૂરાં

કેવા હશે એ ભડકા દુઃખોના
તોબા પ્રભુ!—એનિ દશા જંન્યારી! ૧૬૩

× × ×

અત્યારે એ મુખ નયનની આગળે આ તરે છે!
ઓહો! કેવું દુઃખમય છતાં શાંતિમાં વાસ એનો!
રે! અત્યારે પગ ડગુડગૂ ચાલતા એ હશે શું?
કે કૈલાસે પ્રભુપદ કને શાંતિમાં મ્હાલતા શું? ૧૬૮

જ્યાં હો ત્યાં હો, પણ સુખી હશે શાંત આત્મા નકી એ:
જ્યાં હો ત્યાં હો, પણ હૃદય કૈં બોધ દેતૂં હશે એ.
શ્રીમાનોને ગરિબ દિલની વારતા શીખવીને
જ્યાં હો ત્યાં હો, પણ પ્રભુ કને દોરતું કૈં હશે એ ૧૬૯

કલાકારની સ્વતંત્રતાનું માપ આંકતાં એક મુશ્કેલી એ આવે છે કે કલામાં પસંદગીની શક્તિ જેટલી નવું યોજવામાં જોઇએ, તેટલી જ જુદે જુદે સ્થળેથી બીજાના અંશો પોતાના કરવામાં જોઇએ, અને તેટલી જ પસંદ કરેલ અંશોમાંથી પણ ઘણું ત્યજવામાં જોઇએ. સામાન્ય દુનિયા માત્ર ત્યજી દીધું છે, માત્ર પસંદ કર્યું છે, એમ કહી એ બંને પ્રવૃત્તિઓ ઉપર પોતાના હલકા અભિપ્રાયની છાપ ઠોકે છે, અને એથી ઉલટું નવું યોજ્યું હોય તે પ્રવૃત્તિને હદથી વધારે માન આપે છે, નવું જોડવું નવું જોડાયું તેથી વખાણવાલાયક નથી હોતું, યોગ્ય જોડાયું હોય તો જ વખાણવાલાયક હોય છે; અને યોગ્યાયોગ્યવિવેચકશક્તિ બીજી એ પ્રવૃત્તિઓમાં ય એટલી જ મહત્ત્વની છે. વડર્સ્વર્થ સાથે ઉપર ટાંકેલી પંક્તિઓ જ નહિ પણ આખી કૃતિ મેળવી જોતાં, મૂલમાં નથી એવું ગ્રેલિયામાં ભાગ્યે કંઇ પણ મળી આવે છે: અને કેટલુંક તો શુદ્ધ અનુવાદ માલુમ પડશે. પરંતુ મૂલમાં એટલું વધારે છે, અને સાથે આ ગુજરાતી કૃતિ જેવી છે એવી, એટલી તો અસરકારક, હૃદયની ઉર્મિમાંથી જ ઉદ્‌ભવેલી અને એકયવાળી છે, કે આ ટુંકાવેલી છબીને અનુવાદ કે પ્રતિકૃતિ નહીં પણ એક ઉતમ અનુકૃતિ જ ગણવી પડે.

કલાપીને પોતાને ગ્રેલિયાના ગુણ વિશે શંકા રહ્યાં કરતી તેનાં બે કારણ છે. કોઇ પણ સાચા કવિને પોતાની કોઈ પણ કૃતિથી પ્રસન્નતા કે પૂરો સંતોષ સંભવતો નથી. સુંદરતા અને કલારૂપ ઇન્દ્રલોકની અપ્સરાની જે આંખને ખરેજ ઝાંખી થઇ હોય છે, તે પોતાની સારામાં સારી કૃતિ વિશે પણ અસંતુષ્ટ હોવાની જ. લોકો જ્યારે માત્ર એ કૃતિ જુવે છે, ત્યારે તેનો ઘડનાર પોતે જે. અનિર્વચનીય વસ્તુ સજવા મથેલો, અને બદલો પામ્યો ત્યારે આ યત્કિંચિત,–તે પોતાના ચિદાકાશમાંનું કિરણ પણ એ કૃતિની સાથે જુવે છે, એટલે એ કૃતિ તેને મુકાબલે ઝાંખી લાગે તેમાં શી નવાઇ? ઝાંખી ન લાગે તો તે નવાઇ ખરી. વળી જેમ તેનો હાથ બેસતો જાય છે, તેમ તેમ તે પોતાની આગલી કૃતિઓના દોષ સ્પષ્ટ જોવા પામે છે; અને નવી કૃતિઓમાં જે વિશેષ વિજય સધાયો હોય છે તેના કરતાં ઘણો વધારે વિજય મેળવવાનો તેનો પ્રયાસ હોય છે. મોટા અને દીર્ઘાયુ કલાકારોની તો આ પ્રમાણે થતાં થતાં દિશા જ બદલાઇ ગયેલી આપણે જોઇએ છિયે અથવા તો આ પ્રગતિ એકસરખી ચાલેલી ન હોય, વચમાં એક કે વધારે લાંબા-ટુંકા ગાળા પડી ગયેલા, પછી નવી શરુઆત કંઇક નવી જ રીતે થયેલી, એવા દાખલા પણ જાણીતા છે.

વળી કલાપીએ વડર્સ્વર્થની કવિતાનો એવો તો અભ્યાસ કર્યો હતો કે તેનો આખો વિચાર-મિનાર કલાપીને એક જીવંત સૌન્દર્યમૂર્તિ જેવો આકર્ષી રહ્યો હતો, વડર્સ્વર્થનો તે [illegible] આસીમાંથી ભક્ત [illegible] ગયો હતો. અને એ [illegible] ઋષિ" એ "મહાકવિ" એ "ગુરુવર્ય" * ની કોઇ કૃતિ લે, તો તેનો પ્રયો

* કલાપીના કાગળો ગો. ગો. રૂપશંકર ઉદયશંકર [illegible] "કલાપીનું સાક્ષરજીવન" એ નિબંધ ([illegible] સાહિત્ય પરિષદ) માં કાગળોના ફકરા આપ્યા [illegible] વડર્સ્વર્થને લગતા ફકરા જોવા.

અને સળંગ અનુવાદ કરે અને તે એના જેવી જ સાદી ભવ્ય ભાષામાં એના જેટલો મર્મવેધક બની આવે તો જ એને સંતોષ થાય એમ હતું.

"રેલિયા" માં તો કર્તાએ "વટેમાર્ગુ" વિશેની ઘણી વિગત જતી કરી છે, કુદરતનાં વર્ણનો ઘણાં છોડી દીધાં છે. અને કૃતિમાં સંક્ષેપ અને કરુણ-રસ, સ્પષ્ટતા અને અસરકારકતા ઉત્તમ સધાયાં છે, એવા શિષ્યભાવને અપ્રતીપકારક પરંતુ કલાકારને આવશ્યક જણાયેલાં સ્વતંત્ર આચરણ વડે જ.

કલાપીની આ બે અનુકૃતિઓ જોઇ લેયી છેઃ ભિન્ન એક ત્રીજી અનુકૃતિ પણ અહિં ચર્ચવા ઈચ્છા હતી. પરંતુ સ્થલસંકોચને લીધે એ વિચાર પડતો મૂકવો પડે છે. વળી અનુકૃતિ પ્રકરણ આમ પૂરું થતાં વિચારક્રમ પ્રમાણે તે પછી સ્વતંત્ર કૃતિઓની ચર્ચાનો વિષય આવે; જે નવેસર આરંભ કરીને બીજી જ રીતે ખીલવવો પડે એમ લાગે છે, એટલે આ પ્રકારની સાથે આખો નિબન્ધ અહિં જ સમાપ્ત થાય છે. આ ચર્ચા-લીટી દરમિયાન જે જે કૃતિઓ વિશે જે જે લખવું પ્રાપ્ત થયું છે તેમાંનો એક પણ શબ્દ કોઇને પણ ખોટું લગાડે, તો નિબન્ધના આરંભમાં કહી ગયો છું તે ફરીને કહેવા રજા લઉં છું કે ક્યાંય આશય કોઇને પણ ખોટું લગાડવાનો છે જ નહીં.

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર

# ઇસ્લામના ઓલીઆ

(૨)

## તપસ્વી અબૂ મોર્ત્તાશ

અબૂ મોર્ત્તાશ પોતાના પ્રેમ અને વૈરાગ્ય માટે પ્રખ્યાત થઇ ગયા છે. તેમણે અનેકવાર કોઈના સાથ-સંગાથ વગર દેશાટન કર્યું હતું. નેશાપુર તેમનું નિવાસસ્થાન હતું. તેઓ તપસ્વી અબૂ ઉસમાન અને જવનિદના સમાગમમાં આવ્યા હતા. તપસ્વી અબૂ હેફઝના પણ તેમણે દર્શન કર્યાં હતાં. મોર્ત્તાશે પોતે કહ્યું છે કે, " મેં લગભગ તેર વર્ષ પર્યંત લાગલાગટ તીર્થયાત્રાઓ કરી, પણ વિચાર કરતાં મને લાગ્યું કે એ સઘળું તીર્થભ્રમણ કેવળ સાંસારિક ભાવે જ થયું હતું." તેમને પૂછવામાં આવ્યું કે, " તમે તે શી રીતે જાણી શકયા ? " મોર્ત્તાશે જવાબ આપ્યો કે " એકવાર મારી માતુશ્રીએ મારી પાસે પાણીનો એક લોટો માગ્યો. મને એ ફરજ બજાવતાં જરા કંટાળો આવ્યો. તે પરથી મારી ખાત્રી થઈ કે મારૂં તીર્થભ્રમણ કેવળ સાંસારિક ભાવે જ થયું છે; તેનાથી જીવનની કોઈ પ્રકારે ઉન્નતિ નથી થઇ. "

મોર્ત્તાશ એકવાર બગદાદ શહેરના બજારમાંથી જતા હતા તે વખતે તેમને બહુ તરસ લાગી. તેમણે એક ધનવાન્ ગૃહસ્થના બારણા પાસે જઈ પાણી માગ્યું. પેલા ગૃહસ્થની કન્યા હાથમાં પાણીનું પાત્ર ભરી લાવી. મોર્ત્તાશ તે કન્યાના રૂપ-લાવણ્ય ઉપર મોહિત થઇ ગયા. પાણી પીધા પછી પણ તેઓ ત્યાં ને ત્યાં જ બેસી રહ્યા.

થોડીવારે ગૃહસ્વામી ત્યાં આવ્યો. મોર્ત્તાશે તેને કહ્યું કે, " ભદ્ર, મને તમારા ઘરમાંથી પાણી તો મળ્યું, પણ પાણી આપવા આવનારી સ્ત્રી મારૂં હૃદય લઈ ગઈ." ગૃહસ્વામી ઘણો સહૃદય માણસ હતો. તે મહર્ષિ મોર્ત્તાશને પીછાનતો હતો. તેણે કહ્યું કે, " તે મારી પોતાની જ કન્યા છે. આપ પોતે જો તેનું પાણિગ્રહણ કરવા માગતા હો, તો હું આપના હાથમાં મારી પુત્રી સોંપવા તૈયાર છું." મોર્ત્તાશે સંમતિ આપી. પછી ગૃહસ્વામીએ પોતાના સગાંસંબંધીઓને બોલાવી ભારે ધામધૂમથી પોતાની કન્યાનાં લગ્ન મોર્ત્તાશ સાથે કરી નાખ્યાં. કન્યાપક્ષના સંબંધીઓના કહેવા પ્રમાણે નોકરો મોર્ત્તાશને સ્નાનાગારમાં લઈ ગયા અને ત્યાં મોર્ત્તાશના શરીર ઉપરથી વૈરાગ્યવસ્ત્ર કાઢી નાંખી કીંમતી પોશાક પહેરાવ્યો. તે પછી મોર્ત્તાશે નવપરિણિતા પત્ની સાથે અંતઃપુરમાં પ્રવેશ કર્યો, અને ત્યાં જઈ નમાજની શરૂઆત કરી. નમાજ પઢતાં પઢતાં તેમની વ્યાકુળતા વધતી ચાલી; તેઓ તાણી તાણીને બોલવા લાગ્યા કે, " મને મારૂં પેલું વૈરાગ્યવસ્ત્ર જલદી પાછું લાવી આપો. " પછી તેઓ પેલો કીંમતી પોશાક ફેંકી દઇ, પુનઃ જુનું વૈરાગ્યવસ્ત્ર પહેરી, પરણેલી સ્ત્રીને છોડી ત્યાંથી ચાલી નીકળ્યા. કોઈએ આમ કરવાનું કારણ પૂછયું, ત્યારે મોર્ત્તાશે જવાબ આપ્યો કે, " હું નમાજ પઢતો હતો તે વખતે કોઇ મારા કાનમાં જાણે છૂપી રીતે કહી ગયું કે તેં મોહવશ બની એક નારી પ્રતિ દૃષ્ટિપાત કર્યો તેનું પરિણામ એ આવ્યું કે તારે તારૂં વૈરાગ્યવસ્ત્ર ગુમાવવું પડયું. ફરીથી જો આવી બીજી ભૂલ કરીશ તો તારા અંતઃકરણમાં રહેલું ધર્મવસ્ત્ર પણ ખેંચી લઇશ."

મોર્ત્તાશને કોઇએ કહ્યું કે, " અમુક એક માણસ પાણી ઉપર પગે ચાલીને તરી જાય છે, તેમ જ આકાશમાં પણ પંખીની જેમ ઉડી શકે છે. " મોર્ત્તાશે તેના જવાબમાં જણાવ્યું કે, " મારે મન એ બહુ મહત્ત્વની વસ્તુ નથી. જે સાધક પોતાની ઇન્દ્રિયોને પોતાના

કાબુમાં રાખી શકે તે જળવિહારી અને આકાશવિહારી કરતાં પણ શ્રેષ્ઠ છે."

### વચનામૃત

ઈશ્વર પ્રત્યે ખરી ભક્તિ કેમ પેદા કરી શકાય એ પ્રશ્નના ઉત્તરમાં મહર્ષિ મોર્ત્તાશ કહેતા કે "જેમને ઇશ્વરે પોતે વિસારી મૂકયા હોય એવા લોકો પ્રત્યે ભક્તિભાવ રાખવાથી પ્રભુ પ્રસન્ન થાય છે."

શરીરને ભોગોપભોગોથી અળગું રાખવું, ઈશ્વરી આદેશને વધાવી લેવો, અને ઇશ્વરી વિધિ અનુસાર જે કંઈ બને તેમાં સમ્મત થવું એ બધાં પ્રભુભક્તિનાં લક્ષણો છે.

ઈશ્વરવિરોધી વસ્તુમાં આસક્તિ રાખવી એ ઈશ્વરીદંડ ભોગવવાની તૈયારી કરવા જેવું છે.

વ્યવહાર શુદ્ધ રાખવાના બે ઉપાય છેઃ (૧) ધૈર્ય અને (૨) પ્રેમ.

સાધુજનોએ સંતોનો જ સમાગમ રાખવો શ્રેયસ્કર છે. જે સાધુ સત્સંગ છોડે તેની અવનતિ અનિવાર્ય સમજવી.

ધર્મબન્ધુઓ ઉપદેશ માટે પ્રાર્થના કરતા ત્યારે મોર્ત્તાસ કહેતા કે, "જે મારા કરતાં વધારે શ્રેષ્ઠ હોય તેની પાસે જાઓ અને તમારા કરતાં વધારે શ્રેષ્ઠ હોય તેની પાસે મને જવા દો."

## અબૂ અલી મહમ્મદ

તપસ્વી અબૂ અલી મહમ્મદ નેશાપુરની એક સાધારણ મસ્જીદના આચાર્ય હતા. તેઓ અબૂ હેફઝ, હમદૂન વિગેરેના પરિચયમાં આવ્યા હતા. તેઓ ખાસ કરીને અન્તર્વિદ્યા અને બાહ્યવિદ્યામાં વિશેષ કુશળ હતા. સંસારનો ત્યાગ કર્યા પછી તેમણે ઘણોખરો સમય તત્ત્વશાસ્ત્રની વિચારણામાં જ વ્યતીત કર્યો હતો. સુફીઓની મંડળીમાં જોડાઈ તેમણે સારો ધર્મપ્રચાર કર્યો હતો. પોતે એક પંડિત તેમજ સદ્વક્તા હતા.

તેમની પડોશમાં એક માણસને કબૂતરોનો ભારે શોખ હતો. એક વાર તેણે એક કબૂતર સામે પત્થર ફેંકયો. એ પત્થર કબૂતરને લાગવાને બદલે તપસ્વી અબૂ અલીને લાગ્યો. તેમના માથામાં ઉંડો ઘા પડયો અને તેમાંથી લોહી ખળખળ વહેવા લાગ્યું. તપસ્વીના મિત્રો અને સ્નેહીઓએ આવી પેલા કબૂતરબાજને પકડયો અને અદાલતમાં ખડો કરી સજા કરાવવાની તૈયારી કરી. તપસ્વી અબૂ અલીના જાણવામાં એ વાત આવી કે તરત જ તેમણે પોતાના મિત્રોને અદાલતમાં જતા રોકયા. તેમણે પોતાના એક શિષ્યને લાકડી આપી કહ્યું કે આ લાકડી પેલા કબૂતરબાજને આપી આવો અને તેને મારી વતી ભલામણ કરજો કે હવે પછી કબૂતર તરફ પત્થર ન ફેંકતાં આ લાકડી માત્ર ઉગામે અને એ રીતે કબૂતરોને ઉડાડી મૂકે.

એક દિવસે ત્રણ પુરૂષ અને એક સ્ત્રીને એક શબ ઉપાડી જતાં મહર્ષિએ જોયાં. તેઓ એ શબની પાસખી પાસે આવ્યા અને પેલી સ્ત્રીને મુક્ત કરી, તેના ભાગનો બોજો પોતે ઉચકી લીધો. સ્ત્રી ચાલી ગઇ. મહર્ષિ શબને ઉચકી ઠેઠ કબ્રસ્તાન સુધી ગયા. ત્યાં પ્રાર્થના વિગેરે દફન સંબંધી ક્રિયા પૂરી થયા પછી મહર્ષિએ પેલા પુરૂષોને પૂછ્યું કે, "તમે એક સ્ત્રીને શબ ઉચકવા માટે શા સારૂ બોલાવી? તમને મદદ કરે એવો કોઇ પાડોશી ન મળ્યો?" પુરૂષોએ જવાબ આપ્યો કે, "આ મરનાર માણસ નપુંસક હતો. લોકો તેના તરફ તિરસ્કારની નજરથી જોતા હતા. તેથી તેના શબને ઉચકવા કોઇ બ્હાર ન પડયું; પછી નછૂટકે અમારે એક સ્ત્રીની મદદ લેવી પડી."

આ ઘટના સાંભળી મહર્ષિનું હૈયું ભરાઈ આવ્યું. તેમણે પેલા પુરૂષોને પોતાની પ્રસન્નતા બદલ થોડા પૈસા અને આટો આપી રવાના કર્યા. તેઓ હિજરી સંવત્ ૩૨૮માં નેશાપુરમાં સ્વર્ગવાસ પામ્યા.

### વચનામૃત

ગમે તેટલાં શાસ્ત્રો વાંચો, ગમે તેટલો સત્સંગ કરો, પણ સદ્ગુરૂની દેખરેખ નીચે આત્મશાસન કરતાં ન શીખો ત્યાં સુધી યથાર્થ મનુષ્યત્વ ન ખીલે.

આંતરિક પ્રેમ અને સત્યપ્રિયતા એ સર્વ વિધિઅનુષ્ઠાનોનું મૂળ છે. જ્યાં સુધી એ મૂળ શુદ્ધ ન હોય ત્યાં સુધી તેનો પ્રકાશ અશુદ્ધ જ રહેવાનો. સ્વાભાવિક પ્રેમમાંથી જ સ્વાભાવિક અનુષ્ઠાનો જન્મે.

## તપસ્વી અબૂઅલ્ અબ્બાસ નહાવન્દિ

અબૂ અલ્ અબ્બાસ મહા જ્ઞાની અને વિરાગી પુરૂષ હતા. તેઓ કહેતા કે, "સૌ પ્રથમ બાર વર્ષ

સુધી હું માથું નીચું નમાવીને બેસી રહ્યો. મારી તપસ્યાની એ રીતે શરૂઆત થઈ. એ તપસ્યાના પ્રતાપે મને કંઇક અન્તર્દર્શન થયું. કેટલાક લોકો તપસ્યા વડે પ્રભુનાં દર્શન કરવા અને પ્રભુને પોતાનો બનાવવા ઇચ્છે છે. હું કેવળ થોડી ક્ષણોને માટે મારું આત્મદર્શન કરવા માગું છું, અર્થાત્ હું કોણ છું, કેવો છું, ક્યાં છું એ પ્રશ્નોના સ્પષ્ટ ખુલાસા ઇચ્છું છું. પણ મારી એ જીજ્ઞાસા કેમે કરતાં તૃપ્ત નથી થતી."

તેઓ આજીવિકા માટે ટોપીઓ સીવવાનો ધંધો કરતા. ટોપીની કીંમત બે પૈસા એ તેમની રોજની આવક હતી. કોઈ વધારે કીંમત આપે તો પણ તે લેવાનો ઇન્કાર કરતા. એ બે પૈસામાંથી એક પૈસો જે કોઇ ભિક્ષુક પહેલો મળે તેને આપી દેતા અને બીજા પૈસાનું ખાવાનું લેતા. એ પ્રમાણે બે પૈસા ખર્ચાઈ ગયા પછી બીજી ટોપી સીવવાનું શરૂ કરતા.

તેમનો એક શિષ્ય સારો પૈસાપાત્ર હતો. મુસલમાનોમાં સાધારણ રીતે એવો નિયમ હોય છે કે કમાણીના ચાલીસ ભાગ કરવા અને ઓછામાં ઓછો એક ભાગ ધર્મનિમિત્ત ખર્ચવો. આ ખર્ચને "જકાત" કહેવામાં આવે છે. પેલા પૈસાપાત્ર શિષ્યે અબૂ અલ અબ્બાસને પૂછ્યું કે "મારે જકાત કોને આપવી?" તપસ્વી અબ્બાસે ઉત્તર આપ્યો કેઃ—"તમને યોગ્ય લાગે તેને આપી શકો છો." પછી શિષ્યે માર્ગમાં જતાં, એક અતિશય ગરીબ અને આંધળાના હાથમાં એક સોનામહોર મૂકી. બીજે દિવસે તે અંધ ભિખારી પોતાના એક મિત્રને મળ્યો અને કહેવા લાગ્યો કે, "કાલે કોઈ એક ભલા માણસે મને એક સોનામહોર આપેલી તે મેં દારૂમાં અને રંડીબાજીમાં ઉડાવી દીધી—ખૂબ મજા પડી." ભોગજોગે બરાબર તે જ વખતે પેલો શિષ્ય ત્યાંથી જતો હતો તેના કાને પેલા ભિખારીના શબ્દો પડ્યા. તેને પોતાના દ્રવ્યના આવા દુરૂપયોગ માટે બહુ દુઃખ થયું. તેણે પોતાના ગુરૂ અબૂ અલ અબ્બાસ પાસે આવી સઘળો વૃત્તાન્ત કહી સંભળાવ્યો.

ગુરૂજીએ પોતાની પાસેથી શિષ્યને એક પૈસો આપ્યો અને કહ્યું કે, "જા, જે કોઇ પહેલો ભિખારી મળે તેને આ પૈસો આપી આવ." એ પૈસો ટોપીની સીલાઇમાંથી પેદા કર્યો હતો એ કહેવાની જરૂર નથી. શિષ્યે બ્હાર થઈ શાયા સપ્રતયના એક અનુયાયીના હાથમાં મૂક્યો. હવે એ પૈસાનું શું થાય છે તે જોવા પોતે તેની પાછળ પાછળ ગયો. પેલા ગરીબ માણસે એક એકાંત સ્થાનમાં જઇ પોતાની પોટલી છોડી અને તેમાંથી એક મરેલું પક્ષી કાઢી દૂર નાંખી દીધું. શિષ્યથી હવે બોલ્યા વિના ન રહેવાયું. તેણે તેની પાસે જઇ પૂછ્યું કે, "મને મહેરબાની કરીને ખરેખરો જવાબ આપજે. આ મરેલું પક્ષી તમે શા સારૂ સંઘરી રાખ્યું હતું?"

જવાબ મળ્યો કે, "આજે સાત દિવસથી હું અને મારૂં કુટુંબ અન્ન વિના ભૂખે મરીએ છીએ. મારાથી ભીખ માગી શકાય તેમ નથી. તેના કરતાં તો ભૂખે મરી જવું એ બ્હેતર છે. એક જગાએ અચાનક આ મરેલું પંખી મળી આવ્યું. મેં તે છાનુંમાનું મારા કપડામાં બાંધી લીધું. ઘેર પહોંચી બાઈડી–છોકરાં મળી તેની વ્યવસ્થા કરી નાંખવાનો વિચાર હતો. પણ આવતાં આવતાં વચમાં જ તમે પૈસો આપ્યો, એટલે મને થયું કે હવે આ મરેલા પક્ષીની શી જરૂર છે? પ્રભુએ પોતે જ જ્યારે મહેરબાની કરી તો પછી આવો હલકો પદાર્થ શા સારૂ વાપરવો? એમ વિચારી પેલું પક્ષી ફેંકી દીધું."

શિષ્ય વિસ્મય પામ્યો, અને ગુરૂજી પાસે આવી ઉક્ત વૃત્તાન્ત કહી સંભળાવ્યો. ગુરૂજીએ કહ્યું કે, "આ બધી વાતનું રહસ્ય ખુલ્લું છે. તમે જે દ્રવ્ય દુરાચારી અને જુલ્મી લોકો સાથે મળી, અન્યાયી રીતે પેદા કર્યું હોય તેનો ઉપયોગ હંમેશાં હલકાં કામોમાં જ થવાનો એ ચોક્કસ માનજો. મારા ન્યાયપૂર્વક ઉપાર્જેલા પૈસાએ અભક્ષ્યભક્ષણમાંથી એક જણને બચાવી લીધો એમાં પણ મને કંઇ નવાઇ નથી લાગતી. કારણ કે તે સ્વાભાવિક છે."

એક વાર એક અન્યધર્મી માણસ, મુસલમાન હોવાનો ડોળ કરી તપસ્વી અબૂ અલ અબ્બાસ પાસે ચાર મહિના સુધી રહ્યો. અબ્બાસ સાહેબ તેનો ડોળ અને કપટ સારી રીતે જાણતા હતા, છતાં ચાર મહિનામાં તેમણે તિરસ્કારનો કે ક્રોધનો એક શબ્દ સરખો પણ ન ઉચ્ચાર્યો. આખરે પેલો કપટી માણસ નમી પડ્યો અને અંતરથી માફી માગી ખરો મુસલમાન બન્યો. આગળ જતાં આ પુરૂષે પણ ઘણી સારી નામના મેળવી હતી.

### વચનામૃત

પહેલું ધર્મજ્ઞાન અને પછી વૈરાગ્ય. આત્મસંયમ અને બંધુસેવા એનું નામ જ સાધુતા.

## અબૂ અલ્ હોસેન અલી

અબૂઅલ્ હોસેન અલી, ઇબ્રાહીમ હજરીના પુત્ર થાય. તેઓ મૂળ બગદાદના રહેવાસી હતા. બસરામાં તેમણે યોગની સાધના કરેલી. તેઓ તત્ત્વજ્ઞાની, સદ્‌વક્તા અને પુણ્યશાળી પુરુષ હતા.

તેમને અહમદ નસર નામનો એક ખોરાસાની શિષ્ય હતો. તેણે સાત વાર મક્કાની જાત્રા કરી હતી. એક પ્રસંગે મક્કાના ધર્માચાર્યોના સંબંધમાં તેણે એવા આક્ષેપ કર્યા કે ધર્માચાર્યોને તેથી બહુ જ અસંતોષ થયો. ધર્માચાર્યોએ તેને કાબા મંદિરમાં આવવાની મનાઈ કરી દીધી. તે વખતે મક્કામાં ૨૮૦ આચાર્યો રહેતા હતા. અબૂ અલ્ હોસેન સાહેબના સાંભળવામાં એ વાત આવી. તેમને પણ પોતાના શિષ્યના આવા ઉદ્ધતાઇભરેલા વર્તનથી ખીજ ચડી. પોતાના દરવાનને કહી રાખ્યું કે "હવે પછી પેલો ખોરાસાની જુવાન આવે તો તેને મારી પાસે આવવાની મનાઇ સંભળાવજે." અહમદ નસર બગદાદમાં આવી પોતાના ગુરુજીનાં દર્શને ગયો. દરવાને કહ્યું કે, "તમને અંદર જવાનો હુકમ નથી. ગુરુજી તમારું મ્હોં જોવા ખુશી નથી." આ આજ્ઞા સાંભળતાં જ પેલા જુવાનને ચકરી આવી અને ત્યાં બેભાન બની પડી રહ્યો. થોડી વાર પછી ભાન આવતાં ઉભો થયો અને ભારે ગમગીન દિલે એક મસ્જીદના બારણા પાસે ધામો નાંખ્યો. એકવાર અબૂ અલ્ હોસેન સાહેબ બ્હાર ફરવા ગયા હશે ત્યાં તેનો ભેટો થયો. ગુરુએ સંભળાવ્યું કે, "તારે તારી ઉદ્ધતાઇનું પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. મારું પ્રાયશ્ચિત્ત તને માન્ય હોય તો હું કહું છું કે તું રોમના તર્તુસન નામના ગામડામાં જા અને એક વર્ષ પર્યંત દિવસે ભૂંડને ચરાવ અને રાત્રે જાગતો રહી નિર્જન અરણ્યમાં ભગવાનની ઉપાસના કર. આટલું કરીશ તો કદાચ ધર્માચાર્યો તને માફી આપશે."

ખોરાસાની જુવાને એ પ્રાયશ્ચિત્ત માથે ચડાવ્યું અને રોમ તરફ ચાલી નીકળ્યો. તેણે બરાબર એક વર્ષ સુધી ગુરુજીના કહેવા પ્રમાણે તપસ્યા કરી. પોતાનાં કીમતી વસ્ત્રો ફેંકી દીધાં, ગરીબાઇનો પોશાક ધારણ કર્યો, અને આખો દિવસ ભૂંડ (વરાહ) ની પાછળ ફરતાં રહી, રાત્રે બંદગી ઉપાસના કરી. વર્ષ પુરૂં થતાં ગુરુજીના ચરણમાં નમવા પાછો બગદાદ આવ્યો. ગુરુજી તેનો સત્કાર કરવા સામે દોડી ગયા અને ખૂબ હર્ષપૂર્વક તેને પોતાની છાતી સરસો ચાંપ્યો. તેમના અંતરમાંથી આપોઆપ જ એવા ઉદ્‌ગાર નીકળી ગયા કે, "અહમદ, તું ખરેખર મારો સંતાન છે, મારી આંખની કીકી સમો છે." અહમદને પણ બહુ જ આનંદ અને સંતોષ થયો. તે બાદ તે મક્કે ગયો. મક્કાના ધર્માચાર્યોએ પણ તેનો સારો સત્કાર કર્યો. ધર્માચાર્યોએ કહ્યું કે, "અબૂ અલ્ હોસેનનો પ્રેમ યોગ્ય સ્થાને જ ઉતર્યો છે, શિષ્ય હો તો આવા જ હોજો." વિગેરે.

### વચનામૃત

**મેં કહ્યું કે "હે પ્રભુ, તું મને ગમે તેવી સ્થિતિમાં મૂકે તો પણ હું તો સંતુષ્ટ જ રહેવાનો. તું મારી ઉપર મહેરબાન છે કે નહીં?"**

**પ્રભુએ જવાબ આપ્યો કે, "તું ખોટાબોલો છે. જો તું મારે વિષે સંપૂર્ણ સંતુષ્ટ હોય તો પછી હું સંતુષ્ટ છું કે નહીં તેની પરવા શા માટે રાખે છે?"**

**જો જાણતા હો તે ભૂલી જાઓ. ન જાણતા હો, તેની ચિંતા ન કરો. કેવળ ઈશ્વરમાં જ તલ્લીન રહો.**

**જો ઇશ્વર પોતાના સેવકોના હાથમાં પોતાની બધી સત્તા સોંપી દે તો તેમાંથી કેવળ પાપ અને અનાચાર જ પેદા થાય. ઈશ્વરની દયા અને કૃપાના પ્રતાપે જ કેવળ પ્રેમ અને સદ્‌ભાવ જન્મે છે.**

**જ્યાં સુધી સંસાર છે ત્યાં સુધી ઇશ્વરનો વિયોગ રહેવાનો. સંસાર અંતર્હિત થતાં જ ઈશ્વરનું ઈશ્વરત્વ પ્રકાશવાનું. ઇશ્વર સિવાય બીજી કોઇ વાતનો વિચાર ન આવે, એ યોગની ખરી અવસ્થા.**

## તપસ્વી શાહસુજા

શાહસુજાનો જન્મ એક રાજકૂળમાં થયો હતો. કેર્માન દેશ તેમનું જન્મસ્થાન ગણાય છે. તેઓ એક સારા પંડિત, તત્ત્વજ્ઞ અને વિરાગી પુરુષ હતા. તેમણે એક "મેરોનોલ હકમા" અર્થાત્ નાનીઓનું દર્પણ

નામનું એક પુસ્તક પણ લખ્યું છે. તેઓ આબૂ તોરાબ, ઇયહા વિગેરે મહર્ષિઓના સહવાસમાં આવ્યા હતા. ફકીરી સૂચવનારાં વસ્ત્રો વાપરવાને બદલે તેઓ ગૃહસ્થાઈનો મૂલ્યવાન્ પોશાક પહેરતા. એક વાર તેઓ નેશાપુરમાં આવ્યા ત્યારે તપસ્વી આબૂ હેફઝ સાહેબે તેમનો ઘણો સારો સત્કાર કર્યો હતો અને કહ્યું હતું કે, "હું જે વસ્તુ ફકીરની કાંબળીમાં શોધતો હતો તે મને આજે ગૃહસ્થના જામામાંથી મળી આવી."

શાહસુજાને એક પુત્રી હતી. તે પણ બહુ ધાર્મિક અને સુંદર હતી. કેર્માનના રાજાએ શાહસુજાની પુત્રીના રૂપ ગુણ સાંભળી તેની સાથે વિવાહ કરવાનું માગું મોકલ્યું. શાહસુજાએ ત્રણ દિવસ પછી જવાબ આપવાનું કહેવરાવ્યું. એ ત્રણ દિવસોમાં તેઓ એકેએક મસ્જીદ જોઇ વળ્યાં. છેલ્લે દિવસે એક જુવાન ફકીરને તેમણે એક મસ્જીદમાં તલ્લીનપણે નમાજ પઢતો જોયો. નમાજ પુરી થઇ એટલે શાહસુજાએ તેને પૂછ્યું કે, "નૌજુવાન, તમે વિવાહ કર્યો છે ?" ફકીરે નકારમાં જવાબ આપ્યો એટલે શાહસુજાએ બીજો પ્રશ્ન કર્યો કે "આપ વિવાહ કરવા ઇચ્છો છો ?" ફકીરે જવાબમાં જણાવ્યું કે, "મારા જેવા દરિદ્રને કોણ કન્યા આપે ? હું ત્રણ પૈસાથી અધિક પરિગ્રહ નથી રાખતો." શાહસુજાએ કહ્યું: "હું પોતે મારી કન્યા આપને આપવા તૈયાર છું. આપ એક કામ કરજો. આપની પાસે જે ત્રણ પૈસા છે તેમાંથી એક પૈસાની સાકર અને એક પૈસાનો ધૂપ લઇ રાખજો."

ફકીરે એ પ્રમાણે વ્યવસ્થા કરી અને શાહસુજાએ વખતસર આવી પોતાની પુત્રી પરણાવી. શાહ જેવા એક જબ્બર પૈસાદારની પુત્રી એક દરિદ્ર ફકીરને પરણે એ વાત લોકોને ગળે ન ઉતરી. છતાં જ્યારે લોકોની ખાત્રી થઇ ત્યારે તેમની અજાયબીનો પાર ન રહ્યો.

લગ્નાદિ ક્રિયા થઇ રહ્યા પછી શાહસુજાની પુત્રી પોતાના સ્વામીના ઘેર ગઇ. ત્યાં જઇને તેણીએ આસપાસ નજર કરી તો ઘરના એક ખૂણામાં પાણીની માટલી ઉપર એક સુકી રોટલીનો ટુકડો જોવામાં આવ્યો. કન્યાએ પતિને પૂછ્યું કે "આ શું છે ?"

સ્વામીએ ખુલાસો કર્યો કે "આજે આપણે ખાવું પડશે એમ ધારી મેં ગઇ કાલે રાત્રે જ રોટલીનો ટુકડો લાવીને સંઘરી રાખ્યો છે."

કન્યાનું મ્હોં લેવાઇ ગયું. આશ્ચર્ય અને નિરાશાની છાંયા તેણીના ચ્હેરા ઉપર ફરી વળી. અહીં રહેવામાં માલ નથી એમ ચિંતવી તે પોતાના પિતાને ત્યાં જવા તૈયાર થઇ. યુવક ફકીર પોતાની પત્નીનો ભાવ સમજી ગયો. તેણે કહ્યું કે "હું તો ક્યારનોય જાણી ગયો હતો કે શાહસુજા જેવા એક ગૃહસ્થની પુત્રી મારા જેવા એક દીન-દરિદ્ર ફકીર સાથે જન્મારો ગાળવા કોઈ રીતે ઉત્સુક ન હોય. મારૂં એ અનુમાન સાચું પડ્યું. ખુશીથી તમે સીધાવો."

યુવતીએ જવાબ આપ્યો કે, "પ્રિયતમ, તમારી ભૂલ થાય છે. હું તમારી દીનતા કે દરિદ્રતા જોઇ ખિન્ન થઇ છું અને તેથી મારા બાપને ત્યાં જવા માગું છું એવું અનુમાન રખે કાઢતા. મને તો ઉલટું એમ થાય છે કે તમે કેટલા બધા અશ્રદ્ધાળુ અને પ્રભુવિમુખ હોવા જોઇએ ? તમને આવતી કાલની ચિંતા આજથી રાખવી પડે છે ? અરેરે ! મારા પિતાએ આટલી આટલી તપાસ કરી છતાં તમને કોઇ સંપૂર્ણ ઇશ્વરનિર્ભર અને શ્રદ્ધાળુ પાત્ર ન મળ્યું ! મારા બાપે મારૂં વીસ વર્ષ સુધી પાલનપોષણ કર્યું. તે દરમિયાન તેમણે મને ઘણીવાર કહેલું કે 'બેટી ! હું તારો વિવાહ કોઇ એક એવા પુરૂષ સાથે કરીશ કે જેનાં વૈરાગ્ય અને શ્રદ્ધા દુનિયામાં અપૂર્વ ગણાય !' ખરેખર, મારા પિતા તમારી પસંદગી કરવામાં છેતરાયા !"

ફકીર, પોતાની તાજી પરણેલી પત્નીનો ખુલાસો સાંભળી દિગ્મૂઢ જેવા બની ગયો. તેણે પૂછ્યું કે "પ્રિયે, આ પાપનું કંઇ પ્રાયશ્ચિત્ત થઇ શકતું હોય તો તે કરવા તૈયાર છું."

સ્ત્રીએ સૂચવ્યું કે "મારૂં કહેવું માત્ર એટલું જ છે કે આ ઘરમાં કાં તો હું રહું અને કાં તો આ સુકી રોટલી રહે."

ફકીરે તરત, પેલી સંઘરી રાખેલી રોટલી બહાર ફેંકી દીધી.

એકવાર તપસ્વી અબૂ હેફ્ઝે શાહસુજાને એક કાગળમાં એવી મતલબનું લખ્યું કે " હું જ્યારે જ્યારે મારી ઇન્દ્રિયોના આવેગ અને અપરાધોનો ખ્યાલ કરું છું ત્યારે ત્યારે છેક નિરાશ બની જઉં છું." શાહસુજાએ તે પત્રના ઉત્તરમાં લખ્યું કે "આપનો પત્ર મારા હૃદયનું દર્પણ છે. હું જ્યારે જ્યારે મારી ઇન્દ્રિયોના આવેગ વિષે નિરાશ થઉં છું ત્યારે ત્યારે ઇશ્વર વિષેની મારી આશા વધુ ને વધુ ઉજ્જ્વળ બને છે. અને ઇશ્વર વિષેની આશા જેમ વધુ ઉજ્જ્વળ બને છે તેમ ઇશ્વર વિષેનો ભય પણ તેટલો જ ઉજ્જ્વળ દેખાય છે. ઈંદ્રિનિગ્રહમાં નિરાશ થઉં છું ત્યારે હું એકાગ્રપણે પ્રભુને સંભારું છું. અને પ્રભુને સંભારું છું કે તરત જ પ્રભુ પણ મારી ખબર લે છે. એ રીતે સંસારથી છૂટા રહેવાનો અને ઇશ્વરમાં જોડાવાનો પ્રયત્ન કરું છું."

### વચનામૃત

જેને પોતાના મહત્ત્વનું ભાન ન હોય એજ યથાર્થ પુરુષ. જેને પોતાનું મહત્ત્વ દેખાવા લાગે તેનાથી તે મહત્ત્વ દૂર નાસવા માંડે છે. તેવી જ રીતે પ્રેમિકને પોતાના પ્રેમ તરફ લક્ષ નથી તે સાચો પ્રેમિક. જેને પોતાનો પ્રેમ દેખાવા લાગે તેનાથી તે પ્રેમ દૂર નાસે છે.

વૈરાગ્ય એ ઇશ્વરની પોતાની ખાનગી સામગ્રી છે. તેને છૂપી રાખવામાં જ કલ્યાણ છે. જેઓ પોતાના વૈરાગ્યનો ઢોલ પીટાવે છે તેમનાથી તે વૈરાગ્ય પણ રીસાઈ જાય છે.

સાધુતાનાં ત્રણ લક્ષણ: (૧) સંસારનો માનમરતબો તૃણવત્ લાગે, સોના-રૂપામાં ધૂળનો જ ભાસ થાય; (૨) લોક-નાયકો ટીકા ઉપર કંઇ અસર ન કરે, સ્તુતિ કે નિંદાથી હર્ષશોક ન થાય; (૩) અંતરમાં કોઇ જાતની કામના કે વાસના ન રહે, ભાખોડીયાને મિષ્ટાન્ન મળવાથી જેવી તૃપ્તિ થાય તેવી જ તૃપ્તિ સજ્જનોને ત્યાગ અથવા વૈરાગ્યથી થવી જોઇએ. આ ત્રણ લક્ષણવાળા પુરૂષો સત્સંગને માટે યોગ્ય ગણાય છે. અને જો એ ત્રણ લક્ષણો તમારામાં ન હોય તો સાધુઓનો ઉપદેશ તમારે માટે બીનજરૂરી છે.

સદનશીલતાનાં ત્રણ લક્ષણો: (૧) નિન્દાત્યાગ (૨) વિશુદ્ધ સંતોષ (૩) આનંદપૂર્વક ઇશ્વરી વિધાનનો અંગીકાર.

જે માણસ ન જોવા યોગ્ય વસ્તુઓમાંથી પોતાની દૃષ્ટિને પાછી ખેંચી લે, કામ્ય વસ્તુના ભોગમાંથી દેહને વારે, હંમેશાં ધ્યાન-ધારણા વતી અંતરને નિર્મળ રાખી ધાર્મિક વિધિને અનુસરે, ચારિત્ર્યને શુદ્ધ રાખે અને અભક્ષ્ય ભોજન પરિહરે તેના જ્ઞાનમાં કોઇ દિવસ વિકાર ઉપજતો નથી.

### તપસ્વી અબૂ ઉસમાન હયરી

અબૂ ઉસમાન હયરીનો જન્મ ખોરાસાનમાં એક ખાનદાન કુટુંબમાં થયો હતો. તેઓ હિમ્મતવાન વક્તા અને તત્ત્વજ્ઞાની હતા. તેમણે ઘણેભાગે ખોરાસાનમાં જ રહી ધર્મપ્રચાર કર્યો હતો તેઓ મહર્ષિ જ્વનિદ, રોયમ, યુસફ એબ્નઃ હુસેન અને મહમ્મદ ફઝલના સમાગમમાં આવ્યા હતા. મોરના પુત્ર મહાર્ષ યેહયા, કેર્માનનિવાસી મહર્ષિ શાહસુજા અને અબૂ હેફઝને તેઓ પોતાના ગુરૂ માનતા એ ત્રણે ગુરૂઓનો પોતાની ઉપર ભારે ઉપકાર છે એમ તેઓ માનતા. નેશાપુરમાં તેમને માટે એક ખાસ ઉપદેશવેદી સ્થાપવામાં આવી હતી. ત્યાં તેઓ આધ્યાત્મિ તત્ત્વનો ઉપદેશ આપતા. તેમણે પોતાના જીવનના પૂર્વ વૃત્તાંત વિષે એકવાર કહેલું કે, "ન્હાનપણથી જ મને તત્ત્વજ્ઞાનની લગની લાગી હતી. સામાન્ય સંસારીઓના સહવાસમાં મને ચેન પડતું ન્હોતું. મને હંમેશા એમ જ લાગ્યા કરતું કે સાધારણ જનસમાજ જે વસ્તુઓની પાછળ આંખો મીંચીને દોડી રહ્યો છે તે વસ્તુઓ કરતાં કંઇક વિશેષ મહત્ત્વવાળી વસ્તુ જગતમાં હોવી જોઇએ. અને તે વસ્તુ ધર્મ છે એવી મારી પાછળથી ખાત્રી થઇ. ધર્મવિધિનું રહસ્ય, સઘળા બાહ્ય આચારોથી પર અને સ્વતંત્ર હોય છે."

ન્હાનપણમાં તેઓ એકવાર મૂલ્યવાન વસ્ત્રો પહેરી નિશાળે ભણવા જતા હતા: તેમની પાછળ રોજના રીવાજ પ્રમાણે ચાર નોકરો ચાલતા હતા. એટલામાં રસ્તાની એક બાજુએ એક વેપારીની દુકાન પાસે એક ગર્દભ ઉભેલો તેમની નજરે ચઢ્યો. ગર્દભની પીઠ ઉપર મ્હોટાં ચાંદાં પડ્યા હતાં અને તેની પર કાગડા બેસી ઉપરાઉપરી ચાંચ મારતા હતા. ગર્દભ બિચારો ઘણુંય પૂંછડું હલાવે, ડોક ધૂણાવે પણ કાગડા ઉપર તેની કશી અસર થાય નહીં. આ દેખાવ જોઇ અબૂ ઉસમાનનું દયાશીલ હૈયું પીગળી ગયું. તેમણે તે જ વખતે પોતાનો કીમતી અંગરખો કાઢી, નોકરને આપ્યો અને કહ્યું કે, "આ અંગરખો પેલા ચાંદા ઉપર ઢાંકી, મારી આ પાઘડી વતી બરાબર બાંધી લ્યો." નોકરોએ તે પ્રમાણે કર્યું અને પોતે વિચાર કરતાં આગળ ચાલ્યા ગયા.

ગર્દભની નિરાધાર અને લાચાર દશાએ વિદ્યાર્થી અબૂ ઉસમાનના કોમળ હૃદય ઉપર ઉંડી અસર કરી.

તેઓ તે દિવસે પોતાને ઘેર ન જતાં સીધા મહર્ષિ ઇયહાની પાસે પહોંચ્યા. મહર્ષિ ઇયહાના કેટલાક ઉપદેશ વાક્યોએ અબૂ ઉસમાનના દીલને હલાવી નાંખ્યું. તેઓ માતાપિતાની પરવાનગી મેળવી થોડો વખત ઇયહાના સહવાસમાં રહ્યા અને બની શકે તેટલી આત્મસાધના કરી. એકવાર મહર્ષિ શાહસુજાના કેટલાક પરિચિત માણસો તપસ્વી ઇયહાના અખાડામાં આવ્યા અને તેમણે અબૂ ઉસમાનને શાહસુજા વિષે કેટલીક વાતો કરી. એ વાતો સાંભળી અબૂ ઉસમાનને શાહસુજાના દર્શનની તીવ્ર ઝંખના જાગી. તેઓ પોતાના ગુરુની આજ્ઞા લઇ કેર્માન આવ્યા. પહેલાં તો શાહસુજાએ પોતાની પાસે આવવાની ચોખ્ખી ના પાડી. પણ અબૂ ઉસમાન એમ નજીવી વાતમાં કંઇ ગાંજી જાય એમ ન્હોતું. તેઓ શાહસુજાના ઘરના બારણાં પાસે બરાબર વીસ દિવસ સુધી પડયા રહ્યા અને ત્યાંથી રહ્યા રહ્યા બની શકે તેટલા કાલાવાલા કર્યા. આખરે શાહે તેને પોતાની પાસે આવવાની રજા આપી. પછી તો તેઓ શાહના સહવાસમાં જ રહેવા લાગ્યા. એમ કહેવાય છે કે શાહના સહવાસથી અબૂ ઉસમાનને ઘણો લાભ થયો.

ત્યાર બાદ શાહ નેશાપુરમાં આવ્યા. અબૂ ઉસમાન પણ તેમની સાથે જ હતા. ત્યાં તેમને અબૂ હેફ્ઝનો સત્સંગ થયો. શાહસુજાએ નેશાપુરમાંથી પાછા ફરવાની તૈયારી કરી તે વખતે અબૂ હેફ્ઝે શાહસુજાને કહ્યું કે "તમારે જવું હોય તો ખુશીથી જાઓ, પણ આ નવયુવકને મારી પાસે મૂકતા જાઓ. કારણ કે મને તેના પ્રતિ સ્વાભાવિક અનુરાગ થઇ ગયો છે." શાહે ઉસમાનને ત્યાં રહેવાની રજા આપી અને પોતે પોતાના વતનમાં ચાલ્યા ગયા. અબૂ ઉસમાને, અબૂ હેફ્ઝ સાહેબ પાસે રહી ધર્મનું શિક્ષણ લીધું અને યથાશક્તિ આત્મોન્નતિ કરી. અબૂ ઉસમાને પોતે જ કહ્યું છે કે, "જે વખતે હું પૂરેપૂરો જવાન હતો તે વખતે મારા ગુરુ—અબૂ હેફ્ઝે મને ત્યાંથી એકદમ રજા આપી અને કહ્યું કે તું ફરી બીજીવાર મારી પાસે આવે એમ હું મુદ્દલ ઇચ્છતો નથી. મેં ગુરુઆજ્ઞા સામે એક અક્ષર પણ ન ઉચ્ચાર્યો. મને ગુરુજીથી જૂદા પડતાં ઘણું દુ:ખ થયું. ગુરુદેવને પુંઠ ન પડે એવી રીતે પાછે પગલે ચાલતો અને રડતો રડતો બ્હાર નીકળ્યો. બ્હાર તો નીકળ્યો પણ ગુરુનું ઘર છોડી જવાની હિમ્મત ન ચાલી. થોડે દૂર, ગુરુજીના ઘરની સામે એક ઓંડીઓરમાં છાનોમાનો પડી રહ્યો. ત્યાં બેઠો બેઠો કોઇવાર, ગુરુજી ન જાણે તેમ તેમનાં દર્શન કરી આનંદ માનતો. તેમની ખુદની આજ્ઞા વિના તેમની નજરે ન ચડવું એવી મનમાં પાકી ગાંઠ વાળી લીધી. ગુરુજીને જ્યારે મારા ગુપ્તવાસની ખબર પડી ત્યારે તેઓએ પ્રસન્ન થઇ મને પોતાની પાસે બોલાવ્યો, અને તેમની પુત્રીનાં મારી સાથે લગ્ન કર્યાં." વિશેષમાં અબૂ ઉસમાન કહે છે કે "બરાબર ચાલીસ વર્ષ સુધી, મને ઇશ્વરે જે સ્થિતિમાં મૂક્યો તે સ્થિતિ મેં પ્રસન્ન ચિત્તે નભાવી. ગમે તેવા આફતના વખતમાં પણ મેં ઇશ્વર પાસે અસંતોષ નથી દર્શાવ્યો."

એક વાર કોઇ એક ધર્મદ્રોહીએ અબૂ ઉસમાનને જમવાનું નિમંત્રણ કર્યું. પછી જ્યારે તેઓ નિમેલે વખતે જમવા ગયા અને ઘરનાં બારણાં પાસે ઉભા રહ્યા ત્યારે પેલા ઘરના માલેકે સત્કાર કરવાને બદલે ઉલટું અપમાન કરવાના ચોખ્ખા ઇરાદાથી કહ્યું કે, "પેટભરા ! અહીં પેટ ભરવા આવ્યો છે, કેમ ? અહીં ખાવા બાવાનું નહીં મળે, સમજ્યો ને! ચાલ્યો જા અહીંથી." અબૂ ઉસમાન લાચાર બની ત્યાંથી પાછા ફર્યા. થોડે દૂર ગયા એટલે વળી પેલા પુરુષે સાદ કરી બોલાવ્યા. મહર્ષિ પાછા વળ્યા. પાસે આવ્યા એટલે પેલાએ કહ્યું કે "તારે ખાવું છે, કેમ ! આ પથરા પડયા છે તે ખાઇ જા." અબૂ ઉસમાન બીજીવાર પણ અપમાનના શબ્દો સાંભળી પાછા વળ્યા. પેલાએ ત્રણ વાર, ચારવાર કે પાંચવાર નહીં, પણ ત્રીસવાર એવી ને એવી રીતે પાછા બોલાવી અપમાન કરી વિદાય કર્યા. ત્રીસવાર અપમાન થવા છતાં મહર્ષિએ ક્રોધ કે ખેદ બતાવનારો શબ્દ ન ઉચ્ચાર્યો. આખરે પેલો ઘરવાળો થાકયો અને અંતઃકરણપૂર્વક પશ્ચાત્તાપ કરતો મહર્ષિના ચરણમાં નમી રોઇ પડયો. પછી તો તે પોતે જ અબૂ ઉસમાન સાહેબનો એક પક્કા અનુયાયી બની ગયો. એકવાર તેણે પૂછ્યું કે "ગુરુજી, આપ કેવા અદ્‌ભુત પુરુષ છો ? ત્રીસવાર આપનું અપમાન કરી મેં પાછા વાળ્યા છતાં આપના મનોભાવમાં લેશમાત્ર ફારફેર ન થયો." ગુરુજીએ જવાબ આપ્યો કે, "એમાં તે શી મોટી વાત છે ? કૂતરા પણ એવાં અપમાન સહી લે છે. કૂતરાને તમે ગમે તેટલી વાર બોલાવો અને પાછો કાઢો, તેને જરાય ખેદ કે ક્રોધ નહીં થાય. એક

કૂતરા કરતાં મેં વિશેષ શું કર્યું છે? આપણે બધા કૂતરા કરતાં કઈ વાતમાં ચઢીયાતા છીએ?"

એક દિવસે મહર્ષિ એક સાંકડી ગલીમાં થઈ ને જતા હતા, તે વખતે એક જણે ઘરની અગાશી ઉપરથી, મહર્ષિના માથા ઉપર કોલસાનો એક ઘડો ઠાલવ્યો. મહર્ષિના શિષ્યોને એ દૃશ્ય જોઇ ખૂબ ક્રોધ ચડયો અને તેઓ પેલા ઘરવાળાને મારવા તૈયાર થઇ ગયા. પરન્તુ મહર્ષિએ હસતે વદને તેમને વાર્યા અને કહ્યું કે, "ક્રોધ કરવાની કંઈ જ જરૂર નથી. ખરૂં જોતાં આપણે તેને ધન્યવાદ આપવો જોઇએ કે જેની ઉપર ધગધગતા કોલસા પડવા જોઇએ તેની ઉપર તેણે ઠંડાગાર કોલસા વર્ષાવ્યા."

અબૂ ઉમર કહે છે કે "મહર્ષિ અબૂ ઉસમાનના સત્સંગ પ્રતાપે શરૂઆતમાં મને મારાં જૂનાં પાપો માટે બહુ પશ્ચાત્તાપ થયો અને થોડો વખત નિષ્પાપ બની ગયો. પરંતુ પેલી પાપી પ્રવૃત્તિએ વખત જતાં પાછું જોર કર્યું એટલે હું મહર્ષિનો સત્સંગ છોડી જવાનો વિચાર કરવા લાગ્યો. હું જવા નીકળ્યો ત્યારે મહર્ષિએ મને કહ્યું કે, 'બચ્ચા, તારે જવું હોય તો સુખેથી જઇ શકે છે, પણ સાવચેતીની ખાતર કહી રાખું છું કે શયતાનોનો સહવાસ ન કરતો. તેઓ હંમેશા આપણી ખામીઓ અને ત્રુટિઓ જ શોધતા રહે છે અને જેવા આપણે પાપમાં પગલું ભરીએ છીએ કે તે જ ક્ષણે તેઓ આનંદથી નૃત્ય કરવા લાગે છે અને આપણે ધાર્મિકતામાં અડગ રહીએ તો તે જ શયતાનો નિરાશ થઇ ચાલ્યા જાય છે. તને જ્યારે પાપમાં પડવાનું મન થાય ત્યારે મારી પાસે આવી જજે, હું તને તેમાંથી બચાવી લેવાનો યથાશક્ય પ્રયત્ન કરીશ.' મહર્ષિના આવા શીતળ શબ્દોથી મારૂં કઠણ કાળજું પીગળી ગયું, મારી પાપી વૃત્તિઓને મેં છેલ્લી તીલાંજલિ આપી અને એકાંતમાં બેસી ખૂબ પશ્ચાત્તાપ કર્યો."

એક દુરાચારી જુવાન એકવાર રોબાબ નામનું ન્હાનું વાજીંત્ર હાથમાં રાખી રસ્તા ઉપરથી ગાંડાની જેમ ચાલ્યો જતો હતો. અબૂ ઉસમાનની નજર અનાયાસે તેની પર પડી. પેલા જુવાને પોતાનું વાજીંત્ર છૂપાવવાનો અને માથાના વીખરાએલા વાળ ટોપીમાં ઢાંકવાનો પ્રયત્ન કરવા માંડ્યો. મહર્ષિ તેની પાસે ગયા અને ઘણા જ શાંત તથા દયામય સ્વરમાં યુવકને સંબોધીને બોલ્યા કે "ભાઈ, રખે ગભરાતો. આપણે બધા એક જ છીએ." પેલા દુરાચારી નવજુવાનનાં આજ સુધી બંધ રહેલાં અંતર્દ્વાર ખુલી ગયાં. પછી મહર્ષિ તેને પોતાને ત્યાં લઇ ગયા, ન્હવરાવ્યો, સારાં વસ્ત્રો આપ્યાં અને પાસે બેસી ભોજન કરાવ્યું. એટલું થઈ ગયા પછી મહર્ષિએ ઉંચે આકાશ સામે નજર સ્થિર કરી પ્રાર્થના કરી કે, "ભગવન, મેં મારૂં કર્તવ્ય કર્યું છે. બાકીનું તું જાતે સંભાળી લજે." એમ કહેવાય છે કે પ્રાર્થના પૂરી થતાં યુવકના ચિત્તમાં કોઇ સ્વર્ગીય ભાવનો સંચાર થયો. અબૂ ઉસમાન હયરી ત્યાં બેઠા હતા તેમને આ પ્રસંગ જોઇ ભારે આશ્ચર્ય થયું. સાંઝની નમાજ વખતે તેમણે મહર્ષિને કહ્યું કે "સાહેબ, આ નવજુવાન સંબંધી પ્રસંગ જોયા પછી મારૂં કાળજું અદેખાઇથી સળગી ઉઠ્યું છે. અમે આટલાં આટલાં વર્ષો થયાં તપ જપ કરીએ છીએ, છતાં અમને નજીવો લાભ થાય અને આ જુવાનીઆમાં જોતજોતામાં આવો અદ્દભુત ફેરફાર થઈ જાય એનું કારણ કંઇ સમજાતું નથી. હજી તો એના મ્હોંમાંથી દારૂની બદબો પણ નથી ગઈ!" અબૂ ઉસમાને ઉત્તર આપ્યો કે, "ઇશ્વરી કૃપાનો મહિમા સમજવો એ કંઈ રહેલી વાત નથી. એટલું લક્ષમાં રાખજો કે ઇશ્વરની કૃપા અદૃષ્ટ ઉપર આધાર રાખે છે, કોઇ કાર્ય કે વિધિ સાથે તેનો સંબંધ નથી. તે ઇશ્વરની પોતાની વસ્તુ છે, મનુષ્યનો અધિકાર તેની પર નથી ચાલી શકતો."

એક વાર એક જણે મહર્ષિને કહ્યું કે, "હું જીભથી તો પરમેશ્વરનું નામસ્મરણ કર્યા જ કરૂં છું, પણ મારૂં મન ભટકતું આળસતું નથી, તેનું શું કરવું?" મહર્ષિએ જવાબ આપ્યો કે, "એથી નિરાશ ન થતા. આજે જીભ કાબુમાં આવી ગઇ છે તો કાલે શરીરના બીજા અંગો પણ કાબુમાં આવી જશે. એક અંગને ખોવાએલો માર્ગ જડ્યો છે તો બીજા અંગોને પણ જરૂર માર્ગ મળી જશે."

પૂરગણા દેશનો એક જુવાન મક્કા જતાં પહેલાં નેશાપુરમાં મહર્ષિ અબૂ ઉસમાનના દર્શન કરવા આવ્યો. તેણે આવીને મહર્ષિ સામે અદબથી ઉભા રહી સલામ કરી, પણ મહર્ષિએ સામી સલામ ન ભરી. આથી યુવક બડબડવા લાગ્યો કે, "એક મુસલમાન બીજા મુસલમાનની સલામ પણ ન સ્વીકારે એ કેવી નવાઇની વાત?"

અબૂ ઉસમાને જવાબ આપ્યો કે, "જે માણસ પોતાની જન્મદાત્રી માતાને દુઃખદર્દથી પીડાતી મૂકી તીર્થયાત્રા કરવા નીકળે તેની સલામ હું નથી સ્વીકારી શકતો." પેલા જુવાને મક્કા જવાનો વિચાર માંડી વાળ્યો અને પોતાની મા પાસે ગયો. માતા જ્યાં સુધી જીવી ત્યાં સુધી એકનિષ્ઠાથી સેવા ચાકરી કરી અને માતાના મૃત્યુ પછી મહર્ષિ અબૂ ઉસમાન પાસે આવી રહ્યો. મહર્ષિએ તેનો સારો સત્કાર કર્યો. તેની પોતાની માગણીથી મહર્ષિએ તેને પોતાનાં દ્વાર સંભાળવાનું કામ સોંપ્યું. ને પછી થોડે અંતરે મહર્ષિએ સંસારલીલા પૂરી કરી.

## વચનામૃત

જ્ઞાનની વાતો સાંભળ્યા પછી જો તેને આચારમાં મૂકીએ તો જ જ્ઞાનનો પ્રકાશ હૃદયને અજવાળે અને જીવનના છેલ્લા દિવસોમાં તેનો સારામાં સારો ઉપયોગ થઇ શકે. જે માણસ જ્ઞાનની વાતો માત્ર સાંભળે જ છે તેને તે બહુ ઉપયોગી નથી થતી. શરૂઆતમાં એવી વાતો, વાતો તરીકે યાદ રહે છે પણ પાછળથી ભૂલી જવાય છે.

કોઇને પોતાનો દોષ ભાગ્યે જ સૂઝતો હશે પ્રાયઃ સર્વને પોતાને વિષે નિર્દોષતા જ દેખાય છે. પોતાને ક્ષુદ્ર માને તે જ પોતાના આત્મદોષ જોઇ શકે.

આત્મજ્ઞાનની વાતો કરનાર, કોઈ વસ્તુ વિષે આસક્તિ ન રાખનાર, અને હંમેશા ઇશ્વરના જ ગુણ ગાનાર એ ત્રણ પ્રકારના પુરુષોને શ્રેષ્ઠ સમજવા.

પ્રભુએ જેને પરમાર્થ વિષે જ્ઞાન આપ્યું છે તેની ફરજ છે કે તેણે હંમેશા પાપથી દૂર રહેવું.

વિનયનાં મૂળ ત્રણ છેઃ (૧) પોતાની અજ્ઞાનતાનું સ્મરણ (૨) પોતાના પાપનું સ્મરણ અને (૩) પોતાની ખામીઓનું પ્રભુ પાસે નિવેદન.

જેને આવતી કાલની ચિંતા નથી તે જ ખરો સહનશીલ.

ઉત્સુકતા એ પ્રેમરૂપી વૃક્ષનું ફળ છે. જે માણસ પ્રભુને ચાહે છે તે ઇશ્વરના દર્શન માટે ઉત્સુક રહે છે.

આગસથી જે બ્હીતો નથી તે પ્રેમની મધુ તાનો ઉપયોગ ન કરી શકે.

સંસારમાં જો તમને સંતોષ હોય તો ઇશ્વર પ્રત્યે તમે સંતુષ્ઠ ન રહી શકો. જો સંસારી જનોનો તમને ભય લાગતો હોય તો તમારા અંતરમાંથી ઇશ્વર વિષેનો ભય નીકળી ગયો છે એમ માનજો. તમે બીજા પ્રત્યે આશા રાખશો તો ઇશ્વર પ્રત્યેની તમારી આશા નિષ્ફળ જશે.

ધનનો લોભ, સન્માન મેળવવાની લાલસા, અને લોકોમાં પ્રિય થવાની હાયવોય એ ત્રણ વસ્તુઓ મનુષ્યના મહાન દુશ્મનો છે.

લોકોની અવજ્ઞા કરવી, તેમને નીચ માનવા એ એક પ્રકારનો રોગ છે.

ઇશ્વરનો ભય તમને ઇશ્વર પાસે લઇ જશે. દંભ અને અભિમાન તમને તેનાથી દૂર રાખશે.

ભીમજી હરજીવન સુશીલ

# કાયદામાં સ્ત્રીને થયેલો અન્યાય

મુંબાઈની હાઈ કોર્ટમાં સર્વનું ધ્યાન ખેંચાય એવો એક મુકદ્દમો થોડા વખત પર થયો હતો. દેવકરણ નાનજી નામે એક વણિક શ્રીમંતની મીલકતની બાબતમાં એ દાવો થયો હતો. હિંદુ કાયદામાં સ્ત્રીને કેવો અન્યાય થયેલો છે, એ ખ્યાલ ઘણા જણને સારી હકીકત જાણ્યા પછી આવ્યો હશે. તેની હકીકત વર્તમાનપત્રોમાં આવતી હોવાથી સર્વના જાણવામાં આવી હશે. તો પણ કેટલાકને ખબર ન હોય એમ ધારીને ટુંકામાં આપું છું.

દેવકરણ નાનજી નામના વણિક ગૃહસ્થને પહેલી સ્ત્રીથી થયેલા બે પુત્રો હતા. તે સ્ત્રીના મરણ પછી મોટી ઉંમરે તેણે બીજીવાર મણિકુંવર નામની કન્યા સાથે લગ્ન કર્યું. આ સ્ત્રીએ લગ્ન પછી બાર વર્ષમાં એક પછી એક નવ પુત્રીઓને જન્મ આપ્યો. તેમાંથી ચાર મૃત્યુ પામી. દસમી વખત મણિકુંવરે ગર્ભ ધારણ કર્યો, તે પછી શેઠ દેવકરણનું મરણ થયું. આ વખત જો પુત્ર જન્મે તો જ તેને લીધે મણિકુંવરને તેના પતિની મીલકતમાંથી એક ભાગ મળે. પણ જો પુત્રી જન્મે તો બધી મીલકત તેના ઓરમાન પુત્રોને મળે, અને તે સ્ત્રીને પોતાનું તથા પુત્રીઓનું ભરણપોષણ કરવા જેટલું જ ધન મળે એવું હતું. દેવકરણ નાનજીના મરણ પછી તેની વીસ લાખ રૂપીઆની મીલકતમાંથી મણિકુંવરને તેના ઓરમાન પુત્રો માસિક રૂ. ૫૦૦ આપતા હતા, અને એક બંગલો વાપરવા આપ્યો હતો. બાળકના જન્મ પહેલાં તે પુત્ર હશે કે પુત્રી તે તો કોઈ ખાતરીથી જાણી શકતું નથી. કદાચ પુત્રી જન્મે તો આ સ્ત્રીને ધનનો લાભ કંઇ જ થાય નહિ અને તેના પતિની બધી જ મીલકત તેના ઓરમાન પુત્રોના હાથમાં રહે. તેમજ જીવન પર્યંત તેમની સત્તા નીચે દબાયલાં તેને રહેવું પડે. આજીવિકા માટે તેઓ જેટલું આપે તેટલાથી તેને સંતોષ માનવો પડે. આથી જો કન્યા જન્મે તો બીજા કોઇનો છોકરો લઇને તે પોતાનો છે એમ જાહેર કરવાનો મણિકુંવરે નિશ્ચય કર્યો. પોતાની ઓળખાણનાં બે પુરૂષોની તેણે મદદ લીધી. કદાચ આ પુરૂષોએ જ આમ કરવાની પ્રથમ સૂચના કરી હશે, અને મણિકુંવરે તે કબુલ કરી હશે. પંઢરપુરના આશ્રમમાંથી એક છોકરાને લાવવાની તેમણે ગોઠવણ કરી. જો મણિકુંવરને પુત્રી જન્મે તો તે બીજા કોઇને આપી દેવી, અને આશ્રમના આ બાળકને તેના પુત્ર તરીકે જાહેર કરવો એવો તેમણે નિશ્ચય કર્યો. મણિકુંવરની પ્રસુતિનો વખત ઘણો જ પાસે આવ્યો, ત્યારે તે મુંબાઇથી વડોદરે જવા નીકળી. રેલ્વે ટ્રેનમાં તેણે બે કન્યાઓને જન્મ આપ્યો. તરત તાર કરીને પંઢરપુરથી પેલા બાળકને મંગાવ્યો. પેલી બે છોકરીઓમાંથી એક બીજી કોઈ બાઇને આપી દીધી. પોતાને એક પુત્ર અને એક પુત્રી જન્મી છે એમ જાહેર કર્યું.

મણિકુંવરના ઓરમાન પુત્રોને આ કપટની શંકા પડવાથી તેમણે પંઢરપુર, વડોદરા વગેરે ઠેકાણે તપાસ કરી. તેને પરિણામે તેમની ખાતરી થઇ કે મણિકુંવરે જોડ છોકરીઓને જ જન્મ આપ્યો હતો, અને આ પુત્ર તેનો પોતાનો નહોતો. તેમણે કોર્ટમાં ફરીઆદ નોંધાવી. ત્યાં અનેક રીતે પુરવાર થયું કે મણિકુંવરને બે પુત્રી જ જન્મી હતી, અને આખરે હાઇકોર્ટમાં તે સ્ત્રીએ પોતે પણ આ કપટ કબુલ કરી દીધું. તેને એક વર્ષ કેદની તથા રૂ. ૧૦૦૦ દંડ ભરવાની સજા થઈ. તેના મળતીઆ પેલા બે પુરૂષોને પણ પટતી સજા થઈ. પેલા બાળકને પંઢરપુરના આશ્રમમાં પાછો મોકલવામાં આવ્યો. દરમિયાનમાં મણિકુંવરે જન્મ આપેલી પેલી બન્ને કન્યાઓ મરણ પામી. તેની બીજી

પાંચ પુત્રીઓ જે હજી બાલ્યાવસ્થામાં જ છે, તેમને એકલી મૂકીને આ સ્ત્રીને કેદમાં જવું પડ્યું.

કોઈ પણ માણસ કપટ કરે તેનો બચાવ કરી શકાય નહિ. ગમે તેવા સંજોગો હોય તો પણ અસત્ય તે પાપ જ છે. મણિકુંવરે આવું કપટ કર્યું તે એક વખત નહિ પણ હજાર વખત નિંદવા યોગ્ય છે કોર્ટે પણ તેને યોગ્ય ન્યાય આપ્યો છે. પરંતુ વાંચનારના મનમાં સ્વાભાવિક રીતે જ એ વિચાર આવશે કે આ કપટનું મૂળ કારણ શું? ઉત્તરમાં એટલું જ કહેવાનું કે આપણા કાયદાનો સ્ત્રી પ્રત્યેનો અન્યાય. જો કાયદામાં એવું હોત કે મણિકુંવરને પુત્રી જન્મે, તો પણ તેને મીલકત મળી શકે, તો તેને આ કપટ કરવાની જરૂર પડત જ નહિ. પરંતુ કાયદામાં તેમ નહોતું. તેથી જ તેણે આ કામ કર્યું. પતિ મરણ પામે એટલે સ્ત્રીને ધનની જરૂર જ નહિ? પછી તો દરેક સ્ત્રીએ વૈરાગી થવું જોઈએ, એટલે તેને પૈસાની કંઈ અગત્ય જ નહિ એમ મનાય છે. સ્ત્રીને વૈરાગી થવાની મરજી હોય તો ભલે થાય; પણ કાયદો તેને તેમ કરવાની ફરજ શા માટે પાડે? ધારો કે સ્ત્રીને પોતાને ધનની જરૂર ન હોય, તો પણ તેનાં બાળકોને ઉછેરીને મોટાં કરવા માટે તો પૈસા જોઈએ ને! આપણા કાયદા પ્રમાણે તો વિધવા સ્ત્રી તથા તેની પુત્રીઓને માત્ર ભરણપોષણ જેટલું મેળવવાનો હક છે. મણિકુંવરનો પતિ તો વીસ લાખ રૂપિયા મૂકી ગયો હતો, એટલે તેણે સાધારણ સારી રકમ મળી શકતી હતી. પરંતુ જ્યારે મરનાર માણસ થોડી મીલકત મૂકી ગયો હોય ત્યારે તો આજીવિકા માટે સ્ત્રીને અપાતી આ રકમ એટલી ન્હાની હોય છે કે તેમાંથી કન્યાઓનું ભરણપોષણ પણ સારી રીતે થતું નથી. તો પછી તેમને કેળવણી આપવાની વાત જ ક્યાંથી થાય! છોકરાઓની માફક છોકરીઓને પણ શિક્ષણ આપવાની ખાસ જરૂર છે એમ મનાતું જ નથી.

કન્યાને તેનો પિતા જ્ઞાતિરીવાજ પ્રમાણે કન્યાદાન આપીને પરણાવે, પછી પિતાની મીલકતમાંથી તેને એક પાઈ પણ મેળવવાનો હક આપણા કાયદા પ્રમાણે નથી. જો છોકરાઓ હોય તો પિતાની બધી મીલકત તેમને જ મળે છે. એક છોકરો ન હોય તો જ છોકરીને તે મળી શકે. માત્ર હિંદુ કાયદામાં જ આવું છે. મુસલમાન પારસી વગેરે બીજી કોમોમાં પુત્રીને તેના પિતાની મીલકતમાંથી અમુક ભાગ મળે છે. અલબત્ત પુત્રોને મોટો હીસ્સો મળે છે. પરંતુ પુત્રીને ન્હાનો ભાગ પણ મળે છે ખરો. હિંદુ કાયદામાં તો એવું છે કે સ્ત્રીને પિતાની મીલકતમાંથી પણ કંઈ ન મળે, અને પતિના મરણ પછી તેની મીલકતમાંથી પણ કંઈ ન મળે. પછી પુત્રોની સત્તા નીચે રહેવું પડે. જો પતિની સ્વતંત્ર મીલકત હોય, અને તેના મરણ પછી પુત્રો પોતાના ભાગ જુદા કરી નાંખતા હોય, તો જ માને એક ભાગ આપવો પડે. પણ જો છોકરાઓની મરજી ભાગ જુદા કરવાની ન હોય તો માથી તેમ કરવાની ફરજ પાડી શકાય નહિ.

પુરૂષની મીલકતનો સૌથી પહેલો વારસ તેનો પુત્ર ગણાય છે. તે ન હોય તો પૌત્ર વારસ થાય. તે પણ ન હોય તો પ્રપૌત્ર વારસ ગણાય. તે પણ ન હોય તો જ મૂળ પુરૂષની વિધવાને એ મીલકત પર થોડો હક મળે. તો પણ તે મીલકતની સંપૂર્ણ માલીકી તેને મળતી નથી. પોતાની જીંદગી સુધી માત્ર આ ધનની આવક તે વાપરી શકે છે. પછીથી વારસામાં તે કોઈને આપી શકતી નથી. સંયુક્ત કુટુંબની મીલકતના કાયદામાં સ્ત્રીને અતિશય અન્યાય થયેલો છે. લાખો રૂપિયાની મીલકત ધરાવનાર સંયુક્ત કુટુંબમાં પણ પુત્ર વગરની વિધવાને પોતાના ભરણપોષણ માટે સાસરાના પુરૂષો આપે. તે કરતાં એક પાઈ વધારે મેળવવાનો હક નથી. સંયુક્ત કુટુંબમાં એક ભાઈ પુત્ર વગર મરણ પામે, તો મીલકતનો તેનો આખો ભાગ તેના બીજા ભાઈઓ લઈ લે છે. તેની પુત્રીઓને બીલકુલ ભાગ મળતો નથી.

*વિધવા સ્ત્રીને તેના સાસરાના પુરૂષો આજીવિકા* જેટલું ધન આપે છે. પરંતુ તેવામાં જો તેમને ખબર પડે અને ખાત્રી થાય, કે તે સ્ત્રી અનીતિને માર્ગે જાય છે, તો તે ન્હાની રકમ આપવાની પણ બંધ કરી શકે છે. ઉચ્ચ વર્ણની હિંદુ વિધવા ગમે તેટલી ન્હાની ઉમરની હોય તો પણ તે પુનર્લગ્ન કરી શકતી નથી. કદાચ પતિનું મ્હોડું પણ પુરૂં જોયું ન હોય અને તે મરણ પામે, તો બાળક વિધવાને આખી જીંદગી સુધી સંસારના દરેક સુખભોગનો ત્યાગ કરવો પડે છે. તેવી સ્થિતિમાં તે પોતાના મનને વશ ન રાખી શકે, અને કોઈ દુષ્ટ પુરૂષની જાળમાં ફસાય, તો પછી તેને જીવવાનો પણ હક નહિ! પુરૂષ ગમે તેટલો વ્યભિચાર કરે, તો પણ

તેની પાસે જો લાખો રૂપીઆ હોય તો તે વાપરી શકે. વેશ્યાઓને સુંદર કપડાં, દાગીના આપતાં તેને કોઇ અટકાવતું નથી. પણ ગરીબ વિધવા જો અનીતિને માર્ગે જાય તો તેને જૂએ મરવું પડે! પેટ ભરવા જેટલું ધન પણ તેને મળે નહિ! આ કેવો ન્યાય? પરિણામે તે અનીતિનો આચાર વધારતી જાય તેમાં કંઇ નવાઇ છે?

જે મીલકત સ્ત્રીની પોતાની ગણાય છે, તેને કાયદામાં સ્ત્રીધન કહેલું છે. તેના પર તેનો સંપૂર્ણ હક ગણાય છે. દાખલા તરીકે લગ્ન વખતે પિતા તરફથી કન્યાદાનમાં મળેલા દાગીના, અથવા પતિ તરફથી પલ્લામાં મળેલું ધન તે સ્ત્રીધન કહેવાય છે. તેનો તે ગમે તે ઉપયોગ કરી શકે છે. પણ આવું ધન સાધારણ રીતે બહુ થોડું હોય છે.

કોઈ કુટુંબમાં પુરૂષ વારસ એકે રહ્યો ન હોય તો જ સ્ત્રીને તેની મીલકત મળે છે. પણ તે સ્ત્રી જો એ કુટુંબમાં જન્મેલી ન હોય, પણ લગ્નથી કુટુંબમાં આવી હોય—એટલે તે ઘરની દીકરી નહિ પણ વહુ હોય—તો તેને મીલકત પર સંપૂર્ણ હક મળતો નથી. માત્ર પોતાની જિંદગી સુધી તેની આવક તે વાપરી શકે છે. તેમાંથી બીજા કોઇને તે આપી શકતી નથી. પરંતુ તે સ્ત્રી જો એ કુટુંબમાં જન્મેલી જ હોય, તો તે મીલકતપર તેને સંપૂર્ણ હક મળે છે. એ તેનું સ્ત્રીધન ગણાય છે. મારા અભિપ્રાય પ્રમાણે આ અયોગ્ય છે. આથી ઉંધું થવું જોઇએ. સ્ત્રીને તેના પિતા કરતાં પતિની મીલકત પર વધારે હક હોવા જોઇએ.*

હિંદુસ્તાનમાં બધે ઠેકાણે સરખો કાયદો નથી. દરેક પ્રાંતના કાયદામાં થોડો થોડો ફેર પડે છે. ઉપર લખ્યો છે, તે મુંબાઈ ઇલાકાનો કાયદો છે. બીજા પ્રાંતોમાં તે પ્રમાણે નથી. ત્યાં તો સ્ત્રીને આથી પણ થોડો હક છે, અને ઘણો અન્યાય થએલો છે. એકંદર રીતે જોતાં બીજા બધા પ્રાંતો કરતાં મુંબાઇ ઇલાકામાં સ્ત્રીને મીલકતનો કંઇક વધારે અધિકાર મળેલો છે.

આપણો હાલનો કાયદો મુખ્યત્વે કરીને મનુસ્મૃતિ, યાજ્ઞવલ્ક્યસ્મૃતિ તથા તે સ્મૃતિઓ પર વિદ્વાનોએ લખેલી ટીકાઓ પરથી રચાયો છે. જે વખતે આ દેશમાં અંગ્રેજી રાજ્યની સ્થાપના થઇ અને બધા કાયદો નક્કી થયા, ત્યારે અંગ્રેજોએ જૂનાં હિંદુ ધર્મશાસ્ત્રો તપાસ્યાં, અને તે વખતે દેશમાં ચાલતી રૂઢિઓ ધ્યાનમાં લીધી. આ કરવા માટે તે સમયના વિદ્વાનોની સલાહ લીધી હશે એમ અનુમાન થઇ શકે છે. તે ઉપરથી હિંદુ કાયદાનું સ્વરૂપ નક્કી થયું. તે વખતને માટે તો આ યોગ્ય જ થયું એમ કહી શકાય. પરંતુ દરેક દેશમાં, જેમ જમાનો બદલાતો જાય છે, તેમ લોકોની સ્થિતિને અનુસાર કાયદા પણ બદલવા પડે છે. મનુ, યાજ્ઞવલ્ક્ય, વિજ્ઞાનેશ્વર વગેરે વિદ્વાનોના યુગમાં જે કાયદા અનુકૂળ લાગ્યા હોય તે આ વીસમી સદીમાં કેવી રીતે અનુકૂળ પડે? તે સમય અને હાલના સમયમાં લોકોના આચાર, વિચાર, રૂઢિ વગેરેમાં કેટલો મહાન્ ફેરફાર થયો છે! દેશની સ્થિતિ કેટલી બદલાઇ ગઇ છે! વળી ધારો કે અંગ્રેજી રાજ્યની સ્થાપના વખતે એ પરદેશી રાજ્યકર્તાઓને હાલના કાયદા અનુકૂળ લાગ્યા હોય. પરંતુ તેને પણ આજે સાઠ વર્ષથી વધારે સમય થઇ ગયો છે. એટલા વખતમાં પણ લોકોના આચાર વિચારમાં ઘણો જ ફેરફાર થઇ ગયો છે. ઘણા કેળવાયેલા માણસોને એમ લાગે છે કે આપણા કાયદામાં સ્ત્રીને અન્યાય થયેલો છે, તથા મીલકતની બાબતમાં સ્ત્રીને વધારે હક મળવો જોઇએ. લોકોના વિચારમાં આટલો ફેરફાર થયો છે, તો તે પ્રમાણે કાયદામાં પણ થવો જોઇએ. તે છતાં વસ્તુસ્થિતિ જોતાં કાયદામાં કંઇ ફેરફાર થયો નથી. તેનું ખરૂં કારણ એટલું જ છે કે સંસારના દરેક ક્ષેત્રમાં સંપૂર્ણ સત્તા પુરૂષોના હાથમાં છે.

હાલ થોડા વખતથી સ્ત્રીઓને ધારાસભામાં મત આપવાનો તથા મ્યુનિસિપાલિટીમાં બેસવાનો હક આપવા કેટલાક પુરૂષો તૈયાર થયા છે. તેને પરિણામે મુંબાઇ ઇલાકામાં આ બંને હક સ્ત્રીને મળી ચૂક્યા છે. પરંતુ ધારાસભામાં બેસવાનો હક હજી મળ્યો નથી. જે પુરૂષોએ આ માટે પ્રયત્ન કર્યો છે, તેમને ઘણો જ ધન્યવાદ ઘટે છે; પણ મીલકતની બાબતમાં સ્ત્રીને વધારે હક મળે એવો પ્રયત્ન હજી સુધી ધારાસભાના એક મેમ્બરે કર્યો નથી. (મદ્રાસ બંગાળા, મદ્રાસ ત્યાંના

* આ જગ્યાએ અથવા આખા લેખમાં બીજે કોઇ પણ સ્થાને કાયદાના અજ્ઞાનને લીધે કંઇ દોષ હોય તો તે માટે ક્ષમા માગું છું. એ દોષ સુધારીએ તો પણ આપણા કાયદામાં સ્ત્રીને ઘણો અન્યાય થએલો છે, તે તો કોઈ પણ ધારાશાસ્ત્રી કબુલ કરશે. એ અન્યાય બતાવવાનો જ આ લેખનો હેતુ છે.

બીજા કોઈ પ્રાંતમાં આવો પ્રયત્ન થયો હોય. પરંતુ મુંબાઈ ઇલાકાની ધારાસભામાં આવી દલીલ થએલી જાણવામાં આવી નથી.) પોતાને સ્ત્રીસ્વાતંત્ર્યના હિમાયતી કહેવડાવનાર પુરૂષોએ પણ કાયદામાં આવો ફેરફાર કરવાનો યત્ન કર્યો નથી. તેનું કારણ એ જ છે કે આવો ફેરફાર થવાથી પુરૂષોને ખરેખરૂં (substantial) નુકસાન થાય તેવું છે. મ્યુનિસિપાલિટીમાં સ્ત્રી દાખલ થાય, અથવા ધારાસભાના પુરૂષ ઉમેદવારને મત આપે, તો તેથી કંઇ પુરૂષોને બહુ હાનિ થાય તેમ નથી. પરંતુ મીલકતની બાબતમાં સ્ત્રીને વધારે હક મળે એવા કાયદા જો પુરૂષો પોતેજ કરે તો તેમને ઘણો જ ગેરફાયદો થાય. મીલકતમાં સ્ત્રીનો હક જેટલો વધે, તેટલો પુરૂષનો ઓછો થાય. જેટલું સ્ત્રીનું હિત થાય, તેટલું પુરૂષનું અહિત થાય. દુનીઆમાં પોતાનો સ્વાર્થ છોડવો કોઇને ગમતો નથી. તેથી જ પુરૂષોએ હજી સુધી એવો પ્રયત્ન કર્યો નથી. વધારામાં સ્ત્રીઓને એમ સમજાવી રાખ્યું છે કે કાયદા ઘડવાની અથવા બીજી કોઇ પણ રાજકીય બાબતોમાં તેમણે માથું મારવાની જરૂર નથી. એ તો માત્ર પુરૂષોનું કામ છે. સ્ત્રીઓએ તો પોતાનું ઘર સંભાળવું અને બાળકોને ઉછેરવાં એટલું જ કરવાનું છે. સ્ત્રીઓનો કાર્યપ્રદેશ તેમના ગૃહમાં જ આવી જાય છે. તેની બહાર તેમણે જવું નહિ. પુરૂષોએ સ્ત્રીઓને હજી સુધી અજ્ઞાન રાખી હતી તેનું કારણ પણ આ જ હતું. સ્ત્રીઓ શિક્ષણ પામે તો પોતાની પરતંત્રતાનું તેમને ભાન થાય, અને પુરૂષોની સત્તા નીચે રહેવાનું કબુલ કરે નહિ. હજી પણ ઘણા પુરૂષો સ્ત્રીકેળવણીની વિરૂદ્ધ થાય છે તેનું ખરૂં કારણ આ જ છે. પરંતુ કેટલાક પુરૂષોએ ઉદાર થઇને સ્ત્રીઓને શિક્ષણ આપવાનો પ્રયત્ન કર્યો છે. તેનો લાભ થોડી સ્ત્રીઓએ લીધો છે તેને પરિણામે પોતાની પરતંત્રતાનું તેમને ભાન થયું છે. બીજી બધી બાબતોની માફક કાયદામાં પણ પુરૂષે સ્ત્રીને કેવો અન્યાય કર્યો છે, તે કેળવાયેલી સ્ત્રીઓ સમજવા લાગી છે. હવે ધીમે ધીમે દેશમાં સ્ત્રીકેળવણીનો પ્રચાર જેમ વધતો જશે, તેમ આવી સ્ત્રીઓની સંખ્યા વધતી જશે. જતે દિવસે તે સ્ત્રીઓ પોતાને થએલો અન્યાય દૂર કરવાનો પ્રયત્ન કરશે જ. પુરૂષોએ ઇચ્છાથી કે અનિચ્છાથી પણ સ્ત્રીઓને વધારે હક આપવા જ પડશે.

હવે સ્ત્રીને માટે કાયદા કેવા હોવા જોઇએ તેનો વિચાર કરીએ. પિતાની મીલકતમાંથી પુત્રોની સાથે તેની અવિવાહિત પુત્રીઓને પણ ન્હાનો ભાગ મળવો જોઇએ. પરંતુ પરણેલી સ્ત્રીને તેના પિતા કરતાં પતિની મીલકત પર વધારે હક હોવો જોઇએ. પુરૂષના મરણ પછી તેની સ્ત્રી તેની મીલકતની પ્રથમ વારસ તથા સંપૂર્ણ અધિકારી ગણાવી જોઇએ. તે સ્ત્રીના મરણ પછી પુત્રો તેના માલીક થાય એવો કાયદો હોવો જોઇએ. હાલના કાયદા પ્રમાણે વિધવા માને પોતાના પુત્રોના હાથ નીચે રહેવું પડે છે. તેને બદલે વડીલ માની સત્તા નીચે પુત્રો રહે એ જ વધારે યોગ્ય છે. અથવા બીજો માર્ગ એ છે કે પુરૂષના મરણ પછી તેની મીલકતમાં પત્ની અને પુત્રનો સરખો જ હક ગણાય. ત્રણ પુત્રો હોય તો ચાર ભાગ પડે, અને તેમાંથી એક ભાગ પત્નીને મળે. સંયુક્ત કુટુંબમાં દરેક પુરૂષનું લગ્ન થાય એટલે તેનો ભાગ તેને મળી જવો જોઇએ. તેના મરણ પછી તેની સ્ત્રીએ ભાગની વારસ ગણાવી જોઇએ. ખરૂં જોતાં સંયુક્ત મીલકત રાખવી જ ન જોઇએ.

સ્થાવર મીલકત સ્ત્રીને મળે તો કુટુંબની જમીન અથવા ઘર પારકા કુટુંબમાં જતું રહે એવો સંભવ છે ખરો. તે માટે, પિતાની સ્થાવર મીલકત પર પુત્રનો હક ખરો પણ પુત્રીનો નહિ, એવો કાયદો હોય તો તે અયોગ્ય નથી. પરંતુ જંગમ મીલકતમાં તો પુત્રીનો થોડો હક પણ ગણાવો જોઇએ.

કાયદામાં આવો ફેરફાર કરવો એ કંઈ નજીવી બાબત નથી. તેમાં હિંદુ કાયદાનો મૂળ સિદ્ધાંત બદલવો પડે તેવું છે. આપણા કાયદાના મૂળ સિદ્ધાંતમાંનો એક એ છે કે પુરૂષ ધનનો સંપૂર્ણ માલીક છે. સ્ત્રીને એવો હક બીલકુલ નથી. પુરૂષ સ્ત્રીને જેટલું ધન આપે તેટલું જ વાપરવાનો તેને અધિકાર છે. સ્ત્રીને આખી જીંદગી સુધી આર્થિક સ્વતંત્રતા મળી શકે નહિ. પિતા, પતિ, અથવા પુત્રની સત્તા નીચે જ તેણે રહેવું જોઇએ. એક પુરૂષની ગેરહાજરીમાં બીજો પુરૂષ પૈસાનો માલીક થાય. બીજાની ગેરહાજરીમાં ત્રીજો થાય. એમ પરંપરા ચાલી જાય. પરંતુ પહેલા પુરૂષની નજીકની સ્ત્રી પૈસાની માલીક ન થઇ શકે. પણ સ્વતંત્રતાના આ યુગમાં

આ ઘણો અન્યાય લાગે છે. કેળવાયેલા મનુષ્યોને લાગે છે કે સ્ત્રી તે પુરૂષ જેવા જ હૃદય તથા આત્માવાળું પ્રાણી છે. જીંદગીની જરૂરીઆતો જેટલી પુરૂષને છે તેટલી જ સ્ત્રીને છે. માટે ધન વાપરવાની સ્વતંત્રતા પણ તેને મળવી જોઇએ. અલબત્ત, કમાનાર વ્યક્તિ પુરૂષ છે માટે પહેલો હક તેને છે. પરંતુ પુરૂષના મરણ પછી તેની સ્ત્રીને પૈસાની માલીકી મળવી જ જોઇએ.

ઘણા લોકો એમ કહે છે કે સ્ત્રી જો પૈસાની સંપૂર્ણ માલીક થાય, તો તે કદાચ પોતાનાં સગાંને આપી દે, નકામાં ખરચ કરે, અનીતિને માર્ગે વાપરે, અને એવો બીજો દુરુપયોગ કરે. એવું થવાનો સંભવ હોય તો પછી શા માટે તેને પૈસા સોંપવા જોઇએ? આવું કહેનારને હું એમ પૂછું છું કે કોઈ પુરૂષો આવા દુરૂપયોગ નથી કરતા? અલબત્ત, કરે છે જ. તે છતાં તેમને કેમ મીલકત મળે છે? તેવી જ રીતે સ્ત્રીને મળવી જોઇએ. કોઇ પણ માણસના હાથમાં પૈસા આવે, પછી તેનો કેવો ઉપયોગ કરવો તે તો તેની મરજીની વાત છે. દુનીઆમાં સારા પુરૂષો ધનનો સદુપયોગ કરે છે, અને ખરાબ પુરૂષો દુરુપયોગ કરે છે. તે પ્રમાણે સ્ત્રીઓમાં પણ થશે. પુરૂષોએ સ્ત્રીઓને શિક્ષણ આપ્યું નથી, તેથી તેઓમાં અજ્ઞાન થયું છે. તેથી સ્ત્રીઓને હાથે કદાચ પૈસાનો દુરુપયોગ થવાનો સંભવ વધારે હોય. તો પણ એટલા માટે તેમનો હક અટકાવવો જોઇએ નહિ. પોતાની મીલકત ગમે તે રીતે વાપરવાની છૂટ તેમને હોવી જોઇએ.

જ્યોત્સ્ના મહેતા

# બૌદ્ધધર્મ

બુદ્ધના સમયમાં મહાજનસત્તાક રાજ્યોમાં યજ્ઞયાગનો પ્રચાર બહુ થોડો હતો. મહાજનનો સર્વ બોજો ખેતી ઉપર હોવાથી ગાય, બળદ વગેરે જનાવરો મારી યજ્ઞયાગ કરવાનું તેમને પસંદ ન હતું. એટલું જ નહિ પણ યજ્ઞયાગ કરનારા બ્રાહ્મણોને તેમના રાજ્યમાં બીલકુલ માન મળતું ન હતું. એનાથી ઉલટું એકસત્તાક રાજ્યોમાં યજ્ઞયાગને ઘણું મોટું સ્વરૂપ પ્રાપ્ત થયું હતું. એક યજ્ઞ કરવાનો હોય એટલે તેમાં હજારો પ્રાણીઓનો વધ કરવો પડે. સામાન્ય જનસમૂહને આ વાત બીલકુલ પસંદ ન હોવાથી એકસત્તાક રાજાઓને અને તેમના રાજ્યોમાં રહેનારા ઇનામદાર બ્રાહ્મણોને લોકો ઉપર જુલમ કરવો પડતો. યજ્ઞમંડપ તૈયાર કરવો, યૂપ (યજ્ઞસ્તંભ) રોપવો, અને પશુઓને લાવી તે યૂપ સાથે બાંધવાં—આ કામો લોકો બહુ દુઃખથી કરતા હતા. પોતાના ઉપર પરચક્ર આવે નહિ અને પોતાની સત્તા અટક્યા વિના વધે અને સાર્વભૌમ પદ પોતાને મળે એટલા માટે એકસત્તાક રાજ્યોમાં રાજાઓ યજ્ઞયાગને ઉત્તેજન આપતા.

બુદ્ધનો જન્મ મહાજનસત્તાક રાજ્યમાં થયો હોવાથી તેના ઉપર યજ્ઞયાગનો પ્રભાવ મુદ્દલ પડ્યો નહિ. પડોશના રાજાઓને જીતી પોતે એકસત્તાધિકારી મહારાજા થવાની જો તેને મહત્ત્વાકાંક્ષા હોત તો કદાચિત્ યજ્ઞયાગ ઉપર તેને પ્રેમ થાત. પણ તેના દયામય અંતઃકરણને આવી અઘોર વાસના સેવવી મુદ્દલ શક્ય ન હતી. તે સમયના નાનાં નાનાં રાજ્યો પરસ્પર લડતાં અને એકબીજાનો સંહાર કરતાં. આ બધાં ઉપર એક સાર્વભૌમ રાજા હોય તો જ તેઓ શાંતિથી રહે અને લડાઈઓ બંધ થાય એમ સામાન્ય લોકોને લાગતું. પણ તરુણ સિદ્ધાર્થને આ વિચારપદ્ધતિ પસંદ ન હતી. સાર્વભૌમ રાજાનું રાજ્ય પડાવી લેવાને તેનાં સગાંવહાલાં અને મિત્રો પ્રયત્ન કરે અને તેથી રક્તપાત વધે એમ તેને લાગતું. તો પછી આ જીવન માટેના કલહના ફેરામાં સપડાયેલી મનુષ્ય જાતિને તરવાનો ઉપાય છે કે નહિ?

તે સમયે યજ્ઞયાગથી કંટાળી જંગલમાં રહી તપશ્ચર્યા કરનારા પુષ્કળ લોકો હતા. તેમને શ્રમણ કહેતા. બુદ્ધના સમયમાં આ શ્રમણ લોકોના જુદા જુદા ૬૨ પંથો હતા. તત્ત્વજ્ઞાન વિષે તેમનામાં થોડાઘણો મતભેદ હતો, પણ યજ્ઞયાગો વિષે તિરસ્કાર એકસરખો હતો. આ તપસ્વીઓમાંથી કેટલાકને વિલક્ષણ સિદ્ધિઓ પ્રાપ્ત થઇ છે, અને તે વડે તેઓ પાણીમાં ચાલી શકે છે, આકાશમાં ઉડી શકે છે, અને ગમે ત્યારે ગુપ્ત થઈ શકે છે, આવી તેઓને વિષે અનેક દંતકથાઓ લોકોમાં ચાલતી. માટે જ તરુણ સિદ્ધાર્થને એમ લાગવું સ્વાભાવિક હતું કે મનુષ્ય જાતિના ઉદ્ધારનો માર્ગ જો કોઇ બતાવી શકે તો તે શ્રમણ પંથના લોકો જ બતાવી શકે. તે પ્રમાણે તેમણે છ વર્ષ યોગાભ્યાસમાં અને કઠોર તપશ્ચર્યામાં પસાર કર્યાં. પણ તેમને એવો અનુભવ થયો કે જેમ રાજા લોકો પોતાની એકલાની જ ઐહિક સત્તા સ્થાપવાનો પ્રયત્ન કરે છે, તેમ શ્રમણ લોકો પણ પોતાના એકલાના આત્માને મોક્ષમાં લઇ જવાનો પ્રયત્ન કરે છે. કેટલાકને વળી એમ જ લાગતું કે તેઓ મુક્ત થઇ ગયા છે. એટલે કે આ શ્રમણ માર્ગ પણ બોધિસત્ત્વ ગૌતમને પસંદ પડયો નહિ.

એક બાજુએ યજ્ઞયાગ કરી માંસ ખાવું અને સોમપાન કરવું, અને બીજી બાજુએ યોગ અથવા દેહદંડ વડે પોતાના આત્માને મુક્ત કરવો આ બેમાંથી એકે છેડે ન જતાં, બુદ્ધે લોકોદ્ધારનો મધ્યમ માર્ગ શોધી કાઢયો. ઋષિપત્તનમાં આપેલા પોતાના પહેલા ધર્મો-

પદેશમાં તે કહે છેઃ " હે ભિક્ષુઓ ! પ્રવ્રજિતોએ આ બન્ને છેડાઓનું સેવન કરવું નહિ. તે બે છેડા કયા ? મોજમજા ભોગવવી એ એક છેડો. એ હીન છે, ગ્રામ્ય છે, અજ્ઞાન માણસો સેવે એવો છે, અનાર્ય છે, અનર્થને કરનારો છે. દેહદંડ કરવો એ બીજો છેડો. આ પણ દુઃખકારક છે, અનાર્ય છે, અનર્થ કરનારો છે. માટે આ બન્ને છેડે ન જતાં તથાગતે મધ્યમ માર્ગ શોધી કાઢેલો છે. આ માર્ગ જ્ઞાનચક્ષુ ઉત્પન્ન કરનારો છે, જ્ઞાનનો ઉદય કરનારો છે. આનાથી ઉપશમ, અભિજ્ઞાન ( દિવ્ય શક્તિ ), સંબોધ ( પ્રજ્ઞા ) અને નિર્વાણની પ્રાપ્તિ થાય છે. હે ભિક્ષુઓ ! આ માર્ગ કયો ? તે આર્ય આષ્ટાંગિક માર્ગ છે. તેના આ પ્રમાણે આઠ અંગો છેઃ સમ્યક્ દૃષ્ટિ, સમ્યક્ સંકલ્પ, સમ્યક્ વાચા, સમ્યક્ કર્માંત ( કર્મ ), સમ્યક્ આજીવ, સમ્યક્ વ્યાયામ, સમ્યક્ સ્મૃતિ, સમ્યક્ સમાધિ. તે આ તથાગતે શોધી કાઢેલો માર્ગ, જેના વડે ઉપશમ, અભિજ્ઞા, સંબોધ, અને નિર્વાણની પ્રાપ્તિ થાય.

" હે ભિક્ષુઓ ! દુઃખ નામનું પહેલું આર્યસત્ય, તે આ પ્રમાણેઃ જન્મ પણ દુઃખકારક, જરા પણ દુઃખકારક, મરણ પણ દુઃખકારક, અપ્રિય સાથે સંયોગ દુઃખકારક, પ્રિયથી વિયોગ દુઃખકારક, ઇચ્છેલી વસ્તુ મળે નહિ તે પણ દુઃખકારક, ટૂંકામાં પાંચ ઉપાદાનસ્કંધ× દુઃખકારક છે."

"હે ભિક્ષુઓ ! દુઃખસમુદાય નામનું બીજું આર્ય સત્ય એટલે ફરીફરી ઉત્પન્ન થનારી અને સર્વત્ર આસક્તિ કરનારી તૃષ્ણા. તે આ પ્રમાણેઃ કામતૃષ્ણા ( ઐહિક સુખની તૃષ્ણા ), ભવતૃષ્ણા ( સ્વર્ગ વગેરેની તૃષ્ણા), અને વિભવતૃષ્ણા (અભાવની તૃષ્ણા)."

" હે ભિક્ષુઓ, દુઃખનિરોધ નામનું ત્રીજું આર્યસત્ય એટલે આ તૃષ્ણાનો સર્વથા વૈરાગ્યથી નિરોધ કરવો, તેનો ત્યાગ કરવો, તેને ફેંકી દેવી, તેમાંથી મુક્ત થવું, અને તેમાંથી પરાવૃત્ત થવું."

" હે ભિક્ષુઓ, દુઃખનિરોધગામિની પ્રતિપદ્ નામનું ચોથું આર્ય સત્ય એટલે ( ઉપર કહેલો ) આર્ય આષ્ટાંગિક માર્ગ. "

બુદ્ધના આ પહેલા ઉપદેશને 'ધર્મચક્રપ્રવર્તન' કહે છે, અને એક ઠેકાણે બુદ્ધને 'ચક્રવર્તિ ધર્મરાજ' કહ્યો છે; એટલે કે જગતમાં કોઇ રીતે સામ્રાજ્યની સ્થાપના કરવી હોય તો તે આ મધ્યમ માર્ગથી જ થવાની છે એવો બુદ્ધનો અને તેના અનુયાયીઓનો ચોક્કસ મત થયો હતો. તલવારના બળથી સ્થાપેલું સામ્રાજ્ય ઘાતક અને અનિત્ય છે, પણ આ મધ્યમ માર્ગથી સ્થાપેલું સામ્રાજ્ય સુખાવહ અને અટક્યા વિના વધનારૂં છે એમ તેમને લાગતું. અને તેથી જ સર્વ જાતિના અને પંથના લોકોમાં આ માર્ગનો પ્રસાર કરવા બુદ્ધમાં અને તેના અનુયાયીઓમાં અદ્વિતીય ઉત્સાહ દેખાઇ આવતો હતો.

મધ્યમ માર્ગ વડે જગતમાં સામ્રાજ્યની સ્થાપના કેવી રીતે થાય એનો વિચાર કર્યા પહેલાં આ સામ્રાજ્યમાં દાખલ થવાને માટે આવશ્યક ચાર આર્ય સત્યોનો પહેલાં વિચાર કરવો જોઇએ. દુઃખ છે એમ બધાને લાગે છે; પરંતુ પ્રપંચના પ્રવાહમાં ડુબી જવાથી જગતના અને પોતાના દુઃખ તરફ આપણે દુર્લક્ષ કરીએ છીએ. વધારે શું પણ આપણા અજ્ઞાનમય વ્યવહારથી આપણે જગતના દુઃખમાં વળી વધારો કરીએ છીએ. એટલે કે ધર્માચરણના આરંભમાં જગત દુઃખથી કેવી રીતે ભરેલું છે એની જાણ થવી ઘણી જરૂરની છે. આ દુઃખ ઇશ્વરે અથવા કુદરતે કરેલું છે એમ માનવું ભૂલભરેલું છે. મનુષ્ય જાતિની તૃષ્ણા અને લોભથી આ દુઃખ ઉત્પન્ન થયેલું છે. જગતમાં લોભ ન હોત તો મનુષ્ય જાતિનું જીવન કેટલું સુખકારક થયું હોત ? પરંતુ વ્યક્તિનો લોભ, જાતિનો લોભ, રાષ્ટ્રનો લોભ એવા લોભોએ માણસને ઘેરેલો હોવાથી. તે પોતાનું અને પોતાના બાંધવોનું દુઃખ વધારે છે. એટલે કે દુઃખનું કારણ બીજું કાંઇ નથી પણ મનુષ્ય જાતિની તૃષ્ણા છે એમ સિદ્ધ થાય છે. આ તૃષ્ણાનો સર્વથા ત્યાગ કરવાથી જ મોક્ષ કે નિર્વાણની પ્રાપ્તિ થવાની છે. બીજા માર્ગથી થવાની નથી. એ ત્રીજું સત્ય. અને તે નિર્વાણને પહોંચવાનો આર્ય આષ્ટાંગિક માર્ગ એ ચોથું સત્ય છે.

× રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન એ પાંચ ઉપાદાનસ્કંધો છે. રૂપ એટલે જડસૃષ્ટિ, વેદના એટલે સુખદુઃખાદિ અનુભવ, સંજ્ઞા એટલે ભિન્ન ભિન્ન પદાર્થોની કલ્પના, સંસ્કાર એટલે પસંદ, નાપસંદ, લોભદ્વેષાદિ, પ્રેમ, પરોપકાર વગેરે, વિજ્ઞાન એટલે જાણવાની શક્તિ.

આર્ય આષ્ટાંગિક માર્ગના સર્વ અંગોને 'સમ્યક્' વિશેષણ લગાડ્યું છે. જેને લઈને જગતના દુઃખમાં વધારો ન થતાં તૃષ્ણાનો નાશ થઇ શાન્તિનો અને સુખનો પૂર્ણ વિકાસ થાય તે 'સમ્યક્' છે. આજુબાજુના રાજાઓને જીતી પોતે રાજા થવું અને મોટા મોટા યજ્ઞો કરી સ્વર્ગમાં જવું એમાં જ મોક્ષ છે એવી જો કોઇને દષ્ટિ થાય તો તે 'સમ્યક્ દષ્ટિ' નથી. તેના વડે જગતના દુઃખમાં ઉમેરો થાય, તૃષ્ણા વધે અને શાન્તિનો અને સુખનો ભંગ થાય. આપણે માટે પુષ્કળ ભોગની વસ્તુઓ મેળવવા અથવા વિરોધી માણસનું વેર લેવા આપણે સમર્થ થઇએ એ જાતનો સંકલ્પ 'સમ્યક્ સંકલ્પ' નથી. જુઠું બોલવું, ચાડી કરવી, ગાળો દેવી, અથવા નકામું બડબડ કરવું એ 'સમ્યક્ વાચા' નથી. લડાઇ કરવાનો, ચોરી કરવાનો અથવા પરદારા-ગમન કરવાનો વ્યવહાર કરવો એ 'સમ્યક્ કર્માન્ત' નથી. ખરાબ રસ્તે આજીવિકા કરવી એ 'સમ્યક્ આજીવ' નથી. મારામારીમાં અને એવા જ બીજા કામમાં ઉત્પન્ન થનારો ઉત્સાહ 'સમ્યક્ વ્યાયામ' નથી. જુદી જુદી જાતના વિષયોપભોગની સ્મૃતિ રાખવી એ 'સમ્યક્ સ્મૃતિ' નથી. અને એવી સ્મૃતિ ઉપર અથવા એવા દેખાવ ઉપર ધ્યાન કરવું તે 'સમ્યક્ સમાધિ' નથી.

દષ્ટિ એવી જોઇએ કે આપણાં કામ, ક્રોધ અને મિથ્યા અહંકાર કમી થઇ મનુષ્ય જાતિની સેવા માટે આપણે સમર્થ થઇએ. માટે ચાર આર્ય સત્યોના જ્ઞાનથી ઉત્પન્ન થનારી દષ્ટિને જ 'સમ્યક્ દષ્ટિ' કહેવી જોઇએ. એકાંત સુખનો લાભ લેવાનો અને મનુષ્ય જાત ઉપર પ્રેમ કરવાનો સંકલ્પ 'સમ્યક્ સંકલ્પ' જાણવો. સત્ય અને મિત પ્રેમાળ વાણીને 'સમ્યક્ વાચા' કહે છે. જે કર્મ કરતાં આપણી અને બીજાની ઉન્નતિ થાય અને શાંતિનો અને સુખનો વિકાસ થાય તેને 'સમ્યક્ કર્માન્ત' કહે છે. સાદા અને સરલ માર્ગે ચલાવેલી આજીવિકા 'સમ્યક્ આજીવ' છે. પોતાના મનનો પાપવિચાર દબાવવા માટે અને પુણ્ય વિચારનો ઉત્કર્ષ કરી તેનો લોકમાં ફેલાવો કરવાનો ઉત્સાહ 'સમ્યક્ વ્યાયામ' સમજવો. કર્તવ્યની જાગૃતિ સતત કાયમ રાખવી એ 'સમ્યક્ સ્મૃતિ.' અને જેના વડે મનની એકાગ્રતા પૂર્ણતાને પામી સત્ય જાણવામાં મદદગાર થાય તે 'સમ્યક્ સમાધિ' સમજવી.

આ મધ્યમ માર્ગમાં ખેતરમાં કામ કરનારા ખેડુતો ને વસ્ત્ર વણનારા વણકરો અથવા ધર્મપ્રચાર માટે ફરનારા ભિક્ષુઓનો સરખો સમાવેશ થાય છે. આપણે આપણી તૃષ્ણા વધારવા માટે આ કામ ન કરતાં લોકસેવા માટે કરીએ છીએ, ધર્મસામ્રાજ્યનું હું એક અંગ છું એટલી જ તેના મનમાં જાગૃતિ થવી જોઈએ છે. લોભને લીધે રાજ્યકર્તા અને પ્રજા, ધનિક અને મજુર, ધર્મગુરુ અને ઉપાસક એમની વચ્ચે તડ પડી જે ભયંકર મારામારી થાય છે તે આ આષ્ટાંગિક માર્ગના અભ્યાસથી થવી શક્ય નથી. જેટલો એનો અભ્યાસ વધતો જશે, તેટલું આપણું અને સર્વ મનુષ્ય જાતિનું હિત વધારે અને વધારે સધાતું જશે. સર્વ જાતિના લોકોને માટે આષ્ટાંગિક માર્ગનો અભ્યાસ કરવો શક્ય છે એવું બુદ્ધનું કહેવું હતું. તેમના સંઘમાં મૌદ્‌ગલ્યાયન, કાત્યાયન વગેરે જેવા બ્રાહ્મણ જાતિના ભિક્ષુ હતા તેવા ઉપાલી સુનીત, વગેરે હીન જાતિના પણ ભિક્ષુઓ હતા. બુદ્ધ સર્વ વર્ણોને અને સ્ત્રીપુરુષોને મોક્ષનો એકસરખો ઉપદેશ કરતા હોવાથી કેટલાક ધર્માંધ બ્રાહ્મણો તેમનો દ્વેષ કરતા અને તે વૈદિક ધર્મના વિરોધી છે એમ માનતા. પરંતુ તેમના પ્રેમધર્મનું ગૌરવ કરનારા બ્રાહ્મણો અનેકગણા હતા. 'જાતિથી ચંડાળ થવાતું નથી અને જાતિથી બ્રાહ્મણ થવાતું નથી, કર્મથી જ ચંડાળ થવાય છે અને કર્મથી જ બ્રાહ્મણ થવાય છે.' એ બુદ્ધનું તત્ત્વ તે સમયના ઘણા લોકોને પસંદ હતું.

ધર્માનંદ કોસંબી

# ન્યુયૉર્કમાં પહેલો દિવસ

(૨)

ઇંગ્લંડથી ન્યુયૉર્ક જતાં સારી સ્ટીમર હોય તો પાંચ જ દિવસ લાગે. પણ શિયાળાની રૂતુમાં સાતથી આઠ દિવસ લાગે છે. અમારી સ્ટીમરે આઠ દિવસ લીધા કારણ કે દરિયો બહુ જ તોફાની હતો. અમે તો એટલા નસીબદાર કે વગર અડચણે ન્યુયૉર્ક પહોંચ્યાં જો કે ઉતારૂઓમાંથી ઘણાંએ આઠ દિવસનો અપવાસ કર્યો હશે! અમારી પાછળની સ્ટીમરોને તોફાનથી ઘણી વધારે હેરાનગતિ થઈ, અને કંઇ ને કંઇ નુકસાન વેઠવું પડયું.

જેમ છૂટાં પડવાનો વખત પાસે આવે તેમ ઉતારૂઓમાં સાધારણ મિત્રતા વધે છે. ઉતરવાને આગલે દિવસે કેટલીક અમેરિકન બાઈઓ મારી પાસે આવી વાત કરવા મંડી. હું એકલી મુસાફરી કરતી હતી તે જોઇ એ લોકને બહુ નવાઇ લાગી. "ન્યુયૉર્ક પહેલી જ વાર જાઓ છો?" એક જણે પ્રશ્ન કર્યો. મેં હકારમાં જવાબ દીધો. "તમને ત્યાંને વિષે કંઇ માહિતી છે?" મેં કહ્યું "ખાસ નહિ." "કોઇ ઓળખાણ છે?" મે કહ્યું "બહુ થોડી." "કોઇ તેડવા તો આવશે ને?" મેં કહ્યું કે એવી મારી ધારણા હતી કારણ કે આગલી મેલમાં જ મેં કાગળ લખ્યો હતો. એ લોકોએ કહ્યું કે એમ હોય તો ઠીક કારણ કે ન્યુયૉર્કમાં એકલાં જવું સહિસલામત નથી. વાતચીત થઇ તે વખતે તો મને બહુ લાગ્યું નહિ. પરંતુ ન્યુયૉર્ક જોયા અને જાણ્યા પછી લાગે છે કે એક અજાણ્યા માણસને માથે કેટલી આપદા છે. ત્યાં ગયા પછી મેં જ્યારે સાંભળ્યું અને વર્તમાનપત્રોમાં વાંચ્યું કે, ધોળે દિવસે ત્યાં કેટલા હોલ્ડ અપ તમારી સ્હામે પીસ્તોલ ધરી મારી નાંખવાની ધમકી આપી તમને લુટી લે, ત્યાંના ટેક્સીવાળા—ભાડાતી મોટર ચલાવનારા—કેટલા લુચ્ચા હોય છે, ત્યારે મને લાગ્યું કે અમેરિકન બાઇઓ ખરૂં કહેતી હતી. રસ્તા ખબર ન હોય તો ટેક્સીવાળા ઘણી વાર વધારે નુકસાન ન કરે તો આડેઅવળે રસ્તે લઈ મોટું ચક્કર લે અને પછી બમણા પૈસા માગે. ખાસ કરીને બંદરો પર અને મોટાં રેલ્વે સ્ટેશન પર બદમાશો સારાં કપડાં પહેરી ફરે. જાણે કે કોઈ અજાણ્યું છે તો મદદ કરવાની આશા આપી એને છેતરે. આપણા દેશમાં આવા ગૃહસ્થ ચોરો (જેન્ટલમન થીવ્સ) ઘણા થોડા હશે. નાની બાબતમાં એ લોકો પ્રમાણિકતા બતાવે પણ મોટી બાબતમાં તો એ પૂરા બદમાશ. બેલજીયમના રાજા જ્યારે અમેરિકામાં પ્રવાસ કરતા હતા ત્યારે એમણે રસ્તામાં ઠેકઠેકાણે વર્તમાનપત્રોની નાની દુકાનો (ન્યુસપેપર બુથ્સ) જોઇ. ઘણી વાર આ દુકાન પર કોઇ માણસ પણ જોવામાં ન આવે. લોકો અંદરથી જોઇતું પત્ર લે અને એના પૈસા મુકી ચાલતા થાય. આ પૈસાની ઢગલી પણ અનામત રહે. રાજાને આ જોઇ બહુ જ નવાઇ લાગી ત્યારે એક અમેરિકને જવાબ દીધો કે "આવી બાબતમાં અમે પ્રમાણિક છીએ. અમારા બદમાશો તો મોટી જ ચોરી કરવામાં હોંશિયાર હોય છે!"

અમેરિકન બાઇઓએ કરેલી વાતથી મારા મનમાં સ્હેજ ફિકર તો પેઠેલી કે કોઇ તેડવા આવશે કે નહિ. ન્યુયૉર્ક અમે સ્હવારના પ્હોરમાં પ્હોંચ્યાં. શિયાળાનો દિવસ હતો એટલે બરફ ખૂબ પડેલું અને ટાઢ પણ પુષ્કળ હતી. બંદરે પહોંચતાં જ 'એમિગ્રેશન અમલદાર' અંદર આવ્યો. અમારે બધાને હારબંધ ઉભા રહી એક પછી એક અમારો પાસપોર્ટ બતાવવા જવાનું હતું. હાર બાંધવાનો નિયમ એવો હતો કે પ્હેલા બધા અમેરિકન, પછી બ્રીટીશ અને પછી બીજા. અમેરિકામાં બ્રીટીશનું આટલું જોર હશે તેનો પ્હેલો અનુભવ મને અહીં થયો. એમિગ્રેશન અમલદારે જે સવાલો મને

પૂછ્યા તે પરથી એના જ્ઞાનને માટે મને બહુ માન ઉપજ્યું નહિ. ઘણા પ્રશ્નો પૂછ્યા પછી મને કહે કે "તમારૂં શિક્ષણ તમે ક્યારથી શરૂ કર્યું?" મારા અમેરિકા ઉતરવા સાથે એ પ્રશ્નને શો સબંધ હશે તે હજી સુધી હું નિર્ણય કરી શકી નથી. તેડવા કોણ આવશે એ સવાલ કર્યો, એના જવાબમાં મેં જણાવ્યું કે કાર્નેગી ઇનસ્ટીટ્યુટ્ ઑફ્ ઈન્ટરનૅશનલ એડ્યુકેશનના પ્રમુખ પર મેં કાગળ લખ્યો હતો એટલે એ જાતે આવે અથવા કોઇને મોકલે. 'એણે મને કહ્યું કે "હું બહાર માણસ મોકલી તપાસ કરાવું છું કે કોણ તમને તેડવા આવ્યું છે. એટલી વાર તમે અહીં બેસો." હું એક કોરણે જઇ બેઠી. બીજા લોકોની શી દશા થાય છે તે જોવા માંડ્યું. જે લોકોને નાપાસ કર્યા હતા તેમને એક જગ્યાએ એકઠા બેસાડ્યા હતા. એ બધાને ત્યાંના પ્રખ્યાત 'એલીસ આયલન્ડ' પર લઇ જવાના હતા. 'એલીસ આયલન્ડ' પર લઇ ગયા પછી કેટલાએકને પાછા મોકલવામાં આવે છે. જેના 'પેપર્સ' સંતોષકારક જણાય તેને જ પછી અંદર આવવાની છૂટ મળે છે. કહેવાય છે કે આપણા મજુરોને તેમ જ બીજા લોકોને આ બેટ પર બહુ હેરાનગતિ ભોગવવી પડે છે.

બે ત્રણવાર માણસ બ્હાર ખબર કઢાડી લાવ્યો પણ મને તેડવા આવનારનો પત્તો લાગ્યો નહિ. પાછળથી અમને ખબર પડી કે જે કાગળ મેં આગલી મેલમાં લખ્યો હતો તેણે મારી સાથે જ મુસાફરી કરી હતી. અને હું ન્યુયૉર્ક પ્હોંચી તે જ દિવસે એ પણ ન્યુયૉર્ક પ્હોંચ્યો હતો. અમલદાર મારી પાસે આવ્યો અને કહ્યું કે "તમને કોઈ તેડવા આવ્યું નથી, માટે મુસાફરોને સહાય કરનાર મંડળ (ટ્રાવેલર્સ એઇડ સોસાયટી) ની આ બાઇને તમને સોપું છું. તમારે જ્યાં જવું હોય ત્યાં એ તમને લઈ જશે." એક ઠીંગણી આનંદી ચ્હેરાની બાઇ મારી પાસે આવી. મ્હોં પરથી પાદુદણ જેવી લાગી. એણે મારૂં નામ ઠામ હિંદુસ્થાનનું સરનામું વગેરે લઈ લીધું. અને ક્યાં જવું છે તે મને કશી જ ખબર ન્હોતી એટલે મેં કહ્યું કે પ્હેલાં પેલી સંસ્થાને ટેલીફોનથી પૂછાવીએ. જો મારે માટે કંઈ બંદોબસ્ત કર્યો હોય તો ઠીક, નહિતર કોઇ સારી હોટેલમાં જઇએ. જકાત ખાતું સાધારણ રીતે તો બહુ જ હેરાન કરે છે. એ એક પેટી ખોલાવી અંદરની બધી ચીજ કઢાવે છે. પરંતુ બાઇ સાથે હતી એટલે કોઇ જાતની આપદા પડી નહિ. મહા મહેનતે બાઈ સંસ્થા સાથે ટેલીફોન પર વાત કરી શકી. મારે માટે ઉતરવાની ગોઠવણ એ લોકોએ કરી હતી. પરંતુ હું અચાનક આવી ચડેલ હોવાથી ક્યાં ઉતરવું તે બરાબર ચોક્કસ કરે તેટલો વખત યંગ વીમેન્સ ક્રીશ્ચીયન એસોસીએશનની મુખ્ય ઓફીસમાં જવા મને કહ્યું. મારા કાર્યક્રમ પર એ સંસ્થાની મુલાકાત લેવાનું હતું એટલે આ સાંભળી એક રીતે મને ખુશી થઇ. સ્હવારે સાત વાગે આગબોટ બારામાં પ્હોંચી હતી. લગભગ એક દોઢ વાગે મારે ક્યાં જવું તે નક્કી થયું. એટલે ભૂખ તો કકડીને લાગી હતી. પેલી બાઇ મને એક ઘણાં જ નાના રેસ્ટોરામાં લઈ ગઈ. અહીં જન્મારામાં પહેલી જ વાર કાઉન્ટર આગળ એક ઉંચા સ્ટૂલ પર બેસી મેં ચ્હા પીધી. ચ્હા બનાવવાની રીત પણ અમેરિકામાં કંઇ જૂદી જ લાગી. સુકી ચ્હાને એક ઝીણા કપડાની કોથળીમાં રાખે. આવી કોથળીઓ ડબ્બામાં પ્હેલેથી જ પેક થઇને આવે છે. આખી કોથળી જ છોડ્યા વિના ગરમ પાણીમાં નાંખવાની. જેટલી ચ્હા કરવી હોય તેટલી વાર કોથળી અંદર રાખવી. આમાં સ્વચ્છતાનો નિયમ જળવાય છે અને ચ્હા કેટલી નાંખવી તેનું પ્રમાણ રહે છે. ભૂખ શાંત પાડી અમે આગળ ચાલ્યાં. રસ્તામાં મુસાફરોને સહાય કરનાર મંડળ વિષે મેં ઘણું જાણી લીધું. મીસીસ ડૉજ કરીને એક અમેરિકન બાઇએ લાખો રૂપિયા ખર્ચી આ સંસ્થા ઉભી કરેલી. એમાં પુરૂષ મુસાફરોને પણ સહાય કરવામાં આવે છે પણ ખાસ કરીને તો આ સંસ્થા સ્ત્રીઓને વધારે ઉપયોગી છે. દરેક બંદર પર અને દરેક નાના મોટા સ્ટેશન પર આ મંડળ તરફથી એક બાઇ—પુરૂષોને માટે મરદ—હાજર રહે છે. માબાપ સાથે લડી પરગામથી ઘણી છોકરીઓ ન્હાસીને ન્યુયૉર્ક આવે છે. ન્યુયૉર્ક જેવડા મોટા શહેરમાં એકાએક ગુજરાન ચલાવવાના તો ફાંફાં જ એટલે ઘણી વાર આવી છોકરીઓ બદમાશોનો ભોગ થઇ પડે છે. આવી ન્હાસી આવેલી છોકરીઓને આ મંડળ પોતાના રક્ષણ તળે લે છે. ઘણીવાર એને માબાપ પાસે પાછી મોકલી આપે છે. નહિતર કોઈ સંસ્થામાં મોકલે છે કે જ્યાં એને મદદ મળે. એ રીતે એને આડે રસ્તે જતાં બચાવે છે. ઘણીવાર ખોટી જાહેર ખબરથી છેતરાઇ ગામડીયણું છોકરીઓ નસીબ અજમાવવા ન્યુયૉર્ક આવે

છે ને બદમાશોથી ફસાય છે. આવી છોકરીઓને પણ આ મંડળ બચાવી લે છે અને પોલીસની સ્હાયતાથી બદમાશોને શિક્ષા થાય છે. મેં પૂછ્યું કે "તમને ખબર શી રીતે પડે છે કે અમુક છોકરીને મદદની જરૂર છે ?" એણે જવાબ દીધો કે "દરેક ઉતારૂઓ ખાસ કરી નાની ઉમરની છોકરીઓ આવે તેના મ્હોં તપાસીએ. જો કોઇ છોકરી અજાણી હોય તો એના ચ્હેરા પરનો ગભરાટ સહજમાં જણાઇ આવે. એને કોણ તેડવા આવ્યું છે તે પણ અમે તપાસીએ. કોઈ ગમે તેવો માણસ હોય તો તરત પોલીસને ખબર કરીએ. તે એની પૂંઠ પકડે. ન્યુયૉર્ક જેવા શહેરમાં તો આવી સંસ્થાની અતિશય જરૂર છે. કારણ કે એ મનુષ્યના મહાસાગરમાં કોઇ અજાણ્યું માણસ ભોળવાઇને બદમાશોના હાથમાં પડે તો એનો પત્તો પણ ના લાગે.

થોડી વારે અમે યંગ વીમેન્સ ક્રીશ્ચીયન એસોસીએશનના લેકસીન્ગટન એવેન્યુ પર આવેલા વિશાળ મકાન આગળ આવી પહોંચ્યા. મુસાફરને સહાય કરનાર મંડળમાં કામ કરનાર કોઇ પણ માણસથી પોતાનું નામ કામ આપી ન શકાય, તેમ જ ઈનામ તરીકે એક પૈ પણ ન લઇ શકે. એ બાઇ મને બીજી બાઇને સોંપી ત્યાંથી ચાલી ગઈ. યંગ વીમેન્સ ક્રીશ્ચીયન એસોસીએશનનું કામ જોઇ અજાયબી ઉપજ્યા વિના ન રહે. એ આખી સંસ્થા સ્ત્રીઓ જ ચલાવે છે. આફ્રિકા શિવાય બધા ખંડોમાં એની શાખાઓ છે. એકલા યુનાઇટેડ સ્ટેટ્સમાં જ બધી મળી પાંત્રીસ હજાર શાખાઓ છે. એની મુખ્ય ઑફીસ ન્યુયોર્કમાં છે. એક લંડનમાં પણ છે. તેમાં ઘણાં જૂદાં જૂદાં ખાતાંઓ છે. પરદેશ ખાતું એ પરદેશની શાખાઓ સાથે પત્રવ્યવહાર ચલાવે છે. પરદેશથી કોઈ છોકરીને આવવું હોય તો તેને તેડવા જાય અને રહેવાની સગવડ પણ કરી આપે. અથવા તો યુનાઇટેડ સ્ટેટ્સ જવું સલાહકારક છે કે કેમ, ત્યાં કંઈ કામ મળી શકે કે કેમ, અથવા તો ઈમીગ્રેશન કાયદા પ્રમાણે સંખ્યા પુરાઇ ગઈ હોય તો ન આવી શકાય વગેરે બાબતની માહિતી આપે. પરદેશમાં કોઈ સંસ્થાને મદદ જોઇતી હોય તો તે આ ખાતા સાથે પત્રવ્યવહાર ચલાવે. સંસ્થા મદદને માટે લાયક છે કે નહિ તે આ ખાતું નિશ્ચય કરે. બીજું દેશ ખાતું. એમાં દેશની શાખાઓ વિષે માહિતી રહે. સ્થાનિક ખાતામાં ઘણાં ખાતાંઓ આવી જાય. એક તો કેળવણી ખાતું. તેમાં અંગ્રેજી શિખવવાના વર્ગો આવે. અમેરિકન શહેરીને અંગ્રેજી જાણવાની આવશ્યકતા. તેથી ઘણા પરદેશીઓ જેમને ત્યાંના શહેરી બનવું હોય તે આ વર્ગોનો લાભ લે. અથવા તો કામ કરનાર છોકરીઓને નિશાળે જવાનો વખત ન હોય તે આ વર્ગોનો લાભ લે. બીજા ઉદ્યોગહુન્નરના વર્ગો. એમાં ખાસ કરીને મીલીનરી—ટોપી બનાવવાના અને શિક્ષણના વર્ગો આવે. સંગીત પણ ત્યાં શિખવવામાં આવે છે. પરંતુ સહુથી અગત્યનો વર્ગ અંગકસરતનો. અમેરિકામાં શારીરિક કેળવણી પર બહુ જ લક્ષ અપાય છે. દરેક શાળા કે પાઠશાળામાં કસરતશાળા (જીમનેશિયમ) તો હોય જ. તેમાં પણ મુખ્ય તો તરવાનો હોજ. અમેરિકામાં નાના મોટા બધાંને તરતાં આવડતું હશે. આ સંસ્થામાં પણ કસરતશાળા તેમ જ તરવાનો હોજ છે, જેનો લાભ બ્હારની ઘણી છોકરીઓ લે છે. છોકરીઓ સાંઝના કામથી પરવારી ત્યાં આવી રમતગમતમાં કે ત્યાંના પુસ્તકાલયનો ઉપયોગ કરી વખત આનંદમાં પસાર કરે. આપણા દેશમાં વનિતા વિશ્રામ જેવી સંસ્થાઓ છે જેને ખરેખરૂં બધી વનિતાઓને માટે વિશ્રામસ્થળ બનાવી શકાય. હમણાં તો એનો ઉપયોગ બહુ સારો તો નથી જ થતો. કેટલીક અનાથ વિધવાઓને માટે એ વિશ્રામસ્વરૂપ હશે. ત્યાં એમને વાંચતા લખતાં શિખવે છે. પરંતુ મનુષ્યને કોઇની દયા પર રહેતાં શિખવવું એ સ્વમાન ખોવડાવવા બરોબર છે. આથી સ્ત્રીઓ પારકે પૈસે દિવાળી કરે, વાંચતાં લખતાં શિખે તેથી એનો ઉપયોગ સમાજ જો એની પાછળ પૈસા ખર્ચે તેને શું થાય ? આપણે ત્યાં સારી સેવિકાઓ (નર્સીસ) ને માટે આટલી તાણ છે છતાં આવી સંસ્થાની સ્ત્રીઓ કેમ કંઈ કામ લાગતી નથી ? ત્યાંની સ્ત્રીઓ પોતાનું ગુજરાન પોતાની મેળે ચલાવે એ વિચાર જ એમનામાં ક્યાં મુકાય છે ? યંગ વીમેન્સ ક્રીશ્ચીયન એસોસીએસન જેવી સંસ્થાનો એમણે ધડો લેવાનો છે. એ સંસ્થા આખા શહેરની સ્ત્રીઓને ઉપયોગી થાય છે. તે ઉપરાંત ધંધાહુન્નર વિનાનાને ધંધો શિખવી પોતાની મેળે કમાતાં શિખવે છે. ખોરાક સોંઘો અને સ્વચ્છ પુરો પાડવાને આ સંસ્થા પોતાની જ ભોજનશાળા રાખે છે. અમેરિકન ભાષામાં એને 'કફેટેરીઆ' કહે છે. રેસ્ટોરાં અને કફેટેરીઆમાં ફેર એટલો કે રેસ્ટોરાંમાં નોકરો તમારી ઇચ્છા પ્રમાણે

ખોરાક લાવી આપી તમારી તહેનાતમાં હાજર રહે છે. કેફેટેરીઆમાં નોકરો હોતા નથી. તમારી મેળે જ ખાવાનું લાવવું પડે. આમાં પૈસા બચે અને વખત પણ બચે.

આ સંસ્થા તરફથી સમર કેમ્પસ પણ ઉભા કરવામાં આવે છે, એટલે ઉન્હાળામાં એક સારી જગ્યા પસંદ કરવામાં આવે. ત્યાં રમત ગમત, તરવા, હોડી ચલાવવાના સાધનો પુષ્કળ હોય. એક નજીવી રકમ આપ્યાથી કોઈ પણ છોકરી ત્યાં દાખલ થાય અને ત્રણ મહિના ખુલ્લી હવામાં આનંદમાં ગાળે. તંબુમાં રહેવાનું. સાફસુફ વગેરે પોતાની મેળે જ કરવાનું. રાંધવાનું પણ વારાફરતી. હજારો છોકરીઓ એકત્ર રહી આવી રીતે આનંદમાં દિવસ કહાડે. અહીં જેને ગર્લગાઇડ કહે છે તેને ત્યાં કેમ્પ ફાયર ગર્લ્સ કહે છે. તેનું શિક્ષણ પણ આ સંસ્થા આપે છે. આ સંસ્થાના ખાતાંઓ વગેરે ચલાવવાને માટે ખાસ શિક્ષણની જરૂર છે. એટલે આ સંસ્થાને અંગે એક ટ્રેનિંગ કૉલેજ છે જેમાં આને માટે કાર્યવાહકો તૈયાર કરવામાં આવે છે. મીસીસ ડૉજ નામની અમેરિકન બાઈ જેણે મુસાફરોને સહાય કરનાર મંડળ સ્થાપ્યું તેણે જ આ સંસ્થાને માટે ઘણો પૈસો આપ્યો છે. બીજી બાઇઓએ પણ એમાં બહુ મદદ કરી છે. તે છતાં પૈસાની જરૂર તો હમેશા રહે જ છે. આથી પૈસો એકઠો કરવા દર વર્ષે કમિટી નીમાય છે. એ કમિટી દાનવીરોની યાદી બનાવે છે અને કમિટી-ના ભાગ પાડી, યાદીના પણ ભાગ પાડી પૈસા માગવા જાય છે. પછી ખાનગી રીતે બેંકમાં તપાસ કરી કોની પાસે ખૂબ પૈસો છે તેની યાદી બનાવી જેણે ધર્માદામાં બહુ પૈસો આપ્યો ન હોય તેના પર હલ્લો કરે છે. હું જ્યારે અમેરિકા હતી ત્યારે સાંભળેલું કે જો કે લડાઇ પછી અમેરિકનો પાસે સાધારણ પૈસો વધ્યો હતો તે છતાં આપવાની બાબતમાં એ લોકો કંજુસ બન્યા હતા. એટલે આ સંસ્થાને પણ પૈસાની તંગી વેઠવી પડી હતી !

પરદેશ ખાતાંની બાઇના હાથમાં હું સોંપાઇ હતી. એણે મને કહ્યું કે તમારે માટે ગોઠવણ 'વીમેન્સ યુની-વર્સીટી કલબ'માં કરી છે, માટે હું તમને ત્યાં લઇ જઈશ. એ મકાન આ મકાનની સ્હામે જ હતું એટલે અમે તરત જ ત્યાં ગયાં. એક દિવસમાં સ્ત્રીઓની આ ત્રીજી સંસ્થા સાથે પીછાન થઇ. ન્યુયૉર્ક રહી તેમાંનો ઘણો વખત મેં આ કલબમાં જ કહાડ્યો.

કોઇ પણ યુનીવર્સીટીની ગ્રેજ્યુએટ સ્ત્રી આ કલબ-ની સભ્ય બની શકે. આ કલબમાં હું જાતજાતની સ્ત્રીઓને મળી. ઘણે ભાગે શિક્ષિકાઓ હતી. કેટલીક પોતાની જ શાળાઓ સ્થાપેલી તો કેટલીક સરકારી નિશાળમાં કામ કરતી હતી. આ લોકોની મદદથી મેં ઘણી શાળાઓની મુલાકાત લીધી. એક બાઇ શિલ્પ-શાસ્ત્રી હતી. અમારી ઓળખાણ વિચિત્ર રીતે થઈ. કલબમાં રિવાજ હતો કે અઠવાડિયામાં અમુક દિવસ ત્યાંની એક સભ્ય સ્ત્રી 'હોસ્ટેસ' બને અને બધાને ચ્હા આપે. સાધારણ રીતે અમેરિકામાં બપોરની ચ્હા પીવાનો રિવાજ નથી. કારણ કે એટલો પણ વખત મળતો નથી! જેને ઇંગ્લંડનો ચેપ લાગ્યો હોય, તે જ ચ્હા પીએ ! તો પણ આવી જાતનો પ્રસંગ હોય, તો ઘણાં આવે ખરાં. હું ત્યાં ચ્હા પીતી હતી અને હિંદુસ્થાનની વાત કરતી હતી એટલામાં એક બાઇ ત્યાં આવી ને મારી પાસે બેઠી. એના વાળ છોકરાંના જેવા ટુંકા જ અને પોષાક પણ મરદાની હતો. વાતમાં એકદમ એણે મને પૂછ્યું કે " કાલિદાસનું શકુન્તલા નાટક તમે વાંચ્યું હશે ? " મેં હસીને કહ્યું કે 'હા, જરૂર.' એણે મને કહ્યું કે જ્યારે એ કૉલેજમાં ભણતી હતી ત્યારે બધી છોકરીઓએ શકુન્તલાનું નાટક ભજવ્યું હતું. એ પોતે વિદુષક બની હતી ! સાધારણ રીતે અમેરિકામાં હિંદુ-સ્થાન વિષે બહુ જ અજ્ઞાનતા છે એટલે એની વાતમાં મને રસ પડ્યો અને અમારી ઓળખાણ ખૂબ વધી. જેણે એ નાટકમાં ભાગ લીધો હતો તેમાંની ઘણીખરી સાથે એણે મારી ઓળખાણ કરાવી. તેમાંની એક બાઇ તો નાટકનો જ ધંધો કરે છે. નાઝીમોવા નામ હિંદુસ્થાનમાં પણ સીનેમા જોનારાઓને અજાણ્યું નહિ હોય. નાઝીમોવા હવે નાટકના તખ્ત પર ભાગ ભજવે છે. આ બાઇ એની 'અંડર સ્ટડી' છે. કેટલીક કાયદા શાસ્ત્રીઓને પણ મળી. એ લોકો તો ખાસ કરી રાજકીય બાબત અને સ્ત્રીઓના હક વિષે ચળવળ ચલાવે છે. એમાંની એક તો ગાંધીજીની પરમ ભક્ત લાગી. એ એક અઠવાડિક પત્ર પ્રગટ કરે છે. એનું નામ ' એન્ડ ધ વૉર ' રાખ્યું છે.

અમેરિકન સ્ત્રીઓ વિષે તો આખું પ્રકરણ જ લખવું છે. એટલે હમણાં તો આટલેથી જ બસ કરીશ. હજી તો સ્ત્રીઓની બીજી સંસ્થાઓ વિષે ઘણું કહેવાનું છે.

હંસા-મહેતો

# જુઈનાં ચિત્રો

(૧)

ગયે અઠવાડીએ પાછું એકવાર જુહુ જવાનું થયું. સવારના પહોરમાં પારલેથી ચાલતો ચાલતો સાડા-સાતેક વાગે હું પહોંચી ગયો. મેં સાંભળ્યું હતું કે ગાંધીજીની ઇસ્પિતાલમાં એક દર્દીની એક બે દિવસ પહેલાં ઘણી ખરાબ સ્થિતિ હતી. તે જ દર્દીની પીઠ ઉપર કાંઇક લગાવી ગાંધીજી પાટા બાંધતા હતા. પાટા બાંધતાં એક ઓરડામાંથી બીજા ઓરડામાં કાંઇક વસ્તુઓ લેવા કરવાને આવજા કરતા હતા, પણ તેમના દર્દીના સિવાય બીજી કોઈ વસ્તુ ઉપર તેમનું ધ્યાન ન હતું. હું તે જ ઓરડામાં ચુપચુપ જઇને ઉભો. પાટા કાતરતા, લિંટ ગોઠવતા, દર્દીને ફેરવી પાટા બાંધતા મેં તેમને જોયા જ કીધા, પણ તેઓ મને શેના જુએ? બીજા ઓરડામાંથી આવતાં પણ તેમની આંખ દર્દી ઉપર જ હતી. આમ દશેક મિનીટ વીતી ગઇ, પણ ગાંધીજીએ મને ન જ જોયો.

(૨)

ત્યાંથી નીકળી તેઓ વરંડામાં પોતાની ખુરશીએ બેઠા; અને ભાઇ જેસુખલાલ મહેતા તેમની સાથે વાતો કરવા આવ્યા હતા તે પણ બેઠા. વાતો બ્રિટિશ રાજ્યના માલના બહિષ્કારની હતી કે ખાદીની હતી તે તો હું શું કહી શકું? પણ વાત એટલી મહત્ત્વની હતી કે ત્યાં જઇને દૂર હું ઉભો રહ્યો તોયે ગાંધીજીની નજરે હું ન જ ચઢયો. ભાઇ જેસુખલાલની સામેથી 'તેમની દૃષ્ટિ ખસે તો મારાં ઉપર પડે એમ હું ઉભો જ હતો, પણ તે દૃષ્ટિ અર્ધોક કલાક સુધી તો ખસે એવું જ લાગતું ન હતું. હું ત્યાંથી ખસી ગયો, અને અખંડ એકાગ્રતાની મૂર્તિનો અન્ય સ્થળે જઇને વિચાર કરવા લાગ્યો.

(૩)

ગાંધીજીને ન મળી શકનારાનો આશરો દેવદાસ અથવા એન્ડ્રુઝ છે. આજે તો ભાઈ દેવદાસ પણ કામમાં ડૂબેલા હતા. એટલે હું એન્ડ્રુઝ પાસે ગયો. ગમે તેટલા કાર્યમાં મગ્ન હોય તોયે એન્ડ્રુઝની પાસે જતાં કોઇને સંકોચ જ ન થવાનો. હું ગયો એટલે કલમ ખડીઓ આઘે મૂકી તે મને વળગી પડ્યા અને કહ્યું, 'ઓહો ક્યારે આવ્યો! મારે બાપુ વિષે તારી સાથે ખૂબ વાતો કરવી છે.' વાતો શરૂ કરી. 'શું કરૂં? આ તો ધૂળ સાફ કરવાના બ્રશ વતી દરિયાની પ્રચંડ ભરતી ઓસારવાનો પ્રયત્ન કરવા જેવું છે. હું કહી કહીને થાકું, પણ બાપુ તેના તે જ. હું તો ગભરાઈ ગયો છું. હવે કેમ આરો આવે? કાલે રાત્રે કોઈ ભાવનગરમાં પરિષદ્ ભરવા વિષે વાતો કરવા આવ્યા હતા. દશ વાગી ગયા, સાડા દશ થયા તોયે તે બેઠા. શું કરવું? બાપુનો સૂવાનો વખત તે સમજે કે બાપુ તેમને કહે? પેલે જ દિવસે—બ્હેનને ઘણો ગભરાટ થઇ આવ્યો ત્યારે સાડા ત્રણ સુધી રાત્રે જાગ્યા હતા. કાલે પણ રાત્રે અગીઆરેક વાગે તેઓ સૂતાં હશે ત્યાં તો પાછા એ બ્હેનને કાંઇક પીડા થઇ એટલે તેઓ જાગ્યા. અઢીએક વાગ્યા સુધી તો તેમને ઉંઘ ન જ આવી હોય એમ હું માનું છું. આવી રીતે રાત જાય, દિવસના બપોરે સૂવાનો વખત રાખ્યો છે,—પણ તે વખત ક્યાંયે ચાલ્યો જાય, અને સૂવાનું સૂવાની કોરે રહે. સાંજે વાતો કરતાં ફરવાનો વખત ચાલ્યો જ જાય, અને ફરીને આવતાં ૮ાા વાગી જાય. ઉપાસના તો હોય જ અને ઉપાસનાં પછી દિવસનો અંત આવવો જોઇએ તેને બદલે પાછા વર્કિંગ કમિટીવાળા કે ભાવનગર પરિષદ્વાળા હોય જ. તું વર્કિંગ કમિટીમાં છે! જો હોય તો ભાઇ આજે તેઓ જલદી પતાવે એવું ન કરે? (મેં કહ્યું, હું નથી. વલ્લભભાઇ છે.) પણ

વલ્લભભાઇ તો શું ? ભાવનગરની વાતો વખતે વલ્લભભાઇ પણ હતા સ્તો !'

( ૪ )

થોડોક વખત અમે બંને શાંત રહ્યા. એન્ડ્રુઝે પાછું શરૂ કર્યું. હવે બાપુને શી રીતે રોકાય ? મેં કહ્યું, 'કાલે હું એ જ વિચારમાં ગરક હતો. બાપુ પોતાની શક્તિ ઉપરાંત બોજા તો નથી લેતા ?—એવો વિચાર એકવાર મનમાં આવે; અને બીજીવાર એમ થાય કે હું પામર કોણ તેમની શક્તિનું માપ કરનારો ?' એટલે એન્ડ્રુઝ કહે, 'હા મને તો લાગે જ છે કે બહારના કામના બોજા ઉપરાંત દરદીઓની સારવારનો બોજો લેવામાં એમણે પોતાની શક્તિ ઉપરાંતની વાત કરી છે. અને એમને વ્રતો લેતા શી રીતે રોકાય ? દરરોજ કાંઇક ને કાંઇક વ્રત લે છે. વ્રત લીધું એટલે થઇ રહ્યું. આપણાથી ન બોલાય સું કે યાં. હવે આ કાંતવાનું વ્રત છે તે દિવસમાં ગમે ત્યારે પાળ્યે જ છુટકો. પેલે દિવસે આખો વખત કામમાં હતા. સાંજે ફરવા ગયા, ફરીને આવ્યા, ઉપાસના થઇ અને ઉપાસના પછી કાંતવા બેઠા. નથી વિચાર કરતા થાકતો કે નથી વિચાર કરતા આંખનો. મેં પાછું કહ્યું : 'પણ બાપુએ પોતાની શક્તિની મર્યાદા સમજવી જોઇએ એમ કહેવામાં આપણે આપણા અધિકારની મર્યાદા નથી ઓળંગતા ? બાપુ પોતાની શક્તિ જાણે છે, એમ સમજી આપણે મૂંગા બેસી બધું જોયા જ કરવું એ ઠીક નથી ?' પણ એન્ડ્રુઝને દલીલોમાં ઉતરવું ગમતું ન હતું. એ તો પાછા કહેવા લાગ્યા: 'નહીં, કાંઇક ઉપાય શોધવો જ જોઇએ. બાપુ આપણું તો નહીં સાંભળે. ડાક્ટરોનું સાંભળે. ડાક્ટરને નહીં સમજાવી શકાય કે અમુક કલાક આરામ લેવો જ જોઇએ એવો તે બાપુને હુકમ કરે ?' મનેય જાણે અંધારામાં આશાનાં કિરણ આ ડાક્ટરનો આશરો લેવામાં જણાયાં. ગભરાયેલો માણસ ગમે તે વસ્તુનો આશરો શોધી મનને મનાવે છે તેમ મનને મનાવી અમે છૂટા પડયા.

( ૫ )

આ પછી મેં પાછું બાપુના તરફ ડોકીઉં કર્યું. આ વેળા પણ ગાંધીજીનું ચિત્ત કાંઇક બીજી વાતમાં ચોંટેલું હતું. પણ મને આવ્યે દોઢ કલાક થયો, છતાં હું ગાંધીજીને નથી મળ્યો એ મારે માટે અસહ્ય હતું. હું ગયો અને ગાંધીજી ન જોતા હતા છતાં તેમના ચરણમાં પડયો. એટલે ચોંકીને તેમણે મારા સામું જોયું. 'ઓહો ક્યારે આવ્યા ?' મેં કહ્યું 'દોઢેક કલાક થયો.' શા માટે દોઢ કલાક સુધી ન મળી શકયો તે જણાવવામાં મેં તેમનો વખત ન લીધો. તેમણે જ કહ્યું, 'હું કામમાં હઇશ, તેમાં શા માટે વિક્ષેપ કરવો એમ વિચારીને જ તમે નહીં આવ્યા હો !' મેં કહ્યું, 'હા'. 'વારૂ, એ પણ ઠીક જ છે. તમે 'નવજીવન' ને માટે મોકલેલું લખાણ તો નહીં જોયું હોય. મારે એક સખ્ત કાગળ તમને લખવો પડયો છે. મારી ભાષાને તમે ન સુધારો તો પછી શું થાય ? આ લ્યો આ કાગળ વાંચો, અને જુઓ કેવી કેવી ભૂલો રહી ગઇ છે.' મેં કાગળ લીધો, વાંચ્યો, અને જે સ્થિતિમાં એમાંની કેટલીક ભૂલો રહી ગઇ હતી તે સમજાવી. એટલે ગાંધીજી કહે, 'મેં તો વિનોદભર્યો એક લેખ એ પત્રના આધારે જ લખ્યો છે.' મેં કહ્યું, 'પણ આમાંની ઘણીનો બચાવ મારી પાસે છે.' એટલે ખડખડાટ હસીને કહે, 'હા, તે તો હું જાણતો જ હતો. મેં તો એમ લખ્યું પણ છે કે તમે તો મારો બચાવ કરશો. પણ હવે તો એ લેખ જ વાંચજો.' મારે જળગાંવ જવાનું થયું હતું ત્યાંથી આવીને એ લેખ મેં જોયો. ભૂલોને માટે જવાબદાર માણસોને સારી પેઠે ઝાટકી કોઇને ભારે કામઠા કહીને તો કોઇને આશકની ઉપમા આપીને તેમણે રીઝવવાનો પ્રયત્ન કર્યો છે તે પણ જોયું. એ આશકમાશૂકની ઉદાર ઉપમાને હું કેટલો નાલાયક છું તેનો ખ્યાલ કરી, એ ઉપમાને કોણ લાયક છે તેનો વિચાર કરવા લાગ્યો. જો કોઈ આશક માશૂક હોય તો તે એન્ડ્રુઝ અને ગાંધીજી છે એમ મનમાં થઇ ગયું. આશકની ઉપમા મેળવવામાં મારો કશો જ ગુણ નથી, માત્ર હસાવી રમાડીને પોતાના કામ કરનારાઓને ટોકતા અને શીખવતા ગાંધીજીનો જ ગુણ છે એમ નિશ્ચય કર્યો.

(૬)

એ નિશ્ચય સોમવારે કર્યો, અને કરતાં વંત જ તે નિશ્ચય સાચો છે એમ પણ જોવાનું મળ્યું. સોમવારે સવારથી તે સાંજે પાંચ સુધી યંગ ઇન્ડિયાને માટે લખવાનું પૂરૂં કરીને ગાંધીજી રેંટીએ બેઠા હતા. મૌનમાં તો કાંઇક અતિશય જરૂરની વાત હોય તો જ કોઇ તેમની પાસે જાય, અને તેમને કાગળ પર લખવાની તસ્દી આપે. તેમાં રેંટીઆ ઉપર બેઠા હોય તો તો તેમની પાસે જવાપણું હોય જ શેનું ?

હું સામે બેસી મં. ઈ. નું લખાણ તપાસી આશકની ઉપમાને ખોટી પાડવાનો પ્રયત્ન કરતાં હતો. ત્યાં તો ખરા આશક આવ્યા. 'ઓહો, આજે તો આટલી વારમાં જ પરવારી ગયા ! એ કેમ પરવાર્યા તે સમજો છો ? કાલે વખતસર ફરવા ગયા હતા, અને આવીને તરત વહેલા સુઇ ગયા, અને સવારે તાજે મગજે લખવા માંડયું તેના પ્રતાપ. માટે તમારે હાલની જેમ હમેશાં વહેલા ફરી વહેલા સુઇ જવું જોઇએ.' એટલું કહીને એન્ડ્રુઝ પાછા ફરતા હતા, ત્યાં તો કાંઇક યાદ આવ્યું, અને પાછા આવ્યા. 'જુઓ એક વાત મારે તમને કહેવાની છે. આ બકરી—જેનું તમે દૂધ પીઓ છો તે—બહુ ફુલણજી છે. જો જો, તમે દૂધ પીને તેવા નહીં બનો.' ગાંધીજી માન છતાં, ખડખડ નહીં પણ ખૂબ, હસવા લાગ્યા. એટલે તો એન્ડ્રુઝ બકરી ફુલણજી છે એમ કેમ કહ્યું તે સમજાવવા લાગ્યા. 'આજે બપોરે બકરાં મારી પાસેથી પસાર થયાં, મારો તો તેમને ધાક લાગતો નથી એટલે એમ દરરોજ મારી પાસેથી તે જાય છે. પણ આજે મેં જાયું કે એ જઇને શું કરે છે. મારા ઓરડામાં એક મોટો અરીસો છે. આ બકરાં તે અરીસા સામે ઉભાં રહી પોતાનું રૂપ નિરખી ફૂલાતાં હતાં. જો જો તમને તેમના દૂધમાં એ ગુણ ન મળે, ચેતજો.' કહી ગાંધીજીને વધારે હસાવી ત્યાંથી ચાલ્યા ગયા.

(૭)

ગાંધીજીને મળવા આવનારાઓમાં કેવળ મળવાની જ ખાતર આવનારા ઘણા ઓછા થયા છે. ઘણીકવાર પેલાં કચ્છી દંપતી અને કર્ણાટકી બ્હેનો જેવાં મળવા આવનાર હોય છે તેમનાથી તો ગાંધીજી રીઝે છે જ. ડાકટરોનો પણ જાપતો છે. એક ડાકટર મને કહે, 'ગાંધીજી બધાને રોકે છે, પણ તમે શું કરવા આવો છો, તમને રોકી નથી શકતા તે માટે ?' હું શા સારૂ આવ્યો હતો તે ડાકટરને શેની ખબર હોય ? પણ તેમની ટકોર મને રૂચી.

મોટા માણસોમાં તો તેમની પાસે કેવા આવે છે અને કેવા નથી આવતા એ કહેવું મુશ્કેલ પડે. ત્યાં મોતીલાલજી તો અવારનવાર ઘડી બે ઘડી આવીને ગપ્પાં મારી જનાર હોય છે જ. બીજા સ્વરાજવાદીઓ પણ હોય છે. આજકાલ તો મૌલાના મહમદઅલી અને મહાસભાની કાયવાહક સમિતિના સભ્યો પણ સૌ હતા. હવે શૌકતભાઇ બે દિવસ ગાળવા આવવાના છે. શ્રદ્ધાનંદજીનાં પગલાં પણ સંભળાઇ રહ્યાં હતાં. શ્રી. શાસ્ત્રીઆર પણ વિલાયત જતા પહેલાં મળી ગયા. તેમની સાથે શ્રી. જોશી, વઝે, અમૃતલાલ ઠક્કર પણ હતા જ. શ્રી. લલ્લુભાઇ સામળદાસ પણ અંધેરીથી ડોકીયાં કરી જાય છે. મિ. દિનશા સોલીસીટર જેવા અને તાતા જેવા પણ આવી જાય છે. શ્રીમતી બેસંટ પણ વિલાયત જતા પહેલાં આવી ગયાં. એ મ્હોટાઓની મ્હોટી વાતચીતમાં માથું ઘાલવાની આપણે જરૂર નથી. નાનકડાં માણસો પણ ઘણા આવે છે. તેમના અંતરમાં ડોકીઉં કરવાથી ઘણીવાર ઘણું જોવાનું મળે છે. આવા એક પંજાબી જુવાન હતા. તેઓ એન્ડ્રુઝના ઓળખીતા લાગે છે. તે પોતાના મનની ઘણી મુંઝવણો ભાંગવાને માટે આવેલા હતા. જ્યારે જ્યારે વખત મળી જતો ત્યારે ત્યારે ગાંધીજીને કાંઇક કાંઇક પૂછી લેતા હતા. જે દિવસે તેઓ ગયા તે દિવસે તેમના આનંદનો પાર ન હતો. તે દિવસે તેમને કાંઇ કીમીઓ મળ્યો હોય એવી રીતે તે મ્હાલતા ફરતા હતા. હું તેમની પાસે ગયો. થોડા મોટા મોટા હિંદી અક્ષરો ફરી ફરીને તે વાંચતા હતા. પાસે જતાં અક્ષર ગાંધીજીના દેખાયા. પંદર દિવસ રહીને બધા બોધનું તાત્પર્ય તેમણે ગાંધીજી પાસે પોતાની નોંધપોથીમાં લખાવ્યું હતું, અને તેને તે મનમાં ને મનમાં ઘુંટતા હતા. એ બોધામૃત આઃ

'સત્યહી પરમેશ્વર હૈ. સત્યકા દર્શન હમારા પરમ કર્તવ્ય હૈ. સત્યકા દર્શન, સિવાય અહિંસા, હોના અસંભવ હૈ. ઇસ લિયે અહિંસાકા સર્વથા પાલન હમારા કર્તવ્ય હૈ. અહિંસા સાધન હૈ, સત્ય ધ્યેય હૈ. મોહનદાસ ગાંધી.'

અનેક યુગો માટે આ અમર રહી જનારો સંદેશ પોતાની નોંધપોથીમાં ભરી પેલા જુવાન ચાલતા થયા. ગાંધીજીની સાથે રહેનારા, તેમની લગોલગ જવાનું ભાગ્ય પામનારા આપણા કાન ઉપર આ અને આવાં વચનો અનેકવાર અથડાયાં હશે. કેટલા ગણ્યાગાંઠ્યાંમાં એ વાસો કરી બેઠાં છે, અનેક કોટીમાંના કેટલા વિરલના જીવનમાં એ માંસ, રૂધિર અને આત્મા થઇ ગયાં હશે! એ વિરલ વિભૂતિઓ તરશે અને તારશે, બાકી બીજાઓનાં નામ તો સમુદ્ર કાંઠેની અગણિત છીપલીઓની જેમ રેતીમાં રખડતાં હશે, અને તેનો કોઈ ભાવે નથી પૂછવાનું.

૩–૫–૨૪

મહાદેવ હરિભાઇ દેસાઈ

# કેર કાંટો*

( સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભાવનગરમાં ગવાએલું લોકગીત. )

હાં કે રાજ !
વાવડીનાં પાણી ભરવા ગ્યાંતાં,
મ્હને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ !
વડોદરાના વૈદડા તેડાવો,
મ્હને પાટડીયા બંધાવો:
મ્હને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ !
ધોરાજીના ઢોલીયા મંગાવો,
માંહી પાથરણાં પથરાવો,
આડા પડદલા બંધાવો;
મ્હને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ !
ઘરમાંથી રાંધણીયાને કાઢો,
મ્હારી ધુમાડે આંખ્યું દુઃખે:
મ્હને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ !
ઘરમાંથી ઘંટીયુંને કાઢો,
મ્હારાં ઘડકે માથાં દુઃખે:
મ્હને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ !
ઓસરીયેથી ખાંડણીયાને કાઢો,
મ્હારા ધબકે ખંભા દુઃખે:
મ્હને કેર કાંટો વાગ્યો.

---

* આ ગીત એક પંચાણું વર્ષનાં ડોશીમા પાસે સાંભળતાં વર્ષો પ્હેલાં આજના સ્ત્રીજીવનનું ભવિષ્ય એમાં ભાખાયેલું હોય તેવી ભાવના જણાય છે. પત્ની પોતાના પતિને ઘરમાંથી રસોડું, ઘંટી, ખાંડણીયો અને ગાય કાઢવાની સૂચના કરે છે. સાથે સાથે સાસુ, સસરા અને નણંદનાં સંસારી બંધનો દૂર કરવા અને રેંટીયો ગજવતી પડોશણને પણ હાંકી કાઢવા વિનવે છે. વર્ષો પહેલાં કલ્પાયેલી ભાવના આજે ખરી પડી છે. આજે સમાજનાં એ ઉત્તમ અંગોનો લગભગ નાશ થયો છે એની કોણ ના કહી શકશે ?

ગો. હી. રાયગુરુ

હાં કે રાજ !

આંગણીયેથી ગાવલડીને કાઢો,
એના . વલોણાને સોતી:×
મ્હને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ !

સસરાજીને ચોવટ કરવા મેલો,
મ્હને ઘૂંઘટડા કઢાવે:
મ્હને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ !

સાસુડીને તિરથ કરવા મેલો,
એનાં છોરૂડાંને સોતી:
મ્હને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ !

નણદડીને સાસરીયે વળાવો,
એનાં બાંધ્યા બચકા સોતી:
મ્હને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ !

ફળીયામાંથી પાડોસણને કાઢો,
એના રેંટીયાને સોતી:
મ્હને કેર કાંટો વાગ્યો.

સંપાદકઃ ગોકુલદાસ દ્વા. રાયચુરા

# 'નાસિક–પંચવટી' ક્યાં આવી ?

( ૨ )

ભવભૂતિ—એ પ્રસિદ્ધ નાટકકાર આઠમી શતાબ્દીના આરંભે થઈ ગયો. **મહાવીરચરિત** અને **उत्तररामचरित** નામના બે પ્રબંધોમાં સંપૂર્ણ રામચરિત તેણે નાટકરૂપમાં ગ્રથિત કર્યું છે. મહાવીરચરિતમાં રાવણવધ સુધીનો ઈતિહાસ છે. તે પ્રથમ આપણે તપાસશું.

કવિએ એવો પ્રસંગ કલ્પ્યો છે કે રામહસ્તથી શિવધનુર્ભંગ થયેલો સાંભળીને રાવણમાતામહ માલ્યવાને પરશુરામને રામશિક્ષાર્થ પ્રેરણા કરી. પરિણામે પરશુરામનો ગર્વ ગળ્યો ત્યારે તેમણે પોતાનું ધનુષ્ય રામને સોંપીને કહ્યું:

" દંડકાવનમાં પુણ્ય નદીઓના કિનારે રહેતા તાપસોને લંકાવાસી રાક્ષસો તાપ દે છે, તેમનું રક્ષણ કરવાનો અધિકાર આ ધનુષ્ય સાથે આપું છું. "

पुण्यानामृपयस्तटेपु सरितां ये दण्डकायां वने
भूयांसो नियमन्ति तेपु सततं लंकासदोराक्षसाः।
विध्वंसाय चरन्ति तत्प्रमथने यस्योपयोगो भवेत्
सम्प्रत्येप सतामुनेव धनुपा वत्सेऽधिकारःस्थितः॥
अंक ५ । ३८ ।

ત્યારે રામચંદ્રને ચિંતા થઈ કે કયા ઉપાયથી હું દંડકામાં જઈ શકું ?

( यद्यपि नामान्येन केनचिदुपायेन दण्डकारण्यं प्रतिष्ठेयम् ।......

न्यस्तशस्त्रे भृगुपतौ परतन्त्रे तथामयि ।
फदमुन्सारिताः कुर्युर्यातुधानैस्तपोधनाः ॥३९॥

એટલામાં મંથરા—જેના શરીરમાં માલ્યવાનના કહેવાથી શૂર્પણખાએ પ્રવેશ કર્યો હતો તે—પ્રવેશ કરીને રામવનવાસ કરાવે છે. રામ લક્ષ્મણ સીતા જવા નિકળતી વખતે શૃંગવેરપુરથી સંદેશ મોકલે છે કે તે પ્રદેશ સુધી વિરાધ રાક્ષસે તોફાન મચાવ્યું છે.

( लक्ष्मणः—कथितमार्यस्य शृङ्गिवेरपुर वास्तव्येन निपादपतिना गुहेन तत्प्रदेश पर्यन्तावस्कस्कन्दितो विराधराक्षस्य दुर्विलसितम् ) ત્યારે રામચંદ્રે ઋષિરક્ષણ માટે દંડકામાં જનસ્થાને જવાનો નિશ્ચય કર્યો.

( रामः—तेन विराधहत मोन्मथनाय सन्निकृष्ट प्रयाग मनुष्यक्त मन्दाकिनी पवित्र मेखलं चित्रकूटं नामाचलमुपेत्य मुनिभिरुपजुष्ट तीर्थं, रक्षांसि निहत्य दण्डकां प्राप्य, सन्निहित गृध्रराजं क्रमेण यामो जास्थनम् । ) રામને દંડકારણ્યમાં લાવવા માટે માલ્યવાને કરેલી કપટકૃતિ—જેથી પછી વિરાધદનુકબંધાદિ રાક્ષસોના હાથથી રામનો વધ કરાવવાનો તેનો વિચાર હતો—સફળ થઈ (माल्यवान.........ततोऽनेन योगाचारन्यायेन सुदूरमाकृष्य रक्षमामन्तिकमुपनीतस्य विन्ध्यकान्तारेषु अदेशक्षस्य विचरतः सुकराव्यवस्कन्दनानिस्युः । विराधादनुकबन्धप्रभृतयोदि दण्डकारण्यसन्निषु तीक्ष्णाश्चरन्ति । ) એવી રીતે ચોથા અંકની સમાપ્તિ થાય છે.

પાંચમા અંકનો આરંભ મલય પર્વત ઉપર થાય છે. ત્યાં જટાયુના મોટા ભાઈ સંપાતિનો નિવાસ હતો. પર્વતની બાજુમાં કાવેરી નદી વહેતી હતી. (कावेरी वलयित मेखलस्य सानौ० શ્લોક ૩) અભિવાદનાર્થ આવેલા જટાયુને સંપાતિ રામની હકીકત પૂછે છેઃ—

सम्पातिः—वत्स जटायो, आपिकाल्चिप्रकर्षान्मन्दीभूतः पितृमरण शोको रामभद्रस्य ।
...तृप्तैर्विराधमांसानां गृध्रैरावेदितं दिमे ।
चित्रकूटाचया रामः शरभङ्गाश्रमं गतः ॥८॥
तदाच शरभङ्गेन दव्यधाद दुता तनुः ।
अथांपसेन्द्रियान्रामः सुतीक्ष्णादीन्गु नाथ ॥९॥

**जटायुः—बाढम्। अधुना अगस्त्यवचनाद्रामः पञ्चवट्यां प्रतिवसति।**
**सम्पातिः—( चिरात्स्मृत्वा ) आः। अस्ति जनस्थाने पञ्चवटी नाम गोदावरी तटोद्देशः।**

પછી જટાયુએ શૂર્પણખા કર્ણના સૌષ્ટકર્તન, ખરાદિવધ વિગેરે વૃત્તાન્ત કહ્યો. સંપાતિએ જટાયુને સીતા રામ લક્ષ્મણનું રક્ષણ કરતા રહેવાનું કહ્યું. સંપાતિને વંદન કરીને પાછા વળતાં જટાયુ પંચવટી ઉપરથી જતા હતા. તે વખતે સીતાને લઈ જતા રાવણ તેના જોવામાં આવ્યો.

**( अथं......गोदावरी मुखरकन्दरः......जनस्थान मध्यः दक्षिणो गिरिः प्रस्रवणो नाम। इयं च पञ्चवटी।)**

પછી જટાયુમરણ અને રામનો પંચવટીત્યાગ. તે પ્રસંગે રામ લક્ષ્મણનો સંવાદ આપણને મહત્ત્વનો છે.

**लक्ष्मणः—एतानि...अरण्यानि दक्षिणां दिशामभिवर्तन्ते तदेभिरेन पथिभिः भवावः।**

**रामः—अदृष्टपूर्वा खल्वमी जनस्थान विभागाः।**

**लक्ष्मणः—ननु तदैव तातमार्हणि गृध्रराजमग्निसात्कृत्य निर्गतयोः पञ्चवट्या श्रमावाद्योः कोऽपि कालो वर्तते, यदा दूरविच्छिन्नाः सम्प्रति जनस्थान सीमाजः। यथा चैतान्यमतः प्रतिभयजनजान्यरण्यानि तथा नूनममी जनस्थान पश्चिमः कुञ्जवानामदनुकबन्धाधिष्ठितो दण्डकारण्य विभागः।**

પછી કબંધવધ, નંતર ઋષ્યમૂક પર્વત પર રહેતા, સુગ્રીવનો મિત્ર બિભીષણ, તેના લેખહારિણી શ્રમણાનુદર્શન અને તેની સાથે કિષ્કિંધા તરફ ગમન. રસ્તામાં દુંદુભિનો અસ્થિસંચય દેખાયો. સમંતાદ્ ભાગમાં 'ઋષ્યમૂક પંપા પર્યન્ત ભૂમયઃ' અને મતંગાશ્રમોપેકંટ, અંતે વાલીવધ અને રામનો બિભીષણ સુગ્રીવ સાથે મૈત્રી ધર્મનો સ્વીકાર. અહીંઆ પાંચમો અંક પૂરો થાય છે.

આ પ્રમાણે ચોથા અને પાંચમા અંકમાં ભૂગોલવિષયક માહિતી છે તે ઉપરથી આપણે નીચેના અનુમાનો બાંધી શકીએ: (૧) માલ્યવાનના ભાષણ ઉપરથી દેખાય છે કે જે પ્રદેશમાં વિરાધદનુકબંધાદિ રાક્ષસોનું અધિષ્ઠાન હતું તે દંડકારણ્યનો જ ભાગ હતો. વિરાધનો ઉપદ્રવ ચિત્રકૂટ સુધી હતો. દનુકબંધનો પ્રસંગ રામે પંચવટી મુક્યા પછી બન્યો છે. તેથી એ સ્પષ્ટ છે કે ચિત્રકૂટથી જનસ્થાન પર્યન્તના સર્વ પ્રદેશને દણ્ડકારણ્યનું નામ હતું; (૨) જટાયુનો રાવણ સાથે વિગ્રહ થયો તે મલયથી પાછા આવતા જટાયુનું નિવાસસ્થાન સંપાતિના સ્થાનથી બહુ દૂર નહિ હોય. તે પ્રસ્રવણ ગિરિ ઉપર હતું એમ **उत्तररामचरित** માં સ્પષ્ટ કહ્યું છે ( **अंक २ श्लो० २४, २५** ) પ્રસ્રવણ ગિરિ કિષ્કિંધા પાસે છે એમ રામાયણમાં છે. ( **किष्किन्धा सर्ग २६** ) એ બધાનો સમન્વય કરતાં આપણને કહેવું પડે છે કે જનસ્થાનમાં આવેલો 'પંચવટી નામ ગોદાવરી તટોદ્દેશ' અત્યારના નાસિક પાસેનો નહિ કિન્તુ પૂર્વમાં આવેલો; (૩) પંચવટી મૂક્યા પછી રામ લક્ષ્મણે જે માર્ગે ગમન કર્યું તે જુઓ. પ્રથમ તેઓ દક્ષિણમાં આવેલા અરણ્યમાંથી 'કાડપિકાળ' સુધી વાટ ચાલીને પશ્ચિમ તરફ ચાલતાં જનસ્થાનની સીમા ઓળંગીને કુંજવાનમાં આવી પહોંચ્યા. તે દંડકારણ્યનો ભાગ હતો. તે જનસ્થાનની પશ્ચિમે હતો; અને ત્યાં દનુકબંધ રહેતો હતો. ત્યાં પાસે જ ઋષ્યમૂક, પંપા, મતંગાશ્રમ વિગેરે હતા. એ પ્રવાસમાર્ગ અત્યારની નાસિક પંચવટી સાથે બંધબેસતો નથી. રામે પંચવટીથી ઋષ્યમૂક જવામાં વ્યતીત કરેલો સમય બહુ લાંબો તો નથી જ. અત્યારના નાસિકથી તેટલા સમયના પ્રવાસને અંતે ઋષ્યમૂક પહોંચી શકાય તે બનવા જોગ નથી. અને બીજું ઋષ્યમૂક અત્યારના નાસિકથી દક્ષિણ પશ્ચિમ આવેલું છે એમ પણ ન કહી શકાય. એમ પણ આપણું અનુમાન વધારે સિદ્ધ થાય છે.

હવે 'મહાવીરચરિત' નો સાતમો અંક.

તેમાં નીચે લખેલા સ્થળોનો ક્રમવાર નિર્દેશ કર્યો છે: (૧) સમુદ્ર (૨) સેતુ (૩) મલયાચળ (૪) એકકર્ણકદર, જ્યાં રામ લક્ષ્મણે વર્ષાકાળમાંની એક રાત કહાડી હતી (૫); કાવેરીતીર (૬) દક્ષિણમાં થોડે અંતરે આવેલો અગસ્ત્યાશ્રમ (૭) 'પંપાપર્યંત' પ્રદેશ—આ પ્રદેશોમાં સપ્તતાલ વેધ વાલિવધ, દુંદુભિકંકલકૂટ ક્ષેપણ. કબંધવધ અને સીતોત્તરીયલાભ એટલી ઘટનાઓ બની હતી: (૮) જટાયુમરણસ્થાન, (૯) દંડકાસીમા ઉપરનો ખરાદિ યુદ્ધપ્રદેશ (૧૦) અત્યુચ્ચશલ્યસાનુમાન્ એ પર્વત આર્યાવર્તની દક્ષિણ સીમા હોવાનું દેખાય છે.

એ ઠેકાણે 'सह्य' ને બદલે 'विन्ध्यः' એવું પાઠાન્તર જોઈએ એમ મને લાગે છે. વિંધ્યપર્વત આર્યાવર્તની દક્ષિણ મર્યાદારૂપે હતો એમ પ્રસિદ્ધિ છે. (ઉદાહરણ તરીકે જુઓ **मनुस्मृति અંક ૨ શ્લો૦ ૨૨ અ૦ ૧૦ શ્લોક ૩૪**) સહ્ય પર્વતને માટે તેવી પ્રસિદ્ધિ નથી. વળી દક્ષિણથી ઉત્તરે જતી વખતે સહ્ય પર્વત ઓળંગવાની ખાસ આવશ્યકતા નથી. કારણ સહ્ય પર્વતની હાર મુખ્ય તો દક્ષિણોત્તર છે, એકાદ ભાગ પૂર્વ પશ્ચિમ કદાચ હશે; પરંતુ તે 'અત્યુચ્ચ' વિશેષણને લાયક હોવાનો સંભવ નથી, એ સ્પષ્ટ છે. કારણ કવિ કહે છે-**एनमतिक्रम्य गम्यते किलार्यावर्तः** (૧૧) તેનું અતિક્રમણ કરતાં મધ્યદેશ આવે છે. એથી વધારે માહિતી ભવભૂતિ આપતા નથી.

આપણા અનુમાનને બાધક એવું સાતમા અંકમાં કાંઈ નથી.

**उत्तररामचरित**માંથીય આપણા અનુમાનને પોષક પુરાવા પ્રાપ્ત થાય છે.

એક વાતનો ઉલ્લેખ ઉપર આવ્યો છે. ઉ૦ ગા૦ ૨ । ૧૯ ઉપરથી સમજાય છે કે પ્રસ્રવણગિરિ જનસ્થાનના મધ્યભાગમાં હતો અને તેની પાસે પંચવટી હતી. તેમ શંબૂક જનસ્થાનનું વર્ણન કરતાં કહે છે: **'एतानि...जनस्थानपर्यन्त दीर्घारण्यानि दक्षिणां दिशमभिवर्तन्ते ।... अथैतानि पश्यतु महाभागः प्रशान्तगम्भीराणि मध्यमारण्यकानि'**

એટલા પરથી અનુમાન કરી શકીએ કે પંચવટીમાંથી -જે જનસ્થાનના મધ્યભાગમાં હતી ત્યાંથી-દક્ષિણ સીમા સુધી આવેલા અરણ્યો શંબૂક રામને દર્શાવ્યા. અત્યારનું નાસિક જનસ્થાનના મધ્ય ભાગમાં નથી, ઉત્તરસીમા ઉપર છે ત્યાંથી 'જનસ્થાન પર્યન્ત દીર્ઘ' અરણ્યો જોવાં શક્ય નથી. ગોદાવરીના મુખ પાસેનું જનસ્થાન લઈએ તો એ અડચણ દૂર થાય છે.

એવી કલ્પના કરીએ તો ઉત્તરરામચરિતમાં બીજી એક અસંગતિ જેવી દેખાય છે તેનો પણ પરિહાર થઈ શકે. શંબૂક રામને કહે છે:—

**मेघमालेव यश्चायमारादिव विभाव्यते ।**
**गिरिः प्रस्रवणः सोऽयं यत्र गोदावरी नदी ॥**

અત્યારની નાસિક પંચવટી લઈએ તો ત્યાંથી પ્રસ્રવણ પર્વત દેખાય તે અસંભવિત છે. રામાયણમાં કિષ્કિંધાકાંડમાંના ૨૭ મા સર્ગમાં કિષ્કિંધાની બહાર પાસે જ હતો એમ વર્ણન છે. હાલમાં નાસિકથી કિષ્કિંધા બહુ જ દૂર છે માટે માનવું પડે છે કે દક્ષિણમાં હોવું જોઈએ.

આ મત સમર્થનાર્થ બીજો એક પુરાવો ઉત્તરરામચરિતમાં જ છે. રામની રજા લેતા પહેલા શંબૂક કહે છે: **' यावत्पुराण ब्रह्मवादिनमगस्त्यमृषिमभिवाद्य शाश्वतं पदमनुप्रविशामि।'**

થોડા જ વખતમાં આશ્રમથી પાછા આવીને રામને અગસ્ત્યનો સંદેશ કહે છે. તે ઉપરથી પણ એવી કલ્પના કરવામાં બાધ નથી કે અગસ્ત્યાશ્રમથી પંચવટી દૂર નહોતી. નાસિક એટલી તો દૂર ન જ હશે. અગસ્ત્યાશ્રમ ગોદાવરી મુખની દક્ષિણે કોઈ ઠેકાણે હોવાનું નાટકમાં છે તે ઉપર બતાવ્યું છે.

બીજો એક શ્લોક જુઓ:—

**एते ते कुहरेषु गद्गदनदद्गोदावरी वारयो**
**मेघालम्बित मौलिनीलशिखराः क्षोणीभृतो दक्षिणाः।**
**अन्योन्य प्रतिघातसङ्कुलचलत्कल्लोलकोलाहलै-**
**रुत्तालास्त इमे गभीरपयसः पुण्याः सरित्सङ्गमाः॥**

જનસ્થાન તે અત્યારનું નાસિક સમજીએ તો '**गद्गदनदद्गोदावरीवारयः**' અને **अन्योन्यप्रतिघात सङ्कुलचलत्कल्लोलकोलाहलैः**' આ પદો અયુક્તાર્થક થાય છે. એનો કવિકૃત વર્ણનની અતિશયોક્તિ સમજવાં એમ કદાચ કોઈ કહેશે. પરંતુ, ઉપર સમર્થન કરવામાં આવેલું અનુમાન સાચું હોય તો એવા કલ્પનાગૌરવની આવશ્યકતા રહેતી નથી. કવિ યથાતથ્ય વસ્તુ સ્થિતિનું જ વર્ણન કરે છે એમ માનવું ઔચિત્યભરેલું છે, તેમજ આ શ્લોકમાં **सङ्गमाः** એ બહુવચનવાળું પદ છે. અત્યારની નાસિક પંચવટી લઈએ તો ત્રણ અથવા વધારે સંગમોના અભાવે આ બહુવચનવાળા પદનો પ્રયોગ ભૂલભરેલો અથવા અતિશયોક્તિપૂર્ણ માનવો પડશે. પરંતુ ગોદાવરીના સાતમુખ પાસેની પંચવટી લઈએ તો બધું વર્ણન બંધબેસતું આવે છે. ઉપર **बालरामायण**નો શ્લોક (**धात्वन्यार्थे० वि० अं ૧૦ શ્લોક ૭૦**)

અને **अनर्घराघव**નાં વચન (**आन्ध्रविषयलक्ष्म्याः०** વિગેરે) ટાંક્યા છે તેમાં સ્પષ્ટ કહ્યું છે ગોદાવરીના સાત સમુદ્ર સંગમ છે એવી રીતે આપણા

અનુમાનના બળે **गद्गदनदद्** ઇત્યાદિ વર્ણન અને, **सर्ग्गमाः** એ પણ થાય છે.

સારાંશ ભવભૂતિના મત પ્રમાણે જનસ્થાન, નાસિક-પંચવટી અત્યારે માનીએ તે નહિ કિન્તુ તે ઠેકાણે ગોદાવરી સમુદ્રસંગમ પાસેનાં હોવાં જોઈએ.

**भट्टि**—આ છઠ્ઠી શતાબ્દીનો કવિ છે. તેના કાવ્યનું નામ **भट्टिकाव्य.**

આ કવિએ ભૂગોળવિષયક માહિતી બહુ આપી નથી. ભરતનો મેળાપ થયા પછી રામ દંડકારણ્યમાં ગયા. ત્યાં વિરાધવધ: પછી શરભંગમુનિનું દર્શન કરી સુતીક્ષ્ણાશ્રમ પાસે એક પર્ણશાલામાં રામાદિ ત્રિવર્ગે ઘણા દિવસ નિવાસ કર્યો. પછી તે અરણ્યમાં ફરતાં ફરતાં અન્ય મુનિઓની સન્નિધ પર્ણશાલા કરીને તેઓ રહ્યા. ત્યાં શૂર્પણખાનો પ્રસંગ બન્યો. આગળ ખરાદિવધ, માયામૃગવિલોભન, સીતાહરણ, જટાયુવધ રામવિલાપ, કબંધવધ, ઋષ્યમૂક પર્વત પ્રત્યે પ્રયાણ અને શબરીદર્શન, એટલો વૃત્તાંત આવે છે. પંપા સરોવર પાસે આવેલા રામ લક્ષ્મણને જોઈને તેઓ વાલિના દૂત હશે એવી શંકા સુગ્રીવના મનમાં થઇ અને તેણે મલય પર્વતનો આશરો લીધો. (સર્ગ, ૬ શ્લોક ૮૮) પરંતુ હનુમાને સાચી બીના કહેતાં તે નિર્ભય થયો અને રામ લક્ષ્મણ સાથે સખ્ય કર્યું. નંતર, વાલિવધ અને કિષ્કિંધામાં સુગ્રીવાભિષેક વિગેરે હકીકત છે. **कुञ्जघानामदनुक्य** વાનરોની જે ટુકડીઓ મોકલવામાં **विभागः ।** ...ણની ટુકડી વિંધ્ય પર્વત ઉપર

પછી કબંધવધ, નંતર, ...ત્યાં સંપાતિ મળે છે અને સુગ્રીવનો મિત્ર બિભીષણ, તેના લંકાધીન ...લંકા ભ્રમણાનુદર્શન અને તેની સાથે કિષ્કિંધા તરફ ગમન. રસ્તામાં દુંદુભિનો અસ્થિસંચય દેખાયો. સમંતાદ્ ભાગમાં 'ઋષ્યમૂક પંપા પર્યન્ત ભ્રમયઃ' અને મતંગાશ્રમોપકંટ, અને વાલીવધ અને રામનો બિભીષણ સુગ્રીવ સાથે મૈત્રી ધર્મનો સ્વીકાર. અહીંઆ પાંચમો અંક પૂરો થાય છે.

આ પ્રમાણે ચોથા અને પાંચમા અંકમાં ભૂગોલવિષયક માહિતી છે ને ઉપરથી આપણે નીચેના અનુમાનો બાંધી શકીએ: (૧) માલ્યવાનના ભાષણ ઉપરથી દેખાય છે કે જે પ્રદેશમાં વિરાધદનુકબંધાદિ રાક્ષસોનું અધિષ્ઠાન હતું તે દંડકારણ્યનો જ ભાગ હતો. વિરાધનો

માલ્યવાન્ પર્વત ઉપર તારો પ્રિય પતિ છે." એવો અર્થ બીજો ટીકાકાર કરે છે. 'મહેન્દ્ર' અને સમુદ્ર એમની પાસે અને વિંધ્યથી દૂર' એવો પણ પહેલા ત્રણ ચરણોનો અર્થ થઇ શકે. કયો અર્થ કવિને અભિપ્રેત હશે તે કહેવું મુશ્કેલ છે. ત્રણે અર્થોનું એક એક દૃષ્ટિથી સમર્થન કરીશકાય. એવા સૂક્ષ્મ વિવાદમાં ઉતરવાનો હાલ જરૂર નથી. આપણે સારાંશ એટલો જ લઇશું કે શ્લોકનો અર્થ અનિશ્ચિત હોવાથી કોઇ પણ પક્ષને કેવળ સમર્થક તરીકે આ શ્લોકનો આધાર લઇ શકાય તેવો નથી.'

એવી રીતે આ શ્લોક કામનો નથી તો પણ સ૦ ૭, ૫૩ અને ૭, ૫૪માં કહ્યું છે કે વિંધ્ય-પર્વત કિષ્કિંધાથી દક્ષિણમાં હતો, તેથી જનસ્થાન અને કિષ્કિંધા વિંધ્યની ઉત્તરે હોવા જોઇએ એવું કોઇ અનુમાન કરશે પણ તેમાં એક વાંધો આવે તેમ છે. રામનું પંપાગમન અને સુગ્રીવનું મલયગમન એની બરાબર સંગતિ થતી નથી. બીજું ઉપર કહેવામાં આવ્યું છે કે મુરારિના મત પ્રમાણે સંપાતિનું નિવાસસ્થાન પણ મલયપર્વત ઉપર હતું. ભટ્ટિ કહે છે કે વિંધ્ય ઉપર સંપાતિ વાનરોને મળ્યો એ ચિંત્ય છે. અસ્તુ. એવી રીતે પંપા અને મલય એમની ભૂગોળ સ્થિતિ ૭, ૫૩–૫૪ સાથે બંધબેસતી આવતી નથી. પંપા નામનું અન્ય સરોવર અને મલય નામનો બીજો પર્વત વિંધ્યાદ્રિને ઉત્તરે હતા એમ માનવામાં સાહસ છે. કારણ તેવો સબળ પુરાવો નથી. કવિની ભૂગોળ વિષયક માહિતી બહુજ મર્યાદિત હોવાથી તેના લખવામાં વિસંગતિદોષ દેખાય છે એમ માનવું વધારે યુક્ત છે એમ મને લાગે છે.

હવે 'મહાવીર૨ ... પણ છઠ્ઠી શતાબ્દીનો કવિ છે.

તેમાં નીચે લખેલ **...नकीहरणम्.**

છે: (૧) સમુદ્ર (૨) ...પણે માટે ઉપયોગી એવું કોઇ ...ર્ણકદર, જ્યાં રામ ...ઉપર ભરતમેળાપ પછી રામ ...કહાડી હતી (૫): કાવે... માર્ગમાં વિરાધનો પ્રસંગ બન્યો. આવેલો અગસ્ત્યાશ્... **विगाधौराधणारिणां**

પ્રદેશોમાં સમતાશ... **...मुः पञ्चवटी पथे ॥ स०१०, ६९.**

ક્ષેપણ. કબંધવધ ૨ ...: ત્યાં શૂર્પણખાવિરૂપકરણ, ખરાદિ બની હતી: (૮) ... ઉપરનો ખરાદિ સુ... સીતાહરણ. 'અહીંઆ દશમ સર્ગની ઓ પર્વત આશ્રિતન... અધૂરું રહી ગયું છે કે એમ તે

વિમલસૂરિ:—આ એક જૈન ગ્રંથકાર છે. તે ત્રીજી શતાબ્દીમાં થયો હશે એવું અનુમાન છે. તેણે 'પઉમચરિઅ' (પદ્મચરિત) નામક પ્રાકૃત ગ્રંથ રચ્યો છે. તેનાં જૈનાગમાનુસાર રામચરિત્ર વર્ણવ્યું છે. આજ ગ્રન્થના આધારથી પ્રસિદ્ધ જૈનસાધુ હેમચંદ્રે "જૈન રામાયણ" નામક સંસ્કૃત ગ્રંથ રચ્યો છે. પ્રસ્તુત વિષયના અંગે જરૂર જેટલા શ્લોક હેમચંદ્રના સંસ્કૃત ગ્રંથમાંથી આપ્યા છે. જ્યાં વિમળસુરિ વધારે માહિતી આપે છે ત્યાં પ્રાકૃતવચનો છાયા સહિત મૂકયા છે.

પ્રાકૃત શ્લોકોની છાયા અર્થ વિગેરે બાબતમાં પ્રસિદ્ધ જૈનપંડિત બેચરદાસે મને ઘણી મદદ કરી છે, તે વિશે હું તેમનો ઉપકાર માનું છું.

અયોધ્યાથી નીકળ્યા પછી:—

अथोग्रं श्वापदपदं निर्मनुष्यां घनद्रुमाम्।
पारियात्राटवीं प्राप्तजनिकोरामलक्ष्मणाः ॥४९६॥
अभिधानेन गम्भीरां गम्भीरावर्तभीषणाम।
पृथुप्रवाहां पथिते समीक्षाञ्चक्रिरे नदीम् ॥४९८॥
उत्ततार ततो रामो दुस्तरां तां तरङ्गिणीम।
ससीतालक्ष्मणः सास्रैः प्रेक्षितस्तैस्तटस्थितैः ॥५०१॥
कैकेयी भरतोपङ्क्तिः प्रापतुस्तद्वनं दिनैः।
अपश्यतां द्रुमूलेच जानकी रामलक्ष्मणान्॥५११॥
रामः प्रणम्य कैकेयीं संभाष्य भरतं तथा।
विससर्ज प्रतस्थेश्च ककुभं दक्षिणांप्रति ॥५१८॥
सौमित्रि मैथिलसुता सहितोऽथरामो
गच्छन्नतीत्य गिरिमध्वनि चित्रकूटम।
आसाद्यत्कतिपयैर्दिवसैरवन्ति
देशैक देशमधनिस्थित देवदेश्यः ॥५३१॥

सर्ग ४

મૂળ પ્રાકૃત ગ્રંથમાં એવું વર્ણન છે કે રામ ચિત્રકૂટથી ચાર મહિને અવન્તી ગયા. પછી એક નિર્જન પ્રદેશનો ઇતિહાસ આપેલો છે. પછી રામ ઉજ્જયિની પહોંચ્યા.

रामस्तत्र निशां नीत्वा ससीता लक्ष्मणः प्रगे।
गच्छन्क्रमेण सम्प्रापदेशं कमपि निर्जलम् ॥८८॥

सर्ग ५

પ્રાકૃતમાં નીચેના શ્લોકો છે તે ઉપરથી દેખાય છે કે તે દેશ નિર્જલ ન હતો અને તેનું નામ કૂપપદ હતું.

एवंते मन्दमन्दा दसरहतणया मेइणी सञ्चरन्ता
णाणागन्धाइपुण्णे तरुणतरुफले भुञ्जमाणा पभुए।
पत्तात कूवचद्दं बहुभवण महावावीवारी समिद्धं
उज्जाणे संणिविट्ठा विमलकुसुमिए मत्तभिङ्गाणुगीए॥ ॥७४८॥

उद्देश ३३

छाया-एवं ते मन्दमन्दं दशरथतनयौ मेदिनीं सञ्चरन्तौ
नानागन्धाभिपूर्णानि तरुणतरुफलानि भुञ्जानौ प्रभूतानि।
प्राप्तौ तौ कूपपद्रं बहुभवनमहावप्रवापीसमृद्धं
उद्याने सन्निविष्टौ विमलकुसुमिते मत्तभृङ्गानुगीते॥

અસ્તુ. આગળ ચાલતાં હેમચંદ્ર કહે છે:

......काकुत्स्थस्तस्थौ तत्रंदिनत्रयम्
निशाशिषे सुप्तजने ससीतालक्ष्मणो ययौ ॥९९॥
प्रापक्रमेण रामोऽपिनर्मदामुत्ततार च
पथिकैर्वार्यमाणोऽपि विन्ध्याटव्यां विवेशच॥१०१॥
विन्ध्याटवीमतिक्रम्य प्रापतापीमहानदीम्॥११३॥
तापीमुत्तीर्य च ग्रामंस्तेदेश प्रान्तरर्तितम्।
अरुणग्राम नामानं रामो ग्राममथासदत् ॥११४॥
ते गच्छन्तः क्रमाज्ञा पुरण्यमपरं महत्
कज्जलश्यामजलदः कालश्च समुपाययौ ॥७३१॥
ततः प्रावृष्यतीतायां.............॥७६३॥
ते क्रामन्तः प्रतिदिनं जानकीरामलक्ष्मणाः।
त्यक्त्वारण्यानि विजयपुरं सन्ध्याक्षणे ययुः॥७६८॥
रात्रिशेषे ततोरामः ससीता लक्ष्मणेऽचाठत्।
क्रमाद्दिनानि लङ्घित्वा प्राप क्षेमाञ्जलिं पुरीम्॥१४७॥
निशायां निर्ययौ रामः सायं प्राप च पत्तनम्।
वंशस्थलं नामवंशस्थलाख्यादि तट स्थितम्॥८९९॥

વંશસ્થળ છોડ્યા પછી રામ દંડકારણ્ય સર્ગ ૫માં આવેલી કર્ણરવા નામની નદી પાસે આવ્યા. ત્યાં તે લક્ષ્મણને કહે છે:

तत्थ समुद्दासन्ने काउणं आलयं परिवसामो।
भणिउं म लक्खणेया जहापवेसि त्ति पवेयम्

उद्देश ४०–१४

छायाः-तत्रसमुद्रासन्ने कृत्वा आलयं परिवसामः।
भणितं च लक्ष्मणेन यथा ज्ञापयसि इत्येवेदम्।

ત્યાં અમુક કાળ રહ્યા પછી—

अयते धणतरुगहणं लङ्घऊणं च पव्वय यहवे।
अब्भन्तरं पविट्ठा तस्सारण्णस्स भयरहिया॥४२-८॥

छाया—अथते घनतरगहनं लङ्घयित्वा च पर्वतान्बहून्।
अभ्यन्तरं प्रविष्टास्तस्यारण्यस्य भयरहिताः॥

તે અરણ્યમાં ક્રૌંચરવા નદીને કાંઠે ત્રણ જણાએ વર્ષાકાળ વીતાડ્યો (૪૨, ૩૫). શ્લોકો આપીને વધારે જગ્યા રોકવાની ઇચ્છા નથી; માટે એટલું જ કહું છું કે આગળ અનુક્રમથી શૂર્પણખાવિરૂપકરણ, ખરદૂષણાદિવધ, સીતાહરણ, વાલિવધ, સુગ્રીવ-સખ્ય, ઇત્યાદિ પ્રસંગોનો ઇતિહાસ છે.

અહીંઆ સુધી જોવામાં આવેલો ક્રમ આપણને બતાવે છે કે જનસ્થાન અને કિષ્કિંધા આ બન્ને સ્થાનો દંડકારણ્યના આગ્નેય ખૂણે આવેલા સમુદ્રની પાસે અને કર્ણુરવા નદીની પાર—એટલે દક્ષિણે—હતા. વિમળ-સૂરિ એમ કહે છે. કર્ણુરવા અને ક્રૌંચરવા નદીઓ નર્મદાતાપીથી દક્ષિણે જ હોવી જોઇએ. ત્યાંથીય દક્ષિણે જનસ્થાન–કિષ્કિંધા હતાં. સ્થલાનુક્રમથી એમ લાગે છે કે કર્ણુરવા તે ગોદાવરી હોવી જોઇએ અને ક્રૌંચરવા તે ગોદાવરીનું એકાદ મુખ હશે. એક વાત તો સ્પષ્ટ જ છે. જનસ્થાન સમુદ્ર પાસે આવેલું હતું—વિમળસૂરિના મત પ્રમાણે—અને તે સમુદ્ર પૂર્વ સમુદ્ર જ હોઇ શકે. અર્થાત્ વિમળસૂરિનું જનસ્થાન અત્યારના 'નાસિક–જનસ્થાનથી ભિન્ન છે.

**પ્રવરસેન**—એ રાજકવિ ખ્રિ૦ સનના આરંભે થઇ ગયો છે. એમનું **दशमुखवध** અથવા **सेतुबन्ध** નામક પ્રાકૃત કાવ્ય પ્રસિદ્ધ છે.

કાવ્યના પ્રથમ આશ્વાસમાં કિષ્કિંધાથી રામપ્રયાણનું વર્ણન કરતી વખતે કવિએ ફક્ત ત્રણ જ પર્વતનો ઉલ્લેખ કર્યો છે: (૧) વિંધ્ય (૫૪); (૨) સહ્ય (૫૬); અને ગિરિનદીઓનું ઉલ્લંઘન કરી (૩) મલય (૫૯). છઠ્ઠા આશ્વાસમાં મહેંદ્ર પર્વતનો ઉલ્લેખ છે (૨૨), પરંતુ તે સામાન્ય સ્વરૂપનો હોવાથી તેનાથી પ્રસ્તુત પ્રકરણમાં વિશેષ બોધ થતો નથી. મલયાચલથી લંકામાં આવેલ સુવેલ પર્વત સુધી બાંધેલ સેતુનું વિસ્તૃત વર્ણન સાતમા આશ્વાસમાં છે; પરંતુ તેનો અત્રે ઉપયોગ નથી. કિષ્કિંધા પછીના માર્ગમાં વિંધ્યનો નિર્દેશ છે; તેથી કિષ્કિંધા અને અર્થાત્ જનસ્થાન અને પંચવટી વિંધ્યથી ઉત્તરમાં આવેલા હોવાં જોઇએ એવો પ્રવરસેનનો અભિપ્રાય દેખાય છે. તે બાબ વિષયક ઇતર માહિતી કાંઇ આપતા નથી માટે વધુ લખી શકાય તેમ નથી.

**कालिदासः**—આ કવિનું નામ સૌને જાણીતું છે. તેનો સમય ખ્રિસ્તપૂર્વ પ્રથમ શતાબ્દીનું હિ... યાર્ધ છે એમ હું માનું છું. તેના રઘુવંશના આધારે નીચે માહિતી આપવામાં આવે છે.

**रघुवंश**ના બારમા સર્ગમાં રામના દક્ષિણ પ્રવાસની હકીકત આપેલી છે. ચિત્રકૂટથી નિકળ્યા પછી સ્થલોનો અને વૃત્તાંતોનો અનુક્રમ નીચે પ્રમાણે: (૧) અનસૂયા–અત્રિનો આશ્રમ; (૨) વિરાધ... (૩) પછી અગસ્ત્યાદેશથી પંચવટીનિવાસ: (૪) ત્યાં શૂર્પણખાવિરૂપકરણ, ખરાદિવધ અને સીતાહરણ (૫) લૂનપક્ષ જટાયુનું દર્શન; (૬) કબંધવધ; (૭) સુગ્રીવસખ્ય; (૮) અંતે સીતાશુદ્ધિ. પુષ્પક વિમાનમાં બેસીને લંકાથી પાછા આવતી વખતે રસ્તામાં દેખાતા સ્થલોનું મનોહર વર્ણન તેરમા સર્ગમાં છે: (૧) લંકા છોડતાં સમુદ્રોલ્લંઘન પછી પ્રથમ જનસ્થાનનું વર્ણન છે; (૨) નંતર, માલ્યવાન પર્વત—જ્યાં વિરહાવસ્થ રામ વર્ષાકાળમાં રહ્યા હતા; (૩) પંપા સરોવર; (૪) ગોદાવરી નદી; (૫) 'અનુ... આવેલી પંચવટી; (૬) અગસ્ત્યાશ્રમ; (૭) પંચ... પ્સર સરોવર; (૮) સુતીક્ષ્ણાશ્રમ; (૯) શરભંગાશ્રમ (૧૦) ચિત્રકૂટ; (૧૧) છેવટમાં ગંગાયમુના નદી... વગેરે. આખા રઘુવંશમાં કિષ્કિંધાનું નામ નથી. જનસ્થાનનો ઉલ્લેખ ત્રણ સ્થળે છે: ૬ । ૬૧, ૧૨ । ૪... અને ૭૩ । ૨૨ માં. પંચવટીનો ઉલ્લેખ બે ઠેકાણે ૧૨ । ૩૭ અને ૭૩ । ૩૪ માં. ગોદાવરીનો બે ઠેકાણે ૭૩ । ૩૩ અને ૭૩ । ૩૯ માં. વિંધ્યપર્વતનો નિર્દેશ પાંચવાર છે: ૬।૬૭, ૭૧ । ૩૯. ૭૪।૮, ૭૬ । ૩૧, ... ૭૬ ૩૧ ।

આ ઉપરથી શું અનુમાન કરી શકાય? એ જ, એ કે લંકાથી આવતાં સમુદ્ર પછી તરત જ જનસ્થાન આવે છે. એટલે તે અત્યારના નાસિક પાસેનું ન... હોય. જનસ્થાન પછી પંપા–પંચવટી આવે છે; તે... તેમ જ બતાવે છે. અત્યારનું નાસિક પંચવટીથી ...

માં બહુ દૂર આવેલું છે. બીજું એ કે, અગસ્ત્યાશ્રમ પહેલાં પંચવટીનો ઉલ્લેખ છે તેથી પંચવટી અગસ્ત્યાશ્રમથી દક્ષિણે હોવી જોઇએ. અગસ્ત્યાશ્રમ પૂર્વ-સમુદ્રના કાંઠે હતો તે આપણે પૂર્વે જોયું છે ત્યારે પંચવટી પણ પૂર્વ સમુદ્ર પાસે ગોદાવરીની દક્ષિણે આવે છે. એટલે તે અત્યારની પંચવટી ન હોઇ શકે. ૧૨૩૧ માં કહ્યું છે કે રામ અગસ્ત્યની આજ્ઞાથી પંચવટી રહેવા ગયા. તે આપણા અનુમાનને વધારે મજબુત કરે છે.

**રઘુવંશના** છઠ્ઠા સર્ગમાં ઇન્દુમતી સ્વયંવર-વર્ણન છે. સ્વયંવરમાં આવેલા જુદા જુદા રાજાઓની માહિતી સુનંદા ઇન્દુમતીને આપે છે તે વખતે 'ઉરગપુરનાથ' પાંડય રાજાનું વર્ણન કરતાં સુનંદા કહે છેઃ—

**अस्त्रं हरादाप्तवता दुरापं येनेन्द्रलोकाविजयाय दृप्तः ।**
**पुरा जनस्थानविमर्दशंकया संधाय लङ्काधिपतिः प्रतस्थे ॥ ६१ ॥**

ભાવાર્થ—આ પાંડય રાજાને શંકર પાસેથી અસાધ્ય અસ્ત્રની પ્રાપ્તિ થઇ હતી; તેથી રાવણને બીક લાગી કે સખ્યને અભાવે જનસ્થાન—જે પ્રદેશ ખર-દૂષણાદિ રાવણના બાંધવોથી વ્યાપ્ત હતો તે—પાંડય રાજા આક્રાંત કરશે; માટે પ્રથમ તેની સાથે સંધિ કરી પછી રાવણે ઇન્દ્રલોક વિજયાર્થ પ્રયાણ કર્યું.

આથી આપણે અનુમાન કરી શકીએ કે જનસ્થાન પાંડય દેશની પાસે અથવા પાંડય દેશની સરહદ ઉપર આવેલું હોવું જોઇએ. નહિ તો રાવણને પાંડય રાજાથી ડરવાનું કારણ ન હતું. આ પાંડય દેશ ક્યો તેનો ખુલાસો ચોથા સર્ગમાં કર્યો છે. દિગ્વિજયાર્થ નીકળેલા રઘુએ દક્ષિણ તરફ જતાં પ્રથમ કલિંગ, પછી તરત જ પાંડય દેશ જીત્યાનું વર્ણન કવિએ કર્યું છે. કલિંગ એટલે અત્યારનો ઓરિસા પ્રાંત અને ગોદાવરીથી ઉત્તર તરફનો મદ્રાસ ઇલાકાનો થોડો ભાગ. ગોદાવરીનો દક્ષિણ તીર એ પાંડય દેશની ઉત્તર સરહદ હશે.' ૬।૬૧ ઉપરથી પણ તેમ લાગે છે. તેમાં પાંડય રાજાને 'ઉરગપુરનાથ' કહ્યો છે. ઉરગપુર તે અત્યારનું નાગાપટ્ટણ કદાચ હશે, જે રાજમહેંદ્રી પાસે છે. કાવેરી અને તામ્રપર્ણી નદીઓ પાંડય દેશમાં હોવાનું ૪।૪૯ અને ૪।૫૦ માં સૂચવ્યું છે. તેથી સ્પષ્ટ દેખાય છે કે કાલિદાસના અભિપ્રાય પ્રમાણે, ગોદાવરી–કાવેરી વચ્ચેના પૂર્વ સમુદ્રના કાંઠા પરના પ્રદેશનું પાંડય નામ હતું.

હમણાં જ આપણે જોયું કે જનસ્થાન પાંડયની સરહદ પર આવવું જોઇએ. પૂર્વે અનર્ઘરાઘવના ટીકાકાર રૂચિપતિનું એક વાક્ય મેં ઉધ્ધૃત કર્યું છે—'**जनस्थानं मलयाद्रिसमीपे रसोवासस्थानम्**।' તેને માટે સબળ પ્રત્યંતર એવી રીતે રઘુવંશમાં જડી આવે છે. આ પ્રમાણે જનસ્થાન તે પાંડય દેશની પૂર્વ સીમા ઉપરનો પ્રદેશ એમ નિશ્ચિત થયા પછી, રામાયણ-કાલીન પંચવટી અત્યારની નાસિક પંચવટીથી જુદી હોવી જોઇએ એમ પણ નિશ્ચિત થાય છે.

નિષ્કર્ષઃ—અત્યાર સુધી આપણે દસ ગ્રંથકારોના ગ્રંથોનું ટુંકમાં પર્યાલોચન કર્યું. તેનો સારાંશ જોતાં નીચે પ્રમાણે સ્થિતિ છેઃ દસ કવિમાં એક, કુમારદાસ કાંઇ માહિતી આપતા નથી; બે, પ્રવરસેન અને ભટ્ટિ થોડી આપે છે, તે આપણા અનુમાનને બાધક જેવી લાગે છે; પરંતુ તેઓનું ભૂગોળનું જ્ઞાન બહુ જ અલ્પ દેખાય છે, અને તેઓએ આપેલું વર્ણન પણ સુસંગત નથી. માટે તેઓનો પુરાવો નિઃશંક રીતે ગ્રાહ્ય મનાય તેવો નથી. બાકી રહ્યા સાત કવિઓ. તેઓનો જનસ્થાનની બાબતમાં એક મત છે—પૂર્વ કાંઠા પર, ગોદાવરી સમુદ્ર સંગમ નજદીક, અગસ્ત્યાશ્રમ પાસે નાસિક–પંચવટી-જનસ્થાન હોવાં જોઇએ. બીજી એક વાત ધ્યાનમાં લેવા જેવી છે. આ સાત કવિઓમાં, કાલિદાસ સૌથી પૂર્વ, ખ્રિસ્ત પૂર્વકાળમાં થઇ ગયો છે; જયદેવ, સૌથી છેલ્લા, ખ્રિસ્તની ૧૪ મી શતાબ્દીમાં થયો છે. તેથી એમ માનવામાં બાધ નથી કે લગભગ ૧૪૦૦–૧૫૦૦ વરસ સુધી રામાયણકાલીન જનસ્થાન પૂર્વમાં હોવાની માન્યતા અપ્રતિહત ચાલતી આવી હતી—અત્યારની માન્યતાનો ઉગમ કેવી રીતે થયો હશે તેનું વિવેચન કરવાનું આ સ્થળ નથી.

આરંભમાં કહ્યું છે તેમ કાવ્યનાટકોના આનુષંગિક આધાર પર આપણાં અનુમાનની ઈમારત રચાઇ છે. રામાયણાદિ ઇતિહાસનો મૂળ આધાર છે કે નથી એવો પ્રશ્ન સાહજીક રીતે ઉદ્ભવશે. પણ તેની ચર્ચા અત્રે ન થઇ શકે. રામાયણાદિ ઇતિહાસનો અને પુરાણોનો આધાર મળે છે એટલું જ ટુંકમાં કહેવાની રજા લઇશ. બનશે તો તદ્વિષયક ચર્ચા બીજા એક નિબંધમાં કરવાનો વિચાર છે.

અંતમાં, બીજો એક ખુલાસો કરવો જોઇએ. નાસિક અને પંચવટી એ લગભગ પર્યાય શબ્દો તરીકે મેં વાપર્યા છે. વાસ્તવિક તેમ નથી. દંડકારણ્યનો એક વિભાગ જનસ્થાન; જનસ્થાનનો એક વિભાગ પંચવટી. પ્રાચીન ઇતિહાસમાં નાસિકનો ઉલ્લેખ પંચવટી સાથે મળતો નથી. શૂર્પણખાનાસિકાનું છેદન ત્યાં થયું માટે રામની પંચવટીને જ નાસિક પ્રાચીન કાલમાં કહેવામાં આવતું કે નહિ તે હું કહી શકતો નથી. તેમ હોય તો નાસિક નામનાં બે સ્થળો ગણવાં જોઇએ. પરંતુ હાલમાં નાસિક તે જ પંચવટી મનાય છે. તે રૂઢિને અનુસરીને મેં નાસિક-પંચવટી એક ગણ્યાં છે.

હનુમંતરાવ બલવંતરાવ ભિડે

# રાજપુતોમાં જાગૃતિ

પાંચેક વર્ષ ઉપર અનાયાસે એવું બન્યું કે કેટલાક રાજાઓ તથા રાજપુત્રો ભરજુવાનીમાં એક પછી એક મરણ પામ્યા. આ ઇશ્વરી કોપનાં કારણો શોધી કાઢવાનો પ્રયત્ન થયો. મરણનાં પ્રત્યક્ષ કારણો તો દારૂનું વ્યસન અને વ્યભિચાર કહેવાતાં હતાં. તેમાંના ઘણાખરાને માનસિક શિક્ષણ બાળવયે ઈંગ્લંડમાં મળેલું. પાશ્ચાત્ય શિક્ષણના વિરોધીઓને લાગ્યું કે જો આ જુવાનીઆ સ્વદેશમાં રહ્યા હોત તો બગડત નહીં. કુટુંબી માણસોના તથા સ્વજનના વાતાવરણમાંથી દૂર જનાર માણસો સ્વચ્છંદી થાય એ સંભવિત છે. નાનપણમાં હદપાર છૂટ મળે અને પૈસાની સગવડ હોય તો અવળે રસ્તે જરૂર દોરવાય. પણ જે ક્ષત્રિય જુવાનીઆ સ્વદેશમાં રહેલા, પોતાના ગામમાં જ રહેલા તે પણ તેવી જ રીતે બગડયા હોય છે તેનું શું કારણ? ગુજરાત, કાઠીઆવાડ, મહારાષ્ટ્ર, રાજપુતાના એ સર્વે પ્રદેશના રાજપુતો કે ક્ષત્રિયોમાં સડો પેઠેલો છે, તેઓ દુર્વ્યસની થઇ રહ્યા છે, આળસુ તથા નિરૂદ્યમી થયા છે, કરજમાં ડુબેલા છે, ધર્મહીન જીવન ગાળે છે તેનું કારણ શું? ઊંડો વિચાર કરીને જોઈશું તો કારણ એક જ છે—ક્ષત્રિયો પોતાના ધર્મથી વિખુટા પડયા છે. ક્ષત્રિયોનો ધર્મ સત્યનું પાલન અને સત્યનું રક્ષણ કરવાનો છે. જરૂર પડે તો સત્યને માટે લડવું પણ પડે અને મરવું પણ પડે. સ્વદેશના પાલન તથા રક્ષણનું કાર્ય તો પરદેશી અંગ્રેજ લોકો ઝુંટવીને બેઠા છે. હિંદનું રક્ષણ હિંદીઓને માટે નહી પણ હિંદમાં અંગ્રેજી કારભાર કાયમ રહે તેટલા માટે બધી ઉંચીનીચી અમલદારી અંગ્રેજ લોકોનાં હાથમાં છે. રાજપુતો ભલે સિપાહીગીરી કરે પણ 'અફસર' થઈ શકે નહીં. જેવી રીતે આપણા હુન્નરઉદ્યોગો ધીમે ધીમે નાશ પામ્યા તેવી જ રીતે આપણી સ્વરક્ષણ કરવાની શક્તિ નાશ પામી. વ્યાયામ અને મરદાની ખેલ તથા શીકાર તરફ બેદરકારી અને અણગમો ફેલાયો. લશ્કરી તાલીમ ભૂલી જવાઇ. શારીરિક નબળાઇ આવી. ધંધો ગયો તેને લીધે આર્થિક નબળાઈ આવી. કોઇ દેશી રાજારજવાડામાં કપ્તાનની પદવી મેળવી હોય તો પણ શું? કયાં કોઈ દિવસ લડાઇમાં જવાનું હતું કે સારી બંદુક ફોડવાની હતી! જો કાંઇ ચોર લુંટારા આવે તો સરકારી પોલિસ કે લશ્કરની મદદ માગવાનો વખત આવે. આવી રીતે રાજપુતો તથા અન્ય ક્ષત્રિયોની અધોગતિ થઇ. પોતાના ધર્મ તથા ધંધાથી છુટો થયેલો માણસ ખોટે માર્ગે ચડી જાય તેમાં શું નવાઇ? હિંદુસ્તાનના રાજા તથા રાજપુતોની સ્થિતિ દયાને પાત્ર છે. હજી તેમનાં શરીર સશક્ત હોય છે, તેમનામાં જુસ્સો પણ હોય પણ તે વાપરવા માટે પ્રસંગ પ્રાપ્ત ન થાય એટલે તે જોર અવળે માર્ગે ખર્ચાય, તેમાંથી ખરાબ સંગત થઇ કુકર્મે ચડે અને અંતે દારૂ વિગેરેના ભોગ થઇને કવખતે મરણ પામે.

રાજપુતોને હિંદી લશ્કરમાં નાની મોટી નોકરીઓ નથી મળતી તેથી બેવડું નુકશાન થાય છે. લાખો માણસો ધંધા વગર રખડે છે અગર ભૂખે મરે છે, અને તેમની જગ્યાએ ઘણા ભારે ખર્ચે અંગ્રેજ લોકો આવે છે. અંગ્રેજ અમલદાર તથા સિપાહી પાછળ ખર્ચ થાય છે તેમાંથી ચાર માણસનું ભરણપોષણ થાય. જ્યારે હિંદીઓએ લશ્કરમાં પેસવા માટે ખૂમરાણ કરી મૂકી ત્યારે લોર્ડ કર્ઝને "કડેટ કોર" સ્થાપીને લોકોને છેતર્યા. યુરોપની મોટી લડાઇ પછી દેહરાદૂનમાં કૉલેજ કાઢી પણ તેથી કાંઇ હિંદુસ્તાનનું દારિદ્રય ફીટવાનું નથી, હિંદી પ્રજાને સ્વરક્ષણ કરવા જેટલી તાલીમ મળવાની નથી. ગઇ ધારાસભામાં જ્યારે હિંદી લશ્કરમાં વધારે હિંદી અમલદારો વધારવા વિષે ચર્ચા થઇ ત્યારે ઉડતા અને અપમાનકારક જવાબ મળ્યા હતા. ત્યારે આ મહાન મુશ્કેલીનો ઉપાય શો?

ઉપાય એક જ છે અને તે શોધવાનો નથી રહ્યો. શિક્ષણ, ક્ષાત્રકળા, વ્યાપાર તથા ઉદ્યોગ એ ચારેની ખીલવણી આપણે હાથમાં લઇ લેવી પડશે. પરદેશીઓ તરફથી મદદ કે સહાનુભૂતિની આશા રાખવી એ કેવળ મુર્ખાઈ જ છે. પરદેશીઓ પોતાના પગ ઉપર કુહાડો મારીને આપણું ભલું કરે એટલા બધા આત્મભોગની આશા શા માટે આપણે રાખવી ? ત્યારે, જેમ શિક્ષણ તથા હુન્નરઉદ્યોગમાં આપણે સ્વાવલંબી થવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ તેવી જ રીતે ક્ષત્રિયો પોતાની ફરજ અદા કરી શકે, પોતાના જાતીય ધર્મનું પાલન કરી શકે. તેટલા માટે તેમને શિક્ષણની તેમ જ ધંધાની સગવડ કરી આપવી જોઇએ. જે રાજપુતો ઉંઘે છે તેમને જગાડવા, જે ભણી શકે એવા હોય તેમને પાળવા, એ હિંદી પ્રજાનું કર્તવ્ય છે. પોલિસ ખાતામાં, આબકારીના ગુન્હા અટકાવવા માટે, તથા લશ્કરમાં તેમને ગ્ય નોકરીઓ મળવી જોઇએ. તે વ્યવસ્થા કરવા ટે કાયદાસર લડત કરવી. જો બની શકે તો સ્વરક્ષણ ટે તદ્દન નોખી યોજના રચવી અને તેને માટે જમીન ળવી. ખેતી અને ક્ષાત્રધર્મ સાથસાથે જઇ શકે છે, ન્નેનું પાલન સાથે થઇ શકે છે. એ જ સ્વાભાવિક અને દર વ્યવસ્થા કહેવાય. આજની હદપાર ગરીબાઇમાં ાવી જ વ્યવસ્થા સંભવી શકે છે. રક્ષણનું કાર્ય સ્વેચ્છા. ો જ ભીખારી લેવાનું હોય. યુરોપના જેવા કાયમ- ા પગારદાર લશ્કરની પદ્ધતિ અત્યંત હલકી અને માનુષી છે. સિપાહી જાનવર જેવો થઇ જાય છે. અમે- રિકાએ એ પદ્ધતિને ધીક્કારી કાઢી છે. એટલે અંતે દરેક ધંધાનો મુખ્ય આધાર ખેતર અને ખેતી ઉપર આવી પડે છે. ખેતી અને બીજા હુન્નરઉદ્યોગોથી જ પ્રજાનું રક્ષણ, પોષણ થાય અને 'ધર્મ' સચવાય.

આ મહિનામાં ભાવનગરની પાસે આવેલા વરતેજ ગામમાં રાજપૂતોની પરિષદ્ ભરાવાની છે. રાજપુતોની રાજકીય, ધાર્મિક તથા સામાજિક પરિસ્થિતિ સુધારવા માટે પરિષદ મળે છે. રાજકીય સ્થિતિમાં તેમની આર્થિક ઉન્નતિનો વિચાર જરૂર થશે. પણ મુખ્ય ચીજ તો ધાર્મિક ઉન્નતિની છે. શૌર્ય અને સેવાની ભાવના કેવી રીતે સજીવન થાય એ બતાવવું પડશે. શૌર્ય અને સેવાનું પાલન કેવા માર્ગે થઇ શકે તે બરાબર સમજાવવું પડશે. સેવાના માર્ગમાં કેટલી ધીરજ તથા આત્મભોગની જરૂર છે તેનો ખ્યાલ આપવો જોઇએ. પણ તેની સાથે તેમને રોટલો ખાવાને મળે તે તરફ પણ લક્ષ આપવું. તેમને થતા અન્યાય દૂર કરવા જોઇશે, તેમની બેકારી દૂર કરીને સ્વમાન જાળવી શકે એવું કામ સોંપવું પડશે. આજે હિંદુસ્તાનમાં ૭૦૦ નાના મોટાં દેશી રાજ્યો છે, તેમાં સાત કરોડ માણસો વસે છે. દેશી રાજ્યોએ રાજપુતોનું પાલન રક્ષણ કરવું જ પડશે. દેશી રાજ્યોમાં તેમને લશ્કરી તાલીમ મળવી જોઇએ, તેમને નોકરીઓ મળવી જોઇએ.

રાજપૂત પરિષદ્ માત્ર રાજપૂતોને માટે જ ન હોય. રાજપૂત એ હિંદી સમાજનું એક અગત્યનું અંગ છે. તે અંગની નબળાઇથી આખા દેહને નુકશાન છે. રાજપૂતોના સુધારાથી જનસમાજમાં નવું લોહી રેડાશે, નવો જુસ્સો આવશે. સ્વરક્ષણની શક્તિ વિના કોઇ પણ પ્રજા સ્વમાન કેળવી શકે નહી. કાઠીઆવાડની પ્રજાએ તન મન અને ધનથી રાજપુત પરિષદને મદદ કરવી જોઇએ.

સુમન્ત મહેતા

# યરોડાની લડતો

ગાંધીજી મહાત્માં અને દેશભક્ત ખરા, પણ મૂળે તો અસલ લડવૈયા. જેમ શરીરની જડતા અને મનની નબળાઇ સામે લડે તેમ સમાજના વિકાર ને સરકારની સેતાનીઅત સામે પણ ઝૂઝે. જેલમાં તો સત્યાગ્રહી બધા નિયમ અતિશુદ્ધ પાળે, જરૂર પડે ત્યારે શાંતિ અને વ્યવસ્થા જાળવવામાં અમલદારોને મદદ પણ કરે. છતાં ગાંધીજીને પહેલેથી તે છેવટ સુધી કંઇને કંઇ લડત કરવી જે પડેલી તેનો ટુંકો સાર અત્રે આપું છું.

યૂરોપીઅન યાર્ડમાં અમે ગયા તે પછી થોડા વખત સુધી તો અદ્ભુત શાંતિ ભોગવેલી. સ્વર્ગ જેવું પવિત્ર અને રમણીય લાગતું તેવી જ શાંતિ સૌમ્ય અને અભંગ હતી. જેમ ગાંધીજીની પ્રાર્થનામાં ભળતો ગયો, ઉષઃકાળે અને રાત્રે કેટલીએ વાતોનો પ્રવાહ વહેતો ગયો તેમ તેમ વાતાવરણ ધાર્મિક થતું જણાયું. તેમાં વળી એક રાત્રે ગાંધીજીએ જ દક્ષિણ આફ્રિકામાં વસતા કેથલિક સ્ત્રીઓ અને પુરૂષોના મઠનું (ટ્રેપિસ્ટ મોનેસ્ટરી અને કોન્વેન્ટનું) ઘણા જ રસથી વિગતવાર વર્ણન કર્યું એટલે તો અમે જાણે મધ્યકાળના કોઈ મઠના સાધુઓ હોઈએ અને ગાંધીજી મઠપતિ હોય એવું ભાન થયાં કરતું.

પણ આ સ્વપ્ન લાંબો વખત ટક્યું નહિ. સરકાર સાથેના પત્રવ્યવહારની પેન્સિલની નકલો ગાંધીજીએ રાખી હતી તે ૭ વરસમાં ભૂંસાઈ જાય માટે શાહીથી નકલ કરવાનું કામ અમને સોંપવામાં આવ્યું. એ કાગળો જેમ વાંચતો ગયો તેમ મારી આંખ ઉઘડતી ગઇ. કાગળો તો ઘણાખરા પ્રકટ થઈ ગયા છે. છતાં વાચકની નજર આગળ સમગ્ર ચિત્ર રજુ થાય તે માટે તેનું રહસ્ય પણ જોઇ જવું પડશે.

## નાની નાની લડતો

યરોડામાં પહેલા થોડા દિવસમાં ગાંધીજીને નજીવી બાબતો માટે વિનવણી કે તકરાર કર્યા કરવી પડેલી એ જોઇને સ્વાભાવિક રીતે ઘણું જ દુઃખ થયું. સ્પેશીઅલ ટ્રેનમાં ગાંધીજીને પકડે ઉતાર્યા તે વખતે તેમણે સાંજનું ભોજન લીધેલું નહિ—તેમણે તે જેલમાં જ લેવા ધારેલું. છતાં કર્નલ ડીએ તેમને અનુકૂળ આવે એવો કંઇ જ ખોરાક ન આપ્યો એટલું જ નહિ પણ ગાંધીજીની સાથે આવેલું દૂધ, ફળ વગેરે પણ ઓફિસ-માં જ ઉતરાવી દીધું ! આમ અર્ધ ઉપવાસથી જ યરોડામાં મંગલાચરણ થયું. બીજે દિવસે તો રેંટીઆની તેમ ખોરાકની બાબતમાં ગાંધીજીના નિયમ સુપરિન્ટેન્ડન્ટના મગજમાં ઉતર્યા એટલે તરત જોઈતો બધો સામાન ઓફિસેથી અને બજારમાંથી મંગાવવા માંડ્યો.

ગાંધીજી આવ્યા તે દિવસે તો સાધારણ કેદીની માફક તેમને ઓરડીમાં બંધ કરી દીધા. બીજા દિવસથી તો ચાર સાડાચાર વાગે બંધ કરે. ગાંધીજીએ હંમેશાં બ્હાર ખુલી હવામાં સુવાની પોતાની ખાસીઅત સુપરિન્ટેન્ડન્ટને જણાવી. પણ તરત કંઇ વળ્યું નહિ. આટલા વહેલા બંધ કરવાનું કારણ પૂછ્યું ત્યારે કહ્યું કે ૭ વાગે જેલ બંધ કરવાની એટલે ચાર*વાગે શરૂ કરવું જ પડે. પણ તેમણે સરકારમાં તરત પુછાવ્યું તો હશે જ. પરિણામે સાત દશ દિવસમાં ગાંધીજીની કોટડી હમેશ ખુલી રાખવાનો હુકમ થયો.

તેમને બત્તી મળતાં ઘણો વધારે વખત લાગ્યો. તેને અભાવે સવારના સમયનો પૂરો ઉપયોગ તેઓ કરી શકતા

* યૂરોપીઅન યાર્ડ પાંચ વાગે બંધ કરતા. સાબરમતીમાં તો પહેલાં અને છેલ્લે છ વાગે જ બંધી થતી જોઈ છે.

નહિ. પણ વધારેમાં વધારે મુસીબત તો એ હતી કે આખા યાર્ડમાં પણ કંઇ જ બત્તી નહિ તેથી વચલી ચારેક ઓરડી વટાવીને પાયખાનાની ઓરડીમાં જતાં કંઇક વાગી બેસવાની કે પડી જવાની હમેશાં દહેશત રહેતી. એકવાર ગાંધીજીને જરા વાગેલું પણ ખરૂં. આ બધું તેઓ જોન્સ સાહેબને કહ્યાં જ કરતા. પરિણામે જે બત્તી પહેલા દિવસથી જ વણમાગ્યે ગાંધીજી આગળ ધરવી જોઇતી હતી તે બે ત્રણ મહિના સુધી કચ કરીને આપી.

ચપ્પુ જેલમાં સ્વાભાવિક રીતે જોખમભરેલું શસ્ત્ર ગણાય છે. તે ન આપવાની જીદ્દ અમલદાર કરવા ગયા પણ ગાંધીજીએ તો એક ઘાથી બે કકડા કર્યા: " કાં તો ચપ્પુ આપો નહિ તો ફળ અને રોટી પણ લઇ લો." —ઉપવાસ કરવાની ધમકી તરીકે નહિ પણ છરી વિના આ ચીજો ખાવી ન ફાવે તે માટે. આ સત્યાગ્રહ સુપરિન્ટેન્ડન્ટથી ન જ જીરવાયો અને ગાંધીજીને—ખરૂં જોતાં તેમના વૉર્ડરને—દિવસે ચપ્પુ આપવાનો અને રાત્રે તે ઓફિસે મૂકી આવવાનો હુકમ થયો. આ નાટક કેટલાએ મહિના ચાલ્યું. દરમ્યાન ભાઈ શંકરલાલને પોતાની તેમ જ ગાંધીજીની સવારે ખાવાની રોટી રાત્રે જ કાપી મૂકવી પડતી. અને છેવટ સુધી પણ રોટી માટે સાધારણ રીતે વપરાતી લાંબી છરી તો તેઓ જેલમાં જોવા ન જ પામ્યા. તે તો ગાંધીજીની મંજુરીથી મેં માગી ત્યારે જ અમારા નવા યાર્ડમાં દાખલ થઇ.

જુના યાર્ડમાં પહેલાંના કોઇ કેદીને માટે લગભગ વચ્ચોવચ ચુનાથી એક લીટી દોરેલી હતી. ગાંધીજી ત્યાં આવ્યા પછી વૉર્ડરને કંઇ ખાસ સૂચના ન મળી એટલે તેણે તેમને માટે પણ આ લીટીની મર્યાદા કાયમ રાખી. મૂળ સાત કોટડીનો યાર્ડ, તેની એક જ બાજુએ ફરવાનું નાનું ચોગાન અને તેમાં પણ આ લીટીનું બંધન! ગાંધીજી તો ઘણી મુસીબતની સાથે આને પણ પી ગયા. તેમને ફરવાનો તો ઘણો જ શોખ છતાં આ વાતને છેક નજીવી ગણીને અથવા સરકારના હુકમરૂપ ગણીને તે વિષે અમલદારો સાથે કંઇ વાત પણ ન કરી. અચાનક એક ભલા પારસી મેજીસ્ટ્રેટ તેમને મળવા આવ્યા. તેમણે કંઇ ફરિયાદ પૂછી. ગાંધીજીએ હમેશ મુજબ કંઈ કહેવાની ના પાડી. પણ તે તો તેમને છોડે જ નહિ. "આજે તો તમારે કંઇક કહેવું જ પડશે." આ આગ્રહને વશ થઇને ગાંધીજીએ લીટીની વાત કરી, તેના મગજમાં તરત જ તે ઉતરી, એકદમ ઓફિસની નોંધપોથી તે વિષે શેરો કર્યો. તે મંજુર થયો ને તેનો અમલ થયો. પછી સુપરિન્ટેન્ડન્ટે તો કહ્યું: "કેવી ગેરસમજ. તમારે માટે તો લીટી હતી જ નહિ. વૉર્ડરની જ ભૂલ." આવી નજીવી ભૂલોથી પણ બિચારા કેદીઓને આવી વિષમ વેદનાઓ સહેવી પડે છે!

હકિમ સાહેબ પર લખેલા કાગળમાં ગાંધીજીએ ચોપડીઓ સંબંધી શરૂઆતની તકલીફ જણાવી છે. સાબરમતીમાં સાધારણ રાજદ્વારી કેદીઓને ઓછામાં ઓછી ૭ ચોપડીઓ રાખવા દેતા હતા તેથી આ વિષે કોઇને કંઇ વાંધો પડે એ ઘણું જ વિચિત્ર લાગ્યું. છતાં ગાંધીજીને પોતાની એક ચોપડી ન રાખવા દેવાનો અને કેવળ જેલનાં પુસ્તકો પર જ રાખવાનો દુરાગ્રહ સરકારે કર્યો. આ વિષે એક વખત ગાંધીજીએ અતિશય સ્મરણીય વચન કહ્યું હતું: " મને એક વખત એમ લાગેલું કે કદાચ મારી બધીયે ચોપડીઓ લઇ લે. તો હું શું કરૂં! મારે કેવલ ૐ નાજ જપ પર નભી રહેવું જોઇએ, પણ તેમ તો હું ન કરી શકું. તેથી મને થયેલું કે સરકાર મારી બધીયે ચોપડીઓ ખુંચવી લે તો મારે કદાચ આહારનો પણ ત્યાગ કરવો પડે!"

પણ થોડા મહિનામાં તો સરકારે ગાંધીજીને પુરી છૂટ આપી તેથી છેવટે તો તેમની આખી કોટડી ભરચક ભરેલા પુસ્તકાલય જેવી જ લાગતી.

પથારીની વાત પણ કરૂણારસિક ન હોય તો રમુજી લાગે. ગાંધીજીને સાબરમતીમાં તો પહેલા જ દિવસથી ખાટલો, પથારી, નવી ચાદરો, કામળા વગેરે આપેલું. પણ યરોડાની શરૂઆતની ઓરડીઓ તો પ્રમાણમાં ઘણી જ ખરાબ—નીચી ને લીંપણવાળી—છતાં સુવાને માટે તેમને માત્ર કાથાની સાદડી અને બે ગરમ કામળો જ આપી! હકિમ સાહેબવાળા કાગળમાં ગાંધીજીએ આ કામળોનાં ઘણાં જ વખાણ કર્યાં છે તે વાસ્તવિક છે. પણ તે ઉપરથી તેમની સ્થિતિનો પૂરો ખ્યાલ ન આવી શકે. ગાંધીજીએ સાદડી પર એક કામળો અને તેના પર પોતાની ચાદર પાથરી, અને ચોપડીઓનો તકીઓ કર્યો. તેવામાં બ્હારથી પૂરી પથારી શ્રી. અનસૂયાબેને મોકલી તે તો તરત જ પાછી વાળી: જેમ ખોરાકમાં તેમ બીજા સામાનમાં જેલ આપે તેથી જ નભાવવાનો અડગ નિશ્ચય હતો.

શ્રી. રાજગોપાલાચારી ગાંધીજીને થોડા જ દિવસમાં યરોડામાં મળ્યા ત્યારે તકીઆની વાત ચર્ચાઇ. પછી ગાંધીજીને તે મળ્યો પણ ખરો. પણ બાકીની સ્થિતિ તો એવી ને એવી જ રહી. નહિ ખાટલો કે નહિ પથારી.

થોડા વખતમાં ગાંધીજી જરા માંદા પડયા. સુપરિન્ટેન્ડન્ટને ધાસ્તી લાગી કે ભેજવાળી જમીન પર આમ સુવાથી જ બિમારી લાગુ પડી. તેમણે તરત જ ખાટલો તેમ જ ગોદડું મોકલી આપ્યાં. ખાટલો તો ગાંધીજીએ ત્યારથી વાપરવા માંડયો. પણ ગોદડું તો ખુબ ગાંઠાગાંઠાવાળું તે શી રીતે વપરાય ? ને આવી બાબતમાં ફરિયાદ તો થાય જ નહિ. એટલે વળી તે કેટલાએ વખત સુધી ખુણામાં જ પડી રહ્યું. છેવટે તે બદલાયું ને નવા ગોદડા પર બેવડો કામળો પાથરીને ગાંધીજીએ સુવા માંડયું.

## કાગળ બંધ

હવે મુખ્ય લડતો જોઇએ. ગાંધીજી યરોડામાં આવ્યા તેને બીજે જ દિવસે અચાનક ત્રિમાસિક સમિતિ તપાસ કરવા આવી. તેમણે ભાઇ શંકરલાલને પોતાની સાથે રાખવાની ખાસ વિનંતિ કરી તેની ઉંધી જ અસર થઈ. સમિતિ રવાના થઇ ને તરત જ ભાઇ શંકરલાલને છુટા પાડી 'અંધારી' માં લઇ ગયા. તેથી ગાંધીજીને કેટલો કારી ઘા લાગ્યો તે હકિમ સાહેબ પર લખેલા તેમના કાગળમાંથી જણાય છે. થોડા વખત પછી અડધોએક કલાક શંકરલાલે ગાંધીજીને પીંજવાનુ શીખવા આવવા માંડયું પણ તે તો કંઇ જ વાત ન કરવાની શરતે. તેથી ગાંધીજીને શાંતિ કેમ વળે ? સાથે ગીતા વાંચવાની રજા માગી તે ન મળી. છેવટે ગાંધીજીએ બંદુક ફોડી. તેઓ જાણતા જ હતા કે એક કેદી બીજા વિષે કંઇ ન લખી શકે, અને એક વાર સરકાર સાથે લડત જામે પછી તો તેઓ નમ્યું ન જ આપે. પણ તે બધુયે જોખમ વ્હોરીને ગાંધીજીએ શંકરલાલ વિષે પોતાની અપાર વેદના હકિમ સાહેબના કાગળમાં પ્રકટ કરી.

સાધારણ કેદીઓના કાગળો તો સુપરિન્ટેન્ડન્ટ જ પસાર કરે. પણ ગાંધીજી વિષે દરેક હુકમ તો ગવર્નર સાહેબ પોતે જ આપતા. તેઓ તો ભારે જીદ્દી માણસ. તેમને તો ગાંધીજીને જીવતા જ દફન કરવા હતા. બીજા કેદીને મુકાબલે કેઇક વધારે બંધન જ તેમને તો મૂકવાં હતાં. જે કંઈ અનુકૂલતાઓ આપી તે પણ ઉદાર દિલથી એક સામટી નહિ પણ કચવાતે મને નછુટકે જાણે ગાંધીજીને ટટળાવી ટટળાવીને આપી. તેઓ યરોડાને યાત્રાનું સ્થાન ન થવા દે તેમ તેઓ ત્યાંથી ગાંધીજીને તાતાં તીર પણ ન મારવા દે. કાગળ નામંજુર થયો. ગાંધીજીએ તકરાર લીધી અને એ કાગળની નામંજુરીની અને ભવિષ્યમાં કંઈ કાગળ ન લખવાના નિશ્ચયની હકિમ સાહેબને બીજા કાગળથી ખબર આપી. તે પણ નામંજુર કરીને ગવર્નર સાહેબે હદ વાળી !

જેલમાં પણ ગાંધીજી નિરંતર સત્યાગ્રહનું અસિધારાવ્રત પાળે. અપમાન સહીને કંઇ હક ન જ ભોગવે. તેથી ગવર્નર સાહેબની મરજીમાં આવે તેટલી કાપકુપ કરીને તેઓ કાગળ કેમ લખે ? એટલે બે વરસના તેમના કારાવાસ દરમ્યાન ગાંધીજીનો એક પણ હાથદસ્કત જેલની દુર્ગમ દીવાલને ભેદીને બ્હાર નહિ જ આવ્યો હોય.

સન ૧૯૨૨ ના ડીસેમ્બર માસ સુધી તો નિયમસર ત્રણ મહિને એક મુલાકાત લઇને જ મિત્રોને સંતોષ માનવો પડતો. તેવામાં સરકારે નિયમ બ્હાર પાડયો કે ત્રણ મહિને એક કાગળની અને એક મુલાકાતની કેદીઓને છુટ છે તેની તેઓ અદલાબદલી કરી શકશે—અર્થાત્ જેને ફાવે તે બન્ને કાગળની કે બન્ને મુલાકાતની મોજ ભોગવી શકશે. આ પછી ત્રણ માસે બે વખત ગાંધીજીનાં દર્શન થવા લાગ્યાં.

## મુલાકાતનો ટેક

પણ ગાંધીજીને નસીબે જેલમાં હમેશાં લડવાનું જ સરજાએલું. તેથી નવી છુટની સાથે જ નવું વિઘ્ન આવ્યું.

સાધારણ નિયમ એવો છે કે પાંચ સગાંઓને અથવા બે મિત્રોને કેદી મળી શકે. છતાં કોણ જાણે શાથે કારણથી પહેલેથી જ ગાંધીજીને ગમે તે પાંચ જણને મળવા દેતા. તેમ તે વિષે જોઇતી મંજુરી પણ સુપરિન્ટેન્ડન્ટ જ આપતા. પણ સન ૧૯૨૨ ના ડીસેમ્બર માસમાં છાપાંમાં જાહેર થયું કે હકિમ સાહેબ ને પંડિત મોતિલાલજી ગાંધીજીને મળવા જાય છે. આ જોઈને ગવર્નર સાહેબની આંખ ફાટી. આ તો જેલમાં પણ રાજખટપટ ! તરત જ આંખો મીંચીને તેમણે આ મુલાકાત રદ કરી. આથી સ્વાભાવિક રીતે સુપરિન્ટેન્ડન્ટને માઠું લાગ્યું અને તેમણે ગાંધીજીની તમામ બાબતમાંથી હાથ ધોઈ નાંખ્યા. ગાંધીજીને નિયમિત રીતે મળનાર

તેમનાં સગાંએ અરજી કરી તો પણ તેઓ તો કાને હાથ દઈને સરકારના હુકમની જ રાહ જોતા બેઠા. આથી પૂજ્ય કસ્તુરબા ગાંધીજીની બિમારી વિષે સાંભળીને દરવાજે આવેલાં તેમને લાચારીથી પાછાં જવું પડ્યું અને વીસ દિવસ સુધી સરકારની મંજુરી માટે રાહ જોવી પડી!

આમ હકિમ સાહેબ, પંડિતજી ને ભાઇ મગનલાલની મુલાકાત નામંજુર થઇ તેમ જ પૂજ્ય કસ્તુરબાને પણ રાહ જોઈ ને છેવટે ભાઇ પ્રભુદાસ અને બેન રાધા સિવાય જ મળવું પડ્યું તેથી ગાંધીજીએ સખત લખાણ શરૂ કર્યું. તેમ તેમણે એ પણ સંકલ્પ કર્યો કે સરકાર આ બધી જોહુકમી વિષે ઘટતો ખુલાસો ન કરે અને ભવિષ્યની મુલાકાત વિષે સંતોષકારક ધોરણ ન ઘડે ત્યાં સુધી કોઈ ને મળવું જ નહિ. છેવટે સરકારે મુલાકાતની બંધી વિષે જરા વિનયથી ખુલાસો કર્યો. પૂજ્ય કસ્તુરબાને થએલી અગવડ માટે દિલગીરી જણાવી ને ભવિષ્યમાં જેમને મળવું હોય તેમનાં નામ પહેલેથી સરકારની મંજુરી માટે મોકલવાનું સૂચવ્યું. આથી ગાંધીજી કંઈક સંતોષ પામ્યા, તરત જ સગાંસંબંધીઓની લાંબી યાદી મંજુરી માટે મોકલી અને પછી આશ્રમમાંથી નવાં નામ આવે તે પણ તેમની જ મારફત મોકલાય એમ ઠરાવ્યું.

સદ્‌ભાગ્યે આમ જે અનેક નામ સરકારમાં મોકલાયાં તે સૌ નિર્વિઘ્ને પસાર થયાં. સરકાર બીજું કરે પણ શું? તે જાણતી જ હતી કે હવે એક પણ નામનો નકાર ભણાશે એટલે ગાંધીજી કાયમને માટે મુલાકાત બંધ કરશે. તેમણે આશ્રમમાં પણ સાફ કહાવેલું: "જે નામ હવે મોકલો તે જોઇ વિચારીને મોકલજો. ચુસ્ત રાજદ્વારી માણસનું નામ મોકલશો તો મને જરાયે વાંધો નથી. પણ તેવું નામ નામંજુર થશે તો પછી છયે વરસ સુધી હું કોઇને મળી નહિ શકું. માટે જો મુલાકાત કાયમ રાખવી જ હોય તો આગળ પડતા માણસનું નામ હાલ ન મોકલવું."

આમ નવી મુલાકાતની નવી ઘટમાલ ચાલી. પણ તેમાંયે વળી વિક્ષેપ તો આવ્યો જ. ગઇ સાલની આખરમાં સરકારને સૂઝી સૂઝીને સુઝ્યું કે બીજાને બે જ મિત્રો મળી શકે અને ગાંધીજીને પાંચ કેમ? તેથી તેમને પણ બે મિત્ર કે પાંચ સગાંનો કાયદો લાગુ પાડવાનું ઠરાવ્યું. અમારે માટે તો આ ધોરણ મુજબ હતું તેથી ગાંધીજીને પોતાની ખાસ છુટ સાલતી જ હતી. તે દૂર થવાથી તેમના દિલને તો શાંતિ જ થઈ.

પણ છેવટે, ગાંધીજી તો હિન્દુસ્થાનમાં—દુનીઆમાં એક જ ને અમે...તો ઠીક. સરકારે ઘડેલા સખ્ત નિયમમાંથી પણ નવા સુપરિન્ટેન્ડન્ટ કર્નલ મરેએ રસ્તો કાઢ્યો. એક વખતે પૂજ્ય કસ્તુરબાની સાથે બે મિત્રો તેમ જ સ્વર્ગસ્થ રમાબાઇ રાનડેની મુલાકાત મંજુર થઇ. આ વિષે ગાંધીજીએ કર્નલને પૂછ્યું ત્યારે તેણે જણાવ્યું કે: "હું તો એવો હિસાબ ગણું છું કે, એક સંબંધી અર્ધો મિત્રની એટલે ગણત્રીની સરલતાની ખાતર બે મિત્રની બરાબર. તમને એક સંબંધી મળે એટલે ત્રણ મિત્રની જગ્યા ખાલી રહે. તેમાં મેં કંઇ જ પક્ષપાત કર્યો નથી! આ અંકગણિતથી અમે સૌ ખુબ જ હસી પડ્યા. ને વળી ૧૦–૧૨ સુધીનાં બે એક છોકરાં મુલાકાત વખતે ગણતરીની બ્હાર આવી શકે તે તો જુદાં!

જેવા જેનો ટેક તેવો તેનો પ્રભાવ.

## છાપાંનું ફારસ

ગાંધીજી જેલમાં ગયા પછી થોડા જ વખતમાં સર ચીમનલાલે વિનીત પક્ષની પરિષદમાં જાહેર કરેલું કે તેમને છાપાં મળે છે. તેથી તે પરિષદ અને જાહેર પ્રજા જરા ભરમાએલી. પણ ધારાસભામાં ભરમ ફુટ્યો અને માલમ પડ્યું કે વસંત સમાલોચક જેવાં નિર્દોષ માસિક પણ તેમને નથી મળતાં ને છાપાં નામે માત્ર સરસ્વતી નામનું હિન્દી માસિક જ મળે છે.

જેલમાં જતાં આ વાત ચોક્કસ થઇ. પહેલાં છાપાંની છુટ આપતા હોય એમ બતાવ્યું. ક્રોનીકલને બદલે ટાઇમ્સ—અઠવાડિક ટાઇમ્સ માગ્યું. તે પણ નામંજુર થયું. મોડર્ન રીવ્યુ ને પછી ઇન્ડીઅન રીવ્યુ માગ્યાં. તેની પણ ના જ. ગુજરાતીમાં ગાંધીજીએ વસંત ને સમાલોચક માગ્યાં જ કર્યાં. સરકારે ના કહી પણ ખુલાસો ન કર્યો તેથી ગાંધીજી તો લખતા જ રહ્યા. અંતે ઇન્સ્પેક્ટર જનરલ સાહેબે જણાવવાની મહેરબાની કરી કે તેમનાથી વધારે ઉંચા અધિકારીએ આ પત્રો નપાસ કર્યા છે! ગાંધીજીએ એ વાતમાં વધારે કસ ન જોયો એટલે તે પડતી મુકી.

જુના ગવર્નર સાહેબ ગયા જુલાઇ માસમાં છેલ્લી વાર જેલ જોવા આવ્યા ત્યારે તેમણે ગાંધીજીને કંઈ

તકલીફ હોય તે જણાવવા ખાસ સૂચવ્યું. તેમણે તરત જ છાપાંની વાત રજુ કરી. દેશદેશાંતરની નિર્દોષ હકિકતથી જેલમાં પણ વાકેફ રહેવાની ખાસ જરૂર જણાવી. પણ ગેવર્નર સાહેબ ન જ પીગળ્યા. તેમણે હસતે હસતે કહી દીધું: "હું દિલગીર છું કે આ બાબતમાં કંઈ જ નહિ કરી શકું. જેલમાં છાપાં ન જ આવવા દેવાય એવું અમારૂં ધોરણ છે. એકને પણ મળે તો બીજાની પાસે જતાં રોકી ન શકાય."

છતાં ગાંધીજી બ્હારના સામાન્ય જ્ઞાનથી છેક બેનસીબ નહોતા રહેતા. પહેલાં ત્રણ મહિને અને પછી દોઢ બે મહિને મુલાકાત થતી તે વખતે તો તેમને રાજદ્વારી તેમ જ બીજી હકિકત છુટવી કહેવામાં આવતી. તે બહુ સવાલ પૂછ્યા વિના ગાંધીજી સાંભળી લેતા. પણ તે સિવાયનું ગાંધીજીનું જેલનું નિયમિત છાપું તે તો મેજર ઝૉર્ન. તે ભલા મેજીસ્ટ્રેટ પોતે જ છેલ્લી લડાઇમાં તુર્કોના હાથમાં કેદી તરીકે આંગોરામાં સપડાયા હતા. પોતાને વીતેલી તેથી કેદીઓ માટે તેમના દિલમાં બહુ જ દાઝ રહેતી. તેમણે પહેલી જ વાર ગાંધીજીને છાપાં વિષે પૂછીને કહ્યું કે હું તમને બધી હકિકત આપવાનો છું. જેવું બોલ્યા તેવુ જ પાળતા. પંદરેક દિવસે આવે ત્યારે ગાંધીજીની પાસે પંદર વીસ મિનીટ સુધી ઉભા રહીને બને તેટલી હકિકત આપે. અલબત તેઓ તો ટાઇમ્સમાંથી જ બધી બાતમી મેળવે—તેમનું દૃષ્ટિબિન્દુ પણ સાધારણ એંગ્લો-ઇન્ડીઅનના જેવું, હિન્દુ-મુસલમાનનાં તોફાનની કે પાંચ દશ માણસનાં માથાં રંગાયાની, કૉંગ્રેસમાં તૂટ પડ્યાની કે ધારાસભાની ધમાલની વાત જરા હસતે હસતે કંઇક કરડાકી કરતે કરતે પણ કરે. છતાં ગાંધીજી પ્રત્યે તો શુદ્ધ સહાનુભૂતિથી ને નિખાલસ દિલથી બધું કહેતા. બર્નીઅરની મુસાફરીની ચોપડી ગાંધીજીને વાંચવા આપવાને માટે તેમણે જેલને ભેટ કરી. ગયા ડીસેમ્બરમાં જ્યારે વરસેકની રજા લઇ વિલાયતની સફરે ગયા ત્યારે ગાંધીજીને કહેતા ગયા: "હું ઇચ્છું છું કે હુ પાછો આવું ત્યારે તમે અહીંઆ નહિ મળો." ગાંધીજીએ તરત જ હસીને કહ્યું કે "સરકાર સાથે સમાધાન થાય તો જ હું છુટી શકું ને હું તો યોગ્ય સુલાહ કરવા તૈયાર જ છું." ગાંધીજીના છુટકારાની વાત સાંભળીને ભલા મેજર ખુબ જ ખુશી થયા હશે.

આ ઉપરાંત ગાંધીજીને અને મને બીજાં કેટલાંક છાપાં પણ મળતાં. હિન્દી પત્રોમાં સરસ્વતી ઉપરાંત માધુરી અને ક્વચિત્ હિન્દી પ્રચારનાં કંઇક ચોપાનીઆં મળતાં. તામિલમાં તે જ વિષયનું પત્ર પ્રકટ થાય છે તે પણ ક્વચિત્ આવતું. ગુજરાતીમાં ગુજરાત માસિક નિયમિત રીતે મળતું. યુગધર્મનો આખો અંક એક જ મળ્યો, બીજા ચારેક અંકના અમુક ભાગ મળી શક્યા, ને પછી બંધ! ગાંધીજીને માટે નિષિદ્ધ ઠરાવેલા વસંતનો પણ એક અંક ભૂલેચૂકે મને મળેલો! વળી સમાજજીવન ને બાલજીવન પણ ગાંધીજીને હમેશાં મળ્યે જતાં. તે જોઇને અમને બહુ હસવું આવતું તો પણ તેમાંથીને બને તેટલો કસ કાઢવા ચુકતા નહિ. ઉપરાંત મહાસભાના ખાદી વિભાગ તરફથી ભાઇ મગનલાલ પત્રિકાઓ પ્રકટ કરે છે તે પણ હંમેશાં મળતી.

આ ઉપરાંત બાતમી મેળવવાનો એક છુપો રસ્તો હતો તે પણ હવે ખુલ્લો કરવો જોઈએ. હું યરોડામાં નવો સવો હતો તેવામાં એક દિવસ ભાઇ મંઝરઅલી કલકત્તાનું "મુસલમાન" પત્ર મને આપવા આવ્યા. તે જોઇને હું નવાઈ પામ્યો. તેઓ તો જુના જોગી. તેમણે સહેજમાં સમજાવ્યું કે: "અંધારી સેપરેટમાં આવાં છાપાં હમેશાં ચોરીથી આવે છે તે વૉર્ડરો જતાં આવતાં લઈ આવે. તમે વાંચીને સળગાવી દેજો. ગાંધીજીને તે દેખાડશો નહિ પણ લાંબી ટુંકી વાત કર્યા સિવાય તેમને કંઇ મુદ્દાની માહિતી હોય તે આપશો તો તેઓ સાંભળશે." આમ યંગ ઇન્ડીઆ ને ક્રોનિકલના પણ કેટલાએ અંક આવ્યા. તેમાંના કેટલાકમાં તો મૌલાના હઝરત મોહાનીએ ખુબ નિશાની કરીને સૂચવેલું પણ હોય કે આ ગાંધીજીને ખાસ વંચાવજો. પછી મુલશી પેટાનો કિસ્સો થયો, અમારા વૉર્ડરોને બહાર જવાની બંધી થઇ અને છાપાંનું વ્હેણ સુકાઇ ગયું.

ગાંધીજી ઇસ્પીતાલમાં ગયા તેવામાં જ મૌલાના સાહેબને ફાંસી ગેટમાંથી બ્હારની અંધારીમાં લાવવામાં આવ્યા. ગાંધીજી છુટયા તે પછી તો રાતે પણ અમારા દરવાજાની બારી ખુલ્લી રહે અને રાતના વૉર્ડરો આવજા કરી શકે. એટલે તો મૌલાના સાહેબે પૂર જોસથી છાપાંનો મારો શરૂ કર્યો. ખિલાફતનું ઉર્દુ છાપું દરરોજ આવે, દર અઠવાડીએ મરાઠા. ને કોઈવાર ક્રોનીકલ પણ. ઉપરાંત ચીઠ્ઠી લખીને ખાસ ખબરની

બાતમી પણ આપે. તેઓ સાહેબ જેલમાં છે છતાં આ બધું નિર્ભયપણે લખી શકાય છે. કારણ કે તેઓ દરરોજ અમલદારોને સાફ કહેતા કે " મારા પર તમે ગમે તેટલા અંકુશ મૂકો તો પણ મને તો છાપાં મળ્યાં જ કરે છે ને મારી ચીઠીચપાટી પણ ચાલુ જ છે." જેમણે જેલના એકે એક નિયમનો વીણી વીણીને ભંગ કરવાનું ખુલ્લી રીતે બીડું ઝડપેલું તેમના જેવો નિર્ભય કોણ ?

### ખાસ હકનો ઇનકાર

સૌ રાજદ્વારી કેદીઓને ખાસ સગવડો આપવાનો ઠરાવ ધારાસભામાં પસાર થયો હતો. છાપામાં પણ તે વિષે ખુબ ચળવળ ચાલી હતી. તેને પરિણામે ગઇ સાલની શરૂઆતમાં કેટલાક ખાસ નિયમો બ્હાર પાડીને અમુક સાદી કેદના કેદીઓને તેમની સામાજિક પ્રતિષ્ઠાના કારણસર જુદા વર્ગમાં રાખી ખાસ હક આપવાની સત્તા સરકારે પોતાને હસ્તક લીધી. પછી ગાંધીજીને અને ભાઇ શંકરલાલને તરત જ આ ખાસ વર્ગમાં મૂકયા. શંકરલાલ તો તે ભોગવવા રહ્યા નહિ. અને ગાંધીજીએ નવા નિયમો ધ્યાનપૂર્વક વાંચીને તરત સરકારમાં લખી દીધું કે ભાઈ જયરામદાસ, ભણસાલી જેવા મારા જેવી જ અથવા મારાથી ચઢીઆતી સામાજિક પ્રતિષ્ઠાવાળા કેદીઓને કેવલ સખત કેદની સજાના કારણસર જ આ વર્ગમાં મૂકવામાં ન આવે ત્યાં સુધી મારૂં નામ તેમાં દાખલ કરશો નહિ. સરકાર આનો કંઇ જવાબ તો ન જ આપે. ગાંધીજીની ચોપડી પર " ખાસ વર્ગ " એમ પણ લખાઈ ગયું. રહેશે જ્યાંસુધી તેઓ તેઓ એવી અસાધારણ સગવડો ભોગવતા કે જે ખાસ વર્ગના એકલા કેદીને પણ ન મળી શકે. પણ ખાસ વર્ગને અંગે ગાંધીજીને દર મહિને એક કાગળ અને એક મુલાકાતની—તેમને હિસાબે બે મુલાકાતની અર્થાત્ ત્રણ મહિને છની છુટ હતી તેને બદલે તેઓ બે જ ભોગવીને સંતોષ માનતા. ગાંધીજીનો આ સત્યાગ્રહ છેવટ સુધી કાયમ જ રહ્યો.

ગવર્નર સાહેબની મુલાકાત વખતે આ વાત પણ ગાંધીજીએ છેડી. તેમણે બે ચોખ્ખા મુદ્દા રજુ કર્યા: (૧) મારા જેવા જ ગુન્હાવાળા જે કેદીઓને કોઇ મેજીસ્ટ્રેટે ધુનમાં આવીને સખત કેદની સજા કરી હોય તેમને પણ આ વર્ગમાં દાખલ કરવા જોઈએ; અને (૨) કાયદાની મુસીબતને લીધે તેમ થઈ શકતું ન હોય તો તમારે વિષમતા દૂર કરવાને ખાસ હુકમ કાઢીને આવા કેદીઓને સખત મજુરીમાંથી મુક્ત કરી સાદી કેદ આપવી જોઈએ ને પછી આ વર્ગમાં મૂકવા જોઇએ. ગવર્નર સાહેબે રોફથી જણાવ્યું કે આ નિયમો મેં જ ઘડ્યા છે ને હું જાણું છું કે આ બેમાંથી એકે પગલું ભરવાની અમને સત્તા નથી. તેમણે તરત મેજર જોન્સને પૂછ્યું. તેમણે પણ વગર સમજ્યે હાજીઓ ભણ્યો. ગાંધીજીને તે જ વખતે થયું કે આ ગંભીર ભૂલ કરે છે. તેમણે તે વિષે કાગળ લખવાની તૈયારી કરી. " હું જેલમાં છું એટલે મારી આગળ ગમે તેમ બોલાય એમ ગવર્નર સાહેબ કેમ માને ? અહીંઆ પણ હું જાગતો બેઠો છું એમ તેમણે જાણવું જ જોઇએ." બન્ને બાબતોમાં ગાંધીજીએ તકરાર લીધી અને આ વર્ગીકરણમાં તો સરકારની છેતરપીંડી જ છે એમ સાફ જણાવ્યું. ગવર્નર સાહેબના માનની ખાતર કહેવું જોઇએ કે તેમણે તરત જ બન્ને બાબતમાં પોતાની ભૂલ કબૂલ કરી ને સાદી કેદની સજાથી તો મેજીસ્ટ્રેટો કેવલ બંધન જ ઇચ્છે છે તેથી તેવા જ ખાસ કેદીઓને કેટલીક સગવડો આપવાનું યોગ્ય ધાર્યું છે એમ લખ્યું. પણ આથી ગવર્નર સાહેબની બેધડક બેદરકારી અને અડગ અભિમાનવૃત્તિની છાપ કેમ ભૂંસાય ?

### મુલ્શી પેટાનું મંગલાચરણ

મુલ્શી પેટાના કેદીઓને મારવામાં આવતા ફટકાનો જે મામલો ગઈ સાલ જુન મહિનામાં અવધિએ પહોંચ્યો, તેના ગણેશ ફેબ્રુઆરી માસમાં મંડાયા. તે વખતે ગાંધીજી જુના યાર્ડમાં હતા. એક દિવસ તેમણે કંઇ ચીસો અને ફટકા ની વાત સાંભળી ને સામા ચોગાનમાંથી કંતાનના ખડબચડાં કપડાં પહેરીને તેમ જ દુઃખથી જરા વળીને ચાલતા ચાર પાંચ કેદીઓને જોયા. પછી વળી પસાર થતા એક બેડીવાળા કેદીને પૂછતાં માલમ પડ્યું કે ફટકા મુલ્શી પેટાવાળાને જ માર્યા છે. જેલમાં જાણીતું હતું કે તેમને ઘણાખરાને ઘંટીનું કામ આપવામાં આવતું અને તે તેમનાથી પૂરૂં થતું ન હતું તેથી તેમને થોડી ઘણી સજાઓ થયાં જ કરતી. પણ તેઓ તો શુદ્ધ સત્યાગ્રહી હોવાનો દાવો કરે તેથી તેમનું વર્તન ને તેમની ગતિઓ ગાંધીજીને બહુ જ ખટકતી.

ગાંધીજીએ તરત જ સુપરિન્ટેન્ડન્ટને ખાનગી પત્ર લખીને વિનંતિ કરી કે આ કેદીઓની ફરજ સમજાવવાને તેમને મળવાની રજા આપે. પણ ગાંધીજીને આવી રજા આપવાનું જોન્સ સાહેબનું શું ગજું! એટલે ગાંધીજીએ વળી સુપરિન્ટેન્ડન્ટને કાને વાત નાંખીને આ ધર્મકાર્ય માટે બીજો આકરો રસ્તો પણ લીધો. તેમની પાછળની એક કોટડીમાં ભાઈ જયરામદાસ હતા. તેમને છેક વાડ આગળ બોલાવ્યા ને પૂરું કામ કરી સજાઓની નામોશીમાંથી બચી જવા મુસ્લી પેટાવાળાને સમજાવવા તેમને સૂચવ્યું. ભાઈ જયરામદાસે આ કામ બરાબર પાર પાડ્યું. પણ તેઓ પોતાની હદ ઓળંગી વાડ સુધી ગયા તે વિષે વૉર્ડરે સુપરિન્ટેન્ડન્ટને ફરિયાદ કરી. એટલે નિયમસર તેમણે જયરામદાસને એક અઠવાડીઉં તેમની કોટડીમાં બંધ રાખવાની સજા ફરમાવી. આ વિષે સાંભળીને વળી ગાંધીજીને દુઃખ થયું. જયરામદાસની વિષ્ટિમાં સુપરિન્ટેન્ડન્ટની સંમતિ પણ હતી છતાં પણ તેમણે સજા કરી! તરત જ પોતાને પણ એવી અથવા એથી વધારે સખ્ત સજા કરવાને મિત્રભાવે જોન્સ સાહેબને લખ્યું. તેમણે ગાંધીજીને સમજાવ્યું કે મારી આગળ 'ખટલો' આવે તો મારે નિયમસર કંઇ કર્યા સિવાય ચાલે નહિ તેથી જ સજા કરી છે, ને વળી ગાંધીજીએ પોતાની હદ ઓળંગી પણ નથી. આથી ગાંધીજી શાંત થયા. છતાં બ્હાર કોઈ છાપામાં તો એવું આવેલું કે જયરામદાસના જેવી સજા સુપરિન્ટેન્ડન્ટે ગાંધીજીને ન આપી તેથી તેઓ પોતાની મેળે જ જાણીજોઈને સાત દિવસ સુધી કોટડીમાં ભરાઇ રહ્યા! આ વાત ગાંધીજીએ સાંભળી ત્યારે તેઓ ખુબ જ હસ્યા.

## છેલ્લા ફટકા

આ પછી ફટકાની વાત શમી ગઈ તે છેક જુનની આખરે પાછી ઉભળી આવી. તે દિવસે નવેક વાગે અમારો વૉર્ડર ખબર લઇ આવ્યો કે મુસ્લી પેટાવાળા છ—તેમાં કોઈક તો પંકાએલા—કેદીઓને ફટકા મારવામાં આવ્યા છે. આવી વાત ઓચીંતી સાંભળીને ગાંધીજીને ભારે દુઃખ થયું. તેઓ નિયમસર રેંટીઓ ચલાવતા બેઠા હતા. તેમની આંગળીઓ તો પોતાનું કામ કર્યે જ જતી હતી. પણ તેમના અંતરમાં અગ્નિ સળગવા લાગ્યો. તેમની મુખમુદ્રા અને આંખો જરા લાલ થયાં. તેમનો અવાજ સહેજ થરડાનો અને ભારે લાગ્યો. થોડીવારમાં ડાક્ટર મહેતા આવ્યા. તેમણે ફટકાની વાત સંભળાવી. પણ ગાંધીજીને તો તેનો પૂરો ઈતિહાસ જાણવો હતો. તેમણે થોડો કહ્યો ન કહ્યો—ગાંધીજીની અસાધારણ ગંભીરતા જોઇ જરા ચમક્યા—કહેલું પણ થોડું ભુંસી વાળવા ગયા—ગભરાયા ને ચાલવા ગયા. ગાંધીજી તેમના પર ખુબ જ ચીડાયા. અત્યંત આવેશથી અને પ્રચંડ આગ્રહથી તેમણે કહ્યું: "ડાક્ટર, તમે જાણો છો—ફટકાની વાત સાંભળી ત્યારથી હું તો સમસમી રહ્યો છું! આજે તમે આટલી વાત કરી છે તો ગમે તેટલી તપાસ કરીને પણ આજે તમારે મને પૂરી વાત કહેવી જ પડશે. એટલે પછી મારે શું કરવું તેની મને સુઝ પડે." ગાંધીજીના ઉગ્ર સ્વરૂપ ને તેજ ભાષા પરથી અમે તરત સમજી ગયા કે આ વખતે તો ગાંધીજી કંઇ ગંભીર પગલું લેશે જ.

આ વિષે પૂરી વિગત માગવાને તે જ દિવસે ગાંધીજીએ પહેલો કાગળ લખ્યો. તેમાં જ જણાવ્યું કે "આજની ખબર ઉપરથી...મારે કંઇક કરવું જ પડે એમ મને લાગે છે. પણ કંઇ અવિચારી પગલું લેવા માગતો નથી." બીજે જ દિવસે સવારે સુપરિન્ટેન્ડન્ટ અને ઈન્સ્પેક્ટર જનરલ બન્ને આવ્યા. સુપરિન્ટેન્ડન્ટે બધી વાત પણ કરી: "ગઈ અગીઆરશને દિવસે મુસ્લી પેટાવાળાઓએ ઉપવાસ કરવાની રજા માગી, તે મેં આપી. પણ એવી સરતે કે તેમણે પુરું કામ તો કરવું જ. પણ તેમાંના કેટલાએ ઘણું ઓછું કામ કર્યું. તેથી મેં થોડી ઘણી શિક્ષાઓ કરી. આની બીજાઓને ખબર પડી એટલે ગઇ કાલે સવારે છએ જણાએ જણાવ્યું કે અમારા માણસોને આવી ખોટી સજાઓ કરો છો એટલે અમે કોઇ હવે કામ નથી કરવાના. આ તો ચોખ્ખું બંડ જ કહેવાય. જેલમાં તે કેમ સહન થઇ શકે? એટલે મેં ફટકા આપ્યા." ગાંધીજીએ આ વાત માની લીધી. પણ તેથી તેઓ શમી ન શક્યા.

## સત્યાગ્રહની ચર્ચા

આવી અવિચારી ને સખત સજા કરવા સારૂ ગાંધીજીએ મનમાં પણ સુપરિન્ટેન્ડન્ટનો વાંક ન કાઢ્યો. તેમને વાંક તો એ ભાઇઓનો જ વસ્યો: "ચક્રી આપી હોય તો તે કરવી જ જોઇએ. કામ પૂરૂં થાય ત્યાં સુધી કર્યા જ કરવું જોઇએ. જો કળથી અને ફરજ સમજીને કરે તો પૂરું પણ થઇ શકે. પણ ન થાય તોયે શું? ઘંટી

કરતે કરતે બેભાન થઇ તેના આગળ પડી મરી જવું સારૂં પણ આવી સજાઓ કેમ ખવાય ? અને સજાઓ કરે તો તેની પણ સત્યાગ્રહીએ તો બરદાસ કરવી જ જોઈએ. જ્યાં સુધી ખાસ અંગત અપમાન કરવામાં ન આવે ત્યાં સુધી સામે ન થવાય ને હુલ્લડ પણ ન જ કરાય. ”

૨૯ મીએ બપોરે ગાંધીજીની કોટડીમાં અમારી સભા મળી. ત્યાં સુધીમાં એવું પણ જાણવામાં આવ્યું હતું કે ફટકાની સજાથી આશરે સાત દશ મુસ્લી પેટાવાળા કેદીઓએ ઉપવાસ શરૂ કર્યા છે અને તેથી તેમને સર્કલમાથી અંધારીમાં લાવીને બધ કર્યા છે. હવે પોતે શું કરવું એ સવાલ અમારી આગળ મૂકીને ગાંધીજીએ પોતાની વિચારસરણિ રજુ કરી: “ મારી આગળ તો એક જ વિચાર આવે છે કે આ કેદીઓને બદલે બા કે દેવદાસ હોય તો હું કેવી રીતે વર્તું ? તેમને ફટકા માર્યા તેથી હું સુપરિન્ટેન્ડન્ટ પર ક્રોધ ન કરૂં. તેઓ ઉપવાસ કરે તેથી જ કંઇ ઉપવાસ પણ ન કરૂં. પણ ત્યારે હું મૂઢ બનીને બેસીજ રહું ? હું જેલ સુધારવા અહીંઆ નથી આવ્યો તેમ સત્યાગ્રહી તરીકે અહીંઆ ચળવળ કરવાની પણ મારી ફરજ નથી માનતો. પણ તેથી હું માણસ મટી નથી જતો તેમ હું સમાજસેવક છું તે પણ ભૂલી નથી શકતો. એટલે જો મને એમ થાય કે મારો પુત્ર પણ અજ્ઞાનને લીધે ન કરવાનું કરે છે અને તેથી ખુબ હેરાન થાય છે તો મારી એટલી ફરજ. તો ખરી જ કે મારે તેનો ધર્મ સમજાવી ઠેકાણે લાવવો, પણ જો છેવટે ન જ સમજે તો તેને ઇશ્વરને શરણે છોડી દઇને શાંત થઈ બેસવુ. પણ આટલું તો મારે કરવું જ જોઇએ અને તેમ કરવાની મને પૂરી સગવડ પણ સરકારે આપવી જ જોઈએ.

“ પણ સરકાર તે ન આપે તો ? તો મારે સારૂ એક જ રસ્તો રહ્યો.—ઉપવાસ કરી પ્રાણ આપવાનો. બ્હાર હોઇએ તો ચળવળ કરીએ, બીજાં પગલાં લઇએ. પણ અહીંઆં તો છેવટનું જ શસ્ત્ર ઉપાડવાનું રહ્યું. અને તે પણ સરકાર સામે—સુપરિન્ટેન્ડન્ટ સામે ક્રોધથી નહિ. પણ મારાં ભાંડુ અજ્ઞાનથી દુઃખી થયાં કરે તેનો હું અપંગ સાક્ષી બની ન શકું તેથી મારા આત્માની શાંતિ સારૂ જ. ”

આ સાંભળી અમે તો દિંગમૂઢ જ બની ગયા—લેવાઇ ગયા. આવા અસાધારણ વિકટ સંયોગોમાં આવા મહા પુરૂષની સાથે આવી જોખમભરેલી ચર્ચામાં ઉતરવાનો આ પ્રસંગ અમારે માટે તો પહેલો અને કદાચ છેલ્લો જ હતો. એ મહાત્માની જીવનદોરી અમારા હાથમાં મૂકાઇ હોય—હિન્દુસ્થાનના ભાવિનો ભાર અમારે માથે આવી પડ્યો હોય એમ ઘડીભર અમને લાગ્યું.

અમે ચર્ચા કરવા ગયા. અમારી નાનકડી દલીલ તો એટલી જ હતી: “ કીડી પર કટક ચડાવવા જેવું આ નથી ? છેવટનું શસ્ત્ર ઉપાડવા જેટલો આ પ્રસંગ ગંભીર ગણાય ? ” પણ ગાંધીજીનું દિલ તો અંધારીમાં પુરાએલા મુસ્લી પેટાના ભાઇઓ સાથે પ્રેમભાવે એકતાર થએલું હતું. અને તેમના દિલનો દારૂણ નિશ્ચય થઈ ચુક્યો હતો. પછી **क ईप्सितार्थस्थिरनिश्चयं मनः पयश्च नीम्नाभिमुखं प्रतीपयेत् ?***

ગાંધીજી ઉપવાસ કરે તે પૂરો ક્યારે થાય ? તે વિષે સમાધાનની બે શરતો ગાંધીજીએ ઘડી તે પણ અમને બહુ વસમી લાગી. એક તો ગાંધીજીને મુસ્લી પેટાવાળા સાથે સર્કલમાં રાખવા જોઇએ કે જેથી તેમને ઘંટીનો પાઠ બરાબર આપી શકાય અને ફરીથી તેમને કંઇ સજા થવાનો પ્રસંગ ન આવે. આ તો અમને કેવળ અશક્ય જ લાગ્યું. પણ અલબત જુદા રાખીને પણ જરૂર પડે ત્યારે છુટથી આ કામને સારૂ અમલદારોની હાજરીમાં તેમને મળવા દે .તોયે ગાંધીજીને સંતોષ હતો. પણ ગાંધીજીને હવે આટલાથીયે સંતોષ થાય એમ ન હતું. તેમની ખાત્રી થઈ ચુકી હતી કે બધું કરતે છતે પણ કોઈ ગમે તેવો ભલો સુપરિન્ટેન્ડન્ટ કંઇ પણ નજીવા કારણસર ગુસ્સામાં આવી જઇને કોઇ સત્યાગ્રહીને ફટકા લગાવી બેસે. એ સ્થિતિ હવે તો અટકવી જ જોઇએ. તેથી ફટકા મારવાની સત્તા સુપરિન્ટેન્ડન્ટની પાસેથી લઇને પંચ કમિટી કે સરકારના હાથમાં રાખવાની બીજી શરત ગાંધીજીએ મૂકી. આ પણ સરકાર કેમ કબૂલ કરે ?

આ બધા વિષે અમે કેટલીયે વાર સુધી લુલી પાંગળી દલીલો કર્યાંજ કરી. પણ અમારા બોલ. અમને જ લુલા

---

* ઇષ્ટ સિદ્ધિપર સ્થિર નિશ્ચય થએલા મનને કોણ રોકી શકે ને નેવનાં પાણી મોભે કોણ ચડાવી શકે?

લાગે તો પછી તેની ગાંધીજીના પ્રચંડ નિશ્ચય પર શી અસર થાય ? છેવટે ગાંધીજીની આ જીવલેણ લડત અનિવાર્ય છે એમ માની લઇને, ભવિષ્યની ચિંતા કરતા અમે છુટા પડ્યા.

## પહેલું પગલું

તરત જ ગાંધીજીએ તૈયાર કરેલા કાગળમાં છેવટના સુધારા કરીને તે સુપરિન્ટેન્ડન્ટને રવાના કર્યો. તેના છેલ્લા પેરામાં ઉપવાસ જેવું જલદ પગલું ભરવાની કંઇક આગાહી પણ આપી. પણ સરકારમાં તે તરત સમજાઇ નહિ—કે તેની પરવા ન થઈ. ગમે તે કારણસર દશેક દિવસ સુધી તે કાગળ વિચારાયા વિના જ પડી રહ્યો.

દરમ્યાન દરરોજ જોન્સ સાહેબ સાથે ચર્ચા ચાલ્યાં જ કરતી. તેઓ પોતે જ આ બધા ઉત્પાતનું મૂળ. છતાં તેમને લડતનું રહસ્ય બરાબર સમજાવવામાં ગાંધીજી પૂરા ફતેહમંદ થયા. જેમને જુલ્મી રાક્ષસ તરીકે છાપાંમાં બદનામ કરવામાં આવતા તેમના જ જુલ્મની સામે શુદ્ધ સત્યાગ્રહ કરનાર તો રોજ તેમની સાથે હસીને મિત્રભાવે વાતો કર્યા જ કરતા.

એક બાજુએ ગાંધીજી મીઠી વાતો કરતા હતા તેમ બીજી પાસ પોતાનો નિશ્ચય પણ કેળવતા જ હતા. તેમના દિલના એક ખુણામાં અગ્નિની નાનીશી ચીણગારી જલતી જ હતી. રોજ ઉપવાસ કરનાર કેદીઓની વધઘટની, તેમની વધતી જતી અશક્તિની, ને ઘટતા જતાં વજનની વાતો સાંભળતાં જાણ્યે અજાણ્યે એ ચીણગારી પ્રજ્વલિત થતી હતી. પણ એ અગ્નિ શાંત અને નિર્ધૂમ હતો. તેના ધુમાડાથી ગાંધીજીની આંખ ચેરાતી નહિ, તેમ બુદ્ધિ અસ્થિર થતી નહિ. સાક્ષાત અગ્નિ—નારાયણને પણ પેટમાં જીરવનારા પ્રાચીન મહર્ષિઓ પણ કંઇક આવા જ હશે !

આમ સરકારના જવાબની વાટ જોતાં દશેક દિવસ વહી ગયા. છતાં તે ન જ આવ્યો. ગાંધીજીને થયું કે આટલી ખામોશી બસ છે. તેમણે રામબાણ જેવી કલમ હાથમાં લીધી. વિધાતાના લેખ જેવો કાગળ લખ્યો. સરકારને નોટિસ આપી કે દરમ્યાનમાં કંઈ સંતોષકારક ખુલાસો નહિ મળે તો ત્રીજા દિવસની સવારથી પાણી અને મીઠું સિવાય તમામ આહાર છોડીશ. એ કાગળ પણ અમારી આગળ રજુ થયો. અમારા હાંજાં નરમ થઇ ગયાં. હવે અમને ગાંધીજીની સાથે અમારી પણ ચિંતા થવા લાગી. સરકાર હવે શું કરશે—ગાંધીજીને ક્યાં સુધી ઉપવાસ કરવા દેશે—બ્હાર ચળવળ થશે તે કેમ શમાવશે—તેમને અમારાથી જુદા પાડશે કે નહિ—ને ખાસ તો એ કે અમારે પણ ઉપવાસ કરવા કે નહિ—એ બધા સવાલો અમને ખુબ ગભરાવવા લાગ્યા.

આ ચમકાવનાર કાગળનો સાર સુપરિન્ટેન્ડન્ટે તરત જ ટેલીફોનથી સરકારમાં જણાવ્યો, પછી રવાના કર્યો. સેક્રેટેરીએટમાં દોડાદોડ થઇ ગઇ ને બન્ને કાગળો તરત જ ગવર્નર સાહેબની આગળ મૂકાયા. તેઓ ચોંક્યા—ચિંતામાં પડ્યા.

## ઉપવાસની તૈયારી

તે પછીના ચોવીસ કલાક અમારા અંતરમાં અમર અક્ષરે લખાએલા રહેશે. તેવો પુણ્ય પવિત્ર દિવસ કદાચ ફરીથી નહિ જોઇએ. તેવા તપના નિકટ દર્શનથી કદાચ ફરીથી પાવન નહિ થઇએ.

સોમવારે બપોરે ગાંધીજીનું મૌન પૂરૂં થયું. તે પછી પણ તેઓ તો નિત્ય નિયમસર જ કામ કર્યે જતા હતા. તેમની શાંતિ અભંગ હતી. તેમનું વદન એવું જ હસતું અને આનંદી હતું. પણ વાતાવરણ કંઇક વધારે ગંભીર લાગતું હતું. તેઓ પરમ ધર્મભાવથી—પ્રેમભાવથી અંતકાળની યથાયોગ્ય તૈયારી કર્યે જતા હતા. તેમણે પાછલા પહોરે જણાવ્યું: "કાલથી કાર્યક્રમમાં ઘણો ફેરફાર કરીશ. બને તેટલો વખત ઉપનિષદમાં જ એકાગ્ર થઇશ. ઉર્દુ પણ ચાલુ રાખીશ. (તે વખતે પેગંબર સાહેબના સોબતીઓ વિષે મૌલાના શીબલીની ચોપડી વાંચતા હતા) એટલે બધું ધાર્મિક જ વાંચન. બીજું વાંચવાનું કમી જ કરી નાંખીશ.

"જ્યારે ઉપવાસ કરૂં ત્યારે રેંટીઓ ચલાવવાનું વ્રત તો બંધ થાય છે. છતાં પહેલા બેત્રણ દિવસ તો થોડો થોડો વખત ચલાવીશ. પછી તો પડી જ રહેવું પડશે એટલે રેંટીઓ નહિ થાય."

વળી બીજે પ્રસંગે જણાવ્યું: "મને લાગે છે કે જો સરકારને સમાધાન નહિ કરવું હોય તો મને તમારાથી છુટા પાડશે જ. તે માટે તમારે તૈયાર રહેવું. મારી પાસેથી જે ચોપડીઓ જોઇએ તે આજે જ લઇ લેજો. તેવી જ રીતે મારે પણ તમારી પાસેથી લઇ લેવી

પડશે." કહ્યું તે પ્રમાણે કર્યું. અમને સૂચના આપી તે પ્રમાણે અમે ચોપડીઓ ગાંધીજીની ઓરડીમાં મૂકી દીધી.

સાંજ પડી. મેજર જોન્સ ગાંધીજીને સમજાવવા આવ્યા: "ગવર્નર સાહેબના હાથમાં બન્ને કાગળો આજે જ મૂકાયા છે. તેમને નિર્ણય કરવાને ચોવીસ કલાકની મહેતલ તો આપવી જ જોઇએ. એટલે એક દિવસ ઉપવાસ મુલતવી રાખો તો સારું." ગાંધીજીએ તરત પૂછ્યું: "ગવર્નર સાહેબે પોતે જ મને ખાસ કહાવ્યું છે?" તેનો સ્પષ્ટ ઉત્તર જોન્સ સાહેબ ન આપી શક્યા.

એટલે ગાંધીજીએ કહ્યું: "જો તમે તમારી પોતાની ખાતર મને રોકાવાનું કહો તો હું તરત રોકાઇ જાઉં. પણ એનો અર્થ તમારે સ્પષ્ટ રીતે સમજી લેવો જોઇએ. તે એ કે તમારે સરકારમાં પણ મારા પક્ષની વકીલાત કરવી જોઇશે—તમારું બધું વજન તમારે મારા પલ્લામાં નાંખવું જોઇશે. એ રીતે તમે કહી શકો તો હું આ ઘડીએ અટકી જાઉં."

સુપરિન્ટેન્ડન્ટ: "તમે મારી સહાનુભૂતિ તો જાણો છો. પણ મારે માથે આવી જવાબદારી તો ન લઇ શકું. મારી ખાતર તો કંઇ જ ન કરશો."

એટલે ગાંધીજીએ તો ઉપવાસ શરૂ કરવાનો મક્કમ નિશ્ચય જણાવ્યો. પોતે નિષ્ફળ થયા તેથી જોન્સ સાહેબ કંઈક નારાજ થયા—ખીજાયા. તેમણે એક પગે જમીન ખણતે ખણતે—તેના પર નીચે જોતે જોતે જવાની તૈયારી કરી. ઓચીંતું જ તેમનું અવિચારી સાહસિક સ્વરૂપ પ્રગટ થયું. કંઇક ઓર જ તોફાની તેજથી આંખ ચમકારી-ને તેમણે કહ્યું: "ઠિક ત્યારે મિ. ગાંધી, તમે જાણો છો —જે સરત દોડે (હી ડુ રન્સ ધ રેસ)..." તત્ક્ષણ જ ગાંધીજીએ ઘા ઝીલી લીધો: "...ને જ જોખમ વ્હોરે (...રન્સ ધ રિસ્ક) એ હું સારી પેઠે સમજું છું ને તે માટે તૈયાર છું." જોન્સ સાહેબ તરત વિદાય થયા.

આમ વિષ્ટિ નિષ્ફળ થઇ. પહેલા દાવ રમાઇ ગયા. તલવારો ખખડી ગઇ. હવે ખરેખરો જંગ જામશે એમ ચોક્કસ લાગ્યું.

## પુણ્ય પ્રભાત

નિર્ણય મુજબ સવારે ચાર વાગ્યાથી જ ગાંધીજીએ ઉપવાસ શરૂ કર્યો. પ્રાર્થના પછી તરત જ તેઓ હમેશાં ગરમ પાણીમાં ખાટું લીંબુ નીચોવી મીઠું નાંખીને પીએ. તેમાંથી તેમણે લીંબુ બાતલ કર્યું.

પણ ઉપવાસનું પ્રત્યક્ષ દર્શન તો આશરે સાડા ૭ વાગે થયું. હમેશની માફક ગાંધીજી તો ખાટલામાં સુતે સુતે શાંતિથી વાંચતા હતા. પણ તેમની પાસે પડેલા નાના ટેબલ પર તો ગરમ પાણી પીવાને તાંસળું ને ચમચો જ દેખાયાં. પહેલે દિવસે ફળ નહિ મંગાવેલા એટલે તે ક્યાંથી હોય? ને ફળ કે લીંબુ સરખું પણ લેવાનું નહિ એટલે ચપ્પુ પણ શા માટે રાખે? દૂધ લેવાનું નહિ તેથી તે ભરવાનું માપ નહિ કે બપોર માટે સાચવવાનું પાટ પણ નહિ. ભીષ્મ પ્રતિજ્ઞાનો આ સમારંભ જોઇને પહેલી જ વાર અમારા દિલમાં ઉંડું શૂળ ભોંકાયું.

અમારાથી ગાંધીજીનો સાથ થઈ શકે નહિ તેમ તેમની આગળ નબળાઇ બનાવી શકાય નહિ તેથી અમારું દુઃખ વિશેષ. ભાઈ મંઝરઅલીએ પહેલા જ દિવસથી ઉપવાસ શરૂ કરવાનો કંઇક વિચાર કરેલો. તેમને સમજાવવા મને ગાંધીજીએ સૂચવ્યું. મેં તેમને કહ્યું: "આપણાથી ગાંધીજીના પેંગડામાં પગ ન મૂકાય. આપણે કંઇ લડત લીધી નથી, તે માટે આપણને કંઇ કારણ પણ નથી. આપણાથી તેમનો ખાલી વાદ કેમ થઇ શકે?" પછી ૧૯૧૮ માં અમદાવાદના વણકરોની હડતાલ વખતે ગાંધીજીની સાથે ભાઇ શંકરલાલ અને શ્રીમતી અનસૂયાબેને ઉપવાસ કરવા ધારેલો ને તેમને અટકાવેલાં તે પણ સમજાવ્યું. ભાઇ મંઝરઅલી માની ગયા. પણ ગાંધીજીને બે ત્રણ કડાકા થાય—તેઓ નબળાઇથી પથારીવશ થાય ત્યારે અંગત ભાવને વશ થઇને શું કરીશું તેનો અમને જરાયે ભરોસો નહોતો.

સાત વાગ્યા ને દૂધ આવ્યું. ગાંધીજીએ વાસણોનો ખડખડાટ સાંભળ્યો. તરત જ ચેતીને પથારીમાં બેઠા થયા. પોતાનું બધુંયે દૂધ પાછું લઇ જવાની સૂચના કરી. દૂધ લઇ આવનાર ઇસ્પીતાલના માણસો ઘણા જ ભાવિક. તેમાં પણ એક બુઢ્ઢો તો રોજ દૂધ આપીને ગાંધીજીના પગ આગળ શિર ઝુકાવીને જ વિદાય થાય. જેલમાં તો ગાંધીજીએ દર રવિવારે ચોવીસ કલાકના જ ઉપવાસ કરેલા એટલે દૂધ ન ભરવાનો હુકમ પહેલી જ વાર સાંભળીને એ બિચારાઓ સડક જ થઇ ગયા. મોંનાં નૂર પડી ગયાં આવું ક્યાં સુધી ચાલશે —ક્યારે અટકશે?—એવી ફાળ સૌના પેટમાં પડી.

"પણ દૂધવાળો અમારો દરવાજો છોડીને પૂરાં દસ કદમ નહિ ગયો હોય એવામાં સુપરિન્ટેન્ડન્ટ, સાર્જન્ટ વગેરે આવી પહોંચ્યા. તેમણે દૂધવાળાને પણ સાથે લીધો. મેજર સાહેબ પણ ઉપવાસનું પ્રત્યક્ષ દર્શન કરીને નરમ પડી ગયા. તેઓ અમલદારીનો રોફ છેક છોડીને કેવલ મનુષ્ય બની આવ્યા. તેમનું દિલ સ્નેહભાવે—કંઈક પૂજ્યભાવે દ્રવતું હતું.

તેમને જોઈને તરત જ ગાંધીજી રીતસર ઉભા થયા. સાધારણ ખબરઅંતર પૂછાઈ. પછી દૂધ વિષે પૂછ્યું. ગાંધીજીએ હસતે હસતે કહ્યું: "તમે જાણો જ છો કે મારો ઉપવાસ આજથી શરૂ થાય છે." ફરીથી ચોવીસ કલાકને સારૂ તે મુલતવી રાખવાની સુપરિન્ટેન્ડન્ટે માગણી કરી. ગાંધીજીનો જવાબ તો તૈયાર જ હતો: "મારી ક્યાં ના છે? તમે મારી સાથે રહેતા હો તો તમારી ખાતર જરૂર મુલતવી રાખું." જોન્સ સાહેબ જરા વિચારમાં પડયા. હવે ટકોર કે તીરંદાજી માટે કંઈ અવકાશ ન હતો. ઉપવાસનો હાઉ તેમની સામે જ ઉભો હતો. તેને આટલી વારને સારૂ દૂર ન કરી શકે તો સરકારમાં પણ તેમની નામના ઘટે. સહેજ વારમાં જ તેમણે બીહુ ઝડપ્યું: "હા, મિ. ગાંધી, મારી ખાતર પણ મુલતવી રાખો." ગાંધીજી તરત કબૂલ થયા. એકદમ સૌનાં વદન પર આનંદ અને ઉલ્લાસ ઝળકી રહ્યો. અમલદારોએ તરત દૂધ મંગાવ્યું અને ગાંધીજીનાં પાત્રોમાં રેડાવવા માંડયું. પણ હજી ગાંધીજીનું પૂરૂં પારખું અમે નહોતું જોયું. તેમણે વાતમાં હસતે હસતે સુપરિન્ટેન્ડન્ટને કહ્યું: "હવે તો હું દૂધ લઇશ અને ફળ પણ મંગાવો. પણ હું તમને ખરૂં જ કહું છું કે મારૂં મન મેં ઉપવાસની દિશામાં એટલું બધું વાળી દીધું છે કે હમણાં તરત તો મારા દાંતમાં રસ ઉતરવો પણ મુશ્કેલ છે. અત્યારે ઉપવાસ તોડવા કરતાં કાયમ રાખવો એ મને વધારે સહેલું લાગે." આ વાત સાંભળી વળી સૌ વિસ્મય પામ્યાં ને મનોબળની સાક્ષાત્ મૂર્તિ રૂપ મહાત્માજીને સૌએ અંતઃકરણથી પ્રણામ કર્યા.

તે જ દિવસે બપોરે ગાંધીજી સાથે મસલત કરવાને તેમના પૂર્વ પરિચયવાળા એક ઉંચા અમલદારને ગવર્નર સાહેબે મોકલ્યા. ચાર પાંચ દિવસ સુધી રોજ બપોરે બે ત્રણ કલાક મસલત ચાલી. તેના પર ગાંધીજીએ પડદો રાખ્યો છે ને તે ઉઘાડવાની અમને પણ મનાઇ છે.

### સમાધાન

છેવટે સમાધાનની શરતો નક્કી થઈ. ગવર્નર સાહેબના એલચી અને સુપરિન્ટેન્ડન્ટની હાજરીમાં મુલ્શી પેટાના ભાઇઓને મળીને સમજાવવાની રજા ગાંધીજીને આપી. તેમ જ ભવિષ્યમાં કોઇ પણ કેદીને સરકારની મંજુરીથી જ ફટકા મારવાનો હુકમ બધી જેલના ઉપરીઓને આપવાનું નક્કી થયું.

તે જ દિવસે સાંજે એ ચિરસ્મરણીય પ્રકરણની પૂર્ણાહુતિ થઈ. મુલ્શી પેટાના ભાઇઓને લગભગ ૧૪–૧૫ દિવસના કડાકા થયા હતા. તેઓ ઘણા જ લેવાઇ ગયા હતા તેમ તેમને એ બધોય વખત કોટડીમાં જ પૂરી મૂકયા હતા. આટલે દિવસે તેમના બે આગેવાનોના દરવાજા ખોલીને તેમને ખુલ્લામાં લાવ્યા. તેમણે તો અમારા યાર્ડમાં ચાલીને આવવાની હિંમત બીડી. છતાં સુપરિન્ટેન્ડન્ટના હુકમ મુજબ તેમને ઉચકીને જ અમારી લાઇબ્રેરી પાસે લઈ આવ્યા. ત્યાં અમલદારો ને ગાંધીજી તો પહેલેથી જ બેસી ગયા હતા. ગાંધીજીને તેમણે નમ્રભાવે પ્રણામ કર્યા. સામો આશીર્વાદ આપીને ગાંધીજીએ હસીને પૂછયું: 'કેમ મરણની તૈયારી કરી શું?' વીર સૈનિકો ઝળકી ઉઠયા: "એટલામાં મરાય છે શાનું?" પછી મુદ્દાની વાત ચાલી. તેમણે પોતાની હકિકત સંભળાવી તે ગાંધીજી સહેજમાં પી ગયા. પછી તેમણે સત્યાગ્રહીનો ધર્મ સમજાવવા માંડયો. તેટલામાં વરસાદે વિક્ષેપ કર્યો. તરત બધા ઉઠયા. વૉર્ડરોએ બધી ખુરશીઓ લાઇબ્રેરીમાં ગોઠવી દીધી અને વાત આગળ ચાલી. ગાંધીજીની સલાહ સહેજમાં એ ભાઇઓને ગળે ઉતરી, તેમને પોતાની ભૂલ સમજાઈ, અને સૌનો ઉપવાસ પૂરો કરવાનું વચન આપ્યું. પણ એટલાથી ગાંધીજી કેમ સંતોષાય? તેમણે તરત જ પોતાનું દૂધ મંગાવ્યું, તેમાંથી બન્ને ભાઇઓને થોડી થોડી પ્રસાદી ત્યાં ને ત્યાં જ આપી. વાત પૂરી થઇ ને સૌ ઉઠયા.

આ અસાધારણ પ્રસંગની અમલદારોના મન પર પણ ઉંડી અસર થઇ. તેમનાં દિલ પણ પીગળી ગયાં. સુપરિન્ટેન્ડન્ટની પણ ખાત્રી થઇ ચુકી કે આ કોઇ લુચ્ચા કેદીઓ નથી પણ ખરેખરા સંસ્કારી સજ્જનો છે.

તેમણે પોતાનું દષ્ટિબિન્દુ ગાંધીજીને સમજાવેલું તેની પણ તેઓ કદર કરી શક્યા. આટલા દિવસ તેમણે દુઃખ વેઠયું તે મારી જ ભૂલથી એવું કંઇક પણ તેમને લાગ્યું. તેમાંથી એકને પોતે ચાબુક મારેલા. બન્નેને જંગલી પશુની માફક ભૂખ્યા પૂરી મૂકેલા. તે બન્નેની સાથે મિત્રભાવે હાથ મીલાવ્યા. "તમને આ બધું વીત્યું તે માટે હું દિલગીર છું. હું પણ કંઇ સંપૂર્ણ નથી. મારી પણ ભૂલ થઇ હશે." એ ભાઇઓને સુપરિન્ટેન્ડન્ટની પાસેથી પશ્ચાત્તાપનાં આવાં જ કંઇ વચન જોઇતાં હતાં તે મળ્યાં.એટલે તેમના આળાં દિલને ટાઢક વળી.

છેવટે એક સવાલ ગાંધીજી ન જ ચૂક્યાઃ "આ સૌને ચૌદ ચૌદ દિવસના ઉપવાસ થયા છે તેમને હવે શો ખોરાક આપશો?" સુપરિન્ટેન્ડન્ટે ઉદારપણે તેનો નિકાલ ગાંધીજી પર જ છોડી દીધો. તેઓ તો ઉપવાસના પાકા અનુભવી એટલે તેમને વિચાર કરવાનો હોય જ શાનો? તેમણે તરત કહ્યુંઃ "દરેકને ત્રણ રતલ દૂધ, બે નારંગી, એક ખાટું લીંબુ અને એક અધોળ ગોળ આપો." આ "રેશન" ચાર પાંચ દિવસ માટે મંજુર થયો અને સૌ મિત્રભાવે છુટા પડ્યા.

યરોડાએ છેલ્લાં ત્રીસ ચાલીસ વરસમાં કંઇક કેદીઓ ને અમલદારો, કંઇક ત્રાસ ને જુલમ, કંઇક કસબ ને કિસ્સા નીહાળ્યા હશે. પણ એ વર્ષાઋતુની સાંજ ને શાંતિ, એ એલચીનો ખાખી લશ્કરી પોશાક ને કડો મીઠો મીજાજ, એ સુપરિન્ટેન્ડન્ટનાં ચંચલ નયન ને ચિંતાતુર ચહેરો, એ મહાત્માજીનાં ખુરસીના ખુણામાં સમાતાં સુકોમલ અંગ ને પ્રફુલ્લ પ્રેમલ હાસ્ય ને તેમની સામે શિષ્યભાવે બેઠેલા ચૌદ ચૌદ દિવસના ઉપવાસી અડગ શુદ્ધ સૈનિકો—એ ચિત્ર તો અદ્ભુત ને અવર્ણનીય જ ગણાય. જેમણે તે દૂરથી નીહાળ્યું છે તેઓ અણમોલા રતનની પેઠે હૃદયમાં તેનું જતન કરશે અને સર્વતોવિજયી શુદ્ધ સત્યાગ્રહના પુણ્ય સ્મારક તરીકે તેને પ્રેમથી પૂજશે.

## હજામનો કિસ્સો

આ ગંભીર મામલો પાર પડ્યો તે પછી થોડાં જ અઠવાડીઆંમાં કંઇક રમુજી પ્રકરણ બન્યું.

મુસ્શી પેટાના સમાધાનની બધી વાત ખાનગીમાં જ બની. છતાં તે વિષે થોડી ઘણી ખરી ખોટી બીના છાપાંમાં આવી ગઇ. આથી જેલનું કંઇક પોલાણ પરખાયું. તેથી સુપરિન્ટેન્ડન્ટને કંઇક ઠપકો પણ મળ્યો હશે. એટલે તેમણે અમારા યાર્ડનો બાકીની જેલ સાથેનો સંબંધ બને તેટલો કાપી નાંખવાનો ઠરાવ કર્યો. અમારા વૉર્ડરોને ચીઠીના કે પરચુરણ કામે બ્હાર જતા બિલકુલ અટકાવ્યા અને દરવાજા પર ખાસ નવા વૉર્ડરને બેસાડ્યો. અમારો કંઇ સામાન લઇ આવે તે બાજુમાં દરવાજા પર જ ઉભા રહી બૂમ મારે એટલે અમારા વૉર્ડર વગેરે ત્યાં જઇને લઇ આવે. સૌ ઝાડુવાળા કુંડવાળા આખો દિવસ અમારે ત્યાં કામ કરી રાત્રે સર્કલમાં બંધ થતા તેમને અમારા જ યાર્ડની કોટડીઓમાં બંધ કરવા માંડ્યા. અને સૌની હજામત કરવાને મંગળ ને શુક્રવારે હજામ સર્કલમાંથી આવતો તેને બદલે એક નવા હજામને અમારા યાર્ડની જ સેવામાં રાખી રાત્રે ત્યાં જ પુરવા માંડ્યો.

આ બધું નાટક ગાંધીજી જોતા ગયા તેમ તેનું રહસ્ય પણ સમજતા ગયા. ઝાડુવાળા વગેરે સાંજે સર્કલમાં બંધ થાય ત્યારે ભેગા મળીને દિલ ખોલી શકે અને ક્વચિત્ બીડી તમાકુ પણ મેળવી શકે. આ બધો આરામ વિરામ પોતાને લીધે જ બંધ થયો એ ગાંધીજીને ખુબ સાલવા માંડ્યું. આ વિષે તેમણે સુપરિન્ટેન્ડન્ટને પૂછ્યું પણ ખરૂં. પણ તેમણે નિખાલસપણે કહી દીધું કે તમારા પર શંકાથી નહિ પણ મારા બચાવની ખાતર જ આ પગલાં લીધાં છે. કોણ જાણે કેમ થોડીવારમાં બીજા બધા તો નવી પરિસ્થિતિથી ટેવાઇ ગયા. પણ હજામ એકલો અડગ જ રહ્યો. તેને યાર્ડમાં બંધ થવાનું ન જ ગોઠ્યું. ફરિયાદ કરવાથી ન વળ્યું ત્યારે છેવટે તેણે હડતાલ પાડી—સૌની હજામત કરવાનું બંધ કર્યું. એટલે તેને કોટડીમાં સાત દિવસ બંધ કરવાની સજા થઇ. આથી વળી ગાંધીજી અકળાયા ને તેમણે સુપરિન્ટેન્ડન્ટને તે વિષે વાત કરી. તેમણે એ હજામને બદલીને બીજાને ત્યાં લાવવાનો હુકમ કર્યો. તેણે પણ થોડા દિવસમાં વેસ કાઢ્યો ને ગાંડા થવાનો ઢોંગ કર્યો. એટલે તેને પણ કોટડીમાં બંધ કર્યો.

આથી તો ગાંધીજીને હદ થએલી લાગી. આમ પોતાની ખાતર જ એક પછી એક હજામ અહીંઆ બંધ થાય, તેથી કામ ન કરે ને તેને સજાઓ થયાં કરે તે ક્યાં સુધી સહન થાય? તેમણે પોતે તો આવા સંયોગોમાં હજામની સેવા વિના જ ચલાવી લેવાનો અને માથું અને

દાઢી વાંળ કાપવાના ઝીણાં સંચાથી જ હાથે સાફ કરવાનો નિશ્ચય કર્યો.* દક્ષિણ આફ્રિકાની જેલોમાં તો અસ્ત્રા દાખલ થતા જ નથી અને સૌને આવા સંચાથી જ ચલાવી લેવું પડે છે એ પણ જણાવ્યું. મેં નમ્રતાપૂર્વક કહ્યું: “ આમ આપ ચલાવી લેશો છતાં યાર્ડના બીજા પંદર વીસ માણસને માટે તો હજામ રાખવો જ પડશે એટલે આપને અહીંઆથી બીજે લઇ જાય તે સિવાય આમ તો આ મુસીબતનો અંત નહિ જ આવે.” પણ મારી દલીલ છુ ગઇ. ગાંધીજીએ પોતાનો નિશ્ચય સુપરિન્ટેન્ડન્ટને સમજાવ્યો, ને બાલ કાપવાનો સંચો માગ્યો. તેમણે તરત જ તે માટે હુકમ આપ્યો. દરમ્યાન ગાંધીજીએ પાંચ છ દિવસ દાઢી વધવા દીધી. છેવટે સંચો તો આવ્યો. પણ તે જરાયે બારીક ન હતો. ગાંધીજીએ તરત જ ભાઇ મંઝરઅલી પર તેનો પ્રયોગ શરૂ કર્યો. તેમના ગાલ ચીમટીઓ ભરાવાથી સોરાયા. પણ એક વાળ ઉતર્યો નહિ. પોતાની હજામત પણ ન જ થઇ શકી.

આ અખતરો નિષ્ફળ થયો એટલે વળી ગાંધીજી વિચારમાં પડયા. જેલમાં તેઓ બધાયે નિર્ણય કરતા પહેલાં તે વિષે અમારો મત પૂછીને અમને માન આપતા. પણ આ વિષે મને રીતસર પૂછવાનું રહી ગએલું. સંચો નિષ્ફળ ગયા પછી ગાંધીજીએ વાત કાઢી. ત્યારે મારી દલીલ ફરીથી રજુ કરીને રીતસર હજામત કરાવવાને ખાસ વિનંતિ કરી. સુપરિન્ટેન્ડન્ટે પણ આગ્રહ કર્યો. ગાંધીજીએ ઉદાર દિલથી નમ્યું આપ્યું. સદ્ભાગ્યે નવો હજામ આવ્યો તે જરાયે ગાંડો થયા સિવાય છેવટ સુધી નભી રહ્યો તેથી ફરીથી કંઇ મુસીબત નડી નહિ.

## અઢવાડીઆંનો અર્ધ ઉપવાસ

ગાંધીજીની લડતોનું જે પૂરૂં રહસ્ય ન સમજે તેને એમ જ થાય. કે થોડે થોડે વખતે તેમને લડવાનું શૂર ચડી આવે છે અને તેથી ગમે તે પ્રસંગમાંથી સહેજમાં લડત જગાવી બેસે છે. એમ જ ગયા સપ્ટેમ્બર માસમાં રજનું ગજ થઇ ગયું. ખોરાક ને દવાના ઘણા ઘણા પ્રયોગો કર્યા છતાં પણ ભાઇ મંઝરઅલીના હાથ પરથી ખસ ન ખસી. ગાંધીજીની સૂચનાથી તેમણે મીઠું પણ છોડયું હતું પણ તેથી સફલ નહોતા થયા. છેવટે ગાંધીજીએ સૂચવ્યું કે બાકી રહેલા દોઢ માસ માટે તેમણે દાળ ને શાક તેમ જ માંખણનો પણ ત્યાગ કરવો ને તેની અવેજીમાં બેને બદલે ચાર રતલ દૂધ અને લીલાં ફળ લેવાં ને રોટી તો કાયમ રાખવી. ભાઇ મંઝરઅલીએ આ અખતરો પણ કબૂલ કર્યો. એટલે ગાંધીજીએ આ ફેરફાર મેજર જોન્સની મંજુરી માટે રજુ કર્યો. તેઓ જરા વિચારમાં પડ્યા. પછી તેમણે જણાવ્યું કે હું બેને બદલે બાર રતલ દૂધ તો આપું પણ ફળ તો તેમને પોતાના પૈસામાંથી જ મંગાવવાં પડશે. ગાંધીજીએ જવાબ આપ્યો: “અમે અમારા પૈસામાંથી તો કંઈ જ ન મંગાવીએ. હું તો એમ ધારતો હતો કે તમે ભાઇ શંકરલાલને હમેશાં છૂટથી બધુંયે આપતા હતા ને તેમના પ્રમાણમાં તો ભાઈ મંઝરઅલીએ અત્યાર સુધી ઘણી જ કરકસરથી ચલાવ્યું છે એટલે હવે બાકી રહેલી ટુંકી મુદત માટે તમે ખર્ચનો બારીક વિચાર નહિ કરો.” પણ મેજર સાહેબના મનમાં આ દલીલ ન ઉતરી. પછી ગાંધીજીએ દાક્તરી દૃષ્ટિથી સમજાવ્યું કે કેવલ દૂધના આહારના પ્રતિકાર તરીકે પણ ફળની જરૂર છે. જોન્સ સાહેબે તરત કહ્યું કે ઠંડુ દૂધ લેવામાં આવે તો એવા પ્રતિકારની જરૂર રહે જ નહિ. ગાંધીજીએ આ વાત તરત પોતાને માટે પણ પકડી લીધી: “ત્યારે તો હું પણ ઠંડુ દૂધ લઉં તો મારે પણ ફળની જરૂર નહિ જ ને?”

જોન્સ સાહેબ ઉતાવળમાં બોલી ગયા: “નહિ જ.”

“ વળી એકલા દૂધનો અખતરો કોઈ દિવસ કર્યો નથી તે કરવાની પણ મને તક મળશે” ગાંધીજીએ ઉમેર્યું.

પણ આથી સુપરિન્ટેન્ડન્ટ તો ખુબ ખીજવાયા. ગાંધીજીની તબીયત માટે મેં ફળની જરૂર સૂચવી. તરત જ કરડાગીમાં આંખો ચમકાવી કહ્યું: “ પણ હું શું કરૂં ? હું મંઝરઅલીને ફળ નથી આપી શકતો તેથી મિ. ગાંધી પણ તે છોડે છે. તેમને ઠીક લાગે તેમ કરે. ” ગાંધીજીએ પોતાનું દૃષ્ટિબિન્દુ સમજાવવા માંડયું પણ વ્યર્થ.

એટલે બીજા દિવસથી ગાંધીજીએ નારંગી લીંબુ છોડયાં અને કેવલ ચાર રતલ ઠંડા દૂધ પર જ રહેવા

* રાજદ્વારી કેદીઓને પોતાના સામાનથી હજામત કરવાની છુટ હતી. માત્ર અસ્ત્રો ઓફીસમાં રાખતા અને જોઇએ ત્યારે આપતા. યરોડા, તેમ જ સાબરમતીમાં ઘણાખરા ભાઇઓ આ સગવડનો લાભ લેતા.

લાગ્યા. અમારી તો ખાત્રી જ હતી કે ગાંધીજીને આથી નુકસાન જ થશે. અને થયું પણ એમ જ. તેમને ચાર રતલ દૂધ પચાવવું પણ ભારે લાગવા માંડયું તેથી કંઇંક કમી કર્યું. નબળાઈ તો વધતી જ ગઈ. અઠવાડીએ વજન થયું ત્યારે ગાંધીજી ૧૦૪ પરથી ૧૦૧ રતલ પર આવેલા માલુમ પડ્યા.

ફરીથી સુપરિન્ટેન્ડન્ટ સાથે વાત થઈ. અત્યાર સુધીમાં વળી તેઓ ગાંધીજીના અખતરો સમજી ગયા હતા. પણ તેનું પરિણામ સાંભળીને ચમકી ગયા. ગાંધીજી કહેઃ "તમારી સંમતિ હોય તો હું તો આ પ્રયોગ ચાલુ રાખવાને ઘણો જ ખુશી છું. ત્રણ રતલ જવાથી હું કંઈ ગભરાતો નથી."

પણ જોન્સ સાહેબ કંઇ માને? "મહેરબાની કરીને આ અખતરો બંધ કરો. હવે આ વિષે હું જરાયે જવાબદારી લેવાને તૈયાર નથી. ને મંઝરઅલીને પણ જે ફળ જોઇતાં હોય તે ભલે લે."

"બાકી મંઝરઅલી તો હાલ દાળથી ચલાવી લેવા ને ફળનો અખતરો બ્હાર જઇને જ કરવા તૈયાર" ગાંધીજીએ ઉમેર્યું. પણ સુપરિન્ટેન્ડન્ટે તે પર કંઇ ધ્યાન ન આપ્યું. તેમની ભલમનસાઇ પર ગાંધીજી આફ્રીન થયા ને બીજા દિવસથી તેમણે ને મંઝરઅલીએ ફળ લેવાનું શરૂ કર્યું. બીજા એક બે અઠવાડીઆંમાં ગાંધીજીનું શરીર પાછું ઠેકાણે આવ્યું ને સૌનાં દિલને ટાઢક વળી.

### છેલ્લી લડત

ગયા ઓકટોબર માસમાં મેજર જોન્સની જગ્યાએ કર્નલ મરે આવ્યા. ને એક માસમાં તો તેમની સાથે ગાંધીજીની દારુણ લડત જામી ગઇ.

ઓકટોબરની આખરમાં ભાઈ મંઝરઅલી છુટયા ને તે પછી બે ત્રણ દિવસમાં ભાઇ અબદુલ ગનીને ખાસ વર્ગમાં દાખલ કરીને અમારે ત્યાં લાવ્યા. જુદા હતા ત્યારે તેમને યુરોપીઅનોનો ખોરાક મળતો હતો તે અમારે ત્યાં પણ ચાર પાંચ દિવસ કાયમ રહ્યો. છતાં ગોસ્ત તો તેમણે તરત જ છોડી દીધું. નવા આહારની યાદી ગાંધીજીની સલાહ લઇને તેમણે તૈયાર કરી ને રીતસર મરે સાહેબ આગળ રજુ કરી. તે વખતે તો તેમણે તે મંજુર કરી હોય એવો ભાસ થયો. પણ ફરી, મળ્યા ત્યારે તેમણે વાંધો લીધોઃ "ખાસ વર્ગના નિયમ પ્રમાણે કેદીઓના ખોરાક પર સરકારને એક પાઈ પણ વધારે ખર્ચવાની છે જ નહિ. તેથી યૂરોપીઅનોના ધોરણ પ્રમાણે તમારા ખોરાકની જેટલી કિંમત થતી હોય તેની હદમાં જ રહીને તમને જે જોઈશે તે આપી શકાશે. વધારે જોઇએ તે તમે તમારા પૈસામાંથી મંગાવી શકશો."

ગાંધીજીએ દલીલ કરીઃ "પણ મારું અને મારા સાથીઓના આહારનું જે પત્રક અમે ઘડીએ છીએ તે જ અત્યાર સુધી પસાર કરવામાં આવ્યું છે. હવે જો ભાઈ ગનીને તમે જુદા ધોરણસર ખોરાક આપો તો તે અમારી વચ્ચે પંક્તિભેદ થાય તે અમારાથી સહન ન થાય."

કર્નલ મરેનો જવાબ ચોખ્ખો હતોઃ "તમે તો માંદા અશક્ત માણસ છો. તમારે હાલનાં કરતાં પણ વધારે ખોરાકની જરૂર છે. બાકી બીજાને માટે મારા પહેલાંના અધિકારીએ જે ધોરણ રચ્યું હોય તેમાં હું કંઈ ફેરફાર કરવા નથી માગતો. પણ હું પોતે તો નિયમને જ અર્થ જે સમજું છું તે પ્રમાણે જ તેનો અમલ કરીશ. તેથી વધારે કંઇ કરવાની મને સત્તા જ નથી."

આથી ગાંધીજીના દિલને ભારે ચોટ લાગી. તેમની ખાત્રી હતી કે જે ખોરાક તેમને પહેલા જ દિવસથી આપવામાં આવ્યો હતો તે માંદગીના કારણસર નહિ પણ તેમની જુની ટેવને માન આપીને જ મંજુર કર્યો હતો. તે જ રીતે ભાઈ ગનીને ખોરાક ન મળે તો તેમણે પણ કેવલ દૂધ પર જ રહેવાનો અખતરો પૂરો કરવાનો અને તે છેવટે નિષ્ફલ નીવડે ત્યારે જ ફરીથી ફળ લેવાનો નિશ્ચય કર્યો. પણ ઇન્સ્પેક્ટર જનરલ સાથે વાત થતાં સુધી આ નિશ્ચયનો અમલ મુલતવી રાખવાની મરે સાહેબે સૂચના કરી તેને ગાંધીજીએ માન આપ્યું. એમ સાત દિવસ સુધી રાહ જોઈ. દરમ્યાન કર્નલ મેલ ન આવ્યા એટલે ગાંધીજીએ સરકારને કાગળ લખીને કેવલ દૂધ પર જ રહેવાનું શરૂ કર્યું.

અમે તો પહેલેથી જ સૂચવ્યું હતું કે તેમની તબીયત અન-આના કંઈ અખતરા ઝીલી શકે એમ નથી અને

વળી અડવાડીઆનો પ્રયોગ કર્યો તે પણ નિષ્ફળ જ ગયો હતો. પણ ગાંધીજીના દિલમાં એ વાત ન જ વસી.

ધાર્યા મુજબ પહેલે જ અડવાડીએ ફરીથી ગાંધીજી ૧૦૪ થી ૧૦૧ રતલ પર આવ્યા. તે પછી મરે સાહેબ જ્યારે આવે ત્યારે પૈયાં કે બીજાં ફળ લેવાનો આગ્રહ ઘણી જ મીઠાશથી કર્યા જ કરે. પણ ગાંધીજી પોતાનો અખતરો પૂરો નથી થયો એમ કહીને વળી ભાઇ ગની તરફ ધ્યાન ખેંચેઃ " તેઓ બિચારા પૂરી ખાંડ ને દૂધ ન મળવાથી ભૂખ્યા રહે છે તે વખતે હું ફળ શી રીતે લઇ શકું ?" એટલે સુપરિન્ટેન્ડન્ટ વળી નિયમના બંધનથી પોતાની લાચારી બતાવે ને ગાંધીજીને વળી ફળ લેવાનો વધારે આગ્રહ કરે.

એમ દર અડવાડીએ ગાંધીજીનું વજન ઘટતું જ જાય ને નબળાઇ વધતી જ જાય. આ પ્રયોગ ચાર અડવાડીઆં ચાલ્યો તેમાં ગાંધીજી લગભગ ૯૭ રતલ સુધી ઉતરી ગયા. એટલે તો મરે સાહેબે અને અમે પ્રયોગ સંકેલી લઈ ફળ લેવાનો ખુબ જ આગ્રહ કરવા માંડયો. ફળ એકદમ ન જ લેવાં હોય તો તરતમાં થોડી ડબલ રોટી લેવાને પણ ઘણી જ વિનંતિ કરી. ગાંધીજી પોતે પણ એવો કંઈ વિચાર કરતા હતા. છેવટે તેમણે ચાર ને બદલ ત્રણ રતલ દૂધ લઇને સાંજ સવાર થોડી થોડી રોટી લેવાનું શરૂ કર્યું. થોડા દિવસ તો ઠિક લાગ્યું. પાંચમે અડવાડીએ એએક રતલ વજન વધ્યું પણ ખરૂં. પણ એ બધું ફોકટ ! વળી રોટી ન ફાવી. એટલે ગાંધીજીએ તે બંધ કરી ને દૂધનો ઘટાડો તો કાયમ રાખ્યો. છઠ્ઠે અડવાડીએ ગાંધીજી ૯૬ રતલ પર પહોંચી ગયા ! છતાં ૯૦ રતલ પર આવતાં સુધી અમને ખામોશ રાખવા સૂચવ્યું !

દરમ્યાન બ્હારથી કોઇ મિત્રોએ ગાંધીજીને માટે કંઈ ફળ મોકલ્યાં તેમણે તે અમને સોંપી દીધાં. પણ જેમને ફળની આટઆટલી જરૂર, તેઓ તેનો ઇરાદાપૂર્વક ત્યાગ કરીને આવું દારૂણ કષ્ટ સહન કરે ત્યારે અમારાથી તે શી રીતે ખવાય ? બીજી પાસ ચાર પાંચ અડવાડીઆં સુધી ટકાવેલો અખતરો એમ એકાએક ફળ આવવાથી તોડવાનું પણ કેમ કહેવાય ? અમારે ધર્મસંકટ પ્રાપ્ત થયું. પણ મારાથી આ વિષમ સ્થિતિ ન રહી ગઈ; તે મેં હઠ લીધી કે ગાંધીજી જરા પણ ચાખે તો જ ફળ લેવું. તેમણે મને સમજાવ્યો પણ મારી હઠ વતીને તેને શરણે થયા. કંઇક કચવાઇને જરાક ફળ લીધું ને પાછા પોતાને રસ્તે વળ્યા. મને શિરપાવ પણ મળ્યોઃ " શંકરલાલ તો આવા અખતરો કરવા દે જ નહિ. તમે કરવા દીધો એટલે આમ એકાએક હેરાન કરશો એમ નહોતું ધાર્યું." અમે હાથ ઘસતા રહ્યા.

ગાંધીજીએ રોટી લીધી ત્યાં સુધી કહ્યાં જ કરેઃ "મને હજી એવી નબળાઇ નથી લાગતી કે મારૂં કામ કરવામાં મને જરાયે હરકત આવે. " કંઇક નબળાઇ લાગી તેથી રોટી લીધી પણ તેથી તે હડવાને બદલે વધી. તે છોડયા પછી બીજે અડવાડીએ તો અવધિ આવી. તેવામાં અમે દરરોજ ગાંધીજીની સાથે તબીઅત વિષે વિશેષ ચર્ચા કરતા હતા. તે મુજબ એક દિવસ સવારે તેમના ખાટલા આગળ હું દીનભાવે ઉભો હતો ત્યારે તેમણે કહ્યું: "હવે મને લાગે છે કે મારો અખતરો પૂરો જ થયો. આજે સવારે લોટો ઉપાડતાં પણ મારો હાથ ધ્રુજી ઉઠયો. એટલે હવે તો ફળ લેવાનો જ વિચાર કર્યો છે." આ સાંભળીને સુખી કે દુખી થયું તેની મને સમજણ ન પડી.

તે જ દિવસે પૂજ્ય કસ્તુરબા× ને બીજા સંબંધીઓની મુલાકાત હતી. તેઓ તરત જ ગાંધીજીની હાલત વર્તી ગયાં. તેમને કમને પણ પોતાની બધી વાત કહેવી પડી. સૌએ અખતરો માંડી વાળી ફળ લેવાનો ઘણો ઘણો આગ્રહ કર્યો. ગાંધીજીએ તે કબૂલ રાખ્યો. ને આ વાત અમને કહેતે કહેતે તેમણે એ પણ ઉમેર્યું કે " દાદર પર ચઢતાં ચઢતાં પણ મારા પગ એવા ધ્રુજી ઉઠયા કે હવે તો મારે બીજો રસ્તો રહ્યો જ નથી."

બીજે જ દિવસે કર્નલ મરે સાથે વાત થઇ. તેઓ ભાઇ ગનીની બાબતમાં તો એક તસુભર પણ ચસ્યા ન હતા. પણ ગાંધીજીએ ફળ લેવાનું કબૂલ કર્યું એ જાણીને ઘણા જ ખુશી થયા. તેમણે તે ઉપરાંત દરરોજ અડધો

---

× આ વખતે પૂજ્ય કસ્તુરબાને કર્નલ મરે સાથે રમુજી વાત થઈ. કર્નલે એવી મતલબનું કહ્યું કે મિ. ગાંધી આ બધું કરે છે તેમાં મારો કશો વાંક નથી. પૂ. બાએ તરત જવાબ આપ્યોઃ આઇ નો માય હઝબંડ...ઑલવેઝ મીશચીફ (હું જાણું છું મારા પતિને હંમેશાં કંઈક તોફાન કરવાની ટેવ છે).

શેર રોટી ને અધોળ મધ લેવાની સલાહ આપી તે પણ ગાંધીજીએ કબૂલ રાખી. ગાંધીજીએ જેવો કડક ઉપવાસ કર્યો તેવાં જ ઉદાર પારણાં પણ કર્યા !

## વ્યાધિ ને વિદાય

ગાંધીજીનો નવો આહાર તો પહેલાંને મુકાબલે બીજબાની જેવો જ ગણાય. પણ તે પૂરા દશ બાર દિવસ પણ નહિ ચાલ્યો હોય એટલામાં તો ભયંકર વ્યાધિએ તેમને ઘેરી લીધા. જાન્યુઆરીની પાંચમી તારીખે સવારે ગંગાપાને ખુબ પાણી ગરમ કરતો જોઇને હું નવાઇ પામ્યો. તેણે જણાવ્યું: "મહારાજ કુ બોત ઠંડા લગતા હૈ." મને સમજણ ન પડી. ગાંધીજી પાસે ગયો ત્યારે રોજની માફક તેમના હાથમાં ચોપડી નહિ અને શાંત થઇને સુઇ રહેલા જોયા. મેં ઠંડી વિષે પૂછ્યું. તેમણે ઘણા નરમ અવાજે કહ્યું: "હું તો સખત ઘવાયો છું. આખી રાત ઘણી જ સખત આંકડી આવી છે ને જરાએ ઉંઘ નથી આવી. ઉલટી કરવાને પ્રયત્ન કર્યો પણ ન થઇ. જુલાબ લીધા છે તેની પણ કંઈ અસર નથી."

ત્યારથી જ ગાંધીજીનાં અન્નજળ જેલમાંથી ઉઠયાં. બીજે દિવસે તેમની આંકડી શમી. ત્રીજે દિવસે તાવ ઉતર્યો. ચોથે દિવસે શ્રી. અનસૂયાબેન મને મળ્યાં ત્યારે બધી હકિકત કહીને મેં નિશ્ચિંત રહેવા કહ્યું. પણ મને ઇશ્વરના સંકેતની ક્યાં ખબર હતી? વળી ગાંધીજીએ ઉથલો ખાધો. પેટની એક બાજુ પર દર્દ જામતું જ ગયું, એક જ સ્થળે એકત્ર થતું ગયું. કર્નલ મેડક જોવા આવ્યા. "એપેન્ડીસાઇટીસ" ની વાત થઈ ને પાછી શમી ગઇ.

બારમીએ સવારે ગાંધીજીએ કહ્યું: "મને લાગે છે કે આજે મને હસ્પીતાલમાં લઇ જ જવા પડશે. દર્દ વધતુ જ માલુમ પડે છે." મેં તરત ડાક્ટર મહેતાના કાનમાં ફુંક મારી. તેમણે મરે સાહેબને કહ્યું. તેઓ તરત જોવા આવ્યા. તેમને પણ સ્થિતિ કંઇક ગંભીર થતી લાગી. તેઓ કર્નલ મેડકને ખબર આપવા ગયા. ગાંધીજીએ મને બોલાવીને તેમની ચોપડીઓ કપડાં વગેરે વિષે સૂચનાઓ લખાવી. કંઇક અંગત વાત કરવી હતી તે બપોર પર મુલતવી રાખી. પણ જોતજોતામાં કર્નલ મેડક આવી પહોંચ્યા. તેમણે ગાંધીજીને તપાસ્યા ને તેમને તરત જ હસ્પીતાલમાં લઇ જવા માટે પોતાની મોટર અંદર ઠેઠ યાર્ડના દરવાજા પર લાવવા ઉપડયા. અમે દોડાદોડ કરીને ગાંધીજીનાં કપડાં ને ચોપડીઓની ઝોળી તૈયાર કરી. જરા વાત કરવા બેઠા એટલામાં તો દરવાજે મોટરનું ભુંગળું વાગ્યું. ગાંધીજીને તેમના ખાટલામાં જ ઉપાડી દરવાજે લઇ ગયા. તેમનો એક તકીઓ મોટરમાં ગોઠવ્યો ને પછી આવી તબીઅતમાં પણ જરા સેતાપીથી ગાંધીજી તેના પર ગોઠવાઇ ગયા.

ગાંધીજી તો અમારા યાર્ડના અધિપતિ. તેમના જવાની ખબર તરત ચારે બાજુએ ફરી વળી. ગોરાઓ પોતાના વિભાગને છેડે આવીને ઉભા. ઝાડુવાળા ને કુંડાવાલા, બરદાસીઓ ને વૉર્ડરો સૌ છેક દરવાજા પર ધસી આવ્યાં. જેલર સાહેબે બૂમ મારી: "દૂર રહો." સૌ જરા પાછા હઠયા પણ તેમની નજર તો ગાંધીજી પર જ ઠરી રહી. કંઈ અગમ્ય ભાવથી સૌ રોવા જેવા થઇ ગયા. સૌએ નમી નમીને પ્રણામ કર્યા. ગાંધીજીએ તે ઝીલ્યા. તેમની મોટર ચાલી.. આખા યાર્ડમાં સુનકાર વર્તી રહ્યો.

સૌના દિલમાં એમ વસી જ ગયું કે હવે ગાંધીજી અહીંઆ પાછા નહિ આવે. અમારી—આખા દેશની દીનવાણિ દીનદયાળે સાંભળી ને એક મહિનાની અંદર ગાંધીજી છુટા થયા.

આમ ગાંધીજીની કંઈકંઇ લડતો પહેલેથી તે છેલ્લે સુધી ચાલ્યાં જ કરી. તેમાંની મુખ્ય તો બે ગણાય: એક મુલ્શી પેટાના કેદીઓ સંબંધી અને બીજી દોઢ મહિનાના અર્ધ ઉપવાસની. પહેલી લડતમાં ગવર્નર સાહેબ વખતસર સમજ્યા ન હોત તો શું થાત તેનો વિચાર કરતાં કાળજું કંપે છે. પણ ગાંધીજીનું પરમ તપ તે તો દોઢ માસનું દેહદમન. તે સહેતાં તેમને શું લાગેલું તે તો તેઓ જ કહી શકે. તે જોનાર સૌનો જીવ તો ખુબ જ બળેલો. પણ તેથી જ કદાચ ગાંધીજીનું કોમળ શરીર છેક જ નબળું પડી ગયું, પછીનો ઉદાર આહાર તેમનાથી ન જ જીરવાયો ને તેમના મંદવાડ ને મુક્તિનાં ગૂઢ બીજ એજ વખતે ઉંડાં રોપાયાં. જેવું કઠણ તપ કર્યુ તેવું જ અણધાર્યુ ફળ મળ્યું. કંઇક ધાર્યું ને કંઇક જ નીપજ્યું !

વિધિનાં વિધાનને કોણ વર્તી શકે !

ઇન્દુલાલ યાજ્ઞિક

# શ્રી રમાબાઇ રાનડે

આ સાધ્વી સ્ત્રીનું અવસાન ગયા મહિનાની ૨૬ મી તારીખે પૂનામાં થયું. તેમની ખોટ સમસ્ત હિન્દુસ્તાનને લાગશે—વિશેષ કરીને મહારાષ્ટ્રને. શ્રી રમાબાઈ દક્ષિણમાં જેટલાં જાણીતાં થયાં હતાં તેટલાં ગુજરાતમાં થયાં નહોતાં. પરંતુ તેમનું કાર્યક્ષેત્ર એટલે પૂનાનો સ્ત્રી સમાજ—અને તેમના લાભાર્થે ચાલતું પૂનાનું 'સેવાસદન' એમની સેવાવૃત્તિનો કીર્તિસ્તંભ છે. એ સંસ્થા એટલે શ્રી રમાબાઇ રાનડેનો આત્મા. એ બહેનના હૃદયમાં સેવાવૃત્તિની ભાવના ઉદ્‌ભવી હોત નહિં તે અત્યારે સેવાસદન થાત નહિં. અને જે હજાર દોઢ હજાર વિધવાઓ અને અનાથ સ્ત્રીઓ ઉદ્યોગ—ઉજળા ધંધા શીખીને સ્વાર્થ અને પરમાર્થનું કામ કરવાને તૈયાર થઈ રહી છે તેમની અધોગતિ થાત.

આપણા દેશની સ્ત્રીઓની સ્થિતિ વિષે હજી કોઇ પણ સ્ત્રી પુરૂષે ગંભીર વિચાર કર્યો નથી. છૂટાછવાયા અનેક પ્રયત્નો થઇ રહ્યા છે. પણ સ્ત્રીઓની અવનતિનાં મૂળભૂત જે બે ત્રણ કારણો છે તેનો તોડ જ્યાં સુધી થયો નથી ત્યાં સુધી આ પ્રયત્નોનાં ઇષ્ટ ફળ આવવાનાં નથી. અને પુરૂષના સર્વ ઉચ્ચાશયોને અંતરાયભૂત જ થશે. બાળલગ્ન, સ્ત્રીઓનું અજ્ઞાન, અને સ્ત્રીઓની આર્થિક પરાધીનતા. આ ત્રણે કારણને લીધે જ સ્ત્રીઓમાં સ્વમાન જેવી ભાવના રહી નથી. અને જ્યાં સ્વમાન નથી ત્યાં ઉન્નતિને અવકાશ જ નથી. અને વારંવાર કહ્યા છતાં ફરી કહેવું પડે છે કે અંત્યજોની માફક જ સ્ત્રીઓને કચેરેલી રાખ્યાનું પાપ આપણા દેશને ભોગવવું પડે છે. તેનું નિરાકરણ નહિં થાય, તેનું પ્રાયશ્ચિત્ત નહિં થાય ત્યાં સુધી સ્વરાજ્યનાં સ્વપ્ન સ્વપ્નાં જ રહેશે.

આવા અંધકારમાં જે કોઇ વ્યક્તિ ધક્કો મારીને આગળ જવાનો અને આગળ કઢાડવાનો પ્રયત્ન કરે તેને સમાજે વધાવવા યોગ્ય છે. આજકાલ રાજકીય ચળવળમાં ઘણી શક્તિનો વ્યય થાય છે. એટલે સામાજિક વિષયો તરફ દુર્લક્ષ જણાય છે. અને સામાજિક કાર્ય કરનારને ઉત્તેજન મળતું નથી. જનસમાજમાં જૂની રૂઢિને લીધે જે દુર્દશા થઇ છે તેનું નિકંદન કર્યા શિવાય પ્રગતિ નથી.

શ્રી રમાબાઇ રાનડેએ પોતાની દીન બહેનોની સ્થિતિ સુધારવા માટે જીવન અર્પણ કરીને પોતાનું વૈધવ્ય દીપાવ્યું હતું.

અગીઆર બાર વર્ષની કુમળી વયે તેમનું લગ્ન શ્રી મહાદેવ ગોવીંદ રાનડે સાથે થયું હતું. જે વખતે પતિને ઘેર આવ્યાં ત્યારે પતિ તરફથી બહુ આવકારની આશા નહોતી. કેમકે ન્યા. મ. રાનડેને પોતાની ઇચ્છા વિરૂદ્ધ લગ્ન કરવાની તેમના પિતાએ તેમને ફરજ પાડી હતી. સાસુ, સસરા, અન્ય વડીલો પુત્રવધૂ તરફ કેવી વૃત્તિ રાખે છે તે તો સહુ જાણે છે. આવી સ્થિતિમાં પણ આ પતિપરાયણ સ્ત્રીએ પોતાનો સંસાર અદ્દભૂત રીતે દીપાવ્યો. અને દંપતી યુગલમાં અરસ્પરસ એટલો સ્નેહ અને ભાવ ઉત્પન્ન થયો કે તેમનું જીવન આદર્શભૂત ગણાવા લાગ્યું.

શ્રી ન્યા. મ. રાનડે સાર્વજનિક કામોમાં સતત ગુંથાયલા રહેતા. પણ એમના સદ્‌ગુણોને લીધે એમના આયુષ્યનો સાર્વજનિક ભાગ જેટલો મહત્ત્વનો અને ચિરંસ્મરણીય થયો છે તે જ પ્રમાણે સાધુસંતને છાજે એવા એમના સ્વભાવને લીધે એમનો ખાનગી આયુષ્યક્રમ પણ અત્યંત હૃદયંગમ અને બોધદાયક થયો છે.

આજકાલ જમાનો એટલો જલદી આગળ વધે છે કે પાંચ વર્ષ ઉપર થઈ ગએલા બનાવો, તેમ જ સ્ત્રી પુરૂષોનું વિસ્મરણ થાય છે. ન્યા. મૃ. રાનડેના પવિત્ર અને ઉચ્ચ જીવનમાંથી અનેક સદ્બોધ લેવા જેવા છે. સાદું સરળ જીવન, ઉચ્ચ વિચાર, જનસમાજની ઉન્નતિ માટે સતત પ્રયાસ એ તેમનો જીવનમંત્ર હતો. આવી એક વિભૂતિ સાથે જેમણે સત્તાવીસ વર્ષો સહધર્મચારિણીના સંબંધથી છાયાની પેઠે ગાળ્યાં, જેમનાં અંગનું નૈસર્ગિક તેજ શિક્ષણથી અને એમના સહવાસથી ઘણું વધ્યું, અને જેમનું મન તેમની ભક્તિમાં નિમગ્ન થઈ ગયું તેવી પત્નીનો જીવનક્રમ ઉચ્ચ ઘડાય તે સ્વાભાવિક જ છે. એક ઉત્તમ આર્યાને અનુકૂળ તેમણે પોતાનું જીવન, પોતાનો પ્રેમ પતિની સેવામાં અર્પણ કર્યો હતો, તેમાં જ ધન્યતા માની હતી, અને તેમાં જ પતિના અવસાન પછી પણ પતિને પ્રિય કાર્યમાં પોતાનું જીવન નિવેદિત કર્યું હતું. આ મનોધર્મ હજારો વર્ષના સંસ્કારનું અને પરંપરાનું ફળ છે.

પતિએ મૂળથી તેમના શિક્ષણનું મંડાણ કર્યું હતું. કુટુંબમાં સાસુ નણંદની સહાનુભૂતિ તેમના શિક્ષણ તરફ જરા નહોતી. ઉલટા તેઓ ઘણાં જ ગુસ્સે થતાં અને તુચ્છકાર કરતાં. તેથી રાત્રે ઘરનું કામકાજ પરવાર્યા પછી વાંચવાનો આરંભ થતો. આસપાસની સ્ત્રીઓ મશ્કરી કરતી, અભ્યાસ મૂકી દેવાનું સમજાવતી પણ પતિના શબ્દમાં જ વિશ્વાસ રાખીને અનેક ત્રાસ વેઠીને તેમણે મરાઠી તેમ જ સાધારણ અંગ્રેજીનો અભ્યાસ પૂરો કર્યો. કોઇ સ્ત્રી કાગળ કે વર્તમાનપત્રનો કકડો નીચે વાંચતાં તેમને જૂવે તો કહે: "તમારી ઓફીસ મેડી પર છે ત્યાં તમે વાંચો કે નાચો. અમારૂં અપમાન કરશો તો ખબરદાર! અમારી પહેલી ભાભી હતી જ તો! એમને ભાઇએ લખતાં વાંચતાં બધું શીખવ્યું હતું. તે અમારી વયની જ હતી. તો પણ તેણે અમારા દેખતાં એક પણ અક્ષર વાંચ્યો નહિ. એને અંગ્રેજી શીખવવા સારૂ એમણે ઘણો પ્રયત્ન કર્યો, પણ તે સાધ્વી સ્ત્રીએ તેમાં લક્ષ જ આપ્યું નહિ. એમને દસ વાતો કહે તેમાંની એક તો કરવી પડતી પણ આવાં નખરાં ન હતાં" વગેરે વગેરે અનેક બોલ સાંભળવા પડતા. વારંવાર તેમને થતું કે ક્યાં મ્હારી કમબખ્તી લાગી કે મ્હેં અંગ્રેજીનો આરંભ કીધો! વારે વારે તેમને રડવું આવતું પણ આ વાત પતિને પસંદ નહિં એટલે એક શબ્દ પણ પતિને કાને નાખતાં નહિં. સહન કરવું એ મંત્ર તો તેમના હૃદયમાં સદાનો કોતરેલો હતો. અને પતિ તેમના મનનું વારંવાર શાંતિથી સમાધાન કરતા. એટલે આનંદથી કામ થતું. અને પ્રત્યક્ષાપ્રત્યક્ષ અત્યંત ત્રાસ છતાં અભ્યાસ પૂર્ણ કર્યો અને પતિના અનેક વ્યવસાયમાં ઉપયોગી થયાં—ખાસ કરીને જ્યારે તેમના પતિની આંખો ગઇ અને કેવળ અસહાય સ્થિતિમાં આવ્યા ત્યારે વાંચવા લખવાનું બધું કામ તેમણે ઉપાડી લીધું. અને તેને પરિણામે પતિના સ્વભાવના અનેક સાધુ અને ઇશ્વરી અંશનો તેમનામાં સંચાર થયો.

અસલના લોકોને સ્ત્રીશિક્ષણ વગેરે સમાજસુધારાની બાબતમાં જે અનેક અડચણો ખમવી પડતી હતી તેની હાલના લોકોને કલ્પના પણ નથી. પરંતુ પહેલાંના લોકોને તેથી કેટલો ત્રાસ ખમવો પડયો છે અને તે સહન કરી સમાજ પર તેમણે કેટલા બધા ઉપકાર કર્યા છે એ આપણે ભૂલી જવું એ ઠીક નથી.

નવું શિક્ષણ, નવી કલ્પનાઓ અને નવી પરિસ્થિતિથી વિચારને તથા આયુષ્યક્રમને નવું વલણ મળેલું. છતાં પ્રાચીન આર્યધર્મની મનોભાવના તેમનામાં કાયમ રહી એટલે પતિના સ્વર્ગવાસ પછી તેમણે પતિને પ્રિય વિષય 'સ્ત્રીઓની ઉન્નતિ' માં જ પોતાનો કાલક્ષેપ કરવા માંડયો. અને સેવાસદનનો પ્રારંભ પોતાના ઘરમાંથી જ કરવા માંડયો. બેચાર સ્ત્રીઓને પાડોશમાંથી એકઠી કરીને વાંચતાં લખતાં શીખવવા માંડ્યું. તેમાંથી કથાઉપદેશની શરૂઆત થઈ. તેમાંથી શીવણ વગ ઉદ્યોગ વર્ગ ઉઘાડયો. બોર્ડીંગની વ્યવસ્થા થઇ. પોતાને સંતતિ નહિં પણ અનાથ વિધવાઓ ઉપર સ્નેહનો વરસાદ વરસાવીને સહુનાં મનનું આકર્ષણ કર્યું. અને સેવાસદનની આજની સ્થિતિ આણી.

અલબત્ત આ મહાન્ કાર્યમાં રા. ભાઇ ગોપાળ કૃષ્ણ દેવધરની તેમને અત્યંત મદદ હતી. દેવધરની મહેનત અને શ્રી રમાબાઇની ભાવના અને સેવાવૃત્તિને લીધે જ સેવાસદનનું કાર્ય સફળ થયું.

પોતાની બહેનોના જીવનવિકાસ માટે અથાગ શ્રમ વેઠીને, અનેક ભોગ આપીને પતિના આત્માને સંતોષો

છે તેમના જેવાને વૈધવ્યનું દુઃખ રહેતું નથી. જો કે સંસ્કારશાળી, દેવાંશી પતિના વિયોગથી તેમને બેશુમાર દુઃખ થયું હતું. કારણ કે કદિ પણ પતિથી છૂટાં રહેલાં નહિ. અને પતિભક્તિ અને પતિપ્રેમ એ જ એમનું મહાન્ સુખ હતું. એ વારંવાર કહેતાં કે "રાજાની રાણી કે મોટા મોટા ધનાઢ્ય સરદારોની સ્ત્રીઓ કરતાં હું મ્હારાં પતિના પ્રેમના સુખમાં મને પોતાને વધારે ભાગ્યશાળી સમજું છું. અને અનેક ફિકરોમાં પણ હું સુખ માનું છું." તે પતિના સદાના વિયોગ વખતે તેમને લાગ્યું ને તેમણે ઉદ્ગાર કર્યા "કે જે દેદિપ્યમાન, તેજોમય, સૌભાગ્યસૂર્યના પ્રકાશમાં હું ઘણા ભૂષણથી અને આનંદથી સત્તાવીસ વર્ષ સુધી રહી હતી, તે પ્રત્યક્ષ સેવાયલા સૂર્ય મ્હને મૂકી ગયાને લીધે અત્યંત દુઃખરૂપ અંધારામાં ફાંફાં મારતી રહેવાનો પ્રસંગ આવી પહોંચ્યો. તે દિવ્ય સૂર્ય એકાએક અસ્ત પામી સર્વત્ર અંધકાર પડ્યો. શિવ ! શિવ ! કેટલી હું ભાગ્યહીન !" પરંતુ સર્વ દુઃખથી મન વાળીને તેમણે પતિને પ્રિય સેવાધર્મ સ્વીકાર્યો અને જીવન સફળ કર્યું.

એમના જેવી સેવિકા, સહનશીલ, પ્રૌઢ, શાન્ત, જાજ્વલ્યમાન આર્ય સ્ત્રીઓ જે રાષ્ટ્રને હાલના સમયમાં મળી તેને પોતાની ભાવિ સ્થિતિને માટે નિરાશ થવાનું કારણ નથી.

પ્રભુ એ બહેનના આત્માને ચિરંકાળ શાન્તિ આપો !

સૌ. શારદા મહેતા

# પુસ્તક પરિચય

**ભાવના સૃષ્ટિ**—લેખક પ્રો. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી એમ. એ. પ્રકાશક, યુગાન્તર કાર્યાલય, કણપીઠ સુરત. કિંમત રૂ. ૦-૧૦-૦. લેખકના 'પ્રેરિત' નામે 'વસન્ત' 'વીસમી:સદી' 'ચેતન' 'નવચેતન' વગેરેમાં પ્રસિદ્ધ થયેલા અમુક પ્રકારના લેખો અહીં એકઠા કરેલા છે.

**પ્રણયપંક**—પ્રયોજક રા. રા. રત્નેશ્વર ભવાનીશંકર. લલિત વાંઙ્મય ગ્રંથમાલા-પુ. ૧૦. પ્રકાશક કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી, સાંકડી શેરી, ખીજડાની પોળ અમદાવાદ. કિંમત રૂ. ૨॥. શરદ્ બાબુની 'ચરિત્ર હીન' નામની નવલકથાની મૂળ વસ્તુમાં થોડો ફેરફાર કરી આ નવલકથા લખેલી છે.

**જૈનેતર દૃષ્ટિએ જૈન**—સંગ્રાહક મુનિશ્રી અમરવિજયજી મહારાજ. છપાવી પ્રસિદ્ધ કરનાર શા. ડાહ્યાભાઇ દલપતભાઇ. મુ. ભરૂચ. વાસુદેવ ઉપાધ્યે, લોકમાન્ય ટિળક, પ્રો. આનંદશંકર બા. ધ્રુવ વગેરે હિંદુસ્તાનના વિદ્વાનોના તથા હર્મન, જેકોબી વગેરે પાશ્ચાત્ય વિદ્વાનોના લેખો આમાં સંગ્રહેલા છે.

**પુનર્જીવન**—અનુલેખક કુબેરભાઇ ઝવેરભાઈ પટેલ, ઉત્તરસંડા. પ્રકાશક અમીન એન્ડ કંપની, સિનોર, વડોદરા. કિંમત રૂ. ૦-૧૨-૦. મૂળ હિંદી નવલકથાનો આ અનુવાદ છે. આધુનિક સમયના વિચારો અને સમાજનું પ્રતિબિંબ આપવા લેખકે પ્રયત્ન કરેલો છે.

**મનુષ્યમાંથી મહાત્મા**—લેખક હરજીવન કાલિદાસ મહેતા. થિયોસોફિકલ કુસુમમાળા કુસુમ ૨ જું. કીંમત આના દશ.

**વચનશુદ્ધિ અને વચનસિદ્ધિ**—થિયોસોફિક પત્રિકા નં. ૧. લેખક હરજીવન કાલિદાસ મહેતા. પ્રકાશક વેણીશંકર ગોવર્ધનરામ ભટ્ટ.

**શારદા**—તંત્રીઃ ગોકુલદાસ દ્વા. રાયચુરા. વાર્ષિક લવાજમ રૂા. ૬-૮-૦; પરદેશના રૂા. ૭-૮-૦. 'રંગભૂમિ' બંધ થવાથી અથવા તેના (તંત્રી જણાવે છે તેમ) 'નવચેતન' સાથે જોડાવાથી સાહિત્યમાંથી એક નિયતકાલિક ઘટે છે ત્યારે બીજી બાજુ આ નવું માસિક દેખા દે છે. સમસ્ત ગૂજરાત જોતાં હાલ માસિકો બહુ વધી પડ્યાં છે એમ અમે કહેતા નથી. હજુ પણ માસિકો વધે, અને આપણા સાહિત્યને ખરેખર સમૃદ્ધ કરે એ ઇષ્ટ છે, પણ અત્યારના જાણીતા લેખકો અને માસિકોની સંખ્યા જોતાં, હવે નવાં માસિકોથી ઉત્તમ સાહિત્ય એ પ્રમાણમાં વધે એવી આશા એકદમ રાખી શકાતી નથી. આ માસિકમાં ખાસ વાંચવાલાયક લેખ અમને શ્રી વિજયરાય કલ્યાણરાય વૈદ્યનો લાગ્યો છે. "કાઠીઆવાડનું લોકસાહિત્ય," કાઠીઆવાડની શૂરવીર જનતાના શૌર્યભર્યા પ્રસંગો, કાઠીઆવાડની જૂની સંસ્કૃતિનાં આછાં આછાં—વિસરાઇ જતાં—સ્મરણો",—એ વિષયોને

આ માસિકનું ખાસ લક્ષણ બનાવવાનું તંત્રી પોતાના અગ્રલેખમાં જણાવે છે. પણ અત્યારે કાઠીઆવાડના લોકસાહિત્યની જ છેલ્લાં ત્રણેક વરસમાં અનેક ચોપડીઓ બહાર પડી છે તે જોતાં, આપ્યું તેવા લોકગીતથી એ હેતુ સરશે એમ અમે નથી માની શકતા. હવે ચિત્રો અને કાવ્યો વધારે ઉન્નતભાવશાલી અને વાર્તાઓ પણ સ્વતંત્ર પ્રતિભા વ્યક્ત કરનારી જોઇએ. આ સર્વ કાર્યમાં ઉત્સાહી તંત્રી ફતેહ પામે એમ અમે ઇચ્છીએ છીએ.

**ખીલતું પ્રભાત**—તંત્રી અને પ્રકાશક નૃસિંહરામ શંકરલાલ વકીલ. વાર્ષિક લવાજમ રૂા. ૧–૪–૦

**શ્રી લાલન નિકેતન મઢડા અને તેની શાખા પ્રશાખા**—પ્રકાશક શાહ શિવજી દેવશી, મંત્રી, લાલન નિકેતન, મઢડા. રા.

**સદ્‌ગુરુ ચરિત્ર**—લેખક અને પ્રકાશક ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ, નવજીવન કાર્યાલય, અમદાવાદ. મલ્ય ૦–૧૨–૦. પાનાં ૧૬૦.

શ્રી સહજાનંદ સ્વામીનાં પાંચ પ્રમુખ શિષ્યો મુક્તાનંદ સ્વામી, ગોપાલાનંદ સ્વામી, નિત્યાનંદ સ્વામી, બ્રહ્માનંદ સ્વામી, અને શુકાનંદ સ્વામીનાં ટુંકાં જીવનચરિત્રો આ પુસ્તકમાં ભાઇ વ્યાસે આલેખ્યાં છે. પુસ્તકનું મને તુચ્છ નામ 'સહજાનંદી જીવન-યજ્ઞ' રાખેલું છે. આ વ્હી વાંચવાનો સહજાનંદ સ્વામીએ આરંભેલા યજ્ઞમાં નસ્કરી કરતી, અર્પણ કરી, તેમનું કાર્ય યશસ્વી કર્યું નતિના શબ્દમાં જ નિ નંદ અને બ્રહ્માનંદ સ્વામી ગૂજતેમણે મરાઠી તેમ જ સાધુ છે. ગોપાલાનંદ, નિત્યાનંદ કર્યો. કોઇ સ્ત્રી કાગળ કે વર્તમાન લેખક અને ટીકાકારો હતા. તેમને જૂવે તો કહે: " તમારી મીના મળે મોટા ગુરુ· ત્યાં તમે વાંચો કે નાચો. અમારું એ .ીાન કરશો તો ખબરદાર ! અમારી પહેલી ભાભી હતી જ તો ! એમને ભાઇએ લખતાં વાંચતાં બધું શીખવ્યું હતું. તે અમારી વયની જ હતી. તો પણ તેણે અમારા દેખતાં એક પણ અક્ષર વાંચ્યો નહિં. એને અંગ્રેજી શીખવવા સારૂ એમણે ઘણો પ્રયત્ન કર્યો, પણ તે સાધ્વી સ્ત્રીએ તેમાં લક્ષ જ આપ્યું નહિં. એમને દસ વાતો કહે તેમાંની એક તો કરવી પડતી પણ આવાં નખરાં ન હતાં" વગેરે વગેરે અનેક બોલ સાંભળવા પડતા. વારંવાર તેમને થતું કે ક્યાં મ્હારી કમબખ્તી લાગી કે મ્હેં અંગ્રેજીનો આરંભ કીધો ! વારે વારે તેમને રડવું આવતું પણ આ વાત

ગોપાલાનંદ સ્વામી સહજાનંદ સ્વામીના જુના જુના નહિ પણ નવા છતાં અગ્રણી શિષ્ય હતા. પોતા દેહોત્સર્ગ સમયે એમને સહજાનંદ સ્વામીએ બ આચાર્યોના મધ્યસ્થ, અને સર્વે સંત મંડળના પ્રમુ ઠરાવ્યા હતા. એમના એક શિષ્ય નિર્ગુણદાસજી એમના જીવનના ઘણા પ્રસંગો પોતાની 'વાતો' ટાંક્યા છે. એ હઠયોગી હતા, અને હઠ યોગની અં સિદ્ધિઓ પ્રાપ્ત કરી હતી. સાથે સંસ્કૃત ભાષાના વિદ્ હોઇ ગીતા, બ્રહ્મસૂત્ર ઇત્યાદિના ટીકાકાર હતા.

આ પાંચ ચરિત્રો પૈકી બ્રહ્માનંદ સ્વામીનું ચરિ ભાઇ વ્યાસે બહુ સરસ લખ્યું છે. બ્રહ્માનંદ કાવ્યની પ્રસ્ વનામાં એમનું ચરિત્ર વધારે વિસ્તારથી લખાયેલું પણ આમાં એક બે નવા પ્રસંગો પણ છે.

સહજાનંદ સ્વામીની માફક નિત્યાનંદ સ્વામી પણ ગૂજરાતને પોતાની સેવા અર્પણ કરી હતી. મ લખનૌ જિલ્લાના છતાં મોક્ષની શોધમાં ફરતા ફર સહજાનંદ સ્વામીના શિષ્ય થયા હતા. એ સંપ્રદાય વ્યાસ ગણાય છે. એમની વિદ્વત્તા ચારિત્ર અને શર ત્રણે ભારે હતાં.

શુકાનંદ સ્વામી આવ્યા ત્યારથી સહજાનંદ સ્વામી ના ખાનગી મંત્રી જેવા થઇ પડ્યા હતા. 'વચનામૃત' ની ભાષા એ શુકાનંદ સ્વામીની કલમ લેખા છે. સત્સંગી જીવન વગેરે ગ્રંથોમાં પણ એમનો હા પુષ્કળ છે. એમનું ચરિત્ર વધારે વિગતવાર લખાવું જોઇ હતું: કારણ કે એમને મળેલા અથવા એમના નિક સંબંધમાં આવેલા શિષ્યોને મળેલા સંતો હજુ હયાત છે

ભાઇ વ્યાસે આ પુસ્તક લખી સાંપ્રદાયિકોને સાં આપ્યો છે. હજુ વધારે હકીકતો મેળવી હોત સંતતિ ની સારૂં થાત. વળી લેખક કવિ છે; એમણે ધા વરસાદ વર. ચરિત્રનાયકોનાં કાવ્યોની કાંઇક ઉદાહ સેવાસદનની માલોચના કરી શકત.

અલબત્ત ી ખામીમાં એનાં ચિત્રો છે; ચિત્રો કૃષ્ણ દેવધરની' તો હરકત ન હતી. પણ આ ચિ મહેનત અને આઘાત પહોંચાડે છે. સહજાનંદ સ્વામી વૃત્તિને લીધે જ સૂનાં વધારે ચઢીયાતાં ચિત્રો ઉપલબ્ધ મોક પણ સ્હેજે મળી શકે એમ 'પોતાની' બહેને ઓઢી રાખી હોત તો સારું હતું. વેઠીને, અનેક બો

# નોંધ

## બુદ્ધ જયંતિ

વૈશાખ સુદ પૂર્ણિમા ( ૧૮ મી મે ) ને દિવસે ભગવાન બુદ્ધની બોધિ જયંતિ છે. કલકત્તા, મુંબાઈ જેવાં નવા શહેરોમાં નવાં મંડળો તે નિમિત્તે સભાઓ ભરશે તેમ એ મહર્ષિના પાદપંકજથી પુનિત થએલાં કપિલવસ્તુ[1] અને કુસિનારા,[2] ગયાજી[3] અને સારનાથ[4]માં પણ ઉત્સવ ઉજવાશે.

બુદ્ધ ભગવાનનું પરિનિર્વાણ થયે આશરે અઢી હજાર વરસ થવા આવ્યાં. તેમના પછી આશરે બસે વરસમાં તેમની ખ્યાતિ ઉત્તર હિન્દુસ્થાનમાં—કંઇક દક્ષિણમાં પણ પ્રસરેલી. મહારાજા અશોકે આ ધર્મનો સ્વીકાર કરી તેનો સારા ભરતખંડમાં અને સીલોનમાં, ગાંધારમાં અને બેક્ટ્રીઆમાં પ્રચાર કર્યો. તેમ જ ચીન ને તાર્તરી, મીસર ને ગ્રીસ સુધી ધર્મરાજ્ય સ્થાપવાને અનેક બૌદ્ધ સાધુઓને મોકલ્યા. જોતજોતામાં જાપાનથી તે ગ્રીસ સુધીના સમગ્ર એશીઆ ખંડમાં બુદ્ધ ભગવાનની આણ વની રહી.

પણ તે આ દેશમાં બહુ વાર સુધી અસ્ખલિત તો ન ચાલી. પ્રાચીન ધર્મનું પુનર્જીવન અને બૌદ્ધ ધર્મનું ખંડન ધીમે ધીમે થવા માંડયું. બ્રાહ્મણો અને ભિક્ષુઓની શાસ્ત્રીય ચર્ચાઓથી સારો દેશ ગાજી રહ્યો. છેવટે કુમારિલ ભટ્ટ અને શ્રી શંકરાચાર્યના પ્રચંડ પ્રયાસથી બૌદ્ધ ધર્મ તેની જન્મભૂમિમાંથી પરવર્યો. પણ તે પહેલાં હિન્દુઓએ બૌદ્ધોની મૂર્તિપૂજા અને માયાવાદ સ્વીકાર્યાં. અને બૌદ્ધોએ પોતાના સરલ ધર્મમાં અનેક દંતકથાઓ અને અટપટાં વિધિવિધાનો દાખલ કર્યાં. આ વિનિમયને લીધે શ્રી શંકરાચાર્ય પ્રચ્છન્ન બૌદ્ધ કહેવાયા. ને બૌદ્ધ ધર્મમાં મહાયાનની નવી શાખા નીકળી.

પછી ચીન ને જાપાનમાં, સીલોન ને બ્રહ્મદેશમાં અને મધ્ય એશીઆના પ્રદેશોમાં જ એ ધર્મનાં ધામ રહ્યાં. આપણા દેશમાં તો તેની સ્મૃતિ પણ લગભગ ભૂંસાઈ ગઇ, એટલે સુધી કે સો વરસ પર તો અહીંઆ બૌદ્ધ ધર્મને કોઇ જવલ્લે જ પીછાનતું. ધીમે ધીમે પાશ્ચાત્ય વિદ્વાનોનું તે તરફ ધ્યાન ખેંચાયું. મિ. રહીસ ડેવીસ અને તેમનાં પત્ની જેવાં ધર્મનિષ્ઠ વિદ્વાનોએ આ ધર્મના મૂળ ગ્રંથો સીલોનમાંથી મેળવી રોમન લીપીમાં બ્હાર પાડયા તેમ જ તેનાં ભાષાંતરો પ્રકટ કર્યાં. એટલે જોતજોતામાં યૂરોપ અમેરિકાના સૌ ધર્મવિવેચકોનું ધ્યાન આ ધર્મપર ને ખાસ કરીને તેના સ્થાપકની અદ્ભુત મોહક મૂર્તિ પર સ્થિર થયું. તેનો પડઘો આપણા દેશમાં પણ પડયો અને આજે વધારે ને વધારે હિન્દુઓ પણ જાણ્યે અજાણ્યે બુદ્ધ ભગવાનના જીવન અને ઉપદેશમાં લીન થતા જાય છે.

આ અદ્ભુત મોહિનીનું શું કારણ ? એક તો દેખીતું છે. રામ અને કૃષ્ણની કથા ગમે તેટલી રસિક અને બોધદાયક હશે. પણ આજે તે ઐતિહાસિક નથી લાગતી. ત્યારે બુદ્ધના પરિનિર્વાણથીયે પહેલાંથી હિન્દુસ્થાનનો ઐતિહાસિક યુગ શરૂ થાય છે. એટલે વસ્તુવાદનો આ યુગ તેમને ઐતિહાસિક ધર્મપુરુષોની હારમાળામાં કન્ફ્યુશીઅસ અને સોક્રેટીસની સાથે—તેમનાથી પણ ઉન્નત ને પવિત્ર સ્થાને નિઃશંકપણે મૂકી શકે છે.

બીજું કારણ બુદ્ધ ભગવાનના મૂળ આદેશોમાં આપણને અનુકૂલ લાગતો અસ્ખલિત બુદ્ધિવાદ, જુના મિથ્યાવાદ અને વિધિઓનું તેમણે સ્વતંત્રપણે

૧ તેમની જન્મભૂમિ.
૨ પરિનિર્વાણ ( અવસાન )નું સ્થાન.
૩ બુદ્ધ થયા તે સ્થાન. ને તે દિવસની જ આ જયંતિ.
૪ તેમણે પહેલો ઉપદેશ કર્યો તે સ્થાન. ( કાશી પાસે )

પૃથક્કરણ કર્યું. તેની સામે હિંમતથી બંડ ઉઠાવ્યું. સંસારદુઃખમાંથી તરવાના અને નિર્વાણ મેળવવાના કેવળ બુદ્ધિગમ્ય શાસ્ત્રીય નિયમો તેમણે સ્થાપ્યા. તેમાં નહિ કંઈ છુપો ભેદ કે નહિ કંઇ અંધશ્રદ્ધા. ન મળે ઇશ્વર કે આત્મા. નહિ સ્વર્ગ કે પાતાલ. કેવલ કર્મ જ. તેનાં બંધનને તોડીને નિર્વાણ પામવાનું.

પણ આટલેથી તો બુદ્ધિનો વિલાસ થાય; જીવન ન ઘડાય. તેથી તેમના આકર્ષણનું ત્રીજું કારણ એમનો વિશ્વવ્યાપી પ્રેમ અને ધર્મ નિયમનું પાલન.

હાલની વિજ્ઞાનબુદ્ધિને બુદ્ધ ભગવાનનું અદ્વિતીય સ્વચ્છ પૃથક્કરણ ગમે છે. તેમ જ સારી દુનીઆમાં ચોપાસ ધસતા જડવાદ ને હિંસાનાં તોફાની વહેણ પ્રેમ અને શાંતિના અગાધ સાગરને શોધે છે.

બુદ્ધિ અને હૃદયનો આવો વિરલ સમન્વય બીજા કોઇ ધર્મમાં નજરે નથી પડતો. બુદ્ધ ભગવાનની શાંત અને સંયમી, પુણ્ય અને પ્રેમલ મૂર્તિ પણ આપણાં દિલને હરે છે. પણ તેમના પ્રત્યે જાગેલા નવા ભાવનું એ પણ રહસ્ય ન હોય કે તેમની માફક આપણને પણ રૂઢિઓ અને વિધિઓનાં ઘણાં જંગલો સાફ કરવાં છે, ઘણીએ કપોલકલ્પિત કથાઓ અને અસત્ય સિદ્ધાંતોનું ખંડન કરવું છે અને જમાનાના જડ જીવનકલહને તરીને પરમ શાંતિ મેળવવી છે ?

## ગુજરાતી વિદ્યાપીઠ

ભાવનગરમાં સાહિત્ય પરિષદ્ ભરવા માટે તૈયારીઓ થઈ રહી હતી ત્યારે ગુજરાતી વિદ્યાપીઠ સ્થાપવા વિષે કાંઈક ચર્ચા પત્રિકા દ્વારા થયેલી પણ તેમાં કાંઇ વિગતવાર હકીકત નહોતી. વિષયનિયામક સભામાં ઠરાવ રજુ થયેલો તેમાં પણ કોઇએ ગુજરાતી વિદ્યાપીઠના ઉદ્દેશો વિષે ખુબ વિચાર કરીને તે સ્થાપવા વિષે આગ્રહ કર્યો એમ ન બન્યું. અમદાવાદમાં ઠરાવ થયેલો કે ગુજરાતી કૉલેજ કાઢવી એટલે આ વખતે એક પાયરી આગળ વધીને વિદ્યાપીઠનો વિચાર બ્હાર મૂકાયો હશે એવું અનુમાન કરી શકાય. પણ અમદાવાદની સાહિત્ય પરિષદ્ની બેઠક પછી તો 'ગુજરાત વિદ્યાપીઠ'ની સ્થાપના થઈ તે બાબત જાણે સાક્ષરો ભૂલી ગયા હોય કે ભૂલી જવા માગતા હોય એવો ભાસ થતો હતો. ગુજરાતી ભાષા દ્વારા ઉચ્ચ શિક્ષણ આપવું એ જોય હોય તો તેની વ્યવસ્થા ગુજરાત વિદ્યાપીઠમાં થઇ ચૂકી છે. ગુજરાતી ભાષા તથા ગુજરાતી સંસ્કૃતિનો અભ્યાસ કરવો હોય તો તેને માટે પણ ગુજરાત વિદ્યાપીઠના મહાવિદ્યાલય તથા પુરાતત્ત્વ મંદિરમાં ઉત્તમ વ્યવસ્થા થઇ છે. જો સાહિત્ય પરિષદ્ એક નવું ગુજરાતી વિદ્યાપીઠ સ્થાપે તો તેની વિશિષ્ટતા કયા પ્રકારની હોય ? ગુજરાત વિદ્યાપીઠમાં

(૧) ગુજરાતી ભાષા દ્વારા શિક્ષણ અપાય છે. જે વિષયોમાં આજે નથી અપાતું તેની મુશ્કેલી નવા વિદ્યાપીઠને પણ જરૂર નડે.

(૨) ગુજરાતી અધ્યાપકો શિક્ષણ આપે છે. ગુજરાતી ભાષા નહીં બોલનારા અધ્યાપકો રાખ્યા છે તે થોડા વખતને માટે.

(૩) ગુજરાતી સંસ્કૃતિનો અભ્યાસ, ઇતિહાસનું સંશોધન વિગેરે માટે સગવડ વિદ્યાપીઠમાં છે.

(૪) ગુજરાતી ભાષાનો અભ્યાસ, તેમ જ પ્રાકૃત, માગધી, પાલી વિગેરેનો પણ થઈ શકે છે.

(૫) સંગીત કે ચિત્રકળામાં હજી ગુજરાતી 'સંપ્રદાય' સ્થપાયો નથી પણ તે બન્ને વિષયને ગુજરાત વિદ્યાપીઠમાં સ્થાન આપ્યું છે.

ગુજરાત વિદ્યાપીઠમાં એક પ્રકારનું સ્પષ્ટ વાતાવરણ છે, તેમાં સેવાભાવ, દેશહિતને માટે આત્મભોગ આપવાની શક્તિ, સ્વાવલંબન, સ્વમાન વિગેરે કેળવાય એવી આશા રખાય છે.

વિદ્યાપીઠમાં નહીં ભળનારા શિક્ષિત લોકો એમ કહે છે કે

(૧) ઘણા અધ્યાપકો પરપ્રાન્તીય હોવાને લીધે ગુજરાતી ભાષા દ્વારા શિક્ષણ નથી અપાતું.

(૨) સરકારી વિદ્યાપીઠોની વ્યવસ્થામાં કાંઇ પણ સંબંધ ધરાવતા ભાઇઓ ગુજરાત વિદ્યાપીઠમાં ભાગ નથી લઇ શકતા, નિયામક સભામાં દાખલ નથી થતા. ટુંકામાં રાજકીય મતને પ્રાધાન્ય અપાય છે અને શિક્ષણપદ્ધતિ વિષેના અભ્યાસ તથા ચિન્તન માટે દરકાર ઓછી રહે છે, અને તેને પરિણામે યોગ્ય અધિકાર વગરના સભ્યો નિયામક સભામાં દાખલ થઇ શકે છે. રાજકીય વિષયમાં તટસ્થ હોય એવા અથવા કેળવણીમાં નિષ્ણાત હોય પણ રાજકારણમાં 'અસહકારી' ન હોય તેવાને ત્યાં સ્થાન નથી.

(૩) ખાદીના જ લુગડાં પહેરવાં જાઇએ એ શરત તો સ્વીકારાય પણ પદવીદાન વખતે માત્ર કફની જ પહેરવી, ડગલો ન પહેરાય એવી રીતની સંકુચિત શરતો ઉપરથી એવો ખ્યાલ ફેલાયો છે કે એ સંસ્થા માત્ર ચુસ્ત "અસહકારીઓ" માટે જ છે. ત્યારે બીનઅસહકારીઓ તેમાં શી રીતે ભળે અને કેવી રીતે એ સંસ્થાને પોતાની ગણે ?

ગુજરાતી અધ્યાપકો થોડા પગારે કામ કરવા શક્તિમાન નથી હોતા. તેમાં વળી બીનઅસહકારીઓને બાદ કરવાના એટલે પરપ્રાન્તીય અધ્યાપકો લેવા જ પડે છે, અને માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાનું બની શકતું નથી.

(૪) પરપ્રાન્તીય અધ્યાપકો ગુજરાતી જીવનમાં ભળી શકયા નથી, સમજી શકયા નથી અને તેને લીધે કાંઈક દૂરના દૂર રહ્યા છે. અધ્યાપકોમાં અરસપરસ કાંઇક અવિશ્વાસ પેદા થયો છે, કાંઇ કલેશ પણ ઉત્પન્ન થયેલો તે વિષે ખરીખોટી વાતો ગુજરાતમાં ખુબ ફેલાઈ છે. પણ અતિશયોક્તિ તથા ખોટી વાતો બાદ કરતાં પણ ગુજરાત વિદ્યાપીઠ વિષે થોડો અસંતોષ રહી જાય છે.

જુદા જુદા પ્રકારની ચીજો વચ્ચે સરખામણી કરવામાં અનેક અન્યાય થવાનો સંભવ રહે છે તે છતાં અમે માનીએ છીએ કે ગુજરાત વિદ્યાપીઠની કૉલેજનું વાતાવરણ ગુજરાત ( સરકારી ) કૉલેજ કરતાં ઘણું ઉત્તમ છે. ગુજરાત વિદ્યાપીઠ હજી બાલ્યાવસ્થામાં છે અને હજી તેનો ઘણો વિકાસ થશે અને તેમાં પ્રકાશ વધશે. પણ એક ચીજ જરૂર કરવાની રહી છે. વિદ્યાપીઠનો જન્મ અસહકારની લડાઈમાંથી થયો છે. ૧૯૨૦–૨૧ માં અસહકારીઓ પૂર જોશમાં હતા. તેમનામાં સત્તાના મદ આવ્યો હતો. અમે કરીએ તેટલું જ ખરું અને બીજું બધું નકામું એ પ્રકારનું અભિમાન હતું. જે વિદ્યાર્થીઓએ અસહકાર નહીં સ્વીકારેલો તેમના તરફ તિરસ્કાર વૃત્તિથી વર્તન થતું. અન્ય મતને ભૂસી નાંખવાનો પ્રયત્ન થઇ રહ્યો હતો. વિનીત પક્ષની સભાઓ વિખેરી નાંખતા હતા. અસહકારીઓમાં પોતાની કીમત વધારે અંકાતી હતી. આ વિચિત્ર જમાનાના વાતાવરણમાં જે કાંઈ ( સ્વાભાવિક ) સંકુચિત મનોવૃત્તિ તથા અસહિષ્ણુતા જોવામાં આવતી હતી તેની છાપ વિદ્યાપીઠમાંથી નીકળી જવી જોઇએ. અનની ઉદારતા એ આર્ય સંસ્કૃતિની વિશિષ્ટતા છે. ધોળી ટોપી પહેરે કે ઉઘાડે માથે ફરે, કે દાઢીનું જંગલ ઉગાડે પણ એવા બાહ્યોપચારોથી શ્રેષ્ટતા મેળવી શકાતી નથી, કે નથી તેથી ખરે માર્ગે જવાતું.

અમે ઇચ્છીએ છીએ કે દરેક મતના વિદ્યાર્થીઓ ગુજરાત વિદ્યાપીઠમાં ભણી શકે, અધ્યાપકોની લાયકાત માટે તેમના ચારિત્ર્યની પરીક્ષા જરૂર થાય પણ બીજી કેટલીક છુટછાટ મૂકાય, વિદ્યાપીઠની વ્યવસ્થામાં માત્ર અસહકારમાં રંગાયલા ભાઇઓ સિવાયના પણ લેવામાં આવે એવી ઉદાર કાર્યપદ્ધતિ સ્વીકારાવી જોઇએ. ત્યારે ગુજરાત વિદ્યાપીઠ ગુજરાતની સંસ્થા ગણાય. આજે તો તે એક નાના સંપ્રદાયની સંસ્થા થઇ ગઇ છે અને વિદ્યાર્થીઓની સંખ્યા દિનપરદિન ઘટતી જાય છે. જ્યારે મહાત્માજી ગુજરાતમાં પધારે અને એમના પવિત્ર સત્યાગ્રહાશ્રમમાં મુકામ કરે ત્યારે ગુજરાત વિદ્યાપીઠમાં જે કાંઇ દોષ હોય તે દૂર કરે એવી અમારી વિનંતિ છે.

## કન્યાઓની ઉંચી કેળવણી

માત્ર બે કન્યાઓથી આરંભ કરેલી ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ જે આજે ગુજરાતના દાનવીર શેઠ સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસીનાં માતુશ્રી શ્રીમતી નાથીબાઇના નામથી શોભે છે તેનો દિનપરદિન વિકાસ થતો જોઇને સર્વને આનંદ થયા વગર રહેશે નહિં.

માતૃભાષા દ્વારા ઉચ્ચ શિક્ષણ,
સ્ત્રી ઉપયોગી વિષયોનું શિક્ષણ,
લલિત કલાનું શિક્ષણ, અને

મગજમારીથી શરીર તથા મગજને નુકશાન થાય એવી પરીક્ષાઓનો અભાવ એ આ સંસ્થાની વિશિષ્ટતા છે.

આ વર્ષની આ વિદ્યાપીઠની જુદી જુદી પરીક્ષાઓમાં એકંદર ૫૯ વિદ્યાર્થીનીઓ ફતેહમંદ થઇ છે.

પહેલાંના વર્ષોમાં જ્યારે એકંદર પાંચ સાત વિદ્યાર્થીનીઓ બેસતી તેને બદલે આજ આટલી મોટી સંખ્યા ઉત્તીર્ણ થઇ છે તે ખરે જ આશાજનક ચિન્હ છે..

પાંચ વિદ્યાર્થીની ગૃહીતાગમાની પરીક્ષા એટલે જેસ્લી G. A. ની પરીક્ષામાં પાસ થઈ છે.

આઠ વિદ્યાર્થીની બીજા વર્ષમાં પાસ થઇ છે.
પંદર વિદ્યાર્થીની પ્રથમ વર્ષમાં પાસ થઇ છે.
સત્તર વિદ્યાર્થીની પ્રવેશક ( entrance ) માં
ચૌદ વિદ્યાર્થીની વર્નાક્યુલર ફાઇનલમાં.

ઉપર આપેલા પરિણામમાં ગુજરાતની પ્રજાને જાણીને આનંદ થશે કે

ચાર ગુજરાતી વિદ્યાર્થીની ગૃહીતાગમાની પરીક્ષામાં. તેમાં સૌ. નંદગૌરી ઠાકોર ( સે. ક્લા. ) પહેલે નંબરે અને બહેન કુમુદ ઠાકોર ,, બીજે નંબરે.

પાંચ ગુજરાતી વિદ્યાર્થીની પ્રથમ વર્ષમાં. તેમાં
બહેન સરલા મહેતા (ફર્સ્ટ ક્લા.) પહેલે નંબરે.
બહેન મંજુલા મહેતા (સે. ક્લા.) ત્રીજે નંબરે.

અગીઆર ગુજરાતી વિદ્યાર્થીની પ્રવેશકમાં. તેમાં
બહેન સુમતી ઠાકોર ( સે. ક્લાસ) બીજે નંબરે
,, સોહેલા તૈયબજી ,, ચોથે ,,
,, વાસંતિકા પાઠકજી ,, પાંચમે ,,
,, કુમુદ રાયજી ,, છઠે ,,

ને આઠ વર્નાક્યુલર ફાઇનલમાં ઉત્તીર્ણ થયાં છે.

એટલે એકંદર અઠાવીસ ગુજરાતી વિદ્યાર્થીની પાસ થઇ છે. અમદાવાદની વનિતા વિશ્રામ મહિલા વિદ્યાલય, વડોદરાની મહારાણી હાઇસ્કુલ, અમદાવાદની ગુજરાત મહિલા પાઠશાળા તથા વડોદરાની ચીમનાબાઇ મહિલા પાઠશાળા આ સંસ્થાઓના પ્રયાસથી ગુજરાતનું નામ આ દિશામાં દીપ્યું છે. આ દરેક સંસ્થા ઘણું સારૂં કામ કરી રહી છે. પરંતુ જનસમાજ તરફથી હજી જોઇએ તેવી સહાનુભૂતિ મળી નથી તેથી કાર્યકર્તાઓને ઉત્તેજન મળતું નથી. તેમ જ સરકાર તરફથી ચાલતી સંસ્થામાં કાંઇ વિચિત્ર શ્રદ્ધા હોવાને લીધે નવે ચીલે ચાલવાની આપણા લોકોમાં હિંમત નથી. તેને લીધે સંખ્યામાં જોઇએ તેવો વધારો નથી થતો. અને નાણાંની ભીડને લીધે કાર્ય દીપી શકતું નથી. લોકસમૂહ તરફથી સહાનુભૂતિ મળે અને આર્થિક મદદ મળે તો આ સંસ્થાઓ ઘણું સુંદર કામ બતાવી શકે. દરેક ઉત્તીર્ણ થએલી બહેનને અમે ધન્યવાદ આપીએ છીએ. અને જે બહેનો ગૃહીતાગમાની પરીક્ષામાં પાસ થયાં છે તેમના તરફથી આશા રાખીએ છીએ તેમ જ વિનંતી કરીએ છીએ કે પોતાની વિદ્યાનો લાભ અન્ય બહેનોને આપવાનો તેઓ પ્રયાસ કરશે. **विद्या दानेन शोभते।**

## અનુકરણીય

બહેન પ્રેમલીલા મહેતા મુંબાઈ યુનિવર્સિટીની બી. એસ સી. (વિજ્ઞાન વિશારદ)ની પરીક્ષામાં પાસ થઇ તે માટે તેને પણ અમે અભિનંદન આપીએ છીએ.

છેલ્લાં પચીસેક વરસથી વિજ્ઞાન શીખવાની જરૂર છોકરાઓમાં સમજાતી ગઇ છે. સ્વદેશીની ચળવળથી તે પ્રવાહને પોષણ મળ્યું. જો પરદેશી માલનો બહિષ્કાર કરવો હોય ને સ્વદેશી જ વાપરવાં હોય તો દરેક ચીજ માટે નવા હુન્નર ઉદ્યોગો શીખવા જોઇએ. તે સૌના મૂળમાં વિજ્ઞાન તો હોય જ. એટલે વિજ્ઞાનની કેળવણી એ દેશભક્તિનું એક ચિહ્ન થઈ પડયું.

પણ આપણે પશ્ચિમની રીતે નવા કારખાનાં કાઢીએ કે પુરાણી રીતે એતી રેંટીઆથી સંતોષ પામીએ તો પણ ગૃહજીવન અને ગૃહકલાઓ—ખોરાક પસંદ કરવાની ને પકાવવાની, ઘર ને કપડાં સાફ રાખવાની ને બાળકોની તંદુરસ્તી સાચવવાની—તો કાયમ રહેશે જ. એ બધી હાલ કટાઇને મેલી થઇ ગઇ છે. તેની સફાઈ ને સુધારામાં દેશના એકેએક માણસનું સાચું હિત સમાએલું છે. તેની ખરેખરી જવાબદારી આખી આલમે સ્ત્રીઓ પર જ નાંખી છે. તેની સામે કોઇક દિવસ સ્ત્રીઓ બંડ પણ ઉઠાવશે. તેનાં કંઇક ચિહ્નો પશ્ચિમમાં દેખાય પણ છે. પણ તે કાયમ છે ત્યાં સુધી તેને પૂરી દીપાવવાને સ્ત્રીઓને વિજ્ઞાનના જ્ઞાનની ઘણી જ જરૂર છે. તેથી હવે છોકરીઓને વિજ્ઞાન શીખવવાની જરૂર કંઇક કંઇક સમજાતી જાય છે.

છતાં સાધારણ રીતે વિદ્યાર્થીનીઓ વિજ્ઞાનને ઘણો જ કઠિન વિષય ગણી ગભરાય છે. બહેન પ્રેમલીલાએ ત્રણ વરસ આ વિષયનો અભ્યાસ કરીને પહેલ કરી છે. તેના ઉજ્જવલ આદર્શનું બીજી બહેનો અનુકરણ કરશે એવી આશા અમે રાખીએ છીએ.

થ.

## આનંદ બજાર

થોડા માસ પર આ માસિકમાં પ્રકટ થએલી શાંતિનિકેતન સંબંધી લેખમાળામાં આનંદ બજારની આનંદદાયક યોજના વર્ણવવામાં આવી હતી. તેના લેખક ગ. નગમિદંભાઇએ હાવ આણંદ મુકામે

કર્યો છે તેથી જ કદાચ ત્યાંના ચરોતર કેળવણી મંડળે તેના છેલ્લા ઉત્સવ પ્રસંગે આનંદ બજાર ભર્યું હતું. ગયા માસમાં ગુજરાતી વિદ્યાપીઠને હસ્તક ચાલતી નવી ગુજરાતી શાળાના વાર્ષિક સંમેલન પ્રસંગે પણ એ ઉત્સવ ઉજવવામાં આવ્યો હતો. શાંતિનિકેતન જેવી આદર્શ સંસ્થામાંથી આવા આનંદોત્સવો આટલે દૂર આપણા પ્રાંતમાં પ્રસરે એ નવી જાગૃતિનું શુભ ચિહ્ન છે.

અત્રેના આનંદબજારમાં છોકરા છોકરીઓએ મળીને બાર ચૌદ દુકાનો કાઢી હતી. કોઇએ પાન સોપારીની તો કોઇએ મસાલાદાર દૂધની, કોઇએ લીલાસુકા મેવાની તો કોઇએ માવામીઠાઇની, કોઇએ ચોપડીઓની તો કોઇએ ખાદીની. ઘણોખરો માલ શિક્ષકોની સહાયથી જાંગડ અને ઉધાર જ લાવેલાં. પણ બજારોની ખરી ખુબી તો એ હતી કે છોકરાંઓ તેને અથથી ઇતિ સુધી પોતે જ કરેલું કાર્ય સમજતાં. બે દિવસ બજારની ધમાલ કરીને કેટલાંક પૂરા બે આના પણ નહિ કમાયાં હોય. પણ તેમનો ઉત્સાહ ઉમંગ કંઇ ઓર જ હતો. સંમેલનને આગલે દિવસે રસ્તા પર આવીને કોઇ કોઇને ખરીદી કરવા છોકરાઓ વાડીમાં લઈ જતાં. સંમેલનને દિવસે તો તેમનાં માબાપ અને સગાં સંબંધીઓ આવ્યાં. એટલે તો તેમના ઉલ્લાસ–ઉન્માદની કંઇ હદ જ ન રહી.પોતાના ઘરનાં બાળકોને વેપારી બનેલાં જોઇને સૌનો હર્ષ ન માય અને તેમને ખાવાપીવાનું વેચવાની હોંસમાં છોકરાંઓ ગાંડાં જ થઈ જાય. સંમેલનમાં મુખપાઠ પણ છોકરાંઓએ ખુબ રસચૈતન્યથી ભજવેલા. પણ તેમાં તો પાઠ પણ કોઇએ લખેલા અને કોઇએ શીખવેલા. ત્યારે દુકાનોનો માલ ને માલીકી પોતાનાં તેમ જ પોતપોતાના દસબ પ્રમાણે નફો નુકસાન થવાનાં. તેથી બાળકોનાં દિલનો આનંદ ઉત્સાહ ને તનમનાટ ખરેખર આનંદ બજારમાં જ રેડાયો ને ઉભરાયો.

તેમ આ બજારમાં શિક્ષકો અને શિષ્યો, બાળકો, તેમનાં 'માબાપ' ને ભાઈભાંડુ સૌએ મળીને છૂટથી ભાગ લીધો. શાળા આમ રોજની સીમાઓને ઓળંગીને સારા સામાજીવનમાં મળી ગઇ. આમ બજારો અને સંમેલનો, રમતગમતો અને નાટ્ય પ્રયોગોની મારફત વિદ્યાર્થીજીવનની મીઠી સેર વખતો વખત સમાજજીવનની વિશાળ સરિતામાં મળે ને તેમાં કંઇક ઓર જ પ્રેમપ્રકાશનું સિંચન કરે ત્યારે જ તે ખરેખરી સાર્થક થાય.

## ગામડાનું સંગઠન

ગ્રામ્ય પ્રજાની ગરીબાઈ તથા ગરીબાઇને લીધે ઉત્પન્ન થતી ગુલામી દૂર કરવાને માટે ગાંધીજીએ હાથકંતામણનો ઈલાજ પ્રજા સમક્ષ મૂકયો. ચરખાનો પ્રચાર વધ્યો, સારૂં નરસું સુતર કંતાયું, સારી નરસી ખાદી જથ્થાભર ભંડારોમાં એકઠી થઇ, અને પછી ઉત્સાહ મંદ પડયો. ખાદીપ્રચારના એક અગ્રગણ્ય ચાલક અને પ્રચારક ભાઇ લક્ષ્મીદાસ રામેશ્વરા નામના ન્હાના ગામડામાં જઇને બેઠા અને તેમને જે અનુભવો થયા તેનું ટુંક વર્ણન ગુજરાત ખાદી પ્રચારક મંડળના પ્રથમ વર્ષના હેવાલમાં આપ્યું છે. આ અહેવાલ ખાનગી જાણ માટે જ છાપ્યો છે તેથી તેનું સમાલોચન કરવું ઠીક ન ગણાય પણ તેમાં આપેલી કેટલીક હકીકતનો ઉપયોગ કરવામાં હરકત નહીં હોય.

આપણા દેશના ગામડાંઓમાં નવચેતન શી રીતે લાવવું એ પ્રશ્નનો વિચાર દરેક દેશસેવકને હમેશ કરવો પડે. ગ્રામ્ય પંચાયતની સંસ્થાથી ગામડાંનું પ્રજાજીવન વ્યવસ્થિત થવું જોઇએ, પણ જે ગામડાંઓમાં એવી સંસ્થા હોય છે તે પ્રજાની જાગૃતિને કારણે સ્થાપાયલી નથી હોતી પણ સરકાર જેવી બ્હારની સત્તાની 'બક્ષીસ' હોય છે. ગ્રામ્ય પંચાયતોને લીધે એકસંપી વધવાને બદલે કલેશ તથા કંકાસ વધે છે અને ન્હાના મોટા અમલદારોની ખુશામત પણ જરૂર વધવાની. તેથી એવી પંચાયતોથી ધારેલો ફાયદો નથી થયો. ગરીબ પ્રજાને નાણાંની મગવડ કરી આપવા માટે સહકારી મંડળીઓ સ્થપાઈ છે. આપણા દેશમાં આજે એવી હજારો મંડળીઓ છે. પગારદાર તેમ જ બીનપગારદાર ભાઇઓ સહકારી મંડળીઓ સ્થાપવા તથા તેમને સુધારવા માટે મથી રહ્યા છે. પણ એકંદર પરિણામ બહુ સારૂં નથી આવ્યું. નિષ્ફળતા નહીં પણ ઓછાં ફળ પ્રાપ્ત થયા તેનાં કારણો ઘણાં છે, તે બધાં આ નોંધમાં ચર્ચાઇ ન શકે. આપણી ઘણીખરી મંડળીઓ માત્ર સહકારી આંટ વધારવા માટે છે, શાહુકારોના હાથમાંથી તદ્દન છુટી શકાય તેને માટે લાંબા વખતને માટે પૈસા ધીરાતા નથી, ગામના લોકો કેટલીક મંડળીઓનો કારભાર પોતાના હાથમાં લઈ લે છે, અને સહકારી મંડળીઓનો કારભાર આયર્લેન્ડમાં પ્રજાકીય છે તેવો અહીં

નહીં હોવાને લીધે આ હિલચાલ તરફ પ્રજાવર્ગમાં અશ્રદ્ધા પણ જોવામાં આવે છે.

આ બધાં કારણો ઉપરાંત એક અતિ અગત્યનું કારણ છે. **આપણી ગ્રામ્ય પ્રજા કરજમાં ડુબી ગયેલી છે.** તેનો પાક શાહુકારને ત્યાં જાય છે. જમીનની માલીકી ખેડુતની હોય કે શાહુકારની હોય પણ પાકની સંપૂર્ણ વ્યવસ્થા ખેડુતના હાથમાં રહેતી નથી. જરૂરી માલ લેવા વેચવા માટેની સહકારી મંડળીઓ કાઢવા માટે ભરોસાદાર વ્યવસ્થા નથી. ખેડુતના સાંસારિક ખર્ચ ઉપર અંકુશ નથી. આ બધી હકીકત શ્રી લક્ષ્મીદાસના લેખ ઉપરથી સારી રીતે સમજાશે. ચાર મહિના ઉપર મુંબાઇમાં હિંદી આર્થિક પરિષદમાં ડૉ. જૉન મેથાઈએ બતાવ્યું હતું કે હાલમાં શાહુકારો જે કામ કરી રહ્યા છે તે બધું કામ સહકારી મંડળીઓ ન કરે તો માત્ર આંટ વધારવાથી કે વેચાણની મંડળીઓ સ્થાપવાથી કંઇ વળી નહિ શકે; અને જ્યાં સુધી ખેડુતો કરજમાંથી મુક્ત ન થાય ત્યાં સુધી ખેતીના સુધારાની બધીબધી વાતો નકામી છે. ડૉ. મેથાઇએ એવી દલીલ રજુ કરી હતી કે આખા હિંદુસ્તાનના બધા ઇલાકાઓમાં સહકારી મંડળોની પ્રવૃત્તિ નિષ્ફળ ગયેલી જ કહેવાય કારણ કે આ ચળવળને લીધે ખેડુતો કરકસર કરતાં શીખ્યા નથી, આજે આપણા દેશમાં ખેડુતો કે શહેરીઓ કરકસર કરી શકતા નથી કારણ કે સામાજિક રીતરિવાજનાં બંધનો એવાં જબરાં છે કે અસાધારણ હિંમત સિવાય કોઇ પણ વ્યક્તિ એવાં બંધનોમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કરી શકે જ નહીં. આ બાબતમાં ભાઈ લક્ષ્મીદાસને થયેલો અનુભવ જાણવા જેવો છે. લક્ષ્મીદાસના જેવા ઉચ્ચ ચારિત્રના નેતાઓ બહુ પાકતા નથી. પાકશે તો ખરા એવી આશા આપણે રાખીએ પણ આજે તો જણાતા નથી. આજે આપણે એટલું ચોકખે ચોકખું જોઈ શકીએ છીએ કે ગ્રામ્ય જીવનમાં સુધારો કરવો હોય તો તે એક જ પ્રવૃત્તિ શરૂ કરવાથી નહીં થઈ શકે. નિશાળ અને વાંચનાલયોથી કાંઇક ફાયદો થાય, સહકારી મંડળીથી પણ થાય; ખેડૂત સભા, ગ્રામ્ય પંચાયત એ બધાં ઉપયોગી છે, પણ જ્યારે એક નેતા ગામના જીવનમાં ઓતપ્રોત થઈને ત્યાંના ધાર્મિક, આર્થિક, ઔદ્યોગિક, સામાજિક, માનસિક સર્વે પ્રશ્નોમાં દોરે નહીં ત્યાં સુધી છુટક પ્રયત્નોનું પરિણામ ઘણું અસંતોષકારક નિપજવાનું. સંગઠન તથા આત્મશુદ્ધિના અખતરાઓ ઠામઠામ ગુજરાતમાં દેખા દે છે, તે અખતરાઓનો અભ્યાસ થાય, સફળતા નિષ્ફળતાનાં કારણોનું સંશોધન થાય ત્યારે ગ્રામ્યજીવન ખીલવવા માટે શું કરવું તેની સમજણ પડે.

## પાણીની તંગી

વડોદરા રાજ્ય નધણીઆતું થઈ બેઠું છે. ત્યાં અંધેરનું સામ્રાજ્ય ફેલાઈ રહ્યું છે. ઉત્તર ગુજરાતમાં આવેલા કડી પ્રાન્તમાં આશરે નવ લાખ માણસની વસ્તી છે. ગયા વર્ષે ઓછો વરસાદ પડેલો તેને લીધે આજે ગામેગામ પીવાના તથા ધોવાના પાણીની તંગી માલમ પડે છે. તળાવો સુકાઇ ગયાં છે. કુવાઓ પણ સુકાઇ જાય છે. વરડામાંથી પણ પુરતા પ્રમાણમાં પાણી મળી શકતું નથી. કેટલેક ઠેકાણે આખી રાત પાણી ભરે તો પણ આખા દિવસ પુરતું પાણી એકઠું નથી થતું. અમારી ખાત્રી છે કે અમલદાર વર્ગે લખાણો કર્યા હશે. એક લખાણને બદલે પાંચ કરવાં એ વડોદરાની કાર્યપદ્ધતિ છે. વડોદરાનું રાજ્ય કારકુનો ચલાવે છે. લખાણો કર્યા તેનો અમલ થવો જ. જોઇએ એમ નથી. મહારાજા યૂરોપ ગયા છે. મોટા અમલદારો ઠંડકવાળી જગ્યાઓ શોધી રહ્યા છે અને કડી પ્રાન્તની ગ્રામ્ય પ્રજા માની ન શકાય એવાં દુઃખ સહન કરી રહી છે. વડોદરા રાજ્યમાં પ્રજામત કેળવાયો નથી. કડી પ્રાન્તમાં પ્રજાકીય આગેવાનો નથી. વડોદરાનાં પત્રોમાં પાણીની તંગીને લીધે થતા ત્રાસની બૂમ આવે છે, પણ રાજ્યમાં કોઇ સાંભળનાર નથી.

## કાઠીઆવાડ રાજકીય પરિષદ

કાઠીઆવાડના રાજકીય યોદ્ધાઓએ રણશિંગુ વગાડીને શાન્તિમય તથા સવિનય હુકમભંગ કરવાનો નિશ્ચય કર્યો હતો તેમને ગાંધીજીએ સંદેશ મોકલ્યો છે કે "આ બધી સ્થિતિ જોતાં મને લાગે છે કે સ્વાગતમંડળે ભાવનગરમાં પરિષદ ભરવાનો આગ્રહ છોડી દેવો." ગાંધીજીની સલાહને હુકમ તરીકે માથે ચડાવ્યા વિના છુટકો નથી કારણ કે તેમ ન થાય તો રાજકીય કાર્યવાહકોમાં ભાગલા પડી જાય. કાર્યવાહક સમિતિએ ભાવનગરમાં જ સભા ભરવાનો આગ્રહ કર્યો તે વખતે કાઠીઆવાડના કાર્યવાહકોને ગુજરાતના કાર્ય-

ગ્રાહકો તરફથી ઉત્તેજન મળ્યું હતું પણ પછીથી તે ભાઈઓ સંતાઈ ગયા હોય એવું જણાય છે. ભાવનગરમાં સત્યાગ્રહ કરવો પડે તો તેને માટે પચાસેક નામો નોંધાયાં છે તેમ બીજા ભાઈઓ તૈયાર થવાની વકી છે એમ અમે જાણ્યું છે. તેમાંના કેટલાક નાગપુર પણ જઈ આવ્યા છે. ભાઈ ફુલચંદ, બળવંતરાય તથા અમૃતલાલ શેઠ એ ત્રણ નામો સાંભળીને આપણી ખાત્રી થાય છે કે જો સત્યાગ્રહ શરૂ થયો હોત તો તેમાં વિનય ભૂલી જવાત નહીં. જે ભાઈઓ જુહુ જઈને ગાંધીજીને મળી આવ્યા તેમની તૈયારી કેટલી હતી તે અમે જાણતા નથી.

"સૌરાષ્ટ" માં લખ્યું છે કે "જેને અમે મહારથીઓ માનતા, તેમને પણ આજે "અમારો સંબંધ" "અમારી સ્થિતિ" રૂપી અંતરના દુશ્મનોએ પરાજિત કરી નિષ્ક્રિય અને નિરર્થક બનાવ્યા છે." આ ટીકા ઉપરથી અનુમાન કરી શકાય કે કેટલાક આગેવાનો જે પટ્ટણી સાહેબથી પીગળી ગયા નહોતા તે ગાંધી સાહેબ આગળ ઠંડાગાર થઈ ગયા છે. ૧૯૨૦–૨૧ ની સાલમાં આખા હિંદુસ્તાનને જે મહાન પુરૂષે આગળ ધપાવ્યું તે આપણી ત્રુટિઓ જોવામાં રોકાયા છે. ત્રુટિઓ એક વખત નહીં પણ દસ વખત જોવી. આત્મનિરીક્ષણ વારંવાર કરવું જોઈએ. પણ સત્યને માર્ગે આગળ ધપવામાં સમાજને જે શીખવાનું મળે છે તેવા પ્રયોગ પર ઠંડુ પાણી નાંખવાથી ઉત્સાહનો ભંગ થાય છે. આજે જે સલાહ ગાંધીજી આપે છે તેવી સલાહ ૧૯૨૦–૨૧માં વિનીત પક્ષવાળા આપ્યાં જ કરતા હતા, પણ સત્યના અંતિમ ધ્યેય તરફ જ એક લક્ષ્ય રાખીને ગાંધીજી આગળ ધપ્યા. એમના ભણાવેલા પાઠ હિંદી પ્રજા ભૂલી શકતી નથી. માર્ગ પણ એ જ છે. સર પ્રભાશંકર પટ્ટણીના આગ્રહને હદપાર માન અપાયું છે અને મુત્સદ્દીપણાનો વિજય થયો છે. અમેરિકાના પ્રેસિડંટ વિલ્સને કહ્યું હતું કે પાશ્ચાત્ય પ્રદેશોમાંથી છુપું મુત્સદ્દીપણું ઉખેડી નાખવું જોઈએ; પણ સુલેહ થયા પછી અનેક છુપા કોલકરારો થયા. સત્યાગ્રહીઓમાં મુત્સદ્દીપણું (જે પ્રચલિત અર્થમાં વપરાય છે તેવું) ન પેસે એવું અમે ઇચ્છીએ છીએ.*

* આ નોંધ લખાયા પછી ખબર પડી છે કે સ્વાગત સમિતિએ, પરિષદની બેઠક સંબંધી છેવટનો નિર્ણય કરવાનું ત્રણ માસ માટે મુલતવી રાખ્યું છે.

## જ્ઞાતિ સુધારામાં સત્યાગ્રહ

નવજીવન (૧૩–૪–૨૪) માં ગાંધીજીએ આ વિષય ઉપર એક લેખ લખ્યો છે તે દરેક ગુજરાતીએ વાંચવા અને મનન કરવા યોગ્ય છે. આપણી ન્યાતોમાં અનિષ્ટ રીતરિવાજો ઘર ઘાલીને બેઠા છે અને તેમાં કેટલો સુધારો કરવો, કેવી રીતે ફેરફાર કરવો, અને સત્યાગ્રહનો ઉપયોગ કરવો કે કેમ એ પ્રશ્નો ઉપસ્થિત થયા છે. જુદી જુદી ન્યાતોની પરિષદ્ ભરાય છે ત્યારે માત્ર ઠરાવો પસાર કરીને છુટા પડવાથી સંતોષ થતો નથી. દરેક નાતિહિતચિંતકને લાગે છે કે ઠરાવો ઉપરાંત બીજું કાંઈ થવું જોઈએ. આજકાલની ફેશન પ્રમાણે રચનાત્મક કાર્ય ઘડાય છે, જ્ઞાતિમત કેળવવાનો પ્રયત્ન થાય છે. પણ પોતાના વિચાર કે મતને આચારમાં મુકી શકાતો નથી કારણ કે સામાજિક બહિષ્કારનું ભયંકર શસ્ત્ર આંખ આગળ આવીને ખડું થાય છે. એ ભયંકર શસ્ત્રથી ડરી ન જાય એવી વ્યક્તિઓ દરેક જ્ઞાતિમાં તૈયાર થવા માંડી છે. તેમણે પુરેપુરી શુદ્ધ બુદ્ધિથી તથા નમ્રતાથી પોતાની વર્તણુંકને માટે સજા સહન કરવાની તૈયારી સાથે અસહકાર અથવા સત્યાગ્રહ કેવી રીતે કરવો તેની ચર્ચા ગાંધીજીએ ઉપર બતાવેલા લેખમાં કરી છે. આજથી પાંત્રીસેક વર્ષ ઉપર સુધારા તરફ એટલો સખત અણગમો હતો કે જુવાન વર્ગ સ્વાભાવિક રીતે સામે થવાને કટિબદ્ધ થયો. તે વખતની લડાઈમાં ઉદ્ધતાઈ જરૂર હતી. પચીસેક વર્ષ ઉપર જ્ઞાતિબંધનોને તોડવામાં મોટાઈ મનાતી. છેલ્લાં પચીસ વર્ષમાં અત્યંત ફેરફાર થઈ ગયો છે તે આજનો જુવાન વર્ગ કળી ન શકે. તે છતાં હજી ઘણો ફેરફાર કરવાનો બાકી રહ્યો છે. પોતાની આસપાસના વાતાવરણમાં કે પરિસ્થિતિમાં ફેરફાર થાય તે પ્રમાણે દરેક સચેતન વસ્તુમાં ફેરફાર થયાં જ કરે છે. પણ સમાજ કે નાતિમાં તેવો ફેરફાર એકદમ થતો નથી. જરા પવન બદલાયો એટલે સમાજમાં ફેર થાય એ ઇચ્છવા જેવું પણ નથી. છેલ્લાં પચીશ પાંત્રીસ વર્ષનો સુધારો અમુક ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓમાં જ થયેલો. આજે દરેક ન્યાતમાં ખળભળાટ થઈ રહ્યો છે.

સુધારકે લોકમત કેળવવો, ધીરજ રાખવી, અહંતા હોય તો તે દબાવી દેવી, અને સેવા કરવી. આવી તૈયારી કર્યા બાદ પ્રેમમય અસહકાર શરૂ કરવો. નવજીવનના લેખમાં નવ નિયમો આપ્યા છે તેનું સંપૂર્ણ પાલન મહાત્માઓ જ કરી શકે. ગાંધીજી પોતે જ લખે છે કે

"ઉપરના નિયમોનું પાલન લગભગ અશક્ય છે એમ કેટલાકને અથવા ઘણાને લાગશે તો એ સત્ય છે. તીવ્ર સંયમ વિના શુદ્ધ અસહકાર અશક્ય છે." જે નિયમો ગણાવ્યા છે તે રાજકીય અસહકારને પણ અક્ષરશઃ લાગુ પડે છે. "સુધારાને એક પગ છે તેથી લંગડાતો ચાલે છે" એ અમે માનીએ છીએ અને તે ટીકા પણ રાજકીય સુધારાને લાગુ પડે છે. "જમાનાથી ચાલ્યા આવતા ખરાબ રિવાજો એક ક્ષણમાં નાબુદ થઇ શકતા નથી" એ પણ રાજકીય પરિસ્થિતિને માટે ખરૂં છે. મહાત્માજીની સલાહ આદર્શરૂપ છે.

પણ ગાંધીજીએ ૧૯૨૦–૨૧ માં રાજકીય લડતનો ઝંડો ઉપાડ્યો તે વખતે સત્યાગ્રહને માટે નેતાઓની તેમ જ સૈન્યની તૈયારી ઘણી જ થોડી હતી. મુખ્ય નેતાની ભારે તપશ્ચર્યાને લીધે આજે કેટલા બધા માણસો તૈયાર થયા છે! આખા ગુજરાતના વાતાવરણમાં સંયમ, નમ્રતા, આત્મભોગ ફેલાઇ રહ્યાં છે. ગાંધીજી જેવા પુરૂષ સહેલાઇથી પાકતા નથી, પણ તેમના સંબંધમાં આવેલા પુરૂષો (તથા સ્ત્રીઓ) સંયમ તથા તપશ્ચર્યાની કિંમત સમજ્યા છે, તપ કરતાં શીખ્યા છે અને આવા માણસો માત્ર 'અસહકારી'ની ટોળીમાં જ નથી પણ બીજે ઠેકાણે પણ દેખાય છે. આજે નાતિમાં સુધારકોની મનોવૃત્તિ કવિ નર્મદાશંકરના યુગની નથી પણ તદ્દન જુદા પ્રકારની જ છે. તેમણે સંપૂર્ણ વિચાર કરીને સુધારો કરવાને મથવું જોઇએ અને તેમના કાર્યમાં મ. ગાંધીજીએ પ્રોત્સાહન દેવું જોઇએ. એમનો લેખ જાણે ભડકાવવા માટે લખ્યો હોય એવો ભાસ થાય છે. અનધિકારીઓને ભ્હીવડાવવા, તેમને ચેતવણી આપવી, ખામોશ રાખવાનું કહેવું એ આપણા નેતાનું કર્તવ્ય છે. એમની સલાહ ગુજરાત સાથે ચાલે છે. પણ દાદાભાઇ વખત પ્રોત્સાહનનો શબ્દ તથા શાબાશીના ખોંખાર સાંભળવાની આશા પણ રાખે છે. જો રાજકીય વિષયોમાં સત્ય અને ન્યાયની ખાતર સત્યાગ્રહ કરવા પડે તો તેના તરફ ગાંધીજીની સહાનુભૂતિ અને દીલસોજી હોય તેટલી જ સહાનુભૂતિ સામાજિક અન્યાય અને અસત્ય દૂર કરવા માટે આદરેલા સત્યાગ્રહ તરફ હોવી જોઇએ.

## અંત્યજ પરિષદ

રાજકીય પરિષદની સાથે બોરસદમાં બીજી બે પરિષદો મળી હતી—એક ધારાળાની અને બીજી અંત્યજની. ધારાળા પરિષદમાં ધારાળા ઓછા જ હતા—અંત્યજ પરિષદમાં તો પૂરા પચીસ અંત્યજ ભાઇઓ પણ ન હતા. એ મોટી ત્રુટિ બાદ કરીએ તો બન્ને પરિષદો સફલ થઇ હતી. ધારાળા પરિષદના પ્રમુખ શ્રી રવિશંકરનું અને તેમાં જ શ્રી વલ્લભભાઇનું ભાષણ બોધદાયક તેમ જ માર્મિક હતાં.

અંત્યજ પરિષદના પ્રમુખશ્રીનું ભાષણ આ વખતે પહેલી જ વાર છપાઇને વહેંચાયું. સૌએ વાંચવા અને મનન કરવા યોગ્ય છે. કેવળ અંત્યજોની જ ઉન્નતિમાં જીવન સમર્પણ કરનાર પ્રમુખ પણ પરિષદને પહેલી જ વાર મળ્યા તેથી તેમનું કથન અંત્યજો સંબંધી આપણા સાહિત્યમાં ઉંચું સ્થાન લેશે. તે ઉપરાંત તેમણે મ્હોંએથી ઘણું જ પ્રોત્સાહક ભાષણ કર્યું હતું તેની પણ શ્રોતાવર્ગ ઉપર સારી અસર થઇ હતી.

એ પરિષદને ગાંધીજીએ મોકલેલો સંદેશો પણ કદાચ વધારેમાં વધારે મર્મસ્પર્શી હતો. અંત્યજોની ઉન્નતિને મહાસભાના કાર્યક્રમમાં સ્થાન આપ્યું છે તેથી તેમને સ્વરાજ્યની રમતમાં સોગઠા રૂપે કોઇ ગણી લે તેથી ગાંધીજીએ સ્પષ્ટ રીતે જણાવ્યું કેઃ

> અસ્પૃશ્યને વટાવવાના વિચારથી તમે અને હું… પ્રવૃત્ત થયા નથી. અસ્પૃશ્યતાનિવારણમાં સ્વરાજ્યની ચાવી ભલે હોય, પણ એ પ્રશ્ન મુખ્યત્વે ધર્મનો જ છે…આ કાર્યમાં હું તો સ્વરાજરૂપી સ્વાર્થને જરાય સ્થાન ન દઉં. ખરૂં છે કે મહાસભાના કાર્યમાં તેને સ્થાન આપવામાં મારો હાથ છે. પણ તે રાજ્યપ્રકરણી દૃષ્ટિએ નહિ પણ કેવળ ધાર્મિક દૃષ્ટિએ. …પરિષદ વખતે મારૂં શરીર તો જુહુમાં હશે. પણ મારો આત્મા તમારી નજીક હશે એ ખચિત માનજો.

ધારાળા ને રજપૂતો, કોળી ને ભીલો પણ કુંભે શત લઇ દેશ. તેમને કેળવીને સીપાઇઓ કે સત્યાગ્રહી બનાવી શકાય. પણ અંત્યજ તો બિચારા નબળા ને અહાલ. તેમની સેવા કેવળ ધાર્મિક દૃષ્ટિએ ને પ્રેમભાવે જ થઇ શકે. આ તત્ત્વને પ્રકાશમાં લાવીને ગાંધીજીએ આખા વિષયને ઘણી જ પવિત્ર ભૂમિકા પર મૂક્યો છે.

પણ પરિષદના ત્રીજા ઠરાવમાં જણાવ્યું છે તે પ્રમાણે અંત્યજોની ઉન્નતિનો ખરો આધાર તો તેમના પર જ રહેશે. તેથી તેમણે સર્વ રીતે સુધરવું તો જોઇએ જ. ઉપરાંત આવી પરિષદો પણ અંત્યજ મંડળોએ જ ભરવી જોઇએ—ક્રમમાં ક્રમ તેના સ્વાગત મંડળનો પ્રમુખ તો કોઇ અંત્યજ ભાઇ જ હોવો જોઇએ—અંત્યજ યુવકો જ તેના સ્વયંસેવકો હોવા જોઇએ—અંત્યજ બાળાઓએ જ ગીત સંગીત સંભળાવવાં જોઇએ—ને અંત્યજ ભગતોએ જ ભજન કીર્તનની ધુન જગાવવી જોઇએ. આવતી પરિષદ કંઇક આવા ધોરણ પર ભરાશે એવી આશા રાખીએ છીએ.

# બોરસદની પરિષદ

ગઇ સાલમાં " બોરસદે ગુજરાતને શોભાવ્યું છે. બોરસદે સત્યાગ્રહ કરી ભોગત્યાગ કરી પોતાની ને હિન્દુસ્થાનની સેવા કરી છે." તેથી ત્યાં જ મળવાની ગુજરાત રાજકીય પરિષદની બેઠક વિષે ઘણી ઘણી આશાઓ રાખવામાં આવી હતી. તેમાંની કેટલીક નિષ્ફળ ગઇ. એક અણધારી સર્વોત્તમ ઘટના સિદ્ધ થઇ. અને સાધારણ રીતે ત્રણ દિવસ સુધીમાં ૧૦-૧૨ કલાક રોજની બેઠક બે દિવસમાં પાંચ કલાકની અંદર કામ પતાવી પૂરી થઇ.

## મોટા આગેવાનોની ગેરહાજરી

ગાંધીજી આ પરિષદમાં પધારશે એવી અફવા કેટલાયે વખતથી ફેલાઇ હતી. પરિષદના જવાબદાર કાર્યકર્તાઓએ સીધી કે આડકતરી રીતે તેને ઉત્તેજન આપ્યું. છેલ્લા પખવાડીઆમાં તો તેઓ નહિ જ આવે એવી ચોકસ ખબર પડેલી છતાં પણ તે પ્રકટ ન કરી. પરિણામે પરિષદ પહેલાંના છેલ્લા નવજીવનમાં ગાંધીજીએ બોરસદ આવવાની પોતાની અશક્તિ સાફ રીતે જાહેર કરી ત્યારે હજારો ભાઇબહેનો નિરાશ થયાં અને દશેક હજાર માણસને સારૂ બાંધેલા વિશાળ મંડપમાં પૂરાં બે હજાર માણસ પણ ન દેખાયાં.

તેમ જ દેશબંધુ દાસ ને પંડિત મોતિલાલજી, શ્રી વિઠ્ઠલભાઇ પટેલ અને અલી ભાઇઓ વગેરે મોટા દેશનાયકો પણ આવશે—આવવાની વકી છે એવી વાતો તો બોરસદમાં છેલ્લા દિવસ સુધી ઉડતી હતી. તેમાંથી કોઇ ન આવ્યા એટલે વળી પ્રજાના ઉત્સાહ પર વધારે ઠંડું પાણી રેડાયું. એવા સંયોગોમાં પરપ્રાંતોના—સારા ભારતવર્ષના પ્રતિનિધિ તરીકે ઉદાર ભાવ ને ખાનદાનીની મૂર્તિ સમા શેઠ જમનાલાલજીની પધરામણી ને તેમના મીઠા કાલા બોલ અતિશય આનંદદાયી નીવડયાં. છતાં તેથીયે પ્રજાના ઉત્સાહમાં ધારેલો ઉભરો ન આવે એ સ્વાભાવિક હતું.

આ બીનામાંથી ભવિષ્યના કાર્યવાહકોને સાર ગ્રહણ કરવાનો છે. જે અગ્રણીઓના આગમનની આશા મૂકી દેવામાં આવી હતી તે વિષે શુદ્ધ સત્ય વખતસર પ્રકટ ન કરવામાં બોરસદના ભાઇઓએ ગંભીર ભૂલ કરી છે. આમ પ્રજાને ખોટી આશાઓ આપીને પછી તેને નિરાશ કરવાની રીત હવે તો છોડવી જ જોઇએ.*

## વ્યવસ્થા

પરિષદની વ્યવસ્થા વિષે પણ મિત્રભાવે બે શબ્દ કહેવા માટે કાર્યકર્તાઓ માફી આપશે. રાજકીય અને અંત્યજ પરિષદના પ્રમુખો અને તેમના સાથીઓ સૌને માટે એક જ મોટો ઓરડો. તેમાં જ શ્રી વલ્લભભાઇ, અબ્બાસ સાહેબ વગેરેનો પણ મુકામ. અને તે જ પ્રાંતિક સમિતિની તેમ જ *વિષયવિચારિણી સમિતિની પણ ધર્મશાળા!* એકાંત કે ખાનગી ચર્ચા માટે કંઇ સ્થાન જ નહિ ! આ અને બીજી ઓરડીઓની બ્હાર જોડા મૂકવાના અને તેની પાસે જ પાણીનાં માટલાં ! ને તે બધી ગંગાગોળીઓ જ ! એના એ ચેંબા કે પ્યાલા અંદર બોળાય ને વળી ગમે તેને એઠે પણ મંડાય ! અને જ્યારે આવાં જલપાત્રોમાં કલાઇનાં દીનપાટ જોયાં ત્યારે તો અશુદ્ધિ અને અરસિકતાની અવધિ લાગી !

---

* સારા ચરોતરમાં પરિષદના જ દિવસોમાં ઘણા લગ્નપ્રસંગ હોવાથી પણ લોકોની હાજરી પર ઘણી અસર થઇ હતી.

ટીનપાટ અને બાલદીઓનો મહિમા જેમ સભાસ્થાનમાં તેમ રસોડામાં પણ દેખાયો. દૂધ ને દહિં, દાળ અને શાક સમભાવે આ પાત્રોમાં પીરસાતાં. પણ રસોડાની ખરી ખુબી તો એ હતી કે દરરોજ સાંજે ઘીગોળની કંઇક, કંઇક મીજબાની અપાતી. ચરોતર પોતાનો ભાગ ભજવ્યા વિના ન જ રહ્યું !

ખેડા જીલ્લા સિવાયના સૌ પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોને વિનયમંદિરના જે વિશાળ મકાનમાં ઉતાર્યાં હતા તેની આગળ જ મોટો હોજ છે. તેમાં કેટલાયે વખતથી પાણી ગંધાતું હતું. વાંસનાં પાલાં પણ તેમાં બોળી રાખેલાં તેથી દુર્ગંધ વધારે મારતી હતી. જો પરિષદને કાયમની સત્યાગ્રહ છાવણીની અને સ્વયંસેવકોના મોટા સૈન્યની સહાય હતી તો આ હોજ પહેલેથી સાફ કરાવી શકત. છતાં બારમીએ રાત્રે સેંકડો ભાઇબહેનો વિનયમંદિરમાં આવવા લાગ્યાં તે જ વખતે એ ગંધાતું પાણી ઉતાવળથી ઉલેચીને ચોગાનમાં છંટાવા લાગ્યું ! ને ત્રણે દિવસમાં પણ તે પૂરૂં ખાલી ન જ થયું તેથી તેનો વાસ સારા ચોગાનને પાવન કર્યાં જ કરતો.

આ બાબતો છેક નજીવી લાગશે. પણ આજે આપણે રચનાત્મક કાર્ય કરવા બ્હાર પડયા છીએ તે વખતે આ એક એક કાર્યને ઘણું જ મહત્વ આપવું જોઈએ. ઠરાવો તો પ્રાંતિક સમિતિ ઘડે એટલે સ્વાગત સમિતિની કાર્યકુશળતા તો આવાં જ કાર્યોમાં દેખાય. વળી, ગુજરાતમાંથી અને બોરસદમાંથી ઘણાએ ભાઈઓ ડાવવા, ... જેલોમાં જઇ આવ્યા છે. એટલે જીજ કહેવું એ આપ... કેમ રહી શકાય તેનો પદાર્થપાઠ ગુજરાત માથે ચડાવ... હતો. ભવિષ્યનાં સંમેલનોની હનંનો શબ્દ તથા શો... ની ...પની સહાય ને કોઇ આશા પણ રાખે છે. જો રાજકીય ... ન્યાયની ખાતર સત્યાગ્રહ કરવા પડે તો તેના તરફ ગાંધીજીની સહાનુભૂતિ અને દીલસોજી હોય તેટલી જ સહાનુભૂતિ સામાજિક અન્યાય અને અસત્ય દૂર કરવા માટે આદરેલા સત્યાગ્રહ તરફ હોવી જોઇએ.

## અંત્યજ પરિષદ

રાજકીય પરિષદની સાથે બોરસદમાં બીજી બે પરિષદો મળી હતી—એક ધારાળાની અને બીજી અંત્યજની. ધારાળા પરિષદમાં ધારાળા ઓછા જ હતા—અંત્યજ પરિષદમાં તો પૂરા પચીસ અંત્યજ ભાઈઓ પણ ન હતા. એ મોટી ત્રુટિ બાદ કરીએ તો બન્ને પરિષદો સફલ

મન થાય છે. તેમણે ધારાસભાની કડવી ચર્ચા બાજુ કરી તે ઠીક કર્યું. પણ દેશના ગઇ સાલના રાજકીય જીવનની સદંતર ઉપેક્ષા કરી એ અયોગ્ય લાગ્યું. તેમ જ **"આપણો દબાએલો અને મોટામાં મોટો વર્ગ તો સ્ત્રી જાતિ છે"** એમ જણાવીને તેમની ઉન્નતિને રચનાત્મક કાર્યક્રમમાં તેમણે કદાચ પહેલી જ વાર યોગ્ય સ્થાન આપ્યું. ત્યારે બીજી પાસ, સમગ્ર રાજકીય ચર્ચાના અનુસંધાન સિવાય "સમાજને નુકસાન પહોંચાડનાર ત્રણ વર્ગ છે" એમ જણાવીને તેમણે સરકારી નોકરોની, પરદેશી કાપડના વેપારીઓની અને ખાસ કરીને વકીલોની ઝાટકણી કાઢી એ જરા અપ્રસ્તુત લાગી. પણ આ તો તેમના શાસ્ત્રીય ભાષણનું ઉપાંગ જ ગણાય. તેની કિંમત તો રચનાત્મક કાર્યની સર્વદેશીય અને વિચારપૂર્ણ મીમાંસા ઉપરથી જ આંકવી જોઇએ.

## ઠરાવોની મુસીબત

પરિષદમાં પ્રમુખશ્રીનું વ્યાખ્યાન થયું તે પહેલાં જ વિષયવિચારિણી સમિતિને ઠરાવો ઘડવાને મળવાનું હતું. પણ ઠરાવોનો કંઇ ખરડો તૈયાર નહિ તેથી પાંચ દશ અગ્રણીઓએ વિચાર કરીને તે ઘડવામાં ત્રણેક કલાક ગાળ્યા.

ગાંધીજીની મુક્તિ ને દીર્ઘાયુષ્ય વિષે, નાગપુરના ધ્વજ સત્યાગ્રહ વિષે તેમ જ બોરસદના વિજય વિષે ઠરાવો સહેલાઇથી ઘડાયા. પણ બીજા ઠરાવો શા વિષે ઘડવા? હિન્દુ મુસલમાનના ઐક્યનો જે સવાલ હાલ ઘણો વધારે કઠિન લાગે છે, તે વિષે પહેલાંના જેવો સામાન્ય ઠરાવ ઘડવાથી શો લાભ ? અને તેના નિરાકરણની ચાવીઓ ગાંધીજીએ પણ હજી બતાવી નથી તે આપનાર આપણે કોણ ? ગામડાંના રચનાત્મક કાર્યને આજે પ્રધાન પ્ર... આપવું એ તો ખરૂં પણ તે તો સૌ સમજતા પર જ ... જેમાં કેવળ કાર્ય જ કરવાનું છે તેમાં ઠરાવોથી જ. ઉપર... ભરવી જોઇએ ... પ્રમુખ તો કોઈ ... ...ત્મક કાર્ય ... અંત્યજ યુવકો જ ... અંત્યજ બાળાઓએ જ ...પે જરા ઉંચા ઉતર્યાં. જોઇએ—ને અંત્યજ ભગતો દરો ફરી ફરીને ...ગાવે... જગાવવી જોઇએ. આવતી પૈસા ...ારડોલીને આદર્શ મર ભરાશે એવી આશા ...કાર્યકર્તાને ત્યાં ...

કરવાનું ધાર્યું હતું તેમ હવે બોરસદ વિષે કરવું ? તેવો ઠરાવ કરીએ તો સરભોણ કે રાનેશરા કે અન્ય સ્થળે જે ભાઈબહેનોએ ઉંડાં મૂળીઆં નાંખ્યાં હોય તેઓ પોતપોતાને સ્થાનકેથી બધું કામ ઉખાડી લઈને બોરસદમાં નવો વાસ કરે ! પણ આમ એક જ તાલુકાને તૈયાર કરી તેની મારફત સ્વરાજ્ય લેવાની શ્રદ્ધા આપણા કાર્યકર્તાઓમાં નથી એમ લાગ્યું. આવી બધી ચર્ચા થયા પછી છેવટે નીચેનો ઠરાવ ઘડાયોઃ

**(૧) ગુજરાતમાં કે તેના કોઇ પણ વિભાગમાં રચનાત્મક કાર્યક્રમ સંપૂર્ણ રીતે સિદ્ધ કર્યા વિના તે સ્વરાજ નહિ મેળવી શકે કે ભોગવી શકે, તેમ સવિનય ભંગને માટે પણ તૈયાર ન થઈ શકે; તેથી રચનાત્મક કાર્યક્રમનો એકાગ્રપણે નિરંતર અમલ કરવાનો આ પરિષદ કાર્યકર્તાઓને તેમ જ સમાજને આગ્રહ કરે છે;**

(૨) ગુજરાતનાં અમુક ક્ષેત્રો અને કોમોની સર્વદેશીય સેવા કરી તેમને સ્વરાજ માટે તૈયાર કરવામાં જે ભાઈબહેનોએ જીવનવ્રત લીધાં છે તેમને આ પરિષદ અભિનંદન આપે છે, અને તેવી જ રીતે પોતાને અનુકૂળ લાગે તે કોમો અને ગામડાંની સેવા માટે કમર કસવાને ઉત્સાહી કાર્યવાહકોને આ પરિષદ આગ્રહ કરે છે;

(૩) આમ જુદાં જુદાં ક્ષેત્રો કે કોમોમાં અત્યાર સુધી થયેલા સમગ્ર કાર્યનું બારીકીથી અવલોકન કરી તેની પ્રગતિ અને તેનો સમન્વય કરવા માટે સૂચનાઓ તૈયાર કરી તેમ જ દેશસેવાનું જીવનવ્રત લેનારા ગુજરાત વિદ્યાપીઠના પદવીધરો અને બીજા યોગ્ય યુવકોના એક પ્રાંતિક સેવામંડળની યોજના ઘડી તે પ્રાંતિક સમિતિની આગળ બે મહિનાની અંદર રજુ કરવાને આ પરિષદ નીચેની સમિતિ નીમે છે.

આ ઠરાવ પરિષદમાં પસાર પણ થયો તેથી તેમાંની ત્રણ બાબતો ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ. (૧) પહેલી તો એ કે અત્યાર સુધીમાં કોઇ આખા તાલુકાની જ સેવા પર ખાસ ભાર મૂકાયો હતો ત્યારે આ ઠરાવથી એક કે વધારે ગામડાંના ગમે તેવડા ક્ષેત્રની કે અંત્યજ કે કાળીપરજ, કોળી કે ધારાળા જેવી કુદરતી કોમની સેવાને લગભગ પહેલી જ વાર ખાસ સ્થાન આપવામાં આવ્યું.

## સેવાનું જીવનવ્રત

(૨) એથીયે વધારે મહત્ત્વની વાત તો એ છે કે અમુક ક્ષેત્ર કે કોમની સેવાનું જીવનવ્રત લેવાનો આગ્રહ પરિષદે પહેલી જ વાર કર્યો. જ્યારે બારડોલીનું કાર્ય શરૂ થયું ત્યારે તો તરત સ્વરાજ લેવાનું હતું એટલે સૌ થોડી જ મુદતને સારૂ મચી પડયા હતા. ફરીથી તે લીધું ત્યારે પણ ટુંક સમયને માટે જ. બોરસદનો વિજય થયા પછી સત્યાગ્રહ છાવણીના સૈનિકોએ તાલુકાની સેવા કરવાની પ્રતિજ્ઞા લીધી તે પણ એક વરસને માટે જ. આ સૌમાં રાજકીય વૃત્તિ સ્પષ્ટ રીતે વધારે પ્રધાન હતી. પણ સેવાના જીવનવ્રતમાં તો ધર્મભાવ જ મુખ્ય હોય અને તેથી જ શુદ્ધ સ્વરાજ ફળ પણ વહેલું સાંપડે. આમ જીવનવ્રત લેવાનો ઠરાવ કરીને આ પરિષદે ગુજરાતના રાજકીય જીવનમાં નવું પાનું ફેરવ્યું છે.

(૩) પણ એ સવાલ સહેજે ઉત્પન્ન થાય કે આમ ગમે તેટલા કાર્યકર્તાઓ સ્વતંત્ર રીતે છુટાછવાયા કાર્ય કરે તેનો પ્રાંતિક સમિતિ સાથે સંબંધ શી રીતે સચવાય અને તે સમિતિ તેમને શી રીતે સહાય કરી શકે ? આનો જવાબ આ ઠરાવના ત્રીજા ભાગમાં આપ્યો છે. હાલ તો સૌ ચાલુ કામનું અવલોકન કરી તેની પ્રગતિ અને સમન્વયને સારૂ યોગ્ય સૂચનાઓ ઘડવાને સમિતિ નીમાઇ છે. તેમ જ જીવનવ્રત લેવા ઇચ્છતા સ્નાતકો અને અન્ય યુવકોનું એક સેવામંડળ રચવાની યોજના પણ તે જ સમિતિને ઘડવાની છે. તે સમિતિ પોતાની યોજનાઓ પ્રાંતિક સમિતિ આગળ બે માસમાં જ રજુ કરશે એટલે ગુજરાતના નવયુવકોને સેવા માર્ગ પણ સહેજે જડશે ને હાલ ચાલતા કાર્યમાં સેવકો ને સાધનોની નવી સેર ફૂટશે એવી આશા રાખીએ છીએ.

## ગાંધીજીનો સંદેશો

તેરમી તારીખે પ્રમુખનું ભાષણ થયા પછી રાત્રે દશેક વાગે વિષયવિચારિણી સમિતિની સભા મળી. તેમાં પહેલા ત્રણ ઠરાવો સહેલાઇથી પસાર થયા. પછી રચનાત્મક કાર્ય વિષે ઉપરનો ઠરાવ વંચાયો. સૌએ શાંતિથી સાંભળ્યો. તરત તે ન સમજાયો તેથી અગ્રણીઓએ જરા વિવેચન કર્યું. પણ બોરસદના શ્રદ્ધાળુ સૈનિકોને તેથી શાંતિ ન થઈ. તેઓ તો ફરી ફરીને પૂછ્યાં જ કરે—" પણ ગાંધીજીના—બાપુજીના સંદેશાનું શું !—તેનો જવાબ આ ઠરાવમાં ક્યાં છે ? " પ્રમુખ

સાહેબે તરત કબુલ કર્યું કે રજુ કરેલા વિશાળ ઠરાવમાં બોરસદનો સમાવેશ થાય ખરો પણ ગાંધીજીના સંદેશા મુજબ તેને જ ઉદ્દેશીને પ્રતિજ્ઞા લેવાનો ઠરાવ તો જુદો જ ઘડવો જોઈએ. તરત તે ઘડાયો. ને રજુ થયો. તેમાં કાર્યકર્તાઓને જ—એટલે બોરસદના જ સ્વયંસેવકોને તે તાલુકાની સેવામાં જીવન સમર્પણ કરવાનો આગ્રહ કરવામાં આવ્યો. સૌને લાગ્યું કે આવો ઠરાવ પસાર થઈ શકે તો તેટલાથી જ આ પરિષદ પરમ ભાગ્યશાળી ગણાય. પણ તે મુજબ પ્રતિજ્ઞા લેવા કોઈ તરત તૈયાર હોય તો જ તે ઠરાવ શોભે. તેથી બોરસદની છાવણીના સરદાર શ્રી ગોપાળદાસ અને બીજા સૈનિકોને તે વિષે પૂછવા માંડ્યું. સરદાર સાહેબે તો તરત બીડું ઝડપ્યું. બીજા એક બે પણ તૈયાર થયા. પણ કેટલાક પ્રભાવશાળી સુબેદારોએ સૈનિકોની જ ખાસ સભામાં આ સવાલનો નિર્ણય કરવાનું સૂચવ્યું. ને સૈનિકદળ કબૂલ કરે તો ઠરાવ પરિષદ આગળ રજુ કરવાની સમિતિએ મંજુરી આપી.

## છાવણીમાં મધરાત

તરત જ સરદાર સાહેબે સૌ સૈનિકોને છાવણીમાં આવવાનો હુકમ આપ્યો. મધરાતે આશરે એકવાગે સૈન્યની સભા મળી. સૌ બહુએ થાકેલા હતા; સૌને ખુબ ઉજાગરા થયા હતા. પણ પ્રસંગ અણીનો હતો તે કેમ ચૂકાય? સૌ ગોળ કુંડાળામાં બેઠા. કોઈક જરા જરા ઝોકાં ખાતા હતા. સ્થિર ગંભીર શાંતિ વર્તી રહી.

શ્રી ગોપાળદાસે ગાંધીજીનો સંદેશા રજુ કર્યો: ને તે મુજબ બોરસદની જ સેવામાં પોતાનું જીવન સમર્પણ કરવાનો અડગ નિશ્ચય જણાવ્યો: "કોઈક તાલુકામાં રહીને તો કામ કરવું જ છે તો પછી અહીંઆ કેમ નહિ? આપણે સૌ મળીને આ નિશ્ચય કરીશું તેથી બાપુજી કેટલા ખુશી થશે? અને એટલા લોકોએ તોયે શું? એટલા પણ લોકોની સેવામાં ખતમ થઈ શકીએ. માટે હવે જેનો આવો નિશ્ચય થતો હોય તે વિચાર કરીને કહો."

આમ શુભ મંગલાચરણ થયું. નડીયાદની—આખા ખેડા જીલ્લાની છેલ્લાં વીસ વરસથી સેવા કરનાર શ્રી. ફુલચંદભાઈએ પ્રશ્ન તરત જ બીજી ઉઠાવ્યો: "સ્વરાજ્ય લેવું હોય તો કોઈક તાલુકાને તૈયાર કરવો જ પડશે. આજે સાથે ગુજરાતમાં બોરસદ જેવો બીજો લાયક તાલુકો નથી. માટે બાપુજીએ સૂચવેલી પ્રતિજ્ઞા લેવી જોઈએ. તેને વધારે પડતી મુશ્કેલ માનવાની કશી જરૂર નથી."

બીજી પાસ એ પણ સૂચવવામાં આવ્યું કે આ રચનાત્મક કાર્યનું સરવૈયું કાઢીને કમિટી એ પ્રાંતના ભવિષ્યને માટે ભલામણો કરશે તો તે ઉપર ગાંધીજીની સલાહ મળી શકશે. તો આવી ગંભીર પ્રતિજ્ઞા લેતા પહેલાં તેટલી ટુંક મુદતને સારૂ શા માટે ન થોભી જવું? જીવનપર્યંત દેશસેવા કરવાનો ઘણાખરાનો નિશ્ચય હતો. માત્ર ક્ષેત્રની મર્યાદા આંકવા વિષે જ કેટલાકને શંકા હતી. બીજી પાસ ખરી ખુબી તો એ હતી કે આઠ દશ ભાઈઓએ—કેટલાકે સહેજ ઝોકાંમાંથી જાગીને—શ્રી ગોપાળદાસે સૂચવેલી ભીષ્મપ્રતિજ્ઞા લેવાનો નિશ્ચય ફુલના દડાની માફક આનંદથી ઝીલી લીધો.

સભા પૂરી થઈ: સરદાર એકલાનો નિશ્ચય હોત તો પણ પરિષદ આ ઠરાવ પસાર કરત. પણ હવે તેમની સાથે તો દશેક મરણીઆ સીપાઈઓ પણ હતા. તેથી સભાના પરિણામની ખબર પડતાં સૌ અગ્રણીઓ ખુબ ખુશી થયા, પરિષદ આગળ ઠરાવ મૂકવાનું તેમણે કબુલ કર્યું અને તેમાં જ આ પરિષદનું પરમ રહસ્ય સૌને જણાયું.

## જીવન સમર્પણ

પહેલા ત્રણ ઠરાવો પસાર થયા પછી શ્રી ગોપાળદાસે જ નીચેનો ઠરાવ પરિષદ આગળ રજુ કર્યો:

"આ પ્રસંગે બોરસદ તાલુકાને ઉદ્દેશીને મહાત્મા ગાંધીજીએ જે સંદેશો મોકલ્યો છે તેને આ પરિષદ હર્ષપૂર્વક વધાવી લે છે અને તે મુજબ આ તાલુકો હાથે કાંતેલી ખાદી સિવાય બીજું કંઈ ન વાપરે કે ન ખરીદે; તેમાં એક પણ પરદેશી કે મિલના કાપડની દુકાન ન હોય; તેમાં કોઈ દારૂ ગાંજો કે અફીણ ન વાપરે; કોઈ ચોરી વ્યભિચાર ન કરે; તેમજ તાલુકાનાં બાળકો અને બાળિકા—પછી ભલે તે અંત્યજ હોય કે બીજા—રાષ્ટ્રીય શાળામાં જ ભણતાં હોય; કજીયા ફિસાદ હોય નહિ અને કદાચ હોય તો તેનો નિકાલ પંચ મારફત થાય; હિન્દુ મુસલમાન ભાઈ સમાન થઈ રહે અને અંત્યજોને અપનાવવામાં આવે—એવી સ્થિતિ ઉત્પન્ન કરવાને જીવન સમર્પણ કરવાની પ્રતિજ્ઞા લેવાનો આ પરિષદ બોરસદના કાર્યકર્તાઓને આગ્રહ કરે છે.

તેઓ ભાષણ કરતા હતા તે દરમ્યાન તેમનાં પત્ની સૌ. ભક્તિબહેને પણ જીવનભર બોરસદની જ સેવા કરવાનો નિશ્ચય જણાવ્યો. એટલે વળી સૌને ઓર જ રંગ ચઢ્યો. શ્રી ફુલચંદે તેને અનુમોદન આપ્યું. શ્રી વલ્લભભાઈએ પરિષદનું પોતાનું ભાષણ આ ઠરાવ પર જ કરીને તેનું મહત્ત્વ ખીલવ્યું. ઉપસંહારમાં તેમણે કહ્યું: "તમે (સરદાર સૈનિકોએ) આ પ્રતિજ્ઞા લીધી છે તે પાર પાડવાની શક્તિ તમને ઈશ્વર આપે. તમને આશીર્વાદ આપવાનો મારો અધિકાર નથી. એ તો આપણા ઋષિ જેવા પ્રમુખ છે તે આપશે. અને બીજો આ પ્રતિજ્ઞા લેવડાવનારા આપશે. હું તો એટલું જ કહું છું કે આ પ્રતિજ્ઞા પાળતાં મારી કંઈ જરૂર પડે ને બોલાવશો તો હું પાતાળમાંથીયે આવીને તમારી સેવામાં ઉભો રહીશ." પ્રમુખ સાહેબે છેવટે આશીર્વચન આપતાં કહ્યું: "શ્રી કૃષ્ણના સમયથી તે આજ સુધીના ગુજરાતના ઇતિહાસમાં આ ઠરાવથી પરિવર્તન થયું છે." આ શબ્દોમાં સહેજ પણ અતિશયોક્તિ કોઈને ન લાગી.

આ પછી ઉપર ઉતારેલો સમિતિ નીમવાનો ઠરાવ પસાર થયો. વીર સેનાપતિ અને બહાદુર સુભટોએ તાજાં જ જીવનવ્રત લીધાં તે પછી આ ઠરાવના બીજા ભાગમાં તમને અભિનંદન આપવાના શબ્દો પણ વધારે સાર્થક લાગ્યા.

## સમર્પણનો સંદેશ

આમ ગાંધીજીએ બોરસદમાં રામરાજ્ય સ્થાપવા પ્રતિજ્ઞા લેવાનો સંદેશો મોકલ્યો તે મુજબ બોરસદના મુઠીભર શુદ્ધ સત્યાગ્રહીઓએ તાલુકાની સેવામાં જીવન સમર્પણ કર્યું. પરિષદે તેમને અભિનંદન આપીને અન્ય યુવકોને પણ યોગ્ય લાગે તે પ્રજાની સેવાનું જીવનવ્રત લેવાનો આગ્રહ કર્યો. આમ જુદા જુદા સમય જુદે જુદે સ્થળે કામ કરવાને બદલે અમુક જ પ્રજા—ક્ષેત્રની સેવામાં સારું જીવન અર્પણ કરવાનો સંદેશો લઈને સૌ વિદાય થયા.

હું પરિષદમાં કંઈક જ્ઞાન—કંઈક પ્રેરણાનો પાઠ શીખવા બોરસદ ગયો હતો, અને એ વીર દંપતીને તે એ ગરા સૈનિકગણને વિનમ્ર ભાવે પ્રણામ કરી પાછો ફર્યો.

ઇન્દુલાલ યાજ્ઞિક

આ માસિક અમદાવાદ સિવીલ હોસ્પિટલની સામે પાનાભાઇની વાડીમાં વસન્ત મુદ્રણાલયમાં શ્રીમનલાલ મેરલાલ મહેતાએ છાપ્યું અને નંદલાલ મણિલાલ શાહે સુધર્મ કાર્યાલય માટે અમદાવાદ ભદ્ર પાસે આવેલા એ કાર્યાલયના મકાનમાંથી પ્રસિદ્ધ કર્યું.

# યુગધર્મ

પુસ્તક ૪ | જેઠ, ૧૯૮૦ | અંક ૩

## ભીલ પરિષદ

( ૧ )

રાજપુતાના સેવાસંઘના એક પ્રતિનિધિ ભાઇ હરિજીએ દાહોદમાં ૧૭–૧૮ એપ્રિલના રોજ મળેલી ભીલ પરિષદ આગળ નીચેનું હૃદયદ્રાવક ગીત ગાયું હતું. તે કોઇ ભીલ કવિએ જ ભીલોની ભાષામાં બનાવ્યું છે અને હજારો સ્ત્રીઓ તે બહુ જ ભાવથી ગાય છે.

### ભારતમાતકો. અરજી

અરજ્યાં પર અરજ્યાં દેવાં ભારતમા...તા
દેવાં મારી જનની કા...રજ કરજે એ...
કા...રજ કરજે,—દુઃખડાં હરજે; ગરીબોંકા
હેલો[1] થોડા સુનજે મારી જનની
સુનજે ભારતમા...તા કારજ કરજે એ...ટેક.

રાજા તો સંભાળે નહીં રાજપાટકા કામને,
અન્યાયી લૂટે છે દોઇઆડી[2] ધનધામને,
સીસાટા[3] કરાં તો ઉલટા રૂઠે મારી જનની
રૂઠે ભારતમા...તા કા...રજ કરજે એ...૧
કારજ કરજે,

---

૧ પુકાર. ૨ બન્ને તરફથી. ૩ નિશ્વાસ નાંખવા.

પંચાયત કર દુઃખ કેવાં તો ઉલટી બાત જ આવે એ,
ખુદ કહોં પર છુરી દેખ કર મ્હાંને[૪] નાચ નચાવે એ.
ઘોડા બી લોપોં[૫] તો ઉલટા ફૂટે મારી જનની
પીટે ભારતમા...તા કારજ કરજે એ...૨
કારજ કરજે.

મારે પીટે માન બીગાડે ખોડામેં[૬] દે દેવેં એ...
અબલા જાત લુગાયોંકી[૭] યા ઇજ્જત બી લે લેવેં એ.
દુઃખ કે'તાં આંખ્યોસુ આંસુ છુટે મારી જનની
છુટે ભારતમા...તા કારજ કરજે એ...૩
કારજ કરજે.

થારે[૮] શરણે આણ પડયા છાં દુઃખ મ્હાંકો
સુણ લીજે એ
અડ જાવાં[૯] સત્યાગ્રહ માટે તાકત ઇતરી[૧૦] દીજે એ.
જીસુ[૧૧] તો પાપ્યાં કો ભાંડો[૧૨] ફૂટે મારી જનની
ફૂટે ભારતમા...તા કારજ કરજે એ...૪
કારજ કરજે.

(૨)

*ભીલભાઇઓના પ્રતિનિધિ તરીકે આ પરિષદનું સ્વાગત કરતાં ભીલ સેવા મંડળના પ્રમુખ શ્રી. અમૃતલાલ વિ. ઠક્કરે નીચેનું ભાષણ આપ્યું હતુંઃ

ભીલ સમાજ અનાદિ કાળનો છે. અરવલ્લી પર્વતની છાંયમાં વસનારો હોઇ ત્યાંથી ફેલાતો ફેલાતો ઉત્તર ગુજરાત, દક્ષિણ ગુજરાત, ખાનદેશ, નાસિક, અહમદનગર સુધી ગયો અને સહ્યાદ્રિ પર્વતમાં અમારી 'પાવરા' ભીલને નામે ઓળખાતી પેટા કોમ પ્રખ્યાત થએલી છે. છપ્પનીઆના દુષ્કાળમાં અને ત્યાર પછી અમારા અધલાખ ભાઇઓ દક્ષિણ રજપુતસ્થાનમાંથી દક્ષિણ સિંધમાં હૈદ્રાબાદ અને થરપારકર જિલ્લાઓમાં જઈ વસ્યા છે. બે માસ પહેલાં જ સિંધના સક્કર શહેરમાં તમામ દલિત વર્ગોની પરિષદ ભરાઇ હતી, તેમાં અમારા સિંધમાં જઇ વસેલા ભીલભાઇઓએ હાજરી આપી હતી.

અમારી આજની સ્થિતિ બહુ હીન અને દરિદ્ર થએલી છે. અમારા બાપદાદાઓને આર્યોએ મારી મારીને ફળદ્રુપ પ્રદેશમાંથી હડાવી હડાવીને ડુંગરાળ પ્રદેશમાં તથા ઝાડી- જંગલમાં લઇ જઇને નાંખ્યા. આથી અમે જંગલના ફળફુલ ઉપર તથા તેમાં જે કાંઈ થોડી ઘણી ખેતી થઇ શકતી તે પર અમારો ગુજારો કરતાં શીખ્યા. જંગલોમાં વસવાટ કરવાની અમારી ટેવથી અમે ટાઢ તડકો સારી રીતે વેઠતાં શીખ્યા, થોડા ઘણા આહારથી જીવનનો ગુજારો કરતાં શીખ્યા, અને રાની પશુઓ—વાઘ દીપડા—ની સાથે બેટા કરવાની અમારી આદતથી નિર્ભય થતાં શીખ્યા. પણ આ જંગલમાં આવ્યા છતાં પણ અમારી પાછળ પડેલા આર્યોએ અમને છોડયા નહિ. અમે જંગલોમાં રાજ કરતા હતા, ત્યાં આવીને પણ આર્યક્ષત્રિયોએ અમારાં રાજ્યો મારી કુટીને પડાવી લીધાં, ડુંગરીઆ ભીલનું રાજ્ય તે ડુંગરપુરના રજપુત રાજાનું રાજ્ય થયું અને મતા ભીલનું

૪ અમને. ૫ ઉલ્લંઘન કરવું. ૬ એક જાતનું ચોકડું. ૭ સ્ત્રીઓની. ૮ તમારે. ૯ મુકાવી દેવા. ૧૦ એટલી. ૧૧ જેથી. ૧૨ ઘડો.

રાજ્ય તે સંથરામપુરનું રાજ્ય થયું. આજ પણ અમારા ભીલ રાજાઓનું રાજ્ય સુરત એજન્સીના ડાંગના જંગલોમાં તથા ઉઝકારેશ્વર નામનું પણ રહેલું છે. આવા શૂરા રાજાઓનાં સંતાનો અમે આજે વીઘાં બે વીઘાં ખેડી ખાનારા કે સાત આઠ પૈસાની દાડકી કરનારા થઇ પડયા છીએ. આજે અમારૂં શૂરાતન બધું સંતાઈ ગયું છે. જંગલખાતાના કે આબકારી ખાતાના દરબાર ફેરદીના સીપાઇના તથા શાહુકારના પડાણના અમે મુંગે મોઢે ગોદા અને ગાળો ખાયાં કરીએ છીએ. દોહદ શહેરમાં જ અમારી લશ્કરી ટુકડી હતી તે સને ૧૮૯૩ માં જ વીખેરી નાખી અને આ મંડપથી થોડે જ દૂર આવેલી તેની હજુ ઉભેલી કોટડીઓની લાઇનો અને ખાલી પડેલું કવાયતનું મેદાન એ વાતની સાક્ષી પૂરે છે. હજુ માળવામાં અમારી લશ્કરી ટુકડી સુભાગ્યે રહેલી છે. તેથી અમારા શૌર્યનો ઝાંખો ઝાંખો પડછાયો કયાંક કયાંક દેખાય છે.

## ભીલ હિન્દુ કહેવાય કે નહિ

છેલ્લાં ત્રણ વસ્તીપત્રકો એટલે કે ૧૯૦૧, ૧૯૧૧ અને ૧૯૨૧ ની વસ્તીની ગણતરી વખતે અમારો ધર્મ કયો એમ પૂછતાં, અમારો ધર્મ સરકારી દફતરે મોટે ભાગે હિન્દુ નહિ પણ એનીમીસ્ટ—એટલે કે ભૂતપ્રેતને માનનારો નોંધાયો. છેલ્લી ગણત્રીમાં વળી અમારામાંથી અડધાને હિન્દુ અને અડધાને ભૂતપ્રેત પિશાચ અને માટીના ઘોડા વિગેરે પૂજનારા ગણ્યા. છતાં ૧૯૨૧ નો મુંબઇ ઇલાકાનો વસ્તીપત્રકાર અમને હવે પછી તો હિન્દુ ગણવાની ભલામણ કરે છે, એ પણ અમારા સારા નસીબની વાત છે. એ ભલામણને ખ્રિસ્તી પાદરીઓ ટેકો આપે છે એ પણ તેમનો ઉપકાર થયો છે. પણ અમે હિન્દુ નહિ તો કેવા ? અમે હિન્દુ દેવદેવીઓને માનીએ છીએ અમે જ્ઞાતિબંધન રાખીએ છીએ અને હિન્દુ તહેવારો પાળીએ છીએ. છતાં અમે હિન્દુ નહિ તો કેવા કહેવાઈએ ? આનો જવાબ આપવાને કોઈ પુરાણી કે શાસ્ત્રી કે વેદાન્તીની જરૂર હોય એમ હું માનતો નથી. અમે હિન્દુ નહિ તો પછી મુસલમાન નહિ અને ખ્રિસ્તી પણ નહિ તો પછી કેવા ? સાદી સીધી સ્પષ્ટ વાત છોડીને ધારી લીધેલી મનસ્વી વાત સંબંધી લાંબી ચર્ચા કરવાની હું જરૂર જોતો નથી.

## આર્ય-આર્યેતર વચ્ચેનું અંતર

ખરી હકીકત તો એમ થએલી છે કે અમારાથી ઉંચા કહેવાતા હિન્દુ ભાઇઓની અને અમારી વચ્ચે એટલું બધું અંતર પડી ગયું કે પરદેશી અને પરધર્મીઓને સ્હેજે શંકા પડી જાય કે આ હિન્દુ નહિ હોય. તેમાં તેમનો દોષ જરાયે ન કાઢી શકાય. પરાયા તો જુએ તે પરથી અનુમાન બાંધે. અમોને જંગલી પ્રદેશોમાં હાંકી કાઢયા પછી ઉચ્ચ હિન્દુઓ કાં તો માંહોમાંહેના ઝગડાને લીધે કે પોતે પોતાનું જ રક્ષણ કરવામાં રોકાઈ ગયેલા હોવાથી અમારી જરાએ સાંભળ લઇ શકયા નહિ. તેમ જ ધર્મ સંબંધી લેશ માત્ર જ્ઞાન અમને આપી શકયા નહિ. અમે જાણે કોઇ દરિયાપારથી આવેલી કોમ હોઇએ અથવા આફ્રિકાના મધ્યભાગમાંથી એટલે કે સીદીઓના મુલકમાંથી આવીને વસ્યા હોઇએ તેમ અમારી સાથેનો તમામ વહેવાર ઓછો કરી નાંખ્યો અને અમને એકલવાયા કરી નાંખ્યા. આથી અમે પણ તેમને પરાયા ગણવા લાગ્યા. તેમ અમને તેઓ ભાલડા, ચોર વગેરે તિરસ્કારવાળાં વચનોથી સંબોધવા લાગ્યા, અને અમે પણ વાણિયું, તરકડું, વગેરે તેટલાં જ તિરસ્કારવાળાં વચનોથી તેમને માટે અંદર અંદર વાત કરતા થયા. પ્રેમ એ સારા સંબંધનું મૂળ છે, અપ્રેમ, દ્વેષ એ વૈમનસ્યનું અને દુશ્મનાવટનું મૂળ છે. આજથી ૫૦ વર્ષ પહેલાં લખાયલું સરકારી ગેઝીટીઅર કહે છે કે તે વખતથી ૫૦ વરસ પહેલાં એટલે કે આજથી લગભગ સો વર્ષ પહેલાં ભીલો શહેરમાં ભાગ્યે જ આવતા જતા હતા. તેઓ જેમ બને તેમ શહેરના લોકોથી દૂરના દૂર જ રહેતા હતા. હવે અંગ્રેજ રાજ્યે સૌને સરખા કરી મૂક્યા તેથી કહો કે પ્રભુએ તમને સારી મતિ સુઝાડી તેથી કહો, ગમે તેમ હો પણ હવે અમારો ને તમારો ભાઇચારો દહાડે દહાડે વધતો જાય છે. અને પ્રભુ કરશે તો હાલ જેટલું અંતર અમારી તમારી વચ્ચે રહેલું છે, તેટલું પણ થોડા સમયમાં ભુંસાઈ જશે. હાલ તમે અમારા હાથનું ભરેલું પાણી પીતા નથી. અમારા પૈસા તથા અમારી મહેનત મજુરી તમને ખપે છે. પણ આમ હોવામાં અમારો પોતાનો પણ દોષ હશે અને છે. છતાં ભવિષ્યમાં અમે તમારા સંસર્ગમાં આવવાથી સ્વચ્છ થઇશું અને અમારા પ્રત્યેની તમારી ઘૃણા કાઢી નાખવા મથશું. અમને સ્વચ્છ કરવાની

તમારી ફરજ છે. અમને મેલા, ગંદા કહીને દૂર રાખવા ક્યાં સુધી પાલવશે? અમને તમારા વિના ચાલશે નહિ, તમને અમારા વિના ચાલશે નહિ; તો પછી અમારા તમારા વચ્ચેનો ભેદ ઓછો થાય—નાબૂદ થાય, તેવી જાગૃતિ અમારામાં આણવી એ તમારું કર્તવ્ય નથી?

## સંખ્યા

વળી અમારો જથ્થો પણ નાનોસુનો નથી. અમે મેવાડ, ઉદેપુર, માળવા, નીમાડ, રેવાકાંઠા, મહિકાંઠા, ખાનદેશ સુરત, નાસિક, અહમદનગર, પંચમહાલ, રાજપીપળા, ધરમપુર વિગેરે અનેક ભાગોમાં ફેલાયલા છીએ. આગળ હું કહી ગયો તેમ અમારી અર્ધલાખ વસ્તી તો દક્ષિણ સિંધમાં પણ છે. અમારી એટલે એકલી ભીલ કોમની વસ્તી આખા દેશમાં ૧૯ લાખની છે. આ સંખ્યા નાનીસુની છે? આ ઓગણીસ લાખ લોકો દારિદ્ર અને અજ્ઞાનમાં રાતદિવસ ડુબેલા રહે તેમાં લાભ છે કે અમારી દશા—માનસિક તથા આર્થિક—સુધરે તેમાં લાભ છે? ૧૯ લાખ માણસ પશુની સ્થિતિમાં રહે તેમાં તમારી ચઢતી છે કે હિમ્મતવાન મર્દ બને અને તમારા ભાઈઓની માફક તમારી ડાબી બ્હાંય જેવા થઈને ખડા રહે તેમાં દેશને લાભ છે? અમને અજ્ઞાન, નવસ્રા, અને દીન દશામાં રાખી તમે જ્ઞાનની તથા ઉચ્ચ દશાને નહિ પહોંચી શકો. અમારા રોગ અને મેલનો ચેપ તમને લાગ્યા વિના નહિ રહે. અમે આ જિલ્લામાં તો લગભગ બધા ખેડુત જ એટલે કે કણબીઓ છીએ, ધરતીમાતાને ખેડીને અનાજના પેદા કરનાર છીએ. હજારો મણ મકાઈ અને ચણાનાં ગાંડાંની હારો લાવીને તમારી બજારોમાં ભરી દેનારા છીએ તે યાદ રાખશો. અમને ઠીક કરશો તો તમે વધારે ઠીક થઈ શકશો.

## કેળવણીની ખામી

અમારામાં કેળવણીની ખામી છે, સંસ્કૃતિની ખામી છે અને તેથી અમે પાછળ રહી ગયા છીએ, તે વાત સાચી છે. અમે અક્ષરજ્ઞાન વિનાના છીએ અને તેના સિવાય હવે આ જમાનામાં ચાલી શકતું નથી. અમે સહેજે છેતરાઈએ છીએ—અમારા લ્હેણદારો સવાયા, દોઢા કે બમણા કરે છે તે અમે સમજી શકતા નથી. તેથી જ અમે તરી શકતા નથી. અમારે ને હિસાબને બારમો ચંદ્રમા છે. કોઈ સોળપંચા ખાસી કહે કે ચોરાશી કહે તે બધું એ સરખું હોય છે. પણ અમારા પૈસે એટલે ખેડુતના પૈસે તમારા છોકરાઓ શહેરોમાં ભણે છે. ગામડામાં અમારા માટે નિશાળ કાઢે છે કોણ? અને કદાચ કોઈ સારા નસીબે સરકારે કાઢી તો ઉજળીઆત વર્ણના માસ્તરને અમારા ગામડામાં શહેરની મોજમઝા ન મળે તેથી નિશાળ કેમ વહેલી બંધ કરવા વારો આવે એવું જ શોધ્યાં કરતો રહે છે. આનું પરિણામ હાલ તો એ આવ્યું છે કે અમે ઢેડ ભંગી, ડબગર કે અમાર વિગેરે બધા વર્ણના કરતાં ઓછા ભણેલા રહ્યા છીએ. તમારી સામે પેલા પડદાપર કોષ્ટક લખીને ટાંગેલું છે તે ઉપરથી જણાશે કે વાણીઆઓ અમારા કરતાં ૧૮૮ ગણું ભણેલા છે, પાટીદારો ૧૦૬ ગણા ભણેલા છે, ઢેડ પણ સોળ ગણા ભણેલા છે. અરે! ભંગી પણ ૭ ગણા ભણ્યા છે. ને વાઘરી પણ બમણા ભણ્યા છે. અમારા જેટલી બીજી કોઈ પણ કોમ કકકાને કુદી મારે તેવી નથી. અમે નિશાળો કાઢવાને માટે સરકારી લોકલફંડનો કર પાટીદાર, કણબી કે બીજી કોઈ પણ, ખેતી કરતી કોમ કરતાં ઓછો ભરતા નથી. પણ અમારે નસીબે નિશાળો આવતી નથી. કોઈ એમ કહેશે કે અમે છોકરાંઓને ભણાવવા મોકલતા નથી તો તેના જવાબમાં હું કહીશ કે તેમણે લીમડી ગરબાડાની કે જાંબુવાની ભીલ સેવા મંડળની શાળાઓ ઉપર એકવાર નજર કરી આવવી. ત્રણ ત્રણ માઈલથી ત્યાં છોકરાઓ ભણવા આવે છે. વચમાં નદીનાળાં કે જંગલ આવે તેને વટાવીને તેઓ ભણવા માટે કેવા દોડયા દોડયા આવે છે તે નજરે જોયાથી જ ખાત્રી થાય. હા; યોગ્ય સહાનુભૂતિ અને આર્થિક મદદની અમને જરૂર છે. અમારા છોકરાંઓને નિશાળે જવા યોગ્ય કપડાં તથા ભણવાનાં સાહિત્યો પૂરાં પાડવાં જોઈએ તેને માટે અમારી પાસે ધન નથી. અમે માંડમાંડ બે ટંક ખાવાનું મેળવીએ છીએ તેમાંથી કપડાં કે ચોપડીઓ વેચાતાં લેવાને અમારી પાસે ફાલતુ પૈસા નથી. પણ તે ઉપરથી એમ ન સમજતા કે અમે અમારા છોકરાઓને ભણાવવાનો લાભ જાણતા નથી. પેટમાં ખાડો હોય ત્યાં સુધી ભણવાનું કેમ સૂઝે?

## દારૂ

દારૂ અમારી કોમનો મોટો દુશ્મન છે, અમારું લોહી ચુસી લેનાર છે. દારૂનો દુકાનદાર ભીલની કમાણી-

થી જ કમાય છે અને દારૂનો ઇજારદાર હજારો ને લાખો રૂપીઆ સરકારને ભરે છે, તે અમારી પાસેથી જ લઇને. વેવિશાળ થાય તો દારૂ, લગ્ન થાય તોયે દારૂ, અને મરણ વખતે અથવા કાયટા એટલે દહાડા-પાણી વખતેયે દારૂ! પણ હું આપને એક પ્રશ્ન પૂછું છું કે આ કુમાર્ગે અમને ચઢાવનાર કોણ છે? અમારાં મન હરણ કરી લેવાને, અને અમારૂં ભાન ભૂલાવવાને માટે સરકારે ઠેકઠેકાણે દારૂની દુકાનો ન ખોલી હોત તો અમારૂં વ્યસન આટલું વધત નહિ. જ્યારે જ્યારે હું કોઇ પણ દારૂડીઆને દારૂ છોડવાને સમજાવું છું ત્યારે છેવટનો ઉત્તર એટલો જ તે આપે છે કે "મારી સાથે આટલી માથાકુટ કરો છો ત્યારે સરકારને કહીને આ દુકાન કેમ બંધ કરાવતા નથી કે જેથી પીવાની લાલચ જ રહે નહિ?" કોઈ બાળકની પાસે ગોળ કે ખાંડનો વાડકો ભરીને મૂકીએ અને પછી તેને એમ કહીએ કે આમાંથી તું જરાયે ખાતો નહિ એ જેટલું મુર્ખાઇભરેલું લાગે છે તેટલું જ મુર્ખાઈ ભરેલું કામ દારૂની દુકાન નજીક હોય છતાં ભીલને કહેવું કે તું કદિ દારૂ પીતો નહિ એ છે.

હાલમાં જ મુંબાઇની ધારાસભાની એક કમિટીએ દારૂની રાજનીતિ સંબંધી એક રીપોર્ટ બહાર પાડ્યો છે તેમાં દારૂની બદી બંધ કરવા માટે એક એવો ઉપાય સૂચવ્યો છે કે એક અમુક ગામના અથવા ચાર પાંચ ગામના જથાના તમામ લોકનો મત લઇને પૂછવું કે તમારી દારૂની દુકાન રાખવાની મરજી છે? અને જો વધારે મત દુકાન બંધ કરવાની તરફેણમાં આવે તો તે દુકાન બંધ કરવી જોઇએ.' આ "લોકલ ઑપ્શન" ની પદ્ધતિ જો આ ભીલ પ્રદેશમાં પણ અજમાવવામાં આવે તો પણ મારી ખાત્રી છે કે લોકોનો મોટો ભાગ દારૂની દુકાન ઉઠાવી લેવાની તરફેણમાં જ પોતાના મત નોંધાવે. અને તેમ થાય તો દારૂનો ઘણો ખપ ઓછો થાય. કદાચ આનો જવાબ કોઇ એમ આપે કે તેથી ગેરકાયદે દારૂ ગાળીને ઘણા લોકો પીતા થશે તો તેનો જવાબ બહુ સહેલો છે. ચોરી કરવી નહિ એવો સમાજના લાભ માટે કાયદો કર્યો અને તે કાયદો કેટલાકો તોડે છે. પણ તેથી એ કાયદો રદ કરવાનું કોઇ પણ ડાહ્યો માણસ કહે નહિ. ચોરીના ગુન્હા પકડવાની અને ન્યાયાધીશ પાસે ગુન્હા કરનારને શિક્ષા કરાવવાની કોઇ પણ ના કહે નહિ. તેમ જ કાયદા વિરૂદ્ધ દારૂ ગાળનારને પકડીને શિક્ષા કરવાની કોઇ પણ આડે આવે નહિ. જેમ ચોરી કરવાનાં સાધનો પૂરાં પાડી શકાય નહિ તેમ દારૂ પીને માણસને દીવાના બનવાનું સાધન શાણી સરકારે તો ન જ પૂરૂં પાડવું જોઇએ. જેમ બને તેમ જલ્દીથી દારૂની દુકાનો બંધ થવી જોઇએ અને તેથી જ દારૂની બદી થોડા વખતમાં જ નાબુદ થશે. આ સંબંધમાં એટલું મારે કહેવું જોઇએ કે મહાત્મા ગાંધીની આત્મશુદ્ધિની ચળવળે ભીલ પ્રદેશમાં પણ અસર કરી છે. પાંચ વર્ષ પહેલાં દારૂનો ખપ હતો તેના કરતાં હાલ ઘણો ઓછો થયો છે. વળી એ વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે દશ બાર વર્ષ પહેલાં જાણીતા થયેલા ગુરૂ ગોવિંદના ઉપદેશથી પણ સેંકડો, બલકે હજારો લોકોએ દારૂનો બીલકુલ ત્યાગ કરેલો છે. હાલ પણ તેઓ એ કામમાં લાગેલા રહ્યા છે અને દારૂ, માંસ, ચોરી વગેરે ખરાબ વ્યસનોથી દૂર રહેવાને હંમેશાં ઉપદેશ કર્યાં કરે છે.

## આર્થિક સ્થિતિ

ગૃહસ્થો ! અમારી આર્થિક સ્થિતિનો ખ્યાલ તમને થોડોઘણો તો આવ્યો હશે. ગામડાઓમાં અમારાં ઝુંપડાંઓની મુલાકાત લીધા વિના આ શહેરમાં બેઠા બેઠા અમારી સ્થિતિનો ખ્યાલ તમને ન આવી શકે. અમારાં કામડાંની ભીંતોનાં વગર કમાડનાં ઝુંપડાંઓ આવીને જુઓ, અમારૂં રાચરચીલું તપાસો, અમારી કોઠીઓ કે કણલીઓમાં મકાઈ કેટલી ભરેલી હોય છે તે જુઓ તો જ તમને અમારી જાહોજલાલીનો કે દારિદ્રનો ખ્યાલ આવી શકે. કડકડતી ઠંડીમાં અથવા તો ચોમાસાની મેઘલી રાત્રે આવવાનું હું નોતરૂં આપું છું. અમે અમારૂં ગુજરાન કેટલા થોડા ખરચમાં ચલાવીએ છીએ તેનો ખ્યાલ તમને આવવો કઠણ છે. ' ભીલ સેવા મંડળ'ની બોર્ડિંગ શાળાઓમાં અમારા છોકરાઓનો ખોરાકી ખર્ચ દર માસે છોકરા દીઠ રૂા. ૩) આવે છે. તે ઉપરથી અમે કેટલા ઓછાથી સંતોષ માનનારા છીએ તે તમે કલ્પી શકો છો. અમારા કુટુંબોમાં તો અમારો ખર્ચ તેથી પણ ઓછો આવતો હશે. આ ઉપરથી અમારી સરાસરી આવક કેટલી હશે, માણસ દીઠ વાર્ષિક પચાસ રૂપીઆ હશે કે ત્રીસ હશે કે તેથી પણ ઓછી તેનો ખ્યાલ કરી શકો છો. અમે કેવાં અને કેટલાં વસ્ત્રો વાપરીએ છીએ તેનો ખ્યાલ પણ તમને આ મેળાવડામાંથી નહિ

આવી શકે. તેને માટે તો કોઇ, સડકનું કામ ચાલતું હોય ત્યાં જઇને અમારા કામ કરતા ભાઇઓની છબી ઉતારી લેવી. અમને ઉન્હાળામાં જોઇએ તેવી મજુરી પણ મળી શકતી નથી. તે માટે મજુરીના કામો ખોલવાની ફરજ જાણે સરકારને માથે ન જ હોય એમ તે વર્તે છે. ચાલુ સાલ અમારો પાક સારો થયો ન હતો તેથી આ વરસ અમારા માટે ઘણું જ કાઠું હતું. પ્રભુ-કૃપાએ રેલ્વેનાં બે કામો ખુલ્યાં ત્યાં તથા શીવરાજપુરની ખાણમાં કામ કરવા અમારા ઘણા ભાઇઓ ગયા અને ત્યાંથી બે પૈસા કમાઇ લાવ્યા. તેનાથી આ વરસ નભી ગયું. પોલિસના અમલદારો પણ કહે છે કે આ સાલ ગુન્હાનું પ્રમાણ ઘણું જ કમતી છે. મજુરી મળે અને તેમાંથી ગુજરાનનું સાધન મળે તો પછી અમને ચોરી કરવાની વૃત્તિ કે લુંટફાટ કરવાનો શોખ ન જ થાય. પેટનો ગુજારો કરવાનું બીજું કંઇ પણ સાધન ન મળે તો તે ચોરી વિગેરે ગુન્હા કરવા પ્રેરાય જ. ભુખ્યો માણસ ગમે તે કરે. દર સાલ મજુરીનાં કામો કાઢવાની કાળજી અમારે માટે સરકાર અથવા મહાજન રાખે તો અમારે માટે તેથી બીજું વધારે સારૂં શું હોય?

## સમાજને વિનંતિ

આપની રજા લેતાં પહેલાં અત્યાર સુધીના કહેવાતા ઉચ્ચ વર્ગોની ભીલ વિગેરે અસલી વતની કોમો તરફની બેદરકારી સંબંધી બે વચન કહેવાની મને જરૂર લાગે છે. ભીલ, કાળીપરજ, દુબળા, સંતાલ, ગોંડ, સબર, નાગા વિગેરે અનેક અસલ વતની કોમો દેશના જુદા જુદા પ્રાન્તોમાં વસે છે. તેમને માટે સમાજે—ખાસ કરીને હિન્દુ સમાજે શું કામ કર્યું છે? તેમને ધર્મ સંબંધી જ્ઞાન આપવાને, તેમનો ઉદરનિર્વાહ સ્હેલાઇથી થઇ શકે તેને માટે તેમને અક્ષરજ્ઞાન આપવાને માટે આપણે શું કર્યું છે? નિષ્પક્ષપાત રીતે ઉત્તર આપતાં કશું નથી કર્યું એમ મુંડી નીચી રાખીને કહેવું જ પડશે. આપણા પોતાના જ દાહોદ ઝાલોદ તાલુકાઓમાં બે ખ્રિસ્તી મીશનો—આઈ. પી. મીશન અને મુક્તિફોજ—કેટલાં વર્ષોથી ભીલભાઇઓની વચ્ચે કામ કરી રહ્યાં છે, તે મ્હારે કહેવાની જરૂર નથી. કેટલી શાળાઓ તેઓ ચલાવી રહ્યા છે, પોતાના ધર્મનું કેટલું જ્ઞાન તેઓ તેમને આપી રહ્યા છે તે ઉપર આપે કોઇ વખ જવાબદારીપૂર્વક વિચાર કર્યો છે? આપણા હિન્દુઓનાં, જૈનોનાં, શિવમાર્ગીઓનાં, સ્વામીનારાયણનાં, વૈષ્ણવન તેવાં મીશનો ભીલભાઇઓમાં જઇને તેમને ધર્મનું જ્ઞાન કેમ ન આપે? હજારો માઇલ દૂરથી—પરદેશથી અને પરખંડથી આવીને અન્યધર્મીઓ તેમને ધર્મોપદેશ આપે તે શું આપણે બેશરમ થઇને જોયા જ કરવું? આપણે કેવળ ભીલોમાંથી કમાણી જ કરવાનો વિચાર રાખીએ અને તેની કમાણીમાંથી આપણે શહેરોમાં મેડીઓ બંધાવીએ અને તેમને એ ઝુંપડામાં નિશાળ પણ કાઢી ન આપીએ? અથવા તેમને એક નાનકડું મંદિર પણ ન બંધાવી આપીએ? આપણે આપણા પોતાના ધર્મભાઇઓ તરફ કેટલા બેદરકાર બની ગયા છીએ! ભાઇઓ! આ બાબતનો શાન્તપણે વિચાર કરો. પોતાના પેટનું ભરણપોષણ તો પશુપક્ષીઓ પણ કરે છે. મનુષ્યે, બુદ્ધિમાન મનુષ્યે જરૂર તેથી વિશેષ કરવું જોઇએ. નીચે પડેલા માણસને હાથ આપીને બેઠો કરવો જોઇએ. લંગડા માણસને લાકડીનો ટેકો આપવાનો વિચાર બે પગવાળો નહિ કરે તો કોણ લંગડો કરવાનો હતો? આંધળાને દોરવાનો વિચાર બે આંખવાળો નહિ કરે તો જરૂર આંધળો તો આંધળાને નહિ જ દોરી શકે. આપણે આપણા નીચે પડેલા ભાઇઓને માટે ધર્મની સંસ્થાઓ, કેળવણીની સંસ્થાઓ, ઉદ્યોગની સંસ્થાઓ, વગેરે કાઢવી જોઇએ. તેને માટે આપણે સરકાર તરફ કે મુંબઇ જેવા શહેર તરફ તાકીને ન જોયા કરવું જોઇએ. પણ આપણાથી બને તે—ફુલ નહિ તો ફુલની પાંખડી—આપણે કરી બતાવવું જોઇએ. પડેલાઓને ઉઠાડયા વિના સિદ્ધિ નથી, સ્વાર્થ નથી, સ્વરાજ નથી. પડેલાઓને શક્તિ આપીને ઉઠાડવાથી તેઓ જ આપણા સહાયક થશે. આપણને બળ આપશે. માટે જ નરસિંહ મહેતાએ ગાયું છે કે:

હરિના જન તે મુક્તિ ન માગે
માગે જન્મોજન્મ અવતાર રે.
નિત્ય સેવા નિત્ય કીર્તન ઓચ્છવ
નિરખવા નંદકુમાર રે—
ભૂતળ ભક્તિ પદારથ મોટું.

( ૩ )

ભીલ પરિષદના પ્રમુખ દીનબંધુ એન્ડ્રુસે નીચેનું ભાષણ હિન્દીમાં કર્યું હતુંઃ

હું આજે થોડા જ શબ્દોમાં જે મારે કહેવાનું છે તે કહીશ. પણ મને આશા છે કે તેમાંથી તમને વ્યાવહારિક સૂચના મળી રહેશે. પ્રથમ તો મારે જણાવવું જોઇએ કે હું તો મહાત્મા ગાંધીજીના ચેલા તરીકે અહીં આવ્યો છું. તમારે માટેની મહાત્માજીની લાગણી ઘણી ઉંડી છે; તેમ જ તમને એમને માટે અનહદ માન છે તેથી મહાત્માજીને આ પરિષદમાં હાજર રહેવાની ઉત્કટ ઇચ્છા હતી; પણ તેમનું શરીર લાંબી રેલ મુસાફરીનો શ્રમ ઉપાડી શકે એમ નથી. પરિષદ વિષે વાતચિત થતાં મારે પ્રમુખસ્થાન લેવું એવી એમની આગ્રહભરી સલાહ થઇ એટલે તેમનો સંદેશો લઇ હું અત્રે આવ્યો. તેમનો સંદેશો આ પ્રમાણે છેઃ

## ગાંધીજીનો સંદેશો

" તમે ખેડુતો છો અને ખેડુત જ રહેજો. તમારા બાપદાદાની ભૂમિને વળગી રહેજો. અને ત્યાં સુધી જમીન ખેડી નિર્વાહ કરજો. હું મને પોતાને ખેડુત ને વણકર તરીકે ઓળખાવવામાં માન સમજું છું. ખેતી કરતાં નવરાશના સમયમાં ઘેરેઘેર કાંતવા પીંજવાનું ને વણવાનું કામ હાથ ધરશો તો તમે સ્ત્રી પુરુષ સ્વતંત્ર થઇ શકશો."

આ મહાત્માજીના સદેશા ઉપર લક્ષ આપવા હું મારા ખરા અંતઃકરણથી તમને વિનવું છું. ખાસ કરીને તમારામાંથી જુવાન વર્ગ મોટા પગાર ને મજુરીની લાલચે પોતાની ખેતી છોડી શહેરોમાં જવા લલચાય છે તેમને આ સંદેશો ખાસ ધ્યાનમાં રાખવા જેવો છે.

× × ×

## અસલી રિવાજો

સુધરેલી જાતિને માટે અમુક રીતરિવાજો ત્યાજ્ય હોય છે. એમાંના કેટલાક તમારી જાતિમાં કાયમ છે; પણ હું તમને ખાત્રી આપવા માગું છું કે આવા રિવાજો છોડી દેવાથી તમારી જાતીય સ્વતંત્રતાને ધોકો નહિ પહોંચે—બલ્કે, આવી ખરાબ રીતિઓનો ત્યાગ કરવાથી તમારૂં સ્વાતંત્ર્ય ઓર વધશે. તમારા ખોટા રીતરિવાજોમાંના કેટલાક વર્ણવું છું. દારૂતાડીનું પીવું, તેમ જ ભાંગગાંજાનું સેવન એ બુરી ટેવો છે. તમારી જાતિની શુદ્ધિની તમને દરકાર હોય તો આ બુરી ટેવો તો છોડયે જ છુટકો. વળી તમારી કેટલીક કોમમાં મુવેલા તેમ જ રોગી ઢોરનું ગમે તેવું સડેલું માંસ ખાવાનો રિવાજ સાધારણ થઇ પડયો છે. આ એક દુષ્ટ રિવાજ છે એટલું જ માત્ર નહિ પણ તેના પરિણામે અતિ ભયંકર રોગ થાય છે અને છેવટે મૃત્યુ પણ નીપજે છે. હિંદુ યા કોઈ પણ વ્યવસ્થિત સમાજમાં તમારે દાખલ થવું હોય, તો તમારે તમારાં લગ્ન વિગેરે પૂર્ણ ધાર્મિક દષ્ટિએ જોવાં જોઈશે. એટલે કે લગ્ન તે છોડી છુટે નહિ એવી ધાર્મિક ગ્રંથી છે. ભૂતકાળના ખોટા રિવાજો માટે હું તમને દોષ દેવા માગતો નથી. આ રિવાજો તો બાપદાદાઓથી વારસામાં ઉતરી આવેલા હતા. પણ આપણે જાણવું જોઇએ કે વખત બદલાતાં આપણે પણ બદલાવું જોઇએ. આવી રીતે ખોટા રિવાજોને છોડવા હું તમને વિનંતિ કરૂં છું. અને તે સાથે દઢતાપૂર્વક ભાર દઇને કહેવા માગું છું કે તમારા અસલી સારા રિવાજોને તો તમે વળગી જ રહેજો. તમે ગામડાંની ને વગડાની ખુલ્લી હવામાં તંદુરસ્ત જીવન ગાળો છો તેથી શહેરમાં સાધારણ થઇ પડેલા રોગો તમારામાં જોવામાં આવતા નથી. આવું નિરોગી સુંદર ગ્રામ્યજીવન ગાળી તમે સુંદર શરીરબળ ધરાવો છો. મોજશોખમાં તમે જીવન ગાળતા નથી. તમારી રહેણીકરણી સાદી છે. તમારી તંદુરસ્તી એ તમારા સંતોષી જીવનની સાક્ષીરુપ છે, તેથી કરીને પૈસાની લાલચે કે બીજી શહેરી ભભકો તરફ ખેંચાઇ આ સારી ટેવો છોડશો નહિ. ગ્રામ્યજીવન એ તો સર્વ રીતે સુંદર છે. કોઇ પણ ગમે તેવા સારા શહેર કરતાં ગામડાની આબોહવા ઉત્તમ હોય છે જ. શહેરની પાંચગણી કમાણીને જતી કરીને પણ આવી તંદુરસ્તી તમારે સાચવવી ઘટે છે. દારિદ્રનું દુઃખ કેટલું અસહ્ય થઇ પડે છે તેનું મને ભાન છે. છતાંયે હું તમને કહેવાની હિંમત કરૂં છું કે જો તમે દારૂની બદીમાંથી ને શાહુકારોના પંજામાંથી મુક્ત થાઓ તો તે દુઃખ પણ તમને હળવું થશે. આ ઉપાય ખેતી છોડવાના વિનાશકારક ઉપાય કરતાં ફાયદાકારક નીવડશે.

## બંગાળના સંતાલ

બંગાળામાં આવેલા મારા રહેઠાણ બોલપુરના શાંતિનિકેતનની આસપાસ વસતી 'સંતાલ' નામની તમારા જેવી જાતિનો મને સારો પરિચય છે. હરહમેશ હું તેમના ગામડાઓમાં જાઉં છું અને તેમનું શાંત અને સ્વતંત્ર જીવન નિરખું છું. આસામના મ્હાના બગીચામાં મજુરી કરતા ને કલકત્તામાં નોકરી કરતા એના એ જ સંતાલોને મુકીદારોના પંજામાં સપડાયેલા મેં જોયા છે. આવી રીતે સુખમાંથી દુઃખમાં અને આરોગ્યમાંથી રોગમાં તેમને પલટાઈ જતા જોઇને મને ઘણું દુઃખ થયું છે. મેં તેમને ઘણીયે વાર પોતાને દેશ પાછા ફરવા વિષે પૂછ્યું છે. જવાબમાં તેઓએ જણાવ્યું છે કે "શું કરીએ! માથે દેવું ઘણું છે." "તમને રોજ શું મળે છે?" એમ પૂછતાં જવાબ મળ્યો "રોજ સારો મળે છે પણ એ બધીયે કમાણી દેવામાં તેમ જ પરચુરણ નકામા ખરચમાં હોમાઇ જાય છે."

. છેલ્લા દશ વર્ષથી આ સંતાલ કોમ સાથે મારો સંબંધ ગાઢ થતો ગયો છે. મારા મિત્ર ભાઇ પીઅરસન તેમને પોતાના ખરા દીલથી ચહાતા હતા અને પોતાનું ઘણું ખરૂં આયુષ્ય તેમને માટે સમર્પણ કર્યું હતું. અને જો હું તમારી પડખે આવી વસું તો હું પણ તમને તેમના જેટલો જ ચાહું. તેથી તમે એમ ન માનતા કે હું અજાણ્યા પરદેશી તરીકે બોલું છું. મારા અનુભવના તારણ રુપે મારી તમને ખાસ ભલામણ છે અને મહાત્માજી પણ એને અનુમોદન આપે છે કે તમે ખેડુત રહેજો, ખેતી છોડતા નહિ અને શહેરની લાલચોથી લલચાઇ ગામડાં છોડતા નહિ.

## વેઠ

ભાષણ પૂરૂં કરતાં પહેલાં એક વાત કરી નાખું. તે વાત તમારી કોમ માટે નહિ પણ તમારી કોમ ઉપર રાજ્ય કરતી હકુમતને સંબોધીને છે. મને પૂરેપુરી ખબર છે કે આ પ્રદેશમાં તેમ જ અન્ય પ્રદેશમાં વેઠનો રિવાજ સાધારણ થઇ પડયો છે. ઘણા વર્ષોથી આ બદી સામે હું લડતો આવ્યો છું. આલમોડા પાસે કુમાઉ જીલ્લામાં ( હિમાલયમાં ) કોટગીરીની ટેકરીઓમાં અને એવા બીજા ભાગોમાં મારા મિત્ર ભાઇ સ્ટોકસ સાથે કામ કરતાં એક સમયે તો આવી લડતમાં મારે નસીબે જેલ જવાનોયે પ્રસંગ આવેલો. આ વેઠની પદ્ધતિને ઉખાડી પાડીને નાબુદ કરવા મે મારૂં બનતું કર્યું છે. રાજપુતાનાના ઉદેપુર રાજ્યના ભીલોમાં કામ કરનાર મારા મિત્ર ભાઇ પથિકના આમંત્રણથી હું એક વખત તે સવાલ હાથ ધરવા માટે તૈયાર થયેલો. વેઠવારાની પદ્ધતિને નિર્મૂળ કરવાનો તે વખતનો મારો ધર્મ હતો. મારી માંદગીને લીધે અને બીજે પ્રસંગે પૂર્વ આફ્રિકામાં મારે અણધાર્યું જવાનું થયાથી એ પ્રશ્ન હું હાથ ધરી શકયો નહિ. ભવિષ્યમાં અનુકુલતાએ આ પ્રશ્ન હાથમાં લેવાની ઇચ્છા રાખું છું. પણ તે પહેલાં દેશી રાજરજવાડાઓને વિનંતિ કરૂં છું કે તેમણે પોતાનું બનતું કરી આ વેઠને નિર્મૂળ કરવી. વળી રાજ્યની આવકમાં આબકારી આવકથી સારો વધારો થાય છે એ માનવાની હું ના પાડુ છું. આવી આવકને પરિણામે અનહદ બદીઓ પેદા થાય છે. આખા રાજ્યની અવનતિ થાય છે; કારણ કે ખેડુતો અનીતિમાન થઇ બગડે છે.

ભીલ ભાઇઓ! વેઠમાં સબડતા તમને તો મારે આ સંબંધમાં એટલું કહેવાનું છે કે જ્યારે તમારા ઉપર વેઠનો જુલમ કરવામાં આવે ત્યારે સંઘબળે કરીને તેનો અટકાવ કરશો. જુલમ સામે એકસંપી સંઘબળનો પ્રતિકાર એ એક માત્ર રામબાણ ઉપાય છે.

# ભીલજાગૃતિ

બંગાળ ને ઓરીસાના કોલ ને સંતાલ તેમ ગુજરાત ને રાજપુતાનાના કોળી ને ભીલ દેશના મૂળ વતનીઓ— એટલે આપણા વડા ભાઇ કહેવાય. તેમાં કોળીઓ તો 'સુધરી'ને હિંદુધર્મ—સમાજમાં દાખલ થઈ ગયા. માત્ર ભીલો જ જંગલી રહ્યા ને હિન્દુ પણ ન ગણાયા. તેથી તેમની જાગૃતિ ને ઉન્નતિનો સવાલ ઘણો રસિક ને બોધદાયક લાગે છે.

ભીલની કુલ વસ્તી આશરે ૮ લાખની છે. તેઓ રાજપુતાનાથી અહમદનગર સુધી ને ઇડરથી તે માળવાની હદ સુધી કોઇ કોઇ ઠેકાણે પથરાએલા છે. તેઓ મૂળથી જ લડવૈયા ને લુંટારા. જંગલની પેદાશ ને ઢોરના ધન ઉપર ગુજરો કરનારા. ખેતીની નહિ પરવા કે આવડ. જંગલો ને ડુંગરાડુંગરીથી ભરપૂર તેમ જ ઝાડ વગરની ને રસકસ વગરની જમીન જુઓ, તેમાં ઠેકઠેકાણે પાંચદશવીસ ઝુંપડાંનાં જુદા જુદા જથા જુઓ, કમરે લંગોટી, માથે ફાળીઆં, અને હાથમાં તીરકામઠાંવાળા ઉંચા કાળા પાતળા પુરૂષોને જુઓ, ને હાથે પગે પીતળીઆંની હારમાળાથી જકડાએલી કછોટા મારી અર્ધનગ્ન અવસ્થામાં નિર્ભયપણે વિહરતી સ્ત્રીઓને જુઓ ત્યારે એ ભીલનો મુલક જાણવો.

આવી પછાત કોમ પણ કાળબળે જાગતી જાય છે. રાજપુતાનાનાં અનેક રાજ્યો ભીલ ખેડુતો પર કરનો વધારે ને વધારે ભાર ભરતાં જ ગયાં. તેમની ધીરજ ખુટી ને મરણીઆ થયા. ઘરા સલાહકારોની સરદારી નીચે પાંચ પાંચ વરસ સુધી તેઓ લડયા ને રાજ્યને રાતી પાઈ ન આપી. કોઇ ઠેકાણે તોફાનો થયાં, તોપો ને બંદુકો તેમની સામે મંડાઈ, સેંકડોનો ઘાણ નીકળ્યો ને કેટલાંએ ઘર ગામ સળગીને ઉજ્જડ થયાં. ત્યાં પથિકજી જેવા કોઈ પવિત્ર સેવકો હજી પણ જેલને શોભાવે છે ને કેટલાકની ઉપર હજી પણ કારાવાસનું વાદળ ઝઝૂમે છે.

પણ રાજપુતાના કે ઇડર–અહમદનગરના ભીલો આ લેખનો વિષય નથી. પંચમહાલ જીલ્લાના દોહદ ઝાલોદ તાલુકાના આશરે એક લાખની વસ્તી વિષે જ અત્રે લખવા ધાર્યું છે.

## ધર્મજાગૃતિ

આ લોકમાં દશ બાર વરસ ઉપર પહેલી ધાર્મિક ચળવળ થઇ. તેમના મુખી ગુરૂ ગોવિંદ હતા. ગુરૂ મૂળ ઇડર તરફના વણઝારા. તેમને ભક્તિની લગની લાગી. પર્યટન કરતે કરતે તેમણે ભીલ લોકોને અપનાવ્યા. સ્થળે સ્થળે તેમણે ધૂણી ધખાવવા માંડી. તેઓ જ્યાં જાય ત્યાં ભજનની ઝડી જામે, હજારો ભીલ ભીલડીઓ દર્શને આવે અને જેમના દિલમાં રામ રમે તેઓ દરરોજ ન્હાવાધોવાના ને દારૂચોરી છોડવાના સોગન લઇ ભગત બને. આમ ભગત થએલાં સેંકડો ભીલ કુટુંબો અને ગુરૂના ખાસ સાગરીતો આખા મુલકમાં અને ખાસ કરીને ઝાલોદ તાલુકામાં આજે પણ નવા સંસ્કાર સાચવી રહ્યાં છે.

પણ કંઇ ને કંઈ કારણસર ધર્મ સાથે રાજપ્રકરણ ભળી જ જાય છે. એવું ગુરૂને પણ થયું. દિવસે દિવસે તેમનો પ્રભાવ વધતો ગયો. જ્યાં જાય ત્યાં હજારો ભીલ તીરકામઠાં લઇ ટોળે મળે. આ બધી જમાવટમાં સરકારને રાજસત્તાની લત દેખાઈ. સુંથરામપુર રાજ્યના એક ડુંગરપર ગુરૂએ અખાડો જમાવ્યો. હજારો ભીલોનું ભારે દલ તેમની આસપાસ વીંટાઈ વળ્યું. રજવાડામાંથી વીખરાઈ જવાનો હુકમ છુટયો તે ભીલોએ ન માન્યો. છેવટે અંગ્રેજી પલટન આવી ને ડુંગર સામે તોપ મંડાઇ. ગુરૂના પ્રભાવથી અંજાઈ ગએલા ભીલોએ તેનો પણ હિસાબ ન ગણ્યો. છેવટે તોપ ચાલી, સેંકડો ભીલો ઘવાયા અને મરાયા, ગુરૂ ગોવિંદ પકડાયા ને કેદમાં નંખાયા. અને જો કે અમુક હદ ન ઓળંગવાની

સરતે થોડે વરસે તેઓ છુટયા તો પણ તે દિવસથી ભીલોનાં ઉત્સાહવહેણુ પાછાં વળ્યાં ને કોમ ઘણી હતાશ થઇ ગઈ.

## " હોમરૂમ "

સન ૧૯૧૬ માં મીસીસ એની બેસન્ટે હોમરૂલ લીગ સ્થાપ્યું. ૧૯૧૭'ની અધવચ સુધીમાં તેની ચળવળ આખા દેશમાં ફરી વળી. મીસીસ બેસન્ટ ને તેમના સહકારીઓને સરકારે નજરકેદ કર્યા તેથી એ ચળવળની અવધિ આવી. ખાસ કરીને મદ્રાસ અને મુંબાઇગુજરાતમાં તે ખુબ જોસથી સળગી ઊઠી. તે વખતના હિન્દી વછર મિ. મોન્ટેગ્યુએ સ્વરાજ્ય વિષે જાહેરનામું કાઢ્યું તેથી પણ તે ન શમી. પછાત પંચમહાલના ઘણા જ અજ્ઞાન ભીલોને પણ તેનો પાસ લાગ્યો. નવેમ્બર માસમાં પહેલી ગુજરાત રાજકીય પરિષદ મહાત્મા ગાંધીજીના પ્રમુખપણા નીચે ગોધરામાં મળી ત્યારે વિશાળ મંડપના એક ખુણામાં થોડા ભીલ પ્રતિનિધિઓ બેઠેલા દેખાયા. તે વખતે કોણે ધાર્યું હશે કે તેમના જ મુલકમાં ત્રણ ચાર વરસમાં કોઈ પરિષદ ભરાશે ત્યારે હજારોની સંખ્યામાં તેઓ મંડપમાં ઉભરાશે ?

ગોધરાની પરિષદનો વધારેમાં વધારે મહત્ત્વનો ઠરાવ વેઠ બંધ કરવાનો જ ગણાય. તે ઠરાવને શ્રી વામનરાવ મુકાદમ અને બીજા ભાઇઓએ આબાદ ચતુરાઇ અને હિંમતથી તરત જ ઉપાડી લીધો. સન ૧૯૧૮ ની શરૂઆતમાં વેઠ ન કરવાની પહેલી પત્રિકા બહાર પડી તેનો પણ ભીલોમાં ખુબ પ્રચાર થયો. આથી તો રાજકીય ચળવળ ભીલના ગામડાં અને ઝુંપડામાં પહોંચી ગઈ. તેનાં મીઠાં ફળ, તેમણે તરત જ ચાખવા માંડયાં, અને તેથી જ આજે પણ સ્વરાજ્ય કે અસહકારના કરતાં દુરદરના ભીલો " હોમરૂમની કમેટીઓ " ને સંભારીને દુવા દે છે.

## સેવાની શરૂઆત

સન ૧૯૧૮ નું ચોમાસું નિષ્ફળ નીવડયું. ગુજરાત કાઠીઆવાડમાં દુકાળ પડયો. તેના નિવારણ માટે મુંબાઇમાં અનેરથળે સ્થળે કમિટીઓ સ્થપાઇ. ૧૯૧૯ ની શરૂઆતમાં એક પાસ કાળા (રોલેટ) કાયદા સામે જોસભેર ચળવળ ચાલી અને બીજી પાસ ઘાસના ઢગા ને અનાજની ગુણો ચોમેર રવાના થવા લાગી.

પણ નબળાનું નસીબ તો નબળું જ. બિચારાં ભીલ અભણ ને જંગલી. તેમની દાદ કોણ સાંભળે ? સરકારે વસુલાત મુલતવી તો રાખી ને દુકાળના જેવાં કંઇક કામ પણ ખોલ્યાં. પણ તરત રીતસર દુકાળની સ્થિતિ જાહેર ન કરી તેથી કામ પર દુરદુરથી માણસો આવે તેમને પેટપુરતું ખાવાના પૈસા ન મળે ને કેટલાએ નિરાશ થઇ ઝુંપડાંને બારણે થોરીઆ નાંખી રજવાડામાં ચાલ્યા જાય. ને આથી નિષ્ઠુર અમલદારો કામપર હાજરી કમી ગણીને લોકોની સ્થિતિ સારી ગણે અને દુકાળના પૂરા દામ આપવાની ના પાડે !

આ બધું તરકટ જોઇને ભીલ લોકોના સાચા સેવક ભાઈ સુખદેવનું દિલ ઉકળી આવ્યું. તેમણે તરત જ મુંબાઇ અમદાવાદના કામ કરનારને બધી સ્થિતિ સમજાવીને જાગૃત કર્યા. મુંબાઇની દુકાળ કમિટીએ ખાસ પ્રતિનિધિઓને મોકલ્યા. તેમણે મામલતદાર મારફત રચાતી વગવસીલાની કમિટી તોડી નાંખી અને નવેસર સાચું સહાયક મંડળ રચ્યું. તેના શુભ પ્રયાસથી ને મુંબઇના ઉદાર આશ્રયથી આ મુલક પર ઘાસ ને અનાજનો વરસાદ વરસવા લાગ્યો. સરકારી કામો હતાં તે દરેકની નજીકમાં અનાજની દુકાનો ખોલાઇ, સસ્તે દરે ઘાસ વેચાવા લાગ્યું ને કાપડ તથા અનાજ પણ યોગ્ય માણસોને મફત અપાવા માંડયું.

આ વિશાળ કાર્યની વ્યવસ્થા કરવાને શ્રી અમૃતલાલ ઠક્કર વખતસર આવી પહોંચ્યા ને તેમના હાથ નીચે ચરોતરના ૧૦-૧૨ યુવકોએ ગામડાંની શાખાઓ હાથમાં લીધી. તે વખતે દોહદ સ્ટેશન પાસે ઢોરનો (કેટલ) કૅંપ કાઢેલો અને વેપારીઓ તથા સેવકોએ મળીને આ મુલકમાં ખરા જીગરથી પહેલું જ કાર્ય કરેલું તેનાં સંભારણાં આજે જેવાં ને તેવાં તાજાં ને મીઠાં લાગે છે.

## ભીલ પરિષદો

એમ કરતાં ૧૯૨૧ નું યાદગાર વરસ આવ્યું. ગાંધીજીએ એક વરસમાં સ્વરાજ્ય મળવાની આશા આપી ને મહાસભાએ અસહકારનું હથીઆર ઉગામ્યું. ચોમેર વાતાવરણમાં વીજળી પસરી ગઇ. સૌએ પોતપોતાની સ્થિતિ પ્રમાણે ભવિષ્યના કોડ કર્યા. ભીલો પણ સફાળા જાગી ઉઠયા. જમો ને વેઠ માફ થવાનાં તેમણે સ્વપ્નાં રચ્યાં, ને " કમેટીઓ"માં—સભાઓમાં

જુનો જમાવ થવા માંડ્યો. પ્રાર્થનાસભા વગેરેનાં બહિષ્કારની તો તેમને બહુ સમજ નો જરૂર નહિ. પણ દારૂનો તેમણે અંતરે ત્યાગ કરવા માંડ્યો ને પીઠાં દેવાળાં લાગ્યાં.

દરમ્યાન ગોવિંદ ગુરૂ છૂટી ગયા હતા. ભીલોને જાગ્રત કરવાને દોહદમાં તાલુકા પરિષદ ભરવાનું નક્કી થયું. તેની આગલી રાતે ગુરૂ પણ દૂર રજવાડામાંથી આવી પહોંચ્યા. તેમનાં દર્શને હજારો માણસો આવવા લાગ્યાં પણ છુટકારાની સરતનો ભંગ થએલો ગણીને સરકારે ગુરૂને મધરાતે પકડયા. છતાં ભીલો વીખરાઈ ન ગયા. દોહદની પરિષદમાં હજારોની મેદની જામી. સવારથી ચારે બાજુએથી ભીલો આવ્યાં જ કરે. તેમને ભાષણ સંભળાવવાને ચાર પાંચ માંચડા ઉભા કરવામાં આવ્યા. અને જો કે એકવાર ઓચીંતો કંઇક અવાજ થતાં પોલિસની બીકથી ભીલોમાં નાસભાગ થએલી તો પણ ભીલજાગૃતિનું એવું ગંજાવર દશ્ય પહેલાં કે પછી જોવામાં આવ્યું નથી.

થોડાં જ અઠવાડીઆંમાં ઝાલોદમાં તે તાલુકાની પરિષદ મળી. તેમાં પણ ભીલો ખુબ સંખ્યામાં ઉલટી આવ્યા, પણ તેની ખાસ ખુબી તો એ હતી કે ત્યાં દારૂને વિષે વધારે પાકો બંદોબસ્ત થયો. દારૂનો ઠરાવ રીતસર રજુ થયા પછી એક પછી એક ભીલ મધ્યસ્થાને મુકેલી ગાંધીજીની મોટી છબી આગળ આવી પ્રણામ કરે ને દારૂ નહિ પીવાના સોગન લે. એમ સેંકડો ભીલોએ પ્રતિજ્ઞા લીધી. ભાવિક ભીલોના ધર્મભાવનું આ દર્શન હમેશને માટે અંતરમાં અંકાએલું રહેશે.

### રેંટીઆનો પ્રચાર

એક પાસ ઝાલોદ પરિષદની તૈયારીઓ ચાલતી હતી ત્યારે બીજી પાસ ભીલોના દુઃખ નિવારણ માટે વ્યવસ્થા થતી હતી. એક વરસને અંતરે વળી સન ૧૯૨૦ નું ચોમાસું લગભગ નિષ્ફળ ગયું. સરકારે થોડીએક વસુલાત મુલતવી રાખીને સંતોષ માન્યો. પણ તેથી શું વળે ? માથાપર હોળી આવવા લાગી તેમ ભીલોની ખર્ચી ખુટી ગઈ ને ખાવાના ફાંફા પડવા લાગ્યા. એ ત્રણ મહિના તેમને નભાવવાને કંઈ પણ કામ આપવાની જરૂર જણાઇ. તરત ગુજરાત પ્રાંતિક સમિતિએ તેમને રેંટીઆનું કામ સોંપવાને સ્થાનિક કમિટીને મદદ આપી અને જોતજોતામાં બન્ને તાલુકામાં સ્ટેશનથી દૂર દૂર આવેલાં દરેક ગામે ઉત્સાહી સ્વયંસેવકો ગોઠવાઈ ગયા, રેંટીઆના વર્ગો ખુલ્યા અને સેંકડો ભીલ સ્ત્રી પુરૂષો ને છોકરા છોકરીઓએ રોજના બે આના ને ૭ પૈસાના દરે આખો દિવસ કાંતવા માંડ્યું. આ અણઘડ ને અધીરા લોકોને નવા યંત્ર પર કલાકો સુધી બેસીને ધીમે ધીમે સુતરના તાર ખેંચતા જોવામાં ઘણી જ મજા પડતી તેમ કેટલાકને નવો કસબ હાથ કરી લેતા જોઈ નવાઇ લાગતી. આમ ચારે બાજુએથી શીખાઉ જાડા સુતરના ઢગ થયા. એટલે પછી પાટીની ને છેવટે સેતરંજીની સાળો નંખાઇ. ને તે કામમાં પણ કેટલાક છોકરાઓ પ્રવીણ થયા ત્યારે દોહદના વેપારીઓ જુની આંખે નવો તમાશો જોતા હોય એવું તેમને લાગ્યું. કોઈ કોઇ ઉત્સાહી યુવકોએ ભીલોડી સુતરમાંથી થોડા થોડા વાર ખાદી પણ વણાવીને ભીલોના ઈતિહાસમાં નવું પાનું ઉમેર્યું.

રેંટીઆ પ્રવૃત્તિ મુખ્ય હતી પણ સૌ સ્વયંસેવકો તે ઉપરાંત મફત કપડાં ને અનાજ આપતા, તેમ જ મહાસભાનું બીજું પણ કામ કરતા. એક ભાઇ દાક્તર હતા તેમણે દવા આપવા માંડી. ત્યાં જ ચોરી થતી તે અટકાવવાને રાતે પહેરો ભરવા માંડયો. થાણા જીલ્લામાં વસેલા શ્રીમંત ગુજરાતી કુટુંબના બે નબીરાઓએ તો હદ વાળી. ભીલો માટે તેમના પ્રેમ-ઉત્સાહનો પાર જ ન હતો. એક ભાઈ આવા દુકાળના વખતમાં પણ ગમે તેટલાં નાણાં લઈ મધરાતે મુસાફરી કરે. ને બીજા ભાઇએ પંદરેક દિવસ સુધી ખજુર ને ટોપરૂં ખાઈને દશ બાર ભીલ ગામોમાંથી મહાસભાના ૮૦૦ સભાસદ નોંધ્યા ને ગામપંચ સ્થાપીને કેટલીએ તકરારો ચુકવી. આ બધા ભાઇઓ વખતો વખત મળે ત્યારે આ બેહાલ કોમના કાયમના ઉદ્ધારની યોજનાઓ પણ ઘડે. અને જો આજે મીરાખેડીની ટેકરીને ૩૫ બાળકોનો ભીલ આશ્રમ શોભાવે છે તો તે માટે લીમડી રણીઆરમાં ત્રણ વરસ પર ભ્રમણ કરતા પ્રથમ સેવકગણનો પણ આભાર માનવો ઘટે છે.

સન ૧૯૨૧ નું ચોમાસું બેઠું એટલે બંધું કામ સંકેલાયું ને સ્વયંસેવકો રસ્તે પડયા. પણ દુર્ભાગ્યે તે ચોમાસુંયે સફલ ન નીવડયું. કવખતે અતિવૃષ્ટિ થવાથી મકાઈ ઘણેખરે ઠેકાણે ઉગી આવી જ નહિ અને પાછલો વરસાદ કમી થવાથી ઘઉં ચણાને પણ નુક-

સાન થયું. છતાં સરકારે કંઈ છુટ મુક્યા વિના તે સાલ-નું પૂરૂં મહેસુલ અને આગલી સાલની તગાવી લેવાનું ઠરાવ્યું. તેથી બીચારા ભીલોને માથે વળી વાદળ છવાયું. વળી દોહદની કમિટી જાગૃત થઇ, ને શ્રી અમૃતલાલ ઠક્કરે ફરીથી કામ કરવાની હામ ભીડી. ભીલોની સ્થિતિ પત્રોમાં પ્રકટ થઇ એટલે પૈસા ને માણસોની સેર છુટી ને થોડા જ વખતમાં વળી આઠ દશ સ્થળે સ્વયંસેવકો રેંટીઆની ને બીજી મદદ આપવાને જોડવાઇ ગયા. સદ્ભાગ્યે ત્યાં સુધીમાં મીરાખેડીનો આશ્રમ ને એક બે રાષ્ટ્રીય શાળાઓ સ્થપાતાં હતાં તેથી કામ વધારે સરલ થયું. વળી એ પણ ચોખ્ખું દેખાયું કે આમ વરસે બે વરસે આ મુલકમાં મદદની જરૂર પડે જ છે તો ફરી ફરીને થાણાં નાંખવા ને ઉપાડી લેવાં, જુના માણસોને દર વખતે રજા આપી વળી નવા માણસોને શોધવા ને રોકવા—તેને બદલે હવે તો ભીલોની સેવા માટે કાયમનાં જ થાણાં નાંખવાં જોઇએ. આવા કંઇક વિચારને લીધે જ આ વખતે એક ગામમાં દુકાળના થાણાની સાથે નવી નિશાળ પણ ખુલી તેમ તે માટે થોડી મફત જમીન પણ લેવાઇ અને બીજે ગામે ખુબ ખાદી વણાવતે વણાવતે અંત્યજ શાળા પણ ઉઘાડવામાં આવી.

## ભીલ સેવા મંડળ

સન ૧૯૨૨ નું ચોમાસું બેઠું ત્યારે વળી તાત્કાલિક કામ તો પૂરૂં થયું ને તે સમેટાવા માંડ્યું તે વખતે શ્રી અમૃતલાલ ઠક્કરને કાયમની રચના વિષે નિર્ણય કરવાનો અવસર આવ્યો. તેમને આ મુલકનો લગભગ સાડાચાર વરસનો સારો સંગીન અનુભવ. એક છેડાથી તે બીજા છેડા સુધી તેમણે બન્ને તાલુકા ખુબ જોયેલા ને તપાસેલા. તેમની પાસે પાંચ સાત અનુભવી ને બાહોશ સેવકો પણ મોજુદ હતા. બે ત્રણ સંસ્થાઓ નભાવવાની જવાબદારી પણ લેવાએલી, ને ખાદી વગેરેનું કેટલુંક જુનું કામ પણ ચાલે પાડવાનું હતું. આ સમગ્ર સ્થિતિનો સંપૂર્ણ વિચાર કરીને શ્રી ઠક્કરે ભીલોની સેવામાં જીવન સમર્પણ કરવા સારૂ ભીલ સેવા મંડળ સ્થાપીને સારા ગુજરાતને સદાકાળને સારૂ ઋણી કર્યું છે.

આ મંડળના ઉજ્જ્વળ કાર્યનો પહેલો વાર્ષિક હેવાલ બ્હાર પડી ચુક્યો છે. મંડળને જુદી જુદી મુદતને માટે આઠ દશ સરસ કાર્યકર્તાઓ મળ્યા છે. તેમની મદદથી મંડળે ઝાલોદ ને જેસાવાડામાં નવા આશ્રમો ખોલ્યા છે, સુલતારા ને જાંબુઆ જેવાં દૂર દૂરનાં ગામે શાળાઓ સ્થાપી છે, ને કુલ આઠેક ગામે જુદીજુદી સંસ્થાઓ ચલાવે છે. દોહદમાં મંડળનું મુખ્ય દવાખાનું આવે અને ત્યાંથી મોકલાતી દવાઓ શાળાનાં સૌ ગામ વહેંચાય છે. ભીલોની સેવાની નવી નવી યોજનાઓ ઘડવામાં અને નવા સેવકો તથા વધારે પૈસા મેળવવામાં શ્રી ઠક્કર હમેશાં ગુંથાએલા રહે છે અને થોડા વખતમાં આખો મુલક મંડળની પ્રવૃત્તિથી ગાજી રહે એવી આશા પડે છે.

## ભીલ પરિષદ

ગઈ સાલની આખર સુધીમાં વળી ગુરૂ ગોવિંદ સાબરમતી જેલમાં પૂરી સજા ભોગવીને પાછા આવી પહોંચ્યા. તેમની અને ભીલોની પરસ્પર ભક્તિ હજી જેવી ને તેવી જ છે. તેમને પગલે હજારો ભીલો હજી ચાલે છે—તેમનાં દર્શન કરવાને કેટલાયે ગાઉ ચાલીને ભીલો હજી જાય છે.

ગયા એપ્રિલ માસની ૧૭–૧૮ તારીખે સેવામંડળ તરફથી ભીલ પરિષદ બોલાવવામાં આવી તેમાં ગુરૂની પધરામણીની આશા રખાઈ હતી. પણ શાથે કારણસર છેવટે તેઓ નજ આવ્યા. કદાચ તેથી જ સ્વયંસેવકો તથા શ્રી ઠક્કરના ઘણાયે પ્રયાસ છતાં પણ ભીલભાઈઓ થોડી જ સંખ્યામાં હાજર થયા. બોરસદની ધારાળા ને અંત્યજ પરિષદને મુકાબલે ભીલોની સંખ્યા સંતોષકારક ગણાય. પણ મંડળની તપશ્ચર્યાને કે ૧૯૨૨ની પરિષદને મુકાબલે તો તે તુચ્છ જ લાગે.

## ઉન્નતિના ઉપાય

આથી પરિષદના અગ્રણીઓને વિચાર ખાસ કરીને કરવો પડ્યો કે હવે ભીલોની ઉન્નતિ ને જાગૃતિને સારૂ શા નવા ઉપાયો લેવા જોઇએ?

પહેલી તો ભીલોની ગરીબાઈ જ સૌને સાલે છે. પણ તે કમી કરવાનો ઉપાય શો? મહેસુલ તો સરેરાશ એકરે એક રૂપીઓ જ છે તેબહુ ન કહેવાય. ત્રીસેક વરસ ઉપર આકાર હતો તેમાં સરકારના ભાવના ફેરફાર પ્રમાણે પણ વધારો કરવામાં આવ્યો નથી. સારી બોડી મોસમ પ્રમાણે વસુલાત મુલતવી કે માફ રાખવામાં આવતી નથી એથી ભીલોને ત્રાસ થાય છે ખરો. એ

એથીયે વધારે ત્રાસ તો શાહુકારોનો છે તેનો શો ઉપાય કરવો ?

દર વરસે ઉન્હાળાના ત્રણ ચાર મહિના ભીલોને ખાસ મજૂરી જોઇએ જ. તેથી કારખાનાં કે ખાણવાળા સાથે પત્રવ્યવહાર કરી ભીલોને વખતસર કામનાં યોગ્ય દામ સાંપડવાને એક સરકારી અમલદાર નીમાવો જોઇએ એવી સૂચના થઈ. હવે પહેલાંના કરતાં વધારે છૂટથી ભીલો બહારગામ કામે જાય છે અને હમણાં જ સેંકડો ભીલો શિવરાજપુરની ખાણોમાં અને દોહદ પાસેની રેલ પર કામે લાગ્યા હતા તેથી જ તેઓ આ ઉન્હાળો તરી ગયા. પણ આ મુલકમાં રેંટીઆ બે સાલ ચલાવ્યા છે તે ન ચલાવી શકાય ? જવાબ મળ્યો કે અહીંઆ રૂ પાકતું નથી અને બ્હારનું રૂ લાવીને આ અણઘડ લોકો પાસે કંતાવવામાં વરસો સુધી ભારે નુકશાન થાય તે કેમ પોસાય ? અને વળી પાસે રેલના જેવું મોટી રોજીનું કામ નીકળે ત્યારે તો કોઈ રેંટીઆને અડકે જ નહિ !

આખરે ભીલોની સમગ્ર આર્થિક સ્થિતિ તપાસીને યોગ્ય પગલાં લેવાને જાહેર મંડળોને વિનંતિ કરવાનો ઠરાવ પસાર થયો.

ભીલોમાં દારૂની બદી ઘણી છે. લગ્નનાં બંધન ઘણાં શિથિલ છે. દીકરીના દામ લેવાનો ખરાબ ચાલ છે. તેઓ નથી ન્હાતા કે હાથપાણી લેતા. આ બધી બાબતોમાં ઘણીએ વાર ઠરાવો થાય છે ને વીસારે પડે છે. તેને બંધનકારક કેમ બનાવાય ? પ્રમુખ સાહેબે ફીજીના અનુભવ પરથી જ્ઞાતિબંધનના લાભ ગણાવ્યા. રાજપુતાનાના ભીલ સેવકે દરેક ગામની પંચાયત રચવાની સલાહ આપી. છેવટે પંચાયતોને સારૂ ધારાધોરણો ઘડવાને પરિષદે એક કમિટી નીમી.

આ બન્ને કમિટીનું કામ પાર ઉતરે તો તેથી ભીલો આબાદ ને જાગૃત થાય ખરા ?

ભીલોનો મુખ્ય નિભાવ ખેતી અને ઢોર પર. તે બન્નેમાં સરસ સુધારા થવા જોઇએ. તે માટે મુડીની અને જ્ઞાનની જરૂર પડે. તે બન્ને સારી સહકારી મંડળીઓ પૂરાં પાડી શકે. ભીલોમાં પણ આ મંડળીઓ છે. પણ તેમાં પ્રાણ નથી. તે કેમ લાવી શકાય ?

તે જ પ્રમાણે જુની ન્યાતોમાં ધર્મનું તત્ત્વ હતું તેથી તે ટકી. રાજપુતાનાનાં પંચ રજવાડા સામે લડવાને રચાયાં હતાં. પણ કેવલ સામાજિક દૃષ્ટિથી રચાએલાં પંચ ટકી કે દાબ પાડી શકશે ખરાં ?

## મંદિરોથી ધર્મજાગૃતિ

ત્યારે ભીલોનું ભવિષ્ય કઈ રીતે સુધારવું ?

છેલ્લાં થોડા વરસની ચળવળ પરથી જણાય છે કે ભીલોમાં બે વાર ઉભરણ આવ્યું હતું: (૧) પહેલું ગુરૂ ગોવિંદની સરદારી તીચે સુંથરામપુરના ડુંગરમાં ધર્મની ધુણી ધખાવેલી ત્યારે; અને (૨) સન ૧૯૨૧ માં "હોમરૂલ"ની—સ્વરાજ્યની હાકલ સાંભળીને ભીલો હજારોનાં ટોળાંમાં દોહદ ઝાલોદની "કમેટીઓ"માં આવ્યા ને તેની સલાહ મુજબ દારૂ ન પીવાના સોગન લીધા ત્યારે. બન્ને પ્રસંગે જાગૃતિની ઉર્મિમાલાઓ ખુબ ઉંચે ઉછળેલી. એક ધાર્મિક હતો અને બીજો રાજકીય. જગતના ઇતિહાસમાં પણ પ્રજાજાગૃતિનાં મૂળ હમેશાં આ બે પ્રવૃત્તિઓમાં જ જણાયાં છે.

હાલ દેશભરમાં રાજકીય ચળવળ મંદ છે. ઘણાખરાને તે વિષે નથી ઉંચી આશા કે નથી ઉંડી શ્રદ્ધા. એટલે ભીલોમાં હાલ તે રીતે બહુ કામ નહિ જ થઈ શકે.

એટલે રહ્યો કેવલ ધાર્મિક માર્ગ. તે સારૂ સમય ઘણો અનુકૂલ છે. ગાંધીજીએ આજે ગરમ પ્રવૃત્તિ કોરે મુકી છે—આત્મશુદ્ધિ અને આત્મપરીક્ષા કરવાની તેઓ સલાહ આપી રહ્યા છે. ગુરૂ ગોવિંદ આટલે વરસે નિશ્ચિંત થઇને ફરીને પોતાના પ્રિય મુલકમાં ઠરીને બેઠા છે અને ભજન કીર્તનની ધુન જગાવે છે. ભીલોમાં હિન્દુઓ જેવાં કંઈ મંદિરો નથી તેથી એ સવાલ જાગ્યો છે કે તેઓ હિન્દુ છે કે નહિ ? તેના જવાબ ઘણાએ અપાય છે. પણ ખરૂં જોતાં તેનો એક જ જવાબ હોઈ શકે. આ શુષ્ક ધર્મહીન મુલકમાં મંદિરો અને ધર્મશાલાઓ રચવાનો અને ભજનમંડળીની ધુન ને તુલસીવનનો સુવાસ ચોમેર પ્રસારવાનો.

ભીલોની ધર્મશુદ્ધિ મંદિરોમાં એકત્ર થશે ને ખીલશે. ભગતો તુલસીનાં સ્થાનકોમાં મળીને એકતારાનાં ભજનો-

થી વાતાવરણને ભરી મુકશે. શરૂ જે મંદિરો ને સ્થાનકોને પાવન કરશે તે તેમનો સ્મારકતરીકે નિરંતર ધર્મભાવ પ્રેરશે. આ મંદિરોની છાયામાં જ નિશાળો જામશે અને પંચો ભરાશે–તેના ખેતરમાં જ કપાસના પહેલા છોડ વવાશે ને રેંટીઆના પાઠ ફરીથી શીખવાશે —ખેતીના સારામાં સારા અખતરા થશે ને સહકારનું સાચું તત્ત્વ સમજાશે. ભીલોની સર્વદેશીય જાગૃતિની ગંગા આ મંદિરોની જલધારીમાંથી જ વહેવા માંડશે.

પણ આ કાર્યની એક શરત દેખીતી છે. મંદિરોની આ પ્રવૃત્તિ સાચા ધર્મપુરુષો જ કરી શકે. જેવા ભાવથી કામ કરીશું તેવું જ ફલ પામીશું. જો ભીલોના સુધારાના એક સગવડ ભરેલા સાધન તરીકે જ મંદિરનો ઉપયોગ કરવા ધારીશું તો તે કેવલ નિષ્ફળ જશે. જેઓ ખરેખર ધર્મમાં જ જીવનનું રહસ્ય જુએ છે અને મંદિરને ખરા દિલથી પૂજે છે તેમણે જ આ માર્ગે વળવું જોઇએ.

જો આવા શ્રદ્ધાળુ સેવકો ભીલોને ધર્મનો પેગામ પહોંચાડશે, મંદિરોમાં તેને મૂર્તિમંત કરશે, અને સૌ સુધારાનું સંગમસ્થાન તેને બનાવશે તો સાવઝ સોલંકીઓના, રાઠોડો ને ચૌહાણોના વારાથી ઇતિહાસમાં પંકાએલી આ પુરાણી પ્રજા નવા યુગમાં નવા તેજે ને નવા સ્વરૂપે ભારતમાતાની સેવા કરશે.

અને દરમ્યાન દૂર દૂર રાજપુતાનાના ડુંગરોમાંથી હજારો ભીલ સ્ત્રીઓનાં દુખી દીલમાંથી નીસરતા આ કરુણ સ્વર ફરી ફરીને કાનમાં રમ્યાં જ કરે છે:

અરજ્યાં પર અરજ્યાં દેવાં ભારતમા...તા
દેવાં મારી જનની હા...રજ કરજે એ......
હા...રજ કરજે દુખડો દરજે ગરીબોકો
હેલો * ચોરો સુણજે મારી જનની
સુતજે ભારતમા...તા કારજ કરજે એ......

આ અરજી ભારત માતાનાં કાર્ય કેટ સંતાનોના દિલમાં ઉંડી ઉતરે—તેઓ આ બીચારી છતાં બહાદુર કોમની સાત્વિક સેવા કરવા પ્રેરાય એવી પ્રાર્થના છે.

ઇન્દુલાલ યાજ્ઞિક

# બે ફારસી લેખ

શ્રી ફોર્બસ ગુજરાતી સભાના સંગ્રહમાં કેટલીક ફારસી સનદો તથા કેટલાંક ફારસી ફરમાનો છે, તેમાંથી થોડાએક ઉપયોગી લેખનું ભાષાંતર ભાવનગરમાં ભરાએલી સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ પાસે રજૂ કરેલું. ને લેખનો મ્હોટો ભાગ શાહજહાન બાદશાહ તરફથી જીવહિંસાની વિરુદ્ધ નીકળેલાં ફરમાનોનો છે, અને તે મેળવનાર અમદાવાદનો શાંતીદાસ નામે ઝવેરી હતો. ઉપરાંત ઔરંગઝેબ બાદશાહ કે જે તે વખતે માત્ર શાહઝાદો હતો તેણે શ્રાવકોને તેમના દેરાસરની બાજુમાં મહેરાબનો આકાર બનાવી મસ્જિદ મહેરાબ ખસેડી નાંખી દેરાસરનો બીનહરકતે ઉપયોગ તેઓને કરવા દેવા બાબત બાદશાહે ફરમાન કરેલું તે પણ ત્યાં રજૂ કરેલું છે. આ લેખમાં એ બીજા જુના લેખનો અનુવાદ આપવામાં આવ્યો છે, એક લેખ એ જ શાંતીદાસના લાભમાં નીકળેલો, અને બીજો લેખ, જ્યારે ઔરંગઝેબ બાદશાહ ગાદીએ આવ્યો ત્યારે તેણે પોતાના હમદીનો તરફ કેવી વર્તણૂક રાખવા માંડી તેનો કાંઈક ખ્યાલ આપે છે. અમદાવાદ પાસેના પીરાણા ગામમાં પીરાણા પંથની ગાદી છે, અને તેને સમર્થ જ એ ફરમાન નીકળ્યું છે, એટલે એ પંથવાળાને

( ૧ )

આ લેખ નકલ છે. અસલ નથી. બાદશાહી મ્હોર સિક્કાની પણ નકલ જ છે. મ્હોટી મ્હોર, અબુલ મુઝફ્ફર શહાબઉદ્દીન મહમદ સાહેબ કેરાની શાહજહાન બાદશાહ ગાઝીની છે.

જ્યારે હમારી પવિત્ર સેવામાં અરજ થઇ કે ચિંતામણ, શેત્રુંજા, સબકેસર ( સંખેશ્વર ? ) તથા કસારી (?) નાં દેરાસર—ઘણા જુના વખતથી—હમારા ગાદીએ આવતાં પહેલાં પણ ( હયાતીમાં ) હતાં અને ( વળી બીજું ) બે ત્રણ (?) અમદાવાદમાં, બીજાં ચાર ખંભાતમાં, એક સુરતમાં, એક રાધણપૂરમાં, શાંતીદાસના કબજામાં છે, ત્યારે હમારી સર્વોપરી અને ઉંચા દરજાની દરબારમાંથી હુકમ કાઢવામાં આવે છે કે કોઇ પણ માણસે એ જગાઓએ વાસો કરવો નહિ તથા મજકૂર જગાઓમાં ઉતરવું નહિ—ઉતારો રાખવો નહિ, કારણ એ જગાઓ એને બક્ષેશ આપી દેવાઇ ગઇ છે; વળી ત્યાં પોતાનાં ધર્મ પુસ્તકો વગેરે ભલે તેઓ વાંચે. તેઓ ભલે ગુજરાત સુબા (પ્રાંત)માં રહે, અને માંહોમાંહે તકરાર કરે નહિ, તથા હુકમથી વિરુદ્ધ વર્ત્તે નહિ, અને હમારી હમેશ ચઢતી થાય એવી પ્રાર્થના કરવામાં મશગૂલ રહે. એ જગાઓના હકિમ તથા અમલદારોએ આ હુકમ પ્રમાણે વર્ત્તી કોઇ પણ માણસને હેરાન કરવું નહિ: લખ્યા તારીખ ૨૧ મી આઝર માહ, ઇલાહી સને (૫૨) બાવન.

આ લેખ આસફખાન મારફત મોકલેલો.

( ૨ )

આ લેખનાપર ત્રણ મ્હોર સિક્કા છે. તે આલમગીર બાદશાહના છે. એ પણ નકલ છે.

અમદાવાદ સુબાના હાલના તથા ભવિષ્યના હાકેમ તથા તેમનાં માણસોને ( ગુમાસ્તાને ) માલમ થાય કે મજકુર શહેરનો વતની, તાજો (નવો) થએલો મુસલમાન× નામે લાડ મહમ્મદ-મુલતાન પનાહની દરગાહમાં આવ્યો ને તેણે ફરીઆદ કરી કે કાશી, વહાલો, બોળો, અંબા, વગેરે કાફરની આખી જમાત જે એ શહેરની આસપાસ અને બાજુમાં રહે છે અને જેઓ પાપીઓને માફી બક્ષનાર સૈયદ ઇમામ ઉદ્દીનના પંથના છે, કે જે સૈયદ સાહેબની મુબારક દરગાહ ( કબર ) મોજે ગીરમઠાની હદમાં આવેલી છે, અને જેઓ તે પવિત્ર સૈયદના રોજાની મુજાવરગીરી કરે છે, તેઓ (ત્યાં) આખો દીવસ પીળા રંગના તેલનો દીવો બાળે છે, અને કાફરોને હાથે એવાં જ જે બીજાં કામો થાય છે તેવાં કામ ખુલ્લી રીતે કરે છે, અને એ રોજાની જોડે નિસબત રાખતી જે મસ્જિદ છે તે મસ્જિદમાં એક પણ મુસલમાનને નિમાજ પઢવા દેતા નથી, અને રાફે વગેરે બીજા મુસલમાનો કે જે એ સૈયદ સાહેબના અનુયાયીઓ છે તેમને એ રોજાની ઝિયારત (જાત્રા) કરવા દેતા નથી. વળી આ કાફરોની જમાતના મ્હોટા ભાગે તો એક વખત મુસલમાની ધર્મ કબૂલ કરી પછી પાછો તે છોડી દીધેલો છે, તેથી હવે હુકમ કરવામાં આવે છે કે આ બાબતમાં સાચી હકીકત શું છે તેની પાકી તપાસ કરી, એ લોકોને મજકૂર કૃત્યો કરતાં અટકાવવા અને તેમને એવી તો ધમકી ને શિક્ષા આપવી કે જેથી હવે પછી કોઇ પણ માણસ એવાં નિંદ્ય કામ કરવા હિંમત કરે નહિ, અને મજકૂર પાછા હિંદુધર્મમાં વટલી ગએલાઓની બાબતમાં આપણા શરે (ધર્મ) પ્રમાણે જે સાબિતી જોઇએ તે મળ્યા બાદ આપણો પ્રકાશીત ધર્મ ( શરીઅત ) જે હુકમ કરે તે મુજબ અમલ કરવો: આ બાબતમાં બાદશાહી હુકમને માન આપી તેનાથી ઉલટું યા વિરૂદ્ધ વર્ત્તવું નહિ. લખ્યા તારીખ ૧૨ મી, માસ ઝીલહજ્જ, હીસને ૧૦૭૨.

મુંબઇ
તા. ૧૭ મી મે ૧૯૨૪ } કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

× ફારસીમાં શબ્દ "નવ મુસલેમ" છે, તેનો અર્થ હું આવો કરૂં છું: Bayley's History of Gujarat માં બીજો અર્થ આપેલો છે: તે એ છે કે શરૂઆતમાં હિંદુસ્તાન પર હુમલો કરવા આવેલા મોગલોમાંથી જેઓ પાછળ રહી ગએલા અને જેમણે ઇસ્લામી ધર્મ સ્વીકારેલો તેવા મુસલમાન.

# હરિકેશી બળ*

"आत्मवत् सर्वभूतेषु" નો સિદ્ધાંત સર્વમાન્ય છે, એ સિદ્ધાંત ઉપર જ બ્રાહ્મણ સંસ્કૃતિની અને શ્રમણ સંસ્કૃતિની દીવાલો ચણાએલી છે, એ બન્ને સંસ્કૃતિના પુસ્તકોમાં પણ એ સિદ્ધાન્તને જ વારંવાર ગાવામાં આવ્યો છે. એ સિદ્ધાંતના પાળનારે—માનનારે—રાજાથી રંક સુધીના અને સંન્યાસીથી ચમાર સુધીના દરેક આત્માઓને પોતાની પેઠે જ સમજવાના છે, 'અમુક ઉંચો છે, અમુક નીચો છે, અમુક અધિકાર તો અમુક-ને જ છે' એ પ્રકારનો જાતિમદ રાખવાનો નથી, કોઈ પણ કોમના મનુષ્ય તરફ તિરસ્કારની દૃષ્ટિએ જોવાનું નથી, 'પોતે જે હક્કને ભોગવી શકે છે તે જ હક્ક સમગ્ર મનુષ્યજાત પણ ભોગવી શકે' એ, એ સિદ્ધાંતનું રહસ્ય છે. મનુષ્યજાત સર્વ પ્રકારના વિકાસોનું કેંદ્ર છે, મનુષ્યજાતમાંથી જ જરથોસ્ત, બુદ્ધ, મહાવીર, મહમ્મદ, ઇસુ અને શંકર જેવા મહાપુરુષો થએલા છે, કોઈ પણ જાતના મનુષ્યને આત્મવિકાસની સામગ્રી મળી આવે તો એ જરૂર મહાપુરૂષ થઇ શકે છે માટે જ સમગ્ર માનવજાતને સર્વ પ્રકારના વિકાસનો હક્ક હોવો જોઇએ.

પોતાના સ્વાર્થને લીધે એમાં 'ननु न च' કરનારાઓ ઉપરના એ પવિત્ર સિદ્ધાંતથી વેગળા રહે છે. આજે મહાત્માજીએ પોતાના ચારિત્રતેજથી એ સિદ્ધાંત-ને વિશેષ સ્પષ્ટ કરીને આપણી આંખો ઉઘાડેલી છે. આજથી ૨૫ સદી પહેલાં થએલા ભગવાન્ બુદ્ધ અને ભગવાન્ મહાવીરે પણ અહિંસાના સિદ્ધાંતને સમજા-વતાં સમગ્ર મનુષ્યજાતના સમાન હક્કના સિદ્ધાંતને પણ ખૂબ સ્પષ્ટ કરેલો છે એટલું જ નહિ પણ તે બન્ને મહાપુરુષોએ પોતપોતાના શ્રમણસંઘમાં અને શ્રમણોપાસકસંઘમાં અનેક શુદ્રો અને અતિશુદ્રોને ભેળવીને વિકાસને માર્ગે આણેલા છે.

જૈન ધર્મની દૃષ્ટિએ સંસારમાં જે સ્થાન બ્રાહ્મણ-નું છે તે જ સ્થાન ચાંડાળનું પણ છે, જે હક્ક બ્રાહ્મણ-ના છે તે હક્ક ચાંડાળના પણ છે, ચાંડાળ પણ અધ્યયન કરીને વિદ્વાન થઈ શકે છે, સંયમ કરીને—આત્મિક ગુણોને ખીલવીને—ગુરૂપદને મેળવી શકે છે અને આત્મવિકાસની છેવટની સ્થિતિએ પહોંચી ભગવાન્ મહાવીરની દશા સુધી પણ પહોંચી જાય છે. આ અને આવી બીજી અનેક ઉદારતાને લીધે જ બ્રાહ્મણ સંસ્કૃતિ-થી શ્રમણ સંસ્કૃતિની વિશેષતા છે.

અતિશુદ્રોની સાથે પણ હળવા મળવાના વ્યવહાર પરત્વે જૈનધર્મ જે કાંઇ કહે છે, તે જૈનો અને જૈને-તરોના ધ્યાન ઉપર લાવવું આજે જરૂરનું છે માટે જ વાચકોની સમક્ષ જૈનસૂત્ર ઉત્તરાધ્યયનમાં ગવાએલા અને ભગવાન્ મહાવીરની દશાએ પહોંચેલા એવા એક પવિત્ર ચાંડાળની હકીકતને અહીં મૂકવા ધારી છે.

×[ "બળકોટ્ટ નામે કોઈ હરિકેશ ગંગાકાંઠે રહેતો હતો. તેને ગૌરી કરીને સ્ત્રી હતી અને બળ કરીને પુત્ર હતો. એ નાનપણથી જ કદરૂપો અને કજીઆળો હતો. વસંતની ઉજાણી આવી ત્યારે હરિકેશો ભેગા થઇ ખાઇ પીને નાચવા લાગ્યા અને જુવાન થએલો એ બળ તો છોકરાંઓ સાથે લડવા લાગ્યો. એનો આ લડવાનો સ્વભાવ કોઇથી ન ખમાયો એથી એના પ્રિયજનોએ પણ તોફાની બળને ધીંગામસ્તી કરતો અટકાવ્યો અને એક કોરે બેસાડી દીધો. બેઠો બેઠો એ બળ બીજા હરિકેશોની રમત ગમતને જોવા લાગ્યો, એવામાં ત્યાં

* હરિકેશ એટલે ચાંડાળ અને હરિકેશી એટલે ચાંડાળની નાતનો.

× [ ] આ નિશાનમાં આવેલો ભાગ ટીકાનો છે.

અચાનક એક મોટો સાપ આવી ચડયો, સાપને એ હરિકેશીએ મારી નાંખ્યો. ફરીવાર એ જ જગ્યાએ એક બોરીંડું ફરતું ફરતું આવી પહોંચ્યું, હરિકેશીએ તો એની સામું પણ ન જોયું અને એને જીવતું જ જવા દીધું.

આ હકીકત જોઇ પેલા બેઠેલા બળને વિચાર થયો કે, આ મારા ભાઈઓએ એ ઝેરી સાપને મારી નાખ્યો અને બીજા ઝેર વિનાના સાપને કાંઈ ન કર્યું; એ ઉપરથી એમ જણાય છે કે, પ્રાણિઓ પોત-પોતાના ગુણોને લીધે સુખ પામે છે અને દોષોને લીધે દુઃખ પામે છે.

હું પણ મારા ભાઇઓને દીઠો ગમતો નથી એનું કારણ મારા જ દોષો છે માટે હું દોષોને છોડી દઇને મારામાં રહેલા ગુણોને પ્રકટાવું. આમ વિચાર કરીને એ બળ, કોઇ ગામને પાદર ઉતરેલા કોઈ જૈનશ્રમણ પાસે ગયો, શ્રમણે એને યોગ્ય ધર્મોપદેશ કર્યો, પરિણામે એ પણ શ્રમણ થયો. બળશ્રમણે પોતાની દુર્વૃત્તિઓને વશ કરવા આકરાં તપ આરંભ્યાં, લોકો હવે એને માતંગ મહર્ષિ તરીકે ઓળખવા લાગ્યા અને શ્રમણ-સંસ્કૃતિની છાંયામાં જાતે ચાંડાળ એવો એ બળશ્રમણ પોતાના ગુણો દ્વારા ગુરૂપદને પણ શોભાવવા લાગ્યો.

પોતાના પવિત્ર ચરિત્રથી પૃથ્વીતળને પાવન કરતો એ બળશ્રમણ ફરતો ફરતો બનારસમાં તિંદુક નામની મોટી વાડીમાં આવીને ઉતર્યો. આંતરશત્રુઓને વશ કરવા, ક્ષમાના ગુણને કેળવવા અને સહજાનંદનો સ્વાદ ચાખવા એણે (બળશ્રમણે) તીવ્ર તપ, વ્રત આદર્યું. વ્રતને પારણે ભિક્ષાનો સમય થયે એ (બળમુનિ) ભિક્ષા લેવાને નીકળ્યો, અને સૌથી પ્રથમ એ બ્રાહ્મણો-ના યજ્ઞવાડામાં ગયો. ]

*તપસ્યાથી દુબળા થએલા એ મુનિને જોઇને બ્રાહ્મણો હસવા લાગ્યા, જાતિના ગર્વથી ઘેરાએલા, યજ્ઞમાં હિંસા કરનારા એ બ્રાહ્મણોએ મુનિને કહ્યું કે, વિકરાળ પિશાચ જેવો તું કોણ છે? શી આશાએ અહીં આવ્યો છે? જા, ચાલ્યો જા, શા માટે અહીં ઉભો છે ?

મુનિ—હું શ્રમણ છું, બ્રહ્મચર્ય પાળું છું, કશો પરિ-ગ્રહ રાખતો નથી, યાચનજીવી તપસ્વી છું અને ભિક્ષાનો સમય થએલો હોવાથી તમારૂં વધ્યુંઘટયું અન્ન લેવાને અહીં આવ્યો છું.

બ્રાહ્મણો—અહીં તો માત્ર બ્રાહ્મણોને માટે જ રંધાયું છે, બ્રાહ્મણો સિવાય બીજાને તે આપી શકાય એમ નથી [ અમારા શાસ્ત્રમાં કહ્યું છે કે, "શૂદ્રોને મતિ ન દેવી, યજ્ઞનું અન્ન ન દેવું, વ્રત ન દેવું, અને ધર્મોપદેશ પણ ન કરવો "] તો યજ્ઞનું આવું ઉત્તમ અન્ન અમે તને નહિ આપીએ. તું શા માટે અહીં ઉભો છે ?

મુનિ—જેઓ ક્રોધી, અહંકારી, હિંસક, ખોટાબોલા, ચોરી કરનારા અને પરિગ્રહી છે તેઓ બ્રાહ્મણો પણ બ્રાહ્મણ નામને શોભાવતા નથી. મહાનુભાવો! તમો વેદોને ભણીને પણ એનો મર્મ સમજ્યા નથી. જે કોઇ બ્રાહ્મણ-શ્રમણો શાંત, નમ્ર, અહિંસક, સત્યવ્રતી અને અપરિગ્રહી છે એ જ ખરા બ્રાહ્મણ નામને દીપાવે છે. શ્રમણો તો ભિક્ષાને માટે ઉંચા નીચા એવા બધે ઘેર જાય છે એમાં તમો આટલા બધા શા માટે કોપો છો ?

બ્રાહ્મણોના વિદ્યાર્થી—તું આવો કેવો ધીટ છે, કે અમારા દેખતાં અમારા ગુરુની સામે બોલે છે? હે નિર્ગ્રંથ ! ભલે અમારૂં આ રાંધેલું સડી જાય પણ તને તો નહિ જ દઇએ.

મુનિ—હે મહાનુભાવો ! શ્રમણો ઇંદ્રિયોને જિતવાનો પ્રયાસ કરે છે, સમાધિના માર્ગ તરફ પ્રગતિ કરી રહ્યા છે અને મન, વચન તથા શરીરથી કોઇનું પણ અકલ્યાણ થવા દેતા નથી. તેઓ તરફ આક્રોશ કરવાથી તમને શો લાભ થશે? આક્રોશ કરવાથી તો આ તમારો યજ્ઞ પણ સફળ નહિ થાય.

બ્રાહ્મણો—અરે અહીં કોઇ ક્ષત્રિયો, રસોઇયાઓ, અધ્યાપકો કે છાત્રો છે? જાઓ, આ મુંડિયાને મારો અને ગળચી પકડીને બહાર કાઢો.

કેટલાક ત્યાં આવેલા કુમારો લાકડીવતી, નેતરવતી, ચાબુકવતી એ મુનિને મારવા લાગ્યા. તેવામાં ત્યાં

* આ હકીકત મૂળ સૂત્રમાં આવેલી છે.

કોશળદેશના રાજાની બહેન ભદ્રાઃ આવી, રોષે ભરાએલા એ કુમારોને એણે શાંત પાડ્યા અને કહ્યું કે, આ શ્રમણ તો મહાત્મા છે, જિતેંદ્રિય છે, બ્રહ્મચારી છે, તપસ્વી છે અને રાજાઓને પણ વંદ્ય છે માટે એનું અપમાન ન કરો. આ સાંભળીને પેલા બ્રાહ્મણો બોલ્યા કે, હે શ્રમણ! તમે તો મહાનુભાવ છો, શાંત છો, અમે જે તમારું અપમાન કર્યું છે તે માફ કરશો, અમારું માથું તમારે ચરણે છે, તૈયાર થએલું અમારું આ અન્ન તમે લેવા કૃપા કરો.

બ્રાહ્મણોના વિશેષ આગ્રહથી એ બળશ્રમણે ત્યાંથી અન્ન લીધું અને પોતાને સ્થાનકે ગયો.

બ્રાહ્મણોએ ગુણોને લીધે એક અતિશૂદ્રને પણ અપનાવ્યો અને યજ્ઞના હવિષ્યનું દાન દીધું તેથી દેવો તુષ્ટ થયા, પુષ્પોની વૃષ્ટિ થઈ અને દુંદુભિઓ ગાજી ઉઠયાં. છેવટ અંતરિક્ષવાણી થઇ કે,

'સંસારમાં સાક્ષાત્ રીતે ગુણનો—તપનો—ત્યાગનો—સંયમનો મહિમા છે, કોઈ કામ કે જાતનો મહિમા નથી, જૂઓ, આ શ્વપાક (ચાંડાળ) કુલમાં જન્મેલા પણ બળ મહર્ષિ એના સંયમ ગુણથી પૂજાને પામ્યા છે.×

જૈનસૂત્રોમાં આવેલી આ અને આવી બીજી કથાઓને વાંચતાં ભગવાન્ મહાવીરનો વિશ્વપ્રેમ તરી આવે છે.

### તારણ

આ કથા ઉપરથી તે વખતની જે ધાર્મિક અને સામાજિક સ્થિતિ જણાઇ આવે છે તે આ પ્રમાણે છે:

૧. બીજા શહેરીઓની જેમ ચાંડાળો પણ વસંતે ઉજવતા હતા.

૨. ચાંડાળો કોઇ નિમિત્તને લીધે પોતાનું આત્મનિરીક્ષણ કરવા જેવી ઉચ્ચવૃત્તિને પણ ધરાવી શકે છે.

૩. જૈનશ્રમણો ચાંડાળોને પણ છડેચોક ધર્મોપદેશ કરતા હતા.

૪. ચાંડાળો શ્રમણપદને વગર સંકોચે મેળવી શકતા હતા અને બ્રહ્મજ્ઞાનના પૂરા અધિકારી હતા.

૫. બ્રાહ્મણોનો મોટો ભાગ યજ્ઞ કરતો હતો, શ્રમણો તરફ અસદ્ભાવવાળો હતો, શુષ્ક કર્મકાંડમાં ફસાએલો હતો અને એથી પોતાના ખરા બ્રાહ્મણત્વને લગભગ ભૂલી ગયો હતો.

૬. જૈનશ્રમણો બીજાના વધ્યાવશેષ અન્ન દ્વારા ભિક્ષાવૃત્તિ કરતા હતા અને કોઇ જાતનો ભેદ રાખ્યા સિવાય દરેકને ઘેર ભિક્ષાને માટે જતા હતા.

૭. એવા પણ સરળ બ્રાહ્મણો હતા કે જેઓ સમજમાં આવતાં પોતાનો દોષ કબૂલી લેતા અને કોઇ જાતનો ભેદભાવ રાખ્યા વિના ગુણની પૂજામાં ચૂકતા નહિ.

૮. એક વર્ણવાળો બીજા વર્ણ સાથે વિવાહસંબંધ બાંધી શકતો.

૯. સ્ત્રીઓ પણ અવળે માર્ગે જનારા પુરુષોને સમજાવવા જેટલું શાસ્ત્રીય ડહાપણ ધરાવતી.

આ કથા આપવાનો ઉદ્દેશ એ છે કે વાચકો ભગવાન મહાવીરની એ મૂળ સંસ્કૃતિના યથાર્થ ઇતિહાસ તરફ પોતાનું લક્ષ્ય કરે અને એ સંસ્કૃતિની ઉપયોગિતા વિષે તટસ્થપણે વિચાર કરે.

બેચરદાસ જીવરાજ દોશી

---

ઃ આ બાઇ બ્રાહ્મણને વરાવેલી હતી.

× મૂળ ઉત્તરાધ્યયનસૂત્રના બારમા અધ્યયનમાં આ કથા આવેલી છે, આ અનુવાદ એ મૂળનો ભાવવાહી છે. મૂળમાં તો આ કથા લાંબી છે પણ અહીં એને ટુંકાવવામાં આવી છે.—લેખક.

# ઇસ્લામના ઓલીઆ

( ૩ )

## તપસ્વી હાતમ આસમ

આ તપસ્વી પુરુષનો સત્યપ્રેમ, સહિષ્ણુતા, વૈરાગ્ય અને પ્રેમ અદ્વિતીય ગણાય છે. તેઓ ઘણુંખરૂં ખોરાસાનમાં જ રહેતા. ધ્યાન અને ભાવના તેમના જીવનનો શ્વાસોચ્છ્વાસ હતા, સત્ય અને પ્રેમને ઓળંગીને તેમણે એક ડગલું પણ નથી ભર્યું. મહર્ષિ જવનિદે કહ્યું છે કે "હાતમ આસમ જેવા સત્યનિષ્ઠ પુરૂષ આ સંસારમાં દુર્લભ છે." તપસ્વી હાતમ સાહેબના લખેલા કેટલાક ઉત્કૃષ્ટ ગ્રન્થો હયાત છે. તેઓ બોલવામાં પણ તેટલા જ નિપૂણ હતા.

એક દિવસે તેમણે પોતાના શિષ્યોને પ્રશ્ન કર્યો કે, "તમને કદાચ કોઇ પૂછે કે તમે આટલા દિવસ મારી પાસે રહીને શું શીખ્યા તો તેનો તમે શો ઉત્તર આપો ?"

શિષ્યોએ જવાબ આપ્યો કે "અમે આપની પાસેથી ઘણું શીખ્યા છીએ, એવો જ જવાબ વાળીએ."

"પણ તેઓ કદાચ એમ કહે કે હાતમ પાસે વિદ્યા કે બુદ્ધિ જેવું છે જ શું તો તમે શું કહો ?" હાતમ સાહેબે બીજી વાર પ્રશ્ન કર્યો.

"વિદ્યા કે બુદ્ધિ ભલે ન હોય, પણ આપની પાસે જે તત્વજ્ઞાન છે તેની કોણ ના કહી શકે તેમ છે ?" શિષ્યોએ ઉત્તર આપ્યો.

"પણ ધારો કે હાતમ સાવ મૂર્ખ છે એમ જ કોઇ કહે તો તમે શું કહો ?"

શિષ્યો મુંઝાયા. તેઓ કંઇ નિર્ણય ઉપર આવી શક્યા નહીં. તેથી એવી સ્થિતિમાં લોકોને શું કહેવું તેનો ખુલાસો કરવાની ગુરૂને પોતાને જ વિનતી કરી.

તપસ્વી હાતમે કહ્યું કે "તમારે માત્ર એટલો જ જવાબ આપવો કે હાતમ પાસેથી અમે માત્ર બે વાતો બરાબર સમજી લીધી છેઃ (૧) જે કંઈ મળે તેટલાથી સંતુષ્ટ રહેવુંઃ અને (૨) પારકી આશા સદાય નિરાશા."

બીજે એક પ્રસંગે તેમણે પોતાના મિત્રો અને સ્નેહીઓને બોલાવી કહ્યું કે "હવે આ ધર્મસંસ્થાઓનો ભાર કયાં સુધી મારી પાસે ખેંચાવશો ? કોઇ એક યોગ્ય પુરૂષની પસંદગી કરી, નીમી દો તો ઠીક."

કોઈએ જવાબ આપ્યો કે "અમુક ભાઇ ઘણી લડાઇઓમાં ફત્તેહ મેળવી આવ્યા છે તેમને માથે એ બોજો નાખીએ તો ?"

હાતમ સાહેબે કહ્યું કે "તેઓ ગાઝી* ની પદવીને લાયક ગણાય, પણ આ ધર્મસંસ્થા માટે લાયક ન ગણાય."

"ત્યારે ફલાણાભાઇ મ્હોટા દાનવીર ગણાય છે તેમને નીમીએ તો ?" મંડળીમાંથી બીજા એક સ્નેહીએ પૂછ્યું.

હાતમ સાહેબ બોલ્યાઃ "તેઓ સખી પુરૂષ ગણાય એટલું જ."

"તો પછી અમુક ભાઇ કે જેણે અનેક વાર હજ (મક્કાયાત્રા) કરી છે તેમને એ કામ સોંપીએ તો ?"

હાતમ સાહેબે જવાબ આપ્યો કે "તેઓ હાજી ગણાય. મારે તો એવો પુરૂષ જોઈએ કે જે આ સંસ્થા માટે બધી રીતે લાયક હોય."

"તો પછી આપ પોતે જ કહો કે તે પુરૂષમાં કયા કયા ગુણો ખાસ કરીને હોવા જોઇએ ?"

---

* ગાઝી એટલે કાફરવિજયી.

"મારે એવો પુરુષ જોઈએ કે જે પ્રભુથી હંમેશાં ડરતો રહેતો હોય અને પ્રભુ સિવાય કોઇની આશા ન રાખતો હોય." હાતમ સાહેબે ખુલાસો કર્યો.

એક વાર એક શ્રીમંત પુરુષે તપસ્વી હાતમ આસમને પોતાની દોલતમાંથી થોડો ભાગ સ્વીકારવાની પ્રાર્થના કરી. પરન્તુ તપસ્વીએ તે કબૂલ ન કરી. તેમણે કહ્યું કે "તમારા મૃત્યુ પછી મારે સ્વાર્થનાં આંસુ ખેરવાં પડે એ સ્થિતિ મને ન જોઇએ."

એક નાસ્તિકે તપસ્વીને પૂછ્યું કે "તમને રોજ ખાવાપીવાનું ક્યાંથી મળે છે ?"

તપસ્વીએ જવાબ આપ્યો કે "ઇશ્વરના અક્ષય ભંડારમાંથી."

"એક તો લોકોની કમાણી ઉપર આધાર રાખો અને વળી લોકોના બદલે ઈશ્વરનો ઉપકાર માનો એ ન્યાય તો મને વિચિત્ર લાગે છે."

તે પછી તેમની વચ્ચે નીચે પ્રમાણે ચર્ચા થઇઃ

"મેં તમારી પાસેથી કદિ કંઇ લીધું છે ?"

"ના." નાસ્તિક પુરુષે જવાબ આપ્યો.

"તો પછી શું સ્વર્ગના દેવો આવીને તમને ખાવાનું આપી જાય છે ?" નાસ્તિકે પ્રશ્ન કર્યો.

"કેવળ મને જ નહીં, પણ આખી દુનિયાને સ્વર્ગ તરફથી બધું પુરું પાડવામાં આવે છે."

"તમે હાથપગ હલાવ્યા સિવાય એક પથારી પર પડ્યા રહો. પછી જોઈએ, તમારા મ્હોમાં કોણ કોળીઓ મુકી જાય છે ?"

"બાળવયમાં જ્યારે છેક અશક્ત અને અજ્ઞાન હતો ત્યારે મને કોણે પોષણ આપ્યું ?"

"પણ દુનિયામાં એવી કઈ ચીજ છે કે જે વાવ્યા વિના ઉગી નીકળે ?"

"તમારા માથાના વાળનો જ દાખલો લ્યો. તમે કયે દિવસે તે વાવવા ગયા હતા ?"

"વારુ, તમે એકલા આકાશમાં રહો તો શું કરો ?"

"પક્ષીઓ કંઇ ભૂખ્યા થોડા જ રહે છે? પક્ષીની જેમ મારું પણ પેટ ભરાય."

"અને તમને પૃથ્વીના ગર્ભમાં પૂર્યા હોય તો ?"

"તો ત્યાં પણ કીડીમકોડી પોતાનું પેટ ભરી લે છે તેમ હું પણ મારો નિર્વાહ કરું."

ચર્ચા પૂરી થતાં નાસ્તિક નમી પડ્યો. તપસ્વીની શ્રદ્ધા જોઈ તે ગળગળો થઇ ગયો અને થોડીવાર ચૂપચાપ બેસી રહ્યો. તે પછી જાણે તપસ્વીની ક્ષમા યાચતો હોય તેમ બોલ્યોઃ "મને કાંઇ ઉપદેશ આપવાની મહેરબાની કરશો ?"

તપસ્વીએ ફરમાવ્યું કે "કોઈની પાસે કંઇ જ આશા ન રાખો. તમે જો કોઇની આશા નહીં રાખો તો કોઇ તમારી આશા પણ નહીં રાખે. ખૂબ એકાંત સ્થાનમાં, કોઇ ન જાણે તેમ, ઇશ્વરની આરાધના કરો. પ્રભુ તમને જાહેરમાં—સર્વ સમક્ષ નવાજશે. લોકોની તમે સેવા કરશો તો લોકો પોતે તમારી સેવા કરવા ઉત્સુક રહેશે."

તપસ્વી હાતમ એક સ્થળે કહે છે કે "રોજ સવારમાં શયતાન મને પૂછે છે કે 'આજ તું શું ખાશે?' હું કહું છું કે 'બીજું કંઇ નહીં મળે તો છેવટે મૃત પ્રાણીનું માંસ ખાઇશ.' પછી તે શયતાન પૂછે છે કે 'આજ તું શું પહેરશે ?' હું ઉત્તર આપું છું કે 'બીજું કંઇ નહીં મળે તો કોઇ મરેલા માણસનું ઉતરેલું વસ્ત્ર પહેરીને ચલાવીશ.' વળી તે પૂછે છે કે 'આજે તું ક્યાં રહેશે ?' હું જવાબ આપું છું કે 'બીજે ક્યાંય રહેવા પૂરતી જગા નહીં મળે તો આખરે કબ્રમાં જઇને પડ્યો રહીશ.' મારા ઉત્તરો સાંભળ્યા પછી શયતાન મને કમનસીબ કહી, ધિક્કાર આપી તુર્ત જ ભાગી જાય છે."

હાતમ આસમને એકવાર પરદેશ જવાની ફરજ પડી. તેમણે પોતાની સ્ત્રીને બોલાવી પૂછ્યું કે "મારે ચારેક મહિના સુધી બહારગામ જવું પડશે. તમારે માટે ભરણપોષણનો કેવા પ્રકારનો બંદોબસ્ત કરું?"

સહધર્મિણીએ કહ્યું કે "બંદોબસ્ત કરવો હોય તો જીવનપર્યંતનો જ કરતા જાઓ."

"જીવનની કંઇ કોઇને ખબર પડે છે ? તમારું જીવન કંઇ મારા હાથમાં છે ?"

"જો મારું જીવન તમારા હાથમાં નથી, તો મારી આજીવિકા પણ તમારા હાથમાં નથી. જેણે જીવન

આપ્યું છે તે આજિવિકા નહીં આપે ? તમે નિશ્ચિંતપણે સીધાવો. "

સ્વામીના ગયા પછી કોઇ એક પાડોશણે તપસ્વી હાતમની સ્ત્રીને પૂછ્યું કે " તમારા પતિ તમારે માટે આજીવિકાની શી વ્યવસ્થા કરી ગયા છે ? "

પાડોશણને જવાબ મળ્યો કે " મારા સ્વામી આજીવિકાનો ઉપભોગ કરનાર માત્રજ હતા, બાકી આજીવિકા આપનાર જગતનો સ્વામી તો મારી પાસે જ છે. "

હાતમ બ્હારગામ જવા તૈયાર થયા તે વખતે એક શિષ્યે ઉપદેશની અર્જ કરી. હાતમ સાહેબે કહ્યું કે "મિત્ર જોઇતો હોય તો પરમેશ્વર બસ છે, સંગાથ જોઇતો હોય તો વિધાતાનો સંગાથ બસ છે, સન્માન જોઇતું હોત તો સંસાર બસ છે, સાંત્વન આપનાર જોઇતો હોય તો કુરાન બસ છે, કંઇ ઉદ્યોગ જોઇએ તો તપશ્ચર્યા બસ છે અને ઉપદેશ જોઇએ તો મૃત્યુનું સ્મરણ બસ છે. મારૂં આ કહેવું તમારે ગળે ન ઉતરે તો તમારે માટે નરકનિવાસ બસ છે. "

તેઓ કેટલીક વાર કહેતા કે જે દિવસે ઇશ્વર પાસે કોઇ પણ પ્રકારનો ગુન્હો ન થાય તે દિવસ પરમ માંગલિક સમજવો.

એક વાર એક જણે હાતમને સમાચાર આપ્યા કે ફલાણા ભાઇ ખૂબ રૂપીઆ કમાયા છે. હાતમે સવાલ કર્યો કે "રૂપીઆની સાથે એટલું બીજું આયુષ્ય કમાયા કે નહીં ? રૂપીઆ હશે અને આયુષ્ય નહીં હોય તો એ રૂપીઆનું શું થશે ? "

એક જણે એક દિવસે તપસ્વી હાતમને કહ્યું કે "તમારે કંઈ જોઇતું હોય તો ખુશીથી મારી પાસેથી માગી લેજો. " તપસ્વીએ તેને જવાબ આપ્યો કે " તમારે મારી પાસે આવવું ન પડે અને મારે તમારી પાસે ન આવવું પડે એટલું જ હું તમારી પાસેથી માગી લઉં છું."

એક ફકીરે હાતમની પાસેથી, તેમની નમાજવિધિ વિષે કંઇક જાણવા માગ્યું. તપસ્વી હાતમે પોતાની નમાજવિધિ નીચે પ્રમાણે કહી સંભળાવી:

" નમાજનો સમય થતાં હું અજુ કરૂં છું. બાહ્ય અજુ પાણીથી કરૂં છું અને આંતરિક અજુ પશ્ચાત્તાપથી કરૂં છું. પછી મસજીદમાં જઇ કાબા મંદિરનાં દર્શન કરૂં છું, મહાત્મા ઇબ્રાહીમનું સ્થાન નજર સામે રાખું છું. પછી સ્વર્ગલોકને જમણી બાજુએ અને નરકલોકને ડાબી બાજુએ રાખી, સેરાત નામક સંસારની પેલેપાર લઇ જનાર પૂલને પગ નીચે સ્થાપી, મારૂં હૃદય ઇશ્વરને અર્પણ કરૂં છું. પછી શ્રદ્ધાપૂર્વક તકબીર (સ્તુતિ) કરૂં છું, સન્માનપૂર્વક ઉભો થાઉં છું, ભયપૂર્વક શબ્દોચ્ચાર કરૂં છું, વિનયપૂર્વક પીઠ વાળું છું, આજીજી સાથે મારૂં માથું પૃથ્વી ઉપર નમાવું છું, ગંભીરતાપૂર્વક બેસું છું અને કૃતજ્ઞતાપૂર્વક સલામ કરૂં છું. મારી નમાજ એવી રીતે પૂરી થાય છે. "

પંડિતોના મંડળમાં તપસ્વી હાતમે સૌને સંબોધી કહેલું કે " જો આ ત્રણ અવસ્થામાંથી તમે પસાર ન થાઓ તો નરક જ તમારે માટે નિર્મિત છે એમ સમજી લેજો: (૧) વિદાય થતા દિવસ બદલ ખેદ પામવો. ( ખેદ એટલા માટે કે દિવસ આવ્યો ગયો, પણ કંઇ ઇશ્વરભજન કે તપજપ ન થયાં, પાપને માટે ક્ષમા પણ ન યાચી. આપણે જો ગઇ કાલના પાપ માટે આજે પશ્ચાત્તાપ કરવા બેસીએ તો આજનું કામ ક્યારે થાય ? ) (૨) આજના દિવસનું મૂલ્ય સમજી પોતાના કલ્યાણાર્થે તેનો ઉપયોગ કરવો અને શત્રુઓને પણ સંતોષ આપવો. (૩) મૃત્યુ કાલે અચાનક ઝડપી લે તો તેને માટે આજથી જ તૈયારી કરી લેવી. "

હાતમ આસમ બગદાદ પધાર્યા ત્યારે ખલીફાએ તેમને એક પરમ વૈરાગી પુરૂષ માની પોતાને ત્યાં સન્માનપૂર્વક નોતર્યા. તપસ્વી હાતમ જેવા ખલીફ પાસે પહોંચ્યા કે તે જ ક્ષણે હાતમ બોલી ઉઠ્યા કે " હે વૈરાગી પુરૂષ ! હું તમને પ્રણામ કરૂં છું. "

ખલીફે પ્રશ્ન કર્યો કે " વૈરાગી પુરૂષ તમે કે હું ? મારી આજ્ઞામાં લાખો નરનારીઓ રહે છે, ચોતરફ મારી રાજસત્તા પ્રવર્તે છે. હું શી રીતે વૈરાગી ગણાઉં ?"

" તે ગમે તેમ હો; તમે ખરેખરા વૈરાગી પુરૂષ છો." હાતમે બીજી વાર પોતાનો અભિપ્રાય સ્થાપિત કર્યો.

" પણ તે કેવી રીતે તે જરા સમજાવશો ? " ખલીફે જીજ્ઞાસાથી પૂછ્યું.

" પ્રભુએ પોતે કહ્યું છે કે "સંસારની સંપત્તિ તો કંઇ બીસાતમાં પણ નથી. તમે સ્વર્ગની પરમ સંપત્તિનો ત્યાગ કરી આ તૃણવત્ સંપત્તિને પોતાની માની

લીધી એ તમારો વૈરાગ્ય નહીં તો બીજું શું ? હું તો જરાય વૈરાગી નથી, કારણ કે પારલૌકિક પરમ સંપત્તિ મેળવવાનો હું ઉમેદવાર છું. એટલે ખરૂં જોતાં, તમે જ વૈરાગી પુરૂષ છો."

### વચનામૃત

અહંકાર અને લોભથી સાવચેત રહેજો. કોઈ પણ અહંકારીને તેના પોતાના જ કોઇ હલકામાં હલકા કુટુંબીજન દ્વારા દુર્ગતિએ પહોંચાડયા વિના પરમાત્મા તેને આ સંસારમાંથી ઉપાડી લેતો નથી. અને લોભીનું ગળું ભૂખ તથા તરસને લીધે જ્યાં સુધી ન રુંધાય ત્યાં સુધી પરમાત્મા તેને આ સંસારમાંથી લઇ લેતો નથી.

એક તરફ પંડિતો અને વૈરાગી પુરૂષોનો અહંકાર મૂકો અને બીજી તરફ શ્રીમંતો તથા રાજાઓનો ગર્વ મૂકો; પંડિતો અને વૈરાગીઓના અહંકારવાળું છાબડું ભારથી નમી જશે.

મનના ચાર પ્રકાર છેઃ મૃત મન, રોગી મન, આળસુ મન અને નીરોગ મન. ધર્મદ્રોહીનું મન મૃત, પાપીનું મન રોગી, લોભી-સ્વાર્થીનું મન આળસુ અને ભક્ત પુરૂષનું મન નીરોગ સમજવું.

સ્પૃહા ત્રણ પ્રકારની છેઃ ભોગની સ્પૃહા, બોલવાની સ્પૃહા અને જોવાની સ્પૃહા. ભોગ વખતે પરમાત્મા પાસે જ છે એમ શ્રદ્ધાથી માનજો, બોલતી વખતે સત્યનું રક્ષણ કરજો અને જોતી વખતે સાધુતા સાચવજો.

ત્રણ પ્રસંગે આત્મનિરીક્ષણ કરજોઃ કંઇ સારી શુભ ક્રિયા કરો ત્યારે તમે નિષ્કપટ છો કે નહીં ? દાન દેતી વખતે બદલાની કંઈ આશા રાખો છો કે નહીં ? ધન એકઠું કરતી વખતે કૃપણતા પ્રવેશે છે કે નહીં ?

વૈરાગ્યની ત્રણ અવસ્થા છેઃ ઇશ્વરમાં વિશ્વાસ એ પહેલી અવસ્થા, સહનશીલતા એ બીજી અવસ્થા અને ઈશ્વરપ્રીતિ એ છેલ્લી અવસ્થા.

ઈશ્વરનો વ્હાલ મેળવવો હોય તો દરેક સ્થિતિમાં સંતોષ રાખતાં શીખો.

### તપસ્વી ઇબ્રાહીમ આધમ

ઇબ્રાહીમ પોતે એક રાજા હતા, પણ પાછળથી સર્વસ્વનો ત્યાગ કરી અપૂર્વ ફકીરી ધારણ કરી હતી. તેઓ પ્રભુથી ડરનારા, પૂરા સત્યનિષ્ઠ અને કઠોર સાધક હતા. તેમનો ધર્મપ્રેમ તથા વ્યાકુળતા અદ્વિતીય હતાં. તેઓ અનેક તપસ્વી પુરૂષોના સમાગમમાં આવ્યા હતા, મુખ્ય ધર્માચાર્ય અબૂ હનીફ તેમના ખાસ મિત્ર હતા. મહર્ષિ જવનિદે કહ્યું છે કે "કોઇ પણ જ્ઞાનભંડાર એવો નહીં હોય કે જેની ચાવી તપસ્વી ઇબ્રાહીમ પાસે ન મળે." એકવાર અબૂ હનીફની સભામાં, કેટલાક શ્રોતાઓના મુખમાંથી ઇબ્રાહીમને અપમાન પહોંચે એવા ઉદ્‌ગાર નીકળી ગયા. અબૂ હનીફે તેમને વાર્યા અને કહ્યું કે "ઇબ્રાહીમ મારે મન પરમ સન્માનને પાત્ર છે." સભાસદોએ જાણવા માગ્યું કે "ઇબ્રાહીમ પ્રત્યે એટલો બધો સદ્‌ભાવ શી રીતે સ્ફુર્યો ?" અબૂ હનીફે ઉત્તર આપ્યો કે "તે પોતાનો બધો સમય પ્રભુભક્તિમાં જ ગાળે છે. આપણી જેમ નજીવાં કાર્યોમાં તે પોતાનો વખત વેડફી નાખતો નથી. તેથી જ હું તેને અંતઃકરણપૂર્વક ચાહું છું."

ઈબ્રાહીમ બાલ્ખ રાજ્યના ધણી હતા. તેમની સત્તા નીચે વિશાળ પ્રદેશ અને અસંખ્ય સ્ત્રીપુરૂષો હતાં. એક રાત્રિએ તેઓ પોતાના મહેલમાં એક પલંગ ઉપર સૂતા હતા, તેટલામાં એકાએક અગાશી ધ્રૂજવા લાગી. ઈબ્રાહીમની ઉંઘ ઉડી ગઇ, અગાસીમાં જાણે કોઈનાં પગલાં જોરથી પડતાં હોય એમ લાગવાથી ઇબ્રાહીમે પૂછ્યું કે "અત્યારે અગાશીમાં કોણ છે ?"

આવનારે જવાબ આપ્યોઃ "કોઇ દુશ્મન નથી. માત્ર મારો ઉંટ ખોવાયો છે તેથી તેની તપાસ કરવા અહીં આવ્યો છું."

ઈબ્રાહીમને નવાઇ લાગી. તેમણે પૂછ્યુંઃ "ઉંટ અને તે વળી અગાશી ઉપર ? કેવી વિચિત્ર વાત કરો છો!"

નવા આવનારે કહ્યુંઃ "વિચિત્ર વાત લાગે છે! તમે પોતે સોનારૂપાથી મઢેલા સિંહાસન ઉપર બેસી, રેશમ અને જરીથી ભરેલો કીમતી પોશાક પહેરી, ઈશ્વરને મેળવવા મથી રહ્યા છો તેમાં તમને કંઇ વિચિત્રતા નથી લાગતી અને હું અગાશીમાં ઉંટ શોધવા આવ્યો તેમાં તમને વિચિત્રતા લાગે છે ? વિચાર કરી જુઓ કે આપણા બેમાંથી કોણ વધારે મૂર્ખ છે ?" એટલું કહીને પેલો આવનાર ત્યાંથી રવાના થઇ ગયો. ઇબ્રાહીમના દીલ પર એ શબ્દોની ગજબ અસર થઇ. તેના મનમાં અશાંતિની આગ સળગી ઉઠી. તે શોક અને ચિંતાના પ્રવાહમાં તણાવા લાગ્યો. તે દિવસથી તેનો બધો આનંદ ઉડી ગયો.

એક દિવસ ઇબ્રાહીમ, રાજગાદી પર બેસી રાજકાજ વિષે, પોતાના અમલદારો સાથે ચર્ચા કરતા હતા. આસ-

પાસ પહેરગીરો અને અંગરક્ષકો ઉભા હતા. એટલામાં એક તેજસ્વી પુરૂષ ત્યાં આવી ચડ્યો. તે એવા રૂવાબ અને વેગથી દાખલ થયો કે કોઇ પણ પહેરગીર તેને "આપ કોણ છો ? શું કામે આવ્યા છો ?" એમ પૂછવાનું સાહસ ન કરી શક્યો. તે તેજોમય પુરૂષ વચમાં ક્યાંય ન અટકતાં સીધો સિંહાસન પાસે આવી ઉભો રહ્યો.

રાજા ઇબ્રાહીમે પૂછ્યુઃ "આપને શું જોઇએ ?"

નવા આવનારે ઉત્તર આપ્યોઃ "મને બીજું કંઇ જ નથી જોઇતું. હું આ ધર્મશાળામાં આજનો દિવસ માત્ર પડી રહેવા માગું છું."

"આ કંઇ ધર્મશાળા નથી. આ તો રાજાનો મહેલ છે." ઇબ્રાહીમે ખુલાસો કર્યો.

"તમારા પહેલાં આ ઘરમાં કોણ રહેતું હતું ?"

"મારા પૂજ્ય પિતાજી."

"તે પહેલાં કોણ રહેતું હતું ?"

"મારા પિતામહ"

"અને તે પહેલાં ?"

"મારા પ્રપિતામહ."

આ પ્રમાણે ચાર પાંચ પ્રશ્નો અને ઉત્તરો થયા. રાજા ઇબ્રાહીમે એક પછી એક પોતાના પૂર્વજનાં નામ આપ્યાં. તે સાંભળી લીધા પછી પેલા તેજોમય પુરૂષ બોલ્યા કે "જે સ્થળે એક પછી એક માણસો આવે છે, ઉતરે છે, રહે છે અને પાછા ચાલ્યા જાય છે તેને ધર્મશાળા નહીં તો બીજું કયું નામ ઘટે ?"

એમ કહીને તે પુરૂષ પહેલાંની જેમ ઝપાટાથી પાછો ફર્યો. ઇબ્રાહીમ પણ તેની પાછળ પાછળ દોડ્યો થોડે દૂર ગયા પછી ઇબ્રાહીમે પૂછ્યું કે "કૃપા કરીને, આપ કોણ છો તે જરા કહેશો ?"

"હું ખેજર." (ખેજર એક પયગમ્બર મનાય છે, મુસલમાનો તેમને અમર માને છે.)

ઇબ્રાહીમનો ઉલ્લાસ આનંદ ચકાઇ ગયો. તેને હવે રાજકાજમાં કે સુખવૈભવમાં બધે ઉદાસીનતા જણાવા લાગી. તેનું નિષ્પાપ હૃદય આ ઘટનાનું રહસ્ય સમજવા તલપાપડ થયું.

તે પોતાના ઘોડા પર સ્વાર થઇ, નોકરચાકરને સાથે લઇ જંગલ તરફ ચાલી નીકળ્યો. તે વનમાં આમ તેમ ઘણું ભટક્યો, પણ પેલા તેજસ્વી પુરૂષનાં બીજી વાર દર્શન ન થયાં. સૈન્યના માણસો પાછળ પડી ગયા તેનું પણ તેને લક્ષ ન રહ્યું. તે શૂન્યચિત્તે આગળ ને આગળ ચાલ્યો ગયો.

એટલામાં "જાગ ! જાગ !" એવા શબ્દો તેના કાનમાં અથડાયા. તે ચમકીને ઉભો થઇ રહ્યો. બીજી વાર અને ત્રીજી વાર પણ એના એ જ શબ્દો તેણે સાંભળ્યા. ચોથી વાર જાણે આકાશને વાચા ફુટની હોય તેમ તેણે સાંભળ્યું કે "ઇબ્રાહીમ ! મૃત્યુ પોતે આવીને તને જગાડે તે પહેલાં જ તું જાગી જા !" આ અને એવા બીજા વૈરાગ્યસૂચક શબ્દો સાંભળી તે સ્તબ્ધ થયો. એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો અને એકે એક શબ્દ વિષે વિચાર કરવા લાગ્યો.

જોતજોતામાં તેના અંતરચક્ષુ ઉઘડ્યાં, સ્વર્ગનું મહારાજ્ય ખુલ્લું થયું અને તેની આંખમાંથી આનંદ અને અનુતાપનાં આંસુ વહી નીકળ્યાં.

તે જંગલનો મુખ્ય માર્ગ છોડી એક કેડી ઉપર થઇ આગળ જવા લાગ્યો. માર્ગમાં એક ભરવાડ જેવો માણસ સામો મળ્યો. તેણે ફાટલાં તૂટલાં કપડાં પહેર્યાં હતાં. માથા ઉપર એક ટોપી હતી તે પણ મેલી અને થીંગડેહાલ હતી. ઇબ્રાહીમે પોતાનો રાજવંશી પોશાક ઉતારી પેલા ભરવાડને આપ્યો અને તેના બદલામાં તેનો દીન વેશ માગી લીધો.

ઇબ્રાહીમે એક ગરીબ ફકીરને છાજે તેવાં મેલાં અને ફાટેલાં કપડાં પહેર્યાં, ઘોડો જંગલમાં છોડી દીધો. તે પગપાળો જંગલમાં ભમવા લાગ્યો.

તે ફરતો ફરતો, વારંવાર પશ્ચાત્તાપનાં આંસુ પાડતો એક દિવસે નેશાપુર પાસે આવેલી એક ગુફા પાસે આવી ચડ્યો. ત્યાં તે લગભગ નવ વર્ષ સુધી રહ્યો. એ નવ વર્ષ દરમિયાન તેણે ખૂબ કઠોર સાધના અને ઉગ્ર તપશ્ચર્યા કરી. જ્યારે ફકીરને ભૂખ લાગે અને ન રહેવાય ત્યારે જ તે ગુફાની બહાર નીકળી, જંગલમાંનાં સૂકાં લાકડાં એકઠાં કરતો અને પોતાના માથે તે ભારો ઉંચકી નેશાપુરમાં વેચી આવતો. ભારાના જે પૈસા મળે તેની તે ગેરકી લેતો અને એ

રોટલીમાંથી અર્ધોઅર્ધ ભાગ ગરીબ કે દુઃખીને આપી, બાકીનો અર્ધો ભાગ પોતે ખાઇ લેતા. હંમેશાં શુક્રવારે નેશાપુરની સાધારણ મસ્જીદમાં જઇ બધાની સાથે નમાજ પઢતા. એ નવ વર્ષોમાં ઇબ્રાહીમે ઘણાં ઘણાં દુઃખ, કલેશ અને પરિતાપ વેઠયાં. એક વાર એટલો બધો બરફ પડયો કે ઇબ્રાહીમ તેની નીચે સાવ દબાઈ ગયો. એક વાર એક અજગરના મ્હોંમાં પણ સપડાઇ ગયો, છતાં ઇશ્વરકૃપાથી તેને કહુ ઇજા ન થઇ.

એમ કહેવાય છે કે ઇબ્રાહીમ રાજપાટનો ત્યાગ કરી વનમાં ચાલી નીકળ્યો ત્યારે કોઈ એક ધાર્મિક પુરૂષે અકસ્માત્ પ્રકટ થઈ પ્રભુના નામનો મહામંત્ર ભણાવી દીક્ષા આપી હતી. ત્યાર બાદ પેલા તેજોમય પુરૂષ ખેજરનાં પણ તેને દર્શન થએલાં. તેણે ઇબ્રાહીમને કહ્યું કે "તને જેણે પ્રભુનો મહામંત્ર ભણાવી દીક્ષા આપી છે તે બીજો કોઇ નહીં, પણ મારો ભાઈ અલીયાસ જ છે." પછી તેમની વચ્ચે ઇશ્વરવિષયક કેટલીક વાતચીત પણ થએલી. એક રીતે ખેજર પોતે જ ઇબ્રાહીમના ગુરૂ હતા, અને તેમણે જ ઇબ્રાહીમને રાજપાટનો ત્યાગ કરાવી મુક્તિનો માર્ગ દર્શાવ્યો હતો.

લગભગ ચૌદ વર્ષ પર્યંત જૂદા જૂદા ગામો અને અરણ્યોમાં ભમતા ભમતા રાજર્ષિ ઇબ્રાહીમ એક દિવસ મક્કા આવી પહોંચ્યા. ત્યાંના લોકોને એ સમાચાર મળતાં ભારે આનંદ થયો. તેઓ ઇબ્રાહીમનો સત્કાર કરવા વિવિધ પ્રકારની તૈયારીઓ કરવા લાગ્યા. એ વાત ઇબ્રાહીમના જાણવામાં આવી. પોતાને કોઇ ઓળખી ન શકે એવી ઇચ્છાથી એક વ્યાપારીના કાફલામાં તેઓ સંતાઇ ગયા. મક્કાના એક શહેરીએ ઇબ્રાહીમની શોધ કરવા માંડી. શોધતાં શોધતાં તે અનાયાસે ઇબ્રાહીમની પાસે આવી ચડયો. તેણે ઇબ્રાહીમને પોતાને જ પૂછ્યું કે "આટલામાં ક્યાંય મહાત્મા ઇબ્રાહીમ છે? મક્કાના તમામ ફકીરો અને ધર્માચાર્યો તેમનું સ્વાગત કરવા માગે છે."

ઇબ્રાહીમે જવાબ આપ્યો: "ઇબ્રાહીમ તો મોટામાં મોટો પાખંડી છે, તેનું સ્વાગત કરવાથી તમને શો લાભ થવાનો હતો?"

એ શબ્દો સાંભળી પેલા મક્કાવાસીને રૂંવેરૂંવે ક્રોધ વ્યાપ્યો. તેણે મહાત્મા ઇબ્રાહીમની નિંદા કરનારનું ગળું પકડી ખુબ માર માર્યો.

"ઇબ્રાહીમ જેવા સાધુ પુરૂષને તું પાખંડી કહે છે? લેતો જા, હરામખોર! તું પોતે જ પાખંડી છે!" એમ કહી તે પોતાને રસ્તે રવાના થયો.

ઇબ્રાહીમે માર તથા અપમાન મુંગે મ્હોઢે સહી લીધાં. તેમણે તે સામે એક શબ્દ સરખો પણ ન ઉચ્ચાર્યો. તેઓ પોતાના મનને સંબોધીને બોલ્યા કે "મનવા! તને તારા પાખંડની જેવી જોઇએ તેવી યોગ્ય જ સજા મળી છે!"

તેઓ ઇશ્વરનો ઉપકાર માનતા મક્કામાં દાખલ થયા. ધીમે ધીમે લોકોએ તેમને ઓળખ્યા. પેલા મક્કાવાસીને જ્યારે ખબર પડી કે પોતે જેને એક વાર પાખંડી માની ખૂબ માર માર્યો હતો તે પોતે જ મહાત્મા ઇબ્રાહીમ હતા, ત્યારે તેને પારાવાર પશ્ચાત્તાપ થયો. મહાત્મા પાસે આવી તે રડયો અને અંતઃકરણપૂર્વક તેમની ક્ષમા યાચી.

મક્કામાં તેમને અનેક તપસ્વી પુરૂષોનો પરિચય થયો. તેઓ પોતે મહેનતમજુરી કરી કંઇ કમાતા તેમાંથી પોતાનો નિર્વાહ કરતા. કોઇ વાર જંગલમાં જઇ લાકડાંનો ભારો લાવી, બજારમાં વેચી આવતા. કોઇ વાર શાક કે ફળફુલ વેચવા બેસતા. અને એ રીતે પોતાનું ગુજરાન ચલાવતા.

તેમણે જ્યારે સંસારનો ત્યાગ કર્યો ત્યારે તેઓ પોતાની પાછળ એક ધાવણું બાળક મૂકી આવ્યા હતા. બાળક હવે ઉમરલાયક થઇ ચૂકયો હતો. તે પોતાની માતાની સાથે, પિતાનાં દર્શન કરવા મક્કા આવ્યો. એ દિવસોમાં મહાત્મા ઇબ્રાહીમ રોજ પ્રાતઃકાળે મજુરી કરવા ચાલ્યા જતા અને સાંજે સૂર્યાસ્ત સમયે પાછા ફરતા. મજુરીના પૈસામાંથી ખાદ્ય પદાર્થ ખરીદી, થોડું ગરીબો અને ધર્મબન્ધુઓને વહેંચી બાકીનું પોતે આરોગતા. મ્હોટે ભાગે આટો ખરીદી, પોતાના હાથે રાંધી સાંઝની ઉપાસના પૂરી થયે જમી લેતા.

રાજકુમારે પોતાના પિતાને માથે લાકડાંનો ભારો ઉચકી આવતા જોયા અને તેની આંખમાંથી દડદડ આંસુ નીકળી પડયાં. તેમની સ્રીનું હૃદય પણ પતિનો આવો દરિદ્ર વેષ જોઈ ભરાઇ આવ્યું. કાબા મંદિરની પાસે સૌએ પરસ્પરને ઓળખ્યાં અને ખુબ રડયાં! ઇબ્રાહીમે પુત્રને સ્નેહપૂર્વક છાતી સરસો ચાંપ્યો અને

સર્વ કુટુમ્બીઓના કુશળ સમાચાર પુછ્યા. સમય જતાં રાજકુમારે મક્કામાં જ પોતાનો દેહ છોડયો હતો.

એક રાત્રે મહાત્મા ઇબ્રાહીમનો એક ધર્મબન્ધુ એકાએક માંદો પડયો. ઘરને દરવાજા કે બારણાં જેવું કંઇ ન હતું અને સખ્ત ઠંડો પવન ફુંકાતો હતો. પેલા બીમાર ભાઇને શરદી ન લાગે એટલા ખાતર મહાત્મા ઇબ્રાહીમ આખી રાત બારણામાં ઉભા રહ્યા. સવારમાં તેમને ત્યાં ઉભેલા જોઇ રોગીએ પૂછ્યું કે " અહીંઆ કેમ ઉભા થઇ રહ્યા છો ? " મહાત્મા ઇબ્રાહીમ બોલ્યા કે " રાત્રિનો ઠંડો પવન તમારા દુર્બળ શરીરને હાનિ ન કરે એટલા માટે હું અહીં ઉભો છું. "

તેઓ એકવાર એક સાધુ પુરૂષની સાથે દેશભ્રમણ કરવા નીકળી પડયા. માર્ગમાં પોતાના સહયાત્રી બીમાર થયા. રાજર્ષિ ઇબ્રાહીમે દીલ દઈને તેમની સેવા સુશ્રુષા કરવા માંડી. એમ કરતાં પોતાની પાસેના તમામ પૈસા ખર્ચાઈ ગયા. આખરે સહયાત્રીનો એક ગર્દભ હતો તે પણ વેચી નાખવાની તેમને ફરજ પડી. પેલા બીમાર ભાઇ સાજા થયા ત્યારે તેમણે ગર્દભ વિના હવે મારૂં શું થશે એમ કહી ભારે દિલગીરી દર્શાવી. મહાત્મા ઇબ્રાહીમે કહ્યું કે " તમે કોઈ વાતે ગભરાશો કે મુંઝાશો નહીં. તમે ખુશીથી મારી કાંધ ઉપર બેસી જજો. હું મારાથી બનશે ત્યાં સુધી ગર્દભની ગરજ સારીશ." અને ખરેખર બરાબર ત્રણ દિવસ સુધી પેલા સાધુ પુરૂષને પોતાના ખભે ઉંચકી મુસાફરી કરી.

લોકસંસર્ગનો ત્યાગ કરી, દૂરનાં એક એકાંત જંગલમાં તેઓ સાધના કરવા ગયા ત્યારે એક દિવસ કંઇ જ ખાવાનું ન મળ્યું. તેમણે તે બદલ ઇશ્વરનો ઉપકાર માની પોતાનું ઇશ્વરભજન ચાલુ રાખ્યું. બીજે દિવસ પણ એ જ રીતે પસાર થયો. એમ કરતાં એક અઠવાડિયું વીતી ગયું. સાત દિવસના ઉપરાઉપરી અનાહારથી તેમનું શરીર સાવ લેવાઇ ગયું, ઉઠવા બેસવાની તાકાત પણ ન રહી. પરમાત્માને ઉદ્દેશી પ્રાર્થના કરી કે " હે વિશ્વનિયંતા ! હવે મારા પેટની સંભાળ લે તો ઠીક. " એટલામાં એક નૌજુવાન ત્યાં આવી ચડયો. તે તેમને પોતાને ત્યાં એક અતિથિ તરીકે લઇ ગયો. ઘેર લઈ ગયા પછી પેલા નૌજુવાનને ખબર પડી કે જે મહાત્મા ઇબ્રાહીમની કીર્તિ આખી દુનિયામાં ઘેરઘેર ગવાતી હતી તે જ મહાત્મા પોતાને ત્યાં અનાયાસે અતિથિરૂપે પધાર્યા છે ત્યારે તેના આનંદનો પાર ન રહ્યો. તેણે મહાત્માની દિલોજાનીથી સેવા કરી. અને અંતે અતિ વિનયપૂર્વક કહ્યું કે " મહાત્મન્, હું આપનો દાસાનુદાસ છું, મારી પાસે જે કંઈ માલમીલ્કત છે તે આપના ચરણે ધરી, હું કૃતાર્થ થાઉં છું."

મહાત્મા ઇબ્રાહીમે કહ્યું કે " તમે જે કંઇ મને ધરો છો તે હું તમને પાછું સોંપું છું. હવે મને રજા આપો એટલે વિદાય થાઉં. "

મહાત્માએ મનમાં ને મનમાં ઉંચે આકાશ ભણી નજર કરી કહ્યું કે " પરમાત્મન્ ! મેં તો આપની પાસે રોટલીના એક ટુકડાની જ પ્રાર્થના કરી હતી. મને ફરી ફરીને આ સંસારની માયામાં શા સારૂ લપટાવો છો ? "

એક ગૃહસ્થે મહાત્મા ઇબ્રાહીમ પાસે એક હજાર રૂપીઆની થેલી મુકી, તે સ્વીકારવાની પ્રાર્થના કરી. મહાત્માએ જવાબ આપ્યો કે " હું ગરીબ લોકોની પાસેથી એક પાઇ પણ લેવા નથી માગતો. "

" હું કંઇ ગરીબ કે દરિદ્ર નથી. મારી પાસે આવું પુષ્કળ ધન છે. " પેલા ધનિક ગૃહસ્થે જવાબ આપ્યો.

" તમે પૈસાદાર હશો એ હું કબૂલ કરૂં છું, પણ તમારા ધનભંડારમાં હમેશાં ઉમેરો થાય એમ તો તમે ઇચ્છો ખરા ને ? "

ગૃહસ્થે એ પ્રશ્નનો હકારમાં જવાબ આપ્યો. એટલે મહાત્મા ઇબ્રાહીમે કહ્યું કે " જે લોકોની ધનસ્પૃહા હજી નાશ નથી પામી તેમને હું સંસારના સૌથી વધારેમાં વધારે ગરીબ માણસો લેખું છું. "

મહાત્મા પોતાના મનમાં બોલ્યા કે " અરેરે ! હું દીનતાની પાછળ ઘેલો થઇને ભટકું છું, તેને બદલે આ ઐશ્વર્ય સામે આવીને કાં અથડાતું હશે ? "

એક વેળા ઇબ્રાહીમ રસ્તાની એક બાજુએ છાનામાના ચાલ્યા જતા હતા. જતાં જતાં એક બેહોશ બની ગયેલા દારૂડીઆના દેહ ઉપર તેમની નજર પડી. તેનું આખું શરીર દુર્ગંધ મારતું હતું. તેણે હજી હમણાં જ વમન કરેલું હોવાથી, સામે જોવામાત્રથી પણ ચિતરી ચડયા વિના ન રહે. મહાત્મા ઇબ્રાહીમે પાણી લાવી પેલા દારૂડીઆનું મ્હોં સ્નેહપૂર્વક સાફ કર્યું અને

કહ્યું કે "જે મુખમાંથી પવિત્ર પરમાત્માનું નામ નીકળે, તેને આમ ગંદુ અને દુર્ગંધી રહેવા દેવું એ ખરેખર અન્યાય છે."

પેલો દારૂડીઓ ભાનમાં આવ્યો ત્યારે કોઇએ મહાત્મા ઇબ્રાહીમની સેવા અને તેમનાં વચનો વિષે વાત કરી. તેને પોતાના અનાચાર માટે બહુ જ પશ્ચાત્તાપ થયો અને તે દિવસથી દારૂનો સદંતર ત્યાગ કર્યો.

મહાત્મા ઇબ્રાહીમે માર્ગમાં દૈવી સંદેશ સાંભળ્યો: "ઇબ્રાહીમ! તેં મારી પ્રેરણાથી એક પાપીનું મ્હોં ધોયું, તેના બદલામાં હું તારૂં અંતઃકરણ ધોવા તૈયાર છું."

મહાત્મા ઇબ્રાહીમ એક વાર મેદાનમાં થઇને ચાલ્યા જતા હતા. એક પહેરેગીર સૈનિકે ટપાર્યા કે "કોણ છે એ ?"

મહાત્માએ ઉત્તર આપ્યો કે "એક ગુલામ."

પહેરેગીરે પૂછ્યું: "ક્યાં રહે છે ?"

ઇબ્રાહીમે જવાબ આપ્યો કે "કબ્રસ્તાનમાં."

આથી પેલા પહેરેગીરને ખૂબ ખીજ ચડી. તેને લાગ્યું કે આ મેલાઘેલા જેવો માણસ મારા જેવા એક અમલદારને બનાવે તે ઠીક નહીં. પહેરગીરે મહાત્મા ઇબ્રાહીમને સખ્ત માર માર્યો.

અને તેણે જ્યારે જાણ્યું કે આ પુરુષ મહાત્મા ઇબ્રાહીમ પોતે જ છે ત્યારે તે શરમનો માર્યો ઝંખવાણો પડી ગયો, અને મહાત્માના ચરણમાં માથું ઝુકાવી માફી માગી.

મહાત્મા ઇબ્રાહીમે તેને સંપૂર્ણ શાંતિપૂર્વક પાસે બેસાડી કહ્યું કે "તમારા પ્રહારથી મને કંઇ જ નુકશાન નથી થયું. એથી ઉલટું મારો સ્વર્ગનો માર્ગ વધુ સાફ અને સરળ થયો છે. મને તમારા પ્રત્યે જરાય કડવાશ કે અભાવ નથી ઉપજ્યાં. પરમાત્મા તમને સદ્દબુદ્ધિ અર્પે એમ હું અંતઃકરણપૂર્વક ઇચ્છું છું. અને મેં મારી જાતને ગુલામ તરીકે ઓળખાવી તથા નિવાસસ્થાન તરીકે કબ્રસ્તાન ઓળખાવ્યું એમાં મેં ખોટું શું કર્યું ? આપણે બધા જ પ્રભુના ગુલામ—સેવક છીએ, અને આપણે બધા જ એક વાર કબ્રમાં જઇ આરામ પામીશું. કબ્રસ્તાન એ જ આપણું ખરૂં નિવાસસ્થાન નથી ?"

તેઓ એક વાર વહાણમાં બેસી નદી ઓળંગતા હતા. વહાણમાં બીજા પણ કેટલાક ઉતારૂ હતા. કેટલાક તોફાનીઓએ મહાત્મા ઇબ્રાહીમને ગાંડોઘેલો માણસ સમજી, ઉચકીને નદીમાં ફેંકી દીધા. પરમાત્માની કૃપાથી તેઓ ગમે તેમ કરીને કીનારે પહોંચ્યા અને જીવ બચ્યો. છતાં એ વખતે પણ તેમના મુખ ઉપર પરમ શાંતિ અને પ્રફુલ્લતા ઝળકતી હતી!

એક દિવસે ઇબ્રાહીમે, એક ફકીરને પોતાની વર્તમાન સ્થિતિ વિષે ભારે અફસોસ કરતો જોયો. તે ફકીરીથી સાવ કંટાળી ગયો હતો. મહાત્માએ તે ફકીરનું દુઃખ અને ગમગીની જોઇ કહ્યું કે "આ બિચારા ભલા માણસે ફકીરી વિના મૂલ્યે લઇ લીધી છે તેથી જ તેને આ સ્થિતિ અસહ્ય અને દુઃખદાયક થઈ પડી છે. કિંમત ભર્યા વગર જે વસ્તુ પ્રાપ્ત થાય તે આખરે બોજારૂપ થાય એમાં નવાઇ નથી."

કોઇએ પૂછ્યું કે "આપે આપની ફકીરીની કેટલી કિંમત ભરી છે?" મહાત્મા ઇબ્રાહીમે જવાબ આપ્યો કે "મેં તો મારૂં બાલ્ખ રાજ્ય આપી આ ફકીરી મેળવી છે. હું મારી ફકીરીની બરાબર કિંમત સમજું છું."

એક જણે મહાત્મા ઇબ્રાહીમને પૂછ્યું કે "આપ તો એક મ્હોટા રાજ્યના ધણી હતા. આપને એવી શી અકળામણ આવી કે સમગ્ર રાજ્યની રિદ્ધિ–સિદ્ધિનો સર્વથા ત્યાગ કરી દીધો?"

તપસ્વી ઇબ્રાહીમે ઉત્તર આપ્યો કે "એક દિવસે હું સિંહાસન ઉપર બેઠો હતો. મારી સામે એક મ્હોટો અરીસો પડયો હતો. અરીસામાં જોયું તો મને મારો આખો મહેલ સ્મશાન જેવો ભાસ્યો, સર્વ મિત્રો અને સંબંધીઓ મારો ત્યાગ કરીને ચાલ્યા ગયા હોય એમ મને લાગ્યું. બરાબર ધ્યાન આપીને જોયું તો એક મ્હોટો નિર્જન માર્ગ દેખાયો. મ્હારે હજી કેટલો પ્રવાસ કરવાનો છે તેનું મને ભાન થયું. મારૂં ભાતું ક્યાં ? એ પ્રશ્ન થયો. થોડી વારે એ અરીસામાં જ એક ન્યાયી ધર્મરાજને મેં જોયા. મેં મારો બચાવ કરવાની હિંમત કરી, પણ મને બચાવે એવી એક પણ દલીલ હાથ ન આવી. હું મુંઝાયો, રાજ્યનો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો અને આખરે મધરાતે તજી દઈ ચાલી નીકળ્યો."

" મેં મારા જીવનમાં કોઈ પાર વિનાનાં પાપ કર્યા છે, મને એવો કોઇ માર્ગ બતાવો કે હું નિષ્પાપ થઈ પવિત્ર જીવન ગાળી શકું." એક દિવસ એક જણે મહાત્મા ઇબ્રાહીમ પાસે આવી પોતાનું આત્મવૃત્તાન્ત નિવેદન કર્યું.

" જે દિવસ પાપમાં પડો તે દિવસે તમારે પરમાત્મા તરફથી પ્રાપ્ત થતું અન્ન બિલકુલ ન લેવું જોઇએ." મહાત્માએ જવાબ આપ્યો.

" પણ પરમાત્માએ ઉગાડયો ન હોય એવો એક દાણોયે ક્યાંથી મળી શકે ? "

" તો પછી પરમાત્માનું અન્ન ખાવું અને તેની આજ્ઞા વિરૂદ્ધ વર્તવું એ કેમ બને ? કાં તો અન્નફળ ખાવું તજી દો અને કાં તો પરમાત્માની આજ્ઞાને અનુસરો. જો એટલું પણ ન બની શકે તો તમારે ખુશીથી પાપ કરવું. પણ એક સરત પાળવી. તમારે પરમાત્માની પવિત્ર રાજહદમાં કોઈ પાપ ન કરવું. "

" ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ, બધે પરમાત્માનું જ રાજ્ય પ્રવર્તે છે એ. રાજ્યની હદનો આરોતારો જ ક્યાં છે ? "

" એક તો પરમાત્માનું આપેલું અન્ન ખાવું, તેના જ રાજ્યમાં રહેવું અને તેના કાયદાનો ભંગ કરવો એ કંઈ ન્યાય કહેવાય ? "

" એક ત્રીજો માર્ગ બતાવું. તમે તમારે પાપ કર્યા કરજો. પણ જ્યારે મૃત્યુ આવીને તમારૂં ગળું પકડે ત્યારે તેની પાસેથી થોડો સમય પશ્ચાત્તાપ માટે માગી લેજો. "

" મૃત્યુએ કયે દિવસે કોઇની પ્રાર્થના કબૂલ રાખી છે કે મારી આજીજી કબુલ રાખે ? "

" તો પછી મૃત્યુ પહેલાં, અત્યારે, આ ક્ષણે જ તમારાં જુનાં પાપો માટે પશ્ચાત્તાપ કરી કાં પવિત્ર બનતા નથી ? "

" એમ નથી બની શકતું એ જ દુઃખ છે. "

" તો તમે એક કામ કરો. કયામતના દિવસે તમને જે પ્રશ્નો પૂછવામાં આવે તેના જવાબ અત્યારથી જ તૈયાર કરી રાખો. પછી જ્યારે પાપાત્માઓને નરકમાં ઘસડી જવાનો હૂકમ થાય ત્યારે તમારે ચોખ્ખી ના પાડી દેવી. "

" પણ હું ના પાડું તેથી શું વળે ? જબરદસ્તીથી લઈ જાય તો ? "

" તો હવે તો એક જ રાજમાર્ગ તમારે માટે ખુલ્લો છે. પાપ કરવાનું સાવ માંડી વાળો, અત્યારથી જ નિષ્પાપ બનવાનો પ્રયત્ન કરવા માંડો. "

આ સંવાદની પેલા પાપી પુરૂષ ઉપર સરસ અસર થઇ. તે જ દિવસથી તેણે સંસારના પ્રપંચોનો ત્યાગ કર્યો અને મૃત્યુ પર્યંત જીવ્યો ત્યાં સુધી અધર્મ કે અનીતિ ન કર્યાં.

એક જણે મહાત્મા ઇબ્રાહીમને સવાલ કર્યો કે " તમે તમારી સ્ત્રીને કેમ સાથે રાખતા નથી ? "

તેમણે કહ્યું કે " મને પોતાને અન્નવસ્ત્રનાં સાંસાં પડતા હોય તો મારી સ્ત્રી મારી સાથે રહીને શું કરે ? મારામાં સ્વામી બનવા જેટલી યોગ્યતા જોઈએ ને ? મને પોતાને તરતાં આવડતું ન હોય અને તે ઉપરાંત એક સ્ત્રીને મારી પીઠ ઉપર બેસાડું તો અમારા બન્નેના શા હાલ થાય ? મારાથી બની શકે તો હું પોતે જ પોતાનો ત્યાગ કરવા માગું છું. "

કોઇએ પૂછ્યુ કે " હું પરમાત્માને ખૂબ મ્હોટા સાદથી બોલાવું છું, છતાં કાં તેઓ કંઈ જવાબ નહીં આપતા હોય ? "

મહાત્મા ઇબ્રાહીમ બોલ્યા કે " ઇશ્વરને બોલાવવા માત્રથી શું વળે ? તેની એકાગ્ર ચિત્તે સાધના કરવી જોઈએ. તમે ઇશ્વરના સંદેશવાહક—પયગમ્બરોને તો પીછાનો છો, પણ તેમની આજ્ઞાનું કેટલે અંશે પાલન કરો છો ? ઇશ્વરનું આપેલું દાન લો છો, પણ તેના બદલામાં તમે તેનો કંઇ ઉપકાર માનો છો ? ઇશ્વરમાં શ્રદ્ધા રાખનારાઓ એક કાળે સ્વર્ગમાં જશે એમ મુખથી કહો છો પણ તમે એ શ્રદ્ધામાર્ગમાં કેટલો પંથ કાપ્યો ? પાપીઓને નરકમાં સ્થાન મળશે એમ જાણો છો, પણ પાપ કરતાં કોઈ વાર પાછું વાળીને જુઓ છો ખરા ? શયતાન આપણો મ્હોટામાં મ્હોટો દુશ્મન છે, એમ ઉચ્ચારો છો, તો પછી એ શત્રુ સાથે સાચેસાચી શત્રુતા કાં નથી રાખતા ? મૃત્યુ છે એ વાત જો ચોક્કસ હોય તો મૃત્યુ માટે તમે શી શી તૈયારી કરી રાખી છે ? પિતા, માતા, બાળક અને મિત્રોને

કષ્ટમાં દટાતો જુઓ છો, છતાં તમને કોઇ દિવસ સંસાર પ્રત્યે કાં વૈરાગ્ય નથી ઉપજતો ? તમે પોતે પાપમાં રચ્યાપચ્યા રહો છો, છતાં બીજાના દોષો જોવામાં આનંદ માનો છો. તમે જ કહો કે પરમાત્મા શા સારૂ તમને જવાબ આપે ?"

### વચનામૃત

બીજા બધા આશ્રય તજી દઇ એક પરમાત્માનું શરણ સ્વીકારો.

જે બંધનમાં છે તેને મુક્ત કરો અને જે મુક્ત છે તેને બરાબર બંધનમાં લ્યો. અર્થાત તમારી જે સંપત્તિ તીજોરીમાં કે થેલીમાં બંધાએલી પડી છે તેને તમારા ધર્મ-બન્ધુઓ તથા દીન જનોના હિતાર્થે છૂટી મૂકી દો અને આડુંતેડું બરડનારી તમારી જીભડીને સંપૂર્ણ વશ કરો.

જીવનયાત્રામાં મેં ચાર વાહનનો જ ઉપયોગ કર્યો છે: કયાંયથી ધનદોલત મળે તો કૃતજ્ઞતાના વાહન ઉપર સ્વારી કરી આગળ વધું છું, પ્રભુપૂજા કે આરાધના સમયે પ્રેમને વાહન બનાવું છું, ઉપાધિ કે આફત વખતે સહનશીલતાના વાહન ઉપર ચડી બેસું છું અને કંઈ પાપ થઇ જાય તો પશ્ચાત્તાપ રૂપી વાહન ઉપર સવાર થાઉં છું.

## તપસ્વી અહમદ હર્બ

અહમદ હર્બ એક મહાન્ સાધક, વૈરાગી અને જ્ઞાની પુરૂષ હતા. તેઓ પ્રાયઃ નેશાપુરમાં જ રહેતા. તપસ્વી ઇયહાએ એક વાર પોતાના મિત્રોને કહેલું કે "હું મરૂં ત્યારે મારૂં માથું તપસ્વી અહમદ હર્બના ચરણમાં નમેલું હોય એવી મારી આકાંક્ષા છે."

નેશાપુરમાં બીજો એક અહમદ નામનો વ્યાપારી હતો. તપસ્વી અહમદ હર્બ જેવા ધાર્મિક હતા તેવો જ તે વ્યાપારી અહમદ સ્વાર્થી હતો. એ વ્યાપારી અહમદની વાત આગળ જતાં કરીશું.

અહમદ હર્બ કોઇ કોઈ વાર પ્રભુના રટણમાં એવા તલ્લીન થઇ જતા કે તેમને બીજી કોઈ વસ્તુનું ભાન ન રહેતું. એક દિવસે તેઓ હજામત કરાવતા હતા અને મુખથી પરમાત્માના નામનો ઉચ્ચાર સતત કર્યાં કરતા હતા. ઉચ્ચાર કરે એટલે હોઠ તો ફફડે જ. હજામે તપસ્વીને અરજ કરી કે "એકાદ બે ક્ષણ હોઠ ફફડાવવાનું બંધ કરો તો હોઠ ઉપરના વાળ જાળવીને ટુંકા કરી વાળું."

અહમદ સાહેબે ઉત્તર આપ્યો કે "તું તારૂં કામ કર્યાં કર, હું મારૂં કામ કર્યાં કરૂં છું. હજામતને ખાતર મારા વ્હાલા પરમાત્માનું નામ ન બોલું એ કેમ બને ?"

તેમણે જપ ચાલુ જ રાખ્યો. હજામે પણ પોતાનું કામ ચાલુ રાખ્યું. પરિણામ એ આવ્યું કે તપસ્વીના હોઠ ઉપર ત્રણ ચાર સ્થળે સખ્ત કાપા પડ્યા. એટલું છતાં તેમણે પ્રભુનું ભજન ન મુકયું.

એક વાર તપસ્વી અહમદ ઉપર તેમના કોઇ એક મિત્રે કાગળ લખ્યો. તપસ્વીએ તેનો જવાબ લખવા ઘણીવાર મનસુબો કર્યો, પણ લખવાનો જોગ ન મળ્યો. એવી રીતે કેટલાય દિવસ નીકળી ગયા. એક વાર તેઓ નમાજ પઢવા ઉભા થયા અને પેલા પત્રની યાદ આવી. તેમણે પોતાના શિષ્યને હુકમ કર્યો કે "અત્યારે ને અત્યારે પેલા પત્રનો જવાબ લખી નાખ, અને તેમાં લખ કે હવે પછી મહેરબાની કરીને મને પત્ર ન લખે. મને કોઇના પત્રનો જવાબ લખવાની પુરસદ નથી. પ્રભુમાં જ સૌ તલ્લીન રહો એમ ઇચ્છું છું. છેવટે મારા સલામ લખી પત્ર બીડી દેજે."

એક વાર અહમદની માતા એક રકાબીમાં કુકડાનું રાંધેલું માંસ લઇ આવ્યાં. અહમદને કહ્યું કે "બેટા! આ કુકડો આપણે ઘેર જ પાળ્યો હતો, એટલે તેનો આહાર કરવામાં કંઈ વિધિ વિરૂદ્ધ નથી."

અહમદે કહ્યું કે "મેં એક દિવસે એ કુકડાને આપણા પડોશીના આંગણામાં દાણા ચણતો જોયો હતો અને માતુશ્રી, આપ જાણો છો જ કે આપણા પડોશીઓ કંઇ ન્યાય કે નીતિથી નથી કમાતા. અન્યાય કે અનીતિથી કમાએલા દાણા જેના પેટમાં ગયા છે એવા કુકડાનું હું માંસ ખાઉં તો મારી બુદ્ધિ પણ ભ્રષ્ટ થયા વિના કેમ રહે ? મારાથી એનો સ્પર્શ પણ ન થઇ શકે."

હવે પેલા સંસારી—વ્યાપારી અહમદની તલ્લીનતા જોઇએ. તે ધનનો ભારે લાલચુ હતો. પૈસાને પરમેશ્વર જ સમજી તેની પૂજા કરતો. પૈસાની પાછળ તે પોતાનું ખાનપાન પણ ભૂલી જતો.

એક વાર તે બ્હારથી ઘરમાં દાખલ થતાં જ બોલી ઉઠ્યો કે "કોણ હાજર છે ? જલદીથી ખાવાનું લઇ આવો."

ભોજનને આવતાં જરા વાર લાગી એટલે તે પોતાના ચોપડા ઉથામવા અને થેલીમાંના પૈસા ગણવા મંડી ગયો. એક દાસી ભાજનની થાળી લાવી. પણ શેઠને મ્હોટા હીસાબી કામમાં ગુંચવાયેલા જોઇ, કંઇ પણ બોલ્યા ચાલ્યા વિના ત્યાંથી ચાલી ગઇ. થોડી વાર પછી બીજી વાર થાળી લઇને આવી. આ વેળા તેણીએ બે ત્રણ વાર જોરથી બૂમ પાડીને શેઠને બોલાવ્યા, પણ શેઠ સાહેબના ધ્યાનમાં વાત ન ઉતરી. વસ્તુતઃ તેઓ પૈસાનો હીસાબ કરવામાં એવા તો બેભાન બની ગયા હતા કે તેમને ભૂખ તરસનું કંઇ ભાન ન રહ્યું. બીજી વાર દાસી નિરાશ થઈ ચાલી ગઇ. ત્રીજી વાર આવી ને શેઠને બોલાવવા છતાં કંઇ જવાબ ન મળ્યો એટલે થાળી લઇને ચાલી ગઇ. ચોથી વાર આવીને બોલાવ્યા. પણ ઉત્તર ન મળ્યો. એટલે દાસીએ શેઠની પાસે જાળવીને બેસી, થાળીમાંના રસાની બે ત્રણ આંગળી શેઠને ચટાડી. શેઠ સાહેબ ધ્યાન આપ્યા વિના દાસીની આંગળી ચાટી ગયા, પણ રૂપીઆના વિચારમાંથી તેમનું ચિત્ત ન ચળ્યું. થોડી વાર પછી હિસાબી કામ પુરૂં થતાં તેઓ ધ્યાનમાંથી જાગ્યા અને જોયું તો હોઠ ઉપર ભોજનની એક ચોંટી રહેલી. તેમણે માની લીધું કે ભોજનવિધિ તો કયાર-નીયે પૂરી થઇ ગઈ છે. ઉઠીને કોગળા કર્યા અને પાછા હીસાબી કામમાં વળગી ગયા. પોતે પુરેપુરૂં ખાધું છે કે નહીં તેનું પણ ભાન ન રહ્યું.

તપસ્વી અહમદને એક પુત્ર હતો. તે ભારે બ્યસની, દુરાચારી અને અવિવેકી હતો. એક વેળા નેશાપુરના કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થો અહમદ સાહેબને ત્યાં મળવા આવ્યા. પેલો છોકરો દારૂમાં ચકચૂર બની, લથડતો લથડતો, તેમની પાસે થઈને ઘરની બ્હાર નીકળ્યો. સમાગત ગૃહસ્થોને પ્રણામ કરવાનું કે વિનયના બે શબ્દ બોલવાનું પણ તેને ભાન ન્હોતું. મળવા આવેલા ગૃહસ્થોને આથી કંઇક માઠું લાગ્યું. અહમદ સાહેબ તેમના મનનો ભાવ કળી ગયા. તેમણે ખુલાસો કર્યો કે "એક રાત્રિએ મને એક ગૃહસ્થ તરફથી ભેટ તરીકે થોડી મીઠાઇ મળી હતી. હું તેને નિર્દોષ માની ખાઇ ગયો. પાછળથી મને ખબર પડી કે એ મીઠાઈ રાજદરબારમાંથી આવી હતી. એ જ રાત્રિએ આ પુત્ર ગર્ભરૂપે ઉત્પન્ન થયો. મને લાગે છે કે પાપથી ભરેલા રાજદરબારના મિષ્ટાન્ન ભોજનના પ્રતાપે જ મારો પુત્ર કુપાત્ર અને દુરાચારી થયો હશે."

તપસ્વી અહમદના ઘરની પાસેજ બહેરામ નામનો એક વેપારી રહેતો હતો. તે અગ્નિની ઉપાસના કરતો. દેશવિદેશમાં તેનો વેપાર ધમધોકાર ચાલતો હતો. એક વાર તેણે વિદેશમાં વ્યાપાર અર્થે મોકલેલી કેટલીક કીમતી વસ્તુઓ લુંટાઈ ગઈ. તપસ્વી અહમદ, બહેરામને આશ્વાસન આપવા પોતાના મિત્રવર્ગ સાથે તેને ત્યાં ગયા. બહેરામે ખૂબ આદરમાનપૂર્વક તેમનો સત્કાર કર્યો, આસન બીછાવી બેસાડયા અને ભોજન માટે તૈયારી કરવા માંડી. તે વખતે દેશમાં મ્હોટો દુકાળ પ્રવર્તતો હતો, તેથી બહેરામે માની લીધું કે તપસ્વી પોતાના મિત્રવર્ગ સાથે આવ્યા છે તે માત્ર ભોજન માટે જ આવ્યા હશે. અહમદ સાહેબે બહેરામને કહ્યું કે "બધી ઉપાધિ રહેવા દો. તમે શાંત ચિત્તે મારી પાસે બેસો અને હું કહું તે જરા સાંભળી લ્યો."

બહેરામ નિરાંતે બેઠો એટલે તપસ્વી અહમદે કહ્યું કે "ભોજન કરવાનો અમારો લેશમાત્ર ઈરાદો નથી. અમે સાંભળ્યું કે દેશાવરમાં તમારો કીમતી માલ લુંટાઇ ગયો છે તેથી તમને આશ્વાસન આપવા માટે ખાસ ઇરાદાપૂર્વક તમારી પાસે આવ્યા છીએ."

"મારો માલ ચોરાયો છે એ વાત સાચી, પણ મને તેથી જરાય ખેદ કે ક્લેશ નથી થયો. મારે તો ઉલટો પરમાત્માનો ત્રણ કારણસર ઉપકાર માનવો જોઇએઃ પહેલું કારણ તો એ જ કે મને કોઇનો માલ લૂંટવાની દુર્બુદ્ધિ ન સુઝી; બીજું, લુંટારાઓ લૂંટવા છતાં મારી બધી મીલકત નથી લૂંટી શકયા; ત્રીજું મારૂં સાંસારિક ધન ભલે લુંટાઇ ગયું, પણ મારૂં ધર્મ રૂપી ધન તો મારી પાસે હજી જેવું ને તેવું જ હયાત છે."

બહેરામની આ વાત સાંભળી તપસ્વીને ઘણો આનંદ થયો. તેમણે પોતાના મિત્રવર્ગ સામે જોઈ કહ્યું કે "જોયું? બહેરામના વાક્યોમાંથી ધર્મભાવની કેવી સુંદર સુગંધ નીકળી રહી છે?"

"ભલા, તમે જે અગ્નિની ઉપાસના કરો છો તેનો શું હેતુ છે?" તપસ્વી અહમદે, બહેરામને શાંતિ-પૂર્વક પૂછ્યું.

" પરલોકમાં અમને અગ્નિદેવ કંઈ ત્રાસ ન આપે, અર્થાત્ બાળે કે દઝાડે નહીં એ અમારી પૂજાની મુખ્ય ભાવના. અને પુષ્કળ ઇંધણ પામી તે સંતુષ્ટ થાય તો અમને ઇશ્વર પાસે લઇ જાય એ અમારો મુખ્ય હેતુ. " બહેરામે જવાબ આપ્યો.

તપસ્વી અહમદે કહ્યું કે " પણ એ તમારો મ્હોટામાં મ્હોટો ભ્રમ છે. અગ્નિ પોતે કંઇજ કરવાને અસમર્થ છે. તમને તે ઈશ્વર પાસે લઇ જાય અથવા પોતાનો બાળવાનો કે દઝાડવાનો સ્વભાવ છોડી દે એ અસંભવિત છે. એક ન્હાનું બે વર્ષનું બાળક પણ જો ધગધગતા અગ્નિ ઉપર પાણીનો કોગળો કરે તો અગ્નિ બુઝાઇ જાય. જે એક બાળકના સામાન્ય કોગળાથી ઓલવાઇ જાય તે મનુષ્યનું પોતાની મેળે શું કલ્યાણ કરી શકે ? અગ્નિની પાસે તમે એક ન્હાનામાં ન્હાની કાંકરી મૂકશો તો પણ તે તેને ખસેડી નહીં શકે. એવો દુર્બળ અગ્નિ તમને પરમાત્મા પાસે શી રીતે લઇ જઇ શકે એ સમજવું મુશ્કેલ છે. વળી, અગ્નિમાં તમે ગમે તેવો ગંદો કે ગમે તેવો સુગંધી પદાર્થ નાંખશો તો પણ તે બાળીને ભસ્મ કરી નાંખશે. તેની પાસે વસ્તુની કશી કિંમત નથી હોતી. આવી અજ્ઞાન વસ્તુ—અગ્નિની તમે સત્તર વર્ષથી ઉપાસના કરો છો. હવે એકવાર આપણે તેની કૃતજ્ઞતાની પણ કસોટી કરીએ. તમે સત્તર વર્ષ પર્યંત તેની પૂજા કરી છે, અને હું તો તેની કદિ પણ પૂજા કરતો નથી; આપણે બન્ને જણા અગ્નિમાં હાથ નાખીએ, જો તેનામાં કંઇકે કૃતજ્ઞતાનો ગુણ હશે તો તમારાં હાથને ઈજા નહીં કરે."

બહેરામે, તપસ્વીનો ઉપદેશ પૂરેપૂરી શાંતિથી સાંભળ્યો. તેનું હૃદય પીગળ્યું, અને તેણે એકેશ્વરવાદ અખત્યાર કર્યો.

તપસ્વી અહમદ ભાગ્યે જ કોઇ રાત્રિએ સુતા હશે. એકવાર તેમના મિત્રે તેમને કહ્યું કે " એક રાત આરામથી ઉંઘો તો શી મ્હોટી ખોટ જવાની હતી?" અહમદ સાહેબે જવાબ આપ્યો કે " જેને સ્વર્ગનું રાજ્ય, મધુર સ્વરે બોલાવતું હોય, અને જેના પગ નીચે નરકનો અગ્નિકુંડ સળગી રહ્યો હોય તેને સુખની નિદ્રા શી રીતે આવે ?"

**વચનામૃત**

જે લોકો મારા પ્રત્યે દુશ્મનાવટ દાખવે છે, અને મારી નિંદામાં મશગૂલ રહે છે તેમને, મારાથી બને તો ખૂબ નાણાં આપી નવાજી દઉં. કારણ કે તેઓ પોતાની દુશ્મનાવટ તેમ જ નિંદાથી પણ મારૂં એક રીતે તો કલ્યાણ જ કરતા હોય છે. મારી સંપત્તિના ખરા વારસદાર પણ તેઓ જ હોઈ શકે.

પ્રભુથી ડરી ડરીને ચાલજો. બની શકે તેટલી તેની ઉપાસના કરજો. સંસારે આજ સુધીમાં અસંખ્ય મનુષ્યોને છેતર્યા છે, તમે ન છેતરાઓ તેનું લક્ષ રાખજો.

ભીમજી હરજીવન સુશીલ

# મદ્યપાનનિષેધ

દેશી દારૂનો વ્યાપાર સરકારે પોતાને હસ્તક રાખ્યો છે, અને જુદી જુદી શરતો તથા નિયમોને આધારે તેમાંથી લાખો રૂપીઆની આવક થાય છે. આપણા મુંબાઇ ઈલાકામાં સને ૧૯૧૮ માં વરસાદની તંગી હતી, ઘણા જીલ્લાઓમાં દુષ્કાળ જેવી ગંભીર સ્થિતિ આવી રહેલી, તે છતાં દારૂ તાડી વિગેરેમાંથી ઉત્પન્ન થતી આબકારી આવક લગભગ ૩ાા કરોડ રૂપીઆ જેટલી થઈ. પાપનો ઘડો ધીમે ધીમે વધારે ને વધારે ભરાતો ગયો, અને અંતે તે ઘડામાં ફાટ પડયાંના ચિહ્ન જણાય છે.

મદ્યપાનનિષેધની ચળવળ એ આત્મશુદ્ધિની ચળવળનું એક અંગ છે. સાદાઈ તથા વ્યસનનો નિષેધ એ સ્વાભાવિક રીતે આત્મશુદ્ધિના પહેલાં પગથીયાં છે. ૧૯૧૪ ની સાલમાં લડાઈ જાગી તે વખતે પાપનો ઘડો પુરેપુરો ભરાઇ રહ્યો હતો. લડાઇના ભડાકા તથા ભયંકર અમાનુષી વર્તણુકથી માણસ માત્રમાં આત્મ-

પરીક્ષા શરૂ થઇ, સ્વસુધારણાનો પવન વાગ્યો. આ પવનના એક પરિણામ રૂપે દારૂનિષેધની ચળવળ શરૂ થઈ, અમેરિકામાં, યૂરોપમાં, એશીઆમાં, આખી દુનિયામાં. અમેરિકાએ દારૂનિષેધનો કાયદો ઉતાવળથી પસાર કર્યો. હિંદુસ્તાનના દરેક ઈલાકામાં દારૂનિષેધ માટે માગણી થઈ. ભોપાળ તથા ભાવનગર જેવાં દેશી રાજ્યોએ ( એક મુસલમાન અને બીજું હિંદુ ) દારૂના વેપારનો અટકાવ કર્યો. અસહકારની ચળવળમાં દારૂનિષેધને સ્થાન મળ્યું, દુકાનોના પહેરાના (પિકેટીંગના) હથીઆરનો ઉપયોગ થયો અને તે નિષ્ફળ નીવડયો. પણ પ્રજામત કેળવાતો ગયો, મુંબાઇની ધારાસભામાં ખુબ ચર્ચા થઈ. સરકારે એમની હરહમેશની લુલી લંગડી દલીલ રજુ કરી કે આબકારી ખાતાની રાજ્યનીતિ દારૂની ખપત ઓછી કરવા છતાં આવક વધારવા માટેની છે. છેવટ દારૂનિષેધ કરવો કે કેમ, કેવી રીતે કરવો, સરકારની આવકમાં ઘટાડો થાય તે માટે આવક વધારવા માટે કેવા નવા કરો નાંખવા વિગેરે બાબતોનો નિર્ણય કરવા માટે એક સમિતિ ૧૯૨૨ ના જાન્યુઆરી માસમાં નીમાઈ. તેનો રિપોર્ટ બહાર પડયો છે. તેના પર ચર્ચા થશે, ધારાસભામાં નિયમ નિબંધ રજુ કરવા પડશે અને ભવિષ્યમાં શું થશે તે ઈશ્વર જાણે !

## સરકારી સમિતિનો રિપોર્ટ

આ રિપોર્ટ ૧૮૦ લાંબાં પાનાનો બહાર પડયો છે. કેટલીક વિવાદગ્રસ્ત બાબતો નાહક દાખલ કરવામાં આવી છે. પહેલા એટલે ઐતિહાસીક ભાગમાં દારૂનો ઉપયોગ અટકાવવા માટે જુદા જુદા દેશોમાં જે પગલાં લેવાયાં છે તેનું ટુંકું વર્ણન આપ્યું છે. આપણે જાણીએ છીએ કે આપણાં શાસ્ત્રોમાંથી જે મતનું સમર્થન કરવું હોય તેને લાયક શ્લોકો મળી શકે છે તે પ્રમાણે આ પ્રકરણમાં આવેલી હકીકતમાંથી આશાવાદીઓને આશાજનક હકીકત મળશે અને નિરાશાવાદીઓને તેનાથી ઉલટા પ્રકારની હકીકત મળશે. ૧૯૧૯ ની સાલમાં ગ્રેટ બ્રિટનમાં માથા દીઠ ( બાળક બચ્ચાં સાથે ) દારૂનો ખર્ચ રૂ. ૧૨૫ હતો. આ ભયંકર સ્થિતિ સુધારવા માટે પાર્લામેન્ટે ૪૦૦ કાયદા કર્યા હતા તે છતાં પરિણામ સારૂં આવ્યું નથી. જ્યાં સુધી રાજ્યકર્તાઓમાં પ્રમાણિકતા ન હોય અને પ્રજામાં સુધારા માટે તીવ્ર ઇચ્છા ન હોય ત્યાં સુધી માત્ર કાયદાથી ફાયદો થઈ ન શકે.

જાપાનના ઓકુશીરી બેટની હકીકત જાણવા જેવી છે. આ નાના સરખા બેટમાં ખુબ દારૂ પીવાતો. સુભાગ્યે પ્રજાએ ઠરાવ કર્યો કે કોઇએ દારૂનો ઉપયોગ કરવો નહીં. તે બેટમાં આર્થિક સ્થિતિ સુધરી ગઈ. સારાં ઘરો બંધાયાં, સારા રસ્તાઓ થયા, અનાજના કોઠારો ભરાયા, ખેતીમાં સુધારો વધારો થયો, નિશાળો ભરાઈ ગઇ, ગુન્હા કમી થઇ ગયા અને ત્યાં રામરાજ્ય સ્થપાયું. તુર્કીમાં દારૂનિષેધ માટે પ્રજાકીય માગણી થઇ છે અને કમાલ પાશાએ સંમતિ દર્શાવી છે. ઇરાન દેશમાં આ જ પ્રકારની ચળવળ ચાલી રહી છે અને સરકારે દારૂનિષેધની રાજ્યનીતિનો સ્વીકાર કર્યો છે.

બીજા પ્રકરણમાં બ્રિટિશ પ્રજા હિંદુસ્તાનમાં આવી ત્યાર પહેલાં આબકારીની કેવી સ્થિતિ હતી તેનું વર્ણન આપ્યું છે. ત્રીજા પ્રકરણમાં હિંદી સરકારની આબકારી રાજ્યનીતિ બતાવી છે અને ચોથામાં મુંબાઈ સરકારની કારકીર્દિનું વર્ણન છે. આ પ્રકરણ વાંચવા લાયક છે. છેક ૧૮૩૬ની સાલમાં અંગ્રેજ અમલદારો સરકારને લખે છે કે તેમની આબકારી રાજ્યનીતિને લીધે જ દારૂની ખપત વધતી જાય છે, પ્રજા ગરીબાઈમાં ડુબતી જાય છે, નિરૂદ્યમી થાય છે અને તેમનું નૈતિક બળ નષ્ટ પામે છે. (પા. ૩૮) ૧૮૫૨ ની સાલમાં સતારાની પ્રજા સરકારને અરજી કરતાં લખે છે કે અમે અંગ્રેજ સરકારના હાથ નીચે આવ્યા છીએ માત્ર તેટલા માટે દિલગીર નથી, પણ અંગ્રેજી રાજ્યની સાથે દારૂ પણ હમેશ પગ પેસારો કરે છે તેથી અમે ગભરાયા છીએ. સરકાર વખતે એમ કહેશે કે પ્રજાએ શું ખાવું અને શું પીવું તે બાબતમાં તટસ્થ રહીશું, પણ દારૂથી કેવી બરબાદી થાય છે, કુટુંબોનું નિકંદન થાય છે તે તરફ લક્ષ આપવું જ પડશે. (પા. ૪૦) સરકારની પોપટીઆ દલીલ એક જ છે. જો અમે દુકાનો નહીં કાઢીએ તો પ્રજા ચોરીચુપકીથી દારૂ ગાળશે. સરકારની આબકારી રાજ્યનીતિથી કેટલી નુકશાન મંડાય છે, સરકારી અમલદારો પોતે કેટલી લાંચ લે છે, આબકારીના દુકાનદારો અને કોન્ટ્રેકટરોની સત્તા કેટલી વધી જાય છે તેના આંકડા શી રીતે મળી શકે ? આ રાજ્યનીતિથી પ્રજાની અધોગતિ થાય છે, એટલું જ નહીં પણ સરકારનું નૈતિક બળ નષ્ટ પામે છે. એ સરકારી બચાવનું એક દ્રષ્ટાંત નીચે ટાંકયું છે. ૧૯૦૭–૦૮ ના આબકારી વાર્ષિક રિપોર્ટમાં એવું બતાવવાનો પ્રયત્ન થયો છે કે દુકાનોની સંખ્યા ઓછી થાય છે, દારૂ ઓછો જલદ વપરાય છે અને ભાવ એવા વધારવામાં આવે છે કે દારૂની ખપત ઓછી થાય.

મુંબઇ ઇલાકો ( મુંબઈ શેર સિવાય)

| | ૧૯૬૭–૬૮ | ૧૯૦૭–૦૮ |
|---|---|---|
| દેશી દારૂની દુકાન | ૪૬૭૩ | ૨૨૧૮ |
| ,, ,, ની ખપત. ગૅલન્સ | ૧,૮૮૪,૪૨૨ | ૨,૭૦૪,૩૫૪ |
| કર રૂપીઆ | ૨,૩૨૨,૮૬૪ | ૭,૬૦૧,૫૨૨ |
| વસ્તી | ૯,૮૪૨,૦૨૮ | ૧૪,૫૪૭,૨૦૪ |
| કેટલાં માણસે દુકાન | ૨૧૦૬ | ૬૫૫૯ |
| પ્રદેશ માઇલ | ૬૧૭૭૧ | ૭૫૮૯૬ |
| કેટલા માઇલે ૧ દુકાન | ૧૩ | ૩૪ |
| માથા દીઠ કર | રૂ. ૩–૮ | રૂ. ૮–૪ |

આજ સાલમાં પુણાની પાસે ખડકીમાં એક દુકાન હતી તેની સંપૂર્ણ તપાસ કરતાં માલમ પડ્યુ કે ઇજારદાર પરવાનાની સરતો તોડયા સિવાય કમાઇ શકે જ હીં. તેને

(૧) ઠરેલા વખત ઉપરાંત ચોરી છુપકીથી વેચવું પડે.

(૨) નિયમથી ઠરેલી વેચાણની કિંમતમાં વધારો રવો પડે.

(૩) દારૂ આપવામાં કસર રાખે.

(૪) અને પીનાર ગ્રાહકને અન્ય રીતે છેતરે.

રકારની આબકારી રાજ્યનીતિની કેવી બલીહારી ? મેવી સામાન્ય માન્યતા છે કે કેટલાક કંજુસ મખ્ખીચુસ માણસોનો પૈસો જેની પાસે જાય તેનું સત્યાનાશ વાળે છે. આબકારીનો પૈસો તે પ્રકારનો છે. અમલદાર તથા પ્રજા, ઇજારદાર તથા પીનાર એ સર્વેની નૈતિક અવનતિ થાય છે, લાંચ રૂશ્વત જડ ઘાલીને બેસે છે, સારા સારા અમલદારો ચોર બને છે અને લુચ્ચા લોકો રાજતંત્રને સર કરી લે છે. આ વર્ણનમાં કાંઇ અતિશયોક્તિથી નથી. જે માણસ જાણી જોઇને આંધળો થવા ન ઇચ્છતો હોય તે ચોકખે ચોકખું જોઇ શકે છે કે આબકારીને લીધે રાજ્યોમાં ગંભીર ગોટાળા થાય છે.

છઠ્ઠા પ્રકરણમાં સરકારની આબકારી રાજ્યનીતિ પર ચર્ચા કરીને સાતમામાં સમિતિએ પોતાના વિચારો દર્શાવ્યા છે. સરકારી અમલદાર માને છે કે દારૂનો ઉપયોગ અટકાવવા માટે (૧) તેની કિંમત ખુબ વધારી છે (૨) દારૂની દુકાનો ઓછી કરી છે ( ૩ ) ચોરીથી દારૂ ગાળવાનું તથા બ્હારથી લાવવાનું બંધ કર્યું છે (૪) દારૂની જલદ કમતી કરી છે (૫) નાનાં છોકરાંને દારૂ વેચવાનું અટકાવ્યું છે (૬) સામટો લઇ જવાના દારૂનું માપ ચોક્કસ કર્યું છે અને (૭) અમુક કલાકો સુધી જ દુકાનમાં વેચાણ થઇ શકે છે. આટલા ઉપાયો સિવાય બીજું કરવાનું રહેતું નથી. જો દારૂ બંધ કરવામાં આવશે તો લોકો ગાળીને પીશે, અથવા બીજા પ્રકારની કેફી વ્યસનની ચીજ પીતા થશે. આ સરકારી અભિપ્રાય પ્રજાવર્ગને કબુલ નથી. તેમની દૃઢ માન્યતા એવી છે કે સરકારે જે સગવડ કરી આપી છે તેને લીધે જ દારૂ પીવાનો પ્રચાર વધી ગયો છે અને જો દારૂ મળવાની મુશ્કેલીની સાથે સમાજ તથા જ્ઞાતિનો અણગમો કેળવાય અને સ્પષ્ટ થાય તો દારૂનિષેધ ફતેહમંદ થાય. દારૂનો ઉપયોગ શહેરોમાં બહુ વધી ગયો છે અને ત્યાં દારૂ ગાળવાનું શક્ય નથી. ગામડાંઓમાં દારૂ ગાળવાનું પકડી શકાય અને જંગલોમાં તો આજે પણ પુષ્કળ દારૂ ગળાય છે, એટલે એકંદરે દારૂનિષેધની રાજ્યનીતિ ફતેહમંદ થઇ શકે.

### વ્યક્તિસ્વાતંત્ર્ય

પણ, દારૂ પીવાનો બચાવ કરનારા કહે છે કે જો કોઇ માણસને રીતસર દારૂ પીવો હોય તો તેના વ્યક્તિસ્વાતંત્ર્ય પર તરાપ કેમ મારવી ? આ સવાલ અગત્યનો છે. દારૂ એ ચીજ એવી છે કે જેની અસર મગજ અને જ્ઞાનતંતુ ઉપર થાય છે. સંયમની શક્તિ કમી થાય છે એટલે સામાન્ય રીતે દારૂ પીનારામાંથી ઘણી મોટી સંખ્યા તેનો ઉપયોગ હદપાર કરે છે. જ્યારે માણસ કેટલેક

અંશે બેભાન થાય છે ત્યારે જ તેને આનંદની સ્થિતિ પ્રાપ્ત થાય છે. વધારે અને વધારે પીવાનું મન થયાં જ કરવાનું. આ દારૂનો સ્વભાવ છે, અને બહુ થોડા માણસો હમેશ મન ઉપર કાબુ જાળવી શકે. તેટલા પરથી તેના ગુણ અવગુણની કિંમત અંકાવી જોઇએ નહીં. દારૂના વિશેષ વપરાશથી થતા અવગુણ તો દેખીતા છે. શરીરને પાયમાલ કરે છે. અનેક રોગો પેદા થાય છે. યુરોપના દવાખાનામાં કામ કરેલા દાક્તરો તે વિષે સાક્ષી પુરી શકશે. દારૂને લીધે નૈતિક અધોગતિ થાય છે. કુટુંબમાં સ્રીછોકરાં જોડે કંકાસ, છોકરાંઓના શિક્ષણ તરફ બેદરકારી, પાડપડોશી જોડે ટંટાફીસાદ તથા મારામારી થાય, દારૂની સાથે વ્યભિચાર પણ થાય છે, અને વ્યભિચારીઓને થતા બે મહાન દુષ્ટ રોગો, પ્રમેહ અને ચાંદી (ગોનોરીઆ તથા સીફીલીસ), એ બન્નેને લીધે હજાર જાતનાં દુઃખ વધે છે. બીજા અનેક રોગો પેદા કરે છે. એ રોગોનું ઝેર શરીરમાં ફેલાઇ જાય તો બહેતર છે તે મરી જાય. એવા દુષ્ટ રોગો ઘણુંખરૂં દારૂની ઘેનમાં પ્રાપ્ત થાય છે. રોગ, ગરીબાઇ, દુઃખ, અજ્ઞાન, એવાં પરિણામ દારૂના કાયમી ઉપયોગથી તથા છાકટાપણાથી આવે છે. મધ્યમ વર્ગના માણસોને તો દારૂનો છાંટો હરામ હોય. ખાનદાન કુટુંબને તો બીલકુલ ન છાજે. આવી દુષ્ટ ચીજનો બહિષ્કાર થાય એ દરેક સમજુ માણસ—હિંદી—ને લાગવું જ જોઇએ. ધર્મ અને કર્મભ્રષ્ટ થયેલા હિંદીઓના અભિપ્રાયને માન આપવાનું હોય જ નહીં. તેથી કરીને હિંદુ તથા મુસલમાનના સમજુ લોકોની એવી જ માગણી હોય કે દારૂનો બીલકુલ નિષેધ કરવો. જે ચીજ હાનિકારક છે, માત્ર વ્યક્તિને નહીં પણ કુટુંબ તથા સમાજને નુકશાનકારક છે તે અટકાવવી એમાં ખોટું નથી. અટકાવવાની ફરજ છે. આપઘાત કરવો એ કાયદા વિરૂદ્ધ વર્તણુક છે, અને કોશીસ કરનાર માણસ શિક્ષાને પાત્ર થાય છે. ધર્મના કાયદામાં પણ એવા રીતરિવાજો છે કે જે સામાજિક ફાયદાને લઇને વ્યક્તિસ્વાતંત્ર્ય અટકાવે છે. મુસલમાનના રાજ્યમાં ડુક્કર ન જ ખવાય. હિંદુના રાજ્યમાં ગાય ન જ કપાય. આજના જમાનામાં વડોદરા રાજ્યમાં કોઇ છોકરીને બાર વર્ષ પહેલાં ન જ પરણાવાય, કોઈ છોકરાંથી બીડી ન જ પીવાય, બીડી વેચનારને પણ સજા થાય, કોઇ છોકરાંથી અશિક્ષિત ન જ રહેવાય, કોઇ પણ સ્કુલમાં જવું જ જોઇએ, મ્યુનિસિપલ શહેરોમાં અમુક જાતની વ્યવસ્થા કરવી જ પડે, તમારી મરજીમાં આવે તેવા નળો ન જ મુકાય, દટ્ટણ જાજરૂ ન રખાય. તમારા ઘરમાં ઈન્સ્પેક્ટર ધુસી શકે, તપાસ કરી શકે. સામાજિક જીવનમાં સ્વાતંત્ર્ય વધે છે કે બંધન એ વિચાર અહીં ન કરીએ, પણ દારૂડીઆને ઉત્તેજન આપવા માટે આ દલીલ વાપરનારને ધિક્કાર હોય.

એમ કહેવાય છે કે દરેક માણસને કોઇ કોઇ પ્રકારના વ્યસનની તીવ્ર તૃષ્ણા હોય છે. જો આ હકીકત ખરી હોય, તો તેને ઉત્તેજન આપવું કે શમાવી દેવાનો પ્રયત્ન કરવો જોઇએ ? કોઈ કહેશે કે માણસને એક કરતાં વધારે સ્રી જોઇએ, તેને ગમે તે સ્રી સાથે રહેવું હોય ( promiscuity ) તો સમાજ તેને છુટ આપશે ? તેના વ્યક્તિસ્વાતંત્ર્યને સાચવશે ? તેને સગવડ કરી આપશે ?

હાલની સરકારની આબકારી રાજ્યનીતિથી દારૂની ખપત વધી ગઇ છે, નહીં પીનારી પ્રજાને નવો શૉખ લાગુ પડયો છે. સરકારે અનેક પ્રકારની સગવડ કરી આપી છે. મોટા સારા રાજમાર્ગ ઉપર દુકાનો ગોઠવી દીધી છે, ગામો તથા ગામડાંમાં છુટથી દુકાનો ઉઘાડી છે એટલે દારૂ મેળવવા માટે ખાસ તસ્દી પણ લેવી ન પડે. મેળા, હાટ, બજારમાં ખાસ દુકાનો ઉઘાડીને પ્રજાની સગવડ સાચવે છે. દુકાનદારો વળી તેના કરતાં વધારે સગવડ કરી આપે તેમાં તો નવાઇ જ શી ? બ્રિટિશ સરકારનું અનુકરણ કરવામાં દેશી રાજ્યો પછાત નથી હોતાં,—ખાસ કરીને ખરાબ બાબતોમાં; અને દેશી રાજ્યોના મોટા અધિકારીઓ બ્રિટિશ અમલદારોને દુષ્ટતામાં વટાળે એવા હોય છે—વધારે બડેખાં, વધારે લુચ્ચા, વધારે સંકુચિત દૃષ્ટિવાળા, વધારે આપખુદીવાળા, કારણ કે તેમને કરવાનું છે અનુકરણ અને સિદ્ધાંત તથા નીતિનો વિચાર એક બાજુએ રહે છે. આજે દેશી-રાજ્યોમાં દારૂનું જોર વધારે છે. દારૂમાંથી ઉત્પન્ન થતી આવક વધારવા તરફ જ લક્ષ હોય છે. વાંસદા, ધરમપુર, રાજપીપળા અને વડોદરાની રાજ્યનીતિ તપાસી જુઓ. ત્યારે, દારૂ પીનારને સગવડ કરી આપવાને બદલે બને તેટલી અગવડ વચમાં નાખવી જોઇએ. માત્ર છુટ એટલી જ હોય કે દારૂ પીવો તેને સરકાર ગુન્હો ન ગણે.

### પ્રજામત

દારૂ પીવો એ હરામ ચીજ છે, હલકા લોકોને છાજે એવું છે, કોઈ પણ સમાજ, કે મંડળી કે ન્યાતને ન શોભે, કારણ કે એ દુષ્ટ ટેવને લીધે વ્યક્તિ ને કુટુંબને તથા સમાજને બહુ જ નુકસાન થાય છે એવો મત કેળવવો એ પ્રજાનું કામ છે. આ રિપોર્ટના પ્રકરણ ૨૦ માં આ પ્રશ્નની ચર્ચા કરી છે. હાલમાં માધ્યમિક શાળાઓમાં પણ પાઠ દારૂ વિષે શીખવવામાં આવે છે તેથી પુરતું શિક્ષણ મળતું નથી, તેથી ખુબ વધારવું એવી સૂચના સમિતિએ કરી છે. જે સંસ્થાઓ મદ્યપાનની વિરૂદ્ધ કામ કરે છે તેને મદદ કરવાની જરૂર જણાતી નથી એવું સમિતિએ ઠરાવ્યું છે. પ્રજામત કેળવવાના હજાર રસ્તા છે. ધર્મગુરૂઓ તેમાં કીમતી મદદ આપી શકે. સારાં ચિત્રો, આકર્ષક મેજિક લેન્ટર્નનાં ચિત્રો, ફીલ્મો, ન્હાની ચોપડીઓ અને રસિક વાતો, સભાઓમાં, ન્યાતો દ્વારા, યુવક મંડળો માર્ફત, સેવા મંડળો તથા શાળાઓ માર્ફત પ્રચાર થઇ શકે. તેમને આર્થિક મદદ કરવાની જરૂર છે. ગ્રાન્ટ–ઇન–એઇડથી જ આપી શકાય. પણ સમિતિને આવા માર્ગોમાં શ્રદ્ધા નથી. શી રીતે હોય ? બધા મધ્યમ વર્ગના, પૈસાદાર ગૃહસ્થો સમિતિમાં ભરાયલા તેમાંથી ભાગ્યે એક ગરીબ પ્રજાની જોડે રખડીને સુઈ શકે એવો હોય તેમના તરફથી એવી આશા શા માટે રાખવી ? જો પ્રજામત સારી રીતે ન કેળવાય તો દારૂનિષેધ માટે જે માર્ગો સમિતિએ બતાવ્યા છે તે નિષ્ફળ જવાના. તદ્દન નિષ્ફળ. બન્ને ઉપાયો સાથે સાથે અજમાવીએ, એક તરફથી નૈતિક બળ કેળવવાનું અને બીજી તરફથી સરકારી સગવડ કાઢી નાંખવાની. સામાજિક દબાણ (જુલમ નહીં), એ પ્રજામત કેળવવાનો એક માર્ગ છે. જો સહાનુભૂતિથી, પ્રેમથી વપરાય તો તેથી પરિણામ સારૂં આવે, અને તેની સાથે દારૂ મેળવવામાં મુશ્કેલી હોય તો આજની ભયંકર સ્થિતિ ટળી જાય.

### તાડ અને ખજુરી

એક પ્રશ્ન અથવા મુશ્કેલી ઉપસ્થિત કરવામાં આવે છે કે જે પ્રદેશમાં તાડ અને ખજુરી કુદરતી રીતે પુષ્કળ ઉગે છે તેનું શું કરવું ? અને સમિતિએ ૨૧ તથા ૨૨ મા પ્રકરણમાં સૂચવ્યું છે કે ઔદ્યોગિક વપરાશને માટે દારૂ ગાળવો, કે સરકો કરવો. તાડનાં થડ, નાળિયેર, તાડનાં પાંતરાં, એ બધાં ઔદ્યોગિક ઉપયોગનાં છે. તાડફળમાંથી બટન થઈ શકે છે એટલે જ્યારે આપણા દેશમાં ઘેર બેઠે કરવાના ઉદ્યોગોની બરાબર ખીલવણી થશે ત્યારે આ કુદરતી ઝાડો જરૂર ઉપયોગી થઈ પડશે. પણ એક ચીજ ભૂલાવી ન જોઇએ કે આજે દારૂતાડીની આવક એવી સારી થઈ ગઈ છે કે જમીનના માલિકો ખેતી કરવાને બદલે ખજુરી વાવે છે. આ કૃત્રિમ આવકનો નાશ થશે એટલે જમીનનો સદુપયોગ થશે, અને એની મેળે ઉગી નીકળતાં ઝાડોમાંથી સાદડીઓ અને ટોપલીઓ, પંખાઓ, વિગેરે અનેક ઉપયોગી ચીજો બનશે.

### દેશી રાજ્યો

આપણે બ્રિટિશ રાજ્યમાં દારૂનો નિષેધ કરીશું તો પાસેનાં દેશી રાજ્યોમાંથી દારૂ આવશે, અને સરકારી પ્રજા રાજ્યોમાં જઈને દારૂ પી આવશે, એ મોટી મુશ્કેલી અમલદારો રજુ કરે છે. આ દલીલ કેવળ જુઠ્ઠી છે. બ્રિટિશ સરકાર અને દેશી રાજ્યો બન્ને આ દલીલ વાપરે છે અને સામા પક્ષને ઢાલ તરીકે આગળ ધરે છે. રાજ્યો બુમ પાડી રહ્યાં છે કે અમે તો દુકાનો ઓછી કરવાને તૈયાર છીએ પણ તેમ કરવાથી માત્ર બ્રિટિશ સરકારની કમાણી વધવાની. આ ઠગાઇને જાહેર પ્રજા આગળ ખુલ્લી પાડવાની જરૂર છે. રેલ્વેની લાઇન સરકારી તેમ જ રાજ્યોની હદમાંથી જાય ત્યારે અનેક પ્રકારની વ્યવસ્થા કરવાની હોય છે તેની સમજુત થઈ શકે છે, ચોરી પકડવાની હોય તો અરસપરસ મદદ કરવામાં આવે, જકાત લેવાની હોય તો તેની વ્યવસ્થા થાય, દેશી રાજ્યોમાંથી ચળવળનું નિકંદન કરવું હોય તો સ્પષ્ટ અથવા અસ્પષ્ટ હુકમો અપાય, રસ્તો સુધારવો હોય તો તેમાં એક બીજાના પ્રદેશમાં આવતો ભાગ તૈયાર કરી આપવો પડે એવી સુંદર સુવ્યવસ્થિત ગોઠવણ થઇ શકે છે. પણ જ્યારે કોઈ ચીજનો અમલ ન કરવો હોય ત્યારે આ લૂલું લુચ્ચાઇનું દલીલ તરીકે કુદી પડે છે. એ કોણ માનશે ? એવી ખોટી દલીલથી કોણ છેતરાશે ? ત્યારે સરકારને પ્રેસ એક્ટ કે આર્મ્સ એક્ટ દેશી રાજ્યોમાં કરાવવો હોય કે અમુક પુસ્તકોનો પ્રચાર બંધ કરવો હોય તો ગાતસો દેશી રાજ્યોની ગરદન પકડીને જોઇતી વ્યવસ્થા

થઇ શકે છે, પણ દારૂનિષેધ વખતે દેશી રાજ્યોના વ્યક્તિસ્વાતંત્ર્યનો વિચાર કરવો પડતો હશે! ખરી હકીકત તો એવી છે કે જો બ્રિટિશ સરકાર દારૂનિષેધનાં પગલાં લેશે તો દેશી રાજ્યો તેમ કરવાને આતુર થશે. ભાવનગર લીમડી ને ભોપાળમાં આબકારીની આવક ઘણી નથી તે છતાં પણ પ્રજામતને માન આપીને જે આવક હતી તે પડતી મુકી છે. જો દેશી રાજ્યો ખુશીથી તૈયાર નહીં થાય તો તેને માટે કુંચીઓ છે. પણ એટલું ચોક્કસ છે કે દેશી રાજ્યોને લીધે આપણી યોજના સફળ નહીં થાય એ દલીલ ખોટી છે.

## આવકમાં ઘટાડો

નાનાં છોકરાંઓને બ્હીવડાવવા માટે 'હાઉ' હોય છે તેવા કેટલાક 'હાઉ' સરકારી દફતરોમાં રાખી મુકયા હોય છે. દેશી રાજ્યોના 'હાઉ' જેવો બીજો 'હાઉ' સરકારી આવકનો છે. જાણે સરકાર ખેતી કરીને પૈસાનાં ઝાડ ઉછેરી તેમાંથી જાત મહેનતથી પૈસા મેળવતી હોય એવો ડોળ કરે છે. સરકારી ખર્ચને પહોંચી વળવા માટે શું કરવું, એ પ્રશ્નની ચર્ચા આ રિપોર્ટના ૧૫ મા પ્રકરણમાં કરી છે, અને નવી આવક ઉત્પન્ન કરવા માટે જે સૂચના કરી છે તેને હાલ તપાસવાની જરૂર નથી. સરકારી ખર્ચમાં અનેક ઘટાડા કરવાની અગત્ય છે. તે ઘટાડા તદ્દન શક્ય છે. બ્રિટિશમાં તેમ જ દેશી રાજ્યોમાં જમા ખર્ચનો મેળ કેવી રીતે લાવવો તેની વ્યવસ્થા કરવાની શક્તિ આજે જે લોકોને શિર આવી પડી છે તેમના તરફની સુધારાની આશા રાખવી ખોટી છે. એક ને એક ચીલે ચાલનારાં પ્રાણી જે આસપાસ થતા ફેરફારો જોવાની તસ્દી ન લે અથવા જેમની બુદ્ધિ જડ થઇ ગઇ હોય તેમની મારફત નવા સુધારાની આશા રાખવી નકામી છે. સુધારા કરવા માટે સતેજ બુદ્ધિ હોવી જોઇએ, જનસમાજમાં શ્રદ્ધા, દૂરઅંદેશી કલ્પનાશક્તિ અને મુશ્કેલીઓ ખડી થાય તેને દૂર કરવા જેટલું ધૈર્ય અને હિમ્મત હોવાં જોઈએ. જે માણસ રડતો જાય તે મુઆની જ ખબર લાવે. સરકારી આવકની બૂમમાં થોડું સત્ય અને થોડું અસત્ય છે. આબકારી આવકમાં થવાનો ઘટાડો એકદમ નહીં થાય. એમ ધારો કે દરેક વર્ષે પાંચ ટકા જેટલો ઘટાડો કરવામાં આવે તો પણ ૨૦ વર્ષ થશે. ૨૦ વર્ષમાં પ્રજાની શક્તિમાં ઉમેરો થવો જ જોઈએ. કાળીપરજ લોકોએ દારૂનિષેધ કર્યો અને જે મક્કમ રહ્યા તે એક વર્ષની અંદર પૈસે ટકે સુખી થયા. પ્રજાની ઉદ્યમશક્તિમાં વધારો થાય તો નવા ઉદ્યોગો શરૂ થાય. સરકારને કર ભરવાની શક્તિમાં વધારો થાય, જમીન પણ વધારે ભાર ખમી શકે. તે ઉપરાંત દારૂની ઉપજ પૈએ પૈ જતી રહેશે એમ માનવાને કારણ નથી. વીસ વર્ષમાં આપણે એવી સંપૂર્ણ ત્યાગની સ્થિતિએ આવી પહોંચીએ એટલો બધો પ્રજામત કેળવાય એ વિષે બે મત હોઇ શકે; પણ ઘણો જ ઘટાડો થઇ શકશે એવી શ્રદ્ધા તો ઘણાને છે. દારૂનિષેધથી સરકારી આવકમાં ઘટાડો થશે તેનો નિવેડો કેવી રીતે આવશે?

૧. મુખ્ય ચીજ તો એવી છે કે બહુ તોટો એકદમ આવવાનો નથી.

૨. સરકારી ખર્ચમાં ખુબ ઘટાડો થઇ શકે.

૩. જમીન મહેસુલ, જકાત, તથા આવકવેરામાં વધારો થશે.

૪. જરૂર પડે તેટલી રકમ બીજા કરોથી ઉઘરાવી લેવાય. આ બાબત સમિતિએ સૂચના કરી છે તે સારી છે.

આજે મુંબાઇ ઇલાકાની આબકારી આવક આશરે રૂપીઆ ત્રણ કરોડની છે તેને નાબુદ કરવામાં આવે તો નીચે પ્રમાણે વધારાના કર નાંખવા (આટલા બધા વધારાના કરોની જરૂર પડશે જ નહીં):

| | | |
|---|---|---|
| વારસા પર | કર | રૂ. ૫૦ લાખ |
| ઘોડાની શરત પર | ,, | ૨૦ ,, |
| સટ્ટા પર | ,, | ૫૦ ,, |
| લોકલ ફંડનો વિશેષ | ,, | ૩૦ ,, |
| ચાકરીઆત પર | ,, | ૪૦ ,, |
| તમાકુ પર | ,, | ૫ ,, |
| મુસાફરી પર | ,, | ૨૦ ,, |
| અન્તિમ | ,, | ૫૦ ,, |
| | | રૂ. ૨૬,૫૦૦,૦૦૦ |

## સમિતિની સૂચનાઓ

આબકારી સમિતિએ જે સૂચનાઓ પ્રકરણ ૧૭ માં આપી છે તેની વિગતવાર ચર્ચા પાંચ છ પ્રકરણોમાં સમજાવી છે. તે પૂરેપુરી વાંચ્યા સિવાય સૂચનાઓ ઉપર ટીકા થઇ શકે નહીં. પણ જેમને એ લખાણુ વાંચવાની હરકત હોય તેમને માટે નીચે આપેલી હકીકત પુરતી છે.

(૧) પ્રજાહિત માટે તથા પ્રજામતને અનુસરીને સરકારે પોતાની ભવિષ્યની આબકારી રાજ્યનીતિ જાહેર કરી દેવી. સરકારનો ઉદ્દેશ દારૂના તદ્દન નિષેધ તરફ હોવાથી તેને ગાળવા તથા વેચવા ઉપર અંકુશ મુકીને કુલ દારૂની ખપતમાં ઘટાડો કરવો, અને દર વર્ષે ઘટાડો કરીને થોડા વર્ષમાં આ દુષ્ટ ઉદ્યોગ સદંતર બંધ કરવો.

(૨) અમુક લત્તામાં, ગામ ગામડાંમાં કે, ગામડાંનાં જુથમાં, દારૂનું વેચાણ થવા દેવું કે નહીં તેનો નિર્ણય કરવાની સત્તા સ્થાનિક પ્રજાને આપવી, અને તેને માટે સરકારે જરૂર પુરતા કાયદાકાનૂન ઘડવા. આ સત્તાને અંગ્રેજીમાં 'લોકલ ઑપ્શન' કહે છે. સ્થાનિક લત્તા કેવી રીતે પાડવા તેનો નિર્ણય સરકાર કરશે એમ રિપોર્ટમાં સૂચવ્યું છે. એ ગંભીર ભૂલ થઇ છે. લત્તાની ગોઠવણમાં એવી ઉસ્તાદી કરી શકાય કે જોઇતા પ્રમાણમાં મત ન મળી શકે. એ સ્થાનિક લત્તા જેમ ન્હાના હોય તેમ સારૂ, કારણ કે તેમ કરવાથી પ્રજામત કેળવી શકાય. મ્યુનિસિપાલિટી કે લોકલબોર્ડના સભ્યોના મત લેવામાં અર્થ નથી પણ સ્થાનિક પ્રજાનો મત લેવો અને સ્ત્રીઓને પણ જરૂર મતાધિકાર આપવો. જો દુકાન બંધ *થવાને લીધે સરકારી આવકમાં ઘટાડો થાય તો તેનો* ભાર તે લત્તાપર નાંખી શકાય નહીં. એ તો આખા ઇલાકાએ ખમવો. એવી સૂચના પણ વિઘ્નસંતોષી લોકોએ કરેલી કે દારૂ પીનાર લોકોનો જ મત લેવો કારણ નહીં પીનારાને લીધે પીનારાને નુકસાન થવાનું. આવી ખુલ્લી નફટ સૂચના સારા લોકો કરી શકે છે એ જ નવાઈ જેવું છે. એક વખત દુકાન ઉખડી જાય તો તે ફરી આણી શકાય નહીં. જો દુકાન રાખવાનું ઠરે તો થોડે થોડે વખતે ફરી લોકમત જાણવાનો પ્રયત્ન કરવો.

(૩) મુંબઈ ઇલાકામાં દરેક દુકાનને અમુક માપમાં દારૂ આપવામાં આવે છે. આ માપમાં વર્ષે ઘટાડો કરવો. દાખલા તરીકે જો દર વર્ષે પાંચ ટકા જેટલો ઘટાડો થાય તો નિદાન ૨૦ વર્ષમાં દારૂ તદ્દન બંધ થઈ જાય. આ ઘટાડો દેશી તથા પરદેશી દારૂને સરખા જ પ્રમાણમાં લાગુ પાડવો, અને હાલમાં જે ગામડાંઓમાં દારૂની ખપત ઓછી છે અને ગેરકાયદેસર દારૂ ગાળવાની સગવડ છે ત્યાં લાગુ પાડવો નહીં.

(૪) હવેથી સરકારે કોઈ પણ ઠેકાણે નવી દુકાન કાઢવી નહીં—તાડીની, દેશી દારૂની કે પરદેશી દારૂની માત્ર જયાં આજે દારૂની દુકાન હોય તેને રદ કરીને તાડીની કરવી હોય તો તે કાઢી શકાય.

(૫) દારૂની દુકાનમાં દારૂ વેચાય પણ પીવાની સગવડ ન હોય. *હોટેલ વિગેરેમાં પણ માત્ર પીવાને માટે* લોકો જતા હોય તો તેનો અટકાવ કરવો, અને માત્ર જમતી વખતે જ દારૂ આપી શકાય.

(૬) હાલની હરરાજીની પદ્ધતિ ચાલુ રાખવી પણ વર્ષ દરમ્યાન અમુક માપમાં દારૂ ખપાવવાની શરત રાખવી નહીં.

(૭) હાલમાં દુકાન બંધ કરવામાં આવે છે તે પદ્ધતિ સારી છે પણ એટલું લક્ષમાં રાખવું જોઇએ કે દેશી દારૂની દુકાન બંધ થઇને પરદેશી દારૂની ખપત વધવી જોઇએ નહીં. દુકાન બંધ કરતી વખતે આબકારી ખાતાની તથા સલાહકાર મંડળોની સલાહથી જુદા જુદા લત્તાની જરૂરીઆત પ્રમાણે ઘટાડો કરવો.

(૮) દુકાન કયા લત્તામાં કે રસ્તા પર ઉઘાડવી તેની સત્તા સલાહકાર મંડળને સોંપવી એવી સમિતિની *સૂચના છે; પણ મોટા રાજમાર્ગો, અથવા મોટાં બજારો* વિગેરેમાં ખોલવી નહીં. જ્યાં નિશાળો હોય, સ્ત્રીઓને પાણી ભરવાનો રસ્તો હોય, મંદિર કે દેવાલયમાં જવાનો માર્ગ હોય ત્યાં દુકાન ન ખોલાય.

(૯) મેળા, ઓરસ, હાટ કે કોઇ પણ જ્યારે માણુસોના મેળાવડા હોય ત્યાં દારૂ વેચવા દેવો નહીં.

(૧૦) મીલો અગર કારખાનાંની પાસે દારૂની દુકાન હોય તો તે બંધ કરવી. જ્યાં મજુરો રહેતા હોય ત્યાંની દુકાનમાં દારૂનું વેચાણ થાય પણ અંદર બેસીને દારૂ પીવાય નહીં. મીલ બંધ હોય તે દિવસો દરમ્યાન ત્યાંની બધી દુકાનો બંધ કરવી અને જે દિવસે પગાર આપવામાં આવે તે દિવસે પણ બંધ કરવી.

(૧૧) દુકાનોને ખુલ્લી રાખવાનો વખત કમતી કરવો. ગામોમાં ૧૦-૩૦થી સૂર્યાસ્ત સુધી અને ગામડાંમાં ૧૦-૩૦ થી બપોરના બાર અને બપોરના ત્રણથી સૂર્યાસ્ત સુધી ખુલ્લી રાખવી.

(૧૨) દેશી દારૂની કિંમતમાં હવે વધારો કરવો નહીં. જો પરદેશી દારૂ સોંઘો પડતો હોય તેના પર કર નાંખવો.

(૧૩) દેશી દારૂને ઓછો જલદ કરવો.

(૧૪) કોઇ પણ ૨૦ વર્ષની અંદરના ઇસમને દારૂ વેચવો નહીં અને કોઈ પણ દુકાનદાર ૨૦ વર્ષની અંદરનો હોઈ શકે નહીં.

(૧૫) સલાહકાર મંડળ—જે લત્તામાં દુકાન હોય તેને માટે એક સલાહકાર મંડળ હોવું જોઇએ. તેમાં ⅔ સભ્યો ચુંટાયલા અને ⅓ નિમાયલા હોય, અને તેને નીચેની બાબતનો નિર્ણય કરવાની સત્તા હોવી જોઇએઃ

૧. દારૂતાડીની દુકાન કમતી કરવા વિષે.

૨. દુકાન કેટલા કલાક ખુલ્લી રાખવી તે વિષે.

૩. કઇ જગ્યાએ દુકાન ખોલવી તે વિષે.

૪. દારૂ કેટલો જલદ વાપરવો તે વિષે.

૫. દુકાન તથા માંડવામાં કેટલી તાડી વેચવા દેવી તે વિષે.

(૧૬) હોટેલ, જીમખાના વિગેરેમાં પરદેશી દારૂ માત્ર મેમ્બરોને જ વેચવાનો ખાસ પરવાનો આપવો. તાડીને માટે જરા જુદા નિયમો સૂચવ્યા છે પણ તે વિષે લખતાં ખુબ લંબાણ થઈ જાય.

અંગ્રેજી રાજ્યકારભારમાં એક એવી પ્રથા પડી ગઈ છે કે પ્રજાકીય માગણી અથવા ખૂમરાણને સાંભળવાં નહીં—જો સાંભળ્યા વિના છુટકો ન રહે તો એક કમિટી કે કમિશન નીમવું. તે કમિટી રિપોર્ટ કરે એટલામાં બૂમ મારનારા મરી પરવાર્યા હોય, કે કોઈ બીજો પ્રશ્ન આગળ આવી પહોંચ્યો હોય અને મૂળ માગણી પ્રત્યે પ્રજા ઠંડી થઇ ગઈ હોય. આ સમિતિ નીમવાનો ઠરાવ ૧૯૨૧ ના ઑગસ્ટ માસમાં પસાર થયો. ૧૯૨૨ માં સમિતિ નીમાઈ, તેના પ્રમુખ રા. બ. સાઠે મરી પરવાર્યા, અંગ્રેજી સભ્યો બદલાયા, અને અઢી વર્ષે રિપોર્ટ આપણા હાથમાં આવ્યો છે. હવે સરકાર વિચાર કરશે, ધારાસભામાં ઠરાવ આવશે, વળી પાછી સમિતિ નીમાશે અને કોઈ દિવસે સારૂં પરિણામ આવે એવી આશા આપણે રાખીએ. ગુજરાતનો દક્ષિણનો ભાગ આખા હિંદુસ્તાનમાં વધારે છાકટો હોવાનું અભિમાન ભોગવે છે તેમાંથી તેને મુક્ત કરવા હોય તો મુંબાઈ ધારાસભાના ગુજરાતી સભ્યોએ આ પ્રશ્નની પાછળ પડવું જોઇશે, અને તેની સાથે ગુજરાતની પ્રજાએ પ્રજામત કેળવવા માટે ભગીરથ પ્રયત્ન કરવો પડશે. દરિયાના કાંઠા પર જે મુલક આવ્યો છે ત્યાં કોળી લોકોની વસ્તી છે અને તે ભાઇઓ દેશપરદેશ જઇને ઠીક પૈસો કમાઇ આવે છે. પછી પોતાને દેશ આવીને દારૂતાડીની અંદર ખોવાઈ રહે છે. આખો વખત છાકટા થઇ રહે છે. આવી સ્થિતિ સ્વરાજને ન શોભે. ધર્મપ્રચારકોએ પણ આ પ્રશ્ન હાથમાં લેવો, અને મદ્યપાનનો તદ્દન નિષેધ થાય તેને માટે મથી રહેવું જોઇએ.

સુમન્ત મહેતા

# કાળીપરજનું ગીત[1]

સલાઈ દેવી આવી, ધુણું મજેનું લાવી—મારી બેનો
દેવીની સાચી શીખ છે.

ગાંધીના નામે આવી, ધુણવાનું સાથે લાવી—મારી બેનો.
ભગત ભુવા કીધા, 'પાટલા થંભાવી'[2] દીધા—મારી બેનો.
દેવીના દર્શને દોડ્યા, નારિયેલ સૌએ ફોડ્યાં—મારી બેનો.
ગામમાં આવી બાપા, ચ્હા[3] પીને મલકાયા—મારી બેનો.
દેવીનાં દર્શન કીધાં, માન તો સૌએ લીધાં—મારી બેનો.
દેવીએ દેવું કાપ્યું, સૌ લોકોને સુખ આપ્યું—મારી બેનો.
પછાડી આવે મામો,[4] ખરાં તમારાં કામો—મારી બેનો.
તેલના દીવા કીધા, પૈસા બચાવી લીધા—મારી બેનો.
દેવીની બાધા લીધી, તાડીને કરી સીધી—મારી બેનો.
લોકોએ ટેક લીધી, તાડીને સૌએ મુકી—મારી બેનો.
સૌને ચોખ્ખા કીધા, મરઘાં બકરાં વેચી દીધાં—મારી બેનો.
રોજ સવારે નહાવું, લોટો લેઈ બહાર જાવું—મારી બેનો.
વહેમ ટાકણને કાઢી, દારૂનું પીણું નાખ્યું કાઢી—મારી બેનો.
ભૂત ચેતરોને ઉરાડ્યા, દરીઆપાર હાંકી કાઢ્યા—મારી બેનો.
દેવીનું નામ લેજો, પ્રભુને મનમાં આણજો—મારી બેનો.

---

૧ કાળીપરજની જાગૃતિના ચિન્હરૂપ આ કાઠું ગીત તેમની સ્ત્રીઓ અત્યંત આનંદ અને ઉત્સાહથી ગાય છે. તે એક કાળીપરજ માસ્તરે જ બનાવ્યું છે. ૨. 'પાટલા થંભાવી' દીધા એટલે મંદિર બનાવી દીધાં. ૩. દારૂતાડી છોડ્યા પછી તેમણે ચ્હા ખૂબ પીવા માંડેલી. ૪. મામો તે બીજો કોઈ નહિ પણ ગાંધીજી જ. દેવી મા, તેના ભાઈ ગાંધીજી તેથી મામા.

# સ્ત્રીઓ વિષે કાંઇક

તુર્કસ્તાનની સ્ત્રીઓએ અનેક પત્ની કરવાના રીવાજ વિરૂદ્ધ ચળવળ કરવા માંડી છે. અને તે સંબંધી કાયદો પસાર કરવાની માંગણી કરી છે. હાલમાં તેમનામાં એવો રીવાજ છે કે ખાનગી જાહેરાત આપીને પહેરામણી પાછી આપી દઇને પુરૂષ છૂટાછેડા લઇ શકે છે. તેને બદલે ત્યાંની સ્ત્રીઓએ એવી માગણી કરી છે કે કાયદેસર છૂટાછેડા મેળવવા માટે તજવીજ થવી જોઇએ. આગગાડીમાં સ્ત્રી પુરૂષના ડબ્બાઓમાં પડદા રખાતા હતા તે દૂર કરવામાં આવ્યા છે. મુસ્લીમ સ્ત્રીઓની સ્વતંત્રતા વધતી જતી જોઇને એક જુવાન ધર્માચાર્યે તેની વિરૂદ્ધ ઉદ્‌ગાર કહાડયા તેથી તેને એક વર્ષની કેદની શિક્ષા કરવામાં આવી. બુરખા કહાડી નાંખ્યા તેમ જ ધંધા રોજગારમાં સ્ત્રીઓને પડતી જોઇ તે તેનાથી સહન થઇ શક્યું નહિ તેથી એવા ઉદ્‌ગાર કહાડયા. પરંતુ તુર્કીની પ્રજા પ્રગતિને પંથે ચઢવા માંડી છે. તે કોઇની રોકાએલી રહેશે નહિં. ધન્ય છે ત્યાંની સ્ત્રીઓને! પોતાની જાતિની ઉન્નતિ પોતાની મેળે જ કરી રહી છે. એટલા પછાત મુસ્લીમ દેશમાં એટલી ઝપાટાબંધ પ્રગતિ થાય છે તેનું કારણ એ જ છે કે સંખ્યાબંધ સ્ત્રીઓ ઉચ્ચ કેળવણી લઇને બહાર પડી છે અને તેમણે જ સ્ત્રીઓની કેળવણી તેમ જ દરેક પ્રકારના ઉત્કર્ષનું સુકાન હાથમાં લીધું છે.

જે પ્રમાણે તુર્કીની સ્ત્રીઓ પ્રગતિ કરી રહી છે તે જ પ્રમાણે કોરીઆ એક બીજો દેશ છે કે જ્યાં સ્ત્રીઓના ઉત્કર્ષમાં છેલ્લાં દશ વર્ષમાં આશ્ચર્યકારક પ્રગતિ થઇ છે. એ દેશને જાપાને કચરી નાંખ્યો છે. પરંતુ હવે તેણે માથું ઉંચકવા માંડયું છે, અને આત્મસુધારણાનું રચનાત્મક કાર્ય હાથમાં લીધું છે. અને તે કાર્યમાં મહત્વનું કાર્ય સ્ત્રી કેળવણીનું છે. પહેલાં કન્યાશાળાની હાજરી ચાર હજાર (૪૦૦૦)ની હતી તે વધીને અત્યારે બેંતાળીસ હજાર (૪૨૦૦૦) થઇ છે. લગ્ન થતાં પહેલાં છોકરીની સંમતિ લેવાય છે; સાસુનો ત્રાસ નાબુદ થયો છે; સ્ત્રીઓને પોતાના સોદાખરીદી પોતાની મેળે કરવાની છૂટ આપવામાં આવી છે;—પહેલાંના વખતમાં સ્ત્રીની મગદૂર નહોતી કે એક વસ્તુ વેચાતી લઇ શકે; સ્ત્રીઓ છૂટથી મુસાફરી કરી શકે છે; સભાઓમાં સ્ત્રીઓ માટે પડદા રાખવામાં આવતા તે કહાડી નાંખવામાં આવ્યા છે; સ્ત્રીઓ દુકાન પર, કારખાનાંમાં બધે છૂટથી કામ કરી શકે છે; પરદેશની સ્ત્રીઓ પહેલાં શિક્ષણનું કામ કરતી તે હવે ત્યાંની જ સ્ત્રીઓ કરે છે. દશ વર્ષ ઉપર ત્યાં સ્ત્રીઓની એક પણ સંસ્થા કે સમાજ નહોતી તે આજ સરકાર તરફથી નોંધાએલી ૫૮ સ્ત્રી સમાજો હસ્તી ધરાવે છે.

ઇજીપ્તમાંથી બાળલગ્ન સદંતર નાબુદ થવા માંડયાં છે. ત્યાંની સ્ત્રી સમાજ જે માત્ર ત્રણ વર્ષ ઉપર જ સ્થાપવામાં આવી હતી તેણે ત્યાંની ધારાસભા પાસે કાયદો પસાર કરાવ્યો છે કે લગ્ન વખતે છોકરાની વય ૧૮ વર્ષની હોવી જોઇએ, અને છોકરીની વય ૧૬ વર્ષની હોવી જોઇએ. આ પ્રમાણે સ્ત્રીઓએ વિજય મેળવ્યો છે. અત્યાર સુધી ત્યાંની સ્ત્રીઓને જરા પણ આગળ પાડવામાં આવી નહોતી. પડદાનો દાબ પુષ્કળ હતો તેથી વ્યવસ્થિત કામ કરવું બહુ મુશ્કેલ પડતું. હવે આ પ્રથમ જીત મળી છે તેથી આ સ્ત્રી સમાજ પુરૂષોની માફક જ કેળવણીના સમાન હક્ક માટે માગણી કરશે, મુસ્લીમ લગ્નની રૂઢિ નાબુદ કરવાનો પ્રયત્ન કરશે, સ્ત્રીઓને બળજોરીથી વેચીને હલકા ધંધામાં (white traffic) રોકે છે તે સામે પુકાર ઉઠાવશે, કોઇ પણ કારણ વગર પુરૂષ તલ્લાક આપી શકે તે કાયદામાં ફેરફાર કરાવશે, તેમ જ ખાસ કારણ વગર સ્ત્રીની હયાતીમાં એક કરતાં વધારે સ્ત્રી સાથે પુરૂષ લગ્ન કરી ના શકે તે માટે જની-

બસ્ત કરાવશે. આ રીતે પોતાનું સ્વમાન સાચવવાને દરેક માર્ગે પ્રયાસ કરશે. આપણી સ્ત્રી સમાજે આ પ્રકારના પ્રશ્નો ક્યારે હાથમાં લેશે? સ્ત્રી સમાજો સંખ્યાબંધ આપણા દેશમાં છે, પરંતુ આ પ્રકારનું રચનાત્મક કાર્ય કોઈએ કર્યું નથી.

ચીન જેવા અસલી વિચારના દેશમાં જુવાન કન્યાઓએ માથું ઉંચું કરવા માંડયું છે. ત્યાંના એક વર્તમાન પત્રમાં હકીકત આવી છે કે પેકીંગની એક અરાઢ વર્ષની કુમારિકાએ એક ચાઇનીઝ છાપામાં જાહેર કર્યું છે કે "મ્હારા માતા પિતાએ અમુક યુવકના પિતા સાથે મ્હારૂં વેવિશાળ કર્યું છે તે મ્હારે કબુલ નથી. આ સગાઈ હું જ્યારે છેક બાળક હતી ત્યારે કરવામાં આવી હતી અને મને તે ઈષ્ટ નથી. તેથી મારાં સગાંસબંધીઓને હું જાહેરાતથી જણાવું છું કે એ સંબંધ મ્હારે નાકબુલ છે."

બાળપણમાં વેવિશાળ કર્યાની સ્હામે સંખ્યાબંધ છોકરીઓ થાય છે.

વડીલના આદેશની સ્હામે બાળક થાય તે ઇષ્ટ નથી એ સત્ય વાત છે. પણ તેની સાથેજ એટલું યાદ રાખવું જોઇએ કે વડીલોએ ડ્હાપણ વાપરવું જોઇએ. લગ્નની બાબતમાં ક્યાંસુધી માતા પિતાએ પોતાની સત્તાનો ઉપયોગ કરવો એ બહુ ગંભીર બાબત છે. સ્વતંત્ર વિવેકશક્તિ કેળવવાની છોકરીઓને બહુ જરૂર છે. દીકરી ને ગાય જ્યાં દેરે ત્યાં જાય એ ગુલામી ક્યાં સુધી? યુનિવર્સિટીમાં કેળવાએલી, શિક્ષણ લીધેલી સંસ્કારી છોકરીઓ પણ જો આ બાબતમાં પોતાની વિવેકશક્તિનો ઉપયોગ નહિં કરે તો આપણો સંસાર ક્યારે ઉંચો આવશે? એવી છોકરીઓ પાસે આપણે એટલી તો આશા રાખીશું કે માત્ર પરણવા ખાતર, અથવા પૈસા ખાતર ગમે તેવા વરને કબુલ નહિ કરે! સમજી ના શકે એટલી તેમની ઉંમર નથી હોતી છતાં, બીજ વર, ત્રીજ વર, ચોથ વર, બે છોકરાંનો બાપ, ચાર છોકરાંનો બાપ, છ છોકરાંનો બાપ પોતાના કરતાં વીસ વર્ષ પચીસ વર્ષ મોટો વર કબુલ રાખે એ પશુવૃત્તિ અને ગુલામગીરીના ખાડામાંથી આપણી બહેનો ઉંચી ના આવે તો તે કેળવણી ઉપર પાણી ફેરવ્યું કહેવાય!

"જે પ્રજા અથવા દેશ પોતાની સ્ત્રીઓ પ્રત્યે સન્માનની દૃષ્ટિ ના રાખે તે કદિ ઉચ્ચ સ્થાને પહોંચે નહિં. આપણી પ્રજાની આટલી અધોગતિ થઇ છે તેનું મુખ્ય કારણ એ જ છે કે મહાન શક્તિની સાક્ષાત મૂર્તિનું આપણે અપમાન કર્યું છે. પવિત્ર દિવ્ય માતાના જીવંત જાગૃત સ્વરૂપનો ઉત્કર્ષ નહિં થાય તો આપણી ઉન્નતિનો એક પણ માર્ગ રહેશે નહિં." આ વાક્યો મહાન દેશભક્ત સ્વામી વિવેકાનંદનાં છે. જ્યારે ભારત દેશની પ્રગતિના વિચાર તેમના મનમાં આવતા ત્યારે સ્ત્રીઓની ઉન્નતિનો પ્રશ્ન તેમની આગળ ખડો થતો. પુરૂષના સ્વાર્થીપણાને અને દાબને લીધે સ્ત્રીઓ કચરાઈ ગએલી, દબાઇ ગએલી જોઇને તેમનું હૃદય બળી ઉઠતું; છેક જ અસહાય સ્થિતિમાં અને પરાધીન વાતાવરણમાં સ્ત્રીઓને રાખવામાં આવતી જોઇને તેમનું મન કકળી ઉઠતું. અર્થ વગરની રૂઢિ અને રીતરીવાજોના સકંજામાં સ્ત્રીનું વ્યક્તિત્વ નાશ થતું લાગતું.

હજી પણ આપણી દશા સહેજ પણ સુધરી નથી. સ્ત્રીની ઉન્નતિનો પ્રશ્ન તે અરણ્યરૂદન જેવો જ છે. મનના ઉચ્ચ વિકાસ માટે, હૃદયની વિશાળતા માટે ઉચ્ચ જ્ઞાન આવશ્યક છે. તે વિના જીવન સંકુચિત રહે, પશુવત્ રહે. નિત્યનાં ગૃહકાર્ય કે ગૃહધર્મ એ મુખ્ય ધ્યેય નથી. માત્ર જીવનસાફલ્યનું એક સાધન છે. ધાર્મિક કે માનસિક જ્ઞાન કાંઇ જ સ્ત્રીઓને અપાતું નથી. દરેક સ્થળે પગલે ને પગલે બાળલગ્નનો અંતરાય નડે છે. શારીરિક, માનસિક, નૈતિક, દરેક અધોગતિનું મૂળ શોધીશું તો બાળલગ્ન જ છે. મનની દૃઢતા, હિંમત, આગ્રહ, વિચારનું સ્વાતંત્ર્ય એ સર્વ આપણી બહેનોમાંથી નાશ થયું છે, દરેક કાર્યમાં પરાધીન રહેવાની ટેવ પડી ગઈ છે, અને તેને લીધે પુરૂષ વર્ગ ઉપર એક બોજારૂપ થઈ પડે છે.

અસલના વખતમાં પોતાના કાર્યમાં તો સ્ત્રીઓ ઉકેલ સારી રીતે લાવી શકતી હતી. હવે તો એટલી પણ શક્તિ રહી નથી. આપણી પ્રાચીન સ્ત્રીઓનાં દૃષ્ટાન્તો વાંચી તેમના આશય ગ્રહણ કરી તેમ જ પરદેશની સ્ત્રીઓનાં ઉત્તમ દૃષ્ટાન્તો લઈને તેનું અનુકરણ કરવું એ જ રસ્તો છે.

આપણી બહેનોના ઉત્કર્ષમાં આડે આવતા બીજા અનેક અંતરાયો છે. આજે સ્ત્રીઓને અનેક પ્રશ્નો-

નો નિકાલ કરવાનો છે. પરંતુ એ સર્વે પ્રશ્નોનો નિકાલ કેવી રીતે કરવો ? દરેકનો તોડ કેળવણીથી જ લાવી શકાશે. જે પ્રમાણે સ્વરાજ્ય માટે, રાષ્ટ્રની ઉન્નતિ માટે સ્વદેશી વ્રત, અંત્યજનો ઉદ્ધાર એ બે માર્ગ ગણાય છે તે જ પ્રમાણે સ્ત્રીઓની ઉન્નતિનો માર્ગ હાથમાં લેવાની જરૂર છે. બહેનોની ખુશામત કરીને, તેમને પટાવીને ઉન્નતિને માર્ગે નહિં ચઢાય પણ તેમને રૂઢિનાં બંધનોમાંથી મુક્ત કરીને, ઉચ્ચ કેળવણી આપીને જ તેમનામાં સ્વાભિમાન લાવી શકાશે. તેમનાં દૃષ્ટિબિન્દુમાં વિશાળતા આવશે તો જ રાષ્ટ્ર ઉન્નતિના પ્રશ્નોમાં રસ લેતાં થશે. બાકી તો 'ગુરૂ ભક્તિ 'ની અસર જ્યાં સુધી રહેશે ત્યાં સુધી તેમનાં ગીતો ગાશે. પણ તેથી આગળ તેમના વિચાર જવાના નથી.

જે પ્રમાણે સ્વામી વિવેકાનંદનું હૃદય સ્ત્રીઓની અધોગતિને લીધે કકળી આવતું તેવું દરેક વિચારકનું હૃદય બળી ઉઠશે, તેમના દરેક અન્યાય તે અન્યાય લાગશે ત્યારે જ સ્થિતિ પલટાશે. હજી તો અન્યાય લાગતો જ નથી. ત્યાં સુધી નિરાશા જ છે. પુરૂષો સ્વાર્થમાં અંધ થઈ ગયા છે, સ્ત્રીઓમાં બુદ્ધિ નથી એ નિકાલ - ક્યે કાળે આવવાનો ? ત્યાગુ ભાઈઓ અને વિચાર કરી શકે એવી બહેનોને એટલો જ આગ્રહ છે કે બહુ જ અમુરૂં થઇ ગયું છે. હવાં ચેતો અને બહેનોને બળતી બચાવો. દાખલા આપવા બેસું તો પુસ્તકો ભરાય. પણ કોઈનું અજાણ્યું નથી. આંખ આડા કાન થાય છે. પણ છેવટ નુકશાન એકતરફી નથી. સમસ્ત દેશ છેક જ છેલ્લે પગથીએ છે. હજી તો પગ સરખોએ ઉંચકાયો નથી તો પાયરી પૂરી કેમ થશે ? બહેનોને ઉંચી કેળવણીનો માર્ગ સરળ કરો એ જ એનો જાદુમંત્ર છે. કેળવણી કેળવણીનો ડંકો વગાડો અને ખરી સંગીન કેળવણી આપો અને પછી પરિણામ જુઓ. હજી તો ખરી કેળવણી અપાઈ જ નથી એટલે પરિણામ કહેવાય જ શી રીતે ? તમારી બહેનો, પત્નીઓ, પુત્રીઓનાં મન વિશાળ કરો અને તેમને માટે ધાર્મિક અને માનસિક જ્ઞાનનાં દ્વાર ખુલ્લાં કરો !

સૌ. શારદા મહેતા

# વેદ અને અવેસ્તાની તુલના*

૧

હું આજે આપ ભાઈઓને વૈદિક અને અવેસ્તિક એ બે ધર્મોનું સામાન્ય સ્વરૂપ દેખાડવા ઇચ્છું છું. હું આજે સર્વ પ્રકારના આર્યો સામે ખડો છું. અત્યાર સુધી મને કેવળ વૈદિક આર્યો સમક્ષ બોલવાની તક મળતી હતી; પણ આજ સુદૈવે આ સભાના અવેસ્તિ આર્યો સમક્ષ બોલવાનો સુયોગ પ્રાપ્ત થયો છે. આ બે આર્યો વચ્ચેનું સગપણ આપણે જોવાનું છે. શરૂઆતમાં સર્વ આર્યો એક જ સ્થળે વસતા હતા, એક જ ભાષા બોલતા હતા, એક જ ધર્મ પાળતા હતા. વખતના વહેવા સાથે તેઓમાં બે પક્ષ થયા. એકનું નામ દેવ પડ્યું અને બીજાએ અસુર એ નામ ધારણ કર્યું. દેવ અને અસુર પક્ષના આર્યો જે કાળમાં એકત્ર રહેતા હતા તે વખત કયો, સ્થળ કયું, એની તપાસ કરવા માટે આપણને ઘણા પાછલા વખતનો વિચાર કરવો પડશે. ઇતિહાસકારો આ વખત કાળના ધુમસમાં છે એમ કહે છે. એવા ઇતિહાસપૂર્વ વખતમાં આર્યોને આર્યત્વ પ્રાપ્ત થયું. સર્વ આર્યો પ્રથમ ઉત્તર ધ્રુવ સ્થાને હતા એ સિદ્ધાંત સ્વ. લોકમાન્ય ટિળક એમણે વેદ અને અવેસ્તાના અંતર્ગત પ્રમાણો ઉપરથી પોતાના " આર્કટિક્ હોમ ઇન ધી વેદસ્ " એ ગ્રંથમાં પ્રસ્થાપિત કર્યો. આજે ઉત્તર ધ્રુવની આસપાસ પાણી છે. પણ એક વખતે તે સ્થળે સારી જમીન અને માણસોને રહેવા લાયક જમીન અને પાણી હતાં. વખત જતાં ત્યાં આર્યો ઉપર હિમપ્રલયનું સંકટ આવી પડ્યું. આ

* પુનાના સનાતન વૈદિક ધર્મ મંડળના પ્રસ્થાપક શ્રી શંકર રામચંદ્ર રાજવાડે આહિતાગ્નિ એમણે ગયા માર્ચ માસની ૨૯-૩૦ ને શનિવારના રોજ નવસારીમાં આ વિષય પર આપેલા ભાષણનો સાર અત્રે આપ્યો છે.

આફતનો વખત ઈ. સ. પૂર્વે બાર તેર હજાર વર્ષોનો છે. આ આફતને લીધે લોકોને ત્યાં રહેવું અશક્ય થઇ પડયું. ઉત્તર ધ્રુવ આગળ રહેનારા લોકોમાં પ્રથમ બે પક્ષ થયા. આર્ય અને અનાર્ય. વેદ અને અવેસ્તામાં આર્ય અને અનાર્ય એ બન્ને નામો મળી આવે છે. વેદ અને અવેસ્તામાં અનાર્યનાં નામો દનુ, દસ્યુ, યાતુ, રક્ષસ્ વિગેરે છે.

આર્ય અને અનાર્યના ભેદ કેમ પડયા? જે લોકોએ અગ્નિનો શોધ કર્યો તેઓને આર્ય (શ્રેષ્ઠ) નામ મળ્યું. અગ્નિ વગરના રહ્યા તેમને અનાર્ય નામ મળ્યું. અગ્નિના શોધથી મનુષ્યની સ્થિતિમાં એકદમ ફેરફાર થયો. અગ્નિના અભાવે માણસ જાતની સ્થિતિ કેવળ પશુ જેવી હોઈ શકે. તેમની પાસે રાત્રે અજવાળા માટે સાધન હોય નહીં. તેમને અનાજ રાંધતાં આવડે નહીં. પણ અગ્નિની શોધથી આર્ય માણસ અતિ બલવાન થયો. બળતું લાકડું (કોળીશ) એઓ પાસે એક હથીઆર બન્યું. વેદમાં ઇંદ્ર દેવતા છે, તેણે વૃત્રને માર્યો. મનુષ્યનો મોટો શત્રુ અહિ. વૃત્રને વેદમાં અહિ કહ્યો છે અને ઇંદ્રને 'વૃત્રઘ્ન' (વેરેથ્રઘ્ન) કહ્યો છે. ઇંદ્રના વજ્રને 'કુલીશ' કહે છે. એ ઉપરથી મરાઠીમાં કોળસા અને અંગ્રેજીમાં 'કોલ' એ શબ્દો બન્યા હોવા જોઈએ. આગળના વખતમાં કોલંબસની અમેરિકાની શોધથી યા આજના મારકોનીના વાયરલેસની શોધથી યૂરોપમાં જેવી રીતે ક્રાંતિ થવા પામી છે તેવી જ ક્રાંતિ ઉત્તર ધ્રુવ પાસેના આર્યોમાં અગ્નિની શોધથી થઇ હોવી જોઇએ. આજના વખતને આપણે વિજળીનો યુગ કહીએ છીએ. તે આગળ વરાળ-યુગ હતો. અને સર્વના આરંભમાં અગ્નિયુગ હતો. વિજળી અને વરાળના શોધકોને આપણે માનની નજરે જોઇએ છીએ. પણ જેમણે પ્રથમ જ અગ્નિનો શોધ કર્યો તેમના આપણે કેટલા ઋણી છીએ એમ બીકન્સફીલ્ડે પૂછ્યું છે.

આ પહેલા અગ્નિશોધક આર્યો જે વેદમાં જણાવ્યા છે તેમનાં નામો ભૃગુ, અંગિરસ અને અથર્વન્ છે. અવેસ્તામાં અથર્વનનો ઉચ્ચાર 'આથ્રવણ' છે, આર્યોએ અગ્નિનો શોધ કેવી રીતે કર્યો તેનું બ્યાન વેદમાં છે. ઉપર જણાવેલા ત્રણે ઋષિઓએ આ શોધનું જ્ઞાન પોતાના છોકરાઓને જ આપ્યું. બીજાઓને દીધું નહીં. આમ કસબ છુપો રાખવાની ચાલ ઘણા પ્રાચીન કાળથી ચાલી આવી છે. મૂલના આર્યો ઉત્તર ધ્રુવ આગળ ઈ. સ. પૂર્વે ૧૫ હજાર વર્ષો પર હતા. ત્યાં ૭ મહીના રાત્રિ અને ૭ મહિના દિવસ હતા એનું વર્ણન વેદ અને અવેસ્તામાં આપેલું છે. પછી ત્યાં બરફ પડવાની આફત આવી ત્યારે આર્ય અને અનાર્યો સઘળા તે સ્થળ છોડી ચાલી ગયા. આર્ય મધ્ય એશિયામાંથી ઇરાન તરફ આવ્યા અને અનાર્યો યૂરોપ તરફ ગયા. મધ્ય એશિયામાં આર્યો ઉપર જલપ્રલય (રેલ) ની બીજી આફત આવી. અગાઉના બરફને લીધે રેલ આવી તેથી મધ્ય એશિયામાંથી આર્યો નીચે પ્રથમ ઇરાનમાં અને ત્યાર બાદ હિંદુસ્થાનમાં આવ્યા. ઇરાન એ શબ્દ આર્ય શબ્દ ઉપરથી બન્યો છે. આ રેલનું વર્ણન બાબીલોનીઅન અને ખાલ્ડીઅન પુરાણોમાં પણ છે. મધ્ય એશિયામાં આર્ય લોકો ૪ હજાર વર્ષ સુધી ભટકતા હતા. આ કૃત યુગનો કાળ કહેવાય છે. "**कृतं संपद्यते चरन्**" એવી રીતે વેદોમાં લખ્યું છે. ત્યાર બાદનો ત્રેતા યુગનો ત્રણ હજાર વર્ષનો કાળ આવે છે. ત્રેતા યુગના આરંભમાં વૈદિક આર્યો હિંદમાં આવ્યા. ત્યાર બાદ દ્વાપર યુગના બે હજાર વર્ષ અને કલિયુગના એક હજાર વર્ષના વખતમાં આર્યો અહીં આર્યાવર્તમાં જ રહ્યા. એકંદરે આ ચાર યુગના દશ હજાર વર્ષનો મહાયુગ કાળ છે. દરેક યુગની આગળ પાછળ મળી બીજાં બે હજાર વર્ષ ઉમેરીને મનુસ્મૃતિ વિગેરે ગ્રંથોમાં મહાયુગ કાળ બાર હજાર વર્ષનો કલ્પ્યો છે. આ બાર હજાર વર્ષનો મહાયુગ કાળ અવેસ્તામાં પણ જણાવ્યો છે.

અનાર્યો ક્યાં ગયા? દનુ, દસ્યુ, યાતુ, રક્ષસ્ વિગેરે ઋગ્વેદમાં જણાવેલ અનાર્યો હિમપ્રલય વખતે યૂરોપમાં ગયા એમ હું કહી ગયો છું. સદર નામો હિંદુસ્થાનમાં હાલ વસતી કોઈ પણ જંગલી જાતિઓના નામોમાં દેખાતાં નથી; પણ યૂરોપીઅનોમાં હાલમાં પ્રચલિત નામો સાથે મળતાં આવે છે. 'દનુ' એ 'ડેન્સ' એ નામ સાથે મળતું છે. જર્મન લોકો પોતાને 'ડાએત્સ' કહેવડાવે છે. એ વેદમાંના 'દસ્યુ' છે. 'યાતુ' એટલે જટલંડમાંના લોકો છે. સ્કેન્ડીનેવીઅન પુરાણોમાં એ લોકોને ચેટક અને જાદુ કરનારા લોકો એમ બતાવ્યા છે. 'રક્ષસ' એ હાલના 'રશિયન્સ' છે. એ પ્રમાણેના વેદોમાં વર્ણવેલા અનાર્યોનાં સર્વે નામો યુરોપીઅન

અજનના નામોમાં મળી આવે છે. છેલ્લાં ત્રણસો ચારસો વર્ષમાં યૂરોપીઅનોએ સારી જાહોજલાલી પ્રાપ્ત કરી છે. તે અગાઉ એટલે આર્ય લોકો જ્યારે જાહોજલાલીની ટોચે પહોંચ્યા હતા ત્યારે, હાલના યૂરોપીઅનોના વડવાઓ પોતાના શરીરે રંગ લગાડી વસ્ત્રહીન સ્થિતિમાં ભટકતા હતા. હાલ યૂરોપની બોલબાલા ચાલે છે. એ લોકોએ અનેક શોધો કરી. ભૌતિક શાસ્ત્રોમાં શોધખોળ કરી અપરંપાર પ્રગતિ કરી. એ સબબે યૂરોપીઅનો પોતાને ઘણા મોટા સમજવા લાગ્યા. માણસ જ્યારે સત્તાધારી થાય છે ત્યારે તેને એક પ્રકારનો મોટાઇનો ખ્યાલ આવે છે, અને પોતાનો સંબંધ પ્રાચીન વખતમાં નામના મેળવેલા લોકો સાથે જોડવાનો પ્રયત્ન કરે છે. આ માનવી સ્વભાવનો એક પ્રકાર છે. યૂરોપીઅનોએ પોતાનો સંબંધ પ્રથમ ગ્રીક લોકો સાથે જોડ્યો અને પોતાને હેલનના વંશજો કહેવડાવવા લાગ્યા. ત્યાર બાદ શોધખોળ કર્યા પછી યૂરોપીઅનોને એમ જણાયું કે આર્ય લોકો બહુ મોટા હતા એટલે તેઓ પોતાને આર્ય લોકો કહેવડાવવા લાગ્યા. તરત જ યૂરોપીઅનોએ 'એથ્નોલૉજી' ના જોર પર પોતે આર્ય હોવાનો દાવો સિદ્ધ કર્યો, અને યૂરોપીઅનોના માથાની ખોપરીની લંબાઇ તથા પહોળાઇ સાથે જે લોકોના માથાની ખોપરીની લંબાઈ તથા પહોળાઇનો મેળ ન બેઠો તે લોકોને અનાર્યો ઠરાવવાનો પ્રયત્ન શરૂ કર્યો. એથી એવા અનાર્યોમાં વૈદિક અને અવેસ્તિક આર્યોની ગણત્રી થવાનો વખત આવ્યો. વાસ્તવિક રીતે 'એથ્નોલૉજી' એટલું એક જ પ્રમાણ સંસ્કૃતિમાપનને માટે પુરતું સાધન નથી. ધાર્મિક આચાર વિચારોની પરંપરા ઉપરથી જ આર્ય-અનાર્યની પરીક્ષા થવી જોઇએ.

આર્ય લોક મધ્ય એશિયામાંથી નીચે ઇરાનમાં આવ્યા પછી તેઓમાં માંહોમાંહે તડ ઉત્પન્ન થયાં. એ બે પક્ષ દેવ અને અસુર કહેવાયા. ઇંદ્ર અને વરૂણ એ બેમાંથી મોટો કોણ એ સવાલ ઉપર પ્રથમ મતભેદ ઉત્પન્ન થયો. વરૂણ ભક્તોએ પોતાને 'અસુર' કહેવડાવ્યા અને ઇંદ્રના અનુયાયીઓએ પોતાને 'દેવ' કહેવડાવ્યા. દેવ અને અસુર શબ્દ મૂળ ઋગ્વેદમાં સારા અર્થમાં આવેલા છે. ઇંદ્ર અને વરૂણને એ બેઉ વિશેષણો લગાડેલાં જોવામાં આવે છે. 'અસુર' એ શબ્દ ઋગ્વેદમાં સારા અર્થમાં આવ્યો છે. 'વરૂણ' બહુ મનોદેવ, મેધાવાન્ (God of Intelligence) અને ન્યાયી (God of Justice) એમ કહ્યું છે. એ જ અસુર આર્યોનો 'અહુરમઝ્દ' એટલે 'અસુર મેધિષ્ઠ.' મેધિષ્ઠ એટલે બુદ્ધિવાનોમાં શ્રેષ્ઠ. એ પ્રમાણે ઇંદ્રભક્તોમાં અને વરૂણભક્તોમાં પક્ષભેદ ઉત્પન્ન થયા. ઇંદ્રભક્તોએ પોતાને દેવ કહેવડાવ્યા અને અસુરોને એટલે વરૂણભક્તોને હલકા ગણવા લાગ્યા. એથી ઉલટું વરૂણભક્તોએ પોતાને અસુર કહેવડાવ્યા. બ્રાહ્મણ ગ્રંથોમાં આ પક્ષભેદો સ્પષ્ટપણે દેખાય છે. હાલના 'મોડરેટ' અને 'એકસ્ટ્રીમીસ્ટ' અગર 'કેર' અને 'નાકેર' પક્ષો પ્રમાણે જ આ પક્ષભેદો હતા. વખત જતાં, એક બીજા સાથેના સંબંધો અતડા થવા લાગ્યા. વેદો ઉપરથી જણાય છે કે, કેટલાક ઋષિઓ બન્ને પક્ષો તરફ જતા હતા. વિશ્વામિત્ર અસુરોને ત્યાં પણ યજ્ઞ કરતા અને દેવોને ત્યાં પણ યજ્ઞ કરી દક્ષિણા લેતા હતા, એમ ખુલ્લી રીતે દેખાઇ આવે છે. બ્રાહ્મણ ગ્રંથોમાં 'અસુર' શબ્દ ખરાબ અર્થમાં વપરાયો છે, તેમ 'દેવ' શબ્દ અવેસ્તામાં ખરાબ અર્થમાં વપરાયો છે. ડૉ. હાલા એમણે અવેસ્તામાંના 'દેવ' શબ્દના ખરાબ અર્થ બાબત આશ્ચર્ય બતાવ્યું છે.

અથર્વવેદમાં અને અવેસ્તામાં સર્વ વિધિઓ, મંતરો વિગેરે માટે એક જ અગ્નિની જરૂર બતાવી છે. અથર્વવેદ, એ સર્વ આર્યોના પ્રાચીન પિતરો કે જે મૂળ અગ્નિશોધક હતા, તે ભૃગુ, અંગિરસ, અને અથર્વન્ પૈકી અથર્વનના નામે ચાલે છે. પારસીઓના પેગંબર 'ઝરથુષ્ટ્ર' પોતાને 'અથ્રવણ' (અથર્વન્) કહેવડાવે છે. 'ઝરથુષ્ટ્ર' એ શબ્દ जरत्+उष्ट्र (બુઢું ઊંટ) એ ઉપરથી થયો હોય એમ યૂરોપીઅનોનો મત છે. પણ મારા મત પ્રમાણે એની ઉપપત્તિ જુદી સંભવે છે. जरत् એટલે વૃદ્ધ અગર સ્તુતિ કરનાર. त्वष्ट्र એ વૈદિક દેવતા છે. એટલે વૃદ્ધ ત્વષ્ટ્ર અગર ત્વષ્ટ્ર દેવતાની સ્તુતિ કરનાર એમ હોવું જોઇએ. અમારા વૈદિક આર્યોમાં વૃદ્ધ વસિષ્ઠ, વૃદ્ધ ગર્ગ એવા શબ્દપ્રયોગો રૂઢ થયેલા છે. તે પ્રમાણે જ આ ઉપપત્તિ હોવી જોઇએ.

હાલમાં યૂરોપીઅન પંડિતોએ વેદોની અને અવેસ્તાની સર્વ પ્રકારે પૃથક્કરણપૂર્વક શોધ કરવાના પ્રયત્નો ચલાવ્યા છે. તેઓના પ્રયત્નો ભારે છે એ વાત જો કે ખરી છે, તો પણ તેમના મત આપણા માટે પૂર્વગ્રહથી દૂષિત થયેલા હોવાથી તે લોકો પોતાના ખ્રિસ્તી પક્ષને જ

વળગી રહે છે. વેદ અને અવેસ્તાનો વખત તે લોકો બાઇબલ પૂર્વે હજાર પંદરસો વર્ષોથી વધુ દૂર લઈ જતા નથી. ઓલ્ડ ટેસ્ટામેન્ટમાં દુનિયાના ઉત્પત્તિનો વખત ખ્રિસ્ત પૂર્વે ૪૦૦૧ વર્ષનો છે, એમ એ લોકો માને છે. પણ આ સિદ્ધાંતો આજની શાસ્ત્રીય શોધોના વખતમાં નભી શકે એમ નથી. વેદોનો કાળ અમારા તરફના સ્વ. શં. બા. દિક્ષીત નામના એક મહા પંડીતે તેમાંના અંતર્ગત પ્રમાણો ઉપરથી ઠેરવ્યો છે. શતપથબ્રાહ્મણ એ ગ્રંથ ઋગ્વેદની સાથે સરખાવતાં બહુ નજદીકના વખતમાં લખાયલો છે. તેમાં કૃત્તિકા નક્ષત્ર એકસરખું પૂર્વમાં ઉગે છે, એમ લખ્યું છે. તે ઉપરથી એ કાળગણત્રી પ્રમાણે ઇ. સ. પૂર્વે ૩૧૦૦ વર્ષ સુધી જાય છે. એ વાત ડૉ. બુલ્હર જેવા જર્મન પંડિતે માન્ય પણ કરી છે. પણ યુરોપીઅનો પોતાના ગ્રંથોમાં એ બાબતનો ઉલ્લેખ જાણીજોઇને કરતા નથી. કેમ્બ્રિજ યુનિવર્સિટીએ હિંદુસ્થાનનો ઇતિહાસ સને ૧૯૨૧માં છપાવ્યો છે. તેના પહેલા ભાગમાં વેદોનો કાળ ઈ. સ. પૂર્વે ૧૨૦૦ વર્ષોનો જ આપ્યો છે. જો આવો ખોટો ઇતિહાસ આપણને આપણી યુનિવર્સિટી શિખવે તો હવે પછી વેદ અને અવેસ્તાના સંશોધનનો પ્રયત્ન આપણે જાતે જ કરવો ઇષ્ટ છે. અને આપણી સંસ્કૃતિના આધારે જ એ સંશોધન થવું જોઇએ. આપણે આ યુરોપીઅન 'અંગ્ર-મૈન્યુ'નો રસ્તો છોડી આપણા આર્ય રસ્તા તરફ જવું જોઇએ. એવી બુદ્ધિ 'ઝરથુષ્ટ્ર' અમોને આપો એવી પ્રાર્થના કરી મારૂં ભાષણ પૂરૂં કરૂં છું. *

૨

આર્ય ધર્મનું રહસ્ય અગ્નિઉપાસના છે. પછી તે આર્ય વૈદિક હોય કે અવેસ્તિક હોય. વેદની માફક અવેસ્તામાં પણ અગ્નિસ્તુતિના અનેક મંત્રો છે. આર્યોને અગ્નિની શોધ વડે જ આર્યત્વ પ્રાપ્ત થયું છે. એવા તે અગ્નિને દેવ સમજીને તેના વડે તેઓએ પોતાના સર્વ વ્યવહારો ચલાવ્યા. અગ્નિની ઉપાસના કરે તે આર્ય; એથી ઉલટું અગ્નિની ઉપાસના જે કરતો નથી તે અર્થાત્ 'અપજવા' અનાર્ય. ગઈ કાલે મેં આર્યો ઈરાનમાં અને હિંદુસ્થાનમાં આવ્યા અને અનાર્યો યુરોપમાં ગયા એમ તેઓનાં નામો ઉપરથી સિદ્ધ કર્યું છે. વૈદિક કાળના અનાર્યોના નામોના અવશેષ જ આજના યુરોપીઅનોના નામોમાં કેવી રીતે જણાઈ આવે છે તે ગઇ કાલે બતાવ્યું. પણ હાલના વખતમાં યુરોપીઅનોની ખોલબાલાને લીધે તેમના અનાર્યત્વ માટે શંકા ઉપસ્થિત થઇ. આજના વખતમાં યુરોપીઅનો વિદ્યા અને હુન્નરવાળા છે. વેદ, અવેસ્તા, ટાલમડ, કુરાન, બાઈબલ વિગેરે સર્વ ધર્મગ્રંથોનો અભ્યાસ આજે જર્મનીમાં મોટા પ્રમાણ ઉપર ચાલુ છે, એ વાત પણ ખરી છે. આજે તેઓ પ્રાચીન આર્યો કરતાં પણ શ્રેષ્ટ છે. છતાં તેઓના નામો ઉપરથી તેઓ અસલના અનાર્યોના વંશજો હોવાનું જણાય છે. દત્તુ, દસ્યુથી તેમની ઉત્પત્તિ છે. ગ્રેટ બ્રિટનમાંના 'કેલ્ટસ' લોકો દસ્યુના વંશજો કહેવાય છે. એ બાબતની માહિતી પ્રો. હ્રીસ એમણે બ્રિટિશ એનસાયકલોપીડીઆમાં 'કેલ્ટ' એ શબ્દના સદરમાં આપી છે, તે વાંચવાથી જણાઇ આવશે.

ઇરાની અને સઘળા હિંદુ આર્યો છે. ઇરાની અસુર આર્યોમાંથી કેટલાક 'અહુર્મઝ્દ'ને માને છે. કેટલાક માનતા નથી. કોઈ ઇંદ્રને માને છે, કોઈ માનતા નથી. એ બધા આર્યો એશિયામાઇનરમાં રહેતા હતા. 'ઝરથુષ્ટ્ર' પોતાને 'અથર્વન્' કહેવડાવે છે. એ અથર્વન્ આર્યો અગિરસ કલ્પમાં રહેતા. ઇરાનમાં અસુર આર્ય અને હિંદુસ્થાનમાં વૈદિક આર્યો રહેતા હતા. તુલનાત્મક પુરાણશાસ્ત્ર અને મસ્તિષ્કમાપનશાસ્ત્ર ( mythology and ethnology ) ઉપરથી આ સિદ્ધાંત હું પેશ કરૂં છું. ટ્યુટન્સ, ગોલ્સ, ઈંગ્લીશ એ બધા અનાર્યો છે.

આર્યો અગ્નિઉપાસકો છે. એ અગ્નિઉપાસના હાલમાં ફક્ત પારસીઓમાં અને અમારા વૈદિક આર્યોમાં રહી છે. વૈદિકોમાં પણ તે એકસરખી જોવામાં આવતી નથી. હાલમાં તેને બદલે અનેક વિધિઓ દાખલ થઈ છે. અગ્નિઉપાસનાની જગ્યાએ વૈદિક આર્યોમાં મોટે ભાગે મૂર્તિપૂજા દાખલ થઇ છે, વેદધર્મની વિધિઓ આવી છે. વિધિ એટલે પ્રાયશ્ચિત્ત સાથેનો કાયદો. પીનલ-કોડમાં જે પ્રમાણે ચોરી કરવી નહિ એમ કહી તે વિરૂદ્ધ આચરણ માટે શિક્ષા, દંડ વિગેરે પ્રાયશ્ચિત્તો કહ્યાં છે, તે પ્રમાણે વેદમાં અગ્નિઉપાસના કહી છે,

* આ ભાષણ થયા પછી ડૉ. ઉનવાલા ( એમ. એ. પી. એચ. ડી. જર્મની) એમણે યુરોપીઅન લોકો આજે જાહોજલાલીમાં છે, તેમણે અનેક શોધો કરી છે, તેઓ આખી દુનિયાપર સત્તા ચલાવે છે, તેથી તેઓ અનાર્ય ન હોવા જોઇએ, એમ શંકા બતાવી હતી. તેનું નિવારણ બીજા ભાષણમાં કર્યું છે.

મૂર્તિપૂજા નથી. ભજનપૂજન કરો, દાન કરો, પણ અગ્નિઉપાસના કરવી જ જોઇએ. ન કરે તો તેને માટે પ્રાયશ્ચિત્ત કહેલું છે. વૈદિક ધર્મ પ્રમાણે ચાલવાવાળાએ અગ્નિઉપાસના કરવી જ જોઇએ. અવેસ્તિ અને વૈદિકો બેઉ અગ્નિઉપાસકો જ છે. અવેસ્તામાં અને વેદમાં બીજી, સૂર્ય ઉપાસના છે. પારસીઓમાં પણ ઘણે ઠેકાણે એ ચાલે છે. વૈદિકો સવારે બપોરે અને સાંજે એમ ત્રણ વખત સૂર્યને અર્ઘ્ય આપે છે. આ એક પ્રકારનો યજ્ઞ છે. યજ્ઞ એટલે દાન. આ સ્થળે અર્ઘ્યો જલ વડે જ આપવાના હોય છે. સંધ્યા એટલે સમ્યક્+ધ્યાન. એ ધ્યાન ગાયત્રી મંત્ર વડે સૂર્યના તેજનું બતાવ્યું છે. આહુનવૈતિ વડે પારસીઓ સૂર્યને નમે છે. અહુન અને ગાયત્રી એ અનુક્રમે અવેસ્તિક અને વૈદિક છંદો છે. મંત્રનો વિષય સૂર્ય દેવતા છે. વેદમાં સૂર્યને 'સવિતા' '**प्रसवित्ता जनानाम्**' એટલે સર્વ લોકોને ઉત્પન્ન કરનાર કહ્યો છે. અહીં સૂર્યના તેજનું ધ્યાન છે. તેના સ્થૂલ શરીરનું નથી. ઋષિઓ સૂર્યના તેજને માને છે. તેના શરીરને માનતા નથી. "**चित्रं देवानां उदगादनी लं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः**" એમાં સૂર્યની સાથે સર્વે તેજો ઉગ્યા, તે વરુણાગ્નિની આંખ છે, એમ કહ્યું છે. યસ્નમાં પણ સૂર્યને અહુર્મઝ્દની આંખ છે, તેના ઘોડા ચપળ છે વિગેરે કહ્યું છે. આપણી આંખો પણ સ્થૂલ છે. જોવાની મૂળ શક્તિ આપણા મગજમાં છે. અહીં સ્થૂલ શરીર વડે આત્મિક તેજ જોવાનું છે. તેથી વૈદિક ગાયત્રીમાં માણસને સૂર્યના તેજનું ધ્યાન કરવાનું કહ્યું છે. સૂર્ય પાસે માણસે કંઈ ફલ માગવાનું કહ્યું નથી, પણ શક્તિ માગવાની છે. આપણને શક્તિની જરૂર છે. માણસને એ શક્તિ બુદ્ધિ વડે પ્રાપ્ત થાય છે. જનાવરો કેવળ શરીરબળ ઉપર નિર્વાહ ચલાવે છે. આ જ બુદ્ધિનું બલ અને તેજ સૂર્ય પાસેથી માણસ માગે છે. આ પ્રમાણે સંધ્યામાંનું વૈદિકોનું ધ્યાન છે.

પારસીઓમાં પણ સૂર્યની (મિથ્રની) પ્રાર્થના છે. માણસને તેજ મેળવવા સારૂ મિત્ર, વરુણ વગેરે દેવતાઓની જરૂર છે. અહીંઆ માણસનો સ્વાર્થ જ નજરે આવે છે. એને ખાતર આપણે દેવતાઓને હવિ (આહુતિ) આપી તેનું ધ્યાન કરીએ છીએ. દેવ એટલે ચળકે તે,—તેજસ્વી, એટલે તેજસ્વી દેવ પાસે તેજ જ માગવાનું હોય. આ તેજ સૂર્યના કિરણોમાંથી અગર અગ્નિની જવાળામાંથી પ્રાપ્ત થાય છે. સૂર્ય માણસના કબજામાં નથી; પણ માણસ અગ્નિને હરહમેશ પોતાના કબજામાં રાખી શકે છે. અગ્નિની શોધ થઇ તે પહેલાં માણસો જંગલના દવમાં અગ્નિ દેખતા હતા તે ઉપરથી થયો છે; પણ માણસ પોતે ઉત્પન્ન કરી શકતો ન હતો. પણ પછી લાકડા ઉપર લાકડું ઘસીને ઘર્ષણ વડે માણસે અગ્નિ મેળવ્યો. અગ્નિમાં તેને મોટું તેજ માલમ પડ્યું. એમાં મોટી ગૂઢ વિદ્યા સમાયલી છે એમ તેણે જાણ્યું. એ અગ્નિની ઉપાસનાની વિધિ મોટમોટા માણસોએ કરી છે. એ અગ્નિનો યજ્ઞ વૈદિકોમાં અને પારસીઓમાં છે. માણસ એ સમાજમાં રહેનાર પ્રાણી હોવાથી તેને પોતાને માટેના વૈયક્તિક અને સમાજ માટેના તે સામષ્ટિક એવાં બે પ્રકારનાં કર્મો કુદરતી રીતે આદરવાં પડે છે. માણસ સમાજમાં રહેવા લાગે છે કે તરત જ તે નીતિના બંધનમાં આવે છે. ચોરી કરવી નહીં, વિગેરે સર્વ નિયમો માનવ સમાજને લગતા નિયમો છે. પશુ પોતાના શરીરબલ ઉપર એકલો રહેતો હોવાથી તેને નીતિ અનીતિ, ધર્મ અધર્મ વિગેરેનું બંધન નથી. તે રસ્તામાં કોઇનું ખૂન કરે તો તેના ઉપર કોઇ કોર્ટમાં કામ ચલાવતું નથી. નીતિ એ શબ્દ નય્ લઇ જવું—લઇ જનાર તે નીતિ—એ ઉપરથી બન્યો છે. જે માણસને તેના અંતિમ ધ્યેય તરફ લઇ જઇ શકે છે તે નીતિ. માનવ સમાજની ઉન્નતિમાં જ દરેક માણસની ઉન્નતિ સમાયલી હોવાથી, માણસે પોતાની ઉન્નતિ સાથે જ સમાજની પણ ઉન્નતિ કરવાની છે. આ માનવ સમાજ સંબંધી નીતિમાં જ સત્ અસત્ એટલે સારાનરસાનો ઉગમ થાય છે. માણસ સિવાયના પ્રાણીઓમાં સત્ અસત્ ( good, bad ) નો વિચાર નથી. સત્ અસત્‌ના ખ્યાલો સમાજમાં રહેનાર માણસોમાં જ જણાઇ આવે છે. અર્થાત્ નીતિ વિના માણસને ધર્મ પણ નથી, અને રાજ્ય પણ નથી. કેવળ રાજશાસનમાં નીતિ પૂર્ણત્વને પહોંચતી નથી. રાજાના સર્વ કાયદા નિષેધક ( negative ) સ્વરૂપના હોય છે. ચોરી કરવી નહિ, ખૂન કરવું નહિ, વિગેરે રાજા કહી શકે છે. પણ યજ્ઞ કરો, દાન કરો, તપ કરો, એમ રાજા ફરમાવી શકે જ નહિ. ચોરી ન કરે તો કેવળ તેટલાથી માણસ પૂર્ણત્વને પામતો નથી. તે માણસ તરીકે ગણાય, પણ તેટલાથી જ તેને દેવત્વ પ્રાપ્ત થશે નહિ. દેવત્વ મેળવવા માટે તેણે (positive good) યજ્ઞ, દાન, તપ, વિગેરે આદરવાં જોઇશે. આ યજ્ઞ,

દાન, તપ વિગેરે વિધિઓ ધર્મમાં સમાય છે, રાજશાસનમાં સમાતી નથી. તેથી ધર્મમાં, પૂર્ણ દેવશાસ્ત્રમાં માણસની ઉન્નતિ સમાએલી છે.

અવેસ્તિ ધર્મ નીતિતત્ત્વો ઉપર વધારે આધાર રાખે છે. તેણે ફક્ત માણસની નૈતિક મનોવૃત્તિનો જ વિચાર કર્યો છે. અમારા વૈદિક અનુયાયીમાં સાંખ્ય એ દુનિયાનો વિચાર કરનાર છે. તેમાં પ્રકૃતિ ( moving ) અને પુરૂષ ( not moving ) એવું દ્વંદ્વ માન્યું છે. ગ્રીક તત્ત્વવેત્તા હીરેકલીટસ એ પણ યુદ્ધ અને શાંતિ, આકર્ષણ અને ઉત્સારણ, એ બે દ્વંદ્વને માન્ય કરી દુનિયાની વ્યવસ્થાનું વિવેચન કરે છે. આવા તત્ત્વજ્ઞાનમાં ઝરથુષ્ટ્રી ધર્મ પ્રવેશ કર્યો નહિ. એનું દ્વંદ્વ 'અંગ્રમૈન્યુ' ( bad mind ) અને 'સ્પેન્તમૈન્યુ' ( pure mind ) એ છે. વૈદિક અને અવેસ્તિ ભાષાઓના શબ્દોમાં જ તેના અર્થોનો સાર (essence) સમાયલો હોય છે. 'સ્પેન્તમૈન્યુ' એટલે શ્વેત મન—શુદ્ધ મન. 'અંગ્રમૈન્યુ' એ શબ્દનો યૂરોપીઅનોએ બહુ વિચાર કર્યો છે. પણ તેઓને એ શબ્દની ખરી ઉપપત્તિ મળી નથી. વૈદિક ભાષામાં ' ऋ ' એ ધાતુ છે. એના ઉપરથી જ 'ऋत' એટલે સત્ય એ શબ્દ થયો છે. આ ऋत શબ્દ ઉપરથી અંગ્રેજી ' રાઇટ ' (right) શબ્દ થયો છે. વેદમાં પણ શબ્દોનો ઉચ્ચાર ભિન્ન ભિન્ન પ્રકારે કરવામાં આવે છે. ઋગ્વેદમાં ' હંસ ' એ શબ્દનો ઉચ્ચાર સરળ અનુનાસિકથી થાય છે. જ્યારે યજુર્વેદમાં એ જ શબ્દનો હઁસ ( હગુંસ ) એવો ખાસ ઉચ્ચાર થાય છે. વૈદિક નિયમ પ્રમાણે અંગ્રમૈન્યુ, અઁર = અણ = અંગ્ર, એટલે ખરાબ મન એ અર્થથી વપરાયલો હોવો જોઇએ. ઝરથુષ્ટ્રે દુનિયાને 'સ્પેન્તમૈન્યુની' પાછળ જવાનું કહ્યું છે. અંગ્રમૈન્યુ મોહમાં નાંખે છે. તેના ધર્મમાં યજ્ઞ (ત્યાગ) નથી. ' અસુરમેધિષ્ટ ' નો અર્થ પ્રો. મેક્સમુલરે બહુ સુંદર બતાવ્યો છે. અસુરમેધિષ્ટ=ઉંચામાં ઉંચું જ્ઞાન ( living highest wisdom ) એ માણસે પ્રાપ્ત કરી લેવાનું છે. વેદમાં પણ જ્ઞાન વડે જ માણસને મોક્ષ મળે છે એમ કહ્યું છે. એરિસ્ટૉટલ પણ પરમ સત્ય ( thought of thoughts ) ની પ્રાપ્તિમાં જ માણસની પૂર્ણતા ગણે છે. અહુરમઝ્દ પણ સ્પેન્તમૈન્યુના રસ્તે જ જવાથી પ્રાપ્ત થાય છે એમ ઝરથુષ્ટ્રે કહ્યું છે. આ આધ્યાત્મિક ( spiritual ) કલ્પના શબ્દોમાં ગુપ્ત રીતે વાસ કરી રહી છે. તે ઉકેલવાની તાકાત માત્ર હોવી જોઇએ.

' અહુરમઝ્દ ' એ યજ્ઞ વડે પ્રાપ્ત કરવાનો છે. સર્વ નીતિનો પાયો દાન ઉપર એટલે યજ્ઞ ઉપર રચાયલો છે. એરિસ્ટૉટલના સદ્‌ગુણો (virtues) પણ યજ્ઞ ઉપર જ આધાર રાખે છે. ધીરજ, દાતૃત્વ વિગેરે સર્વ સદ્‌ગુણો યજ્ઞ ઉપર આધાર રાખે છે. એ યજ્ઞ એટલે દાન (offering ) અગ્નિ વડે થાય છે. ભવિષ્યકાળમાં વધારે સુખ મેળવવા માટે માણસ એ દાન કરે છે. આ તેજસ્વી દેવોએ અમો યજ્ઞ કરનાર માનવોમાં જ વસવું યોગ્ય છે. અને તે પ્રમાણે માનવ શરીરોમાં જ તેઓ પેદા થાય છે. પણ તે માણસો યજ્ઞ કરનારા હોવા જોઇએ. **चणे खाई लोखंडाचे, तुका ब्रह्म पदीं नाचे** એટલે ઘણાં કષ્ટો સહન કરવાથી જ બ્રહ્મપદ યાને મોક્ષ માણસને મળે છે એમ તુકારામે કહ્યું છે. વસુમતુ—વોહુમન્ પાસે યજ્ઞ સિવાય પહોંચાતું નથી વિગેરે યજ્ઞનું મહત્વ અવેસ્તિ ધર્મમાં પણ બતાવ્યું છે.

વૈદિકધર્મમાં અગ્નિહોત્ર ( એ અતિ ) ઉચ્ચ ધર્મ છે. હાલમાં એ ધર્મ વૈદિક બ્રાહ્મણોએ પકડી મૂક્યો છે. શ્રૌત અગ્નિહોત્ર ધર્મમાં ત્રણ મુખ્ય અગ્નિ કહ્યા છે. બીજા, સ્માર્ત ધર્મમાં એક જ અગ્નિ હોય છે, એ અથર્વવેદમાં બતાવ્યો છે. 'અવેસ્તા'નો સંબંધ અથર્વવેદ સાથે છે. યસ્નમાં બતાવેલી ક્રિયા (rituals) મુખ્ય વૈદિક અગ્નિહોત્રની ક્રિયા પ્રમાણે છે. યસ્નમાં રોજની સાદી ક્રિયા વર્ણવી છે.

ઝરથુષ્ટ્રી ધર્મ ઉપર ઘણાં સંકટો આવ્યાં. એલેક્ઝાંડરની ચઢાઇ એ પહેલી મોટી આફત. પછી સાસેનીઅન વંશના વખતમાં એ ધર્મની જબરી ઉન્નતિ થઇ. ત્યાર બાદ મુસલમાનોની મોટી ધાડ આવી. એથી એ ધર્મ ઘણો નબળો પડી ગયો. ઇરાનમાંના હાલના મુસલમાનો એ અસલ ઝરથુષ્ટ્રી ધર્મના હતા. હાલમાં પારસી લોકોની સંખ્યા ઇરાનમાં જુજ અને હિંદુસ્થાનમાં ઘણી થોડી જ છે. મહામહેનતે અત્યાર સુધી પારસીઓએ પોતાના ધર્મનું રક્ષણ કર્યું છે. હવે હાલનો વખત શાંતિનો છે એટલે વધું વિચાર કરવાને સગવડવાળો છે. ડૉ. ઉનવાળા જેવા લોકો તૈયાર થાય તો અવેસ્તિ ધર્મ બાબતની ઘણી બાબતોનો ઉકેલ થઇ શકશે. હવે જોવું તેઓ

પોતાના જ ધર્મ તરફ નજર રાખવાની નથી, પણ તે સાથે અવેસ્તિ, વૈદિક, અસુરી, ગ્રીક, ઈજિપ્શિયન વિગેરે સર્વ ઉપલબ્ધ ધર્મોનો તુલનાત્મક વિચાર કરવો જોઇએ. આ ધર્મોનો એક બીજા સાથે નિકટ સંબંધ છે. પારસીઓ અને વૈદિકોએ એકબીજાના ધર્મની શોધખોળ કરવી જોઇએ. આપણે યુરોપીઅનોની પૃથક્કરણની અને ઐતિહાસિક (analytical and historical) શોધખોળ કરવાની પદ્ધતિઓ હાથ ધરવી જોઇએ. આપણે આપણા ગ્રંથો યુરોપીઅન પદ્ધતિથી પોતે જ તપાસવા જોઇએ. જેમ આપણે આપણા છોકરા ઉપર વાઢકાપનું કામ ખુદ આપણે કરીએ તે પ્રમાણે આ શોધખોળનું કામ કરવું જોઇએ. વાઢકાપ કરતી વેળા આપણું હૈયું કઠણ હોવું જોઇએ, છતાં તે આપણો છોકરો છે એ ખ્યાલ પણ આપણે ભૂલવો ન જોઇએ. એટલે આ કામ નવા શીખેલા યુવાનોનું છે. તે કરવાની બુદ્ધિ ઇશ્વર તેઓને આપો એવી મારી તે બુદ્ધિદાતા પાસે પ્રાર્થના છે.

# આપણો સમાજસુધારો

**અસહકાર અને સામાજિક સુધારાના સંબંધ વિષે ગુજરાતના અગ્રગણ્ય સ્ત્રીપુરૂષોના મત મેળવવાને તેમને એક પત્ર* મોકલવામાં આવ્યો હતો, તેના જવાબમાં મળેલો પહેલો લેખ નીચે પ્રકટ કર્યો છે.—તંત્રી**

પ્રત્યેક પ્રજામાં હમેશ કેટલીક વ્યક્તિઓ એવી હોય છે જે પોતાના સમાજની બીજી વ્યક્તિઓ કરતાં આગળ વધી ગએલી હોય છે અને ઘણી દૂર દૃષ્ટિ કરી શકે છે. સામાન્ય પ્રજાજન કરતાં તેમની સર્વ શક્તિઓ ચઢીઆતી હોઇ તેઓ તેમના નેતા બને છે.

આપણા દેશમાં અંગ્રેજી અમલની સ્થાપનાની સાથે તે પહેલાંની અંધાધૂંધી દૂર થઇ શાંતિનો સમય આવ્યો અને તે પ્રજાના સંપર્ક તેમ જ તેમના ખોલેલા વિદ્યાના માર્ગને પરિણામે જનસમાજના અગ્રણીઓને પ્રજાજીવનના વહેણ તરફ નજર કરવાની ઇચ્છા સ્વાભાવિક થઇ અને અવકાશ પણ મળ્યો. તે વખતના દૃષ્ટિબિન્દુથી રાજકીય પ્રકરણ પૂરૂં થયું હતું. બીજા પરદેશી રાજાઓ આવીને સ્થપાયા તેમ આ પ્રજા પણ સ્થાપિત થઇ—સ્વીકારાઇ અને તત્કાળ તેનાં સુફળ પણ મળ્યાં.

---

* રાજપ્રકરણ સમાજજીવનનું એક અંગ છે. તેથી કેટલાયે વખતથી એ સવાલ ખુબ ચર્ચાયો છે કે આપણા દેશની ઉન્નતિ માટે કયો સુધારો પહેલો કરવો—રાજકીય કે સામાજિક?

મહાત્મા ગાંધીજીએ ૧૯૨૦-૨૧ માં આદરેલી અસહકારની લડતમાં પહેલી જ વાર સુધારાના બન્ને કામને સંકલિત કરવામાં આવ્યા. તેમાં રાજદ્વારી જુસ્સાથી સામાજિક સુધારાના કેટલાયે કામને વેગ મળ્યો અને તેથી વળી સ્વરાજ્યના અર્થમાં મોટી ભરતી આવી.

બારડોલીની લડત બંધ રાખવામાં આવી તે પછી આજ સુધી જે રચનાત્મક કાર્યક્રમને મહાસભાએ અગ્રસ્થાન આપ્યું છે તે આપણી પ્રજાને અંદરથી એકત્ર, સબલ અને સંગઠિત કરવા માટે જ રચવામાં આવ્યો છે, અને તે સિદ્ધ થયા સિવાય સવિનયભંગની લડત કરવાથી કે ખુદ સ્વરાજનું બંધારણ મળવાથી કંઈજ વળવાનું નથી એમ તેમણે સ્પષ્ટ રીતે જણાવ્યું છે. આમ સમાજની આંતરિક શુદ્ધિ અને વિકાસનું તત્વ ગાંધીજીએ જુદા સ્વરૂપમાં સમજાવ્યું છે.

હવે આગળ વધવા માટે આપણે વિચારવું જોઈએ કેઃ

(૧) સન ૧૯૨૦-૨૧ ની ચળવળે સમાજમાં કઈ સારી વૃત્તિઓ, અને ભાવનાઓને કેટલું પોષણ આપ્યું? કોઇને રોકી કે દાબી ખરી?

(૨) ન્યાતજાતના ભેદ, સ્ત્રીઓની ઉન્નતિ, લગ્નવરાની રૂઢિઓ, અંત્યજોનો ઉદ્ધાર વગેરે વિષયમાં, વિચારમાં અને વર્તનમાં કેટલી પ્રગતિ થઇ?

(૩) ૧૯૨૨ ની સાલમાં બારડોલીની લડત બંધ પડયા પછી આજ સુધીમાં સમાજ સુધારામાં કંઇ તેજી આવી છે કે મંદી? આવી હોય તો તેનાં કારણ શાં?

(૪) ભવિષ્યમાં સામાજિક વિકાસ માટે મહાસભાની ખાદી અને અંત્યજની પ્રવૃત્તિ પર જ આધાર રાખવો જોઇએ કે તેને માટે સ્વતંત્ર પ્રવૃત્તિ કરવી જોઇશે? કરવી જોઇએ તો તરતમાં કયા વિષયમાં અને કેવી રીતે?

આમ અસહકાર અને સામાજિક સુધારાના સંબંધ વિષે ઉપરના તેમ જ બીજા જે કંઈ સવાલ તમને યોગ્ય લાગે તે પર તમારા વિચાર લખી મોકલવા વિનંતિ છે. આવી વિચારમાળા યુગધર્મમાં પ્રકટ કરી તેની સમાલોચના કરવાનો આશય છે.

હવે માત્ર સમાજસુધારણા કરવાની રહી એમ તેઓને લાગ્યું હોય એમાં નવાઇ નથી. સમાજના બંધારણની ખામીઓ તેમના લક્ષમાં આવી ગઈ અને તે દૂર કરવાના ઉપાય તેમણે યોજવા માંડયા.

આ રીતે સમાજ સુધારા તરફ આપણી પ્રજા પહેલી વળી એ તો જાણીતી વાત છે. જ્યારે સ્વતંત્રતાની ભાવનાવાળી પ્રજાના પોતાના રાજકીય આદર્શોનું પૂરૂં ભાન આપણી પ્રજાના નેતાઓને થયું ત્યારે રાજકીય સુધારણાનો પ્રશ્ન તેમની આગળ ખડો થયો, અને તે પ્રાપ્ત કરવા યોગ્ય પ્રયત્નો તેમણે આદર્યા. બંને ધ્યેય સાથે જ પ્રાપ્ત કરવાની જરૂર તેમને સમજાઇ હતી, જો કે રાજકીય સ્વાતંત્ર્ય માટે લાયકાત મેળવ્યા વગર મળે તો પણ તે સ્વાતંત્ર્ય જીરવાશે નહીં એમ તે વખતના દીર્ઘદષ્ટિવાળાઓને લાગતું છતાં તે માટે રાહ જોઇ બેસી રહેવું અને એક પછી એક પ્રયત્નો કરવા એવો તેમાંના ઘણા ભાગનો તો અભિપ્રાય નહોતો જ. અત્યારે પણ ગાંધીજીનું એ જ કહેવું છે કે અંત્યજોદ્ધાર વગેરે સામાજિક શુદ્ધિ વગર સ્વરાજ્ય મળશે જ નહીં ને સમાજની આંતરશુદ્ધિ વિના તે ટકાવી પણ નહીં શકાય. આગળના જમાનામાં રાજ્ય કરતી પ્રજાના કુશળ મુત્સદ્દીઓએ લોકનેતાઓને સામાજિક સુધારા તરફ જ મંડયા રહેવાની અને પછી રાજકીય સુધારણા તરફ લક્ષ આપવાની વારંવાર સલાહ આપેલી. Deserve and desire (લાયક બનો અને પછી ઇચ્છા કરો)—એ જુની શીખામણ અસલથી જ અપાતી પણ રામમોહનરાયના જમાનાથી જ બંને દિશામાં એકસામટી પ્રગતિ કરવાની જરૂરીઆત સમજાઇ હતી. અને અસહકારની લડત સાથે ગાંધીજીએ તો કોંગ્રેસના કાર્યક્રમમાં સામાજિક સુધારણાનો અસ્પૃશ્યોદ્ધારનો પ્રશ્ન શામેલ કર્યો. એ પ્રશ્ન સંસાર સુધારકોએ ક્યારનોયે છણ્યો હતો. ગાંધીજીએ રાજકીય ઉદ્ધારના સાધન તરીકે, તેના અંગ તરીકે સામાજિક સુધારણાને ગણી તેથી તેમ જ તેમના પોતાના આકર્ષણથી સમાજસુધારાના એ ભાગ (અંત્યજોદ્ધાર)ને કાંઇક વેગ મળ્યો. ન્યાય, વ્યક્તિસ્વાતંત્ર્ય, મનુષ્યજાતિનું બંધુત્વ એ ધોરણોથી સંસારસુધારકો પોતાનું ધ્યેય સિદ્ધ કરવા મથતા હતા અને રાજકીય સુધારણાથી અલગ રહેવા માગનાર જનોને પણ પોતાના કાર્યમાં શામેલ રાખતા. પરંતુ આપણામાં અમુક દોષ છે. આપણે તે દૂર કરવા જોઈએ એ વાત સામાન્ય રીતે લોકોને ગળે ઉતરતી નહીં તેમ જ રૂઢિનાં બંધ તોડવા માટે જે સામર્થ્ય જોઈએ તે પણ સહસા મળી જાય તેમ નહોતું.

પચાસ વર્ષ પર્યંત સુધારકોએ જે ભૂમિ ખેડીને તૈયાર કરી, જે લોકમત કેળવ્યો તેને પરિણામે જો ! સંગીન કાર્ય તો ન થયું પણ કેટલીક દિશામાં પ્રગતિ થઇ એ નિર્વિવાદ છે. ખાસ કરીને બાળલગ્ન, સ્ત્રી શિક્ષણ, અને વિધવાઓ પ્રત્યે સમભાવ એ બાબતોમાં લોકમતની વિરુદ્ધતા ઘણી જ ઓછી થઈ ગઈ. હજી બાળલગ્નો અસંખ્ય થાય છે, હજારો અજ્ઞાન સ્ત્રીઓ છે અને લાખો વિધવાઓ દુઃખી છે તથાપિ એ સર્વ અનિષ્ટ છે એમ તો લોકો સમજવા લાગ્યા છે એમાં કાંઇ સંશય નથી. ગાંધીજીના કાર્યક્રમથી આ બાબતોમાં તેમ જ ન્યાતજાતના ભેદ, સ્ત્રીઓની સામાન્ય સ્થિતિ વગેરેમાં કાંઇ ધ્યાનમાં લેવા જેવા ફેરફાર થયા હોય એમ જણાતું નથી. કન્યાવિક્રય, વરવિક્રય, સમેમરણના ખર્ચ વગેરેમાં પણ અસહકારથી ફેરફાર થએલો દષ્ટિગોચર થતો નથી. સમસ્ત જગતમાં એવું એક કાર્યબળ વ્યાપ્યું છે, તેનો વેગ ચીન, તુર્કસ્તાન, ઇરાન, અફઘાનિસ્તાન જેવા દેશોમાં પણ પ્રવેશ પામ્યો છે તો હિંદુસ્તાન જેવા સુસંસ્કારી દેશમાં તેની અસર થાય જ અને એવી અતીવ સુયોગ્ય ક્ષણે ગાંધીજી જેવા લોકમાન્ય પુરુષ પ્રજાને આત્મસુધારણાને પંથે દોરી શકે. પરંતુ તેમણે પોતાના કાર્યક્રમમાં સમાજસુધારણાનાં સર્વ અંગોને સ્થાન આપ્યું નથી. અંત્યજોદ્ધાર અને મદ્યનિષેધ એ એમણે સ્વીકારેલાં છે. તે બેમાં પ્રજા આગળ વધશે એમ ચિહ્ન જણાય છે. જેઓ રાજકીય કાર્ય ક્ષેત્રમાં જ કાર્ય કરતા તેઓ આ બેને પોતાના કાર્યક્રમમાં દાખલ થવાથી ટેકો આપી રહ્યા છે એટલા વધારે કામ કરનાર એ બંને માટે પ્રાપ્ત થયા છે. એ રીતે એ બે કાર્યમાં તેજી આવી છે એમ કહી શકાય. પરંતુ સંસારસુધારા કરતાં રાજકીય હથીઆર તરીકે તેમની પ્રવૃત્તિ છે તે તો દેખીતું જ છે. છતાં ગમે તે માર્ગે એ ધ્યેયને પહોંચાય તો ઇષ્ટ સિદ્ધિ છે એમ સર્વ સંસારસુધારકો માને છે.

અસહકારના પ્રસાર પછી દેશના સર્વ ભાગમાંથી કાર્ય કરવાની તીવ્ર ઇચ્છાવાળાં સ્ત્રીપુરુષો આગળ પડયાં અને તેમાંનાં ઘણાંકે રાજકીય મુદ્દા ન ઉપાડતાં

શાંત પ્રવૃત્તિથી લોકસુધારણાનું કાર્ય હાથમાં લીધું છે. અલબત્ત તે કાર્ય તેમના રાજકીય મતોના રંગથી રંગાએલું તો છે જ પરંતુ લોકોની ખામીઓ દર્શાવી તેમને સર્વ પ્રકારે લાયકાત પ્રાપ્ત કરાવવાના શુભ હેતુથી તેઓ કાર્ય કરે છે. ગામડાંમાં જઇ ગામડાંના લોકોને ઋણમુક્ત કરવા, તેમનામાંથી મદ્યપાન વગેરે વ્યસનો દૂર કરવાં, કજીઆકંકાસ કોરટે ચઢી પતાવવાને બદલે સમાધાની કરાવવી, બાળકોને શિક્ષણ આપવું: એ સર્વ કાર્ય ઘણાં ગામડાંમાં એ પ્રકારના કામ કરનારા કરે છે. બોરસદમાં ભાષણ કરતાં શ્રી કાલેલકરે પણ એ જ કહ્યું હતું કે આવા કાર્ય કરનારા પેદા કરવા માટે વિદ્યાપીઠ સ્થપાઇ છે. એવા કાર્ય કરનાર થઇ બધા ગામડાંઓમાં એકેક બબ્બે જાય તો પણ દેશનું ઘણું કામ થાય. આ વાત પર ગાંધીજી પણ ઘણો ભાર મૂકે છે અને દેશસેવકો પાસે ગરીબાઇના વ્રતની અપેક્ષા રાખે છે. આપણા દેશમાં હજારો ગામડાં છે અને ત્યાંની સ્થિતિ તપાસતાં જણાય છે કે ત્યાં કામ કરવાનું ઘણું છે. જરા કાંઈ રાજકીય ચળવળની અસર ત્યાં ઉતરી છે પણ સામાજિક સ્થિતિ તો જેવી ને તેવી જ છે. રાજકીય કારણોને લઇને, રાજકીય પ્રકરણના સાધન તરીકે કેટલાંક ગામડાંમાં આત્મસુધારણાના પ્રયાસ જણાય છે; પણ તે અલ્પ કાળ ટકે છે અને કાયમનું સ્થાન નથી પામતા. ગામડાંમાં સભાઓ ભરાય તે પછી ટુંક વખત તેની અસર રહે ને પાછું જેવું ને તેવું જ. જો કામ કરનારા ત્યાં મુકામ કરીને રહે તો તેની અસર થાય છે. આ કામ કરનારા પણ સંસારસુધારાના સર્વ પ્રશ્નોનો ઉકેલ લાવવાનું માથે લેતા નથી. બાળલગ્ન, ન્યાતજાતના ભેદ અને લગ્નવરાના ખર્ચ એ સર્વ પર ભાર મૂકતા નથી. ગાંધીજીના કાર્યક્રમમાં આવેલા પ્રશ્નોને જ અમલમાં મૂકવા તરફ તેઓ પ્રવૃત્તિ કરે છે એમ જણાય છે.

ખાદીપ્રચારને સામાજિક સુધારણાના અંગ તરીકે ગણી શકાય નહીં. તે આર્થિક બાબત છે, સાદાઇને પોષનાર તરીકે તેની કાંઇ બીજી ગણના થઈ શકે અને સ્વદેશી તરીકે રાજકીય હથીઆર પણ ગણાય. પણ સમાજસુધારણામાં, સંસારસુધારામાં તેના પ્રચારથી કાંઇ પ્રગતિ થવા સંભવ નથી.

અંત્યજોદ્ધાર એ સંસારસુધારાનો પ્રશ્ન છે અને તે તરફ ગતિ કરવાથી સંસારસુધારાને વેગ મળે એ નિઃસંશય છે.

માત્ર એ બે કરવાથી દેશમાં સમાજસુધારણાની પર્યાપ્તિ નહીં થાય. સમાજસુધારણાના બીજા પ્રશ્નો જે પ્રશ્નાવલિમાં ગણાવ્યા છે તેને માટે કાયમના, જોસભેર પ્રયત્નો કરવાની જરૂર છે, અને રાજકીય સુધારા સાથે તે સીધી રીતે જોડાએલા નહીં હોવાથી તેમાં કામ કરનારને ટેકો પણ ઓછો મળવા સંભવ છે, કારણ કે રાજકીય હક સૌને પ્રિય છે અને પોતાની ઉણપો જોવી સહુને કડવી લાગે છે. ઉણપો જણાય તો પણ રૂઢિનાં બંધનોએ આપણી પ્રજાને જે બળથી જકડી રાખી છે તેનો ખ્યાલ જે જે જાતિઓમાં તેવાં બંધન નથી તેમને આવવો મુશ્કેલ છે. નાનામાં નાની રૂઢિ તોડનારને મહાભારત શિક્ષા થાય છે અને જનસમાજમાં રહેવા ઇચ્છનાર એટલો ભોગ આપવા સહેલાઇથી તૈયાર ન થાય એ સ્વાભાવિક છે. સુશિક્ષિત વર્ગ જેમને હૈડે દેશની દાઝ છે તેમણે સમાજસુધારણાની સર્વ પ્રવૃત્તિઓને ટેકો આપવો એ તેમનો ધર્મ છે.

# હલ હાઉસ અને અન્ય સંસ્થાઓ

અમેરિકન સ્ત્રીઓની સામાજિક પ્રવૃત્તિઓ તો અગણિત છે. કેટલીક તો સમાજસેવા એ એમનું જીવન બનાવી દીધું છે. આમાંની મુખ્ય સન્નારી મીસ જેન એડમ્સ છે. એ બાઇનું નામ જગપ્રસિદ્ધ છે. અમેરિકામાં એને સર્વાનુમતે એક ઉત્તમ સમાજસેવક તરીકે ગણવામાં આવે છે. સ્ત્રીઓની 'Peace League'ની સ્થાપના એણે કરી હતી. દુનિયામાંથી લડાઇ કેમ નાબુદ થાય એ એનું ધ્યેય છે. મીસ એડમ્સે ગયે વર્ષે જ હિંદુસ્થાનની મુલાકાત લીધી હતી. મીસ જેન એડમ્સ એ 'હલ હાઉસ'ની અધિષ્ઠાત્રી છે. અમેરિકામાં 'સેટલમેન્ટસ'–(આશ્રમો) શું કામ કરે છે તે વિષે મેં આગળ કંઇક જણાવ્યું છે. 'હલ હાઉસ' એ અમેરિકાનો સૌથી જુનો અને સૌથી મોટો આશ્રમ છે. એની સ્થાપના શિકાગોમાં ૧૮૮૯માં થઇ હતી. મીસ એડમ્સ ત્યારથી જ એના પ્રમુખ તરીકે કામ કરે છે. 'હલ હાઉસ' વિષે કંઇક માહિતી આપ્યાથી બીજા આશ્રમો શું કામ કરે છે તેનો ખ્યાલ આવી શકશે.

એના જ શબ્દોમાં કહીએ તો એ સંસ્થાનો ઉદ્દેશ* આ પ્રમાણે છે:

"નાગરિક અને સામાજિક જીવન કેળવવાનું કેન્દ્રસ્થાન બનાવવું, કેળવણી માટે અને લોકોપયોગી સંસ્થાઓ સ્થાપવી અને ચલાવવી, શિકાગોના ઔદ્યોગિક લત્તાઓમાંના કામદારોની સ્થિતિનો અભ્યાસ કરવો અને સુધારવી."

* "To provide a centre for a higher civil and social life, to institute and maintain educational and philanthropic enterprises, and to investigate and improve the conditions in the industrial districts of Chicago."

રહેવા ખાવાનો ખર્ચ આશ્રમવાસી પોતે જ આપે છે. ગમે તેને ત્યાં રહેવાની પરવાનગી મળતી નથી. આશ્રમના કામમાં ઉપયોગી થઇ પડે તેને જ ત્યાં દાખલ કરવામાં આવે છે. અમુક સંખ્યામાં જ ત્યાં રહી શકાય છે. જગ્યા ખાલી પડે ત્યારે જ નવાને લેવાય છે. નવો આવનાર ૭ મહિના રહે ત્યાર પછી આશ્રમવાસીઓની સભામાં તેને રાખવો કે નહિ તેના પર ઠરાવ થાય છે, ઓછામાં ઓછું બે વર્ષ લગી રહેવાનું તો દરેક જણે વચન આપવું જ જોઇએ. પરોણા તરીકે જનારને માટે વ્યવસ્થા કરવામાં આવે છે.

મોટી વયનાને માટે ત્યાં વર્ગો ખોલવામાં આવ્યા છે. ત્યાં સાહિત્ય, ભાષાઓ, ઇતિહાસ, ગણિત અને ચિત્રકલાનું શિક્ષણ અપાય છે. પરદેશીઓ માટે ખાસ અંગ્રેજીનો વર્ગ કહાડ્યો છે. સાથે યોગ્ય શહેરી શી રીતે થવાય તે વિષે પણ જ્ઞાન અપાય છે. પરંતુ મુખ્ય તો ઉદ્યોગ અને કલાના વર્ગો છે. માટીનાં વાસણ બનાવવાનું, લાકડા પર કોતરકામનું, ધાતુનું કામ, વિગેરે ત્યાં શિખવાય છે. ચિત્રનું અને સંગીતનું પણ જ્ઞાન અપાય છે.

ઉદ્યોગમાં ટાઇપરાઇટીન્ગ, પુસ્તક બાંધવાનું કામ, કાંતવા અને વણવાનું કામ શિખવાય છે. ત્યાં એક ઉદ્યોગ પ્રદર્શન રાખેલું છે. હલ હાઉસની આસપાસની વસ્તી, ગ્રીક, ઇટાલીઅન, સ્લાવ, સીરિયન, જર્મન, આઇરીશ વગેરેની બનેલી છે. દરેક જણ પોતપોતાના દેશમાં જે રીતે કાંતતા હોય તે રીતનું પ્રદર્શન થાય છે. પ્રદર્શનમાં બીજી પણ સામગ્રી છે કે જેનો લાભ મીલમાં કામ કરનારાઓને મળે.

ગૃહઉદ્યોગમાં સ્ત્રીઓને માટે રાંધવાના વર્ગો છે. તે ઉપરાંત ટોપી બનાવવાના અને કપડાં સિવવાના વર્ગો

પણ રાખ્યા છે. છોકરાઓને માટે મોચીનું કામ શિખવાય છે—તેમાં ખાસ તો જોડા સાંધવાનું. અને સુતારી કામ પણ શિખવે છે.

હલ હાઉસનો લાભ આસપાસની ગરીબ વસ્તી બીજી રીતે પણ લે છે. ત્યાં એક નાનું પુસ્તકાલય છે તેને અંગે એક વાંચનનો ઓરડો છે. ત્યાં વારંવાર ચાલતા બનાવો પર ભાષણો થાય છે. આ ઉપરાંત સ્ત્રી, પુરૂષ, છોકરા અને છોકરીઓની જૂદી જૂદી ક્લબ છે. કેટલીક તો દરેક દેશવાર ક્લબ જેવી કે ગ્રીક ક્લબ, ઇટાલીઅન ક્લબ વગેરે છે. આનંદને માટે આવી ક્લબો તરફથી સંગિતના જલસાઓ, બાળકની ક્લબ તરફથી નાટકો વગેરે થાય છે, કસરતશાળાને અંગે પણ જૂદી જૂદી મેચો જેવી કે બોલીંગ મેચ, કુસ્તી વગેરે થાય છે.

એક નાના બાળકોને માટે 'ડે નર્સરી' જેવું રાખવામાં આવ્યું છે. એટલે આખો દિવસ મા કામે હોય તેટલો વખત છોકરાંને ત્યાં રાખી જાય. એ છોકરાંની બધી રીતે જ ત્યાં સંભાળ લેવાય. એને ન્હવાડે, વખત થાય ત્યારે દૂધ પાય, મોટાં હોય તો ખવાડે અને ઉંઘાડે. રમવાને માટે પણ રમકડાં વગેરે આપે. બાળકોને માટે દવાખાનું પણ રાખ્યું છે. માતાને માટે બાળઉછેર વગેરેના શિક્ષણ માટે વર્ગો પણ રાખવામાં આવ્યા છે.

નબળા બાળકોએ હંમેશા ખુલ્લી હવામાં રહેવું જોઇએ માટે 'રૂફ સ્કુલ' એટલે એમને માટે અગાસી ઉપર નિશાળ રાખવામાં આવી છે. આ ઉપરાંત ખુલ્લી હવામાં ઘણુંખરૂં ફરવાને માટે પણ બાળકોને લઇ જવામાં આવે છે.

મજુર મંડળોની સભાઓ વારંવાર હલ હાઉસમાં ભરાય છે. દરેક જાતની રાજકીય ચર્ચાનું પણ એ કેન્દ્રસ્થાન બન્યું છે. આશ્રમ કેવો હોવો જોઇએ તેનો ખ્યાલ આ રેખાચિત્ર પરથી આવી શકશે. અમેરિકામાં આવી જાતના—આનાથી કંઇક સંકુચિત ક્ષેત્રવાળા આશ્રમો ઘણા છે. કેટલાએક ખાસ પરદેશીઓના લાભાર્થે છે તો કેટલાએક બધા જ ગરીબ વર્ગને માટે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે જે સ્ત્રીઓ આમાં મુખ્ય કામ કરે છે તેમને તો આ કાર્યમાં પોતાનું જીવન સમર્પણ કરવું પડે છે. કેટલાંએક કામો એવાં છે કે જે આખી જીંદગી પર્યંત ચાલે પરંતુ તેમાં આખો વખત કહાડવો પડે નહિ. આવી એક સંસ્થા Big Sisters (મોટી બ્હેનો)ની અને Big Brothers (મોટાભાઇ)ની છે. અહીં ફક્ત 'મોટી બ્હેન'ની સંસ્થા વિષે જણાવીશ. આ સંસ્થા Juvenile Courts (બાળક ગુન્હેગાર)ની અદાલતને અંગે છે. આ અદાલતને માટે અમેરિકા ઘણી મગરૂબી ધરાવે છે. મોટા મોટા શહેરોમાં લગભગ દરેક ઠેકાણે આવી અદાલતો છે. અમેરિકન કાયદા પ્રમાણે સોળ વર્ષની અંદરનું બાળક ગુન્હેગાર ન ગણાય. પરંતુ સોળ વર્ષની અંદરના બાળકમાંથી ઘણાંએ ચોરી તેમ જ ખૂન પણ કર્યાં છે. આવાં બાળકનો ન્યાય બાળકની અદાલતમાં થાય છે. આ અદાલતના બે વિભાગ છે. પહેલા વિભાગમાં સરકારી કચેરીના જેવો જ દેખાવ કરવામાં આવે છે. પહેલીવાર જેણે ગુન્હો કર્યો હોય તેવાં બાળકોને ત્યાં લાવવામાં આવે છે. બાળકોનો 'કેસ' તૈયાર કરતી વખતે એની મગજશક્તિનું માપ લેવાય છે. બીજી પણ શારીરિક તપાસ થાય છે. ગુન્હો કરવો એ માનસિક રોગનું પરિણામ ગણવામાં આવે છે. ગુન્હો પુરવાર થતાં ન્યાયાધીશ બાળકને એના મગજ પર ગુન્હાના ગાંભીર્યની છાપ પાડવા ધમકાવે છે. ને ગુન્હા પ્રમાણે ૭, મહિને આઠ મહિના 'પ્રોબેશન' પર રહેવાની શિક્ષા કરમાવે છે. એટલે એ મુદતમાં બાળકે પોતાની સારી ચાલચલગત બતાવી આપવું કે આગળ જતાં એ ફરીથી ગુન્હો નહિ કરે. જો બાળકના મગજની ખોડને લીધે આ પરિણામ આવ્યું હોય તો તેને માટે ઉપાય લેવાય છે. પ્રોબેશનની મુદત દરમ્યાન બાળક—બાળકી હોય તો એને 'મોટી બ્હેન'ને સોંપવામાં આવે છે. આ બાઇ એ છોકરીના પર ઉપરથી દેખરેખ રાખે છે. એને દરેક જાતની મદદ કરે છે. એના જીવનમાં રસ લે છે. એક ખરેખરી મોટી બ્હેન હોય તે પ્રમાણે વર્તે છે અને છોકરીને આડે માર્ગે જતી અટકાવે છે.

અદાલતનો બીજો વિભાગ તો કંઇક 'Consulting Room' જેવા વધારે લાગે છે. અહીં જેણે એક કરતાં વધારે વાર ગુન્હો કર્યો હોય તેવા બાળકને લાવે છે. ન્યાયાધીશ બાળકને ખુબ શિખામણ દે છે. ગુન્હો ભયંકર હોય તો એને 'રિફર્મેટરી' માં મોકલી આપે છે. ઘણીવાર માબાપ પોતે જ બાળકને અદાલતમાં ધમકી

લાવે છે અને ફરિયાદ કરે છે કે એનું બાળક કહ્યામાં રહેતું નથી—ગમે તે પ્રમાણે વર્તે છે. આવા બાળકને નિશાળમાં મુકવામાં આવે છે. ત્યાં પણ બરોબર ન ચાલે તો 'રેફરમેટરી'માં મુકે છે. ઘણીવાર માબાપના પર ફરિયાદ કરવામાં આવે છે કે છોકરાંની બરાબર સંભાળ લેતાં નથી અને બાળકોને રખડતાં રાખે છે અથવા ઘરમાં એકલાં ગોંધી રાખે છે. માબાપને કાં તો દંડ કરવામાં આવે છે ને ન માને તો છોકરાં એમની પાસેથી લઈ લેવામાં આવે છે. 'મોટી બ્હેનો' સલાહ આપવામાં, બાળક પર દેખરેખ રાખવામાં બહુજ ઉપયોગી થઈ પડી છે.

સારી બાળકેળવણીના અભાવે બાળકો ખોટે રસ્તે ચઢે એમ સાધારણ માનવામાં આવે છે. જો કે અમેરિકામાં કેળવણીનો પ્રચાર ઘણો વધારે છે છતાં કેવી જાતની કેળવણી આપવી એ સવાલ ત્યાં પણ ઉકેલાયો નથી. ન્યુયૉર્કમાં એક નિશાળ છે ત્યાં ૭ હજાર વિદ્યાર્થીઓ શિખે છે! ત્યાંની એક શિક્ષિકા સાથે મેં એની મુલાકાત લીધી. અમે બહાર નીકળતાં હતાં ત્યાં એણે મને પૂછ્યું કે 'કેમ અમારી નિશાળ વિષે શું ધારો છો?' એ પ્રશ્નનો જવાબ પણ એણે જ આપ્યો: 'મને તો આ એક મોટું કારખાનું લાગે છે. ઘંટીમાં એક સરખો લોટ નીકળે તેમ અહીં પણ કોઈનું વ્યક્તિત્વ ખાસ જુદું પડી આવતું હોય એમ લાગતું નથી.' બાળકેળવણીનો સવાલ અમેરિકામાં કંઇ વિશેષ ધ્યાન ખેંચી રહ્યો છે. ખાસ કરીને સ્ત્રીઓને આ પ્રશ્ન બહુ જ મહત્વનો થઈ પડ્યો છે. ત્યાંની સ્ત્રીઓની સંસ્થા (Association of University Women) આ સવાલ ઉકેલવાનો પ્રયત્ન કરી રહી છે. એક બાઇને એ કામ પર ખાસ નીમી છે. એ લગભગ ગામેગામ ફરી ત્યાં જુદી જુદી પદ્ધતિનો અભ્યાસ કરી ક્યું ધોરણ સૌથી શ્રેષ્ઠ તે પર હેવાલ લખી પોતાનો અભિપ્રાય બાંધશે. 'અસોસીએશન ઑફ યુનીવર્સીટી વીમેન' એ સંસ્થાની મુખ્ય ઓફીસ તો લંડનમાં છે પણ દેશેદેશ એની શાખાઓ છે. કલકત્તામાં પણ એની શાખા છે જો કે ત્યાં શી પ્રવૃત્તિ ચાલે છે તેની ખબર આ તરફ પડતી નથી. સૌથી વધારે પ્રવૃત્તિવાળી તો અમેરિકાની શાખા છે. ગયા જુલાઇ મહિનામાં એ લોકોની મોટી પરિષદ ભરાઇ હતી તેમાં પરદેશીઓને પણ આમંત્રણ આપ્યું હતું. આમાં મુખ્ય પ્રશ્ન તો બાળકેળવણીનો લીધો હતો અને બીજો 'ઇન્ટરનેશનલ ફેલોશીપ' નો. એ[illegible] થોડી ફેલોશીપ કહાડવી જેથી એક દેશની સ્ત્રી બી[illegible] દેશમાં જઇ ભણી શકે. સ્પેનથી જે બાઇ આવી હ[illegible] તેણે બે અમેરિકન બાઇઓને સ્પેનમાં ભણવાને ત્યાં[illegible] યુનીવર્સીટી તરફથી બે ફેલોશીપ આપવાનું જાહેર ક[illegible] આપણી પણ એકાદ યુનીવર્સીટી એ પ્રમાણે કરે તો [illegible] દેશની બે સ્ત્રીઓને ત્યાં ભણવાનો લાભ મળે ખરો!

આ તો બધી મોટી પ્રવૃત્તિઓ. સ્ત્રીઓના શ[illegible] જીવનનું કેન્દ્રસ્થાન તો સ્ત્રીઓની સીટી ક્લબ (શ[illegible] સમાજ) છે. આ નામે કે જુદે નામે પણ દરેક શહેર[illegible] આ સંસ્થા છે. વાંચનાલય અને કસરતશાળાનો [illegible] લેવા ઉપરાંત સ્ત્રીઓ ત્યાં શહેરસુધારણાને [illegible] સવાલોની ચર્ચા કરે છે. કલીવલેન્ડની સ્ત્રીઓ [illegible] હતી ત્યારે ધુમાડાની સ્હામે લડત ચલાવતી હતી. શહેરમાં પુષ્કળ ધુમાડો થતો હતો. આ બાબત સ્ત્રીએ[illegible] સામટાં મળી ત્યાંના મેયરને ફરિયાદ કરી હતી. તે[illegible] પ્રમાણે શહેરમાં કોઈ પણ જાતની ગંદકી થાય [illegible] તો સુધરાઇ તરફથી જરા પણ બેદરકારી થાય[illegible] સ્ત્રીઓની આ શહેરી સમાજ તરત જ [illegible] શહેરના વિભાગ પ્રમાણે એટલે દરેક વૉર્ડ પ્રમાણે[illegible] એક સ્ત્રીને નીમી છે, કે જે એ વૉર્ડની સંભાળ [illegible] ત્યાં રહેતી બીજી સ્ત્રીઓને પોતાના મતનો ઉપ[illegible] કેમ કરવો અને શહેરના લાભ માટે શી રીતે ઉપ[illegible] થાય એ પણ સમજાવે. આ રીતે કામ ઘણું [illegible] થાય. કોઇ પણ વૉર્ડમાં ફરિયાદ હોય તો આખી સ[illegible] એ પ્રશ્ન ઉપાડી લે. સ્ત્રીઓને મતનો અધિકાર છે [illegible] આવી લડતમાં પોતાનું જોર બતાવી શકે છે. આ[illegible] રાંત આ સમાજ તરફથી જાહેર વ્યાખ્યાનો [illegible] થયાં જ કરે છે. ખાસ કરીને પરદેશથી આવનારા[illegible] હંમેશા બોલાવવામાં આવે છે. પરદેશ વિષેનું [illegible] રીતે જ એ લોકો કંઇક ટાળી શકે છે. [illegible] સ્ત્રીઓને ભાષણ કરવાનો તો શોખ છે પણ સાંભળ[illegible] પણ એટલો શોખ કે ન પૂછો વાત. ભાષણકર્તા[illegible] જો ધંધો જ કરવો હોય તો અમેરિકામાં જ થઇ[illegible] તેમાં જો જરા સારા બોલનારા હોય તો તેમને[illegible] કમાવાની પંચાત પડે નહિ કારણ આવી ક્લબો[illegible] થી પુષ્કળ આમંત્રણ મળે. [illegible]

'National Frailty'* એ મથાળા નીચે કવિતા લખી છે કે:

The American people,
Were put into the world,
To assist foreign lecturers.
When I visited them
They filled crowded halls
To hear me tell them Great Truths,
Which they might as well have read
In their own prophet Thoreau.
They paid me for this,
Three hundred dollars a night,
And ten of their mandarins
Invited me to visit at Newport.
*My agent told me*
If I would wear Chinese costumes
on the platform
It would be five hundred.

* કવિતાનો ભાવાર્થ આ છેઃ અમેરિકનો પરદેશી વ્યાખ્યાનકર્તાઓને સહાય કરવા માટે જ દુનિયામાં જન્મેલા છે. હું તેમની મુલાકાતે ગયો ત્યારે એમના પોતાના જ ભવિષ્યવેત્તા થોરોના લખાણોમાંથી તેઓ સહેલાઈથી પ્રાપ્ત કરી શકત એવાં મહાન સત્યો મારી પાસેથી સાંભળવાની આશાએ તેઓ સભાસ્થાનોમાં ઉભરાતા હતા. મારા વ્યાખ્યાન માટે એક રાતના ૩૦૦ ડોલર એમણે મને આપ્યા, અને જ્યારે એમાંના દરેક ભાઈઓએ મને ન્યુપોર્ટની મુલાકાત લેવાનું આમંત્રણ આપ્યું, ત્યારે મારા આડતીઆએ મને કહ્યું કે હું વ્યાસપીઠ પર મારો ચીની પોષાક પહેરીને ખડો થાઉં તો તો એ ભાષણના ૫૦૦ ડોલર પણ પાકે ખરા!

સ્ત્રીઓની રાજકીય ચળવળ વિષે તો હવે પછી. જો કે ત્યાંની રાજકીય ચળવળ એ સમાજના લાભાર્થે છે એટલે એને સામાજિક ચળવળથી છૂટી પાડી શકાય નહિ. માત્ર ફેર એટલો જ કે રાજકીય શસ્ત્રો વડે સમાજને લાભ થઇ શકે એટલા પુરતી એ રાજકીય ચળવળ ગણાય.

સૌ. હંસા મહેતા

# પક્ષભેદની પરિસીમા

હાલના પક્ષભેદથી ઉત્પન્ન થએલી સમગ્ર રાજકીય પરિસ્થિતિ વિષે આ લેખ લખ્યો છે. તેથી બન્ને પક્ષની સામસામાની દૃષ્ટિએ ટીકા પણ આપી છે. આ કઠિન વિષયનું વિવેચન ધર્મરૂપ જણાયાથી જ કર્યું છે. પણ તેમાં મહાત્માજી પ્રત્યે પૂજ્યભાવમાં અથવા સુરત પક્ષ પ્રતિ અનુરાગમાં કંઇ ક્ષતિ નહિ જ લાગે એવી આશા છે.

ગાંધીજીની ગેરહાજરીમાં જે પક્ષભેદ થયો હતો તે તેમની હાજરીથી છેક શમી જશે એમ તો કોઇએ ભાગ્યે જ ધાર્યું હશે. પણ જુહુમાં કેટલાંયે અઠવાડીઆં સુધી ગાંધીજીએ પંડિત મોતિલાલજી સાથે અને છેવટે શ્રી દાસની સાથે મસલત કરી તેથી બે પક્ષ વચ્ચે યોગ્ય સમજુતી ને સમાધાનનો પાકો નિર્ણય થશે એમ ધારવામાં આવેલું. આખરે ધારાસભા વિષે ગાંધીજીનાં અને દાસ–પંડિતનાં મતપત્ર પ્રકટ થયાં ત્યારે એ આશા સફળ થતી લાગી. પણ પાછીથી થોડા જ દિવસમાં મહાસભાના તંત્રમાં એક જ પક્ષને સર્વસ્વામિત્વ આપવાની ગાંધીજીએ ભલામણ કરી છે તેથી તો બે પક્ષ વચ્ચે પૂરેપૂરી તુટ પડશે એમ હવે ચોક્કસ લાગે છે. વળી મહાસમિતિની આવતી બેઠક આગળ ગાંધીજી જે સૂચનાઓ પ્રકટ કરવાના છે તેથી તો સુરત પક્ષમાં પણ ખુબ ખળભળાટ થશે. ગાંધીજીના આ બધા વિચારો મહાસમિતિ સ્વીકારે કે નામંજુર કરે તોયે ગંભીર પરિણામ આવવાનાં જ છે. તેનો બરાબર ક્યાસ કરવા માટે આ પક્ષભેદની મીમાંસામાં જરા ઉતરવું પડશે.

## જુનો મતભેદ

પહેલી તો એ વાત સ્પષ્ટ રીતે ધ્યાનમાં રાખવી જોઇએ કે પક્ષભેદ છેક નવો નથી પણ લગભગ અસહકાર

જેટલો જ જુનો છે. અમૃતસરની મહાસભામાં જેમ સુધારાના કાયદા વિષે દેશનાયકો સાથે ગાંધીજીને મતભેદ થયો તેમ તે જ વરસમાં મુસલમાન અગ્રેસરો સાથે અસહકારની ચળવળ વિષે પણ થયો હતો. સન ૧૯૨૦ ની અર્ધવચ સુધીમાં હંટર કમિટીનું પોકળ પ્રકટ થયું ને ખિલાફત ખતમ થઇ એટલે વળી મહાસમિતિની અને ઇસ્લામીઓની જુદી જુદી સભાઓ મળી. બન્નેમાં અસહકારનું એક જ શસ્ત્ર ચલાવવાનો ગાંધીજીનો અપ્રતિમ આગ્રહ લગભગ અરણ્યરૂદન જેવો નીવડ્યો હતો. મહાસમિતિમાં પંજાબના નરકેસરીએ સાફ પૂછ્યું હતું કે અફઘાનિસ્તાન તરફથી રખેને હુમલો આવે તો શું સરકારના સૈન્ય સાથે અસહકાર કરીને ઘર–ગામ ને માલ–આબરૂ લુંટાવા દઈશું ? છેવટે મહાસભાની ખાસ બેઠક બોલાવવાનું નક્કી થયું.

તે મળી તે પહેલાં દૈવયોગે ગાંધીજીની તરફેણમાં : વળવા લાગ્યાં. થોડા દિવસમાં તે જ નરવીરે જાબના નિર્દોષ સ્ત્રીપુરૂષોના લોહીથી ખરડાયેલા થવાળા અમલદારો સાથે હાથ મીલાવવાની ના પાડી ધારાસભાના બહિષ્કારની હિમાયત કરી. ગુજરાતની મિતિએ અને પછી પરિષદે અસહકારના સમગ્ર ક્રમને ચાવવામાં પહેલ કરી. છતાં ત્યાં પણ વિરોધના કંઈક નિ સંભળાયા ને અસહકારનો ઠરાવ વધુમતે જ ાર થયો.

### કલકત્તામાં મતભેદ

પાણ્ડ્આ રહાર વિષે ખરેખરો મતભેદ ને ચર્ચા જ મહત્વનો થઈ પડ્યું ગાંધીજીએ અહિંસાત્મક (Assoviation of Univઅહિષ્કારની રીત સવાલ ઉકેલવાનો પ્રયત્ન કરી રહી છ. જાવ્યાં...- કામ પર ખાસ નીમી છે. એ લગભગ ગામેગામ ત્યાં જાૂદી જાૂદી પદ્ધતિનો અભ્યાસ કરી કયું ઘોરણ સૌથી શ્રેષ્ઠ તે પર હેવાલ લખી પોતાનો અભિપ્રાય બાંધશે. ' એસોશીએશન ઑફ યુનીવર્સીટી વીમેન ' એ સંસ્થાની મુખ્ય ઓફીસ તો લંડનમાં છે પણ દેશોદેશ એની શાખાઓ છે. કલકત્તામાં પણ એની શાખા છે જો કે ત્યાં શી પ્રવૃત્તિ ચાલે છે તેની ખબર આ તરફ પડતી નથી. સૌથી વધારે પ્રવૃત્તિવાળી તો અમેરિકાની શાખા છે. ગયા જુલાઇ મહિનામાં એ લોકોની મોટી પરિષદ ભરાઇ હતી તેમાં પરદેશીઓને પણ આમંત્રણ આપ્યું હતં. આમાં મુખ્ય પ્રશ્ન તો બાળકેળવણીનો લીધો

રસિલી ચર્ચા થઇ. ગાંધીજીનો વિજય થયો પણ સામેના મતની સંખ્યા છેક નજીવી ન હતી. શ્રી લાલા લજપતરાયે મહાસભાનું વિસર્જન કરતાં ટીકા રૂપે જે ભાષણ કર્યું હતું તે ઘણું જ અપ્રાસંગિક અને અગવડભરેલું લાગ્યું હતું. છતાં ગાંધીજીની શ્રદ્ધાભક્તિ સામે બુદ્ધિશાળી વર્ગના વિરોધ તરીકે તે ઘણું જ સૂચક હતું.

આમ મતભેદ તો રહ્યો. છતાં ગાંધીજીના ચમત્કારિક પ્રયોગને અનુકૂલ થવાની ખાતર એક પછી એક પ્રાંતમાં મહાસભામાં સામેલ રહેલા ભિન્નમતવાદીઓએ પોતાની ઉમેદવારી પાછી ખેંચી લીધી. ગાંધીજીએ રાષ્ટ્રીય શાળાઓ સ્થાપવાની ચળવળ ચલાવી તેમાં પણ તેઓ વચમાં ન પડયા. છતાં મતભેદ સાલે તો ખરો જ ! ગાંધીજી ને અલીભાઇઓ શ્રી દાસને ઢાકામાં મળ્યા ત્યારે તેમની સાથે કોટિ ઉપાયે પણ સમાધાન કરવાનો તેમણે નિશ્ચય કર્યો.

### એક વરસનો એકમત

સન ૧૯૨૦ ની આખરે નાગપુરમાં મહાસભા મળી ત્યાં સુધી મતભેદ તો કાયમ હતો. તેથી શરૂઆતમાં બન્ને પક્ષના સંખ્યાબળ વિષે ખુબ રસાકસી ચાલી. વાતાવરણ ખુબ તોફાની હતું. બંગાળાના પ્રતિનિધિઓ વિષયવિચારિણી સમિતિના સભ્યો નીમવા મળ્યા સૌ મારામારી પણ થઇ. છતાં ગાંધીજી ને શ્રી દાસની વચ્ચે ખાનગી મસલત ચાલ્યાં જ કરતી. પરિણામે દાસ–ગાંધીજીનો ઠરાવ વિષયવિચારિણી સમિતિમાં સૌ અગ્રણીઓની સંમતિ સાથે લગભગ એકમતે મંજુર થયો ત્યારે સૌ સાનંદાશ્ચર્યમાં લીન થયા.

છતાં આજે આપણે શાંતિથી વિચારી શકીએ કે ...રમાં દાસ–કેલકરનાં મન પંચવિધ બહિષ્કારમાં પૂરેપૂરાં સંમત થયાં હતાં ? ઉત્તર નકારમાં જ જોઇશે. અસહકારનું શસ્ત્ર નવીન અને તેજસ્વી ...રાકયતાઓ અપાર લાગતી. તેની અજમાયશથી ...માં સ્વરાજ્ય મેળવવાની આશા ગાંધીજીએ ...આપી. તેથી પ્રજાવર્ગના ઉત્સાહ ને જાગૃતિમાં પૂર આવતું દેખાયું. આ બધું જોઇને અગ્રણીની થંભી ગઈ. " આપણા મતભેદથી ગાંધીજીનો નન્ય પ્રયોગ સફળ ન થાય તો ? ગાંધીજી એક ...ની મહેતલ માગે છે, તો ભલે આપીએ—તર્ક•

વિતર્કને બાજુએ મુકીને ગાંધીજીની સરદારી નીચે વરસભર સીપાઇગીરી કરી જોઇએ!"—આવું કંઇક તેમને લાગ્યું હશે. તેમની બુદ્ધિ તો અડગ ને અલિપ્ત રહી. પણ ગાંધીજી પ્રત્યે પૂજ્યભાવથી, ને પ્રજામંડળ તરફ વફાદારીથી તેમણે લડતમાં જોશભેર ઝંપલાવ્યું.

## સ્વરાજ્યની સીપાઇગીરી

જેવી શ્રદ્ધા રાખી તેવાં ફળ પણ તરત તો મળ્યાં. પંડિતજીની માફક શ્રી દાસે પણ લાખો રૂપીઆની વકીલાત છોડી. તેમની હાકલથી હજારો વિદ્યાર્થીઓ સરકારી શાળાઓમાંથી નીકળી આવ્યા. બેઝવાડાની "સૈન્ય, સાધન ને સંપત્તિ"* ની માગણીનો તેમણે ઉંચે સ્વરે ઘોષ કર્યો. પરદેશી કાપડની હોળી કરવામાં પણ તેઓ સૌ ગાંધીજીની સાથે સામેલ રહ્યા. વરસ પૂરૂં થવા આવ્યું ત્યારે ગાંધીજીની સાથે તેઓ પણ અધીરા થતા ગયા ને દિલ્હીના સવિનય ભંગના ઠરાવને તેમણે આનંદથી વધાવી લીધો. તેમણે સૌએ પોતાનું વ્યક્તિત્વ ગાંધીજીમાં છેક જ વિલીન કરી દીધેલું લાગ્યું. તેમની પૂરી વફાદારી ને ખરી સુબેદારી જોઇને સૌ ચકિત થયા.

પછી યુવરાજના આગમન પ્રસંગે (૧૯૨૧, નવેમ્બર ૧૭) મુંબાઇમાં તોફાન થયાં. ગાંધીજીએ ઉપવાસ કર્યા, ને સારા દેશમાં શાંતિ જાળવી શકાય ત્યારે જ લડત ઉપાડવાની સૂચના આપી. આથી વરસમાં પહેલી જ વાર આ વખતે ગાંધીજીની અને આ સહાયકોની વચ્ચે મતભેદની નાનીશી લહેર આવી ગઇ. એમ જાણવામાં આવ્યું છે કે ગાંધીજીએ તો થોડા વખત સારૂ કોઇ પણ સંયોગોમાં કાયદાનો ભંગ ન કરવાનો ઠરાવ ઘડેલો હતો, તે શ્રી દાસ સાથે ખુબ ચર્ચા થયા પછી જરા મોળો કર્યો. છતાં તેમણે ગાંધીજીને સમજાવ્યા તેમ પોતે પણ રંગાયા, ને થોડા જ દિવસમાં પૂર્વ બંગાળના તોફાને ચ્હડેલા મુલકમાં જઇને જાહેર કર્યું કે આપણા તોફાની વર્ગ ઉપર પૂરો કાબુ મેળવ્યા પછી જ આ લડતને આગળ ચલાવી શકાશે.

આમ લડત મંદી પડે એમ હતું. બારડોલીની તૈયારી પણ કાચી હતી. તે વખતે સરકાર ઓચીંતી વ્હારે આવી. બંગાળ ને બિહાર, સંયુક્ત પ્રાંત ને પંજાબમાં સભાઓ અને સ્વયંસેવકોની તેણે બંધી કરી. જોતજોતામાં લાલાજી અને પંડિતજી, દાસ અને સેન બીજા હજારો સેવકોની સાથે જેલમાં પુરાઇ ગયા. પ્રજાસાગરમાં મહા ક્ષોભ થયો ને તેના ઉત્સાહની ઉર્મિમાલા ખુબ ઉંચે ઉછળતી જણાઇ.

અમદાવાદની મહાસભાએ આ ક્ષોભ ને તોફાનમાં વૃદ્ધિ કરી. થોડી જ વારમાં બારડોલીમાં બેડો બળવો થવાની અને સપાટામાં સ્વરાજ્ય હાથ કરવાની સૌને આશા આવી. દરમ્યાન ગંભીર સવાલો નીપજે, તેના નીકાલ તરત કરવાના હોય, ગમે તે ગમે ત્યારે પકડાય, તેથી આવે અણીને પ્રસંગે ગાંધીજીને સર્વસત્તાધિકાર સોંપવાનો પણ ઠરાવ થયો. ડીસેમ્બરની ૩૧ મી થઇ ને સ્વરાજ્ય ન મળ્યું. પણ તેથી શું? હજારો નરરત્નોએ જેલને મહેલ તો ગણી. ને હવે જોતજોતામાં ગાંધીજી રામબાણ ચલાવશે એટલે બેડો પાર!

### લડત બંધ

પછી તરત જ ગાંધીજીએ બારડોલીમાં જ થાણું નાંખીને પ્રજાને કેળવવા માંડી. તાલુકાના વિભાગ કર્યા, દરેકમાં સુબેદારો ને સીપાઇઓ ગોઠવાયા, પ્રજાને પાનો ચ્હડયો, ને ગાંધીજીએ બધું જોઇ તપાસીને સરકારને લડતનું કહેણ મોકલ્યું. સરકારે જવાબ આપ્યો તેનો રદીઓ ઘડાતો હતો તેવામાં જ ચૌરીચૌરામાં અહિંસા પર પાણી ફેરવાયું. ગાંધીજી લડત ખેલવામાં જેવા શૂરા તેવા જ તેને પાછી ખેંચવામાં પણ નીડર. તેમણે તરત જ લડત બંધ રાખી ને બારડોલીમાં કાર્યવાહક સમિતિ બોલાવી. તેણે થોડા વખત સુધી કેવળ રચનાત્મક ક્રમ પર એકાગ્ર થવાની પ્રજાને ભલામણ કરી. ત્યારથી જ કડા મતભેદનાં—પક્ષભેદનાં બીજ રોપાયાં.

બારડોલીનો ઠરાવ દિલ્હીની મહાસમિતિ આગળ મંજુરી માટે આવ્યો. અહિંસાના રહસ્ય વિષે જે સૂક્ષ્મ મતભેદ ગાંધીજી અને દાસપક્ષ વચ્ચે પહેલેથી જ હતો તે આ સભામાં ખુબ ભભુકી ઉઠયો. લાલાજી અને પંડિતજીએ જેલમાંથી પણ કહાવ્યું કે દેશના કોઇ ખુણામાં આવાં છમકલાં થાય તેથી લડત બંધ ન જ

---

* કરોડ સભાસદ, ૨૦ લાખ રેંટીઆ ને કરોડ રૂપીઆ.

થાય. અહિંસાના અત્યાગ્રહ માટે ગાંધીજી પર અવિશ્વાસનો ઠરાવ પણ રજુ થઈ ગયો. ચર્ચા ખુબ ગરમ ને લાંબી થઇ. અને જો કે એકંદર નજીવા સુધારા સાથે ગાંધીજીનો મુસદ્દો પસાર થયો તો પણ મહાસભાના બંધારણની પહેલી કલમમાં "સત્ય" અને "અહિંસા" નું રહસ્ય પરખાવવાનો ગાંધીજીનો પ્રયાસ નિષ્ફળ ગયો. પછી તરત જ ગાંધીજી જેલ સીધાવ્યા એટલે તે સભાની સાથે જ ગાંધીજીનું જાહેર જીવન પણ અટકી ગયું. તેથી તેની સાથે જ અનુસંધાન સાધીને આજે ગાંધીજી પોતાનો નવો માર્ગ ઘડે છે.

## સ્વરાજ્યપક્ષની સ્થાપના

અહીંઆ ઘડિભર અટકીએ. આપણે આગળ જોઇ ગયા કે ગાંધીજીની સરદારીમાં શ્રદ્ધાથી ને વરસમાં સ્વરાજ્ય મેળવવાની આશાથી દાસપક્ષનો મતભેદ મોકુફ રહ્યો હતો. પણ ગાંધીજીએ એકાએક બારડોલીની લડત બંધ રાખી એટલે એ શ્રદ્ધા નષ્ટ થઇ. તેમ જ સ્વરાજ્ય માટે કંઇ મુદત રહી નહિ તેથી આશા પણ અદશ્ય થઈ. આમ ઉત્સાહનાં પૂર નીચે ઉતર્યાં એટલે વેગથી બુદ્ધિની શંકાઓ ફરીથી જાગ્રત થઇ. વળી ગાંધીજીની ગેરહાજરીમાં પોતાના જ જોરથી જે શસ્ત્ર વાપરી શકાય તે જ સૌ અગ્રણીઓ જેલમાં ને બહાર શોધવા લાગ્યા. જ્યારે પંચવિધ બહિષ્કારનું ચોકઠું શિથિલ કરી સરકારની સામે કંઇક જુની—કંઇક નવી રીતે લડવાની તેમને જરૂર લાગી ત્યારે તેમ કરવાનો માર્ગ યોજતાં પણ તેમને વાર ન લાગી. જુલાઇ માસમાં લખનૌમાં મહાસમિતિ મળી ત્યારે સવિનય ભંગનો કે એવો બીજો કંઇ માર્ગ યોજવા વિષે વિચાર કરવાને સમિતિ નીમાઇ. સમિતિએ શરૂઆતથી કાઢેલા સવાલો ઉપરથી જ તેના હેતુ વિષે જે શંકા થઇ હતી તે તેનું કાર્ય જોતાં દઢ થતી ગઈ. દરમ્યાન શ્રી દાસ છુટયા. તેમની અને સમિતિ વચ્ચે મસલત થઇ. પરિણામે ધારાસભાની તરફ ને વિરૂદ્ધ સમિતિમાં સરખા મત પડ્યા. સુરત પક્ષે તેમના પર દેશમાં તડ પાડવાનો અને રચનાત્મક કામને નુકસાન પહોંચાડવાનો આરોપ મુક્યો. ધારાસભાના હિમાયતીઓએ સમિતિને સમયસૂચકતા અને કાર્યદક્ષતા માટે અભિનંદન આપ્યું. ગયાજીની બેઠકમાં બેની વચ્ચે ફેંસલો થયો. ધારાસભાનો ઠરાવ વધુમતે નપાસ થયો. છતાં કલકત્તામાં આમ થયા પછી તેના હિમાયતીઓએ નમ્યું આપ્યું હતું તેને બદલે ગયાજીમાં જ તે મતની પુષ્ટિ ને પ્રચારને સારૂ સ્વરાજ્ય પક્ષની સ્થાપના થઈ.

## મુસલમાનોમાં ટંટી

સ્વરાજ્યની સાથે મૂળથી પંજાબ ને ખિલાફતના મુદ્દા સામેલ હતા. તે વિષે પણ પ્રજાનું વલણ બદલાતું ગયું. પંજાબનો સવાલ જુનો થતો ગયો તેમ તે વિષે માગણીઓની મંજુરી અશક્ય લાગતી ગઇ. પણ ખરૂં પરિવર્તન તો ખિલાફત વિષે થયું. ૧૯૨૨ ની આખરમાં કમાલ પાશાએ એશીઆ માઇનરમાંથી ગ્રીક લોકોને હાંકી કાઢ્યા અને કોન્સ્ટેન્ટીનોપલ સર કર્યું તેથી મુસલમાનોને કાળજે ટાઢક વળી. ગયાજીની મહાસભા વખતે લોસેનમાં ચાલતા કોલકરારમાં કંઈ તુટ પડવાનો સંભવ લાગતાં ખિલાફત પરિષદે તરત સવિનય ભંગ કરવાનો ઠરાવ કર્યો. પછી શરતો ઘડાઇ; નામંજુર થઇ; ફરીથી ઘડાઇ ને છેવટે પસાર થઇ. જુની ખિલાફત—સલ્તનતની રાખમાંથી આમ નવું તુર્કી ખીલ્યું ને ખીલતાં એટલે ઇસ્લામીઓની બધી વરાળ શમની ગઇ છે. હમણાં નવી સરકારે ખુદ ખિલાફતને જ નાબુદ કરીને ખલીફાને પરદેશ રવાના કર્યા છે. તે વિષે ખિલાફત કમિટીએ લાંબાં લખાણ કર્યાં છે અને જરા ફુંફાડા પણ માર્યા છે. છતાં તેથી સરકાર સામેની લડતમાં કે રચનાત્મક કાર્યમાં કંઇ નવું જોમ આવે એમ જણાતું નથી.

આમ મુસલમાન ભાઇઓ ઠંડા પડ્યા એટલે તેઓ મોટી સંખ્યામાં સ્વરાજ્ય પક્ષમાં જોડાતા ગયા. એટલે સુધી કે ગઇ સાલની શરૂઆતમાં ડાક્ટર અન્સારી સિવાય એક પણ મુસલમાન સરદાર સુરત પક્ષમાં ન હતા. મૌલાના અબુલ કલામ આઝાદ તે અરસામાં જેલમાંથી નીકળ્યા ત્યારથી તેમણે સુરત પક્ષમાં જુકાવવાને બદલે બન્નેની વચ્ચે સમાધાન કરાવવાનું બીડું ઝડપ્યું. અમલદાર તો મૂળ મુસલમાનોના જ. તે તેઓ જ આમ જુદી પડ્યા એટલે હિન્દુઓ પણ વધારે હિંમતથી સ્વરાજ્યપક્ષમાં ભળતા ગયા.

તે પછીનો આ પક્ષના વિજયનો ઇતિહાસ તાજો છે. ફેબ્રુઆરી (૧૯૨૩) ની આખરે જે સમાધાન થયું તેમાં ખરૂં જોતાં સુરત પક્ષે જ હાર ખાધી. એપ્રિલ માસમાં નાગપુરમાં ધ્વજ સત્યાગ્રહ શરૂ થયો પણ પહેલાંની માફક જેલમાં એકદમ મોટી ભરતી ન થઈ—લડત જરા ધીમી અને લાંબી નીવડી—સ્વયંભૂ કરતાં વધારે યાંત્રિક લાગી—સ્વરાજ્ય પક્ષને ઝાંખો પાડવાનું આળ તેના પર મૂકાયું—અને તે પણ છેવટે શમી ગઇ એટલે સ્વરાજ્ય પક્ષના વિજયનો માર્ગ ચોખ્ખો થયો. દિલ્હીની ખાસ બેઠકમાં મૌ. મહમદઅલી આવી પહોંચ્યા. તેમણે મુસલમાનોની વૃત્તિને શરણે થઇને લગામ ઢીલી મૂકી ને સ્વરાજ્યવાદીઓને ધારાસભામાં જવાની છૂટ મળી. કોકનાડાની બેઠક પહેલાં તો તેમણે થોડી વધારે સંખ્યામાં સરકારી ગઢમાં પ્રવેશ કર્યો હતો તેથી દિલ્હીની મંજુરી સહેલાઇથી કાયમ રહી.

ગયા ફેબ્રુઆરી-માર્ચ માસમાં સ્વરાજવાદીઓએ બધી ધારાસભામાં પહેલા ઘા કર્યા—કંઈક સફલ થયા, વધારે નિષ્ફલ થયા. એટલામાં ગાંધીજી છુટયા. એટલે તેમની સાથે મસલત ચાલી ને હવે બન્નેના મતપત્રો ઉપર વિચાર કરી પ્રજાને ફેંસલો આપવાનો છે.

### બુદ્ધિનું બંડ

ઉપરના અવલોકન ઉપરથી કેટલાક મુદ્દા ચોખ્ખા તરી આવે છે:

(૧) છેક ૧૯૧૯ ને ૧૯૨૦ થી દાસપક્ષ ને ગાંધીજી વચ્ચે ઉંડો મતભેદ દેખાયો હતો.

(૨) ગાંધીજી વિષે શ્રદ્ધાથી અને સ્વરાજ્યની આશાથી અમુક મુદતને સારૂ તે પક્ષે પોતાનો મતભેદ સંકેલી લીધો.

(૩) બારડોલીના ઠરાવથી એ શ્રદ્ધાને આઘાત પહોંચ્યો ને એ આશા નિષ્ફલ થઇ એટલે વળી તેમની બુદ્ધિએ સ્વતંત્ર થઇને બંડ કરવા માંડ્યું.

(૪) તેથી જરૂરી જણાતા ફેરફાર કરવા સારૂ સવિનયભંગ જેવી કોઇ સમિતિની સ્થાપના અને સ્વરાજ્ય જેવા કોઇ પક્ષની ઉત્પત્તિ સ્વાભાવિક—લગભગ અનિવાર્ય હતી. તેથી તે સમિતિ અને તે પક્ષ પર થતા ઘણાખરા આક્ષેપોને અણસમજુ અને નિરર્થક ગણવા જોઇએ.

### એકમતના મુદ્દા

હવે બે પક્ષના મતભેદ ગણાવતા પહેલાં તેમના એકમત પણ ધ્યાનમાં રાખવા જોઇએ:

(૧) હાલનું આપખુદી રાજ્યતંત્ર સત્વર નાબુદ કરી સ્વરાજ્ય સ્થાપવાનો બન્નેનો હેતુ છે. સ્વરાજ્યમાં કેવળ મુઠ્ઠીભર મુડીદારોની જ નહિ પણ આમ વર્ગની ને તેના ચુંટાએલા પ્રતિનિધિઓની સત્તા હોવી જોઇએ એ પણ બન્નેને કબુલ છે.

(૨) આ માટે છેવટનો ઉપાય કાયદાના ભંગનો અને કર ન આપવાનો જ છે. તેમ કરતાં આવી પડે તે બધાં દુઃખ શાંતિથી સહન કરવાં.

(૩) સમગ્ર પ્રજા અથવા તેનો મોટો ભાગ આવી લડત તાલીમબંધ લડી શકે તેમ જ સ્વરાજ્ય મળે ત્યારે તે બરાબર ભોગવી શકે તે માટે રચનાત્મક કાર્ય કરીને તેને તૈયાર કરવી.

### મતભેદની રેખાઓ

સ્વરાજ્યપક્ષે આ એકમત ઉપર ઘણો ભાર મુકયો છે. પણ તેણે કે તેનાં પત્રોએ મતભેદની મુખ્ય રેખાઓ જરાયે ઢાંકી નથી. તેના મુખ્ય વિષય નીચે મુજબ છે:

(૧) અસહકારના હેતુ ને અર્થ વિષે;

(૨) બહિષ્કારના પ્રયોજન ને રીત વિષે;

(૩) રચનાત્મક કાર્યક્રમ ને યોજના વિષે;

(૪) સવિનય ભંગ ને કર ન આપવાની લડત વિષે;

(૫) અહિંસાના પ્રયોગ વિષે.

### (૧) અસહકાર

ગાંધીજીએ તો ફરી ફરીને અસહકારનો પોતાનો હેતુ સમજાવ્યો છે. જે સરકાર પંજાબના અત્યાચાર અને ખિલાફતની લુટમાં સામેલ થઇ તેમ જ જે દેશના આમ વર્ગને રોજ વધારે ને વધારે દબાવતી ને ચુસતી જાય છે તેને સહાય કરવી કે તેમાં સામેલ થવું એ પાપરૂપ છે. તેની સામે અ-સહકાર કરવો એ જ ધાર્મિક

ને નૈતિક ફરજ છે. તેની સાથે વ્યાવહારિક દલીલ પણ યોજી છે કે આવું તંત્ર પ્રજાના સહકારથી જ ટકી શકે છે તેથી તેનો અસહકાર ક્રમે ક્રમે સંપૂર્ણ થતાં તે તંત્ર સુકાઇ ગએલા વૃક્ષની માફક તુટી જ પડે ને સ્વરાજ્યની પ્રાપ્તિ થાય.

આ બન્ને હેતુ સામાન્ય રીતે સૌએ માન્ય કર્યા છે. પણ સ્વરાજ્ય પક્ષ તેને ધાર્મિક સ્વરૂપ નથી આપતો તેમ જ તેને એક અચળ ને અક્ષય ભાવના તરીકે પણ નથી પૂજતો. તે તો તેને સ્વરાજ્યની લડતના એક શસ્ત્ર તરીકે જ ગણે છે. સરકાર સાથે રાજીખુશીથી સહકાર કરવા સિવાયની તેની સામે લડવાની બધીયે રીત તે અસહકારની. તેમ તેમાં સમય વર્તીને યોગ્ય સુધારા વધારા પણ કરવા જ જોઇએ. તે એમ પણ કહી શકે છે કે જેટલે અંશે ચુસ્ત પક્ષ તાર ટપાલ વાપરે કે અથવા કર આપે છે તેટલે અંશે તે પણ પૂરો અસહકાર કરી શકતો નથી. તેથી એકંદર આ સવાલ સિદ્ધાંતનો નહિ પણ રાજ્યપ્રકરણી કુનેહબાજીનો છે.

## (૨) બહિષ્કાર

પંચવિધ બહિષ્કારનો પાઠ આપણે ભણ્યા છીએ. પણ ખરી મુશીબત ધારાસભા નિશાળો ને કોરટો વિષે જ લાગે છે, તેથી તેનો જ વિચાર કરીએ. આમાં ધારાસભાનો સવાલ બીજા બેથી જુદો છે. ગાંધીજીના સિદ્ધાંત મુજબ ધારાસભામાં કોઇ પણ હેતુસર પ્રવેશ કરવો એ અસહકારથી વિરૂદ્ધ ગણાય—તેમની દૃષ્ટિએ પાપરૂપ પણ મનાય. પણ સ્વરાજ્ય પક્ષ તો તેની સમજ મુજબ તે સભામાં દાખલ થઇ લડવામાં અસહકારનો નવો દાવ ખેલે છે એમ જ ધારે છે. શ્રીયુત દાસ અને પંડિત મોતિલાલજીએ એ પણ બેધડક રીતે જણાવ્યું છે કે જો એમની વ્યાખ્યા કોઈ કબુલ ન રાખે તો તેઓ "અસહકાર"—એ શબ્દને કોરે મુકીને પણ ધારાસભાની લડતને વળગી રહેવા તૈયાર છે.

તે જ પ્રમાણે સરકારી નિશાળો ને અદાલતોનો કંઇ પણ અંશે આશ્રય લેવો એ ગાંધીજીની દૃષ્ટિએ નિષિદ્ધ છે. સ્વરાજ્ય પક્ષને પણ તે નાપસંદ તો છે જ. પણ તેના બહિષ્કારની ચળવળથી હવે કંઈ વળે એમ નથી એવી તેની ખાતરી થવાથી તે વિષે તે ખાસ આગ્રહ ન ગણે તેમ સરકારી નિશાળમાં છોકરાં મોકલનારની કે વકીલો-ની સહાયથી કંઇ રાજકીય કામ થઇ શકતું હોય તો તે છૂટથી કરી લે.

પરદેશી તેમ જ મીલના કાપડ ને પ્રશ્નો વિષે પણ એવી જ રીતે મતભેદ રહે છે. ગાંધીજી આજે પરદેશી કે મીલના કાપડના વેપારી* વગેરેને મહાસભાના કાર્યવાહક મંડળમાં સ્થાન ન આપે ત્યારે સ્વરાજ્યપક્ષ તેમાં પણ કાર્યસાધક દૃષ્ટિથી જ વર્તે.

## (૩) રચનાત્મક કાર્ય

ચૌરીચૌરાના અત્યાચારથી ગાંધીજીને લાગ્યું કે બહિષ્કારની ચળવળથી ઘણી દ્વેષવૃત્તિ પોષાય છે, તેથી તેમણે સુકાન ફેરવ્યું ને સૌની સહાય લઇને કેવળ રચનાત્મક કાર્ય ઉપર જ એકાગ્ર થવાનો આગ્રહ કર્યો. છતાં તેમના દિલમાં એ તો વસેલું જ હતું કે પૂરો પંચવિધ બહિષ્કાર કરનારના જ હાથમાં આ કાર્યની લગામ રહેવી જોઇએ. વિનીત પક્ષ સ્વતંત્ર વર્ગ કે વકીલ ધારાશાસ્ત્રીઓ તો મહાસભાના અંકુશ નીચે રહીને બહારથી જ સહાય કરી શકે.

આ વિષે સ્વરાજ્યપક્ષની માન્યતા સ્વાભાવિક રીતે છેક જુદી છે. બહિષ્કારની ચળવળને હવે નિરર્થક ગણીને રચનાત્મક કામમાં જેઓ ગમત હોય તેમને સૌને સાથે મળી કામ કરવા તેઓ આમંત્રણ આપે છે. દિલ્હી અને કોકનાડામાં ધારાસભાનો મત મંજુર થયો છતાં પણ મહાસમિતિમાં બન્ને પક્ષ સામેલ રહ્યા તે આવી જ સમજથી. પણ ગાંધીજી તો બહિષ્કારની રેખાઓને સખ્ત ને નિશ્ચિત માનતા હોવાથી તેઓ તો કાર્યવાહક મંડળમાંથી સ્વરાજ્યવાદીઓને તેમ જ અર્ધદગ્ધ અસહકારીઓને દૂર જ રાખે.

## (૪-૫) સવિનય ભંગ ને અહિંસા

આ બે વિષે પણ મતભેદ સ્પષ્ટ જ છે. ગાંધીજી કોઇ કાયદાનો ભંગ કરે કે કર ન આપે તો મુખ્યત્વે

---

* મીલના માલીકો કે વેપારીઓને સ્થાન ન આપીએ તો પછી મીલોના ગોદામો—આમીલોનું શું? તેમનો બહિષ્કાર શક્ય છે? આ સવાલ પણ મહાસમિતિને વિચારવો પડશે.

કરીને જુલમગારનો જુલમ શાંતિથી સહન કરીને તેને પ્રેમથી જીતવાનો. આમ ગાંધીજીની રીત આત્માના સનાતન પ્રેમધર્મ પર રચાયેલી છે. ત્યારે સ્વરાજ્ય પક્ષ તો સાફ રીતે સરકારના તંત્રને તોડવાને જ કાયદા તોડે કે બળવો કરે. તે પણ શાંતિ તો જાળવે જ પણ તે સામાના તરફ પ્રેમવૃત્તિથી નહિ પણ સરકારને ખુબ અત્યાચાર કરવાનું કારણ ન આપવાના હેતુથી.

આ ભેદ પણ અહિંસાની સમજમાં પણ સ્વાભાવિક રીતે ઉતરે છે. ગાંધીજીને મનવચનમાં પણ અહિંસા જોઈએ ત્યારે સામા પક્ષને કેવળ કર્મમાં જ. અને લડતના ક્ષેત્રમાં શાંતિ હોય ને દેશમાં કોઇ ઠેકાણે "અસહકારીઓ" તોફાન જગાવે તો તો ગાંધીજી તરત લડત મોકુફ રાખે ત્યારે સ્વરાજ્યપક્ષ આમ રોકાયા સિવાય આગળ ઝોકાવ્યે જ જાય.

### શ્રદ્ધા-બુદ્ધિનો ભેદ

આ મીમાંસા પરથી બે પક્ષ વચ્ચે ખરેખરો ભેદ મૂળ દૃષ્ટિબિન્દુમાં હોય એમ લાગે છે. ગાંધીજી દરેક પગલે ધમ ને ભાવનાના પ્રકાશથી ચાલે છે ત્યારે સ્વરાજ્યપક્ષ કેવળ રાજકીય લડતની અને તાત્કાલિક ફળની દૃષ્ટિથી ઝુકાવે છે. એક પક્ષમાં સત્ય-અહિંસા પ્રધાન છે, બીજે રાજકારણની વ્યવહાર દૃષ્ટિ જ વર્તે છે. એક દિવ્ય શ્રદ્ધાથી પ્રેરાય છે બીજો બુદ્ધિ અનુભવને સેવે છે. આ ભેદ ઉંડો ને તાત્ત્વિક છે—પ્રાચીન—સનાતન છે તે મનુષ્ય સ્વભાવના મૂળમાં તેનાં બીજ રહેલાં છે. તેને શમાવવો કે અવગણવો એ અશકય છે. ત્યારે હવે શું કરવું ?

### ગાંધીજીની આતશયતા

આજે બેય પક્ષનો શંભુમેળો મહાસભામાં ચાલે છે તે ગાંધીજીથી સહન થતો નથી. તેથી તેમણે હાથમાં કાતર લીધી છે. બેની વચ્ચે કાપ મૂકી છુટા છેડા કરવાને તેઓ તૈયાર થઇ ગયા છે. તેઓ સ્વરાજ્યવાદીઓને અને વકીલોને, માલના ને પરદેશી કાપડના વેપારીઓને—સૌને મુખ્ય મંડળોમાંથી દૂર કરવા ઇચ્છે છે. તેઓ ન જાય તો પોતે ન રહે એવો ભય રહે છે. મહાસભાને જે પક્ષ પસંદ હોય તેને સુકાન સોંપે—પણ બે સાથે તો ન જ નભી શકે.

પણ ગાંધીજી આમ બે પક્ષો વચ્ચે જ ફેંસલો કરવા નથી ઇચ્છતા. સુરત પક્ષમાં ઘણાયે નબળા માણસો ભરાઈ બેઠા છે. તેમને પણ ગાંધીજી દૂર કરવા ચાહે છે. તેથી સત્ય અહિંસાના સિદ્ધાંત વિષે, ને પંચવિધ બહિષ્કાર વિષે તેઓ ચોકસ મત લેવા માગે છે ને સૌ કાર્યવાહકો દર મહિને ઓછામાં ઓછું દશ નંબરનું પાશેર સુતર કાંતીને ખાદીસમિતિને મોકલી આપે એમ સૂચવે છે. આ સૂચનાઓ ઘણી જ આકરી લાગે છે. તેનાથી મહાસમિતિમાં—મહાસભામાં ઘણો જ ક્ષોભ થશે ને પુષ્કળ વાદવિવાદ થશે એ પણ નિઃશંક છે. તેની સાથે એ પણ દેખીતું છે કે જો ગાંધીજી ૧૯૨૧ ના અસહકારશાસ્ત્રને અક્ષરે અક્ષર વળગી રહે તો તેમનાથી કદાચ બીજું થઇ પણ ન શકે.

### ભવિષ્ય

ભાવિ ભાખવું મુશ્કેલ છે. તેના પર શંકાઓનું વાદળ છવાઈ જાય છે.

ધારો કે ગાંધીજીની સૂચના પસાર થઇ. તો સ્વરાજ્ય પક્ષ મહાસભામાંથી નીકળી જાય ને પોતાની જુદી સભા સ્થાપે. રચનાત્મક કાર્યક્રમનો પણ કદાચ વિરોધ કરે, પ્રજામાં મતભેદ વધે અને એકંદર મહાસભાનું તંત્ર—નબળું પડે. પણ આમ ફારગતી કરવાથી મહાસભાનું આંતરિક કાર્ય કંઈ વધારે સંગીન થશે—તેને વધારે સેવકો મળશે—પ્રજામાં વધારે જોસ આવશે ? દાખલા તરીકે કોકનાડામાં ખાદીના કાર્ય માટે તેના ચુસ્ત હિમાયતીઓનું એક જુદું મંડળ નીમાયું છે તેને હાલ કંઇ એવી અડચણો પડે છે, કે જે આ સુધારાથી દૂર થાય અથવા કંઈ નવી સગવડો કે સહાય મળશે ? હાલ તો એમ લાગે છે કે લાભ નજીવો થશે ત્યારે હાનિ ઘણી જ ગંભીર થશે.

અને ગાંધીજીની દરખાસ્તો નપાસ થાય તો ? તો ગાંધીજી સમગ્ર જાહેર પ્રવૃત્તિમાંથી ફારગ થાય :અથવા તો જુદું મંડળ સ્થાપી મહાસભામાં બહુમતિ કેળવવાને પ્રયાસ કરે એવો સંભવ રહે છે. આથી પણ હાલ જે કંઈ પણ કામ ચાલે છે તેને પ્રથમ તો નુકશાન જ પહોંચે એવો ભય રહે છે.

વળી આ સમિતિ કે મહાસભા ગાંધીજીની સૂચનાનો શાંતિથી ને પૂરી જવાબદારી સમજીને નિકાલ કરે તો તો સારૂ. પણ હાલ તેમ થઇ શકશે ખરૂં ? ગાંધીજી લગભગ અઢી વરસે મહાસમિતિમાં વિરાજશે. બેલગામમાં મહાસભાને ત્રણ વરસે દર્શન દેશે. તેમના કારાવાસથી દબાઇ રહેલો પ્રજાનો પ્રેમ આવે પ્રસંગે જોશથી ફુટી નીકળે અને તેના આવેશમાં તે ગાંધીજી જે કહે તે પૂરૂં સમજ્યા વિના મંજુર કરે તો ? તો ગાંધીજીને ઘણો જ અન્યાય થાય ને તેમની આશા છેવટે નિષ્ફળ થાય. આવા પુરૂષોના જીવનની એ કાયમની કરૂણતા હોય છે કે તેમના પ્રતિ અંગત ભાવ ને તેમના વિચારોના અનુરાગ વચ્ચે સેળભેળ થઇ જાય છે અને પ્રજાનું ખરૂં વલણ પરખાતું નથી.

## ભરતી ને ઓટ

આ સ્થિતિમાં જે પાસ પલ્લું નમે તે પાસ નુકસાન દેખાય છે. હાલની રાજકીય દુર્દશા તેમ જ પક્ષોનો ગોટાળો અસહ્ય લાગે છે. છતાં તેમના પૃથક્કરણથી જ કાર્ય સધાશે એમ પણ નથી લાગતું.

બન્ને પક્ષમાં નબળાઇનાં મૂળ ઉંડાં છે. ગાંધીજી પ્રજામાં ફરીથી શ્રદ્ધા કેળવવા માગે છે. પણ શ્રદ્ધા ચમત્કારથી જ જામે. ગાંધીજી દેશમાં પધાર્યા ત્યારથી સાળ ને સ્વદેશીનો, અંત્યજોની ઉન્નતિનો ને રાષ્ટ્રીય કેળવણીનો ઉપદેશ આપતા હતા. પણ પંજાબ ખિલાફતના મામલાથી પ્રજામાં અસંતોષ ભભુકી ઉઠ્યો ને વરસમાં સ્વરાજ્ય મેળવવાની આશા આવી ત્યારે જ પ્રજાએ એક સપાટે ગાંધીજીની સૌ વાત કબુલ રાખી. તેથી પ્રજામાં મોટી ભરતી આવી ગઇ. વળી એ વરસથી ઓટ ચાલે છે. હવે ગાંધીજી કંઇ નવો ચમત્કાર કરવાની આશા નથી આપતા કે સરકાર સામે સત્વર લડવાની તૈયારી નથી બતાવતા. માત્ર શાંતિથી રચનાત્મક ક્રમ પાર પાડવાનો આગ્રહ કરે છે. અને તેનો રાજકીય સ્થિતિ સાથે સંબંધ ઘણાખરાને દૂરનો ને પરોક્ષ લાગે છે. મહાસભા ધડિભર સમાજસેવક મંડળ હોય એટલી રાજ્યપ્રકરણથી વિમુખ જણાય છે. આવા સંજોગોમાં પ્રજામાં નવી શ્રદ્ધા કેમ જાગે અને સત્વર કાર્યસિદ્ધિ કેમ થાય ?

બીજી પાસ સ્વરાજ્ય પક્ષ ઉપર તો જરાયે આશા દૂરની નથી. જો ગાંધીજીનો કેંડીઓ પાંચ વરસમાં પ્રજાને જુનો લાગે છે તો ધારાસભાની રસાકસી તો ક[illegible] વરસની છેક પુરાણી પદ્ધતિ છે. સ્વરાજ્યપક્ષ ગ[illegible] તેટલા કાયદા ને અંદાજપત્રો નપાસ કરે ને ગમે તેટલ[illegible] તીખાં ભાષણો આપે તેથી હવે નથી કોઇ અંજાવાનું [illegible] નથી કોઇ આશા રાખવાનું. પ્રજાના અંતરમાંથી [illegible] પરિવર્તન થવું જોઇએ એમ સૌને લાગે છે. પણ [illegible] શી રીતે થાય ?

## અમર આશા

આમ ચોમેર અંધકાર છવાય છે. હિન્દુ મુસલ[illegible] માનના વિખવાદ તેને છેક જ ઘમઘોર બનાવે છે. તે[illegible] ક્યારે કેવી રીતે ફેડાશે—દિવ્ય જ્યોતિ ક્યારે પ્રકટશે ?

દરેક ઘેરા વાદળને ઉજળી કોર હોય [illegible] એવી અંગ્રેજી કહેવત છે. 'હતાશે એ નિરાશામાં અમ[illegible] આશા છુપાઇ છે' એમ આપણા કવિ ગાઇ ગયા છે આશાવંત આજે પણ આશાનાં ઉજળાં કિરણો જો[illegible] શકે એમ છે.

દાસ-પંડિતજીએ ધારાસભાના પત્રમાં એવી આશ[illegible] આપી છે કે એક બાજુએથી તેઓ ધારાસભામાં બંડ જ્યાર[illegible] બહાર નીકળશે અને બીજી પાસ રચનાત્મક કાર્યથ[illegible] પ્રજા બરાબર તૈયાર થશે એટલે કદાચ થોડા જ વખતમ[illegible] સૌ સાથે મળીને સવિનય ભંગની ગંજાવર ઝુંબેશ[illegible] ચલાવીશું. પણ ધારાસભાનો ચક્રાવો એવો છે કે અંદ[illegible] દાખલ થયેલો બહાર ભાગ્યે જ નીકળી શકે. તેમ અંતિ[illegible] લડતની પદ્ધતિ ને અધિકાર વિષે પણ બન્ને પક્ષન[illegible] એકમતિ દૂરની અને અનિશ્ચિત લાગે છે. કાલનાં વ્હાણ[illegible] કોણે જોયાં !

પણ આજે જ ક્ષિતિજ પર એક શુભ પ[illegible] દિસે છે. સન ૧૯૧૯—૨૧ સુધીની રાજકીય ચળવળ[illegible] થી પ્રજાનું મન ખુબ ક્ષોભ પામ્યું ને ખેડાયું. અસહ[illegible] કારની સર્વદેશીય પ્રવૃત્તિથી તેમાં અનેક સામાજિ[illegible] કાર્યનાં શુભ બીજ નંખાયાં. જ્યાં સુધી રાજકીય ચળવ[illegible] પ્રધાન રહી ત્યાં સુધી એ બીજને ખીલવાનો પૂર[illegible] અવકાશ ન મળ્યો. પણ રાજપ્રકરણનાં પૂ[illegible] ઉતર્યા પછી ભાવ-ભીની પ્રજામાં અનેક શુભ પ્રવૃત્તિઓને ભરપૂર પાક ઉગી નીકળ્યો છે. કાશીપ્રજાની કેળિ[illegible]

અને કોળીઓનાં સંમેલન,—ચરોતરના લેઉઆ અને કાઠીઆવાડના કડવા પાટીદારોની જાગૃતિ,—ધારાળાનો સત્યાગ્રહ અને બ્હારવટાની બંધી,—સનાતનીઓ અને આર્યસમાજીઓની, અસહકારીઓ અને સહકારીઓની અંત્યજ સેવા—ચુડાસમા-ઝાલાનાં સ્વયંસેવક દળ ને સમસ્ત રાજપૂત પરિષદ—ન્યાતન્યાતની ને કોમકોમની પ્રવૃત્તિ—આ કાર્યની હારમાળા આંખને ઠારે છે ને દિલમાં ઉત્સાહ પ્રેરે છે. સૌ એક કે બીજી રીતે વિશાળ અર્થમાં રચનાત્મક કામ જ કરે છે—કેટલાક તો ખસુસ કરીને રેંટીઆખાદીનો પ્રચાર પણ કરે છે.

સંભવ છે કે કદાચ મહાસભાના કરતાં પણ તેમાંથી મૂળ પ્રેરણા મેળવનાર આવા સમાજ સંઘો મળીને થોડો વખત દેશની સંગીન સેવા કરે અને બે પાંચ વરસમાં રાજપ્રકરણમાં વળી મોટું મોજું આવે ત્યારે તેને ઝીલવાને ને સાર્થક કરવાને પ્રજાને વધારે સમર્થ બનાવે !

એમ ભરતીઓટના—આશાનિરાશાના વારાફેરાથી જ સંસારની પ્રગતિ થાય છે:

નીચૈર્ગચ્છત્યુપરિ ચ દશા ચક્રનેમિક્રમેણ ।

ઇન્દુલાલ યાજ્ઞિક

# જ્ઞાનગોચરી

## મુંબાઈ ઇલાકામાં કેળવણીની પ્રગતિ

મુંબાઇ સરકારના કેળવણી ખાતાએ સને ૧૯૧૭ થી ૧૯૨૨ સુધીમાં કેળવણીની પ્રગતિ થઇ તે વિષે નિવેદન બહાર પાડ્યું છે, તેમાંથી કેટલીક બાબતો જાણવા જેવી હોઇ નીચે ટાંકવામાં આવે છે:

(૧) સરકારી તથા ખાનગી પ્રાથમિક શાળાઓમાં ૮૦૨,૩૮૦ છોકરાં અભ્યાસ કરે છે. પ્રાથમિક કેળવણીને ફરજીઆત કરી હોય તો જે સંખ્યાને શિક્ષણ આપવું પડશે તેના ૨૨·૫ ટકા આજે શિક્ષણ લે છે. (પેરા. ૬)

(૨) છેલ્લાં પાંચ વરસમાં, શિક્ષણનો લાભ લેતા વિદ્યાર્થીઓની સંખ્યામાં નીચે પ્રમાણે વધારો થયો છે:

મધ્ય વિભાગમાં ૪·૯ ટકા
દક્ષિણ " " "
ઉત્તર " ૬·૯ ટકા

(૩) શાળાન્ત (સ્કુલ ફાઇનલ) પરીક્ષામાં શૉર્ટ હૅન્ડ, ટાઇપીંગ, ચિત્રકળા, સુતાર કામ, હિસાબી કામ, વ્યાપારી પત્રવ્યવહાર, તથા ખેતીનું શિક્ષણ, આટલા ઐચ્છિક વિષયો ૧૯૭૫ની સાલથી દાખલ કરવામાં આવ્યા છે, પણ તે વિષયોનો અભ્યાસ લગભગ બીલકુલ થતો નથી. આપણે અભ્યાસક્રમ ગમે તે પ્રકારનો ગોઠવીએ પણ વિદ્યાર્થીઓનું લક્ષ એક જ બાબત પર હોય છે કે અમુક શિક્ષણથી સરકારી નોકરીમાં શું ફાયદો થશે ?

(૪) શિક્ષણનો પ્રચાર કરવા માટે ખાનગી સંસ્થાઓ રચપાઇ છે તે ઘણીખરી મુંબાઈ તથા મહારાષ્ટ્રમાં જ છે:

| | |
|---|---|
| ૧. ડેક્કન એડ્યુકેશન સોસાયટી | પુણા |
| ૨. શિક્ષણપ્રસારક મંડળી | પુણા |
| ૩. પુણા નેટીવ ઇન્સ્ટીટ્યુશન | પુણા |
| ૪. અહમદનગર એડ્યુકેશન સોસાયટી | |
| ૫. ડીપ્રેસ્ડ ક્લાસીસ મીશન | |
| ૬. સેવાસદન. | પુણા |
| ૭. " | મુંબાઇ |
| ૮. પારસી બેનેવોલન્ટ ઇન્સ્ટીટ્યુશન | " |
| ૯. રૂસ્તમજી જમશેદજી જીજીભાઇ શાળાઓ | " |
| ૧૦. ગોકળદાસ તેજપાળ શાળાઓ | " |
| ૧૧. આર્યન એડ્યુકેશન સોસાયટી | " |
| ૧૨. જનરલ " " | " |
| ૧૩. ઇન્ડીઅન " " | " |
| ૧૪. કોંકણ " " | મહાડ |
| ૧૫. સાર્વજનિક " " | સુરત |

| | |
|---|---|
| ૧૬. નવલરામ હિરાનંદ એકેડેમી | સિંધ. |
| ૧૭. હિન્દુ રિફોર્મ એસોસીએશન | " |
| ૧૮. બીરીઆ એજ્યુકેશન સોસાયટી | " |
| ૧૯. લિંગાયત એજ્યુકેશન એસોસીએશન | બેલગામ |
| ૨૦. કર્ણાટક " સોસાયટી | ધારવાડ |

ગુજરાતની ઘણી સંસ્થાઓ અસહકાર કરીને મુંબાઈ સરકારથી છુટી પડી તે યાદ રાખવાનું છે અને તેથી ચરોતર તથા ભરૂચ એજ્યુકેશન સોસાયટી જેવી સંસ્થાઓનાં નામ ઉપરના લીસ્ટમાં જણાતાં નથી. તે છતાં એટલું કહેવું જ જોઈએ કે દક્ષિણમાં ઉચ્ચ શિક્ષણ માટે સંસ્થાઓ જોસભેર વધતી જાય છે.

(૫) હજી મુંબાઈ યુનિવર્સિટીની સેનેટમાં માત્ર ૨૦ ટકા જેટલા સભ્યો ચુંટણીથી જાય છે. મુંબાઈ શહેરની કે ઇલાકાની પ્રજા એનાથી અલગ રહે તેમાં નવાઈ નથી, અને શેઠ જમશેદજી ટાટાએ ઉચ્ચ કેળવણી માટે બાદશાહી સખાવત કરીને બેંગ્લોરમાં પૈસા આપ્યા, મુંબાઈમાં નહીં. મુંબાઈની રૉયલ કૉલેજ ઑફ સાયન્સની ફજેતી કોણ નથી જાણતું?

(૬) માધ્યમિક કેળવણીને માટે ન્હાનાં ગામોમાં હાઈસ્કુલો સ્થપાય છે તેની મુશ્કેલી ઘણી છે. શિક્ષકો પગાર વધારે માગે છે અને સ્થાયી રહેતા નથી. તે મુશ્કેલી દૂર કરવાના બે માર્ગ છે:

૧. ૨૦ વર્ષ કામ કરવાને બંધાય એવા સ્વયંસેવકોનું મંડળ કરવું; અથવા

૨. ચાલતાં મંડળોએ નાનાં ગામોમાં સ્કુલો કાઢવી. માસ્તરોને સરેરાશ પગાર નીચે પ્રમાણે આપવો પડે છે:

| સુધરાઈમાં | લોકલ બોર્ડમાં | ખાનગી |
|---|---|---|
| ૫૫.૯ | ૭૨.૭ | ૮૯.૭ |

(૭) પ્રાથમિક શાળાઓના માસ્તરોને પગાર થોડો હોય છે તેમાં વધારો કરવા માટે સરકારી શાળામાં નીચે પ્રમાણે વ્યવસ્થા છે, તે દરેક શાળાને લાગુ પડતી નથી.

| | |
|---|---|
| પોસ્ટ ખાતામાંથી વેતન | રૂ. ૬ થી ૧૦ |
| સેનીટેશનનું કામ | રૂ. ૨ |
| જન્મ મરણની નોંધ | રૂ. ૧ |
| સહકારી મંડળીના મંત્રી તરીકે | રૂ. ૫ સુધી |

બીજી કેટલીક બાબતો પણ સૂચવી શકાય એમ છે:

કસરત તથા રમત શિક્ષણ માટે
કાંતવા તથા વણવાના શિક્ષણ માટે
કથાકીર્તન કરવા માટે
કારીગર અથવા મજુરીઆત વર્ગ માટે રાત્રિશાળા
ગામ પંચાયત લવાદ વિગેરેનાં દફતર લખવા *

(૮) મીલ કારખાનાંમાં મજુરી કરતાં છોકરાંએ શિક્ષણના આંકડા જોતાં ખાત્રી થાય છે કે જો મીલ માલેકો ધારે તો ઘણી મદદ કરી શકે.

| | શાળાઓ | વિદ્યાર્થીઓ | મજુરી કરતાં છોકરાંની સંખ્યા | કેટલા ટકાને શિક્ષણ મળે છે? |
|---|---|---|---|---|

(૯) કન્યાઓની માધ્યમિક કેળવણીઃ

| | નિશાળો | વિદ્યાર્થીની |
|---|---|---|
| ૧૯૧૬–૧૭ | ૫૮ | ૬૬૬૭ ( ૮૪૦ છોકરાઓની શાળામાં ) |
| ૧૯૨૧–૨૨ | ૬૪ | ૮૮૬૪ ( ૧૪૧૫ ,, ) |

સરકારી સાત સંસ્થા છે તેમાંથી ૭ મહારાષ્ટ્રમાં ધુસી ગઇ છેઃ પુણા, અમદાવાદ, થાણા, નાસિક, અહમદનગર, ધારવાડ, બીજાપુર.

(૧૦) મોટી ઉંમરની કન્યા તથા સ્ત્રીઓ માટે વર્ગો કાઢવામાં આવે તો તેને સરકાર તરફથી મદદ મળી શકે છે. તેમાં શિવણ, ભરતકામ, ગુંથણ, સંગીત, ગૃહકળા, આરોગ્યશાસ્ત્ર, પાકશાસ્ત્ર, માવજત (નર્સીંગ) અંગ્રેજી તથા સ્વભાષાજ્ઞાન, વિગેરે શીખવી શકાય. આ પ્રકારના વર્ગો ગુજરાતમાં ઘણા જ થોડા છે.

(૧૧) માત્ર ૩૮,૨૬૬ અંત્યજ છોકરાં મુંબાઈ ઇલાકામાં ભણે છે. મહારાષ્ટ્રમાં જેટલો વધારો થયો છે તેવો ગુજરાતમાં નથી થયો. " ગાંધીના ગુજરાત " ને શરમાવા જેવું છે.

(૧૨) ધારાળાઓ માટે અંબાળીમાં ખાસ શાળા છે.

કાળીપરજ માટે ગોડસંબામાં શાળા છે.
,, ,, ખેરગામમાં બીજી શાળા છે.
બીલો ,, દોહદમાં શાળા છે.

દીવામાં ભીલ, તળાવીઆ તથા કોળીને શિક્ષણ મળે છે.

## મહાસભાનો પક્ષભેદ

**આ વિષય પર કલકત્તાના મોહન રીવ્યુના તંત્રી બાબુ રામાનંદ ચેટર્જી નીચે પ્રમાણે લખે છેઃ**

મહાત્મા ગાંધી અને સ્વરાજ પક્ષના મતપત્રોથી દુશ્મનને રાજી થવાપણું રહ્યું નથી. સ્વરાજવાદીઓ ધારે તો રચનાત્મક કાર્યક્રમનો અમલ કરવામાં ચુસ્ત અસહકારીઓની સાથે મળીને કામ કરી શકે તેમ છે. પણ ભૂતકાળના અનુભવ જોતાં ધારાસભાની ધાંધલ પછી રચનાત્મક કાર્ય જેવું કંઇ અને લોકોની નજરે ન ચઢે તેવું કામ કરવાને માટે તેમના હૃદયમાં થોડી જ શક્તિ, સમય અને પ્રેમ રહે એમ લાગે છે. ધારાસભામાં સરકારને હાર પર હાર ખવરાવવી, તીખાં તમતમતાં ભાષણો કરવાં અને લોકોની વાહવાહ મેળવવી એવું સરસ કામ મૂકીને લોકોની નજરે ન ચઢે એવું કામ કરવાનું ધારાસભાના સભાસદે પસંદ કરવું અતિ મુશ્કેલ છે. અને એથી અમને તો નથી દેખાતું કે રચનાત્મક કાર્યક્રમની બાબતમાં સ્વરાજવાદીઓ ચુસ્ત અસહકારીઓને કાંઇ ખાસ મદદ કરી શકે.

સ્વરાજવાદીઓ કહે છે કે " વડી ધારાસભામાં અને પ્રાંતિક ધારાસભાઓમાં જે જગ્યાઓ ચુંટણીથી પુરાય છે તે અમે પૂરીશું; અને અમારા અભિપ્રાય પ્રમાણે તો જ્યારે જ્યારે કોઇ કમિટી નીમાશે ત્યારે ત્યારે તેમાં પણ અમે અમારાથી બનશે એટલી સંખ્યામાં દાખલ થઇશું. " આ વિચારશ્રેણી જરા આગળ લંબાય તો સ્વરાજવાદીઓનો એમ પણ અભિપ્રાય બંધાય કે પ્રધાનોની જગ્યા પણ ખરી રીતે તો ચુંટણીથી જ પુરાય છે. અને જો સરકાર આ ચેતવણીથી ચેતી જાય અને મધ્યપ્રાંતની ધારાસભાના પ્રધાનોની ચુંટણી કરવાનું જાહેર કરે તો સ્વરાજવાદી સભાસદો પ્રધાનોના હોદ્દા પર હૃદયના જરાયે ડંખ વિના આવી શકે !

" વર્ષાઋતુની વાદળીસા રંગ આ બદલાય છે "

એમ સ્વરાજવાદીઓ વિષે કહેવાનો ભવિષ્યમાં કોઇને પ્રસંગ ન પ્રાપ્ત થાય એટલી જ અમે આશા રાખીએ છીએ.

સ્વરાજવાદીનો ધારાસભાનો કાર્યક્રમ મહાસભાના રચનાત્મક કાર્યક્રમ કરતાં ઘણો જ સહેલો અને મનને પસંદ પડે તેવો છે. સરકારની સામે પડવામાં કે સરકારને ઉતારી પાડવામાં લોકમતને સાથે રાખવો એ બહુ મોટી વાત નથી. એને માટે બહુ શક્તિની કે મહેનતની પણ જરૂર નથી. પોતાની એબો અને નિર્બળતાઓ છુપાવવાને માટે સરકારની સામે કંઇ ખુમરાણ મચાવવું એ તો આજકાલ એક જાદુનો કિમિયો થઈ પડ્યો છે—સરકાર એટલી બધી

લોકોના દિલથી ઉતરી ગઈ છે. પણ રચનાત્મક કાર્યક્રમની દરેક બાબત અમલમાં મૂકવા માટે તો પેટમાં કટારી ખોસવાની છે. કેટલીક બાબતો તો કાળજૂની રૂઢિઓ અને પુરાણી પ્રથાઓનો વિરોધ કરનારી છે અને એથી અમલમાં મૂકવી બહુ જ આકરી છે. છતાં એ જ બાબતો રાષ્ટ્રની શક્તિ, એકતા અને સત્યનિષ્ઠા માટે જરૂરી અને અનિવાર્ય છે, અને એથી સ્વરાજના પાયારૂપ એ જ બાબતો છે એ સત્યની સામે આંખ મીંચાય તેમ નથી.

## ગાંધીજી અને અન્ય ચિન્તકો

એ મથાળા નીચે 'વસન્ત' ના તંત્રી શ્રી આનન્દશંકર ધ્રુવે પોતાના પત્રના ચૈત્રના અંકમાં નીચેના મનનીય વિચારો દર્શાવ્યા છેઃ

'અભેદમાર્ગપ્રવાસી' 'મણિલાલ નભુભાઈ ધર્મ–ગૃહ–રાજ્ય–સાહિત્ય સર્વની સુન્દરતા એક કસોટીથી તપાસતા અને તે અભેદઃ જેટલે અંશે કોઇ પણ સંસ્થા–કૌટુમ્બિક સામાજિક કે રાજકીય–બલ્કે કવિતા પણ–પ્રકૃતિની કે મનુષ્યસ્વભાવની–અભેદાનુભવમાં અનુકૂલ થાય તેટલે અંશે તે સારી એમ એ માનતા. મણિલાલ પછી આવા જ પણ જુદા એક દૃષ્ટિબિન્દુથી સર્વ વિષયોને અવલોકનાર, સર્વ આચાર વિચાર એક જીવનસૂત્રમાં પરોવનાર, તત્ત્વચિન્તક ગૂજરાતમાં ગાંધીજી છે. મણિલાલ કરતાં બળમાં ઉતરતા પણ વ્યાપકતામાં ઘણા ચઢીઆતા વસ્તુચિન્તક ગોવર્ધનરામ હતા. પણ તે દરેક વિષયને બધા દૃષ્ટિબિન્દુથી 'on its own merits' એટલે કે વસ્તુસ્થિતિને જ શરણે રહીને અવલોકતા, જો કે તેમાં ઘણીવાર એમના હૃદયનો રંગ બુદ્ધિને લાગી જતો; તો પણ એક જ વિચારસૂત્રમાં કે જીવનસૂત્રમાં આચાર વિચારના સઘળા મણકા પરોવવા એ એમની રીત નહોતી. એથી એમની સાથે ગાંધીજીનું સામ્ય નથી. આ વાતમાં ગાંધીજી મણિલાલને મળતા આવે છે.

ગાંધીજીના માનસિક બંધારણનો પૂર્વોક્ત પ્રકાર જોતાં, એમના હિન્દુધર્મના વિચાર ઉપર એ ધર્મના ઈતિહાસનો બોજો લાદવો, કે એમની રાજકીય પ્રવૃત્તિને કૉન્ગ્રેસના રાજ્યશાસ્ત્રથી તપાસવી, કે એમની ખાદી ગમનની દેશનાને અર્થશાસ્ત્રની દૃષ્ટિએ અવલોકવી - એ વ્યર્થ છે. હિન્દુ ધર્મ અમુક સત્ય ઉપદેશે છે એમ પોતે માને છે, પણ કોઇ પ્રતિપક્ષી એ સામે વચનો ટાંકી બતાવે કે હિન્દુ ધર્મ એમ ઉપદેશતો નથી તો એથી એમના મતમાં ફેર પડે નહિ, કારણ કે એમની દૃઢ આસ્થા છે કે જે સત્ય ન હોય તે હિન્દુ ધર્મ ઉપદેશે નહિ, અને ઉપદેશે તો તે ધર્મ ન કહેવાય. વળી રાજકીય વિચારના પ્રદેશમાં પોતે માને છે કે અત્યારે ગોખલે જીવતા હોય તો સરકાર સાથે એ જરૂર અસહકાર કરે. જેઓ સત્યનિષ્ઠાથી દેશનું રાજકીય શ્રેય કરવા ઇચ્છે છે તેને માટે અસહકાર સિવાય બીજો માર્ગ જ નથીઃ જે સત્ય હોય તે આચરવામાં મોળપ શી ? ઇતર–સુખદુઃખ, લાભાલાભ જયાજયના–આનુષંગિક વિચારોથી એને ઢીલું કેમ પાડી શકાય ? જેવું સત્ય તેવું જ બીજું, બલ્કે એની જ સાથે અભિન્ન વણાએલું ગાંધીજીનું સૂત્ર અહિંસા. અને એનું મૂળ પ્રેમ. સરકાર સાથે–'પાપી રાજ્ય' સાથે પણ દ્વેષ નહિ, પણ પ્રેમઃ અને પ્રેમ તેથી જ અસહકાર. પ્રેમ સામામાં શુદ્ધિ ઇચ્છે અને એ શુદ્ધિ સાધવા માટે પોતામાં તે જાળવવા માટે જ નહિ પણ સામામાં સાધવા માટે, એ એની સાથે અસહકાર કરે છે. પરંતુ પ્રેમમાંઅસહકાર જ હોય, બહિષ્કાર ન હોય. એક ભાઇ અન્યાય કરે તો બીજો ભાઇ ઘર છોડીને ચાલ્યો જાય, પણ પહેલા ભાઈને મારીને ઘરબહાર કાઢે નહિ.* ગાંધીજીની ખાદીની દેશના પણ પરદેશી માલને દેશમાંથી હાંકી કાઢવા માટે નથી, પણ હિન્દુસ્તાનના અસંખ્ય ગરીબોને પ્રેમથી રોટલો મેળવી આપવા માટે છે. આમ હોવાથી હિન્દનો ગરીબ વર્ગ જે રીતે સુખી થાય તે જ રીત ગાંધીજીના અર્થશાસ્ત્રમાં માન્ય થઇ શકે. વળી એમના સુખના વિચારમાં સાદાઇ અને શુદ્ધિ પણ ભળેલી છેઃ આખા ત્રૈલોક્યનું રાજ્ય મળે, ઇન્દ્રનો વૈભવ મળે, પણ તેમ થતાં મ્હારો આત્મા ખોઉં તો એ રાજ્ય અને એ વૈભવ મ્હારે ન જોઇએઃ આ

---

* આ જ ધોરણે હું પરદેશી કાપડને બદલે સ્વદેશી કાપડ પહેરવાનું વ્રત સમજી શકું છું. પણ પરદેશી કાપડની 'હોળી' મ્હારાથી સમજી શકાતી નથી. કાંઇક સમજાય છે તો એ રીતે કે અત્યાર સુધી મ્હારા દેશબન્ધુઓની સ્થિતિને અવગણીને કરેલા મ્હારા મોજશોખનો એ પશ્ચાત્તાપ છે. પણ પશ્ચાત્તાપ તો ડાહ્યો અને માનસિક પણ હોઇ શકે, ગાંડો (frantic) અને આડંબરી હોવાની શી જરૂર ?

હોવાથી, અર્થશાસ્ત્ર જે 'high standard of living'—એટલે કે ભૌતિક યાને આર્થિક દૃષ્ટિએ ઉંચા જીવનની ભલામણ કરે છે, અને તે રીતે ખાદીનો વિરોધ કરે છે,. એની ગાંધીજીના મન ઉપર કાંઈ જ અસર થતી નથી. એમની સામે મિલના ઉદ્યોગનો સ્વદેશી તરીકે બચાવ કરવો કે પરદેશી માલના બહિષ્કારના સાધન રૂપે બચાવ કરવો કે અર્થશાસ્ત્રની દૃષ્ટિએ રેંટીઆને સ્થાને મિલ જ આવવી જોઇએ એમ કહેવું એ ગાંધીજીનું દૃષ્ટિબિન્દુ ભૂલીને દલીલ કરવા જેવું છે: સામા પક્ષનાં દૃષ્ટિબિન્દુઓ કેવલ રાજકીય અને આર્થિક હોઇ ગાંધીજીના સિદ્ધાન્તસૂત્ર યાને જીવનસૂત્રમાં ગોઠવાતાં નથી.

આમ અમુક જ દૃષ્ટિબિન્દુથી વસ્તુ વિલોકવાની ગાંધીજીની રીત મણિલાલ સાથેનું એમનું સામ્ય સૂચવે છે એટલું જ નહિ, પણ એ રીતને અન્તે બાંધેલા સિદ્ધાન્તમાં પણ એમની અને મણિલાલની વચ્ચે એક મ્હોટું મળતાપણું છે; તે એ કે ઉભય—ત્રીજા ડૉ. ટગોર માફક અને ગૂજરાતના જ પૂર્વતર ચિન્તક શોધીએ તો ચોથા નર્મદની માફક—પૂર્વ અને પશ્ચિમની ભાવના વચ્ચે તાત્ત્વિક ભેદ જુવે છે. નર્મદને ઉત્તર વયમાં 'સુધારો' ભૂલભરેલો લાગ્યો તે એટલા માટે કે પશ્ચિમની ભાવના સંસારની અને પ્રવૃત્તિની છે, પૂર્વની ધર્મની અને નિવૃત્તિની છે. મણિલાલે એ ભેદ પ્રવૃત્તિ અને નિવૃત્તિનો નહિ, પણ સમષ્ટિભાવના અને વ્યષ્ટિભાવનાનો યાને અભેદ અને ભેદનો જોયો. વ્યષ્ટિભાવના યાને Individualism એટલે હરીફાઇ ( competition ) કલહ, અશાન્તિ; સમષ્ટિભાવના યાને Socialism એટલે સહકાર ( co-operation ), સંપ, શાન્તિ. ડૉ. ટગોર પૂર્વ અને પશ્ચિમ વચ્ચે આ જાતનો જ ભેદ માને છે, પણ બન્નેએ એક બીજાથી છૂટા ન રહેતાં, એશિયાના હૃદયસ્થાનીય ભારતે, પૂર્વની સંસ્કૃતિને પુનર્જીવિત કરીને, પશ્ચિમની સંસ્કૃતિના વિરુદ્ધ સૂર સાથે એનો સૂર મેળવીને, એક સુસ્વર વિશ્વસંગીત રચવું એવી એમની વિશ્વભારતીમાં કેળવવા ધારેલી ભાવના છે.*

* પૂર્વ અને પશ્ચિમ વચ્ચે દોરેલો આ ભેદ ઐતિહાસિક દૃષ્ટિએ મને ખરો લાગતો નથી. મધ્યકાળના યૂરોપની અને પ્રાચીન હિન્દની સંસ્કૃતિ વચ્ચે મને તાત્ત્વિક ભેદ દેખાતો નથી, બલ્કે બન્નેની પુષ્કળ એકતા દેખાય છે. જેને પશ્ચિમની સંસ્કૃતિ કહેવામાં આવે છે એ વસ્તુતઃ ... [illegible]

ગાંધીજી પૂર્વોક્ત વિચારકોની જ શ્રેણિમાં છે. કોઇને બ્રિટિશ રાજ્યથી હિન્દની રાજકીય તો કોઇને આર્થિક પાયમાલી થએલી દીસે છે. ગાંધીજીને હિન્દ 'ધર્મભ્રષ્ટ' થતું દેખાય છે એ પશ્ચિમના સંબન્ધથી મ્હોટામાં મ્હોટી હાનિ છે. નર્મદની માફક એમને પણ પશ્ચિમનો 'સુધારો' તે કુધારો લાગે છે અને મણિલાલની માફક એમને પણ પશ્ચિમના 'સુધારા'નાં હરીફાઇ કલહ અશાન્તિ રૂવાં ઉભાં કરે છે.

આથી જ પશ્ચિમનાં દેવમંદિરના દેવ–સાંચા–એમને ગમતા નથી. ખાદી એમને પ્રિય છે, મિલ અપ્રિય છે.

## કવિશ્રીનું ભાષણ

તા. ૧૯ મી મે ના રોજ સુરતમાં મળેલી જૈન સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે ભાષણ કરતાં કવિ શ્રી નાનાલાલે જણાવ્યું કે:

મહાકવિ કાલિદાસના મેઘદૂત 'કાવ્યની મોહિની સંન્યાસીઓને પણ લાગે છે. એ કાવ્યમાંથી પવનદૂત, ઇંદુદૂત વિગેરે જૈનોમાં કેટલાંક અનુકરણો થયાં છે. ઇંદુદૂત કાવ્યના કર્ત્તાએ પોતાના ગુરુ જેઓ સુરતમાં હતા તેમને જોધપુરથી ચાતુર્માસ દરમ્યાન ચંદ્ર મારફત સંદેશો

'સાયન્સ' અને 'સુધારા'ના જન્મ પછી જ થયેલી અર્વાચીન સંસ્કૃતિ છે, અને એ જ પરિસ્થિતિ અત્યારે હિન્દમાં ઉત્પન્ન થવા લાગી છે તો એ જ જાતની સંસ્કૃતિ આપણે ત્યાં પણ સંભવે છે. પૂર્વે હિન્દ કેવળ ધર્મ અને નિવૃત્તિની મૂર્તિ હતું એ કલ્પના ઈતિહાસદૃષ્ટિએ સાચી નથી. આ વિષયમાં હમણાં થોડાક માસ ઉપર કલકત્તા યુનિવર્સિટીના 'પ્રાચીન હિન્દના ઈતિહાસ અને સંસ્કૃતિ'ના એક પ્રોફેસર ડૉ. કાલિદાસ નાગ જે કવીન્દ્રથી રવીન્દ્રનાથના ભક્ત હોઇ વિશ્વભારતીમાં પણ કામ કરે છે, તેમણે બનારસ હિન્દુ યુનિવર્સિટીમાં એક ભાષણ આપ્યું હતું. કવીન્દ્રથી પણ ઉપસ્થિત હતા. ભાષણકર્તાનો ઉપકાર માનવાનો પ્રસ્તાવ કરતાં મ્હારે ઉપર જણાવેલા મ્હારા વિચાર નિખાલસપણે અને સ્પષ્ટતાથી જણાવવા પડયા હતા. સભા વિસર્જન થયા પછી મ્હારે ડૉ. ટગોર સાથે એ સંબન્ધમાં વાતચિત થઈ હતી; એમાં મધ્ય કાળના યૂરોપ અને હિન્દની ધર્મભાવના પરત્વે એમણે એક વાત કહી કે મધ્ય કાળના યૂરોપમાં 'Doctrine of Sin'—યાને 'હું પાપી છું' એવી બુદ્ધિ વ્યાપેલી હતી જે આપણા ધર્મમાં નહોતી અને નથી. પણ વસ્તુતઃ જીવ માયામાં ડૂબેલો છે, એ આપણો સિદ્ધાન્ત તત્ત્વતઃ પૂર્વોક્ત 'પાપ' ના સિદ્ધાન્તથી જુદો નથી. બે ધર્મ વચ્ચે ઝીણવટથી અનેક ઝીણાઝીણા ભેદ બતાવી શકાય, પણ તેને મ્હોટા આંખે ચઢે એવા સંસ્કૃતિના [illegible]

મોકલાવ્યો છે. કાવ્યમાં જોધપુર, અર્બુદાચળ, સિદ્ધપુર, અમદાવાદ, વડોદરા, ભરૂચ અને સુરતનું ઉત્તમ વર્ણન કરવામાં આવેલ છે. સુરતનું વર્ણન કરતાં મજકુર કાવ્યમાં જણાવેલામાં આવ્યું છે કે તે વખતે સુરત ઘણી જ ઉન્નત દશામાં હતું. બધા દેશોના વેપારીઓ અને વહાણો સુરત આવતાં હતાં. જૈન સમુદાયનો મહિમા આ કાવ્યમાં ઘણી જ સુંદર રીતે ગાવામાં આવ્યો છે. તેમાં ગોપીપુરાના જૈનોની ખાસ પ્રશંસા કરવામાં આવી છે. એ ગોપીપુરામાં જૈન સાહિત્ય પરિષદ્‌ની પહેલી બેઠક મળે તો તેમાં શું નવાઇ ? સુરતનો ગોપીપુરા વિભાગ હંમેશા માટે સાહિત્ય પ્રદેશમાં નામના મેળવી ગયો છે.

સમસ્ત ગુજરાતી પરિષદ્‌થી નિરાળી એવી આ પરિષદ્ શું કામ ? જૈન સાહિત્ય પરિષદ ભલે જુદી ભરાય. તે પોતાનું પૃથક્ હિત ભલે સાધે, પણ તે ગુજરાતી સાહિત્યની પોષક જ હોવી જોઈએ. વર્તમાન સાહિત્યમાં જૈન સાહિત્યને ઘણો અન્યાય થયો છે. તે અન્યાયનું કારણ જૈનેતરો તેમ જૈનો પોતે પણ છે. જૈનોએ પોતાના જ્ઞાનભંડારો ખુલ્લા કરી પ્રકાશમાં લાવવા જોઇએ. મહાવીર સ્વામીના સમયમાં ક્ષત્રિય ધર્મોપદેશકો થયા હતા. તે વખતે ક્ષત્રિયોના વંશમાં દર્શન પ્રાપ્ત થયું હતું. મહારાજ ભર્તુહરી અને ગોપીચંદ એ ક્ષત્રિય મંત્રદ્રષ્ટાઓ જ હતા. ઉપદેશ અને ક્રિયામાં કોઇ પણ ધર્મ ખરો અહિંસક હોય તો તે જૈન ધર્મ જ છે. બુદ્ધ ધર્મ હવે અહિંસક રહ્યો નથી.

ગુજરાતને જૈનોએ જ અહિંસક બનાવ્યું છે. ઓસવાળો રાજપુત હતા. તેઓ જૈન બનવાથી તેમની તલવારના ગજ બની ગયા. યૂરોપના કેટલાક કવિઓ ભવિષ્યના સત્યયુગનું વર્ણન કરતાં જણાવે છે કે 'એવો સત્યયુગ આવશે કે જ્યારે તલવારનાં હળ બની જશે.' આવા સત્યયુગનો પ્રચાર મહાવીર સ્વામીએ અઢી હજાર વર્ષ ઉપર કર્યો હતો.

જૈનોના ગ્રંથો સંસ્કૃત, પ્રાકૃત અને ગુજરાતીમાં લખાયા છે. જૈનો જેવી ચતુર્વિધ સંઘની કલ્પના હિંદુઓમાં એક રીતે દેખાતી નથી. હિંદુ મહાસભાએ જૈનોને હિંદુ તરીકે ગણ્યા છે એ ખુશી થવા જેવું છે. જૈનોમાં તત્વજ્ઞાન પણ છે, ધર્મ પણ છે અને સંસ્કૃતિ પણ છે.

જૈનો અને હિંદુઓની સંસ્કૃતિ કેટલીક વાર નિરાળી છતાં પાછી એકમેક જેવી થઈ જાય છે. ગુજરાત સાથે જૈનોનો ઐતિહાસિક સંબંધ ૬૯૬ ની સાલથી શરૂ થાય છે, એ વર્ષમાં શીલગુણસૂરિના ઉપાશ્રયમાં રાણી રૂપસુંદરીના પેટે વનરાજનો જન્મ થયો હતો. એ ઐતિહાસિક પંચાસર આજે પણ છે.

હેમચંદ્રાચાર્ય મહારાજે કુમારપાળના સમયમાં રૂડા ઉત્તમ ગ્રંથો લખ્યા હતા. અમદાવાદમાં થઇ ગયેલા જૈન સાધુ લોકાશા સુધારક સાધુ તરીકે જાણીતા છે. વળી તેમ અમદાવાદમાં ધર્મસિંહ મુનિએ ૨૭ સૂત્રો ઉપર ટબ્બા લખેલા છે. આ ટબ્બા દરેક ફીરકાઓને માન્ય છે. હીરવિજયજી સૂરિજી જેઓ અકબર બાદશાહના કહેવાથી ગુજરાતથી ફતેહપુર સીક્રી ગયા હતાં, તેમના ઉપદેશથી અકબર બાદશાહે વરસમાં ૬ માસ માટે અહિંસાનાં ફરમાનો કાઢયાં હતાં, તેમ જ જૈન તીર્થોની રક્ષા માટે પણ યોગ્ય ફરમાનો બહાર પાડયાં હતાં.

આનંદઘનજીનાં ભજનોમાં એટલો ઉદાર ભાવ છે કે તે ભજનો કોઇ પણ ધર્મવાળાને પસંદ પડે. જૈન ગ્રંથકારોને વનરાજ ચાવડાના વખતથી રાજ્યાશ્રય સારો મળ્યો હતો. વિમળશા, વસ્તુપાળ, ભામાશા વિગેરે મહાન જૈન મંત્રીઓ તરીકે જાણીતા છે.

જૈનોમાં ઘણા આજે પણ સુખી છે. શેઠ શબ્દ શ્રેષ્ઠીન ઉપરથી નીકળેલો છે. અમદાવાદ સુરત વિગેરે સ્થળોમાં નગરશેઠો જૈનો જ છે.

જૈનો પોતાના ભંડારો ખોલે ત્યારે જ જૈન સાહિત્યની ખરી કિંમત અંકાય. અત્યારે તો જૈન સાહિત્યનું મા અંધારામાં રહેલું છે. કોઇ આવીને લૂંટી જાય તે માટે જૈનોએ ભંડારોને તાળાં માર્યાં; પણ પરિણામ એ આવ્યું કે તેઓ નિરક્ષર રહ્યા. જૈનોના ભંડારો હવે ખુલ્લા મૂકવા જોઇએ. સમેતશિખરજી, સિદ્ધાચળજી, અર્બુદાચળજી, તારંગા વિગેરે સ્થળોનાં દેરાસરોમાં જૈનોની ઉત્તમ કળા માલૂમ પડે આવે છે. સુરત અને અમદાવાદમાં અનેક સુંદર જૈન મંદિરો છે. આ પ્રમાણે વૈરાગ્યમાં, કલારસિકતા ક્યાંથી આવી એ એક સવાલ છે. જૈન સ્ત્રીઓ રસિલી, ટાહી અને ચતુર હોય છે. પણ હમણાં હમણાં નાટકીપણું આવી ગયું છે તે દૂર થવું જોઈએ.

જૈન સાધુઓ ખરા પરિવ્રાજકો છે, તેમણે જ દુનિયાનો મોહ ખરી રીતે છોડયો છે. તેઓ રેલથી મુસાફરી કરી શકતા નથી, તેમ તેમનાથી નદી ઓળંગી શકાતી નથી. જૈન સાધુઓનાં ત્યાગ અને તપ ખાસ વખાણવા લાયક છે. વળી જૈન સાધ્વીઓ એ જૈનોનું અણમોલું ધન છે. હિંદુઓ, વૈષ્ણવો અને સ્વામીનારાયણોમાંથી સાધ્વીઓની પ્રથા નષ્ટ પામી છે. જ્યાં સુધી જૈનોમાં સાધ્વીઓ વિદ્યમાન છે, ત્યાં સુધી ગુજરાત પુણ્યભૂમિ છે એમ માનવું.

જૈનોએ હવે પોતાના ભંડારો ખુલ્લા મૂકવા જ જોઇએ. અને તો એક મધ્યસ્થ ભંડાર કરવાની ગોઠવણ પણ થવી જોઇએ.

હજુ એક વાત આપને કહેવાની છે અને તે જૈન કોલેજની. જૈન કોલેજ કાઢવા માટે સંકલ્પબળ સિવાય તમારી પાસે બધાં જ સાધનો છે. જૈનોએ લક્ષ્મીનો સદુપયોગ કરી એક કોલેજ તો કાઢવી જ જોઈએ.

જૈનોએ હવે બીજા ધર્મોના ખંડન પાછળ કાળક્ષેપ કરવો ન જોઈએ. પોતાનું સાહિત્ય કેમ ખીલે તે તરફ તેમણે લક્ષ આપવાની પહેલી જરૂર છે.

એ પછી કવિશ્રીએ તરંગવતી નામનું પુસ્તક જે બીજા સૈકામાં પાદલિપ્તાચાર્યજીએ લખ્યું હતું તેના જર્મન ભાષાન્તર ઉપરથી શાંતિનિકેતનવાળા શ્રી નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલે કરેલ ગુજરાતી ભાષાન્તરનો દાખલો આપી જૈનોની પોતાના સાહિત્ય પ્રત્યેની બેદરકારી સંબંધી ગંભીર ચેતવણી આપી હતી.

ત્યાર બાદ જૈન ધર્મ ઉપર બોલતાં કવિશ્રીએ જણાવ્યું કે જૈનધર્મ વિશ્વધર્મ થવાને યોગ્ય છે. જૈનોએ હવે ઉપાશ્રયોમાંથી જગતના ચોકમાં આવવું જોઈએ. જૈનોએ હવે દુનિયાભરને અહિંસાના મંત્રની દિક્ષા આપવી જોઈએ. જૈનોએ સમસ્ત વિશ્વના ધર્માચાર્ય થવાની જરૂર છે.

# પુસ્તકપરિચય

## કાન્તમાલા*

ગયે વર્ષે જુન ૧૬ મીએ કાન્તનો પૂર્વાલાપ પ્રસિદ્ધ થયો. તેને સમસ્ત ગુજરાતે અપૂર્વ આદર અને ઉત્સાહથી આવકાર આપ્યો અને તેમની પાસેથી 'નવયુગનો નવલ સાદ' સુણવાને ઉત્સુકતા બતાવી. પણ વિધિનું નિર્માણ કાંઇક જુદું જ હતું. તે જ દિવસે કાન્તનું અવસાન થયું. એ આદર, એ ઉત્સુકતા અને આવી વિચિત્ર ઘટનાથી થયેલ હૃદયક્ષોભ અને આઘાતનું યોગ્ય પ્રકટીકરણ સ્મારક જ છે. અને જેમણે આખું જીવન વાઙ્મયની અનન્ય સેવામાં જ ગાળેલું હતું તેમનું સ્મારક પણ વાઙ્મય હોય એ સમુચિત છે.

આવાં સ્મારકો કરવાનો રિવાજ આપણા સાહિત્યમાં હજુ નવો જ છે. અને એ જોતાં અમારી પાસે આવેલી રૉયલ ૪૩૪ પાનાની કાન્તમાલા, તેની સર્વાંગ સુંદરતા, તેમાં ૧૦૮ લેખકોએ આપેલ સહકાર, તેના લેખોનું વસ્તુ, અને એ સર્વથી કોઇ રીતે ન્યૂન ગણાવા યોગ્ય નહિ એવું એનું વખતસર, બરાબર કાન્તની સંવત્સરી ઉપર પ્રકાશન એ સર્વને માટે તેના સંપાદકોને અભિનન્દન ઘટે છે.

આ પુસ્તકના પાંચ વિભાગો પાડેલા છે. પહેલામાં ટુંકી વાર્તાઓ છે, બીજે બીજી ગદ્ય કૃતિઓનો છે, ત્રીજો પદ્યવિભાગ છે. તે પછી કાન્તવિભાગ આવે છે જેમાં કેટલાંએક કાન્તનાં અપ્રકટ કાવ્યો અને તેમના પત્રો તથા એમના જીવનની ટુંકી રૂપરેખા અને પરિચયના બે લેખો તથા તેમના જીવનના બનાવોની સાલવારી છે. છેલ્લા વિભાગમાં કેટલીએક મોડી આવેલી ગદ્યપદ્ય કૃતિઓનો સંગ્રહ કરેલો છે. ઉપર જણાવ્યા તેમાં કાન્તનાં અપ્રકટ કાવ્યો તથા તેમના જ પત્રોમાંથી રા. બ. રમણભાઈએ 'મણિશંકરનું હૃદય અને એમના કેટલાક આશયો' પ્રકટ કરેલા છે તે લેખ તેમ જ તેમના પત્રો તથા તેમના જીવનની સાલવારીના લેખો ઉપર લેખનો અંક મૂક્યો નથી એ સિવાયના ૧૦૮ લેખોની આ કાન્તમાલા થયેલી છે. પુસ્તકની રચના, જેને આપણે ઉપચારથી તન્ત્રયુક્તિ કહીએ, તેમાં સંપાદકે સારી વ્યવસ્થા બતાવી છે.

* ગુજરાતી લેખક લેખિકાઓનો સહકાર મેળવીને પ્રકટ કરનાર

રા. બ. હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા
રા. રા. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
રા. રા. હરિલાલ માધવજી ભટ્ટ
રા. રા. રામનારાયણ વિશ્વનાથ પાઠક
રા. બ. રમણભાઈ મહીપતરામ
રા. રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય
રા. રા. રવિશંકર મહાશંકર રાવળ
રા. રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર

સોલ એજંટ: "ગુજરાતી" વર્તમાનપત્રની ઑફિસ. સાસુન બિલ્ડિંગ, સર્કલ, મુંબાઈ ૧. મૂલ્ય રૂા. ૪-૦-૦

પુસ્તક ઉઘાડતાં પાનાના મથાળા પર પુસ્તકનું પાનું, ચાલુ વિષયનું નામ, તો સામાન્ય રીત પ્રમાણે બતાવેલાં છે પણ દરેક પાનાની નીચે લેખનો અનુક્રમ નંબર પણ આપેલો છે. લેખોની તથા લેખકોની બે અનુક્રમણીઓ આપી છે અને બીજીમાં, સદ્ગત લેખકોના લેખો પણ સ્વીકાર્યા છે એટલે એ પ્રસંગે લેખ મોકલનારનો પણ સમાવેશ કર્યો છે. આખા પુસ્તકમાં લેખકોનાં નામોનો કક્કાવાર અનુક્રમ જ રાખેલો છે. લેખો સંબંધી એક સામાન્ય નિયમ એવો રાખ્યો છે કે અન્યત્ર આ પહેલાં પ્રસિદ્ધ થયેલો લેખ સ્વીકારી શકાય નહિ:—એક અપવાદ સિવાય જે વિશે અમે અવસરે કહીશું.

આ ઉપરથી વાંચનાર સમજી શકશે કે આ પુસ્તકમાં *ચાલુ સમસ્ત સાહિત્ય પ્રવૃત્તિનું પ્રતિબિંબ છે.* આપણા કેટલાએક સર્વમાન્ય લેખકો આમાં લેખો નથી આપી શક્યા એ ખરું છે. પણ બીજી બાજુ વાંચનાર ગામાં અનેક અપરિચિત અને નવીન લેખકો પણ જોશે અને સંપાદકોએ નિવેદનમાં કહ્યું છે તે પ્રમાણે એ કાન્તમાળાને માટે યોગ્ય પણ થયું છે કારણ કે સદ્ગત કાન્ત ઉછરતા લેખકો તરફ ઘણી જ સહાનુભૂતિ દર્શાવતા. અને આ નવીન લેખકોના લેખોથી આપણા સાહિત્યની ભાવી દિશાઓ તરફ વધારે પ્રકાશ પડશે. એ પણ અગત્યનું છે.

ગુજરટંકી વાર્તાઓમાં જ આ વાત પ્રત્યક્ષ થાય રાજપુત હતા. લેખોનું પ્રમાણ આવકારયોગ્ય છે. બની ગયા. યુરોપની, મૃગજલ, આત્મપંથે, વગેરે દરેક વર્ણન કરતાં જણાય કરનારી છે અને તેમાં 'પ્રભુ કે જ્યારે તલવારનાં હૃ, એમાં હાસ્યનો પણ સુંદર પ્રચાર મહાવીર સ્વામીએ ' ' 'ની ભાવ'

જૈનોના ગ્રંથો સંસ્કૃત, પ્રાકૃત અને ગુજરાતીમાં લખાયા છે. જૈનો જેવી ચતુર્વિધ સંઘની કલ્પના હિંદુઓમાં એક રીતે દેખાતી નથી. હિંદુ મહાસભાએ જૈનોને હિંદુ તરીકે ગણ્યા છે એ ખુશી થવા જેવું છે. જૈનોમાં તત્ત્વજ્ઞાન પણ છે, ધર્મ પણ છે અને સંસ્કૃતિ પણ છે.

જૈનો અને હિંદુઓની સંસ્કૃતિ કેટલીક વાર નિરાળી છતાં પાછી એકમેક જેવી થઈ જાય છે. ગુજરાત સાથે જૈનોનો ઐતિહાસિક સંબંધ ૬૯૬ ની સાલથી શરૂ થાય છે. એ વર્ષમાં શીલગુણસૂરિના ઉપાશ્રયમાં રાણી રૂપસુંદરીના પેટે વનરાજનો જન્મ થયો હતો. એ ઐતિહાસિક પંચાસર આજે પણ છે.

હેમચંદ્રાચાર્ય મહારાજે કુમારપાળના સમયમાં સેંકડો ઉત્તમ ગ્રંથો લખ્યા હતા અમદાવાદમાં થઈ ગયેલા જૈન

કેળવણી ઉપર કેટલીક ટીકા કરે છે. તે સિવાય 'ઇ.સ. ૨૯૨૪' 'સરસુ' વગેરે કલ્પનાના જુદા જુદા પ્રદેશોના વિહારો છે.

બીજો વિભાગ નિબંધો અને સંવાદોનો છે. સંવાદ હાસ્યના તેમ જ પ્રેમ, કલા, સાહિત્ય, વગેરેની ચર્ચાના પણ છે. આ લેખોમાં પારસી લેખક લેખિકાનાં નામો જોઇ અમને અત્યંત આનંદ થાય છે. અને ભવિષ્યમાં આ સહકાર વધે એવી અમે આશા રાખીએ છીએ. 'પારિજાત મંજરી નાટકનો સાર' એ લેખ ઐતિહાસિક શોધને લગતો છે અને તેવો જ 'પાટણસ્થાપનાનાં તવારીખવારતિથિ'નો છે. તે ઉપરાંત 'ભક્તિમાર્ગ અને ખ્રિસ્તીધર્મ' તટસ્થ દૃષ્ટિએ લખાયેલો ધર્મચર્ચાનો વિષય છે. કાન્ત ખ્રિસ્તીધર્મમાં રસ લેતા હતા તે જોતાં આ લેખની ખાસ ઉચિતતા છે. 'જીવનમાં સમન્વય' અને 'પ્રામાણ્ય સ્વતઃ કે પરતઃ' બન્ને લેખો તત્ત્વજ્ઞાનના છે. આપણા સાહિત્યમાં ગંભીર તત્ત્વજ્ઞાનના વિષયોની ચર્ચા વિસ્તરતી જાય છે, એ સાહિત્યની પ્રગતિનું એક શુભ ચિહ્ન છે. પહેલામાં જીવનની મીમાંસા છે અને બીજામાં પ્રામાણ્યવાદનું ઐતિહાસિક રીતે નિરૂપણ કરેલું છે.

ત્રીજા પદ્યવિભાગમાં બાવન કાવ્યોનો સંગ્રહ છે. કક્કાવારીના ક્રમે રા. રા. અરદેશર ફરામજી ખબરદારનું 'કાન્તનું સ્વર્ગપ્રયાણ' કાવ્ય પ્રથમ આવ્યું તે આકસ્મિક પણ મનોહર યોગ છે. એ કાવ્યમાં કાન્તની જ દૃષ્ટિએ કાન્તને દિવ્યછંદમાં સંબોધન કરેલું છે. તે સિવાય લલિતનું 'રસર્ષિ કાંતનાં દર્શન' રા. રા. રાજારામ રામશંકર ભટ્ટનું 'નિવાપોદક' રા. રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોરનું 'વિરહનું આંસુ' એવા જ પ્રકારનાં કાવ્યો છે.

વિભાગમાં પણ સ્ત્રીઓનાં કાવ્યોની સંખ્યા સારી શકર સાધુરી કીર્તિદા દિવાનજીનાં 'સ્મરણો' ની ભાષા જૈન સતે

અને સ્વાસ્થ્યકાં લાગે સ્મરણ ગતકાલીન મધુરાં છે. જ્યાં સુઆવાદી છે. બ્હેન જ્યોત્સ્ના શુક્લના ગુજરાત પુષ્પમાં કાવ્યના રસને અનુરૂપ શિખરીણી

જૈનાએ સ્થાન મિત્ર થયેલું છે, અને તેમાં અને તો એક કરણનો પ્રવાહ ચાલ્યો છે. રા. રા

હતુ એક 'આગંતુક' તેનો ગામ, તેના આનંદ જૈન કોલેજ કાં અનુસ્યૂત રહેલા ઉલ્લાસને માટે બધાં જ સાધં

કોલેજ તો કા

આકર્ષક છે. 'રામરાજ્યાભિષેક' 'રાજા દશરથની અંતઘડી' 'શાપસંભ્રમ' 'કુન્તી અને દિવાકર' 'યુસુફ-ઝુલેખાં,' કાન્તે 'વસન્તવિજય'માં શરૂ કરેલ કાવ્યોની શૈલીનાં છે. અને દરેકમાં પોતપોતાનું વિશિષ્ટત્વ છે 'શાપસંભ્રમ' સ્વર્ગસ્થ નર્મદાશંકર પ્રભુરામ ભટ્ટનું છે. તે પહેલાં પ્રકટ થયેલું પણ 'વસન્તવિજય' સાથેના તેના પ્રબંધને લીધે અહીં પ્રકટ કર્યું છે તે યોગ્ય કર્યું છે. યુસુફ-ઝુલેખાંનું કાવ્ય જરા ભિન્ન પ્રકારનું છે; તેના ખંડ હરિગીતમાં શેખ સાદીની મૂળ કડી સમસ્ત ગૂંથેલી છે અને છેવટે એક અપભ્રંશ દુહાનો અર્થ પદ્યમાં ગૂંથ્યો છે તે એની ખાસ ખૂબીઓ છે. ખંડ કાવ્યોથી જૂદાં ભાવરૂપ કાવ્યો પણ છે. શ્રી બલવંતરાયનું 'વિરહનું આંસુ' એક મોતી જેવું શુભ્ર નિર્મળ મૌક્તિક છે. 'ભાવોની ભરતી' 'અણુદીઠ જાદુગર' 'વહી જા' વગેરે અનેક ભાવપ્રધાન કાવ્યોછે. 'દર્શન' ભાવના અને તત્ત્વજ્ઞાન બન્નેનું કલાત્મક મિશ્રણ છે અને કાવ્યની કોઈ નવી જ દિશા તેમાં પ્રકટ થાય છે. 'સોનબા' પણ એક અતિકરુણ લોકકથાનું કાવ્ય છે એ તરીકે નવી દિશાનો પ્રયત્ન છે. દરેક કાવ્ય અને લેખમાં અમને કંઈક વિશિષ્ટ કહેવા યોગ્ય લાગ્યું છે, અને સદ્ગત સાક્ષરને માન આપવામાં જેમણે જેમણે સહકાર દર્શાવ્યા તે સર્વના પ્રયત્નો આદરણીય છે પણ સ્થલસંકોચને લીધે અમે વધારે લખી શકતા નથી. વાંચનાર વાંચીને જાણી શકશે કે આપણી કાવ્યકલા કોઈ 'અણુદીઠ જાદુગર'થી આકર્ષાઈ ફેરફારના કોઈ નવીન ઘાટ તરફ પ્રયાણ કરે છે; આપણું સાહિત્ય નવા વિચારો, ભાવો, વેગોને કલામાં મૂર્ત કરવા, પ્રયત્ન કરે છે અને 'નિવેદન'કાર સાથે અમે પણ સંમત થઈએ છીએ કે "જેઓ પંદર વર્ષને મુકાબલે આજથી આરંભાતાં પંદર વર્ષ મોળાં નહિ પડે, ઘણુંખરૂં તો સવાયાં નીવડશે."

આ પછીનો કાન્તવિભાગ છે. તેમાં 'પ્રિયા કવિતાને આશ્વાસન' નું લાંબું કાવ્ય, અને કાશ્મીરથી મોકલેલું 'અન્તિમ પ્રાર્થના'નું કાવ્ય ખાસ ધ્યાન ખેંચે છે અને બીજાં તેમની પશ્ચિમ વયમાં તેમણે પ્રકટ કર્યાં છે તેવાં ટુંકાં કાવ્યો છે. તે ટુંકાં છે પણ વાંચનાર જ્યાં જ્યાં કાન્ત સાથે સમભાવ કરી શકશે ત્યાં ત્યાં તેને તે કાવ્યો પણ બીજાં જેટલાં જ મીઠાં પ્રૌઢ અને ઉન્નત ભાવનાવાળાં લાગશે.

તેમના પત્રો તો આ પુસ્તકનું સૌથી કીંમતી અંગ છે એ દરેક સ્વીકારશે. કાન્તના કવિત્વ માટે, ભાષાના પ્રભુત્વ માટે, વક્તૃત્વ માટે, વિચાર માટે આપણને જેટલું માન થાય છે તેટલું જ એક પત્રો લખનાર તરીકે પણ તેમના તરફ માન થવું ઘટે છે. તેમના પત્રોમાં એક કવિનું, અને પ્રાકૃત માણસ તો સમજી પણ ન શકે એવું દર્દવાળું દિલ આપણને પ્રત્યક્ષ થાય છે. તેમના પત્રોના ઉતારાની 'પત્રધારા' આપેલી છે, તે ખરેખર પત્રધારા જ છે, એટલું જ એક ધારરૂપે એમનું આર્દ્ર હૃદય તેમાં વહે છે, એટલું જ એકધારું, ત્રુટિ કે સ્ખલન વિનાનું તેમની ભાષાનું વહન છે; વાંચનાર તેમના હસ્તાક્ષરના નમુના ઉપરથી સ્પષ્ટ જોઈ શકશે કે એમની વાણીનો પ્રવાહ કલમમાં પણ એવો જ નિર્મળ અને અસ્ખલિત વહેતો—લાગણી સંયમમાં ન રહી શકે એટલી પ્રબળ હોય ત્યારે પણ. આપણે પત્રસાહિત્યમાં ઘણા જ દરિદ્ર છીએ અને આ સદ્ગત સાક્ષરના પત્રોના વિવેકી પ્રકાશનથી આપણું સાહિત્ય એકદમ સમૃદ્ધ થશે એમ અમે માનીએ છીએ.

એ સાહિત્યમાં પ્રકટ થતા મનોભાવો, પ્રકૃતિ, વગેરે માટે અમે કશું કહેવા માગતા નથી. એમના જીવનનું ખરૂં રહસ્ય તો જ્યારે એમના બધા પત્રો છપાશે ત્યારે કદાચ સમજી શકીશું. પણ જે કાંઇ જાણીએ છીએ તે ઉપરથી અમને માત્ર આદર જ થાય છે અને આ પ્રસંગે બીજી કોઈ દૃષ્ટિ અમને અસમીચીન પણ લાગે છે. આ સ્મારકમાં સહકાર કરનારાઓને અમારે માત્ર અભિનન્દન જ આપવાનું છે.

**અભિધાનપ્પદીપિકા**–સંપાદક મુનિ જિનવિજય, આચાર્ય, ગુજરાત પુરાતત્ત્વ મન્દિર. પૃ. ૧૭૦+૧૬૨. મૂલ્ય રૂ. ૫.

ગુજરાત પુરાતત્ત્વ મંદિર ગ્રંથાવલીનો આ નવમો ગ્રંથ છે. આ પુસ્તક પાલી ભાષાનો કોશ છે. તે અમરકોશની ધાટીએ રચાયો છે. શબ્દ તુરત જડે એ માટે પુસ્તકની છપામણીમાં મૂળ શ્લોક ઉપરાંત માર્જિનમાં તે શબ્દનો સંસ્કૃત પર્યાય આપેલો છે તેથી સંસ્કૃત ભણેલો પાલી શબ્દનો અર્થ પણ સહેલાઈથી જાણી શકશે, અને બન્ને ભાષાની સરખામણી અનાયાસે થઈ જશે. અંદર આપેલા બધા પાલી શબ્દો પાછા કક્કાવાર છેવટે આપેલા છે જેથી કોઈ પણ શબ્દ શોધવો પણ બહુ સરલ પડશે.

હવે આપણે અહીં પાલીનો અભ્યાસ વધવા લાગ્યો છે અને સંસ્કૃતના અને આધુનિક હિંદી ભાષાઓના અભ્યાસ માટે પણ, પાલી, ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ ઉપયોગી છે એટલે આ પુસ્તક વિદ્વાનો અને અભ્યાસીઓને ઘણું સહાયકર્તા થઇ પડશે.

બે નળાખ્યાન—સંશોધન કરી ઉપોદ્‌ઘાત તથા ટીકા સાથે પ્રકટ કરનાર રામલાલ ચુનીલાલ મોદી. પાટણ. પૃ. ૨૪+૧૪૪. કિંમત રૂ. ૨–૦–૦

સંપાદકે પ્રસ્તાવનામાં હાથપ્રતોની માહિતી આપી ઉપોદ્‌ઘાતમાં ભાલણના સમય, તેના જીવન સંબંધી મળી તે હકીકત પરીક્ષા કરીને આપી છે. તે પછી તેના ગ્રંથો વિશે ચર્ચા કરી છે. સંપાદક માને છે કે બીજા નળાખ્યાનમાં પ્રત્યેક કડવાને અંતે ભાલણનું નામ છે પણ બારીકાઇથી તપાસતાં એ ભાલણની કૃતિ હોવા વિષે શંકા રહે છે. તે પછી મૂળ સંસ્કૃત નળાખ્યાન અને તેના પરથી રચાયલા નૈષધચરિતની સાથે, ગૂજરાતી નળાખ્યાનો, એટલે ભાલણનું, જૈનોનાં અને પ્રેમાનન્દનું, સરખાવ્યાં છે અને રસની દૃષ્ટિથી તેની ચર્ચા કરી છે. બધું કહી રહ્યા પછી, પોતાના વિષય તરફ પક્ષપાત ન કરતાં, તેઓ પ્રેમાનન્દના નળાખ્યાનને, તેના ઘણા દોષો છતાં પ્રથમ પંક્તિએ અને તેની પછી ભાલણના નળાખ્યાનને મૂકે છે તે યોગ્ય કરે છે. છેવટે બન્ને નળાખ્યાનો ઉપર ટીકા આપેલી છે. અને તેમાં અગત્યના શબ્દોની વ્યુત્પત્તિ પણ આપેલી છે. આખું પુસ્તક જોઇ પ્રાચીન ગૂજરાતીનો વધતો જતો અભ્યાસ જોઈ દરેક સાહિત્યરસિકને હર્ષ થયા વિના રહેશે નહિ.

તરંગવતી—પ્રોફેસર લૉયમેનના જર્મન અનુવાદ ઉપરથી ગુજરાતી કરનાર નરસિંહભાઇ ઈશ્વરભાઇ પટેલ. પ્રકાશક બબલચંદ કેશવલાલ પ્રે. મોદી. હાજાપટેલ પોળ–અમદાવાદ. કિં. રૂ ૦–૧૨–૦

જૈનોમાં ઘણો જ આદર પામેલી આ કથા મૂળ પાદલિપ્તાચાર્યે લોકભાષામાં ઘણા પ્રાચીન કાળમાં કરેલી. તે પછી ઘણા સમયથી તે હાથ લાગતી નથી પણ તેનો સંક્ષેપ અનુવાદ નેમિચંદ્રગણિએ આશરે ૧૬૪૪ ગાથામાં કર્યો. આની એક પ્રત પુરાણા ભંડારમાંથી મળી આવેલી રા. રા. કેશવલાલ પ્રેમચંદ મોદીએ પ્રો. યાકોબીને મોકલેલી અને તેમણે પોતાના મિત્ર ડૉ. લૉયમેનને આપેલી તેમના જર્મન લેખ ઉપરથી આ અનુવાદ કરેલો છે.

મૂળ લેખક કે અનુવાદનો સમય નિર્ણીત થઈ શક્યો નથી પણ આ ભાષાન્તર ઉપરથી પણ જાણી શકાય છે કે વાર્તાનું મૂળ વસ્તુ ઘણું પ્રાચીન છે. અને તેમાં ઘણા પ્રાચીન કાળની વસ્તુસ્થિતિ અને સામાજિક સ્થિતિનું ચિત્ર છે. વારતા મૂળ કર્મ અને પુનર્જન્મના સિદ્ધાન્તના દૃષ્ટાન્ત તરીકે છે પણ તેમાં વારતાનો રસ છે, શૈલીની ખુબી અને હાલની ઘણી વારતાઓનાં વર્ણનો, બનાવો વગેરેનું મૂળ સ્વરૂપ આપણને આમાં દૃષ્ટિગોચર થાય છે અને તે અતિપ્રયોગથી નીરસ થયેલાં નહિ પણ તાજા અને નવીન સ્વરૂપમાં.

આ પુસ્તક જોઇને વિચાર થયા વિના રહેતો નથી કે જૈન જેવી ધર્માગ્રહી અને સાધનસંપન્ન કોમનું પ્રાચીન સાહિત્ય અહીંથી પશ્ચિમમાં જાય અને ત્યાંથી તેનું આપણે પાછું ભાષાન્તર કરવું પડે એ કેવી સ્થિતિ છે? શાસ્ત્રીય રીતે અભ્યાસ કરી આ કામ શું કોઈ આપણો વિદ્વાન ન કરી શકે, અથવા એમ એ કરી શકે એટલું ધન જૈનો ન આપી શકે? હવે તો કેવળ લોકતંત્રને આધારે કામ કરતી સ્વતંત્ર સંસ્થાઓ ક્યાં નથી? અને અત્યારના ઉત્સાહના અને નવજીવનના સમયમાં એ નહિ કરીએ તો પછી ક્યારે કરીશું?

જૈન અને જૈનેતર સર્વ આ વાર્તાને આદર આપશે એમ અમે માનીએ છીએ.

સરસ્વતીચંદ્રનું અવલોકન—કર્તા વિશ્વનાથ પ્ર. વૈદ્ય. બી. એ. બૅરીસ્ટર–ઍટ–લૉ. વાઇસ પ્રેસિડન્ટ બોમ્બે બ્રેંચ. રોયલ એશિયાટિક સોસાઇટી.

જે પુસ્તકનો ઉપોદ્‌ઘાત સદ્‌ગત મણિલાલ ન. દ્વિવેદી જેવા વિદ્વાને લખ્યો હોય અને જે પુસ્તકનું અવલોકન રા. બ. રમણભાઈ મ. નીલકંઠ જેવા ટીકાકારે એકવાર કર્યું છે તેનો પરિચય અમારે વિશેષ કરાવવાનો રહેતો નથી. આ પુસ્તક પ્રથમ ૩૫ વરસ ઉપર પ્રસિદ્ધ થયેલું અને એ રીતે તે સમયના સાહિત્યના નવા વિચારો, તેમાંના અત્યારે કેટલા રૂઢ થયા, કેટલા બદલાયા એ જાણવાને માટે પણ એ ઉપયોગી છે. તે સાથે જ જણાવવું જોઇએ કે સર્વને મને ગુજરાતી

સાહિત્યમાં પ્રથમ પંક્તિની ગણાએલી નવલ-કથા ઉપર પણ અવલોકનનું સાહિત્ય હજુ એવું જ છે. આવાં પુસ્તકો અત્યારે લાંબે સમયે ફરી છપાય છે તે સાહિત્યની નવીન જાગૃતિ જણાવે છે એ રીતે આપણે ખુશી થઈએ પણ એ દિશામાં વધારે નિષ્ઠા અને અભ્યાસથી યુવાન વર્ગે પ્રયત્ન કરવા જોઈએ એમ પણ એમાંથી ફલિત થાય છે.

નવી આવૃત્તિની તક લેવા કર્તાએ પોતે આ આવૃત્તિ વિદ્યાર્થીઓમાં મફત આપવાની ઉદારતા બતાવી છે તેની વાંચનાર વર્ગ કદર કરશે એમ અમે આશા રાખીએ છીએ.

**અદ્વૈતામૃત**—વેદાન્ત ચર્ચાની વાર્તા. અનુવાદાત્મક લેખ. કર્તા વિશ્વનાથ પ્ર. વૈદ્ય. એમ, આર, એ, એસ. વિગેરે.

**વીસમી સદીની ગુલામી**—અનુવાદકો પ્રભુભાઈ વિઠ્ઠલભાઈ મહેતા, શંકરદત્ત પાર્વતીશંકર શાસ્ત્રી. નવયુગ પ્રકાશન મન્દિર સુરત. કિં. ૦–૮–૦ મહાત્મા ટૉલ્સ્ટૉયના Slavery of Our Times ના પુસ્તકનો આ અનુવાદ છે. પુસ્તકની પ્રસ્તાવના રૂપે શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરે 'ચેતવણી' લખેલી છે. ટૉલ્સ્ટોય કોઈ એક જ દેશ કે એક જ સમયનો વિચારક નહોતો, સમસ્ત જનતાનો વિચારક હતો. અને ભલે કે તેના કેટલાએક વિચારો તેના જ દેશકાલને લાગુ પડતા હોય પણ તેનું રહસ્ય આપણે પણ વિચારવા યોગ્ય છે. અને એ વિચારો જ એટલા પ્રબલ છે કે તેથી વાંચનારને પણ પોતાની સ્થિતિ ઉપર વિચાર કરી લાગુ પાડવાની ફરજ પડશે જ.

**રાજા રાણી**—સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણી વર્ષ ૧, ક્રમાંક ૧. કિંમત ૦–૧૦–૦. અનુવાદક ઝવેરચંદ મેઘાણી. કવિવર રવીન્દ્રનાથ ઠાકુરે જુવાન વયે લખેલા નાટકનો આ અનુવાદ છે. નાટકની ભાષા, સંવિધાન, હાસ્ય વગેરે ઉપર કવિની અપરિપક્વતાની છાપ સ્પષ્ટ છે છતાં કલ્પનાનું પ્રૌઢત્વ અને ઉચ્ચગામી ભાવના તેમાં દેખાયા વિના રહેતાં નથી. ભાષાન્તર સાદા ગદ્યમાં કર્યું છે તે અમને વાજબી લાગે છે. કેટલાએક શબ્દો અને રૂઢિઓ સાદી કરવા જતાં તેમાં કાઠીઆવાડી પ્રાન્તિકત્વ આવી ગયું છે તે ઇતર પ્રાન્તનાને રોચક નથી લાગતું તે તરફ અમે અનુવાદકનું લક્ષ્ય ખેંચીએ છીએ. મૂળ સાથે અમે સરખાવી શક્યા નથી પણ પુસ્તક વાંચતાં અંદરનો પદ્યભાગ સાદો સરલ અને રુચિકર અમને લાગ્યો છે. ગુજરાત આ પુસ્તકને સંમાન આપશે.

**મહાત્મા ગોખલેનો વારસો**—આ નાનો લેખ મહાત્મા ગાંધીજીના હસ્તાક્ષરમાંજ સુંદર રીતે છપાવ્યો છે અને તેમાં ગોખલેજીની અને ગાંધીજીની છબીઓ તથા ગોખલેજીના જીવનને લગતા કેટલાએક બીજા પણ ફોટોગ્રાફો છે. મૂળ લેખ ૧૯૧૬ માં લખાએલો તે શ્રી કરસનદાસ જ. ચીતલીયા. મંત્રી, ભગિની સમાજે પ્રકટ કરી પોતાની સંસ્થા તરફથી સુંદર શ્રદ્ધાંજલિ આપેલી છે. પુસ્તક વેચાણનો નફો ગાંધીજીને અર્પણ થનાર "થેલી"માં જશે.

**માલિની**—અનુવાદક ભક્ત નરસિંહભાઈ રામભાઈ, છાત્ર વિશ્વભારતી, શાન્તિનિકેતન. કીંમત પાંચ આના. કવિવર રવીન્દ્રનાથ ઠાકુરની એક નાટિકાનો અનુવાદ છે.

**શેરને માથે સવાશેર**—લખનાર 'કોઈપણ' સંપાદક ગુજરાત નૂતન કાર્યાલય. કિંમત ચાર આના.

**નવજીવન કેળવણી અંક ૧–૨.**—નવજીવન અને ગુજરાત વિદ્યાપીઠની આ સહકારી નવી પ્રવૃત્તિને અમે આવકાર આપીએ છીએ. રાષ્ટ્રીય શિક્ષણનો જોગ જેમ અનુભવ વધતો જાય તેમ તેમ તેની ચર્ચા પણ વધારે થવી, અને એ ચર્ચા જનસમાજ સમક્ષ મકાવી જરૂરની છે. વળી આમાં કેટલાંએક કારોબારી કાર્યોની પ્રસિદ્ધિ પણ થાય છે તેથી પણ વિદ્યાપીઠની સમસ્ત પ્રવૃત્તિ વિશે લોકો માહીતગાર રહી શકશે.

લેખો અમને સંતોષકારક લાગ્યા છે. ઘણાખરા લેખો આ પ્રદેશમાં કામ કરનારા પ્રસિદ્ધ લેખકો, શ્રી ધર્માનન્દ કોસંબી, શ્રી ગિરજાશંકર બધેકા, શ્રી દત્તાત્રેય કાલેલકર, શ્રી હરિશંકર ત્રિવેદી, શ્રી કિશોરલાલ મશરૂવાળા વગેરેના છે. અમને માત્ર ખેદ એટલો જ છે કે સહકારી શાળાના અનુભવી શિક્ષકોએ આમાં હજુ સહકાર દર્શાવ્યો નથી. અમે આશા રાખીએ છીએ કે શિક્ષણના પવિત્ર કામમાં સર્વ શિક્ષકો ખુલ્લા દિલથી સહકાર કરશે અને શિક્ષણની પ્રગતિ કરશે.

**ગોખલે સાંવત્સરિક**—ભગિની સમાજ પત્રિકા-માળા નં. ૯૫. લેખક રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ. પ્રકાશક કરસનદાસ જ. ચીતલીયા, ભગિની સમાજના મંત્રી, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ.

**રાષ્ટ્રીય રત્નકણિકા**—પ્રકાશક ચંદુલાલ નંદલાલ દેસાઈ. 'જન્મભૂમિ' ગ્રન્થમાલા નડીઆદ. વર્ષ ૧ લું. પુસ્તક ૧ લું. વાર્ષિક લવાજમ ચાર રૂપીઆ. ટપાલ સાથે.

**ગૃહિણી ભૂષણ**—જ્ઞાનવર્ધક પુસ્તકમાળા પુ. ૪૦ મું. સંપાદક અને પ્રકાશક જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ. કિંમત ૦–૧૦–૦ ગૃહવ્યવસ્થા, બાળઉછેર, સ્ત્રી જીવન વગેરે સ્ત્રી-ઉપયોગી વિષયો ઉપર કાળજીપૂર્વક લખાયેલા નિબંધોનો સંગ્રહ છે. અનાજ રસોઇ વગેરે સંબંધી અંદર શાસ્ત્રીય વિવેચનો છે અને આપણી રસોઇમાં રહેલા શાસ્ત્રીય નિયમો પણ સ્પષ્ટ કરેલા છે. પુસ્તક સર્વોપયોગી છે.

**આંતરસરિતા**—પ્રવાહ ૧. રચી પ્રસિદ્ધકર્તા પ્રભુશંકર નરભેરામ વ્યાસ. પ્રગતિ મન્દિર, વિશ્વજ્યોતિ કાર્યાલય. અઠવાજણ, સુરત. મૂલ્ય રૂ. ૦–૪–૦. કેટલાંક કાવ્યોનો સંગ્રહ છે.

**શ્રીરુદ્રાધ્યાય**—રચી છપાવી પ્રસિદ્ધકર્તા. કવિ ઇન્દિરાનન્દ લલિતાનંદ પંડિત. નાગર ફળીયા-સુરત. મૂલ્ય ૧–૮–૦.

**અંત્યજ-ઉદ્ધાર** (ગીતા દર્શન)—લેખક અને પ્રકાશક મોહનસીંગ રામસીંગ ઠાકોર. ડભાણ ભાગોળ-નડીઆદ. કીંમત ૦–૨–૦.

રા.

# નોંધ

## સુદાના સવાલ

આ (જુન) માસની ૨૭ મી તારીખે મહાસમિતિ અમદાવાદમાં મળવાની છે તેના પર સૌ રાજપુરુષોનું તેમ જ પ્રજાવર્ગનું ધ્યાન એકાગ્ર થતું જાય છે.

દરમ્યાન ગાંધીજીની અંતિમ સૂચનાઓ વિષે અનેક અગ્રણીઓ અને પત્રો પોતાના મત પ્રકટ કરતાં જાય છે. ભાગ્યે જ કોઇ તેમની સાથે સંમત થતા જણાય છે. પંડિત મોતિલાલજી પૂછે છે કે અસહકારના સંપૂર્ણ ક્રમ વિષે તેમની ગમે તે માન્યતા હોય તે છતાં પણ તેમની પ્રાંતિક સમિતિ તેમને મહાસમિતિમાં ચુંટે ત્યાં સુધી તેઓ તેમાંથી બ્હાર કેમ નીકળી શકે? વળી બંગાળ જેવા કોઇ પ્રાંતમાં સ્વરાજ્ય પક્ષની બહુમતિ હોય તો ત્યાંથી તો સ્વરાજવાદીઓને વધુ સંખ્યામાં પણ ચુંટાતા કેમ અટકાવી શકાય ? અર્થાત્ હાલના બંધારણમાં પ્રાંતિક સ્વતંત્રતાનું ધોરણ સ્વીકારેલું છે તેમાં મોટો ફેરફાર કર્યા સિવાય ગાંધીજીની સૂચનાઓનો અમલ થઇ શકે નહિ.

ઘણાંખરાં પત્રો જણાવે છે કે બન્ને પક્ષ રચનાત્મક કાર્ય વિષે તો એકમત છે તેથી તે વિષે બન્નેએ સાથે મળીને જ હાલની માફક કામ કરવું જોઇએ. કોઇક એમ પણ સૂચવે છે કે સરકારી નિશાળ કોરટ વગેરે બહિષ્કારનું પૂરેપૂરૂં પાલન કરનારા જ મહાસમિતિમાં રહી શકે પણ દિલ્હી-કોકનાડાની મહાસભાએ ધારાસભા વિષે ચોખ્ખા શબ્દોમાં છુટ આપી છે તે પછી ધારાશાસ્ત્રીઓને તો મહાસમિતિમાંથી બાતલ ન જ કરી શકાય.

આમ એકંદર દેશ સમસ્તનું વલણ ગાંધીજીની સૂચનાની વિરૂદ્ધ દેખાય છે. ખરેખરા સવાલ એ જણાય છે કે

(૧) આજે દેશને વિશેષ જરૂર શાની છે—પંચવિધ બહિષ્કારની કે રચનાત્મક કાર્યની ?

(૨) હાલ સંપૂર્ણ બહિષ્કાર એ રચનાત્મક કાર્યનું આવશ્યક અંગ છે કે આ કાર્યને જુદું રાખીને પણ તેને સાધી શકાય ?

(૩) જો બહિષ્કારને હાલ મોકુફ રાખીને રચનાત્મક કાર્ય પર જ એકાગ્ર થવું હોય તો તે વિષે શ્રદ્ધા રાખનાર પણ સર્વાંગે પૂરો બહિષ્કાર ન કરનારની સમભાવે સહાય લઈ શકાય કે નહિ—ને તે માટે અધિકારી મંડળમાં તેમને રાખી શકાય કે નહિ?

(૪) આમ બહિષ્કારને ગૌણ ગણવો હોય તો અસહકારના ઠરાવમાં ફેરફાર કરવો જોઇએ ખરો?

પહેલા સવાલનો નિકાલ તો સહેલો છે. પણ બીજા ને ત્રીજા વિષે ખુબ મતભેદ થશે. રચનાત્મક ક્રમ વિષે શ્રદ્ધા રાખનાર જ અધિકારી મંડળમાં રહેવા જોઇએ એ પણ સૌ કબુલ કરશે એમ લાગે છે. છતાં શ્રદ્ધાના અંશમાં તો ભેદ રહેશે જ. ગાંધીજી કહે છે કે કેવલ ખાદીનો ક્રમ સિદ્ધ કરવાથી પણ સ્વરાજ્ય મળી શકે. ત્યારે ઘણાખરા રાજપુરુષો ખાદીની એટલી કિંમત ન આંકે છતાં દેશની ગરીબાઇના નિવારણનું તેમ જ પરદેશી માલને હઠાવવાનું મુખ્ય સાધન ગણીને જ સંતોષ માને. તેઓ સૌને કે પોતાને માટે પણ રેંટીઓ ચલાવવાનો મહાધર્મ ન સ્વીકારે પણ અનુકૂલ ક્ષેત્રોમાં રેંટીઆ ચલાવવાની વ્યવસ્થા કરવાની અને યોગ્ય વયંસેવકો કેળવવાની આવશ્યકતા કબૂલ રાખે. આવા ભાઇઓને રેંટીઆ વિષે શ્રદ્ધા છે એમ ગણાશે કે નહિ? અને તે કોઇ ધારાસભાના સભાસદ હોય કે તેમનાં બાળકો સરકારી શાળામાં ભણતાં હોય તેથી તેમને* અધિકારી મંડળ માટે નાલાયક ગણવામાં આવશે?

ગાંધીજીએ એ પણ સુચવ્યું છે કે વકીલો વગેરેને અધિકારી મંડળમાં રાખવા હોય તો કોરટો વગેરેના બહિષ્કારને અસહકારના મૂળ ઠરાવમાંથી કાઢી નાંખવો જોઇએ. અમને લાગે છે કે દિલ્હીના ઠરાવથી ધારાસભાનો મૂળ બહિષ્કાર તો મર્યાદિત થયો જ છે. અને જો બીજા બહિષ્કારને પણ હવે ગૌણ ગણવા હોય તો મૂળ ઠરાવમાં ખાસ ફેરફાર જ કરવો પડે કે તેનો જરા નરમ અર્થ સમજવાથી પણ ચાલી શકે?

આમ ગાંધીજીની સૂચનાઓનો અણિશુદ્ધ અમલ કરવાને બંધારણ સુધારવું પડે—કદાચ મૂળ ઠરાવને પણ વધારે કડક કરવો પડે. તેમ સામા પક્ષની સમજુત સ્વીકારવી હોય તો બીજી રીતે ઠરાવોને સમજવા કે સુધારવા પડે. મહાસમિતિમાં સૌએ પોતપોતાની સાચી માન્યતાઓ, તેનો અમલ કરવાની પોતાની શક્તિ વિચારીને પ્રકટ કરવાની છે. આ વિષે સમિતિનો નિર્ણય સ્વચ્છ પ્રમાણિક અને ઉપયોગી નીવડશે.

* એ જણાવવાની તો જરૂર ન હોય કે જે કાર્યના અધિકારી મંડળમાં જે હોય તેણે પોતે તો તે પરિપૂર્ણ સિદ્ધ કરેલું હોવું જોઇએ. દાખલા તરીકે ખાદીની સમિતિમાં નીમાનાર પગથી શિખ સુધી ખાદી તો પહેરતો જ હોય. પણ તે પોતે રેંટીઓ પણ ચલાવતો જ હોવો જોઇએ એમ શા માટે?

## ગુજરાતનો તનમનાટ

સન ૧૯૨૧માં સમગ્ર પ્રજાના એક જ સરદાર ગાંધીજી હતા. બીજા સૌ કાં તો તેમના સુભટ થયા કે અંધારામાં ઢંકાઇ ગયા. તેમની પ્રેરણાથી સૌનામાં પ્રાણ આવતા. તેમના વિચાર પ્રમાણે સૌ વર્તવા ચહાતા. તેમના હુકમથી દેશ આગળ ધપતો ને તેમનો રોક્યો તે રોકાતો.

પણ બે વરસે ગાંધીજી જેલમાંથી છુટીને આવ્યા તે પછી? પ્રજાએ ગાંધીજીનું માન્યું તે કરતાં વધારે ન માન્યું હોય એમ જણાય છે.

સ્વરાજ્ય પક્ષનું બંડ તો કાયમ જ છે. તે અસહકારને તિલાંજલિ આપે પણ ધારાસભા ન જ છોડે.

અકાલીઓને લડત મોકુફ રાખવાની ગાંધીજીએ સલાહ આપી—ખાસ કરીને ૫૦૦-૫૦૦ ના ગંજાવર જથ્થા ન મોકલવાનો ખાસ આગ્રહ કર્યો. પણ લડત બંધ ન રહી તેમ જથ્થાનું સંખ્યાબલ પણ કાયમ રહ્યું. અકાલી આગેવાનોએ ગાંધીજી સાથે ઘણી મીઠાશથી મસલત કરી છતાં પોતાના મૂળ નિશ્ચયમાં તો મક્કમ જ રહ્યા.

વાઇકોમની લડતને ગાંધીજીએ વધાવી લીધી. તેમની સૂચનાથી એકવાર ત્યાં સત્યાગ્રહીઓ ઉપવાસ કરતા રોકાયા પણ ખરા. પણ તેમનું મન તો નહિ જ માનેલું તેથી ફરીથી લાંઘણ કરવા તૈયાર થયા. તેમ જ બીજા પ્રાંતમાંથી કે અ-હિંદુઓ પાસેથી કંઇ મદદ ન લેવા ગાંધીજીને ફરી ફરીને આગ્રહ કરવો પડયા એ પણ ત્યાંના કાર્યકર્તાઓની ભિન્ન વૃત્તિ સૂચવે છે. ને ગાંધીજીની સ્પષ્ટ સૂચના વિરૂદ્ધ શિખ લંગરખાનું ખોલીને શિખોએ તેમ જ સ્થાનિક પ્રજાએ તેમની ચોખ્ખી અવગણના કરી છે.

આવો તનમનાટ જેમ દેશમાં તેમ ગુજરાતમાં પણ દેખાય છે. ભાવનગરનો કિસ્સો તાજો જ છે. ત્યાંના રાજ્યનો વિરોધ વહોર્યા પછી કાઠીઆવાડના આગેવાનોએ ત્યાં જ પરિષદ ભરવાનો ઠરાવ કર્યો. ગાંધીજીએ રાજ્યના હુકમ સામે સત્યાગ્રહ ન કરવાની અને સોનગઢમાં પરિષદ ભરવાની સલાહ આપી. તે વિષે સ્વાગત સમિતિએ દશ કલાક સુધી ચર્ચા કરી! અને છેવટે? ગાંધીજીની

સૂચના માન્ય કરવાને બદલે સમિતિએ નિરાકરણ ત્રણ માસ સારૂ મુલતવી રાખ્યું.

સીધપુર-વઢવાણનાં તોફાન તો ગાંધીજીની ગેરહાજરીમાં થયાં. પણ વીસનગરનું છમકલું તો હમણાં જ થયું. પ્રાંતિક સમિતિના એલચીઓ સમાધાન કરવા ને અશક્ત નીવડયા. પછી ગાંધીજીએ ખુબ સમજુત ને સલાહ આપી છે. પણ તેથી હિંદુઓનાં દિલ શાંત થયાં નથી ને તેમના આગેવાન લાંબા ખુલાસા કર્યે જ જાય છે. ને મુસલમાનો—મોટા આગેવાનો તેમ જ સ્થાનિક બીરાદરો તો ચુપકી વાળીને જ બેઠા છે!

હિન્દુ મુસલમાનના લેખથી સારા દેશમાં તેમ ગુજરાતમાં પણ કેટલાયે વર્ગો ચીઢાયા ને મુંઝાયા છે. આણુંદ ને મુંબાઇ જેવા સ્થલોમાં ગુજરાતી આર્યસમાજીઓએ ગાંધીજીની વિરૂદ્ધ ઠરાવો પસાર કર્યા છે. તેમ ગાંધીજીના મતની વિરૂદ્ધ સમાજીઓ અને હિન્દુસભાવાળાઓ ગુજરાતનાં ગામડાંમાં શુદ્ધિ અને સંગઠનનું કામ શાંતિથી છતાં આગ્રહથી કર્યે જ જાય છે.

પણ આથી કોઇ એમ ન સમજે કે ગાંધીજી વિષે દેશસમસ્તનો કે ગુજરાતનો પૂજ્યભાવ જરાયે કમી થયો છે. શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રીએ ગાંધીજીને કેદ કરવાની ગર્ભિત સૂચના આપતે આપતે પણ ગાંધીજીની સુંદર સ્તુતિ કરી હતી. તો પછી પ્રજા પુરાણા જ—કદાચ વધારે ભાવથી ગાંધીજીને મહાત્મા માને તે છતાં તેમના મતનો જુદો આંક બાંધે એ સ્વાભાવિક છે. બે વરસ પર તો સ્વરાજ્ય અર્પવાની તેમની શક્તિ પર પ્રજા મોહિત થઇ હતી. દરરોજ નવા નવા ફુટતા તેમના વિચારોથી પ્રજા અંજાઇ હતી. હવે તે મોહ કંઇક ઓસરી ગયો છે એટલે તે સ્વતંત્ર ભાવે વિચાર કરવા લાગી છે. તેથી હવે તે ઠરેલપણે જે વિચાર કરશે તે જ પાકા અને સંગીન થશે. સંતાડીને નહિ પણ ખુલ્લી રીતે જણાવીને જ સૌ પોતાની તેમ જ ગાંધીજીની સાચી સેવા કરી શકશે.

પણ બીજી પાસ ગાંધીજીનું શું? ચોમેરથી તેમની સામે વિચારતરંગો ઉછળી આવતા દેખાય છે. તેમની પર છવાતાં વાદળ દિવસે દિવસે વધારે ને વધારે ઘમઘોર બને છે. પણ તેમનો મારગ તો શૂરાનો છે. સાચું કહેવામાં જેવા નિર્દય છે તેવા સામી છાતીએ ઘા ઝીલવામાં તેઓ શૂરવીર છે. તેઓ તો શેશનાગની શક્તિથી સહસ્ર જીભે નિરંતર સત્યનો ઘોષ કરશે—સહસ્ર હાથે લખશે ને સ્ફુરશે ને સારા દેશને જાગતો રાખશે. ને કદાચ કોઇક દિવસ પ્રેમધર્મના ગગનચુંબી શિખર પર અટુલા ને એકલા ઉભા રહેશે ત્યારે તેમનું તેજ સારી આલમને આવરી લેશે.

## કાળીપરજની આજની સ્થિતિ

અણવિશ્વાસ ઉત્પન્ન કરવો, આત્મશ્રદ્ધાને તોડી પાડવી એ બન્ને કામ સહેલાં છે. એકની એક બુમ હજાર વખત પાડી હોય તો તેમાં ગમે તેટલું અસત્ય હોય તે છતાં તે માનવામાં આવે. અસત્ય લાંબા વખત સુધી ટકી શકતું નથી પણ થોડા વખત સુધી તો જરૂર ફેલાય. કાળીપરજને માટે એક એવી અફવા ઉડી રહેલી છે કે તેમણે ફરી દારૂ પીવાનું શરૂ કર્યું છે. આ અફવાનું સત્ય તપાસવાની જરૂર છે.

દરેક પ્રકારના કાળીપરજે દારૂનિષેધ કર્યો જ નહોતો. દાખલા તરીકે દુબળાઓ અને કુકણામાં દારૂનિષેધની ચળવળ પગપેસારો કરી શકી નહીં કારણ કે એ પ્રજા ઘણી જ અજ્ઞાન અને નિરાધાર છે. તેમને માટે ફરી પીવાનો પ્રશ્ન છે જ નહીં કારણ કે તે હમેશ દારૂ પીતા આવ્યા છે. કાળીપરજની કેટલીક કોમોમાં જાગૃતિ આવી છે અને તે પોતાનું હિતાહિત સમજતા થયા છે એટલે તેમણે દારૂતાડીનો નિષેધ કરેલો. દરેક ગામમાં ઉકરડો હોય છે તેમ દરેક ગામમાં નબળા મનના, સ્વચ્છંદી અગર લુચ્ચા લોકો પણ હોય, તેમાંના કેટલાકે દારૂ પીવાનું શરૂ કર્યું છે. તેમને દારૂના ઇજારદાર તરફથી લાંચ આપવામાં આવેલી સાંભળી છે, મફત દારૂ થોડા વખત માટે અપાવ્યો છે. ટુંકા પગારના અધભુખ્યા સરકારી નોકરો ઇજારદારને મદદગાર થાય એ બનવા જેવું છે. પ્રજા દારૂ પીએ એવું ઇચ્છનાર સ્વાર્થી માણસો એવું કહેતા ફરે છે કે નવાપુરામાં બધા દારૂ પીએ છે તમે માત્ર ભગત થઇને બેઠા છો કારણ કે તમે મૂર્ખ છો. અમુક પાસેના ગામડાંઓમાં દારૂ પીવાય છે તમે શા માટે નથી પીતા? અમુક નદીની ઉત્તરે જઇને કહે કે દક્ષિણમાં દારૂ પીવાય છે તમે જ એકલા રહી ગયા છો. પછી દક્ષિણમાં જંઇને તેનાથી ઉલટું જ કહે કે ઉત્તરમાં દારૂનિષેધ ટકી શક્યો નથી તમારો ક્યાં સુધી ટકી રહેશે? એવી રીતે શંકા ઉત્પન્ન કરી ગરીબ અજ્ઞાન પ્રજાનું બળ તોડી પાડવાનો પ્રયત્ન થાય છે એવી હકીકત સંભળાય છે. સ્વાર્થી લોકો ગમે તેવાં નીચ કર્મો કરવા તૈયાર હોય છે. હિંદુ મુસલમાન માંહોમાંહે લડે તેમાં પણ ઘણા માણસો રાજી હોય છે, અને અતિશયોક્તિ કરીને લડાઇ જમાવે છે, બળતામાં ઘી હોમે છે. કાળીપરજને માટે પણ બગડયું, બગડયું એમ કહીને પોકાર થઇ રહ્યા છે, તેમાં કેટલુંક સત્ય, કેટલુંક અસત્ય છે. પણ મુખ્ય હેતુ તો વધારે બગાડવાનો છે. જો એ ગરીબ પ્રજાની આત્મશ્રદ્ધા રાખી

હોય તો તેમને ટેકો આપવો જોઇએ, હિંમત આપવી જોઇએ, નહીં પીવામાં મક્કમ રહે એવી સલાહ આપ્યાં કરવી જોઇએ.

કાળીપરજમાં જ્યારે માતાનો પવન ફુંકાયો ત્યારે દેખાદેખી અને ન્યાતના આગેવાનોની ઉશ્કેરણી તથા બ્હીકથી ઘણા લોકોએ દારૂતાડી પીવાનું છોડી દીધું. સુરત જીલ્લામાં સરકાર તરફથી ખાસ દબાણ થયેલું નહીં. વડોદરા રાજ્યમાં દબાણ ખુબ થયું, અને હલકા નોકરોએ ત્રાસ પણ ઘણો આપ્યો. આજે કાળીપરજની જેટલી ઉંચી કોમ છે તેમાં દારૂનિષેધ કાયમ રહ્યો છે. એક વર્ષના અનુભવમાં તેમણે જોયું કે ગુલામીમાંથી બચવાનો એક જ માર્ગ છે. દારૂતાડી છોડી દેવાથી તેમના ઘરમાં પૈસો થયો, ઝુંપડાં સુધર્યાં, ધાતુનાં વાસણો વધ્યાં, ખાવાનું સુધર્યું, પહેરવેશ સુધર્યો, બીજી પ્રજાની સાથે બેસવા ફરવાનો પ્રસંગ આવ્યો, પ્રતિષ્ઠામાં વધારો થયો, સ્વમાનનું ભાન થયું અને જુલમ ઘટયો. આજ સુધી જોરજુલમથી દોઢ બે આનામાં મજુરીએ જવું પડતું હતું તે સ્થિતિ બદલાઇ ને મજુરીનો દર વધ્યો, મજુરીએ જવા નહીં જવાની છુટ મળી. જ્યારે કોઇ ઉજળીઆત સામે મળે તો તેનાંથી દૂર નાસતા કારણકે તે કાંઇને કાંઈ કામ મફત કરાવતા, તે જતું રહ્યું. એટલે જે લોકો દારૂતાડી પીવાનું છોડી બેઠા છે અને બાર મહિનામાં થયેલો પ્રત્યક્ષ સુધારો સમજે છે તે જરૂર મક્કમ રહેવાના. આજે ઘણા ભાગોમાં એવા માણસો છે. આખાં ગામડાં ને ગામડાંમાં નિષેધ કાયમ થઈ ગયો છે અને મુંબઈ તથા વડોદરા સરકારે કેટલીક દુકાનો ઉઠાવી લીધી છે. બારડોલી તાલુકામાં બે આશ્રમો છે ત્યાં શીખેલા કાળીપરજોએ બીજા બે આશ્રમો કાંતવા, પીંજવા, વણવા માટે સ્થાપ્યાં છે. તેના વાતાવરણની અસર આસપાસ ઘણી જ સારી થશે. નવીન પ્રકારના ઉદ્યોગો શીખવવાની જરૂર છે. વડોદરાના કેળવણી ખાતાં તરફથી સુતારકામ શીખવાય છે અને હાલમાં ઘર ઉદ્યોગ તરીકે દીવાસળી બનાવવાનો અખતરો ચાલી રહ્યો છે. તાડનાં પાત્રાં, તાડફળ, અનેક પ્રકારના ઘાસ, વાંસ વિગેરેમાંથી સાદડીઓ, બટન, પંખા, પડદા, ટોપલાઓ અને નાજુક ટોપલીઓ (બાસ્કેટ) વિગેરે બનાવી શકાય. એવા ઉદ્યોગો ખીલવવાની જરૂર છે. યોગ્ય લાયકાતવાળા કાળીપરજોને પટેલાઇ મળવી જ જોઇએ. આજે તો જ્યાં ત્યાં દારૂના ઇજારદારને પટેલાઈ મળે છે. કોઇ પણ સરકારી નોકરને ગામડાંમાં ફરવું હોય તો તેમની સગવડ દારૂના ઇજારદારો સાચવે. તેમનો ખર્ચ પણ ઉપાડી લે. મોટા અમલદારો ફરે ત્યારે તેમને મોટી મીજબાનીઓ મળે, લગ્ન પ્રસંગે કીમતી ચાંલ્લા થાય, બક્ષિસો મળે, એટલે ધીમે ધીમે ઇજારદારોની સત્તા હદપાર વધી પડી છે. તેને સમુળગી નાશ કરવાની જરૂર છે.

કાળીપરજની આર્થિક સ્થિતિ સુધરી છે, તેમનામાં નૈતિક બળ વધ્યું છે, પણ હવે જે સુધારો ફેલાવવો જોઇએ તેના પ્રચાર માટે આત્મબળવાળા સાધુચરિત પુરુષોની જરૂર છે. જે લોકો ભણેલા નથી, પોતાનું હિતાહિત સમજતા નથી તેમને સુધારવા માટે ધર્મના સંસ્કાર ફેલાવવા જોઇએ. પવિત્ર જીવનનો સત્સંગ, તથા સાદા ધર્મોપદેશથી ઘણી અસર થઈ શકે. સારાં સંગીત તથા લોકગીતથી અદ્ભુત પ્રેરણા થઇ શકે છે. કથારૂપે પણ ઘણો સારો ઉપદેશ આપી શકાય. ભાષા સરળ હોય અને સાદું સંગીત હોય તો બહુ જ પ્રચાર થઈ શકે. એવા પ્રચારકોની આજીવિકા માટે વેતનની ગોઠવણ થવી જોઇએ. મીશનરીના ઉત્સાહથી કામ થાય તો જ તે સારૂં નીવડે. ખ્રીસ્તિ મીશનરીઓ હજારો રૂપીઆનો ખર્ચ કરીને નીશાળો તથા દવાખાનાં બાંધે છે. કાળીપરજને ધર્મભ્રષ્ટ કરવા માટે મુસલમાનો પણ મથી રહ્યા છે. કંઠી પહેરાવીને મુસલમાન ધર્મમાં વટાળે છે. હિંદુઓ તો નથી દેખાડતા દયા કે ભાતૃભાવ, ન મળે કોઈ જાતનું ધર્માભિમાન કે પરમાર્થનો છાંટો. જો કાળીપરજને શુદ્ર તરીકે હિંદુ કોમમાં સાચવી રાખવા હોય તો હાલની ઉદાસીનતામાં બેસી રહેવાશે નહીં પણ ઉભા થઇને કામ કરવું પડશે.

### બારડોલીના કાળીપરજ

સૌ મુલકના કાળીપરજની સ્થિતિ ઉપર વર્ણવી છે. એકંદર ૭૫ ટકા જેટલા પાછા દારૂતાડીમાં ડુબી ગયાનું ને કુકડાં મરવાની લાલચને વશ થયાનું સંભળાય છે. દૂર દૂર ડુંગરનાં જંગલોમાં પણ દેવીની પૂજા ચાલેલી. પણ ત્યાં બ્હારથી કોઈ પહોંચી ન શકયા એટલે સ્થાનિક જુલમગારોએ તેને સહેલાઈથી દબાવી દીધી.

સદ્ભાગ્યે જે હજી બચી ગયા છે તેમાં બારડોલી તાલુકાના ચોધરાઓને ઉંચે સ્થાને મુકવા જોઇએ. તેમને ગાંધીજી ને દેવી તરફથી મળ પ્રેરણા મળી તે ખાદીના કાર્યથી પાકી ને સ્થિર બની છે. તેથી કેટલેક સ્થળે એવાં મંગલ પરિણામ આવ્યાં છે કે તે જોઇને કોઇને પણ ખાદીની ખાનદાનીમાં શ્રદ્ધા બેસે ને આ કાલીભોળી પ્રજા માટે હેતથી હૈયું ભરાઈ જાય.

ગઇ સાલ દેવીની ચળવળને અંગે કાળીપરજની ગંજાવર પરિષદ મળી હતી. ત્યાં આવેલા તેમના કેટલાક આગેવાનો સાથે બારડોલીના કાર્યકર્તાઓને મમલત થઈ.

પરિણામે બારડોલીમાં વણાટશાળા ઉઘાડવામાં આવી તેમાં કુલ ચોધરા વગેરેના જ આશરે પંદર છોકરાઓ દાખલ થયા. આજ સુધીમાં તેમાંના ઘણાખરા કપાસ પીલવાથી તે વણવા સુધીની બધી ક્રિયાઓ લગભગ શીખી ગયા છે. સૌ છોકરાઓ નમ્ર અને સેવાભાવવાળા છે. તેઓ ખાદીમંડળમાં કામ કરશે કે બ્હાર રહીને પણ તેમને જીવન પર્યંત પોતાની કોમની જ સેવા કરવી છે એ તો ચોક્કસ.

પ્રાંતિક સમિતિ જેમ આ શાળા ચલાવે છે તેમ તેણે પ્રજાને કાંતવા વણવામાં સરલતા આપવાને પાંચેક મથક પણ ખોલ્યાં છે. તેમાંના બે વેડછી ને અલગઢ ગામે ખાસ કાળીપરજ માટે થોડા જ વખતથી ઉઘાડવામાં આવ્યાં છે. બન્ને ગામ છેક જંગલી મુલકમાં આવેલાં લાગે. ચોધરાનાં છુટી છુટી ઝુંપડીઓનાં જ તે ગામ. એટલે ત્યાં કામ કરવાનું વધારેમાં વધારે મુશ્કેલ. પણ એ લોકોની તપસ્યાએ સૌનાં દિલ હરી લીધાં છે. ગઈ સાલ પરિષદમાં ખાદી રેંટીઆના ઠરાવ થયા એટલે આ ગામોના કેટલાએ માણસોએ ખાદી તેમ જ રેંટીઆ પણ વેચાતા લીધા. પોતાનું રૂ પાક્યું તે કેટલાયે તો હાથે ફોલી નાંખ્યું, પછી તીર ચઢાવવાનાં સાદાં કામઠાંથી તેમણે તે જેવું તેવું પીંજ્યું. ઘણાની પાસે ત્રાક નહિ તેથી પણ હાર્યા નહિ. ગમ તે અણીદાર લાંબી સળી વાપરીને જેવું તેવું સુતર તેમણે કાંત્યું. તે વણાવવાને કોઈ કોઇ આગેવાનો ખાદીનાં મથક પર જવા લાગ્યા ને પોતાને ગામે કામ જમાવવાને નોતરાં આપવા મંડ્યા. છેવટે ખાદી સેવકોનાં દિલ પીગળ્યાં. તે વખતે કેટલાક ચોધરા ભાઇઓ વણાટશાળામાં તૈયાર પણ થયા હતા. આમ આતુર શ્રદ્ધાળુ પ્રજા, તેની જ કામના કેળવાએલા સેવકો ને ખાદીનું તંત્ર—આ ત્રણેનો શુભ સંયોગ થવાથી બન્ને સ્થળે સ્ત્રીઓ ને પુરુષો અતિશય ઉલ્લાસથી પીંજે છે ને કાંતે છે—કોઈ કોઇ વણતાં શીખે છે ને વણે છે, ને સેંકડો ઝુંપડીઓ ને સ્ત્રીપુરુષો સુતરથી ને ખાદીથી ઉજળાં થતાં જાય છે.

આ વિષે પહેલું તો એ ધ્યાનમાં રાખવાનું છે કે આર્થિક ઉન્નતિના સાધન તરીકે નહિ પણ તેના ચિહ્ન રૂપે જ રેંટીઆ વસાવ્યા છે. દારૂતાડી છોડવાથી ઘરદીઠ વરસે સો દોઢસો રૂપીઆનો ફાયદો થયો તેથી આ લોક કપડાં છેક ઓછાં પહેરતા હતા તેને બદલે સામાન્ય ખાદીનો સાદો વેશ ધારણ કર્યો, સ્ત્રીઓએ હાથ પગ પરથી પીત્તળીઆંની હારમાળા ઉતારી ને ઉંચા વર્ગની ઓરતોની માફક લ્લાં પહેરવા માંડ્યાં, ઘર ઉજળાં ને ચોખ્ખાં થયાં, ને તાંબાપીત્તળનાં વાસણથી તેમના વાસ ઝળકી રહ્યા. રેંટીઆના સંસ્કારથી તેઓ ઉદ્યમી થયા ને નવે ધર્મમાર્ગે સ્થિર થયા. પણ એના કેવળ આર્થિક લાભની તેમણે ગણત્રી નથી કરી; તેમણે પરવા પણ નથી રાખી.

આથીયે વધારે મહત્ત્વની વાત એ છે કે તેમની જાગૃતિ રાજકીય નહિ પણ ધાર્મિક છે. દેવીની પ્રેરણાથી જ તેમણે બધા સુધારા કર્યા તેમ રેંટીઆ પણ વસાવ્યા છે. ગાંધીજીને મામા કહે છે પણ માતા તો દેવી જ. તેથી તેમનું જીવનરહસ્ય તેમના ઉજળા આવાસ કે તેમના સુતરના ઢગ કરતાં તેમનાં ગામેગામ સ્થાપેલાં મંદિરોમાં જ જણાય છે. ભીલની માફક આ લોકમાં પણ બે વરસ પર તો છેક જ ધર્મહીન દેવીની પૂજા ચાલી એટલે ધર્મભાવ જાગૃત થયો અને તેને સ્થિર કરવાને મંદિરો સ્થપાયાં. આ મંદિર એટલે ઘણુંખરું ચારે બાજુએ ખુલ્લું ઝુંપડું. ઘણાખરામાં કંઇજ ન હોય, કેટલાકમાં સીતારામની, રાધાકૃષ્ણની, ગાંધીજીની છબીઓ હોય. અઠવાડીએ એક દિવસ ગામના લોકો આ મંદિરમાં ભેગા થઇ ભજન કીર્તન ગાય ને દેવાની પૂજા કરે. તાડીના માંડવામાં તાડી આવે ત્યારે ઇજારદાર ધજા ચઢાવે છે. પણ આ મંદિરો પર તો શુભ્ર ધર્મધ્વજ સદાય ફરકતો જ હોય છે. અને જ્યાં સુધી એ ભજનની ધુન કાયમ રહેશે ને એ ધજા ફરકશે ત્યાં સુધી એ ભોળાં સ્ત્રી પુરુષોની ઉત્તરોત્તર પ્રગતિ થયાં જ કરશે.

### ધારાળાની જાગૃતિ

વરસો પર ચરોતરના ધારાળાઓમાં દાદુરાયના ઉપદેશથી જાગૃતિ આવી હતી. તેઓ દારૂચોરીના સોગન લેવડાવતા ને કંઠી બંધાવતા. ધીમેધીમે તેમના સંસ્કાર ભુંસાયા, ભગતોની સંખ્યા ઓછી થઇ ને ધારાળા કોમ બહારવટાને માટે આખા ઇલાકામાં પંકાઇ ગઇ. એક વખતના ક્ષત્રિયો ને ગીરાસદારો ખુની ચોર ને ધાનકી લુંટારા બની ગયા.

છેવટે તેમના ત્રાસની અવધિ આવી. તેમાં બોરસદ તાલુકામાં તો બ્હારવટીઆનો પૂરો દોર જામ્યો. ધોળે દહાડે સરીઆમ રસ્તા પર લુંટ થાય. બ્હારવટીઆ ગામ પાસેથી જે રકમની માગણી કરે તે ધરી દેવી પડે. નહિ તો ભરવસ્તીમાંથી ગમે તેને લઇ જાય ને કોઇથી સું કે ચાં ન થઇ શકે. આથી ન પતે તો ગામને પાદરે બે બંદુકડી ફોડે એટલે તો બધાનાં હાજાં નરમ પડી જાય ને માગેલાં નાણાંની નજર થાય.

સરકારે છેવટે કંટાળીને જાજીઆવેરો નાંખ્યો. પ્રજાએ સામો સત્યાગ્રહ કર્યો. શ્રી ગોપાળદાસની સરદારી નીચે બોરસદમાં સત્યાગ્રહ છાવણી સ્થપાઇ ને તાલુકામાં મુજબ

ગામે સૈનિકોનાં થાણાં નંખાયાં. સરકારે હારીને કર કાઢી નાંખ્યો પણ ખરેખરું શુભ પરિણામ તો એ આવ્યું કે લડતમાં રોકાએલા ઘણાખરા સ્વયંસેવકોએ એક વરસને માટે—હવે તો કેટલાકે જીવન પર્યંત તાલુકાની સેવા કરવાનું વ્રત લીધું.

આ પ્રવૃત્તિની થોડી ઘણી અસર પ્રાન્તના સૌ વર્ગ પર થઇ છે. પણ સરસમાં સરસ સંસ્કાર તો તેના મૂળ કારણરૂપ ધારાળા—ગરાસીયા પર જ પડ્યા છે. તે સૌમાં મહિ નદીના કાંઠા પર ને કોતરોમાં વસનારા જ વધારે તોફાની ગણાય. એ ત્રણ ગામમાં તો મોટા ભાગના લોકો બહારવટાનો જ ધંધો કરનારા. જ્યારે ટોળી લુંટ કરવા નીકળે ને પાછી આવે ત્યારે ગામના સૌ સ્ત્રીપુરુષો ભેગા મળી વળાવવા તેમ જ વધાવવા આવે. આંદામાન જઇ આવેલા પણ કેટલાયે માણસો ત્યાં મળી આવે. ઘણાખરા જેલના અનુભવી તો ખરા જ. ને આજે પણ ત્યાંના કેટલાયે માણસો સરકારની પરોણાગત ભોગવે છે. આવા ગાળામાંથી બહારવટું ને ચોરી છેક નાબુદ થયાં છે, દારૂ લગભગ બંધ થયો છે ને અફીણ ઘણું કમી થયું છે. નથી ફોજદારી ટંટા કે નથી દીવાની કેસ. આ પ્રગતિ અત્યંત ચમત્કારિક જ ગણાય.

કાંઠાના બે વિભાગ છે—એક પૂર્વનો અને બીજો પશ્ચિમનો. પૂર્વ વિભાગ માટે બદલપુર બંદરે સ્વયંસેવકોનું થાણું મંડાયું છે. તેના પ્રયાસથી હજી તો એ જ ગામમાં મળીને આશરે ૩૦૦ રેંટીઆ ચાલુ થયા છે; ને થોડા વખતમાં ત્યાં સાળ નાંખવાની પણ જરૂર પડશે. બીજા વિભાગમાં રેંટીઆનો પ્રચાર કરવાનું બની શક્યું નથી. છતાં ત્યાં પણ પ્રજાજાગૃતિનાં ચિહ્નો ચોખ્ખાં દેખાય છે. આંકલાવ પાસે હઠીપુર ગામે એક ભગત પોતાના જ ઉત્સાહથી પચીસેક છોકરાંને ભણાવે છે. કોઇ અસહકારીઓ ત્યાં જાય તો તેની આસપાસ છોકરાંઓ તો તરત વીંટાઇ વળે. ગામના મ્હોટેરા તેમ જ યુવાના પણ 'જે મહારાજ' કરી પગે લાગે. અને યુવતીઓ અને આધેડ સ્ત્રીઓ પણ એવા જ ભાવથી વધાવે. સૌ રોજ ન્હાય ને ચોખવટ પાળે. સૌના ચહેરા પર અને વર્તનમાં કંઇ ઓર જ નમ્રતા ને મીઠાશ લાગે. આ પ્રજા ખુબ આગળ વધવાને તૈયાર થએલી છે. અને બોરસદની છાવણી મોજુદ છે ત્યાં સુધી તેની પ્રગતિ થયાં જ કરશે એવી આશા પડે છે.

## લગનસરાનું નાટક

લગ્નની મોસમ પુરી થઇ છે. લગ્નનો પ્રસંગ ઘણો આનન્દનો હોય એ સ્વાભાવિક છે. પણ લગ્ન ઉજવવાની હાલની રીતમાં આપણી અધોગતિનાં દર્શન થયાં કરે છે. પોતાની શક્તિની ઉપરાંત ખર્ચ કરીને લગ્ન ઉજવવાં એ મુર્ખાઇની પરાકાષ્ટા છે. જો ખોટી મોટાઇને લીધે ખર્ચ થતો હોય તો પણ એવી છેતરપીંડી ખોટી અને નકામી છે કારણ કે તેનાથી કોઇ છેતરાતું નથી. આપણા દેશમાં ખોટાં ઘરેણાં પહેરવાનો રિવાજ નથી, પણ બીજા કોઇનાં માગી લાવીને પહેરવામાં લાજ કે શરમ માનતા નથી. જુઠાણાથી મોટાઇ શી રીતે મળે ? લગ્ન પ્રસંગે કન્યા પક્ષને કેવી રીતે ખર્ચના ખાડામાં નાંખવો, તેમની પાસેથી વધારેમાં વધારે પૈસા કઢાવવા એની જ મસલતો ચાલ્યાં કરે. જુજ નજીવી બાબતોમાં ખોટું લાગે, રીસાઇ જાય, મનાવવાં પડે, એ પુરુષાર્થવાળી પ્રજાને છાજે નહીં, નામર્દો જ એવા ચાળા કરે. લગ્નને નામે કલેશ કંકાસના બીજ રોપાય, દ્વેષ અને ઇર્ષ્યા ફેલાઇ રહે એ કેમ સહ્ય ? ખર્ચ શકે . વર પક્ષમાં પૈસાનો લોભ અજબ પેદા થાય છે. જરા પણ લાજ વગર સામા પક્ષને નીચોવાય તેટલો નીચોવવાનો જબરો પ્રયત્ન થઇ રહે છે.

અનિયમિતતા એ લગ્ન પ્રસંગનો લ્હાવો લેવાનો માર્ગ છે. ન મળે ખાવાનો નિયમિત સમય, ન મળે સુવાનો વખત. મિત્રો સંબંધીઓને નોતર્યા હોય તે વખત પછી બે ત્રણ કલાકે વરઘોડા નીકળે, જમણ થાય. જમણ જેમ મોડું થાય તેમ વધારે મોટાઈ. મધરાતે હજારો લોકોને જગાડીને વરઘોડા નીકળે. મહેમાનોને ન મળે કોઇ પણ જાતની સગવડ કારણ કે અસગવડતા, અવ્યવસ્થામાં જ ખરો આનન્દ મનાયલો છે. ઘાંટો બેસી ગયો હોય, ઉજાગરાથી આંખો લાલ થઇ હોય, લડાઇ ટંટાથી મીજાજ ખારો થયો હોય, અનિયમિત જમણથી મ્હોં લેવાઇ ગયું હોય ત્યારે જ લગનમાં મ્હાલ્યાં ગણાય.

અને કેટલો ગજબ ગંદવાડ ? રસ્તામાં પતરાળાંનો ઢગલો પડ્યો હોય અથવા પવનને લીધે ઉડતાં હોય. નીકાલી જાજરૂ ઓટલા ઉપર રસ્તાની પાસે હોય છે. તેને સાફ થતાં જોયાં હોય તો જણાય કે ડાબી ડોલમાંથી મેલું નીચે રસ્તા પર પડતું હોય. તે રસ્તાપર પાણી છાંટીને લોકો જમવા બેસે. પાણીનો છંટકાવ એવા પ્રકારનો કે ગંદી ચીજ જતી ન રહે પણ સુકી હોય તો ભીની થાય. તે જગ્યાએ બેસીને જમતું એ કોઇ પણ સમજુ શિક્ષિત માણસને કેમ શોભે ? સગાં સંબંધીઓ સારી સંખ્યામાં જાય તેમને માટે પુરતી વ્યવસ્થા ન હોય. સ્ત્રીઓથી પુરી લાજ મર્યાદા સાચવી ન શકાય. શું જાજરૂની મુશ્કેલી !

શું લોકોનો વિચિત્ર પહેરવેશ! ત્રણસો રૂપીઆની સાડી અને ઉઘાડપગાં! ખાદી તો જાણે જૅાયટૅાટ થઇ હોય. ઢીંગલા ઢીંગલીને શણગારી (!) ને ગાડીમાં ગોઠવી દીધેલાં. બીચારાં કંટાળીને ઉંઘી જાય એટલે બધું અવ્યવસ્થિત થઈ જાય. લગ્ન મંડપમાં નાટકના પડદા ગોઠવ્યા હોય. લગ્નવિધિમાં કેટલાક રીતરિવાજનું પાલન થાય બાકી જે ગંભીર વાતાવરણ હોવું જોઇએ તેનું કોઇને ભાન પણ નહીં. વરવહુને પણ નહીં. આજના જમાનાની શી રસિકતા? લાકડાંના ડાઘાવાળાં સ્ટૂલો ઉપર કીટ્સનના દીવા, ગંધાતા ચીથરેહાલ મજુરોને માથે ચઢાવેલા હોય તે ફીક્કા જુવાનીઆ ઉપર રોશની નાંખી રહ્યા હોય. કેટલાક જુવાનીઆએ કમરમાંથી ટાઈટ કોટ પહેરેલા તેમને જોઇને મંકોડા સાંભરી આવતા. વરઘોડામાં પંદરેક વારને આંતરે એક વાજાંનું બૅન્ડ. કાબરચીતરા વાઘના જેવો પહેરવેશ. કોઇને કપડાં મોટાં પડે અને કોઇને ટુંકા પડે તેની શી પરવા? અને જર્મનીથી મંગાવેલાં મોટાં મોટાં તાંબાનાં વાજાંમાંથી ગગનભેદી—(મનુષ્યના કાનનો તો શો હિસાબ?)—અવાજ, પાશ્ચાત્ય નાટકોના કે લોકગીતોમાંથી ફકરા, કે નાચવાનું સંગીત, તથા હિંદી સંગીત એ બન્નેનું અમિશ્રિત મિશ્રણ—એ બધું સાંભળીને આનન્દ શી રીતે માની શકાય? એક બૅન્ડના ઉપરીને વિનતી કરી કે ભાઈ કાંઈ સુંદર મધુરી ચીજ વગાડો તો હરકત છે? તેણે કહ્યું કે જરૂર, પણ આ લોકોને પસંદ ન પડે તેમને તો ઘોંઘાટ જોઇએ છે. કાંસાંની થાળીઓ અને ઘાસલેટના ડબ્બા દસવીસ ઝાપટયા હોય તો ઘોંઘાટ તો સારો થઈ શકે. આપણાં હિંદી વાજીંત્રોની શી મધુરતા! શરણાઈની અંદર જરેક ભાવ ઉતારી શકાય છે, અને લગ્ન પ્રસંગે આનન્દના જ રાગ સાંભળવાની ઇચ્છા થાય. સારા નસીબે પરદેશી રાગોનો ભાવ થોડા જ માણસો સમજે બાકી તો અપ્રાસંગિક સંગીતથી મનને પીડા થાય. કંઠના સંગીતથી કેટલો આનન્દ અને ઉલ્લાસ પ્રદર્શિત કરી શકાય! અને કેટલીક ઉચ્ચ ગણાતી ન્યાતોમા જોડકણાં ગવાય છે તેમાં દ્વેશ, આપવડાઈ, નિંદા અને મ્હેણાં સમાયલાં હોય છે અને તે છતાં કેટલાક બાયલા શિક્ષિત માણસો તેને વખાણે છે. એમ કહેવાય છે કે એવી નિર્દોષ ગમ્મત શા માટે તજી દેવી? તે નિર્દોષ હોય તો જરૂર તજવી નહીં, આનંદ તથા ઉલ્લાસના પ્રસંગોમાં ખુબ મ્હાલવું, પણ તેમાં પ્રેમ તથા અહિંસાનું પાલન થવું જોઇએ; તેને બદલે કટાક્ષ અને ઝેરથી કડવાશ પેદા કરવી તેમાં શો ફાયદો?

દરેક વર્ષે આવી મુર્ખાઇ થાય છે. આપણે રીતરિવાજોમાં જ ડુબી ગયેલા છીએ. ખરો આનન્દ બહુ જ થોડો થાય છે. પણ જરા પણ ફેરફાર કરવાની હિંમત કોઇ માણસમાં નથી. ચાલતું આવ્યું છે તેનું. ચાલવા દો, એ નિર્માલ્ય પ્રજાનું સત્ર હોઇ શકે.

## રાજપૂત પરિષદના પ્રમુખ

ગઇ તારીખ ૧૧-૧૨-૧૩ મીએ વરતેજમાં સમસ્ત રાજપૂત પરિષદ મળી તેણે શ્રી મનુભા સાહેબને પ્રમુખસ્થાને નીમીને જ અડધી ફતેહ મેળવી છે. પ્રમુખશ્રી જ રાજપૂત સંચાલનના મૂળ પ્રયોજક. પોતે ચુડાસમા ગીરાસીયા એટલે તેમણે ચુડાસમાનું મંડલ સ્થાપવામાં ને તેમનું સ્વયંસેવક સૈન્ય રચવામાં પહેલ કરી. આ સંસ્થાઓએ થોડી જ વારમાં પોતાનું પાણી પરખાવ્યું. મંડળે પહેલે જ સપાટે દત્તક લેવાનો રિવાજ બંધ કર્યો. દર વરસે દાવાઓમાં હજારો રૂપીઆ ખરચતી કોમને કોરટનો બહિષ્કાર કરી બધી તકરારો પંચથી પતાવવાનું પણ મંડળે ફરમાવ્યું ને આ કડક ઠરાવોની વિરૂદ્ધ જે વર્તે તે ન્યાતબ્હાર ને વ્યવહારબ્હાર! મંડળે કસુંબાપાણી પણ ઓછાં કર્યા, કેળવણી માટે દાણા ઉઘરાવી ફાળો કર્યો ને કોમમાં ખાદી રેંટીઆનો પ્રચાર કર્યો. સ્વયંસેવકો રાતમધરાત મંડળનું કામ કરે ને ગામની તેમ જ ખળાંની રક્ષા કરે. પરિણામે બ્હારવટીઆથી ત્રાસેલા આ મુલકમાં પણ ચુડાસમાનાં ચોવીસ ગામનું કોઇ નામ ન લે!

શ્રી મનુભાએ ચુડાસમાનું સંગઠન કરીને પછી તેમના પડોશી ઝાલાઓને પ્રેરણા કરી. તેઓ મોટે ભાગે લીમડી દરબારના ભાયાત છે. દરબાર તરફથી કંઇ નુકશાન થવાની તેમને હમેશાં દેહશત રહે છે. છતાં તેઓ સ્વાભિમાની ને બહાદુર છે. તેમણે પણ મંડળ ને સેવકદળની રચના કરી લીધી. ને જ્યારે એક ગામે સૈનિકોના સરદાર નીમવાને સભા મળી ત્યારે ભોઈકુંભારનું કેટલુંક હલકું ગણાતું કામ કરીને તેમણે સેવાવૃત્તિ જણાવી તેમ બંદુકથી નીશાન તાકીને જુની શસ્ત્રવિદ્યાને સજીવન કરી.

પણ શ્રી મનુભાને આટલેથી સંતોષ કેમ વળે? તરત તેમણે સમસ્ત રાજપુત કોમના સુધારાને સંગઠનનાં દૂરદર્શી સ્વપ્નાં રચ્યાં. આ પરિષદથી તેનું મંગલાચરણ થયું તેથી તેમને જ વધારેમાં વધારે આનંદ થયો હશે.

તેમણે પોતાના કાર્ય સારૂ હાલની ચળવળમાંથી ઉત્સાહબળ તો મેળવ્યું છે. પણ તેમને મૂળ પ્રેરણા તો ધર્મે જ આપી છે. તેઓ વરસોથી ચુસ્ત આર્યસમાજી ને સમાજસુધારક છે. સારો દિવસ મીઠાશ ને મુત્સદ્દીપણાથી કામ લઇને રાત્રે તેઓ મધુર સ્વરે ભજનની ધુન જગાવે ત્યારે જ તેમનું ખરૂં સ્વરૂપ પ્રકટતું લાગે.

## પ્રમુખશ્રીનું ભાષણ

આવા પ્રમુખની પાસેથી જેવા ઉન્નત અને વ્યાવહારિક ઉપદેશની જે આશા રાખી શકાય તે સંપૂર્ણ રીતે સફલ થઈ છે. રાજપૂતોના ઉજ્જ્વલ ઇતિહાસનું અને હાલની અધોગતિનું દિગ્દર્શન કરીને, તરત જ તેમના પાપોનો એકરાર કરવામાં સારા ગુજરાતની આગળ અદ્ભુત હિંમતનો ને અપાર નીતિબળનો સરસ દાખલો તેમણે બેસાડ્યો છે. ને તેમાં પણ પહેલું પાપ વિધવા-

ઓની અવગણનાનું—અર્થાત્ તેમને મિનવારસ ગણી માત્ર જીવાઈ જ આપવાનું—ગણાવ્યું છે. તેમ 'આગળ જતાં પડદો તોડવાની, કન્યાઓને કેળવણી આપવાની જે સાફ સલાહ આપી છે તે પણ પાટીદાર જેવી બીજી અનેક કોમને પણ અનુકરણીય છે. પહેલાંના વારામાં ક્ષત્રિયો સ્ત્રીઓના શીયળનું રક્ષણ કરવા માટે પંકાયેલા છે. આજે તેઓ સ્ત્રીઓની સ્વતંત્રતાની લડતમાં પહેલ કરે તો કંઈ જ નવાઇ નહિ !

તેમણે દુર્વ્યસન ને કજીયાખોરીના પાપમાંથી પણ સત્તર તરી જવા બોધ આપ્યો છે. પણ આટલેથી જ તેઓ અટક્યા નથી. કોમની અધોગતિનાં બીજ સામાજિક દુર્દશા ને રૂઢિપ્રપંચમાં રહેલાં છે એમ તેઓ વરસોથી માને છે. તેથી સામાજિક સ્થિતિનું બારીકાઇથી પૃથક્કરણ કરીને લગ્નક્રિયાનાં કારસ પર અને પેટા ન્યાતોની વચ્ચે લગ્નવ્યવહારની બંધી પર તેમણે અચૂક રીતે આંગળી મૂકી છે. જાત ને કુળનું અભિમાન રાજપુતો જેવું બીજા થોડાને જ હશે. છતાં જુના સૌ ભેદભાવને સાફ કરીને સમસ્ત કોમમાંથી જે કોઇ યોગ્ય વરકન્યા મળે તે પસંદ કરવાની સલાહ તેમણે નીડરપણે આપી છે. પાપનો એકરાર કરવામાં તેમ પુણ્યનો માર્ગ સૂચવવામાં બીજી કોઇ કોમના આગેવાને આવી હિંમત બતાવેલી જાણવામાં નથી.

તેમણે ખાદી પહેરવાની તેમ જ એજન્સી ને દેશી રાજ્ય સાથે હક સારૂ લડવાની પણ ભલામણ કરી છે. દત્તકનો રિવાજ કાઢી નાંખવાનો આગ્રહ કર્યો છે તેમ મોટા દીકરાને કુલ વારસો આપવાનું સૂચવ્યું છે. પણ તેમના બાકીના ભાષણનો વધારેમાં વધારે ભાગ તો તલવારની પૂજાનો છે. તેમણે જણાવ્યું:

"તમારી આંખો મીંચી તમારા દીલ સન્મુખ ક્ષત્રીનું ચિત્ર ખડું કરો તો પહેલી તલવાર દેખાશે અને પછી પુરૂષ દેખાશે.........

તલવાર તો આપણા પૂર્વજોનો આપણને મળેલો મહામૂલો વારસો છે. તે આપણું સાચું ધન છે......આપણી બાળાઓ લગ્ન કરે છે તે આપણી તલવારની સાથે......

તલવાર સો આપણી માતા. એ આપણી જગદંબા, આપણે એના પુત્રો. આપણો આખો ઈતિહાસ એટલે તલવારોનો ઈતિહાસ......દેવ વગરનાં મંદિર જેમ સુનાં સુનાં લાગે તેમ તલવાર વગરની ભુજાઓ સૂની સૂની લાગે છે.

......બ્રાહ્મણને જનોઇ રાખવાનો પરવાનો હોય તો જ આપણે તલવાર રાખવાનો પરવાનો માંગવાનો હોય. છતાં આજે પોતાની બધી જ ધૃષ્ટતાપૂર્વક સરકાર આપણી પાસે પરવાના માગી રહી છે.........પણ એમાં હું સરકારનો દોષ નથી જોતો. સરકારને આપણે કહ્યું છે જ કયે દિવસે કે તલવાર વિના આપણે નથી ચલાવી શકવાના ?...... આપણે આજે તેને આપણું દિલ કહીએ પણ તે પહેલાં આપણે આત્મપરીક્ષા કરીએ, દૃઢતા જમાવી લઈએ.

આપણી તૈયારી એટલે ક્ષત્રિયજાયો એક એક માનવી એટલે સુધી તૈયાર હોવો જોઇએ કે તે સર્વથા અને સર્વદા તલવાર સાથે જ ફરશે. અને તે કશા પણ લેખી પરવાના વગર ફરશે; સરકાર હા પાડશે કે ના પાડશે તોયે ફરશે; ગમે તેવું જોખમ વેઠીને પણ ફરશે. આટલી આપણી તૈયારી હોય તો જ આપણે સરકારને કહેવા જઇએ કે તલવાર વિરૂદ્ધનો કાયદો... ......દૂર કરો......આપણું પ્રામાણિક અને ધર્મમયું બળ જોઇને સરકાર જરૂર આપણી વાત સ્વીકારશે. અને તે નહિ સ્વીકારે તો આપણે તેની પાસે સ્વીકારાવીશું. એમ કરવામાં જે કંઈ જોખમ વિપત્તિ કે દુઃખ વેઠવાં પડે તે આપણે પોતે વેઠીને પણ સરકારને ફરજ પાડીશું."

તલવાર વિષે આટલો લાંબો ઉતારો આપ્યો છે કારણ કે તેમાં કરેલી સૂચના અતિશય ગંભીર છે. તલવારની પૂજા ગુરૂ ગોવિંદસિંગની યાદ આપે છે. તલવાર વિષે સત્યાગ્રહની વાત અકાલીઓની કરપાણની લડતની ઝાંખી કરાવે છે. શ્રી મનુભા એકેએક શબ્દ તોળીને બોલે એવા છે. તેમણે કોમના બીજા આગેવાનો સાથે આ વિષે મસલત કરી હશે એમ પણ ધારી શકાય. છતાં તે નવીન ને સાહસિક છે. તે વ્યાજબી છે એમ કબૂલ રાખીએ તો પણ તેને ધાર્મિક તો ન જ ગણી શકાય. તેમ કરપાણ કમરે લટકાવીને પણ શિખોએ જેવું અહિંસાબળ, સહનશક્તિ ને સંઘબલ ખીલવ્યાં છે તે રાજપુતોમાં આજે તો નથી જ ને તે માટે કેટલીક વખત રાહ જોવી જ પડશે. આ વિષે પરિષદ ને કોમ પૂરો વિચાર કરીને જ ઠરાવ કરશે ને પગલાં ભરશે એવી આશા રાખીશું.

સ્વાગત સમિતિના પ્રમુખ કેપ્ટન શ્રી જોરાવરસિંગજીએ તલવાર સિવાય લગભગ એના એ જ મુદ્દા પર સરસ વિવેચન કર્યું છે. બ્રહ્મચર્ય વિષે તેમનો આગ્રહ અત્યંત આવશ્યક હતો. ને તેમણે જે સામાજિક સુધારાનો બોધ આપ્યો તેનો પૂરો અમલ કરવા માટે રાજપૂત સેવાશ્રમ સ્થાપવાની અને રાજપુત સંન્યાસીઓ કેળવવાની સૂચના કરી તેને પરિષદ જરૂર વધાવી લેશે એવી આશા રાખીએ છીએ.

## ગાંધીજીનાં સ્મૃતિવિધાન

થોડા વખત પર "ત્યાગમૂર્તિ" એ શીર્ષક નીચે વિધવાઓ વિષે ગાંધીજીએ એક સરસ લેખ લખ્યો હતો. તેમાં વૈધવ્યના સંયમ વિષે જે પૂજ્યભાવ પ્રકટ કર્યો હતો તે સૌના દિલમાં સહેજે ઉતરી જાય. પણ તે લેખના અંતભાગમાં પંદર વરસની અંદરની અથવા તે પછી એક વરસની અંદર ખંડિત થએલી વિધવાને જ પરણાવવાની સૂચના કરી છે, તે વિષે મતભેદ હોઇ શકે. પંદરની જ વય કેમ ને ૧૮-૨૦-૨૫ ની કેમ નહિ ? ૧૬ પછીની વિધવા પોતાની ઇચ્છાથી પરણી શકે—તેને પિતાને પરણાવવાની ન રહે—એવો ગર્ભિત ભાવ તો નહિ જ હોય.

સૌ દેશની લગ્નવ્યવસ્થા મનુષ્યોની સર્વ કૃતિઓની માફક અપૂર્ણ જ હોઇ શકે. પણ આપણા દેશની લગ્નરૂઢિઓ તો અતિશય કૃત્રિમ અને સંકુચિત છે એ જાણીતું જ છે. પોતાની ન્યાતના—પેટા ન્યાતના વાડામાં જ લગ્ન કરી શકાય—તેમાં પણ અમુક ગામનો ઘોળ

હોય તો તેના સાંકડા વર્તુલમાં—ને તેમાં પણ કુલનું બંધન હોય તો અમુક જુજ ઘરમાંથી જ વરકન્યાની પસંદગી કરવાની હોય. તે પસંદગી પણ પરણનાર જાતે ન કરે—ન કરી શકે, પણ તેમનાં માબાપ—ખરું જોતાં બુઢ્ઢાં દાદાદાદીઓ કરે. આવી દશામાં વધારેમાં વધારે અક્કલ વાપરીને પરણાવેલાં સ્ત્રીપુરુષ દુઃખી થાય ને સાચા લગ્નસુખથી વંચિત રહે. છતાં ૧૬ પછી સ્ત્રી વિધવા થાય તેને માટે સંસાર સુખનાં દ્વાર સદાને માટે બંધ જ થાય !

વળી કન્યાને પંદર વરસે પરણાવો તો તેનો પતિ સાધારણ રીતે ૨૦–૨૨ વરસનો હોય. આ વયે સ્ત્રી-પુરુષ માતાપિતાના ગંભીર ધર્મ પાળવાને—તેમનાં સંતાનો. યોગ્ય કેળવણી આપવાને લાયક થયાં કહેવાય ? વળી ૧૫ વરસની કન્યા જેમ સ્વતંત્ર રીતે ઘર ન ચલાવી શકે તેમ ૨૦ વરસનો યુવક ભાગ્યે જ કમાતો થયો હોય. આવી સ્થિતિમાં જે લગ્નસંબંધ થાય તેમાં ઘણી જ બાલિશતા ને કૃત્રિમતા હોય છે—પૂર્ણ પત્નીભાવ કે પતિભાવ સંભવતો નથી. તે તો ઓછામાં ઓછી ૧૯–૨૦ ની યુવતીમાં અને ૨૫–૨૭ વરસના યુવાનમાં જ ખીલી શકે. તેથી સંયમના કડકમાં કડક સિદ્ધાંતને માન્ય રાખીને પણ ૨૦ વરસ સુધીની વિધવાને પરણવાનું ઉત્તેજન આપવું જ જોઇએ. એટલે તેથી મોટી વયની વિધવાઓને જોઇતી અંગત સ્વતંત્રતા આપોઆપ મળી રહેશે.

ગાંધીજીએ મરણના વરા બંધ જ કરવાનો અને લગ્નનાં ખરચ બહુ કમી કરવાનો આગ્રહ કર્યો છે તેમ જ રોટીવહેવાર હોય ત્યાં બેટીવહેવાર કરવાની—અર્થાત્ પેટા ન્યાતોની દીવાલો તોડી નાંખવાની પણ સરસ સૂચના તેમણે કરી છે. અહીંઆ અલબત એમ પૂછાય કે જમવામાં જ્ઞાતિનો જરાએ ભેદ ન રાખનારા સ્ત્રી-પુરુષોની સંખ્યા વધતી જાય છે, તેથી દિવસે દિવસ જ્ઞાતિ સંસ્થાઓ ઉપર પણ અસર થશે ને જમણ, જ્ઞાતિવાર નહિ, મિત્રમંડળનાં જ થશે. આમ જમવાની છૂટ થશે ત્યારે સાથે સાથે લગ્નની પુરેપૂરી છૂટ પણ નહિ જોઇએ ? અને જો સમાજ આ રસ્તે વળેલી જ છે તો આજથી જ જમણની સાથે લગ્નની પણ પૂરી છૂટ શા માટે ન આપવી ?

આવા મતભેદ છતાં પણ સમાજશાસ્ત્રના આવા વિષયમાં ગાંધીજીના પ્રવેશને સૌ વધાવી લેશે તેથી એકંદર સામાજિક સુધારાના વિચાર ને વર્તનમાં વેગ આવશે એ પણ ચોક્કસ છે.

### અખાડાની આવશ્યકતા

હિન્દુ મુસલમાન વિષે જે વિસ્તૃત લેખ ગાંધીજીએ પ્રકટ કર્યો છે તે વિષે ચર્ચાને હાલ મોકૂફ રાખીએ છીએ. પણ તેમાં અખાડા વિષે જે વિચાર ને ભાવ બતાવ્યા છે તે વિષે બે શબ્દ લખવાની જરૂર જણાય છે.

હિન્દુ મુસલમાનની તકરારમાં સાધારણ રીતે મુસલમાન જાલીમ તરીકે ને હિન્દુ બાયલાની માફક વર્તે છે એમ ગાંધીજીએ જણાવ્યું છે. પછી એવી સૂચના આપી છે કે હિંદુએ શુદ્ધ સત્યાગ્રહી બની એક આંગળી પણ ઉગામ્યા સિવાય પણ સામી છાતીએ મુસલમાનના ઘા ઝીલવા એ ઉત્તમ છે. પણ જેનાથી તેમ ન થઇ શકે તેણે બાયલા બની નાસી જવાને બદલે શરીરબલથી ને શસ્ત્રબલથી પણ પોતાનાં—કોમનાં સ્ત્રી બાલકોનું રક્ષણ કરવું જોઇએ. પણ તે આવું રક્ષણ ક્યારે કરી શકે ? ગાંધીજી કેવલ હૃદયબળ કેળવવાની—બાળકોને રાત-મધરાતે બહાર મોકલવાની ને લાળપંપાળ ન કરવાની સલાહ આપે છે.

પણ સૌનો એ અનુભવ છે કે માણસ રાત્રે એકલો બહાર જાય તે કરતાં સાથમાં બીજો હોય તો, તેને વધારે હિંમત આવે; તેમ તેની પાસે લાકડી કે ધારીઉ હોય તો તે વધારે નીડર બને. ને સાથીનાં જોર-કે શસ્ત્રની શક્તિની માફક હાથપગની તાકાત પણ માણસને બહાદુર ને નીડર બનાવી શકે. તેમ એ પણ દેખીતું છે કે જો કોઇ દિવસ રક્ષણ કરવાનો પ્રસંગ આવે તો સાધારણ નબળા પાંગળા માણસ કરતાં કોઇ પણ કસરતબાજ તેના શત્રુને હઠાવવામાં વધારે સફલ થાય. આમ હૃદયબલ ને અંગબળ વચ્ચે નિકટ સંબંધ હોવાથી ખાસ અપવાદ સિવાય સૌને અખાડાની—તેના જેવી કંઈક કંઇક તાલીમ લેવાની જરૂર છે.

ગાંધીજીએ મુદ્દામ અખાડા વિષે લખ્યું છે તેમાં આ વાતનું વિસ્મરણ જણાય છે. તેઓ શરીર સુધારવાને અખાડાની ભલામણ કરે છે પણ સ્વરક્ષણની શક્તિ કેળવવાને નહિ. એટલું તો કબૂલ કરી શકાય કે કેવલ મુસલમાનોની સામે જ રક્ષણ કરવાની વૃત્તિથી અખાડા કાઢવામાં આવે તો દ્વેષભાવ વધે ને તોફાન સળગી ઉઠે. પણ જે નબળા ને બાયલા હશે તેમને આજે મુસલમાનોનો, તો કાલે કાબુલીઓનો, ને પછી બ્હારવટીઆનો પણ ભય રહેશે. જે માણસ સંસારમાં વસે છે તેને કોઈ પણ કોમ કે વર્ગના ગુંડાઓની સામે જાનમાલનો બચાવ કરવાને તૈયાર રહેવું જ જોઇશે. જરા લાંબો વિચાર કરીએ તો આપણને સ્વરાજ્ય મળશે ત્યારે તો સારી દુનિયાની સામે આપણી સરહદનાં ગિરિશિખરોની ને કરાંચીથી કલકત્તા સુધીના જલમાર્ગની રક્ષા કરવાને ભાડુતી સીપાઇઓ પર નહિ પણ નાગરિકોના સૈન્ય પર આધાર રાખવો પડશે.

તેથી સ્વરક્ષણ માટે જરૂર જેટલી હિંસા કરવાનો સિદ્ધાંત માન્ય રાખીએ તો યોગ્ય પ્રસંગે પૂરેપૂરું શરીર-બળ અજમાવવાને અખાડાની તાલીમ પણ જોઇએ જ.

---

આ માસિક અમદાવાદ સિવીલ હોસ્પિટલની સામે પાનાભાઇની વાડીમાં વસન્ત મુદ્રણાલયમાં ચીમનલાલ ઇશ્વરલાલ મહેતાએ છાપ્યું અને નંદલાલ મણિલાલ શાહે યુગધર્મ કાર્યાલય માટે અમદાવાદ ભદ્ર પાસે આવેલા એ કાર્યાલયના મકાનમાંથી પ્રસિદ્ધ કર્યું.

# યુગધર્મ

પુસ્તક ૪ અષાડ, ૧૯૮૦ અંક ૪


## ભારતવર્ષની પ્રાચીન ઇસ્પીતાલો

ઇસ્પીતાલ આધુનિક સંસ્થા છે એમ સાધારણ રીતે મનાય છે. અંગ્રેજો આ દેશમાં આવ્યા, એમણે પોતાનું રાજ્ય જમાવ્યું અને પોતાના દેશમાં ચાલતી દાક્તરી વિદ્યાની કેળવણી શરૂ કરી તે સાથે જ વિલાયતના ધોરણ પ્રમાણે ઇસ્પીતાલો પણ ઉભી કરી. આપણા દેશની વર્તમાન ઇસ્પીતાલો પોતાના આદર્શને કેટલે અંશે અનુસરે છે એ વિચાર બાજુ ઉપર રાખી દાક્તરી ઇસ્પીતાલોની સ્થાપના થઇ તે પહેલાં શી સ્થિતિ હતી તે જોઇએ. અત્યારે તો ઇસ્પીતાલોની આવશ્યકતા અનિવાર્ય લાગે છે. ઇસ્પીતાલો વગર કેટલાં બધાં ગરીબ રોગીઓ રખડી જાય એ વિચારથી કમ્પ છુટે છે. ઇસ્પીતાલો દ્વારા ભયંકર રોગોથી પીડાતાં નિરાધાર દરદીઓને જે આરામ મળે છે તે કલ્પનાતીત છે. છતાં આ વીસમી સદીમાં આ દેશનાં લાખો ગામડાંઓ ઇસ્પીતાલ વગરનાં છે. ફક્ત મોટાં મોટાં શહેરોમાં જ ઇસ્પીતાલો છે. અને ઘણાં ગામડાંઓ તો ઇસ્પીતાલવાળાં કોઇ પણ શહેરથી એટલે દૂર હોય છે કે એ ગામોની સામાન્ય વસ્તીને કોઇ દિવસ ઇસ્પીતાલનો લાભ મળે નહિ.

અંગ્રેજો આ દેશમાં આવ્યા તે પહેલાં આજે જે સ્થિતિ ગામડાંઓની છે તે જ સ્થિતિ શહેરોની હતી. અત્યારે મોટાં શહેરોમાં જે ઇસ્પીતાલો જોવામાં આવે છે તેનાં દર્શન નહોતાં થતાં. ગામડાંઓમાં અને શહેરોમાં બધે સરખી સ્થિતિ હતી. અલબત્ત વૈદ્યો અને હકીમો રોગીઓને દવાઓ આપતા; એથી ઘણા વ્યાધિઓ દૂર પણ થતા હશે. પણ મોગલ સમયમાં કે તે પહેલાંના મુસલમાની સમયમાં નિરાધાર દરદીઓનો બરાબર ઉપચાર થઇ શકે અથવા નિર્વિઘ્ને શસ્ત્રક્રિયા થઇ શકે એ માટે આજની ઇસ્પીતાલોને મળતી કોઇ સંસ્થા હોય એમ જણાતું નથી. પાદશાહો, શાહજાદાઓ અને મોટા અમીરો માંદા પડે ત્યારે એમના મહેલનો અમુક ભાગ ઇસ્પીતાલના [illegible] હશે અને રાજ્યના વૈદ્યહકીમોને [illegible]

હશે, એ એક જાત[illegible]

સાધનસંપન્ન [illegible]

નિરાધાર દ[illegible]

ભીક જા[illegible]

प्राविश्यारस्कं कुर्वीत ।

[illegible]ः प्रियंवदैरुपास्यमानो

यथेष्टमासीत् ।

[illegible]क्षपन्त्याशुक्याभिर्व्रणवेदनाः ।

[illegible]न्तो बहुशस्त्वनुकूलाः प्रियंवदाः ॥

કે શસ્ત્રોપચાર માટે રાજ્યને ખર્ચે કે પ્રજાને ખર્ચે ચાલતી લોકોપયોગી સામાન્ય સંસ્થાઓ મુસલમાની સમયમાં હોય એવો પુરાવો જાણવામાં નથી. છતાં ભારતવર્ષે અંગ્રેજો આવ્યા પછી જ ઇસ્પીતાલો જોઇ એમ નથી.

## ગુપ્ત સમય

ઈ. સ. પાંચમા શતકની શરૂઆતમાં ( ઇ. સ. ૪૦૫ થી ૪૧૧ સુધી ) આ દેશમાં યાત્રા અર્થે પ્રવાસ કરનાર ચીનાઈ બૌદ્ધ સાધુ ફાહ્યાન મગધદેશની એ વખતની સ્થિતિનું વર્ણન કરતાં લખે છે: "મધ્યદેશનાં બીજાં શહેરો કરતાં મગધનાં શહેરો મોટાં છે. લોકો સુખી અને સમૃદ્ધ છે અને ધર્માચરણમાં જાણે એકબીજાની સ્પર્ધા કરતા હોય તેમ વર્તે છે. ધર્માદા સંસ્થાઓ ઘણી છે. ધોરી રસ્તાઓ ઉપર મુસાફરો માટે ધર્મશાળાઓ છે. અને રાજ્યધાનીના નગરમાં સંસ્કારી તથા પરોપકારી નગરજનોના દાનથી ઉભી થયેલી ધર્માદા ઇસ્પીતાલો છે. કોઇ પણ જાતના રોગથી પીડાતાં કોઇ પણ દેશનાં ગરીબ અને નિરાધાર દરદીઓ આ ઇસ્પીતાલોમાં આવે છે. તેઓની પૂરી સંભાળ લેવાય છે. ચિકિત્સકો તેઓનો રોગ તપાસે છે તથા ઉપચાર કરે છે. જરૂરીઆત પ્રમાણે પથ્ય અને ઔષધ તેઓને આપવામાં આવે છે. આ રીતે દરદીઓ આ ઇસ્પીતાલમાં પૂરા આરામથી રહી શકે એવી બધી સગવડ છે. અને જ્યારે તેઓ માજાં થઈ જાય છે ત્યારે ખુશીથી જઇ શકે છે." ( Travels, Ch. XXVII )

હોય એમ કહેવાતું નથી. જે એક શહેરના દાનશૂર ધાર્મિકોને સૂઝ્યું તે બીજા શહેરના દાનશૂરોને ન સૂઝ્યું હોય એમ માનવાનું કારણ નથી. સ્થળે સ્થળે સેંકડો સંઘારાોને નભાવનાર શ્રીમન્તો મોટાં મોટાં શહેરોમાં એક બે ધર્માદા ઇસ્પીતાલોને પણ નભાવે એ સંભવિત છે.

આવો સંભવ માનવા માટે કારણો છે. ચીનાઇ પ્રવાસીએ મગધના મુખ્ય નગરમાં જોયેલી ઇસ્પીતાલ કાંઇ અકસ્માત્ પાંચમા શતકની શરૂઆતમાં એ જ સ્થળે ઉગી નીકળી નહોતી. અલબત્ત, એટલું ખરું કે જેમ ગુપ્ત યુગમાં, આ દેશની સર્વ વિદ્યા કળાઓમાં અસાધારણ તેજ આવ્યું હતું તેમ આ ઇસ્પીતાલની સંસ્થામાં પણ મહારાજાધિરાજ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના સમયમાં, ઘણી ઉન્નતિ થઇ હશે. પણ એ સંસ્થાનું મૂળ જોવા માટે તો મૌર્ય સમયના ઇતિહાસમાં તથા આયુર્વેદના પ્રાચીન સાહિત્યમાં દૃષ્ટિપાત કરવો પડશે.

## મૌર્યકાલ

પ્રિયદર્શી મહારાજા અશોકના ઉત્કીર્ણ શિલાલેખોમાં એક એવો ઉલ્લેખ છે કે "દેવાનાં પ્રિય પ્રિયદર્શી રાજાએ પોતાના રાજ્યમાં અને સિલોન, સતીયપુત્ર, કેરલપુત્ર વગેરે પાડોશી રાજ્યોમાં સર્વત્ર મનુષ્યો અને પશુઓ માટે ચિકિત્સાસ્થાનો બંધાવ્યાં હતાં અને દવાઓ, ત્યાં ન હોય તે, મંગાવીને રાખી હતી તથા રોપાવી હતી" (Rock Edict II). મહારાજા

## આયુર્વેદમાં ઇસ્પીતાલો

જો ઇસ્પીતાલ જેવી સંસ્થા વિદ્યમાન હોય તો એ સંસ્થામાં કામ કરનાર ચિકિત્સકોના સાહિત્યમાં એ સંસ્થાની યોજના તથા વ્યવસ્થા માટે સૂચનાઓ હોવી જોઇએ. અને ખરેખર આયુર્વેદના પ્રાચીનતમ ગ્રન્થોમાં ઇસ્પીતાલો સંબંધી કેટલાંક સૂચનો મળે છે. ચરકસંહિતાના સૂત્રસ્થાનના ઉપકલ્પનીય નામના ૧૫ મા અધ્યાયમાં કહ્યું છે કે "પહેલાં તો વાસ્તુવિદ્યામાં કુશળ માણસે (એન્જીનીઅરે) એક બાજુએથી ખુલ્લી હવા આવે એવું પણ પવનના ઝપાટા ન આવે એવું, અંદર સહેલાઇથી હરફર થઇ શકે એવું, આડાં મોટાં મકાન વગરનું, ધૂમાડો, તડકો અને ધૂળ અંદર ન આવી શકે એવું તથા અનિષ્ટ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ પ્રવેશ ન કરી શકે એવું તથા જરૂર પ્રમાણે પગથીઆં પાયખાનું, સ્નાનભૂમિ (બાથરૂમ) રસોડું વગેરે વાળું મજબુત તથા સુંદર ઘર કરવું." *

આ પ્રશસ્ત ગૃહમાં "શીલ, શૌચ, આચાર, અનુરાગ, દક્ષતા વગેરે ગુણોવાળા તથા બધા કામમાં હુંશીઆર એવા રસોઇયા, ન્હવરાવનારા, સંવાહક (ચંપી કરનારા), દરદીને હેરવફેરવ કરનારા, પથારી કરનારા, ઔષધ ખાંડનારા વગેરે પરિચારકો રાખવા" (च, सू-अ-१५). આ પરિચારકો ઉપરાંત દરદીના મનને ખુશી રાખવા ગાયન, વાદન, કથા, આખ્યાયિકા, ઇતિહાસ, પુરાણ વગેરેમાં કુશળ એવા દરદીના મનનો અભિપ્રાય સમજી જનારા ભાઇબંધોને તથા પક્ષીઓને તેમ જ હરિણ વગેરે પશુઓને પણ આ ગૃહમાં રાખવાની ચરકાચાર્ય ભલામણ કરે છે. વળી ગાય રાખવાનું ખાસ કહ્યું છે તે તો એનું દૂધ દરદીના ઉપયોગમાં આવે એ માટે હશે. દરદીને સુવા બેસવા માટે યોગ્ય સાધનો, પથારી, ઓછાડ, ઓશીકું, જળપાત્ર, ચમચા, તેલ માલીશ કરવાનાં સાધનો, સ્વેદ આપવાનાં સાધનો, ઝાડો, પીશાબ, તથા ઉલટી માટે યોગ્ય પાત્રો, બસ્તી (એનીમા) નાં સાધનો; દ્રસ ખોલવાનાં સાધનો તથા શસ્ત્રકર્મ માટે ઉપયોગી શસ્ત્રો, તથા જુદા જુદા ગુણ ઉપયોગવાળી દવાઓ વગેરે બધી સાધન સામગ્રી આ ઘરમાં આગળથી રાખવી એમ ચરકાચાર્યે સૂચના કરી છે. (સામાન્ય વાંચનારને આ બાબતની વિગતો નિરૂપયોગી હોવાથી અહીં નથી આપી. જુઓ च, सू-अ-१५.)

### સુશ્રુત

આ વર્ણન સર્વ સાધનસંપન્ન ઇસ્પીતાલનું જ છે એમાં શંકા નથી. સુશ્રુતે સામાન્ય ઇસ્પીતાલનું જુદું વર્ણન આપ્યું નથી પણ શસ્ત્રકર્મ કરવું હોય ત્યારે શું શું પહેલેથી તૈયાર રાખવું તથા પાસે કોણ માણસો રાખવાં તે કહ્યું છે (જુઓ સુશ્રુત, સૂ-અ-૫). વળી "જેના ઉપર શસ્ત્રચિકિત્સા કરી હોય તેને માટે ખાસ સુંદર, સ્વચ્છ ગૃહ કરાવવું જોઇએ એમ કહ્યું છે. પ્રશસ્ત વાસ્તુવાળા, પવિત્ર, તડકો ન લાગે એવા તથા પવનના ઝપાટા વગરના ઘરમાં જેના ઉપર શસ્ત્રચિકિત્સા કરી હોય તેને રાખવાથી તેને શારીર તથા માનસ રોગો થતા નથી. આવા ગૃહમાં શરીરને ખૂંચે નહિ એવી, સુંદર, પૂર્વ દિશામાં ઓશીકાંવાળી દરદીની પથારી રાખવી. આ પથારીમાં મીઠાબોલા તથા અનુકૂળ મિત્રો સાથે દરદીએ યથેચ્છ બેસવું સુવું, કારણ કે અનુકૂળ, મીઠાબોલા તથા આશ્વાસન આપતા મિત્રો કથાઓથી વ્રણની વેદનાને ભૂલાવી દે છે. "×

सुश्रुत, सू-अ-१९

* तद्यथा। दृढं निवातं प्रवातैकदेशं सुखप्रविचारमनुपत्यकं धूमातपरजसामनभिगमनीयमनिष्टानां च शब्दस्पर्शरूपरसगन्धानां सोपानोलूखलमुसलवर्चःस्थानस्नानभूमिमहानसोपेतं वास्तुविद्याकुशलः प्रशस्तं गृहमेव तावत्पूर्वमुपकल्पयेत्। चरकसंहिता-सू-अ-१५.

× व्रणिनः प्रथममेवागारमन्विच्छेत्तच्चागार प्रशस्त वास्त्वादिकं कार्यम्।
प्रशस्तवास्तुनि गृहे शुचावातपवर्जिते।
निवाते न च रोगाः स्युः शारीरागन्तुमानसाः॥
तस्मिन्शयनमसंबाधं स्वास्तीर्णमनोज्ञं प्राक्शिरस्कं कुर्वीत।
तस्मिन्सुहृद्भिरनुकूलैः प्रियंवदैरुपास्यमानो यथेष्टमासीत्।
सुहृदो विक्षिपन्त्याशुकथाभिर्व्रणवेदनाः।
आश्वासयन्तो बहुशस्त्वनुकूलाः प्रियंवदाः॥

આ પ્રમાણે એ મહાન્ શસ્ત્રચિકિત્સકે ( સર્જને ) પોતાના વહાઢકાપ કરવાના ઓરડા ( ઓપરેશન રૂમ ) તથા તેના દરદીઓ ( સર્જીકલ વોર્ડ ) વિષે જ સૂચના આપી છે.

ચરકાચાર્યે ઉપર કહેલી સામાન્ય ઇસ્પીતાલ ઉપરાંત ખાસ સૂતિકાગાર (સુવાવડીની ઇસ્પીતાલ) બંધાવવાની તથા એમાં આગળથી શું શું રાખવું તથા કોણુ કોણ માણસો રાખવાં એ સંબંધે સવિસ્તર સૂચના કરી છે ( જુઓ च, शा-અ-૮ ). અલબત્ત, આ સૂચનાઓ હાલના શાસ્ત્રીય નિયમોને અનુસરીને નથી પણ એ વખતના જ્ઞાન અને રિવાજને અનુસરતી છે.

ચરકાચાર્યે કુમારાગાર કેવું કરવું તથા એમાં કઇ કઇ વસ્તુઓ રાખવી એ વિષે પણ સૂચના કરી છે ( જુઓ चरक, शा-અ-૮ ). પણ આ કુમારાગાર રોગી બાળકોની ઇસ્પીતાલ રૂપ નથી પણ તંદુરસ્ત બાળકોને રાખવા માટેનું ખાસ ઘર છે. એટલે એનો વિચાર કરવાની જરૂર નથી.

આ ઉપરાંત યુદ્ધ વખતે તલવાર, બાણુ વગેરે હથીઆરોના જે ઘા વાગે તેના ઉપર પાટાપીંડી માટે શસ્ત્રવૈદ્યની જરૂર પડે એ સ્વાભાવિક છે. આપણા દેશમાં તો શસ્ત્રચિકિત્સાનો વિકાસ આ યુદ્ધની શસ્ત્રક્રિયાને મગે થયો છે. શસ્ત્ર વૈદક માટે શલ્યતંત્ર નામ આયુર્વેદના આરંભ કાળથી વપરાય છે. બાણુનાં ફળાં, કાંટા, કાંકરી, કચરો વગેરે બ્હારના પદાર્થો શરીરમાં પેસી જઈને પીડા કરે તે શલ્ય. એ શલ્યને બ્હાર કાઢી શરીરને ફરી તંદુરસ્ત બનાવનાર શાસ્ત્ર તે શલ્યતંત્ર. આ રીતે શલ્યતંત્ર શબ્દમાં જ શસ્ત્રચિકિત્સાના વિકાસનો ઈતિહાસ ગૂઢ રહ્યો છે. અને લડાઇમાં જેને ઘા વાગ્યા હોય તેને મલમપટ્ટા વગેરે કરવા માટે કામચલાઉ ઇસ્પીતાલ જેવું જૂના વખતમાં પણ ઉભું કરવું પડતું હશે. સુશ્રુતે લખ્યું જ છે કેઃ

**स्कन्धावारे च महति राजगेहादनन्तरम् ।**
**भवेत्सन्निहितो नित्यं सर्वोपकरणान्वितः ॥**

सुश्रुत, सू-અ-૩૪ શ્લો. ૧૨

અર્થઃ "મોટા લશ્કરમાં રાજાના ઘર (તંબુ) પાસે જ ( પાસેના જ તંબુમાં ) બધાં સાધનો સહિત હમેશાં વૈદ્ય હાજર રહેવું."

આ લશ્કરી દાક્તરનું મુખ્ય કાર્ય એ વખતના ધોરણ પ્રમાણે રાજાના દેહનું શત્રુએ યોજેલા ઝેર, ઘા વગેરેથી રક્ષણ કરવું એ હતું ( જુઓ એજન શ્લો-૩ ). પણ આ લશ્કરી દાક્તરનાં તંબુમાં ઝેર, ઘા વગેરેથી પીડાતાં બધાં માણસો ( સિપાઇઓ ) આવતાં અને તેની ચિકિત્સા આ વૈદ્યને કરવી પડતી. સુશ્રુતે જ સ્પષ્ટ કહ્યું છેઃ

**तत्रस्थमेनं ध्वजवद्यशःख्यातिसमुच्छ्रितम् ।**
**उपसर्पन्त्यमोहेन विषशल्यामयार्दिताः ॥**

એજન શ્લો-૧૩

અર્થઃ "ત્યાં રાજાની પાસેના તંબુમાં રહેલા ધ્વજ પેઠે યશ અને ખ્યાતિથી ઉંચા દેખાતા વૈદ્ય પાસે ઝેર અને શલ્યથી પીડાયેલા બધા ભૂલ વગર આવે છે."

હાલની ઝેરી હવા પેઠે શત્રુના રસ્તામાં પાણી, અનાજ, ખડ વગેરે ઉપર ઝેરો નાંખવાના પ્રયોગો શત્રુઓ તરફથી બહુ કરવામાં આવતા અને વૈદ્યને લશ્કરને સાવચેત રાખવું પડતું તથા ઝેરની અસર થયા પછી તેના વાલણના ઉપાયો કરવા પડતા. લશ્કરમાં ઉપયોગી હાથી, ઘોડા, બળદ વગેરે પશુઓને પણ ઝેરની અસરમાંથી બચાવવાની સૂચના સુશ્રુતે આપી છે ( જુઓ સુશ્રુત કલ્પસ્થાન અ-૩ ). વૈદ્યના આ કાર્યની કૌટિલ્યના અર્થશાસ્ત્રે પણ નોંધ કરી છે. આ બધા ઉપરથી જુના વખતમાં કોઇક જાતની લશ્કરી ઇસ્પીતાલો હતી એમ સ્પષ્ટ જણાય છે.

આ બધા પુરાવાઓ ઉપરથી જૂના વખતમાં કોઇક જાતની ઇસ્પીતાલો હોવા બાબત શંકા રહેતી નથી. પણ ચરકે સૂચવેલી ઇસ્પીતાલ આમ પ્રજાને ઉપયોગી જાહેર ઇસ્પીતાલ નથી. ચરકાચાર્યે તો સ્પષ્ટ કહ્યું છે કેઃ **इह खलु राजानं राजमात्रं अन्यं वा विपुलद्रव्यं संभृतसंभारं वमनं विरेचनं वा पाययितु कामेन भिषजा।** મતલબ કે "રાજા કે રાજા જેવા પુષ્કળ દ્રવ્યવાળા અને બધો સંભાર એકઠો કરી શકે એવાને વમન કે વિરેચન પાવાની ઇચ્છાવાળા વૈદ્યે" આ બધી ઇસ્પીતાલની તૈયારી ( દરદીને ખરચે ) કરવી. ટુંકામાં રાજાઓ, શ્રીમન્ત લોકો તથા લશ્કર માટે જ શરૂઆતમાં, કોઇ જાતની ઇસ્પીતાલની સગવડ આપણા દેશમાં થઇ છે. પરંતુ આ ઇસ્પીતાલોને અંગે ઇસ્પીતાલમાં શું શું સામગ્રી જોઇએ વગેરે બાબતમાં

વ્યાવહારિક મુશ્કેલીઓનો ઉકેલ ચરકસુશ્રુતના વખતના વૈદ્યોએ કરી લીધો હતો.

### બૌદ્ધ ધર્મની છાપ

આ સ્થિતિમાં બૌદ્ધ ધર્મની દયા અને દાનની ભાવનાની અસર નીચે શ્રદ્ધાળુ ધર્મનિષ્ઠ શ્રીમન્તો નિરાધાર અને ગરીબોને અર્થે ધર્માદા ઇસ્પીતાલ માટે મોટાં દાન આપવા તૈયાર થયા હશે. બૌદ્ધ ધર્મના એક પ્રાચીન ગ્રન્થમાં લખ્યું છે કે વિશાખા નામની બૌદ્ધ સાધ્વીએ ભગવાન બુદ્ધ પાસે આઠ વરદાન માગતાં એક વરદાનમાં એવું માગ્યું કે પોતાના જીવનપર્યંત રોગી માટે પથ્યયોજના, પરિચારક માટે ભોજનવ્યવસ્થા અને રોગી માટે ઔષધવ્યવસ્થા એટલું સંઘમાં પૂરું પાડવાની પોતાને રજા આપવી. કારણ કે આ બાબતની યોગ્ય વ્યવસ્થા ન હોય તો રોગી ભિક્ષુ યોગ્ય પથ્ય તથા યોગ્ય ઔષધ વગર વધારે માંદો પડે કે મરી જાય અને પરિચારક ભિક્ષુને પોતાના ભોજન માટે બ્હાર જવું પડે તો એ દરદીની પરિચર્યા શી રીતે કરી શકે? (જુઓ મહાવગ્ગ, ૮–૧૫–૯.) જાહેર ઇસ્પીતાલની ઉત્પત્તિનું મૂળ આ વાતમાં બરાબર કહ્યું છે. ઉપરના ઉતારામાં પરિચારકની આવશ્યક્તા દર્શાવી છે. ચરકસુશ્રુતમાં પણ પરિચારકને વૈદ્ય જેટલો જ આવશ્યક માન્યો છે. સફળ ઉપચારના ચાર અંગોમાં વૈદ્ય અને રોગી સાથે પરિચારક પણ એક અંગ છે. પરિચારક "ઉપચારમાં સમજવાળો, ડાહ્યો, દરદી ઉપર પ્રીતિવાળો, અને પવિત્ર હોવો જોઇએ" એમ ચરકે કહ્યું છે (च, सू-अ-९ શ્લો-૬). આજની પેઠે જૂના વખતમાં માત્ર સ્ત્રીઓ જ પરિચર્યાનું કામ કરે એવું ધોરણ નહોતું પણ પુરૂષો પાસે પુરૂષ પરિચારિકો અને સ્ત્રીઓ પાસે સ્ત્રી પરિચારિકાઓ એવું ધોરણ દેખાય છે.

મહાવગ્ગનો ઉપર કહેલો ઉતારો જોતાં કદાચ મહારાજા અશોક પહેલાં જ ન્હાના પાયા ઉપર ધર્માદા સાર્વજનિક ઇસ્પીતાલો ચાલુ થઇ હશે પણ મહારાજા અશોકે એ સંસ્થાને સાર્વત્રિક રૂપ આપ્યું અને રાજ્ય તરફથી ધર્માદા ઇસ્પીતાલો ચાલુ કરવાનું ધોરણ દાખલ કર્યું. એટલે મહારાજા અશોક પછી તો ધર્મિષ્ટ શ્રીમન્ત લોકોનાં દાનોથી તથા રાજ્ય તરફથી એમ બેય રીતે ચાલતી ઇસ્પીતાલો, આ દેશમાં થોડી ઘણી સંખ્યામાં હોવાનો સંભવ છે. વળી પાછળથી જેમ વાવ, કુવા તળાવ, ધર્મશાળા વગેરે બંધાવવાનું મોટું પુણ્ય આપણાં ધર્મશાસ્ત્રોએ ગણાવ્યું છે તેમ આરોગ્યશાળા (ઇસ્પીતાલ) બંધાવવાનું પણ ઘણું પુણ્ય જુદી જુદી સ્મૃતિઓમાં કહ્યું છે. હેમાદ્રિએ ચતુર્વર્ગ ચિન્તામણિમાં વિશ્વામિત્ર, સંવર્ત, અગસ્ત્ય, સૌરપુરાણ, નન્દીપુરાણ તથા સ્કન્દપુરાણનાં અનેક વચનો આરોગ્યદાનનો તથા આરોગ્યશાળા બંધાવવાનો મહિમા બતાવનારાં ઉતાર્યાં છે. દાખલા તરીકે સ્કન્દ પુરાણનું વચન જોઇએ:

**आरोग्यशालां यः कुर्यात् महावैद्यपुरस्कृतां।**
**सर्वोपकरणोपेतां तस्य पुण्यफलं शृणु ॥**

× × ×

**ब्रह्मक्षत्रिय विट्शूद्रान्रोगार्तान्परिपाल्य च ।**
**यत्पुण्यं महदाप्नोति न तत्सर्वैर्महामखैः ॥**

"મોટા વૈદ્યની દેખરેખવાળી તથા બધાં સાધનોવાળી આરોગ્યશાળા જે કરે તેનું પુણ્યફળ સાંભળો. રોગથી પીડાતા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રને (આરોગ્યશાળામાં) પાળવાથી જેટલું પુણ્ય મળે છે તેટલું મોટા યજ્ઞોથી પણ નથી મળતું."

### હર્ષવર્ધન

આવી આરોગ્યશાળાઓ મહારાજા અશોકના વખતથી ચાલુ થયેલી તે ઘણાં વર્ષો સુધી આ દેશમાં ચાલુ રહી. ઉપર ગુપ્ત સમયનો દાખલો આપ્યો છે. પણ એ વખતે ઇસ્પીતાલોનો પ્રચાર સામાન્ય હોવાના બીજા પણ પુરાવા છે. પ્રખ્યાત ચીનાઇ મુસાફર યુવાનચંગ શ્રીહર્ષવર્ધન શીલાદિત્યની રાજ્યપ્રથાનું વર્ણન કરતાં લખે છે કે "તેણે (હર્ષવર્ધને) આખા આર્યાવર્તમાં બધે શહેરો અને ગામડાંઓના મોટા રસ્તાઓ ઉપર ઠેકાણે ઠેકાણે પુણ્યશાળાઓ બંધાવી છે. જેમાં મુસાફરો તથા ગરીબો માટે અન્નપાણીની વ્યવસ્થા સાથે મફત દવાઓ આપવા માટે વૈદ્યોને રાખેલા છે" (Beal's Record Vol. I p. 214). વળી એજ મુસાફર ભિખ્ખુશ્રુત વિંશતિકોટિના પિતાએ પોતાના ઘરથી હિમાલય સુધી એક પછી એક પુણ્યશાળાઓ બંધાવ્યાનું તથા તેમાં કીમતી દવાઓ મુસાફરોને મળી શકે એવી વ્યવસ્થા પોતાના સેવકો મારફત કર્યાનું લખે છે (એજન Vol II p. 188). આવી પુણ્યશાળાઓ આ દેશમાં સર્વત્ર હોવાનું તથા સારા રાજાઓ પણ આવી પુણ્યશાળાઓ બંધાવતા

આ પ્રમાણે એ મહાન્ શસ્ત્રચિકિત્સકે ( સર્જને ) પોતાનો વહાડકાપ કરવાના ઓરડો ( ઓપરેશન રૂમ ) તથા તેના દરદીઓ ( સર્જીકલ વોર્ડ ) વિષે જ સૂચના આપી છે.

ચરકાચાર્યે ઉપર કહેલી સામાન્ય ઇસ્પીતાલ ઉપરાંત ખાસ સૂતિકાગાર (સુવાવડીની ઇસ્પીતાલ) બંધાવવાની તથા એમાં આગળથી શું શું રાખવું તથા કોણ કોણ માણસો રાખવાં એ સંબંધે સવિસ્તર સૂચના કરી છે ( જુઓ च, शा-अ-૮). અલબત્ત, આ સૂચનાઓ હાલના શાસ્ત્રીય નિયમોને અનુસરીને નથી પણ એ વખતના જ્ઞાન અને રિવાજને અનુસરતી છે.

ચરકાચાર્યે કુમારાગાર કેવું કરવું તથા એમાં કઇ કઇ વસ્તુઓ રાખવી એ વિષે પણ સૂચના કરી છે (જુઓ चरक, शा-अ-૮). પણ આ કુમારાગાર રોગી બાળકોની ઇસ્પીતાલ રૂપ નથી પણ તંદુરસ્ત બાળકોને રાખવા માટેનું ખાસ ઘર છે. એટલે એનો વિચાર કરવાની જરૂર નથી.

આ ઉપરાંત યુદ્ધ વખતે તલવાર, બાણ વગેરે હથીઆરોના જે ઘા વાગે તેના ઉપર પાટાપીંડી માટે શસ્ત્રવૈદ્યની જરૂર પડે એ સ્વાભાવિક છે. આપણા દેશમાં તો શસ્ત્રચિકિત્સાનો વિકાસ આ યુદ્ધની શસ્ત્રક્રિયાને અંગે થયો છે. શસ્ત્ર વૈદક માટે શલ્યતંત્ર નામ આયુર્વેદના આરંભ કાળથી વપરાય છે. બાણનાં ફળાં, કાંટા, કાંકરી, કચરો વગેરે બ્હારના પદાર્થો શરીરમાં પેસી જઇને પીડા કરે તે શલ્ય. એ શલ્યને બ્હાર કાઢી શરીરને ફરી તંદુરસ્ત બનાવનાર શાસ્ત્ર તે શલ્યતંત્ર. આ રીતે શલ્યતંત્ર શબ્દમાં જ શસ્ત્રચિકિત્સાના વિકાસનો ઈતિહાસ ગૂઢ રહ્યો છે. અને લડાઇમાં જેને ઘા વાગ્યા હોય તેને મલમપટા વગેરે કરવા માટે કામચલાઉ ઇસ્પીતાલ જેવું જૂના વખતમાં પણ ઉભું કરવું પડતું હશે. સુશ્રુતે લખ્યું જ છે કેઃ

**स्कन्धावारे च महति राजगेहादनन्तरम् ।**
**भवेत्सन्निहितो नित्यं सर्वोपकरणान्वितः ॥**

**સુશ્રુત, सू-अ-३४ શ્લો. १२**

અર્થઃ "મોટા લશ્કરમાં રાજાના ઘર (તંબુ) પાસે જ (પાસેનાં જ તંબુમાં) બધાં સાધનો સહિત હમેશાં વૈદ્ય હાજર રહેવું."

આ લશ્કરી દાક્તરનું મુખ્ય કાર્ય એ વખતના ધોરણ પ્રમાણે રાજાના દેહનું શત્રુએ યોજેલા ઝેર, ઘા વગેરેથી રક્ષણ કરવું એ હતું ( જુઓ એજન શ્લો-૩ ). પણ આ લશ્કરી દાક્તરના તંબુમાં ઝેર, ઘા વગેરેથી પીડાતાં બધાં માણસો ( સિપાઇઓ ) આવતાં અને તેની ચિકિત્સા આ વૈદ્યને કરવી પડતી. સુશ્રુતે જ સ્પષ્ટ કહ્યું છે:

**तत्रस्थमेनं ध्वजवद्यशःख्यातिसमुच्छ्रितम् ।**
**उपसर्पन्त्यमोहेन विषशल्या मयार्दिताः ॥**

એજન શ્લો-१३

અર્થઃ " ત્યાં રાજાની પાસેના તંબુમાં રહેલા ધ્વજ પેઠે યશ અને ખ્યાતિથી ઉંચા દેખાતા વૈદ્ય પાસે ઝેર અને શલ્યથી પીડાયેલા બધા ભૂલ વગર આવે છે."

હાલની ઝેરી હવા પેઠે શત્રુના રસ્તામાં પાણી, અનાજ, ખડ વગેરે ઉપર ઝેરો નાંખવાના પ્રયોગો શત્રુઓ તરફથી બહુ કરવામાં આવતા અને વૈદ્યને લશ્કરને સાવચેત રાખવું પડતું તથા ઝેરની અસર થયા પછી તેના વાળણના ઉપાયો કરવા પડતા. લશ્કરમાં ઉપયોગી હાથી, ઘોડા, બળદ વગેરે પશુઓને પણ ઝેરની અસરમાંથી બચાવવાની સૂચના સુશ્રુતે આપી છે ( જુઓ સુશ્રુત કલ્પસ્થાન अ-૩ ). વૈદ્યના આ કાર્યની કૌટિલ્યના અર્થશાસ્ત્રે પણ નોંધ કરી છે. આ બધા ઉપરથી જુના વખતમાં કોઇક જાતની લશ્કરી ઇસ્પીતાલો હતી એમ સ્પષ્ટ જણાય છે.

આ બધા પુરાવાઓ ઉપરથી જૂના વખતમાં કોઇક જાતની ઇસ્પીતાલો હોવા બાબત શંકા રહેતી નથી પણ ચરકે સૂચવેલી ઇસ્પીતાલ આમ પ્રજાને ઉપયોગી જાહેર ઇસ્પીતાલ નથી. ચરકાચાર્યે તો સ્પષ્ટ કહ્યું છે કેઃ **इह खलु राजानं राजमात्रं अन्यं वा विपुलद्रव्यं संभृतसंभारं वमनं विरेचनं वा पाययितुकामेन भिषजा ।** મતલબ કે " રાજા કે રાજા જેવા પુષ્કળ દ્રવ્યવાળા અને બધો સંભાર એકઠો કરી શકે એવાને વમન કે વિરેચન પાવાની ઇચ્છાવાળા વૈદ્યે" આ બધી ઇસ્પીતાલની તૈયારી ( દરદીને ખરચે ) કરવી. ટુંકામાં રાજાઓ, શ્રીમન્ત લોકો તથા લશ્કર માટે જ શરૂઆતમાં, કોઇ જાતની ઇસ્પીતાલની રાચના આપણા દેશમાં થઇ છે. પરંતુ આ ઇસ્પીતાલોને અંગે ઇસ્પીતાલમાં શું શું સામગ્રી જોઇએ વગેરે આવશ્યક

લઇએ છીએ.' 'સવાચાર તો ન આપું. હું તો ત્રણ આપીશ,' કહીને મેં ઉડવા માંડયું. એટલે પેલો કહે 'વાર તીઆરે પાવલી ખુછખકતીની આપજો.' હું કબૂલ થયો. થોડા વખતમાં હોડી ઉપર પહોંચ્યા. ડોસો પોતાના એક દીકરાને લઇને હોડી હંકારતો ઓવારે આવ્યો, અને હેરત પમાડે એટલી ત્વરાથી ડોસાએ સઢ ચડાવ્યો, જાડા, ભારી રાંઢવાને ઝપાટાબંધ ખેંચીને તંગ કર્યો. 'છેક, હામે પવને જ્વાનું છે એટલે તમને મોડું થવાનું, નીતો તમને એક કલાકમાં પુગાડતે.' તુતક ઉપર સુકાન ઝાલી ડોસો બેઠો, સામા માકા ઉપર દીકરો બેઠો.

સંસારસાગરના આડાઅવળા પ્રવાહમાં ચાલતી જીવન-નૌકાની જેમ અમારી નાવડી આડીઅવળી ગતિએ ઝપાટા-બંધ સરવા લાગી. પવનનો ખૂબ સપાટો હોવાને લીધે નાવનું એક પાસું છેક પાણીની સપાટીએ પહોંચતું હતું અને બીજું તેની સાથે ૪૫ અંશનો ખૂણો કરતું હતું. પહેલો તો અસાવધ હોવાથી હું ગભડયો. ડોસો કહે, 'ગભરાના નો, એ તો ઓડી એમ જ ચાલે. તળીએ ખૂબ પથરા ભયરા છે, એટલે માથોડા પુર ઉંચાં મોજાં હોય ને અંદર પાણી આવતું ઓય તો પણ એ ઓડી ઉલટવાની નહીં.' પા અરધા કલાકમાં કોઇ કરુણ ગાયનના આરોહી અવરોહીને કાન અનુકૂળ થવા માંડે તેમ આ નાવના આરોહી અવરોહી પણ મને મધુરા લાગવા માંડયા. કોકવાર તીરવેગે રસ્તો કાપતી નૌકા પાણીની ઝીણી ફોરમ અમારે ગાલે ઉરા-ડતી. મારી પાસે યંગ ઇંડિયા હતું, તે તરત તરત હું વાંચી ગયો, અને પછી પેલા ડોસાની સાથે વાતે વળ્યો.

'ડોસા, તમારી બોલી આવી કેવી? તમે ઘડીકમાં કહો છો; 'છોડ દે બેટા', ઘડીકમાં કહો છો, 'અલ્યા છોડી દે રે.' આમ મુસલમાની શબ્દો પણ આવે છે, અને તમારાં બૈરાંનો તો એકે શબ્દ મારાથી ન સમજાયો.'

'હા, છેક, અમારી બોલી જૂદી, તમારી જૂદી. પણ તમારી હો અમને આવડે.'

'પણ તમારામાં હિંદુસ્તાની વાકયો આખાં આવે છે તે તમે મુસલમાન છો?'

'ના...આ. અમે તો હિંદુ. મહાદેવના ભગત.'

'આ હોડી તમારી કે?'

'હંઅ. ચાર હોડી ઉતી મારી. પછી ધીમે ધીમે કાંઢી લાખી. પોયરા થોડા પલેગમાં મરી ગીઆ એટલે પછી વેચી લાખી. અને અમણાના પોયરા તો તમે જાણો કેની, બાપનું કેમલું કાંઈ માને?'

'કેટલા પોયરા ઉતા?'

'ભાઇ મને ઉતા તો નવ પોયરાં, પણ ૭ પલેગમાં મરી ગીઆ, તેના બૈરાં અને પોયરાં હોઉ છે જ તો. મારી હાથે ની રેતા ઉતા, બધા મોટા થેયલા એટલે જૂદા રહેતા ઉતા.' માકા ઉપર બેઠેલા છોકરાને બતાવી, 'આ નાહલો છે તે હાથે રે છે.'

'એક હોડી તમને કેટલી ચાલે?'

'હાક, હાક, પોણોહો વરહ ચાલે. આ હોડી બે વરહ ઉપર બંધાવેલી. હું ઘયડો થવા તાં હુધી ચાલવાની. મારા પોયરાના પોયરા એને વાપરહે.' પોયરાના પોયરા બોલતાં ડોસાના મ્હોં ઉપર સ્વાભાવિક આનંદ દેખાતો હતો.

'તમારી ઉમર કેટલી થઇ, ડોસા?'

'એંશી ઉપર થઇ. પોયરાને ઘેર પોયરાં ને તેને ઘેર પોયરાં છે.'

એનું શરીર અને એનું બળ જોઇને આ જવાબથી હું તો દંગ થઈ ગયો. હું કાંઈ બોલું તે પહેલાં તો તેણે જ શરૂ કર્યું: 'ઓડી હોજારે રૂપીઆની બંધાવી છે. ચાર ઓડી ઉતી,' પાછું અભિમાનથી તેણે કર્યું—'ચારની ઉપર ભાર મૂકીને—' તણ વેચી ખાધી. કોનાથી ઉકવેડ થાય? પોયરા હવે ભણવા ગણવા લાગ્યા. અમારા લોકોના પોયરા પણ હવે ભણે. થોડા તો અંગ-રેજીમાં પણ જતા છે.'

'ભણી ગણીને કમાતા થયા તે સારું કે આ તારો ધંધો સારો?'

'ભણ્યા તે હારું તો ખરું જ નો. નાહલા નાહલા પોયરા મઈનાના વીહ વીહ રૂપીઆ લાવે. પાંચ મઈના થાય એટલે 'હો' રૂપીઆ ગણી લેવાના.'

'તનેયે શું ઓછું છે?'

'ના, ઓછું તો ની મલે. મારા બાપને મેં જોયલોઓ ની. મારી માયે મને મોટો કરેલો. દરતીમાં લાન

# બહિષ્કૃત પરિષદના પ્રમુખનું ભાષણ

[ તા. ૧૦-૧૧ મે ના રોજ બાર્સીમાં મળેલી પ્રાંતિક બહિષ્કૃત પરિષદના પ્રમુખસ્થાનેથી ડૉ. ભીમરાવ આર. આમ્બેડકરે * આપેલું વ્યાખ્યાન. ]

આપણે આ દેશમાંના એક મુખ્ય અંગ છીએ. આ દેશમાં જે ધડભાંગ ચાલી રહેલી છે તે સાથે આપણો સંબંધ હોવાનો જ. જે પ્રમાણે એક વહાણમાં પ્રવાસ કરનાર મુસાફરોને, કોઇ પણ મુસાફરની ઓરડીમાં છિદ્ર પડયે, ધોકો આવવાનો જ, તેવી રીતે એવી કોઇ પણ ધડભાંગ નથી કે જે સંબંધી આપણું અહિત થયા વિના આપણે બેપરવા રહી શકીએ. તો પણ કેટલીક વાતો દૂરની અને કેટલીક નજીકની હોય છે. તે પૈકી નજીકની બાબતો પર પ્રથમ વિચાર કરવો યોગ્ય ધારી આપણા લોકોની સ્થિતિ આજ કેવી છે, તેના મૂળમાં કયાં કારણો . અને તે સુધારવા શા શા ઇલાજ કરવા જોઈએ, ાનો હું ટુંકમાં વિચાર કરીશ.

આપણા વર્ગના વિચારી પુરૂષોને માટે આપણા ાકની કેવી સ્થિતિ છે, તેનું વર્ણન કરી બતાવવાનું ઇ જ કારણ નથી.

## દેશની દુર્દશા

પ્રભુકૃપાથી જે માતૃભૂમિના ખોળામાં આપણે ડયા છીએ, તેની સમૃદ્ધિ અને ફળદ્રુપતા એવા પ્રકાર- ા છે કે, આખી પૃથ્વી પરનાં હવા, પાણી, અને જમીન આપણા દેશમાં છે; સર્વ દેશોમાંના વૃક્ષો, વનસ્પતિ ઔષધિ, દ્રવ્યો, અને ધાન્ય આપણી જમીનમાં પુષ્કળ અને સ્હેજમાં પાકે છે; પૃથ્વી પરની આખી લોક સંખ્યાની વસ્તીનો છઠ્ઠો ભાગ આ દેશમાં રહે છે; અહીંની જમીન સારી; અહીંઆ દરેક જાતની હવા; વેપારન વહાણો ચાલે એવી મોટી મોટી નદીઓ; અહીંન જંગલોમાં અને પર્વતોમાં ન મળે એવું એક પણ ઝા બતાવવું મુશ્કેલ; ઘણી ખરી ધાતુઓની જોઇએ તેટલ આવક; ત્રણ હજાર વર્ષની આ દેશની પુરાતન પ્રગતિ યૂરોપનાં રાષ્ટ્રો અજ્ઞાનઅંધકારમાં ઉંઘતાં હતાં તે વખતે અનેક પ્રકારની વિદ્યા અને કલામાં પ્રવીણતા મેળવ્યાથી આ દેશની આજ સુધી આખી પૃથ્વી ઉપર ગાજી રહેલી કીર્તિ. આવા દેશની સ્થિતિ આજે કેવી છે?

ઈંગ્લાંડમાંના દરેક મનુષ્યની સરાસરી જે વાર્ષિક આવક છે, તેમાંથી તેનો વાર્ષિક ખર્ચ બાદ કરતાં, તેની પાસે આશરે ૪૨ રૂપીઆ વધારે અથવા શિલ્લકના રહે છે. આ શિલ્લક રકમમાંથી તે મોજ કરે છે, અથવા અડચણના પ્રસંગ માટે રાખી મૂકે છે. હિંદુસ્થાનના લોકોની સ્થિતિ તદ્દન જુદા જ પ્રકારની છે. 'સરકારી અંદાજ' પ્રમાણે આ દેશના પ્રત્યેક ઇસમની સરાસરી

---

* ભાઇ આમ્બેડકર એક અતિ વિદ્વાન અને કુશળ ગૃહસ્થ છે. તેમનો જન્મ અંત્યજ—મ્હાર—કોમમાં થયેલો હોવા છતાં તેઓએ વિશ્વવિદ્યાલયોની ઘણી જ ઉંચી પદ્વીઓ મેળવી છે. અર્થશાસ્ત્રના વિષયમાં તો તેઓ તદ્દજ્ઞ (expert) ગણાય છે, તથા તે સંબંધમાં એક મોટું પુસ્તક લખી ઇંગ્લાંડમાં બહાર પાડેલું છે. તેમને શ્રી ગાયકવાડ સરકારે શિષ્યવૃત્તિ આપી વિલાયત અભ્યાસાર્થે મોકલ્યા હતા. ત્યાંથી પાછા ફરતાં વડોદરા રાજ્યમાં તેમને ઉંચો હોદ્દો મળ્યો હતો, પણ તેમને રહેવાને યોગ્ય ઘર નહોતું મળી શક્યું તેથી તેમને તે નોકરી છોડી દેવી પડી હતી. આ વાત હિંદુ સમાજને શરમાવનારી છે, કે આવા વિદ્વાન ગૃહસ્થને રહેવાનું ઘર ભાડું લઇને પણ કોઇએ આપ્યું નહીં. અંત્યજ કોમની એક સંસ્થા, જેનું નામ બહિષ્કૃત ભારત સમાજ છે,.. તે ભાઇ આમ્બેડકરની મહેનતનું જ ફળ છે. આ સમાજ મ્હાર ભાઇઓ પોતે જ ચલાવે છે, અને તેમાં ઉચ્ચ વર્ણના કોઈ હિંદુઓનો હાથ નથી, એ આનંદની વાત છે, ભાઇ આમ્બેડકરનું આ ભાષણ મનનીય હોવાથી અમે મરાઠીમાંથી તેનું ભાષાંતર કરાવી અત્રે આપ્યું છે.

વાર્ષિક આવક ૨૭ રૂપીઆ પડે છે, અને દર માણસ દીઠ વાર્ષિક ખર્ચ ઓછામાં ઓછો ૩૦ રૂપીઆ હોય છે. એટલે કેવળ પ્રાણરક્ષણ કરવા માટે જેટલા પૈસાની જરૂર છે, તેટલા પૈસા પણ તેને મળતા નથી. તેમાં પણ ત્રણ રૂપીઆની ખોટ પડે છે! ઉત્પન્નની કે આવકની આ સ્થિતિમાં હિંદુ લોક જીવે છે કેવી રીતે, એવો પ્રશ્ન સ્હેજે ઉભો થાય છે. આ ખેદજનક પ્રશ્નનો ઉત્તર હિંદુસ્થાનની મૃત્યુ સંખ્યાનો આંકડો જોવાથી તરત જ મળી આવે એમ છે. હિંદુસ્થાનની મૃત્યુ સંખ્યાનું પ્રમાણ કેટલું બહોળું છે તેની આપણા લોકોને કલ્પના પણ નહિ હોય. દુષ્કાળમાં જ મૃત્યુ સંખ્યા વધારે હોય છે એવું નથી, આબાદાનીના દિવસોમાં પણ તેજ સ્થિતિ હોય છે.

| દુકાળનાં વર્ષો | મૃત્યુસંખ્યા |
|---|---|
| ૧૮૭૭ | ૪૭,૮૪,૬૧૯ |
| ૧૮૭૮ | ૫૧,૬૩,૯૯૬ |
| ૧૮૭૯ | ૩૯,૭૦,૦૦૮ |
| | કુલ. ૧,૩૯,૧૮,૬૨૩ |

| સારાં વર્ષો | મૃત્યુસંખ્યા |
|---|---|
| ૧૮૮૬ | ૫૦,૧૬,૮૭૭ |
| ૧૮૮૭ | ૬૫,૦૮,૪૫૪ |
| ૧૮૮૮ | ૫૦,૮૭,૧૩૮ |
| | કુલ. ૧,૬૬,૧૨,૪૬૯ |

આ આંકડાઓની તુલના કરતાં, દુકાળમાંના ત્રણ વર્ષોમાં જેટલાં માણસો મર્યાં તે કરતાં આબાદાનીના ત્રણ વર્ષોમાં ૨૬,૯૩,૮૪૬ માણસો વધારે મરણ પામ્યાં એ વિલક્ષણ સ્થિતિ અખેદાશ્ચર્ય ઉપજાવે છે.

આબાદાનીમાં દુકાળ કરતાં વધારે માણસો કેમ મરણ પામ્યાં, આ પ્રશ્નનો ઉત્તર એટલો જ કે, દુકાળમાં જેમને અન્ન મળતું નથી તેઓનો નાશ થયા પછી. તેમની સાથે રોગનું બીજ પણ જતું રહે છે; અને જેઓ બાકી રહે છે, તેઓ હૃષ્ટપુષ્ટ હોવાથી ટકી રહે છે. આબાદાનીના વર્ષોમાં તેવું હોતું નથી. બધાંને જ થોડું થોડું અન્ન મળતું હોવાથી, કેવળ ઉપવાસને લીધે મરણ સંખ્યા વધારે હોતી નથી એ જો કે ખરું છે, તો પણ ઘણાખરા લોકો દુર્બળ થઇ ગયેલા હોવાથી, તાવ વિગેરે રોગોના વાવરને લીધે તેઓ વધારે અશક્ત અને દુર્બળ થઇ જાય છે. અને એકંદરે દુષ્કાળના વર્ષો કરતાં આબાદાનીના વર્ષોમાં જ મૃત્યુસંખ્યા વધારે હોય છે.

૧૭૯૩ થી ૧૮૯૦ સુધી યૂરોપ ખંડમાં જે લડાઈઓ થઈ, તેમાં એકંદર ૪૫,૦૦,૦૦૦ લોક મૃત્યુવશ થયાં હશે, એવો અંદાજ કર્યો છે. એટલે આ સત્તાણુ વર્ષોમાં દરેક વર્ષે આશરે ૫૦ હજાર માણસો ખપી ગયાં; પરંતુ આ હિંદુસ્થાન દેશમાં ૧૮૮૦ થી ૧૮૮૮ સુધીનાં આઠ જ વર્ષમાં બીજાં કારણોને લઇને. થયેલાં મરણો શિવાય ફક્ત તાવને જ લીધે જ ૪૩,૪૯,૯૨૨ માણસો વધારે મરણ પામ્યાં. આ બન્ને આંકડાઓની તુલના કરીએ તો ચોકખું જણાઇ આવે છે કે, સત્તાણુ વર્ષ પૈકી કોઇ પણ એક વર્ષમાં લડાઇને લીધે યૂરોપમાં જેટલી પ્રાણહાનિ થઇ તેથી દસગણી કે અગીઆર ગણી પ્રાણહાનિ ૧૮૮૦-૮૮ ની દરમ્યાન પ્રત્યેક વર્ષે હિંદુસ્થાનમાં થઇ.

વધારે જુની વાત શા માટે? ગઇ યૂરોપમાંની લડાઇના ચાર વર્ષોમાં જેટલાં માણસો મરણ પામ્યાં તેથી કેટલાએ ગણાં હિંદુસ્થાનમાં ગયા ઇન્ફલુએન્ઝાના વાવરથી એક વર્ષમાં જ મૃત્યુશરણ થયાં. ...

આવા બહોળા પ્રમાણમાં થતી મૃત્યુસંખ્યાનું કારણ જોઇએ તો તે ગરીબાઇ જ; કોઇને પેટ ભરીને ખાવાનું મળે, તો શરીર ઢાંકવા જેટલું કપડું ન મળે; કોઇને કપડું છે, તો રહેવાને ઝુંપડી સરખી પણ નથી. રાત-દહાડો દુકાળની ધાસ્તી, અપુર્ણ અન્ન અને વસ્ત્રને લીધે ગાલ બેસી ગયેલા, આંખો ઉંડી ગયેલી, મર્દ શરીરથી ત્રાસી જઇને જીવનથી કંટાળેલા, આવી આ હિંદુસ્થાન દેશની સ્થિતિ છે ને? મેં જે સ્થિતિનું વર્ણન કર્યું છે તે હિંદુસ્થાનમાંના તમામ માણસો અને સમાજોને લાગુ પડશે નહિ. આ સ્થિતિ સરાસરી છે તે કરતાં કેટલાકની ઠીક હશે અને કેટલાકની એ કરતાં વધારે ખરાબ હશે. ગમે તેમ હોય તો પણ અમારી સ્થિતિ આ સરાસરીથી ઠીક રહેવી અશક્ય જ છે. થાય તો એથી ખરાબ થઇ શકે. આર્થિક બાબતોમાં આપણે તદ્દન નીચલી પાયરી પર છીએ એ નિર્વિવાદ છે. ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, અને કનિષ્ઠ નોકરી એવા ધન પ્રતિપાદન કરવાના એક જુની કહેવત મુજબ વર્ગો કરવામાં આવ્યા છે. હાલની

પરિસ્થિતિનો વિચાર કરતાં વેપારને અધિષ્ઠાન આપવું મહેશે. પરંતુ એની વાત બાજુએ મૂકીએ; તો પણ આપણા લોકોને કહેવા જેવી એટલે કે ઉપજીવિકાને માટે જોઇએ તેટલી ખેતી નથી. ચમાર અને ઢોર * લોક વિશેષતઃ ખેતીનો ધંધો કરતા નથી. ચાંડાળ લોકોને ખેતી નથી જ. ખેતી જે છે તે મહારને જ છે. અને તે પણ તદ્દન નજીવી.

વેપારમાં ફક્ત ચમારો શિવાય બીજા કોઇ નહીં. મહાર લોકોને તો કોઈ જાતનો વેપાર છે જ નહી. ચાંડાલ લોકને માત્ર રસીઓ અને દોરીઓનો જ ધંધો. એ કોઈ સરકારી કે ખાનગી નોકરીમાં જોવાને પણ ન જડે. એવી રીતે ઉન્નતિનાં બધાં દ્વાર બંધ થયેલાં હોવાથી અમે દરિદ્રી —ગરીબ—રહીએ એ અનિવાર્ય છે.

## અસ્પૃશ્યતા ને ગુલામી

જે દેશ એટલો ગરીબ તેમાં અમે દરિદ્રતામાં સબડ્યાં કરીએ એ સ્વાભાવિક છે, એમ કોઈ કહેશે. પણ આથી ઉલટો પ્રશ્ન એવો છે કે, આ દેશની સ્થિતિ જો સુધરે તો તેની સાથે અમારી સ્થિતિ સુધરશે એવો બીલકુલ સંભવ નથી, અને એ જ અમારી મોટી તકરાર છે. અમારી સ્થિતિ ખરાબ છે એ મોટી દિલગીરીની વાત છે, પણ અમારી સ્થિતિ અમે પરિશ્રમ વડે પણ સુધારી ન શકીએ એ જેટલી ઉત્સાહભંગ કરનારી તેટલી જ અન્યાયી બાબત છે. અમારી ઉન્નતિને આડે અમારી અસ્પૃશ્યતા છે એ નિર્વિવાદ છે. આ અસ્પૃશ્યતા કેવી અને ક્યારે અસ્તિત્વમાં આવી, આ મુદ્દા પર કેટલાક આળસુ લોકોએ અનેક પ્રકારનાં થોથાં લખી મૂક્યાં છે. પરંતુ એ ઐતિહાસિક ભાંજગડમાં પડવાની આપણને કાંઇ જરૂર નથી. અસ્પૃશ્યતા આપણને કેવી રીતે બાધક છે અને તે કાઢી નાંખવાને આપણે કયા કયા ઉપાયો યોજવા જોઇએ, એ જ ખરી રીતે આપણી ઉન્નતિની દૃષ્ટિએ મહત્વનો પ્રશ્ન છે.

ધન્ય છે કે અસ્પૃશ્યતાએ અમને ગુલામ તરીકે લેખ્યા નથી, નહિ તો દુકાનમાંની ચીજ વસ્તુ અથવા ઢોર ઢાંખર પ્રમાણે બજારમાં કે પડાવમાં અમારૂં વેચાણ થયું હોત. પણ એવા પ્રકારની ગુલામગિરીમાં અમે સપડાયા નથી, એ માટે કોઇએ સમાધાન માની લેવું ન જોઇએ. કારણ એવા પ્રકારની ગુલામગિરી અમારી હોત તો તેમાંથી જલદી છુટા થયા હોત. પ્રાચીન કાળના રોમ, ગ્રીસ, ઇત્યાદિ રાષ્ટ્રોમાં દાસત્વનો એટલે ગુલામગિરીનો ચાલ હતો. અનેક કારણોને લીધે એ દેશમાંના લોકોને ગુલામ બનવાની વારી આવતી. અને એકવાર માણસ ગુલામની યાદીમાં દાખલ થયો, એટલે જડ વસ્તુ પ્રમાણે તેની સ્થિતિ થતી અને પ્રજાજન તરીકેનો પોતાનો હક્ક તે ગુમાવતો. હિંદુસ્થાનના અસ્પૃશ્ય લોક રોમન લોકોના ગુલામોની પેઠે જડ વસ્તુની સ્થિતિને પહોંચ્યા નથી. એ દૃષ્ટિએ જોતાં હિંદુસ્થાનમાંની અસ્પૃશ્યતા રોમન અને ગ્રીક લોકોની ગુલામગિરી કરતાં સારી, એવું કોઇ કહેશે અને એક દૃષ્ટિએ જોતાં એ ખરૂં પણ છે; પણ બીજી દૃષ્ટિએ જોતાં અસ્પૃશ્યતા એ ગુલામગિરી કરતાં અત્યંત ખરાબ છે. ગુલામ લોક ગુલામગિરીમાંથી મુક્ત થઈ સ્વતંત્ર પ્રજાજનની સ્થિતિએ જઇ પહોંચ્યાની સાક્ષી, આખો રોમનો ઇતિહાસ આપે છે. પણ હિંદુસ્થાન દેશના ઇતિહાસમાં અસ્પૃશ્યનો સ્પૃશ્ય થયેલાનો એક પણ દાખલો આપી શકાતો નથી. રોમન લોકોની ગુલામગિરી એ સામયિક સ્થિતિ હતી, અને તેમાંથી મુક્ત થવાના અનેક માર્ગો ખુલ્લા હતા. એથી ઉલટું અસ્પૃશ્યતા એ ત્રિકાલાબાધિત એવી સ્થિતિ છે અને તેમાંથી મુક્ત થવાનો કોઈ પણ માર્ગ નથી. જન્મતઃ જે અસ્પૃશ્ય તે મરતાં સુધી અસ્પૃશ્ય, એવો જબરદસ્ત નિયમ હોવાથી સદીઓની સદીઓ થઇ ગઇ તો પણ અસ્પૃશ્ય સમાજ અસ્પૃશ્ય જ રહ્યો છે. એ સિવાય બીજી બાબતોમાં પણ હિંદુસ્થાનની અસ્પૃશ્યતા રોમન લોકોની ગુલામગિરી કરતાં ખરાબ છે એવું જ કહેવું પડે છે. રોમમાંના ગુલામોની ઉન્નતિને આડે જેટલી તેમની ગુલામગિરી આવતી હતી, તેથી અનેક ગણી રીતે અમારી આડે અમારી અસ્પૃશ્યતા આવે છે, એવું કહેવામાં બીલકુલ હરકત નથી. અમારા લોકો ઉપર, એ ગંદા ધંધા કરે છે, ઢોરોને ચીરે છે, પાયખાના ને ગટરો સાફ કરે છે, ગંદાં કપડાં પહેરે છે, ભક્ષ્યાભક્ષ્ય ખાય છે, અનેક પ્રકારના બિભત્સ દેવોની પૂજા કરે છે એવી રીતના અનેક આરોપ મૂકવામાં આવે છે આરોપ કરવા બહુ સહેલા છે, પણ આ આરોપને માટે જવાબદાર કોણ છે તેનો આરોપ કરનાર પૂરો વિચાર કરતા નથી.

ખરૂં કહીએ તો જેઓ આરોપ કરે છે તેમન

* મહારાષ્ટ્રના એક અંત્યજ વર્ગનું નામ.

પરંજ આની જવાબદારી આવે છે. મનુષ્ય સમાજમાંની પેઢીઓ એક પછી એક મરી જાય છે, પરંતુ પાછળની પેઢી પોતાના સર્વ સંપ્રદાય, ચાલરીત, ધર્મભાવના વિગેરે સર્વ સંસ્કૃતિ, પોતાની આગળની પેઢી પાસેથી શીખી લે છે. તેથી કરીને સમાજમાંની વ્યક્તિઓ જો કે અદૃશ્ય થાય છે તો પણ સમાજના સંસ્કાર તો અવ્યાહત ચાલુ રહે છે જ. અમારા હિંદુ સમાજમાં એવા પ્રકારનું સંઘટન બીલકુલ હોતું નથી. અમારામાંના ભૂદેવો અમારી સાથે કોઇ પણ કાળે સંબંધમાં આવતા જ નથી. પછી એમની રીતભાત અમારામાં દાખલ પણ કેવી રીતે થાય ? ઉપનિષદોમાંનાં તત્ત્વો જો તેઓ અમને સંભળાવવાને તૈયાર નથી તો પછી અમારી મરી–માતી (કચુંબર–દેવની) પૂજા કેવી રીતે નષ્ટ થાય ? વેદ અમારે સાંભળવા નહિ એવી જો એમની સખ્ત આજ્ઞા છે તો અમારાં બીભત્સ ગીતો કેવી રીતે છૂટે ? અમને ઉપવીત સંસ્કાર કરી જનોઈ પહેરાવવાનો તેઓ નિશ્ચય કરે તો અમે શુચિર્ભૂત થઈ નહિ શકીએ કે ? મતલબ કે અમારામાં નિંદ્ય બાબતો દાખલ થઇ છે એવો આરોપ કરવામાં આવે છે, તો એને અમારો ઉત્તર એવો છે કે સારાનું શિક્ષણ અમને કોણે આપ્યું છે ? બ્રાહ્મણના બાળકોમાં બ્રાહ્મણોની રીતભાત, અથવા અમારામાંથી ખ્રિસ્તી થઇ ગયેલાઓમાં ખ્રિસ્તી લોકોની રીતભાત કેવી રીતે આવે છે અને બ્રાહ્મણોના રીતરિવાજ અમારા અસ્પૃશ્યોમાં કેમ દાખલ થતા નથી એનો બારીકાઇથી વિચાર કરીએ તો જણાઇ આવશે કે, એવા પ્રકારના સંસ્કાર દાખલ થવા માટે ઉભય પક્ષમાં નજીકનો અન્યોન્ય સંબંધ હોવો જોઇએ. અસ્પૃશ્યતાને લીધે હિંદુસમાજમાંના વરિષ્ઠ અને કનિષ્ઠોમાં તેવા પ્રકારનો સંબંધ આવવો અશક્ય છે, અને તેથી જ તે સમાજના સારાનરસા રીતરિવાજો તે સમાજને વળગી રહ્યા છે. રોમન લોકોની ગુલામગિરીમાં એવા પ્રકારની અસ્પૃશ્યતાની છાંટ ન હોવાથી વરિષ્ઠ લોકોમાંના ગુણ કે અવગુણોનો પાડ નિત્ય તેમની નજર સામે રહેતો, એટલું જ નહિ પણ તેઓ તે રોજ ઘુંટતા પણ ખરા !

### દેશાંતર

અસ્પૃશ્યતાને લીધે આવી હીન સ્થિતિને પ્રાપ્ત થવાથી, આ કલંક કેવી રીતે ધોવાઇ જશે એ તરફ આપણામાંના બધા લોકોનું ધ્યાન ખેંચાયું છે. અનેક પ્રકારના ઉપાયો સૂચવવામાં આવ્યા છે. કેટલાક લોકોનું એવું કહેવું છે કે અસ્પૃશ્ય લોકોએ દેશાંતર જવું.

એવું સાંભળવામાં આવ્યું છે કે જે દિવસે નિરાશ્રિત સહાયકારી મંડળીની સ્થાપના થઈ તે દિવસે એક વરિષ્ઠ વર્ગના ગૃહસ્થે એવી સૂચના કરી કે, આ અસ્પૃશ્ય લોક પોતાની પીડા બીજા કોઇ દેશમાં જઇને કેમ ટાળતા નથી ? આવા પ્રકારના તિરસ્કારયુક્ત ઉપદેશ કરનારા ગૃહસ્થો ઉંચા મનાતા વર્ગમાં આજે બહુ નથી એ સંતોષની વાત છે, પરંતુ કેવળ આપણા લોકોના હિતની દૃષ્ટિએ જોતાં આ દેશાંતર જવાની સૂચનામાં પુષ્કળ લાભ રહેલો છે, એવું કહેવામાં બીલકુલ હરકત નથી. ટુકડા રોટલાના કકડા માટે ગામમાંના બધા નાના મોટાની લાતો ખાવા કરતાં ફીજી, ઈસ્ટઆફ્રિકા, ન્યુ ગીની વિગેરે દેશમાં જઈને નસીબ અજમાવવું એ હિતકારક જ છે. હિન્દુસ્થાનમાંના લોકોને પરદેશમાં જવાથી ત્યાંની પ્રજા પ્રમાણે સમાન હક્ક મળતા નથી, એ દુર્દૈવની વાત છે, તો પણ મારી ખાત્રી છે કે, હિંદી તરીકે આપણને પરદેશમાં જે ત્રાસ થશે, તે હિંદુ કહેવડાવી આપણા સ્વદેશમાં આપણને જે ત્રાસ થાય છે, તે કરતાં કોઇ પણ પ્રકારે વધારે થશે નહિ. એટલું જ નહિ પણ આપણા દેશમાં હિંદુ ધર્મના બંધનને લીધે ધન મેળવવાના માર્ગો બંધ છે તે સંપૂર્ણ ખુલ્લા થવાથી આપણા લોકોની આર્થિક સ્થિતિ સુધરશે એમાં બીલકુલ શંકા નથી.

### ધર્માંતર

પરંતુ બધા લોકોને માટે દેશાંતર જવું શક્ય નથી. જો થાય તો બહુ થોડા જ કરી શકે. ત્યારે આ દેશમાં રહીને જ અસ્પૃશ્યતાની જડ ઉખાડવાના માર્ગ શોધી કાઢવા જોઇએ. તેવા પ્રકારનો બીજો માર્ગ તે ધર્માંતર.

કોઈ પણ ધર્મ તરફ આપણે તાત્વિક, તેમ જ વ્યાવહારિક દૃષ્ટિએ પણ જોવું જોઇએ. તાત્વિક દૃષ્ટિએ હિંદુધર્મ કોઇ પણ ધર્મથી હારશે નહિ, એવું મારું મત છે. એટલું જ નહિ પણ કોઇ પણ ધર્મ કરતાં તે શ્રેષ્ઠ જ ગણાશે. આ હિંદુધર્મનું "ભૂતમાત્રમાં એક આત્મા" એવું મૂળ તત્ત્વ છે. આ ઉદાત્ત તત્ત્વને અનુસરીને જો સમાજઘટના થઇ હોત તો જે પ્રમાણે દીવાને ઘરના ઉપર ફક્ત પ્રકાશ પાડવો અને બીજા ઉપર અંધકાર પાડવો એ અસાધ્ય છે, અથવા જે પ્રમાણે વૃક્ષ જે તેનો ઉચ્છેદ કરે છે અથવા જે તેને પાણી પાય છે, એ બન્નેને સરખી જ શીતલ છાંયા આપે છે, અથવા પાણી જે પ્રમાણે ગાયની તૃષ્ણા

હરી લઇ વાંધને વિષવત્ થઇને મારી નથી નાંખતું, તેવી જ રીતે હિંદુઓની સમબુદ્ધિ થવી જોઇતી હતી. પરંતુ જે ધર્મ આવા ઉચ્ચ તત્ત્વના પાયા ઉપર રચાયો છે, તે ધર્મનું વ્યાવહારિક સ્વરૂપ કેવું યુગ આવે એવું ખરાબ થયું છે ! આચાર અને વિચારનો ક્યાંયે મેળ છે ખરો ? જે લોકો સર્વ ભૂતમાત્રમાં એક આત્મા છે એવું ઉંચે સ્વરે કહે છે તે જ લોકો માણસ જેવા માણસને અપવિત્ર અને અસ્પર્શ્ય માને છે એ નવાઈ નથી ? પણ એથીયે વધારે ચીડ ચડે એવી બીજી વાત એ છે કે જે લોક હિંદુ ધર્મ ઉપર શ્રદ્ધા રાખતા નથી તેમને માત્ર અમારા વરિષ્ઠ હિંદુઓ સમદૃષ્ટિથી જુએ છે. ખ્રિસ્તી લોક અપવિત્ર પણ નથી અને અસ્પૃશ્ય પણ નથી. વરિષ્ઠ હિંદુઓ એમના સ્પર્શથી અભડાતા નથી અને એમની હાથ નીચે કામ કરવામાં એમને નાનમ પણ લાગતી નથી. તેવી જ રીતે, એક દૃષ્ટિએ મુસલમાન લોક હિંદુમાંના કોઇ પણ અતિ નીચ વર્ગ કરતાં વધારે અસ્પર્શ્ય અને અપવિત્ર છે એવું કહેવા જેવું લાગે છે, કારણ કોઇ પણ હિંદુ ગોવધ કરીને તે માંસ ઉપર ઉપજીવિકા કરતો નથી. મુસલમાન અને ખ્રિસ્તી લોકોને તેમ કરવામાં અડચણ નથી; છતાંયે મહાર, માંગ, ઢેડ, ઢોર વિગેરે હિંદુઓ કરતાં તેમને પવિત્ર અને સ્પર્શ્ય માનવામાં આવે છે, તેમનો અને ઉચ્ચ હિંદુઓનો દરેક પ્રકારનો બાહ્ય વ્યવહાર ચાલે છે, તેમના છોકરાંઓ એક નિશાળમાં અને એક વર્ગમાં ભણે છે, તેઓ એક જ રસ્તે આવજા કરે છે, એક કુવા ઉપર પાણી ભરે છે, અને બીજી બાબતોમાં પણ સમાન વૃત્તિથી વર્તે છે. પરંતુ અમો કે જેમને વૈદિક ધર્મ શિરસાવંદ્ય, જેઓ વિચાર આચારમાં હિંદુ, તેમનો માત્ર તેઓ તિરસ્કાર કરે છે, એટલું જ નહિ પણ તેઓ અમને જનાવર કરતાં પણ કમી દરજ્જાના સમજે છે.

જે ધર્મનાં તત્ત્વો આટલાં ઉચ્ચ પણ જેનો વ્યવહાર એટલો નીચ છે તે ધર્મમાં રહીને અમારી ઉન્નતિ થશે કે નહિ એવો પ્રશ્ન સહેજે પ્રાપ્ત થાય છે. પરંતુ આપણા લોકોએ ધર્માંતર કરવું કે નહિ એ પ્રશ્નનો ઉત્તર આપવો કઠિન છે. ધર્મ એ 'મનુષ્યને આવશ્યક છે કે નહિ એ વાદગ્રસ્ત પ્રશ્નમાં ઉતરવાની મારી ઇચ્છા નથી. એટલું માત્ર ખરું કે કેટલાક લોકોને અને ખાસ કરીને હિંદુઓને જે પ્રાણ કરતાં કંઇ પ્રિય હોય તો તે ધર્મ જ છે. તો પણ જે ધર્મમાં મનુષ્યને મનુષ્યત્વ નથી, એ ધર્મ શા કામનો ? જે ધર્મ પોતાના અનુયાયીઓને માટે ઐહિક અને પારમાર્થિક સુખનાં દ્વાર ખુલ્લાં કરવાને બદલે તે બંધ કરી તેમને અધોગતિમાં સડાવ્યાં કરે છે તેવા ધર્મને વળગી રહેવામાં શો અર્થ છે ? તેથી ઉલટું ધર્માંતર કરવાથી જે તે જ લોકો આપણી માણસમાં ગણત્રી કરી આપણી સાથે સમાનતાથી વર્તે છે તો ધર્માંતર શા માટે ન કરવું જોઇએ એ મને સમજાતું નથી. આજે વાયકોમમાં ચાલી રહેલા સત્યાગ્રહની જ વાત લઈએ ! જે રસ્તા ઉપરથી અસ્પૃશ્ય વર્ગોને જવાની મનાઇ છે તે જ રસ્તા ઉપરથી ખ્રિસ્તી મુસલમાન અને બીજી અ-હિંદુ જાતિઓને જવાની પરવાનગી છે. આ પક્ષપાતનું કારણ પૂછીએ તો ખુલ્લેખુલ્લું એમ કહેવામાં આવે છે કે અસ્પૃશ્ય એ હિંદુઓ છે અને તેથી જ તેમને આ રસ્તા ઉપરથી જવાની મનાઈ કરવામાં આવે છે. એવો જ જો હિંદુ ધર્મનો નિયમ છે તો ધર્માંતર કરીને આપણે આપણો છુટકો કેમ કરી લેવો ન જોઇએ ? મારી ખાત્રી છે કે જો આપણે આજે ધર્મત્યાગ કરીએ તો—છે તેને બદલે મારા મતે મહમદી ધર્મ સ્વીકારવો સારો—જે હિંદુલોક આપણો તિરસ્કાર કરે છે તે જ આપણને માન આપશે, આપણે આજે જે બહિષ્કૃત છીએ તેને બદલે એક મોટા સમાજનું અંગ થઇ પડીશું, અને જોતજોતામાં આપણે આપણી ઉન્નતિ કરી લઈશું.

### નામાંતર

દેશાંતર અને ધર્માંતર સિવાય નામાંતર એ એક અસ્પૃશ્યતા નિવારણાર્થે નવો ઉપાય કહેવામાં આવે છે.

અસ્પૃશ્યોએ પોતાને આદિહિંદુ કહેવડાવવા એમ આજકાલ સૂચવવામાં આવે છે. આ બાબતમાં મતભેદ થવાનો જ, કારણ પોતાને કયું નામ ઠીક લાગે છે એ ઘણે ભાગે હોંસનો પ્રશ્ન છે, તેથી આ પ્રશ્નનો નિવેડો વાદવિવાદથી આવશે એવું કહેવું નિરર્થક છે. છતાંયે આ નામાભિધાનના પ્રશ્નમાં કાંઈ નથી એમ કહે ચાલશે નહિ. એટલું જ નહિ પણ નામાભિધાનમાં બધો સાર સમાયેલો છે એમ કહેવું બીલકુલ અતિશયોક્તિ ભરેલું નથી ' એવું મારું માનવું છે. એનાં અનેક કારણો છે.

અસ્પૃશ્યોમાં જાતિભેદવિષયક જે વાદવિવાદ થાય છે તેમાં જાતિભેદ અને અસ્પૃશ્યતા એ શાસ્ત્રાત્મક છે એવું ધારવામાં આવે છે અને તે અનુસાર ગેટીબેરી

વ્યવહારાદિ ઉપાયો સૂચવવામાં આવે છે. અસ્પૃશ્યતા અને જાતિભેદ એ શાસ્ત્રાત્મક છે એટલે લોકો પાળે છે એમ કહેવામાં જો .કાંઇ સાર હોય તો કાયદાથી હિંદુઓને રોટીબેટી વ્યવહારની છુટ અપાય તો તેમણે તે અમલમાં મૂકવાની પોતાની તૈયારી બતાવવી જોઇએ. પણ ખરી રીતે જોતાં લોકો તેવી તૈયારી બતાવતા જ નથી એ નિર્વિવાદ છે. એકબીજામાં બેટીવ્યવહાર કરવાનો કાયદો પસાર થયે આજ ત્રણ વર્ષ થયાં. પણ એ કાયદાનો લાભ લીધો હોય એવું વિશેષતઃ સાંભળવામાં નથી. આનું ખરૂં કારણ મારા મતાનુસાર એવું છે કે, જાતિભેદ અને અસ્પૃશ્યતા એ શાસ્ત્રાત્મક નહિ પણ ભાવનાત્મક છે અને તેથી તે જો આપણે નષ્ટ કરવાં હોય તો આપણે શાસ્ત્ર ઉપર પ્રહાર ન કરતાં આ ભાવના નિર્મૂલ કરવાના પ્રયત્નો કરવા જોઇએ. આ ભાવના આપણે કેવી રીતે નષ્ટ કરી શકીએ એનો મેં અનેક વાર વિચાર કરેલો છે, અને છેવટે મારૂં એવું ચોક્કસ મત થયું છે કે, અસ્પૃશ્યતા અને જાતિભેદ એ ફક્ત નામને લીધે જ રહેલાં છે.

ઉચ્ચ વર્ણના લોક આપણો તિરસ્કાર કરે છે તે ફક્ત આપણા નામને લીધે. 'મહાર' કહેતાં જ સાંભળનારના મનમાં અમુક એક પ્રકારની તિરસ્કારમય ભાવના પેદા થાય છે. 'મરાઠો' કહેતાં જ જુદા પ્રકારની ભાવના ઉત્પન્ન થાય છે. અને તેજ 'બ્રાહ્મણ' કહ્યું કે આદરાત્મક ભાવના સાંભળનારના મનમાં ઉદ્‌ભવે છે. આ વાત અસત્ય છે એમ કોઈ પણ કહી શકશે નહિ. આના કેટલાએ દાખલા આપી શકાશે. ગુજરાતમાંના ઢેડોને અસ્પૃશ્યતા કેવી પ્રખર ભાસે છે, એ કાંઇ કહેવાની જરૂર નથી. તો પણ તેઓ મુંબઇમાં આવ્યા બાદ દક્ષિણી મરાઠાઓની પાડોશમાં રહે છે, એટલું જ નહિ પણ તેમનો તેમની સાથે રોટીવહેવાર થયેલો પણ મેં જોયો છે. એથી ઉલટું મહારાષ્ટ્રમાંનો કોઇ પણ અસ્પૃશ્ય ગુજરાતમાં જાય તો પોતાને દક્ષિણી કહેવડાવી બ્રાહ્મણોની વીશીમાં તે રહી શકે છે, એ વાત સર્વશ્રુત છે. હાલ બે'ત્રણ વર્ષમાં ઘણા મદ્રાસથી મુંબઇમાં પેટ ભરવા ખાતર આવી ભરાયા છે, અને તેમાં મદ્રાસના ઘણા અસ્પૃશ્યો પણ છે. પણ આ મદ્રાસના અસ્પૃશ્યો મુંબઈના હિંદુઓના વિશ્રાંતિગૃહોમાં ખાસી રીતે ખાય પીએ છે. એમને માટે કોઈ પણ પ્રકારનો પ્રતિબંધ નથી. એક ભાગમાંનો અસ્પૃશ્ય બીજા ભાગમાં જાય તો તે સ્પૃશ્ય થાય છે, એ એક વિલક્ષણ પ્રકાર જ છે. પણ આ વિચિત્ર પ્રકારનું કારણ શોધીએ તો એવું જણાઇ આવશે કે, અસ્પૃશ્યતાના ચિન્હો કે સિક્કાઓ દરેક ભાગમાં એક જ હોતા નથી, અને એક ભાગના સિક્કાઓની જો બીજા ભાગને ખબર નથી તો એક પ્રાંતનો અસ્પૃશ્ય, સિક્કાઓની માહિતીને અભાવે, બીજા પ્રાંતમાં સ્પૃશ્ય ગણાય છે. માણસ તરીકે માણસ કે જાત તરીકે જાત અસ્પૃશ્ય નથી. અમુક એક નામ ધારણ કરનારા લોકો અસ્પૃશ્ય ગણાય છે. તે નામ જેમને નથી તે સ્પૃશ્ય ગણાશે. આવો .સાધારણ રીતે સમાજનો એક તાળો બંધાઇ ચૂક્યો છે. નહિ તો અસ્પૃશ્ય માણસોની રચનામાં, વર્ણમાં, રૂપરંગમાં, સ્પૃશ્ય માણસો કરતાં કાંઇ જુદું છે એવું નથી કે જે પ્રમાણે સીદી લોકોને યૂરોપીઅનોથી, અથવા એ બન્નેને ચીની જાપાનીઓથી જેમ અલગ કરી શકીએ તેમ અસ્પૃશ્યોને સ્પૃશ્યોથી જુદા કરી શકાય.

## સૌ કેવળ હિન્દુ જ !

નામ સિવાય અસ્પૃશ્યોને ઓળખવાનું બીજું ચિન્હ કે મુદ્રા કાંઇ નથી. મારા મત પ્રમાણે નામાંતર કરવું ઇષ્ટ છે. અહીં સુધી જે લોકો નામાંતર કરવાનું કહે છે તેમનો ને મારો એકમત છે. પરંતુ મુંબઇ ઇલાકામાંના અસ્પૃશ્યવર્ગે પોતાને આદિહિંદુ કહેવડાવવું એમાં શો સાર છે તે મને સમજાતું નથી. આથી અસ્પૃશ્ય વર્ગમાં ગણાતી બધી કોમોનું એકીકરણ કરવાનો જો ઉદ્દેશ હોય તો "બહિષ્કૃત" એ નામ શું ખોટું છે ? આના જેવું બીજું અર્થપૂર્ણ અને તીવ્ર લાગણી ઉત્પન્ન કરે એવું નામ જડશે કે નહિ, એની મને શંકા રહે છે. આદિહિંદુ એ નામથી અસ્પૃશ્યતા નષ્ટ થશે, એવો જો આ નવા ધોરણનો હેતુ હોય તો તે કેવળ ભ્રામક છે. મહાર લોકો કોઈ કોઈ વાર શરમને લીધે કોઇ એમને પુછે તો હું ચોખો ( એ નામનો મહાર ભક્ત થઇ ગયો તેના નામથી ઓળખાવે છે) છું એમ કહે છે. તેવી જ રીત ચમાર હું રોહીદાસ છું એમ કહે છે. પણ એક નામથી તેઓ જેટલા અસ્પર્શ્ય તેટલા જ બીજા નામથી પણ અસ્પર્શ્ય છે. મદ્રાસમાં અસ્પૃશ્ય વર્ગ પોતાને આદિ-દ્રવિડ કહેવડાવે છે, પરંતુ તેથી કરીને તેમની અસ્પૃશ્યતા નષ્ટ થયાની કોઈ સાક્ષી પુરતું નથી.

અસ્પૃશ્યતા અને જાતિભેદ એ નામમાં જ સમાએલાં

છે એ ખરું છે, અને એ નામો નષ્ટ થયા વગર ચાલવાનું નથી; પણ અમે એકલા અમારાં જાતિવાચક નામો છોડીએ તેથી કાંઇ થશે નહિ. અમારી સાથે દરેક જાતિએ પોતાનાં જાતિવાચક નામો મૂકીને સર્વ સાધારણ એવું એક નામ ધારણ કરવું જોઇએ. મારા મત પ્રમાણે બધાએ જ પોતાને હિંદુ તરીકે કહેવડાવવું અને જાતિવાચક પેટા નામો કાઢી નાંખવાં. કોઇએ પોતાને બ્રાહ્મણ, મરાઠા, મહાર, ચમાર, માંગ ઇત્યાદિ ન કહેવડાવતાં ફક્ત હિંદુ કહેવડાવવું. તેથી કરીને સમાજમાં એકદમ સમતા ઉત્પન્ન થઇ એકી થશે. હિંદુ કહ્યાથી કોઇએ કોઇનો તિરસ્કાર કર્યો એમ લાગશે નહિ. કોઇ કોઈને હીન ગણશે નહિ, અને કોઈ કોઈને શ્રેષ્ટ માનશે નહિ. ઉપરાંત વ્યક્તિ વ્યક્તિમાં એકબીજાની સહાનુભૂતિ જાતિવાર હોવાથી આજે સમાજમાં જે અન્યાય, અને બેદીલી થઇ છે તે, હિંદુ સમાજની જે અનવસ્થા થઈ છે તે, નષ્ટ થશે. આજે મરાઠો હોય તેને બીજો મરાઠો પોતાની સહાનુભૂતિ બતાવે છે. તેવી જ રીતે બ્રાહ્મણ બ્રાહ્મણો શિવાય બીજાને સહાનુભૂતિ બતાવવા તૈયાર થતા નથી. પરંતુ જ્યાં બધા જ હિંદુ ત્યાં સહાનુભૂતિની આડે કાંઇ જ નથી. મુસલમાન સમાજમાં આજે જે એકી છે તેનું પણ કારણ એ જ છે. તેમનામાં મુસલમાન કહ્યું કે થયું, તે પોતાનો થયો. તેવી રીતે હિંદુઓમાં થવા માટે તેમને સર્વ-સાધારણ એવું નામ જોઇએ, અને એ હિંદુ એ જ હોવું જોઇએ એવું મારું મત છે.

## સ્વરાજ્ય

આવું થશે તે મોટો સુદીન. પણ આવું થાય એટલા માટે આપણે શું કરવું જોઈએ, એ મોટો મહત્ત્વનો સવાલ છે. કેટલીક બાબતોમાં રાજદંડ લાગુ થયા વગર સામાજિક અન્યાયો નિર્મળ થવા અશક્ય છે, તેથી સામાજિક અને ધાર્મિક બાબતોમાં જ્યાં જ્યાં અન્યાય થતો હોય ત્યાં ત્યાં કાયદો કરીને, સુધારો કરવો કે નહિ એ સંબંધી પુષ્કળ ચર્ચા કરીને છેવટે અંગ્રેજ સરકારે એવો ઠરાવ કર્યો કે જાતિ અને રૂઢિ ઉપર કાયદાનું બંધન રાખવા તેઓ કબુલ નથી. આ દૃષ્ટિએ જોતાં હિંદુસ્થાનને સ્વરાજ્ય મળવાનો યોગ આવ્યો છે, એ બહુ આનંદની વાત છે, એવું મને લાગે કારણ છે. બ્રિટિશનો રાજદંડ અમારા પર "હોવાથી અટકાવ ન હોવાથી ખોટી થાય" એના જેવો છે. આપણા લોકોને સ્વરાજ્યની મોટી બીક લાગે છે, અને અમને સ્વરાજ્ય એટલે પેશવાઇજ ભાસે છે. પણ તેવું કહેવું એ હલકા વિચારો બતાવવા જેવું છે. કારણ પેશવાઇના સ્વરાજ્ય અને આજના સ્વરાજ્યમાં મહત્ત્વનો ફેર છે. પેશવાઇમાં એકવાર સ્થાપન થયેલા રાજાઓ વંશપરંપરા રાજ્ય કરતા હતા, એટલુંજ નહિ પણ તેઓ પ્રજાની સંમતિથી રાજ્ય કરતા નહોતા. ભાવિ સ્વરાજ્યમાં રાજ્યશકટ પ્રજાની સંમતિથી ચાલવાનો હોવાથી તેમાં કાયમના એવા કોઈ રાજા થઇ શકશે નહિ. એવા પ્રકારના સ્વરાજ્યમાં જો પ્રજાના હિત પર લક્ષ અપાશે નહિ, તો તેનું સંવર્ધન બીજા કોઈ પણ પ્રકારના રાજકારણમાં થશે નહિ એવો આખા જગતનો અનુભવ હોવાથી પ્રજા-સંમત-સ્વરાજ્ય એ સર્વોત્તમ રાજ્ય વ્યવસ્થા છે. એમાં કોઇ બે મત થશે નહિ. આવા પ્રકારના સ્વરાજ્યથી આપણે શા માટે બ્હીવું જોઇએ, એ મને નવાઇ લાગે છે. ઉલટું એની પ્રાપ્તિ માટે આપણે કોશીશ કરવાની વધારે જરૂર છે. માત્ર સ્વરાજ્ય એટલે શું એનો અર્થ આપણે ધ્યાનમાં લેવો જોઇએ.

આજે હિંદુસ્થાનમાં સ્વરાજ્ય સંબંધી જે વાદ-વિવાદ થાય છે તેમાં, મુખ્યત્વે કરીને, બ્રિટિશ લોકોના હાથમાંની સત્તા કેવી રીતે, હપ્તા હપ્તાથી કે એકદમ, કાઢી લેવી, એ જ પ્રશ્ન ઉપર બધો ભાર મૂકવામાં આવે છે. કાઢી લીધેલી સત્તા કોની સંમતિથી અમલમાં મૂકાય, એનો કોઈ જ વિચાર કરતું નથી. ધારો કે પ્રાપ્ત થયેલી સત્તા જો એક જ વર્ગની સંમતિથી અમલમાં મૂકવામાં આવે તો આજે બ્રિટિશના વખતમાં જે સ્થિતિ છે તેના કરતાં દસગણી વધારે ખરાબ કેમ નહિ થાય? એથી સત્તાના પ્રશ્ન જેટલો જ કે તેથી પણ વધારે મહત્ત્વનો આ સંમતિનો પ્રશ્ન છે. અને અમારામાંના સ્વરાજ્યવાદીઓએ એને ગૌણ ગણી એ તરફ દુર્લક્ષ કર્યું છે, તે ઉપરથી તેમને જનાપવાદની કેટલી પરવા છે તે ખુલ્લું દેખાઇ આવે છે. આપણે માત્ર એ પ્રશ્નને છેવટ સુધી પકડી રાખવો જોઇએ. કારણ જો સ્વરાજ્ય મળશે તો તેમાં અમને બીજાઓની પેઠે સમાન અધિકાર જોઇએ છે. અને તેવો અધિકાર પ્રાપ્ત કરવા માટે, આપણે મતદાનનો જે રાજકીય હક્ક છે તે પ્રાપ્ત કરી લેવો જ જોઇએ. હાલમાં મતદાનનો હક્ક એટલો સંકુચિત કરવામાં આવ્યો છે કે, આખા

હિંદુસ્થાનમાં સેંકડે બે જણને જ તે મળ્યો છે. તે વિસ્તૃત કરી લેવો એ આપણું પ્રથમ મહત્વનું કાર્ય છે, એવું હું માનું છું. એથી આપણને બેવડો લાભ થશે. એક તો આજે ધારાસભા મારફતે આપણા તરફ જે બેપરવાઇ બતાવવામાં આવે છે તે બંધ થશે. જે લોકોને આપણે મત આપીને ચુંટી કાઢીશું, તેઓને આપણા હિત માટે બેપરવાઇ રાખી ચાલશે નહિ, કારણ એમની લગામ આપણા હાથમાં છે. મતદાનના હક્કથી આપણને એટલો જ ફાયદો થશે એવું નથી. તેથી બીજો એક મહત્ત્વનો લાભ એ છે કે આ મતદાનના હક્કથી વર્ણાશ્રમ ધર્મ ઉપર એક મોટો આઘાત થશે. રાજકીય બાબતોમાં સમાન આશ્રમ થયા એટલે સામાજિક બાબતોમાં વર્ણાશ્રમ ધર્મ રહેવા અશક્ય છે. આજે રાજકીય બાબતમાં એક બ્રાહ્મણ ઉમેદવારને જો ભંગી પાસે મતની ભિક્ષા માગવાનો વખત આવે તો વર્ણાશ્રમ ધર્મ રહ્યો ક્યાં? એવી રીતે રંકને રાજા થવાનો આ રાજમાર્ગ આપણે પ્રથમ હસ્તગત કરવો જોઇએ. ઈંગ્લાંડમાંના મજુરોની પણ કેટલાક વર્ષો પહેલાં આપણા જેવી હીન-દીન સ્થિતિ હતી. ૧૮૬૦ સુધી લીબરલ લોકો આપણો ઉદ્ધાર કરશે, એ આશાથી તેઓ ચુપ બેસી રહ્યા. પરંતુ "જેણે બીજા ઉપર વિશ્વાસ રાખ્યો, તેનું કાર્ય થવું દુર્લભ; જેણે પોતે કષ્ટ ઉઠાવ્યું છે, તે જ પાર ઉતરશે"—એ રામદાસોક્તિ પ્રમાણે એમની ખાત્રી થઈ ચુકવાથી એમણે પોતાનો ઉદ્ધાર પોતે જ કરી લેવાનો નિશ્ચય કર્યો. આ તેમના કાર્યમાં તેઓએ મતદાનના હક્કને જ પ્રધાન સ્થાન આપ્યું હતું. અને તે હક્ક પ્રાપ્ત કરી લેવા માટે એમણે પોતાની સર્વ શક્તિ વાપરી. છેવટે એમનો જય થવાથી આજે તેઓ રાજ્યારૂઢ થયા છે; અને પોતાના ધ્યેય મુજબ સામાજિક, રાજકીય અને આર્થિક સુધારા કરાવી લે છે એનું મૂળ કારણ એ છે કે એમને મતદાનનો હક્ક વિસ્તૃત પ્રમાણમાં મળેલો છે. આપણે જો એ દિશાએ પ્રયત્ન કરીએ તો આપણે પણ આપણી ઉન્નતિ કરી લઈશું.

### સંગઠન

પણ જે ધ્યેય આપણે આપણી આગળ મુકીએ છીએ, તે ધ્યેયના આધારભૂત તત્ત્વો આપણા પ્રતિપક્ષીઓની સામે મુકવાથી કાર્ય સમાપ્ત થતું નથી, એ આપણે ભૂલવું ન જોઇએ. કોઇ પણ એકાદ પ્રસંગ આવી પડે એટલે જે લોકો પર તે પ્રસંગ આવી પડે છે, તેઓ પ્રથમ સિદ્ધાંતો ઉપર વાદવિવાદ કરવા મંડી જાય છે. તે અમે મનુષ્યો નથી કે શું, કુતરાં બિલાડાં શું અમારા કરતાં શ્રેષ્ઠ છે, એવા પ્રકારના સવાલોના વાદવિવાદ કરવા મંડી જાય છે. વસ્તુતઃ એમાં કાંઇ ખોટું નથી. પરંતુ કેટલાક લોકોને એમ લાગે છે કે, તત્ત્વોની માળા પરોવી એટલે આપણો બેડો પાર અને આપણે છુટ્યા. પણ એ ભ્રમ છે. એકલા તત્ત્વથી કાંઇ બનતું નથી, કારણ તેનું પરિણામ જગત્ રૂપી ચક્રમાલિકા ઉપર એની મેળે થતું નથી. પરિણામ જો આવવું જોઇએ, અને તેથી પરિણામની દૃષ્ટિએ, તત્ત્વો આગળ મુકવા કરતાં તે અમલમાં મુકવા સારૂ યોગ્ય એવી સંઘટના તૈયાર કરવી, એ તેના કરતાં વિશેષ મહત્ત્વની વાત છે. જ્યાં સુધી સંઘટના તૈયાર થઇ નથી ત્યાં સુધી, જે તત્ત્વો માટે આપણે લઢી રહ્યા છીએ તે તત્ત્વો આપણા પ્રતિપક્ષીઓને કબુલ હોય તો પણ, પોથીમાંનાં રીંગણાં સમજી પોથીમાં જ રાખવામાં આવશે, અને આપણું કહેવું અરણ્યરુદનવત્ શુષ્ક ઠરશે. જે પ્રમાણે નસીબ રૂપી ગાડું હાંકવા માટે યત્ન રૂપી સારથી જોઈએ, તેવી જ રીતે તત્ત્વોનું ઇષ્ટ પરિણામ લાવવાની ખાતર સંઘટના હોવી જોઇએ.

આ ઉપરથી જોતાં મને લાગે છે કે આપણામાં સંઘશક્તિ ઉત્પન્ન કરવા માટે, આપણને સર્વ અસ્પૃશ્ય જાતિઓને વ્યાપક એવી એક સંસ્થા હોવાની જરૂર છે. આવી સંસ્થા અસ્તિત્વમાં આવે એટલે, એ સંસ્થાની મારફતે આપણાં બે કાર્યો થશે: (૧) આપણને સાર્વજનિક કામો માટે જોઇતા પૈસા ભેગા કરવાનું સુલભ થશે. દરિદ્રીના મનોરથ ઉપજતાંની સાથે જ લય પામે છે એવી એક કહેવત છે; અને અમારો સમાજ ગરીબ હોવાથી અમારે હાથે આ કાર્ય કેવી રીતે પાર પડશે એવી ઘણાખરાને શંકા હોય છે. પણ મારા મત પ્રમાણે આ કહેવત વિશેષતઃ વ્યક્તિમાત્રને લાગુ પડે છે, સમાજને લાગુ નથી પડતી. ટીપે ટીપે સરોવર ભરાય એવી બીજી કહેવત પણ તમારા સાંભળવામાં આવી હશે જ. આપણો સમાજ જો કે ગરીબ છે તો પણ સંખ્યાથી જોવા જઈએ તો જબરદસ્ત છે. આપણામાંના ૨૪ લાખ લોકો પૈકી ફક્ત બે લાખ માણસો જ દર વર્ષે ૮ આના જ આપે, તો દર વરસે ૧ લાખ રૂપિયાનું ફંડ તૈયાર થશે. અને એવી રીતે દર વરસે જો ૧ લાખ રૂપિયા જમા થતા જાય, તો આપણી

અંગ થાય છે. શંકરને આપણા ધર્મ પ્રમાણે 'અર્ધનારીશ્વર' કહ્યા છે. કુદરતે જ સ્ત્રીને 'જનની' બનાવી છે, અને તેને અંગે દયા, માયા, સ્નેહ વગેરે ગુણોની જે સ્વાભાવિક આવશ્યકતા છે તે તેનામાં છે. માતા સંતાનની માત્ર હયાતીમાં જ આનંદ માને છે, પણ પિતા તેના કલ્યાણની પણ ઇચ્છા રાખે છે. એટલે તેનામાં બુદ્ધિનું પ્રાધાન્ય છે. આમ સ્ત્રી સ્નેહપ્રધાન છે, અને પુરુષ બુદ્ધિપ્રધાન છે. અને તે કારણે જ તેમના ગુણકર્મસ્વભાવ પ્રમાણે કર્મ-વિભાગ પડેલા છે. સ્ત્રી સંસારને ઉત્તમ સંતાનો આપે અને પુરુષ બહારનાં કઠોર કામ કરી ઘરસંસાર ચલાવે. જગતના બધા સમાજોમાં આ કર્મ-વિભાગ છે. એ કર્મ-વિભાગ તોડી નાંખીને સ્ત્રીપુરુષોનાં કર્મ-ક્ષેત્રોને એકાકાર કરી નાંખવાં એ સંસારને ભ્રષ્ટ કરી નાંખવા બરોબર છે.

આ સ્થિતિમાં સ્ત્રી આર્થિક વિષયમાં પુરુષને આધીન છે તો પુરુષ સંતાનવિષયમાં સ્ત્રીને આધીન છે. પણ એ આધીનતામાં ધર્મનો આત્મા છે. એ આત્મા જેટલે અંશે ઉડી જાય એટલે અંશે આધીનતા અસહ્ય લાગે. બેશક આજે એ આત્મા રહ્યો નથી માટે જ આપણી આ સ્થિતિ થઇ પડી છે, અને સૌ. જ્યોત્સનાબ્હેનને આમ લખવું પડ્યું છે.

કાયદાને અન્યાયે નહિ પણ પુરુષે સ્ત્રી પ્રત્યે એકંદરે કરેલા અન્યાયે આજે નારીની પ્રતિષ્ઠા હલકી પડી ગઈ છે, તેની પદવી પુરુષથી નીચે ઉતરી ગઇ છે. તેથી જ આજે સ્ત્રીએ કરવાનાં કામ હલકાં ગણાય છે. અન્યાય કરનાર અને અન્યાય સહેનાર બંનેનો દોષ છે. નહિ તો પુરુષમતને અનુકૂળ થઇને સ્ત્રી પોતાને ભાગે આવેલાં કર્મને હલકાં માનત નહિ. સંતતિજનન એ તો સ્ત્રીનો જ ધર્મ છે, અને તેને અનુકૂળ ગૃહવ્યવસ્થા ગમે એવો ચતુર પુરુષ પણ સ્ત્રીના જેવી સુંદર કરી શકે નહિ. એ વિષયમાં સ્ત્રીએ ગૌરવ લેવું જોઇએ, અને એ વિષયને ગૌરવયોગ્ય બનાવવો જોઇએ; તેને બદલે એ પોતાને આજે ભઠીઆરી માનતી થઈ છે. એમાં સમાજનો અને એનો પોતાનો પણ દોષ છે. માતા સ્નેહને વશ થઇને બાળબચ્ચાંને જમાડયા પછી જ પોતે જમે એ કેવળ સ્વાભાવિક છે. પણ એને આજે એઠુંજુઠું ખાવું માનતા થયા છીએ એ આપણી ધર્મહીનતા જ છે. જેમ આજે આપણે હાથમજુરીને ગૌરવ આપતા થયા છીએ તેમ સ્ત્રીઓએ પોતાના કર્મ-વિભાગને ગૌરવ આપવું જોઇએ અને ત્યારે જ સમાજ પણ એ વિષયને ગૌરવ આપશે.

બેશક શાસ્ત્રકારોએ સ્ત્રીઓના તરફ અન્યાય કર્યો સમાજે પણ કર્યો છે. પણ તેથી ધર્મભાવનાનાં ઉચ્ચ તત્ત્વોને વેગળાં મૂકી એ અન્યાય ટાળવા તેવા જ ધર્મહીન ઉપાયો લેઇશું તો ન તો સ્ત્રીઓની કે ન તો સમાજની ઉન્નતિ થશે. કાયદો સંસારને ચલાવી શકતો નથી સ્નેહથી જ સંસાર ચાલે છે એ આપણ દિનચર્યાના એકેએક વિષય ઉપર દૃષ્ટિ નાંખવાથી જોઈ શકાશે. જંગલમાં અજાણ્યાં અને સ્નેહ વિનાના ઝુંપડાંમાં ખાલી હાથે સૂતાં પણ આપણને ભય લાગે છે; નવવધુ સ્નેહીજનની વચ્ચે પહેલી જ રાતે દરદાગીના લેઈને નિર્ભયતાએ સુએ છે. કાયદો પોતાને રક્ષણ આપે છે એવું એને કશું ય ભાન હોતું નથી.

સ્થિતિ જ્યારે આ પ્રમાણે છે ત્યારે સ્ત્રીએ આર્થિક વિષયમાં સ્વાધીનતા પ્રાપ્ત કર્યાથી એ ઉંચી સ્થિતિમાં મૂકાશે એમ માનવું જરા વિષમ લાગે છે. સ્નેહાળ સ્ત્રી ઘરનાં બધાંને પોતાને આધીન બનાવી મૂકે છે. જેનામાં સ્નેહ નથી એવી સ્ત્રી આર્થિક સ્વાધીનતા પ્રાપ્ત કર્યે પણ તેના દ્રવ્યને લીધે જ વારંવાર હેરાન થાય છે. ખ્રિસ્તી અને મુસલમાન સ્ત્રીઓને વારસાનો હક હોવા છતાં એ શું સ્વતંત્રતા પામી શકી છે ? રોજરોજ અનેક પ્રકારની નવી નીકળતી વીમા કંપનીઓ આપણા પ્રશ્નનો ઉત્તર નકારમાં આપે છે. સમસ્ત માનવ સમાજમાં સ્ત્રીઓની પદવી પુરુષ કરતાં હલકી છે એ રીતે હિંદુસ્ત્રીઓની પદવી હલકી છે અને એ સ્થિતિ બેશક દુઃખજનક છે. પણ આર્થિક વારસો પ્રાપ્ત કરનાર મુસલમાન સ્ત્રીઓ હિંદુ સ્ત્રીઓ કરતાં વધારે સુખી છે એમ કહેવાનાં આપણી પાસે કશાં કારણ નથી.

હવે ઘડીભર માની લઇએ કે સ્ત્રીઓને આર્થિક વારસો આપવાથી લાભ થાય છે. પણ વર્તમાન કાળે આપણા હિંદુ સમાજમાં વારસામાં ધન આપી શકે એવાં કુટુંબોની સંખ્યા ઘણી જ ઓછી છે. કેટલાંક તો રોજની કમાણી ઉપર જીવે છે. અનેક કુટુંબો તો દેવાદાર છે. ધનને માટે વારસાનો હક સ્ત્રીઓ જો કરે તો અને કુટુંબને દેવું હોય તો સ્ત્રીઓની સ્થિતિ શું થાય ? પિતાના વારસામાંથી ભાગ આપવાનો હોય તો, અને તે વારસામાં કંઇ ન મળે એવું હોય તો પોતાનું પોષણ તે શેમાંથી કરી શકશે ? કારણ કે વારસા સંબંધીના સ્પષ્ટ કાયદા થયા પછી પુરુષ સ્ત્રીનું પોષણ કરવાને 'બંધાયેલો' રહેશે

નહિ; આર્થિક ભાવે એ બે જણ મળીને એક થવાને બદલે જુદી જુદી વ્યક્તિઓ જ રહેશે તો એ કુટુંબ કેવા પ્રકારનું થશે એ જરા વિચારવા જેવું છે. એ સ્થિતિમાં પુરુષે અને સ્ત્રીએ પોતપોતાનો સ્વતંત્ર ધંધો કરવાને માટે કઠોર સંસારમાં બહાર નીકળી પડવું પડશે. વસ્તુસ્થિતિએ ધકેલાઈને આજે મીલમજુરોને મજુરી કરવા મીલમાં જવું પડે છે છતાં યે ધણીધણીઆણીએ કરેલી કમાણી બંનેની એકઠી રહે છે અને બંને એક સમગ્ર કુટુંબના અંગ તરીકે રહે છે. પણ જ્યાં આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની ભાવના બેડાય ત્યાં તો એ સ્થિતિ પણ ટળી જશે.

આ સાથે એક બીજો વિષય પણ વિચારવા જેવો છે. સંતતિને ઉંચા પ્રકારની બનાવીને સંસારને અર્પણ કરવાને બદલે જો સ્ત્રીઓ મોટીમોટી ઓફિસોમાં કામ કરવા જાય, જજ કે બેરીસ્ટર બને, ધારાસભામાં મત આપવા જાય તો તેથી પણ ઇષ્ટ પરિણામ આવે કે કેમ એ બાબત શંકાસ્પદ છે. જજ અને બેરીસ્ટર થતાં ગમે તો એને પોતાના સ્નેહના ક્ષેત્રમાં રહીને વખતે ન્યાયને બદલે અન્યાય કરવા પડશે; અથવા તો ન્યાય આપવા માટે બુદ્ધિના ક્ષેત્રમાં પ્રવેશ કરીને સ્નેહનું ક્ષેત્ર છોડવું જોઇશે. અને માટે જ શિક્ષક, નર્સ વગેરેના સ્નેહ-ક્ષેત્રો હજીયે પણ તેને માટે બીજા ધંધા કરતાં સારા મનાય છે. બેશક કવિ, કલાધરો વગેરે પુરુષોમાં સ્ત્રીભાવ જેમ પ્રધાનભાવે છે તેમ જ કેટલીક સ્ત્રીઓમાં પુરુષભાવ પણ પ્રધાન હોય છે, અને તેવી સ્ત્રીઓ કઠોર કામ ઉપાડી શકે, પણ આ તો માત્ર અપવાદની વાત કહી.

પુરુષ પોતાના પશુબળને કારણે અનેક દુરાચાર આચરી શકે છે એ વાત સાચી છે. પણ તેનો દાખલો લેઇને સ્ત્રીઓએ તેવો દુરાચાર આચરવાનો હક માનવો કે કરવો એ તો સમાજની અધોગતિનું લક્ષણ છે. આપણા સમાજમાં વિધવાનાં દુઃખ ભારે છે પણ પુરુષો જે અનાચાર આચરે છે તેના સામે જોયે એ બિચારીનાં દુઃખ ટળવાનાં નથી. એની મુક્તિના ઉપાય યોજવા જોઇશે અને સાથે સાથે પુરુષને ઉંચે ચઢાવવાના પ્રયત્નો પણ કરવા પડશે. પુરુષ પડે તો સ્ત્રીને દોષે અને સ્ત્રી પડે તો પુરુષને દોષે એ વાત શું સાચી નથી ?

આ બધા ઉપરથી મને તો એમ લાગે છે કે આર્થિક સ્થિતિમાં પુરુષને સ્વાધીન રાખવો અને સ્નેહબળે સ્ત્રીએ તેને પરાધીન કરવો. ગૃહવ્યવસ્થામાં સ્ત્રીને સ્વાધીન રાખવી અને પુરુષે બુદ્ધિબળે તેને સહાયતા આપવી. એકંદરે દમ્પતીમાં આર્થિક ભાવના કરતાં ધાર્મિક ભાવના પ્રબળ થવી જોઇએ, અને સંસારને સુંદર બનાવવો જોઇએ. કવિકુલગુરુ રવીંદ્રનાથ ઠાકુરે ચિત્રાંગદા પાસે અર્જુનને આમ કહેવરાવ્યું છે: "નથી હું દેવી કે નથી હું સામાન્યા. પૂજા કરી માથે ધરી રાખો તેવી યે હું નથી તેમ અવગણના કરી પછી માત્ર તેનું ભરણપોષણ કર્યાં કરો તેમાંની યે હું નથી. સંકટના પથમાં મને આપની પાસે રાખો, આપની ગૂઢ ચિંતામાં મને ભાગ લેવા દો, આપના કઠિન વ્રતમાં સહાય થવા મને અનુમતિ આપો, આપના સુખદુઃખની મને સાથી બનાવો ત્યારે જ આપને મારો પરિચય થશે. આપના જે સંતાનને હું ગર્ભમાં ધારણ કરી રહી છું તે જો પુત્ર અવતરશે તો બાળપણથી જ તેને વીર-શિક્ષણ આપી તેને બીજા અર્જુન બનાવી એક દિન તેના પિતાને ચરણે ધરીશ, ત્યારે જ મને ઓળખી શકશો." અને આ સ્ત્રી ભાવના અતિ સુંદર છે.

x x x x

પણ જો આર્થિક સ્વતંત્રતા ઉપર જ સ્ત્રીઓએ નિર્ભય થવું હોય, આજની યુરોપીઅન ભાવનાને બળે જ સુખી થવા એમની ઇચ્છા હોય તો એ ભાવનામાંથી વિકસતાં બધાં પરિણામો સ્વીકારવાની તૈયારી કરી રાખવી જોઇશે. યુરોપમાં મુડીવાદ (Capitalism) તૂટી પડવા બેઠો છે, મજુરોનું જોર ચઢી વાગ્યું છે, સમાજવાદ ( Socialism ) આવે છે, અને ત્યારે વારસો નામ જ નીકળી જશે. ધર્મ-ભાવનાથી આપણે આપણા સર્વ કામને માપતા તેને બદલે હવે પૈસે માપવાનું તો ક્યારનુંયે દાખલ થઇ ગયું છે; અને પોતપોતાના ભરણપોષણને માટે સમાજમાં સ્ત્રીએ અને પુરુષે કામ કરવું જોઈશે. એ સ્થિતિમાં પણ લગ્નો તો થશે જ, પણ ઉત્તમ પ્રકારના લગ્નની વ્યાખ્યા* લીલીઅનથેલ ( Lilienthel ) બતાવે છે તે પ્રમાણે આમ થશે:

'જે લગ્નોમાં પતિપત્નીને જુદી પેદાશ છે અને આર્થિક કારણોએ એકબીજાની સહાયતાની જરૂર નથી તે લગ્નો ઘણું કરીને સૌથી સારી અને ઉંચી ભાવનાવાળાં છે.'

નરસિંહભાઈ ઈ. પટેલ

*'Those marriages in which husband and wife have separate incomes and do not need one another for any economic reasons, are often the best and most ideal.'

# મણિભાઈની કવિતા વિશે કેટલીક અંગત માહિતી

[અમદાવાદ, તા. ૧૬-૬-૧૯૨૪ : સ્વ. કાન્ત ( મણિશંકર રત્નજી ભટ્ટ )ની જયન્તી નિમિત્તે વાંચેલું વ્યાખ્યાન]

પ્રારંભમાં જ એક વિનંતિ કરી લઉં છું; સહાનુભૂતિ માગી લઉં છું: ખાસ કરીને એટલા માટે કે આજનો વિષય અંગત માહિતીનો હોવાથી એમાં કેટલુંક મ્હારી જાત વિશે પણ બોલવું પડશે; વળી બીજું કેટલુંક એવું નહીં તથાપિ અનુદાર સાંભળનારને એવું લાગે એ પ્રકારનું પણ આવશે. આ સર્વને હું પદ આત્મસ્તુતિ વગેરે કેટલે દરજ્જે ગણવું, એ સવાલ આપ સૌના ચુકાદા ઉપર જ મેલી દઉં છું.

મણિભાઈ રાજકોટ કાઠિયાવાડ હાઇસ્કૂલમાં ભણવા આવેલા ત્યારથી અમે એકબીજાને ઓળખિયે. પરંતુ અમારી પ્રીતિ અને મિત્રતા જામી ગઇ ઇ. સ. ૧૮૮૭ ની આખરથી. એ સાલના નવેંબરમાં અમે ફર્સ્ટ બી. એ. ની પરીક્ષાના મંડપમાં પાછા મળ્યા. સંસ્કૃત હું કોલેજની યાંત્રિક કેળવણીમાંથી છૂટો થયા પછી જ શીખી શક્યો છું. દરેક પરીક્ષામાં મ્હને સંસ્કૃતના વિષયને માટે ચિંતા રહેતી જ. આ વખ્ત પણ લેખી પરીક્ષાના જવાબો પૂરતા દોકડા મળી રહે એવા ન લખાયા. રૂબરૂ પરીક્ષામાં પ્રોફેસર જિન્સીવાલે છોકરાઓને ગૂંચવવામાં આનંદ લેતા તે જાણીતું હતું. મ્હને રૂબરૂ પરીક્ષામાં પરીક્ષક પ્રોફેસર વૈદ્ય તે અરસામાં છપાતા રસગંગાધરમાંથી

मृदन्ति मद्दन्ति नाः०

જે એનો પોતાનો પણ (?) સમઝી લેવાને માટે ચારેક થઇને બાળબચ્ચાંને જમાડ્યાં પેટ છાપેલા પાનામાં શ્લોક કેવળ સ્વાભાવિક છે. પણ એને આખ્રુતી અને પાનાને માનતા થયા છીએ એ આપણી ધર્મનીતી સામગ્રી હતી. આજે આપણે હાથમજુરીને ગૌરવ આપતા ધ્યાનથી જોઈ લેતા સ્ત્રીઓએ પોતાના કર્મ-વિભાગને ગૌરવ આ ઉકલી તેના અને ત્યારે જ 'મમાજ પણ એ વિષયને ગૌરવ નીકળું છું

[illegible]

ઉપર ફરવા ગયા. પાલવે જઇને ત્યાંથી પાછા ઝરીન લાઇન્સ; આ અમારી પ્હેલી લાંબી ચર્ચા; પાલ્ગ્રેવ ગોલ્ડન ટ્રેઝરી ચોથો વિભાગ, એમાંનાં કવિતાઓ અને કવિઓ, અમારો મુખ્ય ચર્ચાવિષય.

"A boy's will is the wind's will,
And the thoughts of youth are long
long thoughts.*

આપણા સદાસુંદર દરિયાના સાક્ષ્યમાં અને નવેંબરના ખુશનુમા આકાશ તળે શરૂ થયેલી આ મૈત્રી જોતજોતામાં વધી ગઇ. ૧૮૮૮ ની સાલ અમે સાથે ગાળી. સ્વ. કાશીરામ સેવકરામ દવે વગેરે અમારૂં ફિલસુફી વિદ્યાર્થીઓનું એક ન્હાનું મંડળ જ હતું, જેને બીજા છોકરા M A s એમએઝ એટલે mutual adulation society અન્યોન્ય સ્તુતિ-ગાયકોનું મંડળ કહેતા, પરંતુ મણિશંકરને અને મ્હને જેવો અમારા બેનો અભેદ લાગતો તેવો એમને કે મ્હને બીજા કોઇ સાથે નહીં. ૧૮૮૯ ની આખરમાં અને ૧૮૯૦ ના આરંભમાં પણ અમે ઘણો સમય સાથે રહ્યા. પછી મ્હારી રજાઓ લાંબી તે હું મોટે ભાગે વડોદરે ગાળતો, અને એમની રજાઓમાંથી કેટલાક દિવસ એઓ ખાસ રાજકોટ કે ભરુચ આવતા. એક વખ્ત અમે જુનાગઢ, માંગરોળ અને પ્રભાસ વચ્ચે આખો ઉન્હાળો સાથે ગાળ્યો હતો. ગિરનાર ઉપર ગાળવાને માટે નીકળેલા અને પછી તે સાલ ત્યાં પાણીની આપદા વધારે હોવાથી આ પ્રમાણે કર્યું હતું. એમના મોટા ભાઈ માધવજી તે વખ્ત પ્રભાસમાં શાળામાસ્તર હતા. અને એઓની પ્રથમ નોકરી માંગ-

* Longfellow

કલાકૃતિની જાતિ અથવા શૈલીના કરતાં ન્હાની બાબતો જોઇયે. સોનેટો—આ ઉપહાર (૧-૨) અને પ્રણય-ની આતર જ પ્રણય (૭૫)—એમણે ૧૮૯૧ અને ૧૮૯૩ માં લખેલી.× મિસિસ બ્રાઉનિંગની બીજી સોનેટોના અનુવાદ—પ્રણય વચન માટે પ્રાર્થના(૭૩), સ્નેહ માટે સ્વર્ગત્યાગ (૭૪), અને મ્હારા અદૃષ્ટિ-દર્શન ઉપરથી સૂચિત થતાં લખેલું અગતિગમન (૭૨), મૂલ લખેલાં સોનેટના રૂપમાં. પણ સોનેટ તરીકે તે અતિ લૂલાં લાગતાં એ ત્રણેને ફેરવીને હાલ છે તે પ્રમાણે લખ્યાં. આ પછી એમણે કોઇ સોનેટ લખી હોય અથવા લખવાને પ્રયત્ન કર્યો હોય, તો તે મ્હારા જાણવામાં નથી.

સોનેટ જેવી યુરોપીય રચના ગુજરાતી કવિતામાં રૂઢ કરવી એ પણ મુકાબલે મોટી બાબત છે. એથી યે ન્હાની બાબતો જોઇયે. ખંડ શિખરિણી એમણે એક જ લખ્યો છે,—ઉદ્‌ગાર (૪૮), ચક્રવાકમિથુનના અરસામાં. અને પરંપરિત સળંગ કે અખંડ કે પ્રવાહી તોટક પણ એમની કૃતિઓમાં આખા બે છે,—મિત્રને નિવેદન(૭૮), અને વત્સલનાં નયનો (૭૯). વત્સલનાં નયનો ૧૮૯૬ માં લખ્યું, ૧૮૯૬ ની આખરે. વરોદરા ઓપતું પરશે એમ ખાતરી લાગે, એલએલ. બી. થઇને લખી હતી, અને ચક્રવાકમિથુન ૧૮૮૦ ની પ્હેલી ટર્મમાં મુંબાઇમાં લખી હતી.×એક દિવસ અમે સૌ બેઠા હતા, ત્યાંથી ઉઠીને, મણિશંકર જોડેના ઓરડામાં ગયા, સાંકળ વાસી દીધી, અને પાએક કલાકમાં ચક્રવાક-મિથુનના બે શ્લોક, ૧૧ મો અને ૧૨ મો, નવા રચીને પાછા બ્હાર આવ્યા. અમે બીજાઓથી છૂટીને ફરવા ચાલ્યા ગયા, ત્યાં આ શ્લોક સંભળાવ્યા, અને કહે, હવે પછીના ચિત્રનો આરંભ મંદાક્રાંતા વૃત્તમાં કરવાનો, અને તેમાં એક વાત નડે છે. હમણાં, હવે, now, next, એ અર્થનો ગુજરાતીમાં એક કે બે ગુરુના માપનો શબ્દ જ નથી. મેં કહ્યું કેમ નહીં, હમણાં, હવે, એવું કવિતાયોગ્ય રૂપ હાવાં. એમણે એ શબ્દ ઉથલાવી ઉથલાવીને ઉચ્ચારી જોયો, મંદા-ક્રાંતાના ચાર ગુરુના ચોસલામાં આરંભે મધ્યે અને અંતે ગોઠવી જોયો; પ્રથમ તો એમને એ શબ્દનો સ્વાદ ગોરસિયાના જેવો જ લાગ્યો. બે ત્રણ દિવસ પછી એમણે શ્લોક ૧૩ થી ૧૬ સંભળાવ્યા, ત્યારે મેં પૂછ્યું, એ શબ્દ ભાવ્યું કે શું—ઉપરઉપર બે ચમચી લીધી! [illegible]—પુસ્તકાલયમાં જોઇ આવ્યો; સારા કવિઓએ વાપર્યો છે.

છે. આ ત્રણે વિશેની અંગત હકીકત અહીં આપું છું, પરંતુ તે પ્હેલાં વાંચનારાઓને સ્પષ્ટ જણાવવાનું કર્તવ્ય છે, જે એ કાવ્યો અંગત ઉર્મિગીતોના કરતાં પ્રધાનપણે અન્યોક્તિ વર્ગનાં છે. કાવ્યોનાં નાયકનાયિકાઓને તેમાંના અમુક અંશો જ પૂરેપૂરા લાગુ પડે છે; કાલ્પનિક અંશો જ પ્રધાન છે; અને તે આખું કાવ્ય એકગુણાન્વિત થાય અને લાગણીની માત્રા આદિથી અંત સુધી એકસરખી જળવાય તેને માટે જોઈએ એવા યોજવામાં આવેલા છે.

ઇ. સ. ૧૮૯૦ ના જાન્યુવારી માસની એક સાંઝે કૉન્વોકેશનમાંથી બી. એ. ની ડિગ્રી લઈને હું બ્હાર નીકળું છું, ત્યાં મ્હારી ખુશાલીમાં સાથ કરવા આવેલા મણિશંકર મ્હને પગથિયે મળ્યા, અને રાજહંસને **સંબોધન** એ અન્યોક્તિકાવ્ય મ્હારા હાથમાં મુક્યું. મ્હારો લગભગ આખો દિવસ ભરૂચી પાઘડીની ઉપાધિ પેદા કરવાના આંટાફેરામાં ગયો હતો, તથાપિ બધો વખ્ત હું પણ એમનો જ વિચાર કરી રહ્યો હતો, ને ગ–અ–ચના રૂા–ઉસ્ટ (ઇંગ્રેજી તરજુમા) ની એક નક્લ એમને માટે ખરીદીને જ કૉન્વોકેશનમાં ગયો હતો. જે તેમાં કાગળ સાથે, એમણે આ કવિતાનું પાકિટ મ્હારા હાથમાં મુક્યું, ને મેં એ ચોપડી એમના હાથમાં મુકી દીધી.

મ્હારી પાસેં આ સંબોધનની મળ પ્રત છે, તેમાં

સખે રાજહંસ,

એમ મથાળું છે. અને અંતે

"ચાહી પ્રવાસ બાકીનો સુખરૂપ થજો તને"
અભિનંદન આપું છું પ્રિય, ઉલ્લાસથી તને.

હું છું તારો
सारस.

એ પ્રમાણે અંત છે. પૂર્વાલાપમાં આ મથાળું અને અંત બંને છોડી દીધાં છે, તે યોગ્ય જ કર્યું છે.

**ક્ષણ સુખતણી આવી પાછી કદાચ મળે નહીં,**
**અવર વિસરી એકત્વે થા તું સાંપ્રતની મહીં!**

એ પંક્તિઓ જ અંગત આશીર્વાદ કે સલાહ કે સામાન્ય ચિત્રની અંતિમ રેખા તરીકે ઉદ્દિષ્ટ છે.

આજ સાલમાં ૨૬ મી અક્ટોબરે વડોદરેથી ટપાલમાં નાખેલી રતિને પ્રાર્થના (૫૫) મ્હને ૨૩ મીની સ્હવારે મુંબાઇમાં મળી. આના મૂલ કાગળમાં મથાળે ઇંગ્રેજીમાં

To
Rati, the Goddess of Friendship

એટલું વધારે છે. એમાં પંક્તિ ૧૨ માં વિમોહ-મયી શબ્દ મુંબાઇને માટે વાપર્યો છે. અંબાલાલ-ભાઇ મુંબાઇને મોહમયી કહેતા. પંક્તિ ૧૪ માં "સમાગમ ચિત્ર" એ શબ્દો અમે બે ત્રણે થોડા વખ્ત ઉપર સાથે પડાવેલી છબીને માટે છે.* આગળ ચાલતાં "રિદ્ધિ" અને "સિદ્ધિ" એ

**બાલા બે રસાલ નવી વયે**

દરિયામાંથી આગળ આવી પાછી

**જલધિજલના તારાઓમાં**

ઉતરી જાય છે, એ કલ્પના હિંદુ અને ગ્રીક વિચારોનું રમ્ય સંમિશ્રણ છે. અને પંક્તિ ૨૩ માં "પ્રતિમા" છે, તે ઉપર કહેલી છબીમાંની પોતાની પ્રતિમા. આટલા ખુલાસા વગર આ કવિતા સમજાય એવી નથી. એમાં છેલ્લી લીટી

**ક્યારે ક્યારે મને મળજે**

કવિતાની પ્હેલી નવ લીટીથી કેટલી વિરુદ્ધ છે, એ મેં મણિશંકરને કેટલીય વાર કહ્યું હશે, પણ એમણે એ ન ફેરવ્યું તે ન જ ફેરવ્યું. કદાચ, ખરું કારણ એવું કે ફેરવવા જાય તો ઘણું ફેરવવું પડે, આદિથી અંત સુધી રસની માત્રા (tone) એકસરખી સંધાય એ પ્રમાણે ફેરવી નાખવી પડે, એકાદ બે ઠેકાણે ફેરવ-વાથી કંઇ વળે નહીં, માટે એ તો જેવી છે તેવી અમુક પ્રસંગ નિમિત્તે જે લખાઈ ગઇ તે પ્રમાણે જ એમણે રાખી. પૂર્વાલાપમાં ઉતરતી કવિતાઓની યાદી કરવા જઇયે, તો તેમાં આ રતિને પ્રાર્થના ગણવી જ પડે.

**ચંદાને સંબોધન** (૯૩) ઈ. સ. ૧૯૦૧ ની માણેકઠારી પૂનેમની રાતે લખી હતી. એ જ કવિતા મ્હને બીજી વાર સુદર્શન માસિકમાં એ છપાઇ ગયેલી હતી તે પાનું ફાડીને ઇ. સ. ૧૯૧૯ માં મોકલી હતી, આસો વદ ૧મે જ ટપાલમાં નાખીને.

**ઉપાલંભ** (૩૪) અને **પ્રણયમાં કાલક્ષેપ** (૫૪) પણ મને ઉદ્દેશીને લખી હતી. એથી ઉલટું **મિત્રને નિવેદન** (૭૮) અને **અજ્ઞાન સખા પ્રતિ** (૬૬)

* તળે "*Poor Ariel sends thin*..." એ બે શેલીની ઇંગ્રેજી પંક્તિઓનો ગુપ કાન્તમાલામાં છાપ્યો છે.

લખાતાં જ એકથી વધારે મિત્રને મોકલી હતી; અને **પડેલા સ્નેહીનો પ્રત્યુત્તર** (૩૫), **સ્નેહશંકા** (૨૨), વગેરેમાં સખા, પ્રિયતમ સખા, આદિ આવે છે, તે દરેક ઠેકાણે અમુક માણસને વા કોઇને પણ ઉદ્દેશીને લખ્યું હતું એમ માની લેવાને માટે એ કવિતામાંના શબ્દો એકલાને પૂરતો પુરાવો ગણી શકાય નહીં. કવિતાનો આરંભ થાય સખીને કે સખાને સંબોધનથી, અને આગળ ચાલતાં રસ, વિષય, વૃત્તિ તમામ ફરી જાય, સખીનું સખા કે સખાનું સખી થઇ જાય, એવી કલ્પનાલીલા ઘણીવાર બની આવે છે.

પૂર્વાલાપની કોઇ કોઈ કવિતામાં થોડા શબ્દ ભણકારમાંની કોઇ કવિતાના કે તેના જેવા લાગે છે: અને આ વિશે પૂર્વાલાપ પ્રકટ થયા પછી મ્હને જિજ્ઞાસુઓએ સવાલો પણ પૂછ્યા છે. **પડેલા સ્નેહીનો પ્રત્યુત્તર** (૩૫) એમાં

**ગાંભીર્ય દૃઢતા અને સરલતા**

એ અવતરણ છે: **અશ્રુને આવાહન** (૫૨) માં

**નથી પાસે કોઈ પ્રિય હૃદયને શાંત કરવા**

એ અવતરણ છે, બીજા દાખલા પણ છે. ભાવ અને વિચારના સામ્ય કે સામીપ્યના દાખલા ચોકખાં અવતરણોના કરતાં વધારે છે. હવે, આવા દરેક દાખલામાં મ્હારૂં તે તે લખાણ પ્હેલું, મણિભાઇનું મ્હારૂં એમણે વાંચ્યું તે પછીનું. અને સામાન્ય રીતે આવુ કથન મોટાઇ કે વિશેષ સર્જકતા કે એવી જાતના દાવા જેવું જ ગણાય: માટે એનો ખુલાસો પણ જેવો છે એવો રજૂ કરૂં છું. મણિશંકરની કવિતાની વિશિષ્ટતા અને સુંદરતામાં આ અવતરણો વગેરે એટલાં તો અલ્પાલ્પ છે કે તેમને એકંદરે લેતાં પણ એમની સ્વતંત્રતાને કશી આંચ લાગે એમ નથી. વળી અમારો આવો અભેદ આટલા સમય સુધી ચાલ્યો તથાપિ મેં એમનું કંઇયે નથી લીધું શું? કેમ નથી લીધું?—એ સવાલનો જવાબ તો એ જ હોઇ શકે, જે મ્હારી પ્રકૃતિ મૂલથી જ એવી. મ્હારી પ્રકૃતિ અને મ્હારી ભાવનાઓ. હું મણિભાઇની કૃતિઓને, એમની પંક્તિઓને, એમની શૈલીને, એમના કવિતાપ્રવાહના લયને. એમની કલ્પનાની ઝીણામાં ઝીણી વિગતને હ્રદયથી અને રોમે રોમે ચૂંથનો ખરો: ફરાફર શંકાઓ કહાડી કહાડીને દેખાવમાં રૂપ જુદી જોવ તે પણ રાચનો નથી, એમ જુદી જુદી કસોટીએ કસી જનો બનો: તોપણ બધો જ સમય એ દરેક વિગતને એટલી તો સુંદર, ઊંચી અને નમૂનેદાર ગણતો, કે મ્હને એમ જ વસતું જે મ્હારી પોતાની ખડબચડ રચનાના સ્પર્શથી તો એ અભડાય,—એમાંનું કંઇયે મ્હારામાં લઉં તો તુરત એ અવતરણની આસપાસનું મ્હારૂં લખાણ છેક કાળું પડી જાય! મ્હારા લખાણમાં મણિભાઈનો અંશ પણ નથી, તેનું એક કારણ આ હતું, તો બીજું કારણ એથી છેક જ ઉલટી જાતનું હતું. મણિભાઇ તો આત્મીય, તથાપિ એમની પણ કંઈયે સુંદરતા ઉછીની લઇને હું આગળ ચાલું તો તેમાં મ્હારૂં શું વળે? એવી આળસુ ટેવો પાડું, તો મ્હારી પ્રગતિ બંધ જ પડે; ઊંચામાં ઊંચી કવિતાનો પ્રતિમાત્ર પડઘો પાડવામાં શું સીઝે?—એ કરતાં તો ન લખવું બેહતર. વિનમ્રતા અને ટેકના આવા મિશ્રણને માટે લોક વિધવિધ મત બાંધે,—તે બેલાશક; તે મ્હને કંઈ નડયા નથી, નડતા નથી, નડવાના નથી.

ઊર્મિગીત (lyric) લખવાનું મણિભાઈને સરલ, વર્ણનકાવ્યમાં પણ એમની સર્ગશક્તિ ચાલે, બીજી રીતે એમની સર્ગશક્તિ, કલા, અને કલ્પના અલ્પ: અને મ્હારે તો બધામાં જ એકડે એકથી માંડવાનું. ઇ. સ. ૧૮૮૭ થી ૧૮૯૬ સુધીના દાયકામાં અમે ઘણા અખતરા કર્યાં, કામડી ન્હડાવેલી જ રાખી, અને ફલ યત્કિંચિત જ મેળવી શકયા, તેનાં મુખ્ય કારણ અમારી શક્તિઓની અલ્પતા, અને અમારા ઉપર નિત્યકર્તવ્યોનું ભારે દબાણ, અને આપણા દેશમાં જોઇતાં સાધન કેળવણી આદિનો દુકાળ.

જમા પાસું જોઇએ છિયે, તો જે કંઇ અમારામાં હતું અને અમને મળી આવ્યું, તેમાંથી અમે અમારૂં માનસિક પ્રેમોજ્જ્વલ ભાવનામય વાતાવરણ સર્જ્યું અને ટકાવી રાખ્યું, એ જ અમને અમારા સમાગમનો અદ્વિતીય બદલો. એ વાતાવરણનો દીપતો પરિવેશ અમારો ઊંચો સુખભોગ હતો; અને અમારી પૂર્ણાપૂર્ણ સફલાનષ્ફળ કૃતિઓ કૃતિયોજનાઓ અને કૃતિચર્યાઓ કાલ્પનિક વિયોગમાંથી અંગતમાં અને વળી પાછી કાલ્પનિકમાં, પંખી જેમ વાદળાં તળેથી બ્હાર પ્રકાશમાં અને પાછા ન્હાનુંમોટું ચક્કર મારીને જાળામાં બેસતાં કરે ને પ્રમાણે, સંચર્યાં કરતી હતી, અને એ વાતાવરણની જ સંતતિઓ પાછી પોતાની માતૃકામાં સમાઇ તેને પોષી પોષી આનંદાનુભવે સજીવન રાખતી હતી. આ કવિમિત્રતા, આ કલારાધકાર, આ સૌંદર્યો-

ધ્યાનનું સાહચર્ય, આ જ્ઞાનવિહારનો સથવારો, દુનિયાદારીના સ્થૂલ વાતાવરણ તળે વસનાર લોક, ક્યાં કરણે વા હૃદયે કરીને જોઇ શકવાનાં !

૩

મણિભાઇનું પ્હેલું લગ્ન ન્હાની ઉંમરે થયું હતું. અને સાથે સાથે મોટાં થતાં પતિપત્નીમાં કેટલીક વાર અવર્ણનીય સુંદર મેળ જામે છે, તેમ આ મણિશંકર-નર્મદાના જોડાને બન્યું હતું. નર્મદા સુંદર, હસમુખી, લહેરી, ઘરકામમાં કુશળ, ચકોર, તેજસ્વી, સાહસિક, હઠીલી માનિની હતી. ઢીંગલા ઢીંગલી ગંડાય એવી રીતના લગ્નમાંથી આવી લાયક પ્રતાપી સહચરી મળી ગઇ, એ મણિભાઇનું મોટું સદ્ભાગ્ય હતું; તેમ એ અમને વડોદરે નોકરી થઇ તે પછી થોડા વખતમાં જ મરી ગઇ એ એમનું દુર્ભાગ્ય પણ બહુ મોટું હતું. "નદી" એવી હોય અને મણિભાઇ જનોઈ બાળે કે બાબિસ્મા લ, એ સંભવિત જ ન હતું.

**રતિને પ્રાર્થના** (૫૫) માં **નયન નમણાં૦** એ બે લીટી રા. રા. ભાઈ લાભશંકર પ્રભુરામ ભટ્ટ આ નર્મદાનું સૂચન કરે છે, એમ જણાવે છે. એની આગલી લીટીમાં **વિરલ કચથી** એટલે આછા વાળ એવો અર્થ નથી; બધાં ગાત્ર આચ્છાદી શકાય એટલા બધા અને એવા લાંબા વાળ, જે કોઈકને જ હોય છે, એવો અર્થ છે; અને નર્મદાના વાળ હતા પણ એવા.

કલ્પના અને કસ્તૂરીમૃગ (૧૩) માં

મુજ નયનની સાથે યોગ્ય જોડું રચાય.
ખબર નહિ પડે ને કીકીઓથી નચાય !
હૈયાના હોજમાંથી આ શું પાણી છલકાય છે ?
પ્રેમ છે એ નહીં બીજું; પ્રતીતિ એમ થાય છે.

—વગેરે વર્ણન છે, તેમાં નર્મદાનું જ અપ્સરા રૂપે વર્ણન છે.

નર્મદાની હયાતીમાં એને વિશે લખેલી છેલ્લી કવિતા તે ઉદ્‌ગાર (૪૮). આ કવિતાની બીજી વિશિષ્ટતા એના કલાચાતુર્યમાં છે. આપણે હમણાં જ જોયું કે, વિરલ એટલે આછા એ શબ્દને કવિ " અત્યંત અવિરલ એ અર્થમાં વિરલ " એમ ઉલટાવી નાખે છે. પ્રિય અને પ્રિયા એકબીજામાં લીન થાય, એકબીજામય થઈ જાય, જગતને વિસરી જાય, એને જગત " પ્રમત્તાવસ્થા " કહે છે. આથી ઉલટું ઉદ્‌ગારમાં કવિ પ્રિય અને પ્રિયાના દષ્ટિબિંદુને જ કુદરતી અવસ્થા ગણીને, પ્રેમી માણસ પ્રેમને ભૂલી જાય ને કોઇ કોઇ ક્ષણે જગત તરફ દૃષ્ટિ નાખે, તેને પ્રમત્તાવસ્થાની ક્ષણ કહે છે.

પૂર્વાલાપમાં વિપ્રયોગ (૬૨) ની કડી ચાર છે. મૂલ એ જ લખેલી હતી.

આકાશે એની એ તારા:
એની એ જ્યોત્સ્નાની ધારા:
તરુણનિશા એની એ:—દારા
ક્યાં છે એની એ ?
એ તો હાવાં નહિ જોવાની:
આંખડલીએ નહિ લ્હોવાની:
અંત સુધી મ્હારે રોવાની
દારા એની એ.

પૂર્વાલાપમાં કડી ૩ અને ૪ નવી છે એટલું જ નહીં પણ તેમાં આ બીજી કડીને ઉલટાવી નાખેલી છે: કોણ કહેશે કે આ ફેરફારોથી કવિતા નથી બગડી ?

**પ્રમાદી નાવિક** (૫૮)ની છેલ્લી લીટીમાં નાવિક પ્રિયાની પાછળ દરિયામાં પડીને આપઘાત કરે છે. નર્મદાના મોત પછી આપઘાતના અને સંન્યાસી થવાના વિચાર મણિશંકરને ફરીફરીને ઉપડયા કરતા હતા. મેં એ વિરલ પ્રેમીના પ્રેમની કદર ન કરી, એનો પ્રેમ બસ હક્ક તરીકે ભોગવ્યો જ, બદલામાં આ પ્રમાદી સ્વાર્થી જીવ તરફથી એ શું પામી ? કેટલું થોડું !—એ જાતનો ઉદ્વેગ પણ એમને વર્ષો સુધી—કદાચ આખી જિંદગી સુધી—થઇ આવતો. પ્રમાદી નાવિક એ કાવ્યમાંના આ બે અંશ વાસ્તવિક છે; બાકીનું કાલ્પનિક છે. વળી એ કાવ્યનું મૂલ નામ "નિરાશ નાવિક" હતું, પૂર્વાલાપમાં છાપવા માટે સાફ લખ્યું તેમાં બીજા પણ ફેરફાર કર્યા, જેમાંના કેટલાક મહત્ત્વના છે, અને બધા જ કંઇ સુધારા નથી.

વિધુર કુરંગ (૬૦), એમાં પંક્તિ ૭મીમાંનો "શાવ" તે મણિશંકર અને આ નર્મદાનો પુત્ર પ્રાણલાલ, એમાં પંક્તિ ૨૨માં "સ્વજન" છે તે હું. પરંતુ આ પ્રસંગે એમનાં ખરાં સ્વજન તો મ્હારી બા નીવડયાં. મણિભાઇએ રાજકોટ આવીને એક બે દિવસમાં આ કવિતા લખી. મ્હારાં બા જેટલી વાર એ વાંચે તેટલી વાર એમને રોવું આવે. મણિશંકર પણ રોજ

એકએ વાર નર્મદાને સંભારીને રુવે. પછી એ જવા તૈયાર થયા ત્યારે મ્હારાં બાએ સમ દીધાં. "જવું હોય તો અહીંથી સીધા એક ઠેકાણે જાઓ, બીજે કશે જાઓ તો મ્હારા સમ." થોડી હકીકત મ્હારાથી જાણે, એટલે એમણે મણિશંકરને પ્રથમ વચનથી બાંધી લીધા અને પછી તે ઠેકાણું એમને જણાવ્યું,—"જામનગર, શંકરલાલ માસ્તરને ત્યાં." મણિશંકર પણ એ જ ઝમાનાના માણસ, તે જમનાબાને વડીલ ગણીને એમનો બોલ પાળ્યો, અને બન્યું પણ એમ કે મણિશંકર નવો સંબંધ લગભગ બાંધીને જ પાછા ફર્યા.

૪

ઉન્હાળામાં લગ્ન પણ થયાં. આ નવી નર્મદા અથવા ન્હાની વિશેની કવિતાઓ સુગ્ધાને સંબોધન (૬૫) થી શરૂ થાય છે. અને એ "ન્હાનીમાલા" નો છેલ્લો મણકો આપણી રાત (૧૦૮) છે.

તારું સ્વાપર્ણ અંતરમાં જ લહું:
કથા અદ્‌ભુત એ જઈ કોને કહું?
સ્મરનાં જલઆંહિં નિમગ્ન રહું:
મને સાંભરે આપણી રાત, સખી!

પછીની કડીની પંક્તિ ૧—

રાત રૂપેરી રૂડી રસાળી હતી

એમ મૂલ લખેલી, તેમાં રૂપેરી ફેરવીને રૂપાળી લખ્યું છે તે મ્હને તો સુધારો હોય એમ નથી લાગતું. રૂપાળી રૂડી એમ ગરબડિયું સંગીતમાં ચાલે, પણ કવિતામાં તો શબ્દે શબ્દ જુદો અને પોષક અર્થ વાળો જોઇયે.

માણેકઠારી પૂર્ણિમાના વર્ણન અને પ્રશસ્તિમાંથી કવિ આ આખો ભવ તે જાણે રાત, માણેકઠારીની તોપણ રાત, સ્વામીના પોતાના તેજથી ઝળહળતો પર લોક તે જ ખરો દિવસ,

નહિં જ નિશા આવે જ્યાં*

એ ધાર્મિક તત્ત્વ અને શ્રદ્ધામય શાંતિની ઝાંખી કરતો કરતો, વિયોગ અને મયોગ, શૃંગાર અને મૈત્રી અને ભક્તિ, દર્દ અને શાંતિ, ભૂત અને ભાવિ, એમ માનવ જીવનનાં

"અંગે અંગનો ઉત્સવ" યોગ,

જ્યોર્જ લાસ્ઝીજ્લ અને આખા જન્મારાની સંસિદ્ધ કલા વડે સાધે છે અને જેનો ઉપાય જ નહીં એવ દર્દને સાત્વિક કલાનો લોકોત્તર મરહમ લગાવે છે.

વળી આ આપણી રાત અને મનોહર મૂર્તિ (૧૦૬) એ બે કવિતા એક જ ક્ષણે જન્મેલી બે સુંદ ભગિનીઓના જેવી જોડી છે, અથવા મણિભાઇનં માનસસરમાંની પ્રેમરસે પોષેલી નદી અને ન્હાની. એ નર્મદાજોડીના જેવી કુમુદ્વતીઓની બેલડી છે, અને એ વાર આ બેય ઊર્મિગીતો વા હૃદયકોકિલના કુહૂકુહૂ સાથે સાંભળો, એટલે પછી કોઇ પણ કાળે ગમે તે એક વાંચત કે સાંભરતાં સાથે બીજીની છાયા વા દ્યુતિ ભળે છે અને દિવસની ઉજ્જ્વલતા અને કૌમુદીની ઠંડક એ સાથે અનુભવતા હઇયે એમ થઇ રહે છે. ગુજરાત કવિતામાં અને ખાસ કરીને આ ઝમાનાનાં ઊર્મિગીતો માં કાન્તની સુવિમલ સુકુમાર અજેયતા આવા ગુણોને આભારી છે. વસંતવિજય અને ચક્રવાકમિથુનના કર્તાને ઉત્તમોત્તમ કવિતાતંતુ આ પ્રકારનો નીવડશે, એને પ્રથમપ્હેલી ઝાંખી આપણને દેવયાનીથી માંડીને કઇંક થવા માંડે છે. ગાનાર પોતાના કંઠની લોકોત્તરત પાંચ મિનિટમાં જ સિદ્ધ કરી શકે, તેમ આવી કવિતાનુ પણ છે. જે વાતાવરણનું એ અમર કિસલય છે, તેમ ભવ્યતા, ગંભીરતા, કે જથ્થાને સ્થાન જ નથી."

મણિશંકર સ્વીડનબોર્ગી થયા તે સાથે એમને ઇચ્છા પ્રકટી કે પોતાની સ્ત્રી પણ એ સ્વર્ગ એ અવિનશ્વર અનંતતા એ અનન્ય સત્ય જુવે અને સ્વીકારે. આવી આશા એમને લાંબા કાલ સુધી રહે અને વચ્ચે વચ્ચે લોભ અરે અતિલોભ જેવું ઉત્કટ અસહ્ય રૂપ લે એ સર્વ કુદરતી હતું. જુવો આશાગીત (૬૭)—

"અરે શું આવશે ત્યારે ફરીશું સાથ,એવો દિન
કદાપી સ્નેહને સ્વર્ગે? કહે છે શું ખરે,આશા!
અને શું રૂઝશે આખિર જખમ એ શુદ્ધ હૈયાનો?
અને એ ચાલશે સાથે? દયા કેવી કરે, આશા?

× × × ×

મને મીઠી રહી આસ્થા સદા તવ ગાનમાં, દેવી!
સ્વરો એ દિવ્ય જીવનને ભરે ને સાંભરે, આશા!
હે આશાદેવિ, ત્હારા આ દિવ્ય સ્વરો જ્યારે જ્યારે ઉડે છે, ત્યારે સારે આખા જીવનને ભરી નાખે છે,

* વિપ્રયોગ (પૂર્વાલાપ, પૃ ૬૨)

* પૂર્વાલાપમાં અરે છાપ્યું છે, તે અશુદ્ધ છે. મણિભાઇએ જાતે એ ફેરફાર કરેલો હોય તથાપિ આગલો પાઠ જ વધારે સારો છે.

અને વળી પછી પણ તે લાંબા કાલ સુધી સાંભરે છે, સાંભર્યાં જ કરે છે.

આવા આવા લોભનું સૌથી વધારે સ્પષ્ટ દર્શન ઈ. સ. ૧૯૦૬ના જૂનની ૧૨મી તારીખે શોભાવડથી એક કાગળમાં મોકલેલા પદમાં થાય છે. એ પદ પૂર્વાલાપમાં જાણીને છાપેલું નથી, તે અહીં આખું ઉતારું છું.* પદનું નામ અનંત સહચારની પ્રાર્થના છે.—

અત્યારે અમઘડી મળિયે, ઓ પ્રિયતમે, અત્યારે૦
હૃદય પરસ્પર હળિયે, ઓ પ્રિયતમે અત્યારે૦
લગ્ન થયાં તે આપણાં પ્રભુઘરમાં સહબન્ધ,
સ્મરણ કરું બોલી તહીં—"શિરને સોંપ્યું સ્કન્ધ"!
અત્યારે૦

લગ્નનો સંબંધ, "સંબંધ," તે સહ–બન્ધ છે, આપણે એક ગાંઠે ગંઠાયાં તે પ્રભુના ઘરની ગાંઠ છે, એક ધર્મ, એક પ્રભુ, એક શ્રદ્ધા, એ રૂપની એ ગાંઠ હોય તો જ તે ખરી લગ્નગાંઠ. વળી તું પવિત્રમાં પવિત્ર વચનથી પણ બંધાઇ ચૂકી છે, જે હું આકાશ તું પૃથ્વી, હું આત્મા તું દેહ, હું ઉત્તમાંગ તું બાકીનું શરીર; હવે વળી અને હજી યે ત્હારે વિચાર કરવાનો હોય!

હું અતિશયોક્તિ નથી ઇચ્છતો. વસ્તુસ્થિતિના જે રંગ હતા તે હતા તેથી સર્વત્ર કંઇ ઝાંખા રહી જાય તો ભલે, પણ કોઈ એક બિંદુએ પણ હતા તેથી તે વધારે તપ્ત ન જ આલેખાઇ જાય એને માટે કેવલ સત્યનિષ્ઠામાં મથી રહ્યો છું. માનવ ધર્મજ્યોતિની આ ઝાળ અને આ જુલ્મી સિતમગાર તાવણીમાં મણિભાઇ અને ન્હાની બીચારાં તવાઇ તવાઇને આખરે બીચારાં છૂટયાં છે, તેને વિશે હવે અતિશયોક્તિ શી!

વિષયની ઓછી ઉગ્ર બાજુ તરફ જ વળી જઈ યે. મણિભાઇના હૃદયમાં જેવી ઉપલી બાજુ કુદરતી તેવી જ કુદરતી તેની સંપૂર્તિ રૂપ બીજી બાજુ જોઇએ. જે એક વ્યક્તિનો મ્હારી પાસેથી તો વધારેમાં વધારે સુખ મેળવવાનો હક્ક, જે એક વ્યક્તિનું હું તો ભાગધેય, તે બિચારી અબલાને જ મ્હારી આ નવી પ્રતીતિ અને પ્રજ્વલ ઊંડામાં ઊંડું ભુંડામાં ભુંડું દુઃખ દઇ રહી છે, ખરે મ્હારૂં પોતાનું પણ નિરતિશય દુઃખ એ જ છેઃ—આ ભાવ પણ ઉપલા ભાવના જેવું મણિભાઇના હૃદયપંજરનું પાળેલું પંખી હતું. આ ભાવમાંથી ઉદ્‌ભવેલાં મણિભાઇનાં ઉર્મિગીતો એમનાં હૃદયની નિર્મલ ઊંડાઇને લીધે આપણી ભાષાનાં મધુરમાં મધુર કરુણમાં કરુણ ઉર્મિગીતોમાં ઝપાઇ ગયાં છે. પ્રિયાને પ્રાર્થના (૬૪) જુવોઃ—

મને તું એક દુનિયામાં રખે ઠપકો પ્રિયે દેતી!
રહી એ એક ઠપકાની મ્હને પરવા : રખે દેતી!

મિત્રને નિવેદન (૭૮) જુવોઃ—

ભવમાં તવ એક સહાય, સખે!
નયનો હૃયને જ ચહાય, સખે!
હૃય એટલે એક મ્હારો સખા, એક મ્હારી સખી.

પ્રાર્થના અને પ્રતિધ્વનિ (૯૮) જુવોઃ–

નથી એકલની નાથ! હોડી, પૂંઠે છે ના ઘોડી,
પિતાજીના સ્નેહનીઃ
મારે વાંક રખે એ હુબાય! બચાવો મહાસાગરે!

પૂર્વાલાપ છાપવાને આપી દીધેલો તે પછી લખાયલી એમની છેલ્લી કવિતા, એમની અંતિમ પ્રાર્થના*,માં જુવોઃ—

મારી હોડી ખરાબામાં તૂટી ગઈઃ
મારી જોડી હા! માયા તે લૂટી ગઈઃ
મારી હિંમત છેક જ ખૂટી ગઈઃ
પ્રભુ! તારક! સત્વરુદ્ધારી લ્યો!

અને છેક છેલ્લે ફરી એકવાર વાત્સલનાં નયનોનું છેક ન્હાનું પરંતુ પાતાળકુવા જેવું ઊંડું અને છેક તલ સુધી પારદર્શક સુંદરતાનું જ જાણે ચરમું હોય એવું ઊર્મિગીત જુવોઃ—

નહિં તે કંઈ દાવભર્યાં નયનોઃ
પણ નિર્મલ નેહસરોવર સારસ
—કુંભસમાં પરિપૂર્ણ દયારસઃ
એ જખમી દિલનાં શયનો!

એક ઇંગ્રેજ કવિએ માનવજીવનનાં દર્દોને ઘાલી ઘાલીને બનેલા પોતાના કૃપભાઇઓને વિશે સાચું જ કહ્યું છેઃ—

We learn in suffering what we teach in song.

બલવંતરાય ક. ઠાકોર

* કાન્તમાળામાં પૃ° ૨૮૧મે છાપ્યું છે.

* કાન્તમાળામાં આપી છે, પૃ. ૨૮૨.

ઉપયોગ કે કીંમત હોતાં નથી. થારૂ લોકો શહેરોમાં અથવા ગામડાંઓમાં તો વસી શકતા જ નથી." વળી આ પહાડોના ઉપર રહેનારા લોકોની ભાષાઓ પણ જુદી જુદી હોય છે, અને તે ભાષાઓમાં સાહિત્ય તો કશુંયે હોતું નથી. થોડાં વર્ષો થયાં ખ્રિસ્તી મિશનરી લોકોએ આવી કેટલીક ભાષાઓની લિપી તૈયાર કીધી છે. આસામ પ્રાંતના નાગા પર્વતોમાં અંગામી, આઓ, લ્હોટા, અને સેમા નામની જાતોને માટે જુદી જુદી ભાષાઓ અને જુદી જુદી નિશાળો હોય છે.

### આસામના ખાસીઓ

આસામના ખાસી લોકો નાગને પૂજનારા છે પણ થોડાં વર્ષો થયાં તેમને બધાને મિશનરીઓએ ખ્રિસ્તી બનાવ્યા છે, અને તેથી તેઓ બીજી પાડોશી કોમો કરતાં વધારે સુધરેલા અને ચઢીઆતા બન્યા છે. આસામની ટેકરીઓ ઉપર વસતી કોમોની કેળવણી મોટે ભાગે ખ્રિસ્તી મિશનોના જ હાથમાં છે. વેલ્સના મેથોડિસ્ટ મિશનની ૩૯૦ નિશાળો છે, અને બીજા મિશનોની ૮૬ છે. ૧૯૨૨ સુધીના પાંચ વર્ષમાં ખાસી જાતના વિદ્યાર્થીઓની સંખ્યા ૧૧,૨૦૦ ઉપરથી વધીને ૧૩,૮૦૦ ની થઇ છે. છોકરા છોકરીઓ બધાં સાથે જ ભણે છે, કારણ કે ખાસી કોમમાં મામાની દિકરી સાથે પરણવાનો રિવાજ સર્વસાધારણ છે.

### બંગાળ બિહારના સંતાલો

બંગાળ પ્રાંતના ચીતાગોંગના પહાડી પ્રદેશમાં વસતી કોમોને માટે ઘણી નિશાળો છે. તેમજ મિદનાપુર અને બાંકુરાના જીલ્લાઓમાં વસતા સંતાલ લોકોને માટે કેળવણીની બે ખાસ કમિટીઓ છે. દિનાજપુર જીલ્લાની અંદર પણ સંતાલ લોકોને માટે પણ કેટલીક નિશાળો ખોલવામાં આવી છે. પણ સંતાલ લોકોનો મુખ્ય વસવાટ બિહાર અને ઓરિસાના પ્રાંતમાં છે. ત્યાંની પ્રાંતિક સરકારે તેમની કેળવણીને માટે કેટલીક ખાસ વ્યવસ્થા કરી છે. તેમની નિશાળોની તપાસણીને માટે બે ડેપ્યુટીઓ અને ૧૩ મદદનીશો ખાસ જુદા રાખેલા છે. તેઉપરાંત ત્રણ ટ્રેનિંગના વર્ગો કાઢયા છે અને મિશન ખાતા તરફથી ચાલતા પાંચ ટ્રેનિંગ વર્ગોને આર્થિક મદદ આપે છે. સંતાલના છોકરાઓ માટે ઘણી ખાસ સ્કોલરશીપો રાખી છે. આ પ્રાંતમાં સંતાલ કોમના ૫૦,૩૦૦ છોકરાઓ અને ૬,૦૦૦ છોકરીઓ નિશાળોમાં ભણે છે, જેમાંથી ૩૬ છોકરાઓ તો કોલેજમાં શિક્ષણ લે છે.

### મદ્રાસના પહાડીઓ

મદ્રાસ ઇલાકામાં (૧) ચેંચુ, (૨) લંબાડી અને (૩) ઇરૂલા કોમો માટે ખાસ નિશાળો કાઢવામાં આવી છે. ગંજામ જીલ્લામાં ઉદયગીરી ગામે ખોંડ અને પાનો કોમોને માટે ટ્રેનિંગ વર્ગ ખોલવામાં આવ્યો છે. નીલગીરીના પહાડ ઉપર વસતા ટોડા કોમમાં કેળવણી વધઘટ થયાં કરી છે, અને ઉતાકામંડની હાઇસ્કૂલમાં ટોડાના છોકરાઓને માટે અનેક ખાસ સ્કોલરશીપો કાઢી છે.

### મુંબાઇના ભીલકોળીઓ

મુંબઇ ઇલાકામાં ભીલ, કોળી, અને એવી બીજી અસલ વતની કોમોની કેળવણીમાં આ પાંચ વર્ષમાં સારો વધારો થયો છે. આ લોકોમાં પ્રાથમિક કેળવણી તો ઠીક છે પણ અંગ્રેજી કેળવણીનો લાભ તેઓ હજી લેતા થયા નથી. તે કોમોના ૧૨,૦૦૦ વિદ્યાર્થીઓ પૈકી પુરા ૧૦૦ પણ માધ્યમિક કેળવણી લેતા નથી. આ કોમમાંથી શિક્ષકોની સંખ્યા દહાડે દહાડે વધતી જાય છે. સુરત જીલ્લાના જંગલવાળા પ્રદેશમાં રહેતી કાળીપરજ કોમમાં કેળવણીનો છેલ્લાં થોડાં વર્ષો થયાં ઠીક વધારો થયો છે. પ્રથમ તો કાળીપરજના ગામડાંઓમાં ઉંચ વર્ણના શિક્ષકો મોકલવામાં આવતા હતા, પણ એવો જંગલી પ્રદેશ તેમને અનુકૂળ ન હોવાથી, સદરહુ નિશાળો કેમ બંધ થાય તેની તેઓ યુક્તિઓ કર્યો કરતા હતા. પછી કાળીપરજ કોમના જ છોકરાઓને શિક્ષકો બનાવવા માટે ગોડસંબા ગામમાં એક ઉંચા ધોરણની નિશાળ કાઢવામાં આવી. આ નિશાળમાંથી અત્યાર સુધીમાં બહુ ઉત્તમ કામ થયું છે. અમદાવાદની ટ્રેનિંગ કોલેજની પ્રવેશક પરીક્ષામાં ઉંચી કોમના ૫૦૦ વિદ્યાર્થીઓની પરીક્ષામાં આ નિશાળના છોકરાઓ ત્રણ વર્ષ પહેલે નંબરે આવ્યા છે. આ નિશાળમાંથી ૭૦ છોકરાઓ પસાર થઇને પોતાની કોમની નિશાળોમાં શિક્ષકનું કામ કરી રહ્યા છે. આ નિશાળની સાથે ખેતીના અને કારીગીરીના વર્ગો ખોલવાની તજવીજ ચાલે છે. ભરૂચ જીલ્લામાં દીવા ગામે ભીલ તથા કોળીના છોકરાઓને માટે ગોડસંબા જેવી જ ઉંચા ધોરણની શાળા છે. તેમજ પંચમહાલમાં દાહોદ ગામે ભીલ તથા પટેલીઆ કોમને માટે આવી શાળાઓ છે. અને તે બન્ને શાળાઓ ભીલ કોમમાં કેળવણી વધારવાના કામમાં બહુ ઉપયોગી થઇ પડી છે.

અમૃતલાલ વિ. ઠક્કર

# વરતેજની રાજપૂત પરિષદ્

### પરિષદ્‌ની વિશિષ્ટતા

જુનની ૧૧મી તારીખે, મળસ્કાની ગાડીમાં અમે વરતેજ સ્ટેશને ઉતર્યા. અમારી સાથે ઓછામાં ઓછા લગભગ ૫૦૦ રાજપૂત ઉતર્યા હશે. અમે તો અત્યાર પહેલાં ઘણી પરિષદો અને મહાસભાઓમાં જઈ આવેલા, ઘણા સ્વયંસેવકોની સેવાનો લાભ લીધેલો, કેટલીક વાર સારો આદરસત્કાર પણ ચાખેલો. અમારી દૃષ્ટિ કોઈ સ્વયંસેવકને શોધવા ચોતરફ ફરી વળી. પણ એમાં નિરાશ થયા એટલે અમારી આંખ ઉઘડી કે આ તો ક્ષત્રિયોની—લડવૈયાઓની પરિષદ્ ! અહીં વળી વાતવાતમાં સ્વયંસેવક કેવા ? અમે હજી તો કોઈ મજુર કે ગાડીનો બંદોબસ્ત કરીએ તે પહેલાં તો એકએક રાજપૂત, પોતાનો સામાન બગલમાં મારી અર્ધો માર્ગ કાપી ગયો ! અમે અમારી દુર્બળતા માટે શરમાયા ! પાંચ કે દસ શેરનો બોજો ઉચકી રમતાં રમતાં એક કે અર્ધ માઇલ પગપાળો ન જઇ શકે તેને આવી પરિષદ્‌માં આવવાનો અધિકાર ન હોઈ શકે એ આકરું સત્ય અમને સમજાયું અને પેલા રાજપૂત ભાઇઓની પાછળ ચાલ્યા. માર્ગમાં પરિષદ્‌ના વિશાળ મંડપની, છાવણીઓની, ટીકટ ઓફીસની અને એવી બીજી ઘણી પરિચિત કલ્પનાઓ થઇ. પણ એમાંય અમે ખોટા ઠર્યા. જે આંબાવાડિયામાં પરિષદ્‌ના મહેમાનો ઉતર્યા હતા ત્યાં જઇને જોયું તો જુદા જુદા વૃક્ષ નીચે મ્હોટી શુંગણો પાથરી રાજપૂત ભાઇઓ જાણે કે પોતાનાં ઘરઆંગણે અથવા ચોરામાં ડાયરો ભરીને બેઠા હોય તેમ લાગ્યું. ઉપર આકાશમાં મધ્યાન્હનો સૂર્ય તપતો હતો અને સૂર્યની ગતિ સાથે છાંયડો તેમ જ આસનો પણ બદલાતાં હોય. ટીકટ ઓફીસ જેવું પણ કંઇ જ ન મળે. છતાં ઉતારા કે પાથરણા માટે અસંતોષ કે ફર્યાદનો એક શબ્દ પણ કોઇએ ઉચ્ચાર્યો જાણ્યો નથી. દિવસે તો ઝાડની છાંયાની ગરજ રહે પણ રાત્રે તો હજારો પ્રતિનિધિઓ પાસેની જ નદીમાં મ્હોટા કાંકરા અને પત્થરવાળા ખડબચડા પટમાં, એકાદ લુગડું પાથરી નિરાંતે ઉંઘતા હોય. સાદાઇ, સંયમ અને તિતિક્ષાનું આવું સુંદર દૃશ્ય ભડપુરૂષોની પરિષદ્ સિવાય બીજે ક્યાં હોય ?

કાઠિયાવાડમાં એક એવી કહેવત પ્રચલિત છે કે "ગરાસિયા તે કંઇ દાડિયા હોય ?" અને હોય તો કંઇ પુરૂ–પાંશરૂ કામ કરે ? પણ અહીંઆ પરિષદ્‌માં જોયું તો એ ગરાસિયા ભાઇઓએ પોતે જ એક ન્હાનીશી નવી સડક પોતાના પરિશ્રમથી જ તૈયાર કરી વાળેલી ! સાંભળવા પ્રમાણે પરિષદ્‌ને લગતું તમામ કામ કોઇ બ્હારનાની મદદ કે મજુરી વિના રાજપૂતોએ જ પાર પાડેલું !

પરિષદ્‌ના સભાઆના પાસે જ એક યજ્ઞમંડપ હતો. ત્યાં રાજપૂતોને ઉપવીત આપવાને લગતી તૈયારીઓ થઇ રહી હતી. પહેલાં તો અમને થયું કે બ્રાહ્મણો પોતે જ જ્યાં ઉપવીતનો અર્થ ભૂલી ગયા છે ત્યાં આ વ્યર્થનો બોજો ક્ષત્રિયો ઉપર શા સારૂ લાદવામાં આવતો હશે ? પણ વિચાર કરતાં લાગ્યું કે રાજપૂતો પોતાના આચાર વિચાર, સ્વચ્છતાથી એટલા બધા હેઠે ઉતરી ગયા છે કે ગામડાના ગરાસિયા અને કોળીનાળી જેવા કાંટિયા વર્ણ વચ્ચે કંઇ જ તફાવત નથી રહ્યો. આવા અધઃપતનમાંથી તેમને બચાવી લેવા, અને તેમને આત્મભાન કરાવવા અર્થે આ વિધિની જરૂર ખરી. બાકી ઉપવીત પહેરી લેવાથી, બીજે જ ક્ષણે તેઓમાં ક્ષત્રિવટ આવી જાય એવી ખોટી આશા તો કોઇ નહીં રાખતું હોય. આ ઉપવીત સંસ્કારમાં ઘણું કરીને આર્યસમાજના આગેવાનો અને પ્રચારકોનો જ મુખ્ય ઉત્સાહ હતો. છેલ્લે દિવસે કેટલાક રાજપૂતોએ યજ્ઞના પવિત્ર અગ્નિદેવ સમક્ષ દારૂ–અફીણ વિગેરેના વ્યસનો તજવાની પ્રતિજ્ઞાઓ લીધેલી.

### પ્રમુખોનાં ભાષણો

એ વિષે યુગધર્મના ગયા અંકમાં કિંચિત્ ઉલ્લેખ આવી ગયો છે. વસ્તુતઃ એ બન્ને ભાષણો રાજપૂત જાતિના સાહિત્યમાં સ્થાયી સ્થાન મેળવશે. બન્ને ભાષણો એકબીજાની પૂર્તિરૂપ હતાં. એકમાં ભવ્ય ભૂતકાળના ચમકાર, રાજપૂતોની કીર્તિકથાની ઉત્સાહક પ્રેરણા તો, બીજામાં નર્યું દર્દ અને હૃદયવ્યથા ભર્યાં હતાં. એક જ શોકસંગીતના જાણે બે સંવાદી-કરુણ સૂર ન હોય? કેપ્ટન જોરાવરસિંહજી પોતે એક વીર પુરુષ છે. રાજપૂતકુળના ભવ્ય ઇતિહાસની અને ગોહિલકુળના શૌર્યની કથા, તેમના સિવાય અન્ય કોઇના મુખમાં કદાચ આટલી ન દીપત! શ્રી મનુભાભાઈ પોતે ધગશથી જ ભરેલા છે. પોતાના ઠકેરાર અને સામાજિક દુર્દશા ઉપર આંસુ ઢાળવાનો તેમનો અધિકાર સ્વયંસિદ્ધ છે. તે ઉપરાંત એ બન્ને વ્યાખ્યાનોમાં પરિષદ્‌ના ભાવી કાર્યક્રમનું સરસ સૂચન છે. પ્રમુખોએ દોરી આપેલે ચીલે રાજપૂત જાતિ પોતાનો રથ, આંખો મીંચીને ચલાવ્યે જાય તો પણ ક્યાંય માર્ગ ભૂલવાપણું ન રહે. છેલ્લા બે દિવસમાં ઠરાવો વિષે જે કંઇ કહેવાનું અથવા સમજાવવાનું હતું તે બધું પ્રમુખોએ આગળથી જ કહી નાંખ્યું હતું. પ્રમુખોના ભાષણો જો ભૂમિકા તૈયાર કરવા પૂરતા હોય તો બન્ને પ્રમુખો પોતાના ઉદ્દેશમાં પુરેપુરા ફત્તેહમંદ થયા હતા.

### ઠરાવો

પરિષદે લગભગ ૧૫-૧૬ ઠરાવ કર્યા. પણ તે બધામાં (૧) "રાજપૂત સમાજ સ્થાપના" ને લગનો ઠરાવ તથા (૨) દારૂ-અફીણના ત્યાગનો, કુટુંબની વિધવાને ન કનડવાનો, ગ્રાસ-ચાસ ન વેચવાનો તથા બનતાં સુધી ગીરાસનો ભાગ અણખેડાયેલો ન રાખવાનો; એ બે ઠરાવ મુખ્ય હતા. સાંભળવા પ્રમાણે વિષયનિર્ણાયક સમિતિમાં એ વિષે ખૂબ ચર્ચા થયેલી. એટલે કે પુષ્કળ વિવેચન તથા વાદાવાદ પછી જ તે પરિષદમાં આવ્યા અને મંજુર થયા. રાજપૂત પરિષદે બીજા ઠરાવ ન કરતાં કેવળ આ બે ઠરાવ જ કર્યા હોત તો પણ પરિષદની સફળતા સંપૂર્ણ સિદ્ધ થઈ શકી હોત. પ્રમુખોએ પોતાના ભાષણોમાં આત્મશુદ્ધિનો વિષય ઘણી સચોટતાથી ચર્ચ્યો હતો, એટલે એ ઠરાવો ઉપર લાંબા ભાષણોની જરૂર ન હતી. અને રાજપૂત કોમ કંઈ ભાષણકર્તાની કોમ નથી એ તો ચોખ્ખું દેખાઇ આવતું હતું. માત્ર ઠરાવો જ કરવાના હોત તો પરિષદનું કામ કેવળ દોઢ દિવસમાં જ આટોપાયું હોત.

### વિશેષ સદ્‌ભાગ્ય

પણ ઠરાવો અને તેને લગતાં વિવેચનો ઉપરાંત આ પરિષદને શ્રીમાન્ પટ્ટણીજી, શ્રીયુત વલ્લભભાઇ પટેલ અને કવિશ્રી ન્હાનાલાલના પ્રાસંગિક ઉપદેશ સાંભળવાનો લાભ મળ્યો એ આ પરિષદનું એક વિશેષ સદ્‌ભાગ્ય ગણાય. જે સલાહ આપતાં કોઇ પણ રાજપૂત સેવકને ખચકાવું પડત અને જે સલાહ આપતાં પહેલાં પોતાનો અધિકાર સિદ્ધ કરવો પડત, તે સલાહ શ્રીયુત વલ્લભભાઇ અને કવિશ્રી ન્હાનાલાલે નિર્ભયતાથી આપી. શ્રી વલ્લભભાઇએ રાજપૂતોને નિર્ભિક, બહાદુર અને નિર્વ્યસની બનવાનું કહ્યું. તેમણે કહ્યું: "તમારા પ્રચંડ શરીરને, હું જ્યારે દસ રૂપરડીના એક પટાવાળા પાસે નમતું જોઉં છું ત્યારે મારૂં કાળજું બળીને રાખ થઈ જાય છે. તમે નિર્ભય બનશો એટલે તમારી પાસે તલવાર નહીં હોય તો પણ તમે દુશ્મનની તલવારને મ્યાન કરાવી શકશો. તમે તો હિંદુસ્થાનની ઇજ્જતના ચોકીદાર છો." અખિલ સૌરાષ્ટ્ર અને ગુજરાતના રાજપૂતોને આવી સરસ પ્રેરણા, ગુજરાતના સરદાર સિવાય બીજું કોણ આપી શકત? "રાજપૂતો તો હરણનાં ટોળાં, એમ હું માનતો હતો. જરાક અવાજ સાંભળીને નાસી જાય. પણ તમારી ઉન્નતિ પ્રભુએ જ નિર્મી હોય એમ લાગે છે. તમે તમારા બાળકોને રાજપુતાઇનો વારસો આપતા જજો. અહીંથી એક જ ચીજ તમારી સાથે લઇ જજો અને તે મૃત્યુની અભયતા." અભયતા જ મનુષ્યને સિંહ કે બકરી બનાવે છે. જ્યાં અભયતા નથી ત્યાં સશસ્ત્ર સૈનિક પણ ગરીબ બકરી જેવા બની જાય છે. અને જ્યાં અભયતા હોય છે ત્યાં શસ્ત્ર-અસ્ત્ર વિનાનો કંગાલ મનુષ્ય પણ સિંહનું સામર્થ્ય ધરાવતો હોય છે. શસ્ત્રો સજવા વિષે આ પરિષદમાં ભારે ઉત્સાહ દેખાઇ આવતો હતો. પણ શસ્ત્રો તો ઉપકરણ છે, ઉપાદાન નથી એ વાત શ્રીયુત વલ્લભભાઇએ ફોડ પાડીને કહી દીધી. અને આખરે તેમણે એ જ સલાહ આપી કે "હું ઇચ્છું છું કે કોઇ પણ રાજપૂત પોતાની તલવાર કોઇ કલમ પાસે ન નમાવે."

શ્રીમાન્ પટ્ટણીજીના વ્યાખ્યાનમાં મુસદ્દીગીરી અને માદદવતાનું મીઠું મિશ્રણ ઝળકતું હતું. રાજાઓને

કહેવા જેવી વાત તેમણે આ પરિષદ્‌માં ખુલ્લી કહી બતાવી રાજપૂતોનાં દિલ જીતવાનો પ્રયત્ન કર્યો, એ તેમની મુસદ્દીગીરી અને તેને વીંટળાઈ વળતો તેમનો ગળગળો સૂર એ તેમની સહૃદયતા. તેમણે પ્રમુખોને તેમના ભાષણની વિનયશીલતા બદલ અભિનંદન આપ્યું અને " રાજપૂતો રાજ્યનું જ એક અંગ છે, રાજપૂતોની તલવારની પ્રાસાદી જ મ્હોટા રાજાઓ ભોગવી રહ્યા છે, રાજપૂતો ન્હાની ગાદીના માલેક તો રાજાઓ મોટી ગાદીના માલેક"—એવી એવી કેટલીક કર્ણમધુર વાતો રસિક ભાષામાં કહી. તેમણે રાજપૂતોને અપનાવવાની રાજકર્તાઓને સલાહ આપી. પણ રાજકર્તાઓના ગળે આ કડવો ઘુંટડો ઉતારવો એ કંઇ સ્હેલી વાત નથી. આજે તો દેશીરાજ્યનો દરેક રાજા પોતાની આવક વધારવાનાં નવાં નવાં સાધનો ઉમેરતો જાય છે. ભાયાતો કે મૂળ ગરાસિયાઓ તેની હદફેટમાં આવી જાય તો રાજકર્તા પોતાને માફ ન કરે તો બીજું શું કરે ? તે તો એક જ વાત કહે છે કે " નવી જમીન જો કોઇ ઝાડે પાકતી હોય તો અમે અમારા પોતાના ભાયાતોને શા સારૂ કનડીએ ? અમારે તો આવક વધારવી છે, અમે કંઇ અમારા સગા ભાઇઓને કનડવા નથી માગતા. અમારી આવકની હદફેટમાં ભાયાતો આવી જાય તો અમે દિલગીરી દર્શાવવા સિવાય બીજું શું કરીએ ?" રાજકર્તાઓનો આવો પ્રકટ કે અપ્રકટ મનોભાવ છે. શ્રીયુત પટ્ટણીજી એ મનોભાવ પલટાવવામાં દેશી રાજકર્તાઓને મદદરૂપ થાય, એવી દરેક રાજપૂતની અંતઃકરણની ચાસ છે.

કવિશ્રી ન્હાનાલાલે રાજપૂતોને એ ત્રણ બહુ સમયોચિત વાતો કહી. એક તો એ કે " રાજપૂત એકના અખંડ રહી છે, હજી તમે વર્ણ રહ્યા છો, જ્ઞાતિઓમાં છિન્નભિન્ન નથી થયા એટલે તમે વાણિયા-બ્રાહ્મણથી સ્વરાજની સમીપે છો." બીજી એ કે " ગીરાસ રાખવો હોય તો રાજ્યનું દેવું કરતા મા. વાણિયાના હિસાબ સામે ફરિયાદ હોય, પણ રાજ્યના હિસાબ સામે નથી." અને ત્રીજી એ કે " ભરતખંડમાં વીસમી સદીના ક્ષત્રિયો માટે રોજગાર નથી. ઇંગ્લાંડના ક્ષત્રિયો માત્ર પાંચ વર્ષથી જ બીનરોજગાર છે, છતાં તેની ચિન્તાથી ઇંગ્લાંડનું પ્રધાનમંડળ આકુળ બન્યું છે; ભરતખંડના ક્ષત્રિયો સં. ૧૯૫૬ પછી આજ લગભગ વીસ વર્ષ થયાં નવરા બેઠા છે." અને એ નવરાશને લીધે જ વ્યસનોમાં ગળા સુધી ડૂબી ગયા છે. કવિશ્રીનું વ્યાખ્યાન ઉપસંહાર અથવા સરવૈયાની ગરજ સારે તેવું થયું. ધૂમકેતુની જેમ ગગનવિહાર કરનાર કવિ વ્યવહારની ઝીણી ગુંચો ઉકેલવામાં સમર્થ થયા.

## ઓઝલ-પડદો

કાઠિયાવાડની લગભગ સઘળી જ્ઞાતિઓમાં ઓઝલનો વત્તા-ઓછા પ્રમાણમાં આદર છે. ખાસ કરીને રાજપૂતો તેને પોતાનું મ્હોટામાં મ્હોટું ગૌરવ અથવા ટેક માને છે. કર્ણ અને વિક્રમ જેવા દાની ચાલ્યા ગયા અને તેને બદલે જેમ મ્હાદાની, શુંકદાની અને મચ્છરદાની દાખલ થયાં તેમ રાજપૂતની બીજી ઘણી સારી ટેકો ઘસાઇ-ભુંસાઇ ગઈ પણ ઓઝલની મિથ્યા ટેક કાયમ રહી ગઇ ! આ ઓઝલનો સવાલ પરિષદ્‌માં ચર્ચાયો હતો, પણ એ વિષે પૂરતો લોકમત કેળવાયો ન હોવાથી પરિષદે હાલ તુર્તમાં તો મૌન જ સેવ્યું છે. ઓઝલની હાડમારીનો ખ્યાલ એટલા પરથી જ આવી શકશે કે એક સામાન્ય રાજપૂત કુટુંબમાં એક પુરુષ ને ત્રણ ચાર બૈરાંઓ હોય પણ પુરુષ જ્યાં સુધી સાંઝે ખેતર કે વાડીમાંથી ઘેર પાછો ન ફરે અને પોતે જાતે પાણી ભરી ન લાવે ત્યાં સુધી નજીકમાં કૂવો કે તળાવ હોવા છતાં, બાળ બચ્ચાં અને બૈરાં પાણી વિના તરફડે ! આ તે રાજપૂતોની ટેક કહેવાય કે મિથ્યા વ્હેમ તેનો નિર્ણય હજી કેટલાક સ્થિતિચુસ્ત ભાઇઓ કરી શક્યા નથી. શ્રીયુત પટ્ટણીજીએ ખાસ એ વિષે અડધો કલાક પરિષદ્‌માં આગ્રહ કર્યો પણ તેમનો આગ્રહ નિષ્ફળ ગયો. રાજપૂત સ્ત્રી સભામાં પણ એ વિષે રાજપૂત સન્નારીઓએ ચર્ચાઓ કરી પરન્તુ ત્યારથી તેનું કંઇ પરિણામ દેખાયું નથી.

## બાપુજીનો સંદેશ

બાપુજીના સંદેશ વિષે કંઈ ન લખું તો આ આખું વૃત્તાન્ત અપૂર્ણ ગણાઈ જાય. બાપુજીએ શ્રીયુત વલ્લભભાઈ મારફત " ગરીબોના રક્ષક બનવાનો અને રેંટીઆ ચાલુ કરવાનો " સંદેશ મોકલેલો. પણ જ્યાં તલવારોના અને હક્કના ગંભીર અવાજ ઉઠતા હોય ત્યાં રેંટીઆનો ક્ષીણ સ્વર શી રીતે સંભળાય ? અને તેથી જ શ્રી વલ્લભભાઈને કહેવું પડ્યું કે " મહાત્માજીનો સંદેશ રાજપૂતો ઝીલી શકશે કે નહીં તે હું કહી : "

આજે રાજપૂતોનો મ્હોટો ભાગ લગભગ નિરૂદ્યમી થઈ પડ્યો છે એ ઉઘાડી વાત છે. અને નવરો માણસ શી રીતે નખોદ વાળે તેના દાખલા પણ જોઈએ તેટલા મળી આવે છે. એક નવરો રાજપૂત ચોરે બેસી અફીણના કસુંબા કાઢે–કઢાવે, નિંદા કુથળી કર્યાં કરે, ગાળાગાળી અને મારામારી પણ કરી બેસે; પરંતુ તેનાથી રેંટીઓ ન ચલાવાય. અને રેંટીઓ ચલાવે તો સાત પેઢીની લાજ જાય એ ભૂત તેમના મગજમાંથી કોણ કાઢે? જો થોડા જ બહાદુર રાજપૂત યુવકો ચોરે બેસી રેંટીઓ ચલાવતા થઇ જાય તો એ જ રેંટીઓ તેમની કટાયલી તલવાર કરતાં સહસ્ત્રગણો લાભ કરી આપે. રાજપૂતો પોતાને ગામધણીના ગૌરવભર્યા ઉપનામથી ઓળખાવે છે. જો ગામધણી પોતે જ, ગામના ચોરે બેસી રેંટીઓ કાંતે તો એકેએક ઘરધણી તેના પગલે ચાલવા મંડે, એટલું જ નહીં પણ ચોરાના નિત્યનાં વ્યસનો, ક્લેશો અને એદીપણાનું પણ કલંક મટી જાય.

### પરિષદનો પોતાનો ભાર

હવે માત્ર એક જ વાત કહેવાની રહે છે. પરિષદમાં દરેક રીતે સાદાઈ અને કરકસર દેખાઈ આવતી હતી. છતાં સંચાલકો જ્યારે એકંદર ખર્ચનો સરવાળો કરશે ત્યારે તેઓ આશ્ચર્યચકિત થયા વિના નહીં રહે. લગભગ ૧૫ હજાર માણસને માટે ત્રણ ત્રણ દિવસ સુધી, કંઈ પણ લવાજમ કે બદલા વિના ખાન–પાન વિગેરેની વ્યવસ્થા કરવી એ કંઈ ન્હાનોસુનો ખર્ચ ન કહેવાય. પારકી મદદ ઉપર આ બધું ક્યાં સુધી નભે! અને જો આ રીતે જ પરિષદનું તંત્ર ચાલે—એકથી બીજો સવાયું કરી બતાવવાના મોહમાં તણાય તો પરિષદ પોતે જ પોતાનો ભાર સહન ન કરી શકે. હવે પછીની બેઠકોમાં માત્ર દોઢ કે બે દિવસમાં જ કામ પતાવી લેવાનો નિશ્ચય કરવામાં આવે અને દરેક પ્રતિનિધિ પોતે જાતે પોતાનું ભાતુ સાથે બાંધતો આવે એવી વ્યવસ્થા થાય તો પરિષદને કોઈ કાળે ઉની આંચ આવવાનો ભય ન રહે. હજી તો પરિષદનો જન્મકાળ છે. તેની માગણીમાં બાળકના બોલની મીઠાશ છે, પણ જ્યારે તેના સ્વરમાં મરદાનગી ગુંજશે ત્યારે અધિકારીઓ તેનું તેજ નહીં જીરવી શકે. અને એ જ વખતે પરિષદની સાદાઇની ખરી કસોટી થશે.

ભીમજી હ. સુશીલ

## રજનું ગજ

શીશી ઉપર નામ વાંચી ખાટલામાં સૂતાં સૂતાં દરદીએ કહ્યું: "એ જુવારી? યે કયા કિયા તુમને? ઇસકા નામ લિખાયા."

જોહારમલ અને બ્રિજકિશોર એ બે સાંધાવાળાનાં પુરબિયાં નામો આ વિરમગામના પાટીદારોને અઘરા પડતાં હતાં તેથી અને પરદેશમાં મશ્કરી કરવા થાય તેથી કુટુંબમાં તેમને જુવાર બાજરી કહેતા. જુવારીએ જવાબ આપ્યો: "સાબ, મેં તો આપકા નામ ભૂલ ગયા ઇસિસે બાબુજીકા નામ લિખાયા. ઇસ વજેસે કુછ નુકસાન નહિ હોગા. હકીક્ત બરાબર દી હૈ."

"કેમ ભાઇ? શું થયું" કહેતો એક જુવાન ઘરમાંથી બહાર નીકળ્યો.

"આ તારા જુવારીએ ડૉક્ટરને ત્યાં મારે બદલે તારૂં નામ લખાવ્યું. આખો દેશ જ બેવકૂફ છે."

બન્ને ભાઇઓ ખૂબ હસ્યા. નાનાએ કહ્યું: "એ જુવાર બાજરીમાં જુવાર બાજરી જેટલીએ અક્કલ નથી."

મોટાભાઇ રમણલાલને નિશાળમાં ઉનાળાની રજા પડી હોવાથી રજા ગાળવા તે પોતાના ભાઈ મણિભાઇને ત્યાં આવ્યો છે. મણિભાઇ મહેરાનપુરનો સ્ટેશન માસ્તર છે. રજાઓ પુરી થવા આવી ત્યારે જ બરાબર રમણલાલને ટુંટીઉં થયું. તેથી તેણે ગામના ડૉક્ટર પાસે જુવારી સાથે દવા મંગાવેલી હતી.

મણિભાઇએ કહ્યું: "કાંઇ નહિ ભાઈ એ તો ટુંટીઆની એક જ દવા આપે છે. આ દવા પી જાઓ. કાલે ડૉક્ટર નીકળવાનો છે તેની પાસેથી દવા લઈશું."

બધે ટુંટીઆના વાવરા હતા તેથી રેલવે ડૉક્ટર ટ્રેનમાં એકાંતરે ફરતો.

બીજે દિવસે મણિભાઈએ દવા માગી.

"કિસકે લિયે ?"

"બડાભાઈ આયા હૈ ના ! ઉસકે લિયે."

"અચ્છા !"

"ઔર ઉસકા વેકેશન ભી પૂરા હોતા હૈ. 'ગઈ પરસું તો ઉસકો જાનેકા થા."

"કુછ ફિકર નહિ. મેં દેસ કરતા હું. નામ ક્યા ?"

"રમણલાલ."

ડૉક્ટરે આર. પી. પટેલ મોટેથી બોલતાં ટુંકમાં લખ્યું અને ધંધો વગેરે પોતાની મેળે પૂરી લીધું. મણિભાઈ ડબાની બારીમાંથી ઉભો ઉભો જોતો હતો તેણે કહ્યું: "ભાઈકી ઉમ્મર તો પેંત્તીસ વરસકી હૈ. તીસ તો મેં હું."

"અચ્છા, લેકિન તેરા ભાઈ બહુત જુવાન દિખા જાતા હૈ. ઉમ્મરસે કુછ ખોરાક (ડોઝ) મેં ફરક નહિ હોતા હૈ."

પોતે હોય તે કરતાં ઓછી ઉમ્મરનો દેખાય છે એ સૌભાગ્ય કોને નથી ગમતું ?

રમણલાલ ચંડીસરની મુખ્ય મ્યુનિસિપલ નિશાળનો હેડમાસ્તર હતો. શિક્ષક તરીકે કામ ઘણું સારું કરતો, વિદ્યાર્થીઓનો ખાસ પ્રિય હતો, ગામમાં ઘણાં વરસથી રહી લોકોમાં ઓળખાણ પિછાણવાળો થયો હતો, બોલવામાં જરા બટકબોલો હતો અને તેથી જ તેની સાથેના માણસોમાં જેમ કેટલાકનો પ્રેમપાત્ર તેમ કેટલાકનો તિરસ્કારપાત્ર પણ થયો હતો અને ઉપરીઓ સાથે તેને આ કારણથી બનતું નહિ. અસહકાર શરૂ થયો કે તરત જ તેણે અસહકારનો ઝંડો ઉડાવ્યો અને પોતાની વગથી અને તનતોડ મહેનતથી નવી રાષ્ટ્રીય શાળામાં ઘણા વિદ્યાર્થીઓ આવ્યા અને શાળાનું કામ સરસ રીતે ચાલવા માંડ્યું. આથી તેને શાળાની વ્યવસ્થાપક સમિતિમાં રાખવો પડયો હતો. જો કે તે બીજા વ્યવસ્થાપકોને ગમતી વાત નહોતી.

રજાઓ પૂરી થઈ અને શાળા જુન માસમાં ઉઘડી છતાં રમણલાલ ન આવ્યો. શાળાની વ્યવસ્થાપક સમિતિ ત્રીજે દિવસે મળી અને સમિતિના સભ્યોને આજે, માસ્તર નહિ આવ્યાથી શાળામાં કેમ ચાલે છે, ત્યાં કાંઈ તરત કરવા જેવું છે કે કેમ એમાંનો એકેય વિચાર આવતો ... તેઓ તો માત્ર રમણલાલ વિશે જ અનેક વિચારો ...માં મશગૂલ હતા.

મગનલાલ—લ્યો જોયું ! પહેલા જ વેકેશનમાં ન આવ્યા !

છોટાલાલ—હું કહેતો હતો કે એ કાઠીઆવાડીનો વિશ્વાસ જ ન કરવો.

વિરમગામીને એ ખાસ ગેરફાયદો છે. કાઠીઆવાડીઓ તેને ગુજરાતી તરીકે અને ગુજરાતીઓ તેને કાઠીઆવાડી તરીકે લુચ્ચો ધારે છે.

મિ. દુર્ગાશંકરે ઘડપણને લીધે વકીલાત છોડી દીધી હતી તે બોલ્યા—મારો પહેલેથી જ માસ્તરને સમિતિમાં લેવા સામે વાંધો હતો. સ્કુલની ઉપરની દેખરેખનું કામ સમિતિનું છે અને માસ્તર સ્કુલના કામ માટે જવાબદાર છે તેમને સમિતિમાં ન જ રાખી શકાય.

છોટાલાલ—તે તારમાં શું લખે છે ?

મગનલાલ—તા. ૧૭ મી સાંજે ટ્રુટીઉ થયું એમ લખે છે.

દુર્ગાશંકર—તે મહેરાનપુર ક્યાં આવ્યું ? ત્યાં શું કરતા હશે ?

છોટાલાલ—મધ્યહિંદમાં નાનુંશું સ્ટેશન છે. ત્યાં તેનો ભાઈ સ્ટેશન માસ્તર છે. ત્યાં આપણા લોકો જબરા વ્હેપારી છે તેમની સાથે ખટપટ કરી શિક્ષક રહી જશે અને પછી વ્હેપારમાં પડશે. તેમાં ભાઈસાહેબ રોકાયા હશે.

દુર્ગાશંકર—આ લોકો તો અસહકારમાં કમાવા જ આવે છે.

એટલામાં રમણલાલ માસ્તર જરા ઠીંગાતા ઠીંગાતા આવ્યા. બધાએ 'આવો' 'આવો' કહ્યું અને પછી પોતાના મનના વેગને પ્રત્યાઘાત લાગ્યો હોય તેમ થોડી વાર ચૂપ રહ્યા. છેવટે મગનલાલે કહ્યું—માસ્તર કાંઈ ટ્રુટીઉ બરાબર શાળા ઉઘડવા ઉપર જ થયું ?

રમણલાલ—હા. એ બાજુ સખત વાયરા છે. કોઈ ઘર ખાલી નથી, અને કોઈને છોડતું નથી. હું નીકળ્યો તે રાતે મારાં ભાભીને શરીર દુખતું હતું. ઠીક પણ નિશાળનું કેમ છે ? હું તો પરભાર્યો આવ્યો છું. નવો શિક્ષક રાખવાનો હતો તેની અરજીઓ આવી છે ? શિક્ષકો બધા હાજર થયા છે ? શાળામાં સંખ્યા કેવી છે ?

દુર્ગાશંકર—તમે પોતે મોડા આવ્યા પછી બીજાનું તો કહેવું જ શું ? અને બીજાને શું કરી શકાય ?

રમણલાલ—શું કરી શકાય કેમ ? બધુંય કરી શકાય. અને મને પણ કરી શકાય. હું તો શાળાનું પૂછવા જ આવ્યો હતો. લ્યો જાઉં . અને મારી રજા બાબત તમારે જે વિચાર કરવો હોય તે કરો.

દુર્ગાશંકર—ના એમ તો શાળાના સર્વ કામ માટે

તમે જવાબદાર છો છતાં સમિતિમાં શાળાની ચર્ચામાં તમે રહો છો ના !

રમણલાલ—એટલે ? મારે સમિતિમાં ન રહેવું એમ તમારે કહેવું હોય તો હું ન રહું ?

છોટાલાલ—ના, ના. અમે ક્યાં એવું કહીએ છીએ? કેમ મગનલાલ ! આપણે ક્યાં એવું કહીએ છીએ ?

મગનલાલ—ના આપણે ક્યારે એમ કહીએ છીએ ? બીજી કોઈ જગાએ રાષ્ટ્રીય શાળાના મહેતાજી સમિતિમાં નથી અને તમે છો છતાં અમે ક્યાં તેનો વાંધો લઈએ છીએ ?

દુર્ગાશંકર—ના. સરકારી શાળામાં વેકેશન પછી શિક્ષક નિશાળ ઉઘડતાં હાજર ન થાય તો તેની આખી રજા કપાતે પગારે ગણાય છે.

રમણલાલ—પણ રજા સંબંધી નિયમો થવા જોઈએ એમતો હું કહેતો જ આવ્યો છું. એમ ન હોવાથી દરેક રજાની અરજી મારે સમિતિ પાસે લાવવી પડે છે. રજાના નિયમોની ચર્ચા ચાલતી વખતે તમે જ—

દુર્ગાશંકર—ના પણ હજુ બધું સ્થિર થાય પછી જ રજાના નિયમો ઘડી શકાય. હજુ આપણી સંસ્થા તો ઉછરતી છે.

મગનલાલ—મારા સાળાને ન્યુમોનિયા થયેલો અને સિવિલ સર્જનનું સર્ટિફિકેટ રજુ કર્યું તો પણ હાજર ન થવાના સબબથી આખી રજા કપાતે પગારે ગણાઈ અને આખી સર્વિસને ધક્કો પહોંચ્યો. તમે જાણો જ છો તો !

રમણલાલ—તે તમે કહો તો હું પણ સર્ટિફિકેટ રજુ કરૂં. પણ તેની જરૂર છે ? તમે જુઓને આ મારા સાંધા હજુ સુઝી ગયેલા છે.

માસ્તરે પગ અને હાથનાં આંગળાં બતાવ્યાં પણ કોઈએ સામું ન જોયું. એક માણસ જુઠ્ઠો છે એમ માનવાનો માંડ મળેલો પ્રસંગ પાછો ખોટો પડી જાય ના !

છોટાલાલ—ના. અમને ક્યાં વહેમ છે ? આપણે ક્યાં એવા સરકારી ધારાના બંધાયેલા છીએ ?

છેવટે માસ્તર ઉપર શક નથી એમ અનેક વાર કહીને નક્કી કર્યું કે માસ્તરે રેલ્વે ડૉક્ટરનું સર્ટિફિકેટ તો રજુ કરવું.

આઠ દિવસ પછી એ જ બાબત ભરાયલી સમિતિમાં નીચે પ્રમાણે ચર્ચા ચાલી.

દુર્ગાશંકર ચશ્માં ચડાવી હાથમાં તાર અને સર્ટિફિકેટ રાખી બોલ્યા—રહો. તમે તા. ૧૭મીએ માંદા પડ્યા. ટુંટીઉં ન થયું હોત તો તમે અહીં વખતસર આવી શકત ખરા ?

રમણલાલ—હા. ૧૭મીની રાત્રે મહેરાનપુરથી નીકળત તો અહીં ૧૮મીની બપોરે આવત અને સ્કૂલ ૧૯મીએ ઉઘડી.

દુર્ગાશંકર—ઠીક. પણ ત્યારે તમે દવા ઠેઠ ૧૯મીએ કેમ લીધી.

રમણલાલ—૧૮મીએ રેલવે ડૉક્ટરને નીકળવાનો વારો નહોતો એટલે ૧૮ મીએ ગામના ખાનગી ડૉક્ટર પાસેથી લીધી. અને ૧૯ મીએ રેલવે ડૉક્ટરની લીધી.

દુર્ગાશંકર—તમારા ભાઈનું નામ શું છે ?

રમણલાલ—મણિભાઇ. કેમ તેનું શું છે ?

છોટાલાલ (ખડખડાટ હસતો)—હું સાન્ટાક્રુઝ રહેતો ત્યારે મારી પડોશમાં એ ભાઈઓ રહેતા. બન્નેના ઈનિશિયલ એક એટલે એક જ રેલવે પાસથી મુસાફરી કરતા.

રમણલાલ—તે તમે મારા ઉપર આવો હલકો વહેમ લાવતાં શરમાતા નથી !

મગનલાલ—તે હું ક્યાં કહું છું કે તમે એમ કર્યું છે ?

દુર્ગાશંકર—માસ્તર તમારો કેસ કોણે કઢાવેલો ?

રમણલાલ—મારા ભાઈએ જ.

દુર્ગાશંકર—ત્યારે આમાં ૩૦ વરસ કેમ લખ્યાં છે. તમને તો ચોખ્ખાં ૩૫–૩૭ છે.

રમણલાલ—તે તો હું શું જાણું ? કંઈ સરતચૂક થઇ હશે. આટલી ઉલટ તપાસ કરો છો તે કેમ કાંઇ હું ગુન્હેગાર છું શું ?

દુર્ગાશંકર—ગુન્હેગાર તો નહિ પણ આમાં તો તા. ૨૩મી સુધી દવા લીધી છે. તમે ૨૧મીથી તો અહીં છો !

રમણલાલ—તે તો ગમે તેમ થયું હોય. પણ તે ઉપરથી તમારે કહેવું છે શું ? શું મેં સર્ટિફિકેટ ખોટું બનાવ્યું ?

મગનલાલ—રેલવેમાં કંઇક ગોટાળા થાય છે. તેનું કાંઇ કહેવાય નહિ.

રમણલાલ—ત્યારે તમે મંગાવ્યું શા માટે ? તમે પોતે જોઇ શકતા હતા કે મારા સાંધા મઝેલા હતાં. અને તે વખતે કહ્યું હોત તો ગમે તે સ્થાનિક ડૉક્ટર પણ સર્ટિફિકેટ આપી શકત. અહીં આવ્યો ત્યારે પણ મને અસર પુરેપૂરી હતી.

છોટાલાલ—તેમાં પાછા ચીડાઓ છો શાના ? પૂછીએ એટલામાં ? આ તો બસ કાંઇ પૂછાય જ નહિ.

રમણલાલ—તો ત્યારે તમારે માનવું હોય તે માનો. લખો કે રજા કપાતે પગારે ગણવી.

દુર્ગાશંકર—અમારે કાંઇ પગાર કાપવો નથી. પણ જાહેર સંસ્થા રહી માટે વહેમ ન પડે તેવું કરવું જોઇએ. તમે ત્યાંના ખાનગી ડૉક્ટરનું સર્ટિફિકેટ મંગાવોને.

રમણલાલ—એ તો નથી મગાવાય એમ. સાંધાવાળાને મારૂં નામ યાદ નહિ રહ્યાથી તેણે મારા ભાઇનું નામ કેસમાં લખાવેલું.

મગનલાલ અને છોટાલાલ ખડખડાટ હસે છે.—જોયું અંદરથી શું નીકળ્યું!

રમણલાલ—ત્યારે તમને મારા કહેવા ઉપર વિશ્વાસ જ નથી એમ કહોને. એમ હોય તો મારે રાજીનામું આપવું જોઈએ.

મગનલાલ—હા—એટલે આખા ગામમાં ખટપટ કરો ને હીલચાલને ધક્કો લગાડો.

દુર્ગાશંકર—તમને ખબર છે! લોકો પાસે નિશાળ ચલાવવાની જવાબદારી અમે લીધી છે. અમારે અમારા નાક સામું ય જોવું ના!

રમણલાલ—પણ જો હું જુઠ્ઠો જ હોઉં તો મને રાખ્યાથી એ જવાબદારીમાંથી શી રીતે મુક્ત થશો?

છોટાલાલ—ભાઇ જવા દો ને આ વાત જ. હું તો સર્ટિફિકેટ મંગાવવાનીયે વિરુદ્ધ હતો. કોડી ધોયે કાદવ પંણુ[illegible]જે. આ બધા કાગળો ફાઇલ કરી દો ને રજા મંજુર બનતું નહિ. અમુહ૭

અસહકારનો ઝંડો ઉડાવ્યે મારી વાત માનવી નથી, મને તોડ મહેનતથી નવી રાષ્ટ્રીયપણાં મારી જગા ઉપર રાખવો આણ્યા અને શાળાનું કામ સરસ મારે વેકેશનનો પગાર આથી તેને શાળાની વ્યવસ્થાપક સા૰

પડ્યો હતો. જો કે તે બીજા વ્યવસ્થાપકોને ગે.
નહોતી.

રજાઓ પૂરી થઇ અને શાળા જુન માસમાં ઉઘડી છતાં રમણલાલ ન આવ્યો. શાળાની વ્યવસ્થાપક સમિતિ ત્રીજે દિવસે મળી અને સમિતિના સભ્યોને આજે, માસ્તર નહિ આવ્યાથી શાળામાં કેમ ચાલે છે, ત્યાં કાંઇ તરત જોવું છે કે કેમ એમાંનો એકેય વિચાર આવતો તેઓ તો માત્ર રમણલાલ વિશે જ અનેક વિચારો મશગૂલ હતા.

મગનલાલ—લ્યો જોયું! પહેલા જ વેકેશનમાં ન આવ્યા!

કામ ચાલવાનું હતું માટે તે પ્રેક્ટિસ છોડીને અસહકારી થયો, મગનલાલ અસહકારના પૈસા ઉપર વેપાર ચલાવતો હતો, અને છોટાલાલ બદમાશ હતો. રમણલાલે દલીલથી અને દૃઢતાથી બતાવ્યું કે આ દરેક જૂઠું છે એટલું જ નહિ પણ અશક્ય અને અસંભવિત છે. પણ તેઓ સર્વ આ અને આથી બીજી ગમે તે અને ગમે તેટલી વાતો અસહકારીઓની વિરુદ્ધ માનવા તૈયાર હતા પણ રમણલાલને ટુંટીઉં થયું હતું એ વાત લેશ પણ માનવાને તૈયાર નહોતા તે તેમના મોં પર સ્પષ્ટ જણાતું હતું. આથી ગામમાં અનેક ગપ્પાં ચાલ્યાં અને બે દિવસમાં ગામનાં છોકરાં પણ વાતો કરવા લાગ્યાં કે માસ્તરે પગારની ચોરી કરી.

છેવટે કાયર થઇને માસ્તર પોતાના ભાઈની મદદથી મહેરાનપુરના વેપારીઓ સાથે રહ્યા. તેના ભાઇએ ઘરને માટે રમણલાલના જ કેસ નીચે એ વખત ટુંટીઆ માટે દવા લીધેલી એ જાણવામાં આવ્યું. પણ તેથી શું?

ચંડીસર ગામ તો માસ્તરના જવાથી અપૂર્વ હર્ષ અને ઉત્સાહમાં આવી ગયું. માસ્તર લુચ્ચા હતા, વિરમગામ કાઠીઆવાડમાં નથી છતાં તે કાઠીઆવાડી હતા, કાઠીઆવાડીઓ લુચ્ચા હોય છે, માસ્તર પહેલેથી જ મહેરાનપુરના વેપારીઓ સાથે રહેવાની પેરવી કરતા હતા, તેમણે નિશાળને પાયમાલ કરવાને માટે સહકારીઓ જોડે ખટપટ કરેલી એમ સમિતિના સભ્યોને મન સિદ્ધ થઈ ગયું; અસહકારીઓ લુચ્ચા છે, સ્વાર્થી છે, તેમનામાં કોઈ સારો માણસ ટકી શકવાનો નથી, એક અસહકારી માસ્તરે ખોટું સર્ટિફિકેટ મેળવ્યું એમ સહકારીઓને મને સિદ્ધ થઇ ગયું. ઉત્સાહ એટલો વધી પડયો કે બંન્ને પક્ષે બે સ્થાનિક આકા‍-
ાડિકા કાઢવાનો તેજ દિવસે નિશ્ચય કર્યો.
શિક્ષક કોઇ માનવ હીણો છે, નીચ છે, એવા ભાનર્થ
દુપજ થતો પરમ રસ, જે કવિઓએ અનુભવ્યો નથી
તો કહેવાળખ્યો નથી, તે રસમાં આજે આખું ગામ નાઈ
રમછે. માનવ જીવનને સુલભ એ જ મહાન રસ છે!!

અને મ
આવ્યો
તમારે
દુઃ

દ્વિરેફ

# મહાત્મા ગાંધીજીને પ્રકટ પ

પરમ પૂજ્યશ્રી,

જેલના અંદરના દરવાજા આગળથી આપને છલ્લે તાલમાં વિદાય કરતાં ઉદ્વિગ્ન દિલે પ્રણામ કર્યા ત્યારે તે આપના છુટવાની તો કંઈક આશા હતી ને અધિકારી સ્વપ્નામાંયે ન હતું કે આ ચુંટાવા જોઈએ કે નહિ કાર્યક્રમ વિષે જાહેરનું જ રહ્યો. તેથી વળી ફરીફ પ્રકટ પત્ર લખવો પડે છે તપોતાના અર્થ કરી સારમારી ગુજરાતની સેવામાં તેમની મહાસભામાં વધુમતિ મેળવ-નીચે સીપાઈગીરી કરનાર એમ પણ કહે છે કે અત્યારે પત્ર લખતાં કેટલું દર્દ અધિકારીઓ નીમાતા એ ખોટું તો સહેલાઈથી સમજી શકાયથી તેઓ બહાર નીકળવાને બદલે જરૂર ન હોય કે કેવળ તેમના નામનો—આશ્રય લઈને આવો પત્ર ન જ લ—એ ખોટું થશે. ગમે તેમ થાય, પણ વરસ દરમ્યાન આપના અને અધિકારીઓની એકમતિ વિષે વાર શંકાઓથી છે સુધારો થવાનો સંભવ નથી.

તો આ લડત 'ઘડિભર માનીએ કે ચુસ્ત પક્ષનો છવાએલું. છતાં તો પરિણામ શું થાય? એક તો એ કે કરેલી. પણ સ્વરાજ્યવાદી ધારાસભાઓમાં દાખલ થયા જે દશા માંડી મંડળોમાંથી હટી જાય પણ તેમના જ વચ્ચે ?'ને તેમના આધાર રૂપ અનુયાયીઓનો મોટો વર્ગ છે, તેઓ અધિકારમાં કાયમ રહે. ને ધારાસભા વિષે કેવળ સૌની

બધા પરદેશી કાપડનો, સરકારી અદાલતોનો, નિશાળો-ભર નિશાળોનો અને કોકનાડાના ઠરાવથી ફેરવાયો હોય તેટલે અંશે ધારાસભાનો—એ પંચવિધ બહિષ્કાર હજી પણ મહાસભાના કાર્યક્રમના અંગરૂપ છે તે તરફ સૌ મહાસભાના મતદારોનું આ મહાસમિતિ ધ્યાન ખેંચે છે, ને તેથી જે મતદારો આ કાર્યક્રમમાં માનતા હોય તેઓ તો કોકનાડાના અપવાદ સિવાય આ પાંચે બહિષ્કારનું પૂરું પાલન ન કરતા હોય તેમને કોઈ સમિતિઓમાં ન ચુંટે એ ઇષ્ટ ગણે છે ને આવા જે હાલ સમિતિઓમાં ચુંટાએલા હોય તેમને પોતાની જગ્યાનું રાજીનામું આપવા મહાસમિતિ વિનંતિ કરે છે.

...વાનો હુકમ ગુજરાત પ્રાંતિક સમિતિ આપે તો કોઈ જીલ્લામાં—દાખલા તરીકે પંચમહાલ જીલ્લામાં—જ્યાં સૌ ભેગા મળીને કામ કરતા હોય ત્યાં વળી ચર્ચા —કદાચ વિખવાદ જામે. તેથી જે કંઈ થોડું કામ થતું હોય તે અટકવાથી હાનિ જ થાય. વળી ભાઈ વામનરાવ મુકાદમ જેવા જુના કાર્યકર્તા મંત્રીપદેથી ચલિત થતાં તેમની કાર્યશક્તિ કમી થાય. બીજી પાસ તેમનાથી કોઈ વધારે યોગ્ય સજ્જન તો તરત મળે નહિ તેથી કદાચ આખા જીલ્લામાં મહાસભાની રચના અશક્ય થઈ પડે.

આવા ચુસ્ત પ્રાંતમાં પણ કોઈ ધારાશાસ્ત્રીને જાણી-બુઝીને કોઈ સમિતિમાં અગ્રસ્થાને મુકયા હોય તો તે ખાદીના કે એવા કામના કારણસર જ. તેમને બાતલ કરવાથી પણ કેવળ હાનિ જ સંભવે.

આ બધું વિચારતાં આ ઠરાવ કરતાં પણ તેની નીચે રહેલી કાર્યપદ્ધતિ વિષે ઉંડી શંકાઓ થાય છે. મારૂં નમ્ર નિવેદન એ છે કે હાલ કુદરતી રીતે જે વિષમ સ્થિતિ ઉત્પન્ન થઇ છે તેમાં ઉપરિ મંડળોના સખ્ત ઠરાવોથી નહિ પણ પ્રજામતની ક્રમિક અથવા સત્વર જાગૃતિથી જ યોગ્ય સુધારો થઈ શકશે.

## અદાલતોનો બહિષ્કાર

મહાસભાને ચોપડે અદાલતોનો બહિષ્કાર તો હજી જરાયે ભૂંસાયો નથી. છતાં ખાસ કરીને છેલ્લાં બે વરસ-માં પ્રજાનું મન તેનાથી કેટલું દૂર ગયું છે તે નીચેના મુદ્દા પરથી જણાશે:

(૧) વકીલો અને અસીલો સુદ્ધાંત સૌ એ તો કબૂલ કરે છે કે આ બહિષ્કારની ચળવળથી કોરટોની પ્રતિષ્ઠા ઘણી જ ઘટી ગઈ છે.

(૨) સન ૧૯૨૧માં પ્રમાણમાં ઘણા જુજ વકીલો-એ વકીલાત છોડેલી. તેમાંથી ઘણા પાછા જોડાયા છે—તે કોઈ વકીલાતની કિંમત સમજીને નહિ પણ નિર્વાહ સારૂ લાચારીથી. હવે કેળવાતા જુવાનોનો વકી-લાત તરફ ધસારો ખાસ ઓછો થતો જણાવામાં નથી.

પણ એકંદર વિજ્ઞાનની અને ઉદ્યોગની દિશા શોધવાની ઇંતેજારી વધતી તો જાય છે જ.

(૩) મારી જાણ મુજબ ૧૯૨૧માં બિહાર પ્રાંતમાં જ પંચાયતો મોટા પ્રમાણમાં સ્થપાયેલી. અને તે સિવાયના બીજા મુલકમાં અસીલોએ તો કોઇ ખાસ અપવાદ સિવાય ભાગ્યે જ બહિષ્કાર કરેલો.

(૪) આજે પ્રજા બને તો પંચાયત મારફત દિવાની અને ફોજદારી ટંટા પતાવવા રાજી છે ખરી. પણ તેની મારફત દાદ ન મળે તો છેવટે કોરટમાં જતાં ન અચકાય. બોરસદ અને પેટલાદના જે ભાગમાં પંચાયતનું કામ સારામાં સારૂં ચાલેલું—કંઇક હાલ પણ ચાલે છે, ત્યાં પણ જ્યારે દાદ ન મળી ત્યારે દાવા કોરટમાં નોંધાયા છે.

(૫) ૧૯૨૧માં આપની સૂચનાથી વકીલોને કાર્યવાહક મંડળોમાંથી દૂર રાખેલા. પ્રજામાં તેમને વિષે ખુબ અણગમો—દ્વેષ પણ ફેલાએલો. તે સ્થિતિ વર્તાને બારડોલીમાં આપે બહિષ્કારની ચળવળ મોકુફ રાખી તે પછી વધારે ને વધારે પ્રમાણમાં વકીલો મહાસભાનાં મંડળોમાં ચુંટાતા ગયા છે. ધારાશાસ્ત્રીઓ તો થોડા હોય પણ વકીલો તો ઘણા. તેથી આપણા જેવા સુરત પ્રાંતમાંયે કેટલીક સમિતિઓએ કોઇ કોઇ વકીલોની ખાસ કિંમત પીછાનીને તેમને મહાસમિતિ સુધીનાં મંડળોમાં ચુંટયા છે.

આવી સ્થિતિમાં કેવળ બહિષ્કાર તરફ ધ્યાન દોરવાથી કંઇ મહત્વનો ફેરફાર થાય નહિ એ તો આપ જાણો છો. વળી આ બહિષ્કાર જેઓ પૂરેપૂરો પાળતા હોય તેમને જ અધિકારીઓ તરીકે ચુંટવાનો ને તે સિવાયના બીજાને તેમાંથી રાજીનામું અપાવવાનો ઠરાવ કરવાથી શો લાભ થાય એ સમજાતું નથી. તેના બે હેતુ હોઈ શકે : (૧) મંડળોમાં દાખલ થયેલા વકીલો પાસે વકીલાત છોડાવવાનો; અને (૨) બીજા અધિકારીઓ પાસે અસીલ તરીકે પણ કોરટનો ત્યાગ કરાવવાનો. હવે આવા ઠરાવથી કોઇ વકીલો વકીલાત છોડે એવો તો થોડો સંભવ છે. પંચાયતો નિયમસર સ્થપાય તે સિવાય હાલ કોઇ પણ અધિકારીઓ નુકસાન વેઠીને કોરટને—અને પોતાના હકને જતાં કરે એ પણ લગભગ અસંભવિત છે. વળી જે હજારો સભાસદો પોતે રોજ કોરટનાં પગથિયાં ઘસે છે તેઓ બહિષ્કારની ભાવનામાં જ માનવાથી પોતાની જ માફક કોરટે ચઢનારને કે વકીલોને વ્યાજબી રીતે ચુંટણીમાંથી કેમ બાતલ કરી શકે ?

આવા ઠરાવનો પણ સુરત પ્રાંતના જ વાતાવરણમાં પાકો અમલ થઇ શકે. પરિણામે અપવાદ રૂપે લીધેલા કોઇ સારા વકીલોને તરત તિલાંજલિ આપવી પડે. અસીલ તરીકે પણ કોરટે ન જનારને જ ચુંટવા હોય તો તો ઘણાખરા તાલુકા અને ગામડાંમાં સમિતિઓ બંધ કરવી પડે.

આમ આ ઠરાવથી ઉધાર પાસું જ વધી જતું જણાય છે. મારા નમ્ર મત મુજબ તો હાલ પંચાયતોના સુધારાવધારાથી જ આ બહિષ્કાર વધારે સિદ્ધ થતો જશે, ને આવા કંઇ ઠરાવનો પૂરો અમલ કરવાથી તો હાલ ચાલતા કામને પણ મોટે ભાગે નુકસાન થશે.

### શાળાઓનો બહિષ્કાર

મહાસમિતિની છેલ્લી બેઠકમાં કોરટે જતા અસીલોને વિષે જરા છૂટ મુકવાનો આપનો ઇરાદો હતો. પણ શાળાઓ વિષે તો આપને કંઈ જ ઢીલ મુકવાની જરૂર લાગી નહિ તેમ સ્વરાજ્યપક્ષે કંઇ માગી પણ નહિ. તેથી તે વિષે ચર્ચાની ખાસ જરૂર જણાય છે.

પ્રથમ તો સ્થિતિ તપાસીએ:

(૧) ધારાસભાથી બીજે નંબરે પણ કોરટો કરતાં વધારે અંશે શાળાઓનો બહિષ્કાર ૧૯૨૧ માં થયો હતો. કુલે સેંકડો અધ્યાપકો અને શિક્ષકોએ અને કદાચ લાખો વિદ્યાર્થીઓએ સરકારી શાળાઓ અને કોલેજો છોડી હતી. એક વખતે એમ પણ લાગેલું કે અસહકારના મહાપ્રલયમાં બધીયે સરકારી સંસ્થાઓ ડુબી જશે. ૧૯૨૨ થી પાણી વળતાં ગયાં, રાષ્ટ્રીય શાળાઓની અને તેના વિદ્યાર્થીઓની સંખ્યા ઘટતી ગઇ ત્યારે બીજી બાજુ સરકારી સંસ્થાઓમાં ભરતી થતી ગઇ. આજે પણ એ ઉલટો પ્રવાહ કાયમ છે અને તે ક્યાં અટકશે એ કહેવું મુશ્કેલ છે.

(૨) અત્રેના મહાવિદ્યાલય અને પ્રોપ્રાઇટરી હાઇસ્કૂલ, ભાવનગર અને ચરોતરની શાળાઓ વગેરે પંકાએલી સંસ્થાઓ પ્રત્યે લોકોનો ભાવ સારો છે; જો કે આ શાળાઓના પણ ઉંચા—ખાસ કરીને છેલ્લા વર્ગમાં સંખ્યા ઘટતી જાય છે. વિદ્યાપીઠની શાળાન્ત પરીક્ષામાં બેસનાર ઉમેદવારોની સંખ્યા પ્રતિ વરસે ઘટતી જાય છે.

(૩) કેટલાંક ગામડાંમાં અપૂર્ણ વિનય મંદિરો ચાલે છે તે લોકોને બહુ ગમે છે. પણ તે રાષ્ટ્રીય છે

તે કરતાં ઇંગ્રેજી ભણાવે છે તે સારું જ. તેના નિભાવ ને મકાન સારુ પણ લોકો જોઈતા પૈસા આપે છે તે પણ મુખ્યત્વે એ જ કારણસર. એમાંની કેટલીક સંસ્થાઓ સરકાર તેમ જ વિદ્યાપીઠથી પણ સ્વતંત્ર રહે છે અને જે વિદ્યાપીઠ સાથે જોડાય છે તેના પણ ઘણાખરા છોકરાઓ પછીથી સરકારી શાળાઓમાં જ ચાલ્યા જાય છે.

(૪) જે થોડાં રાષ્ટ્રીય કુમારમંદિરો હજી સુધી ગામડામાં ટકી રહ્યાં છે તે પર લોકોનો નજીવો જ ભાવ દેખાય છે અને તેથી તેને માટે પૈસાની પણ ઘણી જ ઓછી —અધુરી મદદ કરે છે. કેટલીક શાળાઓ તો શરમભરેલી હાલતમાં છે. ઘણેખરે ઠેકાણે શાળાના ગાળિયામાંથી પહેલી તકે છુટી જઈને વગર પૈસે સરકારી શાળાઓમાં છોકરાઓને ભણાવવાને લોકો ઇંતેજાર થતા જાય છે.

(૫) ગામડામાં લોકલબોર્ડ તેમ નાનાં મોટાં શહેરોમાં મ્યુનિસિપાલિટીઓ સરકારી મદદ લઈને પ્રાથમિક શાળાઓ ચલાવે છે. આપણા આખા પ્રાંતમાંથી મ્યુનિસિપાલિટીવાળાં ત્રણ* જ શહેરોએ અસહકાર કર્યો ને કાયમ રાખ્યો છે. બાકીની તમામ મ્યુનિસિપાલિટીઓ તો આ બધોય વખત સરકારની મદદથી જ શાળાઓ ચલાવતી આવી છે અને ત્યાં સ્વતંત્ર કુમાર મંદિરો થોડાં જ સ્થપાયાં છે. એટલે એ બધાં ગામે તો પહેલેથી તે આજ સુધી કેળવણીમાં અસહકાર થયો જ નથી એમ કહી શકાય.

(૬) આથી આપણા જેવા ચુસ્ત પ્રાંતમાં પણ કેવળ રાષ્ટ્રીય શાળામાં જ બાળકો મોકલનારને મહાસભાનાં મંડળોમાં નીમવાની પ્રથા કદિ પણ શરૂ થઇ નથી. તેમ મ્યુનિસિપાલિટી અને લોકલ બોર્ડના સભાસદો તરીકે સરકારનો પૈસો લઈ શાળાઓનો વહીવટ કરનારાને સમિતિઓમાંથી બાતલ કરવાનો પણ કોઈએ વિચાર કર્યો જણાતો નથી. એ સંસ્થાઓની સ્થિતિ પારખીને તેનો બહિષ્કાર કરવાનો ઠરાવ ભરૂચની પરિષદ (૧૯૨૧ જુન)માં લાવવામાં આવ્યો હતો પણ તે નામંજુર થયો હતો.

પણ હું ભૂલ્યો. ગુજરાત વિદ્યાપીઠ સ્થપાયા પછી થોડા વખતમાં અસહકારના અંગેઅંગનું પાલન કરનારને જ નિયામક સભામાં સ્થાન આપવાનું ઠરાવવામાં આવ્યું હતું એમ યાદ છે. એમ હોય તો એ પણ ભૂલ જ થએલી. કારણ કે આપે જ સહકારીઓ અને અસહકારીઓ—સૌ મળીને એ વિદ્યાપીઠ ચલાવે એવી ઇચ્છા આરંભમાં દર્શાવી હતી.

પરિણામ

આવી સ્થિતિમાં શાળાનો પૂરો બહિષ્કાર કરનારને જ સમિતિઓમાં નીમવાનો ઠરાવ કરવાથી નીચેનાં પરિણામ આવી શકે:

(૧) અમદાવાદ સિવાયની તમામ મ્યુનિસિપાલિટીઓના તેમ જ લોકલ બોર્ડના સભાસદોને સમિતિઓમાંથી રાજીનામાં આપવાં જ પડે. ડૉ. ચંદુલાલ દેસાઇએ ગમે તેટલો સ્વાર્થત્યાગ કર્યો હોય, અને મહાસભાનું ગમે તેટલું સારું કામ કરતા હોય; પણ ભરૂચની મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે સરકારની મદદ લઈને શાળાઓ ચલાવતા હોય એટલે તેમને પણ આપણે ખોવા જ પડે.

(૨) સરકાર સામે અસહકાર કરનાર ત્રણ શહેરો સિવાયનાં તમામ મ્યુનિસિપલ ગામોની તેમ જ રાષ્ટ્રીય શાળા વગરનાં તમામ ગામડાંની પણ સમિતિઓ બંધ કરવી પડે. કારણ કે સરકારી પાસવાળી શાળામાં બાળક ન ભણાવનાર થોડા જ કાર્યવાહકો ત્યાં મળી આવે.

(૩) અલબત, આથી ઉલટું એ પરિણામ પણ આવી શકે કે કોઇ કોઇ અધિકારીઓ બાળકોને સરકારી શાળામાંથી ઉઠાડી લઇને રાષ્ટ્રીય શાળામાં મોકલે. પણ જે મોટા ભાગનાં ગામડાં અને શહેરોમાં રાષ્ટ્રીય શાળાઓ જ નથી તેનું શું? અલબત, ત્યાં કાર્યવાહકો તરત બાળકો માટે નવી રાષ્ટ્રીય શાળાઓ ખોલી શકે અથવા પોતાનાં બાળકોને છુટાં મુકી શકે. પણ શાળા ખોલવાની શકિત નથી ને તે સિવાય છોકરાંને ઉઠાડી મુકવા જેટલી બહિષ્કારમાં શ્રદ્ધા નથી. તેથી આવું કંઈ થવાનો સંભવ જુજ જ દેખાય છે.

આમ ત્રીજું પરિણામ લગભગ અસંભવિત છે. પહેલાં બે પરિણામ આવે તો કેવળ અનર્થ જ થાય. તેથી બહિષ્કારને સિદ્ધ કરવાને આપે સૂચવેલો માર્ગ અયોગ્ય જ લાગે છે.

પણ આપનું દિલ તો આજે રચનાત્મક ક્રમ પર —એટલે આ વિષયમાં રાષ્ટ્રીય શાળાઓના વધારા ને સુધારા પર જ એકાગ્ર છે. તે હેતુથી જ આપે બહિષ્કારને વધારે સખ્ત કરવા ધાર્યો છે. પણ મારા નમ્ર મત મુજબ તો આથી વિપરીત જ માર્ગ ગ્રહણ કરવાની—અર્થાત્ શાળાઓને સુધારી વધારીને બહિષ્કાર પાકો કરવાની જરૂર છે.

* અમદાવાદ, નડીઆદ અને સુરત.

અને છેવટે એ સવાલ તો આમાં પણ રહે જ છે કે સભાસદો પોતે જ સરકારી સંસ્થાઓમાં બાળકોને મોકલતા હોય તેઓ બહિષ્કારના હિમાયતી બનીને તેમના જ જેવા આગેવાનોને અધિકારી મંડળમાંથી કેમ બાતલ રાખી શકે ? જ્યાં રાષ્ટ્રીય શાળા હોય ત્યાં તો પ્રજાવર્ગ તેમ જ અગ્રણીઓ તેનો લાભ લેતા હોય એટલે આ ઠરાવ નિરૂપયોગી નીવડે.

## ઇલ્કાબોનો બહિષ્કાર

ઇલ્કાબધારીઓ થોડા જ હોય ને તેઓ ભાગ્યે જ આપણી સમિતિઓમાં ભળે એટલે તેમને વિષે થોડું જ કહેવાનું રહે છે.

આ ચળવળથી ઇલ્કાબોની કિંમત પ્રજામાં ઘટી છે એ તો તે ધરાવનારા પણ જાણે છે. પણ તેમની સામે પહેલાં દ્વેષભાવ જાગ્યો હતો તે હવે કંઇ શમ્યો છે એટલે કેટલાંક દેશસેવાનાં—ખાદી જેવાં કંઈક કામ તેમના અને અસહકારીઓના સહકારથી થઇ શકે એવી કંઈક આશા પડતી જાય છે.

આ સ્થિતિમાં આ બહિષ્કારને પાકો કરવાનો હેતુ પણ સમજાતો નથી. સરકારના પૈસાનો વહીવટ કરનાર મ્યુનિસિપાલિટી અને લોકલ બોર્ડના સભાસદોને બાતલ કરવાનું આપે ભાગ્યે જ ધાર્યું હશે. એટલે પ્રાંતની ધારાસભાથી માંડીને ગામડાંની સહકારી મંડળી સુધીની અનેક સરકારી સંસ્થાઓના સંબંધીઓને આપ સમિતિઓમાં રાખો ને છતાં ઇલ્કાબધારીઓને જ હઠાવો એ વ્યાજબી લાગે છે ? ને કોઇ પદવીધારી આરૂઢ ખાદીભક્ત હોય તેમને ઇલ્કાબના જ કારણસર આપણાં ખાદી મંડળોમાંથી દૂર રાખીશું ? અલબત આમાં પણ આપણી સાથે સામેલ થયેલા કોઇ સજ્જન ઇલ્કાબ છોડે એવી આશા રહે. પણ તે આજે તો ભાગ્યે જ ફળે.

## મીલ કાપડનો બહિષ્કાર

આપે મૂળના ઠરાવમાં તમામ મીલ કાપડનો બહિષ્કાર સૂચવ્યો છે એ જોઇને કોઇ નવાઇ પામશે. કલકત્તાના ઠરાવમાં તો તમામ પરદેશી માલનો જ બહિષ્કાર ફરમાવ્યો છે. નાગપુરની મહાસભાએ કલકત્તાના ઠરાવને ' ' આપવા ઉપરાંત તમામ પરદેશી વેપાર કાપી નાંખવાની તેમ જ હાથકંતામણ અને હાથવણાટનો પ્રચાર કરવાની સૂચના આપી છે. ૧૯૨૧માં મુંબાઇની મહાસમિતિએ પરદેશી કાપડના જ ત્યાગ પર ભાર મૂકીને તેની હોળીઓ સળગાવવાની આજ્ઞા આપી હતી. તે પછી દિલ્હીમાં મળેલી મહાસમિતિના ઠરાવમાં આડકતરી રીતે એવું સૂચન મળે છે કે મહાસભાના ક્રમનું પાલન કરનારે કેવળ ખાદી જ પહેરવી જોઇએ. છતાં ત્યાં પણ તે ધોરણ જેલ જનાર સ્વયંસેવક માટે જ ફરમાવ્યું છે. તેથી સૌ કાર્યકર્તાઓને સારૂ ખાદીના ઉપયોગને તમામ મીલના કાપડના બહિષ્કારના રૂપમાં આપે કદાચ હાલ પહેલી જ વાર રજુ કર્યો હોય એમ જણાય છે.

આ બહિષ્કાર પૂરેપૂરો કરનારને જ સમિતિઓમાં ચુંટવાનો ઠરાવ ઉપરઉપરથી તો સરળ લાગે છે. જેઓ ખાદી જ પહેરતા હોય તેઓ સહેલાઇથી પહેરી શકે અને તેમ ન જ કરે તેઓ નીકળી જાય તો બહુ નુકસાન ન થાય.

આપે આવી સલાહ આજે અને આવા સ્વરૂપમાં આપવાનું કેમ યોગ્ય ધાર્યું હશે ?—એવો સવાલ થાય ખરો. બારડોલીના ઠરાવ પછી એકંદર આખા દેશમાં ખાદીનો પ્રચાર વધ્યાનું જાણવામાં છે. સ્વરાજ્ય પક્ષના અગ્રણીઓએ પણ ખાદીમાં જ સજ્જ થઈને ધારાસભાઓને શોભાવી છે. છતાં એ પક્ષના કોઈ કોઇ પ્રધાનપુરૂષો મીલનું કે પરદેશી કાપડ પાછું સ્વીકારતા જણાયા છે. અને તેથી જ કદાચ આ બહિષ્કારનો આગ્રહ કરવાની આપને જરૂર જણાઇ હશે.

પણ કેવળ ખાદી પહેરવાથી જ આ બહિષ્કાર પૂરો સધાય ખરો ? આપની સલાહ મુજબ તો તે સારૂ મીલ ચલાવવાનું કે તેનું કાપડ વેચવાનું પણ બંધ કરવું પડે. આવો અર્થ ઉપરના દિલ્હીના ઠરાવમાં સ્વયંસેવકને માટે પણ નથી આવ્યો. તે કેવલ નવીન જ લાગે છે—તેમાં મહાસભાના ઠરાવનો અંતિમ પ્રયોગ જણાય છે. આવા બહિષ્કારનો આગ્રહ કરવાથી નીચેનાં પરિણામ આવવાનો સંભવ છે:

(૧) અત્યાર સુધી આપે પરદેશી કાપડ અને ખાદી વચ્ચે જ વિરોધ કલ્પ્યો હતો. આપે ફરી ફરીને જણાવેલું યાદ છે કે મધ્યમ વર્ગના અને તવંગર લોકો પરદેશી કાપડને બદલે ખાદી પહેરે તો તે જાડી શકે અને દેશી મીલોનું સોઘું કાપડ તો ગરીબ વર્ગ વાપરી શકે. લગભગ પહેલી જ વાર આપ આ ઠરાવથી દેશી મિલોનો વિરોધ કરતા જણાયા છો. તેથી મીલમાલીકો પાસેથી સહાય મેળવવાની આશા આપે આજ સુધી રાખી

છે—તેથી તેમને ઘણી વિનંતિઓ પણ કરી છે—તેને માટે ભવિષ્યમાં થોડો જ અવકાશ રહેશે.

(૨) પણ એથી વધારે ગંભીર પરિણામ તો એ આવશે કે તમામ કાપડના વેપારીઓ સમિતિઓમાંથી બાતલ થઈ જશે. કેવળ પરદેશી કાપડના વેપારીઓનો બહિષ્કાર સમજી શકાય. પણ કેવળ ખાદીના વેપારમાં કંઈ કમાણી નથી તેથી તેના ઘણાખરા વેપારી સાથે-સાથે થોડોઘણો દેશી મીલોનો માલ વેચે છે. આવા કેટલાયે વેપારીઓ પોતે કેવળ ખાદી પહેરે છે, તેને ખરા દિલથી ઉત્તેજન આપે છે, ને તેની ઉત્પત્તિ અને વેચાણમાં સહાય આપે છે. તેમને સમિતિઓમાંથી બાતલ કરવાથી ખાદીના તેમ જ મહાસભાના કાર્યને પણ લાભ કરતાં વધારે હાનિ થવાનો સંભવ લાગે છે. મારી આંખ આગળ ભાઈ કુંવરજીનો દાખલો તરી આવે છે. આપની જ સૂચનાથી ચારેક વરસ પર તેમણે સુરતમાં સ્વદેશી વસ્તુભંડાર કાઢ્યો. તે વખતે તો આપની સ્વદેશીની વ્યાખ્યા મુજબ તેમણે પરદેશી સુતરનો દેશી મીલોમાં વણેલો માલ પણ રાખ્યો. અસહકારને અંગે આપે વ્યાખ્યા સુધારી એટલે કેટલીક ખોટ ખાઈને તેમણે પરદેશી સુતરનો માલ કાઢી નાંખ્યો. હવે જો મીલના તમામ માલનો બહિષ્કાર કરવો હોય તો ભંડાર બંધ કરવો પડે. એટલે એક આદર્શરૂપ તાલુકો તૈયાર કરવા સારૂ આખા દેશમાં નામના મેળવનાર આ વીર સેવકને આજે એ તાલુકાનું તંત્ર છોડવાનું કે પોતાની આજીવિકાની દોરી કાપવાનું ધર્મસંકટ પ્રાપ્ત થાય એમ છે. સારા દેશમાં આવા નાના મોટા કંઈક કુંવરજી હશે તેમને ખોવાથી કેટલું નુકસાન થાય એ આપ સહેજે સમજી શકશો.

(૩) અત્યાર સુધીમાં પણ કોઈક કોઈક કાર્યકર્તાઓ કંઈક તરેહવાર અને કંઈક અનર્થકારક દલીલોથી મીલના કાપડનો ત્યાગ કરવા બોધ આપતા હતા. હવે મને વધારે વેગ મળશે. એટલે પરદેશી કાપડ ને પારીઓની સામે દ્વેષભાવ પેદા થયો છે તેમ હવે લેના માલીકો અને દેશી કાપડના વેપારીઓ સામે ણ ઉત્પન્ન થાય. આપે ત્રણે બહિષ્કારની ળવળ તો બંધ કરી છે. પણ ખાદીના પ્રચાર માટે લ કાપડની વિરૂદ્ધ જોસભેર ચળવળ ચલાવવામાં આવશે તો નૈતિક તેમ જ વ્યવહારિક દૃષ્ટિએ પણ બુરાં રિણામ આવવાનો સંભવ છે.

(૪) કોઈ વસ્તુના નકાર—બહિષ્કારની ચળવળનું અંતિમ પરિણામ તે તેનો પહેરો. ગુજરાતમાં પણ દારૂનાં પીઠાંનો, સરકારી નિશાળોનો અને પરદેશી કાપડની દુકાનોનો પહેરો આપણે કરી ચૂક્યા છીએ. છેલ્લો પહેરો આદરવામાં આવ્યો ત્યારે ખાદીના પ્રચારથી તેનો હેતુ સિદ્ધ કરવાની સૂચના કરવામાં આવી હતી. પણ તે સમિતિને રૂચી નહિ. કેટલાયે ગામે પહેરા શરૂ થયા. કેટલાક વેપારીઓએ આગળથી ચેતી જઈને, કેટલાક છેવટે કંટાળીને નવું પરદેશી કાપડ ન લાવવાની પ્રતિજ્ઞાઓ લીધી. પછી થોડી જ વારમાં તેના પર પાણી ફર્યું. આ ઉપરથી હવે સૌની ખાત્રી થવી જોઈએ કે પરદેશી કે મીલના કાપડનો બહિષ્કાર શીખવીને નહિ પણ ખાદીના મીઠા ગુણ ગાઈને જ તેનો વધારે પ્રચાર થઈ શકશે.

આ ચર્ચા ઉપરથી પણ એ જ અનુમાન પર આવવાની ફરજ જણાય છે કે આપના ઠરાવમાં જેટલે અંશે કેવળ ખાદી વાપરવાનો જુનો આગ્રહ છે તેટલે અંશે તે ઉપયોગી છે. પણ તેને આપે સ્વરૂપની નવીનતા આપી છે તેમ જ તેના અર્થનો વિસ્તાર કર્યો છે તેથી અજાણતાં ખાદીના જ પ્રચારને હાનિ પહોંચશે એવો ભય રહે છે.

### તરસાળો

હવે તરસાળો કાઢીએ. મહાસભાના ઘણાખરા સભાસદોએ પોતે ધારાસભા માટે મત આપ્યા છે તેમ તેમણે સમિતિઓમાં સ્વરાજ્યવાદીઓને અને ધારાશાસ્ત્રીઓને ચુંટ્યા છે. તેમણે પોતે સરકારી અદાલતોનો ત્યાગ નથી કર્યો તેમ જ સરકારી શાળામાંથી બાળકો ઉઠાવી નથી લીધાં. તેથી જ તેમણે તેમના જેવા ભોળા અસહકારીઓને સમિતિઓમાં તેમ જ મહાસભામાં ચુંટ્યા છે. તેમણે પોતે થોડી જ ખાદી પહેરી છે, તેથી જ જરા વધારે ખાદી પહેરનારને પોતાના પ્રતિનિધિ તરીકે પસંદ કર્યા છે. આમ પ્રજાની જ નબળાઈનું પ્રતિબિંબ તેના પ્રતિનિધિઓમાં જોઇ શકાય છે.

ને છતાં આવા અપૂર્ણ પ્રતિનિધિઓ મહાસભામાં મળીને દર વરસે અસહકારના સમગ્ર ક્રમને હોંસભેર ટેકો આપ્યે જાય છે અને તેનું થોડું જ પાલન કરનાર સમિતિઓ વરસભર તેનો પ્રચાર કરવાની જવાબદારી ઉઠાવે છે. પણ આમાં કેવળ ઢોંગ તો નથી. તેનો અર્થ તો એટલો જ કરી શકાય કે પ્રજામાં ને તેના

અગ્રણીઓમાં સારા ક્રમનો અવિશુદ્ધ અમલ કરવાની શકિત નથી, છતાં ભાવના તરીકે—ક્રમે ક્રમે પહોંચવાના દૂરના લક્ષ્યસ્થાન તરીકે તે બહુ જ પસંદ છે.

**जानामि धर्मं न च मे प्रवृत्तिः।**
**जानाम्यधर्मं न च मे निवृत्तिः॥**

—આમ સત્ય કે અહિંસાની—ધર્મ કે નીતિના કોઈ સિદ્ધાંતની તરફ સૌ કોઈ ખરા દિલથી મત આપે અને છતાં તેનો અમલ તો પોતાની શક્તિ પ્રમાણે થોડા જ કરી શકે તેમ આ બહિષ્કારના કડક ક્રમ વિષે થયેલું જોવામાં આવે છે.

મહાસભા પ્રજાની પ્રતિનિધિરૂપ ગણાય. તેથી જો તેણે મોટેભાગે પણ હવે અસહકારનું પાલન કર્યું હોય તો તે વિષે ફરીથી ઠરાવ કરવાની જરૂર રહે નહિ. ને જો આટલાં વરસમાં પણ મહાસભા તેનું ઠીક પાલન ન કરી શકી તો હવે તે ઠરાવ કેમ કરી શકે? આ કોયડો ઉકેલવાને પણ માનવું જ જોઈએ કે મહાસભા હવે તો ઉન્નત ભાવના રૂપે જ બહિષ્કાર ફરમાવી શકે.

આથી ઉલટું જો આપના ઠરાવોનો પૂરેપૂરો અમલ થાય તો ઉપર જણાવ્યા મુજબ ઘણીખરી તાલુકા અને જીલ્લામાંની સમિતિઓ બંધ થાય ને મહાસભા સમગ્ર પ્રજાની નહિ પણ તેના ઘણા જ નાના વર્ગના પ્રતિનિધિરૂપ બને.

બીજી રીતે પણ એ જ વિચારનું સમર્થન થાય છે. સ્વરાજ્ય મળ્યા વિના ધારાસભાનો પૂરેપૂરો બહિષ્કાર કરી શકાય. પણ આપણા દેશના વિસ્તારના પ્રમાણમાં કંઇક પણ સંગીન સંખ્યામાં પંચાયતો અને રાષ્ટ્રીય શાળાઓ નીકળે તો પછી સ્વરાજ્ય મેળવવાની શક્તિ પ્રજામાં સહજમાં ફુટી નીકળે. તેમ એમ પણ લાગે છે કે રાષ્ટ્રીય શિક્ષણનો તેમ ખાદીનો ક્રમ દેશભરમાં તો સ્વરાજ્ય મળ્યા પછી જ સિદ્ધ કરી શકાશે. એટલે સ્વરાજ્ય મળતા પહેલાં તો બહિષ્કાર અપૂર્ણ જ હોઈ શકે.

આ ઉપરથી આપ જોઇ શકશો કે હાલ તો મુખ્યત્વે કરીને કેવળ ભાવના રૂપે જ બહિષ્કારનું સેવન થાય છે. આમ રાષ્ટ્રીય ઉન્નતિના ક્રમમાં આ ભાવનાને અચળ સ્થાન આપવાનો જ આપનો ઈરાદો હો તો તે સંબંધી ઠરાવને આવતી મહાસભામાં કાયમ રાખી શકો. પણ જો તરત અથવા નજીકના ભવિષ્યમાં તેનો અમલ થાય તો તે રાખી શકાય એમ આપ માનતા હો તો તેમાં કંઇ ફેરફાર કરવો પડે એમ લાગે છે.

હવે આ બહિષ્કાર તરફ પ્રજાની ગતિ બે ર ત્વરિત કરી શકાયઃ (૧) આપે સૂચવ્યું છે તેમ સૌ કાર્યવાહકોને તેમના જ ઠરાવના શબ્દોથી બાંધીને—તેનું અક્ષરશઃ પાલન કરાવીને—તેમનો આદર્શ પ્રજાની આગળ મુકીને; (૨) અને પ્રજાવૃક્ષના મૂળરૂપ આમ વર્ગમાં જ નવજીવન સિંચીને—અને તેમાંથી જીવનરસ ધીમે ધીમે ઉચ્ચનીચ સૌ વર્ગમાં પ્રસરાવીને. પહેલી પદ્ધતિ પણ કોઇ વખતે કાર્યસાધક નીવડે. પણ આજે આગેવાન વર્ગમાં સમગ્ર પ્રજાની જ નબળાઇ દેખાય છે. તેથી તેનો કૃત્રિમ બો પાડી તેની પાસે બહિષ્કારનો સંપૂર્ણ અમલ કરાવવ જતાં ઉપર સૂચવ્યા મુજબ મોટે ભાગે નુકસાન જ થા એમ છે. આ સ્થિતિમાં ફરીથી પ્રજાકેળવણીનો જર ધીમા પણ સંગીન માર્ગ જ આપણી સમક્ષ રહે છે.

એ કેળવણી પણ ત્રણ રીતે આપી શકાયઃ

(૧) મીલકાપડ સિવાયના પહેલા ચાર બહિષ્કાર રૂપ રીતે રાજકીય છે. તેથી કોઇ પણ મહાપ્રકરણને અં રાજકીય ચળવળ જોસભેર ચાલે તો જ બહિષ્કારનો પ અનાયાસે વધારે અમલ થાય. પણ આવી ચળવ કંઈ ઇરાદાપૂર્વક ભાગ્યે જ ચલાવી શકાય—મોડું વહે કોઇ મોટું મોજું આવે તેની થોડી વાર રાહ જોવી પડશે.

(૨) સરકારી શાળા કોરટો વગેરે પ્રત્યેકની સ ફરીથી ચળવળ ચલાવીને. પણ તેથી તો પ્રજાના મો વર્ગોની સામે દ્વેષભાવ જ કેળવાય ને વળી બુરાં પ િણામ આવે એ આપે જ જણાવ્યું છે. વળી હવે સફળ પણ ભાગ્યે જ થાય.

(૩) ત્રીજો રસ્તો રચનાત્મક ક્રમને પ્રેમ ને શાંતિ ખીલવવાનો ને સુધારવાનો છે. સરકારી સંસ્થાઓ ત્યાગને લીધે જ તેને સ્થાને રાષ્ટ્રીય સંસ્થાઓ આ કાઢવા માંડી છે. શરૂઆતમાં તો કેટલાય લોકોએ રા ષ્ટ્રીય-આવેશમાં આવીને અને ભવિષ્યનો કંઇ પ કર્યા વિના સરકારી સંસ્થાઓ છોડી દીધી હતી. હવે તો લડત લંબાઈ. એટલે રાષ્ટ્રીય રચના જેમ સ થતી જશે તેમ તેને જોઇ તપાસીને જ, હે સરકારને તિલાંજલિ આપવાનો વિચાર રા રાષ્ટ્રીય કાર્યની ભવ્ય ઇમારત જેમ જેમ જા જશે તેમ તેમ જ લોકો સરકારી મહેલને છોડીને આવતા જશે. તેમ જ ખાદીનું કાર્ય પણ ખીલશે ફેલાશે તેમ તેમ અનાયાસે તમામ મીલનાં કાપ ખપત ઓછી થતી જશે.

### પ્રાર્થના

બહિષ્કાર એ આપણી ઢાલની એક બાજુ છે; રચનાત્મક કાર્ય એ બીજી છે. બહિષ્કારથી સરકારના સાંધા ઢીલા કરવા છે; રચનાત્મક કાર્યથી પ્રજા શરીરને સર્વાંગે સમર્થ કરવું છે. એકનો પ્રેરક ઘણુંખરું દ્વેષ હોય છે; બીજાનો આત્મા કેવળ પ્રેમ જ સંભવે.

અત્યાર સુધીની ચળવળથી બહિષ્કારની જડ તો પ્રજાના મનમાં ઉંડી ઉતરી ગઇ છે. હવે જેમ બહિષ્કારની સીધી ચળવળ કરવાથી તેમ આપની સૂચના મુજબ અગ્રણીઓ વિષે તેનો આગ્રહ કરવાથી વિખવાદ ને પ્રપંચ, પક્ષાપક્ષી અને દ્વેષભાવ જ વધે એમ ભાસે છે. આપ તો બહિષ્કારની સર્વ પ્રવૃત્તિ શુદ્ધ ધાર્મિક દૃષ્ટિએ કરી શકો છો. પણ દુર્ભાગ્યે આમવર્ગની પામર વૃત્તિઓ તેમાં અચૂક ભળીને તેને વિકૃત કરે છે. તેથી સરકારી સંસ્થાઓ કે દેશી–પરદેશી કાપડ વિષે બહિષ્કાર દૃષ્ટિને હજી પણ વધારે ગૌણ રાખવા આપને અંતઃકરણપૂર્વક વિનંતિ કરું છું.

બહિષ્કારની અગ્નિજ્વાલાથી પ્રજાના મન અને જીવનના કંઈક કંઈક વિકારો બળીને ભસ્મ થઈ ગયા છે. તેમ જ તેનાથી પ્રજાજીવનની જે વાડો બંધાઇ ગઈ છે તે હવે સૌ નરી આંખે જોઇ શકે એમ છે. હવે પ્રજાજીવનના જે ક્ષેત્રમાંથી થોડાં ઘણાં ખડ ને કુંદાં સાફ થઇ ગયાં છે તેમાં નવીન રચનાના અતિશય કોમળ છોડ ખીલે છે. કોઇક કોઈક પર કંઇક સુંદર કુસુમકલિકાઓ પણ બેસવા આવી છે. સૌ પક્ષના સૌ વર્ગના પ્રજાજનો તેની પર મીઠી ચિંતાની નજરે જુએ છે. એને બહિષ્કારની ઉની આંચ જરાયે ન લાગવા દેશો ને પ્રેમરસનો અનન્ય અમૃતરસ એ બાલવૃક્ષોને ભરીભરીને પાશો એવી નમ્ર ભાવે આપને પ્રાર્થના કરું છું.

આપે યંગ ઇન્ડિયા (૨૯–૫–૨૪) માં ખાદીનાં બીષણ અને મંગલ––એવાં બે સ્વરૂપ વર્ણવ્યાં છે. કેવળ ખાદીનાં જ નહિ પણ તમામ રાષ્ટ્રીય રચનાનાં એવાં બે સ્વરૂપ દર્શાવી શકાય. પણ ૧૯૧૯ અને ૧૯૨૧ માં પ્રજાએ જે બીષણ સ્વરૂપ જોયું છે તેનો તેને છંદ લાગ્યો છે અને હાલ તેનું દર્શન ન થવાથી તે મંદ થઈ ગઈ છે. પણ હવે એ રુદ્રાવતારનો સમય નથી. હવે તો મંગલમૂર્તિ વિષ્ણુ ભગવાનનું **शान्तं शिवं सुन्दरम्** —એવા ભદ્ર સ્વરૂપને પ્રકટાવીને આપણી ગરીબડી ને દુખીઆરી પ્રજાને તેમ જ તેના સંતપ્ત ને છિન્નભિન્ન થએલા પ્રણેતાઓને પ્રેમરસથી પાવન અને સજીવન કરવા દીનભાવે આપને વિનંતિ કરીને આ પત્ર પૂરો કરું છું.

લિ. ઇન્દુલાલના સા. દં. પ્રણામ

# કોળી કોમની જાગૃતિ

કોળી કોમ એ પાછળ પડેલી જાતિઓમાંની એક છે. ગુજરાતમાં એની એકંદર વસ્તી આશરે ૧૫–૧૬ લાખ છે. સુરત જીલ્લામાં આશરે એક લાખની વસ્તી છે. આ લેખ સુરત જીલ્લાને ઉદ્દેશીને લખવામાં આવ્યો છે.

### પેટા વર્ગો

તળબદાઃ—આ વર્ગ કોળી કોમમાં સર્વથી ઉંચો મનાય છે. એ વર્ગ આશરે ૮૦ ટકા છે. ધંધામાં, શારીરિક બાંધામાં, રૂપરંગમાં, ને બીજા રીતરિવાજોમાં પાટીદારને મળતો છે. પાટીદારમાં મદ્યમાંસનો પ્રચાર નથી અને આ વર્ગમાં છે તેથી તેટલે જ દરજ્જે એ પાટીદારથી ઉતરતો છે.

મતીઆઃ—આ વર્ગનું પ્રમાણ આશરે ૪–૫ ટકા જેટલું છે. અમદાવાદની નજીકમાં પીરાણા કરીને ગામ છે ત્યાં એમના ધર્મનું મુખ્ય સ્થાન છે. એમના મતને સત્પંથ કહેવામાં આવે છે. એ મતના મુખ્ય સ્થાપક ઈમામશા કરીને એક મુસલમાન હતા. આ વર્ગ પણ તળબદા જેવો જ છે. તળબદા કરતાં ખાસ બાબત એક એમાં એ છે કે એ વર્ગમાં મદ્યમાંસનું બીલકુલ સેવન નથી.

ગુલામઃ—આ વર્ગનું પ્રમાણ આશરે ૧૦–૧૫ ટકા જેટલું છે. આ વર્ગ તળબદામાંનો જ હોય એમ જણાય છે. આર્થિક નબળાઇ અને બીજાં કેટલાંક કારણોસર દેસાઇ લોકના કબજામાં તળબદા પૈકીનાં જે જે કુટુંબો તેમના ગુલામ તરીકે રહ્યાં હતાં કે સપડાયાં હતાં તેને ગુલામ કાળી તરીકે કહેવામાં આવે છે. આ માટે લોકવાયકા ચાલે છે કે, એક વખત એ વર્ગ દેસાઈઓના કબજામાં એટલે સુધી સપડાયો હતો કે દેસાઇ લોકનાં બચ્ચાંનાં મળમૂત્ર સુદ્ધાં એ વર્ગની સ્ત્રીઓને ઉપાડવાં પડતાં. હાલમાં એ વર્ગમાં ગુલામી જેવું નથી. કેટલાક ખેડુત છે અને મોટો ભાગ મજુરીઆત છે. પણ તળબદાના જેટલા આર્થિક સ્થિતિમાં ને રીતરિવાજમાં ચઢીઆતા નથી. એ વર્ગનો વહેવાર એ વર્ગમાં જ ચાલે છે. જ્યાં જ્યાં અનાવિલો ને દેસાઈઓની વસ્તી મોટા પ્રમાણમાં છે ત્યાં ત્યાં એ વર્ગના લોક ખાસ વસેલા જોવામાં આવે છે. હજુ પણ અનાવિલો ને દેસાઇઓને ત્યાં એ વર્ગની સ્ત્રીઓ પૈસા લઇને માંગલિક પ્રસંગે ગીત ગાવા જાય છે. આ વર્ગમાંથી ઘણાં કુટુંબો મુંબઇમાં જઇ વસેલાં છે. મુંબઇમાં ખાસ ધંધો ઘોડાગાડી હાંકવાનો છે. આ ઉપરથી બીજા લોકો એને મુંબઇમાં ઘોડાવાળાના નામથી ઓળખે છે. સમય જતાં વિદ્યાનો કંઇક પ્રચાર થવાથી મુંબઈ ખાતે છાપખાનામાં કંપોઝીટર, ટરનર, ઇંજનેર, વગેરે ધંધામાં પણ હવે જોડાતા જાય છે.

બારૈયાઃ—આ વર્ગની બહુ વસ્તી આ જીલ્લામાં નથી. એકાદ ટકા જેટલું પ્રમાણ હશે. ધંધામાં ને રીતરિવાજમાં તળબદા કરતાં સ્હેજસાજ જ ફેરફાર હશે.

## સામાજિક સ્થિતિ

ઉપર બતાવેલા તમામ વર્ગોનો ભોજન ને કન્યા આપલેનો વહેવાર પોતપોતાના વર્ગોમાં જ થાય છે. તળબદા વર્ગ ક્વચિત્ ગુલામ વર્ગમાંથી કન્યા લે છે પણ આપતો નથી. બાળલગ્ન, શુભાશુભ પ્રસંગે હદ ઉપરાંતનાં ખરચો, મદ્યમાંસનું સેવન એ બદી મોટા પ્રમાણમાં છે. મદ્યમાંસનું સેવન ફક્ત મતીઆ વર્ગમાં નથી. નામકરણસંસ્કાર, લગ્ન, મરણ પછી સદ્‌ગતિએ પહોંચાડવાની શ્રાદ્ધની ક્રિયા, વગેરે બ્રાહ્મણ મારફત થાય છે. ફારગતી—છુટાછેડા, ને પુનર્લગ્ન—નાતરાંનો રિવાજ છે. કન્યાવિક્રય બીલકુલ નથી. ફારગતી અને પુનર્લગ્નનો રિવાજ હોવાથી છુટ્ટા સાથે બાળકી આપવાના પ્રસંગો આવતા નથી પણ ક્વચિત્ કોઇ વૃદ્ધને પુનર્લગ્નની ઇચ્છા થાય તો, તે સમાન વયની સ્ત્રીને પરણે છે.

ન્યાતનો વ્યવહાર બરાબર ચલાવવાને માટે અમુક અમુક ગામના જથાઓ બાંધેલા હોય છે. એ દરેક જથાનાં કંઈ કંઇ ખાસ નામો હોય છે. જથામાં જેટલાં જેટલાં ગામો આવેલાં હોય તેટતેટલા ગામોમાંથી વસ્તીના પ્રમાણમાં આગેવાનો ચુંટી કહાડેલી જથાની ખાસ એક પંચ હોય છે. એ પંચ ધારાધોરણ ઉપર દેખરેખ રાખવાનું તથા સુધારાવધારા કરવાનું ને તકરારી બાબતોનો નિકાલ કરવાનું કામ કરે છે.

## આર્થિક સ્થિતિ ને ધંધા

**ખેતીઃ**—૯૦ ટકા ખેતીનો ધંધો કરનારા છે. એમાંથી આઠમા ભાગના ખેડુતો સારી સ્થિતિવાળા એટલે દેવાથી રહિત અને સાધનસંપન્ન. અડધા ઉપર ભાગના સાધારણ સ્થિતિના એટલે ખેતી અને સાધનોવાળા ખરા પણ દેવાદાર સ્થિતિમાં. બાકી રહ્યો ચોથો ભાગ. એ પોતાની માલીકીની જમીન નહિ જેવી જ ધરાવનાર પણ સાંથેભાગે ખેડી ખાનાર. આ વર્ગની પૈસા સંબંધીની હાલત ઘણી જ ખરાબ.

**નોકરી, વેપાર, પરદેશગમનઃ**—નોકરી શાળા ખાતામાં શિક્ષકોની, તલાટીની ને કારકુન વગેરેની. વેપારમાં તો ગણ્યા ગાંઠ્યા જ છે. પરંતુ જે થોડા વેપાર વગેરે કરનારા છે તે પૈકીમાં ઘણો સરસ ધંધો કરનારા પણ છે. બીમપોર, કુમસ વગેરે સ્થળના કેટલાક કલકત્તા, મુંબઇ, અને એવાં બીજાં સ્થળોમાં રેલ્વે વગેરેમાં કંટ્રાકટ રાખી કામ કરનારા છે તેઓ લાખો રૂપીઆની ઉથલપાથલ કરે છે. પરદેશગમનમાં આફ્રિકા, આઇલેંડ અમેરિકા, ફીજી, વગેરે સ્થળે ધંધાર્થે જઇ વસેલા છે. એ વર્ગ સાધારણ ઠીક કમાણી કરી લાવે છે. પરદેશમાં મોટો ભાગ શાકભાજી, ફળફળાદિ વગેરે ફરીને વેચવાનું કામ જ મોટા પ્રમાણમાં કરે છે. નોકરી તો જવલ્લે જ અને કોઇ કોઇ દુકાન રાખી વેપાર કરનાર હોય છે.

**મજુરીઃ**—૫ ટકા વર્ગ મજુરી કરનારો છે. આ વર્ગ પાસે માત્ર રહેવાનાં ઘર—ઝુંપડાં સિવાય બીજું કોઇ સાધન નથી. ખેતી વગેરે દેવામાં જતી રહેવાના પરિણામે નિરાધાર થયેલાં તે જ કુટુંબો મજુરની હાલતમાં છે. ગામડામાં વસી મજુરી કરનારને રોટલાની

સાથે ચોકખી હવા ને સૂર્યનો પ્રકાશ મળી શકે છે. પરંતુ મુંબઇ જેવાં શહેરમાં જઇ વસી ઘોડાગાડી હાંકવાના ધંધામાં રોકાયેલાં કુટુંબોને તો તબેલાની ગંધાતી હવા ને ઘીચ વસ્તીને પરિણામે અંધારૂં એ રોટલાની સાથે મળેલું હોય છે. મજુરી કરનારા વર્ગમાં એક પ્રથા ઘણી જ ખરાબ છે અને તે એ કે સમુદ્ર કિનારાનો ભાગ જે કાંઠાના નામથી ઓળખાય છે તે ભાગમાંનો સ્ત્રી વર્ગ બહાર ગામ જીનના કારખાના-ઓમાં મજુરીએ જાય છે. પાંચ સાત માસ ત્યાં રહે છે. સ્ત્રી વર્ગ 'પુરૂષો વિના એકલો જ જાય છે. આ વર્ગ કોઈ પણ જાતના અંકુશ વિનાનો હોય છે એટલે એમાં શા શા અવગુણો આવે તેની કલ્પના વાચકો કરી લેશે. પુરૂષો વિના સ્ત્રી વર્ગ બહારગામ એકલો જ મજુરીએ જાય છે એ કોળી કોમને માથે મોટું કલંક છે.

### ધાર્મિક સ્થિતિ

કોળી કોમને બ્રાહ્મણ ગોર તો હોય છે જ. પણ તે સંસ્કાર કરાવવા પુરતું જ કામ કરે છે. ઉપદેશ કરતા નથી. ઠેકાણે ઠેકાણે રામાનંદી, કબીરપંથ વગેરેનાં મંદિરો હોય છે. આ મંદિરમાં કંઠી બંધાવી ચેલા બનવાનો રિવાજ છે. અર્થાત્, મંદિરોનો લાભ ઠીક પ્રમાણમાં લેવાય છે; પરંતુ "ચેલો માલપુડાનો ભૂખો ને બાવો અડધાનો ભૂખો" આ પ્રમાણે હાલત એટલે ઉપદેશ હોય જ ક્યાંથી? અને ઉપદેશ વિના સાવ અંધારૂં હોય એ સ્વાભાવિક જ છે.

### કેફી પદાર્થોનું સેવન

કેફી પદાર્થના સેવનમાં બધે એકસરખું નથી. કોઇ ભાગમાં પ્રમાણ વધારે તો કોઇ ભાગમાં ઓછું. કેટલાક ભાગમાં શુભાશુભ પ્રસંગમાં એ ફરજીઆત હોય છે ને કેટલેક ઠેકાણે ફરજીઆત ન હોતાં વ્યક્તિગત હોય છે. દારૂ ઉપરાંત તાડીનું સેવન સુરત જીલ્લામાં બહુ છે, કારણ કે ખજુરાં ને તાડની વસ્તીએ આ જીલ્લા ઉપર કૃપા કરેલી છે. કોળી કોમમાંથી આ દારૂ-તાડીનું સેવન નીકળી જાય તો પાટીદાર જેવી જ આ જાત ગણાય. દારૂતાડી નીકળે તો માંસનું સેવન પણ નીકળે.

### ચળવળની શરૂઆત

ઇ. સ. ૧૮૯૧ માં ઓરપાડ તાલુકાના કોળીઓએ એ તાલુકાના જ્ઞાતિ ભાઈઓની એક મોટી સભા ભરી હતી અને દારૂતાડી બંધ કરવાનો પ્રયાસ કર્યો હતો. ત્યાર પછી ૧૯૦૯ માં બીજી સભા એ જ વિભાગમાં ભરેલી. ૧૯૦૯ થી ૧૯૧૨ સુધીના ગાળામાં સતત્ કામ ચાલુ રહેલું ને તેને પરિણામે દારૂ બીલકુલ ન વેચાવાથી ૭ પીઠાં એ ભાગમાંથી સદંતર ઉડી ગયેલાં. ૧૯૧૧-૧૨ માં કોળી હિતવર્ધક મંડળ સ્થાપન કરી કાસદ નામનું એક માસિક પણ કાઢવામાં આવેલું. આ માસિક ત્રણેક વરસ ચાલી બંધ થયું હતું. માસિક કોમિક ન હોતાં સામાન્ય હતું. ઓરપાડ તાલુકાની આ હિલચાલના મુખ્ય પ્રાણરૂપ પરોપકારી નાગર ગૃહસ્થો સ્વ. મોતીલાલ મોટાભાઈ દેસાઈ તથા તેમના પુત્ર રા. પ્રસન્નવદન મોટાભાઈ દેસાઈ તથા રા. કનૈયાલાલ નાનાભાઈ દેસાઇ વગેરે હતા. ઈ. સ. ૧૯૧૫ માં કાસદ પત્ર બંધ થતાંની સાથે આ પ્રવૃત્તિઓ ઠંડી પડી ગઇ.

ઉપર બતાવેલા સમયમાં મુંબઈ ખાતે પણ છુટાં-છવાયાં મંડળો કંઇ કંઈ કામ કરી રહ્યાં હતાં. પણ તે પ્રવૃત્તિ મુંબઈની બહાર ગઈ ન હતી. એ જ અરસામાં જલાલપુર તાલુકાના નાગધરા ગામના સખી ગૃહસ્થ સ્વ. છીબાભાઇ રતનજીએ આર્યસમાજની સ્થાપના કરી આજુબાજુમાં સુધારા કરવાની શરૂઆત કરી હતી. એ ચળવળના પરિણામે લગભગ ૪૦-૫૦ ગામોમાંથી દારૂ-તાડીનું સેવન કમી થઈ ગયું હતું અને આજે પણ એ ૪૦-૫૦ ગામમાં આખા જીલ્લા કરતાં દારૂતાડીનું પ્રમાણ ઓછું જ છે—નહિ જેવું જ છે.

ઓરપાડ તાલુકાના કોળી ભાઇઓના પ્રયાસથી ૧૯૧૧-૧૨ માં કાસદ માસિક નીકળ્યું હતું તેની મારફત કોળી કોમમાં જાગૃતિનો પવન દેશદેશાન્તરમાં ફેલાયો. આફ્રિકા ખાતે જઈ વસેલા જ્ઞાતિભાઈઓએ કાસદ વાંચી ત્યાં ૧૯૧૨માં 'ટ્રાંસવાલ કોળી હિતવર્ધક મંડળ'ની સ્થાપના કરી અને ફંડ એકત્ર કરી વિદ્યાર્થી-ઓ માટે બોરડીંગ ખોલવાનો ઠરાવ કર્યો. ૧૯૧૫માં કેટલાંક કારણસર કાસદ બંધ થયું, ત્યારે આફ્રિકાવાસી-ઓમાં કંઇક મંદતા આવી. પણ ઈ. સ. ૧૯૧૬માં જલાલપોર અને ચીખલી તાલુકાના કેટલાક યુવકોએ 'કોળી યુવક મંડળ. સુરત વિભાગ' નામનું મંડળ સ્થાપ્યું ને વિદ્યાર્થી આશ્રમ તથા એક માસિક કાઢવાનો ઠરાવ કર્યો. ૧૯૧૭ માં નવસારી ખાતે આ મંડળે કોળી વિદ્યાર્થી આશ્રમની સ્થાપના કરી અને

કોળી સુબોધ નામનું માસિક કાઢ્યું. કોળી સુબોધ માસિક મારફત આફ્રિકા, ઑકલાંડ, વગેરે પરદેશમાં વસતા જ્ઞાતિભાઈઓને આશ્રમની ખબર પડી અને ઠેક-ઠેકાણેથી મદદ આવવા લાગી. એ ત્રણ વરસમાં કોળી યુવકમંડળ ને કોળી વિદ્યાર્થી આશ્રમ એ દેશપરદેશમાં વસતી તમામ કોમને માસિક મારફત જાણીતાં થઇ ગયાં. એ મંડળ, આશ્રમ ને માસિક નવસારી ખાતે અદ્યાપિ ચાલુ છે.

વલસાડ તાલુકામાં પણ સુધારાની ચળવળ લાંબા વખતથી ચાલુ છે. છેલ્લાં પાંચેક વરસથી વિદ્યાર્થીઓને સ્કોલરશીપ આપવાનું કામ પણ એ તાલુકો યથાશક્તિ કરે છે.

### કોળી પરિષદ

સને ૧૯૧૬–૧૭માં આશ્રમ, માસિક વગેરે પ્રવૃત્તિથી કોમમાં દેશપરદેશ બધે જાગૃતિ આવી તે ઉપરથી જલાલપોર તાલુકાના વતની ભાઈશ્રી રામજી ગોવિંદજીને કોળી પરિષદ્ ભરવાની ઉત્કંઠા થઈ. પરિણામે ૧૯૨૦માં નવસારી ખાતે જીલ્લાના તમામ ભાગોમાં આમંત્રણ મોકલી એક સભા મેળવવામાં આવી. આ સભાએ કોળી પરિષદ્ કમિટીની સ્થાપના કરી ને પરિષદ્ માટે ચળવળ શરૂ કરી. જે વખતે ઉન્નતિની ભાવનાનું પ્રચંડ મોજું પ્રવર્તતું હતું તે વખતે આ ચળવળ કદાચ તેમાં ખેંચાઈ જાય એ ભય નહોતો લાગ્યો, કારણ કે એના કાર્યવાહકોમાં મોટો ભાગ સરકારી નોકરીવાળો હતો. પરિણામે ગયા જુન માસની તા. ૮–૯ના રોજ જલાલપોર તાલુકાના વેડછા ગામે આ પરિષદની બેઠક મળી હતી. આ પરિષદ્ જોઈએ તે પ્રમાણમાં વિજયી થઇ પણ હવે પછી મન મુકીને, સમય અને શક્તિનો ભોગ આપી કાર્યવાહકો કામ કરશે તો લાભ થશે.

### ઉન્નતિના ઉપાયો

સામાજિક ઉન્નતિમાં આ કોમ માટે ખાસ ઈલાયદી ચળવળથી કામ થાય તેમ નથી કારણ કે, એના રીતરિવાજ પાટીદાર ને એવી બીજી કોમોના જેવા જ છે. ઉપરની કોમોમાં સુધારા થશે ત્યાર આ કોમ વગર ચળવળે અનુકરણ કરશે. ધાર્મિક બાબતમાં પણ એવું જ છે.

આર્થિક સ્થિતિ પરત્વે કોમનો મોટો ભાગ ખેડુત છે એટલે બધા ખેડુતની ઉન્નતિ માટેના જે ઉપાયો તેજ એમને માટે પણ. ફક્ત ૫ ટકા જે મજુરીઆત છે તેમને માટે વણકરનો ધંધો આવકારદાયક છે અને તે માટે ખાસ પ્રયાસની જરૂર છે. એકાદ મંડળ એવું ઉભું થાય કે જે મજુરીઆત કુટુંબોમાં ઘેર ઘેર વણવાની સાળો દાખલ કરવાનો પ્રયાસ કરે તો આ પ્રશ્નનો નિકાલ થાય.

ખાસ કામઃ—આ કોમમાં દારૂતાડીનું જે સેવન છે તેને માટે ખાસ ચળવળ આખી કોમ માટે એકસરખી રીતે ઉપાડી લેવાની ઘણી જરૂર છે. આ કોમમાં મોટામાં મોટી જો કોઈ બદી હોય તો તે આ જ. આ બદી નીકળી જાય તો સામાજિક, ધાર્મિક ને આર્થિક ઉન્નતિમાં આ કોમ પોતાની મેળે જ આગળ વધે. દારૂતાડીની બદી ન હોય તો આ કોમ પાટીદારથી બીજી કોઇ રીતે ઉતરે તેમ નથી.

કેળવણીઃ—આ સંબંધમાં ખાસ ઈલાયદી સંસ્થાની જરૂર નથી. મોટો ભાગ ખેડુત એટલે બીજા ખેડુતો માટે જે કેળવણીની ગોઠવણ થાય તેમાં જ એ સમાઈ જાય એમ છે.

જીવણજી દુલ્લભભાઇ પટેલ

## ઈસ્લામના ઓલીઆ

( ૪ )

### તપસ્વિની રાબેયા

* ઇસ્લામના તપસ્વી મહાપુરૂષો સાથે એક નારીનું જીવનચરિત્ર કેટલાકોને અસ્થાને લાગશે. પરન્તુ મહાપુરૂષ મહમ્મદે જ કહ્યું છે કેઃ " પ્રભુ; કોઈની બાહ્ય આકૃતિ તરફ ન જોતાં સૌનાં મન અને સંકલ્પનો જ તોલ કરે છે. " તપસ્વિની રાબેયા પોતે સ્ત્રી હોવા છતાં તેનો ત્યાગ અને સંયમ કોઈ પણ પુરૂષને શરમાવે તેવા છે. મહર્ષિ હુસેન બસોરી, પોતાની ધર્મસભામાં જ્યાં સુધી તપસ્વિની રાબેયાને ન જોતા ત્યાં સુધી પોતાની ધર્મચર્ચા મુલતવી રાખતા. રાબેયા ઈશ્વરભક્તિના અંતઃપુરમાં વૈરાગ્યના પડદા પાછળ રહેનારી એક તપસ્વિની નારી હતી.

તેનો જન્મ બસરામાં એક દરિદ્ર કુટુંબમાં થયો હતો. અરબી ભાષામાં રાબા શબ્દનો "ચતુર્થ" એવો અર્થ થાય છે. રાબેયા પોતાના દરિદ્ર પિતાની ચોથી પુત્રી હોવી જોઈએ. ન્હાનપણમાં જ તેનાં માતપિતા ગુજરી ગયાં અને બીજે જ વર્ષે બસરામાં મ્હોટો દુકાળ પડયો. રાબેયાને પોતાનું ઘર છોડવું પડયું. માર્ગમાં તેને નિરાધાર માની કેટલાક બદમાશોએ પકડી અને નજીવી રકમે એક શ્રીમંતને ત્યાં દાસી તરીકે વેચી દીધી.

રાબેયાનો માલીક—શેઠ ઘણો જ ક્રૂર માણસ હતો. તે તેની પાસે સખ્ત મજુરી કરાવતો અને દિવસનું કામ પૂરું ન કરી શકે તો નિષ્ઠુરપણે માર મારતો. અપમાન અને સજા રાબેયાને અસહ્ય લાગ્યાં. તેથી એક દિવસે લાગ જોઇ પોતાના શેઠને ત્યાંથી નાસી છૂટી. ઉતાવળમાં શ્વાસભેર નાસવા જતાં માર્ગમાં તે પડી ગઇ અને તેથી તેનો એક હાથ ભાંગી ગયો. તેની આંખ આગળ સર્વત્ર અંધકાર ફરી વળ્યો. આવી અવસ્થામાં શું કરવું તેનો તે વિચાર કરવા લાગી. પાછી તે પોતાના જુના શેઠને ત્યાં આવી અને દિવસની સખ્ત મજુરી પુરી થયે રાત્રિએ પ્રભુની ઉપાસનામાં ઘણોખરો સમય ગાળવા લાગી.

એ પ્રમાણે કેટલાક દિવસ નીકળી ગયા. એક વાર રાત્રે ઘરધણી અચાનક ઉંઘમાંથી ઉઠયો. તે વખતે રાબેયા પોતાની ન્હાનીશી ઓરડીમાં પૃથ્વી પર માથું ઝુકાવી, નિત્યના નિયમ પ્રમાણે પરમાત્માની પ્રાર્થના કરતી હતી. રાબેયાનો અવાજ સાંભળી, ઘરધણી તેની ઓરડી તરફ ગયો. ત્યાં જઇને તે જુએ છે તો રાબેયાનું મુખ અપૂર્વ દૈવી તેજથી પ્રકાશતું હતું. ઘરધણીને લાગ્યું કે પોતે જેને એક ગુલામડી—દાસી માની હતી તે કોઇ સામાન્ય સ્ત્રી નથી. તે દિવસથી તેણે રાબેયાને પૂજનીય નારી માની પોતાની સેવામાંથી મુક્ત કરી. તે પછી રાબેયા પોતાના શેઠની રજા મેળવી બ્હાર નીકળી પડી અને તેણે કઠોર તપશ્ચર્યા શરૂ કરી દીધી.

કુરાન એ તેનું અત્યંત માનીતું ધર્મપુસ્તક હતું. રાતદિવસ તે કુરાનના જ વાંચન અને વિચારમાં તલ્લીન રહેતી. કોઈ વાર મહર્ષિ હુસેન બસોરીની ધર્મ-સભામાં પણ હાજરી આપતી. યોગાભ્યાસ માટે કેટલોક વખત તેણે નિર્જન અરણ્યમાં પણ ગાળ્યો હતો. ત્યાર બાદ તે મક્કા તરફ ચાલી નીકળી અને મક્કામાં જ તેનું અવસાન થયું. મક્કા ગયા પછી તપસ્વી ઇબ્રાહીમ આધમ સાથે કેટલીક વાર ધર્મચર્ચા અને વાર્તાલાપ થએલાં. તે આખર સુધી કુમારી જ રહી હતી, અને ઈશ્વરની સેવામાં જ પોતાનું સમગ્ર જીવન અર્પ્યું હતું. આજે એ વાતને લગભગ ૧૨૦૦ વર્ષ થયાં હશે.

મહર્ષિ હુસેન અઠવાડીઆમાં માત્ર એક વાર ધર્મોપદેશ કરતા. એક દિવસ તેઓ ઉપદેશ કરવા બેઠા. તેમની નજર સભામાં ચારે તરફ ફરી વળી, પણ તપસ્વિની રાબેયાનાં દર્શન તેમને ન થયાં. તેમના મુખમાંથી કંઇ ઉપદેશ ન નીકળ્યો. કોઇએ સભામાંથી કહ્યુંઃ "આ ધર્મસભામાં ઘણા વિદ્વાન અને પ્રતિષ્ઠિત પુરુષો પધાર્યા છે. રાબેયા જેવી એકાદ વૃદ્ધ સ્ત્રી ન આવી હોય તેથી શું થયું? આપ આપનું વ્યાખ્યાન ચલાવો."

મહર્ષિએ જવાબ આપ્યો કે "જે શરબત હાથીના પેટ માટે તૈયાર કરવામાં આવ્યો હોય તે કંઇ કીડીઓ ન પી શકે." તેઓ પોતે કેટલીક વાર કહેતા કે "મારી વાણીમાં જે તેજ આવે છે તે ખરૂં જોતાં રાબેયાના હૃદયનું જ તેજ હોય છે."

"તમે વિવાહ કેમ નથી કરતાં?" રાબેયાને કોઇએ પૂછ્યું.

"મારે શરીર જ કયાં છે? મેં મારૂં શરીર તો પ્રભુને અર્પી દીધું છે. તેમની આજ્ઞા પાળવા સિવાય આ શરીરથી બીજું કંઇ કાર્ય ન થઈ શકે." રાબેયાએ જવાબ આપ્યો.

હુસેને રાબેયા પાસે જાણવા માગ્યું કે "તમે આવી ઉચ્ચ ભૂમિકા કેવી રીતે મેળવી શકયાં?" રાબેયાએ ઉત્તરમાં જણાવ્યુ કે "મેં મારૂં સર્વસ્વ અર્પીને આ સ્થિતિ પ્રાપ્ત કરી છે."

પ્રભુના સ્વરૂપ વિષે રાબેયા કહેતી કે "જ્ઞાનીઓ પ્રભુના સ્વરૂપની ગમે તેવી વ્યાખ્યાઓ બાંધે; હું તો તેને અરૂપ જ માનું છું."

કંઇ વાતનો પ્રસંગ નીકળતાં મહર્ષિ હુસેને રાબેયાને કહ્યું કે "સ્વર્ગે ગયા પછી જો પ્રભુસેવામાં એક ક્ષણનો પણ મને પ્રમાદ થશે તો હું એવી ચીસો પાડીશ કે સ્વર્ગના દેવોને પણ મારી દયા આવ્યા વિના નહીં રહે."

રાબેયાએ કહ્યું કે "સ્વર્ગે ગયા પછી એવી પ્રભુભક્તિ કાયમ રહે તે માટે આપણે આ જન્મમાં જ તૈયાર કરી વાળવી જોઇએ. આ જન્મમાં એવી સ્થિતિ ન થાય તો પછી સ્વર્ગમાં એ અસંભવિત છે."

એક વાર રાબેયાએ પોતાને મળવા આવેલા કેટલાક ગૃહસ્થોમાંના એકને પૂછ્યું કે " તમે પરમેશ્વરની ઉપાસના શા સારૂ કરો છો ? " તેણે જવાબ આપ્યો: " નરકના ભયમાંથી બચી જવા સારૂ. " બીજાએ કહ્યું કે " સ્વર્ગનું અપાર સુખ મેળવવા સારૂ." રાબેયાએ ખુલાસો કર્યો કે " નીચી પંક્તિના ભક્તો જ કોઇ પણ લાલચ કે ભયને નજરમાં રાખી ઇશ્વરભક્તિ કરે છે. સ્વર્ગ કે નરક જેવું કંઈ ન હોય તો તેઓ ઈશ્વરનું સ્મરણ પણ ન કરે. પરંતુ સાચા ભક્તોની રીત તો સૌથી ન્યારી હોય છે. તેઓની ભક્તિ નિષ્કામ અને નિર્હેતુકી હોય છે. "

રાબેયાના દેહ ઉપરનું ફાટલું વસ્ત્ર જોઇને એક ગૃહસ્થે કહ્યું કે " તમારા ઇસારા માત્રથી તમે જોઇએ તેવાં નવીન અને મુલાયમ વસ્ત્ર મેળવી શકો છો. છતાં કેમ કોઇને નવાં કપડાં માટે નથી કહેતાં ? "

રાબેયાએ જવાબ આપ્યો: " સાંસારિક જરૂરીઆત પૂરી પાડવા કોઇને કંઇ કહેવું એ મને શરમભરેલું લાગે છે. આ સંસાર ઈશ્વરનું મહારાજ્ય છે. ઇશ્વર સિવાય હું કોઈની પાસે ભીક્ષા નથી માગતી. "

રાબેયાની રહેણી વિષે એક જણ કહે છે કે "રાબેયાને ત્યાં જઇને મેં જોયું તો તેના રહેવાના ઘરમાં એક ભાગલો પાણીનો ઘડો પડ્યો હતો. એ ઘડામાંથી જ તે પાણી પીતી. પાથરવા માટે એક જુની સાદડી પડી હતી. ઓશીકા તરીકે એક ઈંટ મુકી હતી. મને આ દેખાવ જોવાથી દુઃખ થયું. મેં કહ્યું: 'તપસ્વિની ! મને ઘણા પૈસાદાર મિત્રો છે. આપની આજ્ઞા હોય તો આપને માટે હું તેમને વાત કરૂં.'

રાબેયાએ ઉત્ત... "ઈશ્વરની મદદ સિવાય
હું ...હવે પછી મન મુકીને,
ભોગ આપી કાર્યવાહકો કામ કરશે તો દરિદ્રીઓને
પ્રભુની
"

ઇસ્લા:

## તપસ્વિની રાબેયા

• ઇસ્લામના તપસ્વી મહાપુરૂષો સાથે એક ન જીવનચરિત્ર કેટલાકોને અસ્થાને લાગશે. પરન્તુ પુરૂષ મહમ્મદે જ કહ્યું છે કે: " પ્રભુ, કોઈની આકૃતિ તરફ ન જોતાં સૌનાં મન અને સંકલ્પ તોલ કરે છે. " તપસ્વિની રાબેયા પોતે સ્ત્રી હોવા

સ્મરણ કરે એવો નિયમ છે. હવે પછી મારી પાસે કોઇ વાર સંસારની વાત ન કાઢતા. "

એક દિવસ બે ફકીરો ફરતા ફરતા રાબેયાનાં દર્શન કરવા આવી ચડ્યા. તેમને કકડીને ભૂખ લાગી હતી. તેઓ અંદર અંદર વાતો કરવા લાગ્યા કે " હવે તો જો કંઇક ખાવાનું મળે તો શાંતિ થાય. " રાબેયાએ પોતાની પાસે બે રોટલી હતી તે તેમની પાસે રજુ કરી. એટલામાં એક ભીખારી ત્યાં આવી ચડ્યો. તે પણ ખૂબ ભૂખ્યો હોય એમ લાગવાથી રાબેયાએ પેલી બે રોટલી ભીખારીને આપી દીધી. ફકીરો આ દેખાવ જોઇને આશ્ચર્યમુગ્ધ થઇ ગયા. થોડી વાર પછી એક દાસી, હાથમાં કેટલીક રોટલીઓ લઇ ત્યાં આવી પહોંચી અને કહ્યું કે " મારી શેઠાણીએ આ રોટલીઓ આપને આપવાનું મને ફરમાવ્યું છે. " રાબેયાએ રોટલીઓ ગણી જોઇ તો તે અઢાર થઇ. તેણીએ તે રોટલી પાછી વાળતાં જણાવ્યું કે " આમાં કંઇક ભૂલ થઇ હોય એમ લાગે છે. તું તે પાછી લઇ જો. " દાસીએ ફરી ફરીને કહ્યું કે " એમાં કંઈ જ ભૂલ નથી થઇ. મારી શેઠાણીએ ખાસ આપને આપવા માટે જ મને રવાના કરી છે. " રાબેયાએ તે કબૂલ ન કર્યું અને રોટલીઓ પાછી લઈ જવાનો આગ્રહ કર્યો. દાસી ન છૂટકે રોટલીઓ પાછી લઈ ગઇ, અને પોતાની શેઠાણીને સઘળો વૃતાન્ત કહી સંભળાવ્યો. શેઠાણીએ બીજી બે રોટલી ઉમેરી દાસીને પુનઃ રવાના કરી. રાબેયાએ ગણી જોઈ તો રોટલીની સંખ્યા વીસ થઇ. રાબેયાએ તે સ્વીકારી અને પેલા બે ફકીરો પાસે મૂકી.

જમતાં જમતાં ફકીરોએ વાત કહાડી કે " પેલી બે રોટલીઓ ભીખારીને કેમ આપી દીધી, અને અનાયાસે આવેલી અઢાર રોટલીઓ કેમ પાછી વાળી એ વિષે અમે ઘણો વિચાર કર્યો, પણ અમારા મનનું સમાધાન થતું નથી. "

રાબેયાએ ખુલાસો કર્યો કે " તમે ભૂખ્યા થયા છો એમ તો હું જાણતી જ હતી. પણ માત્ર બે રોટલીઓથી શું વળવાનું હતું ? એમ ધારીને મેં તે રોટલીઓ પેલા ભીખારીને આપી દીધી. તે પછી મેં પ્રભુને પ્રાર્થના કરી કે ભગવન્, તમે પોતે જ કહ્યું છે કે દાનનું દસગણું ફળ મળવું જોઇએ. આજ મારે આંગણે બે ભૂખ્યા અતિથિ આવ્યા છે. મારી લાજ રાખવી હોય તો મારી બે રોટલીનું મને દસગણું દાન

આપી કૃતાર્થ કરો.' પ્રભુએ મારી પ્રાર્થના સાંભળી. પણ પ્રથમ જે રોટલીઓ આવી તે ગણી જોતાં અઢાર નીકળી. મને લાગ્યું કે આમાં કંઇક ભૂલ થઈ છે. તેથી મેં તે પાછી વાળી. પછી જ્યારે પુરેપુરી વીસ થઈ ત્યારે જ મેં તે સ્વીકારી, કારણ કે એક રોટલીનું દસગણું ફળ મને બરાબર મળવું જ જોઇએ."

રાબેયાના કંઠમાંથી ઘણીવાર એકાએક કારમી ચીસ નીકળી જતી. એક વાર કોઇએ પૂછ્યું કે "તમને કંઇ રોગ કે પીડા હોય એમ દેખાતું નથી, છતાં કેમ તમારા દીલમાંથી ચીસ નીકળ્યાં કરે છે?" તેણીએ જવાબ આપ્યો કે "મારો રોગ બહારથી કળી શકાય તેવો નથી, મારૂં દર્દ આંતરિક છે. સંસારનો કોઈ વૈદ્ય તેની દવા કરી શકે એમ નથી, પરમાત્માનાં દર્શન એ જ મારા રોગનું એક માત્ર ઔષધ છે."

કેટલાક પુરૂષોએ રાબેયાના ઉલટપાલટ પરીક્ષા કરવાના હેતુથી પૂછ્યું કે "ઘણાખરા દૈવી ગુણો હમેશા પુરૂષોને જ વરે છે. પુરૂષો કેડ બાંધીને જ્યારે કર્મક્ષેત્રમાં કૂદે છે, ત્યારે તેમની બરાબરી બીજી કોઇ જાતિ કરી શકતી નથી. ધર્મપ્રવર્તક પણ હંમેશાં પુરૂષો જ હોય છે. છતાં તમે ધર્મની બાબતમાં માથું મારતાં કેમ શરમાતાં નથી?"

રાબેયાએ કહ્યું કે "તમારૂં કહેવું બરાબર છે. વીરતામાં પુરૂષો અદ્વિતીય હોય છે તેવા જ અહંકારમાં, સ્વાર્થસાધનામાં, અને પોતાનું પ્રભુત્વ સ્થાપવામાં પુરૂષો એક્કા હોય છે; 'અમે જ તમારા ધણી છીએ, અમારી પૂજા એ જ ઈશ્વરપૂજા છે' એમ હજી સુધી કોઇ સ્ત્રીએ કહ્યું નથી. પુરૂષ જ્યારે કાયર બને છે ત્યારે તે બાયલો ગણાય છે. સ્ત્રીમાં એવો અધઃપાત નથી સંભવતો.'"

એક દિવસે, હુસેન બસોરીએ રાબેયાની ઝુંપડી પાસે બગરાના એક પ્રતિષ્ઠિત શ્રીમંતને રૂપીઆની એક થેલી સાથે ઉભેલો જોયો. તેના ચ્હેરા પર ગમગીની તરી આવતી હતી. હુસેન બસોરીના સવાલના જવાબમાં તે શ્રીમંતે કહ્યું કે "હું તપસ્વિની રાબેયા માટે યથાશક્તિ ભેટ લાવ્યો છું, પણ અંદર જવાની હિમ્મત ચાલતી નથી. તેમનો તીવ્ર વૈરાગ્ય અને ત્યાગ જોતાં મારા જેવા પામરની ભેંટ પાછી ઠેલે તો? પણ આપ પોતે ભલામણ કરો તો કદાચ મંજુર રાખે." હુસેન સાહેબ કહે છે કે "તે પછી હું ઘરમાં ગયો અને પેલા શ્રીમંતની અરજ રાબેયા પાસે રજુ કરી. રાબેયાએ મારી તરફ તીવ્ર દૃષ્ટિપાત કર્યો અને બોલી કે 'જેઓ જીવનપર્યંત ઇશ્વરની નિંદા કરે છે, તેમને પણ ઇશ્વર પોતાની મહેરબાનીથી નવાજે છે, તો પછી જેમની નસેનસમાં પ્રભુભક્તિ ભરી હોય તેમને તે શું ભરણ-પોષણ જેટલું આપવામાં પણ કંજુસાઇ કરે? ઇશ્વરનો અપાર મહિમા જાણ્યા પછી કોઇ પણ માણસ સંસાર તરફથી કંઇ આશા ન રાખી શકે, તે સિવાય શ્રીમંતો જે કંઇ આપણને આપે તે ન્યાયોપાર્જિત છે કે અન્યાયોપાર્જિત છે, તેનો નિર્ણય આપણે શી રીતે કરી શકીએ? અને એવો નિર્ણય ન થાય ત્યાં સુધી તેનો સ્વીકાર પણ કેમ કરાય?"

અબ્દુલવાહિદ આમર લખે છે કે "એક દિવસે હું અને સુફીયાન, રાબેયાની માંદગીમાં તેની ખબર લેવા ગયા. રાબેયાનો તપઃપ્રભાવ અમને એટલો બધો ઉગ્ર લાગ્યો કે અમારા મુખમાંથી કેમે કરતાં વાચા ન નીકળી. રાબેયાએ પોતે સુફીયાનને કહ્યું કે "તમારે જે કંઈ કહેવાનું હોય તે ખુશીથી કહી નાખો."

સુફીયાને જણાવ્યું કે "આપ જો અંતઃકરણપૂર્વક એક વાર ઇશ્વરને પ્રાર્થના કરો તો જરૂર ઇશ્વર આપનું દર્દ દૂર કર્યા વિના ન રહે."

આટલું સાંભળતાંની સાથે જ રાબેયાની આંખમાં કંઈ અનેરૂં તેજ ચમક્યું. તે બોલી "સુફીયાન! મને જે દર્દ થયું છે તે કોની ઇચ્છાથી? શું તેમાં ઇશ્વરનો પોતાનો જ હાથ નથી? અને જો એ ઇશ્વરની ઇચ્છા અને અભિપ્રાયને અનુરૂપ હોય તો તેની વિરુદ્ધ અરજ કરવી એ તેનું પોતાનુ અપમાન કરવા બરાબર નથી? કોઇ પણ ભક્ત, પોતાના સ્વામીની આજ્ઞા અને ઇચ્છા વિરુદ્ધ કંઇ કરી શકે?"

સુફીયાને પૂછ્યું: "આપને કંઇ ખાસ ખાવાની ઇચ્છા હોય તો હું તેનો બંદોબસ્ત કરૂં."

રાબેયાએ જવાબ આપ્યો કે "સુફીયાન, તમને હું એક જ્ઞાની પુરૂષ માનું છું. છતાં તમારા મુખમાંથી આવો પ્રશ્ન નીકળે એ જોઇ હું અજાયબ થઉં છું. દાસીને વળી પોતાની ઇચ્છા જેવું હોય જ શું શકે? આજે દસ વરસ થયાં મને ખોર્મા ફળ ખાવાની લાલસા રહ્યાં કરે છે. બગરામાં એ ફળ ઘણાં સરસ થાય છે. છતાં હજી તેને મેં હાથ સુદ્ધાં નથી લગાડ્યો. હું જાણું છું કે મારી એ લાલસા પ્રભુઇચ્છાની વિરોધી છે."

સુફીયાન કહે છે કે "બીજી વાર, એક આખી રાત

હું તપસ્વિની રાબેયાની ઝુંપડીમાં જ પડ્યો રહ્યો. મેં જોયું તો રાબેયાએ અખંડ રાત પ્રભુની ઉપાસના કરવામાં જ ગાળી દીધી. મેં પણ એક ખૂણામાં બેસી પ્રભુનું ધ્યાન કર્યું. પ્રાતઃકાળે રાબેયાએ કહ્યું કે "આખી રાત મને પ્રભુએ પોતાનું ધ્યાન કરવાનો અવકાશ આપ્યો તે ઉપકારનો બદલો હું પામર શી રીતે વાળી શકવાની હતી ?"

રાબેયાની પ્રાર્થના

"પરમેશ્વર ! તેં આ જગતમાં મારે માટે જે કંઇ નક્કી કરી રાખ્યું હોય તે નાસ્તિકોને આપી દે અને પરલોકમાં જે કંઇ રાખી મુક્યુ હોય તે તારા પોતાના ભક્તોને આપી દે. મને તો તું પોતે જ બસ છે. હું તારા સિવાય બીજી કોઇ ચીજની અપેક્ષા નથી રાખતી. હે ઇશ્વર ! જો હું નરકના ભયથી તારી ભક્તિ કરતી હોઉં તો બહેતર છે કે એ જ નરકના અગ્નિકુંડમાં મને હડસેલી દેજે, અને જો સ્વર્ગની આશાથી હું તારી ભક્તિ કરતી હોઉં તો એ સ્વર્ગ પણ મારે માટે હરામ છે. હું કેવળ તારા શુદ્ધ સ્વરૂપની જ તરસી છું. તારા ઉજ્જ્વલ સૌંદર્યના પ્રકાશમાં મને દોરી જા."

વચનામૃત

ઇશ્વરની ભક્તિ અને પ્રાર્થના કરતાં, મનુષ્યને હૃદય પ્રાપ્ત થાય છે. પણ એ હૃદય પોતાની પાસે ન રાખતાં પાછું પ્રભુના ચરણમાં જ જે સમર્પી દે અને તેની સારસંભાળ રાખવાનું કામ પણ પ્રભુને જ સોંપી દે તેને સાચો સંત જાણવો.

ભીમજી હરજીવન સુશીલ

# લંડનની કેટલીક સંસ્થાઓ

લંડનના અમારા અર્થશાસ્ત્ર વિદ્યાલય ( લંડન સ્કુલ ઑફ ઇકૉનૉમિક્સ ) ના સમાજશાસ્ત્ર ( Social Science)—એ ક્રમનો અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને યુનિવર્સિટીના પહેલા ટર્મમાં દર અઠવાડીએ જુદી જુદી સંસ્થાઓ જોવા મોકલવાનો રિવાજ છે. આ ક્રમનો અભ્યાસ કરનારાં સમાજસેવાનું કાંઇ કામ કરતાં અથવા ભવિષ્યમાં કરવાનાં હોવાથી તેમને આ સંસ્થાઓ જોવાથી ઘણો લાભ થાય છે. મેં આ ક્રમ લીધો હોવાથી કેટલીક સંસ્થાઓ જોઇ હતી તેનું સંક્ષિપ્ત વર્ણન આપું છું.

**ચેલ્સી વર્ક હાઉસ**—જે ગરીબ વૃદ્ધ સ્ત્રીપુરુષોને પોષણ કરનાર કોઇ ન હોય અને પોતે કામ કરવા અશક્ત હોય તેમને માટે આ સંસ્થા છે. જે બહુ ઘરડાં ન હોય તેમની પાસે સંસ્થાનું કેટલુંક કામ કરાવવામાં આવે છે. લુગડાં ધોવાનું, રાંધવાનું, વસ્ત્રો સીવવાનું, ફાટેલાં કપડાં સાંધવાનું, વિગેરે કામ થતાં અમે જોયાં. છેક અશક્ત સ્ત્રીઓ એક ઓરડામાં પોતપોતાના બીછાના પાસે બેઠી હતી. તેમની સાથે અમે વાત કરી. આજ સંસ્થામાં એક વિભાગ ખાસ બાળકો માટે રાખવામાં આવ્યો છે. તેમાં નજી દીધેલાં બાળકોને રાખવામાં આવે છે. તે ઉપરાંત જે બાળકોનાં માતપિતા તેમનું બરાબર પોષણ ન કરતાં હોય અથવા તેમના તરફ બેદરકારી કે ક્રૂરતા બતાવતાં હોય તેમને પણ રાખવામાં આવે છે. બાળકો ૭ વર્ષનાં થાય એટલે તેમને સંસ્થા સાથે સંબંધ ધરાવતી એક બોર્ડિંગ-સ્કુલમાં મોકલવામાં આવે છે. બાળકો માટે શીખેલી નર્સો રોકી છે. અને તેમને રમવા માટે રમકડાં પણ રાખ્યાં છે. આખું મકાન સ્વચ્છ છે. આ સંસ્થા તરફથી દર અઠવાડીએ જે ગરીબ કુટુંબોમાં પુરુષને કાંઇ ધંધો ન મળતો હોય તેમને ખોરાકનાં પાર્સલ આપવામાં આવે છે. દરેક પાર્સલમાં એક અઠવાડીયું ચાલે તેટલો લોટ, દૂધનો ડબ્બો, માખણ, ચ્હા, ખાંડ વિગેરે મુકેલાં હોય છે. લગભગ ત્રણસો કુટુંબોનું આ રીતે પોષણ થાય છે. સંસ્થામાં ગરીબ સ્ત્રીઓ માટે પ્રસુતિગૃહ પણ છે. ત્યાંની સગવડ અને સ્વચ્છતા અનુકરણીય છે. સંસ્થાની નર્સો રાતદિવસ હાજર રહે છે. અને કોઇ અઘરો કેસ હોય તો બ્હારથી દાક્તરને બોલાવે છે.

**બુસ હાઉસ**—આ સંસ્થા લંડન કાઉન્ટી કાઉન્સીલ*

* લંડનનો વિસ્તાર મોટો હોવાથી તેના સ્થાનિક વહીવટની સંસ્થાને મ્યુનિસિપાલિટીને બદલે આ નામ આપ્યું છે.

તરફથી ચલાવવામાં આવે છે. તેમાં ગરીબ વૃદ્ધ પુરુષો માટે સસ્તાં ભાડાંના સૂવાના ઓરડા રાખેલા છે. એક ઓરડામાં ઘણા માણસો સૂએ તે ઘણાને ગમતું નથી. તેથી મોટા ઓરડાઓમાં લાકડાંનાં પાટીયાંથી ભાગ પાડી ન્હાના ન્હાના ઓરડા બનાવ્યા છે. દરેકમાં એક માણસ સૂએ છે. ત્રણ જાતના ઓરડા છે અને તેમાં ભાડાંના પ્રમાણમાં ન્હડઉત્તર સગવડ રાખેલી છે. દિવસે જેને બ્હાર જવું હોય તેને જવાની રજા છે. જેમને ન જવું હોય તેમને માટે એક મોટો બેઠકનો ઓરડો છે. તેમાં ટાઢથી રક્ષણ કરવા માટે મોટી સગડીઓ બળતી રાખે છે. ત્યાં ન્હાની લાઇબ્રેરી છે અને તેમાં રોજનાં વર્તમાનપત્રો પણ ઘણાં આવે છે. આ સર્વના ઉપયોગ માટે જુદા પૈસા લેવામાં આવતા નથી. જેમને સંસ્થામાં જ ખાવાની મરજી હોય તેમને માટે પણ સગવડ છે. ખાવાના પૈસા જુદા આપવા પડે છે. શરીર સારૂં ન હોય તો જ ખાસ પરવાનગીથી દહાડે સૂઇ રહેવાય છે. કોઇ માણસ આળસમાં સૂઇ રહે તો તેને ઉઠવાની ફરજ પાડે છે. કોઇ પણ માણસ માંદો થાય તો તરત દાક્તરને બોલાવવામાં આવે છે. અને દાક્તર સલાહ આપે તો તરત ઇસ્પીતાલમાં મોકલવામાં આવે છે. રહેનારા માટે ન્હાવાની અને લુગડાં ધોવાની પણ ગોઠવણ રાખી છે.

ટોલેટ સ્ટ્રીટ સ્કુલ—આ શાળા લંડનનો ઇસ્ટ એન્ડ જ્યાં ઘણા જ ગરીબ લોકોની વસ્તી છે ત્યાં આવેલી છે. શરીરમાં કોઇ પણ જાતની ખામીવાળાં બાળકો માટે આ સંસ્થા રાખવામાં આવી છે. સાધારણ શાળાઓમાં આવાં બાળકોને રાખતા નથી. બ્હેરાં મુંગાં છોકરાં માટે ખાસ વર્ગો રાખ્યા છે. નબળા હૃદયવાળાં બાળકોની સંખ્યા ઘણી જ છે. દસ વર્ષથી પણ ન્હાનાં બાળકોને આ પ્રાણઘાતક રોગનાં ભોગ થએલાં જોઇ આપણને બહુ દયા આવે છે. લડાઇ દર્મીયાન પૂરતો ખોરાક ન મળવાથી આ રોગનું પ્રમાણ વધી ગયું છે એવી માન્યતા છે. તેર વર્ષના થયા પછી છોકરાઓને એક બીજી શાળામાં મોકલવામાં આવે છે. છોકરીઓને સોળ વર્ષની થતાં સુધી રાખવામાં આવે છે. છેલ્લાં ત્રણ વર્ષમાં છોકરીઓને સામાન્ય અભ્યાસ ઉપરાંત સીવણ, ભરત, રાંધવાનું કે એવું કાંઇ ઉપયોગી કામ શીખવાય છે. અને અભ્યાસ પૂરો થયે ધંધો સોધી આપવાનું કામ પણ શાળા તરફથી થાય છે. બાળકો બધાં ઉત્સાહી અને આનંદી દેખાતાં હતાં. શિક્ષકો બધી જ સ્ત્રીઓ છે અને ધીરજની મૂર્તિ સમી છે. બપોરનું જમવાનું પણ બાળકોને શાળા તરફથી આપવામાં આવે છે. આ સંસ્થા પણ લંડન કાઉંટી કાઉન્સીલ ચલાવે છે.

ગ્લેક્સો ફેક્ટરી—બાળકોના જગજાહેર ખોરાક ગ્લેક્સોનું કારખાનું પણ અમે જોયું. ગ્લેક્સો આ કારખાનામાં બનાવવામાં આવતું નથી. ન્યુઝીલેંડમાં ચોકખા દૂધમાંથી બનાવવામાં આવે છે. આ તૈયાર લોટના મોટા મોટા ડબ્બા લંડનનાં કારખાનાંમાં આવે છે. ખાસ રોકેલા વિજ્ઞાનશાસ્ત્રીઓ અહિં એને તપાસે છે અને તેનાં તત્ત્વો બાળકોને માફક આવે તેવાં છે કે નહિ તેની બરાબર ખાત્રી કરે છે. તેમ તે જંતુરહિત છે તેની પણ ચોકસી કરે છે. ત્યાર પછી એને સંચામાં ચાળીને નાના દાબડામાં ભરે છે.

આ જ કારખાનાના એક ભાગમાં ગરીબ સ્ત્રીઓને મફત સલાહ આપવામાં આવે છે. શીખેલી નર્સો એ માટે રોકવામાં આવી છે. પોતાની તથા છોકરાંની તબીયત સંબંધી જે સ્ત્રીઓને સલાહ લેવી હોય છે તે અહિં આવે છે. એક ઓરડામાં બાળકોને ઉછેરવામાં રાખવી જોઇતી સાંભળનાં ચિત્રો, નકસા અને નમુના રાખ્યા છે. બાળકને કેવો પોષાક અનુકૂળ થાય તેના નમુના પણ છે. આ પોષાક કેમ તૈયાર કરવા તેની સમજુતી વાળી ચોપડી મફત પૂરી પાડે છે. ન્હાની છોકરી પાસે તેનાં ભાંડુને આખો દિવસ કેડમાં ઉંચકાવી રાખવાથી તથા બાળકના મ્હોંમાં ટોટી આપવાથી કેવાં નુકસાન થાય છે તે નમુના કરી આબેહૂબ બતાવ્યું છે.

બર્મન્ડસે સેટલમેંટ—આ સંસ્થા લંડનનો સાઉથ-ઇસ્ટ ભાગ જે પણ ગરીબ વસ્તીથી વસાએલો છે તેમાં આવેલી છે. આના બે વિભાગ છે. એક વિભાગમાં મજુર વર્ગની સ્ત્રીઓનાં બાળકો માટે 'ક્રેશ' છે. જે સ્ત્રીઓ કામ ઉપર જાય તેમનાં બાળકોને આખો દિવસ ત્યાં રાખવામાં આવે છે. વખતસર તેમને ખવડાવવામાં આવે છે અને છેક ન્હાનાં હોય તેને માટે સુવાનાં પારણાં પણ રાખ્યાં છે. થોડા પૈસા તો સ્ત્રીઓ પાસે લેવામાં આવે છે. પણ તે સાથે માને એટલી ખાત્રી રહે કે તેનું બાળક તદ્દન સહીસલામત છે; અને તેથી તે નિશ્ચિંત મને પોતાનું કામ કરી શકે છે. આ જ મકાનમાં ગ્લેક્સો ફેક્ટરી માફક સ્ત્રીઓને મફત સલાહ

આપવામાં આવે છે. તેમનાં બાળકોને દર પંદર દિવસે જોએ છે. અને જો કોઇ બાળક વજનમાં ઘટતું હોય અથવા જોઇએ તેટલું વધતું ન હોય તો જોઇતા ઉપચાર કરવાની સલાહ આપે છે. બાળકના જન્મ પહેલાં બે ત્રણ મહિના અગાઉથી સ્ત્રીને મફત દૂધ આપવામાં આવે છે. દર અઠવાડીએ સ્ત્રીઓને સભા બોલાવી જુદા જુદા વિષય ઉપર ભાષણ આપવામાં આવે છે.

આજ સંસ્થાનો બીજો વિભાગ એનાથી જરા દૂર છે. તેમાં પરગામનાં ગરીબ વિદ્યાર્થીઓ જે લંડનમાં ભણતાં હોય તેમને માટે હોસ્ટેલ છે. આ માટે વિશાળ મકાન રાખેલું છે. એક બાજુ છોકરીઓની ને બીજી બાજુ છોકરાઓની હોસ્ટેલ છે. થોડા પૈસામાં વિદ્યાર્થીઓને બહુ સારી સગવડ મળે છે. સાંજે ટાઇપીંગ, શૉર્ટહેંડ, અકાઉન્ટન્સી, સીવણકામ વગેરેના વર્ગો ચલાવવામાં આવે છે. અહિં પણ ઘણીવાર સભાઓ ભરાય છે. સંસ્થા સ્થાપનાર ગૃહસ્થ હજી હયાત છે. તેમણે પોતાનો પાંત્રીસ વર્ષનો અનુભવ અમને કહી સંભળાવ્યો.

મેરીલૅાર્ડ સેટલમેંટમાં પણ ઉપલી બે સંસ્થાઓ પેઠે સ્ત્રીઓ તથા બાળકોની તબીયત સંબંધી સલાહ અપાય છે. બાળકો માટે ત્યાં પ્રાથમિક શાળા પણ છે. દૂર રહેતાં બાળકો માટે ગાડીની સગવડ પણ કરી છે.

ગરીબ કુટુંબોમાં માંદા માણસોને દાક્તરે સુચવેલો ખોરાક પૂરો પાડવાનું કામ ઘણી સંસ્થાઓ બજાવે છે આવી સંસ્થા ''ઇન્વૅલિડ કિચન'' કહેવાય છે. ઘણા લોકોને મફત ખાવાનું લઇ પાડ લેવો ગમતો નથી. તેથી તેમની પાસેથી નજીવું મૂલ્ય (ઘણીવાર રોજનો આનો) લઇ દૂધ, કાંજી કે જે જોઇએ તે આપે છે.

આ બધી સંસ્થાઓની ઉન્નત સ્થિતિનાં બે મુખ્ય કારણો છે. એક તો પૈસાની છૂટ અને બીજું કામ કરનારાંનો અપૂર્વ ઉત્સાહ. બીજું એક ખાસ નોંધવા જેવું એ છે કે ખ્રુસ હાઉસ સિવાયની બધી જ સંસ્થાઓમાં કાર્યવાહકો સ્ત્રીઓ છે. વ્યવસ્થાપક કમિટીઓમાં કેટલાક પુરૂષો હોય છે. પણ બધું કામ કરવાનું સ્ત્રીઓના હાથમાં હોય છે. સ્ત્રીઓ પોતાની ફરજ બરાબર સમજે છે. મહેનતથી થાકતી નથી કે નિષ્ફળતાથી નાહિમ્મત થતી નથી. લડાઇ પછીની અનેક મુશ્કેલીઓ ઉકેલવામાં પુરૂષવર્ગ રોકાયલો છે તેથી દેશના ગરીબ અને દુઃખી વર્ગોનો ઉદ્ધાર કરવાનું કામ સ્ત્રી જાતિને માથે છે એ એમના મનમાં બરાબર ઠસેલું છે.

સૌ. સરોજિની મ્હેતા

# હિન્દુ-મુસલમાન

હિન્દુ મુસલમાન એકતાનો વિષય ઘણો જ અગત્યનો છે એ વિષે મતભેદ હોઇ ન શકે. અને માત્ર સ્વરાજ્યની દૃષ્ટિએ નહીં પણ મનુષ્ય જાતિની ઉન્નતિનો વિચાર કરતાં પણ હાલ હિંદુ મુસલમાન વચ્ચે જે બેદીલી અને અણવિશ્વાસ ફેલાઇ રહ્યાં છે તે અત્યંત હાનિકારક છે એમ દરેક હિંદીએ સમજવું જોઇએ. સમજવું તો રહેલું છે પણ તે ઉપરાંત દરેક હિંદીના મનમાં સ્પષ્ટ ઠસી જવું જોઇએ કે હિન્દુમુસ્લિમ કુસંપને લીધે આપણી પ્રજા ઉન્નતિને માર્ગે ચઢી શકશે નહીં, આપણી શક્તિઓ આપસ-આપસ લડાઈ કરવામાં વપરાઇ જશે, આપણી માનસિક વૃત્તિની અધોગતિ થશે અને અન્ત તરીકે આપણે ગુલામીમાં સબડયાં કરીશું. આ ગંભીર વિષય ઉપર મહાત્મા ગાંધીજીએ પોતાના અભિપ્રાય, પુખ્ત વિચાર કર્યા બાદ, પ્રસિદ્ધ કર્યા છે અને ત્યાર પછી તે વિચારો વિષે ટીકા થઇ છે તે બાબત લગભગ દરેક અઠવાડીએ ચર્ચા આગળ જાય છે. વિષય ઘણો જ મહત્ત્વનો છે, સ્થિતિ ઘણી જ ગંભીર છે અને એ વિષે લખતાં કાંઇ પણ ગેરસમજુત ન થાય, કોઇ કોમની લાગણી ન દુખાય એ દરેક લેખકે સંભાળવાનું છે. તેની સાથે એટલું પણ કહી દેવું જોઇએ કે આગેવાનો પોતાના પ્રમાણિક વિચાર દબાવી રાખે તેમાં ઘણો જ ગેરફાયદો છે. અવ્યક્ત વિચારોની પણ અસર થાય છે, તેથી મનમાં

અણવિશ્વાસ કે ગુસ્સો દબાવી રાખીને બહારથી મીઠું મીઠું બોલવામાં ફાયદો નથી એટલું જ નહીં પણ ચોક્ખું નુકસાન છે.

મહાત્માજીએ 'હિન્દુ-મુસલમાન'નો લેખ લખ્યો ત્યાર બાદ તા. ૮-૬-૨૪ ના નવજીવનમાં 'એકનાના ઈલાજ'નો લેખ લખ્યો છે. તેમાં પહેલા લેખનો સાર ખેંચી કાઢ્યો છે. હિન્દુ-મુસલમાન બેદીલીનાં કારણોનો વિચાર કરતાં કાશીના બાબુ ભગવાનદાસે પોતાના ઉંડા વિચારો પ્રશ્નરૂપે યંગ ઇન્ડીઆ (૧૯ જુન, ૨૪) માં છપાવ્યા છે, અને તે પ્રશ્નોના જવાબ ગાંધીજીએ એ જ અંકમાં પ્રકટ કર્યા છે.

બાબુ ભગવાનદાસ સૂચવે છે કે હિંદુ પ્રજામાં ન્યાતજાતનું ઉંચાનિચાપણું તથા અતડાપણું એટલું બધું વધી ગયું છે કે એક સર્વ સામાન્ય "હિંદીપણા" ની લાગણી જ ભૂંસાઇ ગઈ છે. નાની નાની ન્યાતજાત અને સંપ્રદાયો પોતાના થોડા જથ્થાનો જ વિચાર કરે છે; પોતે સર્વશ્રેષ્ઠ હોવાનો ખોટો દાવો કરે છે, ને બીજી બધી પ્રજા જોડેનો સંબંધ માત્ર નામનો જ રાખે છે. પણ મુસલમાનોમાં તો એક 'દીન દીન' ની બૂમ પડી એટલે બધા મુસ્લીમો એકઠા થઇ જાય. એ ન્યાતજાતના ભેદ અને અતડાપણું કે આભડછેટને લીધે હિંદુઓમા જોઇએ તેવું સંધબળ નથી, બીજા હિંદુઓ પ્રત્યે ખરી લાગણી ઉભરાતી નથી અને તેથી ટટારીસાદ વખતે હિંદુઓ માર ખાય છે.

જ્યારે સ્વધર્મી બંધુઓની મદદ મળવા વિષે શંકા રહે ત્યારે મદદના અભાવે લડવામાં ડરકણ થવાય એ સ્વાભાવિક છે. મહાત્માજી આ દલીલને સ્વીકારતા નથી. એમણે જણાવ્યું છે કે હિંદુ સંસ્કૃતિ હજારો વર્ષની પુરાણી છે અને હિન્દી ધર્મોમાં અહિંસાને એટલુ બધુ મહત્ત્વ આપ્યું છે કે તે દરેક હિંદીના લોહી હાડકામાં પગી ગયું છે. હિન્દુઓમાં માત્ર ક્ષત્રિયો જ લડતા અને તે ક્ષત્રિયો ઉપર સ્વાર્થત્યાગી, ભણેલા તથા આધ્યાત્મિક શક્તિવાળા માણસોનો અંકુશ હતો. જ્યારે આધ્યાત્મિક શક્તિ ઓછી થઈ એટલે આત્મબળથી લડવાની (અથવા સમાધાની કરવાની) શકિત ઓછી થઇ તેની સાથે અંગબળથી લડવાની શક્તિ પણ ઓછી થઇ તેથી હિંદુઓ બ્હીકણ અને બાયલા બની ગયા.

પણ આ બાબતમાં પણ અતિશયોક્તિ થઇ છે તે સુધારવાની જરૂર છે. હિન્દુઓમાં રાજપુતો, મરાઠા, શિખો, ગુરખા, જાટ, ડોગ્રા આહિર, નાયર, તેલીંગ એ લડાયક કોમો છે: અને જે સામાન્ય રીતે લડાયક નથી ગણાતા તેમાંથી પણ ઘણાખરા માણસોએ યોગ્ય પ્રસંગે શૌર્ય અને હિમ્મત બતાવ્યાં છે. આપણા ગુજરાતમાં જ નજર કરીએ તો ભીલ અને કાળીપરજ, ધારાળા અને કોળી એ સૌ પોતીમાં જેવા કાચા છે તેવા જ લડવામાં શૂરા છે. અને નાનામોટા ઠાકોરોને જાગીરો મળી છે તે તેમણે પહેલાંના વારામાં રાજ્યની તરફ કે સામે તલવાર ચલાવેલી તેથી જ. ખરૂં જોતાં બિલકુલ ન લડનારો વર્ગ તો મુઠીભર બ્રાહ્મણવાણીઆનો જ કહેવાય. પણ તેની સ્થિતિ ધ્યાનમાં રાખીને આખા હિન્દુસ્થાનની બિનલડાયક કોમો વિષે ટીકા કરી હોય તો ખોટી જ પડે. ખરૂં જોતાં કુદરતી રીતે તો જેવા મુસલમાન તેવા હિન્દુ પણ શૂરા છે. તેમ જેવા હિન્દુઓ તેવા મુસલમાન પણ ડરકણ નીકળશે. પણ બાબુ ભગવાનદાસે તદ્દન ખરી રીતે જણાવ્યુ છે તે પ્રમાણે મુસલમાનોમાં આંધળું સંધબળ છે. હિન્દુઓમાં પણ સંધબળ છે પણ નાતજાતના અસંખ્ય ભેદને લીધે તે એકત્ર થતાં વાર લાગે છે. માટે "હિન્દુઓમાં ધર કરી બેઠેલી નામર્દાઇ" એ ગાંધીજીની ટીકા તદ્દન ખરી નથી.

વળી, આ બાબતનો વિચાર કરતી વખતે હિન્દુસ્તાનનો ઇતિહાસ લક્ષમા રાખવો જોઇએ. મુસલમાનોનુ રાજ્ય હિંદુસ્તાનમાં ફેલાયુ ત્યારે જે પ્રદેશમાં તેમની સત્તા જામી ગયેલી ત્યાં સત્તાનો મદ પણ આવે એ સ્વાભાવિક છે, અને હિંદુઓ અમુક લત્તાઓમાં જ રહી શકે, કેટલાક રાજમાર્ગો પર ધોડેસ્વાર થઇને ન જાય એવા રીતરિવાજો ચાલુ થયેલા. આજે અંગ્રેજના રાજ્યમાં આગગાડીઓમા હિન્દુ મુસલમાનોનું અપમાન થાય છે તે પ્રમાણે મુસલમાનોએ બીજી કોમોને નીચી ગણેલી એમ વાંચ્યું છે. અંગ્રેજોના કરતાં બહુ ઓછું કર્યું હશે, રાજા પાદશાહને ખબર પડતી તો તેનો ખરો ન્યાય મળતો એ હકીકત ખરી હોય, પણ મુસલમાનો પોતાને ઉંચા ગણતા અને હિંદુઓ તરફ તિરસ્કારવૃત્તિ બતાવતા. આ સત્તાના મદને લીધે તેમનો હાથ છુટો રહેતો અને થોડા થોડામાં હાથ ઉપાડતા. તે ઉપરાંત બીજાં બે કારણ છે: અજ્ઞાન તથા અહિંસાનો અભાવ. રોટલો કમાવાને માટે પરદેશથી જે મુસલમાનો આવતા તે મુખ્યત્વે કરીને સામુલી સાહસિક સીપાઇઓ. અને તેમનામાં હિંદી કે ઇસ્લામી

સંસ્કૃતિની છાપ ઓછી જ હશે. વટલાયલા હિન્દુઓ ઘણાખરા તો હલકી કોમના હતા. આવા અજ્ઞાન અને હિંસામાં માનનાર ટંટા વખતે આત્મબળને બદલે અંગબળ વાપરતા હશે. અજ્ઞાન અવિચારીપણું અને ભોળપણુ એ આજના ગરીબ મુસલમાનોનું લક્ષણ છે એમ કહીએ તો ખોટું નથી. અવિચારીપણાને લીધે તરત ઉશ્કેરાઈ જાય, તેને લીધે ગમે તે માણસો તેમને આડે માર્ગે ચઢાવી શકે, અને એક વખત ખુનામરકી થઈ પછી ગમે તેટલી દિલગીરી પ્રદર્શિત કરે તેમાં શો ફાયદો ? એ અવિચારીપણું એ જ લડાઇનું મુખ્ય કારણ છે.

ગરીબ હિન્દુઓ પણ અવિચારી હોય છે પણ તેમનામાં અહિંસાની વૃત્તિ થોડેઘણે અંશે તરી આવે છે. ઇસ્લામ એ નવો ધર્મ છે, તેમાં પણ અહિંસાનું શિક્ષણ આપ્યુ છે એમ મહાત્માજી કહે છે, પણ તેની અસર હજી સામાન્ય વર્ગ પર થઇ નથી. યુરોપમાં ખ્રિસ્તી ધર્મ ફેલાયો છે, ને ત્યાં જડવાદને લીધે લડાઇઓ થયાં કરે છે તો પણ જીસસ ક્રાઇસ્ટનો પ્રેમમય જીવનનો સંદેશ ઘણા ખ્રિસ્તીઓના મનમાં ઠસી ગયો છે. એવા પણ ખ્રિસ્તીઓ જોયા છે કે જે હાથ ઉગામવો, અપશબ્દ બોલવો, બીજાની લાગણી દુખાવવી, કે ઉંચે સ્વરે ગુસ્સેથી બોલવું તેને હલકા વર્તન તરીકે ગણે, અથવા આત્મપતન તરીકે સ્વીકારી લે. કેટલાક ઇસ્લામીઓ પણ આવા હોય છે પણ પ્રમાણમાં ઓછા.

મુસલમાનોની બાબતમાં એક બીજી હકીકત ધ્યાનમાં રાખવા જેવી છે. છેલ્લા મુગલ પાદશાહોના વખતમાં મુસલમાનોની પ્રતિષ્ઠા ઓછી થઇ હતી. મરાઠા, જાટ વિગેરે લોકોએ મુસલમાનની પ્રતિષ્ઠા તોડી પાડી હતી, અંગ્રેજોએ પણ શરૂઆતમાં તો મુસલમાનોના સ્વમાનને તરછોડી કાઢવાનો પ્રયત્ન કરેલો, પણ જ્યારે શિક્ષિત હિંદુઓએ પ્રજાકીય હકોની માગણી કરવા માંડી ત્યારે મુસલમાનોની પીઠ ઠોકીને તેમના તરફ પક્ષપાત બતાવવા માંડયો. હેતુ માત્ર કુસંપ કરાવવાનો જ હતો. સર સૈયદ અહમદે હિન્દુ તથા મુસ્લીમ કોમોને હિંદી સુંદરીની બે આંખની ઉપમા આપી હતી, પણ પછીથી અંગ્રેજોએ મુસલમાનોને નાની માનીતી સ્ત્રીની માફક ગણ્યા. જ્યારે સ્વરાજની યોજનાઓમાં બંધારણનો વિચાર થયો ત્યારે અલ્પ સંખ્યાવાળી કોમો માટે વિશેષ હકો આપવાનું ધોરણ સ્વીકારાયું, અને ખિલાફતના પ્રશ્નને લીધે મહાત્માજીએ મુસ્લીમ કોમ તરફ વિશેષ પ્રેમ બતાવ્યો. આ બધા સંયોગોનું પરિણામ એવું આવ્યું કે મુસ્લીમ કોમ લાડકવાયાં છોકરાં જેવી બની રહી. રખે તેમની લાગણી દુખાશે, રખે તે જુદા પડી જશે એવી બીક હિંદુ આગેવાનોમાં પેઠી. આજે મુસલમાનો વિષે કાંઇ પણ લખતાં કે બોલતાં લેખક ગભરાય (nervous થાય) છે, અને મુસલમાનો અતિસુંવાળા (hyper-sensitive) થઈ રહ્યા છે. આવી કૃત્રિમ પરિસ્થિતિ કોઇ પણ પ્રજાને લાભદાયક નથી. જેમ 'બળીઆના બે ભાગ' ગણાય છે તેવી જ રીતે લાડકવાયાના પણ બે ભાગની માગણી થાય. આ પ્રકારની અન્યાયી માગણી થાય એ જનસમાજને નુકશાનકારક છે.

## તોફાનો વિષે

મહાત્માજીએ લેખ લખ્યો છે તેમાં મુસલમાન ભાઇઓ તરફ કાંઇક વધારે પડતાં પ્રેમનાં ચિન્હ જણાય છે. જે હુલ્લડો થયાં તેમાં સત્યાસત્ય ખોળી કાઢવાની કેટલી બધી મુશ્કેલી હતી તે વિષે કોઇને શંકા હોવી ન જોઇએ, અને સત્ય જાણ્યા શિવાય કોઇને ઠપકો શી રીતે આપી શકાય ? પણ ગાંધીજી કહે છે કે "સહરાનપુરમાં મુસલમાનોએ ઘર લુંટયાં, તીજોરીઓ તોડી, અને એક દાખલામાં તો એક હિંદુ સ્ત્રીની લાજ પણ લુંટવામાં આવી. આમાં દોષ કોનો ? બેશક આમાં મુસલમાનો તો પોતાના અઘોર પશુકૃત્યનો કોઇ રીતે બચાવ ન જ કરી શકે પણ હું પોતે તો મુસલમાનો ઉપર તેમની ગુંડાશાહી માટે રોષે ભરાવા કરતાં એક હિંદુ તરીકે ત્યાંના હિંદુઓની નામર્દાઇનો વિચાર કરી વધુ શરમાઉં છું." આ ગાંધીજીના વિચાર મને ગ્રાહ્ય છે. પણ મુસલમાનોના રાક્ષસી કૃત્ય વિષે જોઇએ તેવો કડક અભિપ્રાય આપ્યો નથી, અને મુસલમાનોમાં એવી માન્યતા ન થવી જોઇએ કે અમને કોઈ દાબીને કહી શકતું નથી, કહેતાં લોકો અચકાય છે, નરસાને નરસું કહેતાં તેમની લાગણી દુખાશે તો હિન્દુ મુસ્લીમ ઐક્ય તુટી જશે એમ બ્હીએ છે. માપલા પ્રકરણની બાબતમાં ડા. મહમુદની હકીકત ઉપર શા માટે ભાર મુકવામાં આવ્યો છે તે પણ સમજાતું નથી. ડા. મહમુદ ઘણું સમજુ અને શાણા છે પણ એમનો અભિપ્રાય આપીને ગાંધીજીએ જે માંડવાળ કરી છે તે સંતોષકારક નથી;

કારણ કે ડા. મહમુદ શિવાય બીજા કેટલાક ગૃહસ્થોની હકીકત અને અનુભવ તદ્દન જુદા જ પ્રકારનાં હતાં. આગળ જતાં મહાત્માજી લખે છે કે "મુલતાન, સહરાનપુર, આગ્રા, અજમેર વગેરે સ્થાનોમાં તો હિન્દુઓને જ સૌથી ખમવું પડયું છે એ સૌ કોઇએ કબૂલ રાખ્યું છે." પણ ગાંધીજીના લેખની શરૂઆતમાં જે એમના મુસલમાન મિત્રનો પત્ર ટાંક્યો છે તે કહે છે કે "અજમેર, લખનૌ, મેરઠ, આગ્રા, સહરાનપુર, લાહોર અને બીજાં સ્થળોમાં તેમને (મુસ્લીમોને) ઢોરની પેઠે માર પડયો." આ મુસલમાન મિત્રથી પક્ષપાત છોડાતો નથી તે સૌ કોઈ જોઇ શકશે.

### શુદ્ધિ ને સંગઠ્ઠન

ગાંધીજીએ હિંદુઓને ખિલાફતના સવાલમાં મુસલમાનોની પડખે ઉભા રહેવા કહ્યું. પોતાને એ પ્રશ્ન જોડે એકાકાર કરી દીધા તેથી એ પ્રશ્નને બીજી રીતે કદિ ન મળત એવડું મહત્વ મળ્યું. એમના ઉદ્યમથી જ મુસલમાનો એક થયા અને તેમનામાં જાગૃતિ આવી: એથી જ મૌલવીઓને અગાઉ કદિ નહોતી એવી પ્રતિષ્ઠા મળી અને હવે ખિલાફતનો સવાલ પુરો થયો એટલે જાગેલા મુસલમાનોએ હિંદુઓ સામે એક પ્રકારની જેહાદ પોકારી છે—આ પ્રકારનો આરોપ એમના પર મુકાયો છે એમ ગાંધીજી લખે છે. એ આરોપમાં ઘણું જ સત્ય છે એમ હરેક વાચક જોઇ શકશે. ગાંધીજીની મદદ વગર હિંદના મુસલમાનોને કોઇ સાંભળતું નહોતું, અને તેમનું, તેમના મૌલવીઓનું અને આખા ખિલાફતના પ્રશ્નનું મહત્વ વધ્યું તે ગાંધીજીએ એ પ્રશ્નને ભારતવર્ષીય કરી નાંખ્યો તેને લીધે જ થયું એ હરકોઈ કબુલ કરશે. મુસલમાનોમાં જાગૃતિ થઇ તેથી દરેક હિંદુએ રાજી થવું જોઇએ, અને દેશાભિમાની હિંદુઓ રાજી થયા છે જ. પણ કેટલાક ધર્માંધ મુસલમાનોએ આ મોકાનો ગેરઉપયોગ કરીને હિંદુઓને વટલાવવાનું જોસભેર શરૂ કર્યું. એમના ઝૂલભરેલા ઉત્સાહનો અંશ ગુજરાતના ચરોતરમાં પણ જણાયો હતો, અને સિદ્ધપુર વિસનગરના તોફાનમાં પણ એનો પડઘો દેખાયો. ઉત્તર હિંદુસ્તાનમાં અને ખાસ કરીને પંજાબમાં હિંદુ મુસલમાન વચ્ચે ખરાબ હરિફાઈ વર્ષોથી ચાલી આવી છે; આર્યસમાજીઓમાં જે ધર્મનું ઝનન છે તે મુસલમાનોના ઝનનનો પ્રતિકાર છે. એટલે આર્યસમાજીઓએ શુદ્ધિનું કામ જોરથી ચલાવ્યું. જો એ કામ શાન્તિથી વગર જાહેરાતે થયું હોત તો બહુ ગેરસમજુત ન થાત. પણ સમાજીઓમાં જુસ્સો હોય છે, એમનો સંપ્રદાય નવો છે અને તેમને આત્મસંરક્ષણ કરવા માટે લડાયક જુસ્સો કેળવવો પડયો છે. જો લોકો રાજીખુશીથી હિંદુ થવા ઇચ્છતા હોય તો તેમની શુદ્ધિ થવી જ જોઇએ. લાલચ આપીને શુદ્ધિ થાય તે તો નકામી છે કારણ કે લાલચનું કારણ જાય ત્યારે વટલેલા માણસો ફરીને ધર્મ બદલવાના. હિંદુઓ અત્યાર સુધી વટલાયલા હિંદુઓને કે બીજી કોમોને હિંદુઓમાં દાખલ કરતા ન હતા તે આર્યસમાજીઓએ શરૂ કર્યું છે. મારામાં એવો ધર્માંતર કરવાનો જુસ્સો ન હોય તો પણ તેવી પ્રવૃત્તિમાં હું કાંઇ ખોટું જોતો નથી. બીજી કોમોની લાગણી દુખાશે, તેમને ખોટું લાગશે અને તેથી આપણું ઐક્ય તુટી જશે એ દલીલ અત્યંત લંગડી છે.

હિંદુસંગઠ્ઠનનો પ્રશ્ન તો ઘણો જ અગત્યનો છે. હિંદુઓમાં ઘણા મતભેદ અને જાતિભેદ થઇ ગયા છે. આપણે ત્યાં તો ચાર વર્ણના નહીં, મુખ્ય ન્યાતોના નહીં. પણ વીસા, દસા અને પાંચાના ભેદ છે અને રોટીબેટી વ્યવહારની બાબતમાં વિચિત્ર નિયમોનું પાલન થાય છે. આવા રોટીબેટી વ્યવહારના ભેદને લીધે હિંદુસમાજમાં ઐક્ય અથવા એકદીલીને વાંધો આવતો નથી એમ કહેવું તદ્દન ખોટું છે. ધાર્મિક સંપ્રદાયોને લીધે પણ હિંદુ અસ્મિતાને ભારે નુકશાન થયું છે. એ ભેદો કાઢી નાંખવાની જ જરૂર છે એમ અમારૂં માનવું નથી. જેમ હિંદુ મુસલમાનમાં એકદીલી થઈ શકે અથવા તે કરવાને આપણે મથીએ છીએ તેવી જ રીતે હિંદુઓમાં પણ એકદીલી થવી જોઇએ. તેને જ સંગઠ્ઠન નામ અપાયું છે. એ ચળવળ શુદ્ધ છે, જરૂરી છે. રાજકીય પ્રગતિને માટે પણ જરૂરની છે. જ્યારે મોસ્લેમ લીગની શરૂઆત થઇ ત્યારે હિંદુઓ ચમકેલા અને હવે મુસલમાનો ચમકે છે. બન્નેની ચમક ખોટી છે, કારણ કે કોઇ પણ કોમ કે ન્યાતમાં સંગઠ્ઠન થાય, સ્વસુધારણા થાય તેનો ફાયદો માત્ર તે કોમને જ નથી મળતો પણ જનસમાજને થાય છે, હિંદી પ્રજાને મળશે.

સંગઠ્ઠનની ચળવળમાં સ્વરક્ષણને માટે અખાડા કાઢવા એવી સુચના થાય તે વાસ્તવિક નથી. વ્યાયામની જરૂર શારીરિક ખીલવણીને માટે છે. અખાડા હિંદુ મુસલમાન પારસી દરેકને આવશ્યક છે. "નામર્દાઇનું ઔસડ શારીરિક કસરત નથી" એ ગાંધીજીની ટીકામાં માત્ર અર્ધ-

સત્ય છે. પહેલવાન જેવું શરીર હોય અને તે છતાં માણસ બ્હીકણ હોઈ શકે; પણ વ્યાયામની તાલીમને લીધે માત્ર શારીરિક બળ વધે છે એમ નથી, પણ આ-મબળ પણ વધે છે. સંયમ પણ વધે છે. અખાડા-માં રમનારો કુસ્તીબાજ લઢકણો નથી હોતો પણ સંયમી હોય છે એટલે ગાંધીજી કહે છે કે "આનો રસ્તો અખાડા કાઢવામાં નથી" તે બરાબર નથી. અખાડા કાઢવા જ જોઇએ, માત્ર તે દ્વેપભાવથી નહિ પણ સ્વસુધા-રણાને માટે. અખાડા મારફત નાગરિકધર્મ (citizen-ship) પણ કેળવી શકાય છે, પોતાના શહેર માટે સુધારણાનું કામ તથા સેવા થઇ શકે છે. તેથી ગાંધીજી કહે છે કે "મને અખાડા તરફ અણગમો નથી." આને બદલે આપણે તો તેમની પાસેથી એવી સૂચનાની આશા રાખીએ કે 'હિન્દુસ્થાનમાં લાખો અખાડા સ્થાપો અને તેમાં ઐક્ય તથા પ્રેમનો ઉપદેશ કરો.'

આર્યસમાજને વિષે જે ટીકા થઇ છે તેને ચુંથવા-માં ફાયદો નથી. આ બાબતમાં મતભેદ હોય એ સ્વાભાવિક છે પણ જો મહાત્માજીએ કહ્યું હોત કે "કોરાનના જેટલો નિરાશાદાયક ગ્રંથ મેં બીજો નથી જોયો" તો મુસલમાનોની લાગણી કેટલી દુખાત? ગાંધીજીએ આર્યસમાજીઓની લાગણીને જોઇએ તેટલું માન આપ્યું નથી એ સ્પષ્ટ કહી દેવું જોઈએ. હું તો સાધારણ હિંદુ છું અને આર્યસમાજ કે બ્રહ્મસમાજ કે પ્રાર્થના-સમાજ તરફ વલણ બતાવ્યું નથી પણ ગાંધીજીની ટીકા એમને છાજતી નથી. મૌલાના અબદુલ બારીનાં વખાણ થાય કે નહીં, તે મહત્વનો સવાલ નથી; એ "ભયંકર મિત્ર" હોય કે દુશ્મન હોય તે તેમના કર્ત્તવ્યથી જણાઇ આવશે. નીઝામ હૈદરાબાદમાં ખ્વાજાહસન નીઝામીએ હિન્દુમુસલમાન એકતા વિષેની પોતાની ઇન્તેજારી ગાંધીજી સમક્ષ પુરવાર કરી આપી છે તેમને ભલે ધન્યવાદ આપે. અમ સામાન્ય માણસો તો એમના ધન્યવાદમાં મીઠું મુત્સદ્દીપણું જોઇએ છીએ. આર્યસમાજના સિદ્ધાંતો અને કાર્યપદ્ધતિ ઉત્તર હિન્દુસ્થાનમાં કેવા સંજોગોમાં જનમી ગયાં તેનો પૂરો ખ્યાલ ગાંધીજીએ કર્યો હોત તેમ જ સુધારા અને સેવાના તેના કાર્યનો પૂરો આંક કાઢ્યો હોત તો ગાંધીજીએ કંઈક જુદી રીતે લખ્યું હોત એમ લાગે છે.

## અહિંસા

હિંદુ મુસલમાન વિખવાદનું મુખ્ય કારણ અહિંસા-ધર્મનો અસ્વીકાર છે એ મહાત્માજીનો અભિપ્રાય તદ્દન ખરો છે. "પ્રજાના વિચારી વર્ગને અહિંસા અકળાવી પડી હોય એમ જણાય છે........અહિંસાને વિષે તેમની શ્રદ્ધા 'મુખમેં રામ' હતી........આમ હું આજે જે દેખાવ મારી આસપાસ ભાળી રહ્યો છું તે અહિંસાની ભાવનાના ફેલાવ સામે એક જબબર પ્રતિકાર-ની ભાવના છે. હિંસાનો જબરદસ્ત મોજો આવી રહ્યો હોય એમ મને લાગે છે. હિંદુમુસલમાન વિખવાદ એ અહિંસાને વિષે ફેલાએલી બેદિલીનું એક તીવ્ર સ્વરૂપ છે." અહિંસાધર્મ વિષે ઘણી ગેરસમજુત ફેલાઇ રહી છે તેનું કારણ દરેક માણસે સમજવું જોઇએ. સંપૂર્ણ અહિંસાધર્મનો સ્વીકાર કરવો અને પાલન કરવું એ અપવાદરૂપે કોઇ મહાત્મા કરી શકે બાકી તો અશક્ય છે. પણ ગાંધીજી કહે છે કે "એવો પરાકાષ્ટાની હદનો અહિંસા ધર્મ સ્વીકારવાનું કદિ જ કહ્યું નથી." પણ જ્યારે મર્યાદા મુકવામાં આવે છે ત્યારે તેની વ્યાખ્યા અપાઇ નથી. અહિંસાનો અર્થ હજી અસ્પષ્ટ રહ્યો છે, તેથી લોકોને શંકા ઉત્પન્ન થયાં કરે છે. ગાંધીજી લખે છે કે "હું નથી કહેતો કે લુંટારા અને ચોરની જોડે અગર તો પરદેશીઓ હિંદુસ્તાન પર ચડી આવે તો તેમની જોડે પણ તમે અહિંસાધર્મથી વર્તો." પણ કયા સમયે અહિંસાનું પાલન કરવું અને ક્યારે નહીં તે વિષે ઘણી ગેરસમજુત ચાલે છે અને તેથી અહિંસાધર્મ પ્રત્યે લોકોમાં ભારે શંકા પેદા થઇ છે. આજે એવો ઉપદેશ આપીએ કે એક ગાલ ઉપર તમાચો મારે ત્યારે બીજો ધરવો, અથવા, કોઇ ડગલો ઉપાડી જાય તો તેને પહેરણ પણ આપી દેવું—એ મંત્ર તો ઉત્તમ છે અને એમ ધારો કે એક ગાંધીજી તેનું પાલન પણ કરી શકે. પણ સામાન્ય શહેરીને કાંઇક જુદી શીખામણ આપવી પડે. જે દાંડ માણસ બીજા ગાલને પણ તમાચો મારે તે પ્રજા-મતને લીધે શરમીંદો પડીને માફી માગે કે વર્તણુક સુધારે એ ગળે ઉતરે એવી હકીકત નથી. અમે તો માનીએ છીએ કે અહિંસાધર્મની વ્યવહારમાં મુકી શકાય એવી વ્યાખ્યા આપવાની જરૂર છે; એની મર્યાદા બાંધી દેવી પડશે. આદર્શ બહુ વિશાળ હોય પણ અમુક ઓછામાં ઓછા (minimum)નું પાલન થવું જ જોઇએ તે બતાવવું પડશે. આ લેખમાં મહાત્માજીએ આવી મર્યાદા બાંધી છે. "કોમ કોમ વચ્ચેના વહેવારમાં પોતાનું આચરણ ઘડતું રાખવા અને સ્વરાજ મેળ-વવા પરતો સ્વીકાર સુચવ્યો છે. હિંદુ, મુસલમાન,

ખ્રિસ્તી, શિખ, પારસી—સૌ કોમોએ એકબીજી કોમો જોડેના આપસના મતભેદ માથાં ભાંગીને ન જ પતાવવા જોઈએ. સ્વરાજ મેળવવાનાં આપણાં સાધન પણ હિંસારહિત હોવાં જોઇએ. આ માર્ગને હિંદુસ્તાન આગળ નબળાના હથીઆર તરીકે નહીં પણ સબળાના હથીઆર તરીકે જ મુકવાની હું હિમ્મત કરું છું."………… આટલી મર્યાદિત અહિંસામાં આપણને શ્રદ્ધા આવે તો "અત્યારે હિંદુમુસલમાન કોમ વચ્ચે વર્તી રહેલો વિખવાદ મોટે ભાગે શમી જાય………બન્ને કોમ વચ્ચે આટલી તો સામાન્ય સમજુતી થએલી હોવી જ જોઇએ કે ગમે તેમ થાય તો પણ બેમાંથી એકે પક્ષ નિરંકુશ બનીને કાયદો પોતાના હાથમાં ન લે પણ જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે ક્યાંયે ઝગડો ઉભો થાય ત્યાં કજીઆના બધા મુદ્દા પંચ પતાવે અગર તો મજકુર પક્ષો ઇચ્છતા હોય તો અદાલતમાં જાય."

### ગોવધ

ગોવધ વિષે મહાત્માજીએ પોતાના વિચારો અનેક વખત દર્શાવ્યા છે. ગાંધીજી કહે છે કે "અંગ્રેજોને વાસ્તે દરરોજ કેટલીયે ગાયોની કતલ થાય છે પણ એ વિષે તો આપણે ભાગ્યે જ કદિ શબ્દોચ્ચાર સરખો કરીએ છીએ." આ હકીકત હિંદુઓએ વિચારવાની છે, પણ ખરૂં કારણ તો એ છે કે અંગ્રેજો પોતાની સત્તાનો ગેરઉપયોગ કરે છે, તેમના નાનાં મોટાં સર્વ આપખુદી કામો પછવાડે તલવાર, તોપ, એરોપ્લેઇનનું બળ રહ્યું છે. તે બળને પશુબળ ગણવું કે આત્મબળ આગળ નજીવું ગણવું એ બીજી વાત છે. મુસલમાનોના રાજ્યમાં હિંદુઓ ભાગ્યે જ ગોવધને માટે મુસલમાનો જોડે ટંટો કરતા હોય. ગાયને નામે થયેલા ટંટાને અંતે એક પણ ગાય બચી નથી, ઉલટું મુસલમાનો વધારે આગ્રહી બન્યા છે એ પણ ખરૂં છે. અને ગાંધીજી જે સલાહ આપે છે તે દરેક હિંદીએ ખુબ લક્ષમાં રાખવા જેવી છે: "ગોરક્ષાનો આરંભ તો આપણે જ કરવો રહ્યો છે. હિંદુસ્તાનમાં ઢોરોની દુર્દશા છે તેવી દુનિયાના બીજા કોઇ પણ ભાગમાં નથી. હિંદુ ગાડાંવાળાઓને પોતાના થાકીને લોથ થએલા બળદોને નિર્દયપણે આરવાળી પરોણીથી હાંકતા મેં જોયા છે. આપણાં અધભૂખ્યાં ઢોરો નામોશી લગાડે છે. આપણે હિંદુઓ કસાઈને ગાયો વેચીએ છીએ." આપણે એ પણ ઉમેરીએ કે હાલની પાંજરાપોળોમાં ઢોરોને માટે દવાદારૂની વ્યવસ્થા હોતી નથી, ઢોરના દાક્તરને રાખતા નથી પણ ચામડાંને માટે હરરાજી થાય છે. કેટલીક વખત મોટી પાંજરાપોળોમાં હજારો ઢોર રોગ (foot and mouth disease)થી મરે છે, તે માટે અહિંસાધર્મમાં માનનારા હિંદીઓ કાંઇ ઇલાજ લેતા નથી. ગૌચરો વધારવાં, ઘાસ ઉગાડીને સુધારવાં, ગાય બળદોની ઓલાદ સુધારવી એ મુખ્ય કામ છે.

### વાજાં

મસ્જીદો આગળ વાજાં વગાડવાનો પ્રશ્ન પણ નજીવો છે અને બન્ને પક્ષ તરફથી માત્ર ઝીદને લીધે તકરારો થયાં કરે છે. ઝીદ અને ઇઝત એ સામાજિક ટંટાઓનું મૂળ કારણ છે અને એ બન્નેમાં બહુ વજુદ નથી. જે માણસ પ્રાર્થનામાં લીન થઇ ગયો હોય તો તે બ્હારના અવાજોને ગણકારતો નથી, પણ જે માણસ લીન થયો નથી તેને ચીઢ ચડે એ સ્વાભાવિક છે. વળી દરેક સમજુ માણસનો ધર્મ છે કે બીજા માણસોની લાગણી નાહક દુખવવી નહીં. બન્ને પક્ષોએ આ બાબત વિચાર કરવા જેવું છે.

### ઇલાજ

આટલી ચર્ચા કર્યા બાદ હિન્દુ મુસ્લીમ એકતાના ઇલાજોનો વિગતવાર વિચાર કરવો જોઇએ.

૧. હાલમાં જે અરસપરસ અણવિશ્વાસ ફેલાઇ રહ્યો છે તેને નાબૂદ કરવો જોઈએ. અણવિશ્વાસને લીધે દરેક ચિન્હનો ખોટો અર્થ થાય છે અને દરેક દલીલ અર્થહીન થઇ જાય છે. પ્રેમ બતાવ્યાથી પ્રેમ મેળવાય છે અને વિશ્વાસ રાખ્યાથી વિશ્વાસ મેળવી શકાય છે. પણ પહેલ કોણ કરે? જે સમજુ હોય, જેનું આત્મબળ ખીલેલું હોય તે. આગેવાનો જરૂર પહેલ કરે પણ તે ઉપરાંત પ્રજામત કેળવવાને માટે બન્ને કોમ તરફથી એકી વખતે પ્રયત્ન થવો જોઇએ. ગાંધીજી લખે અને તેનો પ્રત્યુત્તર મુસલમાનોમાંથી ન મળે તો અણવિશ્વાસ કાયમ રહે. ખોટો વિશ્વાસ રાખવાથી અણવિશ્વાસ પેદા થાય છે અને આગેવાનોએ એ બાબત ખાસ સંભાળ રાખવી. જે મુત્સદ્દીપણું કહેવાય છે તેમાં અસત્યનો અંશ છે.

૨. ગાંધીજીની ગુરૂકુંચી એ છે કે "તલવારના ન્યાયની જગ્યાએ ધારાધોરણે સમાધાનીનો ન્યાય સ્વીકારવો. પ્રમાણિક લોકમત એવી રીતે કેળવવો કે તકરારી પક્ષ કાયદો પોતાના હાથમાં લઇ શકે નહીં. દરેક કજીઓ ખાનગી લવાદ આગળ ફડચાને માટે જાય અગર સર-

કારી અદાલતમાં જાય." લડાઇ જગાવનાર માણસો અશિક્ષિત નથી હોતા અને જો દરેક ગામમાં અને દરેક કોમમાં સહિષ્ણુતાને આચારમાં મુકવાનું શીખવવામાં આવે તો તકરારો જાગે જ નહીં.

૩. ઘાની સામે ઘા વાળવો છોડી દઇને અહિંસાધર્મનો અંગીકાર કરવો. અહિંસાધર્મ સ્વીકારવાથી નામર્દાઇ વધશે એ ખોટું છે, પણ તેની સાથે અહિંસાધર્મનું પાલન કરનાર માણસને તદન ન છુટકે હિંસા કરવી પણ પડે. જેમનું આત્મબળ સંપૂર્ણ રીતે ખીલ્યું નથી તે માણસમાં એવું તેજ કે ઓજસ નથી હોતું કે સામા માણસને નમ્ર કરી શકે. વાઘને મારવો પણ પડે, સાપને મારવો પડે, લુંટારાને મારવો પડે, દુશ્મનને મારવો પડે, પણ આપણી વૃત્તિ અહિંસામય હોય તો લડવાનો વખત ભાગ્યે જ આવે. આપણી વૃત્તિ હિંસક હોય તો એક પળમાં તકરાર થાય. હિંસક પ્રાણીઓને મારવાં પડે, તથા નકામી હિંસા ન કરવી એ બે સરતો મર્યાદારૂપે સ્વીકારાય તો અહિંસાનું પાલન લોકોને ગળે ઉતરે.

૪. હિંદુ મુસલમાન તથા બીજી બધી કોમોએ બીલકુલ શુદ્ધ વૃત્તિથી સંગઠ્ઠન કરવું. આ શબ્દનો ગેરઅર્થ થયો છે, માટે હું "સ્વસુધારણા તથા સંપ" એ શબ્દ વાપરૂં. મુસલમાનો શરીરે મજબુત થાય, શિક્ષણમાં આગળ વધે, ધર્મનો અભ્યાસ કરીને વધારે ધર્મિષ્ટ થાય, પોતાના કુધારાઓથી છુટા થાય, પ્રગતિમાન, સંપીલા થાય, તો હું હિન્દુ તરીકે ઘણો જ રાજી થાઉં. મારી મદદ સ્વીકારે તો હું મદદ કરૂં. જો તે કોમ અભણ રહે તો તેમાંથી ગુંડા પેદા થાય, જો ધર્માંધ રહે તો લડાઇ સળગાવે એટલે હું તેમની દરેક પ્રકારની ઉન્નતિથી ખુશી થાઉં, અને તે જ પ્રમાણે હિંદુઓમાં શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક બળ વધે અને સંપ વધે તે માટે કામ કરૂં. જુના વખતમાં કેટલાક લોકો 'સુધારા' શબ્દથી ગભરાતા હતા, આજે સંગઠ્ઠનથી ગભરાય છે. જો કોઇ સારી ચળવળમાં દ્વેષભાવ આવી જતો હોય તો તેમાં દાખલ થઇને દ્વેષભાવ કાઢી નાંખવો જોઇએ; પણ સંગઠ્ઠનના નામથી કેટલાક લોકો ભડકાય છે તે કેવળ વ્હેમ છે અને તે દૂર કરવો જોઇએ.

૫. ગોવધ અને મસ્જીદ આગળ વાજાં વગાડવાના પ્રશ્નનો નીકાલ અરસપરસ વિશ્વાસના વાતાવરણમાં થઇ જશે. એ બન્ને સવાલોને ખોટું કૃત્રિમ મહત્વ આપવામાં આવ્યું છે.

૬. પ્રજાકીય પ્રતિનિધિ મંડળોમાં મતદારોનું પ્રમાણ વિગેરે નક્કી કરવાનું ગાંધીજી સામાપક્ષના સુશીલ ગૃહસ્થને સોંપી દેવાનું સૂચવે છે તે કબુલ કરવા જેવું છે.

૭. શુદ્ધિની પ્રવૃત્તિ સામે એના શુદ્ધ સ્વરૂપમાં પ્રતિબંધ કરી શકાય નહીં. એ પ્રવૃત્તિઓ નિખાલસ વૃત્તિથી થવી જોઇએ. તેના આગેવાનો ચારિત્રવાન અને દેશહિતનો વિચાર કરનાર હોવા જોઇએ. છુપું કામ થશે કે લુચ્ચાઇ અને લાલચનો ઉપયોગ થશે તેટલે અંશે મારામારી થવાની.

લોકમત કેળવવાનું કામ કોઈ મહાન પુરૂષે લેવું જોઇએ. હિન્દુ તથા મુસલમાન બન્નેને તેમની પ્રત્યે શ્રદ્ધા હોય એવા પુરૂષ હોવા જોઇએ. ગાંધીજી ઉપર આરોપ મુકાયો હતો કે મોપલા બંડ તથા મુસલમાનોના હુલ્લડ માટે એમને દોષી ગણવા. એ આરોપ ખોટો છે. હિંદુમુસ્લીમ એકતાને માટે થયેલા પ્રયત્નના અણધાર્યા પરિણામ તરીકે, તથા મુસલમાનોની નવી જાગૃતિને લીધે એવી આડકતરી અસર થઇ હોય કે જેનાં પરિણામ અનિષ્ટ આવે. મહાત્માજીના લેખમાં બચાવનો અણસારો જોવામાં આવે છે. તેમણે જ આ પ્રશ્ન હાથમાં લીધો છે એ ઘણા સંતોષની વાત છે. હિંદુ મુસ્લીમ ઐક્ય અને અહિંસાનું પાલન એ બે પ્રશ્ન કરતાં વધારે અગત્યના પ્રશ્ન હિંદ સમાજ આગળ છે જ નહીં. એ બન્ને પ્રશ્નોમાં હિંદસ્વરાજ આવી જાય છે.

અહિંસાના ઉપદેશમાં હિંદુસ્તાનની બહારની પ્રજાને પણ સંદેશો મળશે. અહિંસાની સાથે સત્ય તથા ન્યાયનો આગ્રહ હોવો જોઇએ. અહિંસાનો બ્હોળો અર્થ વિશ્વપ્રેમ થાય છે. તેને વ્યવહારમાં કેવી રીતે મુકવો અને તેના પ્રચાર માટે ઉપદેશકો કેળવવા એ કાર્ય મહાત્માજી જ કરી શકે. અહિંસાને લીધે મુસલમાનોને 'તરત બુદ્ધિ તરકટી કે મુકી મારે ધમ' ની સ્થિતિમાંથી બચાવી લે, અને જો હિંદુ સમાજ કુસંપથી વીખરાઇ ગયો હોય, જો હિંદુમાં શારીરિક તથા આત્મિક નબળાઇ હોય તો તેમને સંપીલા તથા બળવાન બનાવે એના કરતાં ઉત્તમ કામ બીજું શું હોઇ શકે? આજે રાજકીય પ્રવૃત્તિ ખુબ ગુંચવાઇ ગઇ છે અને તેને ઉકેલતાં વધારે ગુંચવાય છે. ખરો ઉકેલ સામાજિક પ્રવૃત્તિમાં સમાયલો છે, અને જો સૌ લોકનાયકો એ સામાજિક પ્રશ્નો હાથમાં લઇને બેસશે તો આપણે સ્વરાજની દિશામાં સપાટાબંધ આગળ વધીશું.

સુમન્ત મહેતા.

# મહાસમિતિમાં મતભેદ

આશરે ચાર વરસ પર મહાસભાએ અસહકારનો ઠરાવ કર્યો ત્યારે તો વીજળીને વેગે એક પછી એક ક્ષેત્રમાં સરકાર સાથે સંબંધ કાપી નાંખીને જોતજોતામાં લડત ખતમ કરવાની મુરાદ હતી. તેમાં પંચવિધ બહિષ્કાર એ તો માત્ર પહેલું જ પગલું હતું. સન ૧૯૨૨ના આરંભ સુધી એકંદર પ્રજાની શ્રદ્ધા વધતી ગઈ ને વધારે ને વધારે કાર્યવાહકો સર્વાંગે બહિષ્કારનું પાલન કરતા ગયા. પછી બારડોલીની લડત બંધ રહી એટલે શ્રદ્ધા તથા શક્તિનાં પૂર થંભીને ધીમે ધીમે પાછાં વળવા લાગ્યાં. એટલામાં જ ગાંધીજી જેલમાં ગયા એટલે તેમને તે સ્થિતિનો ઇલાજ લેવાનો અવસર ન મળ્યો.

બે વરસે પાછા આવતાં ગાંધીજીને નરમ પડેલી પ્રજાનું દર્શન થયું. દિલ્હી કોકનાડાના ઠરાવથી બહિષ્કારની કેટલીક દીવાલો તેમણે તુટેલી જોઈ, બાકીની સીમાનું ઉલ્લંઘન કરવાને કેટલાકને તરફડતા જોયા, અને જે મોટો વર્ગ સૌ બંધનને કબુલ રાખતો જણાયો તેમાંથી પણ કેટલાકને કંઇક કંઇક સીધી કે આડકતરી રીતે સેરી પડતા જોયા. આ ચલિત સ્થિતિ સુધારવાને ગાંધીજીએ વ્યવહારમાં કડક પણ સિદ્ધાંતની દૃષ્ટિએ સરલ સૂત્ર સમજાવ્યું કે: જેમને મહાસભાનો ક્રમ સારી પ્રજા પાસે પળાવવો હોય તેમણે પોતે તેનું સંપૂર્ણ પાલન કરીને પ્રજાની સમક્ષ અવિશુદ્ધ આદર્શ રજુ કરવો જોઇએ.

આ નેમથી ગાંધીજીએ મહાસમિતિ આગળ રજુ કરવાને પહેલા ત્રણ ઠરાવ ઘડ્યા હતા. તેમાં કાર્યવાહક સમિતિએ તો નજીવા જ સુધારા કર્યા. પછીથી મહાસમિતિની ચર્ચા નીરખતાં, કંઇક કંઇક નવી હકિકત મળતાં અને સ્વરાજ્ય પક્ષ સાથે મસલત થતાં તેમણે તે ઠરાવો ઘણા જ નવા સ્વરૂપમાં રજુ કર્યા. તેમાંથી પહેલો મોટી બહુમતિથી અને બીજા બે લગભગ સર્વાનુમતે પસાર થયા, તેથી સ્વાભાવિક રીતે આનંદોત્સવ ચોમેર ઉજવાય છે.

પણ દુર્ભાગ્યે દેખીતી અને ખરી સ્થિતિ વચ્ચે ગંભીર ભેદ છે એ સમજવાની જરૂર છે. તેથી જુદા જુદા ઠરાવોની ચર્ચામાં જે મતભેદ ખુલતા ગયા તે આપણે અનુક્રમે તપાસીશું.

## રેંટીઆની ચર્ચા

કાંતવા વિષે પહેલા જ ઠરાવ×ની ચર્ચામાં અનેક પક્ષના મતભેદ જાગી ઉઠ્યા. પણ તે પર આવતા પહેલાં તેની પૂર્વભૂમિકા જોઇ લેવી જોઇએ. કલકત્તા અને નાગપુરના ઠરાવમાં તો મિલ કાપડ સમગ્ર પ્રજાને પૂરૂં પડે એમ ન હોવાથી હાથે કાંતેલી વણેલી ખાદીનો પ્રચાર કરવાનો આગ્રહ જ કરવામાં આવ્યો હતો. ૧૯૨૧ના જુલાઇ માસથી પરદેશી કાપડના બહિષ્કાર પર ને કેવળ ખાદીની વપરાશ પર વધારે ભાર મુકાવા માંડ્યો. તે પછી

---

× રૂંટીઓ અને રેંટીઆમાંથી ઉત્પન્ન થતી ખાદી સ્વરાજ સ્થાપવા માટે અગત્યનાં મનાયાં છે છતાં અને સવિનય ભંગ શરૂ કરતાં પહેલાં તેમનો સ્વીકાર એ મહાસભાએ આવશ્યક સરત તરીકે માન્યો છે તો પણ આખા દેશની મહાસભા સંસ્થાના સભ્યોએ અત્યાર સુધી કાંતવા વિષે દુર્લક્ષ રાખ્યું છે તેથી મહાસમિતિની આ બેઠક ઠરાવ કરે છે કે જુદી જુદી સંસ્થાઓમાં ચુંટાએલા તમામ સભ્યોએ માંદગી અથવા સતત પ્રવાસના અથવા એવા બીજા સંજોગો સિવાય દરરોજ ઓછામાં ઓછો અરધો કલાક કાંતવું અને અખિલ ભારતીય ખાદી મંડળના મંત્રીને અથવા તેના તરફથી નીમાએલા તેના પ્રતિનિધિને પોતે કાંતેલું સરખું અને વળદાર ઓછા ઓછામાં ૨૦૦૦ વાર સુતર આવતા ઓગસ્ટ મહિનાની ૧૫ મી તારીખ સુધીમાં ને ત્યાર પછી દર મહિને તે તારીખે મળે એવી રીતે મોકલી આપવું.' આ પછી આમ ન કરનારને બાતલ કરવાની સજા પણ મૂળ ઠરાવમાં હતી તે ઉપરથી કાઢી નાંખવામાં આવી હતી.

દિલ્હીના ઠરાવમાં સવિનય ભંગ કરી જેલ જનાર સ્વયં-સેવકે કેવળ ખાદી જ પહેરવી જોઇએ ને તેને કાંતતાં પણ આવડવું જોઇએ એવો નિર્ણય થયો. તેથી દર મહિને અમુક પ્રમાણમાં સૂતર કાંતવાની સરત તો હાલ પહેલી જ વાર મહાસભાના ઠરાવમાં મુકાઇ છે. અને તે જેલ જનાર સ્વયંસેવકો માટે જ નહિ પણ સૌ સમિતિઓ-ના સભાસદોને માટે ઠરાવવામાં આવી ને વળી કાર્ય-વાહક સમિતિના ખરડામાં તો તેનો ભંગ કરનાર સભા-સદોને તરત જ બાતલ કરવાની સજા મુકવામાં પણ આવી હતી, તેથી સૌ નવાઇ પામે અને ઘણા અકળાઇ જાય એ સ્વાભાવિક હતું.

આ ઠરાવની ચર્ચામાં સ્વરાજ્ય પક્ષે પહેલ કરી. તેના પ્રતિનિધિ તરીકે શ્રી મોતિલાલ નેહરૂએ સાફ સાફ જણાવ્યું કે અમારા આખા પક્ષને જાણે ગળું પકડીને મહા-સભામાંથી બ્હાર કાઢવાને આ ઠરાવ રચાયો છે ને તેમાં સરકારની આપખુદી ને પશુબળનો ચોખ્ખો પાસ દેખાય છે. તેમણે બંધારણની દૃષ્ટિએ બતાવ્યું કે રેંટીઓ ન ચલાવનારને સમિતિઓમાંથી બાતલ કરવાની પેટાકલમ તદ્દન ગેરકાયદેસર છે ને તેથી પહેલી જ રદ થવી જોઇએ. વળી તેમણે એ પણ કહ્યું કે અમુક જ જાતના પ્રતિનિધિ-ઓ અને કાર્યવાહકોને ચુંટવાનું ફરમાવવાથી મહા-સભાના મતદારોની સ્વતંત્રતા પર તેમ જ ઉમેદવારોના હક પર છીણી મુકાય છે, તેથી એ ઠરાવ સારી આલમ-ના પ્રજાશાસનના સિદ્ધાંતથી વિરુદ્ધ છે. છેવટે તેમણે એ પણ જણાવ્યું કે આ ઠરાવમાં સજા નહિ હોય તો અમે બધા કાંતવાને બનતો પ્રયાસ કરીશું. પણ સજા હશે તો જેનામાં આત્મમાનનો એક છાંટો પણ હશે તે તો હરગીઝ નહિ કાંતે.

ચર્ચા આગળ ચાલી. આ ઠરાવ વિષે ગાંધીજીની શુદ્ધ દૃષ્ટિ ફરી ફરીને સમજાવવામાં આવી પણ તે વ્યર્થ જ. પહેલા દિવસની ચર્ચાને અંતે સજાની કલમ કાયદે-સર છે કે નહિ તે વિષે મત લેવાયા ને પ્રમાણમાં થોડી જ વધુમતિથી તે કાયદેસર ઠરી.

પણ તે વધુમતિ સ્વરાજ્ય પક્ષને હરાવવાને ને હઠા-વવાને બસ હતી. તેથી તેણે બીજે દિવસે નવી બાજી ખેલી. વધારે વિરોધ વ્યર્થ સમજીને તેણે એ અને બીજા એવા જ ઠરાવોની ચર્ચામાંથી દૂર રહેવાનો નિશ્ચય કર્યો. આરંભમાં જ પંડિતજીએ તે વિષે પોતાના પક્ષનું જાહેર-નામું વાંચ્યું, ને પછી તરત જ આશરે ૩૫-૪૦ સ્વરાજ્યવાદીઓ મહાત્માજીને નમસ્કાર કરીને સભામાંથી વિદાય થયા.

## ચુસ્ત પક્ષમાં મતભેદ

સ્વરાજ્યપક્ષના આ અણધાર્યા ને અસાધારણ પગલાથી સૌ નવાઇ પામ્યા ને દિલગીર થયા. પણ ઘણા-એ એમ ધાર્યું હતું કે હવે જે ચુસ્ત પક્ષ બાકી રહ્યો તેમાંથી તો એક પછી એક પ્રાંતના પ્રતિનિધિ આ નાટકી તૂટથી જરાયે ગભરાયા વિના સમગ્ર ઠરાવ વિષે અડગ શ્રદ્ધા દર્શાવશે. પણ બન્યું તો એથી ઉલટું જ. એક પછી એક ભાઇએ ઉભા થઇને સજાની પેટાકલમ કાઢી નાંખવાને જ જુદી જુદી દલીલો કરી. કોઈએ તેને બિન-જરૂરી જણાવી, કોઇએ તેને અવ્યાવહારિક ગણી પણ ખરૂં જોતાં સૌની પ્રકટ કે અપ્રકટ ખરેખરી દલીલ તો સ્વરાજ્ય પક્ષ સાથે તૂટના ભયની જ હતી. આમાં શ્રી પ્રકાશમ્ ને પંડિત સંતાનમ્ જેવા મધ્યસ્થ પક્ષના ઉપરાંત કોઇક ખરેખરા ચુસ્ત ભાઇઓ પણ હતા. આથી જ્યારે આ પેટાકલમ વિષે મત લેવાયા ત્યારે તે વધુમતે પસાર તો થઇ. પણ જ્યારે ગેરહાજર રહેલા સ્વરાજ્ય-વાદીઓને વિરુદ્ધ મતમાં ઉમેર્યા ત્યારે સરવાળે વધુ સંખ્યા વિરુદ્ધ માલમ પડી. તેથી ગાંધીજીએ અનુપમ ઉદારતા અને દક્ષતાથી તે પેટાકલમ રદ કરવાને જુદો ઠરાવ મુક્યો. તે સર્વાનુમતે પસાર થયો. પણ તે જ ક્ષણે ચુસ્ત પક્ષ-માંના ભેદ વધારે ચોખ્ખા થઇ ગયા. એક બાજુએ ગાંધીજીના આ ઠરાવની સામે કોઈ અંતિમવાદીઓ કંઇક દલીલ કરતા દેખાયા ત્યારે બીજી પાસ તે પસાર થયો એટલે તરત ઉંચે સ્વરે અને અતિશય ઉલ્લાસથી "મહાત્મા ગાંધીજીની જય" પોકારીને મૌ. શૌકતઅલીએ સ્વરાજ્ય પક્ષ માટે પોતાની સહાનુભૂતિ સ્પષ્ટ કરી.

આમ પહેલા જ ઠરાવની ચર્ચામાં ચાર પક્ષ દેખાયાઃ સ્વરાજ્ય પક્ષવાદી—તેમના વિચાર તો જાણીતા છે. (૨) મધ્યસ્થ—શ્રી પ્રકાશમ્, પંડિત જવાહરલાલ નેહરૂ વગેરે, જેઓ ધારાસભાના હિમાયતી હોવા છતાં કાર્યપદ્ધતિ વિષે કંઇક કંઇક મતભેદ ધરાવે છે. (૩) ચુસ્ત-મધ્યમ માર્ગી—મૌ. મહમદઅલી, મૌ. શૌકતઅલી વગેરે, જેઓ મહાત્માજીને પગલે પગલે અનુસરવાને તૈયાર હોવા છતાં સ્વરાજ્ય પક્ષનો સાથ રાખવા ઇચ્છે છે. (૪) ચુસ્ત-અંતિમવાદીઓ—જેઓ મહાસભામાં બન્ને પક્ષના મિશ્રણથી કેવળ હાનિ છે એમ માને છે અને તેથી પહેલી તકે જુદા પડી મહાસભામાં કે મહાસભાને

બહાર કામ કરવા ઇચ્છે છે. આ ચોથા પક્ષમાં શ્રી વર્દાચારી, પંડિત સુંદરલાલ વગેરે વિરાજે છે.

### અંતિમવાદ

બહિષ્કારનો આખો ઠરાવ આ અંકમાં બીજે સ્થળે ઉતારવામાં આવ્યો છે. તેના મૂળ ખરડાના બે હેતુ હતા: (૧) દિલ્હી કોકનાડાના ઠરાવની રૂએ જેઓ ધારાસભામાં ગયા હોય તે સ્વરાજ્યવાદીઓને અને (૨) જે કોઇ બીજા ચાર બહિષ્કારનું પૂરું પાલન ન કરતા હોય તેમને—એ બન્નેને મહાસભાનાં ચુંટાએલાં તમામ મંડળોમાંથી બાતલ કરવા. પણ આ ઠરાવ મહાસમિતિ આગળ રજુ કરતા પહેલાં મહાત્માજીને જણાવવામાં આવ્યું કે ધારાસભામાં જનારને સમિતિઓમાંથી બાતલ કરવા વિષે કંઇ પણ સમજુત કે ઠરાવ કોકનાડામાં થયાં ન હતાં. તેથી ગાંધીજીએ મૂળ ઠરાવમાં કોકનાડાના ઠરાવનો ઉલ્લેખ કર્યો પણ તેનો અર્થ સ્પષ્ટ ન કરતા તે પોતપોતાની રીતે કરવાની સૌને છુટ આપી. તેમ તેમણે આ ઠરાવમાં આદેશને બદલે વિનંતિના શબ્દો મુક્યા અને જે અપૂર્ણ બહિષ્કારીઓ તેને માન આપીને સમિતિમાંથી નીકળી ન જાય તેમને વિષે મૂળ ઠરાવમાં સજા ફરમાવી હતી તે પણ રદ કરી.

સૌએ એમ ધાર્યું કે આવો સરળ ઠરાવ સર્વાનુમતે મંજુર થશે. સૌ સમિતિઓ મહાસભાના જ ઠરાવોનો અમલ કરવાને નીમાય છે તો પછી કોકનાડામાં મળેલી છેલ્લી બેઠકની અવગણના તો કેમ જ થઇ શકે! પણ અંતિમવાદીઓથી આ ઉમેરો સહેવાયો નહિ. બે વરસથી જેમની સાથે લડતાં નિકાલ નથી આવતો તેમને કલમના એક લીસોટાથી મહાસભામાંથી દૂર કરવાની તેમણે આશા રાખી હતી. તે આમ એકાએક નિષ્ફળ થઇ એટલે તેમના આગેવાન શ્રી વર્દાચારી ઉકળી ઉઠયા. તેમણે કાંપને સ્વરે અને ધ્રુજતે શરીરે સુધારો સૂચવ્યો કે કોકનાડાનો ઉલ્લેખ ઠરાવમાંથી કાઢી નાંખવો—અર્થાત્ ત્યાંના ઠરાવથી ધારાસભાના બહિષ્કાર પર કંઇ પણ અસર પડી છે એમ ન ગણી સૌ ધારાશાસ્ત્રીઓને સૌ સમિતિઓમાંથી ફારેગ આપી દેવી. આવો ઠરાવ તો દેશના સૌ પ્રતિનિધિઓ મળીને કોઈ મહાસભામાં કરી શકે. પણ તે સિવાય મહાસમિતિમાં આવા ઠરાવની હિમાયત કરવામાં કેવળ સંખ્યાબળથી મહાસભાનું આખું તંત્ર હાથ કરવાની ચોખ્ખી મુરાદ જણાઈ આવી.

શ્રી વર્દાચારીનો સુધારો તો ઉડી ગયો. ગાંધીજીએ આમ મહાસભાનું તંત્ર હસ્તગત કરવાની ઇચ્છાની ટીકા પણ કરી. છેવટે તેમણે સુધારેલો ઠરાવ લગભગ સર્વાનુમતે પસાર પણ થયો. છતાં અંતિમવાદીઓના આપખુદી ઝનનથી કંઇક કડવાશ તો રહી જ ગઇ.

### શ્રી ગંગાધરરાવને તિલાંજલિ

ઉપરના ઠરાવથી વકીલો તેમ જ અસીલો તરીકે સરકારી અદાલતોનો પૂરો બહિષ્કાર ન કરનારને પણ સમિતિઓમાંથી રાજીનામું આપવાની વિનંતિ કરવામાં આવી. આ વિષે ખાનગીમાં ચર્ચા ચાલતી હતી તે વખતે જ મહાસભાના મંત્રી અને કર્ણાટકના ધુરંધર *કાર્યકર્તા શ્રી ગંગાધરરાવ દેશપાંડેએ ગાંધીજીને જણાવ્યું* હતું કે તેમની આખી જાગીર સંબંધી કેસ કોરટમાં આવ્યો છે તેથી નકામું નુકશાન ન પહોંચે તે માટે તેમને કોરટમાં રીતસર બચાવ કરવો પડશે. આ ઉપરથી અસીલોના આખા વર્ગ તરફ ગાંધીજીનું ધ્યાન ખેંચાયું અને તેથી તેને ઉપરના ઠરાવમાંથી બાતલ કરવાને છેક છેવટે ગાંધીજીએ એક ઠરાવ રજુ કર્યો. શ્રી ગંગાધરરાવ જેવા નાયકને ને દેશભરમાં પથરાયેલા તેમના જેવા ઘણાયે નાનામોટા ભાઇઓને ખોવાને કોઇ તૈયાર ન જ હોય. ને અસહકારમંત્રના ગુરૂ ગાંધીજી પોતે જ જોઇ વિચારીને અદાલત વિષે આવી છૂટ મુકવાનું યોગ્ય ધારે ત્યારે વાંધો કોણ લે?

જ્યાં તરત જ આંધ્રદેશના શ્રી હરિસર્વોત્તમરાવે સિદ્ધાંતની દૃષ્ટિએ ગાંધીજીના ઠરાવની સામે સખત દલીલ કરી. ને પછી સિંધના પરમસેવક ડૉ. ચોઇથરામે કાનુનની દૃષ્ટિએ વાંધો લઇને પ્રમુખ સાહેબને વિનંતિ કરી કે મહાસભાના મૂળ ઠરાવથી આ વિરૂદ્ધ છે તેથી તેને તરત જ ઉડાવી દેવો. આ વિષે પ્રમુખ સાહેબે ગાંધીજીને પૂછ્યું, તેમણે ડૉ. ચોઇથરામની વિનંતિ સ્વીકારી ઠરાવ રદ કરવાની સૂચના આપી ને તરત તેનો અમલ થયો. એટલે શ્રી ગંગાધરરાવે પણ એકદમ મહાસભાના મંત્રીપદનું રાજીનામું રજુ કર્યું, તેનો સ્વીકાર થયો, ને બાબુ રાજેન્દ્રપ્રસાદ તેમની જગ્યાએ નીમાયા.

આ બધું એટલું ઝપાટાબંધ થયું કે તેની ગાંધીજીના દિલપર ઉંડી ચોટ લાગી હશે એવો તે વખતે તો કોઇને ખ્યાલ પણ નહિ આવ્યો હોય. ઉલટું કોઇ

એમ અંદર અંદર પૂછતા હશે કે અદાલતો વિષે આમ ઢીલ મુકાય તો મુઠીભર વકીલોને શા માટે કાઢી નાંખવા ? ને એમ શાળાઓ માટે પણ કેમ ઢીલ ન મુકાય ? પણ આ ચર્ચાનું છેવટે જે હૃદયભેદક પરિણામ આવ્યું તેથી તો સૌ જુદા જ પ્રવાહમાં તણાઇ ગયા.

## અહિંસા વિષે મતભેદ

ગોપિનાથ સહાના ઠરાવની ચર્ચામાં મહાસભાની અહિંસાની નીતિ વિષે ગંભીર મતભેદ તરી આવ્યો તે પણ જરા બારીકાઇથી તપાસવો જોઇએ. આ વિષે ગાંધીજીના તથા શ્રી દાસના—એ બન્ને ઠરાવોમાં મિ. અર્નેસ્ટ ડેના ખુન માટે દિલગીરી અને અહિંસાના સિદ્ધાંત પ્રત્યે વફાદારી દર્શાવવામાં આવી હતી. પણ ગાંધીજીએ આવાં રાજદ્વારી ખુનો સખ્ત રીતે વખોડી કાઢ્યાં હતાં અને સવિનય ભંગ માટે અહિંસાત્મક વાતાવરણની ખાસ આવશ્યકતા બતાવી હતી ત્યારે શ્રી દાસે આવા ખુનોની નાપસંદગીને ગૌણ સ્થાન આપીને તેના પ્રેરકરૂપ દેશદાઝને ખુબ વખાણી હતી. ગાંધીજીના ઠરાવમાં મુખ્યત્વે કરીને ખુનના કૃત્યની સખ્ત નાપસંદગી હતી. શ્રી દાસના ઠરાવમાં તેના શુભ હેતુની ખુબ કદર હતી. બેની વચ્ચે ભેદ ચોખ્ખો હતો અને તે સંબંધી મત ઉપરથી અહિંસાની સમજની કસોટી થાય એમ હતું. અને ગાંધીજીએ આ વિષે યંગ ઇન્ડીઆમાં પોતાના વિચારો પ્રકટ કર્યા હતા તેથી આ ચર્ચામાં ભાગ ન લીધો એ પણ યોગ્ય જ કર્યું.

પણ છેવટે મતની ગણત્રી થતાં ૭૮ વિરૂદ્ધ ૭૦ મતે ગાંધીજીનો ઠરાવ પસાર થયો ત્યારે શ્રી દાસને પોતાના ઠરાવની તરફેણમાં આટલા બધા મત મળ્યા એ જોઇ ઘણા નવાઇ પામ્યા, ઘણા બહુ દુઃખી થયા. અહિંસાત્મક ચળવળનાં ચાર વરસ પછી મહાસમિતિ જેવા અગ્રગણ્ય મંડળમાં આટલા બધા અહિંસાનું રહસ્ય બરોબર નથી સમજતા એમ જોઇને ખુદ મહાત્માજીના જ દિલને ઘણો આઘાત પહોંચ્યો.

પણ શ્રી દાસને મત આપનાર ભાઈઓની વૃત્તિ સમજવાને* બે વાત ધ્યાનમાં રાખવી જોઇએ. પહેલી તો ૧૯૦૫–૭ ની ચળવળના વખતથી લોકમાન્ય ટિળક અને શ્રી અરવિંદ ઘોષ, શ્રી લાલા લજપતરાય અને બિપિનચંદ્ર પાલ જેવા અગ્રણીઓએ મહાભારત-ગીતા વગેરે આપણા ઉત્કૃષ્ટ આર્યગ્રંથોના આધારે ફરી ફરીને જણાવ્યું છે કે અમુક સંયોગોમાં શુદ્ધ હેતુથી હિંસા કરવી એ પાપ નથી એટલું જ નહિ પણ ધર્મરૂપ છે. અલબત મહાત્માજી આ ગ્રંથોનો જુદો ને કંઇક નવીન અર્થ કરે છે અને અહિંસા વિષે અંતિમ મત ધરાવે છે. પણ જેમણે હાલ અહિંસાની રાજનીતિ જ સ્વીકારી છે તેમાંના ઘણાયે તે ધર્મ કે જીવનના સિદ્ધાંત-રૂપે સ્વીકારી નથી, અને એવો પ્રાચીન અને તાત્વિક મતભેદ આવે પ્રસંગે પ્રકટ થાય એ સ્વાભાવિક છે.

બીજી દૃષ્ટિ પણ આ ઉપરથી જ ફલિત થાય છે. મહાત્માજીએ આપણને ફરીફરીને સમજાવ્યું છે કે તાત્વિક મતભેદ બાજુએ મુકીને તમે રાજપ્રકરણમાં હાલને માટે અહિંસા સ્વીકારી છે ત્યાં સુધી તો તમારે મન વચન ને કર્મમાં પણ એ વૃત્તિ કેળવવી જોઇએ અને દેશભરમાં તે ખીલવવાનો પ્રયાસ કરવો જોઇએ. એ તો યોગ્ય જ છે. તેમ અહિંસાધર્મનો સ્વીકાર કરનાર કોઇ ખુનામરકી કરે તો તેમના વિષે તરત નાપસંદગી બતાવવી એ પણ ધર્મ જ છે. પણ આપણા જેટલી જ દેશભક્તિથી પ્રેરાએલા જે શહીદો આજની પરિસ્થિતિમાં હિંસાધર્મને જ સ્વીકારે છે તેમનું શું ? મહાત્માજી જેવા ધર્મપુરૂષો તેમને ખાનગીમાં સમજાવીને જુદી દિશામાં વાળે એ પણ ઇષ્ટ ગણાય. તેમ તેમનાં ખુની કૃત્યો વિષે શોક દર્શાવવો એ પણ વ્યાજબી ગણાય. પણ તેમના પર વાગ્બાણ છોડીને સરકારના જલ્લાદોના પંજામાં આપણે તેમને શા માટે નાંખવા જોઇએ ?

આ ધર્મસંકટ સમજવા માટે બે દાખલા બસ થશે. ખ્રિસ્તીઓ અને મુસલમાનો પોતાના જ ધર્મને ઉત્તમ માને છે, તે પાળનાર જ સ્વર્ગે સીધાવે છે ને બીજા પડે છે એમ સાચા દિલથી સમજે છે. તેથી તેઓ પરધર્મીઓને પોતાના ધર્મમાં દાખલ કરવા પ્રયાસ કરે એ સૌ યોગ્ય જ ગણે. પણ જો તેઓ બીજા તમામ ધર્મની અને તેના આચારવિચારની સામે ઝુંબેશ ચલાવે તો એ વ્યાજબી ગણાય ખરૂં ?

બીજો દાખલો યુરોપની લડાઇ પૂરો પાડે છે. ઇંગ્લાંડમાં પણ સૌ તંદુરસ્ત પુરૂષોને માટે લશ્કરી નોકરી ફરજીઆત કરવામાં આવી હતી. તે પહેલાં ને

* અત્રે સ્પષ્ટ રીતે જણાવવું જોઇએ કે ગોપિનાથ સહાના ઠરાવ ગણો કે તેના જેવા છુપા ખુન ઉપર નહિ પણ રાજહિંસાના સામાન્ય પ્રશ્ન વિષે જ સમિતિમાં અને તે ચર્ચા કરવામાં આવી છે.

પછી સિપાઇધર્મનો પ્રચાર ચોપાસ જોસભેર કરવામાં આવતો હતો એ પણ આવશ્યક જ હતું. પણ તે વખતે કેટલાક એવા શાન્તિવાદીઓ નીકળ્યા કે જેમણે લડવાની સામે પોતાનો ખરા દિલનો વાંધો બતાવ્યો. એવા માણસોને લશ્કરી નોકરીમાંથી કાયદેસર બાતલ પણ કરવામાં આવતા. છતાં ભરતીની અતિશય જરૂરી ચળવળ કરનારને પણ આવા અહિંસાવાદીઓની સામે ટીકા કરવાનો અધિકાર હોય ખરો ?

આ ઉપરથી એ દેખીતું છે કે જ્યારે અવિચારી ટોળાં તોફાન કરે અથવા મહાસભાના અનુયાયી થઇને કોઇ અણસમજ અથવા આવેશથી ખુનામરકી કરે તેમની સખ્તમાં સખ્ત શબ્દોમાં ટીકા કરવાનો મહાસમિતિને હક છે. પણ જે સ્વતંત્ર દેશભક્તો ખરા દિલથી હિંસા-ધર્મ સ્વીકારે છે અને આચરે છે તેમનાં કૃત્યો વિષે અતિશય ખેદ કે દુઃખ દર્શાવવા ઉપરાંત કંઇ વધારે ટીકા કરવાની યોગ્યતા વિષે ખરેખરો મતભેદ રહે એ સ્વાભાવિક છે.

તેથી એ પણ જણાય છે કે શ્રી દાસના ૭૦ મત એ અહિંસાની રાજનીતિ સામે નહિ પણ તે વિષે ગાંધીજીની મીમાંસા સામે જ અપાયા છે એમ ગણવું જોઇએ.

તેમ એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે ચુસ્ત પક્ષે તો ગાંધીજીના જ ઠરાવને મત આપ્યા હતા. પણ લગભગ સૌ સ્વરાજવાદીઓએ તેમ જ કોઈ મધ્યસ્થ ભાઇઓએ દાસબાબુની તરફદારી કરી હતી. એટલે અહિંસાના વિષયમાં પણ સ્વરાજ્ય પક્ષ ગાંધીજીથી કંઇક જુદો મત ધરાવે છે એ સ્પષ્ટ જ છે.

## પક્ષભેદનું ભવિષ્ય

આમ આ પક્ષભેદ ત્રણે મુખ્ય ઠરાવોની ચર્ચામાં પ્રકટ થયો. ઉપર ચાર પક્ષ ગણાવ્યા છે તેનો હવે કેવી રીતે નિકાલ આવશે તે જોઇએ.

અહિંસાના મતભેદને સહજમાં બાજુએ મુકી દઇએ. કારણ કે તેમાં અહિંસાવાદીઓએ પોતે શું કરવું તે વિષે નહિ પણ એક તદ્દન સ્વતંત્ર પક્ષ પર કેવી ટીકા કરવી એ વિષે જ મતભેદ થયો છે.

હવે જો ઉપર સૂચવેલા ચાર પક્ષને તપાસીએ તો અંતિમ ચુસ્ત પક્ષ અને સ્વરાજ્ય પક્ષના ભેદ તો તરત સૌ પીછાની શકે છે. ચુસ્ત મધ્યમવાદીઓ (અલીભાઇઓ *વગેરે) અને મધ્યસ્થ સભાસદો (પંડિત જવાહરલાલ, પં. સંતાનમ્ વગેરે) થોડે કે વધારે અંશે સ્વરાજ્ય પક્ષ તરફ વલણને અંગે જ ચુસ્ત પક્ષથી જુદા પડે છે. તેથી મૂળ અને મુખ્ય મતભેદ તો ચુસ્ત અને સ્વરાજ્ય પક્ષનો જ ગણી લઇએ.

આ બે પક્ષ મહાસભાનાં મંડળોમાં સાથે રહીને કામ કરી શકે ખરા ? કે વાર્ષિક સભામાં જેમની બહુમતિ થાય તેમણે જ બધાં મંડળો હાથ કરીને બીજાને બ્હાર રાખી પોતાનું જુદું તંત્ર સ્થાપવા સૂચવવું જોઇએ ? આ સવાલો અત્યંત ગંભીર છે અને તેના નિરાકરણ પર બેલગામની સભાનું ભવિષ્ય બંધાશે.

હવે જો બે પક્ષ વચ્ચે ઐક્યનો એક પણ તંતુ ન હોય તો સાથે રહેવાથી બન્નેને નુકસાન જ થાય. પણ એવું છે ખરૂં ? એ તો ચોખ્ખું જ છે કે કેવળ ધારાસભા વિષે જ નહિ પણ પંચવિધ બહિષ્કારની સખ્તાઇ વિષે પણ બન્ને પક્ષ સંમત નથી. પણ બહિષ્કારની ચળવળ તો હાલ ચલાવવાની નથી ને તેના હેતુ કે પરિણામરૂપ રચનાત્મક કાર્યક્રમ વિષે કંઇક આચાર-ભેદ હોય તો પણ મતભેદ નથી. તેમ દેશ તૈયાર થાય કે સરકાર કંઇ તક આપે ત્યારે સવિનય ભંગ કરવા વિષે બન્ને એકમત હોય એમ લાગે છે. એટલે મુખ્ય મતભેદ તો ધારાસભામાં જવા વિષે જ રહે છે અને તેથી જ મૌલાના શૌકતઅલીએ અનેક વાર જણાવ્યું હતું કે સ્વરાજ્ય પક્ષ સાથે ૯૦ ટકા જેટલો એકમત અને માત્ર ૧૦ ટકા જેટલો મતભેદ છે તેથી આપણે બન્ને સાથે કૂચકદમ કરીને જોતજોતામાં સરકારને હરાવીશું.

સ્વરાજ્યવાદીઓનો તેમ જ મધ્યસ્થ પક્ષોનો આ મત છે. મૌલાના મહમદઅલીને તેમ જ પંડિત જવાહરલાલ નેહરૂને પણ સૌ પક્ષની સંયુક્ત મહાસભા જ જોઇએ છે.

પણ ચુસ્ત અંતિમવાદીઓ અને ગાંધીજી તો બન્ને પક્ષ સાથે રહીને કામ ન જ કરી શકે એમ માને છે. યંગ ઇન્ડીઆના છેલ્લા અંકમાં બન્ને વચ્ચે ભેદ બતાવતાં ગાંધીજી-એ જણાવ્યું છે કે જ્યારે સ્વરાજ્યવાદીઓ ધારાસભામાં કામ કરીને સરકાર ને વિલાયત પર આધાર રાખે છે ત્યારે ચુસ્ત પક્ષ તો પ્રજાને યોગ્ય તાલીમ આપી સ્વરાજ્ય લેવા ઇચ્છે છે. આ મીમાંસામાં કંઈક અતિશયોક્તિ જણાય છે. મ્યુનિસિપાલિટી–લોકલ બોર્ડ હાથ કરવાથી તેમ ધારાસભામાં ઝુંબેશ ચલાવવાથી સરકાર કરતાં

પ્રજા પર વધારે અસર થતી જણાઈ છે—ને ન થઇ હોય તો પણ તેવો હેતુ તો હોય જ છે. તેમ સ્વરાજ્ય પક્ષે બ્રિટિશ માલના બહિષ્કારની હિમાયત કરી છે તેથી અંગ્રેજ લોકો હસે કે ચીડાય છતાં તેનીયે કંઇક પણ ઉંડી અસર પ્રજા પર જ થઈ શકે. અને સ્વરાજ્ય પક્ષ રચનાત્મક કામને સહાય છે એ વાત પણ વિસારવી ન જોઇએ.

હવે સાથે રહીને કામ કરવાનું સૌએ કબુલ કર્યું હોત તો બેલગામની સભામાં વધુમત મેળવવાને બહુ ચળવળ ન થાત. પણ ગાંધીજીની આ જાહેરાતથી બન્ને પક્ષને મહાસભાનું તંત્ર હાથ કરવાનો પાનો ચડશે અને તેથી કદાચ રચનાત્મક કાર્યને કંઇક હાનિ થશે.

ને બેલગામ પછી? સંભવ છે કે ત્યાંની સભા એક જ પક્ષને સમિતિઓમાં નીમવાનો વિચાર નાપસંદ કરે. તો ગાંધીજીની ફરિયાદ કાયમ રહેશે. પણ કદાચ જો એકપક્ષા અધિકારીમંડળ નીમવાનું નક્કી થાય તો ત્યાં જેઓ હારીને સૌ સમિતિઓમાંથી સીધાવશે તેઓ વળી ફરીથી વધુમતિ મેળવવાને ચળવળ ચલાવશે. ને આમ તો આ રસાકસીનો અંત આવે જ નહિ.

આથી ઉલટું જો મહાસભા એકત્ર રહે તો વધારે શુભ પરિણામની આશા પડે છે. હાલ ગાંધીજીએ તેમ જ મહાસભાએ ખાદીના અને અંત્યજના, પંચાયતના અને શિક્ષણના સંગીન કામને અગ્રસ્થાને મુક્યાં છે. આપણે માની લઇએ કે સ્વરાજ્યવાદીઓ' આ વિષે થોડા ઘણા મોળા હોય છે. છતાં ચુસ્ત કાર્યવાહકો તો આવા સામાજિક કાર્યમાં સ્વતંત્ર પક્ષોની તેમ સ્વરાજ્ય પક્ષની પણ પૂરેપૂરી સહાય મેળવી શકે. અને એમ ચાલતાં એ કાર્યની સિદ્ધિ નરી આંખે દેખાશે ને સ્વરાજ્યવાદીઓ પણ વધારે જોશથી તેમાં ઝુકાવશે.

એકત્ર મહાસભા એ એકત્ર કુટુંબ જેવી છે. કુટુંબમાં મતભેદ થાય, કંકાસ થાય છતાં તેમાં સ્નેહ અને ઐક્યની દોરી છેક તુટે નહિ. પણ જો થોડાએક મતાંતરથી સૌ છુટા પડી જાય તો પછી તેઓ ઘરના ચોકને બદલે શેરી ને બજારમાં લડવા માંડે અને મમતની ખાતર જેમાં ખરો મતભેદ ન હોય તેમાંયે તકરાર કરવા માંડે. મહાસભાને આવા ભયંકર સંકટમાંથી બચાવી લેવા સૌ દેશનાયકોને ને તેમના શિરોમણિરૂપ મહાત્માજીને વિનંતિ છે.

ઈન્દુલાલ યાજ્ઞિક

# મુંબાઈ મ્યુનિસિપાલિટી*

"હિંદુસ્તાનનું ઉત્તમ શહેર" એવો ઇલકાબ મુંબાઇ શહેરે ધારણ કર્યો છે. મુંબાઇ 'સુંદર' કહેવાયું છે. કલકત્તાના મેદાનની આસપાસનો ભાગ ઘણો જ સુંદર છે; કલકત્તાની વસ્તી વધારે છે કે મુંબાઇની એ વિષે મતભેદ હોય, પણ મુંબાઈ જેટલા સૌન્દર્ય વિષે બે મત હોઈ શકે નહીં. કોંકણના ભૂરા પર્વતો, મુંબાઇના બેક બેનો દરિયા કિનારો તથા ઝાડથી ઢંકાઇ ગએલી મલબાર હિલની ટેકરીની રમણિયતાને ટક્કર મારે એવી કોઇ પણ ચીજ કલકત્તામાં નથી.

મુંબાઇના રહેવાસીઓને મુંબાઇનું સૌન્દર્ય જોવાને નથી, કદાચિત્ તે જોવાને માટે આંખ પણ ન હોય. મુંબાઇ વેપારનું મોટું મથક છે; વેપારી વર્ગ સહવારથી સાંજ સુધી દોડાદોડ કરે છે, તેને ખાવાની ભૂખ નથી, પચાવવાની શક્તિ નથી. જેમની પાસે પુષ્કળ પૈસો છે તેમને તે નકામો છે, તેનો સદુપયોગ કરતાં ભાગ્યે જ આવડે છે, અને પોતાને સાટે તનદુરસ્તી, શાન્તિ કે આનન્દ મેળવી શકતા નથી. મધ્યમ વર્ગના માણસો માટે એ સ્વર્ગ તો નથી જ. મકાનની મોંઘવારી અને અગવડ જ્યાં હોય ત્યાં માણસ સુખી શી રીતે થઇ શકે? ત્યાં સ્વર્ગનાં સ્વપ્ન પણ શી રીતે આવે? જ્યાં આખો દિવસ મોટર અને ટ્રામની ગરબડ તથા ફીકાં ચિંતાગ્રસ્ત માણસોની દોડધામ ચાલી રહી

* મુંબાઇ મ્યુનિસિપાલિટીના ૧૯૨૨-૨૩ ના નિવેદનની સમાલોચના.

હોય ત્યાં મનની શાન્તિ કેમ મળે ? ગરીબ વર્ગને માટે તો મુંબાઇની સરખામણી નર્ક જોડે કરી શકાય. ગંદવાડ, અંધારૂં, ખરાબ વાસ, ગરીબાઇ, લુચ્ચાઇ, બદચાલ, રોગ અને દુઃખનું સામ્રાજ્ય ફેલાઇ રહ્યું હોય તે શિવાય બીજું નર્ક ક્યાં હોય ?

## ગીચ વસ્તી

પણ મુંબાઇની વસ્તી વધતી જાય છે. ૧૯૧૧માં ૯૭૯,૪૪૫ માણસો હતાં તે વધીને ૧૯૨૧ની સાલમાં ૧,૧૭૫,૯૧૪ થયાં છે. દશ વર્ષમાં બે લાખ માણસો વધ્યાં છે; અને બન્ને રેલ્વેની આસપાસ ધીમેધીમે નવાં ઘરો બંધાતાં જાય છે. વિરાર અને થાણા સુધીનાં બધાં ગામડાંમાં મુંબાઇના લોકો વસે છે. તે છતાં મુંબાઇ શહેરની વસ્તી વધ્યાં કરે છે. દરેક એકરમાં ૭૮ માણસની વસ્તી છે.

મુંબાઇ શહેર તથા બેટનો વિસ્તાર ૨૪ ચોરસ માઈલ જેટલો છે; પણ કેટલાક ભાગ હજી પડતર હોવાને લીધે ગરીબ લત્તાઓમાં વસ્તી ઘણી જ ગીચ છે. કોઈ પણ ગામની સુખાકારી અથવા આરોગ્યની પરીક્ષા કરવી હોય તો ત્યાંનું બાલમરણ પ્રમાણ તપાસવું, એવું અનુભવથી જણાયું છે. છોકરાં જન્મે ત્યારથી બાર મહિનાની અંદર મરણ પામે તેના ઉપરથી બાળ-મરણ પ્રમાણ ગણવામાં આવે છે. ૧૯૨૨–૨૩ ના વરસમાં દર ૧૦૦૦ બાળકોમાંથી ૪૦૩ પૂરા બાર મહિના સુધી જીવી શકયાં નહોતાં. છેલ્લાં દસ વર્ષના આંકડા તપાસીએ તો સરેરાશ પ્રમાણ ૪૮૦ નું આવે છે. ૧૬૦૦૦ છોકરાં જન્મે તેમાંથી માત્ર ૮૦૦૦ બાર મહિનાના થવા પામે એ જગ્યાને સ્વર્ગ તો ન જ કહેવાય, જો કે સાંભળવા પ્રમાણે સ્વર્ગ નર્કમાં જન્મ મરણ થતાં નથી. નીચે બતાવેલા કોષ્ટક પરથી જણાશે કે જે કુટુંબો એક જ ઓરડીમાં રહે છે અને જ્યાં વસ્તી સ્વાભાવિક રીતે અત્યંત ગીચ હોય છે ત્યાં બાલમરણ પ્રમાણ પણ ઘણું જ જોવામાં આવે છે.

### ૧૯૨૨ની સાલમાં મુંબાઇમાં બાલમરણ પ્રમાણ

| કુટુંબદીઠ રહેવાની જગ્યા | જન્મ સંખ્યા | મરણ સંખ્યા | દર હજારે મરણપ્રમાણ |
|---|---|---|---|
| એક ઓરડો | ૧૫૦૭૯ | ૭૧૦૨ | ૪૭૦ |
| બે ઓરડા | ૯૭૩ | ૪૨૪ | ૪૩૫ |
| ત્રણ ઓરડા | ૩૫૧ | ૧૪૮ | ૪૨૧ |
| ચાર અથવા વધારે | ૨૭૩ | ૮૨ | ૩૦૦ |
| રસ્તા પર | ૪૪ | ૧૭ | ૩૮૬ |
| સુવાવડખાનામાં | ૩૭૩૨ | ૪૬૩ | ૧૫૦ |
| કુલ | ૨૦૪૫૨ | ૮૨૩૬ | ૪૦૨૭ |

જેમ રહેવાની છુટ વધારે મળી શકે તેમ મરણપ્રમાણ ઓછું થાય છે. પણ મુંબાઇ શહેરમાં ગરીબની વસ્તી વધારે છે. ૬૬ ટકા જેટલી વસ્તીના નસીબમાં દરેક કુટુંબ દીઠ એક ઓરડી જેટલી જગ્યાની વપરાશ મળે છે. કેટલીક ઓરડીઓમાં એક કરતાં વધારે કુટુંબ વસે છે; ત્યાં જ રહેવાનું, રાંધવાનું, સુવાનું, અને સંસાર ચલાવવાનો. આ ભયંકર ગરીબાઇનો વિચાર કરીને તેના નિવારણ માટે યોગ્ય પગલાં લેવાને બદલે બાળસંરક્ષણની

ખર્ચાળ યોજનાઓ થાય છે. ગરીબ લોકોને સલાહ આપવાને માટે દિલ્હીમાં અમે મહિનાના રૂ. ૫૦૦ની પગારદાર બે અંગ્રેજી બાઈઓ જોયેલી. તેમને પૂરું હિન્દી પણ આવડતું નહોતું. મુંબાઇની યોજના હાલ કેમ ચાલે છે તે અમને માલુમ નથી. થોડા વખત ઉપર તેની અસહ્ય ગેરવ્યવસ્થાને લીધે એક ભલી દાક્તર બાઇ જે આત્મભોગ આપીને સ્વયંસેવક તરીકે મફત કામ કરતી હતી તેને રાજીનામું આપવું પડ્યું હતું. બાલમરણ પ્રમાણ ઓછું કરવા માટે નીચે બતાવેલી યોજના અમલમાં મુકાઇ છેઃ

(૧) સગર્ભા સ્ત્રીઓને સલાહ તથા મદદ આપવા માટે ઘેરઘેર ફરનાર દાયણો રાખી છે.

(૨) સુવાવડ વખતે દાયણો મફત મદદ કરે છે.

(૩) ગરીબ સ્ત્રીઓને સુવાવડમાં ખોરાક દવા વિગેરેની મફત મદદ આપવામાં આવે છે.

(૪) સુવાવડખાનાં કાઢવામાં આવ્યાં છે.

(૫) છોકરાંઓને ચોકખું દૂધ મળી શકે એવી દુકાનો કાઢી છે.

(૬) છોકરાંઓને મફત તપાસવા, દવા આપવા, બાલઉછેરને લગતી સલાહ આપવા, ન્હાવાની ગોઠવણ કરવા માટે થાણાં નાખ્યાં છે.

અમારી સૂચના છે કે મુંબાઇની સુધરાઇએ આ ઉપરાંત નીચેનાં બે કામ કરવાંઃ

૧. સુવાવડને લગતી સર્વ માહિતી મળે એવા વર્ગો ( mothercraft ) મુંબાઇમાં સ્થળે સ્થળે કાઢવા, અથવા ખાનગી સંસ્થા નીકળી હોય તેમાં આર્થિક મદદ આપવી.

૨. દાયણ તથા નર્સોને માટે ઘણા વર્ગો કાઢવા. આખા દેશમાં નર્સો તથા દાયણોની અત્યંત જરૂર છે, તે મુંબાઈ શહેર સારી રીતે પૂરી પાડી શકે. જ્યારે મુંબાઇ બહારના લોકોમાં નર્સો તથા દાયણો પ્રત્યેનો અણગમો નીકળી જશે ત્યારે મુંબાઇની પ્રજા પણ તેમનો ઉપયોગ છૂટથી કરશે.

## કેળવણી

| | | | |
|---|---|---|---|
| ૧૫૨ મરાઠી શાળાઓમાં | ૧૯,૪૯૯ | છોકરાં | ભણે છે. |
| ૭૪ ગુજરાતી ,, | ૭૮૬૮ | ,, | ,, |
| ૧૦૮ ઉર્દૂ ,, | ૯૪૭૩ | ,, | ,, |
| ૧૪૭ મદદ લેતી ,, | ૧૫,૦૪૨ | ,, | ,, |
| | ૪૯,૫૧[illegible] | | |

જો વસ્તીનો દસમો ભાગ પ્રાથમિક શાળાઓમાં હોવો જોઇએ એવું ઓછું પ્રમાણ સ્વીકારીએ તો પણ મુંબાઇમાં એક લાખ અને વીસ હજાર છોકરાં પ્રાથમિક શાળાઓમાં હોવાં જોઇએ.

શિક્ષણ પદ્ધતિ શીખેલા ટ્રેઇન્ડ શિક્ષકોની સંખ્યા નીચે પ્રમાણે છેઃ

| | | |
|---|---|---|
| મરાઠી શાળાઓમાં | ૪૮૩ ટ્રેઇન્ડ; | ૩૫૬ નહીં શીખેલા |
| ગુજરાતી ,, | ૨૮૭ ,, | ૧૦૩ ,, |
| ઉર્દૂ ,, | ૧૦૯ ,, | ૩૩૩ ,, |

ઉપલા કોષ્ટક ઉપરથી જણાય છે કે યોગ્ય લાયકાતવાળા શિક્ષકો રાખવામાં આવતા નથી અને તે પ્રમાણમાં શિક્ષણ નીચી પંક્તિનું હોય છે.

## મુંબાઈનું રાજ્ય

મુંબાઇ સુધરાઇની વાર્ષિક આવક રૂ. ૨૬,૭૫૩,૨૬૩ હતી, એટલે આખા વડોદરા રાજ્ય કરતાં વધારે અને મૈસુર રાજ્ય કરતાં ઓછી. સુધરાઇનો કર વધ્યાં જ કરે છે તે ગયા પાંચ વર્ષના આંકડા ઉપરથી જણાશેઃ

| | | રૂપીઆ |
|---|---|---|
| ૧૯૧૮–૧૯ | માથાદીઠ કર | ૧૫–૧૪–૨ |
| ૧૯૧૯–૨૦ | ,, | ૧૬–૯–૨ |
| ૧૯૨૦–૨૧ | ,, | ૧૪–૧૦–૬ |
| ૧૯૨૧–૨૨ | ,, | ૧૬–૧૫–૩ |
| ૧૯૨૨–૨૩ | ,, | ૨૦–૨–૪ |

મુંબાઇ મ્યુનિસિપાલિટીમાં રાજામહારાજાના ખાનગી ખર્ચ થતા નથી તેથી નીઝામના હૈદરાબાદની સંસ્થા પછી મોટામાં મોટી સંસ્થા મુંબાઈ સુધરાઇની ગણી શકાય. તેનો ખર્ચ નીચે પ્રમાણે છેઃ

| | છુટા આંકડા |
|---|---|
| ૧ વ્યવસ્થા, દેખરેખ તથા ઑફીસો | ૧૭,૩૭૮૦૦ |
| ૨ પાણીના નળ | ૩૮,૪૭૦૦૦ |
| ૩ પ્રાથમિક કેળવણી | ૨૨,૦૧૦૦૦ |
| ૪ માધ્યમિક ,, | ૭૧૦૦૦ |
| ૫ આરોગ્ય ખાતું | ૯,૧૬૦૦૦ |
| ૬ દવાખાનાં | ૯,૬૩૦૦૦ |
| ૭ રસ્તા જાજરૂની સફાઈ | ૩૫,૭૮૦૦૦ |
| ૮ રસ્તા, અને પુલો | ૪૩,૯૬૦૦૦ |
| ૯ રોશનાઇ | ૭,૫૨૦૦૦ |

| | |
|---|---|
| ૧૦ ગટર | ૩૮,૬૦૦૦૦ |
| ૧૧ આગબંબા | ૪,૦૨૦૦૦ |
| ૧૨ મકાનો પર દેખરેખ | ૩,૮૮૦૦૦ |
| ૧૨ બાગ, ખુલ્લી જગ્યા | ૨,૮૪૦૦૦ |
| ૧૪ શાક બજાર, કસાઈખાના | ૬,૬૫૦૦૦ |
| ૧૫ શહેર સુધારણા માટે | ૧૭,૮૫૦૦૦ |

આટલો બધો ખર્ચ થવા છતાં ગરીબ લોકોને દરેક પ્રકારની હાડમારી હોય છે. જે કુટુંબને રહેવા માટે ઓરડી ન હોય તે અનીતિને માર્ગે ઉતરી જાય છે. એક તરફથી મોટાં લખલૂટ ખર્ચ થાય, મોટરને માટે સીધા લીસ્સા રસ્તાઓ બનાવાય, મહિને હજાર રૂપીઆથી વધારે પગારના અનેક અમલદારો નીમાય અને બીજી તરફથી હજારો માણસોને ઢોરની માફક એક નાની સરખી ઓરડીમાં પુરાઈ રહેવાનું હોય એવી સમાજવ્યવસ્થા નિંદાપાત્ર છે; તે બદલવી જોઈએ. નહીં બદલાય તો તેમાં બોલ્શેવિઝમ નામનો રોગ પેદા થશે. એ ચેપી રોગ છે અને તેનો ચેપ યૂરોપથી આવ્યાં કરે છે, પણ અહીંની પરિસ્થિતિ અનુકૂળ નહીં હોવાને લીધે તે ફેલાતો નથી. ફોર્ટનું મુંબાઈ, મલબારનું મુંબાઇ સુંદર છે પણ માંડવી અને કમાટીપુરા વિષે શું ? અને 'હિંદના રત્ન'માં ભયંકર બાલમરણ પ્રમાણ છે તેનું શું ? મુંબાઇની પ્રજાએ આ વિષે વધુ લક્ષ આપવું પડશે. મુંબાઇની સુધરાઇના સભાસદોએ એક પછી એક સુધારા કરવા પડશે, અને સભામાં માત્ર ભાષણો કરવાથી સુધારા થવાના નથી. દરેક સભાસદે પ્રજાના આગેવાન થવું પડશે અને પ્રજાને સાથે રાખીને ઉન્નતિને પંથે ચઢવુ પડશે.

# નોંધ

## એક જ ક્રમ

મહાત્મા ગાંધીજીને રાજકારણમાં અસહકાર પક્ષના ને તેમાંયે ચુસ્ત પક્ષના આગેવાન ગણી શકાય. છતાં હિન્દી સંસ્કૃતિ અને સમસ્ત જનતાના પૂજ્ય પ્રતિનિધિ તરીકે સૌ પક્ષની નજર તેમની તરફ જ વળે છે. તેઓ જેલમાં ગયા ત્યારે તેમના રાજકીય પ્રતિપક્ષીઓને તેમનો કારાવાસ જરૂરી જણાતો છતાંયે અંતરમાં ઉંડો ઉંડો સાલતો હતો. અને તેઓ મરણપથારી પરથી ઉઠીને મુક્ત થયા તેથી સૌનાં દિલ થોડે ઘણે અંશે ભાવભીનાં થયાં છે. ગાંધીજી જુહુ પધાર્યા ત્યારે સૌને સ્પષ્ટ અસ્પષ્ટ કંઇક એવી આશા હતી કે જેલમાં આટલી તપશ્ચર્યા આદર્યા પછી હવે વધારે ઉન્નત ને વિશાળ ધોરણ પર તેઓ કંઇ એવો ક્રમ મુકશે કે જેમાં સૌ પક્ષ સામેલ થઇને તેમને પગલે ચાલી શકે.

તેથી, "રાજાઓ અને મહારાજાઓ, નાફેરવાદીઓ અને સ્વરાજવાદીઓ, વિનીત અને સ્વતંત્ર સજ્જનો, વકીલો અને અંગ્રેજો—સૌ વિના સંકોચે જોડાઇ શકે એવો એક વિશાળ ક્રમ સૂચવવાની વિનંતિ" ગાંધીજીને કરવામાં આવી છે. અલબત, તે ક્રમ એવો તો હોવો જ જોઇએ કે જેથી સ્વરાજ્ય મેળવવાની પણ વધારેમાં વધારે ત્વરિત તૈયારી થઈ શકે. આ ઉપરથી ગાંધીજીએ યંગ ઇન્ડીઆના છેલ્લા (૧૦–૭–૨૪) અંકમાં એ મહત્વની સૂચના કરી છે કે:

(૧) સૌને સારૂ ખાદીના પ્રચારનો, હિન્દુ મુસલમાન ઐક્યનો અને અસ્પર્શ્યતા નિવારણનો—એવો ત્રિવિધ ક્રમ સૂચવી શકાય, અને સૌ ખરા દિલથી કામ કરે તો તે એક વરસમાં પાર પણ પાડી શકાય.

(૨) જો દેશસમસ્ત—અર્થાત્ સૌ પક્ષના આગેવાનો આ ક્રમને અંતઃકરણપૂર્વક વધાવી લે તો એક વરસને સારૂ અસહકાર અને સવિનય ભંગને મુલતવી રાખી શકાય.

દુર્ભાગ્યે ગાંધીજીએ પોતાના રાજપ્રકરણી વિચારો પ્રકટ કર્યા પછી અને તે વિષે છાપામાં અને મહાસમિતિમાં આટલી તીખી ચર્ચા થયા પછી આ સૂચના રજુ કરી છે, તેથી કદાચ તેનું મૂલ બરાબર નહિ અંકાય. તેમ જ આ લેખમાં જ રેંટીઆ ખાદીની સર્વગ્રાહિતા વિષે અને વકીલો વિનીતો વગેરેની પ્રજા સાથે સહકાર

કરવાની શક્તિ વિષે ઉંડી શંકા બતાવી છે એથી પણ તેના સ્વીકારમાં અંતરાય આવે. છતાં પણ સૌ સહકારી અને અસહકારી લોકનાયકો અને કાર્યકર્તાઓ પોતાના મતમતાંતરને અળગા કરી સમાજસેવાના આવા શુદ્ધ કાર્યમાં સ્વાર્પણ કરે તો આપણા દેશમાં સોનાના સુરજ ઉગે.

આ વિષે પ્રજાના પ્રત્યુત્તરની આશા ગાંધીજી રાખશે. તે કોના જવાબની? સુરત પક્ષ આ સૂચનાને વધાવી લે એવો સંભવ દેખાતો નથી. સ્વરાજ્ય પક્ષે તો વિનીતોને ધારાસભામાંથી દૂર કરવા માટે જહેમત ઉઠાવી છે અને આવા સર્વદેશીય સહકારથી વિનીતોની પ્રતિષ્ઠા પ્રજામાં વધી જાય એવી શંકાથી કદાચ તે પણ નકાર ભણે. ત્યારે શું ગાંધીજીના પોતાના મત મુજબ આ ચળવળથી જે વિનીતો અને વકીલો પ્રત્યે ચોડોઘણો દ્વેષભાવ કેળવાયો છે તેઓ આ આમંત્રણને ઉમંગથી વધાવી લેશે? ને રાજા મહારાજાઓ અને અંગ્રેજ વેપારીઓ તો—ઈંગ્રેજી સુદ્ધાંત સર્વ—પરદેશી કાપડના બહિષ્કારની ગાંધીજીની નેમ જોઇને **शांतं पापम्** ભણીને અળગા રહેશે. જો કોઈ કુશળ ટીકાકારો આ સૂચનામાં અસહકારના તીણી ધારે પ્રજાને ચલાવવાની ગાંધીજીની અશક્તિ વરતે તો પણ નવાઇ નહિ.

આ ઉપરથી જણાય છે કે આ સૂચનાનો સંતોષકારક જવાબ મળવાનો સંભવ તો ઓછો જ છે. એટલે ખરૂં જોતાં સમગ્ર પ્રજાની નાડ તપાસીને ગાંધીજીને આ ઉપાય યોગ્ય લાગે તો તેમણે જ તેનો અમલ કરવાની જવાબદારી લેવી જોઇએ. અને અમારી ખાત્રી છે કે પ્રજા પર તેમ વિવિધ પક્ષ પર અચળ શ્રદ્ધા રાખી ગાંધીજી આ મજલ આદરશે તો તેમને ધાર્યા કરતાં ઘણી જ વધારે સહાય ને સહાનુભૂતિ મળશે.

પણ માનો કે આ કાર્યમાં વિનીતોની અને અંગ્રેજોની નજીવી જ મદદ મળે. તો પણ સ્વરાજ્યપક્ષની અને તેના બંધુરૂપ સ્વતંત્ર પક્ષની તો સંગીન સહાય મળે એમ તો ગાંધીજીયે ધારે છે. પણ તેઓ તેટલાથી જ અસહકાર મુલતવી ન રાખે એમ જણાવે છે. છતાં ખરેખરો સવાલ તો આજે એટલો જ વિચારવો જોઇએ કે જો રચનાત્મક કાર્યની સિદ્ધિ પર સ્વરાજ્યપ્રાપ્તિનો આધાર છે તો તે કાર્ય વહેલામાં વહેલું કઇ રીતે સાધી શકાશે? અને જો હાલ અસહકારની ને બહિષ્કારની વૃત્તિને નરમ પાડવાથી સૌ સેવાભાવે હળીમળીને આ કઠિન કામ કંઇક પણ વધારે વેગથી કરી શકે તો ગાંધીજીએ પોતે જ એવી સલાહ આપવી ન જોઇએ? મહાસભાના જે સૌ પક્ષો રચનાત્મક ક્રમને વરેલા છે તેઓ પણ એકદીલીથી આ કામ કરી શકે તોયે તેમાં કંઇ ઓર વેગ આવે ને પક્ષાપક્ષીનો કર્કશ કંકાસ બંધ થાય.

તેથી આ વિષે મળતા જવાબો પરથી ધોરણ ન બાંધતાં ૧૯૨૦ ની માફક આજે પણ સ્વબુદ્ધિથી દેશનું સુકાન હાથમાં લઇ સર્વાનુકૂલ અને સુયોગ્ય દિશામાં હંકારવા મહાત્માજીને વિનંતિ છે.

### મતભેદથી હૃદયભેદ

જો કોઇ અસહકારીઓ અને સહકારીઓ આ સૂચનાને નહિ વધાવી લે અથવા તેનો અમલ નહિ કરે તો તેનું કારણ શું? એક જ—મતાંતર સહેવાની અશક્તિ.

અલબત, ઘણાખરા આ ચિકિત્સા કબૂલ નહિ કરે. સૌ પોતાની નહિ પણ સામાની અસહિષ્ણુતાનો જ વાંક કાઢશે. પણ તેમની સામે તો બુદ્ધ ભગવાનનું સોનેરી સૂત્ર ધરી શકાય કે—સરકારના તેમ પ્રતિપક્ષીઓના—ક્રોધને અક્રોધથી ને દ્વેષને પ્રેમથી જીતવા જોઇએ. ને આવી સલાહને બાજુએ રાખીને વસ્તુસ્થિતિનું પૃથક્કરણ કરીએ તો પણ અસહિષ્ણુતાનો આક્ષેપ સૌને—ખાસ કરીને અસહકારીઓને કબૂલ રાખવો જ જોઈશે.

વાચકોને યાદ હશે કે અસહકારની ચળવળ જોસભેર ચાલતી હતી ત્યારે પણ લડત જરા પણ મોકુફ રાખવાનું સૂચવ્યા સિવાય ખાદીના તેમ જ અસ્પર્શ્યતા નિવારણના, કોમકોમના ઐક્યના અને અહિંસાના પ્રચારમાં સહાય આપવા ગાંધીજીએ વિનીતો વગેરે સૌ પક્ષને અનેક વાર વિનંતિ કરી હતી. ઘણાને એથી નવાઇ લાગી હશે. પણ દક્ષિણ આફ્રિકાનો જે ઈતિહાસ હાલ પ્રકટ થયે જાય છે તે ઉપરથી ગાંધીજીની સૂચના અતિશય વ્યવહારિક જણાશે. ત્યાં સરકારની સામે હિન્દીઓ જંગ મચાવતા હતા તે વખતે પણ કેટલાક ઉદારચિત્ત ગોરાઓની સાથે નિરંતર એટલી મીઠાશ જળવાઇ હતી કે જેથી તેઓ હમેશાં મધ્યસ્થ પક્ષ તરીકે હિન્દીઓની વતી સરકારની આગળ વિષ્ટિ ને સંધિ કરવા જતા. પણ જ્યારે ૧૯૨૧–૨૨માં અત્રે અસહકારીઓએ ધર્મયુદ્ધ આદર્યું ત્યારે વિનીત પક્ષ ભડકીને કેમ દૂર રહ્યો? ખુદ ગાંધીજી જ જવાબ આપશે કે "આપણે તેમનો પીછો પકડવામાં શી બાકી રાખી છે?". આનો સાર એટલો

જ છે કે ગમે તેટલા મતભેદ, છતાં પણ ગાંધીજીનું દિલ તો દરિયા જેવું અગાધ અને અનંત જ રહે છે; પણ તેમને અનુસરતાં આપણી બુદ્ધિની સાથે હૃદય પણ સંકુચિત થાય છે અને બુદ્ધિભેદથી એક વાર જુદા પડેલાની સહાય આપણે જોતજોતામાં છેક જ ખોઈ બેસીએ છીએ.

અને પહેલાં જેમ વિનીતો સાથે તેમ હવે આજે સ્વરાજવાદીઓ સાથે મતભેદથી હૃદયભેદ પડતો જાય છે એ સૌ કોઇ ખેદપૂર્વક કબૂલ કરશે. આમાં પણ ગાંધીજીને વધારે ચુસ્તપણે અનુસરનાર નાફેરવાદીઓનો જ વધારે વાંક કાઢવો પડશે. તેમાંના ઘણાખરા એમ માની જ બેઠા છે કે ગાંધીજી જેલ ગયા એટલે જાણે તેમની સામે કંઇક અંગત વિરોધથી જ સ્વરાજવાદીઓએ બંડ કર્યું અને આવો ભેદ ન પડ્યો હોત તો કેવું સરસ કામ થયું હોત તેનાં સોનેરી સ્વપ્નાં રચીને હજી પણ પ્રતિપક્ષીઓ સામે તેઓ રીસે ભરાયાં કરે છે. પણ જો તેમણે પહેલેથી જ આ મતભેદ શુદ્ધ બુદ્ધિનો ને પ્રમાણિક ગણ્યો હોત તો હાલના જેટલી કડવાશ ન થાત; અને તે કડવાશ જ આજે શાંત રચનાના કે ઉગ્ર લડતના સૌ કાર્યમાં અંતરાયરૂપ જણાય છે.

આથી જરા આગળ વધીએ. સ્વરાજવાદીઓની સહાય મેળવવાની આશા તો આપણને થોડી જ છે. પણ મહાસમિતિના છેલ્લા ઠરાવને અંગે પંચવિધ બહિષ્કાર ન પાળનારને સમિતિઓમાંથી અળગા કરીને પછી તેમની સહાય મેળવવાની ગાંધીજીએ આશા રાખી છે. અલબત, શ્રી ગંગાધરરાવ જેવા પરમસેવકો તો સર્વત્ર રાજીનામું આપ્યા પછી પણ કાર્યધુરા વહન કરશે જ એવી આશા રાખી શકાય. પણ તેની સાથે એ પણ નક્કી છે કે પહેલાંની માફક હવે તો મનની સાથે દિલનો પણ સંકોચ થયાં જ કરશે તો તેમના જેવા જે અનેક અસીલો ને વકીલોને, મિલકાપડના વેપારીઓને તેમ જ સરકારી શાળામાં બાળકોને મોકલનાર માબાપને તેમ જ ઘણીખરી મ્યુનિસિપાલિટી ને લોકલબોર્ડના સભાસદોને સમિતિઓમાંથી નીકળી જવું પડશે તેમને પણ આપણે થોડી જ વારમાં ખોઈ બેસીશું. આમ સિદ્ધાંત વધારે ને વધારે કડક કરતા જઇશું તેમ તેમ કામ વધારે મુશ્કેલ થશે, ને કામ કરનારા ઘટતા જશે તો ક્યારે ને કેવી રીતે પાર પામી શકાશું તે કળાતું નથી.

ગાંધીજી પોતે તો પ્રેમમૂર્તિ છે તેથી બીજામાં પણ મતભેદથી કંઇ દ્વેષભાવ થવાનો સંભવ ઓછો જ આંકે છે. પણ અત્યાર સુધીના અનુભવથી તેઓ કબૂલ કરશે કે તેમની ધારણા ઘણે અંશે ખોટી જ પડતી ગઇ છે. ગુજરાતમાં તેમ જ દેશભરમાં પક્ષભેદથી પરસ્પર અવિશ્વાસ વધે છે ને સહેજમાં અંગત હેતુનાં આરોપણ થાય છે, દિલ ખારાં ને જીભ તીખી થાય છે; એ જ સ્વરાજ્યમાર્ગમાં મોટામાં મોટું વિઘ્ન છે. તે દૂર કરવામાં સૌએ પોતાને વિષે પહેલ કરવી જોઈએ. ને આમ દેશનું વાતાવરણ શુદ્ધ થાય ત્યાં સુધી તો પક્ષાપક્ષીની અને અસહકારની ધાર તીણી ન કરવા અમે સૌને ભલામણ કરીએ છીએ.

### સ્થાનિક સ્વરાજ્ય

કેટલાક જીલ્લામાં લોકલબોર્ડની ચુંટણીનો વખત નજીક આવે છે ને આવતી સાલની શરૂઆતમાં થોડીઘણી મ્યુનિસિપાલિટીઓની ચુંટણી ફરીથી થશે. તેથી તે વિષે મહાસભાએ અને અસહકારીઓએ કેવી રીતે વર્તવું એ વિચારવું જોઇએ.

દુર્ભાગ્યે આ સવાલ પર ઘટતું લક્ષ અપાયું નથી. તે વિષે નાગપૂરમાં ખાનગી ચર્ચા થઇ હતી પણ તેમાં કંઇ નિર્ણય થયો ન હતો; અને જાહેર ઠરાવમાં તે બન્ને સંસ્થાઓના કેળવણીના વહીવટમાં સરકારી નાણાં ને અંકુશ ન સ્વીકારવા ભલામણ કરવામાં આવી હતી. હવે લોકલબોર્ડનું શિક્ષણ તો ખરૂં જોતાં સરકારને હસ્તક જ હોવાથી તે વિષે આવો ઠરાવ પહેલેથી જ નિરર્થક હતો. તેમ જ આખા દેશમાં ગુજરાતની ત્રણ જ મ્યુનિસિપાલિટીઓ સરકારી મદદ બંધ કરી શકી. એ જોઇને બાકીની મ્યુનિસિપાલિટીઓ અને તમામ લોકલબોર્ડનો કેવળ બહિષ્કાર કરવાનો ઠરાવ ભરૂચમાં લાવવામાં આવ્યો. પણ ઘણા ભાઇઓને અને કોઈ અગ્રણીઓને નાગપુરના ઠરાવનો આવો અંતિમ પ્રયોગ ન રૂચ્યો એટલે તે પસાર થયો નહિ.

ત્યારથી તે આજ સુધીના વરસમાં ઘણીયે નવી ચુંટણીઓ થઇ ગઈ પણ તે વિષે મહાસભા કે પ્રાંતિક સમિતિએ કંઇ પણ નીતિ મુકરર ન કરી; તેથી જુદે જુદે સ્થળે થોડાઘણા અસહકારીઓએ મોડાવહેલાં જાગીને પોતાની સ્થાનિક પ્રતિષ્ઠાથી આ મંડળોમાં ચુંટાવાને તેમ જ વધુમતિ મેળવવાને છુટક છુટક પ્રયાસો કર્યા. કોઇ ફાવ્યા, કોઈ હાર્યા. પરિણામે કોઇ કોઇ ઠેકાણે અસહકારીઓની વધુમતિ છે પણ ત્યાંયે મહાસભાના ઠરાવ

મુજબ શિક્ષણમાં અસહકાર કરવાનું તો કોઇથી બની શક્યું નથી.

હમણાં જ ગાંધીજીને કોઈએ આ વિષે પૂછ્યું હતું. તેમણે તો સ્વાભાવિક રીતે એવો મોઘમ જવાબ આપ્યો કે જ્યાં અસહકારને પુષ્ટિ આપી શકાય ત્યાં જવું, બીજે નહિ. પણ ગુજરાતી અગ્રણીઓ સ્થાનિક સંયોગોથી વાકેફ છે તેમણે તો વધારે નિશ્ચિત ઉત્તર આપવો જ જોઇએ.

આ વિષે ચાર રસ્તા લઇ શકાય:

(૧) આ સંસ્થાઓનો બહિષ્કાર; પણ આ માર્ગ તો પહેલાં તેમ આજે પણ સૌને અવ્યાવહારિક લાગે એમ માની લઇએ.

(૨) આ સર્વે સંસ્થાઓને હસ્તગત કરવાને સર્વત્ર પૂરો પ્રયાસ કરવો, જે અસહકારીઓ દાખલ થાય તેમણે કેળવણીમાં સરકાર સાથે અસહકાર કરવાનો ઠરાવ મુકવો અને તે નિષ્ફળ થાય એટલે તેમાંથી રાજીનામું આપવું. શરૂઆતમાં કંઇ આવો વિચાર ફેલાએલો. પણ આમ અસહકાર કરવાનું હવે અનેક કારણસર અશક્ય જણાયું છે એટલે છેવટે રાજીનામાં આપવાં હોય તો તો ચુંટણીની મહેનત ન કરવી એ જ યોગ્ય ગણાય.

(૩) ઉપર મુજબ બધાં મંડળોમાં બને તેટલી બહુમતિ મેળવવાનો અને અસહકાર આચરવાનો બનતો પ્રયાસ કર્યા પછી તે નિષ્ફળ થાય તો પણ અંદર રહીને કેળવણીને બને તેટલી સુધારવી તેમ જ સ્વતંત્ર કરવી. ને એ પ્રયાસની કદર કરીને બહિષ્કારના તેમના અપૂર્ણ પાલનની મહાસભા દરગુજર કરે.

(૪) છેવટે જેમને ઉપર મુજબ પોતાનાં ગામ ને જીલ્લાની અલ્પ સેવા કરવી હોય તેમને રાહત ન મળે તો તેઓ મહાસમિતિના તાજા ઠરાવ મુજબ બધી સમિતિઓમાંથી રાજીનામું આપી નીકળી જાય.

આમાંથી પહેલા બે માર્ગ તો અશક્ય કે નિરૂપયોગી છે તેથી છેવટના માર્ગ વચ્ચે જ પસંદગી કરવાની રહે છે. ગુજરાત પ્રાંતિક સમિતિને ખરેખર એ જ વિચારવાનું છે કે મ્યુનિસિપાલિટીઓ ને લોકલ બોર્ડ, ગ્રામ પંચાયતો અને સેનીટરી કમિટીઓ બને તેટલી પણ દાય કરવી એ ઇષ્ટ છે કે નહિ?—અથવા બીજી રીતે કહીએ તો—તેના ઠરાવની રૂએ કે તેના વિના જે અસહકારીઓ આ મંડળોમાં જાય તેમના અપૂર્ણ બહિષ્કારની દરદાસ કરવી કે તેમને સમિતિઓમાંથી દૂર કરવા?

અમારી નમ્ર સૂચના એવી છે કે જો ચાર વરસના અનુભવ પછી આપણે આ સંસ્થાઓનો બહિષ્કાર કરવા ઇચ્છતા નથી તો તેમાં બને તેટલી સંખ્યામાં દાખલ થઇ તેનો બને તેટલો કાબુ લેવો જ જોઇએ અને ત્યાં જે કંઈ તેઓ કરી શકે તેથી સંતોષ માનીને તેમને સમિતિઓમાં પણ રાખવા જ જોઇએ.

## જાપાંનમાં સ્ત્રી શિક્ષણ

જાપાન અને અમેરિકાની વચમાં હજારો માઇલ લાંબો પાસિફિક મહાસાગર આવ્યો છે તેં છતાં જાપાની પ્રજાના સામાજિક જીવન ઉપર અમેરિકાની છાપ ચોક્કસ જોઇ શકાય છે. જાપાની છોકરીઓ પરણતાં સુધી નોકરી કરે છે અને નોકરીમાં સારી કમાણી થાય તેટલા માટે ખાસ ઉપયોગી શિક્ષણ લે છે. જાપાનની હકીકત ( year book, 1912 ) માં લખ્યું છે કે આશરે ૧૩ લાખ (૧૨૭૭૦૦૦) સ્ત્રીઓ ધંધાદારીના કામમાં રોકાયલી છે.

૧૦ લાખ સ્ત્રીઓ નોકર તરીકે જીવન ગાળે છે
૧૨½ „ „ મીલમજુરો છે.
૨ „ „ જાહેર સંસ્થાઓમાં નોકર છે.
૪૦ „ „ ખેતીના કામમાં રોકાઇ છે.
૧૨ „ „ વ્યાપારમાં છે.

જાપાનની પ્રાથમિક શાળાઓ તથા બાલમંદિરોમાં સ્ત્રી શિક્ષકની સંખ્યા વધતી જાય છે. બાલમંદિરોમાં આશરે બે હજાર સ્ત્રીઓ છે અને પ્રાથમિક શાળાઓમાં આશરે ૬૦૦૦૦ રોકાએલી છે. યૂરોપ તથા અમેરિકામાં કન્યાઓને પરણવાની મુશ્કેલી હોય છે તેવી જ સ્થિતિ જાણ્યે અજાણ્યે જાપાનમાં વધતી જાય છે. જાપાનની પ્રજા યૂરોપીય રીતરિવાજોનું અનુકરણ કરવામાં ઘણી હુશિયાર ગણાઇ છે પણ તે રીતરિવાજો તેમના સામાજિક જીવનને ઉથલપાથલ કરી નાંખશે, તેનાં અનિષ્ટ પરિણામો પણ ખમવાં પડશે. કન્યાઓને પરણવાની મુશ્કેલી વધ્યા કરે એ ઇચ્છવા જેવું નથી. પરણતાં સુધી કોઇ પણ ધંધો કરે તેને લીધે માનસિક વૃત્તિ એવી ન થવી જોઇએ કે પરણવાની હોંસ અને સ્વાભાવિક ઉત્કંઠા નાશ પામે. જુના વિચારના લોકો જરૂર કહેશે કે સ્વતંત્રતાના પવનને લીધે કૌટુંબિક તથા સામાજિક જીવન પાયમાલ થતું જાય છે. જાપાનનો સુપ્રખ્યાત સુધારક નિરોબે સ્પષ્ટ કહી દે છે કે સ્ત્રીઓનું કર્તવ્ય "સારી ગૃહિણી, શાણી માતા" એ સૂત્રમાં સમાયલું

છે. કાઉન્ટ ઓકુમા જે આખા જાપાનમાં ઘણો જ ભવ્ય વિચારક ગણાયો છે તે આ સૂત્રને જુનું પુરાણું ગણે છે અને સ્ત્રીઓના માનસિક વિકાસ માટે ખુબ પ્રયત્ન કરવાનું સૂચવે છે. હિંદુસ્તાનમાં માત્ર મુંબાઇના પારસીઓને જ અંગ્રેજી સુધારો ગમી ગયો છે, હિંદુ મુસલમાન સ્ત્રીઓ પોતાની સંસ્કૃતિને અનુકૂળ સુધારાને સ્વીકારશે. ઉપરના આંકડા આપણી પ્રજાને વિચાર કરવા જેવા છે.

### ફરજીઆત લશ્કરી તાલીમ

દા. પરાંજપેએ મુંબાઇ વિદ્યાપીઠની નિયામક સભામાં એવો ઠરાવ રજુ કર્યો છે કે દરેક તંદુરસ્ત વિદ્યાર્થીએ છેવટની પદવી મળતા પહેલાં લશ્કરી તાલીમ લીધાનું પ્રમાણપત્ર રજુ કરવું જ જોઇએ. આ જાણીને ઘણા નવાઇ પામશે પણ ખરૂં જોતાં એક દૃષ્ટિએ તે સ્વાભાવિક ને કંઇક આવશ્યક પણ ગણી શકાય. વાચકોને યાદ હશે કે જ્યારે સન ૧૯૧૬ માં મહાસભા ને મુસ્લીમ લીગે મળીને ઇંગ્લંડની આગળ સ્વરાજ્યની યોજના રજુ કરી ત્યારે મિ. લાયનલ કર્ટિસ ને બીજા કેટલાયે સામ્રાજ્યવાદીઓએ સામી દલીલ કરી હતી કે હિન્દુસ્થાનીઓ પોતાનું રક્ષણ કરવાની શક્તિ ન કેળવે ત્યાં સુધી તેમને સ્વરાજ્ય ન જ મળી શકે. અલબત, આ દલીલ ચકાવા જેવી છે. કારણ કે જ્યાં સુધી સ્વરાજ્ય નહિ મળે ત્યાં સુધી યોગ્ય હિન્દીઓને લશ્કરી અમલદારી અને તેની તાલીમ પણ નહિ મળે. પણ એટલું તો ચોક્કસ છે કે લડાઇને પ્રસંગે કાયમના લશ્કર ઉપરાંત દેશના સામાન્ય યુવક વર્ગમાં સિપાઇગીરી કરવાનો જુસ્સો ખીલે એ સ્વરાજ્યપ્રાપ્તિ માટે ઘણું જરૂરનું છે. આજે અસહકારની લડતથી એ વાત જરા વિસારે પડી છે છતાં તે ભૂલવી તો ન જ જોઇએ.

મિ. કર્ટિસ વગેરેના ટંકારની કંઈક અસર થઈ. લડાઈ આગળ વધી તેથી ૧૯૧૭માં હિન્દુસ્થાનના રક્ષણ માટે સ્વયંસેવકોની ટુકડી કાઢવાનો કાયદો પસાર કરવામાં આવ્યો. ઘણા "હોમરૂલરો"એ પણ આ ટુકડીની ભરતીમાં આગેવાની લીધી. છતાં એકંદર યુવક વર્ગને પાણી ન જ ચઢ્યું. પછી મિસિસ બેસંટ પકડાયાં એટલે સ્થિતિ બદલાઈ ગઇ ને ભરતી અકાળે અટકી ગઇ. તે પછી ૧૯૧૮માં મહાત્માજીએ ખેડા જીલ્લામાં તે વિષે ચળવળ કરી પણ તેમનેય ત્રણેક મહિનામાં પૂરા ૧૦૦ માણસ પણ ન મળ્યા. સુધારા થયા પછી વળી કંઇક જુદા ધોરણસર સ્વયંસેવકોની ભરતી કરવામાં આવે છે; પણ તેમાં પારસીઓ સિવાય બીજી કોઈક જ કોમના યુવાનો ભળ્યા હોય એમ જણાય છે.

બીજી પાસ અસહકારની ચળવળ ચાલ્યાં કરે છે. તેમાં અહિંસાનો પાઠ ભણાવવામાં આવે છે તે દરેકના દિલમાં કેટલો ઉંડો ઉતરે છે તેનું તો માપ ન કાઢી શકાય. પણ દેશના રક્ષણ માટે શસ્ત્ર સજવાનો આવેશ તો તેમાં ન કેળવાય એ સ્વાભાવિક છે. કોઈ ટીકાકારોને એમ પણ લાગે કે અહિંસાના ઉપદેશથી ને રેંટીઆના પ્રચારથી યુવકવર્ગમાં કંઇક નામર્દી આવતી જાય છે.

આવી સ્થિતિમાં દા. પરાંજપે જેવા વિનીત અગ્રણીઓ જુદે માર્ગે પણ પહેલી તકે સ્વરાજ્ય મેળવવા ઇચ્છે છે તેઓ યુવાનોને લશ્કરી તાલીમ આપી નિર્ભય અને બહાદુર બનાવવા ઇચ્છે એમાં કંઇ આશ્ચર્ય નથી.

અલબત, દરેક સ્નાતક માટે લશ્કરી તાલીમ ફરજીઆત કરવામાં આવે એ વિષે મતભેદને અવકાશ છે. મિ. નટરાજન સૂચવે છે કે સૌ વિદ્યાર્થીઓને આવી તાલીમ લેવાની અનુકૂળતા આપવાથી આ ઠરાવનો હેતુ સરી શકે. આ વિષે પણ શંકા રહે છે. દુર્ભાગ્યે આપણો યુવકવર્ગ એટલો નાહિંમત અને કમતાકાત થઇ ગયો છે કે તે આવી સગવડનો લાભ ભાગ્યે જ લે. તેથી કસરતની માફક આવી તાલીમ પણ ફરજીઆત કરી શકાય. માત્ર જેમને શસ્ત્ર વાપરવા સામે ધર્મ કે અંતઃકરણનો બાધ હોય તેમને આ ફરજ ન પાડવી જોઇએ, એ તો દેખીતું જ છે.

આ વિષે સૌ જુદા જુદા મત ધરાવશે પણ સૌએ આ પ્રયોગનું ઘણા રસથી અવલોકન કરશે એવી આશા છે.

### સુધારા

ગયા (જેઠના) અંકમાં—પાન ૨૦૦ ની શરૂઆતમાં આવેલા કોષ્ટકને મથાળે આપેલી સાલ ૧૯૬૭–૬૮ ને બદલે ૧૮૬૭–૬૮ વાંચવી.

ચાલુ (અષાડના) અંકમાં—પાન ૨૭૧ ઉપરના 'કાયદામાં સ્ત્રીને થયેલો અન્યાય' એ લેખની પહેલી લીટીમાં આવેલા 'લુહાણા' શબ્દને બદલે 'વણિક' શબ્દ વાંચવો.

આ માસિક અમદાવાદ સિવીલ હોસ્પિટલની સામે પાનાભાઇની વાડીમાં વસન્ત મુદ્રણાલયમાં ચીમનલાલ ઇશ્વિરલાલ મહેતાએ છાપ્યું અને નંદલાલ મણિલાલ શાહે યુગધર્મ કાર્યાલય માટે અમદાવાદ ભદ્ર પાસે આવેલા એ કાર્યાલયના મકાનમાંથી પ્રસિદ્ધ કર્યું.

# યુગધર્મ

પુસ્તક ૪ શ્રાવણ, ૧૯૮૦ અંક ૫

## ઘાતકમંત્ર

ब्राह्मणोऽस्य मुखमासीद्बाहू राजन्यः कृतः ।
ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥

જ્યારે આર્યલોકો ઉત્તરમાંથી પંજાબના સપાટ પ્રદેશમાં આવ્યા ત્યારે તેઓ જાતે જ ખેતર ખેડતા; પોતાના માલની આપલે જાતે જ કરતા; દસ્યુઓથી પોતાની સંપત્તિનું રક્ષણ જાતે જ કરતા; અને અગ્નિ, સોમ, વરુણ વગેરે દેવતાઓની પ્રાર્થના અથવા ઋચાઓ જાતે જ બનાવતા. એટલે કે, ઉપર વર્ણવેલ વિરાટ્-પુરુષના ચારે ભાગ પ્રત્યેક વ્યક્તિમાં યોગ્ય પ્રમાણમાં એકત્રિત થયા હતા. પરંતુ સમય જતાં આર્યોના વસવાટને સ્થિરતા મળ્યા પછી નારાયણ નામના ઋષિએ ઉપરનો મંત્ર બનાવ્યો. ઋષિનું કહેવું એવું છે કે, આ વિરાટ્પુરુષનું મુખ બ્રાહ્મણ છે, હાથ ક્ષત્રિય છે, જાંઘ વૈશ્ય છે, અને શૂદ્ર આ વિરાટ્પુરુષના પગમાંથી ઉત્પન્ન થયો છે. વિરાટ્પુરુષનો પગ એ જ શૂદ્ર છે એમ કહેવા પણ આ ઋષિ તૈયાર નથી. શૂદ્ર ફક્ત પગમાંથી ઉત્પન્ન થયો છે એમ તેનું કહેવું છે. આ ઉપરથી શૂદ્રવર્ગ માટે તેને કેટલી સહાનુભૂતિ હતી એ સ્પષ્ટ જ જણાય છે.

આ ઋચા કયા સમયમાં લખાઈ એનો વિચાર કરવાનું આ સ્થળ નથી. અહીં એટલું જ કહેવું પૂરતું થશે કે બુદ્ધભગવાનના જન્મ પૂર્વે બેત્રણ સૈકા સુધી આ ઋચાની સત્તા આર્યસમાજ ઉપર સંપૂર્ણ હતી. બ્રાહ્મણ લોકો ખેતી કરતા નહોતા એમ નથી. [1] કૃષિ-ભારદ્વાજ જેવો બ્રાહ્મણ ઉત્તમ ખેડૂત હતો. પરંતુ આખો બ્રાહ્મણસમાજ આ જાતના વ્યવસાયને કેવળ આપદ્ધર્મ તરીકે જ સ્વીકારતો. તક્ષશિલાના સુપ્રસિદ્ધ વિશ્વવિદ્યાલયમાં મોટેભાગે ગુરુઓ બ્રાહ્મણ જાતિના જ હતા. તેઓ ધનુર્વિદ્યાદિ કલાઓ શીખવતા; પરંતુ ખેતી કેમ કરવી, વસ્ત્ર કેમ વણવું વગેરે સમાજને

---

१ सुत्तनिपात—सुत्त ४

જે કળાને લીધે પેરીમાં આટલું સામર્થ્ય આવ્યું એ યંત્રકળા શીખવાનો તેમણે નિશ્ચય કર્યો. પોતાની મોટાઇ અને ઘરબાર છોડી દઇને હજારો જાપાની જુવાનીઆઓ યુરોપ અને અમેરિકા ગયા, અને તેમણે રાષ્ટ્રના અભ્યુદયના કારણભૂત યંત્રકલાનું જ્ઞાન વીસ પચીસ વરસની મુદતમાં જ સંપાદન કર્યું. આથી ઉલટું, આપણા શ્રેષ્ઠ વર્ગની સ્થિતિ જુઓ. અંગ્રેજોનો અમલ સંપૂર્ણપણે બેઠા અગાઉ, 'આ લોકો ક્યાંથી આવ્યા? એમનામાં સારા સારા ગુણો ક્યા ક્યા છે? તે ગુણો અમે મેળવી શકીએ એમ છે કે નહિ?' આ બધી બાબતોની કાળજી કોઇએ જ ન લીધી. અંગ્રેજોનું રાજ્ય સ્થપાયા પછી પણ આપણે જે કાંઈ શીખી શક્યા તેની પરિસમાપ્તિ વકીલાત અને ડાક્ટરીમાં જ આવી જાય છે. આથી પણ જો આગળનું ધ્યેય જોઇએ તો વિલાયત જઇને સિવિલ સર્વિસની પરીક્ષા પસાર કરવી. અને છતાં અંગ્રેજોએ અમને અમુક અમુક શીખવ્યું નહિ એમ કહી પોતાના દોષ બીજાને માથે ઢોળી દેવા આપણે પાછા તૈયાર જ છીએ!

આપણા વરિષ્ઠ વર્ગમાં અંગમહેનત તરફ કેટલો તિરસ્કાર છે એનું તાજું ઉદાહરણ જોઇતું હોય તો તે રેંટીઆનું. પ્રત્યેક સમજુ વ્યક્તિ રેંટીઓ ફેરવે એ જરૂરી છે એવું મહાત્મા ગાંધીજી માને છે. હંમેશાં કલાક બે કલાક રેંટીઓ ફેરવવાથી સ્વરાજ્ય વહેલું મળશે કે કેમ, એ સંબંધમાં મતભેદ હોઈ શકે. પરંતુ રેંટીઆથી હિંદુસ્તાનની ગરીબાઈ કંઈક અંશે પણ દૂર થશે એ બાબતમાં તો કોઇને શક હોય એમ લાગતું નથી. બીજી વાત એ છે કે, રેંટીઓ ફેરવવામાં બહુ અંગબળની જરૂર નથી. કમજોર માણસ પણ રેંટીઓ ફેરવી શકે છે. તો પછી ગપ્પાંસપ્પાંમાં કે ગંજીપો રમવામાં ત્રણચાર કલાક ગુમાવવા કરતાં કલાક દોઢ કલાક આવા ઉપયોગી કામમાં ગાળવા માટે શું હરકત છે? આનો ખુલાસો એ જ છે કે આપણામાં શારીરિક મહેનત પ્રત્યેનો તિરસ્કાર હાડોહાડ પેસી ગયો છે; અને તે છુપાવવા માટે રેંટીઆ તરફ દુર્લક્ષ્ય કરવું પડે છે, કે તેની નિષ્ફળતા બતાવવી પડે છે. આવી દુર્બળતાનું સમર્થન કરીને અંગ્રેજ જેવા અત્યંત વ્યવસાયી લોકો પાસેથી સ્વરાજ્ય પ્રાપ્ત કરી લેવાનો આપણે હાસ્યાસ્પદ પ્રયત્ન કરીએ છીએ!

હવે આ સ્થિતિ બદલાવવાના ઉપાય શા? એનો ટુંકમાં વિચાર કરીએ. એટલું તો સ્પષ્ટ જ છે કે નારાયણ ઋષિના સમયમાં વિરાટ્પુરુષના જે ભાગલા પાડી નાંખવામાં આવ્યા તે બધા સાંધવાનો પ્રથમ તો બધાએ સાથે મળીને પ્રયત્ન કરવો જોઇએ. જો છોકરો હાથેપગે સાવ કૃશ પણ ફક્ત મોઢે જ પોપટ જેવો બોલતાં નીકળે તો માબાપને કેટલું દુઃખ થાય? તેના હાથપગ બની શકે તેટલા સુદૃઢ કરવાનો પ્રયત્ન શું માબાપ નહિ કરે? પરંતુ વિરાટ્પુરુષના પગ એટલે કે અંગમહેનતનાં કામો તે શું આપણે આપણાં બાળકો પાસે કરાવીએ છીએ? કિંબહુના, આવી જાતનાં કામોમાંથી તેઓ વંશપરંપરા કેમ મુક્ત રહે, પગે ચાલવાનો પણ પ્રસંગ તેમને કેમ ઓછો આવે એ સંબંધમાં આપણો વરિષ્ઠ વર્ગ નિરંતર પ્રયત્ન કરે છે. અમેરિકામાં બોસ્ટનમાં ફિસ્ક વૉરન ( Fiske Warren ) નામનો ધનવાન વેપારી છે. બોસ્ટનની આસપાસ તેની માલેકીની કેટલીક મીલો છે. આ મીલોમાં મજૂરોની સત્તા કેમ વધતી જાય, અને અંતે તે મીલો મજૂરોની જ માલેકીની થઇ જાય એવી એક નવી યોજના તેણે કરી છે. તેને એક પુત્ર અને એક પુત્રી એમ બે જ સંતાનો છે. આ બન્નેને તેણે પોતાના ખેતરમાં જ મજૂરીનું કામ સોંપ્યું હતું. બીજા મજૂરો જેટલો જ તેમને પણ પગાર મળતો. ખેતીના કામમાં તેની પુત્રી એટલી બધી હોશિયાર થઇ છે કે, એક મોટી સંસ્થા મારફત, ઉત્તર ફ્રાંસમાં લડાઇને લીધે નાશ પામેલી ખેતીને પૂર્વસ્થિતિએ લાવી મૂકવા માટે તેને નીમવામાં આવી છે. પણ આ તરફ તો આથી સાવ વિરુદ્ધ જ બનાવ જોવામાં આવે છે. ખેતીમાં દરમહિને ૫૦ રૂપીઆ મળવાનો સંભવ હોય તો પણ ૨૫ રૂપીઆની કારકુની કરવામાં જ આપણે ભૂષણ માનીએ છીએ. એટલે ખૂબ પુસ્તકીઆ વિજ્ઞાન શીખવતાં પહેલાં આપણા છોકરા છોકરીઓને અંગમહેનતની અભિરુચિ ઉત્પન્ન થાય એની ખાસ કાળજી લેવાવી જોઇએ.

અંગ્રેજોએ શરૂ કરેલા શિક્ષણમાં દોષ જણાયાથી ગુરુકુળ જેવી નવી ઢબે શિક્ષણ આપનારી કેટલીક સંસ્થાઓ હાલમાં અસ્તિત્વમાં આવી છે. પરંતુ તેમાં પણ છોકરાઓમાં અંગમહેનતની અભિરુચિ ઉત્પન્ન કરવામાં આવતી હોય એમ લાગતું નથી. ત્રણચાર મહિના અગાઉ એક સભામાં કોઇ એક ગુરુકુળમાંથી આવેલા તરુણ વિદ્યાર્થીઓ મારા જોવામાં આવ્યા. તેમનો પોશાક

ઉત્તર હિંદુસ્તાનમાં નજરે પડતા કેટલાક લૈયાઓ જેવા હતો. દરેકના હાથમાં વાંસનો એક લાંબો દંડ હતો અને તેને છેડે એક ચીંથરું બાંધ્યું હતું. તેઓ કેટલીક ઋચાઓ વૈદિક સ્વરમાં બોલ્યા, અને પછી પોતાના ગુરુ સાથે સભા છોડીને ચાલ્યા ગયા. તેમનો તે વેશ અને તેમનું કૃત્ય જોઇને હું તો મુંઝાઇ જ ગયો. આવી કુમળી વયમાં 'આપણે બીજા માણસો કરતાં વરિષ્ટ પ્રકારના માણસ છીએ' એવા સંસ્કાર આ બાળકોનાં મન ઉપર સતત્ પડતો હોવો જોઇએ. અને પછી આવી વિદ્યાપીઠોમાંથી આ તરુણો બહાર પડે એટલે સમાજની સેવા કરવાને બદલે 'સમાજ ઉપર જ જીવવાનો આપણો હક છે એમ જો તેઓ માને તો તેમાં નવાઇ નથી. ગુરુકુળના અભ્યાસની ચોકસી કરતાં મને સમજાયું કે ત્યાં છોકરાઓને સંસ્કૃત અને અંગ્રેજી શીખવવામાં આવે છે; અને વ્યાયામની પણ ઠીક ઠીક કાળજી લેવાય છે. એટલે કે બ્રાહ્મણ વર્ગનાં અને ક્ષત્રિય વર્ગનાં—અથવા વિરાટ્પુરુષના મુખનાં અને હાથનાં કામો ત્યાં શીખવવામાં આવે છે; પરંતુ વૈશ્યવર્ગનાં અને શુદ્રવર્ગનાં—અથવા વિરાટ્પુરુષની જાંઘનાં અને પગનાં કામો તરફ તેઓ ઉદાસીન વૃત્તિ રાખે છે.

મુંબાઇની બુદ્ધસમિતિ (Buddha Society)ના આશરા હેઠળ ગુરુકુળના સંસ્થાપક સ્વામી શ્રદ્ધાનંદજીનું એક વ્યાખ્યાન થયું હતું. ઉપર બતાવેલ નારાયણ ઋષિનો વેદમંત્ર એ જ તેમના ભાષણનો વિષય હતો. ફેર એટલો જ હતો કે, નારાયણ ઋષિ જન્મ પ્રમાણે વર્ણવ્યવસ્થા કરવાની ઇચ્છા ધરાવતા હતા ત્યારે શ્રદ્ધાનંદજી કર્મ પ્રમાણે વર્ણવ્યવસ્થા કરવાની ઇચ્છા ધરાવે છે. તેમના ગુરુકુળમાં કેવળ બ્રાહ્મણ અને ક્ષત્રિયનાં જ કર્મો શીખવવામાં આવે છે. આ કર્મો માટે જે લાયક નહિ હોય તે આપોઆપ જ વૈશ્ય અથવા શુદ્ર બનશે એવું જો તેઓ ધારતા હોય તો કોણ જાણે! પરંતુ આવી માન્યતાને પરિણામે વિરાટ્પુરુષ બળવાન નહિ થતાં તે વધારે ને વધારે દુર્બળ થવા લાગશે. મોઢેથી પોપટ જેમ બોલતાં ન આવડે તો કદાચ નભશે; પરંતુ જો પગ મજબૂત નહિ હોય તો માણસ કોઈ પણ જાતનો પુરુષાર્થ કરી શકશે નહિ. એટલે ગુરુકુળ જેવી સ્વતંત્ર સંસ્થાઓને અમે નમ્રતાપૂર્વક એવી વિનંતિ કરીએ છીએ કે તેમણે ખેતી, વણાટ વગેરે અંગમહેનતનાં કામોને પ્રથમ સ્થાન આપવું. પગ મજબૂત થયા પછી વ્યાયામ વગેરેથી હાથ પણ સુદૃઢ થાય એવી વ્યવસ્થા કરવી, અને પછી શબ્દપાંડિત્ય માટે કાળજી લેવી. જો આવી જાતનો અભ્યાસક્રમ શીખવવામાં આવે તો દેશસેવા માટે યોગ્ય તરુણ પુરુષો તૈયાર થશે, અને વિરાટ્પુરુષની બગડી ગયેલી પ્રકૃતિ પાછી પૂર્વસ્થિતિએ આવશે.

શિક્ષણનું ધોરણ કેવું હોવું જોઇએ એવો પ્રશ્ન કોઈ કરે તો ભર્તૃહરિની વાણીમાં થોડોક ફેરફાર કરીને અમે કહીશું કે:

**करे श्लाघ्यं कृत्यं, चरणयुगले स्थाम विपुलं**
**मुखे सत्या वाणी, विजयिभुजयोर्वीर्यमतुलम्।**
**हृदि स्वच्छा वृत्तिः श्रुतमधिगतं च श्रवणयो-**
**र्विनाप्यैश्वर्येण प्रकृतिमहतां मण्डनमिदम्॥**

હાથ વડે સમાજોપયોગી કામ કરતા રહેવું, પગ સારા મજબૂત કરવા, સત્ય વાણી બોલવામાં ભય ન રાખવો, સ્ત્રીઓ ઉપર અને દુર્બળ લોકો ઉપર ગુજરતા જુલમનો પ્રતિકાર કરવા માટે સમર્થ બાહુબળ કેળવવું, અંતઃકરણમાં સદા સદ્વાસનાઓનો વિકાસ કરવો, અને કાન વડે સાધુસંતોનો ઉપદેશ સાંભળી લેવાની તત્પરતા રાખવી—આ ગુણો મહાપુરુષનું ખરું ભૂષણ છે; તે કામમાં તેમને સત્તાની કે સંપત્તિની સ્પૃહા નથી.

મતલબ કે, ઉપર આપેલા મંત્રનો જાપ આપણે હજારો વર્ષથી કરીએ છીએ, અને તેનાં દુષ્પરિણામ સેંકડો વરસોથી ભોગવીએ છીએ. આ સ્થિતિ બદલાવવાનો એક જ ઉપાય છે: તે એ કે, આપણી સમાજવ્યવસ્થામાં અને શિક્ષણક્રમમાં અંગમહેનતને યથાયોગ્ય સ્થાન મળવું જોઇએ.

ધર્માનંદ કોસંબી

# જનસુધારણામાં સ્ત્રીઓ શું કરી શકે?

થોડા વખત ઉપર એક લખમાં 'બિચારા રાજકુમારો' એ શબ્દો વાંચવામાં આવ્યા હતા. તે બે શબ્દોએ કાંઈ અજબ અસર મ્હારા મન પર કરી હતી. મુદ્દો એ હતો કે થોડાંક વર્ષો ઉપર એક પછી એક જુવાન ઉછરતા રાજકુમારો દારૂ વિગેરે અનેક વ્યસનના ભોગ થઈને મૃત્યુવશ થયા હતા. માતપિતા દુઃખી થયાં. જુવાન આશાભરેલી પત્નીઓ નિરાધાર થઈ ગઈ. બાળકો પિતાવિહોણાં થયાં. અને તેઓ પોતે કાચી ઉમરે મૃત્યુવશ થયા.

સર્વ અનર્થનું મૂળ દુર્વ્યસન હતું. આવા દાખલા એક નહિં પણ અનેક રાજકુટુંબોમાં થએલા જોયા તેથી ઉપરનો ઉદ્ગાર લેખકે કહાડયો. પરંતુ આપણે રાજકુમારોની વાત શું કરવા કરવી? આપણી પોતાની આસપાસ શું એવા દાખલા નથી બનતા? સંખ્યાબંધ કુટુંબોમાં એવાં કાળજાં દૃષ્ટાન્તો જોવામાં સાંભળવામાં આવે છે. બિચારા રાજકુમારો શું કરવા? બિચારા અંધ પામર પ્રાણીઓ! એમ કહેવું જોઈએ.

રાજપૂત, ક્ષત્રિય, વિગેરે લોકોમાં ધર્મ કે રૂઢિથી દારૂ નિષિદ્ધ ગણાયલો નથી એટલે એ કોમમાં તો મદ્યપાનની બદી બેશુમાર છે. પરંતુ બ્રાહ્મણ, કાયસ્થ, વૈશ્ય કોમોમાં એ દુર્વ્યસન નિષિદ્ધ ગણાયલું છે. છતાં એ બદીનું જોર કોઈ દરજ્જે ઓછું નથી.

થોડાં વર્ષો ઉપર એવો પવન હતો કે નબીરલામાં ખપવા માટે મદ્યપાન તો કરવુંજ પડે. ધીમે ધીમે એ વખત વહી ગયો. વચલા બે દશકા સાધારણ ઠીક ગયા. ફરી જમાનો એવો આવ્યો છે કે એ બદીનું જોર બહુ વધી ગયું છે. સ્વતંત્રતા, નિરંકુશતાનો પવન એટલો બધો વધી ગયો છે કે કોઈની પણ તમા કરવી, વડીલની પણ શરમ રાખવી એ વ્યક્તિગત સ્વાતંત્ર્ય ખોયું કહેવાય! સ્વતંત્રતા અને સ્વેચ્છાચારનો બેદ જતો રહ્યો. પૈસાની કિંમત રહી નહિં. લડાઈને લીધે પુષ્કળ પૈસો આપણા દેશમાં થઈ ગયો. આઈતું ધન આવે તેનો ગેરઉપયોગ થયા વિના રહે નહિ. મોટી શારીરિક મોજ પડાવી ધન વાપરવાને તરત ઇચ્છા થાય છે. એ પ્રમાણે લખલુટ પૈસો આવ્યો તેવા જ બહુની પેઠે ઉડી ગયો. પરિણામે અનેક દુરાચારનાં સખત મૂળ દેશમાં પેસી ગયાં. યુરોપની સાથે—ખાસ કરીને ઇંગ્લંડ સાથે બહુ જ સંબંધ વધ્યો. ન્યાતજાતનાં બંધન શિથિલ થયાં; તેના પરિણામરૂપ આ રાક્ષસ આપણા દેશમાં વધારે બળવાન સ્વરૂપમાં દેખાવ દેવા લાગ્યા.

કોળી, વાળી, વિગેરે હલકી ગણાતી પ્રજામાં જે સડો હતો તે મોટી મોટી ક્લબોમાં અને સમાજોમાં દાખલ થયો. એમાં એક લાલ્હેરી ગણાવા લાગી. ધનવાન ક્યારે કહેવાય કે પુષ્કળ મદ્યપાન કરે, સરતોમાં ભાગ લે, નાચરંગ કરાવે, કિંમતી પોષાક પહેરે, પરદેશી મોટરો દોડાવે. મહેલો જેવા મકાનોમાં રહે, એક કરતાં વધારે સ્ત્રીઓનો સંગ કરે, અને પોતાની પરિણિત સ્ત્રીઓને કિંમતી વસ્ત્રો અને આભૂષણો આપીને તથા બાળકોને કિંમતી રમકડાં આપીને ગંભોપવાનો પ્રયત્ન કરે. અમન ચમન એમાંજ પુરૂષાર્થ ગણાવા લાગ્યા!

આ અધમ દશા આજ આપણા દેશની ઉચ્ચ કોમોની જણાય છે. ખરી ધાર્મિકતા, મનુષ્ય જીવનની ગંભીરતા; જનસમાજની અવદશા તરફ સહાનુભૂતિ, વગેરેનો—એકંદરે સદ્વર્તનનો વિનાશ થઈ ગયો છે.

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्॥**

ગીતાજીમાં ભગવાને આ પ્રમાણે કહેલું છે, કે જ્યારે જ્યારે ધર્મનો નાશ થાય છે ત્યારે અધર્મનું ઉચ્છેદન કરવા હું પ્રગટ થાઉં છું

ભાવાર્થ એટલો જ છે કે જ્યારે અધર્મ પરાકાષ્ઠાએ પહોંચે ત્યારે કાંઈક જ્યોતિનો પ્રકાશ થાય. ઇંગ્લેંડમાં કહેવત છે કે ઘેરાં વાદળાંની પાછળ રૂપેરી પ્રકાશની રેખા હોય છે. મનુષ્યમાત્ર આશાવાદી હોય છે એટલે ભવિષ્ય માટે શુભેચ્છાઓ રાખ્યાં કરે છે. તેથી સ્વાભાવિક રીતે એમ લાગ્યાં કરે કે આવી દુર્દશા એ કાયમની ના હોય, સાધારણ સ્થિતિ આવી ના હોય. આ તો અસાધારણ ઉભરો જ હોવો જોઈએ. તેથી જ એમ લાગે કે ભવિષ્ય સુધરશે. અને પ્રગતિના સિદ્ધાન્ત પ્રમાણે પણ એમ જ થાય. નીતિમય ઈશ્વરી રાજ્યમાં અનીતિ કે અસદંશ ઝાઝી વાર ટકી શકે જ નહિ, કાયમનો વિજય તો મેળવી શકે જ નહિ. અનીતિ તે પ્રગતિબાધક છે; તેથી જ નીતિ સદાચાર જ કાયમનું સ્થાન લેશે એ ભાવના મન્ય કરે છે.

પ્રશ્ન એ છે કે આ દુર્દશા ક્યાં સુધી રહેશે, અને તેનું નિવારણ કેવી રીતે થશે? મનુષ્ય પ્રયત્ન વિના આપોઆપ કાંઈ પ્રકાશ પડવાનો નથી. જે બદી ચોમેર વ્યાપી ગઈ છે તેનું નિકંદન કરવા માટે મહાબળવાન્ શક્તિની જરૂર છે. અને એ શક્તિ એ સમગ્ર સ્ત્રીજાતિ છે.

આર્ય સ્ત્રીઓનું આર્યત્વ કોઈ રીતે હજુ ઓછું થયું નથી. ધર્મનો અંશ, સદ્વર્તન તરફ પ્રીતિ, અનીતિ પ્રત્યે તિરસ્કાર, એ ભાવના જીવંત છે. માત્ર એને વધારે જાગૃત કરવાની જરૂર છે. પુરુષબળ આગળ સ્ત્રીશક્તિ દબાઈ ગએલી છે. પણ જો એકવાર તેનું માથું ઉંચું થશે તો ચારે તરફ એની ચળકતી તલવાર ફરશે અને તેનું રાજ્ય જામશે.

હવે તે રાજ્યની જમાવટ કેવી રીતે કરવી તે જ આ ન્હાનકડા લેખનો ઉદ્દેશ છે. સ્ત્રીજગતમાં આ ગંભીર પ્રશ્નનો ઉહાપોહ થાય ને અંતે ઇષ્ટ પરિણામ આવે તો ખરી અર્થસિદ્ધિ થાય. સ્વરાજ્ય મેળવવા માટે પુરુષો વાગ્યુદ્ધ કરી રહ્યા છે. સ્ત્રીઓએ એવા શબ્દપ્રયોગો કરવાના નથી, પણ સક્રિય કાર્ય કરવાનું છે. અને તે શું છે? ઘરમાં રહીને જ તે કરવાનું છે. અને તે બે પ્રકારનું છે. એક તો પોતાના સંતાનોમાં ઉંચામાં ઉંચા સંસ્કાર રેડવા, ઉત્તમ આદર્શ તેમની સામે રજુ કરવા, સ્વચ્છ પવિત્ર વાતાવરણ તેમની આસપાસ ફેલાવવું, તેમની સાથે મિતાચારી કરવી, સ્નેહનું રાજ્ય સ્થાપવું, અને પોતાનું વર્તન અસ્ખલિત રાખવું. આની અસર નિઃસંશય સારી જ થશે. મનસા, વચસા, અને કર્મણા નીતિનો સંચાર કરવો. અને અનીતિ પ્રત્યે અણગમો બતાવવો.

બીજું કર્તવ્ય એ છે કે પોતાના બંધુ, પતિ, પિતા, સર્વ પુરુષવર્ગમાં પોતાનું વ્યક્તિત્વ દ્રઢતાથી બતાવવું. અને તે વ્યક્તિત્વ કેવા પ્રકારનું? નીતિમય, સદાચારી ને સાથે નમ્ર, સાલસ અને પ્રેમમય. પુરુષોએ જાણવું જોઈએ કે અમને નીતિ જ પ્રિય છે, અનીતિ પ્રત્યે તિરસ્કાર છે. પુરુષો તરફથી અપશબ્દો બોલાય, બિભત્સ વચનોનો ઉચ્ચાર થાય, નિર્લજ્જ વાતાવરણ જામે તો તે સમાગમ છોડીને દૂર જતાં રહેવું. મદ્યપાન થાય, મદ્યપાનની વાતો થાય, તેમાં રમુજ લેવાય. તેમાં પુરુષાર્થ મનાય તો તે સ્હામે પોતાનો ઉઘાડો તિરસ્કાર બેધડક બતાવવો. કદાચ આવાં વર્તનથી મન ઉંચાં થવાનો સંભવ છે. તેવી વખતે સાવચેતી એટલી રાખવી કે આપણો સંયમ તોડવો નહિ, ક્રોધવશ થવું નહિ; પરંતુ શાન્તિથી મનની જે લાગણી હોય તે પ્રદર્શિત કરવી. તેમાં નમતું કદાપિ આપવું નહિ. સાધારણ રીતે સ્ત્રીઓને મદ્યપાનની બેશુમાર સુગ હોય છે. જ્યાં કેટલી સ્ત્રીઓ તેની સ્હામે થાય છે? ઉપદેશ આપવાથી પુરુષો નહિ સુધરે. પણ આગ્રહ બતાવ્યાથી સુધરશે. જો આગ્રહ સત્ય હશે તો તેનો જય થશે અને વાતાવરણ પવિત્ર થશે જ. પુરુષોને પણ સ્ત્રીઓની જરૂર છે એ વાતનું વિસ્મરણ ના કરશો. જેમ સ્ત્રીઓને પુરુષોની જરૂર છે તેજ પ્રમાણે બલ્કે તેથી વધારે પુરુષો સ્ત્રીઓનો સંગ માગે છે. માટે જો સ્ત્રીઓ સ્વમાનમાં સમજતી થાય અને આગ્રહી થાય તો વાતાવરણ પવિત્ર થયા વિના રહે જ નહિ. જો પવિત્રતા માટે, શીલ માટે સ્ત્રીઓ આગ્રહ બતાવે તો પુરુષો આપોઆપ નમતું આપે. શરૂઆતમાં સ્ત્રીઓને બહુ જ સહન કરવું પડશે એ તો નક્કી જ છે. પણ અંતે સુખના દિવસો આવશે. જે પ્રમાણે હમ વખતે છોકરીની પસંદગી માટે ખુબસુરતીને પ્રથમ પદ આપવામાં આવે છે તે પ્રમાણે છોકરાની પસંદગીમાં ઉત્તમ વર્તણુંક ને મિતાચારને મહત્ત્વ અપાતું હોય તો કેટલાં ઘર સુખી થાય! આજકાલ છોકરાઓ શિક્ષિત છોકરીઓની, સારૂં ઘર કામકાજ કરે એવી છોકરીઓની માગણી કરે છે. ત્યારે છોકરાઓને માટે તો માત્ર પૈસો કે બહુતર જોવામાં આવે છે. પરંતુ જો શિક્ષિત છોકરીઓ

પાસે જ આપણે એટલી ઇચ્છા રાખીશું કે એ છોકરીઓ એવા જ છોકરાઓને પસંદ કરશે કે જેઓના આદર્શ ઉન્નત છે, જેનામાં કોઇ પણ પ્રકારનું લેશમાત્ર પણ વ્યસન નથી, શોખની ખાતર પણ જે મદ્યપાનનું સેવન કરતા નથી, જેનામાં દેશને માટે પ્રેમ જ્વલંત જાગૃત છે, દેશદાઝે જેમનું હૃદય બળી ઉઠે છે—એવા ચમકતા યુવકોને જ પસંદ કરશે ત્યારે જ આપણો સંસાર સુધરશે.

અમેરિકામાં મદ્યનિષેધને માટે જે ચળવળ ચાલી હતી અને જેને પરિણામે દારૂનો સમૂળગો બહિષ્કાર કરવામાં આવ્યો તે કાંઇ આકસ્મિક થયું નથી. અને જે થયુ છે તે મુખ્ય કરીને સ્ત્રીઓના જ પ્રયાસથી થયુ છે. જેમ જેમ સ્ત્રીઓ સમજતી ગઇ કે મદ્યપાનને લીધે ગરીબાઇ વધતી જાય છે, તંદુરસ્તીને હાનિ પહોંચે છે, બાળકો રોગી જન્મે છે, બાળમરણનું પ્રમાણ રાક્ષસી થતું જાય છે, અકાળમરણ વધતાં જાય છે, ચોરી, કજીઆ, ટંટાનો વધારો થયે જાય છે, એકંદર અનાચાર વધતો જાય છે, જીંદગીનું સુખ નષ્ટ થઇ જાય છે—આ સર્વ અનિષ્ટનું મૂળ જોવા જતાં દારૂ જ નીકળ્યું—ત્યારે સ્ત્રીઓએ હરેક રીતે તે ફગી કરવા માટે પ્રયત્નો કર્યા. સામ, દામ, ભેદ, સર્વ પ્રયત્ન અજમાવ્યા. વીમેન્સ ક્રિશ્ચીઅન ટેમ્પરન્સ યુનીઅને સારા જગતમાં જે કાર્ય કરવા માંડ્યું છે તે ચમત્કારિક છે. મ્યુનિસિપાલિટી, શાળાઓ, કાઉન્સીલો, સર્વ ઠેકાણે પોતાનો પગપેસારો કરીને આ બળવાન સ્ત્રીઓએ ગરીબ અનાથ સ્ત્રીઓના આશીર્વાદો લીધા છે. જે ઘરોમાં ખાવાને અન્ન નહોતું, પહેરવાને વસ્ત્ર નહોતાં, રાંધવાને માટે વાસણ નહોતાં તે ઘરમાં આજે આનંદમય, શાન્તિમય સુખના વાસ થવા માંડ્યા છે. મોટાં ઘરોમાં જ્યાં બધો પૈસો દાક્તરી દવામાં અને હોટેલોનાં બિલોમાં જતો હતો ને લોકો અનેક ધર્માદા દાન કરતાં થયાં છે. આ બધો અદ્ભુત ચમત્કાર સ્ત્રીઓએ જ કર્યો છે એમ કહેવામાં કાંઇ પણ અતિશયોક્તિ નથી. તો આપણા દેશમાં પણ સ્ત્રીઓ આ પ્રમાણે સ્ત્રીઆરાજ્ય વસાવવા માટે પ્રયાસ આદરશે અને સત્યાગ્રહી બનશે તો હાથથી ગએલી બાજી પાછી આવશે. અને જમાનો આપણને આશીર્વાદ દેશે.

સૌ. શારદા મહેતા

# અસહકાર અને સમાજજીવન*

## ( ૧ )

ભાઇ સુમન્તભાઇ મહેતા અને ભાઇ ઇન્દુલાલ યાજ્ઞિકે આપણી સામે પ્રશ્ન ખડો કર્યો છે કે "સામાજિક વિકાસ માટે મહાસભાની ખાદી અને અંત્યજની પ્રવૃત્તિ પર જ આધાર રાખવો જોઇએ કે તેને માટે સ્વતંત્ર પ્રવૃત્તિ કરવી જોઇશે ? કરવી જોઇએ તો તરતમાં કયા વિષયમાં અને કેવી રીતે ?" અને આ પ્રશ્ન ખરેખર જ મુદ્દાનો છે. એમના આખા સરક્યુલર તરફ નજર રાખીને, એકવાર મારી પાટીદારની દૃષ્ટિએ વિચાર કરીને એ પ્રશ્નનો ઉત્તર આપવા પ્રયત્ન કરીશ.

વેદકાળથી એમ મનાતું આવ્યું છે કે બ્રાહ્મણ એ બ્રહ્મના મુખમાંથી ઉત્પન્ન થયો છે માટે સૌથી ઉંચો અને ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર અનુક્રમે નીચેનાં અંગમાંથી ઉત્પન્ન થયા છે માટે તે અનુક્રમે નીચા. આ ઉંચાનીચાનો ભેદ આમ વેદકાળથી જ ચાલતો આવે છે અને સંપૂર્ણ સમાનતાની ભાવના આર્યોમાં કદિ જ ખીલી નહોતી એમ હું માનું છું. આથી ઉંચી વર્ણનો પુરુષ નીચા વર્ણની સ્ત્રી સાથે છુટથી લગ્ન કરી શકતો; પણ નીચા વર્ણનો પુરુષ ઉંચી વર્ણની સ્ત્રીને ભાગ્યે જ પામતો. આ જ ભાવનાએ વિકાસ પામીને આજે કુળાભિમાનનું રૂપ લીધું છે. વળી એ જ ભાવનાને વિકાસે ચાર વર્ણ તુટીને આજે હિંદુઓની અનેક નાતો થઇ છે.

જ્યાં ઉંચાનીચાના જડ ભેદ છે ત્યાં માનસિક સ્વતંત્રતા ના જ હોય, ત્યાં તો કોઇને કોઇ પ્રકારની

* આ વિષે અમારી પ્રશ્નપત્રિકાના જે બે જવાબ આવ્યા છે તે અત્રે પ્રકટ કરીએ છીએ.

ગુલામગિરિ જ હોય. અને સામાજિક ગુલામગિરિએ હિંદુઓને બીજા અનેક પ્રદેશમાં ગુલામ બનાવ્યા તેવી જ રીતે રાજ્યના પણ ગુલામ બનાવ્યા. પણ તેમાં યે અંગ્રેજી રાજ્યના આપણે માનસિક, શારીરિક અને આર્થિક ગુલામ બન્યા એથી તો અવધિ ! સાથે સાથે ધર્માચાર્યોના અને નાતના પણ એવા જ ગુલામ બન્યા.

મહાત્માજી જ્યારે લોકસેવા કરવા પ્રેરાયા ત્યારે લોકની સૌ નિર્બળતાઓમાં આ ગુલામગિરિ એમની નજરે પહેલી પડી. આ ગુલામગિરિ તોડયા વિના હિંદુઓનો અને દેશનો ઉદ્ધાર નથી એમ એમણે પહેલે જ તડાક જોઇ લીધું ને તેથી એના ઉપર પહેલો ઘા કરવા પ્રેરાયા. સન ૧૯૨૦–૨૧ની ચળવળમાં એમણે અંગ્રેજ સરકારની પ્રતિષ્ઠા ઉપર ઘા કર્યો અને લોકને સરકારની માનસિક ગુલામગિરિ ફેંકી દેવા પ્રેર્યા. મહાત્માજીની સેવાવૃત્તિથી લોક એમના અનુયાયી થયા અને એમના પ્રેર્યા સરકાર સાથે અસહકાર કરવા પ્રેરાયા. મહાત્માજીના શિષ્ય થવામાં લોકે જો કંઈ સારામાં સારૂં પ્રાપ્ત કર્યું હોય તો સરકારની સામે નિર્ભયતા પ્રાપ્ત કરી, એટલું જ નહિ પણ સમાજની સામે અને વડીલોની સામે પણ નવજુવાનો નિર્ભય બન્યા. પોતાને રુચે તે લોકલાજ છોડીને કરવા તત્પર બન્યા. પણ એ ગુલામગિરિ ઠેઠ સુધી નથી ટળી; સાથેસાથે જ જાતે સારાસારનો નિર્ણય ના કરી શકનારા અસહકારીઓએ મહાત્માજીની માનસિક ગુલામગિરિ સ્વીકારી લીધી છે. મહાત્માજી પોતે જ સ્વીકારી લે છે કે હું હિમાલય જેવડી ભૂલ કરી શકું; પણ આ વર્ગ મહાત્માજીના નિર્ણયમાં કદી કશી ભૂલ જોઈ શકતા નથી. એક આગેવાન અસહકારી ભાઇ સાથે હિંદુમુસલમાનના પ્રશ્ન વિષે ચર્ચા કરતાં એમની સાથે મારે હમેશાં મતભેદ થતો. મહાત્માજીએ જેલમાંથી છુટયા પછી 'નવજીવન'માં એ પ્રશ્નનો પૂરો ઉહાપોહ કર્યા પછી અમારો એ મતભેદ છેક જ ગળી ગયો !

ખાદીના પ્રચારને લીધે એના પહેરનારમાં અને ખાસ કરીને અસહકારીઓમાં કપડાંની સાદાઇ આવી. ખાદી હજીયે સારી થતી નહિ હોવાથી અને વળી કિંમતે મોંઘી હોવાથી મીલનાં કપડાંના પ્રમાણમાં કંઈ સસ્તી પડતી નથી ને પહેરનારને ઘણી વખત મુંઝાવે પણ છે. પણ પહેરવાનાં કપડાંની સંખ્યા ઓછી થઇ જવાથી કંઇક બદલો વળી રહે છે. લોક ભાવનાના પ્રેરાયા ખાદી પહેરે છે તો ખરા, પણ સ્પષ્ટ રીતે એ સારી ને સસ્તી ના થાય ત્યાં સુધી એ બરાબર નહિ જામે. વળી એને માત્ર આર્થિક ક્ષેત્રમાં મુકયે જ ના ચાલે; અનેક ગરીબોની એથી રોજી ચાલે અને વળી મીલમાં મજુરનાં જીવન રોળાઇ જાય છે તે ઘર ભાગી જાય છે એ ટાળવા માટે ખાદી પહેરવી એ દયાધર્મના ક્ષેત્રમાં તો એને ખાસ મુકવી જોઇએ. ખાદી પહેરનારના હૃદયમાં એ ભાવના જાગવી જોઇએ ને એટલે અંશે હૃદયની શુદ્ધિ જાગ્રત થવી જોઇએ.

અસહકારના સેનાદળમાં મોટેભાગે જુવાનીઆ છે, ખરૂં કહીએ તો આ ચળવળ જ જુવાનીઆની છે. એમનામાં સેવાવૃત્તિ જાગી છે. અસહકારીઓમાં ઉંચાનીચાના અને નાતજાતના બંધ ઢીલા પડી ગયા છે અને સ્વયંસેવકોમાં તો મોટે ભાગે ટળી ગયા છે. નાતજાતના સંબંધમાં મહાત્માજીના અભિપ્રાયો અસ્પષ્ટ હોવાથી એમના જ અભિપ્રાયોને અનુસરનારનું વલણ પણ અસ્પષ્ટ છે.

પુરુષોની પેઠે અસહકારી મંડળમાં ભળેલી સ્ત્રીઓમાં પણ નિર્ભયતા અને સાદાઇ આવી છે ને ઉંચાનીચાના ભેદભાવ ઓછા થયા છે. પણ બીજી રીતે તેમની ઉન્નતિ થઈ નથી. સામાન્ય સ્ત્રીવર્ગને માટે કેળવણીની કશી પ્રગતિ આ ચળવળને લીધે નથી થઇ તેમ જ અસહકારી સ્ત્રીઓમાં પણ વિચાર કરવાની શકિત નથી વધી. પાટીદાર અસહકારી સ્ત્રીઓ લાજનો રિવાજ છોડતી જાય છે એ લાભ થયો છે. પણ તેની સાથે, સેવાને નામે હાથમાં ખાદીની થેલીઓ લઇને સ્ટેશન ઉપર ફરતી પણ થઇ છે.

નિર્ભયતા આવી, અને પરિણામે જેની જેની દૃષ્ટિ સમાજ ઉપર પડી તે તે ત્યાં ત્યાં પણ સુધારા કરવા પ્રેરાયા. જેમ બધે તેમ પાટીદારોમાં પણ શહેરો કરતાં ગામડાંમાં અસહકારનો પ્રચાર વધારે થયો છે. શહેરોના લોક કુળાભિમાનની પ્રતિષ્ઠાને વળગી રહ્યા છે ને બાંદીને ઓછા અડે છે. પોતાનો સ્વાર્થ રહ્યો એટલે એ પ્રતિષ્ઠાને એ લોક ચીવટથી વળગી રહે છે ને એ પ્રતિષ્ઠા જાળવવા માટે લગ્નની, વરાની અને બીજી કોઇ સામાજિક રૂઢિને છોડવા ઇચ્છતા નથી. ભણેલા કુલીનની પણ આ જ મનોદશા છે. ગામડાંમાં

અસહકારનો પ્રચાર વધ્યો છે, એટલે ત્યાંની સ્થિતિ સુધરતી જાય છે. ગામડાંના પાટીદારો રોજ ને રોજ કંઇ કંઈ નવા નવા ઠરાવ કરીને રૂઢિઓમાં સુધારો કરતા જાય છે. આજ સુધી કન્યાપક્ષના કશા હક સ્વીકારતા નહિ, હવે કન્યાપક્ષ પોતાના હક ખડો કરતો થયો છે. પાટીદારોમાં લગ્નની જાન ત્રણ દિવસ રહે છે અને એક દિવસના વરાનો ખર્ચ લગભગ પાંચસો રૂપિયા થાય છે. જાન બે દિવસ રહે એવી ચળવળ હવે કેટલાક વખતથી થવા લાગી છે અને આ વર્ષે તો અનેક જાનો બે દિવસ રહી છે. અસહકારની ચળવળનું જ આ પ્રત્યક્ષ પરિણામ તો નથી, તો પણ પરોક્ષ પરિણામ તો છે જ; કારણ કે આ બે દિવસની જાનોમાં અસહકારીઓનો મુખ્ય હાથ છે અને હજી તો કુલીનો આ ચળવળને ગાંઠતા નથી જ.

પાટીદારોના કિલ્લારૂપ ચરોતરમાં, અને બોરસદ તાલુકામાં પણ, અંત્યજોની દશા જરા યે સુધરી નથી. એમાં તો અસહકારીઓ એમના બીજા ભાઇઓ કરતાં જરા યે આગળ ખસ્યા દેખાતા નથી. અસ્પર્શ્યતાનું પાપ જરા યે ઓછું થયું નથી અને અંત્યજોને એની એ વેઠ પાટીદારોની કરવી પડે છે, એનો એ માર પાટીદારોનો ખાવો પડે છે. અને એક અંત્યજે તો કહેલું કે આજે દૂરથી પાટીદાર ખાસડાંનો માર મારે છે, પણ અસ્પર્શ્યતા ટળ્યા પછી કાન પકડીને જડબામાં ખાસડું લગાવશે ! અંત્યજોની શું, બીજા કોઇ વસવાયાની દશા અસહકારી કે બીજા પાટીદારને હાથે સુધરી નથી.

૧૯૨૨ની સાલમાં બારડોલીની લડત બંધ પડ્યા પછી પાટીદારોના સમાજસુધારામાં કંઇ મંદી આવી નથી ને ધીરે ધીરે તેજી જ આવતી દેખાય છે, કારણ કે મેં ઉપર જણાવ્યું છે તેમ એને અસહકાર સાથે પ્રત્યક્ષ નહિ, પણ પરોક્ષ સંબંધ છે. રાજપ્રકરણને અસહકાર સાથે પ્રત્યક્ષ સંબંધ હોવાથી બારડોલીની લડત બંધ પડ્યા પછી એમાં મંદી આવી ખરી અને એમ થવું કંઇક સકારણ હતું. પણ સમાજસુધારો તો અસહકારીઓમાં આવેલી નિર્ભયતાનું પ્રત્યક્ષ પરિણામ છે, એટલે એ નિર્ભયતામાં કંઇ મંદી આવી નથી ત્યાં સુધી એમાં મંદી આવવાનો સંભવ નથી.

મહાસભાની ખાદીની અને ખાસ કરીને અંત્યજોદ્ધારની ચળવળ પાટીદારોમાં જરૂર જ થવી જોઇશે, પણ એટલાથી સામાજિક વિકાસ મનમાન્યો નહિ થાય. એને માટે તો સ્વતંત્ર પ્રવૃત્તિ કરવી જ જોઈશે. એ પ્રવૃત્તિને ઇચ્છનાર ભાઇઓએ એકઠા થઇને સૌ નાતની સમાન કુરૂઢિઓને શોધી કાઢવી જોઇશે ને તે ટાળવાના સામાન્ય ઉપાય યોજવા જોઇશે. નાતની અમુક અમુક ખાસ રૂઢિઓ ટાળવાના ઉપાય તો તે તે નાતના ઉત્સાહી ભાઇઓ ઉપાડી જ લેશે.

નરસિંહભાઈ ઈ. પટેલ

( ૨ )

આપણા દેશની ઉન્નતિ પાકા પાયા ઉપર રચવા માટે આપણે રાજકીય અને સામાજિક બન્ને પ્રશ્નોનો સાથે જ ઉકેલ કરવો પડશે. રાજકીય સુધારો પહેલો કરવો, કે સામાજિક—એ દૃષ્ટિએ વિચાર કરીને કામ કરવા જતાં થાપ ખાવાનો સંભવ ઘણો રહે છે. હું તો નિશ્ચયપૂર્વક માનું છું કે આમ જરૂર થાપ ખાવાના.

આપણામાં શુદ્ધ દેશપ્રેમ જો પૂર જોસથી ઉછળી રહે, રગેરગે દેશહિત માટે ગમે તે ભોગ આપવાની આપણી તાકાદ વધતી જાય તો, જરૂર સામાજિક સુધારાને વેગ મળે. શુદ્ધ દેશપ્રેમ નાતજાતના ભેદ નહિ જુએ, અને ઉંચાનીચાના વહેમ દૂર રાખશે; દેશની પ્રગતિમાં જે જે આડખીલી નડતી હશે તે શુ દેશપ્રેમ તોડી ફોડીને ફેંકી દેશે. પરંતુ, અત્યાર સુધી આવા ઉન્નત દેશપ્રેમે જોઇએ તેટલા પ્રમાણમાં દે દીધી નથી, એટલું દંભ કોરે મૂકીએ તો, કબુલ કે વિના છૂટકો નથી. દરેક સાચા કાર્યકર્તાનું દીલ જ છે કે ઉપરઉપરથી મોટો ડોળ દેખાય છે, તોયે દેશ મોટીમોટી વાતો કરનારાં ઘણાંયેનાં અંતઃક સ્વાર્થમાં લસલસી રહ્યાં છે; અને ઘણાંયે મારાં સાચા ભાઇબ્હેનો કેવળ પોતાના અધમ સ્વાર્થની દૃષ્ટિએ સ્વરાજ્ય મેળવવા ઉત્સુકતા દાખવે છે. જો એમ હોત તો બારડોલીમાં નરહરિભાઇને, પોતાને

માનતી કોમનાં ભાઈબહેનોને ભાન આપવા, અથવા તો, જોરથી ઠેકાણે લાવવા માટે ઉપવાસ ના કરવા પડત; પરંતુ નરહરિભાઈના દુબળાઓની ઉન્નતિ માટેના પ્રયાસને ઉચ્ચ કોમવાળાઓ, એટલે દુબળાઓ પાસે ગુલામગીરી કરાવી તાજા થનારાઓ, વિઘ્ન નાંખવાની બદલે વધાવી લેત. જો ખરેખરી રાષ્ટ્રભાવના આપણામાં ઉદ્‌ભવી હોત તો વાગરા તાલુકાના આંકોટ ગામમાં અંત્યજભાઈના એક નાના આઠ વર્ષના નિર્દોષ બાળકના રમતાં રમતાં, ગામને કુવે જવાથી, ઉચ્ચ કોમના ભાઈઓએ જે સંતાપ આપે તેવું રમખાણ મચાવી મૂક્યું હતું, તે ન મચાવી મૂકત. અરે! આટલા પંકાઇ રહેલા ખુદ બોરસદ તાલુકામાં અંત્યજ ભાઇ-બહેનો તરફ જે તિરસ્કારભરી વર્તણૂંક ઘણાંએ ઉચ્ચ કોમનાં ભાઈબહેનો ચલાવી રહ્યાં છે તે જો એમનામાં શુદ્ધ દેશપ્રેમ હોત તો ન ચલાવી રહ્યાં હોત; અને વાઇકોમનો સત્યાગ્રહ તો આપણી આગળ મોજૂદ છે.

સામાજિક અવનતિ :તે આપણા દેશની પડતીનું મૂળ કારણ છે, તે ખરો દેશપ્રેમી આપોઆપ જોઇ શકે છે. સામાજિક અવનતિ ન આવી હોત તો આપણામાં ધર્મને નામે જે ધતિંગ ચાલી રહ્યાં છે તે ન ચાલી રહ્યાં હોત; અને, જુદાજુદા ધર્મસંસ્થાપકોની માફક જ એમના શિષ્યો શુદ્ધ વર્તન ચલાવી રહ્યા હોત. સામાજિક અવનતિ ન આવી હોત તો, દારૂની બદી ન હોત, પડદો પેસત નહિ, બાળલગ્ન હોત નહિ, અને પરિણામે આવી રહેલી શારીરિક નિર્બળતા અપવાદ-રૂપે જ દેખા દેત. તેમ જ સુધારાને નામે કેટલીક જગ્યાએ માનસિક નિર્માલ્યપણું છુપાવવાને દંભ ચાલી રહ્યો છે તે પણ ન હોત; આપણી સામાજિક અવનતિને લીધે આપણે ચારિત્ર્યશૂન્ય બન્યા, આપણામાં અંદર-અંદર દ્વેષ વધ્યો, કલહ વધ્યો, અને આપણે પરતંત્ર થઇ પડયા. સામાજિક પડતીએ રાજકીય પડતી આણી મૂકી.

હવે પરદેશી સરકારની અન્યાયી રાજ્યપદ્ધતિને લીધે જગતની અન્ય સામર્થ્યવાન પ્રજાઓની તુલનામાં, આબરૂમાં અને વૈસેટિક ભીખારી થવાથી આપણી પરતંત્રતા આપણને સાલવા માંડી છે; અને, એ કારણે આપણા દેશપ્રેમી વિચારકો આપણી અવનતિનાં કારણો શોધી રહેલા છે. જ્યાં સુધી પરદેશી રાજ્યસત્તા આપણા દેશમાં હશે ત્યાં સુધી આપણી અધોગતિ વધ્યાં જ કરશે એવું બરોબર આ વિચારકોના અંતઃકરણમાં ઉતરવા માંડયું છે; પરંતુ, આપણી અવ-દશાનું મૂળ સામાજિક અવનતિ, તે જ્યાં સુધી આપણે દૂર નહિ કરીએ ત્યાં સુધી પરતંત્રતામાંથી નહિ છૂટીએ, એ પણ આપણા વિચારકોના અંતઃકરણમાં સચોટ ઉતરી ગયુ છે અને તેથી જ મહાત્માજી જેવી ભવ્ય વ્યક્તિએ અસહકારની ચળવળમાં સામાજિક સુધારાને પ્રધાન પદ આપ્યું છે. મહાત્માજીએ પુકારી પુકારીને કહ્યું છે, અને કહ્યાં કરે છે કે ચારિત્ર્ય સુધારશો, અસ્પૃશ્યતાનું પાપ ધોશો, હાથનું કાંતેલું વણેલું કાપડ પહેરશો, સમભાવના રાખી અન્દરઅન્દરનાં ઝેર દૂર કરશો અને અધમ સ્વાર્થથી અળગાં રહેશો તો જ તમારી ઉન્નતિ છે.

રાજકીય પડતીનું આપણને પુરેપુરું ભાન થવાથી જ સામાજિક અવનતિ તરફ આપણું ધ્યાન ખરેખરું દોરાયું છે. સાચું છે જે, કેટલાંક ગણ્યાંગાંઠયાં ભાઇ-બહેનોએ આપણી સામાજિક ઉન્નતિ કરવા અગાઉથી જ ધ્યાન આપેલું; પરંતુ, હું એમ માનું છું કે એમાંથી ઘણાંખરાંએ તો દયાભાવથી દોરવાઈને જ, નહિ કે આપણી સ્વતંત્રતા પાછી મેળવવા માટે. અને તેથી જ એમના પ્રયાસોને ઠીક ઠીક સફળતા ન મળી શકી. જો એમણે સ્વતંત્રતા મેળવવા માટે જોખમ ખેડીને સામાજિક ઉન્નતિની વાતો કરી હોત તો કદાપિ તેઓ વધારે સફળતા મેળવી શકત. ગમે તેમ હો, તોયે એમણે પ્રજામત કેળવવામાં મોટો ભાગ ભજવ્યો છે એમ કહ્યા વિના નહિ ચાલે. અસહકારની ચળવળે સામાજિક પ્રગતિને કાંઇક જોર આપ્યું છે ખરૂં, તોયે હજુ ઘણો રસ્તો કાપવો બાકી છે. આ ચળવળ તરફ લાગણી બતાવનારાં અને ખાસ કરીને મહાત્માજીને બાદ કરીએ, તો એમાં મોટો ભાગ ભજવી રહેલાં કાર્યકર્તાઓએ શુદ્ધ ખાદી શિવાયના સામાજિક સુધારણાના અસહ-કારની ચળવળમાં દાખલ કરેલાં બીજાં અંગો તરફ મોઢેથી વાતો કર્યા ઉપરાંત પુરતું ધ્યાન નથી જ આપ્યું. જો આપ્યું હોત તો સામાજિક સુધારો સારા પાયા ઉપર આવ્યો હોત, અને પરિણામે અસહકારની ચળ-વળને જોર મળતાં આપણે સ્વતંત્રતાને રસ્તે ખૂબ આગળ વધ્યા હોત.

સામાજિક સુધારા વિના સાચી રાજકીય ઉન્નતિ શક્ય નથી; અને રાજકીય ચળવળ વિના સામાજિક

સુધારો થવો મુશ્કેલ છે. વસ્તુસ્થિતિ આમ છે તો હવે આપણે વિચાર કરવો રહ્યો કે કામ આગળ કેવી રીતે ધપાવવું.

હું એમ માનું છું કે અંતિમ ઉદ્દેશ એક હોવા છતાં બન્ને પ્રવૃત્તિઓમાં જુદાં જુદાં માણસો રોકાવાં જોઇએ. સામાજિક સુધારાને રાજકીય પ્રવૃત્તિમાં ઉંચું સ્થાન મળેલું હોવાથી, રાજકીય વિભાગમાં કામ કરી રહેલાં પોતાની ચળવળના જોરે સામાજિક પ્રવૃત્તિને વેગ આપી શકે, અને કોઇ કોઇવાર સંગીન મદદ પણ કરી શકશે ખરાં; પરંતુ સામાજિક સુધારાનું કામ સારા પાયા ઉપરે નહિ લાવી શકે, એ આપણે અત્યાર સુધીના ઇતિહાસથી જોઈ શકીએ છીએ. તેથી રાજકીય પ્રવૃત્તિને પુરેપુરી રીતે સમજનારાં પણ કેવળ સામાજિક કામમાં રચ્યાં પચ્યાં રહે તેવાં માણસો જ સામાજિક સેવા ની શકશે. રાજકીય પ્રવૃત્તિમાં ધાંધળીઆપણું કદાપિ ૫ પરંતુ સામાજિક કાર્યમાં સ્થિરતા એ આવ- તાલુકામા એટલુ જ જોવાનું કે સામાજિક પ્રવૃત્તિમાં એમાં તો ખરોબર સમય આવે જોખમ ખેડવાની જરા યે આગતી શક્તિ હોવી જોઇએ. એમ નહિ જરા યે ઓછું પણ છાપ નહિ પાડી શકે. નિર્માલ્ય પાટીદારોની કરવી'ણસો જેમ રાજકીય પ્રવૃત્તિમાં ખાવો પડે છે. અને એકામાજિકમાં પણ નકામા જ પાટીદાર ખાસડાંતો માર ે. છે, હીચડારાને કોઈ ટલ્યા પછી કાન પકડીને જડ શકે પણ નહિ અને

ગોનો સમાજ- તુરતને માટે

આપણા દેશની ઉન્નતિ પાકા પાયા ઉપર રચ માટે આપણે રાજકીય અને સામાજિક બન્ને પ્રશ્નોનો સાથે જ ઉકેલ કરવો પડશે. રાજકીય સુધારો પહેલો કરવો, કે સામાજિક—એ દષ્ટિએ વિચાર કરીને કામ કરવા જતાં થાપ ખાવાનો સંભવ ઘણો રહે છે. હું તો નિશ્ચયપૂર્વક માનું છું કે આમ જરૂર થાપ ખાવાના.

આપણામાં શુદ્ધ દેશપ્રેમ જો પૂર જોસથી ઉછળી રહે, રગેરગે દેશહિત માટે ગમે તે ભોગ આપવાની આપણી તાકાદ વધતી જાય તો, જરૂર સામાજિક સુધારાને વેગ મળે. શુદ્ધ દેશપ્રેમ નાતજાતના ભેદ નહિ જુએ, અને ઉચાનીચાના વહેમ દૂર રાખશે: કદાપિ જ્ઞાતિભેદ સારા હશે; પરંતુ હાલમાં તો ઘણીયે વાર ખોટા જ્ઞાતિઅભિમાનને લીધે કેટલાંયે સારાં કામોને ખમવું પડે છે, અને પરિણામે દેશની પ્રગતિમાં ખલેલ પહોંચે છે.

શુદ્ધ ખાદીનો એટલે હાથે કાંતેલા વણેલા કાપડનો ઉપયોગ જેમ બને તેમ વધારતાં આર્થિક દષ્ટિએ આપણી આબાદી છે. પરદેશી કાપડ તજવું જ જોઇએ. પરંતુ આપણી મીલોના કાપડનો વપરાશ વધ્યે આપણા સમસ્ત દેશને ખાસ લાભ થવાનો સંભવ નથી. શહેરો પૈસાદાર થશે, પણ ગામડાંઓ તો ભૂખે જ મરશે. અર્થશાસ્ત્રીઓની ગણત્રીએ આપણી સરેરાશ માથાદીઠ આવક આશરે રોજનો આનો સવા આનો છે. આ તો માથાદીઠ સરેરાશ આવક થઇ. પણ ખરી રીતે તપાસતાં આપણામાંથી કેટલાક કરોડાધિપતિઓ છે, અને કેટલાક લક્ષાધિપતિઓ છે, અને કેટલાક પાસે હજારો છે. એટલે આપણા દેશમાં કરોડો એવાં પણ છે કે જેમને માથાદીઠ રોજના બે પૈસા પણ નહિ મળતા હોય; અને કેટલાકને તો એક પૈસાથી પણ ઓછી આવક હશે. આનો અર્થ એ જ કે કરોડો ભૂખે મરતાં હશે. આપણે જો આપણા આ ભૂખે મરતાં ભાઈ બહેનોને સારૂ કંઇને કંઇ ન કરીએ તો આપણી બધી દેશસેવાની અને સમાજસેવાની વાતો એ કેવળ ઢોંગ ઠરે છે. આપણી ખરી પ્રજા—આશરે નેવું ટકા—ગામડાંઓમાં છે. અને તે જ હાલ ગરીબાવસ્થામાં છે, તે હું અનુભવથી જોઇ શક્યો છું. આપણે આ પ્રજાને ભૂખમરાથી છોડવવા કાંઇ ઉપાય નહિ યોજીએ, તો, પરિણામે આ પ્રજાના જોર ઉપર જીવતાં, અને તાગડધિન્ના કરતાં શહેરોને પણ ખમવું પડશે. જેમને રોજનો એક પૈસો પણ મળી ન્થી અને અન્નના સાંસાં પડે છે, તેમને રોજનો દેશપ્રેમના મળે તોયે ઘણું છે. આના બે આનાની આવા ઉ્ય જીવિતદાન આપી શકે છે; તેનું દાખી નથી કામ કરી રહેલા સાધુચરિત સર વિના છુટકે પુરવાર કરી આપ્યું છે. અને આ છે કે ઉપરનો સહેલામાં સહેલો રસ્તો આપણે મોટીમોટી ૧ સર પ્રફુલ્લચન્દ્ર રૉય જેવા અનુ- સ્વાર્થમાં લસલ આની શક્તિ કેટલી છે તે જેમણે ભાઈબહેનો કેવળ બીજા પુરાવાની વાટ જોવાની સ્વરાજ્ય મેળવવા એ જગતવિખ્યાત રસાયણ હોન તો બારેમની શોધખોળો માટે જાણીત

છે. એમની ગણત્રીમાં અને એમના અનુભવમાં પણ જો આપણે વિશ્વાસ ન રાખીએ તો પછી આપણે એટલું જ સમજી લેવાનું કે આપણે પરતંત્રતાને લીધે છેક ભાન ભૂલી ગયા છીએ અને આપણને એકાદ પરદેશી લેભાગુ સારૂં માન છે, તેટલુંયે માન આપણા સમર્થ ગણત્રીબાજો સારૂં રહ્યું નથી.

અત્યારે રેંટીઆ શિવાય ગામડે ગામડે પહોંચી જઈ ગરીબોને અન્નભેગા કરી શકે તેવું બીજું એક પણ સાધન દેખાતું નથી. મીલોનું કાપડ તો ગામડાંને, છે તેનાથીયે વધારે ભીખારી કરશે, અને ગામડાંનો પૈસો ખેંચી લાવી તે શહેરોમાં ભરી દેશે. પણ એથી આપણે ઉલટા અથડાઇ મરીશું. આપણે તો ગામડાંને પગભર કરવાં છે, તેમને તોડવાં નથી. અને ગામડાંને પગભર કરવાં હોય તો ગામડાંમાં રહેનારાંઓ—આપણા અન્નદાતાઓ ભૂખ્યાં ન મરે એવા ઉપાયો લેવા પડશે. ફરીથી કહું છું, કે સૌથી સરસ ઉપાય હાલમાં તો રેંટીઓ જણાય છે. પડી ગએલા રેંટીઆ ઉપર પાછું ધ્યાન ખેંચનાર અસહકારની ચળવળ હોવાથી ઘણા સમાજસેવકો ખાદીથી જાણે અભડાતા ન હોય તેવું વર્તન રાખે છે. મારે આમાંના કેટલાક સાથે વાત થએલી છે. રેંટીઆની અગત્ય તેઓ સ્વીકારે છે; પરંતુ, રખેને અસહકારીમાં ખપી જવાય તે બીકથી તેઓ શુદ્ધ ખાદી પહેરતા નથી એટલું જ નહિ, પરંતુ રેંટીઆને પણ હસી કાઢે છે. અસહકારની ચળવળના વિરોધી હોવાથી તેઓ એટલા આંધળા બની જાય છે, કે રેંટીઆની મશ્કરી કરવાથી અને શુદ્ધ ખાદીના વપરાશની સામે થવાથી પોતે પોતાનાં ભૂખેમરતાં ભાઇબહેનોને અન્ન મળતું અટકાવે છે તેનું ભાન પણ તેઓને રહેતું નથી. સહકારી હોય, સ્વતંત્ર પક્ષનો હોય, સરકારી નોકર હોય કે પછી ગમે તે હોય—અસહકારની ચળવળનો પોતે કટ્ટો શત્રુ હોય છતાંયે તેણે રેંટીઆનો વિરોધ તો ન જ કરવો ઘટે. ખરા દેશહિતચિંતકનું એ કામ નથી.

વળી, આપણે એટલા જલદીથી મોજશોખને રસ્તે ગબડવા માંડતા હતા કે થોડી સાદાઈની આપણને જરૂર રહે છે. ખાદીમાં સાદાઈ છે; અને જો આપણામાં સાચી* રસિકતા હોય તો સાદાઇમાં પણ સૌન્દર્ય બનાવી શકીએ છીએ. દરેક સમાજસેવક શુદ્ધ ખાદીથી દેશને કેટલો લાભ છે તેટલું સમજી જાય તો કેવું સારૂં !

સારી વ્યાયામશાળાઓ ઠેરઠેર ખોલવી અને તેમાં આપણાં બાળકોને રસ લેતાં કરવાં એ પણ સામાજિક સુધારાનું મહત્વનું એક અંગ હું માનું છું. આપણી શારીરિક અધોગતિ એટલી હદ સુધી પહોંચી ગઇ છે કે "દેખ બિચારી બકરીનો પણ કોઈ ન જાતાં પકડે કાન" આ કવિશ્રી દલપતરામની લીટી બરોબર સીધા અર્થમાં આપણને લાગુ પડે છે. રખેને બકરી શિંગડું મારશે એ ભયથી આપણે બકરીનો કાન પકડતાં પણ ગભરાઈએ તેવાં થઇ ગયાં છીએ. આવી અધમ દશા આપણી છે. મુંબઇમાં અને અમદાવાદમાં પઠાણો ગમે તેવી રીતે ફરે છે તે આપણે છેક નિર્માલ્ય થયેલા હોવાથી મોઢું વિકાસીને જોઇ રહીએ છીએ. આપણામાં આપણા પોતાના શરીરબળથી આપણી માબ્હેનની આબરૂ બચાવવાની કે આપણી માલમીલકત સાચવવાની શક્તિ રહી નથી; તો પછી શરીરબળથી સ્વતંત્રતા મેળવવાની વાત જ શી ! આપણે આધ્યાત્મિક બળ ખીલવી શકીએ કે ના ખીલવી શકીએ, તોયે શરીરબળ તો જરૂર ખીલવી જ શકીએ. વળી, દેશમાં વસતો દરેક માણસ પોતાનું આધ્યાત્મિક બળ પુરેપુરૂં ખીલવીને પોતાનો બચાવ કરવાની શક્તિ પેદા કરી લે, તેવો સમય આવતાં તો સૈકાઓ વીતી જશે. અને સૈકાઓ સુધી, આધ્યાત્મિક બળ ખીલવવાની આશાએ આપણે મોટી મોટી વાતો કરી બેસી રહીએ તો જરૂર ભવિષ્યના ઇતિહાસકારો આપણને મૂર્ખામાં લેખે. આધ્યાત્મિક બળ ખીલે કે ન ખીલે, તોયે આપણી ભવિષ્યની પ્રજાના, અને આપણા પોતાના હિતાર્થે, આપણે શારીરિક બળ મેળવવું, એ આપણી ફરજ છે. શારીરિક બળ હશે તોયે જરૂર સરકાર આપણને થોડુંઘણું માન આપતાં તો શીખશે જ. આધ્યાત્મિક બળથી બીજે નંબરે શારીરિક બળ આવે છે, એ આપણે ભૂલવું જોઇતું નથી. પહેલે નંબરે નહિ તો બીજે નંબરે આવવા આપણે પુરતા યત્ન આદરવા જોઇએ. આનો અર્થ એમ નથી કરવાનો કે આપણે મારફાડ કરવાના ઉદ્દેશથી મજબૂત બાંધાના થવાનું છે. પરંતુ, આપણી સામે શારીરિક નિર્માલ્યપણાને લીધે, કોઇ પણ આંગળી ઉંચી ન કરે એ તો આપણો ઉદ્દેશ હોવો જ જોઇએ. રામ, કૃષ્ણ, ભીષ્મ, ભીમ, અર્જુન,

પરશુરામ જેવા આદર્શો જે દેશમાં છે, ત્યાંની પ્રજાને શારીરિક દુર્બળતા ન જ શોભે. કાં તો આપણે એમની વાતો કરવી મૂકી દેવી જોઇએ કે, કાં તો આપણાં શરીર અને શક્તિ એમના જેવાં બનાવવા પુરેપુરા યત્ન આદરવા જોઇએ. એમનાં નામો આપણે જ્યારે જ્યારે આપણી આવી દશામાં ઉચ્ચારતા હોઇશું ત્યારે એમના આત્માઓ કંપી ઊઠતા હશે!

ચન્દુલાલ મણિલાલ દેસાઈ

# બૌદ્ધ ધર્મમાં સ્ત્રીનું સ્થાન*

બુદ્ધ ભગવાનના સંઘમાં ઘણા ઉમરાવો પોતપોતાનાં ઘરનો ત્યાગ કરીને જોડાયા હતા. તેમની પત્નીઓ પણ વૈભવ ભોગવવા ઇચ્છતી નહોતી. તેથી તેમણે પતિઓને અનુસરવાનો વિચાર કર્યો. તે બધી સ્ત્રીઓ સિદ્ધાર્થ-કુમારની પાલકમાતા પ્રજાપતિ ગૌતમી પાસે ગઇ. તે બધાંએ મળીને બુદ્ધ ભગવાનને વિનંતિ કરી કે સ્ત્રીઓને પણ સંઘમાં દાખલ કરવી.

ભગવાન બુદ્ધને લાગતું હતું કે સ્ત્રીઓને સંઘમાં દાખલ કરવાથી સંસ્થાના વિરોધીઓ વાંકું બોલશે. પણ આ સ્ત્રીઓને નિરાશ. પણ કેમ કરાય? આથી તેમણે કહ્યું કે તમે સૌ સાદાં, પવિત્ર ધોળાં વસ્ત્રો પહેરો અને પવિત્ર, શાન્ત, શુદ્ધ જીવન ગાળો તો તમારૂં કલ્યાણ થશે.

પરન્તુ આ શિખામણ ગૌતમીને ગળે નાં ઉતરી. તેના કહેવાથી તે સઘળી સ્ત્રીઓએ કેશ કપાવ્યા અને કંથા ધારણ કરી. અને પછી ભિક્ષાપાત્રો લઈને બુદ્ધ પાસે ગઇ.

આનન્દ નામનો બુદ્ધનો એક જિજ્ઞાસુ શિષ્ય હતો. તેણે જ્યારે આ ઉમરાવપત્નીઓને આવી સ્થિતિમાં જોઇ ત્યારે તે તેમની શ્રદ્ધા અને ભક્તિથી છક થઇ ગયો અને તેમને બુદ્ધ ભગવાન સન્મુખ લઇ ગયો.

ભગવાન બુદ્ધ પણ તેમના ઉપર પ્રસન્ન થયા અને કહ્યું કે: "બૌદ્ધ લોકો માત્ર પુરુષોના જ ભલા માટે કામ કરતા નથી. વિશાખા વિગેરે બીજી થોડી સ્ત્રીઓએ આ ધર્મ સ્વીકાર્યો છે. આ ધર્મ પુરુષો અને સ્ત્રીઓ એ બન્ને માટે છે તેથી તમને સઘળાંને હું સંઘમાં દાખલ કરૂં છું." આ પ્રમાણે ગૌતમ બુદ્ધે સ્ત્રી અને પુરુષને સરખાં જ ગણ્યાં.

ખરૂં જોતાં બૌદ્ધધર્મ પ્રમાણે બધાં જ મનુષ્યો સરખાં છે. કોઈ જ ચઢિયાતું નથી કે કોઇ જ ઉતરતું પણ નથી. માત્ર સદાચરણી હોય તે ચઢિયાતું, પછી ભલે તે સ્ત્રી હોય કે પુરુષ, રંક હોય કે તવંગર.

તો પણ જે જમાનામાં ગૌતમ બુદ્ધે સ્ત્રીઓને પુરુષો જેવો જ દરજ્જો અને હક્ક આપ્યાં, તે જમાનામાં સ્ત્રીઓનું પદ સમાજમાં એટલું તો નીચું હતું કે બુદ્ધનું આ પગલું ઘણું જ સાહસિક અને પ્રશંસનીય ગણાય.

એ જમાનામાં હિન્દમાં અનીતિનું જોર ઘણું હતું. વેદાભ્યાસ વિગેરેમાં પણ વિષયીપણું આવતું. મુખ્ય દેવ ઇન્દ્ર ગણાતો અને તેને માત્ર નિરંકુશપણે સોમરસનું પાન કરનારો જ નહિં પણ વ્યભિચારી પણ માનેલો. યજ્ઞો વિગેરે ધાર્મિક ક્રિયાઓ કરાવનાર ઘણા પુરોહિતો પણ વિષયી હતા, અને કેટલાંક ભયંકર પાપનું પ્રાયશ્ચિત્ત માત્ર વરૂણદેવ કે સૂર્યદેવને થોડુંક દૂધ ધરાવવાથી થઈ જતું. સ્વાભાવિક રીતે જ, આવી પરિસ્થિતિમાં સ્ત્રીઓ માટેનો બધાંનો મત હલકો જ હોય.

મહાભારતના આદિપર્વમાં છે કે: "સ્ત્રીઓ પહેલાંના વખતમાં ઘરમાં ભરાઇ રહેતી નહિં, અને પતિ અને સગાંસંબંધીના ધાકમાં રહેતી નહિં, પણ ફાવે ત્યાં જતી આવતી. પતિવ્રતા ના હોય તો પણ પતિત ગણાતી નહિં, કારણ કે તે વખત જ એવો હતો. હાલમાં પશુ-પક્ષીઓ કાંઇ નીતિમાન જીવન ગાળે છે? તે વખતમાં મનુષ્યો પણ એવું જ જીવન ગાળતા. મોટા મોટા ઋષિઓ પણ આ જાતના જીવનને અનીતિમાન માનતા નહોતા. અને હજુ પણ ઉત્તરના કુરુ લોક એવું જ જીવન ગાળે છે."

---

* શ્રી પી. લક્ષ્મીનરસુના "બુદ્ધધર્મનું રહસ્ય" નામના પુસ્તકને આધારે આ લેખ લખ્યો છે.

વળી, ઉદ્યોગપર્વમાં પણ છે કે: "ઉચ્ચ અને આબરૂદાર કુટુમ્બોમાં પુત્રીનો જન્મ દુઃખદાયક જ ગણવો. કારણ કે સ્ત્રીઓ પોતાનાં પાપથી માબાપનાં કુળ અને સાસરાના કુળને કલંકિત કરે છે."

મહાભારતમાં બીજી એક જગાએ છે કે: "સ્ત્રીઓને કોઇ પણ પ્રસંગે સ્વતંત્રતા મળવી ના જોઇએ. ઉચ્ચ કુળમાં જન્મી હોય, સુન્દર હોય અને ઉચ્ચ કુળમાં પરણી હોય તો પણ તેને પાપ કરવાનું મન થાય છે."

સ્ત્રીઓ માટે જે વખતમાં આવું ધારવામાં આવતું હતું તે વખતમાં બુદ્ધ ભગવાન તરફથી સ્ત્રીપુરુષને સમાન ગણવામાં આવ્યાં તે કાંઈ જેવો તેવો સુધારો કહેવાય નહિં. આ સુધારાની અસર સમાજ ઉપર ઘણી જ ભારે થઇ. બૌદ્ધ ધર્મની ઘણી સ્ત્રીઓ જ્ઞાન અને બુદ્ધિશક્તિ માટે જાણીતી થઇ ગઇ છે અને ઘણીએ સ્ત્રીઓ નીતિ અને પવિત્રતા માટે પણ પંકાઈ છે. ઘણી સંસ્કારી સ્ત્રીઓ એટલી બધી જ્ઞાની હતી કે પુરુષોને ધાર્મિક ઉપદેશ પણ કરતી અને ઘણી નિર્વાણ પામી હતી.

બૌદ્ધધર્મમાં ભિક્ષુએ સ્ત્રીઓ સાથે કેવી રીતે વર્તવું અને ભિક્ષુણીએ પુરુષો સાથે કેવી રીતે વર્તવું તેબાબતો માટે ઘણા જ સખત નિયમો બાંધેલા છે. પરન્તુ બુદ્ધ ભગવાનના ઉપદેશોમાંથી તરત જ જોઇ શકાય છે કે તેમની નજરમાં તો સ્ત્રીપુરુષ વચ્ચે કાંઇ ભેદ હતો જ નહિં. સારિપુત્રને તે જેટલું માન આપતા તેટલું જ બિમ્બિસાર રાજાની રાણી ખેમાને આપતા. બૌદ્ધધર્મમાં વિશાખાનું જે સ્થાન છે તેવું સ્થાન કોઇ પણ ધર્મમાં કોઇ પણ સ્ત્રીનું નથી. જ્યારે બુદ્ધ શિષ્યગણને ઉપદેશ આપતા ત્યારે હજારો સાધ્વીઓ પણ ઉપદેશ સાંભળતી. પુરુષજાત ઉપર સ્ત્રીની જે મોહિની છે તેનાથી ચેતવાનો ઉપદેશ બુદ્ધે ઘણીવાર કર્યો છે. પણ તે ઉપરથી એમ પુરવાર નથી થતું કે સ્ત્રીજાતને જ તે અધમ ગણતા. કોઇ પર્વતની કરાડ પાસે ના જવા માટે આપણે લોકોને ચેતવીયે તો કાંઇ એમ નહિં માનવાનું કે તે કરાડ પોતે ખરાબ છે. કેટલાક લોક તે કરાડ જોયા વિના જ અગાડી ધસે ને પડી જાય તો કાંઇ કરાડનો વાંક નહિં; વાંક તો તે લોકનો જ. અને તે માટે જ પ્રથમથી જ કરાડ માટે લોકોને ચેતવવા સારા. તેવી જ રીતે કેટલાક પુરુષો જ એવા હોય કે સ્ત્રીઓ તરફ જોતાં જ ભાન ભુલી જાય તો વાંક કાંઈ સ્ત્રીઓનો? વાંક તો એવા પુરુષોનો જ. માટે તેમને પહેલેથી સ્ત્રીઓ માટે ચેતવવા સારા. તેથી જ, ભગવાન બુદ્ધે સ્ત્રીઓને કદી પણ હલકી ગણી જ નથી. માત્ર સ્ત્રીજાતિનું જે સ્વાભાવિક આકર્ષણ હોય છે તેનાથી ચેતવાનું નબળા મનના પુરુષોને કહ્યું છે.

જો કે બૌદ્ધ ધર્મમાં સ્ત્રી પુરુષને સરખાં જ ગણ્યાં છે તો પણ વ્યવહારમાં સ્ત્રીને જરી નીચી પદવી મળી છે ખરી. એમ માનવામાં આવે છે કે સ્ત્રીનો સ્વભાવ જ એવો છે કે તેને માટે નિર્વાણપ્રાપ્તિ કઠણ થઇ પડે. નિર્વાણ માટે ઘણી જ પવિત્ર જીંદગી ગાળવી પડે અને ઘણાં જ કષ્ટ સહન કરવાં પડે. ઘણા થોડા માણસો આવાં કષ્ટ ભોગવી શકે. અને ઘણે ભાગે સાધારણ સ્ત્રીઓ તે કષ્ટ સહન કરી ન શકે. વળી તેમનાં મન ચંચળ ગણાય છે. એટલે પવિત્ર જીવન પણ ગાળી ના શકે અને તેથી ભાગ્યે જ તેમને નિર્વાણ પ્રાપ્ત થાય. બાકી ધર્મ પ્રમાણે તો એમ જ છે કે જો સ્ત્રી કષ્ટ ભોગવે અને પવિત્ર જીવન ગાળે તો પુરુષની માફક જ તે પણ નિર્વાણ પામે.

બૌદ્ધ ધર્મમાં આત્મસંયમ અને આત્મારાક્ષાને ઘણું જ મહત્ત્વ અપાયું છે. તેથી દરેક વ્યક્તિ જુદી ગણાય છે. બીજા ઘણા ધર્મોમાં એમ મનાય છે કે સ્ત્રી તે પુરુષનું અડધું અંગ છે, અથવા સ્ત્રી પુરુષ અન્યોન્યની ન્યૂનતા પુરે છે. એવું તેવું બૌદ્ધ ધર્મમાં નથી. સ્ત્રી કે પુરુષ જે હોય તે આખાં જ છે. અને સ્ત્રીને સંપૂર્ણ સ્વતંત્ર વ્યક્તિ ગણવામાં આવે છે.

બ્રહ્મદેશના લોકો બૌદ્ધ છે, તેથી તેમના રીવાજ પરથી આ ધર્મનો કંઇક ખ્યાલ આવી શકશે. આ લોકો વિષે લખતાં મિ. ફીલ્ડ હૉલ લખે છે કે "ત્યાંની સ્ત્રીઓ જનાનામાં પુરાઈ રહેતી નથી. દરેક પર્વ કે તહેવાર વખતે તેઓ મનગમતી મઝા કરી શકે છે. અને ઘરમાં પણ તેમની ગણના એક સ્વતંત્ર વ્યક્તિ તરીકેની હોય છે. ઘણીવાર તો તેઓ પતિ કે પિતાના કામકાજ ઉપર દેખરેખ પણ રાખે છે અથવા મેળે પોતાની આજીવિકા પણ મેળવે છે. હિન્દુ કન્યાઓની માફક લગ્ન વખતે માબાપના જુલમનો ભોગ થઇને અને વિધિને વશ થઇને કોઇ અજાણ્યા જ પુરુષ સાથે હંમેશને માટે પોતાનું જીવન બાંધવાને બ્રહ્મદેશની કન્યાઓ કબુલ થતી નથી. કોઈ પણ કન્યાને લગ્ન કરવાનું મન થાય તો તે પોતાની બારી ઉપર એક દીવો મુકે, સારાં વસ્ત્રો પહેરે, સુન્દર ફુલના શણગાર કરે અને ઓરડામાં સાદડી ઉપર બેસે. ગામના યુવાનો પણ સાંજને પહોર સારાં કપડાં પહેરીને

તૈયાર થાય અને જે જે ઘરની બારી ઉપર દીવો બળતો હોય તે તે ઘરમાં મળવા જાય, અને પેલી કન્યા સાથે વાતોચિતો કરે. એમ દિવસો કે મહિનાઓ સુધી ચાલે. એ અરસામાં તે કન્યાને યુવાનોમાંથી એકની સાથે મૈત્રી થાય અને છેવટે તેઓનાં લગ્ન થાય. "

બ્રહ્મદેશની સ્ત્રીઓ, નાનાં ગામડાંની હોય તો પણ વાંચી લખે તો જાણે જ. કન્યા કેળવણી માટે ત્યાં વિરોધ નથી હોતો. કન્યાઓ નાનપણમાં નિશાળે જાય અને બૌદ્ધ ધર્મનાં પુસ્તકો બ્રહ્મી ભાષામાં કે પાલી ભાષામાં વાંચતાં લખતાં શીખે. નીતિ અનીતિ વિગેરેના આદર્શો, શરીરશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્ર વિગેરે બધું એ ધાર્મિક પુસ્તકોના અભ્યાસમાં જ આવી જાય. બ્રહ્મી સ્ત્રીઓ પાંચ મુખ્ય ચીજો નિશાળમાં શીખે—ઘરની વ્યવસ્થા કેવી રીતે રાખવી, અતિથિનો સત્કાર કેમ કરવો, પવિત્ર અને વફાદાર પત્ની કેવી રીતે થવું, કરકસર કેમ કરવી અને ચપળ અને હોંશિઆર ગૃહિણી કેવી રીતે થવુ.

ઉંચા કુળની સ્ત્રીઓ પણ હુન્નર ઉદ્યોગ કરે છે અને હિન્દની સ્ત્રીઓની માફક ફુરસદ વખતે હાથ જોડીને બેસી રહેતી નથી. વેચાણ ખરીદીનું ઘણું કામ સ્ત્રીઓના જ હાથમાં હોય છે, અને ઘણીવાર તો પોતાના વેપારને માટે બ્રહ્મી સ્ત્રીઓ દેશાવર પણ જાય છે. સીઆમમાં પણ પુરુષો ને સ્ત્રીઓ વ્યવહારમાં પણ સરખાં જ ગણાય છે. ટિબેટમાં પણ સ્ત્રીઓને સંપૂર્ણ સ્વતંત્રતા છે. તેઓ પોતાનો ધંધો રોજગાર પુરુષોની માફક એકલા જ હાથે કરે છે.

બૌદ્ધ લોકોમાં લગ્નની ક્રિયા ઘણી જ સાદી હોય છે. સીલોન, ટિબેટ, મોંગોલીઆ, જાપાન વિગેરે બૌદ્ધધર્મ વાળા દેશોમાં બંને પક્ષ તરફથી માબાપ, વાલીઓ, મિત્રો, થોડાં સગાંઓ અને ધર્મગુરુઓ એકઠાં થાય અને તેમનાં દેખતાં વરકન્યા એક ખતપત્ર ઉપર સહી કરે, એટલો જ વિધિ હોય છે. બ્રહ્મદેશમાં ગામના વડીલોનાં દેખતાં સહી કરે. લગ્ન પછી બ્રહ્મી સ્ત્રીનું નામ બદલવામાં આવતું નથી. અને વીંટી, માદળીયું, મંગળસૂત્ર, કીડીયાં-સેર કે લોખંડની બંગડી એવું કાંઈ જ તે પહેરતી નથી. એટલે કોઈ પણ સ્ત્રી પરણેલી છે કે કુંવારી તે પુછવાથી ખબર પડે તે જ, બાકી બીજી કોઇ પણ નિશાની હોતી નથી. માબાપને ઘેરથી જે કાંઇ તે લાવે કે જીંદગીમાં જે કાંઇ તે પોતે કમાય કે મેળવે તે બધું તેનું પોતાનું જ. હિન્દુધર્મ પ્રમાણે તો સ્ત્રી હંમેશાં પરાધીન જ હોય છે—નાની હોય ત્યારે, માતાપિતાને, લગ્ન પછી પતિને અને વૃદ્ધાવસ્થામાં પુત્રને. યુરોપીઅનોમાં સ્ત્રી લગ્ન પછી તેનાં પતિનાં નામ અને અટકથી ઓળખાય છે બ્રહ્મી સ્ત્રી તો પરણ્યે તો પણ પોતાની જાતને જ આધીન રહે છે અને પોતાના જ નામથી ઓળખાય છે. પતિની તો માત્ર સહચરી જ. તેમની યુરોપીઅન ભગિનીઓ જે હક્ક મેળવવાને આજ કેટલાંએ વરસોથી નિષ્ફળ પ્રયાસ કરે છે તે તેના તો 'ધર્મસિદ્ધ' હક્ક છે.

બૌદ્ધ ધર્મમાં નીતિના નિયમો સિવાય કોઈ પણ નિયમો પાળવાનું બંધન કરેલું નથી. તો પછી લગ્નનાં બંધનો કદી પણ ના તુટે એવા તો કેવી જ રીતે હોય ! તેથી જ કોઇ પણ પુરુષ અને સ્ત્રીને એક બીજા ઉપર પ્રેમ હોય તો તેઓ લગ્ન કરે છે અને જીવન પર્યન્ત સાથે રહે છે. પરન્તુ, જો તે પ્રેમ કોઈ પણ કારણસર નાશ પામે તો પછી લગ્નનું બંધન પણ ગણકારવામાં આવતું નથી. સબળ કારણ હોય તો બંનેમાંથી ગમે તે પક્ષ તલ્લાક મેળવી શકે. પ્રાશ્ચાત્ય દેશોમાં છુટાછેડા મેળવવા માટે કેટલાંક કારણો સબળ ગણવામાં આવે છે. બૌદ્ધ ધર્મીઓમાં તે માટેનાં કારણો તદ્દન જુદાં અને ઘણાં છે. અફીણ ખાવાની બહુ ટેવ, દારૂની ટેવ, સ્વભાવમાં તફાવત, ઉડાઉપણું, વિગેરે ઘણાં સબળ કારણો ગણાય છે. વડીલો તલ્લાક આપવામાં મદદ પણ કરે છે. આ જાતની તલ્લાક માટે છુટ છે તે છતાં ઘણાં જ થોડાં લોકો તે છુટનો ઉપયોગ કરે છે. વળી તલ્લાક મેળવવાનું આટલું સહેલું છે તેથી પતિપત્ની એકબીજા તરફ ઘણી જ કાળજીથી વર્તે છે.

ઘણીવાર એમ કહેવામાં આવે છે કે બૌદ્ધ ધર્મના શિક્ષણથી કૌટુંબિક જીવનમાં ભંગાણ થાય છે. ધર્મ બરોબર પાળનારા કેટલાક લગ્ન જ કરતા નથી અને જેમણે લગ્ન કરેલું હોય છે તે ઘરબાર, માતાપિતા, પત્ની વિગેરેને તજીને જતા રહે છે. બૌદ્ધ ધર્મ ઉપરનું આ તહોમત કાંઈ આજકાલનું નથી. એ ધર્મનાં જુનાં પુસ્તકોમાં જ એક જગાએ છે કે: " રાજગૃહના લોકો ભિક્ષુઓને કહેતા કે, તમે તો યુવાન ઉમરાવોને તેમનાં ઘરબાર તજવાની સલાહ આપો છો અને તેથી તેમનાં ખાનદાન કુળોનો અન્ત આવે છે. આ વાત ભિક્ષુઓએ

ભગવાન બુદ્ધને કહી. ત્યારે તેમણે કહ્યું કે લોકાને કહો કે અમે તો આત્મસંયમ, નીતિ અને સહૃદયતાનો ઉપદેશ માત્ર કરીએ છીએ."

આત્મસંયમ, નીતિ અને સહૃદયતાના નિયમો સંપૂર્ણ વૈરાગ્ય અને પવિત્રતા વડે જ પળાય. અને તે પાળતાં કુળોનો નાશ થતો હોય તો પણ શું ? કોઈ પુછશે કે 'તો પછી મનુષ્યજાતિનો નાશ નહિં થઈ જાય ?' નાશ થાય એ વાત ખરી છે; પણ લડાઈ, જુલમ, દરિદ્રતા, દુકાળ, રેલ, રોગ, વિગેરેથી મનુષ્યજાતિનો નાશ થાય તેના કરતાં આ રીતે નાશ થાય તે વધારે ઉચ્ચતર નથી ?

પ્રેમલીલા મહેતા

# સાચી વારતા

અથવા

## હિન્દુ સમાજના અંધારા ખૂણામાં દૃષ્ટિપાત

મેં કહ્યું: હવે તો વખત નથી જતો. રાત પડી છે તે સ્ટેશને પણ કાંઇ માણસોની ચડ-ઊતર થતી નથી કે એ ઘડી જોઇને મન વાળીએ.

પેસ્તનજીએ કહ્યું: "એ વાંક બધો તમારો છે. અમે હોત તો સેકન્ડ ક્લાસમાં બેસત અને સુવાનું મળત." પેસ્તનજી દારૂ ખાતાના ઈન્સ્પેક્ટર હતા.

મેં કહ્યું: "પણ અમારા કેળવણી ખાતાનો વહીવટ છે કે સેકન્ડનું ભાડુ ન ભરવું. મારા પહેલાંના મિસ્તર હતા તે તો બિલકુલ ટિકિટ જ ન લેતા. હું થર્ડની તો લઉં છું."

મી. સેંધા બોલ્યા: "ટિકિટ ન લેતા પણ બેસતા તો સેકન્ડમાં કની ? ટિકિટ તો હું પણ નથી લેતો." મી. સેંધા પોલિસ ઇન્સ્પેક્ટર હતા.

અંગ્રેજી ભાષાનો લાભ લઇ ડૅા. ભિડે બોલ્યા: "પેલી બૈરીઓ પણ મોઢું ઢાંકીને બેઠી છે. ખુલ્લું રાખે તો જરા મ્હો સામું જોઇને પણ વખત કાઢીએ." સ્ત્રીનું શરીર માંસ મજ્જાનું બનેલું છે એવા જ્ઞાનથી વૈરાગ્ય આવે છે, એમ શાસ્ત્રોમાં કહ્યું છે તે ડૅાક્ટરે ખોટું પાડ્યું.

મી. સેંધા (અંગ્રેજીમાં)—હવે રહેવા દો ને. મોં ઉઘાડશે ને કદાચ કદરૂપું નીકળશે તો બેસવું ભારે થઇ પડશે. એ કરતાં આ જ ઠીક છે.

મી. પેસ્તનજી—આ મી. કેશવલાલ આપણને થર્ડ ક્લાસમાં લઈ આવ્યા છે. મૂળ ગુન્હો એમનો છે માટે તેમણે હવે વારતા કહેવી જોઈએ.

મી. સેંધા અને ભિડે—હા. હા......

મેં કહ્યું: "ભલે"

મી. ભિડે—પણ પંતુજી જેવી નહિ. અંદર બૈરીઓ આવવી જોઇએ.

"કબુલ." મેં શરૂ કર્યું: મારે મી. વિજયરાયની સાથે તકરાર થઈ એટલે એમણે ખટપટ કરી મારી બદલી ભાંડરવા વિભાગમાં કરાવી. આ વિભાગ એટલો જંગલી છે કે અમે એને કાળું પાણી જ કહીએ છીએ. મારે તો ત્યાં મી. હેરિસનની સાથે ઓળખાણ થઇ એટલે ઉલટો ફાયદો થયો. એ વખતે મી. હેરિસન આસિસ્ટન્ટની જગા ઉપર હતા. અત્યારે તો એ બહુ હોંશિયાર ઑફીસર ગણાય છે પણ તે વખતે તો નવાસવા હતા. ચોવિસેક વરસના હતા. શિકારના શોખીન એટલે એ બાજુ કેંપ કરવો એમને બહુ ગમતો. આખો દિવસ શિકારમાં ફર્યાં કરે અને સાંજે આવી કારકુન કહે ત્યાં બિલાડાં ચીતરી આપે. પણ સેશન્સ કેસ આવે ત્યારે ન છૂટકે આખો દિવસ કામ કરવું પડે. એવો એક સેશન્સ કેસ આવ્યો હતો. એસેસરમાં મને અને તેલગઢના એક વાણીઆને બોલાવ્યો હતો. અમે ગયા અને બરાબર ૧૧ વાગે કેસ શરૂ થયો.

તહોમતદારમાં બે બાઈઓ ઘુંઘટા તાણીને બેઠેલી હતી. એકે કાળો સાળુ પહેરેલો હતો અને આધેડ દેખાતી હતી. બીજીએ લાલ સાળુ પહેરેલો હતો અને જુવાન દેખાતી હતી. કેસમાં સાક્ષીઓ ઘણા થોડા હતા. પહેલાં મંજીરગઢના પોલિસ કૅાન્સ્ટેબલની

જુબાની લેવાઇ. તેણે કહ્યું: મરનાર કેશરીસિંહ વજેસિંહને ઓળખું છું. તેનું ઘર ગામ બહાર થોડે દૂર ગામથી ઇશાન ખૂણામાં આવ્યું. મારા થાણાથી તે ત્રણસેં ડગલાં દૂર થાય.—અહીં તેણે ગામનો થાણાનો અને મૈયતના ઘરનો નકશો રજુ કર્યો—ગુન્હાની તારીખે હું થાણા પર હતો. રાત્રે ૯—૧૦ વાગે મરનારના ઘરમાંથી મેં એકદમ ચીસ સાંભળી. ચીસ તહોમતદાર નં. ૨ બાઇ હરિની હતી. દોડો રે દોડો મારી નાંખ્યાં એવી ચીસ હતી. તે ઉપરથી હું દોડયો. ઘરમાં જઇને જોઉં છું તો મરનાર બેભાન અવસ્થામાં તેના ઘરમાં પડેલો હતો. બાઈ હરિ, ચીસો પાડી રડતી હતી. બાઇ રૂખી હેબકાઈ ગયેલી બેઠી હતી. બાઇ રૂખી મરનારની જૂની ઓરત થાય. અને બાઇ હરિ તેની નવી ઓરત થાય. મરનારને તેની જૂની ઓરત સાથે બનતું નહોતું તેથી તેને બાર મહિને દશ રૂપીઆ આપવા કરી જૂદી કાઢી હતી.

કોર્ટ—ક્યારથી અણબનાવ હતો અને ક્યારથી જૂદી કાઢી હતી?

જવાબ—અઢી વર્ષ ઉપર કેશરીસિંહ આ નવી બૈરી હરિને લઈ આવ્યો ત્યારથી તેને જૂદી કાઢી હતી?

કોર્ટ—બાઈ હરિને તે ક્યાંથી લાવ્યો?

જવાબ—તે હું જાણતો નથી.

કોર્ટ—બાઈ હરિને તમે ખુન વિશે તે જ વખતે કાંઈ પૂછેલું?

જવાબ—હાજી. તેણે કહ્યું કે મને મારી મોટી બહેનની દયા આવી. તેથી મેં એમને સમજાવ્યા કે આજ તેને કાંઈ બહાનું કાઢી નોતરૂં દો. પછી હું ઘરમાં રાંધતી હતી. મારા ધણી ઘરમાં બેઠા બેઠા હોકો ભરતા હતા. તે લાગ જોઇને મારી શોક્યે મારા ધણીની તલવારથી મારા ધણીને માર્યો. એ પ્રમાણે બાઇ હરિએ મને કહેલું.

કોર્ટ—તમે બાઇ રૂખીને કાંઇ પૂછેલું?

જવાબ—હાજી; પણ તેણે કાંઇ જવાબ આપ્યો નહોતો. મેં બાઇ રૂખીને કબજે કરી થાણામાં મોકલી. ગામના પંચોને બોલાવી પંચક્યાસ કરાવ્યો તે રજુ કરૂં છું. મરનારને ડૉક્ટરને ત્યાં મોકલ્યો. આ કપડાં મૈયતનાં છે. તલવાર ત્યાં પડી હતી તે છે. આ માટલામાં ભરેલી ધૂળ ગુન્હાવાળી જગામાંથી મેં લેવરાવી તે છે.

કોર્ટ—ત્યારે બાઇ હરિને શા માટે અને ક્યારે કેદ કરી?

જવાબ—ઇન્સ્પેક્ટર પોતે તપાસ કરવા આવ્યા હતા તેમણે તેને કેદ કરી. ત્રણ દિવસ પછી કેદ કરી.

મી. સેંધા—પણ બાઇ હરિને શા માટે કેદ કરી હશે?

મી. ભિડે—એ હું કહું. મી. કેશવલાલ! નવી બૈરી વધારે રૂપાળી હતી ખરી કે નહિ? દેશી રાજ્યને ઇન્સ્પેક્ટર રૂપાળી બૈરી આવતી હોય તો જવા દે કે

મેં કહ્યું: મારી વાત ખરી કે ખોટી તમારે માન હોય તેમ માનજો પણ તે વારતા તો છે જ અને વાર કહેનારને ઠીક પડે તે રીતે વારતા કહેવાનો તેને હક

મી. ભિડે—તો કાંઇ નહિ. વધારે જુવાન તો હતી એ તો એ જ કારણ.

મેં આગળ ચલાવ્યું: કોર્ટે પોલિસ તપાસ કાગળો જોયા તો તેમાં કાંઇ કારણ બતાવેલું નહોત કોર્ટે પૂછ્યું કે એ ઇન્સ્પેક્ટર કેમ જુબાની આપ નથી આવ્યા તો જવાબ એવો આપ્યો કે તે નોકરી છો જતા રહ્યા છે અને તે ક્યાં છે તેની ખબર નથી. પ કોર્ટે બન્ને તહોમતદારોને પૂછ્યું કે તમારે કાંઇ ઉલટ તપાસ કરવી છે? એમાંથી કોઈ બોલ્યું નહિ. કોર્ટે બન્નેનાં મ્હોં ખુલ્લાં કરવાં કહ્યું તે પણ તેમણે ન કર્યું. શિકારનો શોખીન જડજ ઉતાવળો થતો હતો તેણે મારા તરફ જોયું. તેમને અનુકૂળ થવા મેં કહ્યું: "શી જરૂર છે?" કોર્ટે કહ્યું: "પણ નં. ૨ની તહોમતદારણ સમજુ છે કે કેમ તે મારે જોવું છે. જો તે સમજુ હોય તો કદાચ મારે છેવટે તેને છોડી મૂકી સાક્ષી તરીકે લેવી પડે." મેં કહ્યું: "તહોમતદારોનો જવાબ લેવાનું થાય ત્યારે જોઈશું." પછી મેં જ બાઇઓને પૂછ્યું: "તમારે કાંઇ પૂછવું છે?" બન્નેએ માથાં ધુણાવ્યાં. 'ઉલટ તપાસ નથી' લખી કામ આગળ ચાલ્યું.

બીજો સાક્ષી ડૉક્ટર ગિરજાશંકર પ્રાણશંકર મહેતા હતો. તેણે પ્રથમ મરનારના શરીર ઉપરની ઇજા સંબંધી ગુન્હાની રાત્રે કરેલી તપાસનો રિપોર્ટ રજુ કર્યો. પછી ત્રણ દિવસ પછી મરણ બાદ કરેલી તપાસનો રિપોર્ટ, પોસ્ટ મોર્ટમ રિપોર્ટ, રજુ કર્યો. કોર્ટે તે ઉપરની સહી જોઈ પૂછ્યું: "આના ઉપર સહી જી. પી. જોશીની છે તે કોણ?"

જવાબ—એ મારા પહેલાંના ડૉક્ટરે કરેલા રિપોર્ટ છે. તેઓ રજા લીધા સિવાય ચાલ્યા ગયા છે અને તેમનો પત્તો નથી. દવાખાનામાંથી આ એક બીજો કાગળ પણ

મળી આવ્યો છે તે રજુ કરવો હું મારી ફરજ સમજું છું. મરનાર કેશરીસિંહના મરણ પહેલાંના છેલ્લા શબ્દોની તે નોંધ છે. તેમાં પણ સહી જોશીની જ છે. "મને નવીએ માર્યો છે." એટલા જ શબ્દો તેમાં છે.

કોર્ટ—રિપોર્ટમાં લખ્યું છે કે માથાની ધોરી નસ કપાઇ છે. તે કપાયા પછી માણસ જીવી શકે અને બોલી શકે ?

જવાબ—"નાજી, જો ગળાની ધોરી નસ કપાઇ હોય તો તુરત મૃત્યુ થાય." ઉલટ તપાસ નથી લખી જુબાની બંધ કરી.

કોર્ટે મંજીરગઢના પોલિસ અમલદારને ફરી બોલાવી પુછ્યું—મરનારને ઇજા થયા પછી તે તુરત મરી ગયો?

જવાબ—ગુન્હા પછી તરત હું ગયો ત્યારે બેભાન હતો પણ જીવતો હતો.

કોર્ટ—તેની જુબાની લેવા તમે પ્રયત્ન કરેલો ?

જવાબ—"તે ત્રણ દિવસ જીવ્યો. પહેલા બે દિવસ હું જોવા ગયો ત્યારે તે શુદ્ધિમાં નહોતો. ત્રીજે દિવસે ઇન્સ્પેક્ટર આવ્યા તે જોવા ગયા. તેમણે આવીને બાઇ હરિને કેદ કરી. અને તે પછી સદર કેશરીસિંહ ગુજરી ગયો." કોર્ટે જુબાની બંધ કરી.

હવે માત્ર તહોમતદારોની જ જુબાની લેવી રહી. પહેલાં નં. ૧ ની બાઇ રૂખીને ઉભી કરી તે હાથ જોડી ઉભી રહી. કોર્ટે તેને મોઢું ઉઘાડી નાખવા કહ્યું પણ પહેલાં તો તે ન માની. મેં સમજાવી કે કોર્ટ તો માબાપ કહેવાય ત્યારે મ્હોં ઉઘાડયું.

હું તમને શું કહું ? જગતમાં રૂપનો દેવ ગણાય છે તેવો કોઇ કદરૂપાપણાનો દેવ છે ?

ડૉ. બિડે સંસ્કૃત અને વેદાન્ત બન્નેની મશ્કરી કરતા બોલ્યાઃ "રૂપનો દેવ કામદેવ અને કદરૂપાપણાનો દેવ નિષ્કામદેવ."

મેં આગળ ચલાવ્યુંઃ એના જેવી દૂબળી સ્ત્રી મેં કયાંઇ જોઇ નથી. તેના હોઠ અતિશય જાડા હતા અને બહાર નીકળેલા દાંતથી તેની જાડાઇ પણ વિષમ થઇ ગઇ હતી. તેનું કપાળ ટુંકું હતું અને આંખો ચકળવકળ થયાં કરતી. તે વચ્ચેથી જાડી માથે પગે પાતળી રમવાની ભોઈ જેવી દેખાતી હતી. તેના ગાલ પર એક મોટો મસો હતો અને તેના પર તમારા નિષ્કામદેવે પોતાના વિજયધ્વજ જેવો એક મોટો સફેદ વાળ રોપ્યો હતો.

મી. બિડે—ત્યારે એ બિચારે બીજી કરી તેમાં નવાઇ શી ?

મી. સેંધા—બાઇ હરિએ દયા લાવી પોતાની શોક્યને નોતરી એ બાબત પહેલાં મને અસંભવિત લાગતી હતી પણ હવે મનાય છે. આટલી કદરૂપી સ્ત્રીની ઇર્ષા કરવાની જરૂર જ ન હોય.

મેં કહ્યુંઃ હજી વાત સંભવિત-અસંભવિત કહેવાનો વખત આવ્યો નથી. હજી વાત તો અધૂરી છે.

મી. સેંધા—હવે જાણી તમારી વાત. અમે આવા કૈંક કેસો કર્યા છે. કેસ ઘણો જ સહેલો છે. આટલા પુરાવા ઉપર પણ નં. ૧ ને ગુન્હેગાર ઠરાવી શકાય. અને નં. ૨ ને સાક્ષી કરે તો તો તદ્દન સાબીત.

મેં કહ્યુંઃ પણ ડૉક્ટરના રિપોર્ટમાં મરનાર પોતે કહે છે કે નવીએ માર્યો તેનું શું ?

મી. સેંધા—એ તો દરેક કેસમાં કંઇક તો સમજ્યા વિનાનું રહી જ જાય. પણ મારા અઢાર વરસના અનુભવથી કહું છું કે ખૂની તો બાઇ રૂખી જ છે. હું તો એમ બેસતું કરૂં કે ડૉકટર અને ઇન્સ્પેક્ટર બાઇ હરિ પર નવો કેસ કરવા ગયા તેમાં ફાવ્યા નહિ તેથી જ નાસી ગયા. ધોરી નસ કપાયા પછી તે કોઇ જીવે ખરૂં !

મેં કહ્યુંઃ પણ ત્રણ દિવસ જીવ્યો તેનું શું? પણ એ જવા દો. મારી વારતા આગળ ચલાવું. બાઈ રૂખીનો જવાબ લીધો. તે અતિશય મૂઢ હતી. તેને પૂછતાં એણે એટલું જ કહ્યું કે અવાજ થવાથી હું ગઇ ને બારણું ઉઘડાવ્યું તો મરનાર ઘાયલ પડેલો હતો. ઘરમાં નવી સિવાય કોઇ નહોતું. નવીએ ખોટું આળ ચઢાવ્યું છે. કોણે માર્યો તે મને ખબર નથી. મને પોલિસે પકડી. હું કાંઈ જાણતી નથી. હું મરનારથી ત્રણેક વરસથી જૂદી રહું છું. મારે નવી સાથે કાંઇ પણ અણબનાવ નથી. મને નોતરૂં દીધું નહોતું.

હવે તો હકીકત ઘણી જ ગૂંચવાઈ. હવે નવી શું કહે છે તે સાંભળવા કોર્ટ અને અમે સઘળા ઘણા જ આતુર થઇ રહ્યા.

નવીને મોઢું ખોલવાનું કહ્યું પણ તેણે ખોલવાને બદલે ઉલટું રોવા માંડયું. કોર્ટ મૂંઝાઇ. મેં કહ્યું કે એ તો બધી સ્ત્રીઓ જુબાની આપતાં પહેલાં આમ જ કરે. આપ પોલિસને કહો તેને મનાવે અને એટલામાં કાંઈ કાગળોમાં સહીઓ કરવી હોય તો કરી લો. કોર્ટે શિરસ્તેદારની સામું જોયું. શિરસ્તેદારે કહ્યું કે એક કાચી

કેદનો કેદી છે તેને ૨૪ કલાક થઇ ગયા છે અને પાછો પોલિસ જાપતામાં સોંપવાનો છે તેની રજુવાત કરવાની છે.

તરત જ તેને બોલાવ્યો. અમે બધા તો બાઇ હરિ તરફ જ જોયા કરતા હતા. અમારે લીધે નવો તહોમતદાર તેના તરફ જોવા લાગ્યો. શિરસ્તેદારે સાધારણ પૂછ્યું: "અલ્યા શી નાત છે?" તે કહે "ઓંજણો" મેં કહ્યું કે તો તો જરૂર કાંઈ બૈરીની તકરાર હશે. શિરસ્તેદાર કહે "ના, ના. બળદની ચોરી છે." એટલામાં હરિએ મોં ઉઘાડ્યું. તેને રૂપાળી કહી શકાય તેવી તે હતી. બાંધો નાનો અને બેઠા ઘાટનો, જેને ઉમ્મર જણાતી નથી તેવો હતો. વર્ણ સફેદ હતો પણ એવો સફેદ કે તેના સામું જોયે આપણને જુગુપ્સા થાય. મ્હોંના અવયવો પ્રમાણસર હતા પણ એવા હતા કે તેના મનમાં શા વિચારો ચાલે છે તે જરાએ કળાય નહિ. આંખો માંજરી હતી અને સ્ત્રીઓ એમ જ કહે કે તેની આંખમાં સાપોલિયાં રમે છે. ટૂંકમાં તે પ્રથમ દૃષ્ટિએ રૂપાળી હતી પણ તેના સામે જેમ જેમ જોઇએ તેમ તેમ કાંઇક અકથ્ય અભાવ જ વધતો જાય. તેની પાસેથી જતાં રહેવાની ઇચ્છા થાય અને છતાં તેનાથી દૂર નજર ન ખસેડી શકાય તેવી તે હતી.

હું તેને નિહાળીને જોતો હતો એટલામાં પેલો ઓંજણો મૂછ ઉઠ્યો અને બે હાથ જોડીને સાહેબને કહે "બાપજી, મારે અરજ કરવાની છે." પોલિસો ચમક્યા કે કાંઈ પોલિસે માર માર્યાની કે એવી વાત કરશે. મેં જાણ્યું કદાચ ગુન્હાની કબુલત આપવાનો હશે. કોર્ટ કહે: "બોલ શું છે?"

ઓંજણો—બાપજી પેલી બૈરી મારી છે.

કોર્ટે કહ્યું: "કઈ પહેલા નંબરની કે બીજા નંબરની?" જાણે જગત આખું કોર્ટના નંબરોમાં જ વિચાર કરતું હોય!

ઓંજણો બોલ્યો: "બાપજી ધોળી છે તે" વાછડી ઓળખાવતો હોય તેમ.

કોર્ટ—એનું નામ શું?

ઓંજણો જરા અટકીને—તેજી.

કોર્ટે નીચલી કોર્ટનો બાઈ હરિનો જવાબ જોયો. તેણે નીચલી કોર્ટમાં કશું કહ્યું જ નહોતું. તેનું નામ હરિ જ હતું ને બીજું કોઇ નામ લખેલું નહોતું. તેનું કહેલું અમે કોઇએ માન્યું નહિ. મેં મશ્કરીમાં શિરસ્તેદારને કહ્યું: "જુઓ બૈરીની વાત નીકળી કે નહિ!"

કોર્ટે ઓંજણાને ખડખડાવીને કહ્યું: "સાબીત કરી આપવું પડશે."

ઓંજણો—બૈરી મારી છે ને. એક કેતાં એકવી પુરાવા આપું.

કોર્ટે ઓંજણા સામું જોયું પછી હરિ સામે જોઇને પૂછ્યું: "આ કહે છે તે ખરૂં છે?"

હરિ—હા સાહેબ.

અમારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. કોર્ટે હરિને કહ્યું: "તારી બધી હકીકત કહે." હરિએ શરૂ કર્યું: "હું મેંગણાના ઠાકોરની ખવાસણ છું. મારૂં સાચું નામ વાલી છે."

શિરસ્તેદાર—મેંગણાના ઠાકોરની ઓલી બાઈ વાલીને મંજીરગઢના ઠાકોરે નસાડી મૂકી એ બાબતમાં ત્રણ વરસ ઉપર તુમાર ચાલેલો તે આ જ બાઇને માટે?

હરિ—હા સાહેબ.

કોર્ટ—તને શી ખબર.

હરિ—મેંગણાના ઠાકોરને ત્યાં રહેતી હતી. ત્યાં મારે બહુ દુઃખ હતું. ત્યાં આ કેસરીસિંહ આવ્યો અને મને લઇ ગયો. જૂનીને જૂદી કાઢી. બે ત્રણ મહિના રહ્યાં ત્યાં મંજીરગઢના ઠાકોરનો માણસ આવ્યો અને તેણે કહ્યું કે સરકારમાં તમારી તપાસ ચાલે છે તે રાજમાંથી જતાં રહો પછી આવજો. હું ને કેશરીસિંહ બન્ને નાઠાં. રસ્તામાં કેશરીસિંહે મને સમજાવી કે આમ રખડતાં પકડાઇ જઇશું માટે થોડા મહિના તું કોઇ બીજાના ઘરમાં રહે. બ્હીકનાં માર્યાં મેં હા પાડી. પછી કેશરીસિંહે મને એક કુંભારને ત્યાં રૂ. ૭૦૦ લઇ પરણાવી અને મને કહ્યું કે ૭ મહિને તેડવા આવીશ. ૭ મહિને મને તે ચોરીથી નસાડી લઇ ગયો.

કોર્ટ—તું કેમ ગઇ?

હરિ-મને કુંભારને ત્યાં ગમતું નહોતું.

કોર્ટ—પછી શું થયું?

હરિ—હું પાછી આવી. થોડા દહાડા તો લહેર ઉડાડી પણ પછી રૂપીઆ થઇ રહ્યા એટલે ફરી મને ફોસલાવીને તેણે આ ઓંજણાને ત્યાં પરણાવી. રૂ. ૯૦૦ લઇ પરણાવી. આઠ નવ મહિને એ મને ત્યાંથી પણ પાછી લઈ ગયો.

ઓંજણો—સાહેબ, મારાં ઘરેણાં પણ લઇ ગઈ છે. આ ડાકમાં છે તે મારાં છે.

કોર્ટ—ઠીક આગળ કહે.

હરિ—પાછાં આવીને એ રૂપીઆ પણ ઉડાડી ખાધા એટલે એણે આ ઘરેણાં માગ્યાં. મેં કહ્યું એ તો મારાં છે. એણે મને ફરી બાયડમાં પરણવાની લાલચ આપી. મને કહે કે ત્યાં તો ઘરેણાં બહુ જ મળશે ને કામ પણ નહિ કરવું પડે. પણ મને ત્યાં ઓળખાઈ જવાની બ્હીક લાગતી હતી એટલે મેં ના પાડી. ત્યારે તેણે કહ્યું કે તારૂં નામ સરકારમાં જાહેર કરી દઈશ. છેવટે તેનાથી કાયર થઇ મેં આ કામ કર્યું.

કોર્ટ—તેં એને માર્યો ત્યારે જૂની પર આળ શા સારૂ નાખ્યું ? એણે તારૂં શું બગાડ્યું હતું ?

હરિ—મેં એને માર્યો ત્યારે અવાજ થયો. તે સાંભળીને જૂની આવી ને ઘર ઉઘડાવવા લાગી. થોડી વાર તો હું કાંઇ ન બોલી અને ન ઉઘાડ્યું. છતાં તે માની નહિ ત્યારે મારે એના ઉપર નાંખવું પડ્યું.

કોર્ટ—ત્યારે તારા ધણીને તેં માર્યો કેવી રીતે ?

હરિ—કાંઇ વાત ઓડે વાત નીકળતાં મેં કહ્યું આ આંધળા માણસો પોતાનાં ઘર શી રીતે શોધી કાઢતા હશે ? જુઓ જોઇએ મને આવડે છે એમ કરી મેં મારી આંખે પાટા બંધાવ્યા અને પછી કહ્યું કે મને તો કાંઇ જડતું નથી. તમે કરો જોઇએ. પછી તેમની આંખે પાટા બાંધી મેં કહ્યું પાણી લાવો જોઇએ. એ પાણી લેવા જતો હતો ત્યાં મેં તલવાર મારી.

આ હકીકતથી અમે બધા એટલા બધા થાકી ગયા કે કોર્ટે મુદત પાડી.

ડૉ. ભિડે—પછી કેસનું શું થયું ?

મેં કહ્યું: મારી વારતા અહીં જ પૂરી થાય છે.

મી. સેંધા—આગળ શી રીતે ચાલે ! ખોટી હોય તો ! ડાક્ટરના સર્ટિફિકેટનો તો કાંઇ ખુલાસો થતો નથી.

મેં કહ્યું: પણ તમે જ કહેતા હતા ને કે દરેક કેસમાં કંઇક તો સમજ્યા વિનાનું રહી જ જાય.

મી. સેંધા—પણ હરિને ખુન કરવું હોય તો એના ધણીને મધરાતે જ મારે નહિ ? પાટા બાંધવાનું નાટક શા સારૂ ભજવે ? હું તો આ ન માનું. કેમ મી. પેસ્તનજી તમને શું લાગે છે ? કેમ ડૉક્ટર ?

બન્ને—અલબત્ત ખોટી છે.

" ના ખરી છે " અમારા ખાનામાં છેવાડે બેઠેલી બાઇએ ધીમે રહી કહ્યું.

મી. સેંધા—તેની ખાત્રી શી!

બાઈએ મોં ઉઘાડ્યું. ધીમેથી ખીસામાંથી એક રેલવે પાસ કાઢ્યો. આન્દામાનમાંથી છૂટેલા કેદીને પાછા દેશમાં જવા જે રેલવે પાસ આપે છે તે તે હતો. તેમાં છોડેલા કેદી તરીકેનું નામ બાઇ હરિ ઉર્ફે વાલી હતું.

તે તેની તે જ હરિ કે વાલી કે તેજી હતી. તેના સામું જોતાં ડૉ. ભિડેને પણ જુગુપ્સા થઇ. એના મનમાં શા વિચાર ચાલતા હતા તે અમે કોઇ કળી શક્યા નહિ. તેની માંજરી આંખોમાં સાપોલિયાં રમતાં હતાં. તેની સામે જોતાં અમારા મનમાં કોઇ અકથ્ય અભાવ વધતો જ ગયો. ત્યાંથી જતા રહેવાની અમને ઇચ્છા થતી હતી અને છતાં તેના તરફથી અમે નજર ખસેડી શકતા નહોતા.

આખો રસ્તો અમે કોઇ એક શબ્દ પણ બોલી શક્યા નહિ.

દ્વિરેફ

# ગુજરાતમાં હિન્દુ મહાસભા

મહામારી ફેલાય છે, ને માણસને ઇલાજો સૂઝે છે. બસ, આમ હિંદુસંગઠનનાં ખીલે રોપાયાં ને પ્રવૃત્તિ ચાલી. ગુંડાઓથી માર ખાવો, સ્ત્રીઓની રક્ષામાં નિષ્ફળ નિવડવું, ઇત્યાદિથી જણાઇ આવ્યું કે સંખ્યાબળ ધરાવતી છતી હિન્દુજાતિ ભયંકર રોગથી ગ્રસિત છે. ઘણાં વર્ષો થયાં હિન્દુસભાનાં અધિવેશનો થતાં હતાં, પણ બધા સંપ્રદાયો અને પન્થો તેમાં આવતા નહોતા, તેમ પ્રજા રસ લેતી નહોતી. પણ જ્યારે વાદળ ઘેરાયાં, ચારે તરફથી માર પડવા લાગ્યો, મુસ્લીમ અને ખ્રિસ્તી છુપાં ષડ્યંત્રો રચાયાં, અને ખ્રિસ્તી-મુસલમાન રૂપી ૫૫

આનું રક્ત શોષણ કરી રહ્યા હતા—આ સમયે હિન્દુ પ્રજાના કર્ણધારોને ચિન્તા થઇ. કાશીમાં હિન્દુસભાનું ખાસ અધિવેશન ભરવાનો નિશ્ચય થયો. સ્વા. શ્રદ્ધાનંદજી તથા પં. મદનમોહન માલવીજીએ હિન્દુઓને સંગઠિત થવા હાકલ કરી, અને તા. ૧૯–૮–૨૩ના રોજ કાશીમાં હિન્દુમહાસભાનું પહેલું મહત્વનું અધિવેશન ભરાયું. પં. માલવીજી આ બેઠકના પ્રમુખ હતા. આનંદ તો એ હતો કે આમાં સનાતની, આર્યસમાજી, બૌદ્ધ, શીખ, જૈન, બ્રાહ્મો, બધાય સંપ્રદાય સમાજોના પ્રતિનિધિઓ આવ્યા હતા. હિન્દુમહાસભાના ઉદ્દેશો સમજાવવામાં આવ્યા. તે નીચે પ્રમાણે છેઃ

(૧) હિન્દુ સમાજના જુદા જુદા સંપ્રદાયોમાં અધિક એકતા અને અખંડતા સ્થાપન કરવાનો ઉદ્યોગ કરવો, અને એક જ સરીરના ભિન્ન ભિન્ન અવયવોના રૂપમાં તેમનું સંગઠન કરવું.

(૨) હિન્દુઓ અને ભારતની અન્ય જાતિઓ વચ્ચે સદ્ભાવની વૃદ્ધિ કરવી અને મિત્ર ભાવથી તેમની સાથે એવો ઉદ્યોગ કરવો કે જેથી સંયુક્ત અને સ્વરાજશાલી . ય રાષ્ટ્રનો આવિર્ભાવ થાય.

(૩) હિન્દુ સમાજના બધા વર્ગોની સાથે જ ઉતરતા ર્ગોની પણ દુરવસ્થા સુધારવી, અને તેમની ઉન્નતિ .રી.

(૪) જ્યાં અને જ્યારે જરૂર હોય, તે પ્રસંગોએ હિન્દુઓના હિતની રક્ષા અને વૃદ્ધિ કરવી.

(૫) જાતિના ધાર્મિક, નૈતિક, શિક્ષાવિષયક, સામાજિક, તથા રાજનૈતિક હિતની વૃદ્ધિનો પ્રયત્ન કરવો.

આ ઉદ્દેશો પર જ વિશાળ કાર્યક્રમ રચવામાં આવ્યો. પં. માલવીજીએ રોમાંચકારી શબ્દોમાં હિન્દુઓની હીનાવસ્થાનું દર્શન કરાવ્યું. ભાષણમાં તેમણે હિન્દુઓની શારીરિક નિર્બલતા, હિન્દુ અસ્પર્શ્યો પ્રત્યેનો તિરસ્કાર, હિન્દુધર્મમાં શુદ્ધિની આવશ્યકતા, અને હિન્દુ વિધવાઓની કરુણાજનક દશા પર ખૂબ ધ્યાન ખેંચ્યું.

મહાસભામાં નીચેના ઠરાવો પસાર થયાઃ

૧. પ્રત્યેક ગામ અને શહેરમાં હિન્દુમહાસભાની શાખાઓ સ્થાપવામાં આવે. એક સમાજસેવક દલ બનાવવામાં આવે, જે જાતિની સામાજિક સેવા અને જરૂર પડતાં આત્મરક્ષા કરી શકે. જ્યાં જ્યાં જરૂર પડે ત્યાં એ સમાજસેવક દલ બીજા ધર્માનુયાયીઓ સાથે મળી શાંતિ સ્થાપવા મથે.

૨. મલકાનાઓની શુદ્ધિ માટે આ સભા અત્યંત આનંદ દર્શાવે છે, અને હિન્દુધર્મનું દ્વાર જે પહેલાં બંધ હતું તે સર્વને માટે ખુલ્લું કરે છે. જે કોઈ હિન્દુધર્મમાં પ્રવેશ કરવા ઇચ્છે તો તે શાસ્ત્રાનુકૂલ પ્રવેશ કરી શકે છે.

૩. પ્રત્યેક હિન્દુ સ્ત્રીપુરુષે હિન્દી ભાષા જરૂર જાણવી જોઇએ.

૪. પ્રત્યેક હિન્દુ છોકરા છોકરીએ ધાર્મિક તેમજ અન્ય ઉપયોગી શિક્ષણની સાથે સાથે કસરત પણ કરવી જોઇએ, તેમ જ બ્રહ્મચર્યનું પાલન કરવું જોઇએ.

૫. અઢાર વર્ષ પહેલાં કોઈ છોકરાને તથા બાર વર્ષ પહેલાં કોઇ છોકરીને, કદી પણ પરણાવવામાં ન આવે, એ દરેક હિન્દુ યાદ રાખે.

૬. હિન્દુ જાતિના બધા અનાથો અને વિધવાઓની રક્ષા કરવી જોઇએ. તેમના ભરણપોષણ તથા ધર્મની રક્ષાનો યોગ્ય બંદોબસ્ત કરવો, એ દરેક હિન્દુની ફરજ છે.

૭. અસ્પૃશ્ય કહેવાતી જાતિઓના ઉદ્ધાર તેમજ તેમની કેળવણીની ઉન્નતિ માટે, જે કાંઇ કરવું જરૂરી હોય તે કરવું.

૮. તેમને માટે દેવમંદિરો અને કુવાઓ ખોલવાનો પ્રબંધ કરવો.

૯. સ્વદેશી વસ્તુઓના પ્રયોગથી અને ખાસ કરીને હાથકંતામણનાં અને હાથે વણેલાં કપડાંની વપરાશ વધારીને ઉદ્યોગ–ધંધાની ઉન્નતિ કરવી જોઇએ.

આમ હિન્દુસંગઠનનો વાયુ વાયો. સ્થળે સ્થળે હિન્દુસભાઓ સ્થપાઇ. ગુજરાતમાં પણ આની શી અસર થઇ તે આગળ જોઇશું.

પ્રયાગમાં તા. ૩૧–૧–૨૪ ને રોજ હિન્દુસભાના દ્વિતીય અધિવેશનમાં નીચલા ઠરાવો થયાઃ

આ સભા

૧. બંગાળ સ્વરાજ્ય પક્ષે ઘડેલા હિન્દુમુસ્લીમ કરારને નાપસંદ કરે છે. હિન્દુસભા જ્યાં સુધી આવા કરારોને સંમતિ ન આપે ત્યાં સુધી હિન્દુઓ આવા કરારો સ્વીકારી શકે નહિ.

૨. મકરસંક્રાન્તિ વખતે મહા મહિનામાં મેળા પર, હુકમઅમલદારોએ જે રોકાવટ કરી હતી તે નાપસંદ કરે છે અને ઇચ્છે છે કે સ્નાનની વ્યવસ્થા ભવિષ્યમાં હિન્દુઓની સમિતિને હસ્તક રહે.

૩. હિન્દુઓનું કર્તવ્ય છે કે, તેઓ હિન્દુ અંત્યજોના શિક્ષણ અને કલ્યાણની વ્યવસ્થા કરે, જેથી સ્વધર્મમાં તેમની શ્રદ્ધા અને ભક્તિ કાયમ રહે, અને વધે; તેઓ અન્ય ધર્માવલંબીઓની ભૂલભૂલામણીમાં ન ફસાય, અને સ્વધર્મથી ચ્યુત ન થાય.

क. આજે હિન્દુઓને ધાર્મિક અને સામાજિક આફતો સામે ઝુઝવું પડે છે; સંભવ છે, કે ભવિષ્યમાં પણ તેમ જ કરવું પડે. માટે આ સભા હિન્દુ ધર્મશાસ્ત્રના આપત્તિકાલ ધર્મવિષયક અપવાદો ઉપર ધ્યાન ખેંચે છે કે જેમાં સ્પર્શદોષ ગણાતો નથી. અપવાદોઃ તીર્થયાત્રા, ઉત્સવ, વિવાહ, નાવ, સંગ્રામ, દેશવિપ્લવ ઈ.

ख. સાર્વજનિક વિદ્યાલયો, શાળાઓ, કોલેજો, જ્યાં અન્ય મતાવલંબીઓ પણ જાય છે ત્યાં ત્યાં બધે અંત્યજોને જવા દેવા જોઇએ. જ્યાં જરૂર જણાય ત્યાં ત્યાં તેમના શિક્ષણાલયોનો પણ પ્રબન્ધ કરવો.

ग. અંત્યજોની દેવદર્શનની ઇચ્છા યોગ્ય છે; માટે આ મહાસભા, મંદિરોના અધિકારીઓને પ્રાર્થના કરે છે કે જ્યાં મર્યાદા અનુસાર તેઓ પ્રબંધ કરી શકતા હોય ત્યાં તે કરે, અને તેમને દેવદર્શન કરવાની વ્યવસ્થા કરી આપે.

घ. પ્રત્યેક હિન્દુસભા આજુબાજુના લોકોને સમજાવી કોઇ અંત્યજ ભાઇને કુવેથી પાણી ભરવાનો ત્રાસ ન પડે, એવી વ્યવસ્થા કરી આપે. જ્યાં જરૂર હોય ત્યાં જુદા કુવાઓ પણ કરાવે.

च. હિન્દુઓના સંગઠન અને અસ્પર્શ્યોના પ્રગતિના કાર્યમાં સફલતા મળે, એ માટે એ આવશ્યક છે, કે ઉપર જણાવ્યા પ્રમાણે તેમના શિક્ષણ અને પ્રગતિ માટે યત્ન કરે.

મહાસભાની માન્યતા છે કે અંત્યજોને જનોઇ આપવી, વેદ ભણાવવા, તેમની સાથે પ્રીતિભોજન કરવું, આ બધું સતાનત ધર્માનુસાર, શાસ્ત્ર અને લોકમર્યાદાની વિરુદ્ધ છે. માટે આ મહાસભા એવા પ્રયત્નોનું અનુમોદન નથી કરતી અને જાહેર કરે છે, કે હિન્દુ મહાસભાને નામે અથવા અધિકારથી કોઈ તેવા પ્રયત્નો ન કરે.

૪. આ સભા ધર્મ પરિષદના નીચલા ઠરાવનો સ્વીકાર કરે છેઃ "જે કોઈ અન્ય ધર્માવલંબીને હિન્દુ-ધર્મના પવિત્ર સિદ્ધાન્તોમાં શ્રદ્ધા અને વિશ્વાસ થઇ જાય, અને તે હિન્દુ થવા ઇચ્છે, તો તે હિન્દુ થઈ શકે છે. પણ, તેનો કોઇ વર્તમાન વર્ણ અથવા જાતિમાં સમાવેશ થઇ શકશે નહિ.

૫. મહાસભાને, હિન્દુજાતિના શારીરિકબલનો હ્રાસ અને દિનપ્રતિદિન ઘટતી જતી સંખ્યા જોઇને દુઃખ થાય છે. માટે મહાસભા ધર્માચાર્યો, ઉપદેશકો, અને પ્રત્યેક નાત અને સમાજના નેતાઓને વિનંતિ કરે છે, કે છોકરાછોકરીનાં લગ્નવિષયમાં મહાસભાના ઠરાવનો અમલ કરે અને પ્રત્યેક બાળકની શારીરિક અને ધાર્મિક ઉન્નતિ માટે બ્રહ્મચર્ય અને વ્યાયામ સાથે શિક્ષણનો પ્રબંધ કરે.

૬. આ મહાસભા અહિંસા અને પ્રેમની મૂર્તિ, મહાત્મા ગાંધીજીના સ્વાસ્થ્ય અને દીર્ઘાયુષ્ય માટે મંગલમય ભગવાનને પ્રાર્થના કરે છે, અને આશા રાખે છે કે તેમને દેશ અને જાતિના કલ્યાણ કરતા મેળવે.

૭. આ મહાસભા બંગાલ કરારને હિન્દુઓના ધાર્મિક, સામાજિક અને રાજનૈતિક હિતનો વિઘાતક ગણે છે, અને તેથી જ તેનો વિરોધ કરે છે, અને હિન્દુ નેતાઓને વિનવે છે કે હિન્દુસમાજ અને હિન્દુ મહા-સભાની સંમતિ વગર આ બાબતમાં અંતિમ નિર્ણય ન જ બાંધે.

૮. આ સભા આગ્રા-ઉપદ્રવ વખતે બદમાસોના હાથથી શંકરમંદિરની રક્ષા કરતાં બલિદાન થએલા પુજારી જ્વાલાપ્રસાદના આત્માની શાન્તિ માટે પરમાત્માને પ્રાર્થના કરે છે.

૯. આ સભા હિન્દુજાતિના ઉદ્ધાર માટે સતત પ્રયાસ કરનાર મદ્રાસના પ્રસિદ્ધ દેશસેવક 'હિન્દુ' દૈનિક પત્રના સંપાદક, શ્રી. કસ્તુરીરંગ આયંગરના અસામયિક મૃત્યુ પર શોક પ્રકટ કરે છે.

૧૦. અકાલી ભાઈઓ ઉપર જે સરકારી દમન-પ્રવૃત્તિ ચાલુ છે, તેને અનુચિત સમજે છે, અને અકાલી ભાઇઓ પ્રતિ સહાનુભૂતિ પ્રકટ કરે છે.

ગુજરાતમાં હિન્દુઓને વિધર્મી કરવાનાં કેટલાંય ષડ્યંત્રો રચાયલાં હતાં! આ બધાથી હિન્દુઓ અજાણ જ હતા. અનેક વર્ષોથી ખ્રિસ્તીઓ છાવણીઓ નાંખી, ભીલો અને દૂબળાઓને વિધર્મી કરવાના પ્રયત્નો કરી રહ્યા હતા. આવામાં ખોજાઓના ધર્મગુરુ હિઝ હાઇનેસ ધી આગાખાન સાહેબનાં મિશનો પણ ખૂલ્યાં. આગાખાન સાહેબ દશમો નકલંક અવતાર મનાયા. ગામેગામ દેવવાડાઓમાં નકલંક મંડળોની સ્થાપના કરવામાં આવી. પૈસા આપી ગરીબ અસ્પૃશ્યોને ફસાવવામાં આવ્યા. તેમને

માટે સ્કૂલો, વણાટશાળાઓ, બોર્ડિંગો, ઉપદેશકો—એમ બધાની વ્યવસ્થા થઇ. આમ ખ્રિસ્તી અને ખોજાઓ, રામકૃષ્ણના પરમ ભક્તોને રાત્રિદિવસ જેન અને ભીલી બનાવવાની ફિકરમાં પડયા. હિન્દુઓની ઉપેક્ષાએ હજારોને વિધર્મી બનાવ્યા. ઇસાઇઓની મુક્તિફોજે, રોમન કેથોલિક મિશન, મેથોડિસ્ટ એપિસ્કોપલ મિશન, અમેરિકન ચર્ચ, અમેરિકન બ્રધર્સ ઈત્યાદિ અનેક સંસ્થાઓ કામ કરી રહી છે. હાલમાં તો એવું દેખાય છે કે જાણે તે બધા જ અસ્પર્શ્યો અને ભીલોની ચોટલી ઉરાડીને જ શાંત થશે! બાકીનાઓની પોતાના પૈસાના જોરથી સુન્નત કરાવવાની આગાખાન સાહેબ ઇચ્છા રાખતા જણાય છે. આ કામ માટે જ તેઓશ્રી એક કરોડ રૂપીઆ અને ૨૫૦૦૦ ઉપદેશકનો પ્રબંધ કરવા તૈયાર છે.

આ પછી મલકાનાઓની શુદ્ધિએ મુસલમાનોમાં જોશ વધાર્યો, અને તરત જ ગુજરાતમાં પણ તબલીગ સ્થપાઈ, જેનો ઉદ્દેશ પીર મોટામીયાંની પેઠે જ ભીલો અને અન્ય ગરીબ હિન્દુઓને મુસલમાન બનાવવાનો છે.

આ બધી ઇન્દ્રજાળો સામે વડોદરા આર્યકુમાર સભાએ મોરચા માંડયા, અને તેને શુદ્ધિ સભાએ સાહાય્ય આપી. તેમણે દેવવાડાઓમાં જઇ આગાખાન સાહેબના અવતારવાદનું ખંડન કર્યું. આ જોઇ આ કામ આગળ વધારવા યોજના ઘડાઈ, અને ગુજરાત પ્રાંત માટે ગુજરાત હિન્દુસભા સ્થાપવામાં આવી.

મુંબઇમાં શેઠ જુગલકિશોર બિરલાને ત્યાં ડૉ. કલ્યાણદાસ, જે. દેસાઇ, બી.એ. એલ. એમ. એન્ડ એસ. પ્રમુખ મુંબઇ પ્રદેશ આર્યપ્રતિનિધિ સભા, કુંવર ચાંદકરણજી શારદા, અને શ્રી. આત્મારામજી રાજયરત્ન, એજ્યુકેશનલ ઇન્સ્પેકટર વડોદરા—એમની એક બેઠક મળી. બિરલાજીએ હિન્દુસભા સ્થપાયા પછી એક મોટી રકમ માસિક આપવાનું વચન આપ્યું, અને ત્યાં જ મુંબઈ પ્રદેશ હિન્દુસભા સ્થાપવાનો નિશ્ચય થયો એમ કહીએ તો ચાલે.

આ નિર્ણય પ્રમાણે એક સભા મારવાડી વિદ્યાલય, મુંબઈમાં બોલાવવામાં આવી; અને મુંબઈ પ્રદેશ હિન્દુસભાની સ્થાપના થઈ. એકદમ કામ શરૂ કરવા માટે પાંચ કેન્દ્રો નક્કી કરવામાં આવ્યાં: મુંબઈ, અંકલેશ્વર, વડોદરા, આણંદ અને અમદાવાદ. પ્રત્યેક શાખાનો એક ઉપમંત્રી નિમાયો, અને તેના હાથ નીચે વૈતનિક તેમ જ અવૈતનિક બન્ને પ્રકારના ઉપદેશકો, પ્રચારકો અને સ્વયંસેવકો રાખ્યા. આ વખતે કામની શરૂઆત અસ્પર્શ્ય વર્ગોમાં કરવામાં આવી કારણ કે તેમને જ આગાખાનીઓ અને ઇસાઈઓ ફસાવતા હતા. ખોજા અને ખ્રિસ્તી થએલા ભાઇઓની શુદ્ધિ કરવામાં આવી. અત્યાર સુધીનો આંકડો ૬૦૦૦ પર પહોંચ્યો છે. દરેક વણકરવાસમાં હિન્દુધર્મ પર પ્રેમ ઉત્પન્ન થાય એવાં ભાષણો આપવામાં આવ્યાં, અને જાહેરમાં નકલંક મંડળના વાસ્તવિક સ્વરૂપનું દિગ્દર્શન કરાવવામાં આવ્યું.

હાલમાં અંકલેશ્વર વિભાગમાં અછૂતો તથા ભીલો માટે ૮ સ્કૂલો છે, જેમાં ૬ તો રાત્રિશાળાઓ જ છે. એવી જ રીતે વડોદરા કેંદ્રમાં ૧૧ શાળાઓ, આંકલાવ, વણાદરા, બોચાસણ, નાપાડ, નવાગામ, ગોલાણા, હરખાપુરા (ધારાળાઓ માટે), ઉમેટા, અમ્બાવ, નરોડા, ધોળકા એટલે ઠેકાણે છે.

આ સ્કૂલો અસ્પર્શ્યો માટે જ ખાસ કરીને છે. આ સ્કૂલોનો ખર્ચ રાજાબહાદુર નારાયણલાલજી પિત્તિ આર્યકુમાર સભા માર્ફત આપે છે.

હવે ગુજરાતના કામની સરલતા માટે બે વિભાગઃ ઉત્તર ગુજરાત, વડોદરાથી ઉત્તરે, અને વડોદરાથી દક્ષિણે, દક્ષિણ ગુજરાત—એમ કરવામાં આવ્યા છે. બે મંત્રીઓ છેઃ ૧. ઉત્તર વિભાગના મંત્રી આનંદપ્રિયજી સ્ના. પંડિત. બી. એ. એલ. એમ. બી. છે. દક્ષિણ વિભાગના મંત્રી શ્રી નર્મદાશંકર બાલાશંકર પંડયા છે. ઉત્તર વિભાગમાં ૨૦ અને દક્ષિણ વિભાગમાં ૫ વૈતનિક પ્રચારકો કામ કરી રહ્યા છે.

શ્રી કુંવર ચાંદકરણ શારદા, આનંદપ્રિયજી તથા પંડયાજીના પ્રયાસથી સુરત, ભરૂચ, વડોદરા તથા અમદાવાદમાં હિન્દુસભાઓ સ્થાપવામાં આવી છે. વ્યાયામ અને બ્રહ્મચર્ય પર પણ ભાષણો આપવામાં આવે છે તથા હિન્દુસભાના બીજા ઠરાવો પર પણ ભાષણો આપીને લોકોમાં જાગૃતિ લાવવામાં આવે છે. ગુજરાતમાં હિન્દુસભાના પ્રયાસથી અસંજોનો ઉદ્ધાર તો થશે જ. અસંજો પર ઠેકઠેકાણે જે સંકટો પડે છે, તેને યથાશક્તિ દૂર કરવામાં આવે છે.

આજ સુધી હિન્દુસભાએ અત્યંજોની હાલત સુધારવા પ્રયત્ન કર્યો. સાથે સાથે હિન્દુસભાના કામથી પીરાણાઓમાં પણ ઠીક જાગૃતિ આવી છે. હઝારો ઇમામશાહી પન્થમાંથી નીકળી અન્ય હિન્દુ સંપ્રદાયોમાં મળી જવા લાગ્યા છે.

આ કાર્યના પ્રચારાર્થે અને માર્ચમાં સ્વા. શ્રદ્ધાનંદજી, મુંબઈ, નવસારી, વલસાડ, સુરત, ભરૂચ, વડોદરા, આણંદ નડિયાદ અને અમદાવાદ વગેરે સ્થળોએ ફર્યા. જાગૃતિ આવી. સ્વામીજીના ભાષણોનો વિરોધ કરવા મુસલમાન ભાઈઓ મંડી પડયા હતા. ઘણાંય અશ્લિલ હેન્ડબીલો તેઓએ કાઢયાં. અશ્લિલ હોવાને લીધે જ મહાસભાએ કંઈ પ્રત્યુત્તર આપ્યાં નહોતા.

ઘણે ઠેકાણે સ્વામીજી તથા બીજા કાર્યકર્તાઓને શાસ્ત્રાર્થનાં આવ્હાનો કરવામાં આવ્યાં હતાં જે સ્વીકારવામાં આવ્યાં નહોતાં. હિન્દુસભા શાસ્ત્રાર્થ પદ્ધતિથી અલગ રહી.

સ્વામીજીના આગ્રહથી લોકોમાં જાગૃતિ તો આવી. પરન્તુ જીભના ટકોર ઉપરાંત શુદ્ધિ, વ્યાયામ અને અંત્યજોદ્ધાર માટે હિન્દુઓએ કાંઈ જ કર્યું નહિ.

હિન્દુસભાના શુદ્ધિ વિભાગનું કામ રાત્રિદિવસ મજબુત થતું જાય છે, અને લોકો તેની ઉપયોગિતા જોવા લાગ્યા છે.

સમયાનુસાર હિન્દુસભાએ થોડી પત્રિકાઓ કાઢી હતી. ખ્વાજા હસન નિઝામી સાહેબના 'દાઈએ ઇસ્લામ' નો ગુજરાતી અનુવાદ લોકોમાં વહેંચવામાં આવ્યો હતો. વળી જેટલાં હેન્ડબીલો કાઢવામાં આવ્યાં તેથી જરાય કડવાશ ન ફેલાય તેની પુરતી સાવચેતી રાખી હતી.

આમ કામ ચાલી રહ્યું છે. હાલમાં મુખ્ય મુખ્ય કાર્યકર્તાઓ નીચે પ્રમાણે છેઃ ડૉ. કલ્યાણદાસ જે. દેસાઈ, શ્રી એસ. બી. વૈદ્ય, શ્રી ન. વ. પંડ્યા, શ્રી આનંદપ્રિયજી, ભાઈ ચન્દ્રમણિ મો. શાહ, રાજા રાવબહાદુર નારાયણલાલજી પિત્તિ, રાવબહાદુર શેઠ જુગલકિશોર બિરલા, કુંવર ચાંદકરણજી શારદા.

આ બધું કાર્ય મુખ્યત્વે કરીને રાજા રાવબહાદુર નારાયણલાલજી પિત્તિ, અને દાનવીર શેઠ જુગલકિશોર બિરલાજીની કૃપા પર જ અવલંબન કરી રહ્યું છે.

ગુજરાતમાં કાર્યનાં અનેક ક્ષેત્રો છે. બધે જ અસ્પૃશ્યોને ખોજા અને ખ્રિસ્તિ થતા બચાવવાના છે. તેમના ત્રાસ અને દુઃખો અને અજ્ઞાન દૂર કરવાનાં છે. બીજાને શિક્ષણ આપી ઉપર લાવવાના છે. સ્ત્રી શિક્ષામાં કાંઇ જ નથી બની શક્યું. વ્યાયામ શાળાઓ તથા બ્રહ્મચર્ય પર જોર દઇને નવયુવકોને સાચા રાષ્ટ્રભક્ત બનાવવાના છે. શુદ્ધ થવા ઇચ્છનારાઓને હિન્દુ સમાજમાં સ્થાન અપાવવાનું છે. સાર્વજનિક મંદિરો અને કુવાઓના હકો અંત્યજોને અપાવવાના છે. મુસલમાનોને અમારી સ્થિતિ સમજાવી અને તેમને આપણે સમજીને પરસ્પર પ્રેમ વધારવાનો છે. કામ બહુ પડ્યું છે. સ્વયંસેવકો અને ધનની બહુ જ જરૂર છે.

હવે ગુજરાતીઓ નિદ્રામાંથી જાગશે, સમય સાથે પગલાં માંડશે; અને આ ક્ષીણ થતી જતી હિન્દુજાતિ અને આર્યસંસ્કૃતિને રક્ષશે.

પંડિત આનંદપ્રિયજી

# નિકોલાય લેનિન*

"મહાન, અગમ્ય, ભયાનક!" આ શબ્દો પ્રેગના એક ધનિક પત્રે લેનિનને વિષે કહ્યા હતા.

અને આ કંઇ હરીફના મૃત્યુથી અંતરમાં ઉભરાતા આનંદનો પોકાર ન હતો. પણ મનુષ્યની મનુષ્યની ઉત્તમતાને છેલ્લી શ્રદ્ધાંજલિ હતી; એ શ્રદ્ધાંજલિમાં રહેલા માનવ—અભિમાનનો ટંકાર હતો.

લેનિનમાં કાંઇ એવી મોહિની હતી—એવું જાદૂ હતું કે એને જોતાં જ મજૂરોનાં હૃદય એની તરફ ખેંચાઈ આવતાં. એનું નિર્મળું હાસ્ય કાંઇ અજબ આકર્ષક હતું. મનુષ્યની ભૂલોથી પરિચિત છતાં સાદાં, ભોળાં લોકોની બાલકબુદ્ધિ પર એ એવું મુક્ત, ખડખડ હસી દેતો કે એને હસતો જોઈ એક ઇટાલીઅન

* રશિયાના હૃદયનાથ નિકોલાઈ લેનિન વિષે રશિયાના સુપ્રસિદ્ધ લેખક મેક્ઝીમ ગોર્કીએ પોતાનાં સંસ્મરણો બહાર પાડયાં છે તેનો આ છાયાનુવાદ છે. આ સંસ્મરણો વાંચતાં એશિયાના બીસમી સદીના બે મહાન કર્મવીરો—લેનિન અને ગાંધી—વચ્ચે જે સામ્ય તરી આવે છે તેની તુલના કરવાનું વાંચનારને જ સોંપું છું. —અનુવાદક

માછીમાર કહેતો: "આમ તો, ભાઈ, કોઈ ઓલીઓ —પ્રભુનો માણસ જ હસી શકે."

* * *

૧૯૦૭માં લંડનમાં મજૂરોની પરિષદ્ મળી ત્યારે ઘણા મજૂરોએ લેનિનને પહેલવહેલો જોયો. એકે કહ્યું: "ભાઈ, યૂરોપમાં આનાથી મ્હોટા, હોશિયાર માણસો હશે પણ આનાથી વ્હાલો લાગે એવો તો કોઈ દેખાતો નથી."

બીજાએ હસીને ઉત્તર આપ્યો: "લે, એ તો આપણો પોતિકો હતો." ત્રીજાએ કહ્યું: "પ્લીખાનોફ પણ આપણો જ છે ના!"

અને મેં ચોથાને જવાબ આપતાં સાંભળ્યો: "પ્લીખાનોફ તો આપણો ગુરુ, આપણો માલિક, અને આ તો આપણો ભાઇ કહેવાય!"

* * *

આપણા નોકર આપણા સૌથી કડક પરીક્ષક હોય છે એ જાણીતી વાત છે. લેનિનના શૉફર જીલે લેનિનના જીવનની ઘણી લીલીસૂકી જોઇ છે. એ એના વિષે એમ બોલતો સંભળાય છે:

"ભાઈ, મારા શેઠ બીજા શેઠ જેવા નહિ તો. એ લોકોમાં અને મારા શેઠમાં આસ્માનજમીનનો ફેર. એક વાર લોકો ખૂબ તોફાને ચઢેલા અને મારે એ ટોળામાંથી મોટર કાઢી જવી. હું તો, ભાઇ, ગભરાઇ ગયો અને મેં તો ભુંગળું (હૉર્ન) વગાડ્યે જ રાખ્યું. પણ એટલામાં તો શેઠ બારણું ઉઘાડીને મારી પાસે આવ્યા અને મને કહે: 'જીલ, ગભરાતો ના. હૉર્ન ન વગાડ. બીજા હાંકે છે એમ હાંકે રાખ્ય.' અરે ભાઇસાહેબ, સારું થયું કે શેઠ બહાર નીકળ્યા ત્યારે કોઇએ ઉંચકીને ફેંકી ન દીધા, નહિ તો...ગજબ થઇ જાત. એ તો એ શેઠની જ છાતી ચાલે! બહુ જગ્યાએ નોકરી કરી પણ ક્યાંય આવો શેઠ જોયો નથી."

* * *

લેનિન કામમાં એટલો મશગુલ રહેતો કે પોતાને વિષે વિચાર કરવાનો એને સમય જ રહેતો નહિ. નિરંતર કામના બોજાને લીધે એના આત્માની પાંખો જાણે કપાઈ ગઇ હતી. એનાં હૃદયમાં તુમુલ તોફાનો ઉઠતાં પણ એ બધાંને અંદર ને અંદર સમાવી દેવાની એનામાં અજબ આવડત હતી. એ વિષે એક શબ્દ પણ તે હોઠ પર લાવતો નહિ. એક દિવસ ગોર્કી ગામમાં ન્હાનાં ન્હાનાં બાળકોને એ ખેલાવતો હતો ત્યારે અચાનક એના મુખમાંથી નીચેના શબ્દો સરી પડ્યા:

"આપણા કરતાં આ છોકરાંઓને જમાનો સારો હશે. આપણે વેઠવું પડ્યું તે હવે તેમને નથી વેઠવાનું: આપણા જેવી દુઃખી જિંદગી હવે તેમની ઓછી જ થવાની છે!"

પછી તેણે જરા વિચારમાં પડીને ઉમેર્યું: "છતાંય હું તેમની અદેખાઇ નથી કરતો. આપણે જે કામ કર્યું છે તે તો ઇતિહાસમાં અમર રહેવાનું છે. આપણે કેટલીક વાર નિર્દય થવું પડયું છે પણ એ તો એક દિવસ બધુંય સમજાશે, બધી યે ચોખવટ થઇ જશે. કેમ નહિ દોસ્ત?" એમ કહી એણે એક બાળકના ખભા પર ધીરે રહીને હાથ મૂક્યો અને બાળકની ચિબુક ઝાલી એને પ્રશ્ન કર્યો. બાળકે ઉત્તરમાં માત્ર મીઠું મીઠું હસ્યો અને જાણે એ ઉત્તર ગમી ગયો હોય તેમ લેનિને પણ હસી દીધું.

* * *

જે હેતુ સિદ્ધ કરવાની હામ પહેલાં કોઇની ચાલેલી નહિ તે હેતુ સિદ્ધ કરવાની ઇચ્છાનો સ્વયં અવતાર ન હોય તેમ લેનિન ઘણાને લાગે છે. પણ મને તો ટૉલસ્ટૉય, પીટર ધી ગ્રેટ જેવા જે મહાન પ્રતિભાશાળી, અલૌકિક, અદ્ભુત, દેવદૂતસમા પુરુષો રશિયાની ભૂમિ પર અવતર્યા છે તે માંહેનો આ લેનિન લાગે છે. અને હું માનું છું કે આવા પુરુષો રશિયાની ભૂમિ પર જ અવતરી શકે.

ઘોર તિમિરને અજવાળવા એણે એના હૃદયને ચીરી એનો દીપક બનાવ્યો છે. એના આત્મભોગમાં બહારનો ઝગઝગાટ નથી પણ એક સાચ્ચા રશિયન ક્રાન્તિકારની લાજાળ સાધુતા છે, બીજાઓના સુખને સારૂ દુનિયાનાં તમામ સુખોને તિલાંજલિ આપવાની અસીમ ઉદારતા છે.

* * *

સાચ્ચા મનુષ્યનેતાઓનું કામ આજે અમાનુષી રીતે મુશ્કેલ થઇ ગયું છે. આજે અણુભાર પણ જુલિમ ન હોય એવો નેતા શોધવાનું શક્ય રહ્યું નથી... લેનિનની રાજ્યક્રાન્તિ સામે વ્યવસ્થિત યોજના ઘડવામાં આવી હતી અને એ યોજનાની સામે લડ્યા સિવાય લેનિનને છૂટકો નહોતો, એ વાત ન ભૂલવી જોઇએ. છતાંય જે લોકોએ ચાર ચાર વરસ સુધી

આખા યૂરોપમાં કતલ ચલાવી અને કરોડોના જાન લીધા છતાં પણ "અંતિમ વિજય" સુધી લડાઇ ચાલુ રાખવાનો હરેક પ્રયત્ન કર્યો તેના લોકો રશિયાની "લોહીતરસ્યી" રાજ્યક્રાન્તિ વિષે શિખામણ દે કે ઉપદેશ આપે એ તો "કુંડું કથરોટને હસે" એના જેવી વાત થઇ.

એના પરિણામે તો આજે યૂરોપીય સંસ્કૃતિ જોખમમાં આવી પડી છે, યૂરોપની સંસ્કૃત પ્રજાઓ શ્રમિત અને પાછાં પગલાં ભરતી થઇ ગઈ છે અને સાર્વજનિક મૂર્ખાઇનો વિજય થયો છે; આજે પણ એની ફાંસી યૂરોપની પ્રજાનું ગળું દાબી રહી છે.

* * *

લેનિન રશિયાના બુદ્ધિપ્રધાન વર્ગનો એક નાદર નમૂનો છે. એનામાં એ વર્ગની આત્મસંયમની, આત્મપરીક્ષણની, આત્મશિક્ષાની ભાવના સોળે કળાએ ખીલી છે. "લોકો આવી રીતે ગરીબીથી રહે છે તો મારે પણ એમ જ રહેવું જોઇએ," એ લીઓનીડ એન્ડ્રીવના કથાનાયકોનું સૂત્ર એણે જીવનમાં ઉતાર્યું છે અને એ એની અજબ ઇચ્છાશક્તિનું ફળ છે.

૧૯૧૯ ની સાલમાં જ્યારે ભૂખનો અગ્નિ ચોમેર ભડભડ સળગી રહ્યો હતો ત્યારે પણ જૂદા જૂદા પ્રાંતોમાંથી પ્રેમી ખેડૂતો અને સિપાઇઓએ મોકલેલી ચીજોને અડતાં લેનિન શરમાતો. જ્યારે એ લોટ, સાકર અને માખણનાં કુંડીઓ લેનિનનાં માણસો ઉઠાવી લેનિનના ન્હાનકડા ઓરડામાં લાવતા ત્યારે લેનિનનાં ભવાં ચઢી જતાં, એને અપાર મુંઝવણ થતી અને એ બધી ચીજો બ્હાર કઢાવીને માંદાં અને દુર્બળ માણસોને એ વહેંચી દેતો.

એક દિવસ એણે મને જમવાનું નોતરૂં આપ્યું કે 'તું આવે તો તને અસ્ત્રાખાંની મચ્છી ખવરાવું.' અને એનું સોક્રેટીસશું ભવ્ય કપાળ ચઢાવીને અને આંખો ઝીણી કરીને ઉમેર્યું:

"જાણે હું મોટો જમીનદાર ન હોઉં તેમ બધા મારી પર ચીજો મોકલે છે. અને આમને રોકાય પણ કેવી રીતે? મારાથી ના પડાતી નથી કે રખેને એમને દુઃખ લાગે. અને અહીંઆ તો બધાં ભૂખે મરે છે! ...કેટલું ખરાબ!"

એને બીડી કે દારૂ, કોઈ ચીજનો શોખ નહોતો. પોતાની જાતની તો ફિકર જ નહોતી. માત્ર સાથીઓની જ તેને ફિકર રહ્યાં કરતી અને મા દીકરાની સંભાળ રાખે એટલા જતનથી એના સાથીઓની એ સંભાળ રાખતો. પોતે જરાયે આરામ લેતો નહિ અને પોતાની જે આરામની પળ બચતી તે સાથીઓની સેવાશુશ્રૂષામાં ગાળતો.

* * *

એક દિવસ એ પોતાના મેજ પાસે બેસીને કાંઇ લખતો હતો અને હું જઇ ચઢયો. એણે કાગળ પરથી કલમ ઉપાડી લીધા વિના જ મને આવકાર આપ્યો અને કહ્યું: "જરા ઉભા રહો. હું આ પૂરૂં કરી નાંખું. ...એક સાથીને કાગળ લખું છું. બીચારો જરા થાકી ગયો લાગે છે. કાંઇ મદદ તો કરવી જ જોઈએ; મનનો રોગ પણ કાંઇ જેવો તેવો નથી."

મેં એના મેજ પર ટૉલ્સ્ટૉયનું "War and Peace" નું પુસ્તક જોયું. મારી નજર તે પુસ્તક પર ગયેલી જોઇ તેણે કહ્યું:

"હા, ટૉલ્સ્ટૉય." આ પછી એણે કાગળ પૂરો કર્યો અને એક આરામખુરસીમાં લાંબા પડી, આંખો અરધી મીચી અને અવાજ ધીરો કરી એણે વાત આગળ ચલાવી:

"કેવો મેરૂ જેવો છે હેં! તમને પણ એક કલાધરx મળી ગયો છે! અને એનામાં બીજું ખાસ અદ્ભુત શું છે એ જાણો છો? એની ખેડૂતની હલક, એની ખેડૂતના જેવી મનોદશા—એનામાં જબરો ખેડૂત છૂપાયો છે. આ અમીર વિના આપણા સાહિત્યમાં કોઈ ખેડૂત પાકયો નથી. એક પણ નહિ."

અને પછી એણે મારી સામે એની ન્હાનીશી આંખો માંડીને પ્રશ્ન કર્યો:

"યૂરોપમાં એની હારે મૂકીએ એવું કોણ છે?"

અને પોતે જ પોતાના સવાલનો જવાબ આપ્યો: "કોઇ નહિ."

આ પછી એણે પોતાના બન્ને હાથ ભેગા કર્યા, હસ્યો, ખૂબ ખુશી થયો અને તડકામાં બિલાડી આંખો મટમટાવે એમ આંખો મટમટાવી હાથ મસળવા લાગ્યો.

રશિયાનું એને અભિમાન હતું, રશિયાના નિવાસીઓનું એને અભિમાન હતું અને રશિયાની કળાનું પણ એને અભિમાન હતું. મને ઘણીવાર તો લેનિનનું આ અભિમાન અજુગતું લાગતું પણ સમય જતાં એ

x ગાર્કીએ ટૉલ્સ્ટૉયનું જીવનચરિત્ર લખેલું છે.

અભિમાનમાં છૂપાયેલા રશિયા માટેના એના ઉંડા પ્રેમનો હર્ષજનિત, શરમાળ રવ હું સાંભળતાં શીખ્યો.

* * *

રશિયામાં આત્માના મોક્ષને માટે દુઃખ સહન કરવાનો ઉપદેશ સર્વવ્યાપક અને સાર્વજનિક છે. રશિયાનું સાહિત્ય નિરાશાવાદમાં યુરોપનાં તમામ સાહિત્યને ટપી જાય છે. અમારાં બધાં પુસ્તકો એ જ વિષય પર લખાય છેઃ જુવાનીમાં અમારી બુદ્ધિની અલ્પતા, અમારા પૈસાદાર વર્ગનો જુલમ, અમારી સ્ત્રીઓની નિરંકુશતા અને અમારા સંસારની અનર્થતાનાં રોદણાં રડાય છે; અને બુઢ્ઢાપામાં જુવાનીમાં કરેલી ભૂલો, પાચનશક્તિની ક્ષીણતા, દાંતની અનસ્તિત્વતા અને મૃત્યુની અનિવાર્યતાનાં રોદણાં રડાય છે.

જે કોઈ જેલમાં કે સાઇબીરીઆમાં રાજકીય ગુન્હાને અંગે જઈ આવે છે તે દરેક પોતાની કરૂણ કથાનું પુસ્તક રશિયાની વાંચકઆલમ આગળ રજુ કરવાની પોતાની ફરજ સમજે છે. પણ હજુ સુધી કોઈને જીંદગીની મજાઓ પર લખવાનું સઝયું નથી, જો કે આવું પુસ્તક, જે દેશમાં લોકો મુખ્યત્વે પુસ્તકના જ્ઞાનપર જીવે છે તે દેશમાં સફળ થવાનો પૂરો સંભવ છે, અને તે ઉપરાંત અનેક અનુયાયી મેળવવાનો પણ તેમાં ગુણ રહેલો છે.

* * *

૧૯૦૭માં લંડનમાં મને લેનિને કહ્યું:

"કદાચ આપણુ બોલ્શેવિકો વિષે આમ પ્રજામાં પણ ગેરસમજુત ફેલાય, આપણને આપણા કામની શરૂઆતમાં જ પ્રજા ફેંકી દે પણ એનો હિસાબ નથી. હિસાબ છે એ વાતનો કે કામદાર સિવાયની પ્રજા આજે એવી સડી ગઇ છે કે એ સડો સમગ્ર પ્રજામાં ફેલાઈ જાય એનો ભય રહેલો છે."

આ પછી કેટલેક વરસે—બાલ્કન યુદ્ધની શરૂઆત વખતે—મારી અને એની પેરિસમાં મુલાકાત થઇ અને એણે મને લંડનની વાત યાદ દેવરાવી કહ્યું:

"જોયું કે ? મારી વાત સાચી પડી ! કાટફૂટ શરૂ થઇ ગઇ ! જેઓ સાચી નજરે જુએ છે તેમને તો દીવા જેવું દેખાય છે કે આ મુડદાનો ચેપ બધે ફેલાવાનો છે.

અને આ તો હજુ શરૂઆત છે. હજુ તો આપણે જીવીશું તો આખા યુરોપની લડાઇ જોઇશું. અંદરઅંદર જંગલીઓની માફક કાપાકાપી થશે. અને તે કોઇ રોકી શકશે નહિ. મજૂરવર્ગ પણ તેને રોકવા સમર્થ નીવડશે નહિ. અલબત્ત, બીજાઓ કરતાં વેઠવું પડશે તેને જ વધારે—એ તો એના નસીબમાં લખ્યું છે પણ અત્યાચારીઓ એમના જ વહેવડાવેલા લોહીમાં બૂડી મરશે. પ્રજાના દુશ્મનોનાં અંગ ઢીલાં પડશે, એમના હાથ હેઠા પડશે—આ પણ અનિવાર્ય લાગે છે."

એણે દાંત પીસી બારી બ્હાર નજર કરી અને દૂર ક્ષિતિજમાં નજર માંડી કહ્યું:

"અને વિચાર કરો ! દિવસમાં ત્રણ વાર ભોજન કરી પેટ પર હાથ ફેરવતા આ માણસો આ ભુખ્યા માણસોને એકબીજાની કતલ કરવા શા માટે મોકલે છે ? આનો શો ખુલાસો છે ! આ મૂર્ખાઇની પરિસીમા નહિ તો બીજું શું છે ? મજૂરોને આને લીધે ખૂબ સોસવું પડશે પણ આખરે તો એમની જ ફતેહ છે. પ્રભુની એ જ ઇચ્છા છે."

* * *

૧૯૧૮માં લેનિન પર ખૂની હુમલો થયો અને એમાંથી તે માંડમાંડ બચ્યો. આ વખત પહેલાં અમારે બેઉને મળવું બહુ ઓછું થતું અને અમે દૂર રહ્યા રહ્યા જ અમારો વહેવાર ચલાવતા. પણ આ હુમલાની વાત સાંભળી મારાથી ન રહેવાયું. હું તેને મળવા ગયો. હું મળ્યો ત્યારે લેનિનના ગળે પાટો હતો અને હાથ પરનો પાટો થોડા વખત પર જ છોડયો હતો. મને લેનિનની આ દશા જોઇ ગુસ્સો ચઢયો અને મને ગુસ્સો ચઢેલો જોઈ લેનિને મારી તરફ પ્રેમભીની નજરે જોઈ કહ્યું:

"એ તો ભાઇ લડાઇ છે. એમાં તો આમ જ હોય. દરેક માણસ પોતાને યોગ્ય લાગે તેમ કરે છે."

પછી વાતને પલટો આપતાં એણે આગળ ચલાવ્યું.

"અરે, પણ તમે તો કહો છો ને કે હું જીંદગીને બહુ જ સાદી બનાવી રહ્યો છું અને આ સાદાઇથી તો સંસ્કૃતિ હણાઇ જશે!"

અને આમ કહી તે પોતાની રીતે "હં, હં..." કરી હસ્યો; અને મારી કંઇક કરડાકી કરી, નજર ઝીણી કરી આગળ ચલાવ્યું:

"વારૂ, તો પછી લાખો ખેડૂતો જેમણે હથિયાર પકડયાં છે તેમનું શું ? તેઓ તમારા વિચાર પ્રમાણે સંસ્કૃતિને ભયરૂપ નથી શું ? તમે એમ માનો છો કે આ ખેડૂતો તોફાને ચઢે તો તેમને બોલ્શેવિક સરકાર

કબજે રાખી શકે ? તો પછી તમારે તો અમારા કામની કદર કરવી જોઇએ. કોઈ સાદી ચીજ, તેમના ગળે ઝટ ઉતરી જાય એવી ચીજ રશિયાના લોકો આગળ મૂકવી જ જોઇએ. સોવિયેટ અને પ્રજાવાદ× એ સાદી ચીજો છે !”

* * *

લેનિન નિર્દય હતો. એ પૂરવાર કરવાને ખૂબ લખાયું છે, અને બોલાયું પણ છે. એનો બચાવ કરવા જેટલો હું ગમાર નથી, કારણકે હું જાણું છું કે પ્રતિસ્પર્ધીની નિંદા અને અપકીર્તિ કરવી એ આજના રાજનીતિજ્ઞોની એક પ્રથા થઇ પડી છે. દુનિયાના મહાન પુરુષોમાં એક પણ એવો નથી જેની સામે લોકોએ ધૂળ ઉરાડવાનો પ્રયત્ન કર્યો નથી.

અદ્દભુત સૌંદર્યવાળી ચીજને કદરૂપ કરવાની જે વૃત્તિ આપણે ઘણીવાર જોઇએ છીએ તે વૃત્તિ અને અદ્દભુત વ્યક્તિની નિંદા કરવાની નીચ વૃત્તિ એ બન્નેનું ઉત્પત્તિસ્થાન એક જ હોય છે. આવી વ્યક્તિઓ સામાન્ય મનુષ્યોને મનપસંદ જીવન ગાળતાં રોકે છે. મનુષ્ય એના સામાજિક રીતરિવાજોનો વિકાસ ચાહે છે, વિસ્તાર ચાહે છે, પલટો નહિ. આથી ઘણાખરા મનુષ્યો એમ વારંવાર કહેતા સંભળાય છેઃ “ કૃપા કરીને અમારા રીતરિવાજોની આડે ન આવો. ” નિકોલાય લેનિને લોકોને તેમની આ રીતરિવાજોની ટેવો પ્રમાણે રહેતાં રોકયા અને તેની પહેલાંના કોઇ પણ મનુષ્ય કરતાં તેમના જીવનમાં વધારે અસરકારક અને ઓજસ્વળ પલટો કરાવ્યો.

આથી તેણે દ્વેષ વધારે ઉત્પન્ન કર્યો કે પ્રેમ ? તે હું કહી શકું તેમ નથી. જે દ્વેષ એણે ઉત્પન્ન કર્યો એ તો દેખીતો છે, ઉડીને આંખે આઝે એવો છે; એના બૂરા ચેપી રોગશા કાઇ શુક્રના તારાની માફક ઝગઝગે છે. અને જે પ્રેમ એણે ઉત્પન્ન કર્યો એ પ્રેમ, નિરાશ થઇ લમણે હાથ દેઈ બેઠેલા, થાકી ગયેલા લોકોનો એક ચમત્કારિક મહાપુરુષમાં જે અંધવિશ્વાસ હોય તેના જેવો મને લાગે છે; એ પ્રેમ કોઇ ચમત્કારની આશા રાખે છે પણ કેટલાકના લોભને લીધે અને ઘણાની જડતાને લીધે ઠંડા પડી ગયેલા પ્રજાશરીરમાં પોતાની શક્તિનો અગ્નિ પ્રગટાવવાનો એમાં પ્રયત્ન દેખાતો નથી.

*

× Communism

મારે લેનિન સાથે રાજ્યક્રાન્તિકારોની ખૂનરેજીની રીતો માટે ખૂબ બોલવું પડતું. આથી તે વિસ્મય થતો અને જરા તપી જઇ જવાબ આપતોઃ

“ત્યારે તમે શું ધારો છો ? આવી ખૂનખાર લડાઇઓમાં મનુષ્યત્વ શક્ય છે શું ? કુંળા દિલને અને હૃદયની ઉદારતાને આવી લડાઇઓમાં સ્થાન છે શું ? યૂરોપે અમને ચોમેરથી ઘેર્યા છે. યૂરોપનાં મજૂરવર્ગ પાસે જે મદદની અમે આશા રાખતા હતા તે મદદ એણે છીનવી લીધી છે. રાજ્યક્રાન્તિ સામેની પ્રતિક્રાન્તિ રીંછની માફક અમને આલિંગન આપવા આગળ ધસી રહી છે. આવી સ્થિતિમાં અમારે શું કરવું ? શું અમારે હાથ જોડીને બેસી રહેવું, ન લડવું ? અમે કાંઇ મૂરખ નથી ! અમે જાણીએ છીએ કે અમારે જે જોઇએ છે તે અમારા સિવાય કોઈ મેળવી આપે તેમ નથી. અને જો મને પોતાને આ વાતની ખાત્રી ન થઇ ગઈ હોય તો હું અહીંઆ રહું એમ તમે માનો છો ?”

આ સવાલનો જવાબ હું કવિતામાં જ આપતો; કારણ કે આના સિવાય આ સવાલનો બીજો કોઈ જવાબ નહોતો.

* * *

લેનિન જેમને પોતાના દુસ્મન સમજતો એમને મદદ કરતો અને એમના ભવિષ્યની પણ ચિંતા રાખતો એ જોઇ મને આશ્ચર્ય થતું. એક વિજ્ઞાનશાસ્ત્રી જનરલને કોઇ ગુન્હા માટે મોતની સજા થઈ હતીઃ મેં લેનિનને એને વિષે વાત કરી. લેનિને મારી આખી વાત ખૂબ ધ્યાનથી સાંભળી અને કહ્યુંઃ

“ હં, હં...ત્યારે શું એના છોકરાઓએ પ્રયોગશાળામાં બંદુકો સંતાડેલી એ વાતની જનરલને ખબર જ નહિ એમ તમે કહો છો ? આ તો કોઇ ભેદભરેલી નવલકથા જેવું લાગે છે ! ઠીક, પણ મારે એ વાતની તપાસ કરવી જોઇએ. હું આ કામ ક...ને સોંપું છું. એ સત્ય શું છે એ શોધી કાઢશે.”

થોડા દિવસ પછી એણે મને પેટ્રોગ્રાડમાં ફોન પર બોલાવ્યો અને ખબર આપી કેઃ “ તમારા જનરલને છોડી મૂકયા છે. એને શું કામ જોઇશે ?”

“ હોમો-ઇમલ્સન. ”

“અહાહા ! એમ કે ? સારૂં, બનાવી દો. અને એ માટે શું શું જોઇશે એ મને કહેજો.”

થોડા દિવસ પછી એ મને મળ્યો ત્યારે એણે પૂછ્યું: "કેમ, તમારા જનરલ કેમ છે? મજામાં છે ને?"

* * *

૧૯૧૯માં એક ખૂબસૂરત સુંદરી પેટ્રોગ્રાડના ખબરચીખાનાના બારણા પાસે આવી ઉભી રહેતી અને રૂઆબથી કહેતીઃ

"હું પ્રિન્સેસ ફલાણી. મારા કૂતરા માટે ખાવાનું આપો."

એના વિષે એમ કહેવાતું કે ભૂખનું દુઃખ અસહ્ય થવાથી એણે નેવામાં ડૂબીને આપઘાત કરવાનો નિશ્ચય કર્યો, પણ એના ચાર કૂતરા એનો હેતુ કળી ગયા અને એની પાછળ પડ્યા; અને નદી પર આવતાં એવી ગગનભેદી અને કરૂણાજનક કિકિયારી કરી મૂકી કે એમની શેઠાણીને આપઘાત કરવાનો વિચાર જતો કરવો પડ્યો.

મેં આ વાત લેનિનને કરી. એણે મારા તરફ અશ્રુ-પડિયાળી આંખે જોઇ, આંખો બંધ કરી અને ઉદાસ થઇ કહ્યું:

"જો આ વાત બનાવટી હોય તો સરસ બનાવી કાઢી છે. રાજ્યક્રાન્તિની એ પણ ઠીક મશ્કરી છે!"

પછીથી તે ચૂપ થઇ ગયો અને મેજ પર પડેલા કાગળો તરફ નજર કરી ગંભીરતાથી બોલ્યો:

"ખરેખર, આ લોકોને (શ્રીમંતવર્ગને) ખૂબ સોસવું પડ્યું છે. ઇતિહાસ સાવકી મા કરતાંય ભૂંડો છે. બદલો વાળવામાં તે જરાયે ચૂકતો નથી. ખરેખર, આપણે કબૂલ કર્યે જ છૂટકો કે આ બીચારાંઓને બહુ જ—અતિશય સોસવું પડ્યું છે. ચતુરજન તો ચેતી ગયા છે કે તેમનાં મૂળીઆં આ જમીનમાંથી ઉખડી ગયાં છે અને હવે ફરીથી એ બાઝે એમ નથી. છતાં યૂરોપ જઇને રહેવું તેમને પસંદ પડે તેમ નથી, કારણ કે ત્યાં તેઓ ભળી જઇ શકે એમ નથી. કેમ, તમે શું ધારો છો?"

"હું નથી ધારતો કે તેઓ યૂરોપ જાય."

"તો તો પછી તેમણે આપણામાં જ ભળી જવું જોઇએ."

* * *

લેનિનની એના સાથીઓ વિષેની કાળજીનું હું આગળ વર્ણન કરી ગયો છું. પ્રમાણિક અને મહેનતુ નોકર પ્રત્યે ચાલાક માલેક જે માયા અને મમતા દર્શાવે છે તેવા સ્વાર્થનો લેનિનની કાળજીમાં અંશ પણ નહોતો.

એમાં તો એક સાચ્ચા સાથીના, બરોબરીઆના બરોબરીઆ પ્રત્યેના નિર્મળ પ્રેમનો સાક્ષાત્કાર થતો. હું જાણું છું કે લેનિનની બરોબરી કરી શકે એવો કોઇ માણસ એના પક્ષમાં કે સાથીઓમાં નહોતો, છતાં એને પોતાને એમ કદાપિ લાગેલું નહિ, લાગવા દીધેલું નહિ.

* * *

લેનિન પોતાની મુસીબતોની કદિ ફરિયાદ કરતો નહિ. માત્ર એકજ વખત વાતવાતમાં એણે મેડમ એન્ડ્રીવના આગળ કંઇક ફરિયાદ જેવું નીચે પ્રમાણે કહેલું:

"તો કરીએ શું? અમારે લડવું તો જોઇએ જ. લડ્યા વિના છૂટકો નથી. અમને લડવું આકરૂં લાગે છે! જરૂર આકરૂં લાગે છે. મને પોતાને તે આકરૂં નથી લાગતું એમ ધારો છો? કેમ! પણ જુઓને પેલો ખ... કેવો દેખાય છે! કંઇ થઈ શકે તેમ નથી! દુઃખ પડે તે વેઠી લેવું બહેતર પણ આખરે તો ફતેહ જ મેળવવી એ નિશ્ચય છે."

મારી આગળ એણે એકજ વાર ફરિયાદ કરી:

"અરેરે, આજે માર્ટોફ આપણી પાસે નથી. કેવો સરસ માણસ, કેવો સોનાનો માણસ!"

માર્ટોફનો એણે કયાંક એકરાર વાંચ્યો કે

"રશિયામાં બે જ પ્રજાવાદીઓ છે—લેનિન અને ટોલ્સ્ટોય." એને આ વાંચી હસવું આવ્યું. પાછળથી એ વિચારમાં પડ્યો અને એક નિસાસો નાંખી બોલ્યો: "કેવું મગજ! કેવું બુદ્ધિશાળી મગજ!"

એણે એની ઑફિસમાંથી એક સાથીને બહાર જતાં જોયો એટલે એણે એની તરફ ખૂબ ભાવથી આંગળી બતાવીને મને અભિમાનપૂર્વક કહ્યું: "એને તમે ઓળખો છો? યૂરોપના કોઇ પણ પ્રધાનમંડળનો પ્રધાન થાય એવી એનામાં શક્તિ છે!"

અને એના હાથ મસળી હસતાં હસતાં કહ્યું: "પણ યૂરોપમાં આપણા અહીંના જેવા મહાન પુરુષ છે કયાં?"

* * *

લેનિન એક સાચ્ચો રશિયન હતો. તે લાંબો વખત રશિયાની બહાર રહેલો પણ દૂર રહ્યો રહ્યો તે રશિયાનું જ રટણ કરતો. દૂરથી રશિયા તેને વધારે સુંદર—વધારે મોહક લાગતું. રશિયાની અંતર્ભૂત શક્તિની,

રશિયન પ્રજાની સોનેરી તારાની માફક ચમકતી અને ઇતિહાસના ગાઢ તિમિરને પણ ભેદતી બુદ્ધિપ્રભાની એણે કરેલી ગણતરી સાચી પડી.

"નિકોલાય લેનિને રશિયાને જાગૃત કર્યું—એવું જાગૃત કર્યું કે તે ફરીથી ઉંઘી જાય તેમ નથી. એ રશિયાના મજૂરને એની રીતે ચ્હાતો, અને એ રીત કાંઈ ખોટી નહોતી.

નિકોલાય લેનિન, એ મહાન પુરુષ, એ સાચ્ચો પુરુષ મરણ પામ્યો છે. એના મરણથી એને જે ઓળખતા તેમના હૃદયમાં કારી જખમ પડયો છે. પણ મરણની કાળી રેખાથી દુનિયાએ એની કરેલી કિમ્મત અંકાઇ છે, મજૂરોનો તે કેવો આગેવાન હતો તે વાત પરખાઇ છે. અને આજે તેના નામને ફરી વળતું દ્વેષનું, નિંદાનું અને જૂઠાણાંનું વાદળ છે તેથીયે ઘેરૂં હોય તો પણ પરવા નથી. ગાંડી બનેલી દુનિયાના ગાઢ તિમિરને અજવાળવા લેનિને જે દીપક પ્રગટાવ્યો છે તેને કોઇ હોલવી શકે એમ નથી. અને એ માટે વધારે યાદગાર બની રહે એવો માણસ આ પૃથ્વીતલ પર કોઇ નથી.

નિકોલાય લેનિન મરણ પામ્યો છે, પણ એની બુદ્ધિના અને એની ઇચ્છાના વારસો હજી જીવતા છે. આખરે તો મનુષ્ય નહિ પણ મનુષ્યે સરજેલા સત્ય અને ન્યાયના ગુણો જ વિજય મેળવે છે. આ ગુણોનો જ મનુષ્ય બને છે અને એની આગળ સૌ મસ્તક નમાવે છે."

* * *

નંદલાલ મણિલાલ શાહ

# કાળીપરજ મંડળનું નિવેદન

**નવસારી પ્રાંતના કાળીપરજોની સેવા માટે સ્થપાયેલા "નવસારી પ્રાંત કાળીપરજ સંકટ નિવારક મંડળ" ના કાર્યનો હેવાલ, મંડળના મંત્રીઓએ તૈયાર કર્યો છે તે અત્રે પ્રકટ કરીએ છીએઃ—**

નવસારી પ્રાંતના મહુવા, વ્યારા, સોનગઢ અને વાંકળ વિગેરે રાની મહાલોમાં વસતી અને કાળીપરજ તરીકે ઓળખાતી સર્વે કોમો, જેવી કે, ચોધરા, દોડિયા, નાયકા, ગામતડા, વસાવા, કુકણા વિગેરે કોમોને મદ્યપાન અને માંસાહાર જેવા દુર્વ્યસનોમાંથી બચાવી એમનું સામાજિક, ધાર્મિક અને આર્થિક જીવન સુધારવા માટે યોગ્ય પગલાં ભરવા અને ઉજળિયાત વર્ગ તરફથી એ કોમો ઉપર ગુજરવામાં આવતા જુલમો બને ત્યાં સુધી સમજાવટથી અને છેવટે કાયદેસર દાદ મેળવી દૂર કરવા અને પોતાની સામાજિક, ધાર્મિક અને આર્થિક ઉન્નતિ માટે કાળીપરજ કોમો હાલ જે પ્રયત્નો કરી રહી છે, તેમાં તેમને વારંવાર ઉપદેશ કરી એ પ્રવૃત્તિઓમાં તેઓને ટકાવી રાખવાના હેતુથી "નવસારી પ્રાંત કાળીપરજ સંકટ નિવારક મંડળ" તા. ૨૬-૪-૨૩ના રોજ સ્થાપવામાં આવ્યું. મંડળનું મુખ્ય સ્થળ નવસારી રાખવામાં આવ્યું છે.

મદ્યપાન અને માંસાહારનો ત્યાગ કર્યો હોય એવા ૧૬ વરસ કે તેથી વધારે ઉમ્મરના કોઈ પણ કાળીપરજનાં પુરુષ યા સ્ત્રી, આ મંડળના સામાન્ય સભાસદ થઈ શકે છે. અને કાળીપરજના એવા સભાસદોને જ મદદ કરવાની પોતાની પ્રથમ ફરજ મંડળ સમજે છે. એ પ્રમાણે વગર લવાજમે અને કેવળ પ્રતિજ્ઞા ઉપર સહી લઈ સભાસદ બનાવવાનું કામ શરૂ કરવામાં આવેલું, અને લગભગ ૧,૦૦૦ કાળીપરજનાં સ્ત્રી પુરૂષો સભાસદ થયાં હતાં. પણ પાછળથી મંડળના કાર્યમાં વિઘ્નો ઉપસ્થિત થવાથી એ કામ અટકી પડયું છે.

મંડળના ઉદ્દેશો સફળ કરવા માટે ૨૭ ગૃહસ્થોનું એક સામાન્ય વ્યવસ્થાપક મંડળ અને ૭ ગૃહસ્થોની કાર્યવાહક સમિતિ નીમવામાં આવ્યાં છે. વ્યવસ્થાપક મંડળના હોદ્દેદારો આ પ્રમાણે છેઃ

| | | |
|---|---|---|
| ડૉ. | સુમન્ત મહેતા | પ્રમુખ |
| શ્રી. | વામન રામચંદ્ર તામ્હણકર | ઉપપ્રમુખ |
| ,, | હરિરાવજી ચહિરીકર | મંત્રી |
| ,, | ગુલાબભાઈ સુંદરજી ઝવેરી | ,, |
| ,, | રંગીલદાસ મ. કાપડીઆ (વધારાના) | ,, |
| ,, | શેઠ જેઠાલાલ રામજી | ખજાનચી |

કાર્યવાહક સમિતિના પ્રમુખ તરીકે શ્રી તામ્હણકરને નીમ્યા છે.

મંડળ સ્થપાયા બાદ વ્યવસ્થાપક મંડળની સભા ૨ વખત નવસારીમાં, ૧ વખત વ્યારામાં, અને ૧ વખત વડોદરામાં—એમ કુલ ૪ સભાઓ થઇ હતી.

કાળીપરજના લોકોને ગામેગામ ફરી બોધ આપવા અને તેમને થતી કનડગતો બાબત તપાસ કરવા મંડળ તરફથી મહુવા અને વ્યારા તાલુકામાં ચાર ચાર પગારદાર પ્રચારકો રાખવામા આવેલા. એ પ્રચારકો પૈકી ૫ ઉજળિયાત અને ૩ કાળીપરજના હતા. વાંકળના રહીશ અને આ મંડળના સભાસદ રા. શિવરામ નરહર વડવળેએ વાંકળ તરફનું મંડળનું કામ વગર વેતને કરવાનું કબૂલ કરવાથી તે તરફ પગારદાર પ્રચારકો રાખ્યા ન હતા. સોનધડ તરફ જંગલનો ભાગ વધુ હોવાથી અને તે ભાગમાં કાળીપરજની વસ્તી ઘણી ઓછી અને છેટે છેટે હોવાથી તેમ જ યોગ્ય માણસો અને નાણાંની અછતના કારણે, મંડળ સોનધડ તાલુકામાં—વ્યારા તાલુકાની પૂર્વ દિશાની હદની નજીક આવેલા સોનધડ તાલુકાનાં ગામો બાદ કરતાં—અત્યાર સુધી નોંધ લેવા લાયક કંઈ પણ કામ કરવાને અશક્ત નિવડ્યું છે. તો પણ સોનધડના એક ઘાસના વેપારી અને આ મંડળના સભાસદ, રા. જયશંકર વિશ્વનાથ જોષીએ પોતાથી બનતી મદદ મંડળને કરી છે. પ્રચારકો ઉપરાંત મંડળના વ્યવસ્થાપકો અને કાર્યવાહકોમાંથી ઘણાખરા ભાઇઓએ તેમ જ મુંબઈ ગુજરાતના અન્ય પ્રતિષ્ઠિત સ્ત્રીપુરૂષ સજ્જનોએ મંડળના સભ્યો સાથે અવારનવાર ફરી કાળીપરજના લોકોની હાલતનું નિરીક્ષણ કર્યું હતું. એ ઉપરાંત બહારના તેમ જ આ રાજ્યના અન્ય જાણીતા ગૃહસ્થોએ કાળીપરજની હાલત નજરોનજર જોવા માટે આવવાની ઇચ્છા બતાવી હતી. પણ વખતના અભાવે અને કાર્યકર્તાઓ અને કાળીપરજ આગેવાનો સામે શ્રીમંત સરકાર તરફથી ઉપસ્થિત કરવામાં આવેલાં લાગલગટ ફોજદારી કામોના રોકાણને લીધે મંડળ એ સદ્‌ગૃહસ્થોની સેવાનો લાભ લઇ શક્યું નથી.

વડોદરાનું " મદ્યપાન નિષેધક મંડળ" કે જેની તપાસના પરિણામે જ મજકુર મંડળ સ્થાપવાની પ્રેરણા થઈ હતી, તે મંડળ, મજકુર મંડળ તરફ સક્રિય સહાનુભૂતિ ધરાવે છે. અને તે મંડળ મજકુર મંડળની વ્યવસ્થાપક સભામાં પોતાના ત્રણ સભ્યો ચુંટી પોતાનો ખર્ચે મોકલે છે. તે ઉપરાંત જ્યારે જ્યારે કાળીપરજના લોકોને વડોદરે જવાનું થાય છે ત્યારે તેમના મુકામ વિગેરેની વ્યવસ્થા કરી તે લોકોને ઘટતી સલાહ આપી મદદ કરે છે. મુંબઇમાં ગયા નવેંબર માસમાં ભરાયલી વેલફેર વર્કર્સ પરિષદે પણ કાળીપરજનો સવાલ ચર્ચ્યો હતો. અને કાળીપરજને લગતો ઘટતો ઠરાવ પસાર કર્યો હતો. તે ઉપરાંત મુંબઈ નિવાસીઓની જાણ ખાતર ખાસ કાળીપરજના સંબંધમાં સ્વતંત્ર સભા બોલાવી હતી.

એક વર્ષના અનુભવ ઉપરથી મંડળને જણાયું છે કે, મુખ્યત્વે મહુવા વાંકળ અને વ્યારા તાલુકાના પશ્ચિમ ભાગના ચોધરા અને ઢોડિયા લોકો મોટેભાગે દારૂતાડી નહિ પીવાના સવાલ ઉપર મક્કમ છે. નાયકા વિગેરે કોમો થોડા પ્રમાણમાં બગડવા માંડી છે. જો કાળીપરજના જ્ઞાતિબંધારણો શિથિલ કરવા ખાતર અઘટિત અંકુશો મુકવામાં ન આવત અને જો સ્વાર્થી લોકોની દખલગીરી ન હત તો બીજી કોમો પણ મદ્યપાન નિષેધમાં મક્કમ રહી શક્ત.

એકંદર પરિસ્થિતિ આ પ્રકારની છતાં જે પરિણામ આવવા પામ્યું છે તે ઘણું સુંદર અને આશાજનક છે. કારણ આ આત્મશુદ્ધિની ચળવળ અગાઉ ઉજળિયાત વર્ગ તરફથી કાળીપરજના લોકો ઉપર જે જુલમો ગુજારવામાં આવતા તે મંડળના કાર્યને લીધે મોટેભાગે દૂર થવા પામ્યા છે. ઉજળિયાત લોકો કાળીપરજના લોકોને એક બે આના જેટલી નજીવી મજૂરી આપી ધાકધમકીથી કે જબરદસ્તીથી મજૂરીએ લઇ જતા તે બંધ થયું છે અને મજુરીનો દર ૬ થી ૮ આના સુધી વધ્યો છે. ઉજળિયાત લોકો કાળીપરજ પાસેથી ફાવે તેમ વેઠ કરાવતા તે હવે બંધ થઇ છે. તેથી અને મદ્યપાન જેવા દુર્વ્યસનમાંથી મુક્ત થવાથી કાળીપરજ લોકો ખેતીને માટે પૂરતો વખત મળવાથી પોતાની ખેતી કાળજીપૂર્વક કરતા થયા છે. જે લોકોએ મદ્યપાન અને માંસાહાર તજ્યાં છે તે લોકોના આચારવિચાર સુધર્યા છે, અને તેમની રહેણીકરણી અને દાનત પણ શુદ્ધ થઇ છે. પરિણામે એ લોકોમાં હિંમત અને આત્મવિશ્વાસ આવ્યાં છે. એ લોકો કેવળ અર્ધનગ્ન હાલતમાં રહેતા તે અંગ-

ભેર શુભ્ર ખાદીનાં વસ્ત્રો પહેરતા થયા છે. માટીનાં વાસણોને બદલે ધાતુનાં વાપરતા થયા છે. બે વર્ષ અગાઉ જે લોકોને આખા દિવસમાં કેવળ એક વખતના ભડકા સિવાય અન્ય ખોરાક ભાગ્યેજ મળતો તે લોકોને બન્ને ટંક પૂરતો ખોરાક હવે મળવા લાગ્યો છે. રાડનાં છાપરાંને ઠેકાણે નળીએરી ઘરો થવા લાગ્યાં છે. જે લોકો હદપારના મદ્યપાન અને અઘટિત ખરચોને લીધે સાહુકારોના દેવા તળે દટાઈ ગયા હતા તે લોકો, મદ્યપાનના ત્યાગથી અને અઘટિત ખર્ચો બંધ થવાથી થયેલી બચત, અને કાળજીપૂર્વક કરેલી ખેતીની સારી ઉપજ વડે સાહુકારોનાં દેવાં પતાવી રહ્યા છે, અને સોના ચાંદીનાં ઘરેણાં ખરીદી રહ્યા છે. વળી મદ્યપાનના ત્યાગથી કાળીપરજમાં એકંદર ગુન્હાઓનું પ્રમાણ પણ બહુ જ ઘટી ગયું છે. મંડળ તરફથી આપવામાં આવતી સાચી સલાહ અને મદદને લીધે એ લોકો પોતાનું હિત સમજતા થઇ મંડળના કાર્યમાં અડગ વિશ્વાસ રાખતા થયા છે.

જ્યારે કોઇ શુભ કામની શરૂઆત કરવામાં આવે છે ત્યારે વિરોધીઓની ખટપટને લીધે વિઘ્નો ઉત્પન્ન થતાં ઘણી અડચણો અને ગેરસમજૂતીઓ ઉભી થવા પામે છે. તેજ પ્રમાણે કાળીપરજના આ સ્વયંપ્રેરિત આત્મોન્નતિના પ્રયત્નોથી નુકસાનીમાં આવી પડેલા કેટલાક સ્વાર્થી લોકો કાળીપરજની વિરૂદ્ધ ખટપટમાં ઉતરી પડયા અને તેઓએ પાયા વગરના અનેક ગપગોળા ઉડાવી કાળીપરજના શુદ્ધ હેતુઓને ખોટું સ્વરૂપ આપી, અને પોતે કાળીપરજના ખેરખ્વાહ હોવાનો ઢોંગ કરી કાળીપરજના હિતના બહાને પોતાને અનુકૂલ પડે એવા હુકમો કરવા અધિકારી વર્ગને ઉશ્કેરી મૂક્યો. એટલે કાળીપરજની પ્રવૃત્તિને હાનિકારક હુકમો* બહાર પડવા લાગ્યા. એટલાથી ધારવા મુજબનું પરિણામ ન આવવાથી માર્ચ (૧૯૨૩) મહિનામાં પ્રથમ મહુવા તાલુકા માટે ૨ મહિના માટે સભાબંધીનો હુકમ બહાર પાડવામાં આવ્યો. પરિણામે કાળીપરજ ઉપર વિતતી કનડગતો વધી પડી તેથી ત્રાસીને કાળીપરજના લોકો દાદ મેળવવા વડોદરે જઇ પહોંચ્યા, અને મદ્યપાન નિષેધક મંડળના કાર્યકર્તાઓને મળ્યા. એ મંડળે કાળીપરજની હાલત નજરોનજર જોઇ નિવેદન કરવા માટે ડૉ. સુમંતના પ્રમુખપદ હેઠળ એક કમીશન નીમ્યું. તે કમીશનના સભાસદો નવસારી પ્રાંતના કાળીપરજની વસ્તીવાળા રાની મહાલોમાં ફરી આવ્યા. જે હકીકત તેઓના જોવામાં અને જાણવામાં આવી તે ઉપરથી તેમણે પોતાનું નિવેદન મદ્યપાન નિષેધક મંડળ આગળ રજુ કર્યું. એ કમીશનની મદદમાં નવસારી એજન્સી સમિતિના કેટલાક સભાસદો ગયા હતા (માર્ચ-એપ્રિલ, ૧૯૨૩). એકંદર પરિસ્થિતિ જોતાં, તેઓને કાળીપરજની હાલત ઘણી નિરાશાજનક અને દયાજનક જણાઇ. એ સમએ અને મુંબઈના એક ઉદાર ગૃહસ્થની પ્રેરણા અને આર્થિક સહાયથી તેમ જ મદ્યપાન નિષેધ મંડળ તરફથી નિમાયલા કમીશનના પ્રમુખ ડૉ. સુમંત, સર્વંટસ ઑફ ઇન્ડીઆ સોસાયટીના સભ્ય રા. અમૃતલાલ વિ. ઠક્કર, વડોદરાના રા. ગણેશ ભાસ્કર સાને અને અન્ય ગૃહસ્થોની સંમતિથી ઉત્તેજીત થઇ નવસારી પ્રાંત એજન્સી સમિતિના સભાસદો પૈકીના કમીશન સાથે ગયેલા કેટલાક ભાઇઓએ શરૂઆતમાં જણાવેલા ઉદ્દેશથી 'નવસારી પ્રાંત કાળીપરજ સંકટ નિવારક મંડળ' સ્થાપ્યું. સખ્તાઇનાં પગલાં લીધા છતાં કાળીપરજના લોકો દબાયા નહિ પણ ઉલટું સ્વાર્થી ઉજળિયાત વર્ગના પાપનું પોલ બહાર પડયું અને પરિણામ અવળું આવ્યું. આથી ખટપટીઆ લોકો વધારે ભડકયા અને બમણા વેગથી કાળીપરજ વિરૂદ્ધના પોતાના પ્રયત્નો કરવા લાગ્યા. અત્યાર સુધી એ ખટપટી લોકોને અભણ ડરપોક અને અસહાય એવા કાળીપરજના લોકો સાથે કામ લેવાનું હતું. પણ હવે તો મંડળની આડખીલી ઉભી થઇ એટલે એ ખટપટીઆ લોકો મંડળની વિરૂદ્ધ કાળીપરજ લોકોમાં અને અધિકારી વર્ગમાં ઉશ્કેરણી કરવા મંડી પડયા. એના પરિણામે એક તરફ કાળીપરજ લોકોને મંડળથી અલગ રહેવા સમજાવવા અને બીજી તરફ મંડળના ચોક્કસ કાર્યકર્તાઓને મંડળમાંથી દૂર કરવા મંડળના અન્ય સભ્યો ઉપર અધિકારી વર્ગ તરફથી દબાણ શરૂ થયું. જે કાર્યકર્તાઓને મંડળમાંથી દૂર કરવા માટે આ આગ્રહ થતો હતો તે કાર્યકર્તાઓની પ્રવૃત્તિથી કાળીપરજના લોકોમાં હિંમત આવી અને કાળીપરજ ઉપર સ્વાર્થી ઉજળિયાત લોકો તરફથી ગુજર-

* નવસારી પ્રાંત ફોજદારી ન્યાયાધીશનાં તા. ૩-૨-૨૩નાં બે જાહેરનામાં: (૧) માતાના ભંડારા નિમિત્તે કાળીપરજ પાસેથી પૈસા કઢાવે છે તથા ખેતીનું કામ કરવા જવા દેતા નથી તેનો અટકાવ થવા બાબત; અને (૨) માલકીની જમીનમાંના તાડ ખજૂરાં નહિ ખોદવા તથા તાડનાં ઝાડ ઉપર ખુશીથી ચઢનારને હરકત ત્રાસ ન થવા બાબત.

વામાં આવતા અનેક પ્રકારના જુલમો પ્રકાશમાં આવવા લાગ્યા અને તેથી કાળીપરજના લોકોનો ઉજળિયાત વર્ગના જુલમોમાંથી બચાવ થવા લાગ્યો. એટલે એ કાર્યકર્તાઓ સામે ઉજળિયાત લોકોના ગુસ્સાનો પાર રહ્યો નહિ. એ લોકોની ખટપટથી અધિકારી વર્ગમાં કાર્યકર્તાઓ સામે પાકો મત બંધાઇ ગયો. આખરે મંડળના કેટલાક કાર્યકર્તાઓને દબાવવા ખાતર તેમને કાયદાની ચુંગાળમાં ખેંચવામાં આવ્યા (મે–જૂન, ૧૯૨૩). પણ ફોજદારી કોર્ટમાં કામ ચાલતાં તેમાંથી તેઓ સર્વ નિર્દોષ જાહેર થયા. એ ફોજદારી કેસનો અંત આવ્યો તેવામાં જ તાડીનાં પીઠાંની હરરાજીનો પણ વખત આવ્યો. એટલે પીઠાવાળાઓ તરફથી કાળીપરજ વિભાગમાં બંદોબસ્ત કરવાની માગણી કરવામાં આવતાં, મહુવા તાલુકાના કાળીપરજ આગેવાનો સામે એક વર્ષ સુધી સારી ચાલ રાખવાના રૂ. ૧૦૦૦)ના જામીન આપવા બાબત કેસો ઉભા કરવામાં આવ્યા. જવાબદારો ઉપર વોરંટ નીકળ્યાં, અને એક જણને તો હાથકડી પણ પહેરાવી નવસારી આણ્યો. એ કામના જવાબદારોને કામનો નિકાલ થતાં સુધી કાચા જામીન ઉપર છોડાવવાનો પ્રયત્ન થતાં એવા જામીન થનારને લાયકીના દાખલા આપવા તાલુકામાંથી ના પાડવામાં આવી. પણ વધુ હોહા થતાં જવાબદારોને કાચા જામીન ઉપર છોડવામાં આવ્યા હતા. એ કેસોમાં નવસારીના કાર્યકર્તાઓએ કાળપરજ આગેવાનોને વકીલ વિગેરેની બનતી કાયદેસર મદદ આપી જવાબદારોને જામીન ઉપર છોડાવ્યા અને કેટલાક જવાબદારોના જામીનો લેવાનો ઠરાવ કર્યા છતાં અપીલ કરાવી નીચલી કોર્ટના ઠરાવો રદ કરાવ્યા. ચોમાસાની આખરમાં મહુવા તાલુકાના કેટલાક પારસીઓની જમીનો, કે જે ભારે ગણોત અને અન્ય જુલમના લીધે રૂઢિ મુજબ ચોમાસા અવ્વલ જ કાળીપરજ ખેડુતોએ ખેડવાને માટે ના કહી હતી તે જમીનો ખેડાવવા સરકારની દરમ્યાનગીરીથી કાળીપરજ ખેડુતોની નામરજી છતાં મહુવા વહીવટદારે તેમના ઉપર દબાણ કરી જમીનો ખેડવા માટે કબુલતો લખાવી લેવા માંડી, ત્યારે એ અઘટિત દબાણમાંથી કાળીપરજ ખેડુતોને મુક્ત કરવા ખાતર, જમીન મહેસુલના નિયમ મુજબ એ ગેરકાયદે થયેલી કબુલતો રદ કરવા માટે તે તે પારસી જમીનદારોને સંખ્યાબંધ નોટિસો આપવામાં આવી. એ કારણોથી મંડળના ચોકસ કાર્યકર્તાઓ સામે સ્વાર્થી લોકોનો અને અધિકારી વર્ગનો વિરોધ વધી ગયો. પરિણામ એ આવ્યું કે સપ્ટેંબર ૧૯૨૩માં બે મહિના સુધી રાની મહાલોમાં સભાબંધીનો હુકમ બહાર પડ્યો. એ હુકમ પાછળથી સુધારી કેવળ મદ્યપાનનિષેધને લગતી સભાઓ ભરવા માટે છૂટ આપવામાં આવી હતી. એમ છતાં મંડળનું કામ કાયદાની હદમાં રહી ચાલુ રાખવામાં આવ્યું હતું અને તે સબબથી નવેંબર ૧૯૨૩ની આખરમાં એ જ પ્રકારનું જાહેરનામું પ્રસિદ્ધ કરી કાળીપરજને દેવીના માંડવે જવાની અને દરેક જાતની સભાઓ ભરવાની ૭ મહિના સુધી મના કરવામાં આવી. એ જ અરસામાં મંડળની પ્રવૃત્તિઓ બંધ કરાવવાના અને કાળીપરજને મંડળથી વિખુટા પાડવાના હેતુથી મંડળના ચાર કાર્યકર્તાઓની અને કાળીપરજની સ્વતંત્રતા ઉપર ત્રાપ મારનારૂં નવસારી ડિ. મેજીસ્ટ્રેટનું જાહેરનામું પ્રસિદ્ધ થયું (નવેંબર, ૧૯૨૩). વડોદરાના નગરશેઠ શેઠ હરિભક્તિ, શેઠ મટુભાઇ કાંટાવાળા, રા. મણિભાઇ વ. દેસાઇ, રા. જી. બી. સાને વિગેરે ગૃહસ્થોએ એ જાહેરનામા વિરૂદ્ધ નાપસંદગી બતાવવાને માટે વડોદરાના નાગરિકોની જાહેર સભા બોલાવવાની તજવીજ કરવા માંડી. અને એ જ અરસામાં કાળીપરજના લોકોએ વડોદરે જઇ ઉપલા ગૃહસ્થોની મદદથી યૂરોપથી તુરતમાં પધારેલ શ્રીમંત મહારાજા સાહેબની મુલાકાત મહામહેનતે લીધી, અને શ્રીમંતને રૂબરૂમાં પોતાની અસહાય હાલત બાબત સર્વે હકીકત જાહેર કરી. એટલે શ્રીમંતે યોગ્ય બંદોબસ્ત કરવાનું જણાવી કાળીપરજના લોકોને આશ્વાસન આપ્યું અને નામદાર દીવાન સાહેબે પણ ઉપર જણાવેલા ગૃહસ્થોની મુલાકાત લઇ કાળીપરજના સવાલ બાબત ચર્ચા કરી ઘટતું કરવા પોતાની ઇચ્છા બતાવી. તે ઉપરથી વાટાઘાટ થતાં ઠરેલું કે:

૧. જાહેરનામાનો અમલ સખતાઇથી કરવો નહિ:

૨. રાની મહાલોમાં અનાવલ, મહુવા, વ્યારા, સોનગઢ, વાંકળ અને ઉમ્મરપાડા, એ સ્થળોએ મદ્યપાનનિષેધની સભા ભરવાની છૂટ આપવી અને એ શિવાયના સ્થળોએ એવી સભાઓ ભરવી હોય તો તેની સૂચના જે તે તાલુકાના વહીવટદારને અગાઉથી મોકલી આપવી; અને

૩. કાર્યકર્તાઓ સામે જે પ્રતિબંધક નોટિસો કહાડવામાં આવી છે તે રદ કરવી, વિગેરે.

એ પ્રકરણ એટલેથી જ અટકાવવાને બદલે નવસારીના ડિસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટે ઉપરના જાહેરનામાના ભોગ થઈ પડેલા ચાર કાર્યકર્તાઓ સામે એક વર્ષ સુધી સારી ચાલના જામીન આપવા નોટિસો કહાડી. એ ચાર જણાઓ પૈકી બે જણા નવસારી સુધરાઈના સભાસદો હતા, તેઓ સામે સુધરાઇના કામે લોકો પાસેથી પૈસા લીધાના અને કાળીપરજના કામમાં ઉજળિયાત વર્ગ પાસેથી પૈસા લેવાના બનાવટી પુરાવા ઉભા કરી તે બાબત ખુલાસો માગવામાં આવેલો. પણ એ બધા આરોપોનો એ બે જણાએ ડિસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ આગળ ચોખ્ખો ઇનકાર કર્યો અને એમની વિરૂદ્ધ જે જે ઇસમોએ પ્રતિજ્ઞા ઉપર ખોટા સોગંદનામાં કર્યાં હતાં તેઓ સામે યોગ્ય પગલાં લેવા ખાતર એ ઇસમોના સોગંદનામાંની નકલો માગવામાં આવેલી પણ એ નકલો આપવાની ના પાડવામાં આવી. એટલે લાંચ બાબતનું પ્રકરણ એવી રીતે સમાપ્ત થયું; અને જામીન લેવાના કામમાં પણ અધિકારી વર્ગને સારી સલાહ મળવાથી સમાધાની થતાં બેઉ પક્ષનો મોભો સચવાય એવી રીતે માંડવાળ કરી કેસો ખેંચી લેવામાં આવ્યા.

એવી રીતે જો કે ક્ષુબ્ધ થએલું વાતાવરણ થોડું શાંત થવા પામ્યું અને તોફાની વાદળાં વિખરાયાં. તો પણ એ ધમાલનું અનિષ્ટ પરિણામ કાળીપરજ લોકને ખમવું પડે છે. કાળીપરજ લોકોની મુસીબતોનો નિકાલ જોઇએ તેવો થયો નથી, અને એ લોકોની સ્થિતિ ત્રિશંકુ જેવી દયામણી થઈ પડી છે. એ લોકોની અનેક રીતે ગેરકાયદે સતામણી હજી ચાલુ જ છે. કાળીપરજ લોકોનો મોટો ભાગ અભણ હોવાના સબબે કાયદાકાનુનથી અજ્ઞાત છે તેથી કાળીપરજ લોકોની અભણતાનો અને અજ્ઞાનતાનો ગેરલાભ હજીએ છડેચોક લેવાય છે. મતલબી લોકો અનેક બહાનાં કાઢી એ લોકને ડરાવવાનો અને ત્રાસ આપવાનો યત્ન કરી રહ્યા છે, અને તેથી એ લોકોના દીલમાં થોડોક ઉચાટ દાખલ થવા પામ્યો છે. જો કે હાલ બહારની શાંતિ દેખાય છે છતાં જો ઉજળિયાત વર્ગના જુલમી અને બેકાયદે વર્તન ઉપર સરકાર તરફથી વખતસર અંકુશ મુકવામાં ન આવે અને કાળીપરજને પ્રતી, રાહત આપી, પોતાની ઉન્નતિના પ્રયત્નોમાં તેમને ઉત્તેજન આપવામાં ન આવે તો નજીકના ભવિષ્યમાં કાળીપરજ લોકોના દિલમાં ક્ષોભની લાગણી ફરીથી પ્રગટ થવાનો સંભવ છે. માટે સરકારે પણ એકતરફી હકીકતોથી ન દોરાતાં કમીશન દ્વારા કાળીપરજના સવાલની બાબતમાં યોગ્ય તપાસ કરાવી તે આધારે જ યોગ્ય પગલાં લેવાં જોઇએ. અને કાળીપરજની આબાદીમાં જ આ રાજ્યના રાની મહાલોની આબાદી છે એમ ખાત્રીપૂર્વક સમજી તે હાંસલ કરવા શરૂઆતમાં નુકસાન વેઠીને પણ કાળીપરજની માગણીઓનો સ્વીકાર કરી તેઓની ઉન્નતિ માટેના પ્રયત્નો આદરવાની જરૂર છે.

કાળીપરજની પ્રવૃત્તિમાં મંડળે કાળીપરજને મદદ કરવાથી સરકારની આબકારી આવકને અને ઉજળિયાત વર્ગની લોભમૂલક આવકને નુકસાન પહોંચ્યું છે, એમ જે માન્યતા થઇ છે તે ભૂલભરેલી છે. કાળીપરજમાં જે જાગૃતિ થવા પામી છે અને જેથી કાળીપરજના લોકો આત્મશુદ્ધિના પ્રયત્નો કરી રહ્યા છે તે મંડળના કોઇ કાર્યને આભારી નથી. પણ એ શુભ પરિણામ તો શ્રીમંત મહારાજા સાહેબ કાળીપરજની ઉન્નતિ કરવાના સ્તુત્ય હેતુથી આજ લાંબા વખતથી બોર્ડિંગ સ્કૂલો દ્વારા રાની મહાલોમાંના કાળીપરજ લોકોને જે શિક્ષણ મોટા ખર્ચે ઉદારતાથી આપી રહ્યા છે તે શિક્ષણને આભારી છે. આવા પ્રકારના લાંબા વખતના શિક્ષણપ્રસારને લીધે કાળીપરજના શિખેલા લોકોએ પોતાની કોમની ઉન્નતિ કરવા અનેક વાર પ્રયત્નો કરેલા પણ સ્વાર્થી લોકોની અવળી ખટપટોને લીધે કાળીપરજ લોકો અત્યાર સુધી એ પ્રયત્નોમાં ફાવ્યા નહિ. પણ કેવળ ઇશ્વરી સંકેતથી કેટલાક સેવાવૃત્તિવાળા સજ્જનોને તદ્દન અણીને વખતે 'કાળીપરજ સંકટ નિવારક મંડળ' સ્થાપવાની પ્રેરણા થઇ અને તેથી કાળીપરજની ચાલુ પ્રવૃત્તિ મંડળ સ્થપાયા અગાઉ તેમનામાં ઉપસ્થિત થવા પામી હતી તેને કેવળ ટકાવી રાખવાનું કાર્ય મંડળે કર્યું છે. કાળીપરજના બચાવ ખાતર મંડળ તરફથી વખતોવખત યોગ્ય પગલાં લેવામાં ન આવત તો ઉજળિયાત વર્ગ પોતાના લોભી અને જુલમી વર્તનથી કાળીપરજ લોકોને ક્યારનોયે કચડી નાંખત અને તેથી કાળીપરજની હાલત બહુ જ ભયંકર થઈ પડત. મહાત્મા ગાંધીજીએ લખાણો દ્વારા જે શાંત વાતાવરણ ઉત્પન્ન કર્યું હતું તેની અને દેવીના આત્મશુદ્ધિના ઉપદેશની ઊંડી અસર કાળીપરજ લોકોના મન ઉપર થવા પામી હતી તેથી અને મંડળ તરફથી

વખતોવખત આપવામાં આવેલ યોગ્ય સલાહના કારણે તે લોકોએ ઉજળિયાત વર્ગ સાથે અત્યાર સુધી શાંતિ જાળવી રાખી છે. ટુંકમાં એટલું જ જણાવવાનું છે, કે મંડળે કાળીપરજની યથામતિ અને યથાશક્તિ જે કંઇ અલ્પ સેવા કરી છે, તેના પરિણામ તરફ જોતાં નિરાશાને બદલે મંડળને સંતોષ અને એક પ્રકારના વ્યાજબી અભિમાનની લાગણી ઉત્પન્ન થાય છે. ઉદાર ગૃહસ્થો તરફથી પુરતી આર્થિક મદદ અને યોગ્ય કાર્યકર્તાએ મળતાં, મંડળે કાળીપરજની ઉન્નતિનું જે કાર્ય હાથ ધર્યું છે, તે કૃતેહમંદીથી પાર ઉતારવા પોતે સમર્થ થશે એવી મંડળને સંપૂર્ણ ખાત્રી છે.

અંતમાં મંડળના કાર્ય તરફ સહાનુભૂતિ રાખી પોતાથી બનતી મદદ કરનાર ગૃહસ્થો અને સંસ્થાઓનો, મંડળના કાર્યકર્તાએ અને કાળીપરજના આગેવાનો ઉપર આવી પડેલા સંકટ સમયે વડોદરા, સુરત, અને નવસારીના વકીલ મિત્રોએ નિઃસ્વાર્થ મદદ આપેલી છે અને હજુયે આપી રહ્યા છે તે વકીલ મંડળનો, મંડળના મોભા ખાતર જેહમત ઉઠાવી રહેલા બ્યારાના સ્વયંસેવકોનો અને આખા હિન્દુસ્થાનના વર્તમાનપત્રોના ચાલકોએ પોતાના પત્રોમાં કાળીપરજના પ્રશ્ન ઉપર વારંવાર ઉહાપોહ કરી કાળીપરજની જે અમૂલ્ય સેવા કરી છે તે સર્વનો મંડળ અત્યંત આભાર માને છે અને ભવિષ્યમાં પણ આ સત્કાર્ય તરફ સહાનુભૂતિ રાખી મંડળને યોગ્ય સલાહ અને તનમનધનની અનતી મદદ આપવા દરેક સખી ગૃહસ્થને વિનંતિ કરે છે.

# ટૉલ્સ્ટૉયના અનુભવ*

ટૉલસ્ટૉય ગામડાંમાંથી મોસ્કો રહેવા ગયો ત્યારે શહેરની ગરિબાઈ જોઇને એ તાજુબ જ થઈ ગયો! પોતે માયાળુ દીલનો હોઈ, ગરીબ લોકોના જીવનનો અભ્યાસ કરવા તરફ સ્વાભાવિક રીતે જ તે પ્રેરાયો. ત્યાંના ગલીચ લત્તાઓમાં રહેતા લોકોની હાલતનું જાતે નિરીક્ષણ કરીને તેમને કંઇ મદદ કરવાનો પણ તેણે પ્રયત્ન આદર્યો, પણ એમાં એ નિષ્ફળ નિવડયો. એનું કારણ—એના જ શબ્દોમાં—એ હતું કે "હું એવા કોઇ લોકોની શોધમાં હતો કે જે બીચારા ગરિબાઈના કારણે કમનસીબ હાલતમાં વસતા હોય, અને જેમને આપણી દોલતના ભંડારમાંથી કંઇ આપીને સહાય કરવી શકય હોય; પણ એમાં હું નિષ્ફળ થયો, કારણ જે કોઇ કમનસીબ માણસોનો મને ભેટો થયો, તેમનાં જીવન તો ઘણા વખત અને સંભાળને લોજે જ સુધારી શકાય એમ લાગ્યું." આ કમનસીબ લોકો તો—એના જ શબ્દોમાં કહેતાં—"કેટલાક આળસુ માણસો, અમલદારો, લહીઆએ, મજુરો, બેકાર, ભીખારી, દારૂડીઆ, વેશ્યાએ, છોકરાં વગેરે હતાં કે જેમને કેવળ આર્થિક સહાય દેવાથી કશું વળવાનું નહોતું; એવાઓને તો તેમની હાલતની પૂરેપૂરી ચોકસી કરીને પુરતી સંભાળ લેવાથી અને કામ શોધી આપવાથી જ કંઈ મદદ કરી શકાય." પોતે દૃઢનિશ્ચયી હોવાથી, ટૉલસ્ટૉયે આ દિશામાં પણ પ્રયત્ન કર્યો. પણ તેમાંયે તે સફળ ન થયો. આખરે એને સમજાયું કે "આવા લોકોને તો તેમની બહારની દુનિયા સંબંધીની ભાવનાને પલટાવીને જ મદદ આપી શકાય." અને આમ "બીજા કોઇની ભાવના બદલવાને માટે પ્રથમ તો માણસે પોતાનો ઉચ્ચતર આદર્શ નક્કી કરીને તે પ્રમાણે જીવન ગાળવું જોઇએ." આગળ જતાં તે જણાવે છે કે "મારા જનસમાજવિષયક ખ્યાલ તેમના જેવા જ હોઈ તે પ્રમાણે જ હું જીવન ગાળતો હતો, અને તેને પરિણામે દુઃખ ભોગવતા લોકો એમાંથી મુક્ત થાય તે માટે તેને ફેરવી નાંખવાની મને જરૂર સમજાઇ."

અને ટૉલસ્ટૉયના પોતાના જ શબ્દોમાં વર્ણવેલ સત્યનું તેને જે જે પ્રસંગો દ્વારા દર્શન થયું તે એના "ત્યારે આપણે શું કરવું?" એ નામના પુસ્તકમાંથી આ લેખમાળામાં વાચકો સમક્ષ રજુ કરવામાં આવશે.

---

* પ્રખ્યાત રશીઅન લેખક અને તત્ત્વચિંતક કાઉન્ટ ટૉલ્સ્ટૉયના What shall we do then?—ત્યારે આપણે શું કરવું?—એ નામના પુસ્તકમાં ગરિબાઇનો સવાલ વિસ્તારથી વિચાર્યો છે. એક સન્મિત્રે કારાવાસમાં પોતાના વિનોદની ખાતર એ પુસ્તકનું ભાષાંતર કર્યું છે તેમાંથી ટૉલ્સ્ટૉયના મોસ્કોની ગરિબાઈ વિષેના કેટલાક રસિક અનુભવ આ લેખમાં આપ્યા છે.

૧

મેં મારી આખી જીંદગી ગામડાંઓમાં ગાળી હતી. ૧૮૮૧ના વરસમાં જ્યારે હું મોસ્કો રહેવા ગયો, ત્યારે તે શહેરની ગરિબાઇથી હું આશ્ચર્ય પામ્યો. ગામડાંની ગરિબાઇ તો મેં જોઇ હતી, પરંતુ શહેરની ગરિબાઇથી હું અજાણ્યો હતો, અને હું તે સમજી પણ શક્યો નહીં. મોસ્કોમાં રસ્તે ચાલતાં માગનારાઓ મળ્યા વગર રહે જ નહીં. આ ભિખારીઓની પાસે ગામડામાં નજરે આવતા ભિખારીઓની માફક ઝોળી હોતી નથી, તેમ તેમની માફક તેઓ ઈસુનું નામ પણ લેતા નથી. મોસ્કોના ભિખારીઓ ઝોળી વગર ફરે છે, અને ભીખ માગતા નથી. સાધારણ રીતે જ્યારે તે સામા મળે કે આપણને તેની બાજુમાં થઇને જવા દે, ત્યારે તે આપણું ધ્યાન ખેંચવા પ્રયત્ન કરે છે, અને આપણો દેખાવ જોઇને પછી માગે કે ન માગે.

શ્રીમંત વર્ગના આવા એક ભિખારીને હું ઓળખું છું. તે હોસો દરેક પગ પર ભાર મૂકતો ધીમે ધીમે ચાલે છે. જ્યારે તે સામો મળે ત્યારે એક પગ પર ભાર દઇ, જાણે આપણને નમતો હોય, તેમ વાંકો વળે. જો આપણે ઉભા રહીએ, તો ટોપી ઉતારી, આપણને નમી, ભીખ માગે; પણ જો આપણે ઉભા ન રહીએ તો તો જાણે તેની ચાલ જ એવી હોય, તેમ બીજા પગ તરફ નમતો હોય, તેમ વળી ચાલ્યો જાય. તે મોસ્કોનો એક ખરેખરો અનુભવી ભિખારી છે.

× × ×

૨

મોસ્કોમાં દરેક જાતના અનેક ભિખારીઓ છે. કેટલાક તો ગુજરાનને માટે ભીખનો ધંધો કરી બેઠા છે. બીજા સાચા ભિખારી છે. તેઓ મોસ્કોમાં આવી કોઇ પ્રકારે ફસાઇ પડેલા હોય છે, અને ગરિબાઇને લીધે હેરાન થતા હોય છે.

આ ભિખારીઓમાં ઘણીએ વખત ખેડુતના પહેરવેશમાં ગામડાંનાં ભોળાં સ્ત્રીપુરુષો હોય છે. મેં વખતોવખત એવા ખેડુતને જોયા છે. આમાંનાં કેટલાંક માંદાં પડેલાં અને ઇસ્પિતાલમાંથી નિકળતાં, પોતાનું ગુજરાન ચલાવવા કે મોસ્કોમાંથી નિકળી જવા અશક્ત થઇ પડેલાં હતાં. બીજાં વળી મોજ પણ કરતાં હતાં. બીજાં કેટલાંક માંદગીમાંથી તરતનાં નિકળેલાં પણ આગમાં મિલ્કત ખોઇ બેઠેલાં કે વૃદ્ધ હતાં. કેટલીક છોકરાંવાળી સ્ત્રીઓ હતી. જ્યારે કેટલાંક વળી સાવ તંદુરસ્ત અને કામ કરી શકે એવાં પણ હતાં.

આમાંથી ભીખ માગતા તંદુરસ્ત ખેડુતો તરફ મારૂં ધ્યાન ખાસ ખેંચાયું. ધ્યાન ખેંચાવાનું એક કારણ તો એ પણ હતું, કે મોસ્કોમાં આવ્યા પછી કસરત માટે સ્પેરો હીલ તરફ રોજ ફરવા જવાનો અને ત્યાં લાકડાં વહેરનાર બે ખેડુત સાથે કામ કરવાનો મેં નિયમ કર્યો હતો. રસ્તામાં જે ભિખારીઓ મળતા હતા, તેના જેવા જ આ બે ખેડુત પણ હતા. એકનું નામ પીટર હતું; બીજાનું નામ સમેન હતું, અને તે બીજા રાજ્યની હદમાંથી આવ્યો હતો. એમની મિલ્કત તો એમના હાથ અને શરીર પર જે કાંઇ હતું, તે જ. પણ તે હાથથી તેઓ સખ્ત મહેનત કરી રોજ ૪૦ થી ૪૫ કોપેક કમાતા. અને તેમાંથી તેમણે કાંઇક બચાવ્યું પણ હતું —પીટરે ડગલા માટે, અને સમેને પાછા ઘેર જવા માટે. આથી રસ્તામાં જ્યારે એવા માણસ મળતા ત્યારે તેમની તરફ મારૂં ધ્યાન ખાસ ખેંચાતું.

આ લોકો ભીખ માગે છે, ત્યારે પેલા કેમ કામ કરે છે? જ્યારે આવો કોઈ ખેડુત મળતો, ત્યારે સાધારણ રીતે હું તેને આવી સ્થિતિમાં આવી પડવાનું કારણ પૂછતો. એક દિવસ એક મજબુત બાંધાનો, સ્હેજ સફેદ થતી દાઢીવાળો ખેડુત મળ્યો. તે કોણ હતો, કયાંથી આવ્યો હતો, વગેરે મેં તેને પૂછ્યું. તેણે કહ્યું: "હું કાલુગાથી કાંઇક કમાવા આવ્યો છું. પ્રથમ તો મને તથા મારા ભાઇબંધને કાંઇક કામ મળ્યું હતું—બાળવા માટે જૂનાં લાકડાં ચીરવાનું. પણ તે પૂરૂં થયું, અને બીજું શોધતાં કશુંએ ન મળ્યું. દરમિયાન મારો ભાઇબંધ મારાથી છૂટો પડી ગયો અને હું હવે આ બીજું અઠવાડિયું ફાંફાં મારૂં છું. મારી પાસેના બધા પૈસા ખરચાઇ ગયા છે અને હવે કરવત કે કુહાડી ખરીદવાને એક કોપેક સરખો પણ નથી." મેં તેને કરવત લેવાને પૈસા આપ્યા અને કામ કરવાને કયાં જવું, તે પણ જણાવ્યું. તે આવે તો તેને મળવા તથા તેને માટે કોઇ જોડીદાર શોધી કાઢવા મેં પીટર તથા સમેનને પહેલેથી કહી રાખ્યું હતું.

"જરૂર આવજે! ત્યાં તો પુષ્કળ કામ છે."

"અલબત્ત, હું આવીશ જ" તેણે કહ્યું. "ભીખ માગવાથી શું ભલું થવાનું છે? અને હું તો રોજના પ્રમાણનું કામ કરી શકું છું."

રહેતો હતો. તે દેખાવમાં જુવાન, આબરૂદાર અને ફિક્કા ચહેરાનો હતો. તેણે બાંય વગરનો સફેદ ડગલો પહેર્યો હતો. પહેલા ખૂણાની ડાબી બાજુએ ત્રીજો ઓરડો હતો. અહીં એક માણસ સૂતો હતો. તે નિઃશંક પીધેલો હતો. એની પાસે એક સ્ત્રી હતી. તેણે આગળથી ખુલ્લી અને પાછળથી બાંધેલી ગુલાબી ચોળી પહેરી હતી. ચોથો ઓરડો પડદાની પાછળ હતો. એ ઓરડામાં ઘરધણીના ઓરડામાં થઈને જવાતું હતું.

એ વિદ્યાર્થી પહેલાં ઘરધણીના ઓરડામાં ગયો, અને હું માર્ગ તરીકે વપરાતા ઓરડામાં તે ડોસા-ડોશીને સવાલ પૂછવા રોકાયો. એ માણસનો મુખ્ય ધંધો છાપનારનો હતો. પરંતુ હમણાં તેને ગુજરાનનું કંઇ પણ સાધન નહોતું. તે ડોસી એક રસોયાની સ્ત્રી હતી. ત્યાંથી હું ત્રીજા ઓરડામાં ગયો અને તે ચોળી પહેરેલ સ્ત્રીને સૂતેલા માણસ વિષે પૂછ્યું. તેણે કહ્યું કે તે એક પરોણો હતો. મેં પછી એ સ્ત્રીને પોતાને વિષે પૂછ્યું. તેણે કહ્યું, કે તે મોસ્કો શહેરની રહીશ હતી. મેં પૂછ્યું કે "તમારો ધંધો શું?" તે હસી, પણ મને જવાબ આપ્યો નહિ. મારો સવાલ તે સમજી નહિ હોય, એમ માની મેં તેને ફરીથી પૂછ્યું, કે "તમે શી રીતે તમારું ગુજરાન ચલાવો છો?"

તે બોલીઃ "હું વીશીમાં બેસું છું."

હું તે સમજ્યો નહિ, એટલે ફરીથી મેં પૂછ્યુંઃ "તમે શી રીતે ઉદર-નિર્વાહ કરો છો?"

તેણે માત્ર હસ્યાં જ કર્યું પણ કાંઇ જવાબ આપ્યો નહિ.

ચોથા ઓરડામાં અમે હજુ ગયા નહોતા, પરંતુ ત્યાં પણ કેટલીક સ્ત્રીઓના હસવાનો અવાજ સંભળાયો. એટલામાં ઘરધણી તેના ઓરડામાંથી નીકળી અમારી [illegible] ની રીતે તેણે મારા સવાલો અને તે દુનિયા સાથે ભળવાથી [illegible] હતા. એ સ્ત્રીના તરફ જણાતો હતો. આવા માણસને [illegible] તેણે કહ્યું કે "એ પૂછતો, તો તે લગભગ મને હમેશ [illegible] અધિકારીઓની આપતો અને મોઢે કરેલી પ્રાર્થનાની મા[illegible] અને તે પડેલી વિપત્તિઓનો ઇતિહાસ અને ખાસ કરી[illegible] સંતોષ શિક્ષણ અનુસાર તેને મળેલી તેની પહેલાંની [illegible]ભ્યતાથી વિષે ઉત્સાહભેર કહેવાનું શરૂ કરતો. [illegible] તરફ

વળ્યો અને વળતાં જ તેના મોંની આકૃતિ ફેરવાઇ ગઇ. એ સ્ત્રીના સામું જોયા વગર કુતરાને બોલાવીએ તેવી જાતના તિરસ્કારભરેલા અવાજે તેણે કહ્યુંઃ "તું વીશીમાં બેસે છે? આવી જૂઠી જૂઠી વાતો કરવાથી શો લાભ? વીશીમાં બેસે છે? સીધું કહેને કે વેશ્યા છું." તેણે એ શબ્દ ફરીથી બોલી બતાવ્યો. "પોતે શું કહેવાય તેની તેને ખબર નથી!"

એની બોલવાની રીતથી મને ખોટું લાગ્યું. મેં કહ્યુંઃ "એને શરમાવવી યોગ્ય નથી. જો આપણે જ સર્વે પવિત્ર જીવન ગાળીએ તો એક પણ વેશ્યા રહે જ નહીં."

ઘરધણીએ કાંઇક કૃત્રિમ હાસ્યથી કહ્યું, "હા, એમ છે ખરૂં."

"તો પછી તેમને કાંઇ પણ કહેવું ઘટતું નથી. ઉલટી તેમને માટે દયા આવવી જોઇએ. એ કાંઈ એમનો દોષ છે?"

હું શું બોલ્યો, તે મને યાદ નથી, પરંતુ 'વેશ્યા' કહેતો હતો એવી સ્ત્રીઓથી ભરેલા તે મકાનના જુવાન ઘરધણીના તિરસ્કારભર્યા અવાજથી મને માઠું લાગ્યું, તેમ જ તે સ્ત્રીને માટે મને દયા આવી; ને તે બન્ને લાગણી મેં તે વખતે દર્શાવી. જે પળે હું આ શબ્દો બોલ્યો, કે તરત જ જે ખંડમાંથી પહેલાં સ્ત્રીઓના અવાજ સંભળાયા હતા, તે ખંડમાં ખાટલા-નાં પાટીઆં ખખડવા લાગ્યાં. અને તે પડદો કે જે છત સુધી પહોંચતો નહોતો, તેની ઉપર લાલચોળ ચળકતું મ્હોં, સૂઝેલી આંખો અને ગુચ્છાદાર છૂટા વાળવાળું એક સ્ત્રીનું માથું દેખાયું. પછી બીજું અને પછી ત્રીજું. દેખીતી રીતે તેઓ ખાટલા ઉપર ઉભાં હતાં અને ત્રણે જણાં ડોક લંબાવી શ્વાસ રોકી ચુપકીથી ધ્યાનપૂર્વક અમારી તરફ જોઇ રહ્યાં હતાં.

તે પછી ઘડીભર સંકોચથી બધાં ચુપ રહ્યાં, વિદ્યાર્થી પ્રથમ હસતો હતો, તે ગંભીર થઇ ગયો. ઘરધણી અકળાયો ને આંખ નીચી કરી ઉભો. સ્ત્રીઓ તો શ્વાસ પણ લઇ શકતી નહોતી, ને મારી સામું જોઇ રહી. એ બધા કરતાં મને સૌથી વિશેષ અકળા-મણ થઈ. મારા એક સહેજ શબ્દથી આવી અસર થશે, એમ મેં ધાર્યું નહોતું. જાણે મરેલા માણસનાં હાડકાંથી પથરાએલા ઈઝીકલના ખેતરમાં અમૃત છંટાયું હોય, ને મડદાંઓ જીવતાં થયાં હોય, તેના જેવું લાગતું હતું. વિના વિચારે મારા મોંમાંથી એક પ્રેમનો—દયાનો

* આ લોકોની સ્થિતિ બરાબર નીહાળવાને ટૉલ્સ્ટૉયે વસ્તીપત્રકનું કામ લીધું હતું. અને તેને અંગે જ [illegible]

શબ્દ નીકળ્યો. અને આ સર્વે માણસો જાણે મડદાં મટી જીવતાં થવાને માટે એ જ શબ્દની રાહ જોઈ રહ્યાં હોય, તેવી તેમના પર તેની અસર થઈ. હવે શું થાય છે, તે માટે તેઓ મારી સામું જોતાં ઉભાં. જે કહેવાથી—કરવાથી આ હાડકાં પાછાં એકઠાં મળે, લોહીમાંસથી ભરાય, ને તેમાં જીવ પાછો આવે, તે માટે મારી આશા રાખી તેઓ ઉભાં હતાં. પરંતુ જે શરૂ કર્યું હતું, તે ચાલુ રાખવાને માટે જે કહેવા કરવાની જરૂર હતી તે મારાથી થઈ શકે તેમ નહોતું. હૃદયમાં મને લાગ્યું, કે હું એ સર્વ વ્યર્થ બોલ્યો હતો, હું પણ કેવળ તેમના જેવો જ હતો. મારે પણ કશું વિશેષ કહેવાનું નહોતું, એટલે મેં પાછું એ ભાગમાં રહેતાં સર્વ માણસોનાં નામ, ધંધા વગેરેની નોંધ લેવાનું શરૂ કર્યું.

આ પ્રસંગથી હું એક નવા ભ્રમમાં પડ્યો. મને લાગ્યું, કે આ દુઃખી સ્ત્રીઓને પણ મદદ કરી શકાય. મારા અભિમાનમાં મને એ કામ સહેલું પણ જણાયું. મારા મનમાં મેં વિચાર કર્યો, કે અત્યારે આ સ્ત્રીઓનાં નામ વગેરે નોંધી લઈએ, ને પછી આપણે એમનું પણ કંઈ કરીશું. ( આપણે એટલે કોણ એનો મને વિચાર પણ ન હતો. )

મેં ધાર્યું કે, આપણે પુરુષોએ આ સ્ત્રીઓને પેઢીઓ થયાં આવી સ્થિતિમાં લાવી મેલી છે, તો એક શુભ દિવસે આપણે તેનો વિચાર કરશું અને એ બધું તરત જ સુધારીશું. ને છતાં જો તે વખતે મેં તે સુવાવડની માંદગીથી પીડાતી સ્ત્રીના બાળકને હીંચકા નાંખતી વિષયી સ્ત્રી સાથે થએલી વાત માત્ર યાદ કરી હત, તો આ ધારણા કેટલી મૂર્ખાઈભરેલી હતી, તે સમજાત.

અમે જ્યારે બાળક સાથે આ સ્ત્રીને જોઈ, ત્યારે અમે ધાર્યું કે એ તેનું બાળક હતું. અને તેણે તરત જ જવાબ આપ્યો, કે તે એક છોકરી (!) હતી. વેશ્યા હતી, એમ તેણે ન કહ્યું, તે ભયંકર શબ્દ તો તે ઘરધણીએ જ વાપર્યો હતો. મેં ધાર્યું કે આ બાળક તેનું હતું. તેથી તેને એ સ્થિતિમાંથી બહાર કાઢવાનો વિચાર આવ્યો. મેં પૂછ્યું:

"આ બાળક તમારું છે?"

"નહિ, આ સ્ત્રીનું છે."

"ત્યારે તમે કેમ તેને હીંચકા નાંખો છો?"

"એ બાઈએ મને કહ્યું છે, એ મરણ પથારીએ પડેલી છે."

મારી ધારણા ખોટી પડી. છતાં મેં તેને એ જ ભાવથી સવાલ પૂછવાનું ચાલુ રાખ્યું. એ કોણ હતી? આ હાલતમાં શી રીતે આવી પડી હતી? વગેરે મેં તેને પૂછ્યું. તેણે ખુશીથી અને સરળતાથી પોતાની વાત કરી. તે માસ્કો શહેરના એક મજુરની છોકરી હતી. તે માબાપ વગરની થઈ પડી હતી, ને તેના માશીએ તેને પોતાના ઘરમાં રાખી લીધેલી હતી.

માશીને ત્યાં હતી, ત્યારથી તે વીશીઓમાં જતી. માશી તો હવે મરણ પામી હતી. મેં તેને પૂછ્યું: "તને તારી રહેવાની રીત ફેરવવાની ઇચ્છા થતી નથી?" પરંતુ મારા સવાલમાં તેને રસ પણ પડ્યો નહીં. ને આવી અશક્ય જેવી વાતમાં કોઈ માણસને રસ પણ કેમ પડે? તેણે હસીને કહ્યું:

"મને આ પોલિસની પીળી ચીઠ્ઠીવાળીને કોણ રાખે?"

મેં કહ્યું: "હું તમારા માટે રસોયણની નોકરી શોધી આપું તો?"

આ સ્ત્રી મજબુત બાંધાની, ગોરી અને ભોળા દેખાતા ગોળ મ્હોંવાળી હતી. અને સાધારણ રીતે રસોયણનો દેખાવ એવો જ હોય છે, એટલે મને આ વિચાર આવ્યો: પરંતુ દેખીતી રીતે મારા શબ્દોથી તે નાખુશ થઈ હતી.

'રસોયણ? પણ મને રોટી શેકતાં પૂરી આવડતી નથી." તેણે હસતાં હસતાં કહ્યું.

તેણે કહ્યું કે રસોયણ તો નહીં થઈ શકાય. પરંતુ હું તેના મ્હોં પરથી જ જોઈ શક્યો, કે તેને રસોયણ થવાની ઇચ્છા ન હતી કારણ કે તે રસોયણનું કામ અને સ્થિતિ હલકાં ગણતી હતી.

ખ્રિસ્તી ધર્મપોથીમાંની વિધવા સ્ત્રીની માફક તેણે તે મંદવાડમાં પડેલી માતા માટે પોતાની પાસે જે કાંઈ હતું, તે સરળમાં સરળ રીતે આપી દીધું હતું; પરંતુ તે તેની સાથની બીજી સ્ત્રીઓની માફક કામ કરી પેટ ભરનાર માણસની સ્થિતિ હલકી ને તિરસ્કારને પાત્ર ગણતી હતી. કામ કર્યા વગર તેની આસપાસનાં માણસો તેને માટે જે જાતની જીંદગી સ્વાભાવિક ગણતાં હતાં, તે જાતની જીંદગી માટે તેને ઉછેરવામાં આવી હતી, ને તેજ તેના દુઃખનું કારણ હતું. એ કારણને લઈને તે આવી હાલતમાં આવી પડેલી હતી. અને એ હાલતમાં

રહી પોતાનું પૂરૂં કરતી હતી. આ રીતે તે વીશીમાં ભટકતી થઇ પડી હતી. હવે એની જીંદગીની ભૂલભરેલી ભાવના આપણામાંથી કયો પુરુષ કે સ્ત્રી સુધારી શકે? કોઇ પણ જાતનું કામ કરી પેટ ભરનારની જીંદગી આળસુ માણસની જીંદગી કરતાં વધારે આબરૂદાર છે, એવી દૃઢ માન્યતા હોય, અને એ જ માન્યતા પ્રમાણે પોતાની જીંદગી ગાળતા હોય, તેમ જ તે મુજબ ફિમન કરતાં કે તેમને માન આપતાં હોય, એવાં માણસો જ આપણામાં કયાં છે? મેં જો આ વાતનો વિચાર કર્યો હોત, તો મને તરત જ સમજાત, કે મારાથી કે મારા ઓળખાણવાળા કોઈ પણ માણસથી આ રોગ સુધારી શકાય એમ નહોતું. (અપૂર્ણ)

એસ. બી

# વડોદરાનો રાજ્યકારભાર

વડોદરા રાજ્યના વહીવટનો છેલ્લો હેવાલ હમણાં જ પ્રકટ થયો છે તે વિષે તે રાજ્યના અનુભવી સજ્જન શ્રી સત્યાનંદજીનો લેખ અત્રે પ્રકટ કરીએ છીએ. તેમાં રાજ્યની તેમ જ અમલદારોની ટીકા કરી છે તે જેમને અયોગ્ય કે અન્યાયી લાગે તેમને દલીલસર પોતાના અભિપ્રાય મોકલવા વિનંતિ છે. —તંત્રી

વડોદરાના રાજ્યકારભારનું નિવેદન (૧૯૨૨–૨૩) પ્રસિદ્ધ થયું છે. આજથી બાર વર્ષ ઉપર વડોદરા રાજ્ય નમુનેદાર ગણાતું હતું. મહિસુર રાજ્યનો વહિવટ પણ એટલો જ સારો અને સુંદર ગણાતો હતો પણ તેની સુવ્યવસ્થા અંગ્રેજી કારભારીઓને આભારી હતી. વડોદરાનો રાજ્યકારભાર મહિસુરની સરખામણીમાં ઉતરતી પંક્તિનો હશે તો પણ તેની લગામ એક દેશાભિમાની હિંદી મહારાજાના હાથમાં હતી. શ્રીમાન્ સયાજીરાવ ગાયકવાડની ખ્યાતિ એક સ્વદેશપ્રેમી, પ્રગતિમાન, દૂરઅંદેશી હિંદી તરીકેની હતી. એમને પોતાની વીસ લાખ માણસોની પ્રજાને માટે ઘણાં ઘણાં સારાં કામ આદર્યાં. આખા રાજ્યમાં પ્રાથમિક કેળવણીનો પ્રચાર કર્યો, કાળીપરજ જેવી પછાત કોમોને માટે વસતિગૃહો સ્થાપ્યાં, અંત્યજોની ઉન્નતિ માટે અનેક પ્રયાસો કર્યા જેને પરિણામે આજે ૧૩૦૦૦ છોકરાં શાળાઓમાં અભ્યાસ કરી રહ્યાં છે. સ્વભાષા દ્વારા હુન્નરઉદ્યોગો શીખવવા માટે કળાભવન સ્થાપ્યું. પોતાના રાજ્યમાં હુન્નરઉદ્યોગની ખીલવણી થાય તેને માટે ખાસ નિયમો કાઢીને ઉત્તેજન આપ્યું. આપણી મહાસભા વર્ષોથી માગ્યાં કરતી હતી તેમ કાર્યભારી તથા ન્યાયખાતાને જુદાં પાડયાં. પુસ્તકાલયો તથા વાંચનાલયોને માટે ગામગામડે વ્યવસ્થા થઇ, એટલે દરજ્જે કે આખા હિંદુસ્તાનમાં કોઇ પણ જગ્યાએ એવી સુંદર વ્યવસ્થા થઇ નથી. સ્થાનિક સ્વરાજ્યને માટે સુધરાઈઓ તથા લોકલબોર્ડો સ્થાપ્યાં, ગામગામડે પંચાયતો સ્થપાઇ, ગામડાંમાં સ્થાનિક ઈન્સાફ મળે એટલા માટે ગ્રામ્ય મુનસફો નીમાયા, તથા લવાદોની વ્યવસ્થા થઇ. રાજ્યકારભારમાં સલાહ આપવા માટે ધારાસભા સ્થાપી અને પ્રજાની સામાન્ય ઉન્નતિને માટે તથા તેમની સગવડ માટે ખેતીવાડી ખાતું, વૈદકીય ખાતું, સહકારી મંડળીનું ખાતું તથા આરોગ્ય ખાતું એવાં અનેક ખાતામાં ઉત્સાહી અમલદારોને નીમીને સુધારા કરવા માંડયા. વડોદરા રાજ્યમાં ઠેકઠેકાણે રેલ્વેની સડક થઈ ગઇ છે, ગામગામડે ચોરા થયા છે, શાળાઓનાં સેંકડો મકાન બંધાયાં છે, દવાખાનાંની સંખ્યા વધતી જાય છે, પીવાને માટે સ્વચ્છ પાણી પુરૂં પાડવા માટે વૉટર વર્કસ બંધાયાં છે. પોતાની પ્રજાને આગળ ધપાવવા માટે શ્રીમાન્ મહારાજાએ મહાન સંકલ્પો કરેલા. તેમણે આખા હિંદુસ્તાનમાંથી સારાસારા માણસોને ચુંટી કાઢીને રાજ્યકારભાર માટે પોતાની નોકરીમાં રોકયા, અનેક જુવાનીઆઓને યૂરોપ તથા અમેરિકા અભ્યાસ માટે મોકલ્યા. આ બધું વડોદરા રાજ્યનું સારૂં પાસું બતાવ્યું છે.

વડોદરાના મહારાજાને અમલદારો તથા પ્રજાવર્ગમાં વિશ્વાસ ઓછો હતો અને તેથી બધી સત્તા

પોતાના હાથમાં રાખેલી. નાની નાની નજીવી બાબતોમાં પોતાનો હાથ ખરો. એવી પરિસ્થિતિનું પરિણામ એક જ આવે—દરેક અમલદારનું કર્તવ્યનિષ્ઠ થઈને પોતાનું કામ ખુબ સુંદર કરીને પોતાના ઉપરી અમલદારને ખુશ કરવા તરફ લક્ષ રહ્યું નહીં. ખુશામત તથા ખટપટને મહત્ત્વ મળ્યું. ઉપરી અમલદારોની અવગણના કરવાની છુટ મળી અને નોકરીમાં સંયમના પાલન (ડીસીપ્લીન) જેવી ચીજ રહી નહીં. આ અવ્યવસ્થાની અસર આખી પ્રજા પર થઈ. વડોદરાની પ્રજા નોકરશાહીના ભાર નીચે કચડાઇ ગઈ છે. મહિસુરના દીવાન સર શેશાદ્રિ આયરે કહ્યું છે કે દેશી રાજ્યોમાં આપખુદી રાજ્ય હોવાને લીધે આવી સ્થિતિ અનિવાર્ય છે. એકંદર મહારાજાએ અમલદાર વર્ગ તરફથી કે પ્રજાવર્ગ તરફથી પ્રગતિને માટે ઉમંગ કે ઉમળકો ન જોયો અને ત્રીસ વર્ષના સતત પ્રયત્ન અને અથાગ મહેનતનું પરિણામ બહુ થોડું જોયું. મહારાજાના ઉત્સાહનો ભંગ થયો. અંગ્રેજ સરકારે એમની પ્રતિષ્ઠા તોડી પાડવા માટે ૧૯૧૨ ના દિલ્હી દરબારના નજીવા પ્રસંગને મોટું ભયંકર સ્વરૂપ આપીને, કાગનો વાઘ કર્યો. તેમને સખત સજા કરવાની વાતો ચાલી રહી હતી તે વખતે હિંદી પ્રજાના આગેવાનો એમને હિંમત આપવાને બદલે ચૂપ રહ્યા, તેથી તેઓ ખુબ નાસીપાસ થયા. હિંદી પ્રજાએ એમને ટેકો તથા આશ્વાસન આપવાં જોઇતાં હતાં. તે ઉપરાંત એમના ઉપર કૌટુંબિક દુઃખો ઉપરાઉપરી પડ્યાં, અને છેવટે મહારાજા હિંમત હારી ગયા. અકાળ વૃદ્ધાવસ્થાના ચિન્હ જણાયાં અને શારીરિક નબળાઇને લીધે સંધીવા જેવા રોગોથી પીડાઇને યુરોપમાં રહેવાનું રાખ્યું. ત્રીસ વર્ષના પરિશ્રમને લીધે રાજ્યકારભારને જે વેગ મળ્યો હતો તેને લીધે ગાડું આગળ ચાલે છે. નવી શક્તિ જોવામાં આવતી નથી, નવો વેગ મળતો નથી. અને એ પરિસ્થિતિમાં જેવો રાજ્યકારભાર ચલાવી શકાય તેનું વર્ણન ૧૯૨૨-૨૩ના નિવેદનમાં પ્રદર્શિત થાય છે.

વડોદરાનો રાજ્યકારભાર ઘણો ખર્ચાળ છે, હદપાર અસહ્ય ખર્ચાળ છે. હિન્દુસ્તાનમાં અંગ્રેજ લોકોએ નોકરશાહીનું રાજ્ય સ્થાપ્યું તેનું અવિચારી અનુકરણ વડોદરા રાજ્યે કર્યું છે. નોકરશાહીનો કુદરતી સ્વભાવ એવો હોય છે કે પોતાની સંખ્યામાં વધારો કર્યે જાય છે. નવી જગ્યાઓની જરૂર છે તે બતાવવાનું કામ પણ પોતાનું, અને નવી નીમણુંકો કરવાનું પણ પોતાના હાથમાં, કારણ કે મુખ્ય કાર્યવાહક સભા નોકરશાહીમાંથી જ ચુંટેલા માણસોની બનેલી હોય છે. જે મુખ્ય આગેવાન છે—મહારાજા કે ગવર્નર—તે ક્વચિત્, અપવાદ રૂપે આડે આવે. નોકરશાહીની બીજી ખાસિયત એવી છે કે ખોટું ખોટું કામ વધાર્યા કરે. વડોદરામાં ખોટાં નકામાં લખાણોના દરિયા વહે છે. અંગ્રેજ ટીકાખોરો વડોદરાના રાજ્યકારભારને "કાગળીઆ રાજ્ય" કહે છે તેમાં કેટલુંક સત્ય છે. આ રાજ્યમાં એક દીવાન છે, એક અમાત્ય છે અને એક નાયબ દીવાન છે, એમ નિવેદન પરથી જણાય છે. "કોક નિશાળીઆને વતરણાં ઘણાં" એ કહેવત અમને સાંભરી આવે છે. આખું રાજ્ય અમલદારોથી ભરાઇ ગયું છે. નાના, મોટા, વચલા વડના અમલદાર ને અમલદારનાં દર્શન થયાં કરે છે. ઝાડને લીધે વન ન જોવાય એવી સ્થિતિ વડોદરાની છે. અમલદારોને લીધે પ્રજા કયાં છે તે જણાતું નથી. તીડની માફક અમલદારો ઉભરાઇ ગયા છે. અમલદારોને અજબ મહત્ત્વ મળે છે. આ નિવેદનમાં ત્રીજા પાના પર એક પરપોટા (અમલદાર) ને બદલે બીજો આવ્યો તેને કેટલું મહત્ત્વ આપ્યું છે? કુવામાં પડી રહેલા દેડકાની માફક તેમના આચારવિચાર જુના પુરાણા થયેલા માલુમ પડે છે. એક તરફ ભરૂચ અને બીજી તરફ આણંદ, ત્યાંનાં માણસો જોડે સરખાવીએ તો માનસિક વૃત્તિમાં કેટલો તફાવત?

ઈન્ગ્લંડના એક મહાન પુરૂષે (Sir G. W. Kekewich D. C. L. M. P.) કહ્યું છે કે "સારાં, સુવ્યવસ્થિત, સુધરેલાં રાજ્યોમાં કારભારની સફળતા અને પ્રજાની પ્રગતિને માટે અતિ આવશ્યક છે કે રાજ્યની ઉંચી જવાબદારી ભરેલી નોકરીમાં સંપૂર્ણ લાયકાતવાળા મનુષ્યો જ હોવા જોઈએ; સારા રાજ્યકારભારનો આધાર માત્ર બુદ્ધિબળ અને સાત્વિક મનોવૃત્તિ ઉપર રહે છે." વડોદરાના આજના રાજ્યકારભાર માટે કોણ કહી શકશે કે ત્યાંના અમલદારો, સંપૂર્ણ લાયકાત તો બાજુએ રહી પણ, જોઇતી લાયકાતવાળા પણ છે? વડોદરાની મુખ્ય કારભારી સભામાં ચારમાંથી બે ગૃહસ્થોની મુખ્ય લાયકાત એટલી જ હતી કે તે મહારાજાના કુંટુંબી હતા. આવી વ્યવસ્થાને લીધે કેટલી ખટપટ અને ગરબડ થવાનો સંભવ રહે છે તે કોઇ પણ માણસ સમજી શકે છે. વડોદરા રાજ્યના કેટલાક નોકરો સારી લાયકાતવાળા છે, બીજા કેટલાક

મરાઠા હોવાને લીધે, અને કેટલાક દક્ષિણી–ગુજરાતીઓનું સમતોલપણું સાચવવા માટે નીમાયા હોય છે. દરેક નવી નીમણુંક વખતે અયોગ્ય ખેંચતાણ થાય છે એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ નથી. પક્ષપાતનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું છે અને નોકરીમાં ડીસીપ્લીન ન હોવાને લીધે યુરોપ અમેરિકામાં શિક્ષણ લઇ આવેલા જુવાનીઆ થોડા વખતમાં કંટાળી જાય છે. ઘણાખરા જડ થઇ જાય છે, અને બીજા વડોદરા છોડીને નાસી જાય છે. વડોદરાની નોકરશાહીના જેટલા અગતીપી મનુષ્યો સારા હિંદમાં ન જડે. વડોદરા રાજ્યની નિંદા કરવામાં વડોદરાના અમલદારો પહેલે નંબરે આવે. વડોદરામાં એક સામાન્ય કહેણી છે કે જે મુર્ખ હોય તે કામ કરે, અને આ વાત અનુભવસિદ્ધ છે. ઉત્સાહથી કામ કરવાને લીધે બીજા અમલદારો ઉંઘતા હોય તેની જોડે અથડી પડાય અને તેથી કલેશ ઉત્પન્ન થાય. સારો રસ્તો એટલો જ છે કે પોતાના પગાર ચાલુ રહે એટલું કામ, અને તે જેમ બને તેમ થોડું કરવું. કામ કરવા માટે કોઇનો આગ્રહ નથી અને કરવાથી કાંઇ ફાયદો નથી. જો કોઇ નવા અમલદારને એક વિચાર સુઝ્યો તો તેને છુંદી નાખવા માટે આખી નોકરશાહી જાગી ઉઠે. એનો બચાવ માત્ર મહારાજા કરે. આજે કોઇ બચાવ કરનાર ન મળે.

વડોદરા રાજ્યની વિશિષ્ટતા એવી છે કે ત્યાં અમુક કામ માટે નોકરો નીમાતા નથી પણ અમલદારોને રોકવામાં આવે છે અને પછી તેમને માટે યોગ્ય કામ શોધી કાઢવાનું રહે છે. આવી શોધમાં વરસેક નીકળી જાય છે અને તેટલામાં જો એ માણસમાં કાંઈ આત્મશ્રદ્ધા તથા સ્વમાન હોય તો તે નાસી જાય છે અને મામુલી માણસ હોય તો ગમ્મત કરે છે. જે માણસને પોતાના કામમા શ્રદ્ધા નથી તે પોતાના રાજ્યનું કે દેશનું શું ઉજ્જ્વળ કરશે? ગુજરાતના કવિવર ન્હાનાલાલ કવિ એમનાં "ચિત્રદર્શનો" માં લખે છેઃ

"વડોદરાનો જુવાન અમલદાર વર્ગ નિરખી આંખ ઠરે ને આશા જન્મે એવું છે. ઇંગ્લાંડ અમેરિકા સમા બુદ્ધિવૈભવી દૂર દેશાવરમાં જઇ બુદ્ધિવૈભવ ને પ્રજાકલ્યાણની કર્તવ્યભાવના વ્હોરી આવેલા ગાયકવાડ મહારાજાના એ મદભર મલપતા આશાઅભિલાષકર્તવ્યપ્રેરણાવન્તા નવચેતન વછેરા ગરતના ચક્રના પહેલા જ ફરશોંગમાં કેમ થાકી લથડે છે? એમનાં તંગ ને લગામ અતિ ઢીલાં છે કે અતિ સખ્ત? અસવારની ચાબકનો ભય એમને વિશેષ છે કે પ્રેરણા? પ્રજાઉદ્ધારના કર્તવ્યખેલ ખેલવાને બદલે આજે તો એ યૌવનમંડલ અમલદારોની કલબમાં ખેલ ખેલે છે, ને એ હારજીતને જીવનની હારજીત માનવા જેવું કરે છે. મહારાજને ફારસી કહેવત માહિત હશે જ કે તેજીને ટકોરો બસ છે."

જ્યારે અમલદાર વર્ગ પોતાના કામમાં નિરૂત્સાહી તથા બેદરકાર હોય ત્યારે કારકુની રાજ જામે છે. વડોદરાનો કારકુન વર્ગ બાહોશ, અત્યંત ખટપટી, અને મુત્સદ્દી છે. એમને પેશવાઇ મુત્સદ્દીપણાનાં છાંટા ઉડયા છે. કોઇ અગત્યનો પ્રશ્ન ઉપસ્થિત થાય તો તેનો ઉંવટનો નિર્ણય કર્યો વગર કેવી રીતે નીકાલ કરવો તે કારકુન જ સૂચવી શકે. પોતે કામમાં ડુબી ગયા છે એમ બતાવવાને નવા રસ્તા શોધી શકે છે, સ્હેલાણી અમલદારો મોટી છોટી સહીઓ તાણે છે, એક ચોકડી કરી હોય ત્યાં છોટી અને બે કરી હોય ત્યાં મોટી, આવી કારકુની રાજ્યની ચાલાકી છે.

આ તો જુવાન વર્ગ વિષે ટીકા થઈ; પણ કમનસીબે વૃદ્ધ વર્ગ પણ છે. વડોદરાના નોકરો ચાળીસ વર્ષે ઘરડાગ છે. શક્તિહીન અને ઉત્સાહ વગરના કેટલાયે અમલદારો પોપાય છે! તેમને ક્યારનાએ પાંજરાપોળમાં મુકી દેવા જોઇએ તેને બદલે ટકાવી રાખવામાં આવે છે. પોતે કામ ન કરે અને બીજાને આડે આવે એમ કરીને આખી નોકરશાહીને બગાડે છે.

કવિરાજ કહે છે કે "મહા આશયને અભાવે દક્ષિણી ને ગુજરાતી, હેમાંયે બ્રાહ્મણ ને મરાઠા ને નાગર, એવા ઘોળ જેવું થયું છે." પક્ષાપક્ષીને લીધે સમયનો ને શક્તિનો ગેરવ્યય થાય છે. જે સમય શેષ રહે છે તે પગાર, પ્રમોશન, પેન્શન, બદલીઓ, વિગેરેની કુથલી અને ચાડીચુગલી કરવામાં જાય છે અને વર્ષની આખરે બધા લાંબાં લાંબાં વાર્ષિક નિવેદનો ચીતરી કાઢે છે.

વડોદરામાં દશેરાની સ્વારી નીકળે છે તે ગુજરાતમાં વખણાય છે. સુંદર શણગારેલા મોટામોટા હાથીઓ પર મહારાજા તથા અમલદારો શહેરમાંથી પસાર થાય છે. બાજુ પર જે મકાનો આવેલાં છે તે એટલાં નાનાં, ઠુંઠાં, સાંકડાં અને દરિદ્ર છે કે સ્વાભાવિક રીતે વિચાર સ્ફુરે છે કે એક બાજુએ કેવો ભપકો, ડૉળ અને દમામ અને બીજી બાજુએ કેવી કંગાલ સ્થિતિ! વડોદરાની પ્રજા અજ્ઞાન, જુના વિચારની, નિરૂદ્યમી, સાહસ વિનાની છે. ભાગ્યે અમદાવાદમાં વેપાર

ઉદ્યોગ વધ્યે જાય છે, વડોદરા ભર ઉંઘમાં સુતું છે. વડોદરાની મીલો ઘણીખરી વડોદરાની પ્રજાની નથી. વડોદરાના ઉંચા અમલદારો વડોદરાની પ્રજામાંથી પેદા થયા નથી. વડોદરા કૉલેજ તથા કળાભવનના વિદ્યાર્થીઓ વડોદરા બ્હારથી ઘણા જ આવે છે. આજે ચાળીસ વર્ષથી વડોદરામાં કૉલેજ છે પણ ખરા વડોદરા શહેરની પ્રજામાંથી કેટલા ગ્રેજ્યુએટ થયા? આજે વડોદરામાં મોટા વેપારી કેટલા છે! કેટલા ઝવેરી છે?

જેમ બ્રિટિશ હિન્દમાં નોકરો પૈસા કમાઇને પોતાને દેશ ચાલ્યા જાય છે તે જ પ્રમાણે વડોદરામાં બ્હારના નોકરો નોકરી કરી, પેન્શન લઇને ગુજરાતમાંથી ચાલ્યા જાય છે. શિક્ષિત, અનુભવી તથા હરેક માણસો પ્રજાકીય ઉન્નતિમાં હિસ્સો આપવાને રહેતા નથી, તેથી વડોદરા રાજ્યને અત્યંત અન્યાય થાય છે. હુશીઆર અને મોટી આશાવાળા સજ્જનો મુંબઇ કે અમદાવાદમાં જઇને વસે છે, એટલે વડોદરાના નસીબમાં માત્ર કચરો જ રહ્યો.

એકંદરે, આજે વડોદરામાં નથી મહારાજા, નથી સારો અમલદાર વર્ગ, નથી સારો પ્રજાકીય વર્ગ. આસપાસ ચોગરદમ સ્વરાજની તૈયારીઓ ચાલી રહી છે ત્યારે વડોદરા કુંભકરણની ઉંઘમાં પડી રહ્યું છે. મુખ્ય કારભારી સભાને મદદ કરવા માટે કે સલાહ આપવા માટે એક ધારાસભા છે; વડોદરા રાજ્યમાં ભાગ્યે એક પણ માણસ એવો હોય કે જેને ધારાસભા પ્રત્યે માનની લાગણી હોય. અમલદારોના મુત્સદ્દીપણાને લીધે તથા પ્રજા નાહિમ્મત હોવાને લીધે ધારાસભા માત્ર ફારસરૂપ છે, અને હાલમાં વડોદરામાં રહેતા સુવિદ્વાન ગૃહસ્થ રા. મટુભાઇ કાંટાવાળાને તેમાં નીમ્યા ત્યારે સ્વમાનને ખાતર તેમણે અસ્વીકાર કર્યો. કવિ ન્હાનાલાલ ઠીક કહે છે: "ગમે તો ધરતીમાં કસ નથી, ગમે તો પૂરતાં ખાતરપાણી નથી, ગમે તો એટલો ચતુર ને કાર્યદક્ષ બાગવાન નથી." કારણ ગમે તે હશે પણ વડોદરા મૃત્યુપ્રાય છે, શુષ્ક છે, ભયંકર હાલતમાં છે. કવિશ્રી ન્હાનાલાલે મહારાજા સયાજીરાવનું ચિત્ર આલેખ્યું તેને ૭ સાત વર્ષ થયાં હશે. એ ભાઇ ઘણા જ ઉદાર મનના છે, હિંદી રાજ્યો માટે તેમને પુરેપુરો આદરભાવ છે. તેમણે વડોદરા રાજ્ય વિષે લખ્યું છે તે લંબાણથી ટાંકું છું:

"મહારાજ સયાજીરાવના પાંત્રીશ વર્ષના અખંડ પરિશ્રમને ઘણાં ફળફુલ આવ્યાં છે, છતાં એ ખરૂં છે કે વડોદરાની વાડીઓમાંની કેટલીક હજી ફળી નથી. 'ભાગ્યું ભાગ્યું ત્હોયે ભરૂચ' એવું વડોદરા રહ્યું છે, અને અમદાવાદ કે મુંબાઇ જેવું થયું નથી. વડોદરાના સુન્દર રાજમહેલો, વડોદરાનાં વિશાળ કૉલેજ, કોઠી, ન્યાયમન્દિર, પુસ્તકશાળા, સંગ્રહસ્થાન એ સર્વ રાજમન્દિરો, સ્થૂલ ને સૂક્ષ્મ ઉભય રીતે મહારાજે ધરાવેલા પાટનગરના ઉપયોગી શણગાર છે. પણ વડોદરાનાં પ્રજામન્દિરો ક્યહાં? મુંબાઇમાં રાજમન્દિરની પરોશમાં જ શારદામન્દિર છે અને સેક્રેટરિયેટ, હાઇકૉર્ટ ને તારઓફિસની માલા સમોવડો જ બોરીબન્દર ને પ્રજામન્દિરના મહેલનો ચોક છે. અમદાવાદના પ્રાચીન કિલ્લાના વિશાળ ચોકમાં જ કારંજ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી ને નાગરિકોની પુસ્તકશાળા છે. મજૂર વર્ગના હૃદયમાંથી ઉડતા હોય ત્હેવા મિલચીમનીઓના ધુમાડા મુંબઇ અમદાવાદમાં જાણે પરમેશ્વર પાસે ફરિયાદે જતા આકાશમાં ઠામઠામ ઉડતા દેખાય છે. મોટર, ઘોડાગાડી, ટ્રામની ધમાલ, જાણે દોડતા જતા હોય તેવી લોકોની ગિરદી, છલકાતી ભરેલી દુકાનો, ઉદ્યોગી ને ખંતીલા દુકાનદારો, સન્ધ્યાએ અન્ધ્યાએ નગરનો મેળો હોય ત્હેવી ધોરી માર્ગની ભીડ; લોકસમુદાયની જાગૃતિ અને પ્રવૃત્તિનાં એવાં ચિન્હો વડોદરામાં આવ્યાં નથી. અમલદાર વર્ગ પાસે સત્તા જબરી છે, એટલે સત્તાનો આડંબર વિશેષ રાખવો પડે છે. મહારાજને કરવાના અભિલાષો છે, કરાવવાના નથી. દેશી રાજ્યોમાં પ્રજાનાયકોને કાજે રાજપ્રવૃત્તિથી નિરાળું અસ્તિત્વ કે સ્થાન હજી રચાવું બાકી છે. આ સંજોગોમાં મહારાજના આદર્શ ને આકાંક્ષા છતાં સાધનના અભાવે પ્રજાવિકાસનું લક્ષ્ય હજી વડોદરામાં સધાયું નથી. ગાયકવાડના વેરાયેલા પ્રાન્તો સમી ગાયકવાડની પ્રજાયે હજી વિખૂટી ને વેરાયલી જ છે. મહારાજના વિશ્વાસુ દાક્તર બટુકરામના પુત્રરત્ન ડૉ. સુમન્ત મહેતા અને ત્હેમનાં સદ્ભાવનાવન્તાં ધર્મપત્ની અ. સૌ. શારદાગૌરીને પોતાની પ્રજાસેવાની અભિલાષાઓ પરિતર્પવા સૂરત ને અમદાવાદને આશ્રયે જવું થયું. ગમે તો ધરતીમાં કસ નથી, ગમે તો પૂરતાં ખાતરપાણી નથી, ગમે તો એટલો ચતુર ને કાર્યદક્ષ બાગવાન નથીઃ ગમે તે કારણ હો પણ અગ્નિહોત્રના અખંડ અગ્નિ સમી મહારાજના અન્તરની અભિલાષજ્વાલા નિત્ય પ્રજ્વલિત છતાં પ્રજાજીવનમાં હજી વસન્તની ઉષ્મા આવી નથી."

વડોદરાના મહારાજા વાક્ચાતુર્યથી છેતરાતા આવ્યા છે, અને મોટી મોટી યોજનાઓની લાંબીચોડી વાત કરનારા એમને આંજી શકે છે. ઠંડા મીજાજના, શાણા, થોડુંબોલા માણસોની કિમ્મત ઠીક અંકાતી નથી. રાજ્યમાં સુધારા કરવાની એટલી ઉતાવળ હોય છે કે

આબકારીમાંથી ૨૯ લાખ રૂપીઆની આવક થાય છે. વડોદરાના હિંદુ રાજા, અને તે પણ વળી સુધારક કહેવાતા, તેમણે દારૂ અટકાવવા માટે શું કર્યું? એવો પ્રશ્ન પૂછી શકાય. સરકારી રાજનીતિ હવે તો ખુલ્લી થઇ છે. કાળીપરજની જાગૃતિ વખતે સરકારે મદદ કરી હોત તો એક લાખની ઉપરાંત માણસો દારૂમાંથી બચી જાત, પણ સરકાર તટસ્થ પણ ન રહી અને તેણે અનેક બ્હાને કનડગત કરી. સરકારી અમલદારોને કાંઈ ન સૂઝે તો "ન્યાય અને શાન્તિ"નું બ્હાનું હમેશ જડી આવે છે. નવસારી પ્રાંતમાં સરકારનાં પરાક્રમ કેટલાં ગેરવ્યાજબી હતાં તે સુબાની બદલી કરવાથી જણાઈ આવ્યાં છે.

વડોદરા રાજ્યની સુધરાઇઓ તથા લોકલબોર્ડોમાં ખરો જીવ જોવામાં આવતો નથી. તેનાં કારણો અનેક છે. પૈસાની તંગીને લીધે મોટાં કામો ઉપાડી લેવાતાં નથી. સરકારી અમલદારો હજાર રીતે નડે છે, ચુંટણીઓમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે માથું મારે છે અને પછીથી પણ તેમની દખલગીરી ચાલુ રહે છે. કેટલાંક બોર્ડોમાં સારી રકમ જમા રહી છે. તે નહીં ખર્ચવાનો દોષ પ્રજા પર મુકાય છે. પણ જે અમલદારો દરેક બાબતમાં માબાપ હોવાનો દાવો કરે છે તેમની ગેરકાળજીને માટે તેમને સજા થવી જોઇએ.

વૈદક ખાતાનો મુખ્ય ખર્ચ વડોદરા શહેરમાં થાય છે, અને ગામડાંનાં દવાખાનાંમાં પુરતી દવા મળતી નથી. વડોદરાના દવાખાનાનું મકાન બહુ સારૂં છે પણ ત્યાંનું કામ વખણાતું નથી. પ્રજાને સારી સારવાર અને સત્વર મદદ જોઇએ તેને બદલે ડોળ અને દંભ થઇ રહ્યો છે. ખાતાના ઉપર જોઇએ તેવી દેખરેખ નથી. ગામડાંના દવાખાનાંની સંખ્યા બહુ જ ધીમે વધે છે, અને એમ કહી શકાય કે આખું ખાતું 'તીન દીનમેં અઢાઈ કોસ' પણ આગળ ચાલતું નથી.

આરોગ્ય ખાતાની ફરજ ચોકખી જણાય છે તે બજાવવાને બદલે ખોટું ખોટું કામ ચાલી રહ્યું છે. જે મ્યુનિસિપાલિટીઓ પાસે પૈસા નથી તેને દર વર્ષે એકની એક સલાહ આપવામાં શો ફાયદો છે? રાજ્યના ઘણા ભાગોમાં ચોકખું પાણી પીવાનું સાધન નથી તેની વ્યવસ્થા આ ખાતું કરે, અને દરેક પ્રાન્તમાં પુરતું ગામડામ મેળવી આપે તો કીમતી કામ કર્યું કહેવાય. સંખેડા તાલુકાના લોકોને પીવાનું પાણી પૂરૂં મળતું નથી તે જરૂરીઆત પુરી પાડવાને બદલે આખા રાજ્યમાં રખડપટ્ટી કરવાથી પ્રજાનું આરોગ્ય શી રીતે સુધરશે! ચોકખું પાણી અને ચોકખી હવા એ પહેલી જરૂરીઆતો પુરી પાડયા પછી બીજું કામ હાથમાં લઇ શકાય.

સહકારી ખાતાનું કામ પણ ઘણું મંદ ચાલે છે. મુંબઇમાં બીનઅધિકારીઓનું મધ્યસ્થ સહકારી મંડળ થયું છે તે રસ્તે વલણ થવું જોઇએ, અને સહકાર્યની વ્યવસ્થાને ખાતાએ બાઝી રહેવાને બદલે બીનઅધિકારીઓને હસ્તક સોંપવાની તજવીજ કરવી જોઇએ.

કેળવણી ખાતાનું કામ તો ઘણુંજ કાચું છે. પ્રાથમિક કેળવણીના પ્રચારનો લાભ નીચી ગણાતી કોમોને મળ્યો નથી. મુંબાઇ ઇલાકાના ૧૯૨૧ ના વસ્તીપત્રકના રિપોર્ટમાં આ બાબત વિગતવાર ચર્ચા થયેલી છે. કડી પ્રાન્તમાં હજારો ઠાકરડા છે તેમની કેળવણીને માટે શું ઇલાજો લેવાયા છે? કન્યાકેળવણી માટે જોઈએ તેવી કેળવાયલી શિક્ષિકાઓ નથી. વડોદરા શહેરની હાઇસ્કુલ શિવાય આખા રાજ્યમાં કોઇ ઠેકાણે કન્યાઓને અંગ્રેજી કેળવણી મળી શકે એમ નથી. પોલિસ ખાતાએ ધાડપાડુઓને પકડયા છે પણ ગામડાંઓમાં તેમનો ત્રાસ ઘણો હોય છે. રક્ષક હોવાને બદલે ભક્ષક કહેવાયા છે તે માત્ર શબ્દરમુજ નહીં હોય, પણ આંતરવેદનાની ચીસ હશે.

મુલકી તથા જંગલખાતાના નિયમો બેહુત કે પ્રજાના લાભમાં નથી; પણ કારકુની રાજ્યમાં નિયમ, નિબંધો, સકર્યુલરો, સુધારાઓનું પુષ્કળ જોર છે. તે બધાનો ફાયદો કારકુન તલાટીઓને મળે છે, અને દુઃખ ગરીબ પ્રજાને છે. આ બધા નિયમોમાં સરકારી આવક વધારવા તથા સરકારના હકો વધારવા તરફ લક્ષ અપાયું છે. તે બધાની ચોકસ તપાસ કરી તેમાં જોઇતો ફેરફાર કરવો જોઇએ.

ખરી હકીકત એવી છે કે રાજ્યમાં કોઇ પ્રજાના હિતનું રક્ષણ કરનાર નથી; અધિકારીઓ ટુંકી દષ્ટિવાળા થઇ જાય છે અને સરકારને વ્હાલા થવા જાય છે. ધારાસભાનો અવાજ કાંઇક સંભળાય છે, અને અપવાદ રૂપે કેટલીક વખતે અમલદારો પણ સમજુ નીકળે છે. પણ, જે રાજ્યમાં નોકરશાહીની અક્કડતા તથા તેના ઉપર દેખરેખની ખામી હોય તેને સુધારવાનો રસ્તો એક જ છે. જો પ્રજામાં જાગૃતિ હોય તો નોકરશાહી સ્હેજમાં સીધીદોર થઇ જાય. વડોદરાની

પ્રજા ઉદાસીન છે. વડોદરાની પ્રજાને નોકરશાહીએ કચડી નાંખી છે. વડોદરામાં છાપખાનાનો સખત કાયદો છે એટલું જ નહીં પણ છાની છુપી કનડગત ઘણી છે એમ કહેવાય છે. તેનું પરિણામ કોઈ પણ માણસ જોઈ શકે એવું ખુલ્લું છે. સુરત અમદાવાદનાં છાપાં જે છુટથી પ્રજામત જાહેર કરી શકે છે તેવું છાપું વડોદરામાં ટકી શકે નહીં. "નવ ગુજરાત" ની જે ટીકાઓ આપણે તદ્દન મોળી ગણી કાઢીએ તે વડોદરાની સુંવાળી નોકરશાહીને અત્યંત કડક અને અસહ્ય લાગે છે. વડોદરામાં સભાબંધીનો કાયદો એટલો સખત છે કે કોઇ પણ જાહેર સભા ભરવી મુશ્કેલ થઈ પડે. વડોદરા રાજ્યમાં પુસ્તકાલયો માટે સારાં મકાનો બંધાયાં છે તેમાં જાહેર સભા માટે વિશાળ હૉલ હોય છે પણ ભાષણો થતાં નથી, કારણ કે અમલદારોને રાજ્યદ્રોહની ગંધ ક્યારે આવશે તે કહી શકાતું નથી. આગળ પડતા દેશસેવકોના ટાંટીઆ તોડી નાંખવાનો પ્રયત્ન થાય છે અને સરકાર સામે ટીકા કરનારને મોઢે ડુચો મારવા પ્રયત્ન થાય છે. શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ ડેપ્યુટેશન લઇને મહારાજાને મળવાના હતા તે મળી શક્યા નહીં. અમદાવાદના શ્રી મગનભાઇ ચતુરભાઇ પટેલને રાજ્યમાં આવવાનો મનાઈહુકમ થયેલો સંભળાય છે. તેવો જ હુકમ સુરતના શ્રી દયાળજી ઉપર નીકળેલો. રાજ્યના જુના પ્રતિષ્ઠિત નોકરો શ્રી દેશપાંડે તથા શ્રી અબ્બાસ તૈયબજી ઉપર સરકારની મહેરબાની નથી. અને નવસારીમાં કાળીપરજ પ્રકરણ વખતે દાક્તર સુમન્તની પછવાડે પોલિસો બંદુક લઇને સભાઓમાં ગયાનું વર્ણન આ માસિકમાં જ આવ્યું છે. પેટલાદમાં શું થાય છે તે જોવાનું રહ્યું છે.

પ્રજા વર્ગના આગેવાનો જ્યાં સુધી સલામો ભરે ત્યાં સુધી તેમને ઉત્તેજન અપાય છે. સ્વતંત્ર વૃત્તિ જોવામાં આવી એટલે દુશ્મન થઈ પડે છે. અમલદારોથી જરા પણ ટીકા ખમાતી નથી અને પ્રજાવર્ગને હલકી પાડવાની ટીકા હમેશ કરે છે. પ્રજાવર્ગના આગેવાનો પોતાના વખતનો, પોતાના પૈસાનો વ્યય કરીને પોતાનાં બીજાં કાર્યો ઉપરાંત કામ કરે છે તે તેમના લક્ષમાં શાનું આવે? પ્રજાવર્ગને મુસાફરીની, રહેવાના મકાનની શી સગવડ હોય? એટલે તેમના કામમાં સેંકડો મુશીબત નડે. સરકારની ગેરમહેરબાની વ્હોરી લેનાર પણ કેટલા નીકળે? અને અમલદારને અનુકૂળ ન પડે એવી સ્વતંત્ર ટીકા કરી એટલે ગમે તેવા પ્રતિષ્ઠિત ગૃહસ્થને ચળવળીઆ તરીકે ગણી કાઢીને આખા રાજ્યનો સંચો તેને કચડી નાંખવાને મંડી જાય. વડોદરાના મહારાજાએ આ બાબત ખુબ વિચાર કરવો ઘટે છે. જ્યાં સુધી રાજ્યમાં પ્રમાણિક અભિપ્રાયને સ્થાન નથી મળતું ત્યાં સુધી પ્રજાની ઉન્નતિ થવાની નથી, અને અમલદારોનો ત્રાસ ઓછો થવાનો નથી. સંગીન પ્રજામત એ જ અમલદારના ત્રાસનું ઓસડ છે.

આશરે બે વર્ષ ઉપર સરકારી ખર્ચમાં કાપકુપ કરવા માટે એક સમિતિ નીમાઇ હતી. તેનો રિપોર્ટ હજી બહાર પડ્યો નથી, પણ તેની કેટલીક સુચનાઓનો અમલ થતો હોય એવું સંભળાય છે. સરકારી નોકરીમાં માણસોની ચુંટણી થાય છે તે પદ્ધતિ જ બીલકુલ ખોટી અને ભૂલભરેલી છે. પગારનો આધાર પણ સ્થિતિ કે લાયકાત પર નથી હોતો પણ મહારાજાની મરજી ઉપર રહે છે. પગારમાં વધારો મળવાને માટે નિયમો છે તે ઉપરાંત દેશી રાજરજવાડાના અનેક માર્ગો હોય છે તે પણ આ રાજ્યમાં ઉઘાડા છે. કાપકુપ સમિતિએ મોટો ઝટકો કેળવણી ખાતા ઉપર માર્યો છે. સમિતિનું નિવેદન પ્રકટ થયા શિવાય એની ટીકા કરવી મુશ્કેલ છે. પણ જે હકીકતો બહાર પડી છે તેના ઉપરથી બે ચીજ તો નક્કી થાય છે કે. (૧) સમિતિએ રાજ્યકારભારના મૂળ સિદ્ધાંતો તપાસ્યા નથી; અને (૨) દરેક ખાતાંમાંથી થોડીઘણી કાપકુપ કરી છે. હવે ખરું જોતાં કાપકુપ તો એટલી બધી થઈ શકે કે લાખો રૂપીઆની બચત થાય, અને તેમાંથી ઘણો ભાગ જે પ્રગતિ ખાતાં છે તેમાં વાપરી શકાય. પણ જે રાજ્યકારભારમાં નથી ઉંડો વિચાર કે નથી દેશહિતની દાઝ, તેમાંથી કેવી આશા રાખવી? ગામડાંના ખેડુતની સ્થિતિ ને તેની રહેણીકરણી સુધરે, તેને સારાં હવાપાણી અને ખોરાક મળે, તેને જ્ઞાન મળે, ગામપંચ માર્ફત ગામડાંના દરેક પ્રશ્નનો તે નીકાલ કરતો થઈ જાય, પોતાના ગામને તંદુરસ્ત અને સુંદર બનાવે એવી રાજ્યની યંત્રણા હોવી જોઇએ. આજે તો તેને બધી સંસ્થાઓના ખોળીઆનું દાન કર્યું છે પણ જમીન મહેસુલમાં એવો નીચોવી નાખ્યો છે કે તેનામાં કોઇ પણ પ્રકારના સુધારા કરવાનું જોર કે પૈસો રહેતો નથી. પોતાના છોકરાને કેળવણી આપવી, રહેવાના ઘરમાં સુધારો કરવો, રોગ અટકાવવા માટે જરૂર પુરતાં પગલાં લેવાં, પંચાયતો તથા સભા-

ઓમાં ભાગ લેવો, આ સર્વને માટે શકિત તથા પૈસાની કાંઇક છુટ હોવી જોઇએ (Surplus money and energy). રાજ્યકારભારીઓએ પ્રજામત ખીલવવો જોઇએ. તેને માટે સંસ્થાઓ સ્થપાય પણ પ્રજામત ઉપર અનેક રીતના અંકુશ મુકાય એટલે પ્રજામત કચડાઈ જાય છે. જે સ્વતંત્ર વિચાર દર્શાવે છે તેમને લગભગ બહારવટીઆના જેવું જીવન ગાળવું પડે છે. આવી સંકુચિત રાજ્યનીતિથી દેશનું ભલું શી રીતે થાય? ધારાસભાના સભાસદોને અભ્યાસ કરવા માટે સારી વ્યવસ્થા નથી. પ્રજાવર્ગના આગેવાનોને જોઇતા રિપોર્ટ મેળવવામાં મહાન મુસ્કેલીઓ નડે છે. પ્રજામંડળ, ખેડુતમંડળની પ્રવૃત્તિ તરફ અણગમો અને તિરસ્કાર બતાવવામાં આવ્યો છે. જ્યાં સરકારનાં વખાણ થતાં એવી પંચાયત પરિષદને પણ ફત્તેહ મળી છે. સરકારની અથવા સ્થાનિક અમલદારોની ખુશામત કરે તેવા પ્રજાજનોને આગળ પાડવામાં આવે છે, અને તેમની માર્ફત પ્રજામતમાં કુસંપ જગાડાય છે.

આવી દુઃખભરેલી સ્થિતિ વડોદરા રાજ્યની છે. બીજાં દેશી રાજ્યો કરતાં તે સારી છે કે નહીં એ પ્રશ્ન અહુ અગત્યનો નથી. દેશી રાજ્યે સ્વરાજ્યની ઝાંખી કરાવવી જોઈએ, તે વડોદરા કરાવે છે? બોરસદ તાલુકો કે સુરત જીલ્લો વડોદરા રાજ્યમાં ખુશીથી આવે? દરેક અમલદાર નરાબ છે એવી ટીકા કોઇ કરે જ નહીં. પણ રાજ્યકારભારનો સંચો બગડી ગયો છે અને રાજ્યમાં કોઈ કુશળ ઇજનેર જણાતો નથી. જ્યારે કારીગર પોતાના કામમાં લીન થઇ જાય ત્યારે જ તેવું કામ સુંદર નીવડે. એવા કારીગરો વડોદરાના રાજ્યકારભારમાં છે? કે પોતાના સ્વાર્થમાં ડુબેલા હોય છે? નબળી પ્રજા ખુશામતીઆ હોય છે તેથી અમલદાર વર્ગને મીજબાનીઓ આપે છે. પ્રમાણિક અને કર્તવ્યનિષ્ઠ અમલદાર મીજબાની સ્વીકારે જ નહીં. પોતાના પગાર ઉપરાંત વધારે મેળવવાનો લોભ હોવો ન જોઇએ. એક અમલદારે ઠીક કહ્યું હતું કે વડોદરામાં ભથ્થાના બધા પૈસા બચાવવા તરફ લક્ષ હોય છે. મીજબાનીની બાબતમાં મોટા અમલદારો વધારે ગુન્હેગાર છે. અમલદારીનું કામ પોતાના ધર્મ તરીકે સ્વીકારાયું નથી, રોજના મજુર તરીકે ગણાયું છે. તેમને અંતઃકરણની લાગણી નથી, પ્રેમ નથી. મહારાજા સયાજીરાવના વડોદરાનું આજે ખંડીએર જોવામાં આવે છે. તેનું દર્શન આ નિવેદનમાંથી નહીં થાય પણ વડોદરા શહેરમાં ત્રણ દિવસ ગાળવાથી થઇ શકશે.

દેશી રાજ્યને માટે આવી સખત ટીકા કરવામાં કોઇને આનંદ ન થાય. વડોદરાના મહારાજા જે ધારે તો હજી સુધારો થઇ શકે. રાજ્યની અધોગતિ અટકાવવા માટે જ આ ટીકા કરી છે. ગમે તેવી નમાલી સમિતિ નીમવાથી સુધારો થવાનો નથી. જો વ્યાધિ સખત હોય તો ઈલાજ પણ સખત લેવા પડે છે. વડોદરા સખત બીમારી ભોગવે છે. એનું દર્દ સાધ્ય છે કે અસાધ્ય, તેને જોઇતો વૈદ્ય મળશે કે કેમ એ તો ઇશ્વર જાણે.

સત્યાનંદ

# કાયદામાં સ્ત્રીને થયેલો અન્યાય

## (એક ખુલાસો)

'યુગધર્મ'ના વૈશાખ માસના અંકમાં 'કાયદામાં સ્ત્રીને થયેલો અન્યાય' એ નામે મેં એક લેખ મોકલ્યો હતો. અષાડ માસના અંકમાં તેના ઉત્તર રૂપે રા. નરસિંહભાઈ પટેલે બીજો લેખ લખ્યો હતો. આ લખવામાં રા. નરસિંહભાઇની કંઇ ગેરસમજ થઇ હોય એમ લાગવાથી તેનો ખુલાસો કરવાની અગત્ય મને જણાય છે.

મારા લેખમાં બતાવેલી ભાવનાઓનો આત્મા ધાર્મિક નહિ પણ આર્થિક છે એમ તેઓ કહે છે તે સત્ય છે કારણ કે આ વિષય જ આર્થિક બાબતનો છે. હિંદુ કાયદામાં વારસાની બાબતમાં સ્ત્રીને અન્યાય થયો છે. માત્ર એ બતાવવાનો મારા લેખનો હેતુ છે. તેને બદલે આર્થિક સ્વતંત્રતા મેળવવા માટે સ્ત્રીએ જાતે કમાઈને ધન એકઠું કરવું, એવી મારા લેખની મતલબ

સમજીને રા. નરસિંહભાઇએ આખો ઉત્તર લખ્યો છે. આવું ખોટું પ્રથમસત્ર (hypothesis) ઉત્પન્ન કરીને મેં નહિ કરેલી એવી દલીલના જવાબ તેમણે આપ્યા છે.

રા. નરસિંહભાઇ લખે છે કે "સ્ત્રીપુરૂષોનાં કર્મ-ક્ષેત્રોને એકાકાર કરી નાંખવાં એ સંસારને ભ્રષ્ટ કરી નાંખવા બરાબર છે." સ્ત્રી પોતાનું ગૃહ મૂકીને પુરુષના કર્મક્ષેત્રમાં દાખલ થાય એટલે કમાવા જાય એવો ઉલ્લેખ કે સૂચના પણ મારા લેખમાં એકે ઠેકાણે નથી. સ્ત્રીએ જાતે કમાઇને આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરવી, એ જો મારા લેખનો હેતુ હોય તો એમાં કાયદા બદલવાની શી જરૂર છે? કાયદો કંઇ સ્ત્રીને કમાવાની ના કહેતો નથી. તેમ જ સ્ત્રી કમાય તો પણ તે ધન પુરૂષનું કહેવાય એવો કાયદો કોઇ સ્થળે નથી.

તેઓ આગળ કહે છે કે "સંતતિને ઉંચા પ્રકારની બનાવીને સંસારને અર્પણ કરવાને બદલે જો સ્ત્રીઓ મોટી મોટી ઓફીસોમાં કામ કરવા જાય, જજ કે બેરીસ્ટર બને, ધારાસભામાં મત આપવા જાય તો તેથી પણ ઇષ્ટ પરિણામ આવે કે કેમ એ બાબત શંકાસ્પદ છે." સ્ત્રીઓએ ઓફીસમાં જવું, અથવા બેરીસ્ટર કે જજ બનવું એવું મેં ક્યારે અને ક્યાં લખ્યું છે? એવા અર્થનો એક શબ્દ પણ મારા લેખમાં જડશે નહિ. માત્ર સ્ત્રીઓ ધારાસભામાં જાય તો સારૂં એવી સૂચના મેં કરી છે ખરી. કારણ કે જ્યાં સુધી સ્ત્રીઓ પોતે ધારાસભામાં જશે નહિ, ત્યાં સુધી એમને થએલો અન્યાય કદી ટળવાનો નથી, એમ હું માનું છું. પુરૂષો પાસે એ આશા રાખવી વૃથા છે. પરંતુ સ્ત્રીઓએ ધારા-સભામાં જવું એટલે બધી જ સ્ત્રીઓએ પોતાનું ગૃહ તજી દઇને ધારાસભામાં દાખલ થઇ જવું એમ માનવા-નું કંઇ જ કારણ નથી. ગમે તે સ્થિતિ હશે તો પણ સંતતિને કેળવવાનું કામ તો સ્ત્રીએ જ કરવું પડશે. મેં બીજે સ્થાને પણ કહ્યું છે કે સ્ત્રીઓએ જાહેર જીંદગીમાં ભાગ લેવો એટલે બધી સ્ત્રીઓએ ઘરબાર છોડી દેવાં એવો અર્થ નથી. સ્ત્રીનું પ્રથમ કાર્યક્ષેત્ર તો ગૃહ જ છે. પુરૂષો ધારાસભામાં જાય છે ત્યારે પોતાનો ધંધો છોડી દેતા નથી. તેવી જ રીતે સ્ત્રીઓએ કરવાનું છે. સ્ત્રી તેમ જ પુરૂષ બન્નેએ કુટુંબ પ્રત્યેની ફરજ પુરી કર્યા પછી જ જાહેર કામ કરવાનું છે. જે પુરૂષોને માથે કમાવાનો બોજો વધારે હોય છે તેઓ જાહેર કામ કરી શકતા નથી. જેમને ધંધાની મહેનત ઓછી હોય છે તેઓ જ તે કરી શકે છે. તેવી રીતે સ્ત્રીઓમાં પણ જેમને ન્હાનાં બાળકો ઘણાં હોય અથવા ગરીબ સ્થિતિ-માં ઘરની જંજાળ બહુ હોય, તેમનાથી જનસમાજનું કામ થઈ શકે નહિ. હાલ તો હિંદુસ્તાનમાં એવી હજારો વિધવાઓ છે, કે જેમને માથે ઘર ચલાવવાની જવાબદારી બીલકુલ નથી. વળી ઘણી શ્રીમંત ઘરની સ્ત્રીઓને ઘરનું કામ બીલકુલ કરવું પડતું નથી. કેટલીક સંતાન વિનાની હોય છે. આ બધી સ્ત્રીઓ હાલ અશિક્ષિત હોવાથી તેમના સમયનો લાભ જનસમાજને કંઇ જ મળતો નથી. પરંતુ તેઓ જો કેળવણી પામેલી હોય તો ધારાસભામાં જઇને પોતાની જાતિનું હિત ઘણું કરી શકે.

જનસમાજમાં પુરુષે સ્ત્રીને હલકાં કામ સોંપ્યાં છે એમ કહેવાનો મારો હેતુ બીલકુલ નથી. સંતતિ-જનનનું કામ તો કુદરતે જ સ્ત્રીને સોંપ્યું છે. એટલે એમાં કંઇ કહેવાનું રહેતું નથી. ગૃહવ્યવસ્થાનું કામ હલકું છે એમ પણ મેં કહ્યું નથી. મારો લખવાનો અર્થ એટલો જ છે કે આ બે કામ સિવાય બીજાં સ્ત્રીઓથી થઇ શકે જ નહિ એવું પુરુષે સ્ત્રીને સમજાવ્યું છે. બીજાં બહારનાં કામમાં સ્ત્રીઓ માથું મારે, તો પુરૂષની સ્વતંત્રતા જતી રહે એટલા માટે તેણે આમ કર્યું છે. ખાસ કરીને જનસમાજના નિયમો રચવામાં પુરુષે સ્ત્રીનો અભિપ્રાય કદી પૂછયો જ નથી. પોતાને અનુકૂળ પડે તેવા જ નિયમો ઘડયા છે. વળી સ્ત્રીને અજ્ઞાન રાખવાનું કારણ એ હતું, કે તે અજ્ઞાન હોય તો જ પુરૂષને આધીન રહે. શિક્ષણ પામે તો પુરૂષની સત્તા નીચે રહેવાનું કબુલ કરે નહિ. રા. નરસિંહભાઈ કહે છે કે "અન્યાય કરનાર અને અન્યાય સહેનાર બન્નેનો દોષ છે." તે મને સત્ય લાગતું નથી. જનસમાજનો કોઇ પણ એક સમુદાય બીજા સમુદાય પર સત્તા ચલાવે છે, ત્યારે તેને તે જાણી જોઇને અજ્ઞાન રાખે છે. તેનો મોટો દાખલો આપણા દેશમાં અંત્યજ કોમોનો છે. આપણે અંત્યજોને એટલા માટે જ અજ્ઞાન રાખ્યા છે, કે તેઓ પોતાની પરતંત્રતા સમજી શકે નહિ. જો તેઓ તદ્દન અજ્ઞાન હોય તો પછી અન્યાય સહેવા માટે તેમનો દોષ કેવી રીતે કહાડી શકાય? તેવી જ રીતે બીજો દાખલો અમેરિકામાં ગુલામોનો હતો. યુરોપીઅન પ્રજાએ જેમને પશુ જેવા અજ્ઞાન રાખેલા. તેવા ગુલામો મુંગે મ્હોંડે અન્યાય સહન કરે, તેમાં તેમનો શો દોષ?

પોતાને અન્યાય થયો છે એવું જેને ભાન જ ન હોય, તે અન્યાય દૂર કરવાનો પ્રયત્ન શી રીતે કરે? આવી સ્થિતિમાં હું તો માત્ર અન્યાય કરનારનો જ દોષ ગણું છું. હિંદુસ્તાનની સ્ત્રીઓની સ્થિતિ અંત્યજો અથવા ગુલામો જેવી છેક ખરાબ નથી. પણ તેમની પ્રતિષ્ઠા હલકી થઇ છે, તે માટે સ્ત્રીઓનો પોતાનો દોષ બીલકુલ નથી એમ મને લાગે છે.

પિતાના વારસામાંથી પુત્રીને થોડો ભાગ મળવો જોઈએ એમ મેં લખ્યું છે. તેનો અર્થ રા. નરસિંહભાઇ એમ સમજ્યા છે, કે સ્ત્રીની આખી જીંદગી સુધી એમાંથી જ તેનું પોષણ થવું જોઇએ. એવો અર્થ નથી; કારણ કે દરેક પિતા કંઇ વારસો મૂકી જતો નથી. પારસી, મુસલમાન વગેરે કોમોના કાયદામાં સ્ત્રીને સંપૂર્ણ ન્યાય મળ્યો છે, એવું મેં લખ્યું જ નથી. માત્ર પિતાની મીલકતમાંથી પુત્રીને થોડો ભાગ મળે છે, એટલું જ કહ્યું છે. તે ઉપરથી એમના કાયદા આદર્શરૂપ છે એમ શા માટે માની લેવું? હિંદુ સ્ત્રીના વારસાના કાયદામાં સુધારો થાય, તો સ્ત્રી સંપૂર્ણ રીતે સુખી થઇ જાય, અથવા જનસમાજમાં તેની પદવી આદર્શરૂપ થાય એવું મારા લેખનું તાત્પર્ય બીલકુલ નથી. કાયદામાં સુધારો થાય તો સ્ત્રીના અનેક દુઃખોમાંનું માત્ર એક ટળે, એટલું જ થાય.

રા. નરસિંહભાઇ લખે છે, કે સ્ત્રીઓને વારસો આપવાથી લાભ થતો હોય, તો પણ હાલ હિંદુ સમાજમાં વારસામાં ધન આપી શકે એવાં કુટુંબ ઘણાં ઓછાં છે. ધારો કે આપણા દેશમાં હાલ ગરીબાઇ હોય અને ધનવાન કુટુંબ થોડાં હોય, તે માટે સ્ત્રીને વારસામાં હક ન મળવો જોઇએ એમ કહી શકાય? આપણે કાયદાના સિદ્ધાંતની વાત કરતાં હોઇએ, ત્યાં વસ્તુસ્થિતિ ગમે તેવી હોય તેથી શું તે સિદ્ધાંત ખોટો કહેવાય? સ્ત્રીને વારસામાં ધન આપી શકે એવું કુટુંબ હિંદુસ્તાનમાં એક જ હોય, તો તેને પણ ન્યાય મળવો જોઇએ. કદાચ એક ન હોય, તો પણ કાયદો અયોગ્ય હોય તો તે બદલવો જ જોઈએ.

પુરૂષને દુરાચાર કરવાની જેટલી છૂટ છે, તેટલી સ્ત્રીને મળવી જોઇએ, એમ મારૂં માનવું નથી. પણ સ્ત્રીનો દુરાચાર જેટલો નિંદ્ય ગણાય છે, તેટલો જ પુરૂષનો ગણાવો જોઇએ એમ હું માનું છું. વિધવા સ્ત્રી અનીતિને માર્ગે જાય, તો કુટુંબનાં સર્વ જન તેને તજી દઇને તેનું પોષણ કરવું પણ બંધ કરે છે. કાયદામાં પણ એવું છે કે તેને આજીવિકાનું ધન આપવાનું બંધ કરી શકાય. આ કાયદો ખરાબ છે એમ મને લાગે છે. કારણ કે વિધવાને આજીવિકાનું ધન મળવું બંધ થાય, એટલે તે અનીતિનો આચાર વધારે છે. તેના પોષણનો બીજો એકે માર્ગ રહેતો નથી. આથી તેનું અધઃપતન વધતું જ જાય છે. કુટુંબનાં માણસોએ અનીતિને માર્ગે ગએલી વિધવાને સમજાવીને સુધારવાનો પ્રયત્ન કરવો જોઈએ. તેને કંઇ ઉદ્યમ શીખવવો જોઇએ. તેને તજી દેવાથી તો માત્ર હાનિ થાય છે.

અંતમાં ફરીથી કહું છું કે, સ્ત્રીએ પુરૂષથી સ્વતંત્ર થવા માટે જાતે ધંધો કરીને કમાવું એ મારા લેખનું તાત્પર્ય હતું જ નહિ. પરંતુ પુરૂષના મરણ પછી તેની મીલકતની વહેંચણી થાય, ત્યારે સ્ત્રીને કંઇ મળવું જોઇએ એટલી જ કહેવાની મતલબ છે. આ બે બાબતની ભિન્નતા દરેક વાંચનાર સમજી શકે એમ હું ધારૂં છું. મેં જે મણિકુંવરનું દૃષ્ટાંત આપ્યું હતું તેમાં પણ આ બીજી બાબત હતી. કમાવા સાથે એને કંઇ જ સંબંધ નહોતો. વિધવા સ્ત્રીને પુત્રીને ઉછેરવા માટે પુત્ર જેટલું જ ધન મળવું જોઇએ. સંયુક્ત કુટુંબમાં મરણ પામેલા પુરૂષની સ્ત્રી તથા પુત્રીને બીજા જેટલો જ ભાગ મળવો જોઇએ. વિભક્ત કુટુંબમાં પણ પુરૂષના મરણ પછી તેની સ્ત્રી તેની મીલકતની પ્રથમ વારસ તથા અધિકારી ગણાવી જોઇએ, અથવા પત્ની તથા પુત્રનો સરખો જ હક ગણાવો જોઇએ. સ્ત્રીઓને માટે કાયદા કેવા હોવા જોઇએ એ ગણાવતી વખતે આ બધા વિચાર મેં સ્પષ્ટ રીતે જણાવ્યા છે. છતાં પણ રા. નરસિંહભાઇ જેવા તેનો ઉંધો અર્થ કરીને જુદું જ સમજે એ ઘણું શોચનીય છે.

રા. નરસિંહભાઇ તથા બીજા કોઈ જેમની મારા લેખ બાબત ગેરસમજુતી થઇ હોય, તેઓ આ ખુલાસો વાંચ્યા પછી એ લેખનું ખરૂં તાત્પર્ય શું હતું, તે સમજશે એવી આશા રાખું છું.

સૌ. જ્યોત્સ્ના વિ. મહેતા

# સંગીતસમ્રાટ્ તાનસેન*

સંગીતને પ્રાચીન મુનિઓએ પંચમ વેદ કહ્યો છે. આ વેદને સારી રીતે જાણનાર ઋષિઓએ એ વિદ્યાની બહુ જ પ્રશંસા કરી છે. એ વિદ્વાનોએ સંગીત-વિદ્યાનું શાસ્ત્ર પણ બનાવ્યું. પ્રાચીન કાળમાં આ વિદ્યાની હાલત કેટલી ઉચ્ચ દશાની હતી તે ઇતિહાસ પરથી સ્પષ્ટ માલુમ પડે છે. મહારાજ વિક્રમાદિત્ય જેવા દીપક આલાપી સમ્રાટ્ આ જ ભારતવર્ષમાં થઇ ગયા. આજ સુધી સંગીતમાં ઘણા ઉસ્તાદો થઈ ગયા પરંતુ જેનું નામ સૌ કોઇના મોઢા પર હમેશ રહેલું છે એવો એક જ છે. એનું નામ તાનસેન.

તાનસેનનો જન્મ ક્યારે થયો એ વિષે ચોક્કસ ખબર પડતી નથી. પણ એમ મનાય છે કે એનો જન્મ ગ્વાલિયરની નજીકના એક બેહટ નામના નાના ગામમાં થયો. કોઇ એમ કહે છે કે તાનસેન જાતે ગૌડ બ્રાહ્મણ હતો. બીજા લોકો કહે છે કે, એ કાન્ય-કુબ્જ બ્રાહ્મણ હતો. તાનસેનના પિતાશ્રીનું નામ મકરંદ પાંડયે. મકરંદ પાંડયે સંગીતમાં બહુ જ રસ લેતા તથા હરિકીર્તન પણ કરતા. બીજા એક અનુમાન ઉપરથી માનવામાં આવે છે કે તાનસેનનો જન્મ ઇ. સ. ૧૫૩૦ યાને સંવત ૧૫૮૬ માં થયો. એ અનુમાનને ઐતિહાસિક ટેકો મળવો મુશ્કેલ લાગે છે.

"મિશ્રબંધુવિનોદ" નામની હિન્દી ભાષાના ઇતિહાસની ચોપડીમાં તાનસેનનું નામ ત્રિલોચન મિશ્ર એવું લખ્યું છે, અને એના પિતાશ્રી તે વખતના ગ્વાલિયરના મહારાજશ્રી રામ નિરંજનના દરબારમાં હતા, અને એ જ મહારાજશ્રીએ ત્રિલોચનજીને "તાનસેન"ની ઉપાધિ આપી. તે સમયથી ત્રિલોચનજી તાનસેન થઇ ગયા.

ઉપર જે બે વાતો કહેવામાં આવી તે ઉપરથી તાનસેન જાતે બ્રાહ્મણ હતો અને એ ગ્વાલિયરનો જ રહીશ હતો એટલું સિદ્ધ થાય છે. એના પિતાશ્રીનું વતન 'એક ફૂલફૂલોના બગીચા' હતું. તાનસેનના સંબંધ-માં એક વાત ચાલી આવી છે તે એ કે એના પિતાશ્રી મકરંદ પાંડયે એને એક મુસલમાન સાધુ મહમદ ઘૌસની ગોદમાં અર્પણ કરી તીર્થયાત્રા કરવા ચાલ્યા ગયા. કેમકે મકરંદ પાંડયેની પૂર્વ સંતતિ અલ્પા-યુષી નિકળી તેથી તે વખતની માન્યતા પ્રમાણે પોતાના પુત્રને મહમદ ઘૌસ સાહેબની કૃપાછત્રમાં રાખ્યો. હમણાં પણ કોઇ કોઇ ઠેકાણે આ રિવાજ છે. પોતાનું સંતાન બચે નહિ ત્યારે દેવો કંઇ ઉપાય ખોળે. એવું જ તાનસેનની બાબતમાં બન્યું. મહમદ ઘૌસે આ બાળકની સારી રીતે સારવાર કરી તેનું ભરણપોષણ કર્યું.

તાનસેનનો કંઠ પહેલેથી જ સારો હતો. બધાને એનો અવાજ મીઠો લાગતો. જે જે લોકો એને સાંભળતા તે તે એના ઉપર મુગ્ધ થઈ જતા. તાન-સેનમાં એક અસાધારણ એવી શક્તિ હતી કે જ્યારે એ પોતે ગાતો ત્યારે ઘીના દિવાઓ સ્વયં પ્રજ્વલિત થઇ જતા હતા અને જંગલમાં ભ્રમણ કરનાર પશુ પણ એના ધ્વનિથી મુગ્ધ થઇ સંગીત સાંભળતાં હતાં. આ તો એક દંતકથા છે પરંતુ એ ઉપરથી તાનસેન-નો સુરેલ ધ્વનિ એનાં પ્રેમ અને ભક્તિનો અવશ્ય પરિચય કરાવે છે.

બીજી એક કથા તાનસેન વિષે કહેવામાં આવે છે કે તાનસેન દેવીનો મોટો ભક્ત અને ઉપાસક હતો. દેવીના પૂજાઅર્ચા કર્યા વગર કંઇ પણ બીજું કરવું એને જરાયે ગમતું નહિ. એક સમય એટલા બધા જોરથી વરસાદ પડયો કે લગભગ આખા શહેરમાં પાણી પાણી થઈ ગયું અને નદીમાં બહુ જ મોટું પૂર આવવાથી લગભગ બધું શહેર તણાઈ ગયું. તથાપિ તાનસેને પોતાનો નિશ્ચય

---

* ગુજરાત સાહિત્ય સભા તથા રાષ્ટ્રીય સંગીત મંડળના આશ્રય નીચે અપાયલું ભાષણ.

ન છોડયો. એવા કઠણ સંજોગોમાં તાનસેન નદી પાર કરી દેવીના મંદિરમાં ગયો. તરત જ આ ભક્તિનું ફલ તાનસેનને મળ્યું. દેવી એના ઉપર પ્રસન્ન થયાં અને સંગીતવિદ્યાનું વરદાન એને આપ્યું; અને "મથુરાં પાસે આવેલા વૃન્દાવનના શ્રી હરિદાસ સ્વામી-નો પહેલો શિષ્ય થા; પછી મહમદ ઘૌંષ સાહેબ પાસે પાછો આવજે" એવા પ્રકારનો દેવીનો આદેશ તાનસેનને મળ્યો. તાનસેન દેવીના આદેશ પ્રમાણે મથુરાં વૃન્દાવન ચાલ્યો ગયો અને થોડાં વર્ષ શ્રી હરિદાસ સ્વામી પાસે રહી એમની પાસે સંગીત વિદ્યાનું ઠીક ઠીક અધ્યયન કર્યું.

નાદવિનોદ નામક સંગીત ગ્રંથમાં શ્રી હરિદાસ સ્વામીના જે આઠ શિષ્યો હતા તેમનાં નામો આપ્યાં છે. ત્યાં એવું લખ્યું છે કે "**इन महाराजके आठ शिष्य थेः १ बैजु, २ गोपाळलाल, ३ मदनराय, ४ रामदास, ५ दिवाकर पंडित, ६ सोमपंडित, ७ तन्नामिश्र (तानसेन), ८ राजा सौकासेन.**" આ શિષ્યોના સંબંધમાં એ જ ગ્રંથમાં એવું લખેલું છે કે "**ये सब शिष्य विद्यार्जनके बाद अलग अलग प्रान्तोंमें संगीत प्रचारार्थ गये और वहां उन्होंने बडा नाम पाया। बैजु, गोपाळलाल, मदनराय दिल्ली चले गये, दिवाकर पंडित और सोमनाथ पंडित पंजाब गये और तन्नामिश्रजी रीवा संस्थानमें गये।**" આ પ્રમાણે નાદવિનોદમાં હકીકત છે.

ઉપર જણાવ્યું છે કે હરિદાસ સ્વામીના આઠ શિષ્યો હતા. તેમાંનો તન્નામિશ્ર (તાનસેન) રીવા ગયો. એવો પણ એક આધાર મળી આવે છે કે તાનસેન સુપ્રસિદ્ધ શેરખાનના પુત્ર દૌલતખાનની પાસે પહેલાં ગયો. ત્યાં કેટલાક દિવસ રહી દૌલતખાનના સત્કારાર્થે એણે ઘણી કવિતાઓ પણ લખી. દૌલતખાનના અવસાન પછી તાનસેન રીવા ચાલ્યો ગયો. તે સમયમાં રીવામાં રાજા રામચંદ્ર રાજ્ય કરતો હતો. તાનસેન જ્યારે દરબારમાં પહોંચ્યો ત્યારે તેનું ગાયન સાંભળીને રાજા રામચંદ્ર પ્રસન્ન થયો અને રાજાએ તેને પોતાનો ઉસ્તાદ બનાવ્યો અને તેને પુષ્કળ માન આપ્યું. રીવા મહારાજને સંબોધીને તાનસેને એક ધ્રુપદ બનાવીને ગાઈ સંભળાવ્યું તે નીચે મુજબ છેઃ

(રાગ બાગેશ્રી—કાવ્યડા ધ્રુપદ.)

અચલ છત્રપતિ બધેલા, જગતાનરેશ, ગુરૂ
ગનેશ, શુદ્ધસુરેશ, સકલવિધ બનાઇ,
છત્રપતિ સિંહાસન અચલ રહો બધેલો, દધિસુમેર
સૂએ સુલતાની—

તાનસેનના ગાયનનો પ્રભાવ થોડા જ દિવસમાં દેશ-દેશમાં ફેલાઇ ગયો. મોગલ સમ્રાટ્ અકબરે પણ તેની પ્રશંસા સાંભળી તેને પોતાના દરબારમાં બોલાવ્યો. રીવા મહારાજને પણ બાદશાહી નિમંત્રણથી આનંદ થયો. એમ પણ કહેવાય છે કે રીવા મહારાજે તાનસેનને વિદાય આપતી વખતે તેને બે અમૂલ્ય સુવર્ણ કંકણ ભેટ તરીકે આપ્યાં. તાનસેન પણ મહારાજાના પ્રેમથી અત્યંત મુગ્ધ થઇ ગયો અને તે વખતે મહારાજાની સામે એને એવી પ્રતિજ્ઞા કરી કે હવે પછી કોઇ પણ વ્યક્તિને સીધા હાથથી પોતે સલામ નહિ કરે. અને આજ પણ તાનસેનના ગાયક વંશજો આ નિયમનું બરાબર પાલન કરે છે. તેઓ હમેશ ડાબા હાથથી જ સલામ કરે છે.

રીવાથી નિકળી તાનસેન અકબરના દરબારમાં ઇ. સ. ૧૫૬૨માં પહોંચી ગયો. આ વાત વિન્સેન્ટ સ્મિથે પણ પોતાની 'અકબર ધી ગ્રેટ' નામની ચોપડીમાં લખી છે. અકબર બાદશાહના દરબારમાં દેશ-દેશના ગાયકવાદકોનો મોટો સંઘ હતો. આ સંઘમાં હિન્દુ, ઇરાની, તુરાની, અને કાશ્મીરી એ બધી જાતના ગાયકો હતા. આ બધા ગાયકવાદકોના સાત વિભાગ કરવામાં આવ્યા હતા. દરેક વિભાગ હપ્તામાં એક વખત પોતાના ગાયનવાદનનો જલસો દરબારમાં કરતો. પ્રખ્યાત ઇતિહાસકાર અબુલફજલ પોતાની આઇને અકબરીમાં કહે છે કે બાદશાહના દરબારમાં ૩૬ ગાયક અને વાદક છે. આઇની અકબરીમાં આ છત્રીસ ગવૈયાની નોંધ પણ આપી છે. અને તેમાં માળવાના અધિપતિ બાજ-બહાદુરનું પણ નામ છે. એ બાજબહાદુરને બાદશાહે એક હજાર ઘોડેસ્વારનો મનસબદાર નીમ્યો હતો. અબુલફજલ એમ પણ કહે છે કે બાજબહાદુરને સંગીતમાં કોઇ પણ હરાવી શકે એમ નહોતું.

અકબરના સમયના મહાકવિ અને ભક્ત સુરદાસ-ની સાથે તાનસેનનો ગાઢ પરિચય હતો એમ જણાય છે. વિન્સેન્ટ સ્મિથ કહે છે કે "સુરદાસનો એ પરમ મિત્ર હતો, અને ગ્વાલિયરમાં રાજા માનસિંગ (૧૪૮૬–૧૫૧૮) તોમરે સ્થાપેલી સંગીત પાઠશાળામાં જ એણે બીજા સમકાલીન મિત્રો સાથે પોતાનો

સંગીતનો ઘણોખરો અભ્યાસ કરેલો."* આમાં એ વાત લખેલી છે. એક તાનસેનનો સૂરદાસની સાથેનો સંબંધ અને ગ્વાલિયરની સંગીત પાઠશાળામાં થએલું એનું સંગીતશિક્ષણ. પહેલી વાતને તો પુષ્ટિ મળે છે, કેમકે એક તો સૂરદાસજીના પિતા બાબા રામદાસ પોતે ગાયક હતા અને તાનસેનના ગુરૂબંધુ હતા. શ્રી હરિદાસ સ્વામીની પાસે જે આઠ શિષ્યો હતા તેમાં રામદાસનું નામ છે તેથી સૂરદાસ અને તાનસેનનો સંબંધ થવો અત્યંત સંભવિત છે અને અબુલફઝલે ગાયકવાદકોની જે યાદી તૈયાર કરી છે તેમાં રામદાસ અને તેના પુત્ર સૂરદાસ એ બન્નેનાં નામો છે.

સૂરદાસજી મહાન કવિ અને ભક્ત હતા. તાનસેન પણ અપ્રતિમ ગાયક અને કવિ હતો. તેની પ્રશંસા તે વખતના વિદ્વાનો પુષ્કળ કરતા. તાનસેને સૂરદાસની પ્રશંસામાં કહ્યું છે કે

**किधौं सूरको सर लग्यो, किधौं सूरकी पीर,**
**किधौं सूरको पग लग्यो तन मन धुनत सरीर.**

સૂરદાસે પણ તાનસેનની પ્રશંસામાં કહ્યું છે કે

**विधना यह जिय जानि कै शेष हि दिये न कान।**
**धरा मेरु सब डोलते तानसेनकी तान।**

એનો અર્થ એ છે કે તાનસેનની તાન સાંભળી શેષ ડોલશે અને કદાચ તેથી પૃથ્વી અને મેરૂ પર્વત હાલશે એવા ડરથી બ્રહ્મદેવે શેષને કર્ણેન્દ્રિય જ આપ્યું નહિ! આ ઉપરથી તાનસેન અને સૂરદાસનો કેવો ગાઢ પ્રેમ હતો તે વ્યક્ત થાય છે. જેના તાન ઉપર મહાકવિ સૂરદાસ પણ મુગ્ધ થયા હતા તેને અકબરના દરબારમાં સન્માન મેળવવું એ કંઇ કઠણ વાત હતી?

અકબરે તાનસેનનું ભારે સન્માન કર્યું અને તેને પોતાનો ઉસ્તાદ પણ બનાવ્યો. એમ કહેવામાં આવે છે કે અકબરે જ્યારે પહેલવહેલું તાનસેનનું ગાયન સાંભળ્યું ત્યારે સંતુષ્ટ થઈ બાદશાહે તેને બે લાખ રૂપિયા બક્ષીસ આપ્યા. એક સમય તાનસેનનું ગાયન સાંભળી અકબર બાદશાહે અત્યંત સંતુષ્ટ થઈ એને પૂછ્યું કે તમે શાસ્ત્રોક્ત અને મીઠા સ્વરથી એવું સુંદર ગાઓ છો, તે તમારા ગુરૂ કોણ? તાનસેને કહ્યું: "વૃન્દાવનવાસી શ્રી હરિદાસ સ્વામી." એ સાંભળતાં જ બાદશાહે સ્વામીનાં દર્શન કરવાની ઇચ્છા પ્રકટ કરી. પરંતુ સ્વામીજી તો દુન્યવી વ્યવહારથી અલિપ્ત રહેતા અને કોઇને મળવાની ના પાડતા. તેઓ તો પોતાના ભજનની ધૂનમાં જ રહેતા. એથી કોઈ પણ પરિવાર સાથે લીધા વગર બાદશાહ તાનસેનની સાથે નોકરના વેશમાં ત્યાં ગયો. પણ સ્વામીજીને એ વાતની ખબર પડી અને તેમને તાનસેનને બહુ જ ઠપકો આપ્યો. પછી જ્યારે ભજનનો સમય થયો ત્યારે બધા સાથે આવ્યા. સ્વામીજીએ પોતાનું સંગીત સંભળાવ્યું. તે સમયના આનંદનું વર્ણન નાદવિનોદકાર નીચે મુજબ કરે છે:

"**अलंकारके लगाते हि सारे मनुष्य और चरद परंद उस आनंदमें अपनेको भूल गये. हिरन, मोर, गौ, वानर और अनेक पक्षी इनके मुखारविन्दको देख रहे थे. मेघ बरसने लगा यहां तक की पहाड पानी होकर बहने लगा. उस समयका आनंदका वर्णन क्या किया जाय? महाराजने उसी रत्नमेंसे मोतियोंकी माला निकाल कर कई जानवरोंके गलेमें डाल दी. बादशाहको ऐसा आनंद हुवा की महाराजसे प्रार्थना की कि मुझेभी अपने चरणोंमे रखिये और अपना दास जानिये. महाराजने कहा कि तेरे जैसा बादशाह फिर नहि होगा. तेरे पूर्व जन्मकी वार्ता हम जानते है.**"

બાદશાહ અને તાનસેન જ્યારે મથુરાંથી પાછા વળ્યા ત્યારે બાદશાહે તાનસેનને પૂછ્યું કે તમારા ગુરૂના સંગીતથી મારી ઉપર જે અસર થઇ તે તમારા સંગીતથી કેમ નથી થતી? ઉત્તરમાં તાનસેને જણાવ્યું કે અમારા ગુરૂજીના અવાજમાં જે દૈવી ચમત્કારોનો અનુભવ આપે લીધો તેનું કારણ એ છે કે અમારા ગુરૂ બાદશાહનો બાદશાહ—જે આ સૃષ્ટિનો કરનાર છે તેના ધ્યાનમાં હમેશ મગ્ન રહે છે, અને હું તો કેવળ આપની જ સેવા કરૂં છું. જેથી કરીને બેઉમાં અને સ્વામીજીમાં એટલો ફેર દેખાય છે.

*He was a close friend of Surdas, and had, received along with many of his contemporaries much of his musical education at Gwalior where Raja Mansing Tomar (1486-1518) had founded a school of music.

" ઉપરની વાત એ દંતકથા છે. એ સાચી હો યા જુઠી હો, પણ એક વાત તો સ્પષ્ટ છે કે બાદશાહ અકબર તાનસેન ઉપર બહુ જ ખુશ હતો. અકબર પોતે કવિ હતો, રસિક હતો, તેમ જ સંગીતનું શાસ્ત્રીય જ્ઞાન પણ ધરાવતો હતો. અબુલફઝલ કહે છે કે "સંગીત-વિશારદ ઉસ્તાદોને પણ ટપી જાય એવું અકબરનું સંગીતશાસ્ત્રનું જ્ઞાન હતું; તેમાંયે ખાસ કરીને તબલાં બજાવવાની એમની શક્તિ તો અદ્દભુત જ ગણાય. "* તાનસેન અથવા એના સમકાલીન ગાયકવાદકોની બાદશાહે જે કદર કરી એનું આ પણ એક કારણ છે.

હું ઉપર કહી ગયો છું કે અકબરના દરબારમાં દેશદેશના ઉસ્તાદો હતા. તેમના પરસ્પર મેળાપથી, વિચારવિનિમયથી તે અરસાના સંગીતાચાર્યને રાગોના નિયમમાં લોકોની રુચિને અનુરૂપ સુધારા કરવાનું યોગ્ય લાગ્યું. કહે છે કે મુખ્ય ૭ રાગમાંથી **हिन्दोल** અને **मेघ** આ બન્ને રાગોનો તાનસેને નાશ કર્યો. તાનસેન જેવા નામાંકિત અને અપ્રતિમ ગાયકના નામ ઉપર એવું કલંક કેમ હોઇ શકે? એ શોચતાં જણાય છે કે તાનસેને જાણ્યું હશે કે જુના વખતના એટલે કે નિયમથી બદ્ધ એવા સંગીતથી મુસલમાન પ્રજા આકૃષ્ટ ન જ થઇ શકે અને આ કારણસર રાગોની વ્યવસ્થામાં કેટલોક ફેરફાર કરવો જરૂરનો છે. અને એવો નિશ્ચય કરીને તેણે રાગોના નિયમોમાં ફેરફાર કર્યો હશે. સમાજમાં જ્યારે કોઇ પણ પુરુષ કોઈ પણ વિષયમાં સુધારો કરવાની ઇચ્છા રાખે ત્યારે પુરાણમતાભિમાની લોકો એના પર કેવા પ્રકારના હુમલા કરે છે તે સૌ કોઇ જાણે છે. તાનસેનની બાબતમાં પણ એમ જ બન્યું. તાનસેને બધા શાસ્ત્રોને એક બાજુ મુકર્યા અને બધું અશાસ્ત્રીય, ભ્રષ્ટ કરી નાખ્યું એમ જુની પરંપરાના અભિમાની ગાયકો કહેવા લાગ્યા. પરંપરાથી ઉતરી આવેલા શાસ્ત્રમાં કોઇ પણ જાતનો ફેરફાર કરવાનો અધિકાર કોઇને પણ આપવા જુના લોકો તૈયાર ન હતા અને તેથી તાનસેને જુની પરંપરા છોડી **हिन्दोल** અને **मेघ** રાગોને બગાડી નાખ્યા એવો એમનો મત થઈ ગયો. આ તો એક મત જ કહેવાય. એવો સંભવ છે કે મુસલમાનોની અભિરુચિ જોઇ તાનસેને રાગોના પ્રસ્તાર અને વિસ્તારોના નિયમોમાં કેટલાક ફેરફાર કર્યા હશે. મુસલમાનોનું રાજ્ય, બાદશાહની રાજધાની, બાદશાહનો દરબાર, મુસલમાન ગાયક મિત્રો, તેમ જ મુસલમાન સરદારો, એ બધાની સાથેનો સંયોગ ધ્યાનમાં લેતાં તાનસેને જે કંઇ નવી રચના રાગોમાં દાખલ કરી હશે તેનો નવા જમાનાએ સ્વીકાર પણ કર્યો હશે, અને એ પ્રકારની એની અદ્દભુત વિદ્વત્તા જોઇ વિદ્વાન સંગીતાચાર્યોએ પણ પોતાનાં શિર નમાવ્યાં હશે. એવું કંઈ તેણે કર્યું હશે તો તેને શાસ્ત્રનું પણ સમર્થન છે. સારંગદેવે પોતાના સંગીતરત્નાકરના વાદ્યાધ્યાયમાં લખ્યું છે કે

**" यस्मा लक्ष्यप्रधानानि शास्त्राण्येतानि मन्यते ।**
**तस्माल्लक्ष्य विरुद्धंयत्तच्छास्त्रं नेयमन्यथा ॥ "**

એનો ભાવાર્થ એવો છે કે સંગીતનો પ્રત્યક્ષ વ્યવહાર શાસ્ત્રના નિયમાનુસાર ચલાવવો જ્યારે મુશ્કેલ હોય ત્યારે તે શાસ્ત્રમાં ફેરફાર કરવો જોઇએ.

તાનસેનના અદ્વિતીય પ્રભાવથી એના સમકાલીન વિદ્વાનો પર તેની ખુબ અસર થઇ હતી. અબુલફઝલે પણ " એના જેવો ગવૈયો હિંદુસ્તાનમાં છેલ્લાં હજાર વર્ષમાં તો પાકયો નથી "+ એમ કહ્યું છે. તાનસેન ગાયનશાસ્ત્રમાં જેમ નિપુણ હતો અને નવીન રાગરચના કરવાની એનામાં જે શક્તિ હતી તેના પ્રમાણમાં જ તે સારો કવિ પણ હતો. એમ કહે છે કે તાનસેને બનાવેલા ઘણા પદોમાં અકબરનું નામ આવી જાય છે. સંભવ છે કે પોતાના સ્વામીના નામ ઉપરથી એણે કાવ્ય લખ્યાં હોય. કેટલાક લોકો એમ પણ માને છે કે જે પદો અકબરે બનાવેલાં મનાય છે તેમાંનાં ઘણાંખરાં તાનસેને જ લખ્યાં છે. " મિશ્રબંધુવિનોદ "માં એણે બનાવેલા ત્રણ ગ્રંથોનો ઉલ્લેખ છે. એક સંગીતસાર, બીજું રાગમાલા અને ત્રીજું શ્રીગણેશસ્તોત્ર. આ ગ્રંથોનો રચનાકાળ સંવત ૧૬૧૭ એટલે ઇ. સ. ૧૫૬૬ આપવામાં આવ્યો

---

* " Akbar was the master of such a knowledge of science of music as trained musicians do not possess and he is likewise an excellent hand at performing, specially on the नगारा ( kettle-drum ). "

+" A singer like him has not been in India for the last thousand years."

છે. એ વખતમાં તાનસેન રીવા મહારાજના દરબારમાં નોકર હતો એમ લાગે છે, કેમકે ઇ. સ. ૧૫૬૨ માં અકબર બાદશાહે એને પોતાના દરબારમાં આવવાનું નિમંત્રણ આપેલું એ તો હું ઉપર કહી ગયો છું.

તાનસેનના નામ ઉપર એક બીજી વાત ચાલતી આવી છે તેનો પણ વિચાર કરવો ઘટે છે. કહે છે કે તાનસેને મુસલમાન ધર્મનો સ્વીકાર કર્યો હતો, કેમકે તે શાહી ઘરની કોઇ કન્યા પરણ્યો હતો તેને માટે તેને મુસલમાન થવું પડ્યું. વિન્સેન્ટ સ્મિથના અકબરમાં પણ જણાવ્યું છે કે, "સંગીતશાસ્ત્રીઓમાં ઘણાંખરાં નામ તો હિંદુનાં જ છે, પણ તેમનાં નામ પાછળ લગાડેલા 'ખાન' શબ્દથી એમ સૂચન થાય છે કે મુસ્લિમ દરબારમાં ધંધાદારી કલાકારને ઇસ્લામ ધર્મનો સ્વીકાર કરવાનું કદાચ સગવડભરેલું અને લાભકારક લાગતું હશે."* એ ઉપરથી તાનસેને મુસલમાન ધર્મનો સ્વીકાર કર્યો હશે એમ લાગે છે. તાનસેનને "મિરઝા" ની પદવી પણ મળી હતી. બીજી એક વાત તાનસેન વિષે ચાલે છે, તે એ કે જ્યારે તે નાનપણમાં તેના મુસલમાની અવલિયા ગુરુ ગ્વાલીઅરના મહમદ ઘોસ સાહેબની પાસે હતો ત્યારે મહમદ ઘોસ સાહેબે તાનસેનની જીભને પોતાની જીભથી સ્પર્શ કરેલો. તે દિવસથી તાનસેન મુસલમાન થયો, અને સારો ગાયક પણ થયો. ત્યારથી લોકો તેને મિયાં તાનસેન કહેવા લાગ્યા. જીભ લગાડવાની બાબતમાં મારો વિશ્વાસ છેજ નહિ પણ એમાં એક મુસલમાની રિવાજનો ધ્વનિ માલુમ પડે છે, જે આજે પણ પ્રચારમાં છે. પૂજ્ય, આદર્શ પુરુષ અગર વ્યક્તિને પ્રણામ કરી આશીર્વાદ લેતી વખતે તે વ્યક્તિનું હસ્તચુંબન કરી હાથનું અવઘ્રાણ કરવું, અને સામે પેલી પૂજ્ય વ્યક્તિએ પણ તે માણસના મસ્તકનું અવઘ્રાણ કરવું એવી રીત છે. અને એ રિવાજ સારો પણ લાગે છે. આ રિવાજને અનુસાર મહમદ ઘોસ અને તાનસેન વચ્ચે ઘટના થઇ હશે.

તાનસેને મુસલમાની ધર્મનો સ્વીકાર કર્યો હતો એ વાત સત્ય છે પણ તે જ્યારે અકબરના દરબારમાં ગયો ત્યારે જ એ સ્વીકાર કર્યો હશે એવું મારું માનવું છે. તે પહેલાં ન જ હોઇ શકે, કેમકે એના શ્રીગણેશસ્તોત્ર નામના ગ્રંથનો સમય ઇ. સ. ૧૫૫૯ છે. મુસલમાની ધર્મ સ્વીકાર્યા પછી શ્રીગણેશસ્તોત્ર બનાવવું અશક્ય લાગે છે. તે ગમે તેમ હોય પણ તાનસેન મુસલમાન થઇ ગયો હતો એમાં શંકા નથી.

તાનસેનના સમય સુધી ધ્રુપદોનું ગાયન અત્યંત ઉચ્ચ સમજાતું હતું. ગાયનમાં ધ્રુપદ વસ્તુ ઉચ્ચતમ છે ગંભીર અને શાંત રસ, તેમ જ વીર અને અદ્ભુત રસ એ બધાનો એમાં પરાકાષ્ટા થાય છે. ધ્રુપદની પદ્ધતિ ગ્વાલીઅરના મહારાજા માનસિંગ તોમરે નવી કાઢી અને પ્રાન્ત પ્રાન્તમાં તે દાખલ કરવામાં તેને પ્રયત્ન કર્યો. રાજા માનસિંગે પોતાના સમયમાં (ઈ. સ. ૧૪૮૬–૧૫૧૮ સુધી) એક ગાયનની પાઠશાળા સ્થાપન કરી હતી જેમાં તાનસેને પણ કેટલાક દિવસ સુધી શિક્ષણ લીધું હતું એમ મનાય છે. તેને ધ્રુપદનું શિક્ષણ એ જ શાળામાં મળ્યું હશે એમ લાગે છે. અને ત્યાર પછી તે શ્રી હરિદાસ સ્વામીની પાસે ગયો હશે. ધ્રુપદનો પ્રચાર તે સમયમાં પુષ્કળ થયો હતો એમ લાગે છે. આઈની અકબરીમાં લખ્યું છે કે રાજા માનસિંગે નાયકબક્ષુ, મચ્છુઓ ભાનુ, એ બધાની મદદથી લોકપ્રિય ધ્રુપદ નામક ગાયનનો પ્રચાર કર્યો અને તે વિદ્વાનોને અત્યંત પસંદ આવ્યો. તાનસેનની વિશેષતા એ ધ્રુપદ ગાયનમાં જ હતી. આજ પણ તાનસેનના વંશજો ધ્રુપદના ખાનદાનના જ ગણાય છે. કહે છે કે જ્યારે તાનસેન ધ્રુપદ ગાતો ત્યારે જાણે મેઘ ન વરસતો હોય એવો ભાસ થતો અને કોઇક વખત એમ પણ લાગતું કે ઘણા માણસો ભેગા થઇ ગાઈ રહ્યાં છે, અને ભિન્ન ભિન્ન જાતનાં વાદ્યો વગાડી રહ્યાં છે. આ વાત કેટલાકને અસત્ય લાગશે પણ મારો પોતાનો પણ એવો જ અનુભવ છે. ગયા ફાગણ માસમાં હું જ્યારે કંઇ કામનિમિત્ત કાઠિયાવાડમાં દ્વારકા ગયો હતો ત્યારે ત્યાંની વાઘેર બોર્ડિંગના એક બાળકનું સુંદર ગાયન મેં સાંભળ્યું. તે વખતે મારી સાથે મારા બીજા ગાયક મિત્રો હતા. તેમને પણ એ બાળકનું ગાયન સાંભળી અત્યંત આશ્ચર્ય લાગ્યું, કેમ કે તે બાળક વાદ્યના સાથ વગર ગાતો હતો છતાં એ ત્રણ જાતનાં વાદ્યો સાથે

* "The fact that many names of musicians are Hindu, the title 'Khan' added, indicates that the professional artist at a Mohamedan court often found it convenient and profitable to conform to Islam."

વાગી રહ્યાં હોય એવો ભાસ થતો. સાધારણ બાળકમાં એવી મોટી શક્તિ ઇશ્વર રાખે છે એ વાત જોઈ તાનસેનની વાત ઉપર મારો વિશ્વાસ દૃઢ થયો છે. નાનપણનો એક કિસ્સો તાનસેનની બાબતમાં સંભળાય છે. તાનસેન જ્યારે પોતાના પિતાના બાગની રક્ષા કરતો હતો ત્યારે પોતે ઢંકાઇ જઇ ફૂલ અને ફૂલ ચોરી જનારાને સિંહની ગર્જના જેવો શબ્દ કાઢી તે ડરાવતો. એક દિવસ એક મહાત્માએ બાગમાં આવી સિંહનો શબ્દ સાંભળ્યો, અને અંદર જઈ જોયું કે તે શબ્દ એક બાળક બોલી રહ્યો છે. બાળકને જોઇ તેમણે કહ્યું કે આ બાળક સંગીતમાં અત્યંત પ્રવીણ થશે. એ રીતે તાનસેનના ચરિત્ર ઉપરથી તેને નાનપણથી જ સંગીતનો શોખ હતો એમ જણાય છે.

તાનસેન હવે મોટો થયો હતો, વિદ્વાન થયો હતો, વૃદ્ધ થયો હતો, કીર્તિ સમ્પાદન કરી બધાને પ્રિય થઈ પડયો હતો. હિન્દુસ્તાનમાં મોગલનું રાજ્ય સમ્રાટ્ અકબરે દૃઢ કર્યું અને તાનસેન સંગીતસમ્રાટ્ થઇ ગયો.

તાનસેનના છેવટના દિવસ અત્યંત મોજ અને વિલાસમાં ગયા હોય એમ લાગે છે. તેના સમકાલીન મુસલમાનોમાં જે દુર્ગુણો હતા તે બધા તાનસેનમાં આવી ગયા. સ્મિથ કહે છે કે "તે જમાનામાં મુસલમાનોમાં પ્રચલિત દુર્ગુણોનો એ ભોગ થઇ પડયો એ દુર્ભાગ્યની વાત છે."* તાનસેનના જેવા મહા પુરુષમાં એવા દુર્ગુણો હતા એ ખેદની વાત છે; અને તે ઉપરથી મુસલમાની સમયમાં વિલાસ કેટલો વધ્યો હતો તેનો ખ્યાલ આવે છે. સંગીતની સાથે ઉપાસનાને બદલે વિલાસિતા આવવાથી સંગીતનું શુદ્ધ સ્વરૂપ તાનસેન પછી રહ્યું નહિ એ અત્યંત ખેદની વાત છે. કહે છે કે પોતાના છેલ્લા દિવસોમાં તાનસેન ગ્વાલીઅર ગયો અને ત્યાં અકબરના રાજ્યના ચોત્રીસમા વરસમાં એટલે ઇ. સ. ૧૫૮૯ માં તેમનો દેહાન્ત થયો. એના મુસલમાન ગુરુ મહમદ ઘોસ સાહેબની છત્રીની પાસે તાનસેનની કબર છે. એ કબર એક ખુલ્લી ઇમારત છે અને તે બાવીસ ચોરસ ફૂટ છે. બાજુના બાર અને વચલા ચાર મળી એકંદર સોળ થાંભલા એ છોટી ઇમારતમાં છે. એ કબરની પાસે તાનસેને પોતે હાથે વાવેલું અને પાણી પાઇને ઉછેરેલું એક આમલીનું ઝાડ છે. કહે છે કે જો કોઇ સ્મરણશક્તિહીન મનુષ્ય તે ઝાડનાં ચાર પાંદડાં ખાઇ જાય તો તે સારા સ્મરણવાળો થઇ જતો અને જો ખરાબ કંઠવાળો ખાઈ જાય તો તેનો કંઠ સારો થતો. તાનસેને વાવેલું એ ઝાડ એક સરકારી હાથીએ ઉખેડી ફેંકી દીધું; પણ એના બીજમાંથી બીજું ઝાડ પેદા થયેલું, જે આજે પણ મોજુદ છે અને જેનાં પાંદડાં આજે પણ પ્રેમી ગાયક ભક્તિભાવથી ખાય છે.

અંત સમયે તાનસેનની ઉમર ૮૦–૯૦ વરસની હતી એમ મનાય છે. કેટલાક કહે છે કે એનો દેહાન્ત ઇ. સ. ૧૬૧૦માં થયો. આ વાત સાચી હોય તો તેનો જન્મ ઈ. સ. ૧૫૩૦ પહેલાં થયો એમ મેં કહ્યું તે બરાબર લાગે છે. પણ રાજા માનસિંગ તોમરની પાઠશાળામાં એનું શિક્ષણ થયું તે વખતે તેની ઉમર ૧૦ કે ૧૫ વરસની હોવી જોઇએ એમ ધારીને તેનો જન્મ ઈ. સ. ૧૫૧૦ ઉપર નિશ્ચિત કરવાથી વિન્સેન્ટ સ્મિથના ઇતિહાસ સાથે મેળ રહેશે. તાનસેનના જન્મ અને અંત સમયની બાબતમાં વધારે કંઇ કહી શકાય તેમ નથી, કારણ હજી એનો ચોકસ પુરાવો મળ્યો નથી.

શ્રીયુત ભવાનરાવ પિંગળેએ બનાવેલા "હિન્દી સંગીતશાસ્ત્ર" નામના ગ્રંથમાં લખ્યું છે કે તાનસેનને એક ભાઇ હતો. તેનું નામ શિવદાસ. તે મહાભારતના શ્લોકો અને પદો ભિન્ન ભિન્ન રાગરાગિણીઓમાં ગાતો. તાનસેનની માફક તેણે મુસલમાની ધર્મનો સ્વીકાર કર્યો ન હતો.

તાનસેનને ચાર પુત્રો હતા. એકનું નામ સૂરજસેન. તેને તાનતરંગ પણ કહેતા હતા. તાનસેન અને તાનતરંગનાં નામ અકબરના દરબારી ગાયકોની યાદીમાં દેખાય છે. તાનસેનના વંશજો આજે પણ હયાત છે. ગ્વાલીઅરમાં અમીરખાં, જયપુરમાં નિહાલસેન, આ બે મોજુદ છે. ત્રીજા બહાદુર સેનખાનના દિકરા વજીરખાં હાલ રામપુર રાજ્યમાં છે. તાનસેન વિષે બેચાર દંતકથા સંભળાય છે તે અહીં આપી લેખ પુરો કરીશું.

૧. એક દિવસ તાનસેને દરબારમાં કલ્યાણ રાગ સવારના સમયમાં સંભળાવ્યો. બાદશાહે તાનસેનને મ્હેણું મારી કહ્યું કે કલ્યાણ રાગ સાંજે ગવાય છે.

---

* "Unfortunately he permitted himself to be ensnared by the prevailing vice of the Musalmans in that age."

તાનસેન હસીને બોલ્યોઃ " હું જાતે બ્રાહ્મણ છું, અને સવારના પહોરમાં બ્રાહ્મણ કલ્યાણ રાગમાં જ આશીર્વાદ આપે જેથી તમારું કલ્યાણ થાય. તાનસેને નીચેનો કલ્યાણ અકબરને સંભળાવ્યોઃ

जियो फरो फोट वरसलों आलम,
अति सुख पायो तिहारे धाम
तुरा उमपाश या दौलत मुदाम,—जियो. १
बख्शे महंमद अल हैं मलाम—जियो. २

૨. રીવાના મહારાજાએ જ્યારે તાનસેનને સોનાનાં કંકણ આપ્યાં ત્યારે તાનસેને પ્રતિજ્ઞા કરી કે હું આજથી સીધા હાથથી કોઈને સલામ નહિ કરૂં. રીવાથી નીકળી જ્યારે તે અકબરના દરબારમાં ગયો ત્યારે તેને ડાબે હાથે બાદશાહને સલામ કરી. તે વખતે બાદશાહની આજ્ઞાનુસાર બિરબલે પૂછ્યું: " ક્યોં બાંયે હાથસે સલામ કરતે હો ? " તાનસેને જવાબ વાળ્યો કે " સીધે હાથસે મૈંને ભંગીતકો સલામ કિયા હૈ ઇસી કારણ મૈંને જગતકે બાદશાહકો બાંયે હાથસે સલામ કરના ઉચિત સમઝા. " તાનસેન જેવા મહા પુરૂષે પોતાની પ્રતિજ્ઞાની ખરી હકીકત ન કહેતાં એવો કુટિલ જવાબ કેમ આપ્યો ? એનું કારણ બાદશાહના ડરથી પોતાને બચાવવા ખાતર એણે એમ કર્યું હશે એમ લાગે છે. તે જમાનાનો વિચાર કરતાં એવી પણ એક કલ્પના સંભવે છે કે જો તાનસેન કહેત કે મારો જમણો હાથ રીવાનરેશને માટે અર્પણ છે તો બાદશાહ તેમાં પોતાનું અપમાન સમઝી જમણી સલામના સ્વામી રીવાનરેશનું જ માથું ઉડાવી દેત. પોતાના પ્રથમ માલિકનું શિર બીજા માલિકના હાથેથી બચાવવા માટે બિચારા તાનસેને ઉપરનો દરબારી જવાબ આપ્યો હશે.

૩. એક દિવસ દરબારમાં તાનસેન ગાતો હતો. કોઈ રાગના આલાપથી બધા દિવા બોલવાઈ ગયા. ત્યારે તાનસેને દીપક રાગ ગાયો. અને બધા દિવા પાછા સળગ્યા !

નારાયણ મોરેશ્વર ખરે

# મહાત્માજીની મનોદશા

ગયા મહિનામાં મહાસમિતિ સમક્ષ જે ઠરાવો મહાત્મા ગાંધીજીએ રજુ કર્યા હતા તે અસામાન્ય અને વિચિત્ર હતા. થોડા જ દિવસ ઉપર રાષ્ટ્રીય શિક્ષણ પરિષદ્‌માં જે ઠરાવો તેમણે સૂચવેલા તે પણ એવા જ હતા. એ બન્ને સૂચનાઓ વિષે ઘણી ટીકા થઇ છે, અને હજી થશે. ગાંધીજી આવા ઠરાવો શા માટે રજુ કરે છે, એમનો વિચારપ્રવાહ કઈ દિશામાં વહી રહ્યો છે, તેનો વિચાર આપણે પૂર્ણ ગંભીરતાથી કરવો જોઈએ. જે મહાન પુરૂષ રાતદિવસ દેશહિતનું ચિંતન કર્યા કરે છે તેની સૂચનાઓનો હેતુ સમજવાનો ખુબ પ્રયત્ન થવો જોઈએ. મહાસભાએ કયા પ્રકારનું રચનાત્મક કાર્ય કરવું તેને વિષે જે સૂચનાઓ કરેલી તેનું રહસ્ય સમજવાને માટે મહાત્માજીની વિચારસૃષ્ટિ, એમની મનોદશા તપાસવી પડશે. શિક્ષણ પરિષદ્‌માં 'સુનરને તાંતણે સ્વરાજ' વિષે બોલતાં ગાંધીજીએ પુછ્યું કે ' હું દીવાનો થયો છું ?' દરેક મહાન પુરૂષ દીવાનો જ હોય છે, પણ તેમના ગાંડપણમાં સાધારણ માણસો સમજી ન શકે એટલું દૂરંદેશી ડહાપણ સમાયલું હોય છે. એમનાં દિવ્ય ચક્ષુ આગળ જે રચના ખડી થાય છે તે સાધારણ મનુષ્યો જોઇ શકતા નથી.

ગાંધીજીએ એ જ ભાષણના અંત ભાગમાં કહ્યું હતું કે " મેં સાંભળ્યું કે માબાપ આપણા શિક્ષણક્રમથી ડાયર થયાં છે. છોકરાંને માતૃભાષા દ્વારા શિક્ષણ અપાય છે તે તેમને સાલે છે. આ સાંભળીને હું હસ્યો. દુઃખ તો પાછળથી થયું. દુઃખના દાવાનળ જ્યારે સળગે છે ત્યારે માણસ રડી નથી શકતો, હસે છે." આ ગંભીર વાક્ય એમના હૃદયમાંથી ઝરી પડ્યું છે—એમના હમેશના સંયમ તથા સાવચેતીને એક બાજુએ ખસેડીને બહાર નીકળી પડ્યું છે. એ એમના દુઃખની કારમી ચીસ છે, એમના દુઃખના પ્રતિબિંબની ઝાંખી રેખા બતાવી આપે છે.

પણ એ વિશાળ હૃદયમાં આટલું બધું દુઃખ શા માટે? એ પ્રશ્નનો ઉત્તર પણ એમની મનોદશાનું અવલોકન કરીએ તો જ સમજાય.

## પ્રજાની તૈયારી

ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી સ્વદેશ પધાર્યા ત્યારથી તેમણે એક પછી એક આદર્શ પ્રજા આગળ રજુ કર્યા. એમની સાદાઇ તથા સાધુતાથી હિંદી પ્રજા એમના તરફ આકર્ષાઇ. એમના ચારિત્ર્યબળ તથા સત્યાગ્રહથી પ્રજાએ એમને નેતા તરીકે સ્વીકાર્યા. ૧૯૧૯–૨૦ તથા ૨૧માં એમની કાર્યદક્ષતા તથા અથાગ મહેનતનાં દર્શન થયાં. પોતાના આત્મબળથી એમના સદ્‌ગુણો પ્રજામાં ઉતરતા ગયા. ખોટા સરકારી હુકમોની સામે થવાનું જોર એમણે ચંપારણ્યમાં બતાવ્યું. ખેડામાં સત્યાગ્રહ અને નીડરતાનો પાઠ ભણાવ્યો. લડાઇને માટે ભરતીના કામમાં પોતાના હૃદયની વિશાળતા અને જે સરકાર જોડે મતભેદ ચાલતો હતો તેમના તરફ પ્રેમ બતાવી આપ્યાં. ખેડુતોની દરિદ્ર સ્થિતિ જોઇને રેંટીઆનું માહાત્મ્ય સમજાવ્યું. હિંદુ-મુસ્લીમ-ખ્રિસ્તી કોમમાં ઐક્ય અને પ્રેમભાવ, શ્રદ્ધા અને એદદીલી સાધવા માંડી. હિંદુસ્તાનને એક છેડેથી બીજે એમ હજારો માઇલથી મુસાફરી કરતાં કરતાં જે કાંઇ ખામી દેખાઇ તેનું મૂળ કારણ શોધી કાઢી તે દૂર કરવાનો પ્રયત્ન કર્યો. અસ્પૃશ્યતાનિવારણનો સામાજિક પ્રશ્ન પણ હાથ ધર્યો. અંતે દેશમાં પંચવિધ બહિષ્કાર પણ સ્વીકારાયો, અને આખા દેશને સવિનય કાયદાભંગને માટે તૈયાર કરવાનો પ્રયત્ન થઇ ગયો. આખા હિંદુસ્તાનની પ્રજા અત્યંત ઉશ્કેરાઇ, એક પ્રકારની ઘેલછામાં આવી ગઇ. એક વર્ષમાં સ્વરાજ્ય મેળવવાનું બીડું ઝડપાયું. આખા હિંદુસ્તાનમાં લડતને માટે તૈયારીઓ થઇ ગઇ. ગુજરાતમાંથી બારડોલી તાલુકો સવિનય ભંગને માટે ચુંટાયો, અને સરકાર આભી બની ગઈ. ઇતિહાસ ભલે કહે કે ચૌરીચૌરાના તોફાનને લીધે સવિનય ભંગ પડતો મુકાયો અને બારડોલીના ઠરાવો પસાર થયા. ચૌરીચૌરા માત્ર નિમિત્તરૂપ હતું. ગાંધીજીએ વાઇસરૉયને કાગળ લખ્યો તે પછી અહિંસાત્મક યુદ્ધની નોબતો વાગતી હતી ને દરમ્યાન ગાંધીજીને જણાયું કે પ્રજાની તૈયારી ખરી અને સ્થાયી નથી પણ માત્ર ઉશ્કેરણીને લઇને જ છે. સૈનિકોને માટે પહેલી જ પ્રતિજ્ઞામાં અહિંસાના પાલન માટે આગ્રહ હતો તે નામનો જ રહ્યો હતો એવી ખબર મળી. શુદ્ધ સ્વદેશીની પ્રતિજ્ઞાનો ભંગ પણ થતો હતો. ખુદ બારડોલી તાલુકામાં પણ અસ્પૃશ્યતા દૂર થવા વિષે શંકા હતી. આવી રીતે દેશની તૈયારીમાં જુસ્સો જોયો પણ સાથે સાથે અસત્ય અને આંખમીચામણાં પણ જોયાં. બારડોલીનો સવિનય ભંગ એક મહાન બળવા જેવું હતું એ તો એમની 'અંગદ વિષ્ટિ'માં બતાવી દીધું હતું. આ અતિ ગંભીર લડતના દિવસોમાં, લાખો માણસો પોતાનો જીવ આપવાને તૈયાર થયેલા તે વખતે, આ એકાકી આત્મા કેવું આત્મમંથન કરી રહ્યો હશે? પ્રજાની તૈયારી વિષે જે જાહેરાત એમને મળતી હતી તે સત્ય નથી એમ હિંદી અમલદારો એમને સમજાવી રહ્યા હતા. કેટલાક દેશના આગેવાનો સવિનય ભંગથી ભડકેલા તેમણે પણ તૈયારી વિષે શંકા ઉઠાવેલી અને અંતે ચૌરીચૌરાના સમાચાર આવ્યા. મુંબાઇમાં શ્રી મદનમોહન માલવિયા વિગેરે આગેવાનોને મળવા માટે ઉપડયા ત્યારે ટ્રેઇનમાંથી એમણે લખ્યું કે, "જ્યાં સુધી હું શાંતિની વૃદ્ધિ જ જોયાં કરું ત્યાં સુધી અનેક જોખમો ઉઠાવવા તૈયાર છું; પણ જ્યારે હું એમ જોઉં છું કે મહારી પ્રવૃત્તિનો ગેરઉપયોગ બીજા કરી લે છે ત્યારે મહારાથી એક પણ ડગલું ન ચલાય." ગાંધીજી હજી હયાત છે પણ એ રાત્રે ટ્રેઇનમાં એમના મનની દશા (mental conflict)નું વર્ણન ભાગ્યે જ બહાર પડે!

બારડોલીના ઠરાવો થઇ રહ્યા બાદ તરત એમણે "ઘરનો ઘા" ના લેખમાં પોતાના વિચારો ખાલી કર્યા. ચૌરીચૌરાનો બનાવ તેમના ફાટી નીકળેલા ચિહ્નરૂપે ગણી લીધો. દેશની તૈયારી વિશે એમણે લખ્યું: "હજુ ન્હાનામોટા એકેએક ગામમાં મહાસભાની સમિતિઓ આપણે સ્થાપી શક્યા નથી. જ્યાં સ્થપાઇ છે ત્યાં હુકમનો રીતસર અમલ થતો નથી. મહાસભાના સભ્યોની સંખ્યા બહુ થોડી થઇ છે. ચાલુ વર્ષનું ચાર આનાનું લવાજમ ઘણાખરાએ ભર્યું નથી. સ્વયંસેવકોની ભરતી ઢંગધડા વગરની ઢબે ચાલતી જોવામાં આવે છે. પ્રતિજ્ઞાપત્રની બધી શરતો પાળતા નથી. શુદ્ધ ખાદી વપરાતી નથી. હિન્દુ સ્વયંસેવકોએ અસ્પૃશ્યતાનો મેલ હજી કહાડયો નથી. હિંસાવૃત્તિ પૂરેપૂરી નીકળી નથી. આપણે પોતે પાપમાં ડૂબેલા છીએ. આપણે યાદ રાખવું જોઇએ કે સત્ય અને અહિંસાને નમન કર્યાનો કેવળ દંભ કરીને આપણે હજી પણ

સ્વતંત્રતાના રાજ્યમાં પ્રવેશ કરી શકવાના નથી. 'શાન્તિ' શબ્દનું ઉચ્ચારણ કરતાં છતાં આપણે મનમાં અશાંતિને સેવીએ છીએ. મનમાં ગુસ્સો ભર્યો છે. 'મુખમેં રામ, બગલમેં છુરી' એવા બગભગત કંઈ સ્વર્ગે જઈ શકે ?" આવી રીતે મહાત્માજીને દેશની તથા કાર્યકર્તાઓની ખરી વૃત્તિ સમજાઈ. સામુદાયિક વાતાવરણનું અસત્ય તેમણે પારખ્યું, પણ બગભગત વ્યક્તિઓને નીંદી કહાડવાનો વખત રહ્યો નહિ.

### જેલમાં અને જેલ પછી

જેલના એકાન્તમાં દરેક વિચારવંત માણસ આત્મનિરીક્ષણ કરે એ સ્વાભાવિક છે. યુદ્ધના આવેશમાં લડતા યોદ્ધાને રણસંગ્રામની વિગતવાર પરિસ્થિતિનું અવલોકન કરવાનો વખત રહેતો નથી. તે લડાઈની સમાપ્તિ પછી જોઈ શકે છે. તે પ્રમાણે મહાત્માજીએ પોતાના શાગીર્દોની તથા પ્રજાવર્ગની ત્રુટિઓ તથા ભૂલોનો ખૂબ વિચાર કર્યો જ હશે. પ્રજા વર્ગની તેમ જ તેમના સ્થાનિક આગેવાનોની અપૂર્ણતા અને સવિનયભંગ માટે જોઈતી તૈયારીની ખામી મનમાં ઠસી ગઈ હોવી જોઈએ. હિન્દુ-મુસલમાન વચ્ચે થએલા ભારે ઝગડાએ બતાવી આપ્યું કે બન્ને કોમ વચ્ચે ઐક્ય માત્ર નામનું, અને સ્વાર્થવૃત્તિથી ઉદ્‌ભવેલું હતું. અસહકારીઓમાં પોતપોતાની અંદર અસહિષ્ણુતા આવેલી જોઈ તેમનું મન ચીરાઈ ગયું હશે. મહાસભાના રચનાત્મક કાર્યમાં કોઈને પૂરી શ્રદ્ધા હોવાનાં ચિહ્ન જણાયાં નહિ અને મહાસભામાંથી સંયમનું પાલન (discipline) નાબુદ થતું જોયું.

જ્યારે ગાંધીજી જેલની બહાર આવ્યા ત્યારે હિન્દુ-મુસલમાન ઝગડાનો પ્રશ્ન ઘણો જ ગંભીર થઈ પડ્યો હતો. અસહકારીઓમાં ધારાસભાપ્રવેશના પ્રશ્ન વિષે ફેર અને નાફેરવાદીઓ વચ્ચે ભારે મતભેદ જાગ્યો હતો. ખિલાફતનું સ્વરૂપ ઓચિંતું બદલાઈ ગયું હતું. રચનાત્મક કાર્ય વિષે વાદવિવાદ ચાલ્યાં કરતા હતા, પણ સંગીન કાર્ય થોડું જ થતું. આવી નિરાશાજનક પરિસ્થિતિમાં શું કરવું એ પ્રશ્ન એમની આગળ ખડો થયો. પ્રજાને તેમ જ પ્રજાના નાયકોને આત્મશુદ્ધિની ઘણી જરૂરીઆત છે એ એમને સ્વાભાવિક રીતે જણાયું. આખી રાષ્ટ્રીય ચળવળમાંથી જુઠાણું કાઢી નાંખવાનો પ્રયત્ન કરવો જોઈએ. 'મુખમેં રામ ઔર બગલમેં છુરી' હવે ન ખપે. સંપૂર્ણ સત્ય અને પ્રમાણિકતા કેળવવાં જ જોઈએ. અસહકારીઓ પરદેશી કાપડનો, સરકારી અદાલતોનો, નિશાળોનો અને સરકારી ઈલ્કાબોનો બહિષ્કાર ન કરે એ અસહ્ય ગણાવું જોઈએ. મહાસમિતિએ જે ઠરાવ પસાર કર્યો તેને લીધે બહિષ્કારનું પુરૂં પાલન નહીં કરનાર માણસ સમિતિમાં ન ચુંટાય એ ઈષ્ટ ગણાયું છે, અને આપણે એવી પણ આશા રાખીએ કે મતદારો પોતે પણ તેનું પાલન કરતા થાય. શ્રી ગંગાધરરાવ દેશપાંડે જેવા નેતાઓને રાજીનામું આપવું પડે તો ભલે પણ મહાસભાનું વાતાવરણ તદ્દન સ્વચ્છ થવું જ જોઈએ. ગાંધીજીના ઠરાવોનો હેતુ એક જ શબ્દમાં કહી શકાય: આત્મશુદ્ધિ. એ આત્મશુદ્ધિના આગ્રહનું મૂળ કારણ બારડોલીમાં સવિનય ભંગના શંખ ફુંકાયા તે દિવસથી તે ચૌરીચૌરાના સમાચાર આવ્યા તે દરમ્યાન થયેલી આત્મપરીક્ષા, પ્રજાની નબળાઈ અને જાણ્યે-અજાણ્યે પેસી ગએલું અસત્ય. જેલના એકાંતવાસમાં લાગણીની અતિતીવ્રતા (hyper-sensitiveness) પેદા થાય છે. જેલમાં જઈ આવેલા ઘણાખરા માણસોમાં આ અનૈસર્ગિક સ્થિતિનાં ચિહ્ન જણાય છે. શ્રી અરવિંદ ઘોષ જેલમાંથી છુટયા પછી ચોમેર કૃષ્ણ ભગવાનનાં દર્શન કરી રહ્યા હતા. દેશબંધુ દાસ છુટયા પછીનાં તેમનાં પહેલાં ભાષણોમાં આવાં જ તત્ત્વો જણાય છે. જડ માણસો સિવાય જે કોઈ જેલમાં જઈ આવે છે તેની માનસિક વૃત્તિમાં તેમ જ તેની લાગણીમાં પરિવર્તન થયેલું જણાય છે. જેલનું વાતાવરણ અનૈસર્ગિક હોવાને લીધે તથા જેલમાં જતા પહેલાં જીવનો જબરો કચવાટ થાય છે તેને લીધે આ માણસોનું પરિવર્તન કુદરતી ન થતાં વિચિત્ર કે અવળો રસ્તો લે છે. સ્વાત્મભાવ (Self-consciousness) હદપાર વધી જાય છે, લાગણી ઉભરાઈ જાય છે અને કેટલીક વખત આત્મસંયમ નબળો પડે છે. જ્યારે સંયમ જાય છે ત્યારે લાગણી ઉપર રહેલો કાબુ જતો રહીને હીસ્ટીરીઆના જેવી સ્થિતિ આવે છે. પણ જે સંયમ સાચવી શકે છે તેનામાં ભાવપ્રધાનતા અને લાગણીનો ઉભરો તો હોય છે. વિચારશક્તિ તથા લાગણીનું સમતોલપણું સચવાઈ રહેતું નથી. અને તેથી અસાધારણ વાતાવરણમાં નિશ્ચય પર આવેલા વિચારો મનમાંથી ખરી શકતા નથી. નવા વિચારોની અસર ઓછી થાય છે, પોતાના જેલના વિચારો ઘુંટયાં કરે

છે, તેને હદપાર મહત્ત્વ આપવામાં આવે છે. ખુલ્લા વાતાવરણના વિચારો જુદા પ્રકારના હોય છે તે દબાઇ જાય છે. આ સ્થિતિને માનસિક પરિવેષ્ટન (obsession) કહેવાય. ભાવપ્રધાનતા (hyper-sensitiveness), સ્વાત્મભાવ (self-consciousness), લાગણીનો ઉભરો (emotionalism) અને જેનામાં સંયમ ઓછો થાય તેને હીસ્ટીરીઆ—આ પ્રકારનું પરિવર્તન થાય છે.

ગાંધીજીનો મંત્ર આત્મશુદ્ધિનો છે,—આત્મશુદ્ધિ અને વાતાવરણની શુદ્ધિ. જો સ્વરાજની લડતમાં કાંઇ જુઠાણું ભળી ગયું હોય તો તેને દૂર કરવું, મનનો મેલ ધોઇ નાંખવો, દરેક વ્યક્તિએ દૃઢ પ્રતિજ્ઞાની સાવરણી લઇને આત્મશુદ્ધિ અને સ્વસુધારણા કરવી, એ મુખ્ય જરૂરીઆત જણાઈ. જ્યારે પોતાના મનનો તથા આસપાસનો કચરો અને જાળાં સાફ થઇ જાય ત્યારે "ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો"નો સંદેશો આપી શકાય. આ આત્મશુદ્ધિનું સાધન યાંત્રિક છે, અને તેનું સ્વરૂપ રેંટીઆમાં બદલાઇ ગયું છે. ગાંધીજીના મનમાં શુદ્ધિ અને સ્વચ્છતાના વિચાર રમ્યાં કરે છે, તેનું હથીઆર રેંટીઓ છે, એટલે રેંટીઆનો જપ શરૂ થયો છે. આ જપનું કારણ અનારોગ્યતા (morbidity) હોવાનો સંભવ છે. મહાસભામાં તથા મહાસમિતિમાં કે પ્રાન્તિક સમિતિઓમાં ઠરાવ પસાર થતા તેનો અમલ ન કરતાં કેટલાક લોકો ખુલ્લું બંડ ઉઠાવતા અને ઠરાવોનો અનાદર કરતા હતા. જો આવું બંડ કાયમ રહે તો મહાસભાના કે સમિતિઓના ઠરાવોનું પ્રયોજન શું? આવી અવ્યવસ્થા દૂર કરવા માટે ગાંધીજીએ પોતાના ઠરાવો મહાસમિતિ આગળ, એટલે હિંદુસ્તાનની પ્રજા આગળ રજુ કર્યા. રાષ્ટ્રીય શિક્ષણ પરિષદમાં પણ એમનો સંદેશો એ જ હતો, કારણ કે રાષ્ટ્રીય કેળવણી અસહકારને લીધે જ અસ્તિત્વમાં આવી હતી. રાજકીય અસહકાર કરો, અને બહિષ્કાર પાળો. રચનાત્મક કાર્યમાં રેંટીઓ, અસ્પૃશ્યતાનિવારણ અને હિન્દુ–મુસલમાન ઐક્ય પર લક્ષ ચોંટાડો. ઉગતી પ્રજામાં રાજકીય આંચકો રેડો. જો કરો તે પ્રમાણિકતાથી કરો નહીં તો રાજીનામું આપો. વિદ્યાર્થીઓ ન આવે તો દરકાર નહીં, પણ તમે ચોકખા રહો. એની એ જ સલાહ આપી છે. આત્મશુદ્ધિ કરો, સત્યનું પાલન કરો, અને શાળાને બદલે રેંટીઓ ચલાવો.

## હવે શું?

મહાત્મા ગાંધીજીની મનોદશાનું અવલોકન આપણે કર્યું. એમનો સંદેશો આપણે સાંભળી રહ્યા છીએ. કેટલાક પ્રમાણિક અને બહાદુર શિષ્યોએ કાર્યક્રમની વ્યવહાર સફળતા વિષે શંકા દર્શાવી છે. બીજા ઘણા શિષ્યોએ પોતાની શંકા અને મુશ્કેલી દબાવી દીધી છે. ગાંધીજીએ કહી દીધું છે કે જો મને આગેવાન તરીકે સ્વીકારવો હોય તો મ્હારે રસ્તે ચાલો. મ્હારી સાથે કોઈ નહીં હોય તો તેની મને ચિંતા નથી. મને જે રસ્તો સત્યનો લાગે છે તે રસ્તે હું તો ચાલ્યો જઇશ. જેવી રીતે શ્રી શાસ્ત્રી, સમર્થ, સેતલવાડ, વાચ્છા, સુરેન્દ્રનાથ બેનરજી, મદનમોહન માલવીઆ જુદા પડયા તેમ આજે ભલે તમે જુદા પડો. એમને કોણ અટકાવી શકે? શાને માટે? અને કેવી રીતે? જ્યારે આપણે આવી હદપાર કફોડી સ્થિતિમાં પડયા છીએ ત્યારે દેશની ખરી સ્થિતિ ફરીને તપાસી જુઓ. જે સરકાર ૧૯૨૨માં ધ્રુજતી હતી તેની આપખુદીને સીમા નથી રહી. અંગ્રેજ અમલદારો તો રહેવાના જ અને તેમની સંખ્યા ઘટાડી શકાય નહીં. હિંદીઓને લશ્કરમાં પગપેસારો જરા પણ થવા દેતા નથી. લશ્કરી ખર્ચ પ્રજાને કચડી નાંખે છે. એક તરફથી પૈસાની તંગી છે ત્યારે અંગ્રેજ અમલદારોના પગારમાં વધારો થઇ રહ્યો છે. ધારાસભાઓમાં ફારસ ચાલી રહ્યું છે. નાગપુરની ધારાસભામાં જે નાટક ભજવાયું તેથી દેશને શું ફાયદો થયો? આજે ફાયદા તરફ જેવું જ ન જોઇએ એ હકીકત વાસ્તવિક છે. ગવર્નરો તથા વાઇસરૉય વધારે આપખુદીથી સત્તા વાપરે છે. તેની સામે જે પ્રજામત અથવા પ્રજાકોપ થવો જોઇએ તે થતો નથી. નવી લોનો કાઢીને દેશના દેવામાં વધારો થયાં જ કરે છે. કેનીઆ વિગેરે દેશોમાં હિંદીઓને લાતો પડે છે. હજારો અકાલીઓ જેલમાં પડયા છતાં આજે આખો દેશ ત્રાસી કેમ નથી રહ્યો? જે અન્યાય અને જુલમ આંખ આગળ થઇ રહ્યો છે તેની સામે પોકાર કરવાને માટે પણ ગાંધીજીની આગેવાની જોઇએ? ઈંગ્લંડમાં મજુરપક્ષ સત્તામાં આવ્યો તે છતાં આપણું અપમાન થયાં જ કરે છે. શ્રી. શંકરન્ નાયરના કેસમાં આખું ઈંગ્લંડ વિરુદ્ધ પડી ગયું એમ કહીએ તો ચાલે. હિંદ દેશના રાજકીય આકાશમાં અવ્યવસ્થા તથા કુસંપનાં કાળાં વાદળાં છવાઇ રહ્યાં છે. જ્યાં નજર નાંખીએ ત્યાં

હજારો શૂરવીર યોદ્ધાઓ ચિંતાગ્રસ્ત થઇને બેઠેલા નજરે પડે છે. વાતાવરણમાં અરસપરસ અણુવિશ્વાસ ફેલાઇ રહ્યો છે. નાનીનાની તકરારો અને ટંટામાં કેટલાક લોકો રોકાઇ ગયા છે. કહેવત છે કે કાર્ય વિનાના માણસોને શયતાન ખોટા માર્ગે ચઢાવે છે. આપણે એક બીજાની ભૂલો શોધવામાં મશગુલ થઈ રહ્યા છીએ. આજે આખા હિંદુસ્તાનમાં ગાંધીજી શિવાય એક પણ નેતા નથી કે જે દેશસેવકોને આગળ ધપાવે. દાસ કે નહેરૂ, લજપતરાય કે માલવીઆ, પટેલ કે કેલકર, મીસીસ નાયડુ કે બીસેંટ,—કોઇની સંપૂર્ણ લાયકાત જણાતી નથી. ગાંધીજી ઉપર જ આપણી આંખ ઠરે છે. આપણે ગાંધીજીને વિનવીએ કે ફરીને આગેવાની લઇ લો. આખું હિંદુસ્તાન એમને પૂજે છે. સંપની કુંચી એમના હાથમાં છે. એમની આગેવાનીથી સંપ પ્રસરી જશે. સંપ આવશે એટલે ખોટી નજીવી તકરારો ઉડી જશે. પ્રજાને એક માર્ગે કુચ કરાવી એટલે આજના ઘણા પ્રશ્નોનો નિકાલ થઇ જવાનો.

## ખોટા રૂપીઆ

પણ જો ગાંધીજી બધી શરતોના પાલનની માગણી કરે તો? એમને તો કરોડ રૂપીઆમાંથી બધા ખોટા રૂપીઆ ફેંકી દેવા છે. અમારી નમ્ર અરજ એટલી જ છે કે જે રૂપીઆને મહાત્માજી ખોટા ધારે છે તે તેવા નથી. છેક મોગલ પાદશાહીના વખત સુધીના રૂપીઆ ખોટા જ હતા. તે ખરા હતા. તેમાં ખરૂં રૂપું હતું. આજના અંગ્રેજી કલદાર અવાજદાર રૂપીઆનો મોહ ગાંધીજીને ન જ હોય. અમારામાં રૂપું કેટલું છે તેની પરીક્ષા થવી જોઇએ. ખોટાં ધોરણ લગાડીને શા માટે તપાસ થાય? દાખલા તરીકે અસ્પૃશ્યતાનિવારણનું ધોરણ લો. આ સામાજિક પ્રશ્નને રાજકીયમાં હદપાર ઘુસાડી દીધો છે. આ બાબતમાં મ્હારા મત વિષે ગેરસમજુત ભાગ્યે જ થાય. ૧૯૦૩ની સાલથી વડોદરાની મોટી ઇસ્પીતાલમાં મેં અસ્પૃશ્યતાને ગણકારી નહોતી અને એક ફેરિફલ બ્રાહ્મણે મ્હારૂં અપમાન કરેલું તે હસીને સહન કર્યું હતું. હું આ લેખમાં કયાં ધોરણ રાખવાં, કયાં કાઢી નાખવાં તે સૂચવવા બેઠો નથી. અમે તો મહાત્માજીને વિનંતિ કરીએ છીએ કે અમે હિંદના કરોડો માણસો ખોટા નથી, અને આપની પરીક્ષા ખરી છે કે કેમ તે ફરી તપાસવા કૃપા કરો. જેલમાંથી ઉદ્ભવેલી લાગણીની તીવ્રતાને ઘસી નાંખીને પહેલાંના જેવા થઇ જાઓ, અને તમારા ખોળામાં પડેલાં નાણાંનો સદુપયોગ કરો.

## વૈદકીય સલાહ

દરેક વૈદ્ય અને મનુષ્ય સ્વભાવનો અભ્યાસી જાણે છે કે વપરાતા સ્નાયુઓ મજબુત રહે છે અને વધારે જોરાવર થાય છે, નહીં વપરાતા પોચા પડી જાય છે અને છેવટે બીનઉપયોગી થઈ જાય છે. આ જ નિયમ લાગણી તથા ભાવને લાગુ પડે છે. ચોકસી જાણે છે કે ચલણી નાણું ચળકતું અને ચોકખું રહે છે, બીન-વપરાશી ઉપર કાટ ચઢી જાય છે. કાટ કાઢી નાંખવાના બે રસ્તા છે. એક, કરોડ રૂપીઆને ઘસવા બેસવું અને પાણીમાં ધોઇ ધોઇને શુદ્ધ કરવા. બીજો રસ્તો એવો છે કે જો એ ખોટા ન હોય તો તેનો વપરાશ કરવો. વપરાશથી કાટ ઘસાઇ જશે. તે જ પ્રમાણે જે દેશ-સેવકોમાં ત્રુટિઓ છે તે સ્પષ્ટ રીતે કહી દેવી, લડતની ધમાલમાં ખોટા માણસો લશ્કરમાં પેસી ગયા હોય તો તેમને બાતલ કરવા, સૈનિકને યોગ્ય કવાયતની ખાતર જરૂર કેટલીક શરતો રાખવી. કઈ જુની રાખ્યાં વિના ન જ ચાલે, કઈ નવી શરત દાખલ કરવી તે વિષે મહાત્માજી ફરીને ખુલ્લે મને તથા શાંત, આનંદમય હ્રદયે વિચાર કરીને, દેશનાં અસહ્ય અપમાન તથા દુઃખ ટાળવાને લડત ફરી ચલાવે, એવી અમારી માગણી છે.

સુમન્ત મહેતા

# મહાત્મા ગાંધીજીને પ્રકટ પત્ર: ખાદીપ્રકરણ

પરમપૂજ્યશ્રી,

મહાસમિતિની છેલ્લી બેઠકમાં આપ પંચવિધ બહિષ્કારનો જે ઠરાવ રજુ કર્યો હતો તેમાં તો થોડો સુધારો થયો એટલે લગભગ સર્વાનુમતે તે પસાર થયો. પણ મહાસભામંડળોના સૌ સભ્યોએ દરરોજ ઓછામાં ઓછા અડધા કલાક લેખે દરમહિને ૨૦૦૦ વાર સુતર કાંતીને ખાદીમંડળને મોકલવાનો ઠરાવ આપે વધારે મહત્વનો ગણીને પહેલો રજુ કર્યો હતો અને તે વિષે જ વધારેમાં વધારે ગરમાગરમ ચર્ચા થઈ હતી. તેમાં બંધારણની દૃષ્ટિએ ન કાંતનારનો બહિષ્કાર કરવાની પેટાકલમની સામે જ નહિ પણ કોઇ પણ શબ્દોથી દરેક સભાસદ પર કાંતવાની ફરજ નાંખવાની સામે જ વિરોધ દર્શાવવામાં આવ્યો હતો. તેથી સજાની કલમ કાઢી નાંખ્યા પછી પણ પંડિત મોતિલાલજીએ એ ઠરાવની સામે વિરોધ કાયમ રાખીને તેને માત્ર વધુમતિના ઠરાવ તરીકે જ ગણ્યો હતો.

એ ઠરાવ પસાર થયે લગભગ એક મહિનો વીતી ગયો છે, અને સુતરની આંટીઓ મોકલવાનો પહેલો દિવસ (૧૫મી ઓગસ્ટ) નજીક આવતો જાય છે. દરમ્યાનમાં અનેક રીતે માલુમ પડતું જાય છે કે ચુસ્ત પક્ષના પણ થોડા જ માણસના અંતરમાં રેંટીઆ વિષે શ્રદ્ધા કે ધર્મબુદ્ધિ ઉતરી છે અને જે તેમાંના થોડાઘણા આજે કાંતે છે તો તે મુખ્યત્વે કરીને આપના તરફ અંગત ભક્તિભાવથી અથવા આપની સરદારી કાયમ રાખવાને જ તેમ કરે છે.

આમ લગભગ બે વરસની ગેરહાજરી પછી ખાદીપ્રચારનો જે નવીન માર્ગ આપે સૂચવ્યો છે તેથી આપના ઘણાખરા અનુયાયી કાં તો ચકિત કે મુગ્ધ થયા છે અથવા ક્રોધથી તપી ગયા છે. તથા તે વિષે આપનાં કારણોની મીમાંસા કરવાની જરૂર જણાય છે.

## ઠરાવનાં કારણ

આપનાં મુખ્ય કારણ નીચે મુજબ જણાય છેઃ

૧. આ માર્ગ નવીન નથી પણ જુનો જ છે અને અસહકારના ઠરાવમાં તે મૂળથી સમાયેલો જ છે.

૨. મૂળ ઠરાવમાં તેનો સમાવેશ ન ગણીએ તો પણ તેનો અમલ કરતાં કરતાં એવી દશાએ પહોંચ્યા છીએ કે જેથી આગળ વધવા માટે કમમાં કમ મહાસભા મંડળના સભાસદોએ તો રેંટીઆ ચલાવવા જ જોઇએ.

૩. ઠરાવોનો ગમે તે અર્થ કરો તો પણ કેવળ પરદેશી કાપડનો બહિષ્કાર કરવાથી પણ સ્વરાજ્ય મળી શકે એમ છે માટે બને તેટલા માણસોએ ખાદી-કામમાં સામેલ થવું જોઇએ.

૪. જેઓ સવિનય કાયદાભંગથી જ સ્વરાજ્ય મેળવવાની આશા રાખતા હોય તેમણે પણ બને તેટલા યોગ્ય સ્વયંસેવકોને આત્મશુદ્ધિની તાલીમ આપવા માટે રેંટીઆનો બને તેટલો પ્રચાર કરવો જોઇએ.

૫. આપ તો કેવળ ધાર્મિક અને આર્યસંસ્કૃતિની દૃષ્ટિએ પણ રેંટીઆનો સાર્વત્રિક પ્રચાર ઇચ્છો છો.

## ૧. મહાસભાના ઠરાવ

અસહકાર પહેલાંની પ્રવૃત્તિ અહીંઆં તપાસવાની જરૂર નથી. છતાં સન ૧૯૧૭ની શરૂઆતમાં આપે પાદરીઓની સભા આગળ સ્વદેશી વિષે વ્યાખ્યાન આપ્યું અને તે વરસની આખરે પહેલી ગુજરાત રાજકીય પરિષદના અધ્યક્ષસ્થાનેથી આપે ભાષણ કર્યું, ૧૯૧૯માં કાળા કાયદાની લડત બંધ થયા પછી આપે સ્વદેશી સભાઓ કાઢી અને અમૃતસરની મહાસભામાં પહેલીવાર રેંટીઆ વિષે ઠરાવ થયો—તે સૌમાં આપનાં ત્રણ મંતવ્ય જણાય છેઃ

(૧) સ્વદેશીધર્મના જ પાલનમાં સારા જગતનું કલ્યાણ રહેલું છે—અર્થાત્ દરેક માણસ પોતાની પાસેમાં

પાસે ઉત્પન્ન થતી ચીજોનો ઉપયોગ કરે તો જ દેશ-દેશાંતરના વિગ્રહ અને વિરોધનો અંત આવે અને સર્વત્ર શાંતિ અને સુવ્યવસ્થા ફેલાય.

(૨) ખાસ કરીને હિન્દુસ્થાનને સ્વરાજ્ય જોઇતું હોય તો તેણે પોતાને જોઇતી બધી ચીજો ને ખાસ કરીને કાપડ તો ઉત્પન્ન કરતાં શીખવું જ જોઇએ. આમાં ખાસ કરીને આંતરિક શક્તિ કેળવવાની જ દૃષ્ટિ હતી. અને દેશને જોઇતું બધું કાપડ મિલોથી પૂરું પાડી શકાય એમ ન હતું તેથી તેમાં પુરતી કરવાને રેંટીઆ અને ખાદીનો પ્રચાર કરવાની જરૂર જણાતી હતી. સન ૧૯૧૯માં આપે સ્વદેશી મત પ્રકટ કર્યા હતાં તેના પહેલા નંબરમાં પણ હિન્દુસ્થાનનું રૂ હાથે કે મિલમાં કાંતેલું અને વણેલું હોય તેનો સમાવેશ હતો. તેથી તે વખતે આપ મિલને તેમ ખાદીને સાથે ચલાવવાને તૈયાર હતા એ ચોખ્ખું દેખાય છે.

(૩) સન ૧૯૦૫-૭ થી સ્વદેશીની દરેક ચળવળની પાછળ બહિષ્કારની ભાવના કંઇક કંઇક ગૌણરૂપે રહેતી હતી. પણ તે મોટે ભાગે બ્રિટિશ માલના બહિષ્કારની. પણ આપ તો આ વૃત્તિની સામે વારંવાર વિરોધ દર્શાવતા તેથી આપની સ્વદેશીની પ્રવૃત્તિમાં શુદ્ધ રાજકીય દૃષ્ટિ થોડી જ જણાતી.

આ અસહકારની પૂર્વભૂમિકા. આમાં તો મિલના કાપડનો નિભાવ કરવામાં આવતો તેથી આપના ચુસ્ત અનુયાયીમાંથી થોડા જ સહેજ સહેજ ખાદી પહેરતા. તો પછી સૌને રેંટીઓ ચલાવવાની તો ફરજ હોય જ શાની?

### અસહકાર પછી

ચાર વરસ પર પહેલી ઓગસ્ટને દિવસે મુંબાઇની ખિલાફત કમિટીએ અસહકારનો ઝુંડો ફરકાવ્યો. પણ એ બહુ આશ્ચર્યની વાત છે કે તે જ દિવસના જાહેરનામામાં સરકારી ઇલ્કાબ અને લોન, નિશાળ અને કોરટોના બહિષ્કારનો ઉલ્લેખ છે; છતાં તેમાં ધારાસભાના કે પરદેશી કાપડના ત્યાગની વાત નથી. પછી તરત જ આપની પ્રેરણાથી ગુજરાત રાજકીય પરિષદ અમદાવાદમાં મેળવવામાં આવી. તેનો સ્વદેશીનો ઠરાવ પણ પુરાણી પદ્ધતિએ ઘડાયેલો છે ને તેમાં રેંટીઆ કે ખાદી માટે કંઇ આવેશ જણાવવામાં આવ્યો નથી.

કલકત્તા અને નાગપુરના ઠરાવોમાં પહેલી જ વાર બહિષ્કારની રાજપ્રકરણી દૃષ્ટિ જણાય છે. તેમ દેશની ગરીબાઈ ટાળવાને માટે પણ ખાદીના પ્રચારની જરૂર જણાવી છે. છતાં તેમાં પણ મિલની પુરતીમાં જ ખાદી ઉત્પન્ન કરવાનું સૂચન છે. તેથી અસહકારના લાંબા ઠરાવની છેક છેવટે જ તેનો સંક્ષેપમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

હવે સન ૧૯૨૧નું કાર્ય જોઇએ. પહેલા ત્રણ મહિના તો નિશાળો અને અદાલતોના બહિષ્કારની ચળવળમાં ગયા. બેઝવાડાની મહાસમિતિએ કરોડ રૂપીઆ અને કરોડ સભાસદો મેળવવાનો ઠરાવ કર્યો તેમ ૨૦ લાખ રેંટીઆ ચલાવવાનો પણ નિશ્ચય કર્યો. અહીંઆં સહેજ અટકવું જોઇએ. કલકત્તા નાગપુરના ઠરાવથી બહુ રેંટીઆ ચાલતા ન થયા તેથી આવો ખાસ ઠરાવ કરવાની જરૂર પડી. અને જો કે પછીના ત્રણ મહિનામાં કરોડ રૂપીઆ ભેગા કરવા પર સૌનું મન એકાગ્ર થયું તો પણ આ ઠરાવને પરિણામે પહેલાંના કરતાં ઘણા વધારે રેંટીઆ ચાલતા થયા. મૂળ ઠરાવ પ્રમાણે આ પણ આવશ્યક હતું. માત્ર એ નોંધવું જોઇએ કે ગરીબાઇ ટાળવાના ઉદ્દેશથી જ રેંટીઆ ચલાવવાના હોવાથી યોગ્ય લોકોમાં તેનો પ્રચાર કરવાનું જ ફરમાવવામાં આવ્યું હતું. તે સારૂ અલબત રેંટીઆકામના પાકા અનુભવી સ્વયંસેવકો તો જોઇએ જ. પણ તે સિવાય રેંટીઓ ચલાવવાનો સર્વસાધારણ ધર્મ સમજાવવામાં આવ્યો ન હતો.

જુન માસમાં કરોડ રૂપીઆ ભેગા થયા એટલે નાણાંની ચિંતા ન રહી. પછી કંઇક એમ માલમ પડ્યું કે દેશભરમાં સ્થળે સ્થળે રેંટીઆ તો ચાલતા થયા છે અને થોકબંધ ખાદી પણ પેદા થાય છે, પણ ખપતને અભાવે જમા થતી જાય છે અને થોડા વખતમાં તેનો ઉપાડ ન થાય તો મહામુસીબતે ચલાવેલા રેંટીઆ ફરીથી બંધ થાય. આવી સ્થિતિ પારખીને આપે ખાદીની ખપત પર સૌનું લક્ષ દોર્યું અને પરદેશી કાપડનો બહિષ્કાર પોકારીને આપે સૌને—ખાસ કરીને મહાસભાના સાગરીતોને નખથી શિખ સુધી શુદ્ધ ખાદીમાં જ સજ્જ થવાનો ઉપદેશ કર્યો. સાથે સાથે પરદેશી કાપડની મોટી હોળીઓ થઇ તેની પણ જાદુઇ અસર થઇ. આમ મહિનાઓથી ભેગી થએલી—સારી ને ખરાબ, જાડી ને ઝીણી—બધી જાતની ખાદી સપાટાબંધ ખપવા લાગી.

અહીંઆં પણ સહેજ રોકાવાની જરૂર છે. આ પ્રસંગે મહાસભાના સૌ અધિકારીઓને ખાદીધર્મ

સમજાવવામાં આવ્યો એ યોગ્ય જ હતું. જેઓ ખાદી પ્રચાર કરવા ઇચ્છે તેમણે પોતે કંઈક તો અંગત કાર્ય પણ કરવું જ જોઇએ. તેઓ માત્ર નાણાંનો વહીવટ કરીને સંતોષ માને એ બસ ન ગણાય. દોઢસો વરસથી તુટી ગએલો મહાન ઉદ્યોગ અથાગ શ્રમ લઇને દેશમાં સ્થાપવો હોય તો તેનો માલ વાપરીને તો તેને ઉત્તેજન આપવું જ જોઇએ.

દરેક દેશમાં ને દરેક કાળે સ્વદેશીની ચળવળમાં આવો કંઇક કાર્યવિભાગ તો થઈ જ જાય છે. જેઓ ચળવળ કરે તે સૌ પોતે કંઇ સ્વદેશી ઉદ્યોગ ચલાવે એવી આશા કોઈ ન રાખે. તો પછી તેઓ પોતે તેનો કોઇ પણ સંચો ચલાવવાનું પ્રાથમિક કામ કરે એમ તો કોઇ કલ્પે જ નહિ. પણ સન્ ૧૯૦૫–૭માં તેમ આજે સ્વદેશીના સંચાલકો પાસે સૌ એવી આશા તો રાખે જ કે તેઓ પોતપોતાનાં ધોરણ મુજબ શુદ્ધ સ્વદેશી ગણાતો માલ પહેરે. આ ચળવળમાં સમિતિઓએ ખાદીઉદ્યોગની વ્યવસ્થા કરીને પોતે ખાદી વાપરવા માંડી. ને રેંટીઆ-સાળનો કસબ જાણનારાં ને શીખનારાંએ સુતર કાપડ ઉપજાવવા માંડયાં. આ કાર્યવિભાગ સર્વે દષ્ટિએ સુંદર ગણાય. ને જુના વ્યવહારકુશળ કાર્યકર્તાઓને તેમ જ નવા અર્થશાસ્ત્રીઓને પસંદ પડતી આ વ્યવસ્થાને નેવે મુકીને આપ આજે સૌને જાતે જ રેંટીઓ ચલાવવાનું કહો છે તે અક્કલમાં ઉતરતું નથી અને દિલને પ્રેરતું નથી.

સાથેસાથે એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે ૧૯૨૧ના જુનમાં સૌ અધિકારીઓને જાતે ખાદી વાપરવાની ફરજ સહેલાઇથી પાડી શકાત. પ્રજામત તે વખતે હાલના કરતાં ઘણો વધારે તેજ હતો. છતાં આપ દિશા સૂચવીને જ સંતોષ પામ્યા અને પ્રજા જોશભેર તે રસ્તે દોડી. આજે જેને માટે પ્રજામત તૈયાર નથી તે વિષે ફરજ પાડવા આપ ઇચ્છો છો. આ ૧૯૨૧ ને ૧૯૨૪ની કાર્યપદ્ધતિનો ફેર. એક મરજીઆત ને બીજી ફરજીઆત. કઈ વધારે સફળ નીવડે છે તે આપ હાલ જુઓ છો—ધીમે ધીમે વધારે જોઈ શકશો.

## સવિનય ભંગમાં રેંટીઓ

દિલ્હીમાં સવિનય ભંગનો ઠરાવ થયો ત્યારે એક પગલું આગળ ભરાયું. જે સ્વયંસેવક કાયદાનો ભંગ કરી જેલ જવા ઇચ્છતો હોય તેણે પાંચે બહિષ્કાર પાળવા જોઇએ ને કેવળ ખાદી જ પહેરવી જોઇએ તેમ તેને કાંતતાં પણ આવડવું જોઇએ. આમાં હાથે કાંતવાની શરત પહેલીવાર જણાય છે. આજ સુધીમાં તેના પર ઘણાયે પ્રહાર થયા છે છતાં તે કાયમ રાખવામાં આવી છે. પણ આ વિષે વળી બે બાબત ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ:

(૧) શુદ્ધ બલિદાન જ સફળ થઈ શકે એ ધારણાથી જેલ જનારની આત્મશુદ્ધિ માટે કાંતવાની શરત રાખવામાં આવી હતી (દરરોજ કાંતવાની નહિ પણ માત્ર કાંતવાનું જાણવાની). ઘણા જ વિકટ કામ માટે સ્વયંસેવકોનું નવું જ દળ રચવામાં આવ્યું, તેને માટે બીજી રીતે યોગ્ય લાગે તે આકરી કે સહેલી શરતો રાખી શકાય. તે માટે કોઇ ફરિયાદ ન કરી શકે કારણ કે સ્વયંસેવક થવાનું પણ મરજીઆત જ હોય.

(૨) દિલ્હીની મહાસમિતિમાં અને ખાસ કરીને અમદાવાદની મહાસભામાં સ્વયંસેવકોની ઘણી જ જરૂર હતી. તે વખતે સૌ અધિકારીઓને સીપાઇગીરી કરવાની ફરજ પાડવામાં આવી હોત તો એ વધારે પડતું ન ગણાત. છતાં આપે અતિશય વ્યવહારદક્ષતાથી આ પ્રસંગે પણ સીપાઇગીરી અને તેને અંગે કાંતવાની આવડત પણ મરજીઆત જ રાખી.

કારણ દેખીતું હતું. જો પ્રજામાં જોશ હોય તો કામ મરજીઆત રાખવાથી પણ સારામાં સારાં ફળ મળી શકે. પણ પ્રજા નરમ પડી હોય તો ફરજીઆત ઠરાવ પણ નિરર્થક નીવડે. હાલની રાજનીતિમાં આ તત્ત્વનું વિસ્મરણ થવાથી જ દરેક બાબતમાં હાનિ જ વધારે થતી જણાય છે.

મહાસભા ને મહાસમિતિઓના ઠરાવોના આ અવલોકન પરથી ચોખ્ખું દેખાય છે કે

(૧) રોજ અમુક વખતને લેખે અમુક વાર સુતર કાંતવાનું ફરજીઆત ધોરણ અત્યાર સુધી કોઇને માટે પણ રાખવામાં આવ્યું ન હતું, એટલું જ નહિ પણ આખોય વખત જે મરજીઆત પદ્ધતિ સ્વીકારવામાં આવી હતી તેનાથી તે ચોખ્ખી રીતે વિરૂદ્ધ છે. માત્ર ખાદી પહેરવાની પણ ફરજ મુકવામાં આવી ન હતી.

(૨) સમિતિઓ રેંટીઆનો વહીવટ કરે અને ખાદીનો ઉપયોગ કરે તેમ જેમને ગરીબાઇને લીધે જરૂર હોય તેઓ કાંતે ને પોતાનો નિર્વાહ ચલાવે, એવો કાર્યવિભાગ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે ૧૯૨૧ના વરસમાં અને પછીથી સ્વીકારવામાં આવ્યો હતો. સવિનય ભંગને સારુ તૈયાર થનાર તાલુકાને પોતાની જ ખાદી વાપરવાની

હતી. પણ ત્યાંયે અમુક ટકા જેટલાં સ્ત્રીપુરુષોને કાંતવાનું નહિ પણ ખાદી પહેરવાનું જ બંધન હતું.

## ૨. પ્રગતિ માટે રેંટીઆવર્ગ

આ તો સન ૧૯૨૧ની વાત થઇ. તે વખતે તો આપ બ્હાર હતા. પણ આપ જેલમાં ગયા તે દરમ્યાન અને તે પછીથી ખાદીની જે હાલત થઇ તે ઉપરથી આજના આકરા ઉપાયની જરૂર ફલિત થાય છે કે નહિ તે જોઇએ.

હું વિશેષે કરીને ગુજરાતની સ્થિતિથી વાકેફ છું તેથી તેનો જ દાખલો લઇશ. આપ જાણો છો કે આપની જ પ્રેરણાથી ૧૯૨૧ના આરંભમાં ગુજરાત પ્રાંતિક સમિતિનું ખાદીખાતું શ્રીયુત લક્ષ્મીદાસભાઇને સોંપવામાં આવ્યું હતું. તે પહેલાં તેઓ આશ્રમમાં રહીને રૂા ૧૦૦૦) થાપણ મુકનારને રેંટીઆ રૂ વગેરેની જોઇતી સગવડ આપતા હતા અને એવી રીતે કેટલાંક થાણાં કાઢીને થોડી ખાદી ઉત્પન્ન કરતા હતા. પણ પ્રાંતિક સમિતિમાં આવ્યા પછી આપનો વેગ જોઇને તેમણે પણ સપાટાબંધ કામ ચલાવ્યું. સામી થાપણ લેવાને બદલે લાયક માણસોને ખાદી ઉત્પન્ન કરવા માટે તેમણે લોન આપવા માંડી. જુજ સ્થળે તે લગભગ વ્યર્થ ગઇ, કેટલેક ઠેકાણે થોડીઘણી ખાદી ઉત્પન્ન થવા માંડી અને કાઠીઆવાડ જેવાં કેટલાંક સ્થાનેથી તો ખાદીનો ધોધ વહેવા માંડયો. એવામાં જ પરદેશી કાપડનો બહિષ્કાર જાહેર થયો એટલે લાખો રૂપીઆની ખાદી શહેરોમાં અને ખાસ કરીને મુંબાઇમાં ખપવા લાગી. આ ખપત જરા નરમ પડી એટલામાં અમદાવાદની મહાસભાના મંડપ માટે ચારે બાજુએથી બને તેટલી ખાદી ખેંચવામાં આવી.

આમ ખાદીખાતું ૧૯૨૧માં વીજળીને વેગે દોડતું હતું તે ૧૯૨૨ની શરૂઆતમાં જ મોટી જોખડો સાથે અથડાઇને ઓચીંતું અટકી ગયું. મુખ્ય જોખડો બે હતી: (૧) એક તો મંડપને અંગે જે અઢળક ખાદી જમા કરવામાં આવી હતી તે બહુ જ ધીમેધીમે ખપવા માંડી. એટલે આપના કારાવાસ પહેલાં પણ કાર્યકર્તાઓની ખાત્રી થઈ ગઇ કે જે વેગે પહેલા વરસમાં ખાદી ઉપજાવી હતી તે કાયમ રાખતાં ખાદીના જે મોટા ઢગ વાગશે-તે વરસો સુધી ખપશે નહિ અને તેમાં દર મહિને લાખો રૂપીઆ હોમાતા જશે. (૨) બીજો અણુધાર્યો અંતરાય એ આવ્યો કે બીજે વરસે બધું કામ કાયમ રાખવાને આપની જ સલાહથી શ્રી લક્ષ્મીદાસભાઇએ ૧૮ લાખ રૂપીઆનો અંદાજ કર્યો હતો તે ધાર્યા પ્રમાણે મુંબાઇનો કમિટી તરફથી મળ્યા નહિ. તે કમિટીએ છેવટે માત્ર ત્રણ જ લાખ રૂપીઆ આપવાનું કબુલ કર્યું અને તે રકમ પણ ઘણી જ વારે મળી.

ત્રીજી નાની મુસીબત ખાદીકામ માટે યોગ્ય સ્વયંસેવકોના અભાવની હતી. પણ જો ઉપરની બે મુશ્કેલીઓ ન નડી હોત તો વણાટશાળાઓ વગેરે વધારે મોટા પ્રમાણમાં કાઢીને જોઇતા લાયક માણસો મેળવી શકાત. તેમ ખરાબ સુતર કંતાવાની પણ ફરિયાદ હતી. છતાં ધીમેધીમે ખરાબ કાંતનારને બંધ કરીને અને અને સારું કાંતનારને બે પૈસા વધારે આપીને જોઈતાં પરિણામ મેળવી શકાત.

આમ મુખ્યત્વે કરીને ઉપર ગણાવેલા બે અંતરાયો-(ઓછી ખપત અને નાણાંના અભાવ)ને લીધે ખાદી ઉત્પન્ન કરવાનું ખાતું લગભગ બંધ કરવામાં આવ્યું. એ ખાતાના સંચાલક શ્રી લક્ષ્મીદાસભાઇ માટે મને અતિશય માન અને સ્નેહ છે. છતાં તેમની સામે મારો એ આક્ષેપ કાયમ જ રહેશે કે તે વખતે આપ છુટા હતા છતાં આપની પૂરી સલાહ લીધા વિના કે આપને છેવટની ખબર પણ આપ્યા વિના તેમણે કલમના એક લીસોટાથી ગુજરાત કાઠીઆવાડમાં પસરેલા વિશાળ ખાદીતંત્રને એકદમ જ અટકાવી દીધું. તેમને ન્યાય કરવાની ખાતર એટલું ઉમેરવું જોઇએ કે તે જ વખતે તેમની પૂરેપૂરી હકિકત ધ્યાનમાં લેવાનું આપનાથી બની શકયું હોત તો કદાચ આપ પણ તેમના જ જેવી સલાહ આપત. વળી આપના કારાવાસ પછી આણંદ મુકામે ગુજરાત પ્રાંતિક પરિષદ મળી હતી તેમાં તેમના પર આ વિષે મુકવામાં આવેલા આક્ષેપનો તેમણે એવો અસરકારક જવાબ આપ્યો હતો કે પરિષદે તે વિષે કંઇ પણ ઠરાવ ન કરીને તેમના વહીવટને મંજુર રાખ્યો હતો.

તે પછી એ ખાતું આ બે વરસ ચાલુ તો રહ્યું છે; પણ તેણે ખાદી તો જુજ જ ઉત્પન્ન કરી છે, અને મોટે ભાગે આંધ્રપંજાબ જેવા બીજા પ્રાંતમાંથી ખાદી લાવીને ગુજરાતમાં તે વેચવાનું જ કામ કર્યું છે. આમ ખાદી ખાતાનો ઉત્પત્તિ વિભાગ લગભગ મીટાવી દઇને કેવળ વેચાણ વિભાગ જ ચલાવવાની

પણ કેવળ પરદેશી કાપડનો જ. આપનો બહિષ્કાર દેખીતી રીતે રાજકીય હતો. પણ ખરૂં જોતાં તે તો ખાદીના સ્વદેશી ક્રમની અવળી બાજુ જ હતી. તેમ પરદેશ પ્રત્યે દ્વેષ ઉત્પન્ન કરવાનો નહિ પણ સ્વદેશપ્રેમ ખીલવવાનો અને ખાદીનો પ્રચાર કરવાનો જ આપનો ઉદ્દેશ હતો.

(૩) પણ પરદેશી કાપડનો બહિષ્કાર પોકારીને આપ ઇષ્ટફળ તો બ્રિટિશ કાપડના ત્યાગમાંથી જ મેળવવા ઇચ્છો છો એ જોઇને ઘણું આશ્ચર્ય થાય છે. આથી ઘડીભર કોઇને એમ પણ લાગે કે બ્રિટિશ માલના બહિષ્કારનો આપનો વિરોધ નામનો જ નહિ થાય? પણ મારા દિલમાં તો આવી શંકા ન જ હોય, તેથી તેને છોડી દઉં છું.

(૪) હવે મુખ્ય એ સવાલ આંખ આગળ તરી આવે છે કે પરદેશીની સાથે બ્રિટિશ કાપડનો પણ બહિષ્કાર થાય તો તેથી બ્રિટિશ રાજસત્તાનો એક ખીલો પણ હાલે ખરો? આપ ફરી ફરીને જણાવો છો કે એમ થવાથી હિંદુસ્થાનને વિષે અંગ્રેજોનો સ્વાર્થ સમાપ્ત થાય, એટલે તેઓ આપણી સાથે સમભાવથી વર્તીને સ્વરાજ્ય પણ આપે. એ તો સૌ કબુલ કરે કે હિન્દુસ્થાન વિષે ઇગ્લંડની સ્વાર્થવૃત્તિ કોઇ રીતે પણ સમેટાય તો આપણને રાચવાનો અવસર આવે. પણ ખરો સવાલ જ એ છે કે અંગ્રેજોના ફક્ત કાપડની જ આયાત અટકવાથી તેમનો સ્વાર્થ રદ થાય ખરો?

એમ ધારો કે બ્રિટિશ કાપડ ઉપર ૧૦૦—૨૦૦ ટકાની કે તેથી પણ વધારે જકાત નાંખવામાં આવે અને બીજી પાસ સૌ પક્ષ મળીને ખાદીનું કામ ખુબ જોશથી ચલાવે. તો શું પરિણામ આવે? પહેલો સંભવ તો એવો લાગે છે કે અંગ્રેજોની મિલો માંચેસ્ટરમાંથી ઉપડીને મુંબાઇ કલકત્તામાં સ્થપાય. હમણાં જ દીવાસળી પર મોટી જકાત નાંખવાથી પરદેશીઓનું એક ગંજાવર કારખાનું આપણા દેશમાં સ્થપાય છે. જે દીવાસળી માટે બન્યું તે કાપડ માટે તો વધારે સહેલાઇથી બને કારણ કે તે તો કેવળ અંગ્રેજો જ ચલાવી શકે એમ છે. અને વળી રાજસત્તા પણ તેમના જ હાથમાં હોવાથી જાપાનીઓ વગેરેને સહેલાઇથી હરાવી પણ શકે.

તો પછી આપને કદાચ તમામ મિલકાપડનો બહિષ્કાર કરવો પડે? પણ એ તો કેવળ અશક્ય જ નીવડે એવો મારો નમ્ર મત છે. આપણું તંત્ર ગમે તેટલું પાકું થાય તો પણ નાણાંબજારની અને વેપારીઓની મોટી આલમને આપણે નહિ જ પહોંચી શકીએ. અને ઉઘાડી હરીફાઇથી અને કંઇક પ્રપંચબળથી ખાદીની તતુડીની બાજુએ મિલની ભુંગળ વાગ્યાં જ કરશે.

છતાં ઘડીભર કબુલ કરીએ કે મિલોના અને પ્રજાના સંયુક્ત પ્રયાસથી અંગ્રેજોના તમામ કાપડની ખપત અટકી જાય. પણ તેથી શું? શું અંગ્રેજો આ દેશમાંથી માત્ર ૬૦ કરોડ જ રૂપીઆ કમાય છે? તેઓ બીજી ચીજોના વેપારમાંથી અને રેલ અને વહાણવટામાંથી અબજો રૂપીઆ નથી પેદા કરતા? હિંદુસ્થાનની માલીકીથી અંગ્રેજો એકંદર જે નાણું રળે છે તેમાં ૬૦ કરોડની રકમ પ્રમાણમાં નજીવી નથી? ને જો આ સવાલમાં કંઈ પણ વજુદ હોય તો કેવળ કાપડની આયાત બંધ થતાં અંગ્રેજોના સ્વાર્થનો અહીંઆથી કેમ લોપ થાય એ સમજાતું નથી.

આથી આગળ વધીને એમ કહી શકાય કે હિન્દુસ્થાન પર રાજ્ય કરવાથી અંગ્રેજોને કંઇ પણ આર્થિક લાભ નહિ રહે ત્યારે પણ લશ્કરી ને રાજકીય દૃષ્ટિએ પણ તેનો કાબુ તેઓ જરૂરી ગણશે. ઇંગ્લંડના શિરતાજમાં હિન્દુસ્થાનનો હીરો ઝળકે છે તેથી જ હજારો અંગ્રેજ નવયુવાનો જુદાં જુદાં ખાતામાં પોષાય છે અને રાજકારભારની સરસ તાલીમ મેળવે છે. ને એ પણ જાણીતું જ છે કે હિન્દી સરકાર સાથે ઘણી જ સરસ વ્યવસ્થા કરીને અંગ્રેજ સરકાર લાખો ગોરાઓને લશ્કરી તાલીમ આપે જાય છે. તેમ ખુદ હિન્દી લશ્કરથી પણ બ્રિટનને કેટલો લાભ થાય એ છેલ્લા યુદ્ધમાં પૂરેપૂરું પુરવાર થયું છે. ઉપરાંત શ્રીયુત તારકનાથ દાસે વિસ્તારથી બતાવ્યું છે તેમ ભૂગોળમાં હિન્દુસ્થાનનું સ્થાન જ એવું છે કે તેના પર કાબુ હોવાને લીધે દુનિયાના કેટલાયે ભાગ પર ઇંગ્લંડથી દોર ચલાવી શકાય.

સરવાળે એમ જ લાગે છે કે જ્ઞાન ને વિજ્ઞાનમાં, બુદ્ધિમાં ને કલાકૌશલ્યમાં, ઉદ્યોગમાં ને વેપારમાં, સીપાઇગીરીમાં તેમ જ વહાણવટામાં જ્યાં સુધી આપણે ઇંગ્લંડથી પછાત છીએ ત્યાં સુધી આપણે કપાળે ગુલામીની કાળી ટીલી લખાએલી જ રહેશે. જો કંઇ સોંઘી કરામતથી કે અનુકૂળ અકસ્માતથી અંગ્રેજોના પંજામાંથી છૂટી જઇશું તો બીજા કોઇને શરણે થઇશું. જો જ્ઞાન અને કલાને અભાવે આપણે ગુલામ થયા છીએ તે

સંપાદન કરીને જ આપણે ઇંગ્લંડને તેમ જ સારી આલમને ટક્કર મારીને ઉન્નત સ્થાને વિરાજી શકીશું.

## ૪. તાલીમ માટે રેંટીઓ

આપે મહાસમિતિની છેલ્લી બેઠકમાં સ્વરાજ્ય પક્ષને ઉદ્દેશીને કહ્યું હતું કે તમે બીજી રીતે રેંટીઆનો મહિમા ન સ્વીકારતા હો અને સવિનય ભંગ કરીને જ સ્વરાજ્ય લેવા ઇચ્છતા હો તો તે સારૂ પણ યોગ્ય તાલીમ આપવાને રેંટીઆને સ્વીકારો. આ દલીલ પણ સ્પષ્ટ રીતે રાજકીય છે એટલે તે પણ ધ્યાનથી તપાસવી જોઇએ.

૧૯૨૧માં દિલ્હીમાં મહાસમિતિ મળી ત્યારથી જ એ તો નક્કી થએલું જ છે કે જેઓ કાયદાનો ભંગ કરીને જેલમાં જવાનું બીડું ઝડપતા હોય તેમણે તો શુદ્ધ ખાદી પહેરવી જોઇએ અને તેમને રેંટીઓ ચલાવતાં પણ આવડવો જોઈએ. તેથી આજે પણ આપે, સ્વયંસેવકોનું મોટું દળ રચવા અને તેના દરેકે દરેક સીપાઇને કાંતવાનું શીખવવાની સલાહ આપી હોત તો તે વિષે કંઇ મતભેદ થાત જ નહિ. પણ જેલ જનાર સૈનિકોને જ નહિ પણ દરેક અધિકારીને—અને તેને પણ કાંતવાનું શીખવાની જ નહિ પણ દરરોજ અમુક પ્રમાણમાં કાંતવાની આપ ફરજ પાડો છો એથી ચર્ચા ઉત્પન્ન થઇ છે. આપની સલાહનાં બે કારણ હોઇ શકેઃ (૧) સૌ અધિકારીઓ કાંતવા માંડે તો ખાદીની વ્યવસ્થા કરવાની તેમને પ્રેરણા મળે એટલું જ નહિ પણ તેમનામાં સરકાર સામે લડત રમવાનું પણ શૂરાતન આવે; અને (૨) જો રેંટીઆની તાલીમ વિના લડત મંડાય તો પૂરી શાંતિ સચવાય નહિ અને કદાચ ખૂનામરકી થઇ બેસે.

હવે, પહેલું કારણ તપાસીએ. મહાસભાએ શાંતિ અને ન્યાયને રસ્તે સ્વરાજ્ય મેળવવાની નેમ રાખી છે. આપ તેમાં સત્ય અને અહિંસાની રાજનીતિ પારખો છો તે અત્રે કબુલ રાખીએ. એટલે એ સવાલ થાય કે જો એક આંગળી પણ ઉગામ્યા વિના કેવળ મુંગે મ્હોંએ મરીને જ લડત ચલાવવી હોય તો તે સારૂ પ્રજાને કેવી તાલીમ આપવી જોઈએ ? બીજા દેશમાં યુવકજનોને લડાઇનો પાનો ચડાવવાને અખાડા ચલાવવામાં આવ્યા હતા. પણ એ કસરતબાજ યુવકો પછી અહિંસાની વાત કેમ સાંખે ? તેથી કેવળ અહિંસાને માર્ગે જ સ્વરાજ્ય લેવા સારૂ રેંટીઆના કે એવા જ કોઈ સાધનથી તાલીમ આપી શકાય એમ પ્રતીત લાગે. પણ સાથે તરત જ યાદ આવે છે કે આપણા દેશે તો શાશ્વત ધર્મ તરીકે નહિ પણ રાજપ્રકરણના એક કામચલાઉ અખતરા તરીકે જ અહિંસા સ્વીકારી છે. અને રેંટીઆને રસ્તે તો કદાચ ઘણાં વરસે અને પછી કદાચ ઘણી ઉંડી કાયમની છાપ પડી શકે. તેથી રાજપ્રકરણી તાલીમ તરીકે તે અયોગ્ય ગણાય.

વળી એમ પણ ભાગ્યે જ કહી શકાય કે રેંટીઆ ચલાવવાથી સરકાર સામે સમરાંગણમાં ઝઝુમવાની શક્તિ ખીલે છે. એમ હોત તો જે લાખો સ્ત્રીપુરૂષોએ આજ સુધીમાં કાંત્યું છે તેમનામાં પણ કંઇક શૂરાતન આવત. પણ તેમણે તો દીન ભાવે પેટ ભરવાને કાંત્યું તેથી તેમને યોગ્ય ફળ ન મળે એમ કહી શકાય. તો હું આપની સામે ગુજરાતના ત્રણ દાખલા મુકીશ —બારડોલીનો, બોરસદનો અને રામેશરાનો. બારડોલીમાં કાળીપરજ સિવાય બીજી વસ્તીમાં જુની રૂઢિ મુજબ મુખ્યત્વે કરીને સ્ત્રીઓ કાંતે છે. બાકીના જે પુરૂષો કાંતે છે તે રાજકીય જાગૃતિના કારણરૂપ નહિ પણ પરિણામરૂપે છે. કાળીપરજને રેંટીઆ આશીર્વાદ સમાન થઈ પડયા છે. છતાં તેમનામાં પણ જાગૃતિ તો બીજી રીતે જ સ્ફુરી. આજે તેને કાયમ રાખવામાં રેંટીઆની પ્રવૃત્તિ કંઇક સહાયરૂપ થાય છે. આમ બારડોલીના કાર્ય પરથી રેંટીઆનો મહિમા આંકી શકાય નહિ.

બોરસદનું પણ એવું જ સમજવું. ત્યાં પણ વધારે ભાગે બદલપુર તરફના મહીકાંઠાના ધારાળાઓ જ કંઇક કાંતતાં શીખ્યા છે. પણ તેમણે અસહકારીઓના રાજકીય પ્રતાપ પર વારી જઇને રેંટીઓ હાથમાં લીધો છે. હવે રેંટીઓ શું ભાવ ભજવે છે એ તો જોવાનું છે.

માત્ર રામેશરામાં જ કંઇ પણ ધાર્મિક કે રાજકીય પ્રેરણા સિવાય કેવળ સ્વદેશીના જ ધોરણસર રેંટીઆ ચલાવવામાં આવ્યા છે એમ લાગે. અલબત, એ તો જાણીતું જ છે કે શ્રી લક્ષ્મીદાસભાઇએ ગામના તમામ લોકોને સૌ સાહુકારોના ત્રાસમાંથી મુક્ત કરી તેમને આશરે રૂ. ૪૫,૦૦૦ ની મોટી રકમ ધીરી છે. આજે તેઓ આખા ગામના એક જ સાહુકાર અને સ્વદેશીના આચાર્યની, રાજકીય અગ્રણી ને ધર્મગુરૂની એકત્ર પ્રતિષ્ઠા ભોગવે છે. તેમનાં પ્રેમાળ કુટુંબના તપસ્વી જીવન પર ગામ આફરીન છે. આમ અનેક રીતે ગામલોકોનાં દિલ કંઇક પલળ્યાં છે, કંઇક દબાયાં છે.

છતાં રેંટીઆની અસર પારખવાને એ ગામને પસંદ કરી શકાય.

એ ગામમાં ઘરેઘરમાં રેંટીઆ ફરતા જોયા પછી અને ગામલોકોને મળ્યા પછી મેં શ્રી લક્ષ્મીદાસભાઈને પૂછ્યું કે "આપના દોઢેક વરસના કાર્યથી હવે આ લોકો રાજકીય લડતમાં ઝંપલાવવાને તૈયાર થયા છે ખરા ?" તેમણે એક ક્ષણની રાહ જોયા વિના કબૂલ કર્યું: "જરાયે નહિ. જો લડતમાં તેમને મોકલવા હોય તો વળી કંઇ જુદી જ તાલીમ આપવી જોઇએ." મારા અનુભવે પણ એ જ સાખ પુરી. જે એક પટેલના કુટુંબે ખાદીની કળા સાંગોપાંગ કેળવી હતી તે ઘણા ભોળા ભલા ભગત જેવા લાગ્યા. પણ રાજકીય લડતમાં બલિદાન આપી શકે એવું કંઇ હીર તેમનામાં લાગ્યું નહિ.

હવે એ દલીલ લઇએ કે રેંટીઆની તાલીમ ન હોય તો લડતમાં શાંતિ ન જળવાય. આ સારૂ શિખોના જવલંત દૃષ્ટાંત તરફ આપનું ધ્યાન ખેંચું છું. કારણ કે છેલ્લાં લગભગ બે વરસથી તેઓ ગુરૂદ્વારાઓને અંગે અપાર કષ્ટ સહન કરીને હજારોનું બલિદાન આપી રહ્યા છે.

મેં એકવાર જેલમાં આપની આગળ શિખોનાં ખુબ વખાણ કરવા માંડયાં ત્યારે આપે મને જરા ટકોર કરીને કહ્યું હતું: "હું તો શિખોમાં ખુબ ફરી આવ્યો છું, એટલે તમને કહું છું કે તેમનામાં અહિંસાનું બ્હારનું સ્વરૂપ દેખાય છે છતાં પણ તેમના મનમાં છુપી છુપી હિંસા વસી છે. નાનકાનામાં જે ભાઇઓ મરી ગયા તેઓ તો શહીદ થઇ ગયા. પણ તેમને જો દર્શન જ કરવા જવું હતું તો એક પછી એક જવાને બદલે આટલા મોટા જથામાં કેમ ગયા? પછી શિખોના અંતરને બહુ ઉંડું ઉંડું પીછાનનાર એક ભાઇએ મને આ વિષે ચેતાવ્યો હતો, અને અવસર આવે ત્યારે તરત તલવાર કાઢવાની તેમની વૃત્તિ મને પરખાવી હતી."

પણ જ્યારે મેં આપની આગળ ગુરૂ-કા-બાગની લડતનું વર્ણન કર્યું—દશદશની ટુકડીમાં નિયમસર તેઓ જતા હતા અને માથા પર લાઠીનો વરસાદ વરસતો હતો ત્યારે પણ એક ખોટો સુકન કાઢયા વિના કે એક આંગળી હલાવ્યા વિના તેઓ આકાશ તરફ આંખો ફેરવીને ગુરૂને સંભારતા હતા—એ બધું જણાવ્યું ત્યારે આપે તેમના પર આફરીન થઇને કબૂલ કર્યું કે આ તો સત્યાગ્રહની લડતની સાચી સીપાઇગીરી ખરી.

જેલમાંથી બ્હાર નીકળતાં આપ કંઇક આવી જ વિચારમાળામાંથી પસાર થયા છો. શરૂઆતમાં તો જૈતુના શહીદી જથ્થામાં ૫૦૦ જેટલી મોટી સંખ્યાને સામેલ થતી જોઇને આપે તે તરત અટકાવવાની જ સલાહ આપી. પણ જ્યારે એક જ સીપાઈની આંગળીથી એ સૌને કેદ થતા જોયા ત્યારે આપને તેમની સત્યાગ્રહી વૃત્તિની પ્રતીતિ થઈ.

આમ જો આજે શિખો શરામાં શરા સત્યાગ્રહી તરીકે પંકાઇ ચુકયા છે તો તેમનામાં તે તાલીમ કયાંથી આવી? મારી જાણ મુજબ તેમને દરેકને રેંટીઓ ચલાવવાની ફરજ નથી. આથી ઉલટું તેમાંના થોડાઘણાએ બંદુક ચલાવી હોય એવો સંભવ છે. તેમની તાલીમનાં બે તત્ત્વો દેખીતાં છે: તેમની વંશપરંપરાથી ઉતરી આવેલી સીપાઇગીરી અને ધર્મનું ઝનુન. શિખોનો ઇતિહાસ જોતાં માલમ પડે છે છે કે ધર્માભિમાનને લીધે જ શિખોએ સીપાઇગીરી આદરી અને આજે પણ ધર્મનું રક્ષણ કરવાને તેઓ સત્યાગ્રહના સીપાઇ થયા છે. પણ જેમ ધર્મના તેમ દેશના કામમાં પણ તેઓ એવી જ સીપાઇગીરી દાખવી શકે. તેમના સરદારોએ ફરી ફરીને જણાવ્યું છે કે કોઇ પણ રાષ્ટ્રીય લડતમાં પંજાબના ફાળામાંથી ત્રીજા ભાગના સ્વયંસેવકો પુરા પાડવા તેઓ તૈયાર છે. આમ શિખોની સફળતાનું મુખ્ય કારણ એક જ જણાય છે—તેમની અડગ ને ચુસ્ત સીપાઇગીરી.

સૌ જમાનાઓમાં કોઇ પણ રાજ્યતંત્ર માટે એક જ જાતની તાલીમ અપાએલી છે. સીપાઇ મારી શકે તેમ મરી પણ શકે. અને હજારોની સંખ્યામાં તાલીમબંધ વર્તીને ને એક જ હુકમને વશ થઇને માર્યા સિવાય માત્ર મરતાં પણ સિપાઇઓને જ આવડશે. આ સત્ય સૌ દેશને લાગુ પડે છે. પણ આપણા જેવા જ મુલકમાં ભરયુવાવસ્થામાં પણ ગાત્રો શિથિલ હોય છે ને છાતી નબળી હોય છે, ને નથી હોતું સાહસ કે શૂરાતન ત્યાં લશ્કરી કવાયત ને અખાડાની તાલીમ જ આવશ્યક છે. આપ જેવા સેનાપતિ હશો ત્યારે માર્યા વિના તેઓ મરશે ને તેથી જો અર્થ નહિ સરે તો છેવટે મારીને તેમ જ મરીને તેઓ સંગ્રામ આદરશે.

આમ સત્યાગ્રહની સેના રચવા માટે પણ રેંટીઓ નિરૂપયોગી લાગે છે—કદાચ અંતરાયરૂપ પણ નીવડે.

### ૫. ધર્મ અને સંસ્કૃતિ

આ બધા વિચાર કરતાં એમ લાગ્યાં જ કરે છે કે મૂળ તો ધર્મ અને સંસ્કૃતિની દૃષ્ટિએ જ ખાદી ને રેંટીઓ આપના દિલમાં વસી ગયાં છે ને પછીથી તેની તરફની અનેક દલીલો આપની વિશાળ બુદ્ધિમાં ફુટી નીકળી છે. તેથી એ દૃષ્ટિએ પણ અત્રે બે અક્ષર લખું તો તે અપ્રસ્તુત નહિ ગણાય.

આપ જાણો છો કે આપણાં ધર્મ અને સંસ્કૃતિ વિષે અનેક નાનામોટા મતમતાંતર છે. પણ કદાચ બીજા સૌની સાથે આપનો મતભેદ વધારેમાં વધારે તીક્ષ્ણ અને ગંભીર છે. આપણા ધર્મના આચાર-વિચારમાંથી અને ખાસ કરીને તેના મુખ્ય શાસ્ત્રરૂપ ભગવદ્‌ગીતામાંથી જેવું અહિંસાનું તત્ત્વ આપ તારવો છો એવું બીજા કોઈ ભાગ્યે જ તારવે છે. આપે અનેકવાર કબુલ કર્યું છે કે "**युद्धयस्व कृतनिश्चय**—એવાં ગીતાવાક્યોનો સામાન્ય અર્થ જ સમજવામાં આવે—તે નૈતિક નહિ પણ સ્થૂલ યુદ્ધને જ લાગુ પાડવામાં આવે તો ગીતા મારે માટે નિરૂપયોગી છે." આમ અહિંસાના આપના અંતિમ સિદ્ધાંતને લીધે સમગ્ર આર્ય તેમ જ પશ્ચિમની સંસ્કૃતિ વિષે તેમ જ આ યુગની આદર્શ સંસ્કૃતિ વિષે એક બાજુએ આપની અને બીજી બાજુએ બાકીના ઘણાખરા વિચારકોની વચ્ચે ગંભીર મતભેદ રહે છે. તેથી એ સ્પષ્ટ જ છે કે આપનું તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિશાસ્ત્ર આખા દેશના જે થોડા જ વર્ગને માન્ય છે, તે રેંટીઆને પણ ભૂષણરૂપે વધાવી લેશે. પણ બાકીના તો આપ તરફ અંગત ભાવથી કે રાજકીય આવેશથી તેને થોડા વખત સારૂ સ્વીકારશે અને વળી પાછા તેને વિસારી મુકશે.

### વિનંતિ

આટલે સુધી તો આપે હાલ જે અંતિમ માર્ગ સુચવ્યો છે તેની સામે દલીલો જ કરી છે. બાકી ખેડુત પ્રજાના એક આવશ્યક ગૃહઉદ્યોગ તરીકે તેમ જ લાખો ભૂખ્યાંને અન્ન અને નગ્નને વસ્ત્ર આપવાના એક જ સાધન તરીકે ખાદીને તેમ જ રેંટીઆને હું પુરા ભાવથી ચાહું છું એ લખવાની ભાગ્યે જ જરૂર છે.

તેથી આ પત્ર પૂરો કરતાં હમણાં જ શિક્ષણ પરિષદના પ્રમુખસ્થાનેથી આપે જે હૃદયદ્રાવક ઉદ્‌ગાર કાઢ્યા હતા તે યાદ આવે છે:

"આપણે કરોડોનાં હાડપિંજરોની જાગૃતિ ઈચ્છીએ છીએ. એ હાડપિંજરોને ચરખાથી ઢાંકવા ઈચ્છીએ છીએ. આપણને ખોરાક મળે છે, એટલે આપણામાં ચરબી છે. આપણે ઠીક ઠીક દેખાઈએ છીએ એમ આપણને થાય છે. હિન્દુસ્તાનનાં હાડપિંજરોને ચામડી સિવાય બીજું ઢાંકણ નથી. એ હાડપિંજરો જોઈને હું રોયો હતો. તમે જુઓ તો તમે પણ રડો અને કહો કે 'આવી સ્થિતિ છે ?'"

આ દેશના સૌ પક્ષના વિચારકોની આંખ આગળ એ હાડપિંજર તર્યાં જ કરશે અને તેને ચરખાથી મદદવાનો ઉપાય તેમને શોધવો જ પડશે. આપે કદાચ સદાકાળ માટે એ સવાલનું નિરાકરણ કરી આપ્યું છે. પણ આપની એ મહાન શોધને વ્યવહારમાં સિદ્ધ કરવાને કંઈક જુદી રીત અખત્યાર કરવી જોઈએ એમ લાગે છે.

ખેડુતોના ગૃહઉદ્યોગ તરીકે તેમ જ ગરીબાઈ ફીટાડવાના સાધન તરીકે રેંટીઆની કિંમત હવે લગભગ સૌ પક્ષના અગ્રણીઓ સ્વીકારે છે. તેમ દેશભરમાં આવો નવો ઉદ્યોગ ખીલવવાનું વિકટ કામ સૌના સહકારથી જ થઇ શકે. તેથી ખાદીના કાર્યને રાજકારણથી છુટું પાડી સૌની સાથે સહકારથી તે સાધવા આપને આગ્રહપૂર્વક વિનંતિ કરૂં છું.

આ સારૂ આયર્લૅન્ડનો દાખલો આપણી આગળ મોજુદ છે. ત્રીસ ચાળીસ વરસ પર ત્યાંનો ખેડુત પણ ગરીબ ને કંગાળ હતો તેટલો જ વહેમી ને અજ્ઞાન હતો. વારંવાર દુકાળ પડતા ત્યારે તીડની માફક માણસો મરી જતાં. સર હૉરેસ પ્લન્કેટ ને તેના જેવા અનેક મહાનુભાવના દિલમાં ખેડુતનું દુઃખ વસ્યું અને તે વિદારવાને તેમણે સહકારી મંડળીઓની રચના કરવા માંડી. એથી ધીમેધીમે ખેડુતો સાહુકારોના પંજામાંથી છુટવા લાગ્યા. છતાં તેમને પણ બીજા ઉદ્યોગની જરૂર તો રહી. તેથી તેમણે ઢોરને સુધારવાનો અને માખણ મલાઈ ઉત્પન્ન કરવાનો ધંધો, એક ગંજાવર મધ્યસ્થ મંડળ રચીને ખીલવવા માંડ્યો. તેથી છેલ્લાં ૩૦ વરસમાં આયર્લૅન્ડના ખેડુતની સ્થિતિમાં મોટું પરિવર્તન થયું છે. ને તેમને ઇંગ્લંડે સ્વરાજ્ય આપ્યું તે પહેલાં જ તેમણે સાચું સ્વરાજ્ય તો સર કરી લીધું હતું.

પણ આ મહાભારત કાર્યમાં પહેલેથી તે છેવટ સુધી તેમણે એક શરત અવિશુદ્ધ પાળી છે. તેઓ ઘણીયે વાર સરકારની સામે લડયા છે. ઘણુંખરૂં કામ

સરકારથી સ્વતંત્ર રહીને અને તેની 'સહાય વિના' કર્યું છે. છતાં મધ્યસ્થ મંડળમાં તેમ ગામગામની મંડળીઓમાં રાજકીય મતભેદની ગંધ સરખી તેમણે આવવા દીધી નથી. ત્યાં તો અહિંસાનું નહિ પણ ચોખ્ખું હિંસાનું વાતાવરણ હતું. જે ત્રિપક્ષી લડત વરસોથી ચાલ્યાં કરતી હતી તેમાં છેલ્લાં પાંચ વરસમાં તો અવધિ આવી. સામસામા પક્ષો વચ્ચે લોહીની નદીઓ વહી ગઈ. છતાં સહકારી મંડળના કાર્યને તેમણે રાજકારણથી પર ગણ્યું ને સૌ પોતાના દિલના રાગદ્વેષ સાફ કરીને તેમ લોહીથી ખરડાયેલા હાથ ધોઈને જ સભાસ્થાનમાં દાખલ થતા.

સર હૉરેસ અને મિ. રસલ જેવા સજ્જનોએ સૌ પક્ષનો જે પહેલેથી સહકાર આદર્યો તે આપ આજે પણ સાધી શકશો તો સદીઓ સુધી રેંટીઓ—કદાચ ધર્મચક્ર તરીકે નહિ પણ—જીવનચક્ર તરીકે તો આ દેશમાં ને કોઇ કોઇ પરદેશમાં પણ કાયમ રહેશે. અને ભવિષ્યની પ્રજા જ્યારે હાલની કેટલીયે લડતોને અને રચનાઓને નજીવી ગણીને વિસરી જશે અથવા બાલકની રમત જેવી ગણીને હસી કાઢશે ત્યારે પણ તે રેંટીઆને ગરીબની જીવનદોરી અને એક મહાત્માની વિભૂતિરૂપે સંઘરશે ને પૂજશે.

તેથી રેંટીઆના એકએક પાંખામાંથી—તેની માળના એકએક તંતુમાંથી રાજકારણનો પક્ષાપક્ષીનો અને દ્વેષભાવનો અણુએ અણુ સાફ કરી તેને કેવળ રાષ્ટ્રના પ્રેમધર્મની અચળ મૂર્તિ તરીકે સદાકાળને માટે સ્થાપિત કરવા આપને પ્રાર્થના છે.

લિ. ઇન્દુલાલના સા. દં. પ્રણામ

# પુસ્તકપરિચય

કાવ્યસમુચ્ચય ભાગ ૨—સંગ્રહકર્તા: રામનારાયણ વિશ્વનાથ પાઠક, અધ્યાપક ગૂજરાત મહાવિદ્યાલય પા. ૩૦+૨૮૪ કિં. ૧-૮-૦

કાવ્યસમુચ્ચયના પહેલા ભાગની સમાલોચના કરતી વખતે અમે આશા રાખી હતી કે "કાવ્યસમુચ્ચયનો બીજો ભાગ ઉત્તમ રસસામગ્રીથી ભરેલો હશે; અને ગૂજરાતી કાવ્યનું ગૌરવ સમજાવવામાં સફળ થશે." આ આશા ઘણે અંશે પ્રસ્તુત ગ્રંથમાં સફળ થાય છે. આ કાવ્યસંગ્રહની રચનાની દૃષ્ટિ તથા ક્રમ વિષે કાંઇ નવું કહેવાનું રહેતું નથી કારણ કે તે પ્રથમ ભાગનાં જેવાં જ છે. ઉદાહરણ તરીકે આ ભાગ પણ પાઠ્યપુસ્તકની તથા કૌટુમ્બિક અધ્યયન અને વિનોદના સાધનની ગરજ સારે એ દૃષ્ટિથી તૈયાર થયો છે. (જુઓ યુગધર્મનો ચાલુ વર્ષનો ફાગણનો અંક) આ ભાગ અર્થમાં વધારે ગંભીર અને રસમાં વધારે સમૃદ્ધ હોય એ સ્વાભાવિક છે.

આ ભાગની વિશેષતા તેની પ્રસ્તાવનામાં છે. અ. પાઠકની શૈલી—તેમનો વિચારપ્રવાહ અને શબ્દપ્રવાહ—અર્થપૂર્ણ હોવા છતાં ભારે નથી; સમજવા માટે મનન અને શબ્દકોશની મદદ લેવી પડે એવી હોવા છતાં ક્લિષ્ટ નથી. તેમાં ગૂજરાતના ચાલુ જમાનાનાં મુખ્ય કવિઓની સંક્ષિપ્ત પણ વિવેકભરી સમાલોચના છે. તે ધ્યાનપૂર્વક વાંચી જવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ. અમે આ કાવ્યસંગ્રહ વિષે કાંઇ કહીએ તેના કરતાં વધારે ચોક્કસ માહિતી તેમાં મળશે. તેમાંના કેટલાક અભિપ્રાયો વિષે જ ફક્ત અમે અમારા વાંચકોનું ધ્યાન ખેંચવા ઇચ્છીએ છીએ.

અ. પાઠક રા. નરસિંહરાવની કવિતાની સમાલોચના કરતાં પાશ્ચાત્ય સાહિત્યની અસર આપણા સાહિત્ય ઉપર કેવા રૂપે થઇ છે તેની 'તપાસ' કરે છે. તેના સારાનરસાં પરિણામો જણાવી અંતમાં લખે છે કે "પોતાના લોકો તરફ તેની દૃષ્ટિ કોઇ પરદેશીના જેવી ઘૃણાયુક્ત થઇ ગઇ" ઇત્યાદિ. આ પછી આપણે એવી આશા રાખીએ કે રા. પાઠક આપણને રા. નરસિંહરાવની કવિતામાંથી ઉદાહરણો લઇ તેના સારાનરસા અંશો બતાવે; પણ આ સાહસ અ. પાઠકે કર્યું નથી. (સંભવ છે કે તેઓને આપણા

સાહિત્યના પરશુરામના ફુંકારનો ભય લાગતો હોય !) એ વિષયને મતભેદના અવકાશવાળો જણાવી અ. પાઠક તેમના ગુણગાનના મધુર કામમાં લાગી જાય છે. રા. નરસિંહરાવના કાવ્યકુસુમોને વિલાયતી ફૂલોની ઉપમા અપાઇ ત્યારથી તેમની કવિતા વિષે જાતજાતના પ્રશ્નો ચર્ચાય છે. ઉદાહરણ તરીકે: 'રા. નરસિંહરાવની પદ્યકૃતિઓમાં કાવ્યનું નામ ધારણ કરવાને આવશ્યક ગુણો—ધર્મો—છે ? રા. નરસિંહરાવે મહાકાવ્યો કે નાટકો પ્રકટ કર્યાં નથી એટલે એમની કલ્પનાના વૈભવ વિષે કે વસ્તુસંકલનાના બુદ્ધિચાતુર્ય વિષે કાંઇ પૂછવું યોગ્ય ન ગણાય. તેમણે મોટે ભાગે 'Lyrics'–'સંગીત કાવ્યો' કે 'ઊર્મિગીતો' લખ્યાં છે. આ જાતના કાવ્યોની વિશેષતા વ્યંજનાદ્વારા રસ અને ભાવ પ્રકટ કરવામાં છે. કેટલાકને મતે આપણા ઘણાખરા જૂના કવિઓમાં સાચા હૃદયના ભાવ હતા નહિ તેથી તેમના કાવ્યોમાં વ્યંજનાની ચાતુરી સિવાય બીજું કાંઇ અનુભવમાં આવતું નથી. કવિ થવા માટે ભાવનાઓથી તરવરી જવું આવશ્યક હશે; પણ કેવળ ભાવનામય થઇ જવાથી કવિતા નિર્માણ થતી નથી. કવિકર્મની વિશેષતા તે તે ભાવો પોતાના સાધનદ્વારા વ્યક્ત કરવામાં છે; અને તે વ્યંજનાશક્તિ દ્વારા જ—power of suggestion થી જ—થઇ શકે એ વિષે પૂર્વના અને પશ્ચિમના કાવ્યમીમાંસકો સંમત છે. તો હવે પૂછવાનું કે રા. નરસિંહરાવની પદ્યકૃતિઓમાં આ શક્તિ કેટલે અંશે છે ? આ પ્રશ્નનો અ. પાઠકે થોડો ઘણો ઉકેલ કર્યો હોત તો તે ઉચિત કહેવાત. ઘણાને એમ લાગવાનો સંભવ છે કે રા. નરસિંહરાવની કવિતાની વ્યંજનાશક્તિ બહુ દુર્બળ છે–અને મોટે ભાગે વ્યંગ્યાર્થશૂન્ય છે. એમની કવિતાનું શબ્દ–શરીર સુંદર હશે પણ તે સુંદરતા અર્થ–આત્માને વ્યક્ત કરવામાં રહેલી નથી. તેમાં ભાષાના વૈજ્ઞાનિકની સુઘડતા અને સફાઇ છે. પણ પ્રો. બ્રેડલે જેને 'identity of content and form' (વસ્તુ અને રૂપની પરસ્પર તદાકારતા) કહે છે તેની પ્રતીતિ તેમનાં પદ્યોમાં બહુ વિરળ થાય છે. રા. નરસિંહરાવે તેમના પદ્યોમાં અનેક ગંભીર વિષયોને સ્પર્શ કર્યો છે પણ તેમાં બહુ જ થોડાને તત્સમ કાવ્યસ્વરૂપ પ્રાપ્ત થયું છે.' આવા જે અનેક અભિપ્રાયો તેમનાં કાવ્યો વિષે અપાય છે (મોટે ભાગે વાતચીતમાં, લખવાની હિંમત બહુ થોડા કરે!) તે વિષે યોગ્ય ચર્ચા કરી હોત તો તે અનુચિત ન ગણાત. અસ્તુ.

અ. પાઠક રા. બલવંતરાય ઠાકોરના કાવ્યોને બ્રાઉનિંગની rugged ખરબચડી શૈલી સાથે અને ભારવિની 'નારિએળના ફળ' જેવી ઉક્તિ સાથે સરખાવે છે. આ સરખામણીમાં ઘણાને અધિકોપમાનો દોષ લાગવા સંભવ છે. ભારવિની શૈલિ જાળા જેવી ગુંચવાડા ભરેલી નથી, તેમ તેની વાણી કર્કશ પણ નથી; અને બ્રાઉનિંગ કદી વિચારોના ધૂમાડામાં ગુંગળાતો નથી!

બાલાશંકરની સમાલોચનાને અન્તે શ્રી. પાઠક કહે છે કે "વિદેહ સાક્ષરોમાં મણિશંકર અને બાલાશંકર [બાલાશંકર અને મણિશંકર] નાં કાવ્યો વાંચનારને તલ્લીન કરી ચિત્ત પર ચિરસ્થાયી સંસ્કારો પાડે છે." કવિ બાલ મરતને ગુજરાતી સાહિત્યકારો તરફથી ઉપેક્ષાનો અન્યાય થયો છે એમ અમને લાગે છે. અધ્યાપક પાઠકે તેમની કવિતાને ઉચિત સ્થાન આપી એ અન્યાય દૂર કર્યો છે, તે માટે તેમની રસવૃત્તિને અભિનંદન ઘટે છે. બાલાશંકરની નૈસર્ગિક પ્રતિભાથી અને મસ્તીથી તેમનાં કાવ્યોમાં જે રસરેલ ઉછળે છે તે આપણા કાવ્યોમાં વિરળ છે. કોઇ કોઈ ઠેકાણે તેમણે કાવ્યમાં કરેલી સ્વચ્છંદતા સાલે એવી છે. તે ઉપર જો કલાકારને ઉચિત સંયમનો અંકુશ રહ્યો હોત તો તે કવિવર ગુર્જર કવિઓમાં શ્રેષ્ઠ સ્થાન લેત.

કવિ ત્રિભુવન પ્રેમશંકર પણ ઉપેક્ષા પામેલા કવિ છે; તેમને પણ આ સંગ્રહમાં ઉચિત સ્થાન મળ્યું છે. અનવર જેવા ઇસલામી કવિના અને અર્જુન જેવા ભક્ત કવિના કાવ્યોને સમુચ્ચયમાં સ્થાન આપી અ. પાઠકે દષ્ટિની અસંકુચિતતા અને સાહિત્યકારને ઉચિત રસશુદ્ધિ દાખવી છે.

એક ટુંકી સમાલોચનામાં આ કાવ્યસંગ્રહના કાવ્યો વિષે કાંઇ વધારે કહેવું ઉચિત ન ગણાય. આ ગ્રંથ અથથી ઇતિ સુધી વાંચનારને ગુજરાતની કાવ્યસમૃદ્ધિ વિષે જરૂર આદર ઉત્પન્ન થશે. પ્હેલો ભાગ જે કવિતાના પ્રાથમિક અભ્યાસીઓ માટે હતો તેમાં ઘણાને તૃપ્તિ ન થાય એ સ્વાભાવિક છે; પણ અમારી ખાત્રી છે કે તેની સાથે આ બીજા ભાગનો રસાસ્વાદ ઉમેરતાં કાંઇ ઉણપ નહિ રહે. ર.

**શ્રી દક્ષિણામૂર્તિ**—ત્રૈમાસિક. તંત્રીઃ નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ. શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, ભાવનગર. લવાજમ હિંદમાં રૂ. ૪–૦–૦; હિંદબહાર ૭ શિલિંગ. છુટક નકલનો ૧ રૂપીઓ. પોસ્ટેજ જુદું.

આ શિક્ષણસંસ્થાની આ નવી ત્રૈમાસિક પ્રવૃત્તિને અમે આવકાર આપીએ છીએ. કેળવણીના સાહિત્યમાં આ

ત્રૈમાસિક વિશિષ્ટ સ્થાન લેશે એમ અમે માનીએ છીએ. આ પ્રવૃત્તિની 'પછવાડે' દક્ષિણામૂર્તિ ભવનનો તેર-વર્ષનો અનુભવ રહેલો છે. તેનો મૂળ ઉદ્દેશ કેળવણીને લગતા પ્રશ્નોને અનુભવની ભૂમિકાથી 'ચર્ચવા એ' છે અને તેની સાથે,—તંત્રીના શબ્દોમાં કહીએ તો—કેળવણીના જૂના વિચારો સામે બંડ કરવાનો છે.

ઉપરનો ઉદ્દેશ અમને આ અંકમાં સ્પષ્ટ રીતે પ્રતીત થતો ભાસે છે. ૧૨૦ પાનાના આ અંકમાં ૧૧ લેખો છે તે સઘળા કેળવણીના જ છે અને બધા અનુભવની દૃષ્ટિથી લખાયા છે. અહીં દરેક લેખ વિશે કહેવાનો અવકાશ નથી પણ એક બે ઉદાહરણોના નમૂના ઉપરથી વાંચનાર આ માસિકની ઉચ્ચ કક્ષા સમજી શકશે. 'ગુજરાતીના શિક્ષણમાં એક બે આવશ્યક વિચારો' માં ઘણા વખતથી દુર્લક્ષ પામેલો કાવ્ય-શિક્ષણ—કવિતા શીખવવાનો વિષય લીધેલો છે. અને તેમાં આપેલી એક જ સૂચના ઉપરથી લેખકની પ્રતિભા જાણી શકાશે. કાવ્ય શીખવવાનો ખરો ઉદ્દેશ કાવ્યના સંસ્કાર હૃદય ઉપર પાડવા એ છે. એને બદલે હાલ કાવ્યશિક્ષણ વ્યાકરણ પર્યાય અન્વય વગેરેના ગૂંચવાડા-માં પરિસમાપ્ત થાય છે. કાવ્યના સંસ્કારો પાડવામાં શિક્ષક પોતે અંતરાયરૂપ થાય છે. એને માટે આ લેખક કહે છે કે "સાહિત્યનો અને વિદ્યાર્થીનો સીધો સંબંધ વધારે જામવા દે અને પોતે સમજાવવાને બ્હાને બહુ આડો આવે છે તે ન આવે.' 'સહ-શિક્ષણ' નો વિષય પણ સિદ્ધાન્ત, મનુષ્યસ્વભાવ, અનુભવ અને આદર્શ એ સર્વની દૃષ્ટિથી ચર્ચાયો છે. એ પ્રશ્ન માત્ર કેળવણીનો નથી પણ માબાપનો અને આખા સમાજનો છે એ સર્વેએ સમજવું જોઇએ. 'મોટી બ્હેન'નું લાંબું અવલોકન જોઇને પણ અમે ખુશી થયા છીએ. ખાલી સિદ્ધાન્તોની ચર્ચા ન કરતાં અવલોકનકારે તેમાં દરેક પાઠ અને શબ્દેશબ્દ અને વાક્યેવાક્યની પરીક્ષા કરી છે. કેળવણીનાં અને ખાસ કરીને બાળકોનાં પુસ્તકો આટલી ઝીણવટથી જોવાં જોઇએ. 'આચાર્યના ઓરડામાં'. શિક્ષણની જૂદી જ બાજુ, આચાર્ય અને શિક્ષકો વચ્ચેની ચર્ચાનું તાદૃશ દર્શન કરાવે છે. આ વિભાગ શિક્ષણની દૃષ્ટિએ જેટલો ઉપયોગી છે તેટલો જ રસિક રીતે મૂકવામાં આવ્યો છે. 'શિક્ષણમાં રેંટીઆનું સ્થાન'. 'આંક' એ પણ વ્યવહારૂ પ્રશ્નોની સારી ચર્ચા છે. 'આ છોકરીને અક્કલ જ ન આવી!' એ માબાપોએ વાંચવા જેવો લેખ છે. દા.

**ગુજરાતી કેસરી**—અઠવાડિક. પાનાં ૧૨, વાર્ષિક લવાજમ રૂ. ૪.

લોકમાન્ય ટિળકના સુપ્રસિદ્ધ અઠવાડિક મરાઠી પત્ર કેસરીની ગુજરાતી આવૃત્તિ ઑગસ્ટની પહેલી તારીખથી મુંબાઇમાં પ્રકટ કરવામાં આવી છે, તેને અમે અંતઃકરણ-પૂર્વક વધાવી લઇએ છીએ. તેના પહેલા જ અંક માટે "ગુજરાતને ચરણે" એ મથાળા નીચે એક ખાસ લેખ શ્રીયુત કેળકરે લખ્યો છે તે વાંચવાની અમે સૌને ભલામણ કરીએ છીએ. તેમણે સરસ રીતે જણાવ્યું છે કે સમગ્ર દેશ માટે લોકમાન્ય ટિળક તેમ જ મહાત્મા ગાંધીજીએ હિન્દીને જ રાષ્ટ્રભાષા ગણી છે છતાં દરેક *પ્રાંતનું કાર્ય મોટે ભાગે પ્રાંતિક ભાષામાં જ ચાલી* શકશે તેથી ગુજરાતના નવજીવન કે મહારાષ્ટ્રના કેસરીનો દેશભરમાં પ્રચાર કરવા માટે તેના બીજી બને તેટલી ભાષામાં અનુવાદ થવા જોઇએ. તે મુજબ નવજીવનની અને કેસરીની પણ હિન્દી આવૃત્તિઓ કેટલાક સમયથી પ્રકટ થાય છે. તેથી કેટલાંયે વરસથી રાષ્ટ્રીય ભાવનાનો સિંહનાદ કરનાર 'કેસરી' જેવા પત્રનો ગુજરાતી અનુવાદ હવે પ્રકટ કરવા માટે તેના સંચાલકોને અમે અભિનંદન આપીએ છીએ.

અમે જાણીએ છીએ કે કેસરી હાલ સ્વરાજ્યપક્ષનું મુખ્ય વાજીંત્ર છે તેથી તેનો અનુવાદ જોઇને કેટલાક ગુજરાતી ભાઇઓમાં દિલ કચવાશે. પણ તેમણે યાદ રાખવું જોઇએ કે દેશાભિમાનમાં કે દેશદાઝમાં સ્વરાજ્યવાદીઓને ચુસ્ત પક્ષથી જરાયે ઉતરતા ગણવા જોઇએ નહિ; ને ખાસ કરીને પુનામાં ગાયકવાડ-વાડાના ઐતિહાસિક મકાનમાં આવેલી "કેસરી કચેરી"માં ધર્મ અને જ્ઞાનની, તપ અને ભોગની જેવી અખંડ જ્યોત જળતી રહી છે તેવી બીજે કોઇ સ્થળે ભાગ્યે જ જોઇ શકાશે. વળી એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે આ જમાનામાં ખુદ અંગ્રેજ સરકાર પણ રશિયા કે જર્મની જેવા દૂર દેશના છેક અંતિમ વિચારોનો સંચાર રોકી શકતી નથી, તો પછી આપણા જ દેશના—આપણા ખાસ પાડોશીના કંઇક ભિન્ન વિચારોના પ્રચારથી કોઇએ શા માટે ગભરાવું જોઇએ? અમે આગળ વધીને જણાવીશું કે આજે દેશભરમાં વિચારોનું મહામંથન ચાલી રહ્યું છે તે વખતે દરેક સવાલની બધી બાજુઓ શુદ્ધ બુદ્ધિથી પ્રજા સમક્ષ મુકાય તેમાં લાભ જ છે. તેથી ગુજરાતનો વિચારપ્રવાહ આ નવા ઝરણના

સંગમથી વિશાળ અને સમૃદ્ધ થશે એવી અમારી આશા છે.

આ પત્રમાં મરાઠી કેસરીના ભાષાંતર ઉપરાંત ગુજરાત વિષે કંઇક સ્વતંત્ર લેખો પત્રો ખબરો વગેરે આપ્યાં છે એ જોઇને અમે રાજી થઇએ છીએ. પણ એ લખાણોના કેટલાક દોષ પણ બતાવવા જ પડશે. ધંધુકા મ્યુનિસિપાલિટી વિષેના લેખમાં હિંસા અહિંસાની અપ્રસ્તુત ચર્ચા દાખલ કરી છે અને બીજા લેખમાં કોઇને શિયાળવાંની અને બીજી એવી મલીન ઉપમાઓ આપી છે એ જોઇને અમને દુઃખ થાય છે. આમાં પોતાના વિષયનું રીતસર વિવરણ કરવાને બદલે પોતાના માની લીધેલા વિરોધીઓને ગાળ દેવાની તલપ દેખાય છે. તેથી આ પત્રના લેખકો ગુજરાતી વાંચકવર્ગ પાસે જે સહનશીલતાની આશા રાખે છે તેવી જ તેઓ ગુજરાતનાં —સારા દેશના શિરોમણિરૂપ ગાંધીજીના વિચારો વિષે પણ દાખવશે એવી આશા રાખીશું. ઈ.

[નોંધ—સ્થળસંકોચને લીધે અમને મળેલાં બીજાં પુસ્તકો વગેરેનો પરિચય આ અંકમાં આપી શકયા નથી.]

# નોંધ

### લોકમાન્યની સંવત્સરી

લોકમાન્ય ટિળકનું દેહાવસાન થયે જોતજોતામાં ચાર વરસ પૂરાં થયાં છે. અને છતાં જાણે ગઇ કાલે જ કોઈ ચક્રવર્તી મહારાજાની પણ મરણશય્યાને ન શોભાવે એવી જંગાવર મેદની મુંબાઇના સરદારગૃહની પાસે જામી હતી. તેમના શબની સાગરયાત્રાને નીરખવાને મુંબઈના રસ્તા અને છજાંમાળીઓમાં લાખો સ્ત્રી-પુરુષો અને બાળકોની જેવી ઠઠ જામી હતી તેવી હિન્દુસ્થાનના કોઇ શહેરમાં કોઇ પણ વખતે જામી નહિ હોય. તે જ પવિત્ર દિવસે ગાંધીજીની સરદારી નીચે ખિલાફત કમિટીએ અસહકારનું યુદ્ધ શરૂ કર્યું; જાણે ટિળક મહારાજે જે દિવસે સરદારીનો સાજ ઉતાર્યો તે જ દિવસે ગાંધીજીએ તે ધારણ કર્યો! આ ગાંધી યુગનાંયે ચાર વરસ વહી ગયાં છે તે આપણા ઇતિહાસમાં ચિરકાળ સુધી સોનેરી અક્ષરે અંકાશે. છતાં ચોપાટીની એ મેદની આંખ આગળથી ખસતી નથી, તેમની ચિતાની એ જ્વાલાઓ સ્મરણમાંથી ભુંસાતી નથી ને તેમની દિવ્ય વિભૂતિ ને અમર કીર્તિની છાપ જરાયે ભૂંસાઇ નથી.

ટિળક જેવા મહાપુરુષનું કંઈ સ્મારક જોઇએ ખરું? કોઇએ સૂચવ્યું હતું કે, કંઈ જ ન જોઇએ. આજ સુધી સકલ ભારતવર્ષીય દશ્યસ્મારક તો થયું જ નથી. મહાસભાના ફંડને ટિળક સ્વરાજ્ય ફાળાનું નામ આપી તેમની સ્મૃતિ જાગૃત રાખી પણ તેને સ્મારક ન કહી શકાય. બાકી પૂનાની ટિળક વિદ્યાપીઠને તેમ જ મદ્રાસની ટિળક સંસ્કૃત વિદ્યાપીઠને કંઈક અંશે પ્રાંતિક સ્મારકો ગણી શકાય. લોકમાન્યના લેખસંગ્રહ, તેમનું જીવનચરિત્ર અને તેમની આખ્યાયિકાનું પુસ્તક એ તેમનાં સાહિત્યસ્મારકો પણ સુયોગ્ય જ છે. પણ તેમના ખરેખરા સ્મારક તરીકે તો પુનાનું ટિળક મંદિર અને ત્યાંની મ્યુનિસિપાલિટી તરફથી સ્થાપવામાં આવેલી તેમની શિલાકૃતિ જ ગણાશે. તે બન્નેની જાહેરક્રિયા ગઈ પહેલી તારીખે પંડિત મોતિલાલજીએ કરી અને મુંબાઇમાં "ગુજરાતી કેસરી" પત્ર પણ તે જ દિવસે પ્રકટ થયું તેથી આ વરસે ટિળકોત્સવ વિશેષ ઉત્સાહથી ઉજવાયો હોય એમ જણાય છે.

પણ મહાપુરૂષોની મોટી મહત્વાકાંક્ષાઓ અને તેમના તેજસ્વી વિચારો જ તેમનાં સાચાં સ્મારકો છે. અને વખત જતાં પથ્થર ઘસાય છે ને ધાતુને કાટ ચડે છે ત્યારે આ વિચારવિભૂતિઓ તો દિવસે દિવસે વધારે ને વધારે ઓપતી જાય છે. ટિળક મહારાજે ગયા સૈકાની આખરમાં સ્વરાજ્યમંત્રનો ઉચ્ચાર કર્યો ત્યારે એ તો ચોમેર છવાએલા અંધકારની વચ્ચે વીજળીના એક ચમકારા જેવો હતો. લગભગ દસ વરસે બંગાળાએ તેને વધાવી લીધો. વળી લોકમાન્યની સાથે લગભગ ૭ વરસ તેનો પણ ત્રાસ થયો. પણ તેઓ છૂટ્યા ત્યારથી વળી તેનું તેજ વૃદ્ધિ પામતું જ ગયું. તેમણે સ્વરાજ્યધ્વજ મહાત્માજીને સોંપ્યો; આજે બન્નેના સંયુક્ત પ્રતાપથી તે વાવટાની દેશભરમાં આણ વર્તે છે. ને છેવટે જ્યારે થોડા વખતમાં સ્વરાજની રોશની દેશના ખુણેખુણામાં આનંદ ને ઉલ્લાસ પ્રસારશે ત્યારે તેમાં તેના મૂળ ગુરૂનો મહિમા પૂજાશે.

સ્વરાજ્ય એ તો તેમનું ધ્યેય. તેમના સમગ્ર મંત્રનું એ તો એક અંગ. તેમની જન્મકુંડળીમાં તો સ્વરાજ્ય,

રાષ્ટ્રીય શિક્ષણ, સ્વદેશી ને બહિષ્કાર—એ ચારનો સમાવેશ થાય. તેમના ધ્યેયની સાથે તેમણે ૨૦ વરસ પર સૂચવેલા માર્ગોને પણ ગાંધીજીએ અને સમગ્ર પ્રજાએ વધાવી લીધા છે તે પણ સૌ જાણે છે. અને જો તેમાં ગાંધીજીએ કંઇક સુધારા ને ઉમેરા કર્યા છે તો પણ એ બે મહારથીઓના ઉંડા મતભેદના પ્રમાણમાં તો તેને ગુજ જ ગણવા જાઇએ.

લોકમાન્યની એ પણ મહત્તા છે કે તેમના કેટલાક મંત્ર પ્રજાએ વિસાર્યા છે તે તરફ આટલે વરસે તે ફરી પાછી વળતી જાય છે. શિવાજી મહોત્સવની અને ગણેશોત્સવની તેમની ચળવળ આજે ઠંડી પડેલી દેખાય છે. અને સ્થળેસ્થળે વ્યાયામશાળાઓ સ્થાપવાનો તેમનો મનોરથ પણ સિદ્ધ થયો નથી. છતાં હાલ દેશમાં જે વિચારસંક્રાન્તિ ચાલી રહેલી છે તેને પરિણામે લોકમાન્યના એ વિચારો પણ એક કે બીજા સ્વરૂપમાં સ્વીકારાશે એવી આશા પડે છે.

આજે ગાંધીજી સૌના દિલમાં વિરાજે છે, છતાં તેઓ જ કબુલ કરે છે કે ટિળકનું સ્થાન તો ખાલી જ છે. અને કેટલાયે વખત સુધી ખાલી રહેશે એ કોણ કહી શકે? એ તીક્ષ્ણ અને તેજસ્વી બુદ્ધિ, એ અગાધ ને સર્વદેશીય જ્ઞાન, એ સંશોધક વૃત્તિ ને સર્જનશક્તિ, ને તેની સાથે એ પ્રચંડ વીરતા અને અપાર નિર્ભયતા, એ ભવ્ય સ્વાર્થત્યાગ ને પરમ સાધુવૃત્તિ, ને દુશ્મનનાં દિલને વિદારે એવો એ આંખનો ચમકારો અને એ સિંહ જેવી વાણી—આવા અદ્ભુત ગુણો ને તેથીયે વધારે વિરલ તેનો સંયોગ કદાચ જમાનાઓ સુધી આપણે નહિ જોઇએ. ચારસેં વરસમાં બીજો શિવાજી જન્મ્યો નથી. બીજા ટિળકનાં દર્શનને સારૂ પણ ઘણાં—ઘણાંયે વરસ સુધી રાહ જોવી પડશે.

## રાષ્ટ્રીય શિક્ષણ પરિષદ

મહાત્મા ગાંધીજીના પ્રમુખપણા નીચે આ (ઓગસ્ટ) માસની પહેલી બીજી તારીખે અમદાવાદમાં રાષ્ટ્રીય શાળાઓના શિક્ષકો અને કાર્યવાહકોની જે પરિષદ મળી હતી તે વિષે પહેલાં ઘણી મોટી આશાઓ રાખવામાં આવી હતી. પણ તે છેક જ નિષ્ફળ ગઇ છે એમ અમારે કમને પણ કબુલ કરવું પડે છે.

ચાર વરસ પર ગાંધીજીએ રાજકીય લડતને અંગે શાળાઓના બહિષ્કારની ચળવળ શરૂ કરી ત્યારે તો સરકારથી સ્વતંત્ર સંસ્થાઓ સ્થાપવાનો જ તેમણે ઉપદેશ કર્યો. તેથી શિક્ષણના છેક જ ભિન્નઅનુભવી ઘણા કાર્યકર્તાઓએ પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ પણ કાઢવા માંડી. પછી તેમાં ગાંધીજીની પ્રેરણાથી બીજાં બે તત્ત્વો ઉમેરાયાં: શાળાઓમાં રેંટીઆ દાખલ કરો ને કોઇ અત્યંજ બાળક આવે તો તેને શાળાની હસ્તી જોખમમાં નાંખીને પણ સ્વીકારો. ચાર વરસના અનુભવથી ગાંધીજી જ કબુલ કરે છે કે આ તત્ત્વો તો ક્વચિત્ જ સ્વીકારાયાં છે, એટલે રાષ્ટ્રીય શિક્ષણનો આખો સમારંભ અસહકારની દૃષ્ટિએ લગભગ નિષ્ફળ થયો ગણાય. બીજું, ખાસ શિક્ષણ શાસ્ત્રીઓની અને સામાન્ય પ્રજાની બાળકોના સામાન્ય વિકાસની દૃષ્ટિથી આ શાળાઓ વધારે ને વધારે નિસ્તેજ લાગતી જાય છે. આમ આ શાળાઓ નથી બરાબર રેંટીઆ ચલાવતી કે નથી પૂરૂં શિક્ષણ આપતી. ને દેશભરમાં ચાલેલા મતભેદથી પ્રજાની શ્રદ્ધા ઘટતી જાય છે, પૈસાની મુશ્કેલીઓ વધતી જાય છે ને થોડીઘણી શાળાઓ બંધ થતી જાય છે.

આ સ્થિતિમાં શાળાઓને એક જ રીતે સુધારી શકાય એમ હતું: તેમાં શુદ્ધ શિક્ષણ આપીને—અર્થાત્ શિક્ષકોને અને સાધનસામગ્રીને સુધારીને. પણ ગાંધીજીએ તો પોતાના ભાષણમાં તરત જ જણાવી દીધું કે આપણે આ શાળાઓના શુદ્ધ શિક્ષણતત્ત્વનો વિચાર કરવાનો નથી પણ તેમાં અસહકારનાં તત્ત્વોનો વધારે સંચાર કરવાના માર્ગ જ તપાસવાના છે. આથી રાષ્ટ્રીય શાળાઓના અને તેમાં ભણતાં બાળકોના હિતૈષીઓને જે નિરાશા થઇ તે પરિષદના વિસર્જન સુધીમાં વધારે ને વધારે ગાઢ થતી જ ગઇ.

સૌ શિક્ષકો અને સંચાલકો ગાંધીજીને પૂછી શકે: "આપે છેક આરંભમાં શાળાઓને કેવળ સરકારથી સ્વતંત્ર રહેવાની જ શરત નહોતી કરી અને અસહકારનું મુખ્ય તત્ત્વ તેને જ નહોતું ગણ્યું? જો એમ હોય તો તે સિદ્ધ કર્યા પછી આપણી સંસ્કૃતિને પોષે ને ખીલવે એવું સરસમાં સરસ શિક્ષણ બાળકોને બને તેટલો વખત શા માટે ન આપીએ! અને શાળાને મહાસભા જેવી રાજકીય સંસ્થાના આજના આખા ને આખા રચનાત્મક ક્રમમાં બાળકોને ઝુકાવવાનું યંત્ર જ શા માટે બનાવીએ! અલબત, એ અંગોને પણ બને તેટલે અંશે ખીલવીએ. પણ શાળાનાં આદિ મધ્ય ને અંત તેનાથી જ શા માટે ભરી મુકીએ અથવા અન્ય શિક્ષણના પ્રમાણમાં તેને વધારે સ્થાન પણ શા માટે આપીએ! જો એમ કરીએ તો તો અમે શિક્ષકના ઉન્નત

સ્થાન પરથી ભ્રષ્ટ થઇએ ને મહાસભાના સામાન્ય સીપાઈ જ બની જઇએ."

આવી દૃષ્ટિ શિક્ષકોની અને સંચાલકોની હોય. પણ બિચારાં નિર્દોષ બાળકોનું શું? આ પરિષદના એરણ પર તો મુખ્યત્વે કરીને પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ જ હતી. એટલે એમાં છોકરાંઓ ૧૬ વરસની નીચેનાં જ હોય. તો દુનિયાના કોઇ દેશમાં એટલી કુમળી વયનાં બાળકોને ભયંકર લડાઇને પ્રસંગે પણ કોઇએ સામાન્ય કેળવણીમાંથી ચળાવ્યાં છે! શત્રુ સરહદ પર ધસતો હોય ત્યારે પણ ૧૬ ને ૧૮ વર્ષના છોકરાઓને જ કંઈક લશ્કરી તાલીમ આપેલી જાણવામાં છે. પણ ૧૬ની નીચેનાં બાળકોને આમ રાષ્ટ્રયજ્ઞમાં હોમવાની સલાહ તો ગાંધીજી જ આપતા જણાય છે.

રચનાત્મક કાર્યનો અમલ કરવાથી તો બાળકો નાગરિક થતાં શીખે. પણ બાળકોએ નાગરિક ઉપરાંત સારાં મનુષ્ય પણ થવું જોઇએ. તે માટે તેમની બુદ્ધિ અને કલ્પના, હૃદય અને રસવૃત્તિ પણ ખીલવવાને મુખ્ય પ્રયાસ કરવો જોઇએ. શિક્ષણને રાષ્ટ્રીય વર્ણ આપો પણ મૂળમાં શિક્ષણ તો આપવું જ જોઇએ.

પણ હવે આ બધી દલીલો કરવી વ્યર્થ છે. પહેલાં પણ રાષ્ટ્રીય શાળાઓનો કારભાર જોઇને માબાપો અને છોકરાં પણ કંટાળતાં હતાં. હવે આ પરિષદનાં ભાષણો અને ઠરાવોથી તો એક જ પરિણામ આવે એમ લાગે છે: વધારે શાળાઓ બંધ થશે અને ચાલશે તેમાંથી વધારે બાળકો ઉડી જશે.

ગાંધીજીના નવા પ્રયાસથી સમિતિઓ બંધ થતી જાય છે ને તેમાંથી સભાસદો ખરતા જાય છે. ખાદી સંબંધી ઠરાવોથી પણ ગામગામડેથી ખાદીભંડારો સંકેલાતા જાય છે એટલે તેને અભાવે લોકો મિલકાપડ તરફ વળતા જશે. હવે આ પરિષદ મેળવીને જાણે તેમણે બને તેટલી શાળાઓ પણ સંકેલવાનો વિચાર રાખ્યો હોય એમ લાગે છે.

ગાંધીજી આ બધું જાણે છે અને છતાં એ જ માર્ગે નિર્ભયપણે આગળ વધ્યે જાય છે. એનો અર્થ એક જ હોઈ શકે. તેમને જે સ્વરાજ્ય જોઇએ છે અને તે માટે તેમણે જે માર્ગ સૂચવ્યો છે તેને આપણે પૂરો સમજતા નથી—તેમણે પૂરો સમજાવ્યો નથી. એટલે આ બધી ટીકા વ્યર્થ પણ હોય. પણ એટલું તો ચોક્કસ છે કે સ્વરાજ્ય ને અસહકાર વિષે કંઇક જુદી જ ધારણા રાખીને પ્રજા ગાંધીજીને માર્ગે વળેલી. હવે જેમ જેમ ભેદ ચોખ્ખો થતો જાય છે તેમ તેમ પ્રજા પાછી વળતી જાય છે. આમાં પ્રજાની અશ્રદ્ધાનો કે ગાંધીજીની મનોદશાનો વાંક ન પણ હોય. ખરો વાંક તો વિધાતાનો કે આજે પ્રજામાં ફુટ પડતી જાય છે ને શત્રુસંઘ રચ્યે છે!

## નિર્દોષ કન્યાઓનું રક્ષણ

કલકત્તાના વિજિલન્સ એસોસિએશન (અનાથ રક્ષણ મંડળ)ની એક સભા થોડા વખત ઉપર મળી હતી. પતિત સ્ત્રીઓના ઘરમાં જે બાલિકાઓને નહાનપણથી જોરજુલમથી રાખવામાં આવે છે તેમનો છુટકારો કરીને તેમને માટે એક આશ્રમ સ્થાપવા માટે પૈસા ઉઘરાવવાનો ઉદ્દેશ આ સભાનો હતો. સભામાં જાહેર કરવામાં આવ્યું હતું કે કલકત્તા શહેરમાં હાલમાં નવથી તેર વરસની ઉંમરની લગભગ બે હજાર કન્યાઓ પતિત સ્ત્રીઓને ઘેર રહે છે. આ બધી કન્યાઓ મોટી થઇને શું કરશે તે તો દેખીતું જ છે. કલકત્તા સપ્રેશન ઑફ ઇમમૉરલ ટ્રાફિક ઍક્ટ (બાલિકાઓનું વેચાણ અટકાવવાના કાયદા) પ્રમાણે આ કન્યાઓને ખરાબ ઘરમાંથી છોડવવાનો પોલિસને હક છે. પણ હજુ સુધી તે હકનો ઉપયોગ કરવામાં આવ્યો નથી; કેમકે છોડવ્યા પછી તે કન્યાઓને રાખવા માટે આશ્રમ કે એવું કાંઈ સ્થળ જ નથી. અલબત, ખ્રીસ્તી પાદરીઓ તો ઘણી જ ખુશીથી તેમને પોતાની પાસે રાખે અને શુદ્ધ જીવન ગાળતાં શિખવે. પણ ભય એ છે કે પ્રજા વખતે કહેશે કે સરકાર તે કન્યાઓને વટલાવીને ખ્રીસ્તી બનાવે છે. આથી, તે કન્યાઓ શુદ્ધ જીવન ગાળે અને છતાં પોતાનો ધર્મ પણ સાચવે એવી સગવડવાળો એક આશ્રમ કલકત્તામાં સ્થાપવામાં આવ્યો છે. હાલ તરત તો તેમાં માત્ર ચાળીસ કન્યાઓ રહે એટલી જ સગવડ છે.

આ ૨૦૦૦ કન્યાઓમાંથી એક પણ કન્યા આવા અશુદ્ધ વાતાવરણમાં એક દિવસ પણ વધારે ગાળે તેના કરતાં બધીએ કન્યાઓ આજે ને આજે જ ખ્રીસ્તી પાદરીઓના હાથમાં જતી હોય તો તે પણ ઇચ્છવા યોગ્ય છે એમ અમારું માનવું છે. કોઇ પતિત સ્ત્રીના ઘરમાં રહેવા કરતાં તો હિન્દુ, જૈન, બૌદ્ધ, ખ્રીસ્તી કે મુસલમાન ગમે તે ધર્મ પાળીને

શુદ્ધ જીવન ગાળવું સારૂં. આ નિર્દોષ કન્યાઓને પોતાના ધર્મમાં દાખલ કરીને પાળવાની ઇચ્છા જેમને ન હોય તેમણે એ કન્યાઓ ખ્રીસ્તી ધર્મ સ્વીકારે તેમાં વાંધો લેવો જોઇએ નહિં. ખરૂં જોતાં દરેક હિન્દુની ફરજ છે કે આ સર્વે હિન્દુ કન્યાઓ માટે આશ્રમની વ્યવસ્થા કરવી. અને જો તેમ ન બને તો પછી તેમને ખ્રીસ્તી પાદરીઓના હાથમાં જવા દેવી.

ઉપર જણાવ્યા પ્રમાણે હાલમાં ૪૦ કન્યાઓને માટે વ્યવસ્થા થઇ છે. ધારો કે આ પ્રયત્ન ફત્તેહમંદ નિવડે તો પણ ૨૦૦૦ માંથી ૧૯૬૦ કન્યાઓ તો બાકી રહી! આ સર્વેને તેમની ખરાબ સ્થિતિમાંથી છોડવીને પાળવા જેટલો લોકમત કેળવતાં તો હજુ વખતે કેટલાંએ વરસો થશે! તેટલાં વરસો સુધી બિચારી તે કન્યાઓને આવા નરકમાં સબડવા દેવી તે તો ખરેખર ઘાતકીપણું જ કહેવાય.

માટે હાલમાં તો બને તેટલી કન્યાઓને એ કસાઇ-ખાનાંમાંથી ઉગારી લઇને, જે ધર્મના લોકો તેમને સ્વીકારવાને તૈયાર હોય તેમના હાથમાં તેમને સરકારે સોંપવી જોઇએ. પછી ભલે તેઓ ખ્રીસ્તી હોય કે મુસલમાન. અને પછી હિન્દુ જૈન વિગેરેની ફરજ છે કે તેમણે બાકી રહેલી તેમની સ્વધર્મી કન્યાઓનું રક્ષણ કરવા ને પાળવા માટે લોકમત કેળવવો.

### મુંબાઇ ઇલાકામાં દારૂનિષેધ

"આ ધારાસભા સરકારને સૂચવે છે કે સરકારે એવી જાહેરાત તુર્ત બહાર પાડવી કે મુંબાઇ ઇલાકામાં દારૂનો સંપૂર્ણ નિષેધ વીસ વર્ષ દરમ્યાન કરવો એવી સરકારી આબકારી ખાતાની રાજનીતિ સરકારે સ્વીકારી છે. આ રાજનીતિનો અમલ કરવા માટે (૧) દારૂ ઓછો ગાળીને ધીમે ધીમે ઓ[illegible] વેચવો; (૨) દારૂની દુકાનોની સંખ્યા કમતી કરવા ધોરણ ઠેરવી ઓછી કરવી; (૩) ચુંટણીથી સ્થાનિ[illegible] સલાહકાર મંડળો સ્થાપી તેમને યોગ્ય સત્તા આપ[illegible] (૪) તે સિવાય જરૂર પડે તે પગલાં લેવાં; અને ([illegible] જરૂર પુરતા ધારા નિયમો કરવા."—આ પ્રમાણે દા[illegible] નિષેધને લગતો ઠરાવ હાલમાં પુનામાં બેઠેલી ધાર[illegible] સભાએ પસાર કર્યો છે. આવો ઠરાવ સર્વાનુમતે પસા[illegible] થાય એવું આપણે ધારીએ. પણ સરકારી અમલદારો ગોરી ચામડીના તેમ જ ઘઉંવર્ણા, સામા પડયા હતા અને આવા ઠરાવને માટે અમે પુરતો વિચાર કર્યો નથી એવું બ્હાનું પણ ઉચ્ચારી શકયા હતા! દારૂ નિષેધને માટે ખાસ સમિતિ નીમાઇ હતી તેનું નિવે[illegible] દન બ્હાર પડી ચુકયાને ઘણો વખત વહી ગયો છે તે છતાં સરકારી અમલદારોને લોકહિતનાં કામ કર વાની ફુરસદ હોતી નથી. બીજું બ્હાનું એવું બતાવ્[illegible] હતું કે દેશી રાજ્યો વાંધા કાઢે છે. જ્યારે સરકારને અનુકૂળ હોય છે ત્યારે હથિયારબંધી કે છાપખાન માટે, રાજદ્રોહ કે અમુક પુસ્તકોના બહિષ્કાર માટે જોઇએ તેવા કાયદા અને વ્યવસ્થા દેશી રાજ્યો પાસે તે કરાવી લે છે. પણ જે કામ પોતાને ગમતું નથી તેને માટે તત્પરતા શી રીતે બતાવે?

આ ઠરાવ તો પસાર થયો છે પણ જો ધારાસભાના સભ્યો તથા પ્રજાજનો વખતો વખત ટોક ટોક નહીં કરે તો સરકાર ઠંડે કલેજે ઉંઘ્યા જ કરશે. વીસ વર્ષમાં પૂરો નિષેધ થાય કે નહીં, પણ જો આ ઠરાવનો અમલ શરૂ થાય તો દેશને અત્યંત ફાયદો થશે એ સ્હેજે સમજી શકાય એવું છે.

---

આ માસિક અમદાવાદ સિવીલ હોસ્પિટલની સામે પાનાભાઇની વાડીમાં વસન્ત મુદ્રણાલયમાં ચીમનલાલ ઇશ્વરલાલ મહેતાએ છાપ્યું અને ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે યુગધર્મ કાર્યાલય માટે અમદાવાદ ભદ્ર પાસે આવેલા એ કાર્યાલયના મકાનમાંથી પ્રસિદ્ધ કર્યું.

# યુગધર્મ

પુસ્તક ૪ ભાદરવો, ૧૯૮૦ અંક ૬

## ગાંધીજીનો પ્રેમધર્મ

[ યરોડા જેલના ગાંધીજીના કંઈક વિશેષ અનુભવ આ લેખમાં રજુ કરું છું. —ઇ. ચા. ]

ગાંધીજી પોતાની ફીલસુફી બે અથવા એક શબ્દમાં સમાવે છે. સત્ય અને અહિંસા—એ બે તેમના જીવનમંત્ર છે: સત્ય બુદ્ધિથી પરખાય ને અહિંસા અર્થાત્ પ્રેમભાવ એ હૃદયથી પીછાનાય. પણ તે બન્નેમાં એકજ આત્મતત્ત્વ વિલસે છે તેથી ગાંધીજી સત્ય ને પ્રેમને એક જ ગણીને બેમાંથી ગમે તે સ્વરૂપમાં ઇશ્વરનું અને ધર્મનું દર્શન કરે છે. પોતાની ફીલસુફીને જીવનમાં ઉતારવામાં આ જમાનામાં કે ભૂતકાળમાં કોઇક જ ગાંધીજીને ટપી ગયા છે. તેથી જાહેર જીવનમાં તેમ જેલમાં પણ ગાંધીજી કેવી રીતે પ્રેમધર્મ પાળતા એ જાણવામાં સૌને ઘણો જ રસ પડશે એમ ધારું છું.

ગાંધીજીની લડતોમાં રાજદ્વારી વિરોધવૃત્તિ ન હતી પણ પ્રેમભાવ જ પ્રધાન હતો. ભાઇ મનઝરઅલી કે ભાઇ અબદુલ ગની માટે, મુલ્શીપેટાના શૂરાઓ માટે કે હકીલા હજામ માટે તેમણે અંગત સ્નેહવૃત્તિથી જ કમર કસી હતી. અને પોતાને માટે કંઇ માગણી કર્યા કરતાં તેમાં પણ એકંદર રાજદ્વારી કેદીઓનો માર્ગ સરળ કરવાનો જ હેતુ હતો. પણ આવી લડત તો કોઇ દિવસ લડવી પડે. તેથી તે સિવાય રોજના શાંત સરળ જીવનમાં ગાંધીજીનો પ્રેમભાવ પ્રકટતો હતો તેનું જ કંઇક દિગ્દર્શન અત્રે કરીશું.

### કેરીનો ત્યાગ

યરોડામાં આવ્યે મને બે ત્રણ દિવસ થયા હતા તેવામાં જ ગાંધીજીના કોમળ ભાવનું પહેલું પારખું મળ્યું. કંઇકથી તેમની પાસે કેરી આવી હતી. તે વખતે રમઝાનનો મહિનો ચાલતો હતો. ભાઇ મનઝરઅલી ને મુસલમાન વૉર્ડર બન્ને રોજા કરતા હતા. તેથી બીજા ફળમાંથી તેમ કેરીમાંથી તેમનો ભાગ રાખીને ગાંધીજીએ એક કેરી મને આપવા માંડી. મેં તેની ના પાડી અને મારાં કારણો આપ્યાં. તેમણે મારી ઉલટ તપાસ કરી. છેવટે મારું મત સમજીને થંભી ગયા. વાતમાં ઓચીંતી ખબર પડી ગઇ કે તેઓ પોતે પણ કેરી નથી ખાતા. મેં તેમની તબિયતને ઉદ્દેશીને તે ખાવાની વિનંતિ કરી. તેમણે કહ્યું: "મારા પોષણ માટે તો

જોઇતાં ફળ મને મળે છે. કેરી તો શોખની જ ચીજ છે. બ્હાર પણ એમ જ સમજીને મિત્રોનું મન રાખવાને ખાતો. પણ અહીંઆં તો ભાઇ જયરામદાસ ભણુસાલી જેવા મારાથી પણ વધારે સારી રીતે રહેનારા ભાઇઓને કેરી ન મળે ત્યાં સુધી મારાથી તે શી રીતે લેવાય ? અહીંઆં ઘણીયે વાર કેરી આવે છે તે લેવાનો મેજર ઘણી વાર આગ્રહ પણ કરે છે. પણ મારી શરત તે અમલમાં ન મુકી શકે અને હું કેરી ન ખાઇ શકું."

મેં સાબરમતીનું પ્રકરણ ઉમેર્યું: "દાકાએ આજ્ઞાનની લડતને અંગે ઉપવાસ કર્યા તેથી તેમની પાસેથી ત્રણ માસ સારૂ ચોપડી કલમ ને મેળાપના હક પણ લઇ લીધા છે. તેમને તાવ આવી ગયો છતાં જરા ઘી સિવાય કેવળ જેલનો જ ખોરાક આપે છે. સ્વામીને રોટલી નથી પચતી તેથી બન્ને વખત ભાત જ લે છે. વાલજીભાઇથી ભાજી ખાઈ શકાતી નથી, એક જ વખત ખાય છે ને તેમનું વજન થોડું જ હતું તે પણ ઘટી ગયું છે. ને ભાઇ દયાળજીએ અગીઆર મહિનામાં ૨૦ રતલ વજન ખોયું છે. તેમના પ્રમાણમાં તો ઘણો સારો ખોરાક મને મળે છે. તેથી કેરી કેમ લઇ શકાય ?" આ ખીના સાંભળીને ગાંધીજીનો નિશ્ચય કદાચ વધારે દૃઢ જ થયો હશે.

આ પહેલાં તેમ આ પછી પણ કેરી આવ્યે જ જતી. ગાંધીજીને સંતરાં નારંગી તો જેલમાંથી મળતાં એટલે તે જ ફળ બ્હારથી આવે તે સીધાં જેલની ઇસ્પીતાલમાં મોકલી આપવા ગાંધીજી સૂચવતા. તેથી કોઈ વાર તો ફળ ત્યાં મોકલીને પછી અમલદારો ગાંધીજીને ખબર આપતા. પણ કેરી તો જેલમાંથી ન મળે તેથી ગાંધીજીને જ મોકલતા. અમે યુરોપીઅન યાર્ડમાં હતા તે વખતે એક વાર તે આવી. તરત જ ભાઇ મનઝરઅલી માટે થોડી રાખીને બાકીની ગાંધીજીએ બહોળે હાથે વૉર્ડરો ને બરદાસીઓ ઝાડુવાળા ને કુંડાવાળાની મોટી પલટનમાં વહેંચાવી દીધી. આ કામ અનિયમિત ગણાય એમ ધારીને ગાંધીજીએ તે વિષે સુપરીન્ટેન્ડન્ટને સાફ સાફ ખબર આપી દીધી. ને ઉમેર્યું કે "આ યુરોપીઅન કેદીઓને પણ આપવાનું મને બહુ મન થાય છે. પણ તેમની સાથે કંઇ વ્યવહાર ન રાખવાની તમે સલાહ આપી છે તેથી જ અટકી જાઉં છું."

છેવટે તો ગાંધીજીએ હદ વાળી. પહેલેથી જ તેઓ સાર્જન્ટને* ને દાક્તરને પણ કેરી આપતા જ હતા. વૉર્ડર વગેરેને કેરી આપવાની વાત તેમણે સુપરીન્ટેન્ડન્ટને કરી તે વખતે જ આ ભરમ પણ ફોડવાનું મન હતું. પણ તેથી કદાચ એ અમલદારોને નુકસાન થાય એ વિચારથી તેઓ અટકી ગયા. પણ ગાંધીજીના સત્યકથનનો કે પ્રેમભાવનો આરો કેમ આવી શકે ? બીજી જ વખતે કેરી આવી ત્યારે તેમણે સાર્જન્ટની મારફત જેલરને તે મોકલાવી. તે તેણે સ્વીકારી. પછી તેમને થયું કે ખુદ સુપરીન્ટેન્ડન્ટને પણ આપી ન શકાય ? બીજે જ પ્રસંગે તેઓ આવ્યા એટલે ગાંધીજીએ હસતાં હસતાં કહ્યું: "હું વૉર્ડરો વગેરેને કેરી આપું છું એ તો મેં તમને કહ્યું છે પણ મારે ઉમેરવું જોઇએ કે મિ. રસેલ (સાર્જન્ટને) પણ હું આપતો જ આવ્યો છું. હવે મિ. રીડે (જેલરે) તે સ્વીકારી છે અને આજે તો હું તમને પણ લલચાવવાની ઉમેદ રાખું છું." તેમણે કેવળ પ્રસન્નતા જ બતાવી ને ગાંધીજીની પ્રસાદી સ્વીકારી. કદાચ ભલા મેજરને ઘડિભર વિચાર આવ્યો હશે કે અંગ્રેજ સલતનતને ધ્રુજાવનાર આ નીડર પુરૂષ અમારા પર આટલો ભાવ કેમ રાખતા હશે !

પ્રેમનો બદલો પ્રેમથી જ મળે. મુલશીપેટાની ને ભાઈ મનઝરઅલીની લડતમાં મેજર જોન્સે ગાંધીજી પ્રત્યે કેવો અંગત ભાવ દાખવ્યો હતો એ આગળ બતાવ્યું છે. જ્યારે તેમની બદલી થઈ ત્યારે અતિશય ભાવથી અમારી સાથે હાથ મીલાવીને તેઓ વિદાય થયા. પણ તેથી તેમને સંતોષ ન વળ્યો. આસરે મહિનાએક પછી જ્યારે તેમને પંજાબ તરફ જવાનું નક્કી થયું ત્યારે એક દિવસ બપોરે તેઓ પોતાનાં પત્ની સાથે ગાંધીજીની ઓરડી આગળ ઓચીંતા ઝળકી ઉઠયા. "મિસિસ જોન્સ સાથે મેં તમારે વિષે ઘણી વાર વાત કરેલી તેથી તમને છેલ્લાં મળી લેવાનું ઘણું મન હતું. તેથી તમને છેલ્લી સલામ કરવા અમે આવ્યાં છીએ." ગાંધીજીએ મિસિસ જોન્સને સંભળાવ્યું: "મેજર અહીંઆંથી જાય છે એથી હું તો ઘણો જ રાજી થાઉં છું. તેઓ આ ખાતાને માટે લાયક છે જ નહિ. પલટનના દાક્તરી કામમાં જ તેઓ વધારે સુખ શાંતિ ભોગવશે." સૌ હાથ મીલાવી હસતાં હસતાં છુટાં પડયાં !

### આદતની સેવા

કોઇ વસ્તુના દાન કરતાં જાતે સેવા કરવી એ ઘણું વધારે કઠિન છે. એક પ્રસંગે અમારા વૉર્ડર આદતની ગજબ સેવા કરીને ગાંધીજીએ સૌને હેરત પમાડયા.

* જેલરની નીચેની પાયરીના ગોરા અમલદાર.

રમઝાનના દિવસો હતા. રાત્રે આઠેક વાગ્યા હશે. અમે વાતો કરતા બેઠા હતા અને આદન પાસેની ઓરડીમાં ખાઈ પરવારીને લેટતો હતો. એટલામાં અમે ઓચીંતી ગરબડ સાંભળી. તપાસ કરતાં માલૂમ પડ્યું કે આદનને હાથે વીંછી કરડ્યો છે. તરત જ અમે બધા ત્યાં ઉપડ્યા. વીંછીને જોઈને પકડી લીધો. પછી ગાંધીજીએ આદનનો હાથ તપાસ્યો અને દરદ વિષે પૂછ્યું. તરત ગાંધીજીએ સોયો મંગાવ્યો. તે કંઈ ન જડ્યો એટલે તેમણે હાથમાં ચપ્પુ લીધું. પણ ચપ્પુ ઘણું બુઠું હતું તેથી સફાઈથી ચામડી કાપીને લોહી ને ડંખ કાઢવાનું ન બની શક્યું. અમે ધાર્યું કે હવે ગાંધીજી કંઈ ચોપડવાનું આપીને કામ પૂરૂં કરશે. પણ એટલામાં ઓચીંતી ગાંધીજીએ પીચકારી ને પાણી માગ્યું. પાણીથી આદનનો હાથ સાફ કરીને ગાંધીજી એકદમ જોસથી તેનો જખમ ચુસવા મંડી ગયા! ચુસે, થુંકી નાંખે ને વળી ચુસે! એમ કેટલીએ વાર સુધી કર્યા પછી ગાંધીજીએ ચોખ્ખી માટી પાણીમાં પલાળીને તેનો પાટો આદનના હાથ પર બાંધી દીધો. એથી તેને પૂરી કળ ન વળી એટલે ગાંધીજીએ વધારે ભીની માટીની "લેપરી" બાંધવાની સૂચના આપી.

ગાંધીજી પોતે જ આમ એકાએક ઘા ચુસવા માંડશે એમ સ્હેજ પણ ધાર્યું ન હતું. એક સ્થળે શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રીએ લખ્યું છે કે તેમણે એક વાર એક પત્નીઆના ભયંકર ચાંદાંને પોતાના સફેદ વસ્ત્રથી લુંછતાં ગાંધીજીને જોયા હતા. પણ એ તો કંઈ ઇતિહાસની વાત જેવી લાગેલી. ગાંધીજીને ચોખ્ખાઈની તો ઘણી જ ચટ ને આ તો ગમે તેવા સારા પણ આફ્રિકાના સીદીનો કાળો હાથ. તેનો ઘા ગાંધીજી આમ એકાએક પોતાના જ હોઠથી ચુસે એમ કલ્પનામાં પણ કેમ આવે?

પણ એ પ્રસંગે આથી પણ વધારે તો એ લાગેલું કે ગાંધીજીએ પોતે તો આમ ચુસવું જ ન જોઈએ. તેઓ મંદવાડમાંથી તાજા જ ઉઠેલા હતા. તે વખતે પણ આખો દિવસ પથારીવશ જ રહેતા ને રેંટીઓ પણ ચલાવી શકતા નહિ. વળી તેમના દાંત પણ અડધા ગએલા, બાકીના નબળા ને તેમાંથી લોહી પણ નીકળે! એવી સ્થિતિમાં તેમનાથી આવું કામ થઈ જ કેમ શકે? આવો કંઈ સવાલ મનમાં ચોખ્ખો નીતરી આવે કે તે તેમને જણાવીએ તે પહેલાં તો ગાંધીજીએ બે ચાર વાર લોહી ચુસીને થુંકી પણ નાંખેલું!

આદનની સેવા કરવાનો ગાંધીજીને બીજો પણ પ્રસંગ મળ્યો હતો. એ ભલા સીપાઈને ઓચીંતા ઘણા જ દુઃખદાયક સમાચાર મળ્યા કે સોમાલી મુલકમાં તેના ગામમાં તેના બન્ને ભાઈ ઓચીંતા ગુજરી ગયા છે ને તેની બુઢી મા નિરાધાર હાલતમાં રઝળે છે. તેનો નિર્વાહ બેની પર હતો. તે કરનાર પણ કોઈ રહ્યું નહિ. આ જાણીને તેને સ્વાભાવિક રીતે પોતાની માને તેમ જ બીજાં સગાંને મળવાનું મન થયું. પણ યરોડાથી તો તેમને કેમ મળાય? તેણે ગાંધીજીને કહ્યું કે જો મને એડનની જેલમાં મોકલે તો ત્યાંથી કોઈને મળીને કુટુંબને માટે કંઈ બંદોબસ્ત કરી શકું. ગાંધીજીએ તરત જ સુપરીન્ટેન્ડન્ટને આદનની બધી વાત બરાબર સંભળાવી. તેમણે આદનની સહી કરાવીને એડનની ફેરબદલી સારૂ અરજી મોકલવા ગાંધીજીને સૂચવ્યું. અરજી ઘડાઈને ગઈ. થોડે વખતે જેલ ખાતાના વડા અધિકારીએ જવાબ આપ્યો કે એડનની જેલમાં વિશેષ કરીને નેતરનું કામ ચાલે છે તેથી તે જો આદન શીખી લે તો તેને ત્યાં મોકલી શકાય. બીજા જ દિવસથી આદનને નેતરકામ શીખવાને કારખાનામાં જવાની અને સાંજે અમારા યાર્ડમાં પાછા આવવાની પરવાનગી મળી. તેનો ઉપયોગ પણ તેણે કરવા માંડ્યો. પણ તેવામાં જ મુલ્શીપેટાની લડત થઈ, બ્હારની સાથે અમારો વહેવાર કાપી નાંખવાની જોન્સ સાહેબને જરૂર લાગી ને તેથી આદન નેતરકામ શીખી રહે તે પહેલાંજ અમારે ત્યાંથી તેને રવાના કર્યો!

પછી કેટલાએ મહિના વહિ ગયા. દરમ્યાન આદનની ખબર મળતી પણ તે બિચારો ન ગણી શકતો. છેવટે ગાંધીજી ઇસ્પીતાલમાં ગયા તે પછી એક રવિવારે ઓચીંતો સામેથી ખુબ આનંદથી હસતો લાંબી ફાળ મારતો ને રસ્તામાં જે મળે તેને ભેટતો, તે અમારે ત્યાં આવતો જણાયો. હું દરવાજા આગળ ગયો. હાંફતો હાંફતો કહેવા લાગ્યો: "હમ છુટ જાતા હૈ; હમ મુલક જાતા હૈ." ખરૂં જોતાં તેને બીચારાને સોમાલીલેન્ડની જેલમાં જ મોકલવાનો હુકમ હતો પણ તેને તો છુટીની જ ખબર આપી હતી.

તેણે ગાંધીજીની ખબર પૂછીઃ 'મહારાજકુ કૈસા હૈ?' મેં ઓપરેશનના ને સુધારાના સમાચાર કહ્યા. યાર્ડ વિષે કંઈક પરચુરણ વાતો કરીને છેવટે કહ્યુંઃ "મહારાજકુ, સંકરલાલકુ ઓર બોત સલામ કહેના."

જેમને જીંદગીમાં કદિ પણ મળવાનો સંભવ ન હતો તેમને સલામ કહાવતા આ ભલા સોમાલીની ભોળી આંખોમાં સ્નેહની જે સુરખી ઝળકી રહી હતી તે કદિ પણ વિસરાશે નહિ.

## સિંધીઓનું તોફાન

વૉર્ડરોની વાત લખતાં થોડા વખત અમારા મહેમાન થએલા કેનેરી વૉર્ડરોની અને તેમના આગમનના નિમિત્તરૂપ બ્હારના સિંધી કેદીઓનું તોફાન યાદ આવે છે. થોડા વખતથી સેપરેટ સોલીટરી-માં પુરાએલા તોફાની સિંધીઓની અને તેમના રખેવાળ બનેલા કેનેરી વૉર્ડરોની વચ્ચે ઝેરી અદાવત જામી હતી. કેનેરીઓની શીખવણીથી અને તેમનો પક્ષ કરીને અમલદારો સિંધીઓને દબાવતા અને સજા કરતા હતા એમ સંભળાતું હતું. છેવટે સેપરેટમાં પુરાએલા કેટલાક સિંધીઓએ સૌ ત્રાસના મૂળરૂપ મિ. રીડ(જેલર)ને મારવાનો મનસુબો કર્યો. પણ તે વિષે કંઇ ચોક્કસ સમય તેઓ મુકરર કરે તે પહેલાં એક દિવસ બપોરે ઓચીંતા મિ. રીડ સેપરેટમાં જઈ પહોંચ્યા. એક ભયંકર અને પંકાએલા સિંધીએ ઓચીંતો જ ...ાર હાથ આવેલો જોઇને લાઠીનો ફટકો લગાવ્યો. ...ડ તમ્મર ખાઈને પડયા. ભલા બીચારા મિ. ફલ ...' સાથે હતા તેમના પર બીજાએ હુમલો કર્યો. પણ ...ામાં ઘણા વૉર્ડરો આવી પહોંચ્યા. તેમણે બન્નેને ...વી લીધા. તરત જ દરવાજે ઘંટ વાગવા લાગ્યો ને ...ી જેલના વૉર્ડરો સેપરેટમાં ભરાવા લાગ્યા. ...મ જણાય છે કે તે વખતે તો મિ. રીડ અને મિ. ...ા હુમલો કરનાર સિંધીઓને ઓરડીઓમાં બંધ ...ાવીને ચાલ્યા ગયા. પણ આટલેથી વૉર્ડરોને સંતોષ ...મ થાય ? ને જેલર પર આવો હુમલો થયો હોય ...ના જેવો સિંધીઓને નરમ કરવાનો બીજો કયો અવસર મળી શકે ? તેથી કોઇ કહે છે કે અમલદારોની જાણ કે રીસકારીથી, કોઈ કહે છે તે વિના, કેટલાક વૉર્ડરોએ મુખ્ય સિંધીના દરવાજો તરત જ પાછો ખોલાવ્યો ને તેની ઓરડીમાં જઈને તેને મરણતોલ માર માર્યો. થોડીવારમાં તેને ઇસ્પીતાલમાં લઇ ગયા ને આશરે પાંચેક વાગે તે મરણ પામ્યો. આમ અંગ્રેજ સરકારની જેલમાં ગોરા અમલદારોની આંખ નીચે ધોળે દિવસે ખુન થયું !

સિંધીના માર ને મરણની વાત તરત જ આખી જેલમાં પસરી ગઇ. તેમાંના ઘણાખરા સિંધના કે સરહદ પરના ભયંકર લુંટારૂઓ ને ખુનીઓ હતા. તેઓ શરીરે હૃષ્ટપુષ્ટ જંગી ને કદાવર હોય છે. તેમને હાથે ગમે તેટલી ભારે બેડીઓ જડે તે જોતજોતામાં તોડી નાંખે ને કાં તો તે ફેંકી દઇને અમલદારોને નિરાશ કરે અથવા તો તેમના માનની ખાતર તેઓ આવે ત્યારે પહેરે ને જાય ત્યારે કાઢીને ઉંચી મુકે. આ સૌએ પોતાના સોબતીના ખુન સારૂ કેનેરી વૉર્ડરો પર ને તેમના પક્ષપાતી ગણાતા મિ. રીડ પર પહેલી તકે વેર લેવાનો દારૂણ નિશ્ચય કર્યો.

આથી એક બાજુએ ખુનના કેસની પોલિસે જેલમાં આવીને રીતસર તપાસ ચલાવવા માંડી ને બીજી બાજુએ સિંધીઓએ ખાસ કરીને મિ. રીડ પર હુમલા કરવા માંડયા. તેથી તેમને બધાને આખો દિવસ કોટડી-ઓમાં બંધ કરવામાં આવ્યા અને તેમને સવારે ને બપોરે અડધો અડધો કલાક કસરતને માટે ફરવાની છુટી આપવાને ખાસ પોલિસ અમલદારો નીમવામાં આવ્યા. પણ આટલેથી જ ન પત્યું. નવેમ્બર માસની શરૂઆતમાં કર્નલ મરેએ તેમના પર વધારે સખ્તાઇ કરવા માંડી. એટલે સેપરેટ ને અંધારીમાં પુરાએલા બધાએ સિંધી-ઓએ છેવટનો ઇલાજ લીધો. સવારના છ વાગ્યાથી રાતના નવથી પણ મોડે સુધી પાંચ દશ મિનીટને અંતરે તેમણે સાથે મળીને ખુબ જોરથી ચીસો પાડવા માંડી. આથી આખી જેલમાં ખળભળાટ થઇ ગયો. અમારી બન્ને બાજુએથી આ અવાજ આવે એટલે વધારે હેરાનગતી. ગાંધીજી કહેઃ "અત્યાર સુધી તો જાણે સૌ પોતપોતાનું કામ કર્યાં કરતા ને એકંદર શાંતિ રહેતી. પણ આ ચીસોથી તો આ બધી શાંતિ છેક જ ચાલી ગઇ." પણ બીજી પાસ તેઓ સિંધીઓનું પણ દૃષ્ટિબિન્દુ પારખતા, કે જો તેમને જેલની સામે બંડ જ કરવું હોય તો ઓરડીમાં બંધ થયા પછી આ સિવાય બીજું કરે પણ શું ?

આ વિષે ગાંધીજીનો ઉંડો ભાવ તો એક વાર અમલદારો સાથે વાતચીતમાં પરખાયો. એકે આવીને કહ્યું: "મિ. ગાંધી, તમે જ કહો, સિંધીઓના આ તોફાનને કેમ શમાવી શકાય ? હવે સખ્તાઇ ન કરીએ તો પછી કેમ ચાલે ?" ગાંધીજીએ તરત જ જવાબ આપ્યોઃ "અલબત, તમારી પાસે તો બીજો ઇલાજ છેજ નહિ

પણ આવી સજાઓથી તમે આ લોકોને નહિ નમાવી શકો એ પણ તમે જાણો છો. પણ મને પૂછો તો હું તો એક જ રસ્તો બતાવું કે મને આ લોકોની સાથે પુરો. એટલે મારી ઉમેદ છે કે હું તેમને શાંત કરી શકીશ."

તે અમલદારે તો આ વાત અશક્ય ગણીને બાજુએ મુકી. પણ હું તો આ સાંભળીને છક જ થઇ ગયો. જેલમાં આ સિંધીઓને સૌ શાની જાનવર જેવા જ ગણતા. તેમને હૃદય કે ધર્મ જેવું કંઇ છે એમ કોઇ માને જ નહિ. તેમને પશુબળ સિવાય બીજી રીતે ઠેકાણે લાવવાનું તો અશક્ય જ ગણે. તેઓ લગભગ મનુષ્ય જાતિની બ્હાર હોય એવી જ તેમની ગણના થતી. ને હવે તેઓ આખો દિવસ ચીસો પાડીને આખી જેલને ખળભળાવી મુક્તા તેથી તટસ્થ માણસોના દિલમાં તેમની સામે વિરોધ પેદા થએલો. છતાં ગાંધીજીનું દિલ તેમની દયા ખાતું. તેમને સમજાવીને સેવા કરવા તલસતું. ગુરૂ નાનક ને ચૈતન્ય ભગવાન કંઈ આવા જ દૈવી સ્નેહથી ભયંકર લુંટારૂઓને ભેટયા હશે ને પોતાના પારસ સ્પર્શથી તેમનાં કઠિન કાળજાને સોનેરી સ્નેહથી રસ્યાં હશે !

## કેનેરી વૉર્ડરો

બીજી પાસ પોલિસની તપાસને પરિણામે દસ બાર કેનેરી વોર્ડરોને કાચા કામના કેદી ગણીને ગોરાઓના બ્લોકમાં બંધ કર્યા. પણ તે પહેલાં એક નોંધવા લાયક વાત થઈ. અમારો વૉર્ડર અન્નાપા અમારે ત્યાં આવ્યો તે પહેલાં સેપરેટમાં હતો. તેના પર એક વાર સિંધીઓએ મરણતોલ હુમલો કર્યો હતો તેથી તેના પર આ ખુન માટે પણ શક હતો. છતાં તે પોલિસની આગળ ખુન વખતે હાજર હોવાનો પણ ઇનકાર કરતો હતો. આ વાતની મેજર જોન્સે ગાંધીજી આગળ ફરિયાદ કરી. તેમણે તરત જ કહ્યું: "અન્નાપાએ એ બધું સાચેસાચું કહેવું જ જોઇએ. આમ છેક જુઠું બોલે તે તો બહુ જ ખોટું કહેવાય. આ વિષે હું તેની સાથે વાત કરીશ ને બનશે તો ખરી હકીકત કબુલ કરવા સમજાવીશ." મેજર ખુશી થઇને ચાલ્યા ગયા. પણ તે પછી ખુનમાં અમલદારોની સામેલગીરી વિષે કંઇક કંઇક ભણકારા ગાંધીજીને કાને આવવા લાગ્યા. આ સંયોગોમાં પોતાની ફરજ વિષે ગાંધીજીએ વધારે વિચાર કરવા માંડ્યો. તેમને છેવટે લાગ્યું કે અમલદારો સુપરીન્ટેન્ડન્ટને પૂરી વાત કહે નહિ અને કદાચ મેજર પણ બધું ચોખ્ખી રીતે ન કહે તે સ્થિતિમાં અન્નાપાને કંઇ પણ સલાહ શું કરવા આપું ? જેલની બ્હાર તેમ અંદર પણ સૌને શુદ્ધ સત્ય જ કબુલ કરવાની સલાહ ગાંધીજી આપે; પણ જેલના સંયોગોનો વિચાર કરતાં ગાંધીજીએ છેવટે અન્નાપાને કંઇ ન કહેવાનો જ નિશ્ચય કર્યો. ને સુપરીન્ટેન્ડન્ટે પણ આ વાત ન છેડતાં અમલદારી રીતે જ કામ આગળ ચલાવ્યું.

પોલિસની તપાસ પૂરી થઈ ને કેનેરી વૉર્ડરો ગોરાઓની સાથે પૂરાયા. અન્નાપા પણ અમારે ત્યાંથી નીકળીને તેમનો સાથી થયો. ગોરાની માફક તેમને પણ અમારી સાથે વહેવાર રાખવાની બંધી હતી. છતાં જ્યારે તેમનો કેસ ચાલવા માંડ્યો ત્યારે તેઓ દરરોજ ગાંધીજીને પ્રણામ કરીને કોરટમાં જતા અને તેઓ પણ તેમને સદ્ભાવથી આશીષ આપતા. તેમની સામે પુરાવો ઘણો નબળો પડ્યો હતો—અમલદારોએ જાણી જોઇને તેને નબળો પાડ્યો હતો ને કોઇ ખરા સાક્ષીઓને જાણી જોઇને દૂર રાખ્યા હતા એમ પણ સંભળાતું. છતાં મેજીસ્ટ્રેટે આરોપીઓને સેશન્સમાં મોકલ્યા. ત્યાં પણ રીતસર નાટક ભજવાયું અને ધાર્યા પ્રમાણે બધાએ છુટી ગયા. જેલનું અને કોરટનું આવું અંધેર જોઇને ગાંધીજીનું દિલ ઘણું દાઝતું. છતાં બીજી પાસ કેનેરીઓ છુટીને ગાંધીજીની વિદાય લેવા આવ્યા ત્યારે તેમના પર ગાંધીજીની આંખમાંથી અમી વરસ્યું. દ્વેષ ને ખુનથી ચોપાસ ખરડાયેલા એ વાતાવરણમાં પાપનો અત્યંત તિરસ્કાર હોવા છતાં પાપી પર આમ દયા રાખવાની ગાંધીજીની અજબ કળા વખતોવખત હેરત પમાડતી.

કેનેરીઓનું મીઠામાં મીઠું સ્મરણ તો દશેરાના દિવસનું રહ્યું છે. તે ઉત્સવ તેમણે જ સાર્થક કરી બતાવ્યો. સૌએ મળીને ગાંધીજીની ઓરડીનો ખુણેખુણો બાગમાં મળતાં બધી જાતનાં ફુલથી શણગારી મુક્યો. પછી બપોરે લગભગ બાર એક વાગે તેઓ એક પછી એક ગાંધીજીને પ્રણામ કરીને તેમના ચરણ આગળ "સોનું" ધરે ને પછી પ્રણામ કરી આશીષ લઇને વિદાય થાય. દીવાળી ને બેસતા વરસને દિવસે પણ ગંગાપાએ અતિશય ભાવથી ઓરડીઓ શોભાવવા પ્રયાસ કર્યો હતો. દસ પંદર દઈરોની તાલીમબંધ રૂઆબદાર ચાલથી અને ભાવથી ધરેલાં ફુલની દોરમથી વિજ્યાદશમીનો એક જ ઉત્સવ દિલમાં રમે છે.

### પાદુકાપૂજન

વૉર્ડરોમાં ગંગાપાનો ઉલ્લેખ છેલ્લો કરું છું. પણ ખરું જોતાં ગાંધીજીના સેવકોમાં તેનું સ્થાન પહેલું જ હતું. આદનને બદલે ગંગાપા અમારે ત્યાં આવ્યો ત્યારે તરત તો તેની કદર થઈ ન શકી. બીજો વૉર્ડર થમ્બુ જુનો હતો એટલે બધું કામ તેને જ સોંપાતું. દેખાવમાં ગંગાપા બુદ્ધો ને અણઘડ ને વળી કેનેરી સિવાય બીજી કોઇ ભાષા તેને ન જ આવડે તેથી ગાંધીજીને પણ એમ જ થયું કે 'આપણે માથે તો આવાને જ મારે.' પણ છેવટે થમ્બુ વિદાય થયો અને ગંગાપાને પોતાનો જાતભાઇ અન્નાપા જોડીદાર તરીકે મળ્યો ત્યારથી તેનું શુદ્ધ સ્વરૂપ ઝળકવા લાગ્યું. જોતજોતામાં તે આદનને ટપી જતો જણાયો ને જ્યારે છેવટે ગાંધીજી બીમાર થયા ત્યારે તો તેમની અહર્નિશ સેવા કરીને આ અભણ ખેડુતે સ્વામીભક્તિનો પરમ આદર્શ પરખાવ્યો. ગાંધીજીએ ખરું જ કહ્યું હતું કે 'મંદવાડમાં અને તે પહેલાં કોઇ સગાં કે કુટુંબી જેવી ચાકરી ન કરે તેવી ગંગાપાએ કરી છે.' ને કેટલીએ વાર સેવા કરવા ઉતેજાર ગંગાપાની અને તેને વારવા ઇચ્છતા ગાંધીજીની વચ્ચે રમુજી રસાકસી થતી, તે જોવાની અમને બહુ જ મજા પડતી.

રોજ સવારે આશરે ૭, સાડા ૭ વાગે ગંગાપા ગાંધીજીની પાસે ફુલ મુકે, બત્તી ઉપાડે ને ચરણસ્પર્શ કરી પ્રણામ કરે. ને ગાંધીજી તેના પર અમીમય નજર નાંખી તેને આશીષ આપે. ચોમાસામાં તો રંગબેરંગી ફુલમાં કંઇ કંઇ ગુલાબ મોગરો પણ આવતા તેથી પ્રાતઃકાળનો એ વિધિ શોભતો. પણ છેવટે દીવાળી ગઇ ને ફુલ છેક ઘટી ગયાં. તોયે ગંગાપા તો સાદાં બારમાસી ફુલથી પણ ગાંધીજીને રોજ વધાવ્યાં જ કરે! તેમને સુગંધીદાર ફુલની પણ થોડી જ સુવાસ આવે તો પછી સાદાં ફુલની તો અસર જ શી થાય? ગંગાપાના આ આયાસની નિષ્ફળતા સમજતા. પણ કહેઃ 'ફુલ તો નકામાં છે પણ બીચારો ભાવથી મુકે છે તેને કેમ નિરાશ કરું?' પણ ગંગાપા ગુલાબ મોગરાની શોધમાં હમેશાં રહેતો અને "મહારાજ" ને તેની ઓચીંતી ભેટ કરીને કોઇ દિવસને સાર્થક કરતો.

ગાંધીજીને પણ ગંગાપા માટે અજબ ભાવ હતો. તે તેમના વર્તનમાં તો રોજ જણાયાં કરતો. પણ તે ઉપરાંત આ બીચારા જીંદગીના કેદી માટે કંઇક કરવાનું મન ગાંધીજીને થયાં જ કરે. થમ્બુ તેના વૉર્ડરના કામ ઉપરાંત રોજ અધોળ જેટલું સરસ ને વળદાર સુતર કાંતતો, તેથી તેને વૉર્ડરની મહિને ૬ દિવસની માફી ઉપરાંત ૩ દિવસની વધારાની માફી ગાંધીજીએ અપાવી હતી. ગંગાપા કાંતતો નહિ. પણ બે ત્રણ કલાક રૂ સાફ કરવા કરાવવામાં ગાળતો. તેથી તેને પણ ખાસ માફી અપાવવાને ગાંધીજીએ સુપરીન્ટેન્ડન્ટ આગળ વકીલાત કરી. તેમણે કહ્યું: "જેલમાં તો આના જેવો ચોખ્ખો માણસ મેં નથી જ જોયો ને બ્હાર પણ ભાગ્યે જ જોયો છે. છતાં તેને બીચારાને જીંદગીની જેલ છે. ને સુધરવાનું તો તેને કંઇ જ નથી." કર્નલ તો ગાંધીજીથી પણ આગળ વધ્યાઃ "તદ્દન સંભવિત છે. ને ઘણાખરા કેદીઓને પણ જેલમાં સુધારવાનું કંઇ હોતું જ નથી. છતાં મેજીસ્ટ્રેટે ટીપ મારી હોય તેટલો વખત અમારે પુરી રાખવા પડે એટલું જ." ખાસ માફીની વાત તો છેવટે નિષ્ફળ જ ગઈ. પણ છેક નહિ. ગાંધીજીની છેલ્લી માંદગીમાં ગંગાપાએ—અને અન્નાપાએ પણ—તેમની ખાસ સેવા કરી હતી તેની કદર કરવાને તેમને કંઇ માફી આપવા ગાંધીજીએ ઇસ્પીતાલમાંથી કર્નલને ભલામણ કરી. તેમણે તે ખુશીથી સ્વીકારી. ને જ્યારે તે તેમની ચોપડીમાં લખાઇને આવી ત્યારે બન્ને જણા ગળગળા થઇને મહારાજને દુવા દેવા લાગ્યા.

ગાંધીજી ઇસ્પીતાલમાં તો થોડા વખતના મહેમાન તરીકે જ ગયા હતા. તેથી તદ્દન જરૂરી થોડો જ સામાન લઇ ગયા હતા. બાકી બધો સાજ લગભગ એમને એમ જ ચારે ઓરડીઓમાં રાખેલો હતો. રેંટીઆની ઓરડી તો અમારે માટે ખુલ્લી જ રહેતી. ત્યાં કાંતવા બેસવાનો ગાંધીજીનો ચોરસ પાટલો રહ્યો હતો. તેમની પાવડીઓ ઘણું કરીને તેમની ઓરડીમાં જ હશે. ગંગાપાની સ્વામીભક્તિએ તેને ઓચીંતી પ્રેરણા કરી તે તેણે તરત અમલમાં મુકી. રેંટીઆની ઓરડીના આગળના ખુણામાં ભીંતસરસો ગાંધીજીનો પાટલો ગોઠવ્યો, તેના પર તેમની પાવડીઓ ધોઇને મુકી ને તેના પર થોડાં ફુલ અર્પણ કર્યાં. ગંગાપાના ભાવને તો અમે જાણતા હતા પણ આ જોઇને તો તેની રસિકતા પર અમે આફરીન થયા. ને પછી રોજ ને રોજ તે પાદુકા પરથી જુનાં ફુલ લઇને નવાં મુકે. ગાંધીજીનું શરીર ઇસ્પીતાલમાં હતું પણ તેમની મૂર્તિને તો ગંગાપાએ પોતાના દિલમાં—ને એ

કાષ્ટની પાદુકામાં સમાવી હતી. તેથી તે રોજ આમ પ્રાતઃકાળે પાદપૂજન કરીને પાવન થતો.

એક દિવસ સુપરીન્ટેન્ડન્ટ આવ્યા. રેંટીઆની ઓરડીમાં ગયા, પાટલા ને પાદુકા તરફ વળ્યા, ફુલ જોયાં, વિચારમાં પડયા! શા વિચાર થયા હશે એ તો એ જાણે! પણ એ દૃશ્યની પવિત્રતા કંઇક પીછાનીને જ કેવળ મૌન સેવ્યું હશે!

ગંગાપાને જેલ ભોગવતાં દસ વરસ થઇ ગયાં છે. કોઈક વાર કાગળ લખીને જ ઘર સાથે સંબંધ રાખે છે. એક વાર કહેઃ "દેઢ વરસ પર ઘરકે લોક મીલનેકુ આયા થા; મગર બોત સંકટ હુઆ. મીલનેકુ નહિ મંગતા. કભી કભી ચીઠ્ઠી આતી હૈ. બસ." કદાચ ચાર પાંચ વરસમાં એ ભલો છુટ્ટો છુટી જશે. ત્યાં સુધી ને તે પછી જીવશે ત્યાં સુધી મહારાજની ભક્તિ તેના દિલમાંથી કદિયે ભુંસાશે નહિ.

### અમલદારોની મહોબત

હું યરોડા ગયો તે વખતે અમારા માર્જન્ટ મિ. ક્વીલ હતા. તેમના પહેલા જ મેળાપથી તેમની ઘણી જ સરસ છાપ પડી તે દિવસે દિવસે ખીલતી જ ગઈ. તેમનો ચેહરો અતિશય આનંદી હતો. તેમની આંખમાં સ્નેહની ઝળક ને મીઠી મજાક હતી. તેમની ચાલમાં ને વાતમાં સીપાઇનો વેગ ને તોફાન હતાં. સાબરમતીમાં તો મેં ડેપ્યુટી જેલરની ઘણી જ કડક અમલદારી જોએલી. તેથી સવારે, બપોરે ને વળી સાંજે ગાંધીજીની પથારીની સામે, દેવદારના ખોખા પર ને કેટલીક વાર પથારીના છેડા પર બેસીને મિ. ક્વીલને ગમે તેટલી વાર જાતજાતના ગપાગ મારતા જોતો ત્યારે ઘણી નવાઈ લાગતી. ગાંધીજીની અને અમારી નાનામાં નાની માગણીઓ અને ફરીઆદો પહેલી પતાવે—પતાવી ન હોય ત્યારે પોતે કર્યું હોય તે નિખાલસપણે કહી જાય. પછી પોતાને હસ્તક રાખેલા બીજા રાજદ્વારી તેમ જ તોફાની કેદીઓ વિષે છુટથી વાતો કરે, તેમ જ તેમને વિષે સરકાર સાથે પત્રવ્યવહારની કે અમલદારો સાથે મસલતની પણ ચર્ચા કરે. અને વળી આ બધી વાત કરતે કરતે એટલી બધી મશ્કરીઓ કરે અને ગાંધીજી પણ વખતોવખત એવો હાસ્યરસ જમાવે કે મિ. ક્વીલ આવે તેટલો વખત સહેજમાં વહી જાય. અમને કેટલીક વાર થાય કે આમ મિ. ક્વીલ ગાંધીજીનો વખત કેમ ગુમાવે? તેમને પોતાને પણ વખતનો વ્યય કવચિત ખુંચતો. પણ છતાં મિ. ક્વીલ આવે એટલે સામસામી બન્નેની આંખો હસે, ને જાણે પૂર્વજન્મના સંબંધી હોય એમ કુટુંબભાવથી વાતો કરે.

એ કુટુંબભાવ ધીમે ધીમે વધતો ગયો. ગાંધીજીએ એક વાર ખરું જ કહ્યું હતું કે પોતાની માની માફક મારી આગળ બધાને પોતાનું દિલ ખોલીને ચિંતાઓ ને મુશ્કેલીઓની બાંધછોડ કરવાનું મન થઇ જાય છે. મિ. ક્વીલ તો પોતે જ અતિશય સ્નેહાળ માણસ. તેથી તેઓ તો ગાંધીજીની આ અજબ મોહિનીને સ્હેજમાં વશ થયા. તેમણે ધીમે ધીમે પોતાના ભાઇઓ અને બહેનોની, માતા અને પિતાની વાતો છુટથી કરવા માંડી. ગાંધીજી પણ તેમના વડીલ હોય એવા ઉંડા ભાવથી—કવચિત્ ચિંતાથી ને કવચિત્ આનંદથી બધું સાંભળે ને મિ. ક્વીલને કંઈક કંઇક ડાહી સલાહ પણ આપે. એવામાં મિ. ક્વીલના પિતા બેંગલોરમાં ગુજરી ગયા એટલે ઘણી જ મસલત થવા લાગી. કદાચ મિ. ક્વીલને ગાંધીજીના જેવું આશ્વાસન બીજે કંઇથી ભાગ્યે જ મળ્યું હશે. વળી તેમના કુટુંબની સ્થિતિ વર્તીને મિ. ક્વીલને તરત જ રજા પર જવા ગાંધીજીએ ઉત્તેજન આપવા માંડયું. પણ આવા સારા સંબંધ આ દુનીઆમાં ઘણી વાર ટુંકા જ નીવડે છે. મિ. રીડની સાથે તેમના પર પણ હુમલો થયો ને છેવટે સિંધીનું ખુન થયું તે તેમનાથી ન જ જીરવાયું. તેમણે તો તરત જ રાજીનામું આપી દીધું. તે તરત જ મંજુર પણ થયું તેથી અમારી છેલ્લી વિદાય લેવા તેઓ ન આવી શકયા. પણ તેમણે ગાંધીજીને કહાવ્યું કે તેમણે પેન્સીલથી લખેલી ખાનગી ચીઠીઓ તેમના સ્મારક તરીકે તેઓ પોતાની સાથે લઇ જાય છે!

મિ. ક્વીલની જગ્યાએ મિ. રોય અને મિ. કાઉપર આવ્યા. મિ. રોય બનતા સુધી સવાર સાંજ ગાંધીજી પાસે આવતા અને કેવળ રોજના કામ ઉપરાંત જરા નીરાંતે બેસીને થોડી ઘણી પરચુરણ વાત કરતા. મિ. કાઉપર તો ખાસ કામ હોય ત્યારે જ આવે, ને આવે ત્યારે પણ ઉભા ઉભા અને સોટી વીંઝતા વીંઝતા વાતો કરે. છતાં બન્ને પર ગાંધીજીનો ઘણો જ ભાવ હતો, અને બન્ને પ્રમાણમાં ઘણી છુટથી દિલ ખોલીને વાત કરતા.

મેજર જોન્સ ને કર્નલ મરે સાથેનો સંબંધ તો કડનોના વર્ણનમાં સૂચવાયો છે. છતાં કર્નલને અન્યાય

ન થાય તે માટે કંઈક કહેવું જોઈએ. તેમણે અંદામાનમાં દસબાર વરસ નોકરી કરેલી અને ત્યાં બંગાળના નરકેસરીઓને તેમણે પાળ્યા હતા. તે પછી પણ ઉંચા હોદ્દા પર હતા ને સરકારમાં તેમની પ્રતિષ્ઠા મોટી હતી. તેઓ મેજર જોન્સના કરતાં ઘણા ઓછાબોલા, મીંઢા ને દંડાનીજાજના હતા. પણ નિયમો પાળવામાં ને સજા કરવામાં ઘણા કડક હતા. આથી તેમણે અબદુલ ગનીના કિસ્સામાં છેક સુધી જરાયે નમ્યું ન આપ્યું તે આપણે જોયું છે. પણ તે પહેલાં તેમણે પપૈયાં અને પાછીથી મધ ગાંધીજીને માટે નિયત કર્યાં તે તેમના દાક્તરી જ્ઞાનને તેમ જ તેમના અંગત સ્નેહભાવને આભારી છે. છેલ્લા મંદવાડ વખતે તેમની સમયસૂચકતાથી જ ગાંધીજીને વખતસર ઇસ્પીતાલમાં લઇ જવામાં આવ્યા તેની તેમણે પોતે જ સાક્ષી પૂરી છે. ને ઓપરેશન થયાને બીજે દિવસે રવિવાર હતા છતાં ગાંધીજીના સંદેશા મુજબ તેમની પૂરી હકીકત અમને કહેવાને તેઓ પોતેજ આવ્યા હતા. મિ. ડાઉપર વગેરે અમલદારો સાથે ખાનગી ચર્ચામાં પણ તેઓ ગાંધીજીને ઘણા જ ભાવથી "ઓલ્ડ મેન" કહેતા, ને ગાંધીજી ગયા પછી જેલમાં સુનું લાગતું એમ પણ જણાવતા. આમ કઠણમાં કઠણ ગણાતા અમલદારની સાથે આટલો મીઠો સંબંધ બાંધવામાં ગાંધીજી સફળ થયા એ તેમની ચતુરાઇ ને મીઠાશની અવધિ જ ગણાય.

એક વાર ઘણું કરીને મેજર જોન્સ આગળ જ અંગ્રેજ અમલદારો પ્રત્યે પોતાના વર્તનનું રહસ્ય ગાંધીજીએ જણાવ્યું હતું: "મને સાબરમતીથી યરોડા લાવવામાં આવ્યો તે મને બહુ જ ગમ્યું. ખાસ કરીને એટલા માટે કે મને અહીંઆં અંગ્રેજ અમલદારોનો પરિચય થાય અને તેમનાં દીલ જાણીને હું તેમની ખાત્રી કરી આપું કે અંગ્રેજ સરકાર સાથે હું લડું છું, છતાં અંગ્રેજો સાથે તો કેવળ પ્રેમભાવે જ વર્તું છું. જેલમાં થોડા અંગ્રેજોને પણ મારા કરી શકું તો તેટલે અંશે મારા દિલમાં સંતોષ થાય. એમ ઘણાખરા અંગ્રેજો અમારા થાય એટલે અમને જોઇતું હોય તે રહેલમાં મળી રહે."

## સાથીઓના સ્નેહસંબંધ

અમારી સાથે ગાંધીજીના સંબંધનું વર્ણન કરવું મુશ્કેલ છે. જેમને થોડી મિનીટ પણ મળવાનું ભાગ્યે મહિનાના મહિના સુધી ભોગવવાનો અમૂલ્ય ને અણધાર્યો અવસર અમને મળ્યો. એટલે તેમની સાથે પૂજ્યબુદ્ધિથી ને શિષ્યભાવથી, અનેરા આત્મસંબંધ અને ભાવબંધનથી, જીવનસંગમથી ને વિચારવિનિમયથી વધારે ને વધારે ગુંથાઇએ એ સ્વાભાવિક છે. પણ એના દરેક દરેક તારને છુટા પાડીને રજુ કરવા એ અશક્ય જ છે.

અમારો વ્યાવહારિક સંબંધ મીઠો અને સ્નેહાળ હોય એ કહેવાની જરૂર ન હોય. અમારાથી બનતી ગાંધીજીની સેવા અમે સૌ કરતા. પણ ગાંધીજી વડીલભાવથી અમારાં શરીર ને જીવનની જે ચીવટથી સંભાળ લેતા ને ઉપચાર કરતા તેના પ્રમાણમાં તો અમારો શ્રમ નજીવો જ કહેવાય. ગાંધીજી જ અમારા પહેલા ઉપરી તેમ પહેલા દાક્તર. બધી ફરિયાદોની તેમ બધાં દરદોની વાત તેમને જ કહેવાય. કંઇક કંઇક તો તેઓ કહ્યા વિના પણ પીછાની લે. પછી તેમને યોગ્ય લાગે તે પ્રમાણે તેઓ સુપરીન્ટેન્ડન્ટ આગળ અમારી વકીલાત કરે અથવા કરાવે, પોતે દવા આપે અથવા દાક્તર આગળ કેસ રજુ કરે. અમારા આહારમાં તેમ જ વિહારમાં, અમારા મરજીઆત કામમાં તેમ જ કેદની મજુરીમાં, અમલદારો તેમ જ સરકાર સાથે સંબંધમાં—કંઈક અંશે તો બહારના જગત સાથે સંબંધમાં અને વ્યવહારમાં પણ ગાંધીજી જ અમારા શિરચ્છત્ર હતા. મારે એ પણ કબુલ કરવું જોઇએ કે અમને ગાંધીજીની બધી સૂચનાઓ ભાવતી નહિ અને ક્વચિત્ તેમની ઉપરવટ કરીને કોઇ કોઇ કામ જાતે જ કરી લેવા જતા. પણ તેમાં વળી ક્વચિત્ હાથ દાઝતા ત્યારે વળી સરળ થઇને મહાત્માજીનું મુખીપણું સ્વીકારતા.

એક વિષયની કેળવણી માટે તો અમે ગાંધીજીના હંમેશાં ઋણી રહીશું. તેમણે અમને મજુરીનો મહિમા શીખવ્યો. અમારી બધાની કેદ સાદી હતી. અમને મજુરીની પરવા ન હતી. એક ભાઇને તો કામથી જરા માફી મળે એમ લાગ્યું એટલે તેમણે તે છોડી દીધું હતું. પણ ગાંધીજી પોતે જ માફી લીધા સિવાય રેંટીઓ ચલાવતા હતા તે જોઇને અમને પણ તેમ કરવાની પ્રેરણા થઈ. તેમના જ પ્રતાપથી અમે બધા કાંતવાની કળા થોડીઘણી શીખ્યા. ભાઇ મનઝરઅલી તો લગભગ ઉસ્તાદ થઈને નીકળ્યા. તે ઉપરાંત અમે તેમની જ પ્રેરણા ને તાલીમથી ઘંટી ચલાવતાં પણ શીખ્યા. મેલેરીઆને લીધે સુપરી... ...ને ઘંટી આપવાનું કહ્યું ત્યારે હું તો ચકિત

જ થઇ ગયો. ને ગાંધીજીએ હિંમત આપી ન હોત તો હું ઘણું કરીને ના જ પાડત. પણ ઘંટી આવ્યા પછી તેની ભેટ કરવી વધારે મુશ્કેલ હતી. પહેલે દિવસે ગાંધીજીએ ચક્કી ઘણી સખત રાખી હતી તેથી અમે તો બે ચાર આંટામાં લથડી પડીએ ને ગાંધીજી તો અમારા કરતાં બળવાન હોય તેમ ચલાવ્યે જ જાય. સાતેક દિવસ આમ ચાલ્યા પછી પણ અમને એકલે હાથે ચક્કી ચલાવવાની હિંમત ન આવી. એટલે ૩૫ રતલના જેલના ધોરણને તો અમે રાક્ષસી ગણીએ તેમાં શી નવાઇ? મુલશીપેટાનો કિસ્સો બન્યો ત્યારે અમે આવી જ અવસ્થામાં હતા, તેથી તેમાંના ક્રટકા ખાનાર માટે અમને બહુ જ દીલસોજી રહેતી. પણ ગાંધીજી તો કહ્યાં જ કરતા: 'ચક્કીકામ શીખવવાને યોગ્ય માણસો નથી હોતા તેથી જ રાજદ્વારી કેદીઓ તેની સામે બંડ ઉઠાવે છે. મને શીખવવાનું કામ સોંપો ને પછી જોઇ લ્યો.' અમે પણ ગાંધીજીની મીઠી ને હળવી તાલીમ વિના કદિ પણ દસપંદર રતલ દળી શકયા ન હોત ને જરૂર પડે તો ૩૫ રતલ સુધી પહોંચવાની હિંમત પણ કદિ ન આવત.

રોજ રોજ ગાંધીજી કંઇ ઓર ઓર રીતે અમારાં અંતરને ઉજાળતા અને અમારા વિચારને વાળતા. હું યરોડા ગયો તે પછી બે ત્રણ દિવસમાં જ અમને ગાંધીજીએ કહ્યું: 'આપણને સાથે રહેવાનો અવસર મળ્યો છે એટલે હું એમ ઇચ્છું છું કે બને તેટલા વિષયમાં મારા વિચારો તમે ફરી ફરીને જાણીને સમજી લ્યો ને તેમાંથી જેટલા તમે પચાવી શકો ને તમને માફક આવે તેટલા તમારા પોતાના જ બનાવીને દેશને આપો. એમ થોડાઘણા ભાઇઓ પણ મારા જીવન અને વિચારમાંથી કંઇક કંઇક બરાબર શીખીને પ્રજાને આપશે તો એ રીતે પણ મારી જેલથી દેશને ફાયદો થશે.' આ ઉપરથી અમે ગાંધીજી સાથે વાતો કરવાનો વખત મુકરર કર્યો. ને તે પ્રમાણે ચર્ચાઓ શરૂ થઇ. પણ અમારામાં ગાંધીજી જેટલો સંયમ નહિ તેથી મુકરર સમયે વાત પૂરી ન કરી શકીએ અને કવખતે જરાક વાતમાંથી લાંબો વિસ્તાર થઇ જાય. સવારની પ્રાર્થના પછી આશરે ૪-૩૦ વાગે શરૂઆતમાં કેટલીએ વાર કંઇક વાત પરથી કંઇક બ્હારની હકિકત આપવા હું બેસી જાઉં ને સાડાપાંચ કે છ વાગતાં તેજનાં ઝાંઝળીઆં દેખાય ત્યારે શરમાઇને ચાલ્યો જાઉં. પછીથી મને ખબર પડી કે તે તો ઉપનિષદ ને ગીતાના અભ્યાસનો અમૂલ્ય સમય હતો અને તેમના નિયમ મુજબ જે વાંચન તેને વખતે ન થઇ શકે તેને સારૂ પછીનો ક્રમ તેઓ ન જ બગાડે. આમ એમના કેટલાય અમૂલ્ય અભ્યાસમાં વિક્ષેપ કરવા માટે અમે કવચિત્ પશ્ચાત્તાપ કરતા ત્યારે તેઓ શાંતિથી કહેતા: "એમાં કંઇ નહિ. હું બ્હાર હોત તો તો કામમાં જ રહ્યો હોત ને કંઇ કરી શકત જ નહિ. એટલે અહીંઆં પણ મારો વખત જાય તેનું મને કંઇ જ લાગતું નથી. ને કદાચ બધાએ રાજદ્વારી કેદીઓની સાથે મને રાખે ને મારો બધોય વખત વાતોમાં જાય તો મને જરાયે દુઃખ થાય નહિ."

ગાંધીજી પોતાનો નિત્યક્રમ પાર પાડવાને પોતાના શરીર ને મન ઉપર અસાધારણ અંકુશ મુકે. છતાં અમે અવિચારી રીતે કલાકોનો વિક્ષેપ કરીએ ત્યારે જરાયે કચવાયા વિના અમને બાળકની માફક નભાવી લે ને ચર્ચાને સાર્થક પણ માને.

જેમ ગાંધીજી અમને પોતાના વિચારોનું દાન કરવા તત્પર રહેતા તેમ અમારાં વલણ અને વૃત્તિઓનું બારીક નિરીક્ષણ કરી તેને યોગ્ય દિશામાં વાળવાને પણ તૈયાર રહેતા. જેણે ચોપડી ઉઘાડવાની બાધા લઇને કેવળ કામ કરવાનો જ નિયમ કર્યો હોય તેને આખો દિવસ મજુરીમાંથી ઉંચો જ ન આવવા દે. ને જેને વાંચવાની લત લાગી હોય તેને પોતાના પુસ્તક ભંડારમાંથી અમૂલ્ય રત્નો આપ્યાં જ કરે. વાંચવાના શોખીનને વાંચવાની તેમ લખવાની દિશાઓ પણ તેઓ ધીરજથી સૂચવ્યાં જ કરે. વ્યક્તિના વલણ મુજબ તેમ જાતિ ને ધર્મ મુજબ પણ જુદી જુદી સલાહ આપે. હિન્દુને ઉપનિષદ ને યોગ વાચવાનો ઉપદેશ કરે ને મુસલમાનને કુરાનનો પાકો અભ્યાસ કરવાનો આગ્રહ કરે. તેમ તેમને હિન્દુ-મુસલમાનની એકતા સાધવી છે તેથી બધાને પરધર્મના આચારવિચાર ને તવારીખથી વાકેફ થવાની પણ ભલામણ કરે. ને આની પણ અતિશયતા ન થાય તે સારૂ મુસલમાન ભાઇને પોતાની પ્રાર્થનામાં ભળવા દે ખરા છતાં તેની પોતાની નિમાઝ નિયમસર પઢવા રોકયાં જ કરે.

આ બધા શ્રમ ને પ્રયાસને પરિણામે તેમના સાથીઓ કેટલા સુધર્યા છે તે કંઇક કંઇક તો ગાંધીજી જાણે છે. બાકી તો પરિણામે જણાશે. પણ એટલું તો નિશ્ચિત છે કે આવા મહાપુરૂષનો સંગ

સેવવાનું અનન્ય સદ્ભાગ્ય જેમને પ્રાપ્ત થયું હતું તેમણે જેલના દરીઆમાં ડુબકી મારીને કંઈક કંઈક નવચેતન ને નવજીવન મેળવ્યું છે; ને સંસારમાં તેમના અનેક વારાફેરા થશે તો પણ યરોડાના સંસ્કારને નિરંતર પોતાના સ્મરણપટમાં સારરૂપે સંઘરશે.

### સ્નેહસુવાસ

અમે તો અમારા નાના યાર્ડમાં ચાર દીવાલો વચ્ચે પુરાયેલા હતા. પણ ગાંધીજીના દિલને દીવાલો ન હતી. તેથી તેમનો સ્નેહસુવાસ તો સારી જેલમાં ચારે પાસ પસરતો.

જુના યાર્ડમાં દીવાલપરથી તેઓ કવચિત્ સ્નેહીઓને સંદેશા મોકલતા એ આગળ જોયું છે. નવા વાસમાં આવ્યા પછી પહેલાં મુલશીપેટાવાળા ભાઈઓ માટે ગાંધીજીએ કેવી લડત આદરી હતી અને છેક જંગલી ગણાતા સિંધીઓ માટે તેમને કેટલો ભાવ હતો એ આગળ જોયું છે. જેલના શિખ કેદીઓ તો ગાંધીજીને પોતાના જ ખાસ સરદાર સમજતા. ઇસ્પીતાલમાં તો વખતોવખત ફળની મારફત સૌ કોઇ દરદીઓને ગાંધીજીનો સ્નેહ પહોંચતો. તે ઉપરાંત બીજા જે કેદીઓ વિષે ગાંધીજીને કંઇ ખબર પડે તેમને વિષે તેઓ ચિંતા રાખતા અને તેમના સદ્ભાવનો સંદેશ કોઇપણ રીતે બ્હાર પહોંચી જતો. મૌ. હઝરત મોહાનીનાં પરાક્રમની વાતો સાંભળીને ગાંધીજી હસતા તેમ જ દુઃખી થતા. તેમ ભાઇ સાવરકરનાં જુનાં સ્મરણો ઉકેલીને તેમની વીરતા માટે ધન્યવાદ આપતા ને તેમના છુટકારામાં ઘણો રસ લેતા. આમ સારી જેલ ગાંધીજીને વિરલ ભાવથી પૂજતી અને તેમને વિષે રજે રજ ખબર મેળવવા ઇંતેજાર રહેતી તેમ ગાંધીજીનું દિલ પણ કેદીઓના સુખના અને જેલના સુધારાના સવાલમાં વખતોવખત ગુંથાતું.

આમ ગાંધીજીની અને જેલની વચ્ચે સામસામા સ્નેહના અદશ્ય પ્રવાહ વહ્યાં જ કરતા. તેમના દિલમાંથી સ્નેહની ફોરમ ફુટયાં જ કરતી—તેના મીઠા સ્પર્શથી સૌનાં દિલ શીતલ થતાં. સાબરમતીમાં તેમનાં પગલાં થોડા જ દિવસ રહ્યાં. છતાંએ તેની અજબ અસર સૌએ નીહાળી હતી. પણ યરોડાની તવારીખ તો પ્રમાણમાં ભયંકર ગણાય છે. ત્યાંના જેવો પાપ ને ત્રાસનો પુંજ બીજાં થોડાં જ સ્થળે જામ્યો હશે. તે પુંજને વિદારવાને અનંત પ્રેમ ને અગાધ શક્તિ જોઇએ. ગાંધીજીમાં તે બન્નેનો વિરલ સંયોગ છે તેથી તેમના કારાવાસનાં બે વરસમાં યરોડાના કેટલાય જુના સંસ્કાર ખરી ગયા છે ને કેટલાય નવા ખીલી ઉઠયા છે. કોઇક દિવસ યરોડાનો કોઇ ઇતિહાસકાર કબુલ કરશે કે એક મહાત્માની પધરામણી પછી કેદીઓ કંઇક ઓછા પતિત ને પાપી થયા, અમલદારોનું વર્તન કંઇક ઓછું સખ્ત ને જુલ્મી બન્યું ને એકંદર આખા વાતાવરણમાંથી ઝેર વેર કંઇક વણસી ગયાં ને દયાધર્મની અમરવેલ કંઇક કંઇક ખીલવા લાગી.

ઇન્દુલાલ યાજ્ઞિક

# ટૉલ્સ્ટૉયના અનુભવ

( ૨ )

૫

છોકરાંઓ સાથેનો મારો વહેવાર તો એથી પણ વધારે વિચાર વગરનો હતો. પરોપકારી પુરૂષ તરીકે મેં છોકરાંઓની સ્થિતિ તરફ પણ નજર કરી; અને આ પાપના ઘરમાં રહી દુરાચારમાં પડનાર આ નિર્દોષ પ્રાણીઓને બચાવવાની મને ઇચ્છા થઇ એટલે પછીથી એમના કામમાં પડવાના વિચારથી મેં તેમનાં નામ પણ નોંધી લીધાં.

છોકરાઓમાં શેરેઝા નામના એક બાર વરસની વયના છોકરાની મારા મન ઉપર ખાસ અસર થઈ. આ ચંચળ અને હોંશિયાર છોકરો એક મોચીને ત્યાં રહેતો હતો, પરંતુ તેનો શેઠ તુરંગમાં જવાથી તે હવે ઘર વગરનો થઇ પડયો હતો. આ છોકરા માટે મને અંતરમાં ખુબ જ દયા આવી, અને તેનું કાંઇ પણ ભલું કરવાની મને ઇચ્છા થઇ.

હવે આ છોકરાને મદદ કરવાના મારા પ્રયત્નનું

શું પરિણામ આવ્યું તે કહીશ. કારણ કે બીજા બધા કરતાં એ છોકરાની વાતથી હું મારી સ્થિતિમાં પરોપકારનું કામ કરવાને કેટલો અયોગ્ય હતો તે વધારે સારી રીતે જણાય છે. હું એ છોકરાને મારે ઘેર લઇ ગયો અને એને રસોડામાં મૂક્યો; કારણ કે પાપના ઘરમાંથી આણેલ આ ગંદા છોકરાને મારાં છોકરાંઓના ઓરડામાં રાખવાનું ખચીત જ અશકય હતું. મેં એને કંઈક જુનાં કપડાં પહેરવાને આપ્યાં અને મને લાગ્યું કે, હું કેટલો બધો સારો અને ભલો છું!—જો કે એ છોકરાના સંબંધમાં મને નહિ પણ રસોડામાં મારા નોકરોને જ તકલીફ હતી અને એને મારે નહિ પણ મારા રસોઇયાએ જ ખવડાવવાનું હતું.

એ છોકરો લગભગ એક અઠવાડીઉં રહ્યો, એ દરમિયાન મેં હરતાં ફરતાં એની સાથે એક બે વખત સહેજ વાત કરી અને બહાર ફરવા જતાં મારી ઓળખાણના એક મોચીને મળી આ છોકરાને ધંધો શીખવવાને રાખવાને કહ્યું. દરમિયાન મારે ત્યાં મને મળવાને એક ખેડુત આવ્યો હતો, તેણે એ છોકરાને પોતાને ગામ પોતાનાં કુટુંબ સાથે રહેવા આવવાને કહ્યું. પરંતુ તે છોકરાએ ના પાડી. અને એક અઠવાડીઆમાં તો તે જતો રહ્યો. હું તેની તપાસ કરવા પેલા મકાનમાં ગયો. એ ત્યાં પાછો આવ્યો હતો. પરંતુ હું ત્યાં ગયો ત્યારે તે ઘેર નહોતો. એ દિવસે તે બીજી વખત પાસેના તળાવ પર ગયો હતો. ત્યાં કાંઇક ખેલ થતો હતો, અને તેમાં ત્રીસ કોપેકને રોજે તે પોષાક પહેરી સરઘસમાં એક હાથીને દોરી લઇ જનાર એક જંગલી માણસનો ભાગ ભજવવાને રહ્યો હતો. હું બીજી વખત તેને મળવા ગયો, પરંતુ તે એટલો નગુણો હતો કે દેખીતી રીતે તે મારાથી દૂર જ રહ્યો.

જો હું તે વખતે એ છોકરાની તથા મારી પોતાની જીંદગીનો વિચાર કરવા રોકાયો હોત તો મને સમજાત કે એ છોકરો બગડ્યો તેનું કારણ તો એ હતું કે એણે જોઇ લીધું હતું કે મજુરી કર્યા વગર પણ માણસો મોજીલી જીંદગી ગાળી શકે છે. અને એથી તેની કામ કરવાની ટેવ જતી રહી હતી. અને એને સુધારવા, અને મદદ કરવા હું મારે ઘેર લઇ ગયો ત્યાં તેણે શું જોયું? એની ઉમરનાં, એનાથી મોટાં ને નાનાં—બધાં મારાં છોકરાંઓએ કદી પોતાને માટે કામ કર્યું નહોતું એટલું જ નહિ, પરંતુ તેઓ બીજા માણસોને તકલીફ આપવાને પોતાથી બનતું કરતાં હતાં. તેઓ તેમની આસપાસની બધી વસ્તુઓ બગાડતાં, તોડતાં, સ્વાદિષ્ટ અને મીઠી વસ્તુઓ દાબીને ખાતાં, રકાબીઓ ફોડતાં, અને આ છોકરાને મિષ્ટાન્ન લાગે એવી વસ્તુઓ કૂતરાને ફેંકતાં કે ઢોળી નાંખતાં હતાં. હું જો એ છોકરાને પાપના ઘરમાંથી મારે ઘેર લાવ્યો, તો એ ઘરની જીંદગી સંબંધી વિચારો એ છોકરો ન લે, એ અસંભવિત હતું. તેથી એને લાગ્યું કે સારે ઘેર તો કંઇ પણ કામ કર્યા વગર મીઠી વસ્તુઓ ખાઇ પી, મોજમઝામાં રહેવું જોઈએ.

મારાં છોકરાંઓ લેટિન અને ગ્રીક વ્યાકરણનાં રૂપો શિખવાને અતિશય મહેનત કરતાં હતાં એની તેને ખબર નહોતી, એ ખરૂં; અને ખબર હોત, તો પણ એ મહેનત શા હેતુથી કરવામાં આવતી હતી, એ તે સમજી શકત નહિ. પરંતુ જો એ સમજી શકત, તો તો મારાં છોકરાંઓની જીંદગીની એના ઉપર હજુ વધારે ભુરી અસર થાત એ તરફ પણ આંખ બંધ કરવી ન જોઇએ. એથી તો એને સમજાત કે મારાં છોકરાંઓને એવી રીતે શિક્ષણ અપાતું હતું, કે જેથી તેમને અત્યારે કશુંય કરવું ન પડે. અને ભવિષ્યમાં તેમની પદવીનો ઉપયોગ કરવાથી તેઓ ઓછામાં ઓછું કામ કરીને જીંદગીના વધારેમાં વધારે લાભ મેળવી શકે. આ વાત તો તે સમજ્યો, અને તેથી જ તે ખેડુતોની સાથે રહી, બટાટા ખાઇ, કવાસ પી, તેનાં ઢોર સંભાળવા ન ગયો, પરંતુ તેને બદલે જાનવરોના બાગમાં ૩૦ કોપેકના રોજે જંગલી માણસનો પોશાક પહેરી હાથીને દોરી લઇ જવાના કામ ઉપર રહ્યો.

હું પોતે તો મારાં છોકરાંઓને એશઆરામમાં અને બીલકુલ કામ વગરનાં રાખીને શિક્ષણ આપતો હતો. એટલે એ સ્થિતિમાં જે મકાનને હું પાપનું ઘર કહેતો પરંતુ છતાં જેમાં પોણા ભાગનાં માણસો પોતાને તથા બીજાને માટે કામ કરતાં હતાં તેમાં કામ વગર મરતાં બીજાં માણસો તથા તેમનાં બાળકોને સુધારવાનું મારે માટે કેટલું મૂર્ખાઇભરેલું હતું, એ મારે સમજવું જોઇતું હતું. પરંતુ હું એમાંનું કશુંયે સમજ્યો નહિ.

એ મકાનમાં ઘણાં છોકરાંઓ અતિશય દુઃખદાયક હાલતમાં હતાં. એમાં વેશ્યાઓનાં, માબાપ વગરનાં અને રસ્તે ભીખ માગવાને ભિખારીઓ લઇ જતા

એવાં છોકરાંઓ હતાં. એ સર્વ અતિશય કંગાલ હતાં. પરંતુ શેરેઝા સાથેના મારા અનુભવથી મને સમજાયું, કે હું જે રીતે રહેતો હતો, તે રીતે રહીને હું એમને મદદ કરી શકું નહિ. જ્યારે શેરેઝા અમારે ઘેર રહેતો હતો, ત્યારે અમારી અને ખાસ કરીને અમારાં છોકરાંઓની જીંદગી તેનાથી છૂપાવવાની મને ઇચ્છા થતી જણાઇ હતી. મને લાગ્યું કે એને જાતમહેનતથી સારી જીંદગી તરફ દોરવાના મારા બધા પ્રયત્નો અમારી અને અમારાં છોકરાંઓની જીંદગીના દાખલાથી નિષ્ફળ થતા હતા. એક વેશ્યા કે ભિખારી પાસેથી એક છોકરાંને લઈ લેવું, એ સહેલું છે. અને જો પૈસા હોય તો એને ન્હવડાવવું, ધોવડાવવું, ચોકખાં કપડાં પહેરાવવાં, ખવડાવવું અને અનેક તરેહની વિદ્યા પણ શીખવવી, એ બધું પણ સહેલું છે. પણ જો આપણે પોતે જાતમહેનતથી આપણું પેટ ન ભરતા હોઇએ, તો તેને જાતમહેનતથી પેટ ભરવાનું શીખવવું અતિશય મુશ્કેલ છે—બલ્કે અશક્ય છે. કારણ કે આપણા પોતાના દાખલાથી અને ખાસ ખર્ચ કર્યા વગર એના બાહ્ય રૂપમાં કરેલા વધારાથી આપણે તેને તેથી ઉલટું જ શીખવીએ છીએ. એક કૂતરાનાં બચ્ચાંને લઇ તેને ખવડાવી, તેને કાંઇક વસ્તુઓ લઇ જતાં શીખવી, એને જોઇને આનંદ લઇ શકીએ. પરંતુ માણસને ઉછેરી, મોટો કરી તેને ગ્રીક શીખવવું, એ બસ નથી. એને તો સારી રીતે રહેતાં એટલે કે બીજા પાસેથી ઓછું લઈ વધારે આપતાં શીખવવું જોઇએ. અને આપણે એને આપણે ઘેર લઈ જઇને કે કોઇ ખાસ આશ્રમમાં મોકલીને તો તેથી ઉલટું જ શીખવીએ છીએ.

× × ×

[ટૉલ્સ્ટૉયના પરોપકારી પણ ભૂલભરેલા પ્રયોગોની નિષ્ફળતાનું ખરું કારણ સ્યુટૅવ સાથે તેને થયેલી નીચે આપેલી વાતચીતમાં અને તે વિષે તેના વિચારોમાં આબેહુબ રજુ કરવામાં આવ્યું છે.]

૬

સાવ જુદી જ રીતે પણ હું એ જ અનુમાન પર આવ્યો. એ વખતે શહેરના ગરીબ માણસો સાથેનો મારો સર્વ સંબંધ યાદ કરતાં મેં જોયું, કે શહેરનાં ગરીબોને હું મદદ ન કરી શક્યો, એનું એક કારણ તો એ હતું કે એ ગરીબો મારી સાથે સાચા દિલથી ખરી વાત કરતા ન હતા. તેઓ મને માણસ તરીકે નહિ પણ એક સાધન તરીકે ગણતા. હું એમની સાથે ગાઢ સંબંધમાં આવી શકતો નહોતો—અને કદાચ કેમ આવવું, તે મને આવડતું પણ ન હતું. પરંતુ સાચી વાત જાણ્યા વગર મદદ આપવાનું અશક્ય હતું. માણસ પોતાની સ્થિતિ સંબંધી બધી વાત ન કરે, તે માણસને કેમ મદદ આપી શકાય? તેથી પ્રથમ તો મેં તેમને દોષ દીધો. (બીજાને દોષ દેવો એ કેટલું સ્વાભાવિક છે!) પરંતુ એ વખતે મારે ઘેર સ્યુટૅવ નામનો એક અસાધારણ માણસ રહેતો હતો. તેના એક શબ્દથી મને તે બધી વાત સાફ સમજાઈ અને મારો પ્રયત્ન નિષ્ફળ જવાનું કારણ પણ શું હતું, તે મને જણાયું.

મને યાદ છે કે સ્યુટૅવના શબ્દથી તેજ વખતે મારા ઉપર ભારે અસર થઇ. પરંતુ તેનો પૂરો અર્થ તો હું ઘણા વખત પછી જ સમજ્યો. એ વખતે હું ભ્રમમાં પડ્યો હતો—ને તેમાં ફસાયો હતો. હું મારી બ્હેનને ત્યાં બેઠો હતો. અને સ્યુટૅવ પણ ત્યાં જ હતો. મારી બ્હેને મેં ઉપાડેલા કામ સંબંધી પૂછ્યું. મેં તેને એ સંબંધી કહ્યું. અને માણસને જ્યારે પોતે ઉપાડેલા કામમાં વિશ્વાસ નથી હોતો ત્યારે હંમેશ બને છે તેમ હું શું કરતો હતો, અને તેમાંથી શું થઇ શકે—તે સંબંધી ઘણા આવેશ, ઉત્સાહ અને છટાથી મેં વાત કરી. અમે કેવી રીતે માબાપ વગરનાં છોકરાંઓ તથા ઘરડાં માણસોની સંભાળ લેવાના હતા, કેવી રીતે મોસ્કોમાં મુશ્કેલીમાં આવી પડેલાં ગામડાંનાં લોકોને શહેર બહાર મોકલવાના હતા, કેવી રીતે દુરાચારમાં પડેલાં માણસોને જાતે સુધરવાનું સરળ કરી આપવાના હતા, અને જો આ બધું કામ બરાબર ચાલે તો મોસ્કોમાં કોઇ પણ માણસ મદદ ન મેળવી શકે, તેવું ન બને તે માટે કેવી વ્યવસ્થા કરવાના હતા, તે મેં તેને કહ્યું.

મારી બ્હેને મારા વિચાર સાથે સંમતિ બતાવી. ને અમે વાત કર્યા કીધી. વાત દરમિયાન હું સ્યુટૅવ તરફ નજર કરતો હતો. એક ખ્રિસ્તીને શોભે તેવી જીંદગી તે ગાળતો હતો. અને એ રીતે દયાને તે કેટલું મહત્ત્વ આપે, તે હું જાણતો હતો. તેથી મારા વિચારો સાથે તે સંમત થશે, એમ હું ધારતો હતો. તેથી એ મને સમજી શકે, એવી રીતે હું બોલતો હતો. હું વાત તો મારી બ્હેન સાથે કરતો હતો પરંતુ તેને ઉદ્દેશીને બોલતો હતો. એણે મેંઢાના ચામડાંનો કાળો ડગલો

પહેર્યો હતો. એ ડગલો તે બીજા ખેડુતોની માફક ઘેર તેમ જ બહાર જતાં પહેરતો હતો. એ ડગલો પહેરીને તે બોલ્યા ચાલ્યા વગર બેઠો હતો. તે અમારી વાત સાંભળતો હોય, તેમ જણાયું નહિ; પરંતુ માત્ર વિચાર કરતો હોય, એમ લાગ્યું. તેની નાની આંખો ચળકતી ન હતી પણ અંદર વળેલી જણાતી હતી. કેટલીક વખત વાત કર્યા પછી મેં તેની તરફ વળીને આ બાબત સંબંધી તે શું ધારતો હતો, તે પૂછ્યું.

"એ બધું અર્થરહિત છે." તેણે કહ્યું.

"કેમ ?"

"તમારૂં આખું મંડળ મર્ખાઇભરેલુ છે. ને તેમાંથી કાંઇ સારૂં નહિ થાય." તેણે ફરીથી દઢતાથી કહ્યું.

"કેમ નહિ ! હજારો નહિ તો સેંકડો દુઃખી માણસોને મદદ કરવી, એ શું મૂર્ખાઇભરેલું છે ? ધર્મપોથી પ્રમાણે શું ભૂખ્યાંને ખાવાનું આપવું, અને કપડાં વગરનાં માણસને કપડાં આપવાં, એ શું ખોટું છે ?"

"હું સમજું છું, પણ તમે સાચી વસ્તુ કરતા નથી. એ રીતે તમને લાગે છે, કે તમે કાંઇ પણ કરી શકશો ? રસ્તે ચાલતાં કોઈ માણસ તમારી પાસે ૨૦ કોપેક માગે છે ને તમે તેને તેટલા પૈસા આપો છો ! એ કાંઇ દાન ( ધર્મ ) છે ? એને આધ્યાત્મિક દાન આપો,—એને શીખવો, સમજાવો, ઉપદેશ કરો. પણ તમે એને શું આપ્યું ? હા; એને પતાવવાને થોડા પૈસા જ."

"ના, ના. તમે મારા વિચાર બરાબર સમજતા નથી. જ્યાં કંઇ તંગી હોય, ત્યાં જઇ અમે તે શોધી કાઢવા ને પછી પૈસાથી—કામથી મદદ કરવા ઇચ્છીએ છીએ. ને એમને માટે કામ પણ શોધી કાઢવા ઇચ્છીએ છીએ."

"તમે એ લોકો માટે આ રીતે તો કશું પણ નહીં કરી શકો."

"વારૂ. ત્યારે શું તેમને ટાઢ ને ભૂખથી મરવા દઇએ ?"

"શા માટે ? અહીં એવાં ઘણાં માણસો છે ?"

"ઘણાં છે." મેં કહ્યું.

મને લાગ્યું કે આવાં માણસોની સંખ્યા કેટલી મોટી છે, તે ન જાણવાને લીધે તે આ બાબત તરફ આટલી બેદરકારીથી જોતો હતો. મેં કહ્યું:

"તમને ખબર છે, કે મોસ્કોમાં આવાં ભૂખે મરતાં અને ટાઢે થથરતાં કંઇક ૨૦,૦૦૦ માણસો છે. અને પછી સેન્ટપીટર્સબર્ગ ને બીજાં શહેરોમાં હોય, તે જુદાં." તે હસ્યો.

"વીસ હજાર ? અને રશીઆમાં કેટલાં ખેતરો હશે ? દસેક લાખ હશે ?"

"એટલે તેથી શું ?"

"તેથી શું ?"

તેની આંખો ચમકવા લાગી. ને તે ઉત્સાહભેર બોલવા લાગ્યો:

"વારૂ, આપણે આ બાબતનો વિચાર કરીએ. હું કંઈ શ્રીમંત માણસ નથી, પણ એમાંના બે માણસને હું રાખીશ. તમે એક છોકરાને રસોઇને માટે રાખ્યો હતો. મેં તેને મારી સાથે આવવા કહ્યું. પણ તે આવ્યો નહિ. પણ જો તેમની સંખ્યા દસગણી હોય, તો પણ આપણે એમને માટે વ્યવસ્થા કરી શકીએ. તમે ને હું—આપણે તેમને રાખી શકીએ. આપણે બધા સાથે કામ કરીએ. તે મને કામ કરતાં જુએ અને એ રીતે રહેતાં શીખે. આપણે બધા એક જ મેજ પર સાથે બેસીને જમીએ, અને એ મારી કે તમારી પાસેથી ચાર સારા શબ્દો સાંભળે. આને હું દયા ( દાન-ધર્મ ) કહું. પણ આ તમારૂં મંડળ તો સાવ અર્થરહિત છે."

આ સરળ શબ્દોથી હું ચમક્યો. એ શબ્દો સાચા હતા, એમ કબુલ કર્યા વગર ચાલ્યું નહિ. પરંતુ તે છતાં પણ મને તે વખતે એમ લાગ્યું, કે મેં ઉપાડેલું કામ ઉપયોગી થઇ પડે. પરંતુ જેમ જેમ એ કામમાં હું આગળ વધતો ગયો, જેમ જેમ હું ગરિબોનાં સંસર્ગમાં વધારે આવતો ગયો, તેમ તેમ એ શબ્દો મને વધારે ને વધારે યાદ આવતા ગયા અને તેનો અર્થ પણ મને વધારે ને વધારે સમજાવા લાગ્યો.

ખરેખર, હું તેમની પાસે કિંમતી રૈવાટીવાળો ડગલો પહેરીને જાઉં, કે મારા દરવી ( પોતાની ) ગાડી મને ત્યાં લઇ જાય, કે તે મારૂં બે હજાર રૂબલનું ઘર જુએ, તે તેને જોઇતી જરૂર હોય અથવા તો માત્ર ઇચ્છા થઈ, તેથી જ કાંઇ પણ વિચાર કર્યા વગર મને

કોઇને પાંચ રૂબલ આપી દેતાં જુએ એટલે એને લાગે કે હું આ રીતે રૂબલો આપી દઉં છું તેનું કારણ તો એ હોય, કે મેં એટલા બધા પૈસા એકઠા કર્યા હોય, કે મારી પાસે બીજા ઘણાએ પડ્યા હોય, અને જે હું બીજા કોઇને ન આપું, એટલું જ નહિ, પણ જે મેં સહેલાઇથી બીજાની પાસેથી મેળવ્યા હોય. જે એની પાસે હોવું જોઇએ, તે લઇ લેનારા માણસોમાંના એક તરીકે મને ગણે, તેમાં વિશેષ શું ? એની પાસેથી કે બીજા માણસો પાસેથી મેં જે રૂબલો મેળવ્યા હોય, તેમાંથી બને તેટલા રૂબલો મારી પાસેથી કઢાવવાની ઇચ્છા સિવાય એને બીજી શી લાગણી થાય ? એની સાથે નિકટ સંબંધમાં આવવાને હું ઇચ્છું છું. પણ એ મારી સાથે સાચા દિલથી વાત કરતાં નથી, એમ હું ફરિયાદ કરૂં છું. પરંતુ સાચું કહું તો કાંઇ ચેપ લાગવાના કે મારા કપડામાં જૂ ભરાઈ જાય, તેના ભયથી હું એના બિછાના પર બેસતાં પણ ડરૂં છું. અને તે જ્યારે મારે ઘેર અડધો ઉઘાડો આવીને બહાર ઉભો રહે, ત્યારે મારા ઓરડામાં કે દિવાનખાનામાં તો શું પણ આંગણાંમાં પણ તેને આવવા દેતાં હું ડરૂં છું. અને તેની સાથે હું નિકટ સંબંધમાં નથી આવી શકતો, તેને માટે એને દોષ દઉં છું, ને કહું છું કે તે સાચા દિલથી વાત કરતો નથી.

જે માણસોએ થોડું ખાધું હોય, અથવા તો જે માણસો કાળી રોટી સિવાય બીજું કશું ખાતાં ન હોય, એમની સાથે બેસીને નિર્દયમાં નિર્દય માણસોને પાંચ વસ્તુનું સારૂં જમણ જમવા બેસાડો, તો એ ભૂખ્યા અને મ્હોંમો પાણી છૂટતું હોય, એવા માણસોની સામે જોઇ, એ જમણ જમવાને આમાંના એક પણ માણસનો જીવ નહિ ચાલે. એટલે જે માણસોને પૂરૂં ખાવાનું નહિ મળતું હોય એવા માણસોમાં રહીને આનંદથી જમવાને માટે પ્રથમ તો તેમનાથી સંતાવાની, અને તેઓ ન જુએ એવી રીતે જમવા બેસવાની જરૂર છે. અને બીજી બધી બાબતો પણ આપણે આ જ પ્રમાણે ખરું જતાં કરીએ છીએ.

અને તેથી મેં આપણી જીંદગી વધારે બારિકાઇથી ને સારૂ રીતે તપાસી, અને મને જણાયું, કે આપણે માટે ગરિબ લોકોની સાથે વધારે નિકટ સંબંધ બાંધવો, એ આકસ્મિક કારણોને લીધે મુશ્કેલ થયેલું નથી. પરંતુ આપણે જાણી જોઇને આપણી જીંદગીની એવી વ્યવસ્થા કરી છે કે જેથી સાથે સંબંધ બાંધવો મુશ્કેલ થઇ પડે.

એથી પણ વિશેષ તો આપણી શ્રીમંતોની જીંદગી એક રીતે તપાસતાં મને જણાયું, કે આપણે ગરિબ લોકોથી જેમ બને તેમ જુદા પડીને રહીએ છીએ. અને આપણી જીંદગીમાં જે કાંઇ સારૂં દેખાય છે, તે બધું એમાં જ સમાયેલું છે, અથવા તો તેની સાથે અનિવાર્ય સંબંધ ધરાવે છે. ખરેખર ખોરાકથી માંડીને પહેરવેશ, ઘરબાર, સ્વચ્છતા અને છેવટે શિક્ષણમાં આપણી શ્રીમંતોની જીંદગીના બધા પ્રયાસનો મુખ્ય હેતુ ગરિબોથી જુદા થવાનો જ છે. ન ઓળંગી શકાય એવી દિવાલો બાંધી ગરિબોથી છૂટા પડીને રહેવા માટે જ આપણા ધનના દસમાંથી નવ ભાગ ઉડાવીએ છીએ. શ્રીમંત થએલો માણસ પ્રથમ તો એક જ થાળીમાંથી ખાવાનું બંધ કરે છે—તે અનેક જાતનાં વાસણો લાવે છે, અને રસોડા તથા નોકરોથી અળગો રહે છે.

તેનો સ્વાદિષ્ટ ખોરાક જોઇને નોકરોના મ્હોંમાં પાણી ન છૂટે, તેટલા માટે તે તેના નોકરોને સારી રીતે ખવડાવે છે. તે જમવા તો જુદો જ બેસે છે. પરંતુ એકલાં જમતાં કંટાળો આવે, તેથી તે ખોરાક સ્વાદિષ્ટ બનાવવાને તથા જમવાનું મેજ શણગારવાને અનેક વસ્તુઓ શોધી કાઢે છે, અને કેવળ પેટ ભરવાનું કામ તેને માટે મોટાઇ અને મગરૂરીનો વિષય થાય છે. અને ખોરાક લેવો, તે બીજા લોકોથી પોતાને અળગા રહેવાનું સાધન થઇ પડે છે. શ્રીમંત માણસ ગરિબ માણસને પોતાની સાથે મેજ પર જમવા બોલાવે, એ ન કલ્પી શકાય એવી વાત છે. જમવા જતાં મેજ પર એક સ્ત્રીને કેમ લઈ જવી, કેમ જમવું, બેસવું, ખાવું, મોં ધોવું—એ બધું આવડવું જોઇએ: અને એ માત્ર શ્રીમંતોને જ આવડે.

પહેરવેશના સંબંધમાં પણ એમ જ થાય છે. જો શ્રીમંત માણસ ટૂંકા કે લાંબા રૂંવાટીવાળા ડગલા, બનાત કે ચામડાંના ઘુંટી સુધીના જોડા, એકજાતના ડગલા, ઈન્નર, પહેરણ વગેરે માત્ર 'શરીરનું ટાઢથી રક્ષણ થાય, એવાં જ સાદાં કપડાં પહેરતો હોય, તો તેને ઘણાં થોડાં કપડાંની જરૂર પડે. અને જો તેની પાસે બે રૂંવાટીવાળા ડગલા હોય, તો જેની પાસે એક પણ ન હોય, તેને એક સ્હેજે આપ્યા વગર રહે નહિ. પરંતુ પ્રથમ પહેલાં જ શ્રીમંત માણસ પોતાને માટે અમુક પ્રસંગોમાં જ ઉપયોગમાં આવે એવાં

અનેક કપડાંનો બનેલો પહેરવેશ બનાવે છે. તે ડ્રેસ-કોટ, કબજાઓ, મૅકકોટ, ચળકતાં કાળાં ચામડાંના બુટ, કેપ, ફેન્સી એડીવાળાં બુટ, દેખાવને ખાતર અનેક કાપી કાઢેલા નાના કકડાઓનાં કપડાં, શિકાર કરવા જતી વખતે પહેરવાના ડગલા, મુસાફરીના મોટા ડગલા વગેરે માત્ર ગરિબાઇથી જૂદી જ સ્થિતિમાં ઉપયોગમાં આવે, એવાં કપડાં બનાવડાવે છે. એ પ્રમાણે પહેરવેશ પણ ગરિબોથી જુદા પડવાનું એક કારણ —સાધન થઈ પડે છે. અને ગરિબોથી શ્રીમંતોને જુદા પાડનાર કપડાંના ઘાટ ( કાપ ) વગેરે નજરે પડે છે.

ઘરબારના સંબંધમાં તો આ એથી પણ વધારે સાફ જણાય છે. દસ ઓરડામાં એક માણસને એકલા જ રહેવું હોય, તો તેને માટે એ જરૂરનું છે, કે એ એક ઓરડામાં એક સાથે રહેતાં દસ માણસોની નજરે ન પડે. જેમ માણસ વધારે શ્રીમંત તેમ મળવાની વધારે મુશ્કેલી, અને તંગીમાં આવી પડેલા માણસ અને તેની વચ્ચે વધારે દરવાનો. તેમ ગરીબ માણસને તેના ગાલીચા ઉપર થઈને લઇ જવાનો તથા તેની મખમલની ખુરશી પર બેસાડવાનો ઓછો સંભવ. ફરવા હરવાના સંબંધમાં પણ એમ જ. ગાડીમાં મુસાફરી કરનાર ખેડુત અતિશય નિર્દય હોય, તો જ, તે રસ્તે ચાલનાર માણસને પોતાની ગાડીમાં ન બેસાડે. એની ગાડીમાં જગ્યા પણ હોય, અને તે બેસાડે એવો સંભવ પણ ખરો. પરંતુ જેમ ગાડી વધારે સુંદર તેમ બીજા કોઇને તેમાં બેસાડવાનો સંભવ ઓછો થતો જાય. અને એવી એક કહેણી પણ છે, કે 'અતિશય ભપકાદાર ગાડીઓ અહંકારથી ભરેલી જ હોય.'

જીંદગીની જે રહેણી, 'સ્વચ્છતા' શબ્દથી દર્શાવાય છે, તેને પણ એ જ વાત લાગુ પડે છે. ( તેના સંબંધમાં પણ એ જ વાત સાચી છે. )

સ્વચ્છતા ! આ સ્વચ્છતાને ઉંચો ગુણ માનનાર લોકોને, અને ખાસ કરીને સ્ત્રીઓને કોણ નથી જાણતું ? બીજાની મહેનતથી મેળવાતી જે સ્વચ્છતાને કાંઈ પણ હદ નથી રહેતી, એ સ્વચ્છતાની અતિશયતા કોણ નથી જાણતું ? એ સ્વચ્છતા કેટલી મુશ્કેલીથી મેળવાય છે, તે કયો શ્રીમંત થએલો માણસ જાતઅનુભવથી નથી જાણતો ? (તેનો ક્યા શ્રીમંત માણસને અંગત અનુભવ નથી ? ) "ઉજળા હાથ બીજા માણસો પાસે કામ કરાવવા ઇચ્છે છે" એ કહેવતને આ સ્વચ્છતા સાચી ઠરાવે છે.

આજે સ્વચ્છતા રોજ એક વખત પહેરણ બદલવામાં જણાય છે, ને કાલે રોજ બે વખત બદલવામાં જણાશે. આજે ગળું અને હાથ રોજ ધોવાની જરૂર જણાય છે, કાલે પગ અને બીજે દિવસે આખું શરીર, ને તે પણ અમુક રીતે ચોળીને. આજે બે દિવસે મેજ પરનું કપડું બદલાય છે, કાલે રોજ એક બદલાશે. ને બીજી વખત એક દિવસે બે. આજે ખીજમતદારના હાથ સાફ હોવા જોઇએ. કાલે એમ લાગે, કે એણે હાથનાં મોજાં પહેરવાં જોઇએ અને સ્વચ્છ મોજાં પહેરીને સ્વચ્છ થાળીમાં મૂકીને તેણે કાગળ આપવા જોઇએ. આ જાતની નિરર્થક સ્વચ્છતાની કાંઈ હદ જ નથી. અને જ્યાં સુધી બીજા માણસોની મહેનતથી એ સ્વચ્છતા મેળવાય છે, ત્યાં સુધી એ બીજા માણસોથી જુદા પાડી તેમની સાથેનો વ્યવહાર અશક્ય કરે છે.

જ્યારે હું આ બધું સમજ્યો, ત્યારે મારી ખાત્રી થઇ, કે સાધારણ રીતે આપણે જેને શિક્ષણ કહીએ છીએ, તે પણ એવું જ છે. ભાષાથી કોઇ છેતરાતું નથી. એ શબ્દ વડે લોકો જે સમજે છે, તેને ભાષા યોગ્ય નામ આપે છે. શિક્ષણ એટલે ફાંકડો પોશાક, વિનયી વાત, ઉજળા હાથ—અને એક પ્રકારની સ્વચ્છતા, એમ લોકો માને છે. બીજા માણસોની સરખામણીમાં આવા માણસના સંબંધમાં તેઓ કહેશે, કે એ શિક્ષિત માણસ છે. સાધારણ જનસમાજથી સહેજ વધારે સંસ્કારી મંડળમાં શિક્ષણનો એ જ અર્થ થાય છે. પરંતુ ઉપર જણાવેલા ગુણો ઉપરાંત પિયાનો વગાડવાનું ને ફ્રેંચ ભાષાનું જ્ઞાન, જોડણીની ભૂલો વગર રશિયન ભાષામાં કાગળ લખવાની આવડત, અને વિશેષ બાહ્ય સ્વચ્છતા એ તેમાં ઉમેરવામાં આવે છે. એથી પણ વધારે ઉંચા મંડળમાં એ જ ગુણો ઉપરાંત અંગ્રેજી ભાષાનું જ્ઞાન, અને શિક્ષણની કાંઇ વધારે મોટી સંસ્થા તરફથી કોઈ પદવી, અને એથી પણ વધારે પ્રમાણમાં સ્વચ્છતા એ તેમાં ઉમેરવામાં આવે છે. પરંતુ એ ત્રણે સ્થિતિમાં શિક્ષણ પ્રધાનપણે એક જ પ્રકારનું સમજાય છે. જે ગુણ અને જ્ઞાન વડે એક માણસ બીજા બધાથી જુદો પડે એ શિક્ષણથી ભૂખે મરતાં અને ટાઢે થથરતાં માણસો આપણને મોજમઝા

કરતાં ન જુએ, તેટલા માટે ગરિબ માણસોના સમૂહ-થી જુદા પાડવાનો—સ્વચ્છતાના જેવો જ—એનો હેતુ છે. પરંતુ આપણે માટે સંતાવાનું અશક્ય છે, ને તેઓ બધું જુએ છે.

અને એ પ્રમાણે મારી ખાત્રી થઇ કે અમે શ્રીમંત માણસો શહેરનાં ગરીબ માણસોને મદદ ન કરી શક્યા, તેનું એક કારણ તો એ પણ હતું, કે અમારે માટે તેમના સંસર્ગમાં આવવું અશક્ય હતું. અને અમે જે જાતની જીંદગી ગાળતા હતા તેથી, તેમ જ અમારા ધનનો અમે જે ઉપયોગ કરતા હતા. તેથી તેમના સંસર્ગમાં આવવાનું અમે પોતે જ અશક્ય કરી નાંખ્યું હતું. મારી ખાત્રી થઇ કે ગરીબો અને અમારી શ્રીમંતોની વચ્ચે અમારા ધન વડે સ્વચ્છતા અને શિક્ષણની દિવાલ ચણાઇ હતી અને તેથી ગરીબોને મદદ કરવાને માટે પ્રથમ તો આ દિવાલ તોડી નાંખવાની અને સ્યુટેવે સૂચવેલી રીત પ્રમાણે ગરિબોને વહેંચી નાંખનાની અનુકૂળતા થવી જોઇએ. અને એ પ્રમાણે શહેરની ગરિબાઇનાં કારણો સંબંધી વિચાર કરતાં જે અનુમાન પર હું આવ્યો હતો, તે જ અનુમાન પર બીજી દિશાથી પણ હું આવ્યો, અને તે એ કે એ બધાનું કારણ અમારૂં ધન હતું. (અપૂર્ણ)

એસ. બી.

# ફરજીઆત લશ્કરી તાલીમ

દા. પ્રાંજપેના ઠરાવથી લશ્કરી તાલીમ માટે કંઇક વિચારો જાગ્રત થતા લાગે છે. મુંબઇની વિદ્યાપીઠમાં ઠરાવ પસાર થાય તો પણ લશ્કરી સત્તાવાળાઓ તેને અમલમાં મુકવા કેટલી અનુમતિ આપે છે તે જોવાનું રહેશે. હાલની સ્વયંસેવકની ટુકડી માટે એક કમિટી વિચાર ચલાવવાની છે અને એ કમિટીમાં દા. પ્રાંજપે હોવાથી થોડુંઘણું પરિણામ લાવે તો પણ દળેલું ઘંટીમાં વળશે.

વિદ્યાપીઠના યુવકો માટે લશ્કરી તાલીમ ફરજીઆત કરવા વિષે પણ બેમત છે. વિદ્યાપીઠના જુવાનોને લશ્કરી તાલીમ આપી ઉપયોગમાં લેવાનો પહેલો વિચાર ૧૯૧૭માં લડાઇના અરસામાં ઉત્પન્ન થયો. સર ચીમનલાલ અને લૉર્ડ વિલિંગડનની મદદથી મુંબઇ તેમ જ પુનામાં એક ટુકડી ઉભી થઈ. તે વખતે તે હિન્દરક્ષક સૈન્ય (ઇન્ડીઅન ડીફેન્સ ફોર્સ) ના એક ભાગ તરીકે લેખાતી. આ સાથે અમદાવાદમાં એક ટુકડી ઉભી થાય તે સારૂ સર ચીમનલાલે પ્રયાસ કર્યો પરન્તુ અમદાવાદના વિદ્યાર્થીઓ આવી તાલીમથી ડરી ગયા અને પરિણામ શૂન્ય આવ્યું. કેટલાકે તો પોતે પરણેલા છે એવાં બ્હાનાં બતાવ્યાં, અને ઉત્સાહ હતો તેમને ઘેરથી " ના " પાડવામાં આવી. મુંબઇ અને પુનાની લશ્કરી ટુકડીઓને ૧૯૧૭માં બે માસ ખાસ કેમ્પમાં સુંદર તાલીમ મળી. પરંતુ તરત જ વિગ્રહ બંધ પડવાથી ઢીલચાલ ઠંડી થઇ. છતાં પુના કરતાં મુંબઇના વિદ્યાર્થીઓને તાલીમ મળતી રહી. ૧૯૨૦માં એ સૈન્ય વિખેરી નાંખવાથી વિદ્યાર્થીઓની ટુકડીને વેરાવું પડ્યું. ૧૯૨૦માં વિદ્યાર્થીઓની દાક્તરી તપાસ લેતાં પચાસ ટકાથી ઓછા રંગરૂટ તરીકે ભરતી થયેલા.

૧૯૨૦માં ખાસ કાયદાથી સ્વયંસેવક સૈન્ય (ઇન્ડીઅન ટેરીટોરીઅલ ફોર્સ) નામે એક બીજી હારનું લશ્કર ઉભું કરવામાં આવ્યું. નવા કાયદાથી વિદ્યાપીઠના યુવકો માટે ખાસ છૂટછાટ તથા હક આપી લશ્કરી તાલીમ લેવા દ્વાર અર્ધખુલાં થયાં. ૧૯૨૧માં અસહકારનું પુર ચઢતું હતું એટલે પ્રજાનું લક્ષ સરકાર શું કરે છે એ તરફ હતું જ નહિ. છતાં કેળવાયલા યુવકોની સહાયથી વિદ્યાપીઠની ટુકડી (યુનિવર્સિટી ટ્રેઇનીંગ કોર) નો પુનર્જન્મ થયો. નવા કાયદાથી તેનો વિસ્તાર વિશાળ થવા ઉપરાંત સરકારની સંપૂર્ણ મદદ અને દેખરેખ મળ્યાં.

મુંબઇના હુલ્લડ પછી મુલકી (ટેરીટોરીઅલ) કાયદાની રૂએ પારસીઓએ પોતાની બે ટુકડી (બેટેલીઅન) સ્વરક્ષણ સારૂ તૈયારી કરી. હિંદુ બેટેલીઅન ઉભી કરવા ઢીલચાલ થઈ પણ અસહકારના પ્રચંડ નાદમાં તતુડીનો અવાજ ઢંકાઇ ગયો.

વિદ્યાર્થીઓ (ખાસ કરીને ગુજરાતીઓ)નો ઉત્સાહ નહિ જેવો જ જણાયો છે. ગુજરાતીઓને લશ્કરી તાલીમ ફાવતી દેખાતી નથી. કેટલાક ઘણા જ ઉલ્લાસથી જોડાય છે પરંતુ એક વખત લશ્કરી દોરદમામ અને છાવણીની જીંદગીનો તીખો સ્વાદ ચાખી ચાલતી પકડે છે. આ તેઓની સીપાઈગીરીના જુસ્સાની ખામીનું જ પરિણામ છે. ગુજરાતીઓને હાડમારી અસહ્ય છે એમ સમજાય છે. ગયે વર્ષે ઘણાએ યુવકોએ છાવણી-માં જવાનું છોડી ઘરનો શીતળ છાંયો સેવવાનું પસંદ કર્યું. પરિણામે વિદ્યાપીઠ અને અમલદારોને સખ્ત થયા વિના છૂટકો જ ન રહ્યો. સરકારનાં કપડાં પણ પાછાં ન આપવાની બેદરકારી બતાવવામાં આવી. આગ જુજ વિદ્યાર્થી હદ તો એ વર્ષ પુરાપાંસરા રહે છે. છાવણીની તીખાસ એટલે—સ્વહસ્તે સર્વ કરવાનું—ચોખ્ખાઇ અને પરેડ વિગેરેના નિયમોનું અનુ-સરણ. જે દેશ સ્વરાજ સ્થાપવા નીકળ્યો છે તેના વિદ્યાર્થી યુવક વર્ગને આટલું પણ ભારે પડે છે. સવારના ૭ વાગતા પહેલાં ઉઠવું, હજામત કરવી, બટન વિગેરે સાફ રાખવાં, જાડોપાતળો ખોરાક ખાવો, તાપ તડકા સહન કરવા, રાતના કોઇક વખત પહેરા ઉપર રહેવું અને હસતે મુખે ઉપરીના હુકમને માન આપવું—આટલું પણ તેઓને માટે અશક્ય છે. ઘરનો સુંવાળો ખોળો અને પોચું બીછાનું પૂર્વજોના પરાક્રમોની પ્રશંસા કરનારા આપણે ન છોડી શકીએ તો આપણામાં લોહી રેડવાની તાકાત ક્યારે આવે ?

જ્યારે પુના સાંગલી અને ધારવાડની કોલેજોમાંથી સંખ્યાબંધ વિદ્યાર્થીઓ ફ્રયમાં જોડાયા છે ત્યારે અમદાવાદ, વડોદરા, સુરત, રાજકોટ, અને ભાવનગરની કોલેજોના વિદ્યાર્થીઓ સુખે સુવે છે. કેટલાએ દક્ષિણી અને પારસી જુવાનો સરદારી લેતાં શીખી ગયા છે જ્યારે ફક્ત "બે ચાર" ગુજરાતીઓ—તે પણ નાગર કોમના—ગુજરાતના વિદ્યાર્થીઓનું કાંઇક ગૌરવ રાખી રહ્યા છે.

અમેરિકા અને યુરોપની કેળવણીથી આપણે જુદા પડતા હોઇએ તો તે ખાસ કરીને શારીરિક કેળવણીમાં. પશ્ચિમનો દરેક વિદ્યાર્થી શારીરિક પ્રવૃત્તિમાં ગુંથાયલો હોય છે ત્યારે આપણાં તો " ઢીલાં પોલાં પોતીઆં ને સાંકળા ફાંફળા ચાસ" જ રહ્યાં. વિગ્રહ થતાં જ તેઓ ચોપડીઓને આરામ આપી રણમાં ચાલ્યા જાય છે. બહાદુર પ્રજા જ સ્વરાજ લઇ અને સાચવી શકે. ખૈબર ઘાટમાંથી કેટલાએ હુમલાઓએ હિંદને પરતંત્રતામાં જકડયું છે અને એ જ ખૈબર અને બોલન ઘાટ આજે લાખો રૂપીઆ ચૂસે છે. સ્વરાજ્યમાં એક ખૈબરનો ઘાટ સાચવવા ખૈબર પુરે એટલાં હાડકાં જોઇશે.

વિગ્રહ સૃષ્ટિનો ક્રમ જ છે ત્યાં આખી પ્રજાની તલ-વાર લેવાની તૈયારી હોવી જોઇએ. અંગ્રેજોના આગમન પછી ૧૫૦ વર્ષે કટાયેલાં હથીઆર સાફ કરવા પ્રથમ પગલે ડરવું ન જોઇએ. તો પછી વિદ્યાર્થી વર્ગને માટે સવાલ જ ન હોય. લશ્કરી તાલીમ સિવાય સ્વરાજ્યમાં નિર્ભયતા હોય જ નહિ. અત્યારની રાષ્ટ્રીય અને ખાનગી સ્વયંસેવકોની ટુકડીઓથી તલમાત્ર પણ અર્થ સરતો નથી. આવી ટુકડીઓ કઢંગી અને બેજવાબદાર છે. આવી ટુકડીઓની બિનલાયકાત ચર્ચવાનો મુદ્દો નથી. કડક લશ્કરી તાલીમ સિવાય જોખમદારી અને કર્તવ્યનું ભાન યુવકોને આવે જ નહિ.

હિંદમાં તો લશ્કરના નામમાત્રથી અત્યારે ત્રાસ છૂટતો જોવામાં આવે છે. વિદ્યાપીઠના કેટલાએ યુવકો ઘેરથી રજા નથી કહી છટકે છે તો કેટલાક લશ્કરી સોગંદનામાંના "મારી જીંદગીના જોખમે" (even at the peril of my life)—એ શબ્દોથી ભડકી જાય છે. સ્થિતિ શોચનીય છે.

ગાંધીજીને ખેડાના રંગરૂટોનો મળેલો પાઠ અમૂલ્ય છે. દા. પ્રાંજપેનો ઠરાવ સંપૂર્ણ અમલમાં આવે તો પણ લશ્કરી તાલીમ તો માત્ર નામની જ મળે. પાયદળ લશ્કરની તાલીમ એ લશ્કર શું ચીજ છે તેનો ખ્યાલ પણ ન આપે. સંપૂર્ણ તાલીમ હિંદુસ્તાનના યુવકોને મળે એ માટે તો આપણે કાંઇ જ કર્યું નથી. હાલ આખા હિંદમાં ૩,૨૨૫ જેટલા વિદ્યાર્થીઓને પાયદળની તાલીમ આપવાની સવડ છે. મુંબઈ ખાતે તેમાં ૬૦૦ વિદ્યાર્થી-ઓ તાલીમ લઇ રહ્યા છે. એટલે લગભગ બે ત્રણ ટકા જ વિદ્યાર્થીઓને કાંઇક નહિ જેવી તાલીમ મળે.

આ પ્રશ્નમાં દા. પ્રાંજપેને પ્રજા જેટલો ટેકો આપે તેટલો થોડો છે. સરકાર કદાપિ તીજોરીનું તળીઉં દેખાડી વખત જતા કે તો પ્રજાને એટલું જ લાજમ છે કે નાણાંની ઝોળ એ કેળવણી પાછળ ઉરાડે. तस्मात् युद्धयस्व भारत । એ ગીતાનો આદેશ છે.

સનિક

# મ્હોટી બ્હેન

(મૂળ લેખક: બાબુ શરત્ચંદ્ર× ચટ્ટોપાધ્યાય)

૧

આ સંસારમાં કેટલાક માણસો ઘાસના ભડકા જેવા હોય છે; સળગતાંય વાર નહીં અને ઓલાતાંય વાર નહીં. એવાઓની પાછળ એક હુંશિયાર માણસ હંમેશ હોવો જોઇએ, જે જરૂર પ્રમાણે ઘાસનાં તરણાં ઉમેર્યા કરે.

માટીના કોડીઆમાં દીવો કરવાનો હોય ત્યારે માત્ર વાટ અને દીવેલ પૂરવાથી જ નથી ચાલતું. અંદર એક ન્હાની સળી પણ મૂકવી જોઇએ. દીવાને મોગરો બાઝે અને દીવો ઝાંખો થાય કે તે જ વખતે પેલી સળી કે વાટ સંકોરાય. એવી સળી ન હોય તો વાટ ને દીવેલ પૂરતાં હોય છતાં દીવો પોતાનો પૂર્ણ પ્રકાશ ન આપી શકે.

સુરેન્દ્રનાથ લગભગ એવી પ્રકૃતિનો જ માણસ હતો. તેનામાં બળ, બુદ્ધિ બધુંય હતું, પણ કોઇ કામ પોતાના એકલાથી સંપૂર્ણ ન થઇ શકે. કામનો આરંભ કરે ત્યારે ઉત્સાહનો પાર ન હોય, પણ અડધે ગયા પછી ટાઢોગાર થઇ જાય. આવે પ્રસંગે એક માણસની જરૂર પડે, જે તેને આગળ ને આગળ ધકેલ્યાં કરે.

સુરેન્દ્રનો પિતા, દૂરના એક જીલ્લામાં વકિલાત કરતો હતો. તેને પોતાના દેશ—બંગાળ સાથે નહીં જેવો જ સંબંધ હતો. સુરેન્દ્રે બાપની પાસે રહી, વીસ વર્ષની ઉમરે એમ. એ. ની પરીક્ષા પસાર કરી હતી. એમ. એ. સુધીની પરીક્ષાઓ પાસ કરવામાં કેટલોક પ્રતાપ સુરેન્દ્રનો પોતાનો અને કેટલોક તેની વિમાતા (ઓરમાન મા)નો પણ હતો. આ વિમાતા સુરેન્દ્રની પાછળ એવી ચીવટથી લાગી રહેતી કે, ઘણાના મનમાં ઘણીવાર શંકા થતી કે સુરેન્દ્રના પોતાનામાં કંઇ ઓછું જેવું હશે કે નહીં? કેટલાકને તો એવી ખાત્રી થઇ ચૂકી હતી કે સુરેન્દ્ર નામનો કોઇ સ્વતંત્ર જીવ જ હસ્તીમાં નથી, માત્ર વિમાતાની ઇચ્છા જ એક મનુષ્યનો આકાર ધારણ કરી, ખાય પીએ છે, સૂવે બેસે છે અને પરીક્ષા પાસ કર્યે જાય છે. વિમાતાને પોતાને એક સંતાન હતું, પણ તે વિષે તે લગભગ ઉદાસીન જ રહેતી. સુરેન્દ્ર ક્યારે શું કરે છે, ક્યાં જાય છે, શું વાંચે છે તે તરફ તેની ચકોર નજર સતત્ ફર્યા કરતી. વધારે શું કહીએ? સુરેન્દ્ર ઉઠીને શું કરવા જાય ત્યારે તે ક્યાં શું કે છે તેની તપાસ પણ આ વિમાતાને જ રાખવી પડતી. આથી એક કર્ત્તવ્યપરાયણ સ્ત્રીના હાથ નીચે ઉછરવાથી સુરેન્દ્ર ભણવા ગણવામાં ભારે હુંશિયાર થયો, પણ પોતાના પગ ઉપર ઉભા રહેવાનું ન શીખ્યો. તેને આત્મવિશ્વાસ જ ન રહ્યો. પોતે એકલો કંઇ કામ સરસ કે સંપૂર્ણ કરી શકે, એવી તો તેને કલ્પના પણ ન આવે. તેને પોતાને કયી વસ્તુની જરૂર છે અને ક્યારે શું કામ કરવું, તે માટે તેને બીજા એક જણ ઉપર આધાર રાખવો પડે. ઉંઘ કે ભૂખતરસનું પણ

---

× બંગાળી સાહિત્ય ન્હાની મ્હોટી વાર્તાઓથી ઉભરાઈ જાય છે. એ વાર્તાલેખકોમાં શ્રી શરત્બાબુનું સ્થાન ઘણું ઉંચું છે. પ્રારંભમાં તેમણે "શ્રી—" ની સહીથી માસિક પત્રોમાં વાર્તાઓ લખવા માંડી ત્યારે ઘણાને તેમાં શ્રી રવીંદ્રબાબુની લેખિનીની ભ્રાંતિ થયેલી. ખાસ કરીને શરત્બાબુનાં સ્ત્રી પાત્રો ઘણાં ઉજ્જવળ અને અનુપમ હોય છે. ગમે તેવી પતિતા નારીમાં પણ તેઓ માતૃહ્રદયના ધબકારા સાંભળી શકે છે નારી હ્રદયનું સૂક્ષ્મ નિરીક્ષણ આ વાર્તામાં પણ વાચકો જોઇ શકશે. —અનુવાદક

તેને પૂરૂં ભાન ન રહ્યું. તે જરા સમજણો થયો ત્યારથી તેણે પોતાની વિમાતા ઉપર જ બધું છોડી દીધું. વિમાતાને પણ તેની ખાતર ઘણી સંભાળ રાખવી પડતી. ચોવીસ કલાકમાં બાવીસ કલાક તો વિમાતાના હોકોટા, તિરસ્કાર, ભલામણ કે હુકમ સાંભળી સાંભળીને જ તે વ્યતિત કરતો. પરીક્ષા આવવાની હોય તે પહેલાં ઘણા દિવસથી વિમાતાને મોડી રાત સુધી જાગવાની અને સુરેન્દ્રને જાગતો રાખવાની ફરજ બજાવવી પડતી. પોતાની શોકના છોકરા માટે કઇ વિમાતા આવી કાળજી રાખે ? આડોશી પાડોશી સઘળા જે કોઇ આ હકીકત જાણતા તે આ વિમાતાની મુક્તકંઠે પ્રશંસા કર્યા વિના ન રહેતા.

સુરેન્દ્ર ઉપર તેની વિમાતાની અંતરની લાગણી હતી. કોઈ વાર એકાદ નજીવી ભૂલ માટે સુરેન્દ્રને સખ્ત ઠપકો આપે અને ઘડીક રહીને સુરેન્દ્રનાં આંખમ્હોં લાલચોળ જેવાં દેખાય તો તેને તાવનાં પૂર્વલક્ષણ સમજી તરત જ ત્રણ દિવસ સુધી સુરેન્દ્રને કેવળ કાંજી સિવાય બીજી કોઇ ચીજ ખાવા ન આપવાનો જહાંગીરી હુકમ કહાડે ! માનસિક ઉન્નતિ અથવા ભણવા ગણવા વિષે તો તે બહુ જ સાવચેત રહેતી. કોઇ દિવસ જો સુરેન્દ્રે પટીઆંબંધ વાળ ઓળ્યા હોય અથવા તો શોખીનને છાજે એવાં ઇસ્ત્રીબંધ કપડાં પહેર્યાં હોય તો બે ત્રણ અઠવાડીઆં સુધી સુરેન્દ્રનાં કપડાં ધોબીને ધોવા ન આપવાનો મનાઇ હુકમ નીકળ્યો જ સમજવો !

એ રીતે સુરેન્દ્રના દિવસો જવા લાગ્યા. આવા સ્નેહમય અને સુવ્યવસ્થાવાળા વાતાવરણમાં રહેવા છતાં તેને કોઇ કોઇ દિવસ મનમાં એવા લાગ્યું કે આ જીવન કંઇ બહુ જીવવા જેવું તો ન ગણાય. વળી પાછો પોતે જ પોતાના મનનું સમાધાન કરે કે જીવનના પ્રારંભના દિવસો તો બધાના એ જ રીતે પસાર થતા હશે. પરંતુ આસપાસનાં સગાંસંબંધી કે મિત્રની વણમાગી સલાહ કે શાબાશી સાંભળી તેને ઘણીવાર અકળામણ થઇ આવતી.

એક દિવસે એવો જ એક પ્રસંગ બન્યો. તેના એક મિત્રે તેને કહ્યું કે "જો તારા જેવા બુદ્ધિશાળી યુવક વિલાયત જાય તો જોતજોતામાં ઘણા આગળ વધી જાય અને આ દેશમાં આવ્યા પછી ઘણા લોકોનો ઉપકાર કરી શકે." સુરેન્દ્રને આ વાત રૂચી ગઇ. વનવગડાના પંખી કરતાં પિંજરાના પંખી પાંખ વધારે ફફડાવે. સુરેન્દ્રની કલ્પનાસૃષ્ટિમાં સ્વતંત્ર વાતાવરણ અને સ્વતંત્ર પ્રકાશ તરવરવા લાગ્યો. પિંજરામાં પૂરાયલા પંખીની જેમ તેના પરાધીન પ્રાણ પાંખો ફફડાવવા લાગ્યા.

તેણે પોતાના પિતાને કહ્યું કે "તમારે મને વિલાયત મોકલવાની વ્યવસ્થા કરી આપવી પડશે." વિલાયત જવાથી પોતે કેટલો આગળ વધી શકે એ વાત પણ એણે કહી સંભળાવી. પિતાએ જવાબ આપ્યો કે "હું જોઇશ." પરંતુ વિમાતાનો અભિપ્રાય અનુકૂળ ન પડયો. પિતાપુત્રની વચ્ચે તે એક વંટોળીયાની જેમ અકસ્માત આવી ચઢી અને આ વાત સાંભળી એવી રીતે હસી કે બાપબેટો બન્ને ખસીઆણા પડી ગયા.

વિમાતાએ કહ્યું કે "તો મને પણ સાથે વિલાયત મોકલો. ત્યાં તમારા આ સુરાની સંભાળ કોણ રાખશે? એને ભૂખતરસનું પણ ભાન છે? પૂરાં લુગડાં પહેરતાં પણ કયાં આવડે છે? તમારે તેને વિલાયત મોકલવો છે, કેમ ? આપણા ઘરના ઘોડાને મોકલવો અને આ સુરાને મોકલવો એ બરાબર છે ! ઘોડાને તો પોતાની ભૂખનુંયે ભાન હોય અને આને તો તે પણ નથી." આટલું કહીને પહેલાંની જેમ ખડખડ હસી પડી.

ગૃહિણીને ખુબ હસતી જોઇ રાય સાહેબ પણ શરમિંદા પડી ગયા. સુરેન્દ્રને પણ મનમાં થયું કે હાસ્યના જેવી અકાટય યુક્તિની સામે બીજી કોઇ દલીલ ટકી જ ન શકે. એટલે વિલાયત જવાની આશા તેને ન છૂટકે છોડી દેવી પડી. તેના મિત્રોએ આ વાત સાંભળી પોતાની દિલગીરી જાહેર કરી. વિલાયત જવાનો બીજો કોઇ માર્ગ બતાવવાને બદલે ઉલટો તેમણે એવો અભિપ્રાય આપ્યો કે આવી પરતંત્રતામાં રહેવા કરતાં ભીખ માગી પેટ ભરવું સારૂં. આવા સન્માન સાથે જે એમ. એ. પાસ થાય તેને તે વળી પેટ ભરવાની ચિંતા હોય ?

સુરેન્દ્રે ઘેર આવી એ વાતનો વિચાર કર્યો. તેને ખાત્રી થઈ કે મિત્રોએ કહેલી વાત સોળેસોળ આના સાચી છે. આના કરતાં તો ભીખ માગવી એ જ ઠીક. બધા કંઇ વિલાયત ન જઇ શકે; પરન્તુ, આવી જીવન અને મૃત્યુ વચ્ચેની અધકચરી અવસ્થામાં પડી રહેવાનું પણ કોઇ પસંદ ન કરે.

એક દિવસે અર્ધરાત્રિએ ઘરમાંથી નીકળી, સ્ટેશને આવી, કલકત્તાની ટીકીટ ખરીદી એ ગાડીમાં ચઢી બેઠો. પાછળથી એક કાગળ લખી બાપને જણાવ્યું કે મેં થોડા દિવસ માટે ઘરનો ત્યાગ કર્યો છે. મારી પાછળ નકામી શોધખોળ ન કરતા. મને પકડી પાડશો તો પણ હું પાછો ઘેર નહીં આવું.

રાય સાહેબે એ પત્ર પોતાની ગૃહિણીને બતાવ્યો. વિમાતાએ કહ્યું કે "સુરેન્દ્ર હવે મ્હોટો થયો છે, ભણ્યોગણ્યો છે, તેને પાંખો આવી છે. અત્યારે ઉડતાં ન શીખે તો પછી ક્યારે શીખે?"

છતાં શોધખોળ કરી. કલકત્તામાં પોતાના જે ઓળખીતા કે પીછાનવાળા હતા તેમને પત્ર લખ્યા. પરંતુ તેનું કંઇ પરિણામ ન આવ્યું. સુરેન્દ્રનો પત્તો ન મળ્યો.

૨

કલકત્તા જેવા એક ભરચક વસ્તિવાળા શહેરમાં આવીને સુરેન્દ્ર જરા ગભરાયો. અહીં કોઈ તિરસ્કાર કરનાર ન મળે તેમ રાતદિવસ સલાહ કે શીખામણ આપનાર પણ ન મળે. મ્હોં પડી ગયું હોય તો પણ કોઇ સામું ન જુએ, મ્હેરા ઉપર ગમે તેટલી ચિંતા છવાઇ હોય તો પણ કોઇ ભાવ ન પૂછે. પોતાની ફિકર પોતાને જ રાખવી પડે. અલબત ભીખ મળે, કોઈક દયા પણ બતાવે અને રહેવાનું ઠામઠેકાણું પણ મળી જાય, પરંતુ પોતાનામાં એટલું પરિબળ અને હિમ્મત હોવાં જોઇએ. કોઈ રાહદારી પોતાની મેળે તમારી પાસે આવી તમારા સુખસમાચાર પૂછવા નવરો ન હોય.

ભૂખ અને ઉંઘ વચ્ચે રહેલો ભેદ સુરેન્દ્રે જીવનમાં આ પહેલીવાર અનુભવ્યો. ખાવાને તેમ જ રહેવાને માટે તેને પોતાને જ પ્રયત્ન કરવો પડયો.

ઘર છોડયે આજે ઘણા દિવસ થઇ ગયા. આખો દિવસ આમતેમ રખડવાથી તેનું શરીર સાવ લેવાઇ ગયું, ખરચી પણ ખૂટી જવા આવી, પહેરેલાં કપડાં પણ મેલાં અને જીર્ણ જેવાં થઈ ગયાં. રાત્રે પડયા રહેવાનું પણ કોઇ ચોક્કસ સ્થાન ન મળે. સુરેન્દ્રની આંખમાં જળજળીઆં આવી ગયાં. ઘેર પત્ર લખવાનો વિચાર કર્યો, પણ શરમને લીધે તે વિચાર તે જ ક્ષણે માંડી વાળ્યો. ઘરનો ખ્યાલ આવતાંની સાથે જ, વિમાતાનું સ્નેહહીન મુખ તેની નજર સામે તરી આવ્યું. ઘેર પાછું જવું તેને આકાશકુસુમ જેવું અસંભવિત લાગ્યું. એક દિવસે પોતે એ ઘરમાં હતો એ વિચારથી તે ધ્રુજી ઉઠયો.

પોતાના જેવા જ કોઇ એક દરિદ્રને સામેથી આવતો જોઈ, સુરેન્દ્રે તેને પૂછ્યુંઃ "ભાઇ તમે અહીં રહીને શી રીતે પેટ ભરો છો?"

એ માણસ જરા બળુચક જેવો હતો—બીજો કોઇ હોત તો હસીને ચાલ્યો ગયો હોત. તેણે જવાબ આપ્યોઃ "શી રીતે કેમ? નોકરી કરીને. આવા મ્હોટા શહેરમાં મહેનતમજૂરીની ક્યાં ખોટ છે?"

સુરેંદ્રે કહ્યુંઃ "મને એકાદ નોકરી અપાવશો?"

પેલાએ પ્રશ્ન કર્યોઃ "તમને શું કામ આવડે છે?"

સુરેન્દ્રનાથને કંઇ કામ જ ન્હોતું આવડતું. તે ચુપચાપ ઉભો થઇ રહ્યો.

"તમે કોઇ ગૃહસ્થના દીકરા જેવા લાગો છો."

સુરેંદ્રે માત્ર ડોકું ધૂણાવ્યું.

"તો પછી ભણતા કેમ નથી?"

"ભણ્યો છું."

પેલો માણસ વિચારમાં પડયો, અને કહ્યું કે "જુઓ આ સામે મોટું મકાન દેખાય છે ત્યાં જાઓ. એ માણસ મ્હોટા પૈસાદાર છે. ત્યાં તમારા જેવાની કંઇક ગોઠવણ થઇ જશે." એટલું કહી તે પોતાના રસ્તે પડયો.

સુરેંદ્રનાથ દરવાજા પાસે પહોંચ્યો. ત્યાં જઈને ઘડીક વાર તે ઉભો રહ્યો. દરવાજામાંથી પાછો સરિયામ રસ્તા ઉપર આવ્યો. પુનઃ દરવાજા પાસે આવ્યો અને પાછો ચાલ્યો ગયો. તે દિવસે અંદર જવાનું ન બની શક્યું. બીજે દિવસ પણ એ જ પ્રકારે નીકળી ગયો. બે દિવસ સુધી દરવાજા પાસે આવી ઉમેદવારી કરી, ત્રીજે દિવસે સ્હેજ હિમ્મત આવી, અને દરવાજાની પેલી પાર થોડે દૂર નીકળી ગયો. એક નોકર જેવો કોઇ માણસ ઉભો હતો તેણે પૂછયું: "કોનું કામ છે?"

"સાહેબને—"

"સાહેબ બહાર ગયા છે."

સુરેંદ્રનું હૃદય આનંદથી ઉભરાઈ ગયું. જાણે એક મ્હોટી આફતમાંથી છૂટકો થયો હોય તેમ તેને લાગ્યું. સારૂં થયું કે સાહેબ બહાર ગયા હતા નહિતર નોકરીની, આ દુઃખી જીવનની અને કોણ જાણે એવી કેટલીય વાતો તેમને કરવી પડત! એ પ્રસંગ અદ્ધરથી જ ટળી ગયો જાણી તેને સંતોષ થયો. બમણા ઉત્સાહથી મેં ત્યાંથી પાસે

ફર્યો. એક ખાલી દુકાનના ઓટલે બેસી, ખાવાનું હતું તે ખાઇ લઇ, હોંશે હોંશે ફરવા નીકળી ગયો. તે વિચાર કરવા લાગ્યો કે હવે આવતી કાલે મળવાનું થાય તો કેવી રીતે વાત કરૂં તો જલદી ઠેકાણે પડી જાઉં?

પરંતુ વળતે દિવસે ઉત્સાહ ઘણો મોળો પડી ગયો. તે જેમ જેમ આગળ જવાનો પ્રયત્ન કરે તેમ તેમ તેના પગ ભારે થતા ગયા. ગમે તેમ કરીને દરવાજા પાસે પહોંચ્યો તો ખરો, પણ આગળ પગ ન ઉપડે. જાણે લાંબો માર્ગ કાપીને આવ્યો હોય તેમ તે થાકી ગયો. પોતે પોતાના જ સ્વાર્થને અર્થે અહીં સુધી આવ્યો છે તેમ તેને ન લાગ્યું. જાણે કોઇ પરાણે તેને ધકેલીને ખેંચી જતું હોય એવી મુંઝવણ થવા લાગી. છતાં આજે દરવાજા પાસે ઉભા રહીને તો ઉમેદવારી ન જ કરવી એવી ગાંઠ વાળી લીધી. અંદર આવ્યો. પેલો જે નોકર જેવો માણસ મળ્યો હતો તે આજે પણ ભેટી ગયો. નોકરે જ પૂછ્યું: " સાહેબ અંદર છે, મળવું છે ને?"

" હા."

" ચાલો મારી સાથે."

સુરેંદ્ર સપડાયો. તે જે મ્હોટું ઘર જોઇને આવ્યો હતો તે એક જમીનદારનો ન્હાનોશો મહેલ હતો. અંગ્રેજી ઢબછબ પ્રમાણે આસપાસ ફુલનાં કુંડાં અને એવી બીજી સામગ્રી ગોઠવેલી હતી. એક પછી એક ઓરડા ઓળંગતો તે આગળ ચાલ્યો. ક્યાંઇક આરસપહાણની નકશીદાર નિસરણી, ક્યાંઇક મખરાસીઆના લાલ પડદા, મ્હોટા મ્હોટા કાચના અરીસા, મખમલજડિત ખુરસીઓ, કોચ, તસબીરો વિગેરે વૈભવની પુષ્કળ સામગ્રી તેની નજરે પડી. બીજો કોઇ ઉમેદવાર હોત તો આ બધું જોઇ અંજાઇ જાત. પણ સુરેંદ્રને માટે તે અસામાન્ય નહોતું. તેનો બાપ કંઇ ન્હાનોસુનો વકીલ ન હતો. તેને ત્યાં પણ વૈભવ હતો. જતાં જતાં સુરેન્દ્રના મનમાં એક જ વાત રમી રહી હતી કે પોતે જેને મળવા અને નોકરીચાકરી માટે આજીજી કરવા જાય છે તે મને પહેલો સવાલ શું પૂછશે? અને મારે તેનો શો જવાબ આપવો?

કંઇ નિર્ણય ઉપર આવે તે પહેલાં તો તે જમીનદારની સન્મુખ આવી ઉભો રહ્યો. જમીનદારે જ પૂછ્યું: " શું કામ છે?"

આજે ત્રણ દિવસ થયાં સુરેંદ્ર પણ એજ સવાલનો જવાબ ગોઠવવા મથતો હતો. કંઇક ગોઠવી રાખ્યો પણ હતો. પરન્તુ ખરે પ્રસંગે ભૂલી ગયો. કહ્યું કે " હું—હું— "

જમીનદાર સાહેબનું નામ વ્રજરાજ હતું. માથાના થોડાઘણા વાળ ધોળા થઇ ગયા હતા, અને ઉંમર પણ વાળ પાકવા જેટલી જ થઇ હતી. પોતે ખાનદાનીમાં ઉછરેલ હોવાથી સારાનરસા ઘણા અનુભવ થઇ ગયા હતા અને સંસારની લીલા ઘણી ખરી જોઇ લીધી હતી. એટલે સુરેન્દ્રને જોતાંની સાથે જ કેટલીક વાત પોતે જ સમજી ગયા અને હળવેથી કહ્યું કે " હાં ભાઈ, તમને શું જોઇએ છે?"

" ક્યાંઇ એકાદ—"

" શું એકાદ?"

" નોકરી—" વ્રજરાજ મૃદુ હસ્યા અને કહ્યું કે " મારે ત્યાં નોકરી મળી શકે છે એમ તમને કોણે કહ્યું?"

" માર્ગમાં એક જણ મળ્યો, મેં તેને પૂછ્યું, તેણે આપની વાત—"

" વારૂ, તમારૂં ઘર ક્યાં?"

" પશ્ચિમ પ્રાંતમાં."

" ત્યાં તમારૂં કોણ છે?" સુરેન્દ્રનાથે ઉપલક હકીકત કહી સંભળાવી.

" તમારા પિતા શો ધંધો કરે છે?"

અવસ્થાના દોષે સુરેન્દ્ર બાપ મારતાં શીખી ગયો હતો. તેણે આસ્તે રહીને જવાબ આપ્યો: " સાધારણ નોકરી."

" એટલાથી તમારા કુટુંબનું પૂરૂં નહીં થતું હોય. તેથી તમે કમાવા નીકળ્યા છો, એમ જ ને?"

" હા."

અહીંઆં ક્યાં રહો છો?"

" કોઇ ચોક્કસ સ્થાન નથી. ગમે ત્યાં પડ્યો રહું છું."

વ્રજરાજને આ વાત સાંભળી દયા આવી. સુરેંદ્રને પાસે બેસાડ્યો અને કહ્યું કે " હજી તમે ન્હાના છો. આટલી ન્હાની ઉંમરમાં તમારે ઘર છોડી બ્હાર નીકળવું પડ્યું એટલે દુઃખ તો જરૂર થતું હશે. મારે ત્યાં તો કોઇ નોકરી તૈયાર નથી. પરન્તુ તમારે માટે ક્યાંઇક બંદોબસ્ત કરવાનો પ્રયત્ન કરીશ."

"ભલે" કહી, સુરેંદ્ર ત્યાંથી જવા માટે તૈયાર થયો.

તેને પાછો બોલાવી જમીનદારે કહ્યું કે "તમારે બીજું કંઇ પૂછવું છે?"

"ના."

"બસ, એટલેથી જ તમારૂં બધું કામ પતી ગયું? તમારે માટે કેવી જાતનો બંદોબસ્ત કરવો, ક્યારે કરવો વિગેરે ખુલાસાની તમને કંઈ જરૂર ન લાગી?"

સુરેંદ્ર શરમાઇને ઉભો થઇ રહ્યો. વ્રજરાજે સ્હેજ હસતાં પૃછ્યું: "હવે ક્યાં જશો?"

"કોઇ પણ એક દુકાને."

"ત્યાં જ ખાઇ પી લેશો?"

"રોજ એમ જ કરૂં છું."

"તમે ભણ્યા છો ક્યાં સુધી?"

"થોડુંઘણું."

"મારા પુત્રને ભણાવી શકશો?"

સુરેંદ્રે ખુશી થઇને જવાબ આપ્યો: "ભણાવી શકીશ."

વ્રજબાબુ સ્હેજ હસ્યા. તેમને લાગ્યું કે આ બિચારાનું મગજ દુઃખ અને દારિદ્રયને લીધે ભમી ગયું છે. કોને અને શું ભણાવવાનું છે તે પણ પુછતો નથી, કેવળ ભણાવવાની વાત સાંભળીને જ ખુશી થઇ ગયો. તેમને મન એ બધું ગાંડપણ જેવું લાગ્યું. પૂછ્યું કે: "ધારો કોઇને બી. એ. નો અભ્યાસ કરવો હોય તો કરાવી ખરા?"

સુરેંદ્રે જરા ગંભીરતાથી વિચાર કર્યો અને કહ્યું: "એક રીતે તે પણ—"

વ્રજબાબુ મૌન રહ્યા. નોકરને સાદ કરી બોલાવ્યો અને કહ્યું: "બંકુ, આ ભાઇને રહેવા માટે જગ્યા કરી આપો અને ખાવા પીવાની વ્યવસ્થા રાખજો." સુરેન્દ્રની સામે જોઇ બોલ્યા: "સાંજે હું તમને ફરીથી બોલાવીશ. તમે મારે ત્યાં જ હમણાં રહેજો. જ્યાં સુધી નોકરીની ગોઠવણ ન થાય ત્યાં સુધી ખુશીથી તમે અહીં રહી શકશો."

બપોરે જમવા બેઠા ત્યારે પોતાની મ્હોટી પુત્રી માધવીને બોલાવીને કહ્યું કે "બ્હેન આજે આપણે ત્યાં એક દુઃખી અતિથિ આવી ચડ્યો છે."

"બાપા, એ કોણ છે?"

"કોણ છે એ તો પ્રભુ જાણે. પણ બિચારો દુઃખી માણસ છે, એટલું ચોક્કસ છે. કદાચ થોડુંઘણું ભણ્યો હશે, કંઇક આવડતું પણ હશે. મેં તારા ભાઇને ભણાવવાનું કહ્યું તે પણ તેણે કબૂલ કરી લીધું. જે માણસ બી. એ. ના વિદ્યાર્થીને ભણાવવાની હિમ્મત કરી શકે તે બીજું વધારે નહીં તો આપણી ન્હાની બ્હેનને તો જરૂર ભણાવી શકશે. હમણાં તો તેને હું પ્રમિલાના શિક્ષક તરીકે રોકી લઉં છું."

માધવીએ તે સામે કંઇ વાંધો ન લીધો.

પ્રમિલા લગભગ સાત વર્ષની હશે. તે પોતાની મ્હોટી બ્હેન પાસે વાંચનમાળાના થોડા પાઠ અને અંગ્રેજીના થોડાક શબ્દો શીખી હતી. તે પોતાની ચોપડી, સ્લેટ, પેન, કોપીબુક વિગેરે સામગ્રી લાવી આ નવા માસ્તર સાહેબ પાસે ભણવા બેસી ગઇ.

'Do not run—એટલે દોડતા નહિ' સુરેન્દ્રનાથે એટલું કહ્યું. પ્રમિલા બેઠી બેઠી ગોખવા લાગી.

પછી સુરેન્દ્રનાથે કંઇક વિચાર કર્યો અને પ્રમિલાની સ્લેટ ઝટ હાથમાં લઇ, પ્રોબ્લેમ સોલ્વ કરવા મંડી ગયો. ઘડીઆળમાં અનુક્રમે સાત, આઠ અને નવ વાગી ગયા. પ્રમિલા આડું અવળું જોતી જોતી, ચોપડીનાં ચિત્ર ફેરવતી આખરે થાકી ગઇ.

"માસ્તર સાહેબ, હવે હું જઉં?"

"જા."

સુરેન્દ્રનાથનો સવારનો વખત એ રીતે નીકળી જતો. બપોરે જરા જુદી જાતનું કામ કરવું પડતું. કોઇ સારે સ્થળે નોકરી મળે તે સારૂ વ્રજરાજ બાબુએ એક-બે ગૃહસ્થો ઉપર ભલામણ પત્રો લખી આપ્યાં હતાં. સુરેન્દ્ર તે પત્રો ગજવામાં નાંખી બ્હાર ચાલ્યો જતો. ગૃહસ્થોનાં ઠેકાણાં પૂછતો પૂછતો તેમના ઘરની પાસે આવી ઘડીક ઉભો રહે. ઘરોની લંબાઇ પહોળાઇ જુએ, બારીઓ ગણે, માળની ગણતરી કરે, દીવાના થાંભલા ક્યાં ક્યાં અને કેટલે કેટલે દૂર છે તેનો ખ્યાલ કરે અને સાંઝ પડે તે પહેલાં પાછો પોતાને ઉતારે આવી જાય.

કલકત્તામાં આવ્યા પછી તેણે કેટલાંક નવાં પુસ્તકો ખરીદ્યાં હતાં, ઘેરથી પણ કેટલાંક પોતાની સાથે લાવ્યો હતો. પોતાના ઠેકાણે પહોંચી, ગ્યાસના પ્રકાશમાં તે પુસ્તકો વાંચવામાં તલ્લીન થઇ જાય. વ્રજબાબુ નોકરીની કે કામકાજની બાબતમાં કંઇ પૂછે તો કાં તો મુંગો બેસી રહે અને કાં તો કહે કે "એ ગૃહસ્થની મુલાકાત ન થઇ."

### ૩

આજ ચાર વરસ થયાં વ્રજરાજ બાબુની સ્ત્રી ગુજરી ગઇ છે. મ્હોટી વયે ઘરભંગ થયાનું દુઃખ જેને વીત્યું હોય તેજ જાણે. પરન્તુ અત્યારે એ વાતને જવા દઇએ. તેમની વ્હાલામાં વ્હાલી પુત્રી—માધવી દેવી માત્ર સોળ વર્ષની વયે વિધવા થઈ ત્યારથી વ્રજરાજ બાબુનું શરીર દિનપરદિન શોષાવા લાગ્યું હતું. માધવીનો વિવાહ કર્યો ત્યારે તેમના હૃદયમાં આશા અને ઉત્સાહનો પાર ન હતો. પાત્રની પસંદગી કરતી વખતે પૈસા કે માલમિલ્કતની તપાસ કરવાને બદલે માત્ર કેળવણી અને ચારિત્ર્ય તરફ જ લક્ષ આપ્યું હતું.

અગીઆર વર્ષની ઉંમરે માધવીનો વિવાહ થયો હતો. તે ત્રણ વરસ પોતાના સ્વામી પાસે રહી. સ્વામીની દયા–પ્રીતિ–સ્નેહ વિગેરે સંપાદન કરવામાં તેને જરાય મુશ્કેલી ન નડી. પરંતુ કમનસીબે યોગેન્દ્રનાથ લાંબું આયુષ્ય ન ભોગવી શક્યો. માધવીના જીવનની સઘળી ઉગતી આશાઓ ઉપર પાણી ફેરવી, વ્રજબાબુના હૃદયને વીંધી નાંખી સ્વર્ગમાં ચાલ્યો ગયો. મૃત્યુ સમયે માધવી જ્યારે બહુ જ રડવા લાગી ત્યારે યોગેન્દ્રે મૃદુ સ્વરે કહેલું કે " માધવી, તને છોડી જતાં મને પણ ઘણું દુઃખ થાય છે. જન્મે તે મરે તો ખરૂં જ, મને મરવામાં બીજું કંઈ દુઃખ નથી. લાગતું. માત્ર તને જીવનપર્યંત દુઃખ અને કલેશ વેઠવાં પડશે, તેનો વિચાર કરતાં હું ગભરાઉં છું. હું તારી પુરતી સારસંભાળ ન લઇ શક્યો—"

આંસુની ધાર યોગેંદ્રની દુર્બળ છાતી ઉપર થઇને વહેવા લાગી. માધવીએ તે અશ્રુ લૂંછી નાંખ્યાં અને કહ્યું: " ફરીવાર જ્યારે તમારા ચરણમાં આશ્રય લઉં ત્યારે સંભાળ રાખજો. "

યોગેંદ્રનાથે કહેલું કે "માધવી, જે જીવન તું મારા સુખની ખાતર અર્પવા તૈયાર હતી તે જીવન હવે સકળ પ્રાણીઓના સુખની પાછળ ખરચી નાંખજે. જેના મુખ પર શોક, ખેદ કે દુઃખ જુએ તેને બનતાં સુધી સુખ-સંતોષ આપવાનો પ્રયત્ન કરજે. બીજું શું કહું, માધવી !" એટલું બોલતામાં તેની આંખો આંસુથી છલકાઇ ગઇ. માધવીએ તે આંસુ પણ લુંછી નાંખ્યાં.

" સન્માર્ગે રહેજે, તારા પુણ્યપ્રતાપે પુનઃ તને જઇ મેળવીશ. "

તે દિવસથી માધવી પણ તદ્દન બદલાઇ ગઈ. આજ સુધી તેનામાં જે કંઇ ક્રોધ, ઈર્ષા, દ્વેષ વિગેરે હતાં તે બધાં તેણે પોતાના સ્વામીની ચિતામાં જ કાયમને માટે બાળી દીધાં. કેટકેટલી આશા, અભિલાષા અને મનોરથની સૃષ્ટિઓ રચેલી ? વિધવા થવા છતાં એ સૃષ્ટિ એકાએક શી રીતે લુપ્ત થાય ? માધવી એકાંતમાં બેસી પોતાના સ્વામીએ કહેલી વાતો વિષે વિચાર કરતી. સ્વામીના અવલંબન વિના આ બધું શા કામનું ? ઈર્ષા, ક્રોધ, દ્વેષ, એ બધું કોની ખાતર ? કોની ખાતર કોઇને દુઃખ આપવું ? કોની ખાતર કોઇની આંખમાંથી આંસુ પડાવવાં ? ખરૂં જોતાં માધવીમાં મૂળથી જ એવી કોઇ ખરાબ વૃત્તિ કે પ્રવૃત્તિ ન હતી. તે એક રાજા સરખા પ્રતિષ્ઠિત અને વૈભવશાળી પિતાની પુત્રી હતી. તેની કોઇ આશા કે આકાંક્ષા અતૃપ્ત રહી ન હતી. ઈર્ષા કે દ્વેષ કરવાનું તેને આવડતું ન હતું.

તેના હૃદયઉદ્યાનમાં અનેક પ્રકારનાં ફુલ ખીલતાં. પહેલાં તો તે ફુલની માળા બનાવી, સ્વામીના ગળામાં પહેરાવી દેતી. આજે સ્વામી સ્વર્ગે સંચર્યા છે, છતાં ફુલઝાડ તો જેમનાં તેમ જ રહી ગયાં છે. આજે પણ ફુલ ખીલે છે, પણ તેની માળા ગુંથાતી નથી, ફુલો પોતાની મેળે કરમાઇ માટીમાં મળી જાય છે. કોઇ કોઇ વાર એકાદ ગજરો ગુંથી, બે હાથની અંજલિ જોડી, કોઇ એક દીનદરિદ્રને વહેંચી આપે છે. લોભ કે કૃપણતાનું નામનિશાન ન મળે. મુખ ઉપર ચિંતા કે ઉદાસીનતાની છાંયા પણ ભાગ્યે જ કોઇએ જોઇ હશે.

વ્રજબાબુની સ્ત્રી ગુજરી ગયા પછી, તેમના ઘરમાં અવ્યવસ્થાનો પાર ન્હોતો. સા કોઇ પોતપોતાનાં સુખ-સગવડ સંભાળીને બેસી રહેતા. કોઈ કોઈની ખબર પૂછવા નવરૂં ન હતું. અન્નસત્ર જેવું મ્હોટું રસોડું ચાલવા છતાં કોઇને ખાવાનું મળે અને કોઈ કોઈ ભૂખ્યા રહી જાય તો પણ કોઇ ભાવ પુછે તેવું નહોતું. ઘરના જુદા જુદા માણસોના નોકરચાકર પણ જુદા જુદા. તેઓ પોતાના માલિકની જ કેવળ કાળજી રાખતા.

પરંતુ જે દિવસે માધવી, પોતાનું અતુલ રૂપ, સ્નેહ, દયા, મમતા લઇને બાપને ત્યાં આવી તે દિવસથી વ્રજબાબુને ત્યાં બારે માસ વસન્તનો વાયુ વહેવા લાગ્યો. ઘરનાં બધાં માણસો તેને મ્હોટી બ્હેન અથવા માધવીના નામથી બોલાવવા લાગ્યાં. ઘેર પાળેલું એક ન્હાનું કૂતરૂં પણ જ્યાં સુધી દિવસમાં એકવાર મ્હોટી બ્હેનનું મ્હોં ન જુએ ત્યાં સુધી તેને જંપ ન વળે. કૂતરાને પણ

એટલું ભાન થઇ ગયું કે આવા મ્હોટા ઘરમાં જો કોઈ સ્નેહમય, દયામય અને સૌને આધારરૂપ હોય તો તે એક માત્ર મ્હોટી બ્હેન. મ્હોટા મુનિમથી લઇને તે ઠેઠ ન્હાના પટાવાળા અને દરવાન પણ મ્હોટી બ્હેનની આજ્ઞા કે સલાહને પહેલું માન આપે. તેઓ ઘણુંખરું મ્હોટી બ્હેન ઉપર જ આધાર રાખતા. કોણ જાણે કેમ, પણ દરેકના મનમાં એમ જ ઠસી ગયું કે મ્હોટી બ્હેનની આપણી ઉપર મ્હોટી મહેરબાની છે, તેથી મ્હોટી બ્હેનનો પડ્યો બોલ ઝીલી લેવા સૌ ઉત્સુક રહેતા.

સ્વર્ગનું કલ્પવૃક્ષ કદિ નિહાળ્યું નથી. નિહાળીશું કે નહીં તે એક જૂદો સવાલ છે. એટલે કલ્પવૃક્ષ કેવું હોય તે કહેવું નકામું છે. છતાં વ્રજબાબુના કુટુંબમાં રહેનારા તમામ માણસોને માટે એક કલ્પવૃક્ષ ફળ્યું હતું, એટલું તો અમે ખાત્રીથી કહી શકીએ છીએ. કોઇ પણ માણસ તેની છાંયામાં જઈ હાથ લંબાવે એટલે તે રાજી થઇને જ પાછો વળતો.

આવા પરિવારમાં આવી ચડવાથી સુરેંદ્રને પણ એક જૂદા જ પ્રકારનું જીવન ગાળવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. તેણે જોયું કે ઘરના બધા જ માણસો કેવળ એક જણ ઉપર આધાર રાખે છે, તેથી તે પણ તેમના પગલે પગલે ચાલવા લાગ્યો. ફેર માત્ર એટલો જ કે બીજા માણસો કરતાં સુરેંદ્રનો ખ્યાલ કંઈક જૂદા પ્રકારનો હતો. તે એમ માનતો કે ઘરમાં 'મ્હોટી બ્હેન' નામની કોઇ એક જીવતીજાગતી વસ્તુ વસે છે અને તે બધાની સંભાળ રાખે છે, બધાના લાડકોડ પૂરા કરે છે અને જ્યારે જે ચીજની જરૂર પડે ત્યારે તે ચીજ ન હોય ત્યાંથી લાવી આપે છે. કલકત્તાની શેરીઓમાં રખડતી વેળા તેણે પોતે પોતાની સંભાળ રાખવાનું શરૂ કર્યું હતું, પરન્તુ આ કુટુંબમાં આવ્યા પછી તે બધું ભૂલી ગયો. માણસમાત્રે પોતાની જાતની સંભાળ લેતાં શીખવું જોઇએ, એવો મહામહેનને મેળવેલો બોધપાઠ એ જોતજોતામાં વિસરી ગયો.

ભાતભાતનાં વસ્ત્રો અને જાતજાતનાં પુષ્કળ સાધનોની અહીં ખોટ ન હતી. સુરેંદ્રને માટે ન્હાનો રૂમાલ પણ તેના ટેબલ પર રોજ સફાઇથી, પોતાની મેળે આવી ગોઠવાઇ જાય. પહેલવહેલાં તો તેને આવી વ્યવસ્થા જોઇ કુતૂહળ અને આશ્ચર્ય થયેલાં. એકવાર એક નોકરને પૂછ્યું પણ ખરું કે "આ બધું કોણ મોકલે છે ?" જવાબ મળ્યો કે "મ્હોટી બ્હેને મોકલ્યું છે." સવારમાં નાસ્તાને માટે જે એક ન્હાની રકાબી આવતી તેમાં પણ તે મ્હોટી બ્હેનનો વાત્સલ્યભર્યો હાથ સહેલાઇથી પારખી લેતો.

એક દિવસે ગણિતના દાખલા કરતાં કરતાં તેને કંપાસની જરૂર પડી. પ્રમિલાને કહ્યું કે "પ્રમિલા, મ્હોટી બ્હેન પાસેથી કંપાસ લઈ આવ ને !"

મ્હોટી બ્હેનને કોઇ દિવસ કંપાસની જરૂર પડી ન હતી. અને તેની પાસે તે હતો પણ નહીં. છતાં તરત જ બજારમાં નોકરને દોડાવી કંપાસ મંગાવી લીધો. સાંઝે, તે બ્હારથી ફરીને આવ્યો ત્યારે પોતાની માગેલી વસ્તુ ટેબલ ઉપર પડેલી તેના જોવામાં આવી. બીજે દિવસે પ્રમિલા ભણવા આવી ત્યારે કહ્યું કે "માસ્તર સાહેબ ! કાલે મ્હોટી બ્હેને આ મોકલ્યું હતું."

તે પછી કોઈ કોઇ વાર સુરેંદ્ર અચાનક એવી વસ્તુ માગી બેસતો કે બિચારી મ્હોટી બ્હેન વિચારમાં જ પડી જતી. છતાં તેની માગણી પૂરી પાડવાને પોતાથી બને તેટલો પ્રયત્ન કરતી. "નહીં મળી શકે" અથવા "નથી" એવો જવાબ તો કદિ પણ ન મળતો.

એક દિવસે સુરેન્દ્રને કંઇક તરંગ આવ્યો. તેણે પ્રમિલાને કહ્યું કે "જા ને, મ્હોટી બ્હેન પાસેથી ચાર પાંચ જુનાં કપડાં લઇ આવ ને ! ભીખારીને આપવાં છે." જુનાં નવાં કપડાં છૂટાં પાડવા જેટલો વખત માધવીને કવચિત્ જ મળતો. તેણે પોતાનાં પહેરવાનાં પાંચ કપડાં મોકલી દીધાં. ઉપલા માળની બારીમાંથી જોયું તો સુરેન્દ્ર કપડાં ગરીબોને વહેંચી આપતો હતો.

આવી ન્હાની મ્હોટી કેટલીએ માગણીઓ બોધવીને પૂરી પાડવી પડતી. ધીમે ધીમે માધવી પણ ટેવાઇ ગઈ. તેને હવે એમ ન લાગતું કે પોતાના ઘરમાં એક નવો અજાણ્યો માણસ આવી ચડ્યો છે અને વખતકવખત જોયા વિના દરેક વખતે લફરું કહાડી બેસે છે.

માત્ર એટલું જ નહીં પણ આ નવા માણસની ખાતર માધવી હમણાં હમણાં બહુ જ સાવચેત રહે છે, તેને ક્યારે કઇ વસ્તુની જરૂર પડશે તેની અગાઉથી જ તેને ગોઠવણ કરી રાખવી પડે છે. સુરેન્દ્રનું એક બીજું દુઃખ પણ છે. તે દરેક વખતે જોઈતી ચીજ માગી લેતો નથી. જો પોતાની જરૂરીઆત પ્રમાણે, પહેલેથી માગી લેતો હોત તો માધવીની ઉપાધિ પણ ઓછી થઇ જાત. પ્રાતઃકાળમાં ચ્હા પીતાં પીતાં કંઇક એવા વિચારના તરંગે ચડી જાય કે ચ્હાનો પ્યાલો પડ્યો રહે—ચ્હા ટાઢી થઇ

જાય તેનું પણ તેને ભાન ન રહે. જમવા બેસે ત્યારે પણ વિચારમાં એવો ઉંડો ઉતરી જાય કે થોડું ખાધું-ન ખાધું કે એકદમ ઉભો થઇ જાય, જમવાનો બાજઠ આખો એંઠથી ભરી દે. ખાવા પીવા વિષે જાણે સાવ અરુચિ હોય અને કંઇ ભાવતું ન હોય એમ કોઇ જોનારને લાગ્યા વિના ન રહે. નોકરો પણ તેનો આ વિચારવાયુ સમજી ગયા હતા. તેઓ કહેતા કે "માસ્તર સાહેબ ભાન વગરના છે, કોઇ વાતની ગતાગમ નથી. આખો દિવસ હાથમાં ચોપડી પકડીને જ બેસી રહે છે."

વ્રજબાબુ કોઇ કોઇ વાર નોકરી વિષે વાત કાઢતા. સુરેન્દ્ર તેનો ગોળગોળ જવાબ આપી, વાતને ટાળવાનો પ્રયત્ન કરતો. માધવીને કાને એ વાત પહોંચતી. માધવી સારી પેઠે સમજી ગઇ હતી કે નોકરીની ફિકર-ચિંતા માસ્તર સાહેબને લેશમાત્ર નથી. તે માટે તે કંઇ પ્રયત્ન નથી કરતા એટલું જ નહીં પણ ઇચ્છા પણ નથી. તેઓ તો પ્રાપ્ત સ્થિતિમાં જ સંતોષ માની બેઠા છે.

બરાબર દસ વાગે એટલે મ્હોટી બ્હેન તરફથી ન્હાવા અને જમવાની તાકીદ આવે. સુરેન્દ્ર ઉઠીને સ્નાનાદિથી પરવારી આહાર કરવા બેસે. જમતાં ચિત્ત ચકડોળે ચડે તો મ્હોટી બ્હેન તરફથી પ્રમિલા આવીને સાવચેત કરી જાય. મોડી રાત સુધી વાંચ વાંચ કરે તો નોકર આવીને ગ્યાસની ગાંસી બંધ કરી ચાલ્યો જાય. સુરેન્દ્ર ના પાડે તો પણ નોકર ન સાંભળે. તે માત્ર એટલું જ કહે કે "મ્હોટી બ્હેનનો હુકમ છે."

એક દિવસે માધવીએ બાપની પાસે બેસી, હસતાં હસતાં કહ્યું: "બાપા, પ્રમિલામાં અને તેના માસ્તરમાં જરાય તફાવત નથી."

"કારણ?"

"બેઉ જણાં ન્હાનાં બાળક જેવાં છે. પ્રમિલાને જેમ પોતાના ખાવાપીવાની, પહેરવાઓઢવાની કંઇ દાઝ નથી તેમ તેના માસ્તરને પણ ક્યારે શું કરવું તેનું મુદ્દલ ભાન નથી. વખત-કવખત જોયા વિના કોઇ વાર એવી વસ્તુ માગે છે કે કોઇ પણ સમજદાર માણસ એવી ભૂલ ન કરે."

વ્રજબાબુ વાતનો મર્મ બરાબર સમજી ન શક્યા. તેઓ માધવીના મ્હોં સામે જોઇ રહ્યા.

માધવીએ હસતાં હસતાં કહ્યું: "આપણી ન્હાની બ્હેનને તો કંઇક ભાન છે, આ માસ્તરને તો એટલું પણ નથી."

"વ્રજબાબુ પણ હસી પડ્યા. કહ્યું કે "છોકરો કંઇક ગાંડા જેવો લાગે છે, ખરું?"

"ગાંડો નથી. ઘણું કરીને કોઇ મ્હોટા માણસનો છોકરો છે."

વ્રજબાબુ આશ્ચર્ય પામીને બોલ્યા: "તેં શી રીતે જાણ્યું?"

માધવીએ કંઇ જવાબ ન આપ્યો. સુરેંદ્રની બેપરવા, અશક્તિ, અને ઉદાસીનતા ઉપરથી જ માધવી સમજી ગઇ હતી કે બીજા ઉપર આધાર રાખી બેસવાની આવી વૃત્તિ કેવળ શ્રીમંતોનાં સંતાનોમાં જ સંભવે. આ અક્ષમતા આડંબરી નહીં, પણ સ્વાભાવિક છે. તેમાં પૂર્વનો અભ્યાસ સ્પષ્ટપણે તરી આવતો હતો. સુરેંદ્રની ખાવા-પીવાની બેપરવા જોઇને માધવી બહુ જ આશ્ચર્ય પામતી. ગમે તેવી સારી અને સ્વાદવાળી વસ્તુ તેના ભાણામાં પીરસી હોય તો પણ તે તરફ તેનું લક્ષ ન જાય. જાણે ખાવાપીવા વિષે કોઇ જાતની સ્પૃહા ન હોય એમ ચોખ્ખું દેખાઇ આવે. તેનો એક વૃદ્ધ પુરુષને છાજે તેવો વૈરાગ્ય અને એક બાળકને શોભે તેવી સરળતા, ગાંડા માણસના જેવી ઉપેક્ષા એ બધું તેને બહુ રહસ્યમય લાગતું. અને એટલા જ સારૂ માધવીની દયાભરી દૃષ્ટિ તેની પર નિરંતર અમી સિંચ્યા કરતી. શરમને લીધે તે ઉદાસીન જેવો રહેતો એમ પણ ન હતું. જ્યારે કોઇ વસ્તુની તેને અતિશય આવશ્યક્તા લાગતી ત્યારે વખત-કવખત વિચાર્યા વિના માગવામાં જરાય સંકોચ ન રાખે, મ્હોટી બ્હેન પાસે તેની માગણી આવીને ઉભી જ રહે. એવે પ્રસંગે માધવી મનમાં ને મનમાં સ્હેજ હસે. તેને લાગે કે ખરેખર, આ માણસ કેવો નિર્દોષ અને સરળ છે!

( અપૂર્ણ )

સુશીલ

# સ્પેઈનમાં સાંઢની સાઠમારી

## (બુલ ફાઈટ)

જ્યારે સ્પેઇન દેશ જાહોજલાલીની ટોચ પર હતો અને ત્યાંની તવંગર પ્રજા મોજમજાહને માટે પૈસાની રેલમછેલ કરતી હતી તે વખતે તેના અસ્થિર મનને રીઝવવા માટે અનેક ખેલો યોજાતા હતા. રોમન સામ્રાજ્યના વખતમાં પણ આવી જ મનોદશા હતી. જે ખેલોમાં શારીરિક બળ, ચપળતા, અથવા નીડરતા હોય તેવા જ પસંદગી પામતા અને જેમાં જાનને જોખમ પહોંચવાની દહેશત હોય તે વધારે વખણાતા. મજબુત મલ્લો (ગ્લૅડીએટર્સ) ની મારામારીમાં હારેલા માણસને મારી નાંખવામાં આવતો. ગુલામોને વાઘ જોડે લડવું પડતું. તેવી જ રીતે સ્પેઇનમાં માણસો માતેલા સાંઢ જોડે લડતા. મુગલ પાદશાહોના વખતમાં હાથી ને વાઘ, અથવા હાથી સામે હાથીની લડાઇ ...વવામાં આવતી.

આજે વડોદરા શહેરમાં અગડના ખેલો થાય છે મુગલ પાદશાહીની અસર પ્રાન્તિક સુબાઓ અથવા લતાનો ઉપર થયેલી તેના અવશેષરૂપે જ છે એમ અનુમાન કરી શકાય. વડોદરામાં મેં મરઘાઓની લડાઇ જોઇ છે. મરઘાઓને એટલું જોસ ચડે છે કે સામો હરીફ મરી જાય ત્યાં સુધી લડાઇ ચાલુ રહે છે. માણસ જાતમાં ઇશ્વરી તેમ જ શયતાની ગુણ સર્જાયા છે. જો માણસ પોતાની ઉન્નતિને માટે પ્રયત્ન કરે છે તો તેના ઈશ્વરી ગુણો ખીલે છે, જેવો પ્રયત્ન ઢીલો પડે છે કે તરત ખરાબ ગુણો ઉગી નીકળે છે. બાગમાં અને ખેતરમાં પણ તેમ જ થાય છે. ખરાબ તથા નકામા છોડ તથા ઘાસને નીંદવું જ જોઇએ, નહીં તો તે સારા છોડને, ફળફુલના ઝાડને દાબી દે છે. જ્યારે પ્રજાની અવનતિ થાય છે ત્યારે તેમના અમાનુષી ગુણો આગળ પડે છે. મરઘાઓની લડાઈ ઘાતકી હોય છે અને વળી કેટલીક વખત તો મરઘાના પંજા ને લોખંડના નખ બાંધવામાં આવતા ત્યારે લડાઇ વધારે ભયંકર થતી અને મરઘા લોહીલુહાણ થતા. છેલ્લાં ત્રીસેક વર્ષથી આ ક્રૂર ગમત બંધ થઇ છે એમ માનું છું.

વડોદરા શહેરમાં અગડના ખેલો થાય છે તેમાં દેશપરદેશથી મલ્લો આવે છે. કુસ્તીમાં મુક્કાબાજી (boxing)ના જેવી ક્રૂરતા નથી, તે છતાં કુસ્તી જેવી નિર્દોષ રમતમાં પણ આપણે ત્યાં ઘાતકીપણું દાખલ કરવામાં આવ્યું હતું. કેટલાક કુસ્તીબાજો (ઘણું કરીને દક્ષિણના) હાથે લોખંડની વીંટી પહેરતા અને તેના પર એક ભારે લોખંડનો ગઠ્ઠો રાખતા. તે જો માથા પર વાગે તો ખોપરીને ફોડી નાંખે. આ રમતને વજ્રમુષ્ટી કહે છે. તીતર તીતરની હરીફાઈ થતી, અને તેવી જ રીતે ઘેટાં, પાડા, ગેંડા, તથા હાથીની ટક્કરો થાય છે. અગડના ખેલો સાધારણ રીતે નિર્દોષ હોય છે અને આપણી હિંદી પ્રજા આવેશમાં બહુ આવતી પણ નથી અને ક્રૂરતા તો નથી જ બતાવતી. તે છતાં કોઇ કોઈ વાર કમકમાટ ભરેલી ટક્કરો થાય છે. પાડાઓની ખોપરી ફુટી જઇને પાંચ સેકંડમાં મરી ગયાનો પ્રસંગ થોડા જ વર્ષ પર થયેલો. હાથી અને ઘોડેસ્વારની સાઠમારીમાં ઘોડેસ્વારની હિંમત, ચાલાકી, ચપળતા, નીડરતા જોવામાં આવે છે. આજે યૂરોપખંડમાં તેનાથી પણ વધારે હેરત પમાડે એવા ખેલો થાય છે. ખુબ ઉંચા ઢોળાવ ઉપરથી બાઇસીકલ પર બેઠેલો માણસ એવા જોરથી નીચે ઉતરે છે કે માત્ર ઢોળાવ ઉતરતાં મેળવેલા વેગથી તે ચક્કરના રૂપમાં ગોઠવેલા પાટીઆ ઉપરથી દોડી જાય છે. જ્યારે તે ચક્કરના ઉપલા ભાગ ઉપર હોય છે ત્યારે તેનું માથું નીચે અને પગ ઉપર હોય છે, અને પુર જોસથી દોડતી બાઇસીકલના વેગને લીધે જ લાકડાને ચોંટી રહે છે. હવામાં એરોપ્લેનનો આગલો ભાગ ઉંચો કરતાં કરતાં ઉધું વાળીને ગુલાંટ

ખવડાવે છે. જેમ મરણનો કે અકસ્માતનો ભય વધારે તે પ્રમાણમાં લોકોની પસંદગી તથા ઉત્સાહ વધે છે. આવા હેરત પમાડતા ખેલોને લીધે અજાયબીની સાથે હિમ્મત તથા કુશળતાને માટે શાબાશી બતાવાય છે પણ એકંદરે માણસના ઉચ્ચ ગુણોને પોષણ મળતું નથી. એવા ખેલો આપણે કરવાનું ઇચ્છીએ નહીં. જર્મન કસરતબાજ "સેન્ડો"નું શરીર અજબ કસાયલું છે પણ તેમાં કૃત્રિમતા છે, સૌન્દર્ય નથી.

સ્પેઇન દેશમાં ગોધાની લડાઇ થાય છે તે જગપ્રસિદ્ધ છે. લડાઈ કરતાં તેને સાઠમારી કહેવી વધારે વ્યાજબી છે, કારણ કે બધો ખેલ ગોધા અને માણસોની વચ્ચે જ હોય છે. આ ખેલ ઘણુંખરું સ્પેઇનમાં જ બતાવી શકાય છે કારણ કે બીજા દેશોમાં એટલું બધુ ઘાતકીપણું સહન ન થાય. થોડાં વર્ષ ઉપર ફ્રાન્સમાં ખેલ થયા હતા તે વખતે આખા યૂરોપમાં અત્યંત ટીકા થઇ અને પ્યુરીટન ઇન્ગ્લંડનો ગુસ્સો તો ભારે હતો. જે પ્યુરીટનોએ અમેરિકાના મૂળ વતનીઓ (ઇન્ડીઅન્સ)ને સદંતર પાયમાલ કર્યા, સંયુક્ત અમેરિકાના દક્ષિણ ભાગમાં વસતા હબસીઓ ઉપર રાક્ષસી જુલમો ગુજાર્યા અને હજી આજે માની ન શકાય એવા અન્યાય કરી રહ્યા છે, જે અંગ્રેજો આસામના ચ્હાના બગીચામાં જુલમ ગુજરી રહ્યા હતા (બિહારના નિલવરો પણ તે જ ઓલાદના છે) અને જેમણે સુદાનમાં હજારો આરબોને કતલ કરી નાંખેલા, તે અંગ્રેજો કોપી ઉઠયા અને વર્તમાનપત્રોમાં હોહાકાર થઇ રહ્યો. અધોગતિએ પહોંચેલી સ્પેઇનની પ્રજામાં અંગ્રેજોના જેવી પોતાને ઉતરવાની શક્તિ નથી, એમનામાં કેળવાયલી લાગણી ઓછી થઇ ગઇ છે, સંયમ ઓછો છે અને તેથી એકદમ ઉશ્કેરાઈ જાય છે, પણ એક વાર ઉભરો આવી ગયો એટલે પાછી જડતા આવી જાય છે.

૧૯૦૨ની સાલમાં હું હવાફેરને માટે ફ્રાન્સના પશ્ચિમ કિનારા પર આવેલા બીઆરીટ્ઝ ગામમાં ગયેલો. ત્યાં આટલાંટિક મહાસાગરનાં મોટાં તોફાની મોજાં ફ્રાન્સના ખડકો સાથે ખુબ જોરથી અફળાય છે અને હવામાં સ્વચ્છ પ્રાણવાયું (ઓક્સીજન) વધારે પ્રમાણમાં હોવાને લીધે આ જગ્યામાં બીમાર માણસો હવાફેર માટે જાય છે. દક્ષિણમાં પીરીનીઝના પર્વતોની હારમાળા આવી છે એટલે ઉનાળાને માટે સુંદર સ્થળોએ સ્હેલાઇથી પહોંચી શકાય છે. પીરીનીઝની દક્ષિણમાં સ્પેઇન દેશ આવ્યો ત્યાં સાં-સેબાસ્ટીઆન નામના ગામમાં સાંઢની સાઠમારીનો તમાશો જોવાનો પ્રસંગ મને મળેલો.

સ્પેઇન યૂરોપખંડની દક્ષિણમાં આવ્યું છે એટલે ત્યાં તાપ લાગે છે. પાંચ વર્ષ સુધી સ્વચ્છ ભુરૂં આકાશ ઇન્ગ્લંડ કે ફ્રાન્સમાં જોયેલું નહીં તે અહીં જોઇ શકાયું. રાત્રે ચાંદની પણ બહુ જ સુંદર દેખાઈ. લોકો પણ જરા કાળાશ પડતા જણાયા, અને જ્યારે અગડમાં ગયા ત્યારે જોયું કે સ્ત્રીઓએ રંગરંગીત કપડાં પહેરેલાં, અને પુરૂષ વર્ગ સફેદ કપડાંમાં સજ્જ થયેલો. ઉત્તર યૂરોપમાં તો જ્યાં જઇએ ત્યાં કાળાં કપડાં જોવામાં આવે છે તેનાથી જુદું જ દશ્ય અહીં જોવામાં આવ્યું.

અગડની રણભૂમિ ગોળાકારમાં હતી અને તેના વચલા ભાગમાં ચાળીસેક ફુટ પહોળી હશે. તેમાં રેતી પાથરેલી. અગડની આસપાસ ૪½ ફુટ ઉંચી લાકડાની મજબુત દીવાલ હતી અને તેમાં પેસવા માટે એક જ દરવાજો હતો. તે દીવાલની આસપાસ ચોગરદમ દસ ફુટ ખાલી જગ્યા હતી અને તે મુકીને બીજી દીવાલ હતી. આખા અગડની આસપાસ પાયરીમાં ચડતી બેઠકો હતી અને તેમાં આશરે દસહજાર માણસો બેઠાં હતાં. તડકાને લીધે મંડપની રંગબેરંગી ધજાપતાકા તેમ જ પ્રેક્ષક વર્ગનાં કપડાં ખુબ શોભી રહ્યાં હતાં. માણસોના હૃદયોમાં તનમનાટ, કાંઈક અધીરાઇ, કાંઇક ભય, ઉલ્લાસ વિગેરેની મિશ્ર લાગણી ફેલાઇ રહી હતી. ખેલની શરૂઆત થઈ એટલે જે માણસો આ ભયાનક લડાઇમાં ભાગ લેનાર હતા તે એમના ૧૮ મી સદીના આકર્ષક પોશાકમાં બહાર આવ્યા અને પ્રેક્ષકોને નમન કરીને બ્હાર નીકળી ગયા. તેમાંના ચાર માણસો (બાન્ડેરીલો) એ રૂપેરી કપડાં પહેર્યાં હતાં, ઘુંટણ સુધી સફેદ રેશમી મોજાં, સફેદ બુટ, સફેદ ટુંકાં પાટલુન, રીબન અને ફુમતાંથી સુશોભિત તેવું જ સુંદર પહેરણ, અને હાથમાં લાલ રેશમી ડગલો રાખેલો. તે અગડમાં દીવાલ પાસે છુટા છુટા ઉભા રહ્યા એટલે દરવાજો ઉઘડયો અને એક ખુબ જોરાવર માતેલો સાંઢ માથું નીચું કરીને ધસી આવ્યો. આ સાઠમારી માટે સ્પેઇનના દક્ષિણ ભાગમાં આવેલા આંડીલુસીઆ નામના પ્રાંતમાં આવા સાંઢને ખાસ ઉછેરવામાં આવે છે. સારી ઓલાદના સાંઢને ખવડાવી કેળવીને ખુબ જબરા તથા દેખાવડા બનાવે છે, અને તેમની કિંમત પણ ઘણી જ

હોય છે. જેવો તે અગાડની વચમાં આવી પહોંચ્યો એટલે સ્વાભાવિક રીતે લોકોએ તાળીથી વધાવી લીધો. દસહજાર માણસની તાળીના અવાજથી ચીડવાઇને તેણે ધરતીને લાતો મારી અને તેના નસકોરાંમાંથી ગુસ્સાના ફુવારા ફુટવા લાગ્યા. એની લાલચોળ આંખમાંથી અગ્નિ ઝરતો હતો, એટલામાં એક બાન્ડેરીલો મેદાનમાં નીકળ્યો અને તેણે પોતાનો લાલ ડગલો એના મ્હોં આગળ ધર્યો. સાંઢ લડાઇને માટે તૈયાર હતો, હજારો માણસોને જોઇને ઉશ્કેરાયલો અને તેમાં રાતું કપડું બતાવ્યું એટલે સીંગડાં તાકીને વિજળીને વેગે એ માણસ તરફ ધસ્યો. એ માણસ એટલો ઠંડા મીજાજનો, એની આંખ એટલી કેળવાયલી, અને એના આખા શરીરની ચપળતા એટલી બધી હતી કે પ્રેક્ષકોને થયું કે માણસ વિંધાઇને જમીન ઉપર પછડાશે; એવી વખતે એક તસુનું અંતર નહીં હોય તેટલામાં એક બાજુ પર તે ખસી ગયો. સાંઢ તો વેગમાં ને વેગમાં આગળ ધસી ગયો અને દીવાલ જોડે અફળાયો. લોકોના હર્ષનો શું પાર હોય? ઘણા તો ઉભા થઇ ગયા, સ્ત્રીઓએ ચીસો પાડી મુકી અને પછી આખા મંડપમાં હર્ષનાદ તથા તાળીઓના અવાજ થઇ રહ્યા. લોકોએ શ્વાસ લેવાનો બંધ રાખેલો તે ફરી શ્વાસ લેવા મંડી ગયા. પણ એટલામાં સાંઢ પાછો ફર્યો, તેની સામે બીજો માણસ ગયો, ડગલો બતાવ્યો અને દોડવા માંડ્યું. થોડું હંફાવીને આસપાસ દોડાવતો હતો એટલામાં દીવાલ નડી. લોકોના શ્વાસ પાછા અટક્યા કારણ કે બાજુ પર નાસી જવા જેટલી જગ્યા નહોતી. પણ બાન્ડેરીલો એક હાથ દીવાલ પર મુકીને કુદી ગયો. એક સેંકડની ચુક થાત તો તેનો જાન જાત. આ પ્રમાણે અનેક રીતે એક પછી એક માણસે આવીને લાલ ડગલો બતાવ્યો અને આ રાક્ષસી સાંઢનાં સીંગડાં આગળથી નાસી છુટ્યા. દરેક વખત એમ જ લાગે કે જો ભૂલેચુકે પગ લપસ્યો, કે એક સેંકડની વાર થઈ તો જરૂર મોત જ આવ્યું. સાંઢ તો ઘણો જ ઉશ્કેરાઇ ગયેલો હતો પણ આ ચાલાક માણસો મરજીમાં આવે તેમ ફરતા, જાણે દરીઆકિનારા પર ધીમે ધીમે ફરતા હોય કે કસરતને માટે કુદતા હોય. ન મળે જરા પણ ઉતાવળ કે પરસેવો. શાબાશ, શાબાશ (બ્રાવો, બ્રાવો) ના પોકાર ગાજી રહ્યા.

ખુલ્લા દરવાજામાંથી સાંઢને અગાડ બહાર કાઢ્યો અને પછી ઘોડા ઉપર બેઠેલા ત્રણ પીકૅડોર આવ્યા. ટ્રામ ચલાવવામાં દોડી દોડીને અધમુઆ થઇ ગયેલા, હાડપીંજર જેવા ઘોડા ઉપર ઘોડેસ્વાર બેઠેલા. તેઓ થોડે થોડે દૂર દીવાલની લગોલગ ઉભા રહ્યા કે ફરીને સાંઢ દોડતો આવ્યો. ફરીને તાળીના અવાજથી ગભરાયો પણ આ વખતે તો ઘોડેસ્વાર મેદાનમાં આવેલા જોઇને ચકિત થયો અને તેમની તરફ ધસ્યો. ઘોડા તો તદ્દન મુડદાલ હતા અને આંખે પાટા બાંધેલા એટલે જરા પણ ખસ્યા નહીં. સાંઢનું એક સીંગડું ઘોડાના પેટમાં ખોસાઈ ગયું, સ્વાર થયેલો માણસ દીવાલની બીજી બાજુ પર ઢળી પડ્યો, પણ પડતાં પહેલાં તેના હાથમાં બે નાના ભાલા હતા—એક જ ઇંચ લાંબા અને તેને રંગરંગીત ફુમતાં—તે સાંઢની ગરદનમાં ખુબ ચાલાકીથી ઘોંચી દીધા. જ્યારે સાંઢ ફતેહના તોરમાં ખસી ગયો એટલે ઘોડો પથ્થરની માફક જમીન પર પડ્યો, પગ પછાડ્યા, તેના પેટમાંથી લોહીના ધોધ નીકળ્યા, અને અને—ઓ ખુદા! એનાં આંતરડાંનાં ગુંચળાં બહાર નીકળી પડ્યાં. પોતાનું રક્ષણ કરવાને માટે જરા પણ નાસી ન શકે એવી ક્રૂર રીતે ઘોડાનો ભોગ આપ્યો. સાંઢ તો દોડ્યો બીજા ઘોડા તરફ, તેને પછાડ્યો, ત્રીજાને માર્યો અને આખું મેદાન લોહી લોહીથી ખરડાઇ ગયું. લોકોને આ ઘાતકી દૃશ્ય જોઇને કંપારી છુટી, કેટલાકોએ આંખ મીંચી દીધી, બધાંનાં મ્હોડાં બ્હીલાં પડી ગયાં. પણ સાંઢની જાડી ગરદન ઉપર હવે ૭ નીશાન લટકતાં હતાં. એ નીશાનની નીચે ૬ ભાલા હતા. પાતળી ખીલી જેટલા જાડા અને એક જ ઇંચ લાંબા. તે ભાલા ભોંકાવાને લીધે એની ગરદનના મજબુત સ્નાયુ—જેને લીધે તે સીંગડાં મારીને ડોકું ઉંચું કરતો હતો તે—શિથિલ થઈ ગયા. હવે સીંગડાં પર ઝોલી લઈને ઉછાળવાની તેની શક્તિ નાબુદ થઇ હતી. આ ભાલા કોઇ ઉંચી જગ્યાએથી નાંખવા જોઇએ તેથી ઘોડાને લાવેલા, અને કીમતી ઘોડા પાલવે નહીં તેથી બીચારા ગરીબડા ઘરડાં ઘોડાનો ભોગ આવી ભયંકર રીતે અપાયો. લોહી બતાવીને સાંઢને વધારે ઉશ્કેરવાનો હેતુ પણ હશે અથવા ઉશ્કેરાયલા પ્રેક્ષકોની લોહી જોવાની નીચ વૃત્તિ સંતોષવા માટે પણ હોય—કારણ વિષે અનુમાન કરવું નકામું છે. અમે ઉઠીને નાસી જવાનો વિચાર કર્યો પણ આ ગીર્દીમાંથી બહાર નીકળી શકાય એવું નહોતું.

અમે સ્પેનીશ લોકોને, યૂરોપીય સંસ્કૃતિના જંગલીપણાને ગાળો દીધી. શરીરે ચીતરી ચઢતી હતી. અમે બન્ને હિંદી દાક્તરો લોહીથી ગભરાઇએ એવા નહોતા, કારણ કે આંતરડાં પેટમાંથી બહાર કાઢીને શીવી, સાફ કરી દઇને પેટ પાછાં શીવવાનું કામ તો અમે કર્યું હતું, પણ આ દશ્ય તો અસહ્ય હતું.

ઘોડાને ખેંચી ગયા બાદ બીજા માણસો આવ્યા, કૅૉડ્રીલા, અને તેમના હાથમાં પણ ઘણાં નાનાં ટાંકણી જેવાં તીર હતાં. સાંઢની સામે ઉભા રહીને તેના હુમલાની રાહ જુએ, અને જેવો તે અડકી શકાય એટલો પાસે આવે કે તરત અત્યંત ચપળતાથી એક બાજુએ ખસી જાય, પણ ખસતાં ખસતાં બહુ જ ચાલાકીથી બન્ને તીર હાથથી એની ગરદન ઉપર ફેંકે એટલે ગરદનમાં ભોંકાઇ જાય. બીજો માણસ આવું કરવા ગયો ત્યાં તેનો પગ લપસ્યો, અને મરતો મરતો બચ્યો. જેવો તે મુશ્કેલીમાં જણાયો કે બીજા માણસે ઘણી જ બહાદુરીથી ધસી આવીને સાંઢની બન્ને આંખ આગળ લાલ ડગલો ધરી દીધો. પેલો લપસેલો માણસ નાઠો અને તેને બચાવનાર માણસે સાંઢને બીજી દિશામાં ફંટાવી દીધો. એક માણસે તીર ફેંક્યાં તે ગરદન પર ચોંટી ન રહેતાં જમીન પર પડયાં ત્યારે આખો પ્રેક્ષક વર્ગ ગુસ્સે થઇ ગયો. પેલા ખેલાડીને ખુલ્લી રીતે ગાળો દીધી, નાપસંદગીની ચીચીઆરીઓ પાડી, કોઇએ ગુસ્સામાં લાકડી પણ મારી. આ ઉશ્કેરાયલાં જાનવરોની નીચવૃત્તિ, ક્રૂરતાનાં ચિહ્નો જોયાં. ખુશ થતાં વાર નહીં, ગુસ્સે થતાં વાર નહીં, પણ મેદાનમાં ગયેલા માણસોને તો જીવનમરણનો પ્રશ્ન હતો. જરા નજરચૂક, આંખ પર સુરજનું કિરણ, પગનું અચકાવું, કે રેતીનું ખસવું થાય, તો વખતે ક્રોધાંધ સાંઢનાં શીંગડાં શરીરમાં ભોંકાઇ જાય.

હવે સાંઢ થાકી ગયેલો જણાયો. ગરદન લોહીથી ખરડાઇ ગઇ હતી. લાલ ડગલો જોઇને દોડતો પણ નહીં પણ જ્યારે છેક પાસે આવે ત્યારે જ હુમલો કરે. આવી સ્થિતિમાં આવ્યો એટલે માટાડોર આવ્યો. તેણે બધાં સોનેરી રીતનાં કપડાં પહેરેલાં અને રાજા જેવી ગંભીર ચાલથી દાખલ થયો. તેને તાળીઓથી વધાવી લીધો. હવે આતુરતા અને ઉશ્કેરણીનો પાર ન રહ્યો. લોકોથી અણધાર્યું ઉછાળ જવાતું હતું. એના હાથમાં લાલ ડગલો અને ચળકતી પાણીદાર તલવાર હતી. આપણી પહોળી તલવાર નહીં, પણ સોયા જેવી અને એ ફુટ લાંબી હતી. થોડી વાર સાંઢની જોડે રમ્યો, તેને મેદાનની વચમાં ખડો કર્યો અને બરાબર નેમ તાકીને તેના ખભામાં એવી રીતે ભોંકી દીધી કે માત્ર હાથો જ બહાર દેખાયો. આખી તલવાર સાંઢના બરડામાં ઘુસી ગઇ, તેનું હૃદય છેદી નાંખ્યું. સાંઢે એક બરાડો પાડયો અને ઘુંટણ પર પડી ગયો, મ્હોંમાંથી લોહીના ધોધવા નીકળ્યા, નાકમાંથી પણ લોહી નીકળ્યું, અને થોડા પછાડા મારીને મરી ગયો. પણ પ્રેક્ષકો?—પ્રેક્ષકો બધા ઉભા થઇ ગયા અને શાબાશીના પોકાર મંડપમાં ગાજી રહ્યા. આટલા બધા વખતથી રોકી રાખેલી લાગણી છૂટી ગઇ અને દસ મિનીટ સુધી ગાંડાની માફક ધુમરાણ કરી મુકી. ઉમંગના જોરમાં પોતાની ટોપીઓ હવામાં ઉરાડી કે અગડમાં ફેંકી, સ્ત્રીઓએ રૂમાલ ફફડાવ્યા અને આ ગાંડપણ કયાં સુધી ચાલત તે કહી શકાય એમ નહોતું. થોડા વખત પછી સંગીતનું બેન્ડ વાગ્યું એટલે લોકો પાછા પોતાની બેઠકો પર બેસી ગયા.

અગડના મેદાનમાં વચ્ચોવચ એક લાકડાની બેઠક મુકી, તેને સફેદ રંગેલી હતી એટલે દૂરથી પથ્થરના જેવી જણાતી હતી. તેના ઉપર એવાં જ સફેદ કપડાં પહેરેલો એક માણસ (બાન્ડેરીલો) આવીને ઉભો રહ્યો. તે એટલો સ્થિર ઉભો હતો કે જાણે પથ્થરનું પુતળું જ ગોઠવ્યું હોય. દરવાજો ખુલ્લો થયો અને બીજો વિકાળ ગોધો ધરતી ધ્રુજાવતો, આંખમાંથી અગ્નિ વરસાવતો ધસી આવ્યો અને જેવો એણે સફેદ માણસને જોયો કે તરત માથું નીચે કરી શીંગડાં તાકીને તેના તરફ ધસ્યો. એ બાન્ડેરીલો તો જાણે જાદુથી પથ્થરનો જ બની ગયો હોય તેમ આંખ પણ પલકાવ્યા વિના સ્તબ્ધ ઉભો હતો. વીજળીની ઝડપથી ગોધો આવ્યો, એક પા સેકંડમાં માણસ હવામાં ઉછળશે એમ લાગ્યું, એટલામાં ગોધાએ વિચાર બદલ્યો. પથ્થર જોડે અફાળવામાં શો ફાયદો એમ કરીને શીંગડાં એક બાજુ પર લઇને પુતળાની બાજુથી ફંટાઇ ગયો. એક પા ઇંચનું અંતર ન હોત અને પા સેકંડમાં સાંઢે બાજુએ ખસ્યો ન હોત તો આ ખેલાડીના રામ રમી રહ્યા હતા. આવી ચમત્કારિક હિમ્મત, શાન્તિ, ધીરજ અને સ્થિરતા જોઇને કોને આનન્દ ન થાય?

આ પ્રકરણ પુરૂં થયું કે પાછું બાન્ડેરીલોની અદ-

ભૂત ચપળતા, ઘોડાનાં ઘાતકી ખુન, ગરદન પર નાના ભાલા ફેંકવાનું અને અંતે તલવાર ખોસી દેવાનું ભયંકર નાટક ભજવાયું. આ પ્રમાણે ૭ ગોધાને મારવાનો પ્રોગ્રામ હોય છે. બીજા ગોધાને માર્યા પછી અમે નિશ્ચય કર્યો કે છુંદાઇ જવાય, લોકો ગાળો દે તો પણ મંડપમાંથી નીકળી જ જવું અને તે પ્રમાણે બ્હાર નીકળી આવ્યા. આ દશ્ય જોયાંને પુરાં બાત્રીસ વર્ષ થયાં છે તો પણ એ સુશોભિત મંડપ, ઉશ્કેરાયલાં, લગભગ ગાંડાં થયેલાં સ્ત્રીપુરૂષોનાં ટોળેટોળાં, ખેલાડીઓના રંગબેરંગી, ફુમતાં અને રીબનવાળાં અરાઢમી સદીનાં કપડાં, ભય અને ઉશ્કેરણીથી શ્વાસ રોકેલાં માણસોની આંખો તથા ચ્હેરો, કોઇ વખતે ફીક્કો અને થોડી વારમાં લાલચોળ, ટોળાંની મનોદશાના વિચિત્ર ચિહ્નો, એક પળમાં ગુસ્સો અને બીજી પળમાં ખુશીની ઘેલછા, માનેલા સાંઢને ખુદાએ બક્ષેશ જોરનો તનમનાટ, મનુષ્ય સ્વભાવમાં સમાયલું સાહસ અને ઘાતકીપણું, બહાદુરીની પ્રશંસા અને ચાલાકીથી થતો આનન્દ, લોહીના ઘોધવા, માણસના મનરંજનને માટે નાહક લીધેલા પ્રાણ, ઘોડાઓના અંતકાળના ધમપછાડા, દાખલ થતા સાંઢનો જુસ્સો અને લોહીની ઉલટી કરતી વખતના ધીમા દયાજનક બરાડા, દરેક ઉચ્છ્વાસની સાથે મોં, નાકમાંથી ફુટતા લોહીના ફુવારા—આ બધું દશ્ય મારી નજર આગળ તાજું ખડું થાય છે. માણસ પણ પશુ જ છે. ટેનીસનના શબ્દોમાં કહીએ તો તેના નખ અને દાંત હજી ઘસાઇ ગયા નથી. માનસશાસ્ત્રીઓ કહે છે કે પ્રેમના આવેશથી ઘેલા થયેલા માણસની વર્તણૂંક ક્રૂર થઈ જાય છે. પ્રેમનો ખેલ અને ક્રૂરતાના ખેલ વચ્ચે થોડો જ તફાવત છે. અમે દાક્તરો કહીએ છીએ કે અફીણ અને ઝેરકચુરો યોગ્ય પ્રમાણમાં અત્યંત ઉપયોગી ઔષધ છે અને વધારે પ્રમાણમાં પ્રાણઘાતક ઝેર છે. તેથી પ્રશ્ન રહ્યો પ્રમાણનો. પ્રમાણ એટલે સંયમ. આવા આવા વિચારોમાં મશગુલ થઇને વ્હીલે ગમગીન ચ્હેરે અમે બીઆરીટ્ઝ પાછા ફર્યા.

સુમન્ત મહેતા

# દેશભક્ત સાવરકર

## ૧

### જન્મ અને બાળપણ

નાશિક જિલ્લામાં કેન્ટોનમેન્ટ સામેની હિલચાલમાં પ્રસિદ્ધી પામેલા ભગૂર નામના ન્હાનકડા ગામમાં બેરિસ્ટર વિનાયકરાવ સાવરકરનો જન્મ ૧૮૮૩ના મે માસમાં થયો. વિનાયકરાવના પિતા દામોદરપન્ત એક સચ્ચરિત, વિદ્વાન, ધાર્મિક ગૃહસ્થ હતા. તેઓ એક પ્રતિભાસંપન્ન કવિ પણ હતા. તેમનું કુટુમ્બ પહેલેથી જ ખાનદાન હતું. મ્હેમાનોની તેમને ત્યાં હમેશ ભીડ થતી. દામોદરપન્તના વડીલોએ પેશ્વાઇમાં શગાનન દાખવી, એક ન્હાનકડી જાગીર મેળવી હતી. તે ઠેઠ હમણાં સુધી એટલે ૧૯૦૯માં સરકારે જપ્ત કરી ત્યાં સુધી એમના જ કુટુમ્બમાં ચાલતી આવેલી. દામોદરપન્તને કુલ ચાર સંતાન હતાં. સૌથી મ્હોટાનું નામ ગણેશપન્ત ઉર્ફે બાબાસાહેબ* સાવરકર. બીજા આપણા ચરિત્રનાયક બારિસ્ટર વિનાયકરાવ. ત્રીજી શ્રીમતી મેનાબાંઇ ઉર્ફે માઇ. અને ચોથા ડૉક્ટર નારાયણરાવ સાવરકર. બાબાસાહેબ વિનાયકરાવ કરતાં ચાર વર્ષે મ્હોટા છે અને ડૉ. સાવરકર પાંચ વરસે ન્હાના છે.

ન્હાનપણમાં આ બાળકને કવિતાછંદ રચવાનો ઘણો શોખ હતો. તેને જનોઇ પણ દીધી નહોતી તે પહેલાંથી જ તે કવિતા રચતો. માઇની પાસે રામવિજય હરિવિજય ગ્રંથો વંચાતા તે સાંભળતાં તેમ જ પિતાજીએ સંશયરત્નમાલા× મ્હોડે કરાવી હતી તે ફરી ફરી યાદ

* આ બાબાસાહેબ વિનાયકરાવના જેલમાંથી છૂટયા પહેલાં નવ મહિના પર છૂટયા છે.

× મરાઠી કવિ મોરોપન્તનું એક ન્હાનકડું કાવ્ય.

કરતાં વિનાયકને એક કાવ્ય રચવાની સ્ફુરણા થઇ અને તુરત જ તેણે એક મહાકાવ્ય રચવાની પ્રતિજ્ઞા કરી. આ મહાકાવ્ય કયું ? કેવું ? એ તેને પોતાને જ ખબર ન હતી, પણ વારંવાર કોઇ ટુંકો ગાથ બતાવે અને કહે કે આ મારા મહાકાવ્યમાંનો શ્લોક.

આવી રીતે આ આઠ વરસના બાળકે કવિતાદેવીની પૂજા આરંભી. જનોઇ પહેલાં તે ચોવીઓ* ની રચના એટલી ઝપાટાબંધ કરતો કે હિંચકા પર એક બાજુ પાડોશની છોકરીઓ આવીને બેસતી અને મ્હોડે કરેલી ચોવીઓ ગાતી જ્યારે બીજી બાજુએ વિનાયક બેસતો અને નવી ચોવીઓ તરત જ રચી છોકરીઓને હંફાવતો. પૂનામાં તે જ વખતે પ્રસિદ્ધ થતા જગદ્હિતેચ્છુ પત્રમાં તો વિનાયકે દસમે વર્ષે જ રચેલી કવિતાઓ પ્રસિદ્ધ થવા લાગી. "સ્વદેશીનો ફટકો" અને "સવાઈ માધવરાવનો રંગ" આ બે કાવ્યો એણે દસમે વર્ષે રચ્યાં હતાં. જગદ્હિતેચ્છુકારને ખબર પણ ન હતી કે એના પત્રમાં પ્રસિદ્ધ થતાં કાવ્યો રચનાર તો એક દસ વરસનો બાળક છે. જો એને એ વાતની ખબર પડી હોત તો એ કાવ્યો એણે કદાચ પ્રસિદ્ધ જ ન કર્યાં હોત.

શ્રી દામોદરપન્તના ઘરમાં પેશ્વાઓની એક જુની તવારિખ હતી. ઉપરાંત નિબંધમાલા+નો એક ભાગ પણ હતો. તેમજ મહાભારતનું ભાષાંતર અને સ્વધર્મપ્રદીપ માસિકના કેટલાક અંકો પણ હતા. સતત્ વાંચનથી વિનાયકે આ બધા ગ્રંથો લગભગ મ્હોડે કર્યા હતા. પેશ્વાની તવારિખ ઉપર એ જોતજોતામાં ચોવીઓ રચતો અને પોતાના સમોવડીઆઓને શિવાજીના સમયનો ઇતિહાસ કેટલીક ચોવીઓ ગાઇને અને કેટલીક વાતો કહીને શીખવાડતો. શિવાજીનું ચરિત્ર વિનાયક પોતાના મિત્રમંડળને ઉત્સાહથી અને અભિમાનથી કહેતો.

જનોઇનો વિધિ થયા પછી થોડા જ દિવસોમાં વિનાયકનાં માજી ગુજરી ગયાં અને આ બચરવાળ કુટુમ્બ નોધારૂં થયું. આ સમયે શ્રી દામોદરપન્ત ચાળીસ વરસના હશે. તેમણે બીજું લગ્ન ન કરતાં વરસો સુધી હાથે રાંધીને પોતાનાં ચારે સંતાનોનું માતાની પેઠે પાલન કર્યું. આ દિવસો ૧૮૯૩ના હતા. આ જ વરસે મુંબાઇમાં હિંદુ-મુસલમાનો વચ્ચે તોફાન થયું તેના સમાચાર વર્તમાનપત્રમાં વાંચીને વિનાયકે પોતાના બાલ મિત્રોને બેગા કર્યા અને હિન્દુસમાજ અને ધર્મનું રક્ષણ કરવા માટે શું કરવું જોઇએ એની ચર્ચા કરી અને આખરે એ નિર્ણય કર્યો કે મુસલમાનોએ કરેલા આ અપમાનનો બદલો વાળવા ભગૂર ગામના દરવાજા બ્હારની મસીદ પર સૌએ હલ્લો કરવો. બસ, નક્કી થયું. તે દસબાર વરસના છોકરાઓનું ટોળું—બાલવીરોનું સૈન્ય—સમી સંધ્યાકાળે ગનીમી* પદ્ધતિથી છૂપાતું છૂપાતું હુમલો કરવા આગળ ધપ્યું. મસીદમાં કોઇપણ ન હતું, જાણે કે શત્રુઓ આ દસબાર વીરોનું પ્રચંડ સૈન્ય જોઇને પલાયન ન કરી ગયા હોય!

બાલવીરોના આ ટોળાએ મનગમતી ભાંગફોડ કરી અને શિવાજી છત્રપતિની યુદ્ધપદ્ધતિનો પહેલો પદાર્થપાઠ શીખી ઘર ભણી કૂચ કરી. બીજે જ દિવસે મુસલમાન છોકરાઓને આ વાતની ખબર પડી અને ભગૂર ગામની મરાઠી નિશાળના રણક્ષેત્રમાં—પડાળીમાં—મહેતાજીના આવતા પહેલાં એક મોટી લડાઇ જામી. પણ મુસલમાન છોકરાઓના કમનસીબે તેમની પાસે ચપ્પુ, ટાંકણી વગેરે હાજર ન હતાં અને વિનાયકની સરદારી નીચેના હિન્દુ છોકરાઓ આ બધાં હથિયારથી સજ્જ હતા. કેમકે શસ્ત્રાસ્ત્ર વગર લડાઇ શી રીતે થાય ? અર્થાત્ હિન્દુઓનો જય થયો. મુસલમાન છોકરાઓ ખૂબ ચીડાઇ ગયા અને તેમાંથી એક બે તડંગા છોકરાઓએ વિનાયકને વટલાવવાના કસમ ખાધા અને અપજસનું વેર વાળવા વિનાયકના મ્હોંમાં મોદકને બદલે માછલી ઠાંસવાનું નક્કી કર્યું.× તેમાં તેઓ નિષ્ફળ નીવડ્યા એ વાત જૂદી, પણ આવી રીતે એકવાર લડાઇની જે આગ ભડકી તે કેમે કરી બુઝાઈ નહિ. મસીદ ઉપર હુમલો કરતી વખતે કેટલાક છોકરાઓ ફસકી ગયા, કેટલાક પિસાબનું બ્હાનું કાઢી પોબારા ગણી ગયા અને કેટલાક બ્હાર ઉભા રહી પહેરો ભરીશું, એમ કહેવા લાગ્યા. જ્યારે આ બધી ત્રુટિઓની વિનાયકને ખબર પડી ત્યારે તેણે બધાને આ ત્રુટિઓ સુધારી હિંમત પકડવાનો ઉપદેશ કર્યો. આ ઉપદેશ બધાને એવો રૂચ્યો કે

* એક મરાઠી છંદ.

+ શ્રી વિષ્ણુશાસ્ત્રી ચિપલુણકરનો લેખસંગ્રહ.

* અંગ્રેજીમાં જેને Guerilla warfare કહે છે તે.

× પણ આ સદ્ભાગ્ય તો એક ખ્રિસ્તી બટલરનું હતું જેને વિનાયકરાવ ઇંગ્લેંડ ગયા તે વખતે તેમની સાથે ટંટો થયો હતો અને એથી તેણે દાવ જોઇને એમના મ્હોંમાં માછલી ખોસી દીધી હતી.

સૌને તાલીમ આપવાની તેઓએ વિનાયકને વિનંતિ કરી. વિનાયકે આ સારૂ એક સૈનિકની નિશાળ ખોલી. આ નિશાળમાં માટીની ગોળીઓ બનાવવાનું પણ શિક્ષણ આપવામાં આવતું. પોતાના મંડળના છોકરાઓની બે પાર્ટીઓ પાડી આ ગોળીઓ આપવામાં આવતી અને અમુક હદ નક્કી કરીને આ ગોળીઓથી બંને પક્ષ યુદ્ધ શરૂ કરતા. એક પક્ષ હિંદુ બનતો અને બીજો પક્ષ કાં તો મુસલમાન કાં તો અંગ્રેજ. સરહદ પર એક નીશાન રોપવામાં આવતું તે સર કરી સામા પક્ષની હદમાં પ્રવેશ કરનારની જીત માનવામાં આવતી. આ યુદ્ધમાં વિનાયકરાવના પક્ષને જ ઘણુંખરૂં યશ મળતો. કવચિત્ જો પોતાનો પક્ષ હારી જશે એમ લાગતું તો વિનાયક સ્વદેશભક્તિનાં સ્તોત્રો ગાવા મંડી જતો અને પરધર્મી અથવા વિદેશી બનેલા પક્ષના મન પર આ સ્તોત્રોની એટલી બધી જાદુઇ અસર થતી કે તેઓ પોતાની હારનું ભાન ભૂલી જઇ વિનાયકના પક્ષમાં આવી મળી જતા. કોઇ પણ કારણસર હિંદુનો જય થાય એટલે આખું સૈન્ય પોવાડાઓ* ગાતું ગાતું ભગૂરની ન્હાનકડી શેરીમાંથી પસાર થતું.

૧૮૯૭ના દિવસો. પૂર્ણ વૈભવ, કેસરી, ગુરાખી, જગત્હિતેચ્છુ—આ પત્રોના દરેક અંકનું પારાયણ વિનાયક બહુ જ પ્રેમથી કરતો. તેના બીજા મિત્રો આ વાત તરફ લક્ષ પણ આપતા નહિ, પણ વિનાયક આ બધાને આ રાજકીય વાતો સંભળાવતો. ગ્રામણ્ય પ્રકરણ×, પ્લેગની ધમાલ, શિવાજી ઉત્સવ, ગણપતિ ઉત્સવ, તિલકની ધારાસભામાં ચુંટણી, વિગેરેનો પ્રતિધ્વનિ પૂનાના આકાશમાં થતો તેના કરતાં પણ વિનાયકના હૃદયાકાશમાં વધારે જોરથી થતો. ઘણી વખત રાત્રે ૧૧–૧૨ વાગ્યા સુધી પણ એને ઉંઘ નહિ આવતી. રાત્રે એને ત્યાં એના બાલમિત્રો અભ્યાસ કરવા આવતા. તેમને આ બધી વાતો સમજાવીને શું કરીએ તો હિંદુસ્થાન સ્વતંત્ર થાય ? એની એ વાટાઘાટ કરતો. તેના મિત્રોમાં ગોપાળ, ભિખુ—રાણબા દરજીના છોકરાઓ—મુખ્ય હતા. ભગૂર ગામમા ગયા બે ત્રણ વરસથી ચાલતા કેન્ટોનમેન્ટના ઝઘડામાં પ્રસિદ્ધી પામેલા દેશભક્ત ગોપાળરાવ દેસાઇ એ જ બાળપણનો ગોપાળ. તે વખતે મિલિટરી લેકોની સામે હડતાલ પાડી તુરંગમાં જનારા લોકો વિનાયકરાવના જ બાળમિત્રો હતા. વિનાયકરાવ હવે ચૌદ વરસના થયા એટલે એમનું બાળપણ અહીં જ પૂરૂં થયું એમ માનવામાં હરકત નથી.

૨

## સ્વતંત્રતાના વિચારો

૧૮૯૭ની હિલચાલ પરિસીમાએ પહોંચી. પૂનામાં તિલક પકડાયા અને જેલમાં પૂરાઇ ગયા. પૂનામાં રેન્ડ સાહેબનું ખૂન કરનારા ચાફેકર બંધુમાંથી દામોદરપન્ત અને બાલકૃષ્ણ ચાફેકર સપડાયા. આ બે ભાઇઓને પકડીને સરકારને હવાલે કરનાર દ્રાવિડ બંધુઓને વાસુદેવરાવ રાનડેએ દેહાંત પ્રાયશ્ચિત્ત આપ્યું. દરરોજ કાંઇ ને કાંઇ અદ્ભુત વાર્તા કાને પડતી, દરરોજ શરીરમાં શૌર્યની વિજળી દોડતી. રેન્ડ, આયર્સ્ટ ગયા. પ્લેગનો જુમલ પણ ગયો, દ્રાવિડો ગયા, ચાફેકરો ગયા અને ૧૮૯૭નું ભયાનક વરસ પણ ગયું.

પણ તે વરસની તે ભયાનક દીપ્તિ આ કિશોરના મનમાં જેમની તેમ અખંડ જલી રહી. જ્યારે આ સમયમાં વિનાયકના સમવયસ્કો તેમ જ મોટેરાઓને સંસારના મોહક અને રંગબેરંગી સુખસ્વપ્નો આવતાં ત્યારે આ બધી વાતો વિનાયકને ઝેર જેવી લાગતી. અને પ્રતિષ્ઠિત સજ્જનોને જે વાતો ઝેર જેવી લાગતી તે વિનાયકને પોતાની દિવ્ય અને દાહક આકર્ષણ શક્તિથી પોતાની તરફ ખેંચતી. ચાફેકરની સ્મૃતિ તેના મનમાં વારંવાર ચમકવા લાગી, તેમનાં દાવતરાંનાં વર્ણનોને તે પોતાનાં અશ્રુથી ભીંજવવા લાગ્યો. વાસુદેવરાવ રાનડેને જ્યારે ફાંસીએ લટકાવ્યા ત્યારે તેઓ બોલ્યા: "જોઇએ તો આવતા જન્મની ફાંસી પણ આ જન્મમાં આપો." એ ખબરનો અંક વિનાયકના હાથમાં આવ્યો.

જ્યારે યુવક હૃદયને હલમલાવે એવા આ રાજકીય ફેરફારો થયા કરતા ત્યારે વિનાયકના હૃદયમાં દેશભક્તિની ઉર્મિમાલાઓ ઉછળતી. આપણા આ પરતંત્ર દેશને ફરીથી વૈભવસંપન્ન અને સ્વતંત્ર કરવા સારૂ યુવાન દેશભક્તો નિર્માણ થવા જોઇએ. ચાફેકર, રાનડે ભરજુવાનીમાં ચાલ્યા ગયા. સંસારસુખ અને ભોગવિલાસને તેમણે લાત મારી, અને તે એટલા જ માટે કે પોતાના દેશને સ્વતંત્ર કરવા સારૂ અનેક દેશભક્તો નિર્માણ થવા જોઇએ, જેમણે રાષ્ટ્રોદ્ધારને માટે સ્વાર્થનું

* રણગીતો.

× મિશનરીને ત્યાં ચ્હા પીવાના કારણસર લોકમાન્યને કરવું પડેલું પ્રાયશ્ચિત્ત.

બલિદાન આપવું જોઇએ. એ વાત જો સત્ય હોય, રાષ્ટ્રોદ્ધાર જો સ્વાર્થનો હોમ કર્યા વગર ન થતો હોય તો આપણે સ્વાર્થનો હોમ કરી માતૃભૂમિને સ્વતંત્ર કરવા તૈયાર કેમ ન થઇએ? આ એક જ વિચાર રાત-દિવસ વિનાયકના હૃદયમાં ઘોળાતો.

ન્હાનપણથી જ આ બાળકની પોતાની કુળદેવીની ભવ્ય અને સુંદર મૂર્તિ પ્રત્યે અગાધ ભક્તિ હતી. તે તેની પૂજામાં કેટલીક વખત એટલો બધો લીન થઈ જતો કે ધ્યાનના મંત્રો ભણતાં ભણતાં તે બેભાન બની જતો. દેવીની પૂર્ણ ભાવથી કરેલી પ્રાર્થના સફળ થાય છે એવી તેને આસ્થા હતી. તેના સારૂ ફુલો એકઠાં કરવાં, તેની પૂજા કરવી, સપ્તશતીમાંના યુદ્ધપ્રસંગોના અધ્યાયો વાંચવા—એ બધા કામમાં તે રાતોની રાતો ગાળતો. દેવીની એ ભવ્ય અને સુંદર મૂર્તિ ભગૂર ગામમાં હજુ પણ છે.

એક દિવસે તે દેવીની એવી જ રીતે ભક્તિભાવથી પૂજા પૂરી કરી, દેશની દુર્દશાથી ગળગળા થઈ આ કિશોરે દેવીનું ધ્યાન ધર્યું, અને આખરે તેનાં પવિત્ર ચરણનો સ્પર્શ કરી, તેને સાક્ષી રાખી, તે સોળે શૃંગારથી આભૂષિત, સિંહારૂઢ, વિકસિત કમલપુષ્પ, શંખ, ચક્ર વગેરે આયુધધારિણી અષ્ટભુજા દેવી જગદંબાની આગળ કાલાવાલા કરી, વિનાયકે વજ્રઘોર પ્રતિજ્ઞા કરી કે "ભારતમાતાના ઉદ્ધાર સારૂ, તેને ફરીથી વૈભવસંપન્ન અને સ્વતંત્ર કરવા સારૂ હું આ મારૂં આખું જીવન, બધું સામર્થ્ય, અને સમગ્ર સંપત્તિ સમર્પણ કરૂં છું." તે ન્હાનકડા ડહેલામાં અનેક સુગંધી કુસુમોની સુવાસ પ્રસરેલી હતી. ધીનો દીવો મંદમંદ બળતો હતો. અગરબત્તીની ઉન્માદક સુગંધ પુષ્પોના કોમળ પરિમલમાં ભળી ગઇ હતી. જગદંબાની મૂર્તિ જાણે સુહાસ્ય વદનથી મંદ સ્મિત કરતી હોય એમ એ આછાઘેરા પ્રકાશમાં દેખાતી હતી. એવા પુણ્યમય વાતાવરણમાં જગદંબાની આગળ ભારતમાતાના ઉદ્ધારને કાજે આ કિશોરે શપથ લીધા. આ વખતે આ કિશોરની ઉમ્મર ૧૫-૧૬ વરસની હશે.

ભવિષ્યમાં આખા હિંદુસ્થાનમાં પંકાયેલી "અભિનવ ભારત" સંસ્થાનો આજે જ જન્મદિવસ. કિશોરના આ નિશ્ચયમાંથી જ આ સંસ્થા ઉદ્ભવી.

તે દિવસથી પોતાના વિચારોનો ફેલાવો કરવામાં જ વિનાયકે પોતાનો કાળ ગાળ્યો. ભગૂર જેવા ન્હાના ગામમાં પણ તેણે શિવાજી ઉત્સવ, ગણપતિ ઉત્સવ શરૂ કર્યા. દેશવીરોનાં કૃત્યોથી સમાજમાં ચૈતન્ય પ્રગટ થાય તે માટે તેણે અનેક પદો અને પોવાડાઓ રચ્યા. તેમાંનો એક પોવાડો........હજુ પણ ક્યાંક ક્યાંક સંભળાય છે. જેમણે કર્તાના મુખેથી એ પોવાડો સાંભળ્યો છે તેમને સારી પેઠે યાદ છે કે એ પોવાડો ચાલતો ત્યાં સુધી—અડધા અડધા કલાક સુધી—મનોવૃત્તિ કેવી ઝણઝણી ઉઠતી! શ્રોતાઓની આંખમાંથી તે શહીદો—હૌતાત્માઓ—નું વર્ણન સાંભળતાં અશ્રુઓની ધારા વહેતી.

પણ પોતાના છોકરાનું આ અણધાર્યું જ વલણ જોઇને દામોદરપન્તને ચિંતા થવા લાગી. ખરૂં જોતાં તો કાવ્યપ્રેમ, ઇતિહાસપ્રેમ અને દેશપ્રેમનાં બીજો દામોદરપન્તે પોતે જ બાલવિનાયકમાં વાવ્યાં હતાં. તે હમેશ તેના સદ્‌ગુણોનું પોષણ કરતા અને તેની સ્મરણશક્તિ અને કર્તૃત્વશક્તિનું અંદરખાનેથી અભિમાન ધરાવતા. પણ જ્યારે તેમણે વિનાયકને દિવસરાત જાગતો જોયો અને તેની મુખમુદ્રા પર અકાળની ગંભીરતા અને ચિંતા જોઇ ત્યારે તેઓ સ્હેજ ચમક્યા. એક દિવસે તેમણે રાત્રે બાર વાગ્યે વિનાયકને કવિતા રચતાં જોયો. કવિતા રચવામાં તે તલ્લીન થઈ ગયો હતો. તેના સુંદર મુખ ઉપર તેની પાણીદાર આંખમાંથી વહેતા અશ્રુપ્રવાહને લૂછતો અને રચેલી કવિતા ગણગણતો તે આગળનું ચરણ બનાવતો હતો. પિતા ક્યારના પાસે ઉભા હતા પણ તેને તેની ખબર જ ક્યાંથી પડે? એવી સ્થિતિમાં તેના પિતાએ પોતાના હાથમાં કાગળ ઉપાડી લઇ જોયું તો એક દેશવીરની કવિતા. કોણ જાણે શાથી પણ પિતાના હૃદયને આઘાત લાગ્યો. તેમણે વિનાયકને પંપાળીને કહ્યું: "તાત્યા,* તારા ન્હાનકડા ગળાને ત્રાસ આપનારી કવિતા કરતો ના. કાં તો બીજી જાતની કવિતા રચ, નહિ તો અભ્યાસનાં પુસ્તકો વાંચ." હવે પછી પિતાની સમક્ષ એવી કવિતા રચાય નહિ એટલે પરોઢીએ ઉઠી અભ્યાસનું બ્હાનું કરી, પથારીમાં પડ્યા પડ્યા કવિતા રચી તે મ્હોડે કરી લેતો.

પ્લેગની સવારી ભગૂરમાં પણ આવી પહોંચી. જ્યાં ત્યાં રામબોલો, મડદાંઓ, સગાંવ્હાલાંની નાસભાગ ચાલતી હતી. મડદાં ઘરમાં જોતાં જ બારણે સરકારી પોલિસ ખડી થતી. ઘરમાં ઘુસી, સામાન વેરણછેરણ કરી, ભાંગતોડ કરી અને કેટલીક બાજી નાંખી તેઓ ચાલ્યા

* વિનાયકનું વ્હાલનું નામ

જતા. આવો અસહ્ય પ્રસંગ આ કુટુમ્બ ઉપર આવ્યો. દામોદરપન્ત પ્લેગના ભોગ થઈ પડયા. પોલિસ આવી અને ગણેશ અને વિનાયકને બ્હાર કાઢયા. નવદસ વર્ષનો ન્હાનો ભાઇ બાળ* પણ પ્લેગથી પટકાયો હતો. ઘરમાં પડાપડી થઈ, સામાન બળવા લાગ્યો. પાડોશીઓ બે ભાઇને કહેવા લાગ્યાઃ " ન્હાનકડો છોકરો તો હવે મરી જ જવાનો. પડયો રહેવા દો એને અહીં, તમે તમારો જીવ બચાવો. " ગણેશપન્તે કહ્યું: " મારા મરણપથારીએ પડેલા ન્હાના ભાઇને આવી સ્થિતિમાં મૂકી હું અહીંથી એક ડગલું પણ ખસવાનો નથી. " તે મરણપથારીએ પડેલા બાળકના મ્હોંમાંથી લોહી અને રીણુ વહેતું હતું. તેની લટકતી ડોકને સંભાળી સંભાળીને ખભા પર મકી ઓગણીસ વરસનો ગણેશપન્ત પોતાના ભાઇ અને ન્હાની પત્નીની સાથે ગામબ્હાર જંગલમાં નીકળી પડયો. ત્યાં એક ભાંગીતુટી પડાળીમાં મુકામ નાંખ્યો. રાત્રે તેમને ખૂબ બ્હીક લાગી કેમકે સોબતમાં કોઇ નહોતું. માત્ર એક કૂતરૂં રાતદિવસ ત્યાં આવીને બેસતું; શા માટે કોણ જાણે?

આ વખતે ગણેશપન્તનો વિદ્યાર્થીમિત્ર શ્રી રામભાઉ દાતાર ઘણો ઉપયોગી થઇ પડયો. સંકટમાં જામેલી આ બે ઘરોની દોસ્તી હજુ પણ કાયમ છે. તેની સહાયથી સાવરકરબંધુઓ નાશિક આવ્યા અને સરકારી ઇસ્પિતાલમાં પ્લેગથી પટકાયેલા ન્હાના ભાઇને લઇ ગણેશપન્ત સારવારને માટે જઇ રહ્યા. ગણેશપન્ત પણ પ્લેગથી પટકાયા. હવે ઘરમાં વચલો ભાઇ વિનાયક અને તેનાં ભાભી એ જ રહ્યાં. ઇસ્પિતાલમાં કપડાં, ખાવાનું વગેરે લઈ જતી વખતે રસ્તાઓ પર પડેલાં મડદાં અને ઉજ્જડ થયેલાં ઘરોની વચ્ચે થઇ રાત્રે મધરાત્રે જતાં વિનાયકને બ્હીક લાગતી. પણ એ બ્હીક મનમાં ને મનમાં દબાવીને તે ઘરમાં ભાભીને અને ઇસ્પિતાલમાં બંને ભાઇને સંભાળતો.

ઇશ્વરકૃપાથી પ્લેગમાંથી બંને ભાઇ બચીને ઘેર આવ્યા; પણ તેમના આવતાં પહેલાં આવી કૌટુમ્બિક આપત્તિમાં પણ વિનાયકે દેશભક્તિનું કાર્ય નાશિકમાં શરૂ કરી દીધું હતું. પ્લેગની ઇસ્પિતાલમાં જ એક ઉદારચરિત દેશભકતની સાથે વિનાયકને સમાગમ થયો અને તે કિશોર પોતાનો દેશસેવા કરવાનો નિશ્ચય ફળીભૂત કરવા મંડળી શોધવા લાગ્યો. પાંચ છ સભાસદો મળતાં જ તેણે એક સંસ્થા સ્થાપી અને સરકારના સંશયનો ભોગ થઇ પડાય એટલા સારૂ " મિત્રમેળા "* એવું સાવ સાદું નામ તેને આપ્યું. "મિત્રમેળા"નું ધ્યેય સરકારી હેવાલોમાં એવું આપેલું છે કે પરવશતાની બેડી તોડી નાંખીને હિન્દુસ્થાન દેશને પરાધીનતામાંથી મુકત અને સ્વતંત્ર કરવા સારૂ સર્વ આવશ્યક ઉપાયોથી ઝૂઝવું. બની શકે તો શાન્તિથી પણ તે અશકય છે એટલે દંડથી. (જુઓ, સીડિશન કમિટી રીપોર્ટ.)

આ ગુપ્ત સંસ્થાનાં ગુપ્ત કાર્યો શાં શાં હતાં એ હજુ ગુપ્ત જ છે. ખુલ્લાં કાર્ય શાં હતાં તે નિર્દેશવાનું આ સ્થાન નથી. આ સંસ્થાના ઉદ્દેશો, આ સંસ્થાની હિલચાલ અને સાધનો કયાં સુધી યોગ્ય, અયોગ્ય અથવા ઉપેક્ષણીય હતાં એ નક્કી કરવાનું પણ આ સ્થળ નથી.

આ મુઠ્ઠીભર સત્તર અઢાર વરસના તરૂણોએ નાશિકમાં એવી એક શકિત ઉત્પન્ન કરી કે તેના બળનો અને તેજનો પ્રભાવ આખા ભરતખંડમાં વર્તાયો. આ તાલીમમાં ફસાયેલા તરૂણોમાંથી એવા કવિઓ, વ્યાખ્યાતાઓ, કાર્યવાહકો અને તપસ્વીઓ ઉત્પન્ન થયા કે તેમના સતત પ્રયત્નથી આ સંસ્થાનું નામ પ્રથમ મહારાષ્ટ્ર અને ત્યાર પછી લંડનદ્વારા સારા હિંદુસ્તાનમાં ગાજી ઉઠયું. તેમાંના કેટલાક તો દેશના સ્વાતંત્ર્યને કાજે ઘેલા બની ભયંકર કૃત્યો કરી ફાંસીએ ચઢયા. કેટલાક તુરંગમાં સડી સડીને મર્યા. એવી સ્વાર્થની હોળી કરાવનારી અને સ્વદેશને તુચ્છ મનાવનારી ઉદ્દીપ્ત દેશભકિત આ મંડળે મહારાષ્ટ્રીય નવજવાનોના હૃદયમાં પ્રજ્વલિત કરી.

આ મંડળનો આત્મા આખર સુધી તે જ કિશોર હતો કે જેણે પંદરમે વરસે ભગૂરમાં દેવીની આગળ એકાંતમાં શપથ લીધા હતા. નાશિકની સર્વ જાહેર સંસ્થાઓ એક બે વરસની અંદર જ તેના હસ્તક આવી. નાશિકનો શિવાજી ઉત્સવ, ગણપતિ ઉત્સવ, મેળાઓ, પદો, વકતૃત્વ સારા મહારાષ્ટ્રમાં એકાએક વિશિષ્ટ તેજથી ઝળકવા લાગ્યાં. આ જ વખતે હિંદુસ્થાનમાં જોસભેર ચાલતી સ્વદેશી–બહિષ્કારની હિલચાલના બીજ વાવવા અને ફેલાવવા સારૂ આ મંડળે અને ત્રણ જુવાનોએ અવિશ્રાંત જહેમત ઉઠાવી. તે કિશોર તો એકએક દિવસમાં હજારો માણસોની ત્રણ જુદી જુદી સભાઓમાં મુખ્ય વ્યાખ્યાનો આપતો. તેના વ્યાખ્યાનોમાં

* ડૉ. નારાયણરાવનું વ્હાલનું નામ.

* આ સંસ્થાનું બીજું નામ "અભિનવ ભારત" હતું.

શ્રોતાઓ તલ્લીન થઈ જતા અને તેની ભાવના પ્રમાણે ડોલવા લાગતા.

નિશાળની પરીક્ષામાં પણ તે કદિ નાપાસ થયો નહિ. વાંચવાનો તેને ખૂબ જ શોખ હતો. મરાઠી સાહિત્યના ઇતિહાસના ઘણાખરા ગ્રંથો તેણે ફરી ફરીને વાંચ્યા હતા. વડોદરાની રાષ્ટ્રકથામાળાનાં પુસ્તકો તેમ જ અન્ય ગ્રંથોનો અભ્યાસ કરી જગતના ઓસ્ટ્રેલીઆ, બાબીલોન ઇત્યાદિ પુરાતન દેશોના ઇતિહાસથી માંડીને ઠેઠ આજ સુધીના ઇતિહાસનું જ્ઞાન તેણે સારી પેઠે મેળવ્યું હતું. મોરોપંત, વામન, રામદાસ, મુક્તેશ્વર, વિગેરે મરાઠી કવિઓના ગ્રંથોનો તેને એટલો બધો પરિચય હતો કે તે તેમના ઉપર તુલનાત્મક સુંદર વ્યાખ્યાનો મોટી મોટી સભાઓમાં આપતો. મોરોપંતની હજારો આર્યા તેને મ્હોડે હતી. વક્તૃત્વઉત્તેજક સભામાં નાશિક, કરઝત વગેરે ઠેકાણે તેને પંદરમે વરસે જ પ્રથમ નંબરનું પારિતોષિક મળ્યું હતું. મરાઠી કવિતાની હરિફાઈમાં પણ સરસ કાવ્યને માટે તેને પહેલું ઇનામ મળ્યું. આ જ ઉમ્મરે નાશિકનાં છાપાંઓમાં અને કોઈક વખત પૂનાના 'કાળ' માં તે લેખ લખતો. વર્તમાનપત્રોમાં તેને 'કાળ' બહુ પ્રિય હતું.

૧૯૦૧માં તે કિશોર મૅટ્રિક પસાર કરી પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાં દાખલ થયો. તુરત જ ત્યાંની રેસિડન્સીની શાન્તિમાં ભંગ થયો અને ઉથલપાથલ મચી રહી. તત્ત્વપ્રેમથી સંકળાયલું, ધ્યેયનિષ્ઠાથી પ્રેરિત અને અરસપરસના સ્નેહને લઇ એકજીવ થયેલું તરુણ-મંડળ પોતાની આસપાસ ભેગું કરી તેણે કૉલેજમાંની દરેક સંસ્થામાં પોતાનું ચૈતન્ય રેડવાનું શરૂ કર્યું. રેસિડન્સીના તરુણોમાં સાવરકર કેમ્પમાં દાખલ થવા સારૂ હરિફાઈ ચાલતી. ડીબેટિંગ ક્લબ, કિચન ક્લબ, સંમેલનો, પુસ્તકાલયો, વિગેરે સંસ્થાઓ સાવરકરના હાથમાં આવી, અને દરેકમાં સ્વાતંત્ર્યનો અને દેશભક્તિનો ઉપદેશ દિનરાત થવા લાગ્યો. કિચન ક્લબમાં એક નવું સાપ્તાહિક નીકળ્યું અને તેમાં સાવરકર કેમ્પના લેખકોના દેશભક્તિ, સાહિત્ય, શાસ્ત્ર, કવિતા, વિનોદ વગેરે ઉપર લેખો પ્રગટ થવા લાગ્યા. તેમાંથી કેટલાક પાછળથી પૂનાના પ્રસિદ્ધ પત્રોમાં પ્રગટ થતા. ડીબેટિંગ ક્લબમાં જૂદા જૂદા દેશોના સ્વાતંત્ર્યપ્રાપ્તિના ઇતિહાસો પર *સાવરકર કેમ્પના વક્તાઓનાં વ્યાખ્યાનો થતાં.* આગળ ઉપર સર્વતોમુખિ થયેલું અને હજી પણ કેટલાકની જીભ પર રમી રહેલું "રાષ્ટ્રીય સપ્તપદી" વાળું વ્યાખ્યાન સાવરકરે જ ક્લબમાં આપ્યું હતું. પરતંત્ર દેશની પ્રજાને સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરતી વેળા જે સાત પગથીઆં ચડવાં પડે છે તે અનેક ઐતિહાસિક દાખલા-દલીલો સાથે સ્પષ્ટ રીતે આ વ્યાખ્યાનમાં બતાવ્યાં હતાં. ભોજનગૃહમાં શિવાજીની છબિ મૂકવામાં આવી હતી, અને તેની દર શુક્રવારે મોટી પૂજા, આરતી, અને મંત્ર-પુષ્પાંજલિ થતી. આ શિવાજીની આરતી સાવરકરે જ રચેલી હોવાથી તે કેવી હતી એ કહેવાની જરૂર નથી.* (અપૂર્ણ)

રામચંદ્ર બળવંત આઠવલે

# ઇંગ્લંડમાં હિંદી વિદ્યાર્થીઓની પ્રવૃત્તિ

આપણા દેશના જે વિદ્યાર્થીઓ ઇંગ્લંડ ભણવા જાય છે તે માત્ર ભણીને જ બેસી રહેતા નથી પણ સાથે અનેક પ્રવૃત્તિઓ પણ કરે છે એ બહુ આનંદની વાત છે. જેને કોઈ પણ પ્રવૃત્તિમાં રસ ન હોય, માત્ર વેદીયાં ઢોર હોય એવા તો કોઈક જ હશે. વિદ્યાર્થી સિવાયના હિંદીઓ પણ અનેક પ્રવૃત્તિઓ કરે છે. પણ યુવાનોના ઉત્સાહથી જેટલું પ્રવૃત્તિઓમાં ચેતન દેખાય છે તેટલું એ મોટી ઉમ્મરના માણસોની પ્રવૃત્તિઓમાં દેખાતું નથી.

ઇંડીયન સ્ટુડન્ટસ યુનિયન ઍન્ડ હોસ્ટેલ (હિંદી વિદ્યાર્થીઓનું મંડળ અને વસતિગૃહ): જેની સર્વ કોઇને માહિતી હોય, આખા લંડન શહેરના વિદ્યાર્થી-

* ગયા માસમાં જ શ્રી સદાશિવ રાજારામ રાનડેકૃત દેશભક્ત સાવરકરનું સંક્ષિપ્ત ચરિત્ર મરાઠીમાં પ્રસિદ્ધ થયું છે, તે ઉપરથી આ લેખ પ્રકટ કર્યો છે.

ઓને મળવાનું, મિત્રતા કરવાનું ધામ હોય એવી કોઇ પણ સંસ્થા હોય તો આ છે. આનું જુનું નામ શેક્સપીયર હટ હતું. ઇંગ્લંડનાં ઝુંપડાંના આકારનું એક મકાન બાંધી તેમાં વિદ્યાર્થીઓનું હોસ્ટેલ ( વસતિગૃહ ) રાખવામાં આવતું. ગયા નવેંબર માસમાં તેને નવા મકાનમાં લઇ જવામાં આવ્યું છે. આ મકાન સંસ્થાએ પોતે ખરીદ્યું છે. પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી ચાર્લ્સ ડાર્વીન આ મકાનમાં કેટલાંક વર્ષ રહી ગયો હતો. મકાન બહુ જ વિશાળ અને સગવડવાળું છે. નીચેના ભાગમાં ભાષણો વિગેરે માટે મોટો ખંડ, બેસવાનો ઓરડો, જમવાનો ઓરડો વિગેરે છે. પહેલે માળે સેક્રેટરીઓની ઓફિસો, લાઇબ્રેરી, અભ્યાસનો ખંડ, અને સ્ત્રીઓને બેસવાનું દીવાનખાનું વિગેરે છે. ઉપલા બે માળમાં વસતિગૃહના ઓરડા છે. સંસ્થાના સભાસદ કોઈ પણ થઈ શકે છે, અને ભોજનગૃહ ત્યાં રહેતા કે ન રહેતા સર્વ સભાસદ માટે ખુલ્લું છે. ત્યાં ખાસ હિંદી રસોઇયા રોકી આપણી બધી રસોઇ તૈયાર કરાવવામાં આવે છે, અને ભાવ પણ ખાસ ઓછા રાખવામાં આવ્યા છે.

યંગ મેન્સ ક્રીસ્ચ્યન એસોસીએશનની હિંદી શાખા તરફથી સંસ્થા ચાલે છે. પણ ધર્મના બાધ સિવાય સર્વ કોઇને આવવાની, રહેવાની છુટ છે. દર રવિવારે કોઈ પ્રખ્યાત સ્ત્રી પુરૂષોને બોલાવી ભાષણ કરાવવામાં આવે છે અને તેના ઉપર ચર્ચા ચાલે છે, અને રાતે સંગીતનો જલસો થાય છે. અઠવાડીયાના બીજા દિવસોએ પણ ત્યાં રહેતા વિદ્યાર્થીઓ જુદા જુદા વિષયોની ચર્ચા, ભાષણ વિગેરે કરે છે. હિંદનાં કોઇ પણ આગેવાન સ્ત્રી પુરૂષો લંડનમાં આવે તો સંસ્થા તરફથી તેમનું સ્વાગત કરવામાં આવે છે.

ઇંગ્લંડ જતા પહેલાં અને ત્યાં ગયા પછી આ સંસ્થા વિરૂદ્ધ અમે ઘણું જ સાંભળ્યું હતું. કેટલાંક વર્ણન ઉપરથી તો એમ જ લાગ્યું કે સભ્ય સ્ત્રી પુરૂષોથી ત્યાં પગ પણ મૂકી શકાય તેવું નથી. પણ અનુભવથી ખબર પડી કે આ સર્વ માત્ર અતિશયોક્તિ નહિ પણ અસત્ય-કલ્પન છે. ત્યાં રહેતા કે આવતા કોઇ પણ વિદ્યાર્થીઓ કે અન્ય સ્ત્રી પુરૂષોની વર્તણુકમાં વાંધાભર્યું કશું જ જોવામાં ન આવ્યું. ત્રણે મંત્રીઓ સજ્જન પુરૂષો છે અને નિયમો બહુ સારી રીતે જાળવે છે. આ સંસ્થા ઇંડીયા ઑફિસ તરફથી ચલાવવામાં આવે છે અને ત્યાં છુપી પોલિસના માણસો રાખવામાં આવે છે એવી પણ અફવાઓ ચાલે છે. પણ પ્રત્યક્ષ કોઇને કશી હેરાનગતી નથી.

ઇંડીયન સોસાયટી ( હિંદી મંડળ ): લંડન
અર્થશાસ્ત્ર વિદ્યાલય ( સ્કુલ ઑફ ઇકોનોમિકસ )
હિંદી વિદ્યાર્થીઓનું આ મંડળ છે. વિદ્યાલયમાં હિં
વિદ્યાર્થીઓની સંખ્યા સાઠ ઉપર છે. તે બધાનું
મંડળ છે. દર પંદર દિવસે સ્નેહસંમેલન અને ભાષ
થાય છે. દર વર્ષે માર્ચ મહિનામાં વાર્ષિક જમણ
વિદ્યાલયના કેટલાક પ્રોફેસરો તેમ જ બ્હારના કેટલ
મહેમાનોને નોતરવામાં આવે છે. છેલ્લા જમણ વ
હિન્દી વઝીર લૉર્ડ ઓલીવીયરને આમંત્રણ આપવા
આવ્યું હતું. તેમણે સુંદર ભાષણ કરી પોતાના હો
મુશ્કેલીઓ અને હિંદના મામલા વિષે વિવેચન કર્યું હ

ઑક્સફર્ડ અને કેંબ્રીજ મજલીસ: ઑક્સફર્ડ અ
કેંબ્રીજ એ બન્ને વિદ્યાપીઠમાં ઘણા હિંદી વિદ્યાર્થી
અભ્યાસ કરે છે. બન્ને ઠેકાણે તેમનું મંડળ છે અ
તેનું નામ 'મજલીસ' છે. બન્ને મજલીસ અન્ય મંડ
પેઠે ભાષણો, ચર્ચા, સ્નેહસંમેલન આદિ કરે
વાર્ષિક ભોજન કરી ઇંગ્લંડના પ્રખ્યાત પુરૂષોમાં
કેટલાકને નોતરે છે. બધા વિદ્યાર્થીઓ મજલીસ
બહુ ઉત્સાહપૂર્વક ભાગ લે છે, અને તેથી તે બહુ સા
સ્થિતિએ પહોંચી છે.

ઇંડીયન વીમેન સ્ટુડન્ટસ એસોસીએશન ( હિં
સ્ત્રી વિદ્યાર્થીઓનું મંડળ): આ મંડળ આ વર્ષમાં
ઉભું થયું છે. લંડનમાં પચીસ ઉપરાંત હિંદી સ
વિદ્યાર્થીઓ છે. તેમાંની કેટલીક એ ઉભું કર્યું છે.
પંદર દિવસે સભાસદો મળે છે. હાલ તો માત્ર સ્નેહ
સંમેલન જ થાય છે. કોઇ ખાસ દિશામાં કામ કર
માંડયું નથી. દરેક વખત બે સભાસદ મળી પોતા
અનુકૂળ પડતે ઠેકાણે સંમેલન કરે છે. સંગીત, રમ
આદિ પણ સંમેલનમાં થાય છે.

ઇંડીયન કૉન્ફરન્સ ( હિંદી પરિષદ ): આ પ
ષદ એ હિંદી વિદ્યાર્થીઓને મોટા આકર્ષણનું, પર
આનંદનું ધામ છે. ઘણું ખરું ઇસ્ટરના તહેવારે દર
યાન એ ભરવામાં આવે છે. તેનું સાતમું અધિવેશ
ગયા એપ્રિલ માસની નવમીથી સોળમી તારીખ સુ
ભરવામાં આવ્યું હતું. હેનલી-ઑન-ટેમ્સ નામ
ગામમાં પરિષદ ભરવામાં આવી હતી. દર વરસે પ

પદની સમિતિ કોઇ એક સ્થાન નિયત કરી ત્યાં એકાદ હોટેલ આખી ભાડે રાખે છે. ત્યાં જ પરિષદમાં આવનારાં રહે છે. ભાષણો, ચર્ચા, રમત ગમતના મેળાવડા, વિગેરે દિવસના ભાગમાં થાય છે. રાતે સંગીત, હાસ્યજનક સભાઓ વિગેરે થાય છે. છેલ્લાં બે વર્ષથી થોડાં વિદ્યાર્થીઓ મળી એક નાટક પણ ભજવે છે. પરિષદમાં મુખ્યત્વે વિદ્યાર્થીઓ જ ભાગ લે છે. પણ વિદ્યાર્થી સિવાયના કેટલાક હિંદીઓ પણ ઉત્સાહથી ઇંગ્લંડ તેમ જ સ્કોટલંડના જુદા જુદા ભાગમાં વસતા હિંદીઓ આ સમયે ભેગા થાય છે અને આખું અઠવાડીયું આનંદમાં પસાર કરે છે.

પરદેશમાં વસી આમ અનેક પ્રવૃત્તિઓ કરતા વિદ્યાર્થીઓ સ્વદેશમાં આવી કેમ સુસ્ત થઇ જાય છે? પોતાના ધંધામાં મશગુલ થઈ માત્ર ધનસંચય તરફ ધ્યાન રાખે છે કે હિંદુસ્તાનની હવાને લીધે આળસુ થઇ જાય છે તે સમજાતું નથી.

સૌ. સરોજિની મ્હેતા

# પ્રગતિને પંથે

સમસ્ત ગુજરાતમાં દેશોન્નતિને માટે અનેક પ્રકારની શુભપ્રવૃત્તિ ચાલી રહી છે. જે જે સંસ્થાઓના મંત્રીઓ અગર ચાલકો તરફથી નિવેદન પ્રગટ કરવામાં આવે છે તે અવલોકનાર્થે અમારા ઉપર મોકલી આપવામાં આવે છે. છુટક છુટક અવલોકન કરવાથી દરેક સંસ્થાના કાર્ય વિષે માહિતી આપી શકાય પણ સમગ્ર પ્રવૃત્તિનાં લક્ષણ તથા ધ્યેયનો પુરો ખ્યાલ આવી શકે નહીં. અમારે કબુલ કરવું જોઇએ કે અમુક વખતે સમગ્ર અવલોકન કરવાને લીધે કેટલાંક નિવેદનો રહી જાય એ બનવા જેવું છે, પણ એવા પ્રકારની ખામી બહુ અગત્યની નથી. આજે લાખો માણસોની વ્યવસ્થા તથા પ્રવૃત્તિને લીધે આપણો પ્રાંત અમુક દિશામાં આગળ વધે છે. એક સંસ્થા ઓછી હોત તો એ દિશામાં ફેર પડત એમ માનવાને કારણ નથી. સમાજવ્યવસ્થામાં વ્યક્તિનો બહુ હિસાબ નથી, એ હકીકત સર્વમાન્ય છે, પણ સાથે સાથે કહી દેવું જોઇએ કે સમાજ એ ગાડરીઓ પ્રવાહ છે અને "દુનિયા ઝુકની હૈ, ઝુકાનેવાલા ચાહીએ," એ કહેવત પણ શાસ્ત્રોક્ત છે. ઝુકાનેવાલા સારા પણ હોય અને નરસા પણ હોય. સમાજને ઉંચામાં ઉચા આદર્શો તરફ ખેંચી જાય અગર બળવો અને બંડ પણ કરાવે; સમાજસેવા તરફ હજારો માણસોને દોરે અથવા મારફાડ અને લોહીલુહાણ કરાવી શકે.

કેટલીક સંસ્થાનું નવું વર્ષ કાર્તિક મહિનામાં શરૂ થાય તો બીજીનું જાન્યુઆરીમાં થતું હોય. કેટલીક સંસ્થાઓ એક માસમાં નિવેદન બહાર પાડે તો કેટલીક ૭ મહિને પણ પરવારે નહીં. કેટલીક સંસ્થાનાં નિવેદનો દર વર્ષે છપાય તો બીજીનાં અનિયમિત અને બે ત્રણ વર્ષે સામટાં છપાય. તે છતાં અમારી પાસે વીસેક નિવેદનો આવ્યાં છે તેનો સાર આપવાથી ગુજરાતમાં કેવા પ્રકારની પ્રગતિ થઈ રહી છે તેનો ખ્યાલ જરૂર આવશે, એવા હેતુથી તેનું અવલોકન આ લેખ દ્વારા કરવામાં આવે છે.

## સુરત સાર્વજનિક કૉલેજ

સુરત સાર્વજનિક કૉલેજનું વાર્ષિક નિવેદન હમણાં બહાર પડ્યું છે તેના ઉપરથી જણાય છે કે આ કૉલેજ દિનપરદિન સુધરતી જાય છે. કૉલેજના અધ્યાપકો સારા છે, અને ઘણાખરા સ્વયંસેવક તરીકે વીસ વર્ષ માટે જોડાયા છે. વિદ્યાર્થીઓની સંખ્યા વધીને ૨૨૫ થઈ છે. તેમાં પાંચ કન્યા છે. કૉલેજની સામે વસતિગૃહ બાંધ્યાં છે તેમાં બહુ થોડા વિદ્યાર્થીઓ રહેતા હતા. હવે તેમાં વધારો થઇને ૫૦ વિદ્યાર્થીઓ રહેવા લાગ્યા છે તેથી કરીને કૉલેજમાં યોગ્ય વાતાવરણ ઉત્પન્ન થશે. મુંબાઈ વિદ્યાપીઠની પરીક્ષામાં પરિણામ બીજી કૉલેજની સરખામણીમાં ઠીક છે. હજી કાયમના

મુખ્ય અધ્યાપક (પ્રિન્સીપલ) મળ્યા નથી. સ્વયં-સેવકોને માસિક રૂ. ૧૫૦–૨૫૦નો પગાર, રૂ. ૩૦૦૦નો વીમો અને પ્રોવિડંટ ફંડ મળે છે તે જોતાં સારા વિદ્વાન અધ્યાપકો મળવા જોઇએ. પ્રિન્સીપલને માટે શોધ થઈ રહી છે, અને ઉપરની શરતો કરતાં પણ સારા વેતનની વ્યવસ્થા થઈ શકે. અમદાવાદની ગુજરાત કૉલેજ સાર્વજનિક સંસ્થા તરીકે શરૂ થયેલી અને છેવટે સરકારને સોંપી દેવી પડી એ ગુજરાતને કાયમનું કલંક ચોંટયું છે. સુરતની કૉલેજમાં યોગ્ય જુવાન ગ્રેજ્યુએટોએ દાખલ થઈ તેને નમુનેદાર બનાવવી જોઇએ. ગુજરાતમાં અસહકારનો જુસ્સો જાગેલો હોવાને લીધે કેટલાક સારા ગ્રેજ્યુએટો સુરતમાં જઈ શકે નહીં, પણ તે સિવાયના ભાઇઓમાંથી કેટલાકે જરા સ્વાર્થ-ત્યાગ કરીને આ કૉલેજને ખીલવવી જોઇએ.

સુરત કૉલેજની વ્યવસ્થા સાર્વજનિક કેળવણી મંડળને હસ્તક છે. કૉલેજ ઉપરાંત, એક હાઇસ્કુલ અને એક મીડલ સ્કુલ પણ ચલાવાય છે. હાઇસ્કુલમાં ૭૫૯ વિદ્યાર્થીઓ ભણે છે.

એકંદરે આ કેળવણી મંડળનું કામ ખીલતું જાય છે તે જોઇને હર્ષ થાય છે. નિવેદનમાં વ્યવસ્થાપક તથા કાર્યવાહક મંડળોના સભાસદોનાં નામ આપવાં જોઇએ.

આ કૉલેજ ઉપરાંત વડોદરા, અમદાવાદ, ભાવનગર તથા જુનાગઢની કૉલેજો ચાલે છે પણ તેમની વ્યવસ્થા દેશી રાજ્યો તરફથી અગર મુંબાઇ સરકાર તરફથી થાય છે તેથી તેમનાં નિવેદન મુંબાઇ વિદ્યાપીઠના કેલેંડર સિવાય બીજે ઠેકાણે જોવામાં આવતાં નથી.

અસહકારને અંગે યોજાએલી ગુજરાત વિદ્યાપીઠની હકીકતનો સમાવેશ અહીં કર્યો નથી. ગુજરાત વિદ્યાપીઠના આદર્શો, ઉદ્દેશો, જુદાં જુદાં મંદિરોના અભ્યાસક્રમ, શિક્ષણપદ્ધતિ વગેરે હકીકત એટલી બધી અગત્યની છે કે તેને માટે જુદો લેખ તૈયાર થવો જોઇએ. રાષ્ટ્રીય કેળવણી પરિષદ્‌માં આ બાબત હાલમાં ચર્ચાઇ છે અને મહાત્મા ગાંધીજીએ શરૂ કરેલા આ પ્રયોગનું શું પરિણામ આવે છે તે ગુજરાતના પ્રજા બારીકાઇથી તપાસી રહી છે. ગુજરાતની કૉલેજો મુંબાઈ વિદ્યાપીઠ (સરકારી) સાથે જોડાએલી છે અને મુંબાઇ વિદ્યાપીઠનું પરિવર્તન થશે કે તેને માટે નીમાયલી સમિતિ અમુક મામુલી, નજીવા ફેરફારો કરીને સંતોષ પામશે એ પણ જોવાનું રહ્યું છે. જો સરકારી વિદ્યાપીઠમાં અગત્યના ફેરફારો થાય તો આ બધી કૉલેજોનું ભવિષ્ય પણ બદલાઇ જશે. મહારાષ્ટ્રમાં નવી કૉલેજોની સંખ્યા વધ્યે જાય છે. આખા હિંદુસ્થાનમાં નવી વિદ્યાપીઠો સ્થપાય છે પણ ગુજરાતમાં આવી પ્રવૃત્તિ જોવામાં આવતી નથી કારણ કે આપણે અસહકારમાં રોકાયલા છીએ: આપણા ગુજરાતી ગાંધીજીનો ઉપદેશ ગુજરાત ઉપાડી લે એ સ્વાભાવિક છે, અને અસહકારની પ્રવૃત્તિથી ગુજરાતમાં ઉચ્ચ શિક્ષણમાં કેટલી પ્રગતિ થઇ તેનું માપ આપણે નહીં પણ ભવિષ્યની પ્રજા આંકી શકશે. જો વિદ્યાર્થીઓની કે સંસ્થાઓની સંખ્યામાં નહીં તો તેના ગુણમાં જરૂર પ્રગતિ થાય છે અને થશે એમ આપણે માનીએ છીએ.

## કેળવણી મંડળો

ચરોતર કેળવણી મંડળનો આઠમા વર્ષ (૧૯૨૩–૨૪)નો અહેવાલ બહાર પડ્યો છે. "બને તેટલા વિદ્યાર્થી પાસ કરવામાં જ બહાદુરી માનવી એટલો જ આદર્શ આ સંસ્થા સામે ન હતો. કેળવણી સસ્તી અને વિસ્તૃત થાય એટલું જ આ સસ્થાનું ધ્યેય નહોતું. સમાજમાં સુધારો થાય, નવું જીવન આવે, વ્યાપક અર્થમાં સમાજનો વિકાસ થાય એ કેળવણીનો ઉદ્દેશ છે અને એ ઉદ્દેશને અનુસરવાનો આ સંસ્થાએ સફળ પ્રયત્ન કર્યો છે." આ શ્રી કાલેલકરના મતને અમે અનુમોદન આપીએ છીએ. માતૃભાષા દ્વારા કેળવણી આપવાનું ધોરણ તો હવે સરકારી શાળાઓમાં પણ ઘણે અંશે સ્વીકારાયું છે. આ સંસ્થાની કેટલીક વિશિષ્ટતા આપણે તપાસીએ. સઘળા શિક્ષકો મંડળના મકાનોમાં રહે છે તેથી વિદ્યાર્થીઓ જોડે ખુબ પરિચયમાં આવી તેમના ઉપર સારી છાપ પાડી શકે છે. શારીરિક કેળવણી તરફ લક્ષ સારૂં અપાય છે. ધાર્મિક વૃત્તિ પોષવા તરફ પ્રયત્નો થાય છે. બ્રહ્મચર્યાશ્રમમાં ૧૬ વિદ્યાર્થીઓ તાલીમ લે છે. "હિંદુ સંસારના કુટુંબ-ભાવનાના જીવનનો પુનરુદ્ધાર આશ્રમોમાં, જેટલે અંશે થશે તેટલે જ અંશે શાળા અને ગૃહના એકીકરણમાં, આપણા સામાજિક જીવનની પુનર્ઘટનામાં અને દેશો-દ્ધારના કાર્યમાં મદદ થશે." વિદ્યાર્થી આશ્રમમાં પરણેલા વિદ્યાર્થીઓ પાસેથી માસિક રૂ. ૨) વધારે

લેવામાં આવે છે. સમાજ સુધારાને માટે ખુબ પ્રચાર કરવાની જરૂર છે અને તે કેટલાક ચારિત્ર્યવાન પાટીદાર ભાઇઓ કરી રહ્યા છે, તેની સાથે આ 'દંડ'ની નીતિ સ્વીકારવી પડી છે તેમાં કાંઈ ખોટું નથી. ચિત્રકામ તથા સંગીતને માટે સારી યોજના થઇ છે તેને માટે અભિનંદન ઘટે છે. કન્યા કેળવણીની બાબતમાં ચરોતર બહુ જ મોળું છે અને પોતાના સમાજની પરિસ્થિતિ ધ્યાનમાં રાખીને કન્યા કેળવણીમાં વધારે પ્રવેશ અવશ્ય કરવો જોઇએ. ચરોતર એક પગે દોડવાનો પ્રયત્ન નહીં જ કરે એવું અમે માનીએ છીએ. સંખ્યાબંધ જુવાનીઆમાં ભારે અસંતોષ ફેલાયો છે, તે અસંતોષ પ્રકટ થવો જોઇએ. કેટલાક વિદ્યાર્થીઓ માલસરથી સુરપાણેશ્વર ચાલતા ગયા હતા. " આવા પ્રસંગોમાં નિર્દોષ આનંદ, તાલીમ, ચારિત્ર્યસંગઠન કરવાની તક મળે છે. "

જ્યારે રાજકીય પ્રવૃત્તિમાં ફાટફુટ, મતભેદ, શિથિલતા વિગેરે જોઇને મનને અશાન્તિ થાય છે ત્યારે આવી સંસ્થાઓની પ્રગતિ જોઇને આનન્દ તથા પ્રોત્સાહન મળે છે.

ચરોતર કેળવણી મંડળના જેવાં બીજાં ઘણાં મંડળો ગુજરાતમાં સ્થપાયાં છે. ભાવનગરનું વિદ્યાર્થીભવન ખુબ જાણીતું છે. ભરુચ મંડળની અંદર પણ જબરી શક્તિ અને પ્રેરણા છે. વઢવાણ કેળવણી મંડળ દિનપરદિન ખીલતું જાય છે. (હાલનું તોફાન શમી જશે એમ માની લઉં છું.) આ બધાં મંડળો માર્ગદર્શક અખતરા કરે છે અને કેળવણીનો પ્રચાર થતો જાય છે.

આ મંડળોને વિષે એક હકીકત ગુજરાતના કાર્યવાહકો સમક્ષ રજુ કરવાની ઘણી આવશ્યકતા છે. દરેક પ્રાન્તમાં એક સારૂં મંડળ સ્થપાતું જાય છે. નાનાં ગામોમાં બીજાં છુટક મંડળો સ્થપાઇ તેમાં પણ કેળવણીના પ્રચાર અને કેળવણીની સુધારણા તરફ પ્રયત્ન થાય છે. પણ નાનાં ગામોની સંસ્થાઓમાં સારા સ્થાયી શિક્ષકો મળી શકતા નથી. સામાન્ય રીતે નવા પાસ થયેલા અથવા નપાસ થઇને પરીક્ષા માટે ફરીને વાંચતા વિદ્યાર્થીઓ તેવી સંસ્થાઓમાં વર્ષ બે વર્ષ માટે જોડાય છે. આ સ્થિતિ સુધારવાનો એક જ રસ્તો છે કે હાલના મંડળોએ વધારે સ્વયંસેવકો—એટલે આજીવન સેવકો—દાખલ કરવા અને તેમાંથી વારાફરતી અથવા લાયકાત પ્રમાણે અમુક નાના ગામોમાં મોકલવા. એવાં નાનાં ગામોએ આ વધારાનો ખર્ચ ઉપાડી લેવો જોઇએ.

અભ્યાસગૃહ:

"ઉત્તર ગુજરાત યુવક મંડળ તથા ડા. પંડયા અભ્યાસગૃહનો રિપોર્ટ (૧૯૨૩-૨૪)." આ સંસ્થા પાટણમાં ૭ વર્ષથી ચાલી રહી છે અને ડા. ઠાકોરલાલ પંડયા, શ્રી કેસરલાલ દીક્ષિત તથા શ્રી મણિલાલ દવે જેવા ત્રણ સાધુ પુરૂષો એ સંસ્થા સાથે જોડાયા હતા. પાટણમાં જ રહેતા વિદ્યાર્થીઓને સારા ચારિત્ર્યવાન શિક્ષકો જોડે રહેવાનો પ્રસંગ મળે, અને બ્રહ્મચારીનું સાદું ઉચ્ચ જીવન ગાળી શકાય એટલા માટે અભ્યાસગૃહ કાઢવામાં આવ્યું છે. વિદ્યાર્થીઓ પાસેથી કાંઈ પણ લવાજમ લેવાતું નથી. તેમને સવારે બે કલાક અને સાંજે એક કલાક રજા મળે છે તેટલા સમયમાં પોતપોતાને ઘેર જઇને સ્નાન જમણ વિગેરે પુરાં કરીને ૨૧ કલાક અભ્યાસગૃહમાં રહેવાનો પ્રબંધ થાય છે. શિક્ષણને માટે નિશાળોમાં જાય છે. અભ્યાસગૃહમાં શિક્ષણમાં જરૂર પડતી મદદ મળે છે, અને તે ઉપરાંત વ્યાયામ તથા ઉદ્યોગ શીખવવામાં આવે છે. સારૂં પુસ્તકાલય તથા વાચનાલય રાખ્યું છે. કસરત ફરજીઆત છે અને દર શનિવારે વિદ્યાર્થીઓને દેશી રમતો રમાડવા અગર દોડવા માટે શહેર બ્હાર લઇ જવામાં આવે છે. ગયા વર્ષમાં પાંચ લાંબી મુસાફરીએ લઇ જવામાં આવેલા તેમાં છેલ્લી મુસાફરી અહીં આપીશું એટલે વાચક વર્ગને પુરી સમજ પડશે. આ મુસાફરી તા. ૨૬-૩-૨૪ ને દિવસે શરૂ કરી ને ૩૧ મીએ, એટલે ૭ દિવસમાં પુરી થઇ. તેમાં ૧૨ વિદ્યાર્થીઓ ગયેલા. સત્યાગ્રહ આશ્રમ, ઉંટડીઆ મહાદેવ, કેદારેશ્વર મહાદેવ, અમદાવાદ, બહુચરાજી, મોઢેરા વિગેરે જોયાં અને મુસાફરીમાંથી ૫૧ માઇલ પગરસ્તે ચાલવામાં આવ્યું. જે ગુજરાતી ભાઇઓએ ઉંટડીઆ મહાદેવ તથા કેદારેશ્વરનું સૃષ્ટિસૌન્દર્ય જોયું છે તે આવી મુસાફરીને જરૂર વધાવી લેશે. મોઢેરાના જૈન મંદિરોની ભવ્યતા અને સુંદરતા સુપ્રસિદ્ધ છે.

ઉદ્યોગમાં વણાટનું અને ખાદી બનાવવાનું કામ, અથથી ઇતિ સુધી શીખવવામાં આવે છે. લુગડાં રંગવાનું શીખવાય છે. સુતારી વર્ગ કાઢયો છે, પાટીઆં ચીતરવાનું કામ થાય છે. ખજુરીના પંખા, દર્ભાસન વિગેરે બનાવવાના નાના હુન્નરો શીખવાય છે.

આવાં અભ્યાસગૃહો ઠેકઠેકાણે સ્થપાયાં છે અને હજી ઘણાં ગામોમાં સ્થપાય એ ઇચ્છવા જેવું છે. અમે હરદ્વારની પાસે કાંગડીનું ગુરુકુળ જોવાને ગયેલા ત્યારે મહાત્મા મુન્શીરામજી ( સ્વામી શ્રદ્ધાનંદજી ) જોડે આ બાબત ચર્ચા થએલી, અને તેમણે કહેલું કે 'હું ગુજરાતમાં કુટુંબનું વાતાવરણ કેવું છે, મા બ્હેનોની સાથે રહેવાથી શું ફાયદો થાય છે તે જાણતો નથી પણ ઉત્તર હિંદુસ્તાનને માટે તમને ખાત્રીથી કહું છું કે અમારે ત્યાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ ઉપર ખરાબ છાપ પડે છે. હું વિદ્યાર્થીઓને માબાપથી અલગ રાખવા ઇચ્છું છું.' આ બાબત જરૂર મતભેદ હોઈ શકે પણ કાંગડી ગુરુકુળમાં પણ એક મોટો અખતરો થઇ રહ્યો છે. આઠ વર્ષની વયથી ૨૨ વર્ષના થાય ત્યાં સુધી બ્રહ્મચારીઓને શારીરિક, માનસિક, નૈતિક, આધ્યાત્મિક કેળવણી અપાય છે. એ પ્રાચીન હિંદની પદ્ધતિ છે. આજે આપણે સરખામણી કરી શકતા નથી.

### ન્યાત અને કેળવણી

જે ગામમાં ઉપર દર્શાવેલા પ્રકારનું અભ્યાસગૃહ હોય તેમાં દરેક ન્યાતના વિદ્યાર્થીઓ સાથે રહી શકે. તે છતાં કેટલીક ન્યાતો પછાત પડી ગઇ છે અને તે ન્યાતના વિદ્યાર્થીઓને વિશેષ ઉત્તેજનની જરૂર છે. તે ન્યાતનાં ગામડાંમાં રહેતા વિદ્યાર્થીઓને માટે પણ ખાસ સગવડ કરવી પડે છે તેથી આજે ઘણીખરી ન્યાતોએ વસતિગૃહો કાઢ્યાં છે. જે સંસ્થાઓમાં ઉચ્ચ આશયવાળા ચારિત્ર્યવાન, ઉદ્યમી, સ્વાર્થરહિત સજ્જનો કાર્યવાહક કે સુપરીન્ટેન્ડન્ટ તરીકે મળ્યા છે તેટલી સંસ્થાઓથી ફાયદો થયો છે. આજે એવી ઘણી સંસ્થાઓ છે કે જેમાં સારા કાર્યવાહકો નથી. એક દાનવીર ગૃહસ્થ આર્થિક મદદ કરી જાય તેથી કાંઇ સંસ્થાની પ્રગતિ થતી નથી. જે વસતિગૃહમાં સારી દેખરેખ નથી તેમાં વિદ્યાર્થીઓ બગડવાનો સંભવ રહે છે એ જનસમાજે લક્ષમાં રાખવું. અભ્યાસગૃહ એ બેધારું હથીઆર છે. એના સદુપયોગથી જીવન ઉન્નત થાય છે, એના દુરુપયોગથી કુટેવોનો પ્રચાર થાય છે.

અમારી પાસે કડી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ, તથા મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભાના અહેવાલ ( ૧૯૭૯–૮૦ ) આવ્યા છે. કડીની સંસ્થાના કાર્યવાહકોની આકાંક્ષા જબરી છે. એમની સંસ્થા બચપણમાં છે એટલે તે વિષે આજે અભિપ્રાય આપી શકાય નહિ. સામાન્ય શિક્ષણ ઉપરાંત ખેતીવાડીનું તથા બીજું ઔદ્યોગિક શિક્ષણ આપવાનો પ્રયત્ન થાય છે.

મોઢ બ્રાહ્મણની સંસ્થા શિષ્યવૃત્તિઓ તથા પારિતોષિકો આપીને વિદ્યાર્થીઓને ઉત્તેજન આપે છે. આ પ્રયાસ અત્યંત સ્તુત્ય છે. કેટલાક વિદ્યાર્થીઓ શિષ્યવૃત્તિ લેવામાં ન્હાનમ માને છે. પણ ભાઇ દુર્લભરામ ઠીક કહે છે કે ભિક્ષા એ વિદ્યાર્થીજીવનની દિક્ષા છે. પોતે જ્ઞાન સંપાદન કર્યા પછી આખી જીંદગી પર્યંત તનમનધનથી વિદ્યાર્થીવર્ગને મદદ કરવી એ ગૃહસ્થાશ્રમીનો ધર્મ છે. આવી જુદી જુદી ન્યાતોની સંસ્થાઓ તો સેંકડો છે, તેમાં કાંઇ સહકાર્ય ( co-ordination ) થાય તો પૈસાનો ગેરવ્યય થતો અટકે. આવી સંસ્થાઓને સલાહકારની જરૂર છે અને જ્યાં કેળવણી અપાતી હોય ત્યાં નિરીક્ષકની પણ અગત્ય છે. આજે જે વ્યક્તિગત અથવા છુટક છુટક પ્રયાસો અને પ્રયોગો થઇ રહ્યા છે તેમાં હદપાર શક્તિ તથા ધનનો નકામો ખર્ચ થાય છે.

### કન્યા કેળવણી

સુરત, વડોદરા તથા અમદાવાદમાં મહિલા વિદ્યાલયો છે તેમાં કન્યાઓને ઉચ્ચ કેળવણી આપવાનો પ્રયાસ થઈ રહ્યો છે. આ પ્રયાસોમાં છોકરાઓને કેળવણી અપાય છે તેનું અથવા સરકારી પદ્ધતિનું અનુકરણ કરવામાં આવે છે એવી ટીકા તદ્દન જુદી છે. આપણા હિંદુ સમાજમાં સ્ત્રીઓને જે જીવન ગાળવાનું છે તેને માટે લાયકાત મળે એવું શિક્ષણ આપવાનો પ્રયાસ થઇ રહ્યો છે. આ બાબતમાં અનેક ભાઇઓ ખુબ વિચાર કરી રહ્યા છે, અને શ્રી મંજુલાલ કાશીરામ દવેએ આખા ગુજરાત કાઠીઆવાડની બધી સંસ્થાઓનું નિરીક્ષણ કરીને જે નિવેદન લખ્યું છે તે થોડા વખતમાં બહાર પડશે ત્યારે માલુમ પડશે કે આ બાબતમાં કેટલો ઉંડો વિચાર થઇ રહ્યો છે. મતભેદ તો હમેશ રહેવાનો. પણ રૂઢિરક્ષક સિવાયના કાર્યવાહકો જે બીજી દિશામાં આગળ ધપવા માગે છે તે કન્યાઓને શિક્ષણ આપવાથી દેશ પાયમાલ થશે એવો વ્હેમ ધરી બેઠા છે. પણ કન્યા કેળવણીનો પ્રચાર વધ્યે જ જાય છે. આ ત્રણે મહિલા વિદ્યાલયોને અંગ્રેજી શાળાખાતા જોડે સીધો સંબંધ નથી, પણ પરીક્ષાને માટે, હવે વિદ્યાપીઠ જોડે

જોડાયાં છે. પરીક્ષાને પ્રાધાન્ય અપાતું નથી, પણ દિશાસૂચક થઇ રહે છે. સુરત મહિલા વિદ્યાલયના હેતુમાં લખ્યું છે કે " કન્યાઓની વિશિષ્ટ કેળવણીથી તેમનામાં રહેલું વિશિષ્ટત્વ બ્હાર લાવી શકાય છે અને તેમને વધુ ઉપયોગી શિક્ષણ આપી શકાય છે. તેમ જ જે ગૃહજીવન તેમને ગાળવાનું છે તેના સુંદર સંસ્કારો પાડી શકાય છે. વળી વ્યાવહારિક અને સ્ત્રી ઉપયોગી વિષયોનું શિક્ષણ આપી શકાય છે. અમારૂં એવું માનવું છે કે છોકરાઓને ડીગ્રીઓ અને ડિપ્લોમાની પ્રાપ્તિ કરવાના સાધન તરીકે શિક્ષણના અમુક બંધનોમાં રહેવું પડે તેમ કન્યાઓને માટે તે બંધનોની જરૂર નથી...તેમની જરૂરીઆતોને અનુલક્ષીને શિક્ષણક્રમ ઘડાવો જોઇએ."

સામાન્ય કેળવણી ઉપરાંત જે વિવિધ વિશિષ્ટતા છે તે બધી ઉતારવાથી લંબાણ થઈ જાય, તેથી ટુંકામાં સાર આપું છું: "ગુજરાતી ભાષા માટે અને તેના સાહિત્ય માટે ખાસ મમત્વ અને અભિરૂચિ જાગ્રત થાય એવા હેતુથી કન્યાઓની મનોદશા, રસપ્રધાનતા, હૃદયની કોમળતા ઇ. લક્ષમાં રાખીને પાઠ્યપુસ્તકો અને પ્રેમાનંદ, શામળ આદિનાં કાવ્યો ઉપરાંત ખાસ કાવ્યસંગ્રહો તૈયાર કરી શીખવાય છે. લોકવાર્તા, લોકગીતો કહેવામાં આવે છે. ધર્મશિક્ષણને અંગે ઉપલા વર્ગોમાં નાગરિક ધર્મનો વિષય વિશાળ દૃષ્ટિએ જીવનને સ્પર્શે એવા સ્વરૂપમાં શીખવાય છે. સંગીતમાં રાગોનું શાસ્ત્રીય જ્ઞાન આપવામાં આવે છે. ધાર્મિક પ્રસંગોને શાળાના કાર્ય સાથે જોડી દઈને મહિલા વિદ્યાલયમાં ગૌરીપૂજનનો ઉત્સવ ઉજવાય છે. તેવી જ રીતે દુર્ગાપૂજન, દીવાળી વિગેરે અનેક પ્રસંગોએ નિર્દોષ, નિર્મળ આનંદ ઉત્તેજવાનો પ્રયત્ન થાય છે. હિંદનાં વ્રતો અને પર્વના દિવસોની ઉજવણી કરવાથી ધાર્મિક વૃત્તિ જાગૃત કરવાનો અને પોષવાનો ઉદ્દેશ આદરને પાત્ર ગણાશે."

અમદાવાદનું વનિતા વિશ્રામ મહિલા વિદ્યાલય જાણીતી સંસ્થા છે. તેમાં પણ ધાર્મિક શિક્ષણ, ગૃહશાસ્ત્રનું જ્ઞાન, નાગરિક ધર્મભાવનાની ખીલવણી, રસવૃત્તિનું પોષણ વિગેરે બાબતો ઉપર ખાસ લક્ષ આપવામાં આવે છે.

કન્યાઓ ઉત્તમ ગૃહિણી અને નાગરિક બને, વિધવાઓનાં જીવન સુધરે, નિરક્ષર સ્ત્રીઓને જ્ઞાન મળે એ આ સંસ્થાનો ઉદ્દેશ છે. ઉદ્યોગશાળા પણ ખોલી છે, અને વિધવાઓને માટે શ્રી સુલોચના બ્હેનની ખાસ દેખરેખ નીચે વસતિગૃહ કેટલાંક વર્ષોથી ખોલ્યું છે.

મુંબાઇ ઇલાકાની કન્યાઓની ઉચ્ચ કેળવણીને ઉત્તેજન આપવા માટે વડોદરાના **શ્રીમંત મહારાણી ચીમનાબાઇ સાહેબ ગાયકવાડ સ્કોલરશીપ ફંડ** કાઢ્યું છે. તેની વ્યવસ્થા નવા ટ્રસ્ટીઓના હાથમાં આવી છે અને તેમણે આજ સુધીનો રિપોર્ટ બહાર પાડ્યો છે. આ ફંડમાંથી હાઈસ્કુલો, મીડલ સ્કુલો, તથા કૉલેજોમાં સાહિત્ય, વિજ્ઞાન વિગેરેનો અભ્યાસ કરતી કન્યાઓને શિષ્યવૃત્તિ આપવામાં આવે છે. કન્યાઓ હિંદુ હોવી જોઇએ, ગરીબ સ્થિતિની હોવી જોઇએ, અને અભ્યાસ સારો હોવો જોઇએ. આ નિવેદન ઉપરથી જણાય છે કે ૧૯૧૭–૧૮ તથા ૧૯૧૮–૧૯માં રૂ. ૨૨૮૦ દરેક વર્ષે શિષ્યવૃત્તિ તરીકે આપેલા. બીજાં બે વર્ષમાં દરેક વર્ષે રૂ. ૪૧૨૦ આપેલા, ૧૯૨૧–૨૨માં રૂ. ૩૧૨૦ ખર્ચાયેલા, અને છેલ્લાં બે વર્ષથી લગભગ માસ પાંચ હજારની શિષ્યવૃત્તિઓ આપવામાં આવે છે. દક્ષિણની બ્હેનો ઉચ્ચ શિક્ષણ વધારે પ્રમાણમાં લે છે એટલે સ્વાભાવિક રીતે તેમને શિષ્યવૃત્તિઓ વધારે ગયે છે.

**ગુજરાતી શ્રી કેળવણી મંડળ (૧૯૨૩–૨૪)**નું નિવેદન પણ હાલમાં જ બહાર પડ્યું છે, અને તેને અંગે ગુજરાત મહિલા પાઠશાળા (કૉલેજ) ચલાવાય છે. એ મંડળની પ્રગતિ દિનપરદિન થતી જાય છે. શ્રી. લાલશંકર ઉમિયાશંકર સ્મારક ફંડ તરફથી ખુબ સારી મદદ મળી છે એટલે સ્વર્ગસ્થ લાલશંકરભાઇનું નામ પાઠશાળા સાથે જોડાયું છે. પાઠશાળામાંથી આ વર્ષે ચાર કન્યાઓ ગ્રેજ્યુએટ થઇ છે. ગયા વર્ષે પાસ થયેલી બ્હેન કેળવણીનો પ્રચાર કરે છે. આખા ગુજરાત કાઠીઆવાડમાં કન્યા કેળવણીની સ્થિતિ કેવી છે તેનો અભ્યાસ કરવા માટે એક યોગ્ય લાયકાતવાળા ભાઇને ત્રણ મહિના સુધી ફરવાનો ખર્ચ પગાર વિગેરે શેઠ વિઠ્ઠલદાસ ઠાકરસી તરફથી આપવામાં આવ્યો હતો. આવી જ એક સંસ્થા પણ હજી અખતરા તરીકે વડોદરામાં ચાલે છે અને તેનો ખર્ચ વડોદરાનાં મહારાણીશ્રી આપે છે.

મુંબાઈનું **ભગિની સમાજ** મોટી વયની સ્ત્રીઓમાં જ્ઞાનનો પ્રચાર કરે છે. "સ્ત્રી જાતિની ઉન્નતિ થાય એવા પ્રયાસ કરવા, અને સ્ત્રી જાતિની ઉન્નતિ માટે પ્રવૃત્તિ કરતી સંસ્થાઓને યથાશક્તિ મદદરૂપ થવું." એ સમાજ-

નો હેતુ છે. એ સંસ્થા તરફથી ગુજરાતી સાહિત્ય, અંગ્રેજી, સંસ્કૃત, સંગીત, ઉદ્યોગ તેમ જ સામાન્ય જ્ઞાનનું શિક્ષણ અપાય છે, અને તેને માટે બે વર્ગો ખોલ્યા છે. સારું વાંચન પુરું પાડવા માટે નાની પત્રિકાઓ બહાર પાડી છે, તેની સંખ્યા ૯૨ થઇ છે. એ પત્રિકાઓ સરળ ભાષામાં લખેલી હોઈ ખુબ વંચાય છે.

સમાજ તરફથી વ્યાખ્યાનમાળા ગોઠવીને મુંબાઈની સ્ત્રીઓ સમક્ષ ઉન્નત વિચારો ધરવામાં આવે છે. આરોગ્ય, નીતિધર્મ વિગેરેનાં જ્ઞાનના પ્રચાર માટે અઠવાડિક અભ્યાસ વર્ગો ખોલ્યા છે. બાલકો માટે વાચનાલય તથા રમતગમતના સાધનોનો છુટથી ઉપયોગ થાય છે. ખાદી-પ્રચારને માટે પણ ખુબ સુંદર કામ થઇ રહ્યું છે.

પૂનાની શ્રી **નાથીબાઈ ઠાકરસી મહિલા વિદ્યાપીઠ** તરફથી એક કન્યાશાળા મુંબાઈમાં કાઢવાની યોજના થઈ છે. તેનું સૂચિપત્ર અમારા ઉપર આવ્યું છે. કમનસીબે તે સંસ્થામાં ગુજરાતી કન્યાઓ દાખલ થઈ નથી, અને તેથી હવે ભગિની સમાજ કે એવી કોઇ સંસ્થાની માર્ફત ગુજરાતી વિભાગ કાઢવો કે કેમ તેનો વિચાર ચાલી રહ્યો છે. એકંદરે, કન્યા કેળવણીમાં ભારે પ્રગતિ થઇ રહી છે. યોગ્ય સ્ત્રી શિક્ષકો માટે સેંકડો માગણી થાય છે. ગ્રેજ્યુએટ સ્ત્રી શિક્ષકોને મોં માગ્યાં વેતન મળે છે અને આવતા દસ વર્ષમાં કન્યા કેળવણીનો ઘણો ફેલાવો થશે.

**અત્યંજ સેવામંડળ, ગોધરા, (૧૯૮૯)નો હેવાલ.** આ મંડળનું ધ્યેય ચમાર, ઢેડ, ભંગી વિગેરે અસ્પૃશ્ય ગણાતી કોમોની અસ્પૃશ્યતા દૂર કરવી, અંત્યજોનો સામાજિક દરજ્જો વધારવો, ધર્મશાળા, કુવા, મંદિર, વિગેરે જાહેર સંસ્થાઓનો બીન હરકતે લાભ મળે તેમ વ્યવસ્થા કરવી, તેમના બાળકોને કેળવણી આપવી, દવાનો બંદોબસ્ત કરવો વિગેરે છે. ગયા વર્ષમાં ૧૬ સ્વયંસેવકો ત્રણ વર્ષની સેવા કરવા માટે બંધાયા હતા, તેમાંથી ૧૧ બ્રાહ્મણ અથવા નાગર છે. ઉચ્ચ સંસ્કારવાળા શિક્ષકો અંત્યજ કોમ પર સારી છાપ પાડી શકે એ સ્વાભાવિક છે. ગોધરા અંત્યજ પ્રવૃત્તિનું કેન્દ્રસ્થાન બની રહ્યું છે અને તેના પ્રાણ તરીકે મામા ફડકે વિરાજે છે. નડીઆદ તથા અલ્પામામાં પણ આશ્રમો સ્થાપ્યા હતા. તેમાંથી અલ્પામાનો આશ્રમ હવે નવસારીમાં ખસેડ્યો છે, અને ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક ભાઇ પરીક્ષિત મજમુદાર તેના ઉત્સાહી ગૃહપતિ બન્યા છે. ગોધરા, નડીઆદ, લાડી, અલ્પામા, વરસોડા, દાહોદ વિગેરે ગામોમાં શાળાઓ ચાલે છે અને મીરાખેડી (પંચમહાલ)માં ભીલનો આશ્રમ પણ છે.

ભાઈ અમૃતલાલ ઠક્કરનું **ભીલ સેવા મંડળ**, નવસારી પ્રાન્તનું **કાળીપરજ મંડળ**, **કોળીમંડળ**, વિગેરે સંસ્થાઓ પછાત કોમોને ઉન્નતિને માર્ગે દોરવાનો પ્રયત્ન કરી રહી છે. અસહકારની પ્રવૃત્તિમાં બારીઆ, ધારાળા વિગેરે કોમોની શુદ્ધિનું કામ થાય છે.

આખા હિંદુસ્તાનમાં બાલમરણ પ્રમાણ ઘણું ભારે છે અને સુવાવડ વખતે જોઇએ તેવી માવજત થતી નથી તેને લીધે સ્ત્રીઓમાં સુવારોગ તથા મરણ ઘણાં થાય છે. આ ભયંકર સ્થિતિ તરફ હાલ આખા દેશનું લક્ષ દોરાયું છે. કેટલુંક કામ માત્ર દેખાદેખીનું, નકલીઆ, જીવ વગરનું થતું હશે. દરેક મોટી હિલચાલ-માં આવી ગરબડ થવાનો સંભવ રહે છે પણ એકંદરે પરિણામ સારૂં આવતું જાય છે. વડોદરાની **મહારાણી ચીમનાબાઇ સ્ત્રી અને બાળ સંરક્ષણ સંસ્થાનો** રીપોર્ટ અમને મળ્યો છે. હાલની દાયણો તથા હજા-મડીને સ્વચ્છતા કેવી રીતે જાળવવી એ શીખવાય તો અત્યંત ફાયદો થાય. સારા કુટુંબની સ્ત્રીઓ નર્સિંગ તથા દાયણનું કામ શીખીને પોતાના ગામમાં જ્ઞાનનો લાભ આપે એ ઇચ્છવા જેવું છે. દરેક ઘરમાં, કુટુંબમાં, માંદાં સ્ત્રી પુરૂષ બાળકોની તથા સુવાવડી સ્ત્રીની માવજત કેવી રીતે કરવી તથા બાળકોને કેવી રીતે ઉછેરવાં તેનું જ્ઞાન અપાય તે માટે યોજના ગામેગામ થવી જોઇએ. આ શિક્ષણ ઘણી જ સ્હેલાઇથી આપી શકાય એમ છે. ગુજરાતનાં કેટલાંક મોટાં ગામોમાં **આરોગ્ય મંડળો** સ્થપાયાં છે તેમાંથી અમદાવાદનો રીપોર્ટ અમારી પાસે આવ્યો છે. અમદાવાદ સેનીટરી એસોસીએશન બહુ જ સુંદર કામ કરી રહ્યું છે. અમદાવાદ શહેર પણ અત્યંત ગંદું છે અને મીલોને લીધે ત્યાં મજુરોની મોટી સંખ્યા અસહ્ય ગંદવાડમાં રહે છે. અમદાવાદ આરોગ્ય મંડળે આખા ગુજરાતના અનુભવી દાક્તરો તથા સુધરાઈના સભ્યોને પરિષદમાં બોલાવી અનેક પ્રશ્નો પર ચર્ચા ચલાવી છે. બીજાં ગામોમાં સ્વચ્છતાને વિષે તથા સુધરાઇના વહિવટ તથા ગામસુધારણા વિષે ઉદાસીનતા જોવામાં આવે છે તે હવે દૂર થવી જોઇએ. ગામ સ્વચ્છતાનો મુખ્ય આધાર સમજુ નાગરિકોના સહકાર્ય પર રહેલો છે તેથી

પ્રજામત કેળવવો તથા પ્રજામાં જરૂરી જ્ઞાનનો ફેલાવો કરવો એ તેનું અગત્યનું કાર્ય છે. જ્ઞાનના પ્રચાર માટે સસ્તું સાહિત્ય, મેજિક લેન્ટર્ન તથા સીનેમા વિગેરેનો ઉપયોગ છુટથી કરવાની જરૂર છે.

**હિન્દુ અનાથ આશ્રમ, નડીઆદ**નો છેલ્લો વાર્ષિક રીપોર્ટ આવ્યો છે, તેમાં ૧૪૭ બાળકો તથા અનાથોને આશ્રય મળે છે. આ સંસ્થામાં, તજાયલાં, રખડતાં, કે બિનવારસી બાળકો, તેમ જ આંધળાં, લુલાં કે અપંગ, અશક્ત તેમ જ નિરાધાર વિધવાઓને આશ્રય આપવામાં આવે છે. છોકરાંઓને કેળવણી આપીને સ્વાશ્રયી બનાવાય છે અને કેટલીક વખત તેમને પરણાવી આપવાની વ્યવસ્થા પણ થાય છે. છપ્પનીઆ જેમ દુકાળના વર્ષમાં ખ્રિસ્તી મિશનરીઓ અને હવે આગાખાનીખોજાઓ આવાં બાળકોને વટલાવે છે તેનો અટકાવ કરવા ખાતર હિંદુસમાજમાં નવી સ્ફુર્તિ આવ્યાને પરિણામે અનાથાશ્રમો ખોલવામાં આવ્યા છે. અનાથાશ્રમોમાં સહકાર્ય જાણવા માટે પરિષદ્ ભરવામાં આવેલી પણ તેમાંથી ચોક્કસ માર્ગ જડયો હોય એમ દીસતું નથી. ધર્માદાની સંસ્થાઓ જેમ વધતી જાય, અને તેની વ્યવસ્થા આગળ પડતી વ્યક્તિઓના હાથમાં આવે ત્યારે ધર્માદા પૈસાની યોગ્ય વ્યવસ્થા કરવા માટે એક મધ્યસ્થ ખાતાની જરૂર છે. ઈંગ્લંડ, ફ્રાન્સ, જર્મની, અમેરિકામાં આવી સંસ્થા (ચૅરીટી ઑર્ગેનીઝેશન સોસાયટી) સ્થપાયલી હોય છે. તેને લીધે ખોટો ખર્ચ અટકે છે, અને જે ગૃહસ્થ દાન આપવા ઇચ્છતો હોય તેને માહિતી તથા સલાહ મળી શકે છે.

સંસ્કૃત પાઠશાળાઓ ગુજરાતમાં ઘણાં ગામોમાં સ્થપાએલી છે. આજ સુધી એવી સંસ્થાઓ સાહિત્ય, વ્યાકરણ, કર્મકાંડ, વેદ વિગેરેનો અભ્યાસ કરાવીને સંતોષ માનતી હતી. આજે તેમની અભિલાષા વધારે વિશાળ થઈ છે અને અમે કેટલીક સંસ્થાઓ જોઈ તેમાં નદીકિનારે સારા આશ્રમો સ્થાપી, તેમાં આદર્શરૂપ શિક્ષકો રાખી, માત્ર બ્રહ્મચારીઓને જ દાખલ કરી તેમને ઋષિકાળના જેવું બધું શિક્ષણ આપવું એવી વ્યવસ્થા કરવા તરફ લક્ષ દોરાયું છે. વિદ્યાર્થીઓ સ્વાશ્રયી બને તેટલા માટે ઔદ્યોગિક શિક્ષણ આપવાનો પ્રબંધ થાય છે. પુરો વિચાર કર્યા શિવાય, માત્ર ઉત્સાહથી, આવી પ્રવૃત્તિ શરૂ કરવામાં આવે તો તેથી હાનિ જરૂર થવાની. આ પ્રકારની સંસ્થાઓમાં યોગ્ય શિક્ષકો નથી મળતા એ હકીકત અનુભવસિદ્ધ છે. અમારી પાસે સુરતના ઓરપાડ તાલુકાની નૃસિંહ સંસ્કૃત પાઠશાળા, સાંધીએર,નું વૃત્તાંત આવ્યું છે. ૩૫ પાનાનો અહેવાલ વાંચી જતાં તેમાં કેટલા શિષ્યો છે તે પણ જણાતું નથી, અને એ સંસ્થા "દીવાસળી, મિણબત્તી, સાબુ, પેન્સીલ વિગેરે ચીજો બનાવવા ઇચ્છે છે." અનેક સંસ્થાઓએ આવા અખતરામાં પૈસા ખોયા છે એ હકીકત સાંધીએરના ભલા બ્રાહ્મણોના કાને પહોંચી નહીં હોય એમ અનુમાન કરી શકાય છે. કેટલીક સંસ્કૃત પાઠશાળાઓના વિદ્યાર્થીઓને ખાવાના સાંસાં એવાં હોય છે કે શિક્ષણનું કામ શરૂ થાય ત્યાર પહેલાં જમણનું નોતરૂં ક્યાંથી આવશે તેની ચિંતામાં સમય નીકળી જાય છે. પ્રાચીન કાળમાં આવી શાળાઓને માટે જમીન પળાતી, અને આજે ફંડો થાય છે; પણ અપૂર્ણ ફંડ આપીને સંસ્થા કઢાવવી એ પાપ ગણાવું જોઇએ, કારણ કે હરહંમેશ ભૂખે મરતી સંસ્થામાંથી માત્ર ભીખારીઓ જ પેદા થાય છે.

**આયુર્વેદીય કૉલેજ.** પાટણ આયુર્વેદીય કૉલેજનું ૧૯૨૩–૨૪નું નિવેદન પ્રગટ થયું છે. અર્વાચીન વિજ્ઞાનશાસ્ત્રની પદ્ધતિ પ્રમાણે આયુર્વેદનું શિક્ષણ આપી કુશળ વૈદ્યોને તૈયાર કરવા માટે આખા ગુજરાત કાઠીઆવાડમાં આ એક જ સંસ્થા છે. સ્વ. રાવળે અમદાવાદમાં પાઠશાળા કાઢેલી તે તેમના મરણ બાદ બંધ થઈ હતી. હાલમાં ફરીને બીજી પાઠશાળા સ્થાપવાનો પ્રયત્ન થોડા દિવસ પર થયેલો સંભળાય છે.

પાટણની કૉલેજમાં વનસ્પતિશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર તથા જીવશાસ્ત્રનો પ્રાથમિક અભ્યાસ થયા બાદ આયુર્વેદ શીખવવામાં આવે છે. શારીરિક, તથા મનુષ્ય દેહધર્મ વિદ્યાનો અભ્યાસ મેડીકલ કૉલેજની માફક શીખવાય છે. નિદાન, નિઘંટુ, ચિકિત્સા વિગેરે સર્વ માત્ર આયુર્વેદ પદ્ધતિથી શીખવવામાં આવે છે. તેમાં પ્રયોગશાળા, સંગ્રહસ્થાન, પુસ્તકાલય, ઔષધાલય, વિગેરેની વ્યવસ્થા છે અને શિક્ષક મંડળમાં ત્રણ વૈદ્યો તથા બે દાક્તરો છે. ચાર વર્ષના અભ્યાસ પછી જે વિદ્યાર્થીઓ છેલ્લી પરીક્ષામાં પાસ થાય તેમને સરકારી તથા મ્યુનિસિપલ નોકરીમાં રાખવાને માટે ગોઠવણ થઇ રહી છે.

**વ્યાયામશાળા.** વડોદરાની પ્રખ્યાત જુમ્માદાદા વ્યાયામશાળા તથા હિંદવિજય જીમખાનાનાં નિવેદન પણ મળ્યાં છે. ગુજરાતમાં વ્યાયામનો પ્રચાર વધતો

જાય છે. ભરૂચ, વડોદરા, આણંદ, નડીઆદ, અમદાવાદ, પાટણ વિગેરે ગામોમાં સારી શાળાઓ સ્થપાઈ છે. રમત ગમતનો શોખ પણ ઉગતી પ્રજામાં વધતો જાય છે. પણ આજ સુધી જેટલી પ્રગતિ થઈ છે તેનાથી સંતોષ માનીને બેસી રહેવાય એમ નથી, કારણ કે આપણે આ વિષયમાં ઘણા જ પછાત હતા અને વર્ષોનું પાપ ધોઈ નાંખવાનું બાકી છે. મુંબઈની સરકારી વિદ્યાપીઠમાં ફરજીઆત લશ્કરી તાલીમનો પ્રશ્ન ચર્ચાય છે તેને અમે સંપૂર્ણ અનુમોદન આપીએ છીએ અને કોઈ પણ પ્રકારે ગુજરાતીઓ શરીરે સશક્ત થાય તેવી યોજનાઓને વધાવી લઈશું. સરકારી વિદ્યાપીઠમાં હોંશીઆર વિચારવંત ગણાતા કેટલાક નાજુક ગુજરાતીઓની વિચારસૃષ્ટિ તપાસતાં અમારા અભિપ્રાયને પુષ્ટિ મળતી જાય છે કે શરીરે નિર્માલ્ય પ્રજા બાયલા વિચારો જ પેદા કરી શકે છે, બાયલી કવિતાઓ ચુંથ્યાં કરે છે અને ટીકાખોર થાય છે. સાહસ, ઉલ્લાસ, શૌર્ય, દૃઢતા સિવાય આપણે સ્વરાજ્ય ભોગવી ન શકીએ. શારીરિક નબળાઈની અસર માનસિક તથા આધ્યાત્મિક પ્રગતિ ઉપર થયા વિના ન રહે. કેટલાક અપવાદનાં દૃષ્ટાંતો બતાવવામાં કાંઈ જ ફાયદો નથી. ઉપરની હકીકત સર્વમાન્ય છે; તેથી અમે ઇચ્છીએ છીએ કે ગુજરાતના દરેકે દરેક તાલુકામાં, દરેકે દરેક ગામમાં, દરેક સુધરાઈ માર્ફત વ્યાયામશાળાઓ નીકળે. દવાખાનાં કાઢવા કરતાં વ્યાયામશાળા પાછળ પૈસા ખર્ચવા સારા ગણાય. દાકતરોને પોષવા કરતાં શિક્ષકોને રોકવા જોઈએ. વ્યાયામશાળામાં સારા ચારિત્ર્યવાન દેશાભિમાની શિક્ષકોની જરૂર છે.

મદ્યપાન પ્રતિબંધક મંડળો. આવાં મંડળો ઘણાં થોડાં છે. પ્રજામત કેળવવો અને લોકોને બોધ આપવો, તથા જરૂર પડે તો સરકારનો મત કેળવવો એ આવાં મંડળોનું કામ હોઈ શકે. મુંબાઈ સરકાર મદ્યપાનનિષેધનો પ્રશ્ન હાથમાં લેવાને બંધાયું છે. દેશી રાજ્યોમાં તેનું અનુકરણ થશે જ, તેથી પ્રજાવર્ગની જવાબદારી વધતી જાય છે. જ્ઞાતો દ્વારા દારૂ પીવાની રીત ઉપર અંકુશ મુકી શકાય, તેમ જ જો સ્ત્રીઓ ધારે તો પોતાના ધણી, છોકરાંઓને આ દુષ્ટ વ્યસનમાંથી છોડાવી શકે. ટેમ્પરન્સ અથવા મદ્યપાનનિષેધનાં મંડળો ઘણુંખરૂં સભાઓ ભરીને નકામી પ્રતિજ્ઞાઓ લેવડાવે છે તેના કરતાં વધારે સંગીન કામ કરવું જોઈએ. અપવાદરૂપે કેટલીક સંસ્થાઓ છે તેમનું નિવેદન વાંચીને અમને આનન્દ થયો છે.

અવલોકન માટે આવેલા નિવેદનોની મદદથી ગુજરાતમાં ચાલી રહેલી પ્રગતિનું દિગ્દર્શન કરવામાં આવ્યું છે. ગુજરાતમાં રાજકીય અસ્મિતા જાગ્રત થઈ છે પણ મહાત્મા ગાંધીજીની આગેવાની નીચે કેવળ રાજકીય લડત માટે તૈયારીઓ થઈ રહી છે એમ નથી, પણ સામાજિક પ્રગતિના દરેક વિષયમાં, અનેક દિશામાં સુધારો થતો જાય છે. સંખ્યાબંધ સંસ્થાઓ નીકળે છે, પણ તેમને દિશા બતાવનાર, અનુભવોનો લાભ આપનાર, ભૂલોનું સ્મરણ કરાવનાર, સંગઠન કરનાર, સહકાર યોજનાર કોઈ વ્યક્તિ કે સંસ્થા નથી. એવી એક મધ્યસ્થ સંસ્થાની ખાસ આવશ્યકતા છે એમ દરેક સમાજસેવકને લાગે છે. સુરત સેવા મંડળ માર્ફત ગુજરાતના કાર્યકર્તાઓની પરિષદ્ ભરાએલી તેમાં આ વિષયની ચર્ચા થએલી, અને ત્યાર પછી પણ એ વાત ખુબ ચર્ચાઈ છે. ગામડાંમાં સહકારી મંડળોનો વિષય હજી આપણે હાથમાં લીધો નથી. સુધરાઈઓ તથા સ્થાનિક સમિતિઓ( લોકલ બોર્ડ )ના કારભારમાં અનેક સુધારા કરવાના છે. એ વિષયોનો ખાસ, વિશિષ્ટ અભ્યાસ દરેક માણસ કરી શકે નહીં, તેથી એક મધ્યસ્થ સંસ્થા હોવી જ જોઈએ કે જ્યાંથી નિષ્ણાત અભિપ્રાય અને સલાહ મળી શકે. મધ્યસ્થ પુસ્તકાલય, મધ્યસ્થ દેખરેખ રાખનાર નિરીક્ષકો, મધ્યસ્થ પરીક્ષકો, મધ્યસ્થ સલાહકારોની જરૂર પડશે એમ અમને જણાય છે.

સુમન્ત મહેતા

# હિંદુ અને મુસલમાનો વચ્ચે રહેલી તાત્વિક એકતા

પયગંબર અને તેના અનુયાયીઓને તેમનો ધર્મ-ઉપદેશ કરવાનો ઇશ્વર તરફથી આદેશ છે. પરંતુ તલવારની અણી ઉપર ધર્મ ફેલાવવાનો હુકમ નથી.

ધાર્મિક બાબતમાં બળજોરી અને જોરજુલમ કરવાનાં નથી. આ જ સત્યપ્રેરણા કપટની ભાવનાથી રહિત જાણવી.

જો ઇશ્વરની એવી ઇચ્છા હોત કે સૌ સત્ય ધર્મમાં જ શ્રદ્ધા રાખે તો તેણે તેવું નિર્માણ કર્યું હોત. ત્યારે શા વાસ્તે બળજોરીથી કોઇને વટલાવવા જોઇએ ?

( કોરાન )

દિનદરવેશ નામનો હિંદી કવિ કહી ગયો છે કે હિંદુ અને મુસલમાનો મગના એક દાણાની બે ફાડો છે. રામ અને રહિમ વચ્ચે કશો ભેદ નથી. એક જ પ્રભુ બન્નેના છે. આ પ્રમાણે હિંદુ અને મુસલમાનો હિંદમાતાના પ્રિય પુત્રો છે. આ કવિના જણાવ્યા મુજબ માત્ર કવિતામાં જ બન્નેનું બંધુત્વ નથી. પણ સેંકડો વર્ષો થયાં આ બંધુત્વ ખરેખર રીતે અસ્તિત્વ ધરાવે છે. સાંસારિક, ધાર્મિક, વ્યાવહારિક, વ્યાપારિક, બૌદ્ધિક અને અનેક આચાર, વિચાર, રીત, રિવાજ અને કાર્યોમાં આ બંધુત્વભાવ ઘણી સદીઓ થયાં એક બીજા વચ્ચે પ્રવર્તી રહ્યો છે. અને સાધારણ નજરે પણ ગામડાંઓમાં અને દેશી રાજ્યોમાં હજી સુધી એ ભાવ અખંડ રીતે કાયમ રહ્યો જણાય છે.

કબીર સાહેબ અને શ્રી નાનક સાહેબે હિંદુ અને મુસલમાન ધર્મ વિષે રહેલી આધ્યાત્મિક એકતા બહુ જ સુંદર રીતે ભજનોમાં ઉતારી લોકોને ઉપદેશેલી છે, અને તેના પરિણામે હિંદુ મુસલમાનો વચ્ચે મીઠું વાતાવરણ ઘણા કાળ સુધી ફેલાયલું હતું. જુનાં ભજનો, ગીતો, છંદો, રાસો અને ગાથાઓ તપાસતાં ઘણા લેખકોએ બન્ને ધર્મો વચ્ચે રહેલી આધ્યાત્મિક એકતાનું રહસ્ય સારી રીતે સમજાવેલું છે. હિંદુધર્મના ઉદાર સ્વરૂપમાં ઉંડા ઉતરનારને સિદ્ધાન્ત, તત્ત્વ, માન્યતા અને વિચારોમાં ઇસ્લામનાં તત્ત્વોની સાથેનું ઐક્ય સહેજમાં દૃષ્ટિગોચર થશે. બન્ને ધર્મોમાં સાધનની પ્રાપ્તિ માટેના માર્ગોની ઘણે અંશે વિવેકપૂર્વક સરખામણી થઈ શકે છે; અને સમજુદિલવાળા તત્ત્વશોધકને બન્ને ધર્મોના માર્ગોમાં સિદ્ધાન્તોનું અનૈક્ય અથવા ભયાનક ત્રુટિઓ દૃષ્ટિગોચર થવાનો સંભવ ન્યૂન રહે છે. લોકો વિષે રહેલું ધર્માંધપણું, અજ્ઞાનતા અને સાંપ્રદાયિક ટુંક વિચારોને લીધે બન્ને ધર્મો વિષે રહેલા સત્ય અને ઉચ્ચ ધાર્મિક વિચારો વાદળાંમાં રહેલા સૂર્યની પેઠે આચ્છાદિત થઈ જાય છે. અને આ જ અજ્ઞાનતાને લીધે લોકો ઉંધે રસ્તે દોરવાઇ, ખોટા ઝનુનમાં આવી, વિવેકશક્તિનો ત્યાગ કરી, અને આવેશ તથા ક્રોધને વશ થઇ પરસ્પરની લાગણીઓને સખ્ત રીતે દુખવે છે. સાધારણ અને ધર્મના સાચા તાત્વિક સિદ્ધાન્તો સાથે કશો પણ સંબંધ નહિ ધરાવતા માત્ર તમાસારૂપ દેખાવવાળા મસજીદો અને મંદિરો પાસે વાજાં વગાડવા જેવા ક્ષુલ્લક સવાલો બન્ને કોમો વચ્ચેની ગાઢી અને પરસ્પર ફલદાયી મૈત્રિનો નાશ કરવા તત્પર થાય તે ખરેખર ઘણું શોચનીય છે. હિંદુ ધર્મ અને મુસલમાન ધર્મમાં રહેલા ઉંચા અને ઉદાર વિચારો જોતાં આવા નજીવા સવાલો તરફ જરૂર દુર્લક્ષ બતાવવું જોઈએ. આ સવાલ માત્ર હિંદુ અને મુસલમાન ધર્મોને પીડે છે; પણ ખ્રિસ્તી, બૌદ્ધ અને બીજા ધર્મો તે પ્રત્યે ઉદાસીન છે, તે પણ બન્ને કોમોએ લક્ષમાં લેવાનું છે.

ગૌરક્ષાનો સવાલ પણ બન્ને કોમો વચ્ચે મોટી ખટપટ ઉત્પન્ન કરે છે. ગૌ વિષયમાં મહાત્માજીના આદેશ મુજબ હિંદુઓએ મુસ્લિમ ભાઇઓ ઉપર

શ્રદ્ધા રાખીને તેમની ભલમનસાઇ ઉપર તે છોડવા સિવાય બીજો કોઈ ઉપાય હાલમાં જણાતો નથી. અગાઉની મુસલમાન સલ્તનતના વખતમાં પણ એ જ ઉપાયથી ગૌરક્ષાના સંબંધમાં ઘણું કરી શકાયું હતું. મુસ્લિમ અમલની શરૂઆતથી તે ફીરોઝશાહ તગલખના રાજ્ય પર્યંત ૨૦૦ વર્ષો સુધી કસાઇઓ ઉપર ગોવધને માટે કર નાંખવામાં આવ્યો હતો. દર ગાયે ૧૨ જેતલ જેટલો કર ગૌરક્ષા નિમિત્તે જ હતો. મહમદશાહ તગલખના સમયમાં ગોમાંસને રાજ્યના રસોડામાં સ્થાન નહોતું. કેટલાક ગ્રંથકારો બાદશાહોનાં રસોડાં અને ખાદ્ય પદાર્થોનું વર્ણન આપે છે પરંતુ ગોવધનું તેમાં કોઇ વર્ણન આપતું નથી. સુલ્તાન નાસીરૂદ્દીન ખુશરૂએ તો ગોવધનો તદ્દન નિષેધ કરેલો હતો. અને શહેનશાહ અકબરે પણ એ જ રીતે ગોવધનો નિષેધ કરેલો હતો. બાબર જ્યારે મરણ પથારી ઉપર હતો ત્યારે તેણે એક મૃત્યુપત્ર હુમાયુ માટે કર્યું હતું. તેમાં બીજી બાબતો સાથે બાબર ફરમાવે છે કે "તારે ખાસ કરીને ગોવધનો નિષેધ જ કરાવવો જેથી આ દેશના લોકોનાં હૃદયો ઉપર તારૂં સામ્રાજ્ય દૃઢપણે સ્થપાશે. અને હિંદુ લોકો તારો અહેસાન ક્યારે પણ ભૂલશે નહિ."

### ઇશ્વર મહિમા

મુસલમાન ધર્મનું આધ્યાત્મિક સાહિત્ય બહોળું અને સારી રીતે ખેડાયલું છે. આપણે તે સાહિત્યનો ઝીણવટથી અભ્યાસ કરવો જોઇએ. મિશનરીઓએ કરેલાં ભાષાંતરો ઉંધે રસ્તે ઘણી વખત દોરી જાય છે. તેથી બને ત્યાં સુધી મૂળ પુસ્તકોનો જ અભ્યાસ કરવો જરૂરનો છે. મુસલમાનોનું તત્ત્વજ્ઞાન બહુ જ સાદી સુંદરતા ધરાવે છે. એક જ પ્રભુએ આ સર્વ જડ ચેતનમય જગત બનાવ્યું છે. મનુષ્ય, પશુ, પક્ષી, વસ્તુઓ, દેશકાળ ઇશ્વરે જ નિર્માણ કર્યાં છે. તે ઇશ્વર સર્વદ્રષ્ટા, સર્વશક્તિમાન અને સર્વજ્ઞ છે. કોરાન કહે છે:

"તે એક જ ઇશ્વર છે. તે સિવાય બીજાની સેવા કરવાની નથી. તે જ્ઞાત અજ્ઞાત સર્વે જાણે છે. દૃશ્યાદૃશ્યનો સાક્ષી છે. તે દયાળુ અને કૃપાળુ છે. તે રાજરાજેશ્વર અને એક જ છે. પવિત્ર અને શાંતિમય છે. રક્ષક છે. અતિ બળવાન અને મહાનમાં મહાન છે તેણે જ સર્વ રચના કરી છે. અને સર્વોત્તમ ગુણો જે મનુષ્ય ધારી શકે તે સર્વે તેનામાં છે. આ પૃથ્વીમાં અથવા સ્વર્ગમાં જે વસ્તુઓ છે તે સર્વે તેના જ ગુણો ગાવા માટે છે. તે સંપૂર્ણ, સબળ અને જ્ઞાની છે. પૂર્વ, પશ્ચિમ સર્વત્ર પ્રભુનો નિવાસ છે. જ્યાં જ્યાં મનુષ્ય પોતાની દૃષ્ટિ ફેરવે છે, ત્યાં પ્રભુનો મહિમા અને અગાધ શક્તિ જોવામાં આવે છે. તે પૃથ્વી, સ્વર્ગ, આકાશ, સર્વને પ્રકાશમય કરે છે. તેમને જુએ છે. ઇશ્વર એક જ અને અદ્વિતીય છે."

હિંદુઓનાં ઉપનિષદો અને શ્રી ભગવદ્ગીતા પણ ઇશ્વરમહિમા એવી રીતે જ પ્રબોધે છે:

"આ જગતમાં જે કાંઇ પણ વસ્તુ છે તે સર્વમાં ઇશ્વર વ્યાપક છે. તેથી વૈરાગ્યથી તેનો ઉપભોગ કર અને પરધનની ઇચ્છા કર નહીં." (ઇશોપનિષદ્)

"ઇશ્વર સત્, ચિત, આનંદ સ્વરૂપ છે. તે રૂપરહિત છે. તેનાથી સર્વે ઇચ્છાઓ અને સ્વાદો ઉત્પન્ન થાય છે. તે સર્વત્ર વ્યાપક છે. તે વાણી અને આશ્ચર્યથી પર છે. તે અંતરાત્મામાં રહે છે. તે પૃથ્વીથી મહાન છે. આકાશ, સ્વર્ગ અને સર્વે ભુવનોથી મહાન છે. સર્વજ્ઞ, સર્વકામ અને વ્યાપક છે. તે જોઇ શકાતો નથી, છતાં પણ દૃષ્ટા છે. સાંભળી શકાતો નથી, છતાં પણ શ્રવણકર્તા છે. જાણી શકાતો નથી, છતાં પણ જ્ઞાતા છે. તે એક જ અદ્વિતીય છે." (છાંદોગ્યોપનિષદ્)

"ઇશ્વર સર્વેના હૃદયોમાં રહે છે અને સર્વે પ્રાણીઓને યંત્ર ઉપર બેઠેલાની પેઠે ચલાવે છે." (ભગવદ્ગીતા)

એક સ્હેજ દૃષ્ટિથી જોનારને પણ જણાશે કે કોરાન અને ઉપનિષદોમાં ઇશ્વર સંબંધી વર્ણનોમાં ભિન્નતા જેવું કાંઇ નથી. હિંદુઓ તથા મુસલમાન વિદ્વાનો મિથ્યા ધર્માભિમાનને તજીને ઉદાર દૃષ્ટિથી અને નિરપક્ષપાતપણાથી એક બીજાના અધ્યાત્મશાસ્ત્રોનો વિવેકપૂર્વક અભ્યાસ કરે તો ઘણું અજ્ઞાન, ઝનુન અને ખોટી જીદ્દ ઓછાં થશે. ઇશ્વરનું અદ્વિતીયપણું, સર્વત્ર વ્યાપકતા અને તેનું જ સ્મરણ, ચિંતન અને પ્રાર્થના એ બન્ને ધર્મોમાં મુખ્ય હેતુ હોવાથી ઝીણી ઝીણી ત્રુટિઓ તજી હંસદૃષ્ટિ ન્યાયથી ઉદારાત્મા થવું એ બન્ને કોમના વિદ્વાનો માટે શ્રેયસ્કર છે.

### ધાર્મિક સમભાવ

મુસલમાનોનો ધર્મ તેમને શીખવે છે કે મહાન પયગંબરો—ગુરૂઓ—જેવા કે ઇબ્રાહીમ, શ્રી કૃષ્ણ, ઝરથુસ્ત, મોઝીસ, બુદ્ધ, ઇશુ અને મહંમદ અતિ પવિત્ર અને મહાન હતા. તેઓએ દેશ, કાલ અને વસ્તુના સંયોગો જોઇ ઉપદેશ કર્યો છે. અને પવિત્ર શાંતિ, આનંદ અને નીતિનાં તત્ત્વોનાં સામ્રાજ્ય સ્થાપ્યાં છે. કોરાન ભાર મુકીને જણાવે છે કે "અન્યધર્મીઓ પ્રત્યે અમે કાંઇ પણ ભેદ ભાવથી જોતા નથી. મુસલમાનોએ સમભાવ રાખવો જોઇએ."

શ્રી ભગવદ્‌ગીતામાં કહ્યું છે: "જે સર્વ પ્રાણીઓ વિષે સમભાવ રાખનાર છે તે જ મારી ભક્તિને પામે છે. સમબુદ્ધિવાળો જ ઉત્તમ છે."

આ પૃથ્વી ઉપર હિંદુઓ જેવા ધાર્મિક સહિષ્ણુતા ધરાવનારા લોકો બહુ થોડા હશે. ખંભાતમાં પારસીઓને, મલબારમાં આરબોને અને ગોવા જીલ્લામાં રોમન કેથોલિકોને હિંદુઓએ ભાઈઓ પ્રમાણે ગણી આશ્રય આપેલો હતો.

### પયગંબરોનું અવતરણ

કોરાન કહે છે: "તમારા વચ્ચે અમે પયગંબરને મુક્યા છે, જેઓ તમને અમારી ઇચ્છાઓ જણાવશે અને તમને પવિત્ર બનાવી, તમને જ્ઞાન આપી અંધકાર દૂર કરશે."

શ્રી ભગવદ્‌ગીતા કહે છે: "જ્યારે જ્યારે અધર્મ અને પાપની વૃદ્ધિ થાય છે, ત્યારે ત્યારે ધર્મની વૃદ્ધિ કરવા હું આ જગતમાં અવતરું છું."

### આત્મતત્ત્વની મહત્તા

હઝરત અલી સાહેબ જે પયગંબર સાહેબના જમાઇ અને પિત્રાઇ હતા તેઓએ પોતાના પ્રિય પુત્ર હસનને ઉપદેશ આપ્યો છે કે

"હે પુત્ર! તારા અંતઃકરણમાં રહેલી ઉત્તમ ભાવનાઓ અને ઉન્નત વિચારો તારા પોતાના માટે બસ છે. રોગ અને ઔષધ એ બન્ને તારા પોતાની જ અંદર છે. તારું શરીર બહુ નાનું છે. પરંતુ આખું વિશ્વ તેની અંદર સમાયલું છે. તું જ સર્વે પુસ્તકોની માતા છે."

છાંદોગ્ય ઉપનિષદમાં શ્વેતકેતુને તેનો પિતા ઉદ્દાલક ઉપદેશે છે કે

"આ પરમાત્મ તત્ત્વ જે દરેક પુષ્પને વિકસાવે છે અને દરેક પ્રવૃત્તિમાં વેગ આપે છે તે જ આપણો આત્મા છે. તે જ્યોતિ જે આકાશની ઉપર પ્રકાશે છે, જે સર્વ કરતાં મહાન છે, જે સર્વ વિશ્વની ઉપર છે અને જેની ઉપર કોઈ નથી તે તારો આત્મા છે."

### ઇશ્વરની પ્રાર્થના અને ભક્તિ

ઇસ્લામનો મનનીય અને આચારમાં ઉતારવાનો ઉપદેશ આ જ છે કે સર્વે મનુષ્યોએ ધાર્મિકતા મેળવવી, પ્રાર્થના કરવી અને દાનશીલ થવું. તેમ જ કુસંસ્કારો અને કુવિચારોથી દૂર નાસવું. એક મુસલમાને પાંચ વખત ખરા અંતઃકરણથી નમાઝ પડવી.

કોરાન કહે છે:

"પ્રાર્થના અને નમાઝથી ખરાબ વિચારો અને કુસંસ્કારોનો નાશ થાય છે. ઇશ્વર મહાન છે. નમાઝ પડવાને ચાલો. તેની સદા પ્રાર્થના કરો. સત્યમાર્ગે ચાલો અને ઉન્નતિ તથા અભ્યુદય મેળવો. નમાઝ ઉત્તમોત્તમ છે. ઇશ્વર સિવાય બીજી કોઇ વસ્તુની પ્રાર્થના કરવાની નથી."

હિંદુઓને પણ ઇશ્વરની ખરા અંતઃકરણની પ્રાર્થના શાસ્ત્રોમાં ઉપદેશેલી છે. શ્રી ભગવદ્‌ગીતામાં કહ્યું છે:

"મારા વિષે જ મન રાખ. મારો જ ભક્ત થા. મારું જ યજન કર. મને જ નમસ્કાર કર. તું મને જ પ્રાપ્ત કરશે." વળી "મારામાં મન રાખ, મારામાં જ બુદ્ધિનો નિવાસ કર. તેથી મને જ પ્રાપ્ત થશે."

### હિંદુ-મુસલમાન ભક્તો અને ઓલીઆઓ

ઇસ્લામના મસ્ત ઓલીઆઓએ ખુદાના ગુણાનુવાદ બહુ આવેશ અને દીલના દર્દથી ગાયાં છે. ઓયમાને કહ્યું છે કે "ઇશ્વરમાં જેણે જીવન અર્પ્યું છે, અને આ જીવન તેની જ બંદગી કરી છે તે પરમ સ્વર્ગને પામશે."

ખ્વાજા બાહાલદ્દીન, અબદુલ કાદર, અલ જીલાની વગેરે સર્વે ઓલીઆઓએ પણ ખુદાના ગુણો ગાયા છે.

હિંદુઓમાં નરસિંહ મહેતા, તુકારામ, મીરાંબાઇ, નાભાજી, તુલસીદાસ, નામદેવ, નાનક અને કબીરજીએ પણ અનેક પ્રભુભક્તિનાં ભજનો ગાયાં છે. તુલસીદાસજી ગાય છે:

"રામ! મારા તરફ જુઓ. હું મારું શું કલ્યાણ કરી શકવાનો હતો? હું શું કરું? કયાં જાઉં? તારા સિવાય હું કોને મારા સુખદુઃખની વાતો કરી શકું? અરે ઘણી વખત હું તારાથી વિમુખ થઇ આ પાર્થિવ પદાર્થો ઉપર મોહને વશ થયો છું. પણ નાથ! તું દયાસિંધુ છે. મારા ઉપર કૃપા કરી તારી પ્રીતિભરી દૃષ્ટિ મારા ઉપર ફેરવ. તારા ચરિત્રથી મારું હૃદય પુલકિત થાય છે. તુલસી તારો જ છે. તેને તારી ઇચ્છા પ્રમાણે નિભાવ."

### ઇશ્વરનું એકત્વપણું

ઇસ્લામમાં ઇશ્વરના એકત્વપણા ઉપર જ મુખ્ય આધાર છે. કોરાન જણાવે છે કે "ઇશ્વર એક જ છે. ઇશ્વર સિવાય બીજો કોઇ નથી."

ઉપનિષદો પણ કહે છે: "તે એક જ દેવ સર્વ પ્રાણીઓમાં રહ્યો છે. તે એક જ છે; બીજો નથી."

### આત્મ અને પરમાત્મ તત્ત્વનું ઐક્ય

કોરાન કહે છે: "ઉત્તમ સ્થિતિ શામાં પ્રાપ્ત થાય છે? તે અદૃશ્યમાં. તે અદૃશ્ય ક્યાં છે? તમારા પોતામાં. તે સર્વને પ્રકાશે છે. તે બુદ્ધિ અને ઇન્દ્રિયોથી પર છે."

પાત્ર હતો. ભગવદ્ભક્તિ કરી ભગવદ્સેવા કરતો હતો અને ભક્ત તરીકે સંપ્રદાયમાં માન પામ્યો છે.

પંજાબમાં બે સાધુઓ સંબંધી એક કથા પ્રચલિત છે. દયાળ ભવાન સાધુ પોતાના શિષ્ય મંડળ સાથે પંજાબમાં ગીરોટ ખાતે રહેતા હતા, અને લોકો તથા રાજ્ય તરફથી સારો આશ્રય પામ્યા હતા. તે સમયે કોઇ જમાલ સુલ્તાન નામના ફકીર ગીરોટમાં આવીને રહેવા લાગ્યા અને પોતાનો અખાડો જમાવવાનું શરૂ કર્યું. આ વાત દયાળ ભવાનને કાને આવી. તેથી તેણે પોતાના એક શિષ્યને દૂધનો લોટો છેક ટોચ સુધી ભરીને આપ્યો અને ફકીર જમાલ સુલ્તાન પાસે લઇ જવા જણાવ્યું. તેનો ગુઢાર્થ એ જ હતો કે આ શહેર મારા ભક્તોથી ભરપુર છે; અને બીજા કોઇ ફકીર અથવા સાધુ માટે જગ્યા અને અખાડા નાંખવાનો અત્રે અવકાશ નથી. જમાલ સુલતાને આ અર્થ એકદમ સમજી લીધો. તેણે થોડાં ગુલાબનાં ફુલોની પાંખડીઓ ચુંટી દૂધ ઉપર તરતી મુકી દીધી અને લોટો પાછો સાધુ પાસે લઇ જવા ફરમાવ્યું, અને એવો ગુઢાર્થ બતાવ્યો કે ગુણવાનો ગમે ત્યાં રહી શકે છે. દયાળ ભવાને આ સમજી લઇ ફકીરની ગુણજ્ઞતા પીછાની અને માન સહિત બોલાવી પોતાના આશ્રમમાં રાખ્યા અને આજે પણ બન્નેની સમાધિઓ એકબીજાની પાસે ગીરોટમાં મોજુદ છે.

શાહજહાનના પાટવી કુમાર દારાશીકોહને અધ્યાત્મશાસ્ત્રનો ઘણો શોખ હતો. તેણે હિંદુ પંડિતો અને મુસલમાન મૌલવીઓ પોતાની તહેનાતમાં રાખ્યા હતા અને અધ્યાત્મશાસ્ત્રોની ચર્ચા વારંવાર તેના દરબારમાં થતી હતી. તેણે અભિપ્રાય બાંધ્યો હતો કે હિંદુના વેદાંતશાસ્ત્રના સિદ્ધાન્તો અને મુસ્લિમ સુફીઓના સિદ્ધાન્તોમાં ઘણું સમાનપણું અને એકજ રહસ્ય હતું. જ્યારે દારાશીકોહ પંજાબ આવતા અને ત્યાં મુકામ રહેતો ત્યારે પંજાબના સરહિંદ શહેરના એક દેવળમાં બાબાલાલ કરી એક હિંદુ યોગી રહેતા તેમની મુલાકાતે તે દરરોજ આવતા અને હિંદુ ધર્મ અને તેના રહસ્ય સંબંધી રસભરી વાતચીત ચાલતી હતી. સંવત ૧૬૪૯માં આ ધાર્મિક સંવાદો તથા વાતચીતનો સાર હિંદુ વિદ્વાનોએ લખેલ છે. દારાશીકોહે કેટલાંક ઉપનિષદોનું ફારસીમાં ભાષાંતર કરેલ છે.

મહાન અકબરને ઉંડી ધર્મજીજ્ઞાસા હતી. તેનો શુક્રવારનો રાત્રિનો દરબાર, હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, જૈન, જરથોસ્તી વિદ્વાનોથી ભરાતો અને ત્યાં સર્વ ધર્મના સિદ્ધાન્તો ચર્ચાતા. અકબર હિંદુ મુસલમાન ઐક્યનો મુખ્ય પક્ષપાતી હતો. તેણે હિંદુ રાણીઓ સાથે વિવાહ કર્યો હતો. હિંદુ સરદારોને મ્હોટામાં મ્હોટા અધિકારો આપ્યા હતા. હિંદુઓ ઉપરના ધાર્મિક કરો રદ કર્યા હતા. હિંદુ રાણીઓ સારૂ મહેલોમાં મંદિરો બનાવ્યાં હતાં. હિંદુ ગવૈયાઓ, ભાટો, વિદ્વાનો અને બીરબલ જેવા સખાઓને આશ્રય આપ્યો હતો. તેણે સર્વ ધર્મમાંથી ઉત્તમ સિદ્ધાન્તોનો સંગ્રહ કરી "દીને ઇલાહી" નામનો ધર્મ રચ્યો હતો.

સુલ્તાન શેરશાહે હુમાયુ પાસેથી રાજ્ય ઝુંટવી લીધું હતું. તે સુલ્તાન બહુ જ ઉદાર, સમાન દ્રષ્ટિવાળો અને બીજા ધર્મો પ્રત્યે માન ધરાવનાર હતો. મિ. ડબલ્યુ. ક્રુકસ જણાવે છે કે સુલ્તાન શેરશાહે લોકોની ઇચ્છાને પ્રધાન પદ આપી, તેના ઉપર રાજ્યનો મદાર બાંધ્યો હતો. કિન નામનો વિદ્વાન જણાવે છે કે આ પઠાણ જેટલી ન્યાયપરાયણતા અને ડહાપણ બ્રિટિશ રાજ્યે પણ બતાવ્યાં નથી.

ઘણા હિંદુઓએ પ્રખ્યાત અને ચમત્કારી પીરોની દરગાહો બાંધી અને સમરાવી છે. તેઓ પીરોની માન્યતા માને છે. તેઓના ઉપર શ્રીફળ ચડાવી, શેષ ખાય છે. ધુપ કરાવે છે, મુતવલ્લીઓને દાન આપે છે, પીરોના મેળામાં ભાગ લે છે, તેમની બાધા રાખે છે. ગામડાંના હિંદુઓ મુસલમાન ફકીરોને સાંઇ બાવા કહી બોલાવે છે. તેમને સીરાણી એટલે સવારના ખાવાનું, આપે છે. ગુજરાતમાં નવસારી ખાતે પીરની દરગાહના હિંદુ, મુસલમાન અને પારસીઓ શિષ્યો છે અને એવાં અનેક સ્થળો છે. હિંદુઓના દેવતાઓ જેવા કે કાલી અને શિતળાની બાધાઓ રાખે છે, તેમને નાળીએર ચડાવે છે, છોકરાંઓને માદળીઆં પહેરાવે છે, હિંદુ જોશીઓની પાસે ભવિષ્ય જોવડાવે છે, બ્રાહ્મણોને માન આપે છે, ગોહિંસા કરતા નથી. આ પ્રમાણે ગામડાંઓની પ્રજા એક બીજાની સાથે હળીમળી સ્નેહભાવે રહે છે. એક બીજાના વૃદ્ધોને માન આપી કાકા, મામા, કાકી, મામી, મોટીમા વગેરેથી પરસ્પર સંબોધે છે. ત્યાં ઝનુન પણ નથી કે નથી ધર્માંધપણું. નથી ઉશ્કેરણી કે નથી અતડાપણું. લોકો ભાઇચારાથી રહે છે, પાડોસી નાતો બહુ જ સારો રાખે છે, એક બીજાનું કામકાજ

કરી આપે છે અને ગામમાં સૌ પોતપોતાનું કામ કરતાં પરસ્પર સહાય, સહાનુભુતિ અને દીલસોજી બતાવે છે.

હિંદુ અને મુસલમાન વેપારીઓ પણ પરસ્પર બહુ સહાનુભાવ રાખે છે. ત્યાં વ્યાપાર એ જ લક્ષ્ય છે. હિંદુ-મુસલમાનપણું ગૌણ છે. હિંદુ વ્યાપારીના મુસલમાન મુનીમ અને મુસલમાન વ્યાપારીઓના હિંદુ મુનીમો છે. ઘણાંખરાં દેશી રાજ્યોમાં પણ હિંદુ-મુસલમાન સવાલનું અસ્તિત્વ નથી. ત્યાં રાજ્યના મોટા અધિકારો કોઇ પણ કોમના કુશળ પુરૂષને અપાય છે. ઘણાખરા રાજાઓ પોતાનો અંગત ધર્મ અંગત જ પાળી પ્રજાના ધર્મો પ્રત્યે સમભાવવાળા રહે છે. રણજીતસિંહનો મુખ્ય પ્રધાન મુસલમાન હતો. માઇસોર રાજ્યનો પહેલો કાઉન્સીલર મુસલમાન છે.

મુસલમાનોના બહાઈ પંથમાં સર્વત્ર બંધુભાવ જોવાનો નિયમ છે. બાહ નામના મહાન પુરૂષે આ પંથની સ્થાપના કરી હતી અને પછી બાહાલ્લા તેનો પ્રમુખ થયો અને હવે તે પંથ તેના પુત્ર અબ્દુલ-બાહ અથવા આબાસ એફેન્ડીના નેતૃત્વ નીચે છે. આ ધર્મનાં રહસ્યો જોતાં તેમાં મુસલમાન વસ્ત્રો નીચે હિંદુ શરીર સ્પષ્ટ સમજાય છે. સુફી અને વેદાંત-નું સામ્ય ઘણું છે. હાફીઝની સુંદર ગઝલો, મન્સુર બુલાશા અને બીજા કુદરતી કવિઓની બાની તે જ "અલહક" (જીવબ્રહ્મની એકતા) ને પોકારે છે, જે "તત્ત્વમસિ" તરીકે વેદાંતમાં પ્રસિદ્ધ છે. મુસલમાન સુફીઓના હિંદુ શિષ્યો હતા અને બન્ને જાતિઓના અસંખ્ય કવિઓ, ભજનીકો, કિર્તનકારો અને ઓલીઆ-ઓએ અનેક કવિતા અને ભજનોથી બન્ને કોમોની બુદ્ધિપૂર્વક એકતા ગાઇ છે.

જ્યારે યૂરોપ અજ્ઞાનરૂપી અંધકારથી છવાયલું હતું, અને લોકો ધાર્મિક ઝનુન અને મારામારીમાં પડયા હતાં ત્યારે પ્રથમ જ્ઞાનજ્યોતિને યૂરોપમાં પ્રગટાવવાનું માન એક મુસલમાન વિદ્વાનને જ છે. મુસલમાનોએ મીસર અને ઉત્તર આફ્રિકામાંથી સ્પેઇનની અંદર પ્રવેશ કર્યો અને ત્યાં એક મોટું રાજ્ય સ્થાપ્યું. અને કોરડોવા-ની મહાન પાઠશાળામાં નામાંકિત મુસ્લિમ વિદ્વાનો પાસે ખ્રિસ્તી વિદ્યાર્થીઓ આખા યૂરોપમાંથી વૈદક, જ્યોતિષ, તત્ત્વજ્ઞાન, કવિતા અને વ્યાકરણનું જ્ઞાન મેળવવા આવતા હતા અને યૂરોપના સુધારાના ખીજ-રૂપ આ સંસ્કારો મુસલમાન વિદ્વાનો પાસેથી જ મળ્યા હતા. અને આ મુસલમાન સંસ્કૃતિનું બીજ હિંદુસ્થાન-માંથી આવ્યું હતું એ પણ નિર્વિવાદ છે. સુશ્રુત અને ચરકના વૈદક ગ્રંથોનું, આર્યભટ્ટ અને ભાસ્કરના જ્યોતિષ ગ્રંથોનું અને બીજાં અનેક પુસ્તકોનાં ફારસી અને અરબીમાં ભાષાંતરો કરી વિદ્વાનો અત્રેથી લઇ ગયા હતા. હિન્દુઓનાં તત્ત્વજ્ઞાન અને સાહિત્ય બગદાદની શાળાઓમાં શીખવવામાં આવતાં હતાં. હિંદુ શિલ્પશાસ્ત્ર, રસાયન, વૈદક વગેરે શીખીને મુસલ-માન વિદ્વાનોએ યૂરોપમાં આણ્યાં હતાં. ગણિતશાસ્ત્ર પણ હિંદુઓની જ મતા છે, અને અરબ પંડિતોએ તે સમજી તે ઉપરથી પોતાનું ગણિતશાસ્ત્ર રચ્યું હતું.

ઉત્તર હિંદના દિવ્ય મધુરા સંગીતને મુસલમાન ગવૈયાઓએ આશ્રય આપ્યો હતો અને અદ્યાપિપર્યંત ખાં સાહેબો જ સંગીતના રમાડનાર તથા શીખવનાર ગણાય છે. ઘણાંખરાં દેશી રાજ્યોના રાજાઓની તહેનાતમાં તથા શ્રીમંતોના આશ્રય નીચે સંગીતની મઝા મુસલમાન ગવૈયાઓ જ ચખાડે છે. તાનસેનની પોષેલી એ વિદ્યા મૌલાબક્ષ, અલાદીન વગેરેમાં ઉતરેલી જણાય છે.

જેમણે લાહોરના અજાયબઘરમાં, દિલ્હીના અને કલકત્તાના સંગ્રહસ્થાનોમાં મોગલ પીંછીની સુંદર કૃતિઓ જોઇ છે તેમને સ્હેજે જ જણાશે કે આ નાદર કારીગરીનું મૂળ રાજપુત ચિત્રકૃતિઓમાંથી જ નીકળ્યું છે. અને તેની ઉન્નત અવસ્થા એ બન્ને ધર્મના અનુયાયીઓના સહકાર અને સંબંધથી જ ઉત્પન્ન થઇ છે.

હિંદુ અને મુસલમાન કારીગરોના સહકારે તો હદ કરી છે. જે નાદર કારીગરી અને ભવ્યતાનાં દર્શન હિંદમાતાના આંગણે થાય છે તેના સૃષ્ટાઓ આ કારીગરો જેઓમાં જાતીય અથવા ધાર્મિક ભેદની ગંધ પણ નહોતી તેમણે કરી છે. હિંદુ મંદિરોનાં બાંધનારા પણ એ એજ જાતિના કારીગરો. મુસલમાન મસ્જીદો અને સમાધિ મંદિરોના બાંધનારા પણ એ જ. મોલવીઓ અને પંડિતો ધર્મઝનુનમાં ભલે લડી મરે, ત્યારે આ કારીગરોએ એકતા અને અભેદના ઉત્તમ તત્ત્વને કુદરત, કારીગરી, પથ્થર અને રંગમાં પ્રવેશ કરાવ્યો. એ જ કારીગરોએ તાજમહાલનો રોઝો, કુતુબ-

મીનારનો સ્તંભ, દેલવાડાનાં મંદિરો અને અજન્ટા તથા ઇલોરાની ગુફાઓ તૈયાર કર્યાં.

હિંદુ ધર્મ આત્માના સચ્ચિદાનંદપણાનું ભાન કરાવે છે જ્યારે ઇસ્લામ એકેશ્વરવાદને શીખવે છે. હિંદુધર્મ આધ્યાત્મિક ઉચ્ચતાની પરાકાષ્ટાએ પહોંચાડે છે, મુસલમાન ધર્મમાં બંધુભાવ અને સાદાઇ બીરાજમાન છે. હિંદુ ધર્મ દયાથી ભરપુર છે જ્યારે મુસલમાન ધર્મ કોઇ પણ ખોટા બંધનરહિત અને પ્રજાકીય તત્ત્વવાળો છે. બન્ને ધર્મના અનુયાયીઓ સહિષ્ણુતા દેખાડી સૌ પોતપોતાનો ધર્મ શ્રદ્ધાપૂર્વક પાળી અન્યધર્મ અને ધર્મીઓ પ્રત્યે ઉદાર સમભાવ દર્શાવે ત્યારે સ્વરાજ આપણે આંગણે જ વિરાજશે.

ગુરુનાનક સાહેબ ગ્રંથસાહેબમાં કહે છે કે

"જેનું હૃદય ન્યાયપરાયણ છે તે જ હિંદુ છે. જેનું જીવન વિશુદ્ધ છે તે જ મુસલમાન છે. હે શિષ્યો, સચ્ચાઇને પાળો અને તમે સ્વતંત્ર થશો. સત્ય એ તમારો મુદ્રાલેખ છે અને ફતેહ પ્રભુની છે.

ઈશ્વર મનુષ્યોને પૂછશે નહિ કે તું કઇ જાતિનો છે? પણ તેં કેવાં કર્મો કર્યાં છે તે તો જરૂર પૂછશે.

મલીન મનવાળો માણસ ઉચ્ચ પંક્તિનો પણ હોય છતાં તેના આદેશને માનીશ નહિ. પરંતુ શુદ્ધ હૃદયવાળો અસ્પર્શ્ય કોમનો છે તો પણ નાનક તેનાં ચરણ મસ્તક ઉપર ધરે છે.

એવી જાતનું બખ્તર પહેરો કે જેથી કોઇને નુકશાન થાય નહિ. તમારી ન્યાયપરાયણતા જ તમારૂં બખ્તર છે. તમારા દુશ્મનોને તમારા સ્નેહબંધનથી બાંધો. સંપ્રદાયોના સ્થાપકો પણ મનુષ્યો છે, ઇશ્વર જ એક પુરૂષોત્તમ છે. મનુષ્યો ભલે કોરાન અને વેદો વાંચે; પણ મુક્તિ તો ઇશ્વરમાં જ છે."

કબીરજી કહે છે કે "કરબલા અથવા કૈલાસમાં ઇશ્વરને શા વાસ્તે શોધો છો ? વેદ અને કોરાનમાં તો શબ્દો છે; ઇશ્વર તમારા પોતામાં જ છે."

એક પ્રાચીન કહેવત છે કે "એવું સુંદર જીવન ગાળો કે મરણ પછી હિન્દુ અને મુસલમાનો બાળવાને અને દાટવાને એકબીજામાં પ્રીતિભરી સ્પર્ધા કરે."

ડુંગરસી ધરમસી

# જ્ઞાતિબંધારણ અને ધર્મ*

એક વાર મિસીસ એની બીસન્ટ ભાષણ કરતાં કરતાં કોઇ શબ્દની શોધમાં એકદમ અટકી પડ્યાં, અને પછી એમ બોલી દીધું કે પેલો શબ્દ—જેને માટે અંગ્રેજી શબ્દ જ નથી—ધર્મ ! આથી સાંભળનારાંઓમાંના ઘણાઓને તો આપણી સંસ્કૃતિ કે ભાષાનાં વખાણ થાય છે એમ જાણી સ્વાભિમાન ઉપજ્યું. પણ ખરેખર એ વખાણ માટે આપણે શું મગરૂર થવું જોઇએ કે કેમ એ પ્રશ્ન આપણે અહીં પહેલાં વિચારવાનો છે.

વિજ્ઞાનશાસ્ત્રીઓ આપણને કહે છે કે વસ્તુઓમાં વિકાસ થાય છે તે, પૃથક્કરણની ક્રિયા દ્વારા જૂના ખીચડામાંથી જે જે નવું નવું તારવી કઢાય છે તેમાં છે. આ પૃથક્કરણ તે કંઇ કોઇ વણેલા કપડાંમાંથી ખેંચી ખેંચીને દોરા કાઢવામાં આવે એવું પૃથક્કરણ ગણવાનું નથી. જે પૃથક્કરણને પરિણામે વિકાસ થાય છે તેમાં સર્જક તત્ત્વો રહેલાં હોય છે. આ દષ્ટિએ જોતાં ભાષામાં આપણને જો કોઈ એવો શબ્દ મળી આવે કે જેમાં ત્રણેક જુદા જુદા અર્થોનો સમાવેશ કે ખીચડો હોય, તો આપણે એમ કહેવું જોઇએ કે એ એક શબ્દની બાબતમાં તો સ્પષ્ટતા તરફ કશો પ્રયાસ કરવામાં આવ્યો નથી. ગ્રીક ભાષામાં 'સુંદર' અને નૈતિક દષ્ટિએ 'સારૂં', એ બન્ને માટે એક જ શબ્દ હતોઃ 'To kalon'. પરંતુ આ વાત વિકાસવાદની દષ્ટિએ એટલું જ બતાવી આપે છે કે ગ્રીક ભાષા, કે એ વખતના એમના સમાજનું માનસ તે બે અર્થોને જુદા ન કરી શક્યું.

આ જ દષ્ટિએ જો આપણે આપણા ધર્મ શબ્દને જોઇશું તો આપણને માલમ પડી આવશે કે એમાં ઓછામાં ઓછા ત્રણ જુદા જુદા અર્થો રહેલા છે. યુરોપીઅનો એ ત્રણે અર્થોનું પૃથક્કરણ થયા બાદની દષ્ટિએ આપણા ધર્મ શબ્દને સાંભળે ત્યારે એમને સ્વાભાવિક રીતે કંઇ અલૌકિક પ્રતિભા એમાં દેખાવાનો સંભવ છે; પરંતુ

* અમારી પ્રશ્નપત્રિકાનો એક વધુ જવાબ.

આપણે ભૂલવું ન જોઇએ કે એ લોકોની દૃષ્ટિ એ વખતે કોઇ એક જુના પુરાણા ખંડીએરને જોતા હોય એવી કલ્પનાપ્રધાન અને ઉડાઉ (romantic) હોય છે; અને આપણે માટે ધર્મ શબ્દમાં પૃથકરણ થયા વિનાની અસ્પષ્ટતા રહી જાય એ અધર્મ છે.

એ ધર્મ શબ્દમાં ત્રણ અર્થો અસ્ફુટ રીતે રહ્યા છે. એક તે function (ફન્કશન), બીજો તે નૈતિક ફરજ, અને ત્રીજો તે વિશિષ્ટ અર્થમાં અંગત ધાર્મિક અનુભવ (specific religious experience). એક અંગ્રેજ લેખકે કહ્યું છે કે યૂરોપીય ફિલસુફીમાં Idea–તત્ત્વ–વસ્તુ–વિચાર, એ શબ્દ બહુ કમનસીબ છે, અને એણે કંઇક ગેરસમજુતી ઉભી કરીને અનર્થ કર્યો છે; અને ધર્મ શબ્દ વિશે આપણે એમ જ કહીએ તો તેમાં કાંઇ બહુ અતિશયોક્તિ કરી નહિ કહેવાય.

એ ત્રણે અર્થોને આપણે જરા વધારે સ્પષ્ટ કરવાની જરૂર છે. પહેલો અર્થ સમજવાને માટે આપણે એક દાખલો લઇએ. દરેક વસ્તુનો કોઇને કોઇ વિશિષ્ટ ધર્મ હોય છે. આંખનો ધર્મ જોવાનો છે, હાથનો તથા ચીપીઆનો ધર્મ પકડવાનો છે, અને આપણા જ્ઞાતિબંધારણના નિયમન પ્રમાણે મોચીનો ધર્મ જોડા સીવવાનો છે. આ રીતે દરેક મનુષ્યનો ધર્મ પણ સમાજમાં નિયત થએલો માનવામાં આવે છે. આ પહેલા અર્થ પ્રમાણે ધર્મ એ વસ્તુના અસ્તિત્વને માટે આવશ્યક બાબત છે. પણ એ માત્ર અસ્તિત્વથી આગળ જઇને, ઉત્કર્ષ સાધવા તરફ મનુષ્યનું લક્ષ જાય ત્યારે એના ઉપર નૈતિક ફરજો અદા કરવાનું આવી પડે છે. આ નૈતિક ફરજો દરેક મનુષ્ય માટે સરખી હોય એવું હોતું નથી; કારણ વ્યક્તિની નૈતિક ફરજો સમાજમાં એ જે સ્થાન ભોગવતી હોય તેને ઉદ્દેશીને નક્કી કરવામાં આવે છે. આ સંકુચિત દૃષ્ટિએ નક્કી કરેલા નૈતિક આદેશો પણ સંકુચિત જ હોય છે. કોઇ નોકરને માટે આજ્ઞાપાલન એ એક ફરજ હોય, જ્યારે કોઇ બીજાને માટે આજ્ઞાનું ઉલ્લંઘન કરવું એ પણ એક ફરજ રૂપ થઇ પડે. આ રીતે માત્ર બાહ્ય દૃષ્ટિથી કોઇ નૈતિક આદેશનું ધોરણ ઘડવું એ અશક્ય થઇ પડે છે; કારણ માત્ર બાહ્ય દૃષ્ટિથી કોઇ વ્યક્તિગત બાબતને પૂરેપૂરી સમજી શકાની નથી. વ્યકિતગત બાબત (case) ની વિશિષ્ટતા જ એ છે કે ગમે તેટલાં સામાન્ય તત્ત્વોનો ઢગલો કર્યા છતાં પણ એના વિશિષ્ટત્વ પાસે આપણે જઇ શકતા નથી.

આપણે અસ્તિત્વ પછી ઉત્કર્ષનો વિચાર કરતા હતા. એ ઉત્કર્ષ સામાજિક વિભાગોની બાહ્ય દૃષ્ટિએ ઘડાએલાં નૈતિક ધોરણોથી થઇ શકે એમ આપણે માની લીધું. પરંતુ છેવટ આપણને માલુમ પડ્યું કે કોઇ પણ વ્યક્તિના ખરા ઉત્કર્ષને માટે આવાં બાહ્ય ધોરણો જરા પણ કામ લાગે તેમ નથી. ત્યારે આ બાહ્ય દૃષ્ટિ—સમાજમાં વ્યક્તિનું સ્થાન—જ્ઞાતિબંધારણ વગેરે—મૂર્તિનું ખંડન કરીને આપણે જો આંતરિક દૃષ્ટિથી જોઇશું તો બાહ્ય દૃષ્ટિએ ઘડેલાં બધાં ધોરણો નકામાં લાગશે. નૈતિક આદેશો બાહ્ય દૃષ્ટિમાં રહેલા છે; કારણ આંતર દૃષ્ટિમાં નૈતિક આદેશ રહેતા નથી. જે ઉત્કર્ષને માટે નીતિ ઘડવામાં આવી હતી તેની જ બાહ્ય દૃષ્ટિ એ ઉત્કર્ષને બાધક થઇ પડે છે. એ આંતરિક દૃષ્ટિ તે ખરા ધર્માનુભવની છે. ઘણા વિદ્વાનો કહે છે કે આદર્શ વિશ્વમાં નીતિને સ્થાન રહે જ નહિ. આપણી સારાખોટાની સામાજિક વિભાગની બાહ્ય સૃષ્ટિમાં ધર્માનુભવ આ આદર્શ સ્થિતિ લાવી મૂકે છે. એ અનુભવની દૃષ્ટિએ કોઇ ઉચ્ચ નથી કે કોઈ નીચ નથી; અને સામાજિક વિભાગો માત્ર જુદા છે. પરંતુ સાંકડાં મનનાં લોકો સમસ્ત સમાજના વિશાળ જીવનમાં રહી ન શકે એથી કરીને પૃથ્વી ને સમાજની વિશાળતાના પણ એમણે વિભાગો કર્યા, અને તેમાં જ્ઞાતિસંસ્થા રોપી.

ધર્મના જુદા જુદા અર્થો વિષે આટલો વિચાર કર્યા બાદ આપણે હવે જ્ઞાતિબંધારણ તરફ વળીએ. આપણે માની લ્યો કે સમાજ મૂળ એક હતો, એટલે કે તેમાં કોઇ પણ જાતનું પૃથકરણ થએલું નહોતું. * પછી મનુષ્યને જેમ જેમ જુદી જુદી જાતની જરૂરીઆતો ઉભી થતી ગઇ તેમ તેમ સમાજમાં જુદા જુદા ધંધાઓ અસ્તિત્વમાં આવતા ગયા. સામાન્ય રીતે ચાર પ્રકારની જરૂરીઆતો સ્પષ્ટ રીતે બહાર આવી. એક તે શારીરિક સેવા મેળવવાની, બીજી વેપારની—એટલે કે શારીરિક જરૂરીઆતો લેવડદેવડથી પૂરી પાડવાની, ત્રીજી સ્વતંત્રતાના રક્ષણ અર્થે બચાવ કરવાની, અને ચોથી તે ભણવા ભણાવવાની. આ પ્રમાણે સાધારણ રીતે ચાર વર્ણો અસ્તિત્વમાં આવી. આ ચાર વર્ણો સમાજના અસ્તિત્વ માટે આવશ્યક મનાતી હતી, એ functional ના અર્થમાં ધાર્મિક વિભાગો હતા. એટલે

* આ ચર્ચા મુખ્યત્વે તાત્ત્વિક (logical) છે, ઐતિહાસિક (chronological) નથી.

કે સમાજનું શરીર જળવાય એટલા માટે એ વિભાગો હોવા જોઇએ એમ માનવામાં આવતું. આ વખતે વ્યક્તિ અને સમાજનો સંબંધ પિંડ અને બ્રહ્માંડના જેવો માનવામાં આવતો. આવી જાતની માન્યતા પ્રાચીન ગ્રીક વિચારોમાં પણ મળી આવે છે. * એ સંબંધની દૃષ્ટિએ જેટલું વ્યક્તિમાં તેટલું સમષ્ટિમાં અને જેટલું સમષ્ટિમાં તેટલું વ્યક્તિમાં હોય એમ માનવામાં આવતું. વ્યક્તિગત ચિત્તના જુદા જુદા ભાગો પાડીને જે અંશ જેનામાં વધારે હોય તે તે વર્ણનો ગણાય, એ પદ્ધતિએ જેમ પ્લેટોએ પોતાના વર્ણો જુદા કર્યા તેમ આપણે અહીં અસલ થયું હશે કે નહિ એ કહી શકાતું નથી. આ વર્ણધર્મના ઉપરાંત ઘણાં વર્ષો બાદ ધંધા ધંધા પ્રમાણે જુદી જુદી શ્રેણીઓ અસ્તિત્વમાં આવી. આપણે સમાજના વિભાગો ચાર મુખ્ય જરૂરીઆતોથી કર્યા હતા, પણ જેમ જેમ સમાજ આગળ વધતો ગયો તેમ તેમ જુદી જુદી જરૂરીઆતો ઉભી થઈ, અને જુદા જુદા ધંધાઓ અસ્તિત્વમાં આવ્યા. પરંતુ આ વખતે વર્ણધર્મનો સિદ્ધાન્ત લગભગ ભૂલાઇ ગયો હતો. આથી ફરીને એ ચાર ધંધાઓ પરાંત જ્યારે બીજા ધંધાઓ અસ્તિત્વમાં આવ્યા, ત્યારે એમને આપણે વર્ણવિભાગમાં સ્થાન આપ્યું નહિ, પરંતુ એ ધંધાઓની શ્રેણીઓ સ્થાપી. વર્ણવિભાગો જકડાઇ ગયા હતા, અને એ વિભાગોનું જે ભેદક તત્ત્વ (Principle of Division-Fundamentum Divisionis) હતું તે વીસરાઈ ગયું હતું. આથી વર્ણોની સાથે સાથે શ્રેણીઓ અસ્તિત્વમાં આવી. એક વર્ણમાંથી જુદી જુદી શ્રેણીઓ ઉત્પન્ન થઇ, અને એક જ શ્રેણીમાં જુદા જુદા વર્ણના લોકો હતા. સામાજિક વિભાગોનું વર્ણ—અને શ્રેણી—નું ભેદક તત્ત્વ અને ભેદક દૃષ્ટિ તો એક જ હતાં, છતાં પણ સમાજમાં વિભાગો સવળાઅવળી થવા લાગ્યા! થોડુંક પ્રમાણશાસ્ત્ર જેને આવડતું હશે, તેને ખબર હશે કે વિભાગો કરતી વખતે હંમેશાં એક જ ભેદક તત્ત્વ કે ભેદક દૃષ્ટિ રાખવી જોઇએ, કારણ નહિ તો વિભાગોમાં સંકર (cross division) ઉત્પન્ન થાય. પરંતુ આપણે સામાજિક વિભાગો કરતાં એટલી પ્રતિભા દાખવી કે કોઇ પણ પ્રમાણશાસ્ત્રીના ખ્યાલમાં આવી ન શકે એવી રીતે એકના એક ભેદક તત્ત્વથી સમાજમાં સંકર વિભાગો ઉત્પન્ન કર્યા. વર્ણો અને શ્રેણીઓ, શ્રેણીઓ અને વર્ણો, અને આ શ્રેણીઓમાંથી હાલની નાતો ઉત્પન્ન થઇ હશે એમ માનવામાં આવે છે. *

શ્રેણીઓ વેપારને અંગે હતી. "શ્રેણીઓ પાસે મજમું દ્રવ્ય રહેતું, અને વિપત્તિમાં શ્રેણીના માણસો તેનો ઉપયોગ કરી શકતા. શ્રેણીનો કોઇ માણસ પોતાનું કામ ન કરે તો પ્રથમ તેને ઠપકો આપતા; પણ બીજી વાર ગુન્હો કરે તો તેનો દંડ કરી તેને શ્રેણી બહાર કાઢી મૂકવો એમ કૌટિલ્ય લખે છે. વળી શ્રેણીમાં અંદર અંદર રોટીબેટી વ્યવહાર ચાલતો હશે એમ લાગે છે. × × × એકત્ર નિવાસ, એક ધંધો, મજમું દ્રવ્ય, સ્વતંત્ર આંતર્વ્યવસ્થા, શ્રેણી બહાર કાઢી મૂકવાની સજા, ભાણાવ્યવહાર, લગ્નવ્યવહાર, અને લગ્ન તથા ભાણાવ્યવહારમાં ઉલટો ક્રમ દાખલ કરાવી શ્રેણી તોડવાની રીત એ સર્વ હાલની નાતની સંસ્થાઓનાં ચિહ્નો છે."

કોઇ એમ કહે કે એકનો એક ધંધો એકની એક શ્રેણી કે નાતમાં રહેવા દેવાથી સુકર, સુલભ અને પૂર્ણ બને છે. કારણ બાપદીકરાથી જે જ્ઞાન ઉતરી આવ્યું હોય તે સ્વાભાવિક થઇ જાય છે. પરંતુ વિજ્ઞાન આપણને અહીં કશો ખાસ ટેકો આપતું નથી. કોઇ માણસે પોતે જાતે જે ટેવો કેળવી કે મેળવી હોય તે ટેવો ખાસ વારસામાં ઉતરતી નથી એમ આધુનિક વંશપરંપરા વિશેનું શાસ્ત્ર કહે છે. બીજી દૃષ્ટિએ જોતાં પણ આમાં ગેરલાભ જ છે. કારણ ટેવનું બંધારણ જીવન્ત બુદ્ધિવ્યાપારોના પ્રયાસોથી ઉલટી દિશાએ વહેતું હોય છે. પહેલાં એક વાર બુદ્ધિવ્યાપાર થઇ ગયા પછી ટેવ ઘડાઇ ગયા બાદ વ્યક્તિને કશો બૌદ્ધિક પ્રયાસ કરવાની જરૂર રહેતી નથી. ટેવનું બંધારણ પહેલેથી જ જડ છે, અને જે ધંધો બાપાદાદાથી ઉતરી આવ્યો હોય તે આપણે ઘણું ઘણું કરીએ તો પણ ટેવથી વધારે ઉચ્ચ ભૂમિકા ઉપર જતો નથી. કોઇ રંગારો એના બાપ પાસેથી અદ્ભુત રીતે રંગોની મેળવણી કરતાં શિખ્યો હોય, તો કોઈ કવિહૃદય એના જ્ઞાનને જીવન્ત અદ્ભુત પ્રતિભાની ઉપમા આપશે. પરંતુ કવિઓ ઘણું જુદું બોલે છે તેમ એ વસ્તવિક રીતે જીવન્ત નથી પણ ટેવરૂપ જડ થઈ ગએલું હોય છે—એ જ્ઞાન અંધ છે. આથી જ આપણે નવી નવી

* પ્લેટો વગેરે.

* જુઓ આર્યવિદ્યાવ્યાખ્યાનમાળા. પૃ. ૬૪-૬૫-૬૬.

શોધોમાં આગળ વધી ન શક્યા, આથી જ સેંકડો વર્ષોથી આપણે એનાં એ ઓજારો વાપરીએ છીએ, અને ગરીબ ખેડુત એનું એ હળ અને રાંપ લઇને દુર્દૈવને અધીન થઇને રહે છે.

આપણા જ્ઞાતિસંસ્થાના કોઇ હિમાયતી એમ કહેશે કે આ ક્ષણિક. દુનિયાની શોધો તરફ આપણે બેપરવા રહ્યા છીએ એનું કારણ એ છે કે આપણે આધ્યાત્મિક બાબતોમાં બહુ આગળ ગયા હતા. એક બાજુ આપણે વધારે લક્ષ આપીએ તો બીજી બાજુ દુર્લક્ષ પણ થાય એ બાબત સમજી શકાય એમ છે. પરંતુ જ્યાં જ્યાં દુર્લક્ષ હોય ત્યાં ત્યાં એનાથી ઉલટી બાજુએ ઉગ્ર સમાધિ હોય એ સિદ્ધાન્ત બીલકુલ ખરો નથી. કારણ લક્ષ કે દુર્લક્ષ કશું ન હોય પરંતુ આળસ તો હોઇ શકે જ. અને આધ્યાત્મિક વિષયનો અનુભવ હોય; અને અનુભવની આપલે થઇ શકતી નથી, તથા એનું અનુકરણ પણ થઇ શકતું નથી તેથી એ અનુભવના સમૂળા નાશ પછી પણ એ અનુભવની ઉંધી બાજુ ( negative side )—આ દુનિયા તરફનું દુર્લક્ષ—આપણામાં રહી ગયું; એટલે કે આળસનો જન્મ થયો.

આપણે વર્ણધર્મથી શરૂ કર્યું હતું ત્યાં જઇ ફરી આપણે આપણી દલીલ તપાસીએ. બાપદાદાથી ઉતરી આવેલ ધંધામાં ખાસ વિકાસ થાય એમ હોતું નથી તે આપણે જોયું. સાધારણ રીતે પણ આપણે જે સારા જોડા સીવડાવવા હોય તો કોઇ મોચીને ત્યાં જઇ એમ પૂછતા નથી કે 'તારો બાપ સારો મોચી હતો ?' કારણ વર્ણવ્યવસ્થાની હયાતી છતાં પણ સર્વસામાન્ય બુદ્ધિથી આપણે એટલું તો સમજી શકીએ છીએ કે કોઈના બાપને એક ધંધો ગમે તેટલો સારો આવડતો હોય એથી દીકરાને પણ આવડે જ એમ હોતું નથી. સમાજના વર્ણોમાં વિભાગ કરી આપણે તેમાં પાછી શ્રેણીઓ દાખલ કરી એ પહેલાં એક ઓરડી ચણી પછી બીજી પૂરી કરવી અને પછી ત્રીજી અને એવી રીતે આડાઅવળી ને ઉપરાઉપરી ઓરડીઓ ગોઠવીને એક મહેલ પૂરો કરવા જેવી વાત છે. એથી જ કબીરવડનું અસલ થડ કયું હતું તેની ખબર ન પડે એટલો બધો રળીઆમણો આપણો સમાજ કોઇને લાગે. પરંતુ ખરી ઉપમા કબીરવડની નથી, પણ કોઇ બીખારીનું ફાટ્યું તૂટ્યું થીંગડાવાળું લુગડું હોય કે જેમાં અસલ કપડું કે ભાત કઇ એની ખબર જ ન પડે, એની છે.

ઉપર આપણે જોયું કે શ્રેણીઓ અસ્તિત્વમાં આવી ત્યારે વર્ણવિભાગની ભેદક દૃષ્ટિ ભૂલાઇ ગઇ હતી. વર્ણોમાં એ વખતે પણ બ્રાહ્મણનો પુત્ર તે બ્રાહ્મણ એમ લગભગ નક્કી થઇ ગયું હતું. એ વ્યાખ્યા એક ચક્રમાં ગોઠવાઈ ગઇ, કારણ બ્રાહ્મણ શબ્દથી જ આપણે બ્રાહ્મણનો અર્થ સમજવા પ્રયત્ન કર્યો. જીવનવ્યાપારો અનંત છે, અને એક ચક્ર પણ અનંત છે, પરંતુ જીવનવ્યાપારોની અનંતતા જીવન્ત છે, જ્યારે ચક્રની અનંતતા જડ છે. એ ભેદક દૃષ્ટિ જ્યારે ભૂલાઈ ગઇ, અને લૌકિક વ્યાખ્યાઓ પણ ચક્રના વમળમાં પડી ગઇ, ત્યારે ધાર્મિક શબ્દે જૂદું સ્વરૂપ પકડયું. વર્ણધર્મ પહેલાં તો functional ના અર્થમાં ધાર્મિક હતો. પણ વર્ણધર્મનું ભેદક તત્ત્વ જેમ વીસરાઇ ગયું તેમ, ધાર્મિક અનુભવના અર્થમાં પણ ધર્મ શબ્દનું ખરૂં રહસ્ય નાશ પામ્યા બાદ, જ્યારે ધર્મનાં માત્ર ખંડીએર ઉભાં રહ્યાં ત્યારે, ધાર્મિક—એ વિશેષણ ગમે તે અર્થમાં વપરાવા લાગ્યું. આથી વર્ણધર્મ જે (function) માત્ર અસ્તિત્વની દૃષ્ટિએ ધાર્મિક હતો તે આધ્યાત્મિક દૃષ્ટિએ પણ ધાર્મિક છે એમ મનાવા લાગ્યું ! આપણા કેટલાક ચુસ્ત હિમાયતીઓ એમાં મગરૂરી ધરાવે છે કે આપણે ત્યાં બધા વ્યવહારને ધાર્મિક ભૂમિકા ઉપર લઇ જવામાં આવ્યો છે. પરંતુ ખરૂં સત્ય એ છે કે ધર્મ શબ્દ જુદા જુદા અર્થોમાં એક જ હતો, તેથી ધાર્મિક શબ્દ પણ અનેક અર્થે વપરાવા લાગ્યો; અને મૂળ જે એક જ અર્થમાં ધાર્મિક હતું તે બધા અર્થમાં ધાર્મિક છે એમ કાળે કરીને મનાવા લાગ્યું. આથી મૂળ ધર્માનુભવને પણ ધક્કો પહોંચ્યો. માત્ર નાત જાતના બાહ્ય રીતરિવાજો અને રૂઢિબંધન અને વિધિબંધનમાં જ ધર્મ રહેલો છે એવી માન્યતાને પોષણ મળ્યું. એથી ઉંચ નીચના કૃત્રિમ ભેદ જનસમાજમાં દાખલ થયા અને અભડાવાનો અને વટલાવાનો મોટામાં મોટો વહેમ આપણા મનમાં ઘર કરી રહ્યો. રહેનાર ગયો અને ખંડેર રહ્યાં, પોપટ ગયો અને પીંજર રહ્યું !

પહેલાં કોઇ વાર એક જગ્યાએ નદીનું વહેણ ચાલુ હોય અને પછી રસ્તે રસ્તે નદી વહેણ બદલે કે સૂકાઇ જાય પછી જેમ વટેમાર્ગુને રસ્તો સરળ થઇ

પડે, નદીનું નામ માત્ર શેષ રહે અને ગોળગોળ પથરા શંકર તરીકે પુજાય એના જેવો આપણો સમાજ થઇ ગયો. જ્યાં સુધી ખરો ધર્માનુભવ જીવન્ત હતો ત્યાં સુધી રૂઢિબંધન એટલું જડ નહોતું. હમણાં હમણાંમાં પણ જે કોઇ સાધુ સન્ત થઇ ગયા તેમણે નાત જાત છોડયાં છે અને ભંગી ચમારને પણ પોતાની પાસે બેસાડયા છે. આપણા લોકો આ વાતને બીજી દૃષ્ટિએ જુએ છે અને કહે છે કે એમણે તો દુનિયા છોડી તેથી તેઓ ગમે તેમ કરે તો પણ ચાલે. સમાજને આપણે નીતિવાન અને નિયમનમાં રાખવા માગીએ છીએ એમ આનો અર્થ આપણે સમજવાનો નથી. પણ સત્ય એ છે કે આપણામાં અનુભવની ક્ષીણતા છે; અને એ ક્ષીણતા *એટલી સજ્જડ થઈ બેઠી છે કે જેનામાં સામર્થ્ય હોય* તેને માટે આપણે સમાજમાં કશું સ્થાન રહેવા દેતા નથી.

અહીંથી આપણે વળી એક બીજી બાબત પર ઉતરીએ છીએ. જે કોઇ પોતાના ઉંડા અનુભવને લઇને સમાજના રૂઢિબન્ધનથી દૂર થઇને સ્વતંત્ર રીતે જીવન ગાળવા ઇચ્છતો હોય, તેને આપણે કાં તો બહુ ઉચ્ચ સ્થાન આપી દઇએ છીએ, અને કાં તો એને બીલકુલ ગણકારતા જ નથી. ધાર્મિક ભાવનાથી કોઇ બધા મનુષ્યોને સરખા માને, અને ઢેડને પણ પોતાને ઘેર આમંત્રે, તો આપણે એને સન્ત માનીશું, દૂરથી એની પૂજા કરીશું; અથવા તો એને સમાજથી તદ્દન હલકો પાડીને એના જીવનમાંથી આપણે કશો સાર ગ્રહણ કરીશું નહિ. એવી વ્યક્તિને સામાજિક જીવનની કક્ષામાં રાખીને એણે ઉઠાવેલ જીવનના પ્રશ્નો પર આપણે પોતે કશો વિચાર કરીશું નહિ. અતિશય ખરાબ પૂર્વગ્રહ (prejudice)ને લઇને કોઇ બાબત પર વિચાર ન કરવો, અગર તો એને ધરમનું લેબલ લગાડી એને વહેમથી પવિત્ર માનવી એ બન્ને બાબતમાં મનુષ્યનું ચિત્ત એક જ ભૂમિકા ઉપર કામ કરતું હોય છે.

આપણે એક બે દાખલા લઇશું. ઉપર આપણે જોયું કે વર્ણધર્મની ભેદક દૃષ્ટિ શી હતી તે જ્યારે ભૂલાઈ ગયું ત્યારે આપણે વર્ણવિભાગને ધરમની અભેરાઈ ઉપર ચડાવી દીધો. એવી જ રીતે એક બીજી બાબતમાં પણ આપણે વ્યક્તિની સામે અત્યાચાર કર્યો. આથી ખરા ધર્માનુભવને પણ નુકસાન પહોંચ્યું, કારણ અજ્ઞાનનો વિષય અને ધરમનો વિષય એ લગભગ એક સરખા થતા ગયા.

વ્યક્તિ અને સમાજનો સંબંધ પિંડ અને બ્રહ્માંડનો છે એવી માન્યતા યુરોપમાં તેમ જ આપણામાં પણ હતી તે આપણે જોયું. જંગલી લોકોના મનને વ્યક્તિ જેવું કશું હોતું જ નથી, એનાથી આ માન્યતા એક પગલું આગળ જાય છે; અને આટલે આવ્યા પછી ખરી પ્રગતિ વ્યક્તિગત સ્વાતંત્ર્ય તરફ વળવાની હોય છે. યુરોપમાં મધ્યકાલીન યુગના અંધારામાંથી વ્યક્તિગત સ્વાતંત્ર્યનો તણખો સહેજ ઉડયો, અને રાખમાં દબાઇ ગયો, તે આધુનિક સમયમાં, પછી તે ભલે મૂડીવાદની સામે હોય કે ગમે તેમ, પણ પાછો ભારેલા અગ્નિની માફક બહાર આવ્યો છે. વ્યક્તિ અને સમાજનો ખરો સંબંધ એ છે કે સમાજ એ વ્યક્તિનો ધર્મ(*function*) છે; નહિ કે વ્યક્તિ એ સમાજનું અંગ. પરંતુ આપણે પિંડ બ્રહ્માંડના સંબંધ સુધી આવીને અટકી પડયા, અને વ્યક્તિગત સ્વાતંત્ર્ય તરફ ન જતાં પાછાં પગલાં ભર્યાં, અને વ્યક્તિને સમાજનું એક અંગ જ માની લીધું.* હા, વ્યક્તિગત સ્વાતંત્ર્યને સ્થાન રહ્યું, પણ ક્યાં ? ધરમમાં ! એ સ્વાતંત્ર્ય તે મોક્ષ. આ ભવસાગર દુઃખમય છે, અને તેમાંથી વ્યક્તિને સમાજ કહે તેમ જો એ બરોબર ધરમ આચરે તો તેને મોક્ષ મળે. સમાજમાં ગુલામી અને ધરમમાં મોક્ષનો આદર્શ ! સમાજ વિભક્ત અને કુટુંબ અવિભક્ત ! વર્ણની અંદર શ્રેણી, શ્રેણીની નાત અને નાતમાં નાત અને તેમાં ઘોળ; તે એટલે સુધી કે ઇબ્સેનના એક નાટકનો નાયક × જેમ ડુંગળીનો દડો હાથમાં લઇને એનાં ફોતરાં એક પછી એક ઉતારે છે, અને છેવટનું પણ ફોતરૂં જ માલમ પડે છે, તેમ એક પછી એક સમાજનાં તડો ઉકેલતાં પણ આપણને વ્યક્તિનું જીવન કે સ્વાતંત્ર્ય ક્યાંય માલુમ પડતું નથી ! આ રીતે જે કંઇ આપણને ફૂટ લાગ્યું તેનું નિરાકરણ સામાજિક જીવનની ભૂમિકા ઉપર ન લાવતાં, એને આપણે ધાર્મિક બાબતો ભેગું ભેળવી દીધું. તો હવે સમજાશે કે આપણા બંધારણનો પાયો

---

* "Arrested Civilization."

× Peer Gynt.

ધાર્મિક છે એમ કહેવાનો અર્થ એ છે કે એનો પાયો અજ્ઞાન ઉપર છે *

મુસલમાનો આવ્યા ત્યારે આપણા સમાજની દીવાલ વધારે મજબૂત ચણવાને—'સંગઠિત' કરવાને બદલે આપણે આપણા વાડા વધારે નાના બનાવ્યા. રક્ષણને અર્થે આપણે સામર્થ્ય કેળવ્યું નહિ પણ ઉલટા સંકુચિત બન્યા. એથી કોઇ જો એમ કહે કે જ્ઞાતિબંધારણને લઇને જ આપણી સંસ્કૃતિ આપણે ટકાવી રાખી શકયા છીએ, તો સત્ય એ નથી; પણ એ છે કે આપણી સંસ્કૃતિ એટલી ક્ષુદ્ર નહોતી કે ક્ષુદ્ર વાડાઓમાં એ કેદ થઇ શકે! રવીન્દ્રનાથ ઠાકુરે એમના એક ગીતમાં કહ્યું છે કે "સુંદર ફુલ (ના આત્મા) ને મારી છાતી સરસું ચાંપવા મને મન થયું. પણ તેમ કરવા જતાં માત્ર પાંખડીઓ જ મારા હાથમાં આવી" અને આપણે તો એ પાંખડીઓને પણ છુંદી નાંખી.

હાલની અસહકારની ચળવળને અંગે આપણા સામાજિક જીવનમાં કેટલોક ફેર પડશે એ પ્રશ્ન આપણે છેવટ વિચારવાનો રહે છે. એ હિલચાલના આદ્ય પ્રેરક-ના કહેવા પ્રમાણે એમાં રાજકીય પ્રશ્નો સાથે ધર્મનું ધોરણ પણ દાખલ કરવામાં આવ્યું છે;+ અને જે રાજકીય વિષયમાં થયું છે તેનું તે સામાજિક પ્રશ્નોને પણ લાગુ કરવામાં આવ્યું છે. માત્ર મનુષ્યના સહ-જીવનના સિદ્ધાન્ત ઉપર પણ અસ્પૃશ્યતા કાઢી નાંખવા એમણે હિંદુઓને વિનંતિ કરી છે. કોઇને અડવાથી અભડાઇ જવાય એ અત્યંત સ્થૂળ વ્હેમ પણ આપણા મનમાં આટલો બધો સજડ થઈ ગયો છે, એ આપણે હમણાં જ જાણ્યું; કારણ અત્યાર સુધી તો અંત્યજોને ન અડવું એ આપણા માટે સ્વાભાવિક હતું. નરસિંહ મહેતાએ જ્યારે ઢેઢોને ત્યાં જઇ ભજનો ગાયાં ત્યારે એમને આપણે સાધુસન્ત ગણી સમાજમાંથી બહાર મૂક્યા. અત્યારે પણ અસ્પૃશ્યતાને કાઢી નાંખવાનું કહે-વામાં આવે છે ત્યારે પણ તેના ઉપદેશકને "મહાત્મા" ગણી કાઢીને વળી આપણે એનું એ પાપ ફરી કરવા બેઠા છીએ. કારણ કોઈ વ્યક્તિના ઉપદેશ કે સલાહ તરફ દુર્લક્ષ દેખાડવાનું સારામાં સારૂં સાધન એ છે કે એને અતિશય ઉચ્ચ પદવી આપીને સામાજિક જીવનની ભૂમિકા ઉપર એને અસ્પૃશ્ય કરી નાંખવો. પરંતુ જેટલે અંશે અસ્પૃશ્યતા જરૂરની છે એવા એવા લેખો પણ આવે છે તેટલે અંશે, આપણે કહીશું કે, અસ્પૃશ્યતા જરૂર નીકળી જશે.

આ ઉપરાંત અસહકારે ચિત્તની એક એવી એકદેશી વૃત્તિ કેળવી છે કે જેથી ગમે તેના વગર ચલાવી લેવાય. રાજકીય બાબતોમાં કેમ જાણે બ્રિટિશ રાજ છે જ નહિ તેવી રીતે વર્તવાનું એ વૃત્તિ આપણને સૂચન કરે છે; તો તેવું સામાજિક ક્ષેત્રમાં પણ ન થાય? સામાજિક સત્તા ઘરડેરાઓના હાથમાં હંમેશાં હોય છે. તો જો એ ઘરડેરાઓ યુવાવસ્થાના આદર્શોથી વિરુદ્ધ જઇ ઉગતી પ્રજા પાસે પોતાના હુકમો જબરજસ્તીથી પળાવે, તો ઉગતી પ્રજા ખુશીથી ઘરડેરાઓ વગર કામ ચલાવી લેશે. આ તત્ત્વ અસહકારને માન્ય હશે કે નહિ તે કોણ જાણે, પરંતુ જે તર્ક પરરાજ્યને વિશે લાગુ કરવામાં આવે છે, તે જ તર્ક સામાજિક ક્ષેત્રમાં પણ ઉગતી પ્રજા લાગુ કર્યા વગર નહિ રહે; અને આનો દાખલો સાહિત્યમાં—જ્યાં કશું કરવાનું હોતું નથી, પણ માત્ર લખવાનું જ હોય છે—આપણને આજે મોજુદ દેખાય છે. એ એકદેશી વૃત્તિ સર્વથા સારી છે એમ કહેવાનો અહિં આશય નથી. ઘણી વાર એવી વૃત્તિ અભિમાન અને અજ્ઞાનને પોષે છે અને વ્યક્તિનું જીવન સંકુચિત કરે છે. પરંતુ જ્યાં જ્યાં એ જ્ઞાનની સાથે મળશે ત્યાં ત્યાં એ સારાં પરિણામો જ લાવશે.

ત્રીજી વાત એ છે કે આ હિલચાલને લઇને આપણું સામાજિક જીવન વધારે ઘટ્ટ–સુસંગત બન્યું છે. પહેલાં ભણેલા અને અભણની વચ્ચે મોટું અંતર હતું. એમના આશયો, ઇચ્છાઓ, આદર્શો અભણની સાથે ભળતું એ હલકા પડવા જેવું છે—એવા હતા. પરંતુ જ્યાં સૂર્યના પ્રખર તાપમાં ખેડુત પોતે પરસેવામાં રેબઝેબ થઈ મજૂરી કરે છે ત્યાં પણ પ્રભુ છે એ આપણે હવે જરા સમજી શકીએ છીએ. દસ કે પંદર વર્ષ પહેલાનો સંસારસુધારો સમાજના અમુક જ ખુણામાં થઈ શકે એમ માનવામાં આવતું; પણ જે સુધારો સમાજમાં દૃઢ (concrete) સ્વરૂપ ન લે એ સામાજિક સુધારો નથી તે આપણે હવે સમજતા થયા છીએ, અને હવે પછી જે જે રૂઢિ-

* સાધારણ માણસ માટે "ધર્મશાસ્ત્ર આમ કહે છે" એનો અર્થ બાળબોધ લીપીમાં એમ લખ્યું છે એવો અથવા બહુ તો સંસ્કૃત ભાષામાં એમ લખ્યું છે એવો થાય છે.

+ આમાં પણ અસલ જેમ ધર્મ શબ્દ, વિશે ગોટાળો થયો છે કે કેમ એ વાંચનારે પોતે વિચારવાનું છે.

બંધનો તૂટશે તે બધાં સમાજમાં જ તૂટશે એમ આશા રાખીએ તો કશું ખોટું નથી.

પરંતુ અસ્પૃશ્યતાનિવારણમાં જે 'ધાર્મિક વૃત્તિ અસહકારે પોષી છે તે ત્યાં જઈ અટકી જાય છે. એક જ્ઞાતિ બીજી જ્ઞાતિને બીજી ઘણી રીતે—ભાણાવ્યવહારમાં કે લગ્નની બાબતમાં—અસ્પૃશ્ય માને છે ત્યાં એ વૃત્તિને અવકાશ આપવામાં આવ્યો નથી. મહાપુરુષો એક દિશામાં થોડે દૂર જઇ પોતાના જ આદર્શનો ભાર લઇ પાછા ફરે છે એવું ઘણી વાર બને છે, અને આમાં પણ એમ જ બન્યું છે. પણ જે ભયંકર પરિણામો કલ્પનાના બળે એ મહાપુરુષો ચીતરે છે તે કાળે કરીને વાસ્તવિક રીતે ખરાં પડતાં નથી. એવી ધાર્મિક વૃત્તિ આપણા જનસમાજમાં જ્યારે કેળવાશે, ત્યારે સાપ જેમ પોતાની કાંચળી ઉતારી નાંખે તેમ જ્ઞાતિસંસ્થાનું કોચલું આપોઆપ આપણા ઉપરથી ખરી પડશે, અને આપણે નવજીવન્ત થઇશું.

છેવટ આપણે આપણી દલીલના મુખ્ય મુદ્દાઓ યાદ કરી જઇએ.

૧. સમાજના અસ્તિત્વને માટે વર્ણ સ્થાપવામાં આવી, અને વર્ણધર્મ (functionally) નક્કી થયો.

૨. એ વર્ણધર્મની ભેદક દૃષ્ટિ ભૂલાઇ, ત્યારે સામાજિક વિભાગોમાં શ્રેણીઓના ઉમેરાથી સંકર (વર્ણસંકર) ઉત્પન્ન થયો. વર્ણધર્મને પછી ગમે તે અર્થમાં ધાર્મિક માનવામાં આવ્યો.

૩. શુદ્ધ ધર્માનુભવને ધક્કો પહોંચ્યો, અને રીતરિવાજો જડ થયા.

૪. વંશપરંપરાથી એકનો એક ધંધો ચાલ્યો આવે તેથી તે વધારે સારો બને એ વિતાનની દૃષ્ટિએ સાચું નથી. ઉલટું બાપદાદાથી ઉતરી આવેલ ધંધો ટેવરૂપ થઇ જવાથી આળસ વધારે છે, અને બુદ્ધિની શોધક વૃત્તિને હણે છે.

૫. બ્રાહ્મણનો પુત્ર તે બ્રાહ્મણ એ વ્યાખ્યામાં અનવસ્થા દોષ રહેલો છે. કોઈ સુતારની પાસે જયારે એક ઘડમાંથી કરાવવી હોય તો આપણે કદી એને એમ નહિ પૂછીએ કે તારો બાપ સુતાર હતો ?

૬. સમાજના સંકુચિત વિભાગોથી, જડ રીતરિવાજોથી, ધાર્મિક શબ્દની અસ્પષ્ટતાથી, ધર્માનુભવના હ્રાસથી વ્યક્તિસ્વાતંત્ર્યનો નાશ થયો અને જંગલી માન્યતા પ્રમાણે વ્યક્તિ સમાજનું એક અંગમાત્ર થઈ રહી.

૭. વ્યક્તિસ્વાતંત્ર્યનો અર્થ માત્ર ધાર્મિક મોક્ષનો રહ્યો. અને સામાજિક બંધનો વધારે જડ થયાં. રૂઢરક્ષણ કરવાનો સારામાં સારો ઉપાય એ મળી ગયો કે કોઇ વાતને લક્ષમાં ન ઉતારવી હોય તો તેને ધાર્મિક શબ્દના વર્ગમાં નાંખી દેવી.

૮. પરંતુ ખરો ધર્માનુભવ—જે આખા વિશ્વને એના આંતરિક અનુભવની દૃષ્ટિએ નિહાળવા ઇચ્છે છે અને એમાં આનંદ માને છે એ સામાજિક વિભાગોથી પર છે, બલ્કે એની અને સામાજિક વિભાગો વચ્ચે વિરોધ પણ છે.

૯. અસહકારે અસ્પૃશ્યતા કાઢી નાખવામાં ધાર્મિક વૃત્તિને સ્થાન આપ્યું, પરંતુ તેનાથી આગળ જઇ જ્ઞાતિજ્ઞાતિ વચ્ચેની અસ્પૃશ્યતા કાઢવા પોતાનું લક્ષ પ્રેર્યું નહિ. અસહકારે ત્યાગની વૃત્તિ કેળવી છે, અને એ વૃત્તિને જો જ્ઞાનથી પોષી સમાજ એનું પાલન કરે, તો વ્યક્તિઓમાં પુનર્જીવન આવશે; અને જ્ઞાતિબંધારણ ખરી પડશે.

છેવટ જ્ઞાતિબંધારણ ધર્મના બતાવ્યા તેમાંના કોઈ પણ અર્થમાં ધાર્મિક નથી; ઉલટો એ અધર્મ છે.

રામાનુજ

# જ્ઞાનગોચરી

## કારખાનાંના ગેરલાભ

'સાહિત્ય'ના તંત્રીએ તે પત્રના ઑગસ્ટ માસના અંકમાં કારખાનાં વિરુદ્ધ હાથઉદ્યોગ એ મથાળા નીચે ઘણા મનનીય વિચારો જણાવ્યા છે:

"અમદાવાદમાં મહાસભાની સમિતિ મળી, ત્યારે મહાત્મા ગાંધીએ હાથે કાંતવા ઉપર જે ભાર મૂક્યો, તેમાં ઘણો મતભેદ પડ્યો. દરેકે દરેક જણે કાંતવું જોઇએ, એ શરત સામાન્ય લોકોને આગેવાન દૃષ્ટાંતરૂપ થાય તે માટે, જરૂરની હોય, તો પણ જેઓ કાંતવા કરતાં વધારે અગત્યનું—દેશસેવાને

માટે પણ અગત્યનું કાર્ય કરી શકે, તેમની શક્તિને રેંટીઆના બંધનમાં રૂંધી નાંખવી ઇષ્ટ છે કે કેમ, તે પ્રશ્ન તરફ કેટલાકનું ધ્યાન ખેંચાયું. પરંતુ બીજા કેટલાકનું વળી એવું માનવું થયું, કે મિલોની સામે રેંટીઆની હરીફાઇ નકામી—અશક્ય હોવાથી એના ઉપર એટલું બધું ધ્યાન આપવાનું કારણ નહોતું. યાંત્રિક બળની સામે હાથ-બળ ટકી ન શકે.

આ વાત સાચી છે કે કેમ તેની તપાસ કરવી જોઈએ. આર્થિક દૃષ્ટિએ કયું સરસ અગર શાથી વધુ લાભ, એ પ્રશ્ન બાજુએ રહેવા દઈ માત્ર હાલની પરિસ્થિતિ આપણે જોઇએ. આ કાંઇ અભિપ્રાયનો પ્રશ્ન નથી, પણ ઈતિહાસની સત્ય ઘટનાની વાત છે. હજી અત્યારે પણ ભયંકર કારખાનાંની સામે આપણા ઘર-ઉદ્યમો ટકી રહ્યા છે.

પહેલાં દળવાની વાત કરીએ. જ્યાં જુઓ ત્યાં યાંત્રિક ઘંટીઓ અને મોટી મોટી આટાની મિલો માથાં ઉચાં કરી ઉભી રહેલી છે; તથાપિ ઘેર દળવાનું ચાલુ છે એટલું જ નહીં, પણ વેચાતું દળવાનો ઉદ્યમ નાશ પામ્યો નથી. મજુરી મોંઘી થઇ છે, યાંત્રિક ઘંટી કરતાં હાથે દળવાનો દર બમણો, તમણો વધારે છે, તથાપિ હાથે દળનાર અને દળાવનાર એ ધંધાનું રહસ્ય સમજે છે. જે મઝા ને જે મીઠાશ હાથે દળેલા લોટમાં રહેલી છે, તે મિલના આટામાં કે યાંત્રિક ઘંટીના લોટમાં હોતી નથી. જે યાંત્રિક ઘંટી પથ્થરની હોય, તેમાં લોટ બહુ ઉનો થતો નથી; તો પણ તેમાં અને બીજી બધી યાંત્રિક ઘંટીમાં લોટ લગભગ બફાઇ જતો હોવાથી કાચા અનાજની સ્વાભાવિક મીઠાશ બગડે નહીં તો પણ બદલાઇ જાય. એટલા માટે સમજુ લોકો હાથે દળવાનું કે દળાવવાનું પસંદ કરે છે; અને તેથી આટલી બધી યાંત્રિક મિલોની સામે ઘંટીનાં પડો ઘમઘમ કરતાં લડી રહ્યાં છે. જેમ લોટની વાત કરી, તેમ ખાયણીઆની વાત સમજવી. ચોખાની મિલોના ચોખા ઘણા સ્વચ્છ ને સાફ થાય, પણ તેમાંથી મુખ્ય પોષક તત્વ-વિટમિન-ઓછું થઈ જતું હોવાથી હજી હાથે ખાંડવાનો ઉદ્યોગ ઘોડેઘણે અંશે ચાલુ રહ્યો છે.

બીજો જબરો ઉદ્યોગ ઘી બનાવવાનો છે. ઘીમાં જે કુદરતી સરેહ, લહેજત ને સુવાસ રહેલાં છે, તે બીજાં કૃત્રિમ તેલોમાં નથી. એટલે હિંદુસ્તાનમાં ઘીની જગ્યા બીજા રસાયણી પદાર્થો લેશે નહીં, એ વાતનો વિચાર કરવાની જરૂર નથી. પરંતુ દૂધનું દહીં, પછી છાશ માખણ ને ઘી બનાવવાનો અનુક્રમ પણ ફેરવી શકાવાનો નથી. દૂધમાંથી સીધી રીતે જે માખણ ડેરીઓ એટલે સંચા દ્વારા બનાવવામાં આવે છે, તેમાં દહીંના માખણનો મનગમતો સ્વાદ ન હોવાથી તે માખણ આપણને ભાવતું નથી; અને તેમાંથી ઘી બનાવતાં કાં તો તે લીસું ને ફીકકું લાગે, કે કાં તો મોંઘું પડે. નડીઆદમાં એવી રીતે સાંચા મારફત ઘી બનાવવાનો અખતરો ફતેહમંદ ન થયો; મતલબ કે હજારો ડેરીઓ માખણ બનાવ્યાં કરે છે, તો પણ તેની સામે વલોણાં ઘેર ઘેર પ્રચંડ ને દારુણ યુદ્ધ મચાવી રહ્યાં છે, ને અત્યાર લગી તેમની ફતેહ ચાલુ રહી છે.

ઘંટી અને વલોણાં ફાવ્યાં કરે છે, તે એમની એક જાતની સરસાઇને લીધે, એમ કદાચ કોઇ કહે. માટે આપણે એવા ઉદ્યોગનો વિચાર કરીએ, કે જેની તરફેણમાં કોઇ પણ પ્રકારની કુદરતી વિશેષતા ન હોય, છતાં આર્થિક દૃષ્ટિએ એ ફાવ્યાં કરતો હોય. તેલ, દીવેલ, કોપરેલ, ચાળશીઉં, સરશીઉં વગેરે તેલો બનાવવાની મિલો. પશ્ચિમના દેશોમાં ઘણી ફતેહમંદ થઇ છે; અને તેનું અનુકરણ કરી હિંદુસ્તાનમાં એવી મિલો આપણે કરતા ગયા. તેલનો ઉદ્યોગ એ કાંઇ બનાવટનો ધંધો નથી, તેમાં માત્ર મજુરી પરવડે; છતાં એમાં ઘણી મોટી મુડીનો ખપ પડે. એ મુડી વગર ઘણાં કારખાનાં ફાવ્યાં નથી. વળી બીઆંમાં તેલનું પ્રમાણ જેટલું હોય તેટલું બધું જો મિલો કાઢી શકે તો તે ફાવી શકે. પરંતુ હાલ તો ઘાણી ને મિલોના તેલના પ્રમાણમાં ઝાઝો ફેર રહેતો નથી. પરિણામમાં થોડી મીલો, જેમાં ઘણી કરકસરથી કામ થતું હશે તે ફાવી ખરી; પરંતુ મોટી મોટી મિલો—લાખો અને કરોડો રૂપીઆનું જેમાં રોકાણ થઇ ગયું એવી મોટી મિલો બંધ થઈ ગઈ, કે ખોટ કરતી ઢચુમચુ ચાલ્યાં કરે છે. આ લખનારને ચાર પાંચ તેલની મિલોનો અંગત અનુભવ થયેલો છે; અને એણે જે જોયું છે, તે ઉપરથી એની ખાત્રી થઈ છે કે ઘાંચીની ઘાણી કરતાં વિશેષ આર્થિક ફાયદો મિલોમાં ન હોવાથી ઘાણી અને મિલ વચ્ચે સજ્જડ હરીફાઇ ચાલુ રહે છે; અને જે મિલોમાં તેલ રસાયણી પદ્ધતે બરાબર શોધવામાં આવે છે તે મિલો શિવાઇની બીજી હરીફાઈમાં ટકતી નથી; અને તેલ દીવેલ, સરસીઉં ને ડોળીઉં પીલવામાં છેવટે ઘાણીઓ ફાવી જાય છે. ઘાણી હાથ-બળથી નહીં, પણ પશુ બળથી ચાલે છે એ ખરૂં; તો પણ એ ઘર-ઉદ્યમ છે, અને કારખાનાંની અંદર એનો સમાવેશ નહીં થઇ શકે. યાંત્રિક મિલો સામે આ ઘર-ઉદ્યમ હજી ટકી રહ્યો છે, એ જોઈ આપણને સંતોષ થાય છે.

એવી આર્થિક હરીફાઇમાં હાથે વણવાનો કેટલીક જાતનો ઉદ્યોગ હજી ટકી રહ્યો છે. કસબી અને રેશમી વણાટની વાત બાજુએ રહેવા દઇએ, તો પણ હિંદુસ્તાનમાં હજારો શાળો હાથ બળથી કે પગ બળથી ચાલ્યાં કરે છે. પરંતુ બીજી જરૂરની વાતની ઘણી વખત વિસ્મૃતિ થાય છે; તે એ કે મહાત્મા ગાંધીજીની પ્રવૃત્તિ શરૂ થઇ તે પહેલાંથી ને આજે પણ ઘણા રેંટીઆ ચાલુ રહ્યા છે. ફેર માત્ર એટલો કે એ રેંટીઆ અમુક જાતનું જાડું કામ કરતા રહ્યા. મિલોની હરીફાઈમાં ઉતરવાનું અશક્ય થઇ પડવાથી કામની દિશા

બદલવી પડી; મિલોમાંથી નીકળતો બગદો (વેસ્ટ) લાવી જાડું સુતર કાંતવાનું કેટલાક લોકોએ શરૂ કર્યું, ને તેમાંથી નાડાં અને પાટી (ખાટલાની) બનવા લાગ્યાં. ગુજરાનનું સાધન આમ ઘણા લોકોએ શોધ્યું, અને મેળવ્યું. મતલબ કે ખુદ સુતરની મિલોની સામે પણ જાડા સુતરની હરીફાઈમાં હજી સુધી હાથ કંતામણ ફાવ્યું છે.

હાલની સ્થિતિના આ દિગ્દર્શનથી જણાશે કે કારખાનાં એકલાં ફાવે એવો કુદરતનો—ઇશ્વરનો કાયદો જણાતો નથી. કેટલીક બાબતમાં કારખાનાં કરતાં હાથ-ઉદ્યોગો અને ઘર-ઉદ્યોગો જાણે ફાવવા માટે નિર્માણ થયેલા છે અને ખુદ જે કારખાનાં આર્થિક દૃષ્ટિએ વધારે લાભકારક હોય છે, તેની સામે પણ હાથ ઉદ્યોગ અમુક રીતે ચલાવવાથી નફાકારક થઇ શકે છે. મિલોની સાથે જો મહાત્મા ગાંધી રેંટીઆથી હરીફાઈ કરવા ઈચ્છે, તો તે આટલા માટે અર્થશાસ્ત્ર વિરુદ્ધની વાત નથી. હા, કદાચ એમ બને કે બંને ફાવે; પરંતુ હાથ કંતામણ નિષ્ફળ તો નહીં જ નીવડે.”

મોટાં કારખાનાં કાઢવાથી આર્થિક ફાયદો થતો હોય, તો પણ તેનાથી જે ગેરફાયદા થાય છે તે બરાબર સમજી લેવા જોઇએ. આજની પરિસ્થિતિમાં મોટામાં મોટો ગેરફાયદો તો બૉલ્શેવિઝમનો છે, અને છેલ્લાં દોઢસો વર્ષમાં જે ધનસંચય યૂરોપમાં થયો છે તેને માટે યૂરોપીય પ્રજા લોહીનાં આંસુ પાડે છે અને હજી ભવિષ્યમાં પાડશે. યૂરોપનો આમવર્ગ અથવા મજુરવર્ગ, ધનિકવર્ગ ને શિક્ષિતવર્ગને તેમ જ મધ્યમ વર્ગને ખુબ ધીક્કારે છે. રૂશીઆના આમવર્ગે ત્યાંનું રાજ્ય છીનવી લીધું છે એટલું જ નહીં પણ બીજા વર્ગોને લગભગ કતલ કરી નાંખ્યા છે અથવા ખુબ પાયમાલ કર્યા છે. મોટાં કારખાનાંઓમાં જે લાખો અગર કરોડો માણસોનો જાન ગયો છે અને જીંદગી બરબાદ થઈ છે તેનું વેર મજુરવર્ગ વસુલ કરી રહ્યો છે.

૧. જે દેશમાં સારું સાંચાકામ ઉત્પન્ન થતું નથી તે દેશમાં કારખાનાં કાઢતાં શરૂઆતમાં ભારે રકમ પરદેશ મોકલવી પડે છે. પાંચ લાખ રૂપીઆના સંચા પરદેશથી આવે તેને લીધે સ્વદેશની કામગીરી ઓછી થઇ સંખ્યાબંધ માણસોના પેટ ઉપર પથ્થર પડવાનો. આ હકીકત લક્ષમાં રાખવા જેવી છે.

૨. આજે યૂરોપમાં સાંચાકામ ઘણું વપરાય છે તેને લીધે બેકારીનું પ્રમાણ કેટલું બધું વધી ગયું છે?

૩. મોજશોખ, આનન્દ તથા સગવડનાં સાધનો વધ્યાં છે તેની સાથે ગરીબાઈ બેહદ વધી ગઈ છે. સમસ્ત પ્રજા સુખી નથી એ હરકોઇ જાણે છે.

૪. કારખાનાંમાં હંમેશ અકસ્માત થાય છે અને મજુરવર્ગનાં અંગ તથા જાનને નુકશાન પહોંચે છે.

૫. શારીરિક નુકશાન કરતાં વધારે અગત્યનું નુકશાન નૈતિક છે. મુડીવાળા માણસોની વૃત્તિ નીચ થાય છે, અને અતિલોભને લીધે દેશનું સત્યાનાશ વળે છે. લોભ એ ચેપી રોગ છે. વૈભવવાસનાને લીધે દરેક દેશની તેમ જ વ્યક્તિની અવનતિ થઇ છે તે બાબત ઇતિહાસ-પુરાવો આપે છે.

૬. કારખાનાંમાં કામ કરનાર મજુરોની રહેણીકરણી એવી બદલાઇ જાય છે કે તેમની નૈતિક પાયમાલી થાય છે. આવા હજારો ને લાખો માણસો જનસમાજને બગાડે છે.

૭. કલા અને સૌંદર્યની દૃષ્ટિએ જોતાં, કારખાનાં નુકશાનકારક છે. દરેક મજુર "કારીગર થવાને બદલે સંચાનો ભાગ થઇ જાય છે અને વ્યક્તિને પોતાની વિશિષ્ટતા બતાવવાનો ભાગ્યેજ અવકાશ રહે છે.

૮. કારખાનાંના માલીકની દૃષ્ટિ સોંઘામાં સોંઘે માલ કાઢવા તરફ વળે છે તેથી ખરાબ સોંઘો માલ પેદા થાય છે. ખુબ મોટા જથ્થામાં માલ પેદા થાય તો સોંઘો વેચવો પાલવે તેટલા માટે ચીજની ખપત તરફ લક્ષ ન રાખતાં વેચાણ તરફ લક્ષ દોરાય. આ વૃત્તિને લીધે બીજી શાન્ત પ્રજાઓ ઉપર જુલમની શરૂઆત થાય છે.

એકંદરે મજુર વર્ગને શારીરિક, માનસિક, નૈતિક નુકશાન છે, રસિકતા નષ્ટ પામે છે, માણસને પોતાના કામમાં રસ કે અભિમાન ન રહેતાં એક પ્રકારની યાંત્રિક ગુલામગીરી આવે છે. મોટા જથ્થામાં સોંઘે માલ તૈયાર થાય તેથી ગરીબ માણસો પણ ખરીદી શકે છે, એ ખાસ ફાયદો છે; પણ જો ગેરફાયદાની સાથે સરખાવીએ તો કારખાનાં અને મુડીવાદની ભયંકરતા જણાઈ આવ્યા વિના નહીં રહે.

## ઔદ્યોગિક સંસ્કૃતિ

એવી ગણતરી કરવામાં આવી છે કે અમેરિકા (યુ. એસ.) માં ૨૦૦,૦૦૦ આંધળા માણસો છે તેમાંથી ૧૫૦૦૦ માણસોની આંખ કારખાનામાં થતા અકસ્માતોથી ગઇ છે. એક આંખને નુકશાન પહોંચ્યું હોય એવા અકસ્માતની સંખ્યા તો ઘણી જ વધારે છે. અંધાપો અટકાવવા માટે એક સમિતિ છે તેણે અંદાજ કાઢયો છે કે દરેક વર્ષે આશરે ૨૦૦,૦૦૦

આંખના અકસ્માત થાય છે. કોઈ ધાતુ કે એવી કાંઈ ચીજ જોરથી ઉડીને ડોળામાં પેસી જાય અથવા નુકશાનકારક પ્રવાહી પદાર્થ ઉડે. તાત્કાલિક વૈદ્યકીય મદદ ન મળવાથી સામાન્ય ઇજા વધારે ગંભીર સ્વરૂપ પકડે, આંખના ચેપી રોગ ફેલાય, એવા અનેક કારણોને લીધે બીચારા કારીગરો જીવન પર્યંત દુઃખી થાય છે.

આ હકીકત પાશ્ચાત્ય ઔદ્યોગિક સંસ્કૃતિની બલીહારીના દૃષ્ટાંત રૂપે ટાંકીએ છીએ. આજે દરેક ચીજ લાખને કરોડની સંખ્યામાં થાય છે. લખપતિઓની તો કીંમત જ રહી નથી પણ કરોડપતિઓની સંખ્યા વધતી જાય છે. કેટલાક લોકો સ્હેલ મારે છે પણ આ ચિત્રનું દર્શન થાય ત્યારે ઢાલની બીજી બાજુ પરનું ચિત્ર લક્ષ બ્હાર રહેવું જોઈએ નહિ. ગરીબ માણસોના દુઃખની કીંમત અંકાતી હશે ખરી? જીવનકલહ અથવા જીવનસંગ્રામમાં જે માણસો હારી જાય તેમને જીવવાનો હક છે ખરો? તે હાર નાલાયકીને લીધે હોય કે અકસ્માતને લીધે હોય પણ પરિણામ તો એક જ આવે.

આપણા દેશમાં ઉદ્યોગ ખુબ વધે એમ આપણે ઇચ્છીએ છીએ. પણ જે ઉદ્યોગમાં કારીગરો જાનવર જેવા થઇ જાય છે, જેમાં તેમના જીવ જાય છે એવા ન જોઇએ. યુરોપ અમેરિકાના પાપ અને તેમની ખરાબ વ્યવસ્થાનું અનુકરણ આપણે કરવું નથી. બહુ ગુંચવણભરેલા ભારે સાંચાકામથી દેશને ફાયદો નથી. ફાયદો છે તે માત્ર દેખીતો છે. જાહોજલાલી બ્હારની જ છે.

શુ. મ.

## જેવાની સાથે તેવા

વર્ધાના સત્યાગ્રહ આશ્રમના વ્યવસ્થાપક શ્રી વિનોબા 'મહારાષ્ટ્રધર્મ' નામના મરાઠી સાપ્તાહિકમાં અહિંસાનું રહસ્ય નીચે મુજબ સમજાવે છે:

" તલવારની સામે તો તલવાર જ જોઈએ. એ સિવાય ન ચાલે. " એવો આપણામાંના અનેકને વહેમ પેસી ગયો છે. તેનું ખરું કારણ એ છે કે આજે આપણી પાસે તલવાર નથી. ઘણી વાર જે ચીજ આપણી પાસે નથી હોતી તેની કીંમત આપણે ઘણી વધારે આંકીએ છીએ. આજે આપણી પણ એ જ દશા છે. વારંવાર આપણા મનમાં તલવારની વાત કાં ઉઠી આવે છે? કારણ કે આપણા મ્યાનમાં જ તલવાર પડી હોત તો આપણા મનમાં તલવારનો આટલો મોહ ન હોત. મ્યાનમાં હોત તો મોહ કેમ ન હોત? તેનો જવાબ એટલો જ કે આપણે મૂળ મુદ્દાની વાત સમજી ગયા હોત. 'તલવારની સામે તો તલવાર જ જોઈએ' એ વાત જો આપણા કોઇ પૂર્વજના કાન પર પડી હોત તો ખરેખર તેઓ ખૂબ હસત. કારણ કે તેઓ યુદ્ધના પાકા અનુભવી હતા, કેમ લડાય તે તેઓ સમજતા હતા. તેઓ આપણને સ્હેલાઈથી સમજાવી શક્યા હોત કે "ભાઈ, તલવારની સામે તલવાર ન હોય, પણ ઢાલ હોય."

આજે આપણે "જેવાની સાથે તેવા" થવાની વાત કરીએ છીએ, પણ તેનો અર્થ ભાગ્યેજ સમજતા હઈશું. " જેવાની સાથે તેવા " થવાનો અર્થ એટલો જ કે દુશ્મનની તલવાર જેટલી મજબૂત, તેટલી જ આપણી ઢાલ પણ મજબૂત હોવી જોઈએ. તલવારની સામે તલવાર ઉગામવી એ મૂર્ખાઇ છે. તલવારની સામે તો ઢાલ જ લડે. તલવારવાળા કરતાં ઢાલવાળાનું બળ જો ઓછું હોય તો કામ ન આવે. દુશ્મનના પકડમાં જો પાંચ શેર ગુસ્સો ભર્યો હોય તો આપણા જવાબમાં પાંચ શેરથી ઓછો પ્રેમ તો ન જ હોવો ઘટે.

શિક્ષકને વિદ્યાર્થીના અજ્ઞાન સાથે હંમેશાં લડવું પડે છે. હવે શિક્ષક જો "જેવાની સાથે તેવા" થવાની આંક વાળે તો એ બન્નેની શી દશા થાય? વિદ્યાર્થી કંઇક પૂછવા આવે તો શિક્ષક શું એમ કહે કે ' તું આટલી સીધી સાદી વાત નથી સમજતો તો હું શા સારૂ સમજાવું? હું તારા સવાલનો જવાબ નહીં આપું. તું મૂર્ખ છે તો હું પણ તારા કરતાં બેવડો બેવકૂફ બનીશ. "

વસ્તુતઃ વિદ્યાર્થી બેવકૂફ હોય છે તેથી જ શિક્ષકને શિરે શાંતિથી સમજાવવાની જવાબદારી આવી પડે છે. અજ્ઞાનની સામે જ્ઞાનથી જ લડાય. 'જેવાની સાથે તેવા' થવું, તેનો અર્થ એટલો જ કે બન્ને સમોવડીઆ બરાબર સરખા હોવા જોઇએ. સામા માણસમા જેટલું અજ્ઞાન ભર્યું હોય તેટલું જ આપણામાં જ્ઞાન ભરેલું હોવું જોઇએ. અને એટલા જ માટે એકડીઆના વર્ગમાં ભણાવનાર શિક્ષક સૌથી વધારે કુશળ અને જ્ઞાની જોઇએ. પુરાણોમાં પણ આટલી વાત તો આપણે સાંભળીએ છીએ કે યુદ્ધમાં જ્યારે એક પાસથી મેઘાસ્ત્ર ફેંકાતું ત્યારે બીજી બાજુથી પવનાસ્ત્ર જ આવતું. મેઘના મોટા ઢગલાનું પીગળાવીને પાણી કરવાને બદલે, એક ઢગ ઉપર બીજો ઢગ ખડો કરે તો શી દશા થાય? અજ્ઞાનીના કપાળ સાથે તે અજ્ઞાન અફાળવાનું હોય કે જ્ઞાનથી અજ્ઞાન દૂર કરવાનું હોય?

એને વ્યવહારનો સ્હેજસાજ પણ અનુભવ છે તે આવી બાબતમાં ભૂલ ન કરે. પાણી શોષી લેવા માટે તો તાપ જ જોઇએ. અંધારૂં અજવાળવા માટે તો દીવો જ જોઇએ. આ વાત કોણ નથી જાણતું? અને એ વાત જો સમજાઇ હોય તો પછી કોપને પ્રેમથી જીતવો, બુરાઇને ભલાઇથી જીતવી, કંજુસાઇને ઉદારતાથી જીતવી, જુઠાને ખરાથી જીતવું, એવાં એવાં

સંત વચનો કેમ ન સમજાય ? આ ચોકખી વ્યવહારની વાત છે. આપણે જરા ઉંડા ઉતરી વિચાર કરતા નથી તેથી જ એવી વાતો સમજાયા વિનાની રહી જાય છે. વિચાર કરવાની ટેવ પાડીએ તો બધી વાત બરાબર સમજાય.

## ગામડાંનું આરોગ્ય

આ વિષે રા. મણિલાલ છત્રપતિએ નીચેની કેટલીક વ્યાવહારિક સૂચનાઓ મોકલી છે:

દરેક પ્રજાની ઉન્નતિ કરવા માટે તેમાં સુધારણા કરવા સારૂ નીચેના વિષયો ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે:

૧ આરોગ્યતા અને અંગબળ;
૨ કેળવણી;
૩ આર્થિક પરિસ્થિતિ;
૪ નીતિબળ; અને
૫ સંપ.

આમાં પ્રથમ આપણે આરોગ્યતાનો વિષય લઈએ તો તેમાં એટલું તો નિર્વિવાદ છે કે શહેરોની પ્રજા કરતાં ગામડાંઓની પ્રજાની તંદુરસ્તી સાધારણ રીતે સારી હોય છે, કારણ કે શારીરિક વ્યાયામ અને સ્વચ્છ હવાનો લાભ તેમને ઘણો જ સારો મળે છે. શહેરની પ્રજાને જ્યારે ગીચ લતામાં આવેલી નાની નાની ચાલીઓમાં રહેવાનું હોય છે ત્યારે આ ગ્રામ્યબંધુઓને સ્વચ્છ જગાઓમાં પુરતી ખુલ્લી હવા મળી શકે એવા ચોક, મોટા વાડાઓ અને દરેક જાતની કુદરતી-ભરપુર ઘરોમાં રહેવાનો લાભ મળી શકે છે. મોટે ભાગે તેઓ ખેતીનું કામ કરતા હોવાથી ખેતરોની ખુલ્લી અને સ્વચ્છ હવામાં દિવસે રહે છે.

છતાં તેઓને વૈદકીય મદદ મેળવવાની મોટી મુશ્કેલી હોય છે. ગ્રામ્ય જીવનની આરોગ્યતા જાળવવા અને મંદવાડ આદિ શારીરિક પીડાઓથી મુક્ત કરવા તેમને શાસ્ત્રીય વૈદકીય મદદ મળવી જોઈએ. આજકાલ પરદેશી રાજ્યવહીવટને લીધે આપણાં મોટાં શહેરોથી શરૂ કરી તાલુકાનાં ગામો અને કદાચ મોટી વસ્તીવાળાં ગામડાંઓમાં સરકારી, મ્યુનિસિપલ કે લોકલબોર્ડોની ઇસ્પીતાલ હોય છે. પાશ્ચિમાત્ય ધોરણે ચાલતાં આ દવાખાનાં એટલાં બધાં ખર્ચાળ હોય છે કે આવાં દવાખાનાં ગામડે ગામડે કાઢી શકાય એ હાલમાં તો અસંભવિત જેવું લાગે છે. મુંબાઇ મ્યુનિસિપાલિટીમાં પણ હવે આવી ઇસ્પીતાલોની સાથે સાથે દેશી દવાખાનાં કાઢવાનો વિષય શહેરી જનોનું ધ્યાન ખેંચી રહ્યો છે. કેટલીક જગાઓએ દેશી પદ્ધતિ ઉપર દવાખાનાં કાઢવાની શરૂઆત પણ થઇ ચુકી છે. દેશી વૈદકમાં શાસ્ત્રીય પદ્ધતિએ બંગાળના વૈદ્યરાજો દવાઓ વિગેરે બનાવટો અને તેના પ્રચારમાં આગેવાની ભરેલો ભાગ લે છે. દિલ્હીમાં પણ એક સંસ્થા શરૂ થઇ ચુકેલી છે. આમાં વિશેષ ફેરફારો કરી થોડે ખરચે ગામડાંઓની પ્રજાઓને વૈદકીય મદદનો લાભ આપવા માટે દરેક ગામેગામ એક દેશી વૈદ્યનું દવાખાનું કાઢવામાં આવે તો તેથી વૈદકની ઉન્નતિ થવા સાથે ગામડાંઓની પ્રજાને તેનો લાભ પણ આપી શકાય. ઈસ્પીતાલો ગામેગામ કાઢવાની જેટલી મુશ્કેલી છે તેના પ્રમાણમાં દેશી દવાખાનાં ગામડે કાઢતાં ઓછી મુશ્કેલી નડે. છતાં સ્વતંત્ર દેશી દવાખાનાં પણ ગામડે ગામડે કાઢવામાં નાણાંનો મોટો સવાલ વચમાં આવે. આનો નિવેડો લાવવા અને થોડે ખરચે પણ ગામડાંઓની પ્રજાને વૈદકીય મદદનો લાભ મળે તેને માટે નીચેની યોજના જો કરી શકાય તો આપણે વ્યાવહારિક કાર્યની શરૂઆત કરી શકીએ.

આજકાલ મોટે ભાગે આપણાં ગામડાંઓમાં એક એક નિશાળ હોય છે. આ નિશાળના શિક્ષકોનો લાભ જે જે ગામોમાં ટપાલની ગોઠવણો થયેલી છે તેને માટે માસિક જુજ રકમ આપી લેવાય છે. એ જ નિયમે જો આ શિક્ષકોનો લાભ ગ્રામ્યજનોની આરોગ્યતા માટે વૈદકીય વિષયમાં લેવામાં આવે તો થોડે ખરચે દરેક ગામડાંને વૈદકીય મદદનો લાભ મળે. આ કાર્ય પોસ્ટખાતાની માફક આપણે ધારીએ તો પણ તુરત શરૂ કરી શકાય તેમ નથી, કારણ કે શિક્ષકોના હાથમાં આ કામ સોંપતાં અગાઉ વૈદકીય જ્ઞાન તેમને હોવું જોઈએ. અને તે માટેનો એક માર્ગ એ જ છે કે આ શિક્ષકો જ્યારથી ટ્રેનીંગ કોલેજમાં અભ્યાસ શરૂ કરે ત્યારથી જ તેમાં શીખવવામાં આવતા વિષયોમાં દેશી વૈદકનો એક વિષય દાખલ કરવો જોઇએ. શિક્ષકોના અભ્યાસક્રમમાં તેથી વધુ બોજો થાય એમ નથી, કારણ કે દેશી વૈદકનું વ્યવહારૂ જ્ઞાન થોડા દિવસોમાં આપી શકાય. આની શરૂઆત આજે કરીએ તોયે ગામડાંઓમાં દવાખાનાંની શરૂઆત કરવા હજુ પાંચેક વર્ષ થોભવું પડશે. વળી સાથે સાથે અનુભવી શિક્ષકોને ખાનગી અભ્યાસ કરીને પણ દેશી વૈદકની પરીક્ષામાં જઇ આવવાની તક આપવી જોઇએ. શિક્ષકોને મળતા કંગાળ પગારોને લીધે હાલ નોકરી કરતા શિક્ષકો પણ પોતાના પગારમાં વધારો મળવાની આશાએ દેશી વૈદકનો અભ્યાસ કરી તેની પરીક્ષા પાસ કરી આવવાને લલચાશે, અને જેમ જેમ આવા શિક્ષકો મળતા જાય તેમ તેમ ગામડાંઓની જ આવકના મોટા ભાગ ઉપર નભતી લોકલ બોર્ડોએ જે જે ગામડે આવા શિક્ષકો તૈયાર હોય તે તે ગામડે દેશી દવાઓ માટે જોઇતી રકમો મંજુર કરી ગામડાંની પ્રજાને તેની પાસેથી લેવાતા લોકલ ફંડનો સીધો લાભ આપવો જોઇએ. આ બાબતમાં આપણી લોકલ બોર્ડના સભ્યો જેઓ હવે મોટે ભાગે રાષ્ટ્રીય કાર્યોમાં ભાગ લેનારાઓમાંથી આવવા સંભવ છે તેઓ રસ લઈ આવા પ્રજા ઉપયોગી વિષયને હાથ પર લે તો આવી ઉપયોગી અને જરૂરી સંસ્થાઓ ગામડે ગામડે ઉભી થતાં ગ્રામ્યજનોને તેમના સંકટ સમયે દુઃખનિવારણના કાર્યમાં સારો લાભ આપી શકાય.

## રાજપૂતાનાનાં આંસુ

રાજપૂતાનાનો એક વૈશ્ય 'માલવમયૂર'ના અધિપતિને નીચે પ્રમાણે લખે છે:

" રાજપૂતાનાની આ વીર ભૂમિને અમારા નરેશોએ એક કબૂતરખાનું બનાવી દીધું છે. હજારો નવજુવાનો દેશ, ધર્મ અને ઈશ્વરને ખાતર પ્રાણાર્પણ કરવા તલસે છે, પણ તેમની ઇચ્છા મનની મનમાં રહી જાય છે. રણક્ષેત્રમાં મરવાનું તો જાણે અમે ભૂલી ગયા છીએ. હવે તો ઘરના ખૂણે પથારીમાં પડયા પડયા અમે મરીએ છીએ. આ મરણ તો એક રીતે આત્મઘાત છે. પણ પિંજરામાં પૂરાયેલો વાઘ બીજું શું કરી શકે ?

ચાર કરોડ ક્ષત્રિયો અને વ્યાપારીઓની ભૂમિ આ રાજાઓના વિલાસ અને ગુલામીને લઇને મુડદાઓની ભૂમિ બની ગઇ છે. અમને બ્રિટિશ હિન્દુસ્તાન જેટલી પણ સ્વતંત્રતા આપવાની પ્રભુ આ રાજાઓને સદ્બુદ્ધિ આપે તો કેવું સારું ! એથી કાંઇ નહિ તો એમની અનીતિ પર તો પડદો પડે."

આ પરિસ્થિતિનાં કારણો 'માલવમયૂર'ના અધિપતિ નીચે પ્રમાણે જણાવે છે:

૧ આ રાજ્યોની રાજ્યપદ્ધતિ કેવળ એક રાજાને જ આધીન છે. ખુદ પંચમ જ્યોર્જ અને બ્રિટિશ પાર્લામેન્ટ કરતાંયે આ રાજાઓની સત્તા વિશેષ છે. લોકમત જેવી ત્યાં કોઈ ચીજ નથી; લોકમતનો ત્યાં અંકુશ નથી.

૨ રાજ્યનું કામ ઘણુંખરું ખાનગી રીતે જ થાય છે. આથી દીવાન અને કારભારીઓ જ રાજા થઇ બેસે છે, મરજીમાં આવે તેને ઉઠાવતાંને જેલમાં ખોસી દે છે અથવા હદપાર કરે છે અને સર્વત્ર અંધાધુંધીનું સામ્રાજ્ય ફેલાય છે.

૩ પ્રજાના કોપથી રાજાનું રક્ષણ કરવાનો ભાર બ્રિટિશ સરકારે પોતાના શિર પર લઈ લીધો છે. આથી રાજા પ્રજાદ્રોહ કરતાં અચકાતો નથી અને સ્વેચ્છાચારી બને છે.

૪ સાધારણ રીતે રાજ્યના અંદરના મામલામાં બ્રિટિશ સરકાર વચ્ચે પડતી નથી, પણ રાજા નમનતાઇ છોડીને જરા ફ્રન્ટ (સામે) થાય તો તુરત જ તેને ગળચી પકડીને દબાવે છે, અને ગાદી પડાવી લઇ મેનેજમેન્ટ બેસાડે છે.

આને લીધે રાજાનું તેજ હણાય છે અને પ્રજાનો અધઃપાત થાય છે. મરજી ન હોવા છતાંયે રાજાને અંગ્રેજ સરકારની ધાણીના બળદ બનવું પડે છે.

આ બધામાંથી છૂટવાને માટે એક જ ઇલાજ છે કે રાજા દુર્વ્યસનોનો ત્યાગ કરી પોતાની પ્રજાને રાજકાજમાં હિસ્સો આપે, લોકમત કેળવે અને એ લોકમતની પ્રેરણા પ્રમાણે જ વર્તન કરે. આથી રાજા પ્રજા વચ્ચે પ્રેમ બંધાશે અને બહારની સત્તાની દખલગીરી ઓછી થઇ જશે.

# પુસ્તકપરિચય

**નેપોલીઅન બોનાપાર્ટ—ભાગ ૧ લો:** અંગ્રેજી ઉપરથી ભાષાંતર કરનાર રા. રા. ગોકળદાસ મથુરાંદાસ શાહ, બી. એ. એલ એલ. બી. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, કડી પ્રાન્ત.

ગુજરાતી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સ્તુત્ય હેતુથી શ્રી મહારાજા ગાયકવાડ સરકારે એક લાખ રૂપીઆની રકમ અનામત મૂકી છે. તેના વ્યાજમાંથી "શ્રી સયાજી સાહિત્ય માળા" રૂપે વિવિધ વિષયનાં પુસ્તકો તૈયાર કરવામાં આવે છે.

ઉપર લખેલું પુસ્તક પ્રસ્તુત માળાનો છપ્પનમો મણકો છે. એકંદર એ પુસ્તક ચાર ભાગમાં થશે. આ તેનો પ્રથમ ભાગ છે.

આ પુસ્તક મૂળ અંગ્રેજી ગ્રંથ ઉપરથી તરજુમો છે.

એટલે તેના અભિપ્રાયોને માટે તરજુમો કરનાર જવાબદાર નથી.

ગુજરાતી ભાષાની ખીલવણી માટે સારાં પુસ્તકો અન્ય ભાષામાં હોય તેના તરજુમા કરીને આપણી ભાષામાં દાખલ કરવાં એ એક ઉત્તમ સાધન છે. જો કે મૂળ ગ્રંથ, સ્વતંત્ર વિચાર, કે સંશોધનની કિંમત ઘણી વધારે છે; પરંતુ, અનુવાદ કે તરજુમાની આવશ્યકતા ઓછી નથી. આપણી પ્રજામાં અંગ્રેજી ભાષાનાં પુસ્તકો સારી રીતે સમજી શકે એવાં સ્ત્રી પુરૂષોની સંખ્યા ઘણી જુજ છે. તો સારું વાચન, ઉત્તમ લેખો, ઉત્તમ પુસ્તકોનો પ્રચાર વધારે થાય અને જ્ઞાનનો ફેલાવો થાય એ માર્ગ ગ્રહણ કરવા યોગ્ય છે. તરજુમાને હલકો પાડી દેવાથી આજ તો આપણે નહિં ત્રણમાં, નહિં તેરમાં, નહિં છપ્પનના મેળમાં—એવી સ્થિતિમાં આવી જઇએ છીએ. તરજુમાની કિંમત હલકી અંકાય છે તેથી પરિણામ એ થાય છે કે આપણા સાહિત્યમાં સારો ઉમેરો થતો નથી.

આ વસ્તુસ્થિતિ જોતાં પ્રસ્તુત ગ્રંથ એક મોટી ખોટ પૂરી પાડે છે.

નેપોલીઅન બોનાપાર્ટ એક મહાન નરરત્ન હતો. એના જેવી સંસ્કૃતિ, ધીરતા, વીરતાવાળો નર જગતના ઇતિહાસમાં વિરલ છે. ગમે તે દેશનાં, ગમે તે કોમનાં પણ મહાન સ્ત્રી પુરૂષોનાં દષ્ટાન્તો, ચરિત્રો મનુષ્ય સ્વભાવને ઉચ્ચ કોટિએ લઇ જવામાં સહાયભૂત થાય છે, તેટલા જ કારણસર આ મહાન પરદેશી વીરનું જીવનચરિત્ર વાંચ્યાથી દરેક વ્યક્તિને બેહદ લાભ થવા સંભવ છે.

આપણા દેશમાં અંગ્રેજી ભાષા અને અંગ્રેજી રાજ્ય મારફત આપણને શિક્ષણ મળે છે, અને નેપોલીઅન તો ઇંગ્લંડનો કટ્ટો શત્રુ હતો એટલે ખરી હકીકત આપણને તેના સંબંધી શીખવવામાં આવતી નથી. તેટલા પુરતો નેપોલીઅનને અન્યાય થાય છે. પરંતુ આ પુસ્તક જો કે એક અંગ્રેજે લખ્યું છે છતાં તેમાં નેપોલીઅનનું બહુ જ ન્યાયપુરઃસર ચિત્ર આપ્યું છે. તેથી આ પુસ્તક દ્વારા નેપોલીઅન સંબંધી સારી માહિતી મેળવી શકાય તેમ છે.

મૂળ લેખક જૅાન ઍસ. સી. ઍબટ પોતાની પ્રસ્તાવનામાં લખે છેઃ

" નેપોલીઅનના સંબંધમાં પરસ્પર વિરૂદ્ધ મતો પ્રસરવાથી તેમાં સત્ય શું છે તે લોકોને સહેલાઇથી સમજાયું નથી. તેના તરફ શત્રુતાની લાગણી ધરાવનારા ઇતિહાસકારોએ ' કોઇ પણ જાતના હક્ક વિના ગાદી પર ચઢી બેસનારો ' તે હતો એવું જણાવી તેની નિંદા કરી છે. છતાં તેઓએ કબુલ કર્યું છે કે ફ્રાન્સની સમગ્ર પ્રજાની સંમતિથી જ તે ગાદી પર બેઠો હતો. તેમણે તેને રોમના પ્રખ્યાત નીરો રાજા જેવો નિષ્ઠુર અને ઘાતકી વર્ણવ્યો છે. છતાં તેઓએ કબુલ કર્યું છે કે તેણે આખી પ્રજાનો અતુલ પ્રેમ સંપાદન કર્યો હતો. લઢાઇમાં આનંદ માનનારા અને લોહીની તૃષાવાળા રાક્ષસ તરીકે તેમણે તેની ગણના કરી છે, છતાં તેઓને એમ કબુલ કરવું પડ્યું છે કે દરેક લઢાઈ તેને દેશરક્ષણ માટે જ કરવી પડી હતી અને તેમાં પણ સુલેહ કરવા તે હંમેશાં વિજ્ઞપ્તિ કરતો હતો. એવું જણાવવામાં આવ્યું છે કે તેણે મોટી મહત્વાકાંક્ષાથી પ્રેરાઇ બીજી પ્રજાઓના હક્કનો નિર્દય રીતે નાશ કર્યો હતો, છતાં તેની સાથે એવું પણ લખવામાં આવ્યું છે કે પરાજય પામેલા શત્રુની સાથે સુલેહના કોલકરાર કરતી વખતે તેણે જે ઉદારતા અને નિર્લોભ બતાવ્યાં હતાં તેનાથી આખું યુરોપ વિસ્મયચકિત થયું હતું. જો કે એને કસાઇ જેવો કહેવામાં આવ્યો છે, છતાં એવું જ કહેનારા કહે છે કે વિગ્રહને અને લોહીથી ખરડાયેલી રણભૂમિ જોઇ તેનું હૃદય દ્રવતું હતું, તેને રોવું આવતું હતું મરણના મુખમાં આવી પડેલા યોદ્ધાઓના હાથને તે પ્રેમથી દાબતો હતો, અને તેની સેવા કરવામાં જે સૈનિકોએ પ્રાણ અર્પણ કર્યા હોય તેમનો અદ્વિતીય પ્રેમ તેણે મેળવ્યો હતો. આ પ્રમાણે તેના પ્રતિપક્ષીઓએ જ વર્ણન કર્યું છે.

નેપોલીઅનનું ચારિત્ર્ય શા કારણથી નિંદાપાત્ર ગણાયું છે તે જાણવું મુસ્કેલ નથી. ગર્ભશ્રીમંત લોકોના વિશિષ્ટ હક્કનો તે મોટો શત્રુ હતો. ઇંગ્લંડનું રાજ્યતંત્ર ચલાવનારૂં મંત્રીમંડળ તેને છુંદી નાંખવાનો નિશ્ચય કરી બેઠું હતું. વિગ્રહો ચલાવવા સારૂ નાંખેલા અનેક વેરાના ભાર નીચે દબાયેલી અંગ્રેજ પ્રજાને એવું સિદ્ધ કરી આપવાની અવશ્યકતા હતી કે નેપોલીઅન એક નિર્દય ઘાતકી મનુષ્ય છે, તથા તે જગતના જનસમાજના સ્વાતંત્ર્યનો નાશ કરે છે. તેથી તેને છુંદી નાંખવાની જરૂર છે. "

આ પ્રમાણે તેની નિંદા કરવામાં સર્વ મુડીવાદીઓનો સ્વાર્થ સમાયલો હતો. સામાન્ય રીતે જે માણસ ગરીબનો બેલી થવા જાય છે તેની આ જ સ્થિતિ થાય છે. પ્રભુ ખ્રિસ્તનું સ્વાર્પણ, લેનિનનું જીવન, મહાત્મા ગાંધીજીનું જીવન—એ ત્રણે આ સત્યને પુષ્ટિ આપે છે.

આ ચરિત્ર જગતમાં શાન્તિના વાતાવરણનો પ્રચાર થવા માટે સહાયભૂત થઇ શકે તેમ છે. લડાઇઓનાં સવિસ્તર વર્ણન, કતલો, વિગ્રહોથી જે શોકસમુદ્ર ઉછળ્યો તેનાં વર્ણન વિગેરેથી વિગ્રહની મૂર્ખતા સાબીત થાય એમ છે.

યુદ્ધ જગતનો નાશ કરનારૂં શાસ્ત્ર છે. લાખો માણસો ભિખારી થાય, અનાથ થાય, દેશનું નિકંદન થઇ જાય, અનીતિનો પ્રચાર થાય, એ સર્વ હકીકત આ ચરિત્ર ઉપરથી જણાય છે. છતાં મનુષ્ય સ્વભાવ બદલવો મુશ્કેલ છે.

નેપોલીઅનના વખતના અપૂર્વ વિગ્રહના અનેક માઠાં પરિણામ સહન કર્યા છતાં ૧૯૧૪–૧૮ નું દારૂણ યુદ્ધ યુરોપીય પ્રજાએ કર્યું. એ શું બતાવી આપે છે? મનુષ્યમાં ઇશ્વરી અંશ છે. તેમ જ રાક્ષસી અંશ છે. સમતોલપણું રાખવું બહુ મુશ્કેલ જણાય છે. છતાં સદુપદેશ તો વારંવાર કર્યા જ કરવો જોઇએ. અને એ જ આ પુસ્તકનો હેતુ છે.

તરજુમાની ભાષા સાદી અને સહેલી છે. પરંતુ ઘણે ઠેકાણે જરા ક્લિષ્ટતા આવી ગઇ છે. તે હવે પછીના ભાગમાં દૂર થાય તો વાચન સારૂં લાગે.

આ પ્રકારનાં પુસ્તકો ઉછરતી પ્રજાને ઘણાં ઉપયોગી છે. આશા છે કે વાચક વર્ગ તરફથી આ પુસ્તકને યોગ્ય ઉત્તેજન મળશે

શા. મ.

**ચ્હુકડી સો વાતો (સચિત્ર):** લખનાર રા. બ. હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા.

બાળકો માટે લખાયલા આ પુસ્તકને અમે ખરા અંતઃકરણથી આવકાર આપીએ છીએ. વાતો ઘણી જ રસિક અને આનન્દદાયક છે. ભાષા સાદી અને કાઠીયાવાડીના ભેળ વગરની શુદ્ધ ગુજરાતી છે. ન્હાનપણમાં દાદીમા કે કોઇ બીજાં વડીલો પાસે સાંભળેલી લગભગ દરેક વાર્તા આ પુસ્તકમાં આવી જાય છે. એવી વાતો છુટક છુટક તો લખાઇ ગઇ છે પરન્તુ તેનો સંગ્રહ છપાવવાની ઘણી જ જરૂર હતી, તે આ પુસ્તકથી બરોબર પુરી પડી છે.

વાર્તાઓમાંથી કઈ સારી છે ને કઇ ચઢિયાતી છે વિગેરે કહેવું ઘણું મુશ્કેલ છે કારણ કે બધી જ વાતો સરસ છે. તો પણ 'વાણિયા શાહ કેમ કહેવાય છે?' 'શેઠ તો ઠેકાણે ગયા છે.' 'વાંકો તો વાંકો પણ બાંકો હે.' 'કાકા જાણ.' 'વૈદ્યના મરે નહિં ને જોશીના રાંડે નહિં.' અને 'કેસરનો ગારો' વિગેરે વાર્તાઓ તો ખાસ વાંચવા જેવી છે.

પ્રસ્તાવનામાં લેખક લખે છે કે "એક વખતે રોગ બકવાથી મેં ૭ મહિના સુધી લાગટ રોજ વાતો કહી હતી." જેમને બાળપણમાં આટલી બધી વાર્તાઓ મ્હોંડે આવડતી હોય એવા તો થોડા જ હશે. પણ જેટલા હશે તે બધા જ શ્રી કાંટાવાળાની માફક પોતાના એ રસિક જ્ઞાનનો ભંડાર આજનાં બાળકો માટે ખુલ્લો મૂકે તો ગુજરાતનાં બાળકો તેમનો ઉપકાર કદી નહિં ભુલે.

**ચ્હુકડી બીજી સો વાતો (સચિત્ર):** લખનાર રા. બ. હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા.

પહેલી સો વાતોના જેવો જ આ બીજી સો વાતોનો સંગ્રહ છે. ભાષા, છટા બધું જ સારૂં છે. ચિત્રો પણ સારાં છે. 'કણબી તણાયો જાય છે!' 'અમે સાલે સુરજો ફિર દે!' 'વિદ્યાર્થીની સોય.' 'ઇબ્રાહીમની અજબ માંગણી.' 'પેસી જાય તો પેસી જાય.' વિગેરે વાર્તાઓ ખાસ આનન્દદાયક છે.

**ચ્હુકડી ત્રીજી સો વાતો (સચિત્ર):** લખનાર રા. બ. હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા.

ત્રીજી સો વાતોનો આ સંગ્રહ પણ ઘણો જ રસિક છે અને રમુજથી ભરપુર છે. 'પીરનો પરચો.' 'આડરીઓ પ્રવાહ.' 'કવિની ચતુરાઇ.' 'હજામનું હાસ્યપુરી કુટુંબ!' 'ચિતોડની પદમણી.' 'આખર મોચીના મોચી!' 'તાકવાની પરીક્ષા' એ વાતો સૌથી સરસ છે.

પ્રે. મ.

**તત્ત્વામૃત ભાગ ૧.**—લેખક નારણજી પુરૂષોત્તમ સાંગાણી. ચામડાની બીલ્ડીંગ, ભીંડી બજાર. મુંબાઇ. કિં. ૨–૮–૦ પૃષ્ટ ૪૦૦.

પુસ્તકનો વિષય લેખકે પોતાની ૧૮ વર્ષની વયે નવ માસમાં કરેલી પરદેશની મુસાફરીનું વર્ણન તથા

પોતાના મન ઉપર પડેલા સંસ્કારોનું વર્ણન તથા ત્યાર પછી હિંદમાં આવીને જુદે જુદે સ્થળે, જુદા જુદા પુરૂષો, જાણીતા તથા નહિ જાણીતા, વિષે લેખકના અભિપ્રાયો, કેટલીક જાહેર તથા ખાનગી બાબતોનો ઉલ્લેખ, તથા લેખકના ધર્મસંબંધી વિચારો તથા અભિપ્રાયો છે.

આમાં પુસ્તકમાં જણાવેલી બીના ઉપરથી લેખક પોતે કોઇ ધંધામાં કે કાર્યમાં સફળ થયા હોય એમ લાગતું નથી, તથા તેનાં કારણો પણ પુસ્તકમાં જણાવ્યાં છે. કોલસાના વેપારમાં સરકારની નડતર, ખાનગી નોકરીમાં ગુલામીનો દોષ, જ્ઞાતિસુધારાના પ્રયત્નમાં જ્ઞાતિની કૃતઘ્નતા, આધ્યાત્મિક તપશ્ચર્યા કરવામાં ક્ષુધાની પીડા (!), દેશસેવા કરવામાં મહાત્મા ગાંધી તથા બીજા નેતાઓની નડતર (!) લેખકને નડી હોય એમ લાગે છે.

યુરોપીય સંસ્કૃતિ ઉપર લેખકે આક્ષેપો કર્યા છે પરંતુ તે ત્યાંની સંસ્કૃતિનાં તત્ત્વોના ઉંડા અભ્યાસનું કે આર્યસંસ્કૃતિનાં તત્ત્વોના સત્ય જ્ઞાનનું પરિણામ હોય એમ જણાતું નથી. આખા પુસ્તકમાં પાશ્ચાત્ય રીત-રિવાજ, આહારવિહાર વિગેરે બાહ્યાચારને ઉતારી પાડવાનો પ્રયત્ન લેખક કરે છે. વળી માંસભક્ષણ માટે પણ લેખક તે દેશોને નિંદે છે. ખોરાક વિ. બાબતોને અયોગ્ય મહત્ત્વ આપી પ્રજાની સંસ્કૃતિનું માપ એની ગૌણ ક્રિયાઓ ઉપરથી આંકવું એ ભૂલ છે. બંગાળમાં બ્રાહ્મણો પણ માછલી ખાય છે. પંજાબમાંના ઘણા હિંદુઓ માંસ ખાય છે. વળી, રાજપૂત વિગેરે ક્ષત્રિય જાતિઓને તો શાસ્ત્રો પણ માંસ ખાવાની છૂટ આપે છે! ૧૮ વર્ષની કાચી વયે પ્રથમ તો આર્યસંસ્કૃતિનાં મૂળતત્ત્વોના જ્ઞાનને અભાવે, તથા વિશાળ વાંચન, યા તો ઉદાર કેળવણીની ગેરહાજરીમાં, પરદેશી પ્રજાઓ તથા તેમની સંસ્કૃતિનાં મૂળતત્ત્વો સમજાય નહિ એ સ્વાભાવિક છે. પરંતુ, એવા અપક્વ વિચારોને પુસ્તકના રૂપમાં મૂકવામાં લેખકે ભૂલ કરી છે એમ અમને લાગે છે.

પરિણામે, લખાણમાં એકદેશીયતા, પક્ષપાત તથા અતિશયતા ઠેકાણે ઠેકાણે જણાઇ આવે છે. વૈષ્ણવ સંપ્રદાયના ઉપર ટીકા કરતાં મહારાજોની શિથિલતા વિષે બનતાં સુધી નામનો નિર્દેશ કર્યા વિના તથા, બને તેટલી નમ્ર તથા સભ્ય ભાષાનો પ્રયોગ લેખક કરે છે; જ્યારે ગાંધીજી, શ્રી પટેલ, શ્રી સરોજિની નાયડુ વિગેરે નેતાઓના નામનો નિર્દેશ કરીને તેમના ઉપર ટીકા કરવામાં આવી છે.

અસ્પૃશ્યતા વિષે લખતાં લેખક ચુસ્ત સનાતન કહેવાતા મતનું અવલંબન કરે છે, તથા ઉપોદ્‌ઘાતમાં રા. નર્મદાશંકરે જણાવેલા "તમે તે તમે અને અમે તે અમે" એ વલણને દૂર દૂર કરી "અમે તો પંડિત અને બીજા (મતના) બધા મૂર્ખો"—(**युयमज्ञाः वयं पंडिताः।**) એવું વલણ ધારણ કરે છે. અસ્પૃશ્યતાના ચર્ચાસ્પદ વિષયમાં ઉતરવાનું આ સ્થાન નથી છતાં પણ અંત્યજોની સંખ્યા વિષે તથા લો. તિલકના વલણ વિશે ગેરસમજુતિ થાય એવું લખાણ લેખકે કરેલું હોવાથી અહીં એટલું તો લખવું પ્રાપ્ત થાય છે કે, હિંદમાં અંત્યજોની સંખ્યા લેખક જણાવે છે તે પ્રમાણે ૩૦–૪૦ લાખની નહિ પરંતુ ઓછામાં ઓછી ૩–૪ કરોડની છે. એકલા મદ્રાસ ઇલાકામાં અંત્યજોની વસ્તી ૩૦–૪૦ લાખથી વધી જશે! રા. મુકરજીનું "હિંદુઓની પડતી" એ નામનું અંગ્રેજી પુસ્તક વાંચવાની લેખકને ભલામણ કરીએ છીએ. સામાજિક સુધારાને રાજકીય પ્રગતિ કરતાં ઓછી અગત્ય આપનાર લોકમાન્ય તિલકે મુંબાઇમાં ભરાયલી અંત્યજ પરિષદ્‌માં હાજરી આપી હતી. વળી વાઇકોમનો સત્યાગ્રહ, કોંગ્રેસે સ્વીકારેલો "અસ્પૃશ્યતા દૂર કરવાનો" ઠરાવ, સનાતની ગણાતા પં. મદનમોહન માલવિયાએ હિંદુ મહાસભામાં સ્વીકારેલો અંત્યજોદ્ધારનો ઠરાવ, તથા મદ્રાસ ઇલાકામાં છેલ્લા ચાર માસમાં ભરાયલી સનાતની શાસ્ત્રીઓની તથા પંડિતોની બે પરિષદોમાં અસ્પૃશ્યતા દૂર કરવાનો પસાર થયેલો ઠરાવ—એ બધાં લોકમતની દિશા સૂચવે છે.

શ્રી અરવિંદ ઘોષને પણ લેખક મળવા ગયેલા, પરંતુ મળી શક્યા નહિ તેટલા માટે તેમના ઉપર પુષ્કળ કડવી ટીકા કરે છે, તથા પુસ્તકમાં સર્વે ચર્ચાપત્રો આપ્યા વિના વિરૂદ્ધ ટીકાકારો વિષે અસભ્ય શબ્દોનો પ્રયોગ પણ લેખક કરે છે, એ ઘણું શોચનીય છે. આવી અંગત બાબતો પુસ્તકમાં શા માટે આપવામાં આવી છે તે પણ અમે સમજી શકતા નથી.

અરવિંદ બાબુ વિષે દૈનિકપત્રો દ્વારા જાહેરમાં ચાલેલી ચર્ચામાં ઉતરવાનો આશય નથી. પરંતુ પુસ્તકમાં લેખકે જણાવેલી હકીકત ઉપરથી એમ લાગે છે કે લેખક પોતે પ્રથમ રાજકીય વિષયમાં સલાહ લેવા માટે ગયેલા; ત્યાર પછી તે મળીને આખા-

તિમક વિષયમાં ઉતર્યા; અને તેમના પ્રશ્નનો ઉત્તર "તમે જેની શોધમાં છો તે તમને યોગ્ય સમયે મળી રહેશે" એવો મળ્યો, છતાં પણ, "તમે મને કેમ મળો નહિ?" તથા "મારું આતિથ્ય કેમ ન કરો?" —એવી જાતનો પરાણે અતિથિ તરિકે સ્વીકારાવાનો આગ્રહ સનાતન ધર્મના કયા સિદ્ધાંતને અનુસરે છે તે તો લેખક જાણે. વળી, પોતે સલાહ "લેવા" ગયેલા તેમાંથી શ્રી અરવિંદના "હિતેચ્છુ" થવાનું પોતે નક્કી કરી, છેવટે "તમારે યોગ કરવો હોય તો આ પ્રમાણે કરો", "તે પ્રમાણે કરો"—વિગેરે વગર માગી સલાહ આપી "ગુરૂ" થવાનો પણ યત્ન કર્યો લાગે છે!

સદ્ભાગ્યે શ્રી અરવિંદ ઘોષને તેમનાં પુસ્તકો દ્વારા જાણનારાઓની સંખ્યા વધતી જાય છે તથા પોન્ડીચેરી જઇને તેમને મળી આવનારાઓની સંખ્યા પણ ગુજરાતમાં ઓછી નથી. એટલે લેખકના અભિપ્રાયથી તેઓને કે તેમનો લાભ લેનારાઓને નુકશાન થવાનો સંભવ ઘણો ઓછો છે.

મહાત્મા ગાંધી વિષે લેખકના ઉદ્ગારો અસભ્યતાથી ભરેલા તથા ગ્રંથકારના મોભાને ન છાજે એવા છે એમ અમારે સખેદ કહેવું પડે છે. મહાત્માજી જોડે મતભેદ ધરાવનારાઓની સંખ્યા ઓછી નથી. સરકારના અધિકારીઓથી માંડીને કોન્ગ્રેસના નેતાઓ, આર્યસમાજ, સનાતન ધર્મના અનુયાયીઓ, વિગેરેમાંના ઘણાએ તેમનાથી તદ્દન વિરોધી અભિપ્રાયો ધરાવે છે. પરંતુ, તેમાંના કોઇએ કોઈ પણ સ્થળે લેખકના જેવા ઉદ્ગારો કાઢ્યા હોય એવું અમારી જાણમાં નથી. કેટલાક નમૂનાઓ આપીએ છીએઃ

"ગાંધી જેવા હિંદુ સનાતન ધર્મદ્રોહી આગેવાન..." વિગેરે;

"'લપોડસિંગ તો લાખના સવાલાખ બોલે' પરંતુ, કોઇ પાસે કાંઈ લે નહિ. પરંતુ હમણાંના લપોડસિંગો તો એક વર્ષમાં સ્વરાજ્ય અપાવી દેવાને બ્હાને કરોડ રૂપીઆ ઉપરાંત સ્ત્રીઓના સૌભાગ્યચિહ્નરૂપ મરણમૂડી સમાન દાગીના પણ ઉતારી ગયા" (મૂળ શબ્દ લપોડશંખ છે, લપોડસિંગ નહિ.);

કેળવાયેલા વર્ગ વિષે "અંગ્રેજી ભણેલા ઉલ્લુઓ"—વિગેરે ઉપરથી વાંચનારને લખાણનો કાંઇક ખ્યાલ આવશે.

સનાતન ધર્મ વિષે લેખકની દલીલો પરસ્પર વિરોધી છે. ઘડીકમાં "ભલે નાસ્તિકો ગમે તેમ કરે; તો ઘડીકમાં "તમે બધા કાંઇ કરો", "ધર્મ જવા બેઠો છે" એમ કહી ભય બતાવે છે. વળી સનાતન ધર્મ એ એવો વ્યાપક શબ્દ છે કે તેનો એક જ અર્થ કરવો મુશ્કેલ છે. લેખકથી તદ્દન વિરોધી વિચારો ધરાવનારા પણ પોતે સનાતની હોવાનો દાવો કરે છે. વળી, લેખકને પોતાને સનાતન ધર્મનું કેટલું અજ્ઞાન છે તેના ઉદાહરણ તરીકે તેમણે બે વાર આરંભેલી "તપશ્ચર્યા"નું વર્ણન બસ છે.

આ પુસ્તકનો ઉપોદ્ઘાત લખવાનું રા. નર્મદાશંકરે યોગ્ય ધાર્યું તથા ઉપોદ્ઘાતમાં પુસ્તક વિષે તેમણે જે વિચારો દર્શાવ્યા છે તેને માટે અમને સખેદ આશ્ચર્ય થાય છે. અમને "ગ્રંથ પ્રસાદમય" જણાતો નથી તથા "ધગધગતી સનાતન ધર્મની લાગણી" કડવા શબ્દોમાં દર્શાવવાની અગત્ય પણ અમે જોઈ શકતા નથી. વળી પોતાના મતને માટે "ધગધગતી" લાગણી હોવા છતાં સામાના મતને સહન કરવામાં તથા સામાને પણ એવી "ધગધગતી" લાગણી ધરાવવાનો હક્ક આપવામાં સનાતન ધર્મની શોભા છે એમ અમે માનીએ છીએ.

લખાણમાં "ડકડમાં ડકડ," "કડ,", "હલેચલે" વિગેરે કાઠિયાવાડી પ્રાંતિક શબ્દો સ્થળે સ્થળે વપરાયા છે. પુસ્તકની બાંધણી સારી છે.

અં. પુ.

**સંસાર સ્વપ્નઃ** લેખક એફ. ડબલ્યુ. બેઇનના 'ધી ડીસેન્ટ ઑફ ધી સન' નામના પુસ્તકનો અનુવાદ. અનુવાદક હીરાચંદ કસ્તુરચંદ ઝવેરી, કિંમત ૧-૦-૦, સોલ એજન્ટઃ વર્ધમાન એન્ડ સન્સ, મુંબઈ.

ગુજરાતી વાચકને મિ. બેઇનનો પરિચય એમનાં ચાર પુસ્તકોના અનુવાદ દ્વારા થઇ ગયો છે, એટલે અહીં એમનું નવેસરથી ઓળખાણ આપવાની જરૂર નથી. મિ. બેઇનનાં પુસ્તકોમાં પૌર્વાત્ય તથા પાશ્ચાત્ય કલાતત્ત્વોનું એકીકરણ કેટલેક અંશે મળી આવે છે. કોઇ કોઇ વાર આવી એક સારી કલાકૃતિને જન્મ આપે છે, જ્યારે કોઇ વાર કલાદૃષ્ટિએ શિથિલ કૃતિ જ ઉદ્ભવવા પામે છે. આપણા પૌરાણિક ગ્રન્થોમાંના સ્મશાનવાસી મહાવૈરાગી અને છતાં સૌન્દર્ય તરફ જડ નહિ—એવાં વિરોધી તત્ત્વોને પોતામાં સમાવનાર ભગવાન શંકરના

બળવાન આદર્શથી કોઇ પણ પાશ્ચાત્ય અભ્યાસી ખેંચાયા વગર ન રહે, અને મિ. બેઇન કંઈ અપવાદરૂપ નથી. એમણે ઠેકઠેકાણે પોતાની વાર્તાઓમાં ભગવાન પશુપતિનો આશરો લીધો છે, અને આ દૃષ્ટિએ મિ. બેઇન શૈવ છે. પ્રસ્તુત વાર્તામાં શંકરનું ઉત્કટ તપ કરીને એક ભક્ત છેવટ પોતામાં રહેલા અવિદ્યાના અંશને લીધે નીલકંઠ નીલજટાસમી અન્દ્રિકા પ્રભાધારી ઈન્દીરાણીને માગે છે, અને માયાવી મોહમાં ફસાય છે. પછી એક ભક્ત પોતાના મિત્ર પાસે પોતાની સ્ત્રીનું સૌન્દર્ય કબુલ કરાવા જાય છે એ વિચાર કોઇને જરા પાશ્ચાત્ય લાગશે, પણ વાર્તાના બંધારણમાં એની ખાસ જરૂર છે. એ ઉત્કટ મોહમાં એક મોટા તપસ્વીને ફસાવવા જતાં, એ પ્રેમીઓ ઉપર શ્રાપ ઉતરે છે; પૃથ્વી પર એમને જન્મ લેવો પડે છે; વિરહદુઃખ ભોગવવું પડે છે; અને બન્ને જણુ રાક્ષસી માયામાં ફસાય છે. પૃથ્વી પર અવતરેલો અમરસિંહ બેઇનની બીજી કેટલીક વાર્તાઓમાંના નાયક જેવો જ છે. કોઇ પણ લેખકને યુવાવસ્થાનું અતુલ બલ તથા અનર્ગલ 'ઉચ્છૃંખલતા' આકર્ષક થઇ પડે એ સ્વાભાવિક છે; અને બેઇનના ઘણા નાયકો પ્રથમ ઉદ્દામ અને પછી સ્નેહમાં શાન્ત જોવામાં આવે છે. આગળ જતાં પુષ્કર ભૂમિની શોધમાં ફરતાં માયાવી પાણી પૃથ્વી પર પ્રલય પાથરે છે ત્યારે જે ઝાડ ઉપર અમરસિંહ ચડે છે, એ અનંત—અંત વગરના ઝાડને જોઇને આપણને 'જેક એન્ડ ધી બીન સ્ટોક'ની વાતો યાદ આવ્યા વગર રહેતી નથી. વસ્તુ જરા શિથિલ લાગે છે. વળી બે પ્રેમીઓમાંથી એક બીજાને મારી નાંખે ત્યારે એમના શ્રાપનો અંત આવે એ ઉગ્ર—અતિશય ઉગ્ર—ભાવના આપણી નથી પરંતુ ગ્રીક છે; અને છેવટે અમરસિંહ જે રીતે શ્રીને મારી નાંખે છે એ માત્ર આકસ્મિક બનાવ લાગે છે; અને એ અકસ્માતને લઇને આપણે ન ધાર્યું હોય એવે વખતે ક્યાનો અંત આવે છે. અકસ્માતનું કલાકૃતિમાં શું સ્થાન હોવું જોઇ એ પ્રશ્નને જુદો રાખી અહીં એટલું કહેવું પ્રાપ્ત થાય છે કે વાર્તાના અંતમાં વાચકની સમાધિ- (Aesthetic Attention) ને ક્ષતિ પહોંચે છે. પણ છેવટ સંસાર એ સ્વપ્ન છે, અને એ સ્વપ્નમાં પણ માયાવી સ્વપ્નો સર્જાય છે એ શાશ્વત ભાવના આપણી છે.

અને અમારે અનુવાદને વિશે થોડું કહેવાનું રહે છે. એક તો એ કે ઘણી જગ્યાએ લ ને બદલે ળ, ને ળ ને બદલે લ વાપર્યો છે. એ ભૂલો છપામણીની માત્ર નહિ હોય એમ અમને લાગે છે, કારણ વપરાશમાં ઘણી વાર એમ થયું છે. આપણે વગાડવાનો ઢોલ કહીએ છીએ, ઢોળ નહિ. (સોનાનો ઢોળ ચઢાવ્યો છે, એમ કહેવાય છે.) પછી પતલી કમ્મર, નીકલી પડ્યા, ગલા ઉપર, આગલ, વાંકી વલી, એવો ળ ને બદલે લ નો ઉપયોગ પણ બહુ થયો છે; જો કે ક્યાંક આગળમાં ળ વાપર્યો છે. આ ઉપરાંત—જેને, તેને, તેની વગેરે શબ્દોના ખોટા પ્રયોગો થવા પામ્યા છે. જેમકે—જેને પુષ્કર ભૂમિ જોઇ હોય; નિશ્ચેષ્ટ દેહમાં તેને પ્રવેશ કર્યો; ઝળઝળીયાં આવે તેમ તેને આંખ મીંચી; જતાં જતાં તેને આગળ નજર નાંખી; તે પોતાનો પતિ ન હતો, તેની બદલે માનવરૂપ ભયંકર...વગેરે. જેને, તેને એ બીજી વિભક્તિનાં રૂપો છે, અને પહેલી વિભક્તિ—કર્તાનાં રૂપો જેણે તેણે છે. અહીં પ્રયોગ પહેલી વિભક્તિનો છે. છેલ્લા ઉદાહરણમાં તેની ને બદલે તેને જોઇએ. છેવટ એક જગ્યાએ એમ લખ્યું છે: તેનાં વર્તુલ અંગને નિહાળી તે મુગ્ધ બન્યો. અંગ્રેજીમાં circular કે rounded limbs શોભે, પણ ગુજરાતીમાં વર્તુળ (લ) શબ્દ કદી એવી રીતે વપરાતો નથી. તો પણ વાર્તાનું મૂળ વસ્તુ આકર્ષક છે, અને પુસ્તક લોકોમાં પ્રિય થઈ પડશે એમ અમે આશા રાખીએ છીએ; અને હવે પછીના અનુવાદોને માટે અમે ઉત્સુકતાથી રાહ જોઇએ છીએ.

ભયંકર ભુજંગ—લેખક ભીખાભાઇ પુરુષોત્તમ વ્યાસ. સોલ એજન્ટ: વનમાળીદાસ એન્ડ કું૦ મુંબઇ. મૂલ્ય રૂ. ૧-૮-૦

પ્રસ્તુત પુસ્તક મૂળ નાટકરૂપે હોઈને નવલકથાની દૃષ્ટિએ એમાં કેટલીક ખામીઓ લાગે એમ છે. નાટકમાં દૃશ્યો ત્રુટક હોઇ શકે, પણ વાર્તામાં પ્રકરણોને વધારે સારી રીતે ગૂંથવાની જરૂર છે. વચ્ચે વચ્ચે લેખકે પ્રેમ, સ્નેહ, નીતિ, સાહિત્યની દશા વગેરે બાબતો પર વિવેચન કર્યાં છે તે આપણું ધ્યાન ખેંચે છે; પરંતુ મૂળ નાટકમાં એ કેવાં લાગતાં હશે એ સમજાતું નથી. અમને આશા છે કે પુસ્તક વંચાશે.

રમાસુંદરી: સ્વ. ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા, પુસ્તક ૭ મું. પ્રયોજક મહાશંકર ઇન્દ્રજી દવે. પ્રકાશક લાભશંકર જીવરાજ જોશી. સોલ એજન્ટ ગુજરાતના—ગુજરાત સાહિત્ય મંદિર. મુંબઇના વર્ધમાન એન્ડ સન્સ. કિં. રૂ. ૨-૮-૦

આ નવલકથા એક બંગાળી નવલકથાનું શોધિત-વર્ધિત સ્વરૂપ છે. બંગાળી નવલકથા અમે હજી જોઇ ગયા નથી, પરંતુ આ નવલકથા વિશે એટલું તો કહી શકાય કે એમાંની વસ્તુમાં આપણા ગુજરાતી સંસારમાં રોજ બનતી બીના ચીતરવામાં આવી છે. આપણી અવિભક્ત કુટુંબની સંસ્થા ભાંગી ત્યાર પછી જે જુલમ કુટુંબમાં સાસુ ચલાવી શકતી તેવો જ જુલમ હવે ઘણી જગ્યાએ વહુ ચલાવે છે, એ બાબત આ નવલકથામાં સ્ફુટ કરી છે. પરંતુ ઘરના ત્રાસથી છોકરો નાસી જાય છે, અને પછી જ્યાં જ્યાં ભટકે છે તે બધી બીના જરા અતિશયોક્તિમય લાગે તેવી છે. પછી ઘણી નવલકથાઓમાં "ખાધું પીધું ને રાજ્ય કર્યું" તેમ આ નવલકથામાં પણ દુષ્ટને સજા થાય છે—કદાચ વાંચનારને દયા ઉપજે એટલી સખ્ત થાય છે—અને નીતિવાનને સાચો બદલો મળે છે. પરંતુ સાધારણ માણસ જે એક બે અનીતિના વિચારનાં પ્રકરણો છે તેને માટે જ કદાચ વાંચશે એવો અમને ભય રહે છે. તો પણ વસ્તુની ગુંથણી ઠીક છે અને અમે આશા રાખીએ છીએ કે સમાજ એના વાચનનો સદુપયોગ કરશે.

**સીપાહીઓના બળવાનો ઇતિહાસઃ ભાગ ૨ જો.** પ્રયોજક, પ્રકાશક વગેરે ઉપર પ્રમાણે. પુસ્તક ૮ મું. કિં. રૂ. ૪–૦–૦. સીપાહીઓના બળવાનો ૧લો ભાગ આ ગ્રંથમાળા તરફથી બહાર પડી ચૂક્યો છે, અને આ એનો બીજો ભાગ છે. અમને પ્રકાશક તરફથી ખબર મળી છે કે એનો ત્રીજો ભાગ પણ એમના તરફથી બહાર પડવાનો છે. આ બન્ને ભાગો બહુ સારી રીતે લખાયલા છે, અને ૧૮૫૭ ના સીપાહીઓના યુદ્ધનો વિગતવાર ખ્યાલ આપે છે. પહેલા ભાગના સ્વીકારમાં અમે સૂચવ્યું નહોતું પરંતુ બીજા ભાગ વખતે અમે આ તક સાધીને એટલી સૂચના કરીએ છીએ કે બંગાળીમાં પુસ્તકનું નામ સીપાહીના યુદ્ધનો ઇતિહાસ એમ છે, તો બળવાને બદલે યુદ્ધ જ રાખ્યું હોત તો વધારે સારું થાત એમ અમને લાગે છે. અંગ્રેજીમાં પણ "સીપોય વૉર" એમ કહેવાય છે. અમે આશા રાખીએ છીએ કે વિદ્યાર્થી વર્ગ આનો બહોળો ઉપયોગ કરશે. પ્રા.

**સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ**—અંગ્રેજી ઉપરથી ભાષાન્તરકર્તા મોહનલાલ પાર્વતીશંકર દવે. એમ. એ. એલ એલ. બી. છપાવી પ્રસિદ્ધ કરનાર ગુજરાતી સાહિત્ય પરિષદ ભંડોળ કમિટી. મુંબઇ. સોલ એજન્ટ જીવનલાલ અમરશી મહેતા. પીરમશા રોડ, અમદાવાદ પૃ. ૬૫૨. કીમત રૂ. ૪–૮–૦

સંસ્કૃત સાહિત્યના અભ્યાસી પ્રો. એ. મૅકડોનલકૃત સંસ્કૃત સાહિત્યના ઇતિહાસનું આ ભાષાન્તર છે. ભાષાન્તરકર્તા તેમના હૅન્ડૉરના સંવાદોના ભાષાન્તરથી સરલ અને અર્થવાહી ભાષાન્તરકર્તા તરીકે મશહૂર છે. ભંડોળ કમિટિએ પુસ્તકની પસંદગી યોગ્ય કરી છે. સંસ્કૃત સાહિત્યનો સમસ્ત ઇતિહાસ આપણા સંસ્કૃતિના વારસા તરીકે અને આપણા સાહિત્યના પાયા તરીકે દરેક ગુજરાતીના અભ્યાસીએ જાણવો જોઇએ. પ્રો. મૅકડૉનલ ખાસ કરીને વૈદિક સાહિત્યના અભ્યાસી છે અને પશ્ચિમના અભ્યાસીઓના પૂર્વગ્રહથી મુક્ત નથી. પણ આ વિષય ઉપરના સાહિત્યમાં એમનો ગ્રન્થ ઉંચો છે અને કોઇ પણ અભ્યાસીએ આગળ અભ્યાસ કરતાં પહેલાં તેમના અભ્યાસનાં પરિણામો અવશ્ય જાણવાં તો જોઇએ. વળી મૂળ ગ્રન્થકારની બીજી નોંધો, જે તેમણે હવે પછીની તેમની બીજી આવૃત્તિને માટે તૈયાર કરેલી છે તેનો ઉપયોગ શ્રી પાર્વતીશંકરને કરવા મળ્યો એથી પુસ્તક અભ્યાસને માટે વધારે ઉપયોગી થયું છે. તેમાં પણ શ્રી પાર્વતીશંકરે બીજી નોંધો અને ટીપો આપી તથા મૂળ અવતરણો અસલ આપી સંસ્કૃત જાણનારાને પુસ્તક વધારે ઉપયોગી અને સુગમ કરી આપ્યું છે. આપણે ત્યાં પ્રાચીન શાસ્ત્રોનો અભ્યાસ વધતો જાય છે અને અંગ્રેજી નહિ જાણનારો વર્ગ પણ તે વિષયમાં જિજ્ઞાસા વધારે છે તે સમયે આ ભાષાન્તર બહુ ઉપયોગી થઇ પડશે.

**સ્તવન મંજરી**—રચનાર સૌ. દીપકબા દેસાઈ. પ્રકાશક હીમતભાઇ પરભુલાલ દેસાઈ. વરીષ્ઠ કોર્ટ વકીલ વડોદરા. મૂલ્ય ૦–૧૦–૦ કપડાનું પૂંઠું ૧–૦–૦.

આ સંગ્રહમાં ઘણુંખરાં જગદીશ્વરીનાં સ્તવનો છે. તે ઉપરાંત બીજાં ભક્તિનાં ગીતો, 'રાજકુમાર ધ્રુવ' 'વીર પ્રહ્લાદ' જેવાં સળંગ આખ્યાનો અને 'શિયળ વ્રત' 'શરદ પૂર્ણિમા' વગેરે વિષયો ઉપરનાં પણ કાવ્યો છે. કાવ્યની હાથોટી હજી બેઠી નથી પણ એક સંસ્કારી કુટુંબની સાદાઇ અને સુઘડતા તેમાં પ્રતીત થાય છે. લેખિકાના પિતા સ્વર્ગસ્થ દિવાન બહાદુર મણિભાઇ જશભાઇને આ પુસ્તક અર્પણ કર્યું છે અને શ્રી

મંજુલાલ રણછોડલાલ મજમુંદારે દિવાન બહાદુરની ટૂંકી જીવનરેખા આપી પુસ્તકને વધારે ઉપયોગી બનાવ્યું છે.

**નવાં ગીતો**—લખનાર ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ. પ્રકાશક વેણીલાલ છગનલાલ બૂચ. નવજીવન મુદ્રણાલય. અમદાવાદ. કિં. ૦–૩–૦

આ ન્હાના બાળસાહિત્યના પ્રકાશનને માટે અમે આ લેખકને અને પ્રકાશકને બન્નેને હૃદયપૂર્વક અભિનંદન આપીએ છીએ. આપણે ત્યાં આજ સુધી બાળસાહિત્ય નહિ જેવું જ હતું. જે કાંઇ હતું તે બાળકો સંબંધી હતું. પણ બાળકો જ રસ લઈ વાંચે, મોઢે કરે અને હોંસથી વારંવાર બોલે અને ગાય એવું સાહિત્ય જુજ હતું. આ નાના પુસ્તકથી એ જાતના સાહિત્યની ખરી શરૂઆત થઇ એમ અમે માનીએ છીએ.

આ લેખકને બાલસાહિત્યના સિદ્ધાન્તો અને કલાનું યથાર્થ જ્ઞાન હોય એમ દેખાય છે. બાળકોને કેમેશાં ગતિવાળાં દશ્યો અને આંખ અને કાન બન્નેને ત્વર આકર્ષે એવાં દશ્યો પ્રિય હોય છે. અને એ સિદ્ધાન્ત આ લેખકે સહજ રીતે જ પોતાના વિષયની પસંદગીમાં સ્વીકારી લીધો છે. ટ્રેન, દડો, વીજળી, ધોધ, સાગર, મેઉલો, વંટોળ વગેરે બાળકનું મન તરત જ હરી લે તેવા વિષયો છે. તે સિવાય બાળકના પ્રેમના વિષયો, રમતના વિષયો, બાળક સમજી શકે તેવાં બાળકનાં દશ્યો એ પણ સુંદર જ પસંદગી છે. બાળસાહિત્યના લેખકને સુલભ પણ ખરા કાવ્યને બગાડનારી શિખામણ આપવાની લોભવૃત્તિથી આ લેખક લગભગ અલગ રહ્યા છે એમાં એમની ખરી સફળતા છે. અને એ પ્રમાણે રહેશે તો બીજાં કાવ્યો પણ એવાં જ સુંદર એમની કલમથી લખાવાની આશા રહે છે.

ગીતોના રાગોની પસંદગીમાં પણ એમણે એટલી જ કલા અને વિચક્ષણતા બતાવી છે. તેમણે રાગ કરતાં ગીતોના તાલ ઉપર વધારે લક્ષ્ય આપ્યું છે. નાનાં છોકરાં એવાં તાલબદ્ધ ગીતો એકદમ સમજી શકે છે. થોડા દાખલાથી આ સ્પષ્ટ થશે.

ઓશરીથી હેઠા, લોઢાના બે લાટા, એનું નામ પાટા, સીધા સીધા ચાલ્યા જાય, લાંબા લાંબા ચાલ્યા જાય, આમ જાય ને આમ જાય, જેવું હોય તે ગામ જાય, નદી હોય તો ટપી જાય, ડુંગર હોય તો ખોદી જાય. વિષય ટ્રેન છે, તેમાં ટ્રેનની ગતિનો વેગ, વિચારનો વેગ, અને છોકરાં નાચી શકે તેવો સરલ તાલ એ સર્વ કટાવની ચાલમાં બહુ અસરથી બતાવેલાં છે. તેમજ વિશેષ ખુબી તો એ છે કે લેખકની કલ્પના બરાબર બાળકના જેવી જ છે, બાળક પોતે કલ્પના કરતું હોય તેવી છે અને બાળસાહિત્યની ખરી સફળતા એમાં છે. થોડા દાખલા લઇએ.

આખી દુનિયામાં હું દોડું,
પડું ઉપર તો ડુંગર તોડું,
ધરતીના પડદાને ફોડું;
હુંમાં જરાય ભાર નહિ—
ને મારા બળનો પાર નહિ
ઝબૂક વીજળી ઝબૂક !

વીજળી.

× × ×

એક ખડકનો ટેકરો,
નીચે મોટો ધરો ભર્યો,
નદી ઉપરથી હેઠી પડે,
ને ધરા ઉપર તે ધડ ધડે !
કાન પડયું સંભળાય નહિ,
પણ ખસવાનું મન થાય.

ધોધ.

× × ×

આભના સીમાડા પરથી—
મોટા મોટા તરંગ ઊઠી—
વાયુ વેગે આગળ ધાય,
ને અથડાતા પછડાતા જાય !
ઘોર કરીને ઘૂઘવે,
ગરજે સાગર ઘેરે રૂવે !
હજારો નદીઓ જઇ રેડે—
કાયમ તેમાં મીઠાં નીર,
તોયે એનાં સદાય ખારાં—
પાણી દીસે શાં ગંભીર !
વિશાળ, લાંબો, પહોળો ઉંડો—
એવો મોટો ગંજાવર !
એના જેવું કોઇએ ન મળે
મહાસાગર તે મહાસાગર !

સ્થળ સંકોચને લીધે અમે વધારે અવતરણો આપી શકતા નથી પણ આટલાં થોડાં ઉપરથી પણ લેખકની સ્વાભાવિક બાલકલ્પના વાંચનાર સમજી શકશે.

આ નાના પુસ્તકની ભૂમિકા, બાળકોને સંબોધેલા પત્ર રૂપે, બાળકોના મિત્ર જુગતરામ દવેએ આપેલી છે તે પણ આ પુસ્તકને અનુરૂપ છે. અમ માનીએ છીએ કે કોઇ પણ માબાપ આ થોડી કિંમતે મળતા અખૂટ આનંદથી પોતાનાં બાળકોને વંચિત નહિ રાખે.

રા.

[ નોંધ—અમને મળેલાં બીજાં કેટલાંક પુસ્તકો, ચોપાનીઆં વગેરેનો પરિચય હવે પછી આપવામાં આવશે. ]

# ભારતવર્ષીય સંગીત

ધ્વનિની સુંદરતાથી સંગીત શ્રવણેન્દ્રિયને અને પરિણામે હૃદયને આનંદ આપે છે. અને તેથી જ તે એક લલિત કળા ગણાય છે. સંગીતની મધુરતાથી દુષ્ટ વાસનાઓ કાંઇક અંશે નિગ્રહિત રહે છે. સ્વરમાધુર્ય તેમ જ તાલને લીધે નિર્દોષ આનંદ પ્રાપ્ત થાય છે. શ્રોતાજનમાં અરસપરસ સમભાવ ઉદ્‌ભવે છે. એક ગ્રંથકાર કહે છે કે “ આપણે જ્યારે સારા સંગીતનું શ્રવણ કરીએ છીએ ત્યારે જાણે આપણે પોતે ન કર્યા હોય તે છતાંએ પાપનું પ્રાયશ્ચિત્ત કરતાં હોઇએ, અથવા કોઇક અજાણ્યુ કરૂણાજનક વૃત્તાન્ત માટે આંસુ પાડતાં હોઇએ એવું ભાસે છે. ” સંગીત એટલી ગહન કળા છે કે તેનો ભેદ કદી માલુમ પડે નહિ. છતાં તે અત્યન્ત મધુર લાગે છે. સંગીતનો ધ્વનિ બંધ થાય તે છતાંએ એનો રણકાર સ્મૃતિમાં તો રહ્યાં જ કરે છે. કદી નાશ પામતો નથી.

સંગીતનાં સ્વરૂપ અનેક પ્રકારનાં હોય છે. તેમ જ તેનો વ્યાપાર પણ ભિન્નભિન્ન હોય છે. માત્ર નિર્દોષ આનંદ પ્રાપ્ત કરીને મનરંજન કરવાના સાધન તરીકે સંગીતનો ઉપયોગ થઇ શકે. તે જ પ્રમાણે દુષ્ટ વિચારોનું નિકંદન કરવા માટે સદ્‌ભાવ જાગ્રત કરવાનું સાધન પણ સંગીત થઇ શકે છે.

સંગીતના રાગ આનંદજનક હોય અથવા ઉત્કૃષ્ટ ભાવનાજનક હોય. તેમાં રહેલી ભાવના ઐહિક હોય અથવા ભક્તિપ્રધાન હોય.

આપણા દેશના રાગ ઘણે ભાગે ઉપર કહ્યું તે પ્રમાણે બીજા પ્રકારના હોય છે. તેમાં ભક્તિનું પ્રાધાન્ય હોય છે. સંગીતનો રસ ‘ વિરહ ’—વિરહભાવનાદર્શક, અથવા સંયોગદર્શક હોય છે. અને તેનો વિષય શાન્ત હોય છે. આપણા સંગીતમાં દિવ્ય પ્રેમનું જ ગાન હોય છે. તેમાં વિવિધતા ઓછી હોય છે. પણ તેને બદલે ગાંભીર્ય ને અર્થગૌરવ ઘણું હોય છે. ભાવની વિવિધતા નથી હોતી, કલ્પના જુજ હોય છે, પણ જે હોય છે તે ઉત્તમમાં ઉત્તમ અને સરસતાથી દર્શાવેલું હોય છે. આત્મા અને વ્યક્તિનો અરસપરસ સંયોગદર્શક રાગ હોય છે. અને દિવ્ય પ્રેમના મુમુક્ષુને સચોટ અસર કરે છે. તેમાં રહેલી શાન્તિથી હૃદય દ્રવે છે. ભક્તિમય ભાવને પ્રોત્સાહન મળે છે.

આપણા દેશમાં ઘણેભાગે તંબુરા અને તબલાં સાથે રાગરાગિણીઓ ગવાય છે. અને દરેક રાગ ગાવા માટે અમુક નિશ્ચિત કાળ હોય છે. તંબુરો માત્ર સૂર સાચવી રાખવાનું મીઠા અવાજનું સાધન છે. તેને લીધે એસર થતો રોકાય છે. તબલાંનો નાદ ઘેરો અને ઉંડો છે. ધાર્મિક સંગીતમાં એનાથી જુસ્સો આવે છે.

આપણામાં ઘણેભાગે એક જ જણ ગાય છે. કારણ કે એક વ્યક્તિના અંતરની લાગણીદર્શક જ ગીતો ઘણે ભાગે હોય છે. મંડળીના એકત્ર સંગીતની આપણામાં બહુ સામાન્ય પ્રથા નથી. જીવન ભેદમય ગહન હોય છે તેથી સંગીતનો સમય પણ ઘણે ભાગે સંધ્યાનો હોય છે. દિવસના આકરા પ્રકાશમાં સંગીત શોભતું નથી. પરંતુ ચંદ્રના આછા પ્રકાશમાં કે રાત્રિના અંધકારમાં સંગીત વધારે સારી રીતે જામી શકે છે. મનુષ્ય પોતાના અંતઃકરણની અંદર શાન્ત સમયે અને શાન્ત વાતાવરણમાં જ પ્રવેશ કરી શકે છે.

કાળ અને ઋતુને આપણા સંગીતમાં ઘણું પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. ઉદ્દેશ એટલો જ છે કે પ્રકૃતિની સાથે મનુષ્યે એકતાન થવું આવશ્યક છે. પ્રકૃતિમાં સમાએલી ભાવના અને રસની ઝાંખી થવી આવશ્યક છે.

હવે સંગીતનાં જુદાં જુદાં રૂપ તરફ નજર નાંખીએ. ત્રણ પ્રકારનું સંગીત આપણામાં હોય છેઃ ૧. ધ્રુપદ, ૨. ખ્યાલ, અને ૩. ઠુમરી. સંગીતનો ખરો આનંદ

તે ખ્યાલ કે ઠુમરી નથી, પણ ધ્રુપદ છે. ધ્રુપદમાં કાંઇક અવર્ણનીય ગંભીરતા રહેલી છે તેને પરિણામે ભક્તિ-રસ અને ભક્તિભાવ જાગૃત થાય છે. ભારતની ચિત્ર-કળા, શિલ્પકળા, સંગીતકળા સર્વેમાં ધાર્મિક ભાવના પ્રધાન હોય છે. આ જ તેનો મહિમા છે. અને એ જ કેટલેક અંશે તેને પરિમિત કરે છે.

આપણું સંગીત ચાલતું હોય ત્યારે એકાએક ઉલ્લાસ કે આનંદ થઇ આવતો નથી. એકદમ કુદવાની કે નાચવા-ની વૃત્તિ થઇ આવતી નથી. મશ્કરી, ઠઠ્ઠા કે શોક-દર્શન થતું નથી. બુમો, ચીસો, તેમાં સાંભળવાની, પાડવાની હોતી નથી. ઘણું જ માપસરનું, સમતોલન-વાળું આપણું સંગીત છે. શાન્ત રીતે સરતું, શાન્તિનો પ્રચાર કરતું, શાન્ત રસમય વાતાવરણનો જમાવ કરતું હોય છે. દરેક પ્રસંગે, અને દરેક મનુષ્યના મનને સાન્ત્વન આપી શકતું નથી. સંગીતકારને શાન્તિ અને ઉત્સાહ આપી શકે. પરંતુ શ્રોતાજન ઉપર તેટલી અસર કદાચ ના કરી શકે. ગવૈયાઓએ અલબત તેમાં કાંઇ વિવિધતા આણી છે.

'ખ્યાલ'ના સંગીતમાં વિવિધતા વધારે હોય છે તેમ જ શીઘ્રતા પણ હોય છે; પરંતુ તેમાં નિયંત્રણ રસિકતા હોતી નથી. ગીતના બંધારણમાં ઢંગધડો હોતો નથી. અર્થનું ગૌરવ સચવાતું નથી, અને શ્રોતા-જનથી અર્થ કે ભાવ કાંઇ જ સમજી શકાતાં નથી. માત્ર રાગના તાલ ઠપકામાં જ ગવૈયો મશગૂલ થઇ જાય છે. શબ્દનો તો વિચાર સરખો પણ તેને રહેતો નથી. ઘણી વાર તો તે અર્થ કાંઈ સમજતો પણ નથી. આલાપ, આતરો, તાન, સારેગમની તાન, દ્રુત, તબલાંના ઠેકા, હાથના ચાળા, સમ પર જોરથી ઠેકા વિગેરે બાબતોમાં ગવૈયા તલ્લીન થઇ જાય છે. પરંતુ શ્રોતાજનો તો મુંઝવાય છે. ઝડઝમક, ઉસ્તાદી માટે ઠીક છે પરંતુ તે સંગીતની શુચિતા-બાધક છે. ગવૈયાને પોતાના સંગીતનું ભાન રહેતું હશે. પરંતુ શ્રોતાજનને તો માત્ર ગવૈયાનું જ અસ્તિત્વ જણાય છે. આ બધા ઉપરાંત ગવૈયાઓ જે ચેનચાળા કરે છે તેનાથી તો તોબાહ થવાય છે. આનંદ કે શાન્તિ કાંઇ જ મેળવી શકાતી નથી. એ સંગીતમાં ધર્મ ? અર્થ કાંઇ જ હોતાં નથી. બધું મિશ્રણ ને ગોટાળો હોય છે.

આપણા સંગીતમાં ખરો સુધારો કરવો હોય તો તેના સ્વરૂપના બંધારણના મુખ્ય ભેદનું સ્પષ્ટીકરણ થઇ જોઇએ. આપણા દેશના સંગીતની પ્રગતિ એકદેશી છે અને તેથી જ હજી સુધી તેનો વિસ્તાર થયો નથી. એની ધાર્મિક બાજુ કયે માર્ગે વિસ્તૃત કરી શકાય એ નિરાકરણ કરવું બહુ મુશ્કેલ છે. ઘણે અંશે ધ્રુપદ સંગીત જ હોવું જોઇએ. સૂર ધીમા, નીચા અને માપસર હોવા જોઇએ.

તાન કરતાં આલાપ, આસ્તેયને અગ્રસ્થાન મળવું જોઇએ. સામાજિક સ્વરૂપમાં ગીતનું સ્વરૂપ અને અર્થ બન્નેને સરખું મહત્ત્વ અપાવું જોઇએ. રાગ અને શબ્દ બંધારણ બન્નેનો યોગ થવો જોઇએ. ભાષા સાદી અને મધુર હોવી જોઇએ. તેની સાથે રાગ અને ભાવ સચવાવો જોઇએ. રાગ અને શબ્દરચનામાં વિવિધતા હોવી જોઇએ. તબલાં અને સારાં વાજીંત્ર સાથેની સંગીત મંડળીનો પ્રચાર થવો જોઇએ.

ધર્મના પ્રચાર માટે ધાર્મિક શિક્ષણ કરતાં ધાર્મિક વાતાવરણ અગત્યનું છે. અને તે જ કારણથી સુઘડતા, વ્યવસ્થા, ધૂપ, ફુલ વિગેરેનું સાધન, શાન્ત સ્થાન, અને સંધ્યાનો સમય પ્રાર્થના માટે અનુકૂલ ગણાય છે. આ સર્વ પવિત્રતાનો બોધ કરે છે. વિકારોનો નાશ એક ઉપદેશથી થાય તેના કરતાં આવા વાતાવરણથી વધારે સહેલાઇથી થાય. ભક્તો એકત્ર થાય ત્યારે ભક્તિનું અને પ્રેમનું વાતાવરણ જામે છે. આવે પ્રસંગે એકઠું મળીને કરેલું સંગીત વાતાવરણને વધારે રસિક અને ભક્તિમય બનાવે છે. પરંતુ તાલીમ લીધેલું મંડળ હોય તો અદ્‌ભુત અસર કરી શકે; આપણામાં આ પ્રથાનો પ્રચાર આવશ્યક છે. *

સૌ. શારદા મહે

---

* શ્રી મલકાનીના અંગ્રેજી લેખ ઉપરથી.

### અમદાવાદને અભિનંદન

અમદાવાદની મ્યુનિસિપાલિટીએ પ્રાથમિક શાળાઓમાં સરકારી કેળવણી ખાતાની તપાસણી મંજુર કરી તેથી કોઇ દુશ્મનનાં દિલ ટાઢાં થયાં હતાં. ત્રણ ત્રણ વરસ સુધી લડીને છેવટે અમદાવાદના આગેવાનો હારી ગયા—એમ કહેવાયું.

પણ મ્યુનિસિપાલિટીના પ્રમુખ શ્રી વલ્લભભાઇએ આ વિષે પૂરી હકીકત તરત જ બ્હાર પાડી છે. તે ઉપરથી સૌની ખાતરી થઇ છે કે તેમણે અને તેમના વીર સાગરીતોએ હાર નથી ખાધી પણ સારા દેશમાં વિજય ડંકો વગાડ્યો છે. હાલ સુધી શહેરોમાં પ્રાથમિક શાળાઓનો નાણાં સંબંધી તેમ જ સામાન્ય વહીવટ મ્યુનિસિપાલિટીઓને હસ્તક રહેતો. પણ તેનું નિરીક્ષણ અને પરીક્ષાઓ કેળવણી ખાતાને હસ્તક રહેતા અને તેથી તેનાં અભ્યાસક્રમ અને પાઠ્યપુસ્તકો, નકશા અને છબીઓ, શિક્ષણસાહિત્ય અને પાટલીઓ સુધી ઘણીખરી બાબતોમાં સરકારી ખાતાનો જ અંકુશ રહેતો. આ કેળવણી સંબંધી અંકુશ દૂર કરવાની જ અસહકારની લડતની નેમ હતી; અને સરકારી નાણાં અને નિરીક્ષણ સ્વીકારાય ત્યાં સુધી આ અંકુશ દૂર ન થાય, એમ સમજીને જ બન્નેનો ત્યાગ કરવાનું અસહકારીઓએ પણ લીધું હતું. તેને અંગે તેમણે ત્રણ વરસથી કેવી સતત અને દારુણ લડત ચલાવી છે, તેમણે કેવો અથાગ શ્રમ લીધો છે અને કેવી મુસીબતો ભોગવી છે એ સૌ જાણે છે. *જેવી ટક્કર તરફથી તેવું રૂડું ફળ આવે જ.* નવી મ્યુનિસિપાલિટી ચુંટાઇ કે તરત જ તેની શિક્ષણ સમિતિએ કેળવણી ખાતાને સાફ લખી જણાવ્યું કે જુની રીતે તપાસણી કરવાનો તેનો વિચાર હશે તો તે સ્વીકારાય એવો સંભવ નથી. તે ઉપરથી થોડા જ વખતમાં ઉત્તર વિભાગના મુખ્ય નિરીક્ષકે સ્પષ્ટ રીતે જણાવ્યું કે "મ્યુનિસિપાલિટીની શાળાઓને વિષે ખાતાનું કામ મુખ્યત્વે કરીને સલાહ આપવાનું જ રહેશે અને તેના વહીવટની અંદર વચ્ચે પડવું નહિ." આમ ઉપર જણાવ્યા મુજબ નાણાં નીમણુક વગેરેની બાબતમાં તો પહેલાં પણ ખાતાની કંઇ સત્તા ન હતી. એટલે આ સૂચનાથી તો હવે શિક્ષણ સંબંધી સર્વે અધિકાર મંડળી લેવાયો છે એ સ્પષ્ટ છે. આમ સારા દેશની વધારેમાં વધારે લડખોર મ્યુનિસિપાલિટી સાથે સમાધાન કરવા માટે અમે તો ખાતાના અમલદારને અભિનંદન આપીએ છીએ. પણ ખરેખરો ધન્યવાદ તો અમદાવાદના શૂરા સુબેદારોને ઘટે છે કે જેમણે નાગપૂરના ઠરાવને માન આપીને સારા દેશમાં શહેરી તંત્રની સ્વતંત્રતાનો ઝુંડો પહેલ વહેલો ફરકાવ્યો અને જેમણે ત્યારથી આજ સુધીમાં અનેક વારાફેરા થયા છતાં પણ સ્વતંત્રતાની લડત બહાદુરીથી અને કુશળતાથી કાયમ રાખી છે.

અમદાવાદની સુધરાઈ શહેરનાં હજારો બાળકોને સ્વદેશાભિમાનનો પાઠ શીખવી રહી છે. અને કેળવણી ખાતાની સામાન્ય સૂચનાથી બીજાં ચતુર ગામ ચેતીને પોતપોતાની શાળાઓને જોતજોતામાં સ્વતંત્ર કરી શકશે. મ્યુનિસિપાલિટીના દાખલાથી લોકલ બોર્ડ પણ લાભ લઇ શકશે. અને જ્યારે આખા ગુજરાતમાં—ધીમે ધીમે આખા પ્રાંતમાં અને દેશમાં પણ—કેળવણી સ્વતંત્ર અને રાષ્ટ્રીય થશે ત્યારે ઇતિહાસકાર અમદાવાદના વીર નાયકોને અને તેની સ્વાભિમાની પ્રજાને અને તેના ટેકીલા શિક્ષક વર્ગને દુવા દેશે.

### લોકલ બોર્ડની સ્વાધીનતા

શહેરનું તંત્ર જેમ મ્યુનિસિપાલિટીઓને હસ્તક છે તેમ જીલ્લા તાલુકાનું તેના બોર્ડને સોંપાએલું છે. પણ મ્યુનિસિપાલિટીને મુકાબલે લોકલ બોર્ડ વધારે પરાધીન અને ઓછાં સત્તાવાન છે. શહેરોની મ્યુનિસિપાલિટીની લડત તો અમદાવાદે લડી, પણ ગામડાંના લોકલ બોર્ડનું રક્ષણ કોણ કરશે ?

આ બોર્ડનો સન ૧૯૨૨-૨૩ નો સરકારી હેવાલ બ્હાર પડ્યો છે તે ઉપરથી તેની પછાત સ્થિતિનો સારો ખ્યાલ આવે છે. હજી આ મંડળોના માત્ર $\frac{1}{3}$ ભાગના સભાસદો જ પ્રજામતથી ચુંટાય છે; બાકીના $\frac{2}{3}$ ની નીમણુક સરકારને હસ્તક રહી છે. આવાં સ્થાનિક મંડળોમાં તો કેવળ પ્રજાના પ્રતિનિધિઓ જ હોવા જોઈએ એમ સારી દુનીઆમાં નિર્વિવાદ મનાય છે. છતાં ગયે સાલ નવો કાયદો થયો તેમાં પણ $\frac{2}{3}$ ભાગ પ્રજાને સોંપી બાકીની $\frac{1}{3}$ જગ્યાઓ સરકારે પોતાને હસ્તક રાખી છે !

કુલ ૨૭ જીલ્લા બોર્ડમાંથી માત્ર ત્રણને જ પોતાના પ્રમુખ ચુંટવાની સત્તા છે ! આથી પહેલાંને વરસે ફક્ત એકને જ હતી ! અને બાકીના ૨૪ માંથી ફક્ત એકમાં જ સરકારે અમલદારને પ્રમુખ તરીકે ચુંટ્યો છે. અને બાકીના પર ખાનગી ગૃહસ્થોને—કોઇ જાગીરદારોને કે ઇલ્કાબધારીઓને—સોંપવાની મહેરબાની કરી છે તે વિષે પોતે મગરૂબ થાય છે ! તેમજ કુલ ૨૨૨ તાલુકા બોર્ડમાંથી ૧૯ ને જ પ્રમુખ નીમવાની સત્તા ! ને બાકીના ૨૦૩ માંથી ૧૧૧ જેટલી મોટી સંખ્યાની જગ્યાઓએ ખાનગી ગૃહસ્થોને પ્રમુખપદે નીમ્યા છે તે માટે પણ સરકાર અભિનંદન માગે છે ! લૉર્ડ રિપને લગભગ ૪૦ વરસ પર "સ્થાનિક સ્વરાજ્ય"ની સ્થાપના કરી ત્યારે તેમના સ્વપ્નામાં પણ નહિ હોય કે ૧૯૨૪ના વરસમાં પણ જીલ્લા તાલુકાની પ્રજાને પોતાના પ્રમુખો ચુંટવાની પણ સત્તા નહિ મળે !

જેવી બંધારણમાં પ્રગતિ તેવી જ વહીવટમાં. એક વરસમાં કેળવણીનો ખર્ચ ૮૭ લાખથી વધીને ૮૯ લાખ પર પહોંચ્યો ! અને વૈદક ખાતાને તો ૧૦ ને બદલે ૯ લાખથી જ સંતોષ માનવો પડ્યો ! આમ કોઇ વાર સહેજ સવળી પ્રગતિ થાય તો ક્વચિત્ અવળી રીતે પણ થઈ શકે !

ગામ પંચાયતોનો કાયદો પસાર થયે લગભગ ચાર વરસ થયાં છતાં આખા ગુજરાતમાં મળીને પૂરી પાંચ પંચાયતો પણ નથી ! પણ આમાંથી પણ કોઇ કોઈ તો તે રદ કરવાની માગણી કર્યાં કરે છે ! સરકાર લોકોનો દોષ કાઢે છે કે ગામડાંની પ્રજા સુધારા માટે વધારે કર આપવાને તૈયાર નથી. અલબત્ત નથી—જ્યાં સુધી સરકારી તંત્રમાં વિશ્વાસ નથી ત્યાં સુધી. કાયદો પસાર થયો ત્યારે આ મંડળોને જુની રાહે નાના નાના દીવાની ફોજદારી દાવા ચુકવવાની સત્તા આપવા ઘણાએ સજ્જનોએ સરકારને સૂચવ્યું હતું. પણ તેને પ્રજા પર વિશ્વાસ નહિ તેથી ન માન્યું. આવા અવિશ્વાસથી અવિશ્વાસ જ નીપજે. સરકારી કાયદો છેક નિષ્ફળ થયો છે, છતાં એહનો સુધારો કરવાની તેને જરાયે સાન આવતી નથી.

પણ આમાં સરકારનો વાંક કાઢવો નકામો છે. જેમ મ્યુનિસિપાલિટીમાં તેમ લોકલ બોર્ડમાં પ્રજાએ જ જાગ્રત થવું જોઈએ. હાલ સુધી પ્રજામત જ સ્પષ્ટ અને એકત્ર ન હોવાથી જીલ્લા કે તાલુકામાં કોઇ કોઇ ભાઇઓ ચુંટણી વખતે ચળવળ કરતા. પણ તેમને મહાસભાની સ્થાનિક કે પ્રાંતિક સમિતિઓનો ટેકો મળતો નહિ; તેથી કોઇ સ્થાને રાષ્ટ્રીય પક્ષની વધુમતિ જ ન થાય, તો પછી અંદર જઇને લડત તો થાય જ ક્યાંથી ? હાલ દેશના વિશાળ રાજપ્રકરણને અંગે ઘણા પક્ષ પડ્યા છે. પણ તે સૌ બીજા મતમતાંતરને વિસરી જઇને સાથે મળી લોકલ બોર્ડની લડત લડશે તો ગામડાંની પ્રજાનું કંઈક કલ્યાણ થશે ને સ્વરાજ્યને પંથે કંઇક પ્રગતિ થશે.

ગુજરાતમાં ઘણે ઠેકાણે લોકલ બોર્ડની ચુંટણી થોડા જ વખતમાં થવાની છે. તેથી તેમાં બને તેટલી જગ્યાઓ હાથ કરવાની વ્યવસ્થા કરવા પ્રાંતિક તેમ જ સ્થાનિક સમિતિઓને અમે આગ્રહપૂર્વક ભલામણ કરીએ છીએ.

### સ્વરાજ્ય પક્ષનું સંગઠન

ગયા ઓગસ્ટ માસની ૧૬ મી તારીખે સ્વરાજ્ય પક્ષના મુખ્ય આગેવાનોની સભા દેશબંધુ દાસના પ્રમુખપણા નીચે કલકત્તામાં મળી હતી. ત્યાં એ પક્ષનું વધારે સંગીન સંગઠન થયું હોય એમ લાગે છે. તે પક્ષનું જોર ધીમે ધીમે વધતું જાય છે ને મહાત્મા ગાંધીજી તેમ જ ડાક્તર બેસંટ તેની સાથે સમાધાન માટે મસલત ચલાવી રહ્યાં છે, તેથી તેની રાજનીતિની નોંધ લેવાની જરૂર જણાય છે.

સૌ જાણે છે કે આ પક્ષ સ્થાપતી વખતે ધારાસભા હાથ કરીને પ્રધાનમંડળને નાબુદ કરવાની અને સુધારા તોડવાની નેમ જાહેર કરવામાં આવી હતી. પણ તે તો બે જ પ્રાંતમાં—મધ્યપ્રાંતમાં ને બંગાળમાં—પાર પડી શકી ને બાકીની પ્રાંતિક તેમ જ વડી સભામાં સીધી કે આડકતરી રીતે સરકાર સાથે સહકાર કરવો પડ્યો, તેથી સ્વાભાવિક રીતે આ પક્ષ પર ઘણી ટીકા થઇ હતી. ધારાસભા તોડવાનો જ દાવો કરનારા કોઇ પણ ઠરાવ કે કાયદાની, કોઇ ખર્ચ કરવાની કે કર નાંખવાની હા ભણી કેમ શકે ? ને કંઇ સુધારા મુકવાનું કે દરખાસ્ત રજુ કરવાનું મહાપાપ તો તેનાથી થાય જ કેમ ?

આ પક્ષની ગઈ સભાએ આ અગવડભરેલી સ્થિતિમાંથી રસ્તો કાઢ્યો છે. શ્રીયુત વિઠ્ઠલભાઇ પટેલે વ્યાજબી રીતે જ જણાવ્યું છે કે સૌ સભાઓમાં વધુમતિ થશે એમ ધારીને જ મૂળ ક્રમ રચવામાં આવ્યો હતો; તે ધારણા જે બે પ્રાંતમાં સફળ થઇ ત્યાં પ્રધાનતંત્રને સાફ કર્યું છે. પણ ઘણી ખરી સભાઓમાં ને

નિષ્ફળ થઈ તેથી હવે પૂરો વિચાર કરીને લડતની કંઈક નવી પદ્ધતિ યોજવામાં આવી છે. તે મુજબ સરકારનાં અંદાજપત્રો અને ખર્ચની માગણીઓનો, તેમ જ સરકારની સત્તા વધારે એવા કાયદાનો તો વિરોધ જ કરવામાં આવશે. પણ તેની સાથે મહાસભાના રચનાત્મક ક્રમને પોષણ આપવાને, ખેડુતો મજુરો વગેરે ગરીબ વર્ગનું રક્ષણ કરવાને અને એકંદર રાષ્ટ્રીય જીવનને ખીલવવાને કાયદા સુધારા વગેરે રજુ કરી શકાશે. જો ધારાસભાની મારફત કામ કરવું જ હોય તો આવો માર્ગ લેવો પડે એ દેખીતું છે.

પણ ધારાસભામાં જવું એ જ અસહકારના સિદ્ધાંતની વિરૂદ્ધ નથી? અને પ્રજા અસહકારના મંત્રને જપે છે—જપતી દેખાય છે. છતાં ધારાસભામાં કેમ વધારે રસ લે છે અને દાસ નેહરૂને કેમ વધાવી લે છે? આનાં નીચેનાં કારણો વિચારવાં જોઈએ.

(૧) સ્વરાજ્ય મેળવવાના બે રસ્તા ગણાવાય છે: ૧. કેવળ પ્રજાને જ કેળવીને તેની મારફત સરકારની સામે એકો બળવો કરીને; ૨. કેવળ ધારાસભા, લોકલ બોર્ડ વગેરે સરકારી મંડળોને હાથ કરીને તેમ જ તેમાં લડત ચલાવીને. બીજી રીત જુની છે અને તે નિષ્ફળ થવાથી અસહકારમાં પહેલી રીત સ્વીકારવામાં આવી એમ ગણાય છે. તે વધારે ટૂંકી છે એમ ધારીને પ્રજાએ તે પસંદ કરી, પણ હવે તે વધારે લાંબી અને વિકટ જણાવાથી તે બીજા માર્ગ તરફ વધારે વળતી જાય છે, ખરૂં જોતાં પ્રજાનો મોટો પક્ષ એક અથવા બીજો નક્કરો શુદ્ધ માર્ગ તો લેતી જ નથી. તેથી સન ૧૯૨૧ માં પણ મ્યુનિસિપાલિટી અને લોકલ બોર્ડનો બહિષ્કાર થયો ન હતો. ફરક એટલો છે કે કાનુનભંગની લડત વડે સત્વર સ્વરાજ્ય સર કરવાનો સંભવ દૂર દેખાય છે તેથી સરકારનાં મંડળોમાં પણ નસીબ અજમાવવાનું વલણ વધતું જાય છે.

(૨) તેનું પહેલું પારખું મ્યુનિસિપાલિટી અને લોકલ બોર્ડમાં દેખાતું જાય છે. તે મંડળો હાથ કરી બને તેટલી રાજકીય સત્તા સંપાદન કરવાની અને વધારવાની ચળ વધતી જાય છે. જો કે ગુજરાતની સમિતિઓએ તે વિષે ઠરાવ કર્યા નથી છતાં તેના ચુસ્ત અગ્રેસરોનું વર્તન પણ તેમના નવા વલણનું સ્પષ્ટ સગુન આપે છે.

(૩) પછી તેમને અને જનસમાજને એ સવાલ સ્વાભાવિક રીતે થાય કે જો આ મંડળોમાં રહીને રોજ સરકાર સાથે અનેક જાતની મસલતો અને લખાણું કરી શકાય—તેને અંગે નાનામોટા અમલદારોને અને ક્વચિત્ ધારાશાસ્ત્રીઓને પણ મળી શકાય, તો પછી ધારાસભામાં એવું શું છે કે જેથી તેમાં દાખલ થનાર અપવિત્ર અને પતિત થઈ જાય? ઇંગ્લંડના આપખુદ રાજા પહેલા ચાર્લ્સની સામે ભયંકર બંડ ઉઠાવનાર હેમ્પડન અને પીમ પાર્લામેન્ટના સભાસદ નહોતા? જેનામાં લડાયક વૃત્તિ નથી તે ધારાસભામાં નહિ જાય તો પણ કામીઓ નહિ કરે; અને જેનામાં હશે તે મીસરના ઝગલુલ પાશાની માફક પ્રધાનપદ લેશે તો પણ સરકારને સતાવ્યાં કરશે અને સ્વરાજ્યની લડત કાયમ રાખશે.

(૪) બીજી પાસ ચુસ્ત પક્ષના શુદ્ધ કાર્યક્રમમાં રાજકારણ જેવું દેખાતું નથી. ખાદીના પ્રચારનું, અંત્યજના ઉદ્ધારનું અને હિન્દુ-મુસલમાનના ઐક્યનું કામ સોનાનું છે. રાષ્ટ્રીય ઉન્નતિ માટે અનિવાર્ય અને આવશ્યક છે એ સૌ સ્વીકારે છે. પણ આવાં બીજાં ઘણાં કામ ગણાવી શકાય. સ્ત્રીઓની ઉન્નતિ, પ્રજાવર્ગની કેળવણી, ખેડુતો અને મજુરોનું સંગઠન વગેરે. છતાં આ બધાં અત્યંત ઉપયોગી રાષ્ટ્રીય કાર્યો રાજકીય નહિ પણ સામાજિક જ ગણાય છે. બીજી પાસ મ્યુનિસિપાલિટી અને લોકલ બોર્ડના જે કામમાં ચુસ્ત પક્ષ ભાગ લે છે તે વિષે મહાસભા તો મૌન જ ધારણ કરે છે. આમ હાલ મહાસભાના કાર્યક્રમમાં શુદ્ધ રાજપ્રકરણ નથી એમ સમજીને સ્વરાજ્ય પક્ષના—દેખીતી રીતે વધારે લડાયક—ક્રમ તરફ પ્રજા જાણ્યે અજાણ્યે વળતી જાય છે.

ઉપર રાજકીય લડતના બે માર્ગ સૂચવ્યા છે. પણ પ્રજાનો મોટો ભાગ તો તેમાંથી એક નક્કરો માર્ગ તો ક્વચિત જ—તે થોડા જ વખતને માટે સ્વીકારે છે. સાધારણ રીતે અંગત તેમજ સામાજિક જીવન સિદ્ધાંતોના સંમિશ્રણ અને વ્યાવહારિક સમાધાનથી ચાલે છે. ધારાસભાની લડતમાં શ્રીયુત વિઠ્ઠલભાઈના જેટલી શ્રદ્ધા થોડાને જ હશે. તેમ ખાદી વિષે મહાત્માજીના જેટલી આસ્થા પણ થોડાને જ હશે. ઘણાખરા માણસોને આ સાધનોમાં થોડાઘણો વિશ્વાસ હોય છે. "અને કદાચ કેવળ એક માર્ગના અંતિમ અનુસરણથી "નહિ પણ સૌ સાધનના સમન્વયથી જ પ્રજાઓને સ્વતંત્રતા ભૂતકાળમાં મળી છે—અને ભવિષ્યમાં પણ મળશે.

## સર્વ પક્ષોનો સમન્વય

મહાસમિતિની છેલ્લી બેઠકમાં પંચવિધ બહિષ્કારના પરિપૂર્ણ પાલનના અને ફરજીઆત કંતામણના જે ઠરાવ થયા તેથી બે પક્ષોનું દ્વંદ્વયુદ્ધ શમવાને બદલે

ઉલટું વધ્યું. પણ મહાત્માજી તો રચનાત્મક કાર્ય માટે ખાસ કરીને શાંતિ ચહાતા હતા. તેથી તેમણે સૌ ચુસ્ત ભાઈઓને સ્વરાજ્યવાદીઓ માટે સહિષ્ણુતા રાખવાની અને જ્યાં હરિફાઈનો સંભવ લાગે ત્યાંથી પાછા હટી જવાની વારંવાર સલાહ આપી છે. પણ આભ ફાટયું હોય ત્યાં થીંગડું દેવાથી શું વળે? તેથી તેમણે સ્વરાજ્ય પક્ષના અગ્રણીઓ સાથે અને છેવટે દા. બેસંટ અને વિનીત પક્ષ સાથે પણ સમાધાન કરવા સારૂ મસલત શરૂ કરી છે. તે સત્વર સફળ થાય અને ગંભીર કાર્ય માટે અનુકૂલ વાતાવરણ ઉત્પન્ન થાય એવી સૌની પ્રાર્થના છે.

દરમ્યાનમાં મુંબાઇના મહાત્માજીના ભાષણ પરથી તેમ જ દા. બેસંટના એક સંદેશા પરથી સમાધાનની કંઇક વિગતો તરી આવી છે.*

(૧) ગાંધીજીના જ વ્યાખ્યાન પરથી સમજાયું કે તેઓ માત્ર સ્વરાજ્યવાદીઓ સાથે જ નહિ પણ બીજા સૌ રાષ્ટ્રીય પક્ષો સાથે ઐક્ય ચહાય છે.

(૨) હાલ તેઓ તો ખાદી, અંત્યજ અને હિંદુ-મુસલમાનના ત્રિવિધ કાર્યક્રમ પર જ એકાગ્ર થવા ઇચ્છે છે અને તે વિષે તેમ જ અહિંસાના સિદ્ધાંત વિષે સૌ એકમત છે તેથી આ સમાધાન શક્ય બને છે.

* આ લખાયા બાદ યંગ ઇન્ડીઆ અને નવજીવનમાં ગાંધીજીની આ વિષે ચોક્કસ દરખાસ્ત પ્રકટ થઇ ચૂકી છે.

(૩) દા. બેસંટના સં[illegible] છે કે આવું ઐક્ય સાધવા માટે ગાંધીજી અસહકાર, બહિષ્કાર અને કાયદાભંગની ચળવળને એક વરસ સુધી મુલતવી રાખવાને તૈયાર છે. તેમણે યંગ ઇન્ડીઆમાં "એક જ ક્રમ" નામના લેખમાં થોડા વખત પર આવી દરખાસ્ત મુકી હતી તેથી એ વિષે ખાતરી થાય છે.

(૪) તેની સાથે ગાંધીજીની એ સરત પણ દેખાય છે કે દા. બેસંટ અને શ્રી શ્રીનિવાસ શાસ્ત્રી જેવા આગેવાનોએ તેમ જ મહાસભાના સૌ કાર્યકર્તાઓએ—કદાચ સર્વે સભાસદોએ પણ દર મહિને ૨૦૦૦ વાર સુતર કાંતીને મોકલવું જોઈએ.

કંતામણની આવી અચૂક કલમ છતાં પણ દા. બેસંટે ગાંધીજીની સરતોને કંઇક વધાવી લીધી છે એ મંગળ ચિહ્ન જણાય છે. તેઓ કલકત્તે થઇને સીમલામાં બધા આગેવાનો સાથે મસલત ચલાવવા ઉપડી ગયા છે. મહાત્માજી કંતામણને ફરજીઆતને બદલે મરજીઆત કરશે અને બીજા પક્ષો તે વિષે છીટ દૂર કરીને તેની આર્થિક આવશ્યકતા સ્વીકારશે તો ઐક્ય સહેલાઇથી સધાશે એમ લાગે છે.

એમ થશે તો જ બેળગામની મહાસભા દેશની પૂરેપૂરી પ્રતિનિધિરૂપ બનશે, ગાંધીજી તેનું પ્રમુખપદ સ્વીકારશે અને કદાચ તે ૧૯૧૬ની માફક સ્વરાજ્ય વિષે એકત્ર મત રજુ કરી શકશે એવી આશા રાખીશું.



# યુગધર્મના ગ્રાહકોને

આ માસ (ભાદરવા)ના અંક સાથે યુગધર્મનું બીજું વર્ષ પૂરું થાય છે. ઘણાખરા ગ્રાહકો વર્ષની શરૂઆતથી જ નોંધાયેલા હોવાથી જેમનું લવાજમ ખલાસ થયેલું છે, તેમને આ અંકમાં બીડેલા જુદા પોસ્ટકાર્ડથી એ બાબત સૂચના આપી છે. આવતા વર્ષમાં ચાલુ રહેવા ઇચ્છતા ગ્રાહકોને અમારી ખાસ આગ્રહપૂર્વક વિનંતિ છે કે તેમણે લવાજમના રૂા. ૬) મનીઓર્ડરથી મોકલી આપવા કૃપા કરવી. બધા જ જો અંક વી. પી. થી આવવાની રાહ જુએ તો વી. પી. રવાના કરતાં જ એક અઠવાડિયું આવ્યું જાય, અને આવતો અંક લગભગ ૧૫ દિવસ ગ્રાહકોને મોડો પહોંચે. વળી મનીઓર્ડર મોકલવાથી અમારી ઘણી મહેનત બચે અને ગ્રાહકોને વી. પી. રજીસ્ટ્રેશનની ફી પણ ભોગવવી ન પડે. **જેમનો મનીઓર્ડર કે ગ્રાહક તરીકે ચાલુ ન રહેવા ઈચ્છનાર તરફથી નકારનો જવાબ આવતા અંક પહેલાં નહિ આવી પહોંચે, તેમને આસો માસનો અંક આવતી પૂનમે વી. પી. થી રવાના કરવામાં આવશે, જે સ્વીકારવા ગ્રાહકોને વિનંતિ છે.**

તમામ પત્રવ્યવહાર "વ્યવસ્થાપક, યુગધર્મ કાર્યાલય, રાયખડરોડ, અમદાવાદ" ને શિરનામે કરવો.

આ માસિક અમદાવાદ સિવીલ ઇસ્પીતાલની સામે પાનાભાઇની વાડીમાં વસન્ત મુદ્રણાલયમાં ચીમનલાલ ઈશ્વરલાલ મહેતાએ છાપ્યું અને ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે યુગધર્મ કાર્યાલય માટે અમદાવાદ ભદ્ર પાસે આવેલા એ કાર્યાલયના મકાનમાંથી પ્રસિદ્ધ કર્યું.